PEPOLE'S EDITION.

# ARABIAN NIGHTS' ENTERTAINMENTS.



TRANSLATED BY

**ICCHARAM SURYARAM DESAI.**

EDITOR OF THE *"Cujrati."*



With Sixty-five Illustrations.

**IN TWO VOLUMES-VOL II.**



Bombay.

THE "GUJRATI" PRINTING PRESS SERIES.

1889.

Price Rs, 3.

સામાજીક આવૃત્તિ.

# અરેબિયન નાઈટ્સ.

(ભાષાંતર.)

ભાષાંત્તર કર્તા.

ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

[પાસેટ સુંદર ચિત્રો સહિત.]

બે ગ્રંથમાં—ગ્રંથ ૨ જો.

મુંબઈ:
ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ સિરિઝ.

૧૮૮૯.

કિંમત રૂપિયા ૩.

TO

# SHEKH BAHÁVDIN BHÁI.

VAJIR SÁHIB, JUNÁGUDH.

THIS TRANSLATION

OF ONE OF THE MOST POPULAR WORKS

In Muhammadan Literature

is

With his kind permission

RESPECTFULLY DEDICATED

In recogntion of his noble support to

VERNACULAR LITERATURE,

and

of his great popularity derived from charitable works and liberality among

THE SAURÁSHTRA SUBJECT,

BY

THE TRANSLATOR,

I. S DESAI.

"The lives of former generations are a lesson to posterity; that a man may review the remarkable events which have happend to others, and be admonished; and may consider to history of people of preceding ages, and of all that hath befallen them, and be restrained. . . . . Such are the Tales of a Thousand and One Nights with their romantic Stories and their Fables."—LANE.

જનાબે આલી

# શેખ બહાવદીનભાઈ,

સંસ્થાન જુનાગઢના વઝીર સાહેબ;

વિદ્યાકળાના કાર્યમાં આશ્રય આપનારા

અને

લોકોપયોગી કાર્યથી તથા ઉદારતાથી

સૌરાષ્ટ્ર પ્રજામાં અતિ પ્રિય થઈ પડેલા,

એઓને

ઈસ્લામી સાહીત્યના આ સર્વોત્તમ ગ્રંથનો બીજો
ભાગ ભાષાંતરરૂપે

સત્કાર પૂર્વક

ઈચ્છારામ સૂર્યરામ દેસાઈએ

નજર કર્યો છે.

"પૂર્વકાળના મહાન પુરૂષોનાં જન્મ વૃત્તાંતો ચાલુ કાળને બોધક છે; એક માણસ, બીજા કાળમાં શું શું નોંધી લેવા જોગ વૃત્તાંત બન્યા છે, તેનું અવલોકન તેનાથી કરી શકે છે, અને શિક્ષણ લે છે; તેમજ પૂર્વકાળના લોકોના ઐતિહાસ ઉપર વિચાર કરી, તેમના ઉપર શું શું વિટંબણાઓ વિતિ હોય છે તેનું મનન કરે છે, અને તેવી વિટંબણાઓ પોતાથી દૂર રાખવાનો પ્રયત્ન કરે છે." . . . . "આ એક હજાર ને એક રાત્રિની ગમતો, તેમાંની વિલક્ષણ કથાઓ અને કાહાણીઓથી એવીજ શિક્ષણરૂપ છે."

લેન.

# ઉપોદ્ઘાત.

શ્રમ અને ધીરજનું આ મારૂં કાર્ય આજે પૂર્ણ કરીને ગૂજરાતી વાચકવૃંદ સમીપ મૂકું છું. એ મારા ઉરોમંગની મેહેનત છે, ને એ કાર્ય પૂર્ણ કરતાં મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે; કારણ કે ગૂજરાતી વર્ગે મારી યથાર્થ બુજ જાણી છે. "અલેફ લયલા વ લયલા" એ નામે અરેબિકમાં ઘણા વર્ષો પૂર્વે રચાયલા–ગુંથાયલા–ગવાયલા–વખણાયલા ગ્રંથની જે મહત્તા આજ વર્ષોના વર્ષો થયાં યૂરોપ એશિયામાં સ્થાપિત થઇ છે તે મહત્તાના ભોક્તા થવાને ગૂજરાતી વર્ગ પણ ભાગ્યશાળી થયો છે; ને એ વર્ગ આવા અલૌકિક ગ્રંથમાટે કેટલી કાળજી બતાવે છે તેની સાબીતી એટલીજ બસ છે કે આ ગ્રંથની ઘણી મોટી માગણી થઈ છે.

એરેબિયન નાઇટ્સ–અલેફ લયલા વ લયલા–એક હજાર અને એક વાર્ત્તાનું ઉત્પતિસ્થાન ક્યાં છે, તે કેવી રીતે પ્રસિદ્ધિમાં આવી છે, યૂરોપમાં કેવી રીતે તેનો સત્કાર થયો છે એ સર્વ સંબંધી મેં પેહેલા ગ્રંથના ઉપોદ્ઘાતમાં લખ્યું છે. વિશેષ જાણવામાટે મેં મિ૰ રીચર્ડ એફ. બર્ટનની "અલેફ લયલા વ લયલા" જોઇ, પરંતુ તેમાંથી મને કંઇ નવું પ્રાપ્ત થયું નથીઃ–પણ તે જોતાં એરેબિયન નાઇટ્સના અંગ્રેજીમાં જે ભાષાંતર હાલમાં જણાયલા છે તે બહુજ અપૂર્ણ અને ઘણી બાબતમાં અસંતોષ પમાડનારા છે એમ સ્પષ્ટ જણાયું. મૂળ વાર્ત્તામાંથી અડધો અડધ વાર્ત્તાઓ, ગમે તે કારણુસર, ઘણા ભાષાંતર કર્તાઓએ છોડી દીધી છે; અને ભાષાંતરમાં બહુ ગોટા વાળ્યા છે. મૂળ વાર્ત્તાગ્રંથમાં, આપણા દેશમાં ભાટ ચારણો જે રીતે વાર્ત્તા કહે છે તે રીતે વાર્ત્તા કહેવામાં આવી છે. વચ્ચે વચ્ચે જુદી જુદી કવિતા મૂકી તેને સણગારવામાં આવી છે, ને જ્યાં ત્યાં શિક્ષા વાક્યો દૃષ્ટિગોચર થાય છે. અંગ્રેજી ભાષાંતર કરનારાઓએ આ બધાં શિક્ષાવચનો ને કવિતાનો ત્યાગ કરી દીધો છે. મેં પ્રથમથી પહેલા પ્રકારના ગ્રંથોપરથી ભાષાંતર શરૂ કીધું હતું, તેથી બર્ટનવાળી "અલેફ લયલા વ લયલા" હાથમાં આવ્યા પછી પણ તે ધોરણમાં ફેરફાર કીધો નથી.

જે ઘણીક કથાઓ અંગ્રેજી લખનારાઓએ છોડી દીધી છે તે ઘા-

રવા પ્રમાણે અનીતિવાન્ ધારીને છોડી દીધી હશે. મેં જ્યારે બર્ટનની "અલેફ્ લયલા વ લયલા" વાંચવી શરૂ કીધી ત્યારે પણ એમજ ધાર્યું હતું, પરંતુ સર્વ વાર્ત્તા સંપૂર્ણ કીધા પછી હું નિરાશ થયો ને ધાર્યું કે પાશ્ચાત્ય પ્રજાના નિયમો નીતિના સંબંધમાં બડા વિલક્ષણ છે. તેઓ નીતિના સંબંધમાં જે કંઇ ધારે છે તે માત્ર મૂખનો બકવાદજ છે. પૂર્વ તરફની પ્રજાના લેખમાં જે અનીતિવાન્ કંઇપણ નહિ ગણે તેણે, પાશ્ચાત્યપ્રજા મોટો દોષ કર્યો સમજે છે. પાશ્ચાત્યપ્રજા ઘણીકવાર કુદરતને માથે થયલી દીસે છે. કુદરતી જે કંઈ હોય છે તે નહિ બોલવા દેવું એવો તેઓનો સ્વભાવ પડી ગયો જણાય છે. દાખલા તરીકે આપણે જોઈએ તો યૂરોપિ પ્રજાનો એક નવલકથા રચનાર પોતાનાં નાયક નાયિકાનાં લગ્ન કીધાં પછી તેઓને "હનીમુન" ભોગવવાનેમાટે એકલા છોડીને ચાલ્યો જશે—જાણે તેમનો વિહાર એ કંઈ છેજ નહિ. પણ પૂર્વ તરફના કવિ, ગાથા કેહેનાર ભાટ કે ચારણ તો આપણને દમ્પતિના વિલાસભુવનમાં તેડી જશે ને ત્યાં કેવા કેવા પ્રકારે પ્રારંભ પ્રેમના પ્રવાહમાં નાયક નાયિકા તણાયા જાય છે તે કાનો કાન સંભળાવશે—ને તેનું દર્શન કરાવશે—જોકે તેમાં કુદરતીજ વસ્તુ—સ્વભાવ સિવાય—રસહીન અનીતિ જેવું કંઇપણ હશે નહિ. વાસ્તવિક રીતે એરેબિયન નાઇટ્સનો કથા પ્રસંગ ગંભીર ને ઉંચો છે; કથારસ મધુર, ઉંડો અને સ્વાભાવિક છે; સાદો, શાંત અને સત્યતાથી ભરેલો છેઃ જેવો આજ કાલની વાર્ત્તામાં ક્વચિતજ જણાય છે એમાંના પ્રસંગો ઘણા ચિત્તવેધક ને બોધક છે, અને કેટલીક બાબતમાં તો એટલા બધા તલ્લીન કરનારા છે કે જેથી મિનો-હીઝહાનવારી હુરીઓની વચ્ચે જવા છતાં પણ ઉદાસીનતા પ્રાપ્ત થયા વિના રહેતી નથી. જેવી શિક્ષા સોક્રેટીસ અને પ્લેટોના બોધવચનમાંથીજ મળે છે, તેવોજ એનો સાર શિક્ષણદાયી છે. ખરેખરા દુર્ગુણો, છટેલપણું, વિષયાસક્તિ, કામોત્પાદક વચનો, એમાં કોઇપણ સ્થળે નજરે પડતાં નથી; જેવું છટેલપણું, વિષયાસક્તિ, કામોત્પાદક વિચારો ને દુર્ગુણો અંગ્રેજી નવલકથાને નામે પ્રગટ, થતી ઘણી વાર્ત્તાઓમાં ભરપૂર જણાય છે. હાલનો ઓગણીસમી સદીનો કાળ તો 'ઉપરકી ટાપટીપ ઓર ભીતરકી રામજી જાણે' તેમ ઉજળા બગભક્ત જેવો છે. માત્ર શબ્દોમાં નીતિનાં વાક્યોનો સમાસ થાય છે, વિચારમાં નહિ; નીતિનાં વાક્યો જીભમાં રેહે છે, અંતરમાં નીતિ નહિ; બહારથી સાફસુફ રાખવામાં આવે, પણ અંદર તો મેલા—ગંદા—કોહેલા સડેલા—અર્થાત્ સદ્ગુણને નામે શુદ્ધ સ્વચ્છ દંભીપણું આજ કાલ જોવામાં આવે છે. આવો

એક વર્ગ આજકાલ આ દેશમાં પણ ઉત્પન્ન થયો છે, તે, આ એક અતિ ઘણું મૌલ્યવાન્ પુસ્તક તેનો અનાદર કરીને કહે છે કે આ "એરેબિયન નાઇટ્સ"નો ગ્રંથ તો સંપૂર્ણ છટેલપણું ને વિષયવાસનાથી ભરેલો છે. ક્યાં વિષયાસક્તપણું કે અનીતિએ વાસ કીધો છે તે તો કોઇએ અદ્યાપિપર્યંત બતાવ્યુંજ નથી. માટે ફરીથી આટલું તો એક એરેબિક નીતિવચન પ્રમાણે કહેવું પડે છે કે To the pure all things are pure. સારાને સર્વેજ સારૂં. વાંધો કાઢવો હોય, દોષજ જોવા હોય તો અંગ્રેજીમાં શેકસપીયર, સ્ટર્ન, સ્વિફ્ટ, બાયરન જેવા મહા કવિના ગ્રંથોમાં પણ અનીતિનાં વાક્યો ડગલે ડગલે જણાય છે; છતાં તે ગ્રંથો સર્વે માન્ય થયા છે ને તેના પ્રત્યે કોઇ અભાવ પણ બતાવતું નથી. શેકસપીયરના વિનસ અને એડોનીસ–કામદેવ અને રતિના કાવ્યમાં જે કામોત્પાદક વિચારો દર્શાવ્યા છે તેવા વિચારો આ ગ્રંથમાં કોઇપણ સ્થળે છેજ નહિ એમ મારે ખાત્રીપૂર્વક કહેવું પડે છે. એરેબિયન નાઈટ્સ જેવા ઉત્તમ–સર્વ માન્ય ગ્રંથમાટે ઇતિહાસવેત્તાઓ કેવો ઉત્તમ વિચાર ધરાવે છે તે, જે એક દાંભિક વર્ગ આજકાલ મુખમાં નીતિવચનો ગાતો ફરે છે, પણ અંતરમાં નીતિનો છાંટો રાખતો નથી તેનેમાટે હું અત્રે ઉતારી લઉં છું. ક્રીચટન, પોતાના એરેબિઆના ઇતિહાસમાં લખે છે કે–

The pleasure we derive from perusing the Thousand-and-One Stories makes us regret that we possess only a comparatively small part of these truly enchanting fictions. આપણા નીતિવાન્ ડોલ ઘાલું સાધુ સુધારાના લાલ અને વર્તમાન પત્રવાળાઓએ આથી ઘણું શીખવાનું છે.

એરેબિયન નાઇટ્સની વાર્તાના કથા પ્રસંગો મૂળ તેજ દેશના છે કે બીજા દેશના છે તેના સંબંધમાં પહેલા ગ્રંથનો ઉપોદ્‌ઘાત લખતી વેલાએજ મેં કેટલોક સંદેહ ઉત્પન્ન કીધો હતો. આ મારો સંદેહ બહુ અંશે સત્ય ઠરે તેમ છે. પ્રાચીન કાળનો એક ગ્રંથ નામે "કથા સરિત્ સાગર" આ ભાષાંતર પૂર્ણ કીધા પછી મારા જોવામાં આવ્યો છે. એ ગ્રંથમાં કેટલીક વાર્તાઓ છે તે વાર્તાઓનો કેટલોક ભાગ આ નાઈટ્સોમાં જોવામાં આવે છે. કયાં કયાં મળતાપણું છે તે સર્વે તે ગ્રંથ પ્રગટ કરતી વેળાએ બતાવવાનો મેં ઇરાદો રાખ્યો છે, પણ દાખલા તરીકે એકજ પ્રસંગ અત્રે બતાવું છું. આ એરેબિયન નાઇટ્સના ઉપોદ્‌ઘાતની વાર્તામાં **શેહેરીયાર** ને **શાહજમાન** જંગલમાં ગયા પછી રાક્ષસની રાખેલી પ્રિયાંગના પાસથી

એક વીટીનો ઝુમખો નીકળ્યો હતો. "કથાસરિત્‌સાગરના યશોધર્મા રાજાને એક લોંડી સાથે જે પ્રસંગ પડયો હતો તે પણ આને મળતોજ છે."

આ પ્રમાણે કેટલીક કથામાં એકસરખાપણું છે, ત્યારે સવાલ એવો ઉત્પન્ન થાય છે કે પેહેલો ગ્રંથ કિયો, "કથાસરિત્‌સાગર" કે "એરેબિયન નાઇટ્‌સ"? આ સવાલનો નિર્ણય કરવો ઘણો દુર્ઘટ નથી. જેમ ક્રાઇસ્ટ તેજ કૃષ્ણ કે કૃષ્ણ તેજ ક્રાઇસ્ટ? રામાયણ પેહેલું કે ઇલિયડ? એ સવાલો-નો નિર્ણય કરવો કઠિણ નથી તેમ આનો પણ નિર્ણય કઠિણ નથી. "કથા સરિત્‌સાગર" કાશ્મીરવાસી સોમદેવ કવિએ ૧૧ મા સૈકામાં, ૭ મા સૈકામાં થએલા ગુણાઢય નામના કવિના એક લાખ શ્લોકવાળા "બૃહત્કથા" નામના ગ્રંથપરથી રચ્યો છે. હવે પેહેલું શું હશે તે વાંચનારે તપાસવું.

આ ભાષાંતર મેં શબ્દસઃ કરવાનો પ્રથમથીજ હેતુ રાખ્યો નહોતો; પણ કથા પ્રસંગ સર્વ રાખી વિશેષ રસમય થાય તેમ કરવા ધાર્યું હતું, ને તે પ્રમાણેજ આ ભાષાંતર થયું છે, એમ કહેતાં મને સાનંદસંતોષ થાય છે કેમકે લોકોને આ ભાષાંતર ઘણું પ્રિય થઇ પડયું છે.

છેલ્લે, વાચકવર્ગની ક્ષમા ચાહું છું; શાથી જે, પ્રથમ ગ્રંથ બહાર પડયાને લગભગ બે વરસ થવા આવ્યાં ત્યારે આ બીજો ભાગ હું તેમની સેવા-માં મુકું છું. આજ લગભગ દોઢ વર્ષ થયા આધિ ને વ્યાધિની પીડા સાથે ઉપાધિથી પણ હું પીડિત છું, ને તેજ કારણ આ ગ્રંથને બહાર પાડવામાં થયેલી ઢીલનું છે. છતાં પણ મુસલમાન પ્રજાનો માનિતો, અને આ જગમાં સર્વત્ર જાણીતો એવો "એરેબિયન નાઇટસ"નો ગ્રંથ મોડો તો મોડો, પણ નવા રંગમાં મૂકવાને હું શકિતવાન થયો છું, તે માટે તે અલ્લાહ કે જેના ગુણાનુવાદ સર્વ જગમાં ગવાય છે, જે ત્રિભુવનનો માલીક છે, જ-ગતનો સૃજનાર છે, સરસ્વતિનો શણગાર છે, આનંદનો અર્ણવ છે, વિલાસ વૈભવની વિભૂતિ છે, ઉત્પતિ, સ્થિતિ ને પ્રલયનો પિતા છે, મારાપર જેની પૂર્ણ રહેમ નજર છે, જે અલ્લાહ, ઇશ્વર, ગૉડ, ખુદા એવાં અનેક નામથી પ્રસિ-દ્ધ છે તે કરુણાસાગરે કૃપાવાન્‌ થઇને આ ગ્રંથની પૂર્ણાહુતિ કરાવી તે સર્વની મનકામના પૂર્ણ કરો એવી યાચના પૂર્વક તે સર્વેશ્વરને હું વંદન કરૂં છું.

સુરત, ગોતાળાવાડી
પાપમોચની એકાદશી,
ફાલ્ગુન, ૧૯૪૫.

ઇચ્છારામ સૂ. દેસાઈ.

ગ્રંથ ૨જાની

# અનુક્રમણિકા.





કમરલઝમાન મહારાજા મુકરર થયો. પૃ. ૧.

સચિત્ર

# અરેબિયન નાઈટ્સ

અથવા

## એક હજાર અને એક રાતની ગમત.

## પુસ્તક બીજું.

### રાજપુત્ર અમગીઆદ અને અશાદની વાર્ત્તા.

"પ્રાણનાથ, આ બંને રાજપુત્રોની વાર્ત્તા તેમનાં માતપિતાના કરતાં ઘણીજ ચમત્કારિક છે અને મારી ખાત્રી છે કે આપ તેથી પરમ્સંતોષ પામશો" શેહરાજાદીએ એટલું બોલી વાર્ત્તાનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું,—

આ બંનો રાજપુત્રોને ઘણી સંભાળથી ઉછેર્યા હતા. જ્યારે બંનો વિદ્યા સંપાદન કરવાને યોગ્ય થયા ત્યારે બન્ને એકજ ગુરૂને સોંપ્યા અને હુન્નર અને કળા કૌશલ્યના શિક્ષક પણ બન્નેને માટે એકજ રાખવામાં આવ્યા હતા. તેઓ મુળથી બુદ્ધિવાન્ અને સુસ્વભાવના હોવાથી તેઓને યોગ્ય ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું. આથી નાનપણનો તેઓનો એક બીજા તરફનો પ્યાર, એક સરખી રીતભાત અને વિચારોથી વૃદ્ધીને પામ્યો. જ્યારે તેઓ યોગ્ય ઉમરના થયા ત્યારે પોત પોતાનો સંસાર વ્યવહાર ચલાવવા

માટે તેઓ બંનેને નિરનિરાળા મેહેલમાં રાખવાની તેના પિતાએ યોજના યોજી, તથાપિ તેઓમાં અન્યોઅન્ય અપ્રતિમ પ્રેમ હોવાથી તેમણે પોતાના પિતાને વિનતિ કીધી કે,–"અમોને એકજ ઘરમાં ભેળા રહેવા દ્યો"– એટલો બધો ધાડો પ્યાર તેઓ રાખતા હતા. તેઓના પિતાએ એ વિનતિ માન્ય રાખી. તેઓને માટે ચાકરો, ગાડી, ઘોડા, રહેવાના ઓરડા, ને જ- મવાને ટેબલ એકજ રાખ્યું. **કેમર્લિઝમાન** બાદશાહ તેમની શક્તિ અને પ્રમાણિકપણા માટે એવો તો ઉંચો મત રાખતો હતો કે તેમને ૧૮ વર્ષની ઉમરમાં તો પોતાની સભામાં બેસાડવા લાગ્યો, એટલુંજ નહીં પણ શિકાર કરવા જાય ત્યારે પોતાની ગેરહાજરીના વખતમાં તેમને વારાફરતી અધ્યક્ષની ખુરશી પણ સોંપતો હતો.

આ બન્ને રાજપુત્રો સરખાજ ખુબસુરત હતા અને જ્યારે તે તારુણ્યના રંગમાં આવ્યા ત્યારે તો જાણે આબેહુબ મદનનાજ પુતળાં છે એવા મનોહર દીસવા લાગ્યા. એ બન્નેને તેમની માતાઓ અણહદ પ્યારથી ચહાતી હતી; તથાપિ તેમાં આશ્ચર્યજનક એ હતું કે રાણી **બદુરા, હાતાલ- નીફસના** પુત્ર **અશાદને** પોતાના પુત્ર કરતાં વધારે ચહાતી હતી, તેમજ રાણી **હાતાલનીફસ, બદુરાના** પુત્ર **અમગીઆદને** પોતાના કુંવર કરતાં વધારે પ્રેમથી જોતી હતી.

પ્રથમ તો આ બન્ને રાણીઓની અયોગ્યતાને માટે એમજ લાગ્યું કે પોતાના પરસ્પરના પ્યારને લીધેજ એક બીજાનું મનાકર્ષણ થતું હશે, પણ રાજપુત્રોનો તારુણ્યનો બહાર જેમ જેમ ખીલતો ગયો, તેમ તેમ તે રાણીઓની મનોવૃત્તિનું સ્વરૂપ પણ બદલાવા લાગ્યું. પ્રથમ જે તેઓની કેવળ નિર્દોષ પુત્રપ્રીતિ હતી તે પ્રીતિએ હવે કામ વાંચ્છનાનું વિપરિત રૂપ ધારણ કર્યું–તેઓ તેઓનાપર એટલી તો મો- હીત થઇ ગઇ કે તેઓને શરીરશુદ્ધિ પણ રહી નહી. તેઓનું દીવ્ય મનોહર સ્વરૂપ નિહાળીને તાત્કાળમાં તેણીની આંખોપર મોહજાળ ફરી વળી ને તેઓના જ્ઞાનચક્ષુ ઉપર જે અંધારી છવાઇ ગઈ તેથી તેઓ સમજી ગઈ કે આ મોહ કેવી તરેહનો છે! તેનાથી મુક્ત થવા માટે મનોનિગ્રહ રાખવા સારૂ ઘણાં ફાંફા માર્યા, પરંતુ તેઓની ઉછંકળવૃત્તિએ તેઓને ફાવવા દીધી નહીં. મોહપાશમાંથી મુક્ત થવાને બદલે આખરે તેઓ એટલે સુધી તલ્લીન થઈ ગઇ કે ખાવાપીવાનું કે ઉંઘવાનું પણ તજ્યું. ન્હાનપણથી રાજપુત્રોને રમાડવા, લાડલડાવવા, મુખચુંબનો લેવા વગેરે

કામ એક માતાની માફક તેઓએ અદ્યાપિ સુધી બજાવ્યું હતું પરંતુ હવે જો કે તેવા લાડ નહી છાજતા છતાં તે શરૂ રાખવાથી તેઓની ચંચળવૃત્તિ વધારેને વધારે બગડવા લાગી. રાજપુત્રના દર્શન થાય ત્યારે બંનો રાણીઓ તેઓ તરફ એકી તસે જોયા કરતી, દિગ્મૂઢ થઇ જતી, નાડીઓ સુસ્ત જણાતી, ને જો કંઇ પુછવામાં આવતું તો બરાબર પ્રતિઉત્તર આપતી નહિં. મદનસરો બન્નો નેત્રમાંથી સોસરા નિકળતા, ને કોઈ બીજો હોય તો તે ભૂમિને ભેટયા વગર રહે નહિ, પણ નિર્દોષ રાજપુત્ર કશું સમજ્યા નહિ. રાજપુત્રો તો પોતાની સગી ને સાવકી માતાઓને મમતાથી મળવા જતા હતા, પ્રીતિથી તેમની સાથે ભાષણો કરતા હતા અને પુજ્ય માતા પ્રમાણે પુજન કરતા હતા. પરંતુ આ ચંડાલણીઓના મનમાં એવી ભયંકર પાપ વાંચ્છના રમી રહી છે તે બાપડાઓને કયાંથી માલુમ? આ બન્ને રાણીઓએ પોતાનો મનોદય એક બીજીથી છુપો રાખ્યો નહોતો તથાપિ રાજપુત્રો આગળ ઉઘાડા પડવાની હીંમત કોઇની ચાલી ન્હોતી; છેલે પોતાની નીચ યાતના પાર પાડવા માટે તેઓએ એવો તાલયંત્ર રચ્યો કે **કમર્ઝઝમાન** બાદશાહ શિકાર કરવા જાય ત્યારે, તેમનાપર પોતપોતાની મનકામનાના પત્રો લખવા. મહારાજ, આપ આશ્ચર્ય નહિ પામો; મદનનું રાજ એવુંજ છે!

એક વખત રાજપુત્ર **અમગીઆદ** જ્યારે પોતાનો પિતા શિકારપર ગયો ત્યારે તેની ગેરહાજરીમાં સભાપતિની ખુરશીએ બિરાજ્યો; અને બપોરના બે કે ત્રણ વાગતા સુધી ન્યાયનું કામ કરી સભાસ્થાનથી પોતાના મેહેલ તરફ પાછો ફરતો હતો તેવામાં, એક સેવકે તેને બાજુપર બોલાવી લઇ, રાણી **હાતાલનીફસ**નો લખેલો પત્ર તેના હાથમાં આપ્યો. એ વાંચતાંજ **અમગીઆદ** ક્રોધાગ્નિથી કંપાયમાન થઇ ગયો. તેના નયનો લાલચોળ બની ધુરકવા લાગ્યાં. તેનું હૃદય અતી આવેશમાં આવી ગયું અને તેણે પેલા પત્ર લાવનારને અતી જૂસ્સાથી કહ્યું,–"નિમકહરામ, આવી રીતે તારા ધણીનું અને તારા રાજાનું લુણ હલાલ કરે છે કે?" એટલું બોલતાની સાથે મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી તેનો શિરચ્છેદ કરી નાંખ્યો.

આટલું કીધા પછી તે લાગલોજ ક્રોધાવેશમાં પોતાની માતા **બદુરા** પાસે જઇ પેલો પત્ર વાંચી સંભળાવી ક્રોધયુક્ત મુદ્રાથી તે કોણે કેવા દુષ્ટ ઉદ્દેષથી મોકલ્યો હતો તે પણ જણાવ્યું. પરંતુ **બદુરા** રાણી તો તે શું બોલે છે તેના તરફ કશું લક્ષ નહીં આપતાં ગુસ્સાથી

બોલી ઉઠી,–"રડયા દોહોડ ડાહ્યા, એવી નાલેસી ભરી વાત કરતાં શું તને શરમ આવતી નથી ! એ સઘળું જુઠાણું અને બદગોઇ છે. તે બાપડી **હાતાલનીફ્સ** ઘણી શાહાણી અને પવિત્ર છે ને તેને માટે તું આવું મારી આગળ જે બોલે છે તે તમામ જુઠું આળ છે–તું કેવળ લબાડ છે. તેની વિશુદ્ધીને લાંછન લગાડે છે? બેરમૂર્ખ, તું લજ્જા ધર. આથી રાજપુત્ર પોતાની માપર ઘણો કોપાયમાન થયો અને કહેવા લાગ્યો,–"તમો બંને પાપણીઓ છો તેમાં કશો સંશય નહીં. જો મારા પિતાના અનાદરનો ડર ન હતે તો આજ રાણી **હાતાલનીફ્સ** કયારની ઠેઠ પહોંચી હતે ! પરમેશ્વરની હજુરમાં તેને પોતાના પાપનો પસ્તાવો કરવા પહોંચાડી હતે !"

હવે રાણી **બદુરા**ના મનમાં આપરથી એટલું તો આવવુંજ જોઇએ કે રાજપુત્ર **અશાદ**નું આચરણ કોઇ રીતે રાજપુત્ર **અમગીઆદ**થી ઉતરતું નથી ને તે મારા પ્યારદર્શિત પત્રને પોતાના ભાઈએ જેવો આદર કીધો તે કરતાં ભાગ્યેજ ઓછો કરશે ! તથાપિ પોતાના મનોદયનો અખતરો અજમાવવા વિના તેનાથી રહી શકાયું નહીં. તેણે બીજેજ દીવસે એક પત્ર તેનાપર પણ લખ્યો અને ઘરમાં એક ડોસી આવતી જતી હતી તેની સાથે તે મોકલાવ્યો.

આ ડોસી સભાસ્થાનના દરવાજા આગળ રાહ જોતી ઉભી રહી કે કયારે રાજપુત્ર **અશાદ** નીકળે અને તેના હાથમાં પત્ર મુકી દઉં ! કારણ આજે સભાપતિની ખુરશીએ **અશાદ**ને બિરાજવાનો વારો હતો. રાજપુત્રના હાથમાં જેવો પત્ર પડયો કે તુરત તે વાંચતાંવાર તેના સર્વાંગો ક્રોધ-યુક્ત બની રહ્યાં; ગુસ્સાથી તેની ભુજાઓ થરથર કાંપવા લાગી; તેના હૃદયમાંના કોપાગ્નિએ ભડકું લઇ તેના ભિત્તરને બાળી મુકયું અને હજુ પત્ર પુરો વાંચ્યો નહીં તે પેહેલાં તરવાર કાઢી તે ડોસીના એક ઘાથી બે તુકડા કરી નાંખ્યા–તેને વધ કરી પ્રભુના ધામમાં પહોંચાડી. ત્યાંથી તે લાગલોજ પોતાની માતા **હાતાલનીફ્સ**ના ઓરડામાં પેલો કાગળ જેમનો તેમ હાથમાંજ રાખી ધસી ગયો. જોકે માતાને એ પત્ર બતાવ્યો હોત, પરંતુ તે તો **અશાદ** દ્રષ્ટિગોચર થતાંજ ચીરડાઇ વચમાંથીજ ક્રોધાગ્નિ ભરેલી ઉઠી અને બરાડ પાડી બોલી;"હું જાણું છું કે તને શું ભૂત ભરાયું છે અને તારૂં કેવા પ્રકારે ચિત ભ્રમ થયું છે! તારા ભાઇ **અમગીઆદ** જેવોજ તું છટેલ છે તેમાં

કશો સંશય હવે રહ્યો નથી—ઓ રડયા, જા તારૂં કાળું કર. ફરીને મને તારૂં મ્હોં બતાવતો નહી."

આ સાંભળીને તો **અશાદ** કેવળ દીગ્મૂઢ સરખો સ્તબ્ધ થઇ રહ્યો. તેની ક્રોધયુક્ત મુદ્રા વિકરાળ સ્વરૂપમાં ભાસવા લાગી. તેનો સ્વરૂપ રંગ માતાના કુવેણોથી બદલાઇ ગયો અને અંતે તે એટલો તો કોપાયમાન થઇ રહ્યો કે તેનું શું ને શું કરી નાખ્યું હોત. તથાપિ તે સુજ્ઞ હોવાથી સઘળો ગુસ્સો સમાવી ગયો અને એક પણ બોલ બોલ્યો નહીં ને તુરત પાછો ફર્યો; કેમકે જો વધારે વાર ત્યાં થાય તો પોતાની મહતા અને શિક્ષણને ન છાજે તેવું કંઇક બોલી દેવાય. ત્યાંથી ચાલીને તે પરભારો રાજપુત્ર **અમગીઆદ**ની પાસે ગયો અને તેણે જોકે પોતાને જે આગલે દીવસે પત્ર મળ્યો હતો તે વાત **અશાદને** નિવેદન કરી નહોતી, પણ પોતાની માતાના કુવેણથીજ તેનું હૃદય છિન્નભિન્ન થઈગયું હતું. તે મનમાં સમજી ગયો કે **હાતાલનીફસથી** આપણા માતુશ્રી કાંઈ ઓછાં ઉતરે તેવાં નથી. **અશાદે** આવીને પણ બનેલી શોકાસ્પદ હકીકત કહી સંભળાવી અને ત્યારે પોતપોતાની માતા માટે બંનેને બેહદ બળાપો થયો—તેઓ ત્યાર કેડે અતી શોકાતુર થઈ બેઠા ને શોકમાં બંનો રડયા.

સદ્ગુણસંપન્ન રાજપુત્રોની નીતિ અને સદાચરણ જોઇ એક માતા તરીકે આનંદથી ઉભરાઇ જવાને બદલે—કે પુત્ર તરફનું માન ગૌરવ માનવાને બદલે એ બન્ને રાણીઓ જીવપર આવી ગઇ. કામાંધ મનુષ્યો પોતાની તન મનની શુદ્ધિ ભુલી જાય છે તેમાં કશું ખોટું નથી. આ બંને રાણીઓની ઇચ્છાનો અનાદર થવાથી તેઓની ચિત્તવૃત્તિ તેઓને ઘણું દુઃખ દેવા લાગી. માતા તરીકેની મમતા તેઓ ભુલી ગઇ અને આખરે બન્ને રાજપુત્રોનો નાશ કરવાની તેઓ વેતરણ કરવા બેઠી. "પણ મહારાજ, મૂજના પ્રાણેશ, પ્રભૂ! જુઓની પેલો પ્રભાકર પોતાના કીરણો આપણાપર ફેંકીને આપનો સમય સૂચવે છે." **શેહરાજાદી** બોલી. ને તુર્ત સુલતાને ઉઠીને ચાલવા માંડયું.

## રાત ૨૨૯ મી.

બીજે દિવસે અરૂણોદય થયા પેહેલા **શેહરાજાદીએ** સુલતાનને ઉઠાડીને પાછી તે વાર્ત્તા આ પ્રમાણે કેહેવા માંડી.

બાદશાહ **કમર્લીજમાન** શિકારપરથી પાછો ફરતા પેહેલાં બન્ને રાણીઓએ એકમત થઇ એક ઓરડામાં માંદગીનો સોંગ લઇ શોકાવતાર ધારણ કીધો. આમ કરવાનો તેનો હેતુ બન્ને રાજપુત્રનો નાશ કરવાનો હતો. બાદશાહ શિકાર પછી આવી પોતાના મેહેલમાં જઇ જુએ છે તો ત્યાં બન્ને રાણીઓ અશ્રુપાત કરતી દૃષ્ટિગોચર થઇ–આથી તે ઘણો વિસ્મય થયો અને તેઓએ ઢોંગ પણ એવો સજ્જડ કીધો કે તેને દયા આવ્યા વગર રહીજ નહીં. તે અત્યાગ્રહથી, અતી કારૂણ્યભાવથી પુછવા લાગ્યો,– “તમોને શું થયું છે?” તે સાંભળી આ ઢોંગી રાણીઓએ વધારે જોરથી, ડુસકે ડુસકાં ખાઈ રડવા માડયું ને જેમ જેમ રાજા તેઓના શોકનું કારણ જણાવવાને વધારે આગ્રહ કરે તેમ તેમ વધારે રડે ને કહે નહીં. છેવટે રાણી **બદુરા** બોલી,–પ્રાણનાથ, અમારૂં દુખ શું દાખવીએ? અમારા પ્રત્યે જે હકીકત બની છે તે નિવેદન કરવાની વાતતો એક બાજુએ રહી પરંતુ તેનો શબ્દોચ્ચારણ કરવા અમો કેવળ અશકત છીએ. અમારે તો તમારા પુત્રોનાં કુકર્મો જોઇ ધરતી માતા જગ્યા આપે તો સમાઇ જવું જોઇએ–બીજો કશો ઇલાજ નથી. તમે શિકારપર ગયા પછી બંને રાજપુત્રો અમારા મેહેલમાં આવ્યા. અને તે દુષ્ટોએ અમારી લાજ લુટવાને અમારા પર બળાત્કાર ગુજાર્યો. હાય હાય–પેટનાપુત્રો–અરે એ કાળદાસીઆઓએ જન્મ આપવાનું અમોને ફળ આપ્યું. પીટયા પથ્થર કેમ નિપજ્યા નહીં? રડયાઓએ કુળને કલંક લગાડી સાત પેઢીનું નામ બોળ્યું!” એટલું કહી લાંબું પારાયણ માંડી પાદશાહના કાનમાં એવું તો વિષ રેડયું કે બિચારા નિર્દોષ રાજપુત્રોપર કમકમાટ ભરેલાં કુકર્મોના બનાવટી આરોપોથી પાદશાહ કેવળ સંતપ્ત થઇ ગયો.

પાદશાહે તુરતજ રાજપુત્રોને તેડાવી મંગાવ્યા અને તે વખતે બન્નેને પોતાનેજ હાથે તરવારથી કતલ કરી દીધા હોત, પણ એટલામાં એના સસરા મહારાજા **આરમનોસે કમર્લીજમાન**નો હાથ પકડી લીધો ને કહ્યું; “બેટા, આ શું કરે છે? શું તારા પોતીકા લોહીથી તારા હાથ અને તારો મેહેલ અપવિત્ર કરવા ધારે છે? તું તારૂં પોતાનુંજ રકત પિઈને તારૂં સંતપ્ત થયેલું હૃદય શાંત કરવા માગેછે? જરા દીર્ઘદ્રષ્ટિથી તપાસી જો; જો એઓ ખરેખરા ગુન્હેગારજ હશે તો એને શિક્ષા કરવાના બીજા ઘણાએ રસ્તા છે.”

એટલું કહી એને શાંત પાડયો ને એ જેવા આરોપીત થયા છે તેવા ખરેખરા ગુન્હેગાર છેજ કે નહીં તેની તજવીજ કરવા સમજાવ્યો.

પોતાને હાથે પોતાના પુત્રોના પ્રાણ લેવા તૈયાર થતા તેને ઘણી મુશકેલીથી તેમ કરતાં વાર્યો; ત્યારબાદ પાદશાહે તેમને મેહેરામાં રાખવા હુકમ કરી **ગીઓન્ડર** નામના અમીરને તેડાવી તેને સ્વાધીન કીધા અને સખ્ત હુકમ કીધો કે "તારી નજરમાં આવે ત્યાં, શેહેરથી ઘણે દુર એને લઇ જઈ ઠાર મારજે અને નિશાની દાખલ એના લુગડાં લઇ આવી જ્યારે મને બતાવીશ ત્યારેજ મારા જીવને ઠંડક વળશે. જો આ પ્રમાણેના મારા હુકમનો તારાથી અનાદર થશે તો યાદ રાખજે કે તને ઘાણીમાં પીલી તેલ કઢાવ્યા વિના રહીશ નહીં."

આખી રાત **ગીઓન્ડરે** બંને રાજપુત્રોને લઇ એકસરખું ચાલ્યા કીધું, અને બીજે દીને સુર્યોદય થતાંજ તેણે નિર્દોષ રાજપુત્રોને ઘોડાપરથી ઉતરવા કહ્યું. **ગીઓન્ડર** સકુમાર રાજપુત્રો તરફ નિહાળી ગળગળો થઇ રહ્યો—તે બાપડો ટપકટપક અશ્રુપાત કરી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો પરંતુ નિરૂપાયે કઠોર હૃદય કરીને તેણે રાજાનું સાશન તેઓને કહી સંભળાવ્યું. તે નમ્ર થઇ બોલ્યો,-"મહારાજ, આપના પીતાએ મને મહા બ્રહ્મસંકષ્ટમાં નાંખ્યો છે. આ દુઃસાશન અમલમાં લાવવા તમે ખરૂ માનજો કે હું તદન નારાજ છું. ઈશ્વર પાસે દીનયાચના કરૂં છું કે આવુ કૂર કર્મ મારા હાથથી ન બને ! હાય ! મને નથી સુજતું કે હવે મારે શું કરવું ?" રાજપુત્રોએ કહ્યું,-"ભાઇ તેમાં તારો કશો દોષ નથી. તારે તારૂં કર્તવ્ય બજાવવુંજ જોઇએ-કહ્યું છે કે "ખાવી હોય ભાખરી તો બજાવો નેક ચાકરી" એવી તારી ગતી છે માટે તું તારી ફરજ બેલાશક અદા કર. અમો સારી પેઠે જાણીએ છીએ કે અમારા મૃત્યુનું મૂળ કારણ તું નથી, અને તેથીજ અમો ખરા અંતઃકરણથી તારો બિલકુલ દોપ માનતા નથી."

ત્યારબાદ બંને રાજપુત્રોએ પરસ્પર દૃઢ આલીંગન આપ્યું-ઉપર ઉપર અન્યોઅન્ય મુખચુંબનો લીધાં-તેઓનું છેલું આલીંગન અતિ ચિત્તવેધક અને હૃદયદ્રાવક હતું. જોનારનું ગમે તેવું કઠોર હૃદય પિગળાવી નાંખે તેવો-એ બંનો રાજપુત્રનો દેખાવ કરૂણાજનક થઇ પડ્યો. કેટલીક વાર સુધી તો તેઓ એક બીજાથી છુટા થયા નહો. આખરે રાજપુત્ર **અશાદે** અમીરને કહ્યું,-" મારો જીવ પહેલો લે કે મારા ભાઇનું મૃત્યુ મારે જોવું ન પડે." આને માટે **અમગીઆદે** વાંધો લીધો. આ રગઝગ **ગીઓન્ડર** જોઇ શક્યો નહીં. તેના કાળજામાં એવો તો કારૂણ્યભાવ

પ્રગટ થયો કે બંને રાજપુત્રોની પેઠે તે પણ રડવા લાગ્યો. બંને રાજપુત્રોનો સાચો અને દૃઢપ્યાર નિરખી આકાશવાણી થવાની તૈયારી થઇ રહી–સુર્ય નારાયણનું તેજ જોત જોતાંમાં ઝાંખુ ઝપટ થઇ ગયું–આકાશે શોકાવતાર ધારણ કર્યો–વૃક્ષો પવન સ્પર્શથી પોતાના પાંદડાપરના ઝાકળના પાણી–રડતાં આંસુડાની પેઠે ખેરવા લાગ્યાં. આખરે એમ ઠરાવવામાં આવ્યું કે બન્ને રાજપુત્રને એવી રીતે બાંધી રાખવા કે એક ઝટકે બંનેના સાથેજ પ્રાણ વિસર્જન થઇ શકે–રાજપુત્રોએ વળી વિશેષમાં ગીઓન્ડરને વિનતી કરી કહ્યું,–"અમે જન્મકાળથી દરેક ચીજ સરખે હીસ્સે વેચાતી લેતા આવ્યા છીએ અને તેથીજ અમારૂં નિર્દોષપણું પણ અમારે વેંચી લેવું જોઈએ, માટે અમોને સાથેજ મૃત્યુ આપવાનો પણ કૃપા કરી તારે સ્વિકાર કરવો."

ગીઓન્ડરે તેઓની પ્રાર્થના કબુલ રાખી તેઓને એવી રીતે એકઠા બાંધી મુકયા કે એકે ઘાએ ચુકયાવગર બન્નેના કટકા થાય. એટલું કીધા પછી તે બોલ્યો,–"તમારે કંઇ કહેવું છે?"

રાજપુત્રો બોલ્યા,–અમારે ફકત એકજ વાત તને કહેવાની છે તે એજ કે અહીંથી પાછો જઇ તું બાદશાહ–અમારા પીતાને અમો નિર્દોષ છીએ એટલી ખાતરી કરી આપજે, અને કહેજે કે અમારા મૃત્યુનો દોષ તમારા પર અમોએ મુકયો નથી. કારણ અમારાપર મુકાયલા આરોપોમાં કેટલું સત્ય છે તેથી તમો અણવાકેફગાર છો."

તેઓની ઇચ્છા મુજબ કહેવાનું ગીઓન્ડરે વચન આપ્યું અને પોતાની તલવાર ખેંચી, પણ એના ઝબકારાથી એનો ઘોડો જે નજીક ઝાડ સાથે બાંધ્યો હતો તે ચમકી ઉઠયો અને લગામ તોડાવી નાઠો.

આ ઘોડો એવો તો ઉમદા હતો અને તેની ઉપર સાજ પણ એટલો તો કીમતી સજ્યો હતો કે તેને જવા દેવો ઠીક લાગ્યો નહી! આ બનાવથી તે એવી તો પીડામાં આવી પડયો કે એકદમ તલવાર ફેંકી દઇ રાજપુત્રોને ઠાર કરવાને બદલે તે ઘોડા પાછળ દોડયો.

આગળ ઘોડો ને પાછળ એ, એમ કરતાં કરતાં તેઓ કેટલેક દૂર નિકળી જઈ એક જંગલમાં આવી ચઢયા. ત્યાં ઘોડાએ હણહણવા માંડયુ અને તે સાંભળી એક સુતેલો વિકાળ સિંહ જાગી ઉઠયો. ચોંકીને ઉઠતા વાર સિંહ ઘોડાની પાછળ જવાને બદલે સીધો ગીઓન્ડર તરફ ધસ્યો તે જોઈ ગીઓન્ડરને તો પોતાનો જીવ ઉગારવાનું



સિંહ અમગીઆદ તરફ વિકાળ થઈ ફર્યો. પૃ. ૧૦.

પણ કઠણુ થઇ પડયું. તે ગીચ ઝાડીમાં દોડી ગયો ને સિંહ પણ તેને જોતો જોતો પાછળનો પાછળ ગયો. ગીઓન્ડર એ જોઇને થરથર કાંપવા લાગ્યો. ધ્રુજારીથી તેના અંગપર રોમાંચ ખડાં થયાં. તેનામાં ચાલવાની મુદ્દલ આય રહી નહીં, અને તેથી તે ઘણોજ ભયભિત બની ગયો.

આ સંકટને સમયે તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે જે રાજપુત્રોને મારવા મને હુકમ થયો છે, તેનું નિર્દોષપણું સાબીત કરી આપવાસારૂ ઇશ્વરે મને આવી રીતે શિક્ષા કીધી છે. બેશક મને દુર્દૈવે એવો તો ઘેર્યો છે કે હમણા મારી પાસે મારી તલવાર પણ નથી કે લડત ચલાવી પ્રાણને ઉગારૂં!

ગીઓન્ડરના જવા પછી બને રાજપુત્રોને મૃત્યુના ભયથી ભારે કમકમાટી વછુટી હતી. પોતાના પિતાના હુકમને તાબે રહેવાના તેઓના દ્રઢ નિશ્ચયથી તેઓ જરાપણ ડગ્યા નહોતા. રાજપુત્ર અમગીઆદે પોતાના ભાઇને કહ્યું,–"ભાઈ હું ઘણો તૃષાતુર થયો છું અને પાણીનો ઝરો તો આ નજદીક છે." અશાદે જવાબ દીધો,–"રે, ભાઇ કેટલી ઘડી આપણને જીવવું છે કે આપણે તૃષા બુઝાવવી જોઇએ? થોડીવાર તૃષા પીડીત રહીશું તો શું થઇ જશે."

પોતાના ભાઇએ મના કીધી તે લક્ષમાં લીધા વગરજ અમગીઆદ તૃષાની વેદનાથી પોતે તો છુટો થઈ ગયો અને પોતાના ભાઈને છોડી મેલ્યો. બંને જણા ઝરા ઉપર ગયા, ત્યાં પાણી પી ઠંડા થઈ બેઠા એટલામાં સિંહની ગર્જના તેઓના કર્ણપર અથડાવા લાગી. તેઓએ ગીઓન્ડરના પોકારો પણ જંગલ ભણીથી આવતા સાંભળ્યા કે જ્યાં ગીઓન્ડર અને તેનો ઘોડો રખડતા હતા. રાજપુત્ર અમગીઆદ શુરવીર અને હિમતવાન હતો. વળી પરમાર્થમાં પ્રાણની આહુતી આપવે પણ તે પાછો હઠે તેવો નહોતો. ગીઓન્ડરનું બુમરાણ સાંભળી તેનું હૃદય આવેશમાં આવી ગયું. તેણે ત્વરાથી ગીઓન્ડરની તલવાર જે નજીક જમીનપર પડેલી હતી તે ઉપાડી લઈ પોતાના ભાઇને કહ્યું,–"ભાઈ ચાલ ચાલ; બિચારા ગીઓન્ડરની વાહારે ધાઇએ! ઇશ્વર કરશે તો વખતસર આપણે જઇ પોહોંચીશું અને જે સંકટમાં તે આવી પડયો છે, તેમાંથી તેને મુક્ત કરીશું."

જંગલમાં જેવો સિંહ ગીઓન્ડરપર તરાપ મારવા જાય છે તેવામાં બંને રાજપુત્રો જઇ પોહોંચ્યા. રાજપુત્ર અમગીઆદને હાથમાં

ચકચકતી તરવાર લઇ પોતાની તરફ ધસી આવતો જાણી સિંહ પોતાનો ભક્ષ તજીને રાજપુત્ર **અમગીઆદ** તરફ વિકાળ થઇ ધર્યો. રાજપુત્રે બહાદુરીથી તેની સાથે ટક્કર લીધી, તેમાં તેણે એટલી તો ચાલાકી વાપરી તથા એવા તો જોરથી ઘા કર્યાં કે સિંહ તુરત ઘુમરીખાઇ તરફડતો જમીનપર પડ્યો.

જ્યારે **ગીઓન્ડરે** જોયું કે મારૂં સરંક્ષણ કરનાર આ રાજપુત્રો છે ત્યારે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી નમ્રતા પ્રેમસૂચક શબ્દો વાપરી તેઓનો આભાર માન્યો કે જે શબ્દો તેના મનની સત્યતાની પુરી સાબીતી આપતા હતા. તેણે રડતા રડતા ઉભા થઇને રાજપુત્રોના હાથ ધરી તેને ચુંબનો કર્યાં અને તે બોલ્યો કે મારૂં સંરક્ષણ પોતાના જીવતું જોખમ ખેડીને પણ, જેણે આટલી બહાદુરીથી અને માયાલુપણે કર્યું છે તેના આયુષ્યનો અંત લાવવાનું મને જે કામ સોંપવામાં આવ્યું છે તેને માટે હે ઇશ્વર! તું મને માફ કર. એવું કામ કરવાને હું કદી પણ આ લોકમાં હવેથી આગળ પડીશ નહી–કદી પણ મારે માટે એવું નહીં બોલાય તો હું રાજી રહીશ કે **ગીઓન્ડરે** આવી કૃતઘ્નતા વાપરી હતી.”

રાજપુત્રોએ કહ્યું કે,–“ભાઇ અમે તારી જે સેવા બજાવી છે તે તને મળેલા હુકમને આડે આવવી ન જોઇએ. ચાલ, અમે તારો ઘોડો પેહેલાં તો પકડી લાવીએ છીએ અને જે જગ્યાએ આગળ હતા ત્યાંજ પાછા જઇએ.” ઘોડાને પકડતાં કંઇ તેઓને બહુ મેહેનત પડી નહીં. કારણ તે દોડી દોડીને થાકી ગયો હતો. જ્યારે તેઓએ **ગીઓન્ડરને** તેનો ઘોડો સ્વાધીન કીધો અને તેઓ પાછા પેલા ઝરા આગળ આવી પહોંચ્યા ત્યારે તેઓએ પોતાના બાપનો હુકમ અમલમાં લાવવા **ગીઓન્ડરને** વિનવ્યો પરંતુ એ સઘળું પાણીના પરપોટાની પેઠે વ્યર્થ ગયું. **ગીઓન્ડરનું** અંતઃકરણ તેને શાક્ષી આપવા લાગ્યું કે રાજપુત્રો કેવળ નિર્દોષ છે વળી તેના મનમાં એવો પણ વિચાર ઉપજ્યો કે જો રાજપુત્રોએ મને સિંહના પંજામાંથી છોડાવ્યો નહીં હતે અને મારૂં કમોત નિપજ્યું હતે તો પછી તેઓ જીવતા રહ્યા વિના રહેતજ નહીં–ઇશ્વરનીજ મરજી એ નિર્દોષોને સજીવ રાખવાની છે તો મારે તેનો શા માટે અનાદર કરી મહા અપરાધી બનવું જોઇયે? એવો વિચાર કરી **ગીઓન્ડરે** રાજપુત્રો તરફ વળીને કહ્યું,–“માફ કરજો, અને હું એટલુંજ આપની પાસે માંગી લ-ઉં છું કે તમો મારો પોષાક બન્ને જણા વેંચી લો અને તમારો પો-

તાનો પોશાક મને આપો, પછી ઘણાજ દુર નીકળી જાઓ કે જેથી તમારા પિતાજીને તમારે વિષે કશી ખબર પડે નહીં."

તેણે રાજપુત્રો પાસે અત્યાગ્રહથી પોતાની માગણીનો સ્વિકાર કરાવ્યો અને પછી તે બન્ને જણે પોતપોતાના લુગડાં ઉતારી આપ્યાં અને જે **ગીઓન્ડરે** આપ્યાં તે પોતે પેહેરી લીધાં. પછી **ગીઓન્ડર** પોતાની પાસે જે કંઇ પૈસા હતા તે રાજપુત્રોને આપી ત્યાંથી રાજધાની તરફ પાછો વળી નિકળ્યો.

રાજપુત્રોથી જુદા પડી **ગીઓન્ડરે** ચાલવા માડયું, ને તે જ્યાં પેલા સિંહને રાજપુત્ર **અમગીઆદે** માર્યો હતો ત્યાં જંગલમાં ગયો. ત્યાં જઇ રાજપુત્રોના લુગડા સિંહના લોહીમાં આરક્ત કરી લીધાં અને તેમ કરીને એબનીની રાજધાની તરફ ચાલ્યો.

જ્યારે ત્યાં જઈ પહોંચ્યો ત્યારે બાદશાહ **કમર્લજમાને** પુછ્યું,– કેમ મેં ફરમાવ્યું હતું તે પ્રમાણેજ કીધું કે?" **ગીઓન્ડરે** રાજપુત્રોના લુગડા તેને સ્વાધીન કરી કહ્યું,–"મારી નિમકહલાલીની સાબીતી આ કપડા આપશે!" વળી બાદશાહે પુછ્યું,–"એઓએ શિક્ષા કેવી રીતે સહન કીધી?" **ગીઓન્ડરે** જવાબ દીધો,–"સાહેબ, તેઓની દ્રઢતા અને ઇશ્વરેચ્છાને તાબે થઇ રહેવાની સહનસીલતા ઘણી આશ્ચર્યકારક હતી, તેઓ પોતાના ધર્મમાં કેટલા ચુસ્ત હતા તે તેઓનું તે વખતનું વર્ણનજ ખુલી રીતે કહી બતાવાતું હતું. પણ એ સઘળાં કરતાં આપ નામદારનું સ્મરણ કરી તેઓએ એવો તો મરણ દંડનો નમ્રતાથી સ્વિકાર કર્યો હતો કે તેનું વર્ણન કરવાને હું અશકત છું. તેઓએ કહ્યું,–"અમો વિનાપરાધી માર્યા જઈએ છીએ; પણ તેને માટે અમો કંઇજ બોલવા માગતા નથી. અમો એમજ માનીએ છીએ કે અમારૂં મોત ઇશ્વિરેજ પ્રેર્યું છે અને એમજ સમજી અમારા પિતાશ્રીને પુત્રઘાતના પાપથી મુકત કરીએ છીએ; કેમકે અમો જાણીએ છીએ કે એમાં સત્ય શું છે અને તેને કેવા રૂપમાં કેવી ઉલટી રીતે બતાવવામાં આવવાથી અમો નિર્દોષ છતાં આ સજાને પાત્ર થયા છીએ."

**ગીઓન્ડરનું** આ કહેવું સાંભળી **કમર્લજમાન** રોમાંચિત્ત થઇ ગયો. તેના અંતઃકરણમાં પુર્ણ પ્રેમની અપૂર્વવૃત્તિ પ્રગટ થઇ અને તેથી તેના મનમાં વિચાર આવી ગયો કે લાવની રાજપુત્રોના ગજવાં તો તપાસી જોઉં? પહેલાં તો તેણે **અમગીઆદનુંજ** ગજવું તપાસ્યું, એટલામાં તેમાંથી એક ખુલ્લોજ પત્ર મળી આવ્યો અને તે તેણે વાંચ્યો. તે વાંચતાં

વાર તેણે પારખ્યો કે આ અક્ષર **હાતાલનીફ્સનાજ** છે! તુરત એના તો ગાત્રજ કમકમી ઉઠયા, ને ક્ષણવારમાં ઠંડોગાર થઇ ગયો. પછી ધ્રુજતે હાથે **અશાદ**નું ગજવું ખોળી જોયું તો તેમાંથી રાણી **બદુરા**નો પત્ર મળી આવ્યો. આથી એને એટલું તો સખેદાશ્ચર્ય ઉપજ્યું કે એ મૂર્છીત થઇ લાગલોજ ધરણીપર ઢળી પડયો.

સૂર્યોદય થવાથી નિયમ મુજબ વાર્ત્તા બંધ કરી બીજે દહાડે પ્રભાતમાં **શેહરાજાદીએ સુલતાનની** આજ્ઞાને આધિન રહીને તે પુનઃ આગળ ચલાવી.

## રાત ૨૩૦ મી.

મૂર્છા વળી અને જ્યારે પાછો સચેત થયો તે વખતની **કમર્લ્જમાન**ની દલગીરી માટે શું પુછવું? તે બોલ્યો, "અરે! કમબખ્ત પીતા! તેં આ શું કીધું? શું તેં તારા પોતીકા સંતાનો ને નિરપરાધી પુત્રોનો નાશ કીધો? હાય! હાય! એ વિચાર હું કેમ ખમું? અરેરે તેઓનું ડહાપણ, તેઓનું શરમાળપણું, તેઓનું આજ્ઞાંકિતપણું, તેઓની સુશિલતા, તે વખતે મારા કૃતઘ્ની હૃદયમાં કંઇજ વસ્યું નહીં અને હાયહાય! મેં નિર્દયપણે તેનો વધ કરાવી નાંખ્યો? હવે શું આવું ઘાતકી–હૃદયને ચીડી નાંખે તેવું કર્મ કરીને મારે જીવવું લાજમ છે! મારી કરણીનાં ફળજ મને મળ્યાં છે, કારણ કે નાનપણમાં સ્ત્રી જાતપર જે ધિક્કાર હતો તે ભુલી ગયો! પાપીણીઓની મોહજાળમાં ઝંકડાઇને દેહનું ભાન ભુલી ગયો. સ્ત્રી–રાંડ સ્ત્રી–અબળા નહીં પણ સબળા છે, એવી મારી ખાત્રી થવામાં હવે કશી મણા રહી નહીં. તેઓની નિચયાતનામાં મેં રૂડાં પુત્રરત્નો હાથે કરીને ગુમાવ્યાં છે. સ્ત્રી–કુટીલ–નીચ–સ્ત્રીઓના મોહાંધપણામાં ચકચુર થઈ રહેવાથી અંધા બની મેં અઘોર કૃત્ય કર્યું છે, અને તેથી ઇશ્વરે મને–અત્યારે નિર્વંશ બનાવી યોગ્ય શિક્ષા કરી છે. અરે ઓ નિચ સર્પીણીઓ! તમારા પાપના ડાઘ તમારા લોહીથીજ ધોવા ઘટે છે તથાપિ તેમ કરીને સ્ત્રી હત્યા કરવાને હું બિલકુલ ઇચ્છતો નથી. કોઈપણ સાશન તમારે માટે બસ નથી; પણ જાઓ હવે હું તમારૂં મોં કદી જોઈશ નહીં. તમારૂં કાળું કરો, મને તમારૂં મોઢું બતાવશો નહિં"

હવે **કમર્લ્જમાન** એવો પાદશાહ ન્હોતો કે જે પોતાની પ્રતિજ્ઞા તોડે. તેજ દીવસે તેઓને માટે એક અલાયદો મુકામ તેણે તૈયાર કરાવ્યો

ને તેમાં તેમને સખ્ત ચોકીપોહરામાં રાખી, અને જીવતા સુધી તેમનું મ્હોં ફરીને જોયું નહી.

એવી રીતે એલબનીના ટાપુઓનો મહારાજ પોતાના અધમ કૃત્યનો તથા પુત્રરત્નોનાં કમોતનો મહાબળાપો કરતો દિવસો નિર્ગમન કરે છે. તેના હૃદયને શાંતિજ નથી, તેવામાં તે બંનો રાજપુત્રો પોતે ઓળખાઇ આવે એવી દેહેશતના માર્યા વસ્તીવાળા ભાગો મુકી દઈ જંગલમાં ને જંગલમાં ચાલ્યા જાય છે કે જ્યાં કોઈ મનુષ્યનું જણ્યું મળી શકે નહીં. આવા વખતમાં તેઓ વૃક્ષ ફળ ઉપરજ પોતાનો નિર્વાહ કરતા, અને ખડકોના કોતરોમાંનું વર્ષાનું જળ માત્રજ પીને તૃષા સમાવતા હતા. ફાડી ખાનારા જનાવરોથી પોતાનો બચાવ કરવા સારૂ તેઓ રાત્રીએ નિંદ્રા પણ વારા ફરતી લેતા હતા. વખતે જંગલમાંના નાનાપ્રકારનાં રમણીય વૃક્ષો નિહાળી કુદરતની બલીહારીનું ગાયન કરતા હતા, વખતે પિતાના અવિચારી હુકમથી તથા કુટીલ માતાઓના દુરાચારથી અતિ સંતાપમાં પડતા હતા, વખતે ઇશ્વર પ્રાર્થના કરતા, ને ઘડીકમાં રાયને રંક ને રંકને રાય બનાવવાને પ્રભુ સમર્થ છે એવા વિચારો મનમાં લાવી તે મહાન પિતાની પ્રાર્થના કરતા હતા અને વખતે, અરે બાપડા ગીઓન્ડર—કે જેણે આપણને મરણના પંજામાંથી મુક્ત કીધા છે તેને—જો આપણે જીવતા છીએ એવું પાદશાહ જાણશે તો ખચીત તેને ઠાર માર્યા વિના રહેશે નહીં, એવા નાનાપ્રકારના વિચારો મનમાં આવવાથી—તેઓની હાલતનો રંગ ઘડી ઘડીમાં બદલાતો હતો.

એમ કરતાં એક માસ વીત્યા પછી તેઓ એક ભયાનક કાળા પથરના પહાડની તળેટીમાં આવી પહોંચ્યા. એ પાહાડપર કોઈપણ રીતે ચઢાય તેવું નહોતું. જોતાં જોતાં એક નાની પગથી દીઠામાં આવી, પણ તે એટલી સાંકડી અને વિકરાળ હતી કે તેમાં જવાની તેમની છાતી ચાલી નહીં. આથી તેઓને પર્વતની તળેટીની કોરે કોરેજ જવું પડયું. તેમ કરવામાં તેઓને એટલીજ ઉમેદ હતી કે વખતે ટોચપર પહોચવાનો કોઇ રસ્તો હાથ આવે, પણ રસ્તો તો કંઇ જોઇએ તેવો જડયો નહીં. છેવટે જે રસ્તો પડતો મુકયો હતો તેજ રસ્તો અખત્યાર કરવા પાછા ફરવું પડયું. આટલું છતાં હજી તેમના મનમાં તેઓ આશંકા કરતા હતા કે એ રસ્તે જવું વ્યર્થ છે. શું કરવું તેને માટે તેઓએ ઘણીવાર સુધી વિચારો કીધા, અને આખરે ચઢવાના નક્કી ઠરાવપર આવી તેઓ એક બીજાને હીમ્મત આપી ચઢવાને તૈયાર થયા.

જેમ જેમ તેઓ ચઢતા ગયા તેમ તેમ પર્વતતો તેમને ઘણોજ ઉંચો અને સીધા ઢોળાવવાળો લાગ્યો અને તેથીજ તેઓને ઘણીવાર મનમાં એમ આવ્યું કે જહાનમમાં ગયું ચઢવાનું! કદાચ ચઢતાં પડી ગયા તો જીવના જવાની વાત તો રહી, પણ શરીરની એક પણ કરચ હાથ આવવાની નથી.-તેઓના મનમાં એવી કલ્પના આવવા લાગી, પરંતુ એક જણ થાકે તો બીજો ઉભો રહે અને બંને જણા બેસી શ્વાસ ખાય. ત્યારે મથાળે પહોંચવાની આશા છોડી દઇ વિચાર કરે કે હવેતો અહીંજ પડી રહેવું પડશે ને થાકના માર્યા મરી જવાના. વળી થોડીક્ષણે જરા થાક ઉતરે એટલે પાછી એક બીજાને હીમત આપે ને આગળ ચાલવા માડે. એ પ્રમાણેનું તેઓનું સાહસ, તેઓની હીમ્મત, અને તેઓનો અત્યાગ્રહ છતાં પણ તે દીવસે તો તેઓ શિખરને મથાળે પોંહોચી શકયા નહીં. એટલામાં દીનકરરાય પશ્ચિમમાં છુપાઇ ગયા અને થોડી વાર પછી રાત્ર પડવાથી ચારે તરફ ઘોર અંધારૂં થઇ રહ્યું. તમરા તમતમ કરી રહ્યા ને કંસારીઓનો ગણગણાટ સંભળાવા માંડયો. વૃક્ષો ગુંઝવા માંડયા ને દેવદાનવ વૃક્ષમાંથી વખતે અગ્નિરૂપે પ્રકટ થવા માંડયાં. રાજપુત્ર **અશાદ** તો એવો થાકીને લોથ થઇ ગયો કે ત્યાંનો ત્યાંજ અટકી ઉભો ને રાજપુત્ર **અમગીઆદ** પ્રત્યે બોલ્યો; "ભાઇ! મારામાંતો હવે એક ડગલું ભરવાનું સામર્થ્ય રહ્યું નથી. હું તો થાકીને મરણ તુલ્ય થઈ પડયો છું." **અમગીઆદે** ઉત્તર વાળ્યો, "બેલાશક તારી ખુશી આવે ત્યાં સુધી થાક ખા, પણ હવે હિમ્મત હારી જવી એ મરદાઇનું કામ નથી. હવે શિખરપર પહોંચવાને લાંબો રસ્તો બાકી નથી, વળી રજનીરાયનો પ્રકાશ આપણને સાનુકુળ થશે."

અડધોક કલાક વિરામ પામી રાજપુત્ર **અશાદે** પાછું ચાલવા માંડયું ને બંને જણે બાકી રહેલો રસ્તો પુરો કીધો. તેઓ ટોચપર આવી ચઢયા અને ત્યાંજ રાતવાસો કીધો. બીજે દીવસે સવારમાં રાજપુત્ર **અમગીઆદ** પેહેલો જાગી ઉઠયો ને જરા આગળ ગયો એટલે દુરથી એક ઝાડ તેને દ્રષ્ટિગોચર થયું. તે તરફ તેણે ચાલવા માંડયું ને પાસે જઇને જુવે છે તો તે દાડેમડી અને તેપર મોટા મોટા દાડેમ લટકતાં હતાં. તેના મૂળ આગળ એક નિર્મળ પાણીનો ઝરો પણ હતો. આની વધામણી ખાવા તે પોતાના ભાઈ પાસે આવ્યો અને તેને ત્યાં આવવા કહ્યું. ત્યાં જઈ બંને ભાઇઓ દાડેમ ખાઇ-ક્ષુધાતૂરપણાને વિદાય કીધું અને થાક વિસરાવવાના ઇરાદાથી તેઓ ત્યાંજ સુઇ રહ્યા.

બીજી સહવારે જ્યારે તેઓ જાગ્યા ત્યારે રાજપુત્ર **અમગીઆદે** રાજપુત્ર **અશાદને** કહ્યું; "ચાલો ભાઇ, હવે આપણે ચાલીશું કે? હું ધારૂં છું કે આ બાજુએ ઉતરવું, આપણે જ્યાંથી ચઢી આવ્યા તે કરતાં સેહેલું પડશે; અને આપણને આપણી મુસાફરી સુગમ થઇ પડશે. હવે માત્ર આપણને ઉતરવાનુંજ બાકી રહ્યું છે." પણ રાજપુત્ર **અશાદ** તો એવો થાકી ગયો હતો કે એનો થાક ઉતરવાને ત્રણ દીવસ પુરા જોઇએ.

આ સઘળા દહાડા પણ તેઓએ આગળ જેવાજ કાઢયા:-એટલે કે પોતાની માતાની દુષ્ટતા કે જેથી તેઓ આવી દુર્દશાને પહોચ્યા તે સંબંધી વાતચીત કરી પુરા કીધા. પણ તેઓ બોલ્યા કે જ્યારે ઇશ્વિર આપણને સાનુકુળ છે એવાં પ્રત્યક્ષ ચિન્હો જણાઇ આવ્યા છે, ત્યારે તો આપણે આપણા દુર્દૈવને ધિરજથી આધીન થવું જોઇએ, અને એ દીવસો પણ વહી જશે એમ માની સુખી અને સંતોષી થઈ રહેવું જોઈએ.

ત્રણ દીવસ વિશ્રાંતિ લઇ બંને ભાઈઓએ આગળ ચાલવા માંડયું. પર્વતની તળેટીમાં મોટાં મોટાં ખેતરો હતાં તેથી ઉતરતાં ઉતરતાં તેમને પાંચ દીવસ ગુજરી ગયા, ત્યારે તેઓ મેદાનમાં આવી પહોંચ્યા, અને ત્યાં એક વિશાળ શેહેર તેઓને દ્રષ્ટિગોચર થયું. અત્યારે તેઓના આનંદનો પાર રહ્યો નહીં. તેઓએ પોતાનો નવો અવતાર માન્યો-કારણ સુરક્ષિતપણે આવા સ્થળપર આવી પહોંચવાની તેઓને બિલકુલ આશા નહોતી. આ આનંદમાં બંનો ગાંડા ઘેલા થઇ અકેકને ખુબ પ્રેમથી ભેટયા. રાજપુત્ર **અમગીઆદે** રાજપુત્ર **અશાદને** કહ્યું,-"ભાઇ! તુ શેહેરની બહાર રહે અને હું અંદર જઇ ખબર કાઢી આવું કે આ કયુ શેહેર છે ને કોના મુલકમાં તે આવેલું છે, એ ઠીક કેની? હું પાછો આવું ત્યાં સુધી તું અહીંજ બેસજે. હું પાછો આવીશ ત્યારે આપણે સારૂ ખાવાનું પણ લેતો આવીશ. બંને જણાએ ત્યાં સાથે જવું સલામતી ભરેલું નથી."

રાજપુત્ર **અશાદે** ઉત્તર વાળ્યો,-"ભાઇ તારી યોજના ડહાપણ ભરેલી છે ને તે હું વાસ્તવિક માનું છું. પણ જ્યારે એટલાજ માટે આપણને એક બીજાથી જુદા પડવું જોઇએ ત્યારે તો તને જવા ન દઉં. ગમે તો તું મને જવા દે અથવા કહે કે કદાચ તારાપર કંઇ વિપત્તિ આવી પડે તો મારે શું કરવું?"

રાજપુત્ર **અમગીઆદ** બોલ્યો,-"પણ, ભાઇ જે વિપત્તિની મારે માટે

તને ધાસ્તી છે તેનીજ તારે માટે મને પણ રહે છે, માટે મેહેરબાની કરી મનેજ જવા દે, મારૂં કહ્યું માની ધીરજ પકડી તું અહીંજ બેસ."

**અશાદે** કહ્યું,–"એ વાત તો હું માનવાનો નહીં. મારાપર કંઇ મુસીબત આવશે તોપણ તું સલામત છે એટલી તો નિશ્ચિંતતા રહેશે."

**અમગીઆદને** આખરે **અશાદના** અત્યાગ્રહથી તેનું બોલવું માન્ય રાખવું પડયું. **અશાદ** શેહેર તરફ ચાલ્યો ને **અમગીઆદ** પર્વતની તળેટીમાં ઝાડને ઓથે વિરામ લેતો બેઠો.

રાજપુત્ર **અમગીઆદના** હાથમાં જે નાણાની કોથળી હતી તે **અશાદે** લીધી અને તે શેહેરમાં ચાલ્યો. પેહેલાજ મ્હોલામાં તે પેઠો ને થોડાક ડગલાં આગળ ચાલ્યો નહીં એટલામાં સામેથી લાકડી લઇને આવતો એક ભભકાદાર વયોવૃદ્ધ માણસ તેને મળ્યો.

એ વૃદ્ધ પુરૂષે ઘણા સુશોભિત કપડાં પેહેર્યાં હતાં તેથી રાજપુત્ર **અશાદે** ધાર્યું કે એ કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થ હશે, ને તેથી જો તેનાપર વિશ્વાસ રાખીએ તો તે આપણી સાથે કંઇ દગલબાજી રમશે નહીં. એવી કલ્પનાથી તેણે તેને કહ્યું,–"મેહેરબાન સાહેબ! બજારમાં જવાનો રસ્તો કયો!" ડોસાએ લાગલાજ **અશાદની** સામું જોઈ મ્હોં મલકાવી કહ્યું, "બેટા! સ્પષ્ટ જણાય છે કે તું કોઇ પરદેશી છે, નહીં તો આવો સવાલ કરેજ નહીં." રાજપુત્ર **અશાદે** જવાબ વાળ્યો,–"હા, મેહેરબાન, હું પરદેશીજ છું." એ સાંભળી ડોસાએ જવાબ દીધો,–"ભલે પધાર્યાં ભાઇ ભલે પધાર્યા. તારા જેવા ખુબસુરત પુરૂષના આવવાથી અમારા દેશની શોભામાં ઉમેરો થયો છે. ભાઇ મને કહે તો તારે બજારમાં શું કામ છે?"

રાજપુત્ર **અશાદે** કહ્યું "મેહેરબાન સાહેબ! હું અને મારો ભાઈ આજ બે મહીના થયા અમારો દેશ છોડી પરદેશ નિકળ્યા છીએ. એટલા વખત સુધીમાં અમે કોઈ ઠેકાણે મુકામ કીધો નથી; અને આજેજ અમે અત્રે આવી પહોંચ્યા છૈએ. મારો ભાઈ મુસાફરીના શ્રમથી થાકી ગયો છે તેથી તે પર્વતની તળેટીમાં વિસામો ખાવા બેઠો છે ને હું, અમો બન્ને જણ માટે ખાવાનું લેવા અત્રે આવ્યો છું."

ડોસાએ કહ્યું,–"બેટા, મને ઘણી ખુશી ઉપજી છે કે તું અને તારા ભાઇ માટે આથી વધારે રૂડી તક બીજી કઇ હોતે? આજેજ મેં મારા કેટલાક મિત્રોને ઉજાણી આપી છે અને હજી પણ ઘણું ભોજન જેમનું તેમ બાકી રહેલું

છે. ચાલ મારી સાથે સાથે આવ. તારે ખાવું હોય તેટલું તું તો ખાઇ લેજે, બાદ તું અને તારા ભાઇને ઘણાક દીવસ ચાલે એટલું હું તને સાથે બંધાવી આપીશ. વીના કારણના પૈસા ન ખરચી નાખ. મુસાફરોને પૈસો ઘણો સંભાળીને ખર્ચવો જોઇએ. કારણ કઈ વખતે કેવો પ્રસંગ આવી પડશે તેનો કશો નિયમ હોતો નથી; અને પૈસા વિના અતિ દુઃખ ભોગવવું પડે છે. તું જો મારે ત્યાં જમવા આવશે તો તને ઘણા પ્રકારે ફાયદા થશે. એક તો વ્યવહાર જ્ઞાનનો તને અનુભવ મળશે, બીજું તારી તથા મારી ઓળખાણ પીછાણ સુદૃઢ–ઉંડા મુળીયાં રોપી આપણામાં ખરી પ્રીતિની ગાંઠ બંધાશે અને ત્રીજું તને જમતાં જમતાં આ શેહેરનું સઘળું વૃત્તાંત હું એવી રીતે કહી સંભળાવીશ કે એટલી ખબર બીજા કોઇને મોંહોડેથી તું મેળવી શકશે નહીં, કારણ કે આ શેહેરમાં એવો કોઇ અધીકાર નથી કે જે મેં ભોગવ્યો ન હોય. તું મારી પાસેજ આવી ચઢયો એ પણ એક રૂડું ભાગ્ય માનજે, કેમકે બીજો કોઈ અત્રેનો રહીશ તને મદદ કરે અને સર્વ વાતથી વાકેફ કરે તેવો નથી. તને એટલું પણ કહું છું કે કેટલાક તો મહા દુષ્ટ છે તે ચોકસ માનજે. ચાલ, અને તને માલમ પડશે કે મારા જેવા ભોળા, ભલા અને સંભાવિત ગૃહસ્થના મેળાપથી તને ઘણા પ્રકારના લાભ થયા છે.”

રાજપુત્ર **અશાદ** બોલ્યો,–“કૃપાવંત, આપની મેહરબાનીને માટે આપનો ઉપકાર મારાપર અનહદ થયો માનું છું. જેમ કહો તેમ કરવા હું તૈયાર છું, અને જ્યાં આપની ઇચ્છા આવે ત્યાં લઇ ચાલો.”

ડોસો છળકપટથી ભરેલો હતો. તે પોતાના હાથમાં મજબૂત શિકાર આવવાને લીધે, કપટી પારધી પેઠે મનમાં મગ્ન થવા લાગ્યો કે રાજપુત્રને સજડ ફાંસામાં પકડયો છે. પછી રસ્તે ચાલતાં ચાલતાં તે રાજપુત્ર સાથે નાના પ્રકારના વિષયોપર વાતચીત કરવા લાગ્યો અને તે પોતાના બોલવામાં ઘણું સંભાવિતપણું તથા સુશીલતા દર્શાવતો હતો. તેના બોલવામાં બિલકુલ તોછડાઇ કે ગંભીરપણા વિનાનું એક પણ વાકય આવતું નહોતું; કારણ તેમ કર્યા વિના તેનો છુટકોજ નહી–કદાચ એનો ઢોંગ પકડાઇ આવે ને શરૂઆતમાં રાજપુત્ર **અશાદે** જેવો ધાર્યો તેવો તે ન લાગે એવી દેહેસતે તેના કાળજામાં નિવાસ કર્યો હતો.

વાતો કરતાં કરતાં વચ્ચે તે એટલું પણ બોલી ગયો કે મારે કબુલ કરવું જોઇએ કે કોઇ સાથે બોલતાં પેહેલા મારી સાથેજ વાતચીત

થઇ એ તારૂં મહોટું ભાગ્ય માન, અને એ મારૂં કહેવું તું મારે ઘેર આવશે ત્યારે તને ખરૂં લાગશે.

આખરે **અશાદ** અને ડોસો તેને ઘેર આવી લાગ્યા. ડોસો **અશાદ**ને એક દીવાનખાનામાં લઇ ગયો. તે મકાન ઘણું ભવ્ય અને વિસ્તૃત હતું. તેના મધ્ય ભાગમાંના એક મોટા કુંડમાં અગ્ની પ્રગટી રહ્યો હતો, તથા તેને વિંટળાઇ વળીને બીજા ચાલીસ બુઢીઆઓ એ કુંડની આસપાસ બેઠા બેઠા કંઇ અગ્નીપુજા કરતા હતા. આવો પ્રકાર નિહાળી **અશાદ** ચકિત થઇ ગયો. તે તુરત સમજી ગયો કે તે દુષ્ટ ડોસો મીઠું મીઠું બોલી મારો ઘાટ ઘડવાના હેતુથી મને અહીંઆ આ પાખંડી અગ્નીપુજકોના ઘેરમાં લઇ આવ્યો છે. જેઓ કર્ત્તાને બદલે તેનાં કર્મને પૂજે છે; એ વિચાર મનમાં આવવાથી તે કંપ્યો, કેમકે એ એકજ અલાહને માનનારો હતો. આવા વિચારો મનમાં આવવાથી તે બાપડાને અતીશય કમકમાટ વછુટયો. આ પ્રમાણે રાજપુત્ર અતિ ખિન્ન વદનનો દીગ્મૂઢ થઇ સ્તબ્ધ ઉભો રહેલો છે એવામાં પેલા દગલબાજ બુઢ્ઢાએ પેલા ચાલીસે સાબુગોળા જેવા માથાવાલા ઘડીઆઓને સલામ કીધી અને તેમને કહ્યું કે,–"અગ્ની દેવના ભાવિક ઉપાશકો, આજનો દીવસ કલ્યાણકારી છે. **ગાજબન** કયાં છે? તેને બોલાવો."

તેણે મોટેથી એટલા શબ્દોનું ઉચ્ચારણ કીધું એટલામાંજ તે દિવાનખાનાના બારણા આગળ ઉભેલો એક હબશી તેની નજીક આવી ઉભો. આ કાળા આદમીનું નામજ **ગાજબન** હતું. તે આ ભયથી થરથર કાંપતા બિચારા **અશાદ**ને જોઇ સમજી ગયો કે એનેજ માટે મને બોલાવેલો છે. તેથી તે તેનાપર એકદમ તુટી પડયો, તે બાપડાને નિર્દયપણાથી એકદમ ધક્કો મારી પાડી નાખ્યો, અને અલૌકીક ચાલાકીથી તેના હાથ અને પગ બાંધી લીધા. એટલું કરી રહ્યા બાદ પેલા બુઢ્ઢાએ કહ્યું,–"જા, એને લઇ જા, મારી પુત્રી **બોસ્ટામા** અને **કાવામા**ને અચુક કહેજે કે એને દરરોજ જોરબંધના ચાબખાના સપાટા લે ને ફકત સવારે ને સાંજે એકલીજ રોટલી આપે, કે આપણું બીજું વહાણ ભૂરાસમુદ્રમાં થઈ આતશી પર્વતે પહોંચવા સારૂ નીકળે ત્યાં સુધી તે જીવતો રહે. એ ટાંકણે એનો ભોગ આપણા દેવની પ્રસન્નતાને અર્થે આપીશું."*

---

* ઈરાનમાં અગ્નિપૂજક અથવા મેગી જાતના જે લોકો વસે છે તે આ છે. તેઓનો મૂખ્ય ઇશ્વર જરતોસ્ત છે, ને મુસલમાનના તેઓ હાડવેરી છે; આ ઈરાનીઓ પૂર્વે કાળમાં મનુષ્યનો હોમ કરતા હતા, એમ માનવામાં આવે છે.

અત્રે પ્રભાત થયું અને **શેહેરાજાદી** બોલતી બંધ થઇ. સુલતાને હિંદ પોતાની માહબૂબની વાક્છટા ને લટકોમટકો જોઇ મોહ વશ થયેલો વિચાર કરતો દરબારમાં પધાર્યો.

## રાત ૨૩૧ મી.

બીજા પ્રભાતમાં લટકાળી **શેહેરાજાદી**એ લટકામાંજ વાત ચલાવીને કહ્યું,—એ પ્રમાણે તે ડોસાનો હુકમ સાંભળતાંવાર રાજપુત્ર **અશાદને ગાજબન** તે દીવાનખાનામાંથી ઘરના ઉંડા ભાગમાં ઘણાક ઉંબરા ઓલં-ગી ઓલંગીને ઝડપબંધ એક ભોંયરૂં કે જેમાં ઉતરવાને માટે ૨૦ તો પગથીઆંજ હતાં ત્યાં લઈ આવ્યો; જે જગ્યામાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. હવા આવવાની બિલકુલ જગ્યા નહોતી. ત્યાં તેના પગમાં ભારે બેડીઓ ઠોકી તેને પુર્યો. એટલું કરીને તે પેલા બુઢ્ઢાની પુત્રીઓને તે સંબંધી ખબર આપવા ગયો, પણ તેમના બાપે તો તેમને તે પેહેલાંજ તેડાવી પોતેજ તેઓએ શું કરવું છે તે કહી સંભળાવ્યું હતું. તેણે તેમને કહ્યું,—"પ્યારી પુત્રીઓ, હમણા જે મુસલમાનને મેં આણ્યો છે તેને જોર-બંધના ફટકા મારો, એની બિલકુલ દયા ખાતાં નહીં. આપણો પરમપ્રિય દેવ જે અગ્ની તેને તમો પૂર્ણ પ્રીતિ તથા સાચા મનોભાવથી ભજો છો માટે તેનો પ્રસાદ સંપાદન કરવા સરખો બીજો કોઇ પણ ઉત્તમ માર્ગ નથી એટલું તમે અવશ્ય ધ્યાનમાં રાખજો."

હવે **બોસ્ટામા** અને **કાવામા**નેનાનપણથીજ મુસલમાનોપર તિરસ્કાર તથા ઈર્ષા રાખવા સંબંધીનું શિક્ષણ મળેલું હતું, તેથી તેઓના મનમાં તિરસ્કાર આવી ગયો હતો અને એથી આ હુકમ સાંભળી ખુશી થઇ તત્ક્ષણ તેઓ ભોંયરામાં ઉતરી પડી; **અશાદ**નાં લુગડા ઉતરાવી નાખ્યાં અને નિર્દયપણે ચાબખાનો માર મારવો શરૂ કીધો—તે એટલે સુધી માર્યો કે ઉઠી આવેલા સોળોમાંથી લોહી [illegible] ધારાઓ વહી ચાલી અને તે બાપડો મરણતુલ્ય થઇ ગયો. તેની શારિરીક નાડીઓ મંદગતિને પામી—એ[illegible]ાર મારથી તેના મ્હોંપરના હોશકોશ ઉડી ગયા—તેના શરીરનું દીવ્ય તેજ ઝાં-ખું ઝંખ પડી ગયું અને આટલી નિર્દયતા વાપર્યા પછી તેની આગળ રોટલીનો ટાઢો ટુકડો અને એક વાસણમાં થોડું પાણી મુકી તેઓ બહાર નીકળી આવી.

ઘણીવાર સુધી તો **અશાદને** પોતાના દેહની શુદ્ધી પણ ન્હોતી અને જ્યારે ભાન આવ્યું ત્યારે અશ્રુની રેલો છુટી; તે પોતાના દુઃખનો વિલાપ કરવા લાગ્યો. પરંતુ તે દુઃખમાં તેના મનનું એટલું તો સમાધાન થયું કે આ અનર્થ મારા પ્રત્યેજ બન્યો છે અને મારો પ્રિયબંધુ **અમગીઆદ** તે વિપત્તિથી વેગળો રહ્યો છે એ પ્રભૂનો મોટો પાડ છે.

હવે બીજી તરફ વળીએ, હે પ્રાણનાથ, બિચારા **અમગીઆદે** ચિંતાતૂર થઇ સાંજ સુધી પોતાના ભાઈની રાહ જોઇ, બપોર પછી બે વાગ્યા, ત્રણ વાગ્યા, એમ કરતાં કરતાં ચાર વાગ્યા તોપણ **અશાદ** તો કંઇ પાછો આવ્યો નહીં, ત્યારે તો તે છેક નિરાશ થઇ ગયો. તે દીવસની રાત્રિ તો તેણે તલપાપડ થઈ થઇને કહાડી, પરંતુ પછીથી પ્રિય ભ્રાતૃનો વિયોગ તેનાથી સહન થઇ શકયો નહીં. તેના હૃદયની કાળજીએ તેને ચોંકાવ્યો અને તેથી જેવું મળસકું થયું કે તે શેહેર તરફ ચાલી નિકળ્યો. આ શેહેરમાં જવલ્લેજ કોઈ મુસલમાન દીઠામાં આવતો હતો તેથી એને ઘણું આશ્ચર્ય જેવું લાગ્યું. જે પેહેલું મળ્યું તેને એણે એ શેહેરનું નામ પુછ્યું, તો તેણે કહ્યું કે એ શેહેરનું નામ **જાદુઇપુરી** છે, કારણ કે એમાં ઘણાજ જાદુગરો રહે છે ને તેઓ અગ્નીની પુજા કરે છે. પછી **અમગીઆદે** પુછ્યું કે એબનીના ટાપુથી એ કેટલું દૂર છે? તેના જવાબમાં તેણે કહ્યું કે જળમાર્ગે ચાર માસની અને જમાનને રસ્તે એક વર્ષની મુસાફરી થાય છે. આ બે સવાલોના જવાબથી સંતોષ પમાડી તે માણસ તો ઉતાવળો ચાલ્યો ગયો.

રાજપુત્ર **અમગીઆદ** અને તેનો ભાઇ **અશાદ** તો ફક્ત છ અઠવાડિઆમાં એબનીથી અત્રે આવી પહોંચ્યા હતા, તેથી પોતે એટલી થોડી મુદતમાં એટલે દૂર શી રીતે આવી શકયા તેની કલ્પના પણ તે કરી શકયો નહીં. પછી પર્વત ઓળંગીને આવ્યા હતા તેથી ઘણે ટુંકે રસ્તે તેઓ આવી પહોંચેલા; કે જે રસ્તો વિકટ હોવાને લીધે કોઈ જતું આવતું નહીં હશે, એવો મનમાં વિચાર લાવી તે વિરામ્યો.

શેહેરમાં આગળ ચાલતાં ચાલતાં એક દરજીની દુકાન આગળ તે ઉભો રહ્યો, જેના પોષાકપરથી તેણે તેને મુસલમાન છે એમ વરતી કાઢ્યું. તેને સલામ કરીને ત્યાં બેઠો અને તેના ઉપર શું આફ્ત આવી પડી છે તે તમામ વૃતાંત તેને કહી સંભળાવ્યું.

રાજપુત્ર **અમગીઆદે** પોતાનું સંભાષણ પુરૂં કીધા પછી દરજીએ

તેને કહ્યું કે જો તમારો ભાઈ કોઇ જાદુગરના પંજામાં ફસાયો હશે તો હવે તેને પાછો જીવતો જોવાની આશાજ રાખતા નહીં. એમજ જાણજો કે તે કંઇ ગેબજ થઇ ગયો છે; તે પાછો જડનાર નથી અને હવે તમારે કોઈપણ રીતે ધીરજ ધરી મન વાળવું જોઇએ; અને એજ સંકટમાં તમો પણ ન સપડાઓ તેને માટે ઘણા સાવધ રહેજો. અને એટલા માટે જો મારૂં કહ્યું માનો તો તો મારે ઘેરજ રહો અને હું તમોને એ જાદુગરોનાં સઘળાં કાવત્રાં બતાવી આપીશ; કે તે જાણી જ્યારે જ્યારે તમો બહાર જાઓ ત્યારે ત્યારે ઘણા હોશીઆર રહો. આ સાંભળીને રાજપુત્ર **અમગીઆદ** અતી શોકાતૂર બની ગયો–પોતાનો ભાઇ ગૂમ થયાથી મહા દુઃખી થઈ ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો. તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહીં અને આખરે ધીર ધરી ગળગળે અવાજે અને રડતી સુરતે એ દરજીનું કહેવું તેણે માન્ય રાખી તેના માયાળુપણા માટે ઘણો ઘણો ઉપકાર માન્યો.

## અમગીઆદ અને જાદુઈ શેહેરની એક સ્ત્રીની વાર્ત્તા.

**અમગીઆદ** તે દરજીના ઘરમાંથી તેને સાથે લીધા વગર એક માસ સુધી કોઈ દીવસ એકલો બહાર ગયોજ નહીં. છેવટે તેણે હમામ-ખાનામાં એકલા જવાની હિમ્મત કીધી. ત્યાંથી તે જેવો ઘેર આવતો હતો તેવામાં રસ્તેજ તેને એક સ્ત્રી મળી. તે વખતે તે બંનેના શિવાય કોઇ ત્રીજું માણસ ત્યાં નહોતું. તે સ્ત્રી તેની પાસે આવી અને લાગલોજ પોતાના મ્હોંપરનો બુરખો વેગળો કર્યો. રાજપુત્ર ઘણોજ ફુટડો અને તારુણ્યના રંગમાં ફુટી નિકળતો હોવાથી તથા તેના તેજસ્વી મનમોહન સ્વરૂપથી મોહીત થઇ કામને પણ મોહ ઉપજાવે તેવો પોતાનો બુરખો ઉંચો કીધો ને કટાક્ષ કરી હસીને બોલી,–"આપ કયાં જાઓ છો?" **અમગીઆદ** પણ તેનું લાવણ્ય જોઇ મોહીત થઈ ગયો અને તેણે લાગલોજ જવાબ વાળ્યો,–તેનું ચંદ્ર સ્વરૂપી મનોહર મુખડું નિહાળી તેના ઉત્તરમાં બોલ્યો,-"જો કે હું મારે ઘેર જવા નિકળ્યોછું તથાપિ તમારી ઇચ્છા મને તમારે ઘેર લઇ જવાની હશે તો તેથી બિલકુલ નાખુશ નહીં થતાં હું ઘણા આનંદથી

તમારી સાથે આવીશ. સ્ત્રીએ જવાબ દીધો,–"મહારાજ અમારા સરખી સ્ત્રીઓ કોઈ પુરૂષને પોતાને ત્યાં લઈ જતી નથી, પણ પુરૂષની સાથે સ્ત્રીઓ તેમને ઘેર જાય છે." તે સ્ત્રી તરફથી આવો જવાબ મળશે એવું **અમગીઆદ**ના ખ્યાલમાંજ નહોતું તેથી તે સાંભળીને ઘણો ગોંધળમાં પડયો અને હવે શું કરવું તે તેને કશું સુજ્યું નહીં. ઘરધણીને ત્યાં તો એનાથી લઈ જવાયજ નહી, કેમકે તેમ કરે તો કદાચ તે ગુસ્સે થઇ જાય અને તેથી પોતાને ગળેલો એટલો આશ્રય પણ ખોઇ બેસે કે જે વીના, જ્યાં ફરવા હરવામાં હમેશ સાવધાન રહેવું પડે એવા શેહેરમાં ચાલે તેવું નહોતું. તથાપિ તે સ્ત્રી પ્રત્યેની તેનામાં ઉત્પન્ન થયલી અપૂર્વવૃત્તિએ પ્રબળથઇ તેના મન સાથે એમજ નક્કી કરાવ્યું કે બનવાનું હોય તે બનો પણ તેને સાથેજ લઇ જવી. પછી કંઇ પણ બોલ્યા વગર તેણે ચાલવા માડયું ને તે સ્ત્રી પણ તેની પાછળ પાછળ ચાલી નિકળી. સ્ત્રીનું લોકોત્તર લાવણ્ય ને તેનું ફુટડું રતિ જેવું સ્વરૂપ નિહાળી રાજપુત્ર વારંવાર તેના પ્રત્યે આંખ નાંખતો હતો, ને તે સ્ત્રી પણ મોહાંધ થઇ હતી. **અમગીઆદ** એને લઇને મહોલ મહોલે ને ચકલે ચકલે ભટકયો. અંતે બંને થાકીને લોથ થઇ ગયાં. છેવટે એક મહોલામાં તેઓ ગયા અને તેના નાકાપર એક ભપકાદાર હવેલી કે જેનાં બારણાં બંધ હતા ત્યાં આવી ઉભાં રહ્યાં. આ દરવાજાની બન્ને બાજુપર બેસવાને બાંકડા મુકયા હતા. **અમગીઆદ** જાણે થાક ખાવા બેઠો હોય તેવી રીતે એક બાંકડાપર બેઠો અને પેલી સ્ત્રી જે એના કરતાં પણ ઘણી થાકેલી હતી તે બીજા બાંકપર બેઠી.

એમ બેઠા પછી તે સ્ત્રીએ પુછયું,–"મહારાજ ! આ આપનુંજ ઘર છે કે?" તેણે પ્રત્યુત્તર વાળ્યો,–"હા એજ." ત્યારે વળી તે સ્ત્રીએ પુછયું,–"ત્યારે દરવાજો કેમ ખોલતા નથી ? કોની રાહ જુઓ છો ?" રાજપુત્ર **અમગીઆદે** જવાબ દીધો,–"હે ભુવનસુંદરી!" મારી પાસે તેની કુંચી નથી. મેં મારા ચાકરને કંઇક કામસારૂ બહાર મોકલ્યો છે ને કુંચી તેની પાસે રહી ગઇ છે, તેથી તે એટલીવારમાં આવે તેવું નથી. વળી હું તેને કહેતો ગયો હતો કે કંઇ સારૂં સારૂં મીષ્ટાન લાવજે, તેથી મ્હોટી પીડા છે કે આપણને એને માટે બહુવાર ખોટી થવું પડશે.' તે સ્ત્રી તેને નાનાપ્રકારના પ્રશ્નો પુછવા લાગી અને તેના બનાવટી ઉત્તરો આપતા આપતા તે એટલોતો કંટાળી ગયો કે તે વ્યાધિ હાથે કરીને

પોતાની સાથે લાવવા બાબતનો તેને મહાપરિતાપ થવા લાગ્યો. છેલ્લે તેણી-ને આપોઆપ કંટાળો ઉત્પન થઇ તેજ તેને તજી ચાલતી થાય, એવા ઉદ્દેષથી તેણે ઘણીજ સરસ યોજના ઘડી કાઢી, પરંતુ તે સ્ત્રી ઘણીજ ચતૂર હોવાથી તેનો દાવપેચ મજબુત થઇ શકયો નહીં.

તે બોલી,–"તમારો ચાકર ઘણોજ સ્વચ્છંદી અને મૂરખ જણાય છે. મુઓ ગુલામડો! આપણુને આવી રીતે કેટલી બધીવાર બેસાડી મુકયાં? તેને પાછો તો આવવા ઘો–જો તમે કશું નહી કહેશો તો હું તેની ધૂળ કહાડયા વિના કદીજ રહેવાની નથી. ઘેરની પડશાળમાં ખુલી રીતે પુરૂષની સાથે બેસવું મને યોગ્ય દીસતું નથી." એમ બોલી તે ઉઠી અને તાળું ભાગવા માટે તેણે એક રસ્તામાંનો પથ્થરો ઉપાડયો, કારણ તે મુલકમાં લાકડાના તાળાંઓ વાસવાનો રીવાજ હોય છે અને તે ઘણાં મજબુત પણ હોતાં નથી.

તે તેમ કરે નહી એટલા માટે **અમગીઆદે** તેણીને ઘણી ઘણી રીતે સમજાવી, પરંતુ તે કશું તેણે સાંભળ્યું નહીં–તે એકની બે થઇ નહિ, પણ મરોડમાંજ તેણી બોલી,–" તમે ડરો છો શા માટે? આ તમારૂં ઘર નથી કે? પોતાના ઘરનું તાળુ પોતે ભાગી નાખવામાં શી હરકત છે? તાળાની બિસાદશી? નવા તાળાના કંઈ વધારે પૈસાં પડતા નથી." એમ બોલી તુરત તેણે તાળું તોડી નાંખ્યું અને બારણું ઉઘાડી ઘરની માલેકણુની પેઠે દમામમાંજ ઘરમાં દાખલ થઇ.

તેણે તાળું તોડીને બારણું ઉઘાડયું એમ જાણી **અમગીઆદ** ઘણો ગભરાયો. તેને લાગ્યું કે હવે આપણી ફજેતી થયા વિના રહેશે નહીઃ તે દરવાજાના ઉંબરામાં થોભ્યો. અંદર પ્રવેશ કરવાની તેની હીમ્મત ચાલી નહીં. તેના મનમાં આવ્યું કે આપણે નહાસી જવું, કારણ અહીં ઉભા રહેવાથી ચોર ગણાઇ પકડાવું તે સારા માણસને સારૂં નહીં. એવી કલ્પનાથી ભયભિત થઇ પછવાડેથીજ નાસી જવાનો હતો, પરંતુ એટલામાં તે સ્ત્રી પાછી આવી અને તેને ઘેરમાં નહીં આવતો જાણી તે બોલી,–"તમે ઘરમાં શા માટે આવતા નથી? પોતાના ઘરમાં આવવાને તમોને એટલી શંકા શા માટે ઉપજવી જોઇયે? " **અમગીઆદે** ઉત્તર વાળ્યો,–"હું મારા નોકરની રાહ જોઉંછું તેના આવ્યા વિના ખાવા પીવાનો બંદોબસ્ત થઈ શકશે નહી." તે સ્ત્રી બોલી,–"કશી ચીંતા નહીં, તેની રાહ જોઇને આપણે અંદરજ બેસીએ. બહારજ શા માટે ઉભા રહેવું જોઇએ?" એમ બોલી તેણે તેનો

હાથ ખેંચીને અંદર આણ્યો. **અમગીઆદ**ના મનમાં અંદર જવાનું ન હોતું પરતું આરંભેલા સોંગની બતાવણી કરવા સારૂ તેને અંદર જવુંજ પડયું. તે મહેલમાંના ચોકની નવીજ ફરસબંધી બનાવેલી હતી. તેની અંદરથી કેટલીએક પગથીઓ ચહડીને એક મોટા દીવાનખાનામાં તેઓ દાખલ થયાં. દીવાનખાનું ઘણુંજ ઉત્તમ રીતે શણગારેલું હતું તથા તેમાંની બેઠક ઘણીજ સુશોભિત–ભભકાદાર હતી. દીવાનખાનાની વચમાં સુંદર ચવરંગોપર નાનાપ્રકારનાં ફળ, ભાતભાતનો મેવો તથા મદ્યના કુપાઓ સરસ રીતે ગોઠવી રાખ્યા હતા. એ સર્વે તૈયારી જોઇ **અમગીઆદ** ઘણોજ ભયભિત થયો. તેને લાગ્યું કે આ કોઈ પણ કુલિન સંભાવિત શ્રીમંતનો મેહેલ છે અને આપણે તાળું તોડી અંદર દાખલ થયાં તેને માટે આપણને આજ જરૂર કારાગ્રહમાં જવું પડશે.

અહીં તે સ્ત્રીને તે તૈયારી જોઇ અતિ હર્ષ પ્રાપ્ત થયો અને તેના આવેશમાં તેણીએ **અમગીઆદ**ને કહ્યું; "મહારાજ ઘેરમાં ખાવાપીવાની તૈયારી નહીં હોય એટલા માટે આપ ચિંતાતુર બની રહ્યા હતા, પરંતુ અહીંયાતો સર્વ ઉત્તમ પ્રકારની તૈયારી થઇ રહેલી દૃષ્ટિગોચર થાય છે! તમારા ચાકરો ઘણા હુશિયાર માલમ પડે છે. તમે ઠાલો તેને ઠપકો આપો છો. પણ મને લાગે છે કે આપની કોઇ બીજી પ્યારી આવવાની હોવાથી તેણીને માટે આ સઘળી તૈયારી થઇ રહી હશે. ખરેખર આ તૈયારી મારે માટે મુદ્દલ નહીજ હોય, તથાપિ તેમ હોય તો તે બાબત કશી હરકત નથી. આપની પ્રાણવલ્લભા જે કોઇ હોય તેને બેલાશક બોલાવો–મને તે બાબતનો જરા પણ અસંતોષ નથી. મહારાજ, મારો સ્વભાવ અન્ય સ્ત્રીઓની પેઠે ઇર્ષાખોર નથી. મારી આપની પાસે એટલીજ વિનતિ છે કે આપની અને તેની સેવા ચાકરી મારા તરફથી લેવામાં કશો સંકોચ રાખશો નહી."

**અમગીઆદ** મનમાં ઘણોજ ભયભિત થયો હતો તથાપિ તે સ્ત્રીનું ગુલજાર ભાષણ સાંભળી તેને હસવું આવ્યા વિના રહ્યું નહીં. પછી પોતાના મનનો ભય છુપાવીને તેણે તેણીને કહ્યું કે,–"પ્રાણપ્રિયે, તું ફોકટ ગમે તેવું બોલી જાય છે. તું કહે છે તે પ્રમાણે કશોજ પ્રકાર અત્રે નથી. મારો હમેશાં જમવાનો ઠાઠ આજ પ્રમાણે હોય છે, આજ કંઇ વિશેષ તૈયારી કરી છે એમ સમજવું નહીં." એટલું બોલીને બાજુના કોચપર તે મુંગે મ્હોંડે બેઠો–ચવરંગની પાસે જઇને ફળ–મેવો ખાવા

તથા મદ્ય પીવાની તેની હીમત બિલકુલ ચાલી નહીં કારણુ તે ઘર ખરે-ખર તેનું નહોતું; અને ત્યાંની તૈયારી તેને માટે કાંઇ કરવામાં આવી ન હોતી તે એ સારી રીતે સમજતો હતો, તથાપિ તે સ્ત્રી તેને અમસ્થો બેસવા દે તેવી નહોતી. તેણીએ વળી તેને કહ્યું,–"અહો! તમે ત્યાં એકલા કેમ બેઠા? આટલા દૂરથી ચાલીને આવવાથી તમોને ભુખ લાગી હશે; આવો તે આપણે થોડું ખાઇએ અને જરા મોજ કરીએ."

આ પ્રમાણે સ્ત્રીએ જે જે કહ્યું, તે તે બાપડા રાજપુત્રને કરવું પડયું. તેમણે સાથે બેસીને એ ફળ મેવો વગેરે ખાધો, પછી તે સ્ત્રીએ મદ્યના એક બે પ્યાલા પોતે પીધા અને ત્યાર બાદ એક પ્યાલો ભરી અમગીઆદને આપ્યો, અને તેનો નિશો તેને ચઢયો. એ પ્રમાણે તે સ્ત્રીની તો ગમ્મત ચાલી રહી છે, પરંતુ રાજપુત્રને બિલકુલ ચેહેન પડતું નહોતું. તેને મનમાં સખેદાશ્ચર્ય ઉપજતું હતું કે મેહેલનો માલેક કીંવા તેના ચાકર વગેરે કોઈ કેમ અદ્યાપિ સુધી આવતું નથી? એવડી મોટી ઈમારત છતાં અને તેમાં જમવા ખા-વાની સર્વ તૈયારી છતાં ચાકર માણસો કોઇજ નહીં હતાં તે બાબત તેને બહુજ આશ્ચર્ય ઉપજ્યું; ને પોતાના મનમાં કેહેવા લાગ્યો કે "હું અહીંથી નિકલી નાસું ત્યાં સુધી જો કોઈ આવે નહીં તો મને ઘણો ભાગ્યશાળી સમજીશ" એ પ્રમાણે બાપડો રાજપુત્ર ચિંતાથી ઝુરી મરતો હતો, તથાપિ તે સ્ત્રીએતો યથેચ્છ ખાઇ પી આનંદથી ખૂબ દારૂ પણ પીધો, અને તે-ણીએ અમગીઆદ પાસે પણ તેમજ કરાવ્યું. અને તેઓનું જમવા ખાવાનું પુરૂં થાય છે એટલામાં તે મેહેલનો માલેક ત્યાં હાજર થયો.

તે મેહેલના માલેકનું નામ બહાદરખાન હતું. તે તે શેહેરના ઘોડેસ્વા-રોનો મુખ્ય સરદાર તથા રાજાનો અશ્વ પરિક્ષક હતો. તેનું હમેશનું રહેઠાણનું ઘર નિરાળું હતું. આ મેહેલમાં તો તે કોઇક દાહાડો બે ચાર મિત્રો સાથે મોજ-મજાહ કરવા આવતો હતો અને તે તે પ્રસંગે તે પોતાને ઘેરથી ખાવાપીવાની વસ્તુઓ મોકલાવી સર્વ તૈયારી આગળથી કરાવી રાખતો હતો. આ વખતે પણ તેના ચાકરો સર્વ તૈયારી કરી ગયા હતા અને ત્યારબાદ થોડાજ વખતે અમગીઆદ તથા પેલી સ્ત્રી ત્યાં દાખલ થયાં હતાં.

બહાદરખાન આવે પ્રસંગે વેશ બદલી તથા કોઇ પણ ચાકર માણસો પોતાની સાથે લીધા વગર આ મેહેલમાં આવતો હતો. અને તે મુજબ તે ઠરાવેલા વખત કરતાં થોડો વખત આગળથીજ આવ્યો. પોતાના મેહેલના દરવાજાનું તાળું તોડેલું અને દરવાજો ઉઘાડો નિહાળી તેને અતિ

આશ્ચર્ય ઉપજ્યું. પછી ગૂપચૂપ તે અંદર ગયો અને પોતાના દીવાનખાના-માં કોઈ મનુષ્યોને હસતાં બોલતાં સાંભલી ધિમેથી ડોકીયું કરી તેઓ કોણ છે તે જોવા લાગ્યો: એક તરૂણ સ્ત્રી તથા તરૂણ પુરૂષ આપણે માટે અને આપણા મિત્રને માટે ગોઠવી રાખેલાં ફળો તથા મેવો ખાય છે તથા મદ્ય પ્રાશન કરે છે અને બીજો કશો ઉપદ્રવ કરતાં નથી એમ જાણી તેને તે બાબત બિલકુલ ગુસ્સો ઉપજ્યો નહી. પછી તેઓની કંઇ પણ મશ્કરી કરવી એવું મનમાં લાવી તેવા પ્રકારની યોજના પોતાના મનમાં તે યો-જવા લાગ્યો.

સ્ત્રીની પીઠ બારણા તરફ હોવાથી **બહાદરખાન**ના ડોકીયાં તેના જોવામાં આવ્યાં નહી, પરંતુ **અમગીઆદનું** મ્હોડું બારણા તરફ હોવાથી તેણે તેને તાત્કાળ નિહાળ્યો અને તેને જોતાં વારજ તેનું મ્હોડું ઉત-રી ગયું તથાપિ **બહાદરખાને** તેને આંખની નિશાનીથી જણાવ્યું કે "તું કશું પણ બોલ્યા શિવાય મારી પાસે આવ."

જ્યારે **બહાદરખાને** ડોકિયું કર્યું ત્યારે રાજપુત્ર મદ્યનો પ્યાલો હાથ-માં લઇ પ્રાશન કરતો હતો. તેણે તે પીને પ્યાલો નીચે મુકયો અને તે જેવો ઉઠવા જાય છે તેવામાં તે સ્ત્રી તેને પુછવા લાગી-,"તમે કયાં જાઓ છો?" તેણે જવાબ વાળ્યો,-"કંઈ કામને માટે જરા બહાર જઈ પાછો આ વું છું." એમ બોલી તે દીવાનખાનાની બહાર આવ્યો. ત્યાં **બહાદરખાન** તેની રાહ જોઇને ઉભો હતો અને પછી તેનો હાથ પકડી એકાંતમાં વાતચિત કરવા સારૂ તે તેને ચોકમાં લઇ ગયો.

એટલું બોલી લાવણ્યવતિ **શેહરાજાદીએ** પ્રાણનાથને હસ્તે મુખડે કહ્યું,-"નાથ, હવે મારાથી આગળ વધી શકાતું નથી. જુઓ, દીનમણીએ પોતાનો સોનેરી પ્રકાશ આપણા આ રંગમેહેલમાં ફેંકીને વાર્તા બંધ કર વાની સુચના કરી છે" એ ઉપરથી મહારાજા **શેહેરીયાર** નિત્ય પ્રમાણે દરબાર કચેરીમાં ચાલી નિકળ્યો.

## રાત ૨૩૨ મી.

બીજે દહાડે પરોઢીઆંમાં **શેહરાજાદીએ** તેની બેહેને ઉઠાડયા બાદ વાર્ત્તા આગળ ચલાવી કહ્યું, પછી "તમે કોણ? અને અમારા દરવાજાનું તાળું શા માટે તોડયું?" ઇત્યાદિ **બહાદરખાને** પુછવાથી

રાજપુત્રે ઘણીજ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો,–"મહારાજ, મેં પરવાનગી લીધા વિના આપના પેહેલમાં પ્રવેશ કરી આપનું અન્ન ખાધું તે બાબત મને અપરાધી ગણવો તે યોગ્યજ છે; તથાપિ આપ મેહેરબાની કરી મારૂં બોલવું સાંભળશો, તો જોકે તે મુર્ખાઇ ભરેલું તો છે, તથાપિ નિરૂપાયે મારે તે પ્રમાણે વર્તવું પડયું છે એવું આપના ધ્યાનમાં આવ્યા વગર રેહેશે નહીં અને આશા છે કે આપ મને તુરત સર્વ અપરાધની ક્ષમા પણ કરશો." એટલું બોલી તેણે તેને ટુંકમાં તે સ્ત્રીની હકીકત કહી સંભળાવી અને પોતાના હાથથી બીજાના ઘેરમાં પરવાનગી વિના પ્રવેશ કરી તેના માલનો ભંજવાડ કરવાનો તેનો બિલકુલ હેતુ નહોતો, એવી તેની ખાત્રી કરી બતાવવા માટે પોતે મુળ કયાંનો રહેવાશી અને કયા કારણથી સ્વદેશ ત્યાગ કરવો પડયો વગેરે પોતાનું તમામ વૃત્તાંત તેને નિવેદન કર્યું.

**બહાદરખાન**નો સ્વભાવ ઘણોજ દયાળુ હતો. નિરાધાર અને પરાયા માણુસોને તે હમેશાં ઉપયોગી થઇ પડતો હતો. તેને **અમગીઆદ** સરખા કુલીન અને સંકટમાં પડેલા રાજપુત્રપર ઉપકાર કરવાની તક પોતાના હાથમાં આવેલી જાણી અતી આનંદ ઉપજ્યો. કારણ તે રાજપુત્રની તેજસ્વી મુખમુદ્રા ઉપરથી તથા તેના પ્રૌઢ ભાષણ ઉપરથી અને તેની કુલીનપણાની ચાલચલગત ઉપરથી તેણે કહેલું વૃત્તાંત તેને ખરૂં ભાસ્યું. પછી તેણે તેને કહ્યું,–"હે રાજપુત્ર, તારા સરખા કુલીન મનુષ્યને ઉપયોગી થઇ પડવાનો મને પ્રસંગ મળવાથી હું અતી આનંદ પામું છું, માટે તું બિલકુલ સંકોચ ન રાખતાં આ તારૂં પોતાનુંજ ઘર છે એમ સમજ. તું જે પ્રમાણે કહીશ તે પ્રમાણે તને ઉપયોગી થઇ રહેવાને હું તૈયાર છું. મારૂં નામ **બહાદરખાન**; હું આ શેહેરના રાજાના ઘોડેસ્વારોનો મુખ્ય સરદાર અશ્વપરિક્ષક છું. મારૂં રહેણાકનું ઘર આ શેહેરમાં બીજી જગોએ છે. પોતાના દીલોજાન મિત્રો સાથે ખાવું પીવું અને આનંદથી ફુરસદનો વખત મોજમજાહમાં ગુજારવાના હેતુથી આ મેહેલ મેં બંધાવ્યો છે અને હું કદી કદી અહીં આવું છું; કારણ રહેણાકના ઘરમાં છોકરાં છૈયા અને ચાકર માણસો હોવાથી તેઓના દેખતાં સ્વચ્છંદી રીતે–મરજી માફક વરતી શકાય નહીં. તે સ્ત્રીને તેં 'મારો ચાકર બજારમાં ગયો છે,' એમ કહ્યું છે! તે ઠીક છે હુંજ બે ઘડી તારો ચાકર બનું છું એટલે થયું!" રાજપુત્રે તેના બોલવાને માન્ય રાખ્યું નહીં તેથી તે પુનઃ બોલ્યો,–"તમે મનમાં બિલકુલ સંકોચ રાખતા નહીં. હું કહું

છું તે પ્રમાણે કરવામાં મારો કંઇ જુદા પ્રકારનો હેતુ સમાયલો છે અને તે આગલ જતાં તમારા સમજવામાં આવશે. માટે હવે તમે પાછા દીવાનખાનામાં જાઓ. તમારા બંનેની પૂર્વે પ્રમાણે ઠઠ્ઠા મશ્કરી ચાલવા દો અને જ્યારે હું ચાકરને વેશે તમારી પાસે આવું ત્યારે તમે હું ઘણો મોડો આવ્યો માટે મારા પર ગુસ્સે થજો અને છેલે મને મારવાને પણ પાછું વાળી જોશો નહીં. સંધ્યાકાળ સુધી બેલાશક તમે અહિંયા ખાવો, પીઓ અને મોજ મજા કરો અને જોઇયે તો રજની આખી અત્રેજ સુખદ નિદ્રા લઇ પ્રભાતમાં તે સ્ત્રીને વિદાય કરજો. આટલું કરવાથી તમે જે જે બોલ્યા છો તે પ્રત્ય ક્ષ ખરૂં થઇ શકશે. તે સ્ત્રી ગયા પછી આવતી કાલે હું તમારે માટે ઘણોજ સરસ બંદોબસ્ત કરી આપીશ. માટે હવે વધારે વખત ગુમાવવો નહી, જાઓ જલદીથી પાછા. તે સ્ત્રી તમારી રાહ જોતી હશે." **અમગીઆદ** કંઈ બોલવાનો હતો પરંતુ **બહાદરખાને** કંઇપણ બોલવા નહીં આપતાં તેને અત્યાગ્રહથી તે સ્ત્રી પાસે મોકલાવ્યો. તે અંદર પ્રવેશ કરે છે એટલામાં **બહાદરખાનના** મિત્રો આવ્યા, પરંતુ તેઓને કંઇ બહાનું બતાવી પાછા મોકલાવી દીધા અને ત્યારબાદ પોતે ચાકરનો વેશ લઇ **અમગીઆદ** તથા તે સ્ત્રી જ્યાં બેઠાં હતાં ત્યાં હાજર થયો.

**અમગીઆદ** બહાર ગયો તેના કરતાં પાછો અંદર આવતી વખતે તેની મનોવૃત્તિ અધિક ઉત્સાહિત હોય તેમાં કશું નવાઈ જેવું નથી. તે સ્ત્રીએ દરવાજાનું તાળું તોડી બળાત્કારે અંદર આવ્યા પછીથી તે બાપડાને મુદલ ચેન પડતું ન હોતું. આ અવિચારી કૃત્યનું શું પરિણામ આવશે અને આપણું શું થશે તેવો મનમાં વિચાર આવવાથી તે ઘણોજ ભયભિત થઇ રહ્યો હતો પરંતુ તે મેહેલનો માલેક કુલીન અને ઘણોજ ભલો માણસ હોઇને તેણે આપણને અભયવચન આપ્યુંછે, તેવા વિચારો મનમાં આવવાથી રાજપુત્રના આનંદનો પાર રહ્યો નહી. પછી તે સ્ત્રીની જોડમાં બેસીને પ્રેમસૂચક સ્વરથી બોલ્યો; "પ્રિયે, તને અહીં એકલી મુકી ગયો તે આશકદૃષ્ટિથી નિહાળતાં મેં તારો મહાપરાધ કરેલો છે અને તેથી તારી ક્ષમા માગુંછું. ખરૂં કહું તો મારા તે ચાકરે વખત લગાડવાથી મારૂં મન આટલો વખત સ્વસ્થ ન હોતું. તે મુર્ખાને અંદર તો આવવાદે-પછી એની એવી તો ખોડ ભુલાવુંછું કે હવેથી તે કદી પણ આપણો આટલો વખત નકામો ગુમાવશે નહીં"

તે સ્ત્રી બોલી,-"મહારાજ, તે માટે એટલો ત્રાસ પામવાની શી

જરૂર છે. તેણે અપરાધ કર્યો છે તો તેનું ફળ તે ભોગવશે ? આપે તેના તરફ કશું લક્ષ આપવું નહીં. તે કદાચ નહીં હાજર થયો હોય તોપણ તેનાથી આપણું કયું કામ અટકી રહ્યું છે? તે ભલેને નહી આવ્યો ! મજસરખી દાસી આપની સેવામાં હાજર છે ને ?"

પછી તેઓએ પુનઃ મધપાન કરવાનો તથા એક બીજાનો વિનોદ કરવાની શરૂઆત કરી. આ વખતે રાજપુત્રના મનમાં કશો ભય કે ચિંત્તા નહીં હોવાથી તે પણ તે સ્ત્રી પ્રમાણે રંગમાં આવ્યો હતો. એ મુજબ એ તરૂણ સ્ત્રી પુરૂષ એકાંતના સંકેત સ્થાનમાં જઈ મધપાન કરી તેના યોગે તથા આશકના રંગમાં ચકચુર થઇ આનંદાવેશમાં જે ગમત મેળવતાં હતાં તેનું વર્ણન કયા પ્રકારે કરવું ? તે મુજબ તેના હસવા મહાલવાનો ઠાઠ જામી રહ્યો છે, તેવામાં **બહાદરખાને** ચાકરનો વેશ ધારણ કરી ત્યાં પ્રવેશ કર્યો.

**બહાદરખાન,** એકાદા ચાકર પર જેમ તેનો ધણી ગુસે થયો હોય અને તે ભયભિત બનીને જેમ થરથર કાંપવા લાગે તેમ ધ્રુજવા લાગ્યો. પાસે આવતાં વાર તેણે રાજપુત્રને નમસ્કાર કર્યો અને માફ માગવા સારૂ તેના પગ પાસે જમીનનું ચુંબન લીધું અને પછી સ્તબ્ધ પણે હસ્ત જોડી તેની પાછળ ઉભો રહ્યો.

પછી સંકેત પ્રમાણે રાજપુત્રને ઘણો ગુસ્સો ઉપજ્યો હોય તેવું બતાવી તેણે તેના પર ડોળા ધુરકાવી કઠોર સ્વરથી કહ્યું,–"કેમરે લુચા, આટલો વખત કયાં રોકાયો હતો ? મને રાહ જોતો આટલો વખત બેસાડી રાખ્યો તો એવા કયા મહાભારત કામમાં ગુંથાયો હતો ?"

**બહાદરે** ભય પામ્યા જેવું મિશ કરી નિચું ઘાલી કાંપતા કાંપતા ઉત્તર વાળ્યો,–"મહારાજ, દાસપર ગુસ્સે થાઓ નહીં. ક્ષમા કરો, આપે હુકમ કર્યો હતો ત્યાંજ ગયો હતો, ત્યાંથી જલદી નિકાલ નહી થવાને લીધે વખત લાગ્યો અને વળી આપ અહીં જલદીથી આવશો એમ પણ મને લાગતું ન હોતું."

રાજપુત્ર બોલ્યો,–"અરે બેવકુફ, તું જુઠું બોલે છે. તને સારી શિક્ષા આપ્યાવિના એ તારી કુટેવ એમ જવાની નથી.'' એટલું બોલી પાસે પડેલી લાકડી ઉચકી તેણે તેની પીઠપર બે ફટકા લગાવી દીધા. પરંતુ તે એટલા તો હળવે માર્યા કે તે લાકડીના ફટકા **બહાદરને** લાગ્યા કે નહીં તે કોણ જાણે ! એવો સોંગ કરી રાજપુત્ર પાછો પોતાની જગ્યાપર બેઠો.

તથાપિ તે સ્ત્રીના મનમાં તે શિક્ષા પુરી થયેલી નહીં લાગવાથી તે લાગલીજ ઉઠી હાથમાં લાકડી લઇ તેણે તે બાપડા **બહાદરખાનને** એવો તો જોરથી ઝુડી કહાડયો કે તેની ચક્ષુએથી અશ્રુધારા ચાલી નિકળી. તેણીનું તે નિર્દયપણું જોઇને **અમગીઆદને** બહુ ત્રાસ ઉપજયો અને "હવે બસ થયું; બંધ રાખ." એમ કેટલીક વાર મોટેથી બોલ્યો પણ તે સ્ત્રીએ તેના બોલવાને કશું ગણકાર્યું નહીં. તેણીએ ઉલટું કહ્યું,–"તમો જરા વાર મુંગા બેસો. ધણીને નકામા ખોટી કરવાથી કેવું પરિણામ આવેછે તે હું તેને સારી રીતે બતાવું છું." એમ બોલી તેણે તે ઘોડેસ્વારના સરદારની વળી વધારે કુંદી કરવા માંડવાથી છેવટે રાજપુત્રે તેણીના હાથમાંથી બળાત્કારે કાઠી ઝુંટાવી લીધી અને જોકે છેલે નિરૂપાયે તે પોતાની જગ્યાપર જઇ બેઠી તથાપિ **બહાદરને** હજારો ગાળોનો વરસાદ વરસાવ્યા વિના તે રહી નહીં.

અહીં **બહાદરખાન** રાજપુત્રની પાછળ તેઓને પીવાને દારૂના પ્યાલા આપવા માટે ઉભો રહ્યો. પછી તેઓનું ખાવું પીવું પુરું થયા બાદ તેણે ચવરંગપર દારૂના પ્યાલા તથા મેવો મિઠાઇ જેમની તેમ વ્યવસ્થાથી મુકી. એટલામાં સંધ્યાકાળ થઈ. પછી **બહાદરખાને** તે મેહેલમાં જ્યાં ત્યાં દીવાઓ પ્રગટી લખલખાટ કરીમુકયો. **બહાદર** જયારે જયારે કામ પ્રસંગે તે સ્ત્રીની પાસેથી નિકળતો હતો, ત્યારે ત્યારે તે તેના તરફ હાથ ઉગામી તે બાપડાને ગાળો આપતી હતી. તેનું તેવું કરવું **અમગીઆદને** મુદલ પસંદ પડતું ન હોતું પરંતુ તે બંધ કરાવી શકયો નહીં. પછી ઉંઘાવાનો વખત થયો ત્યારે **બહાદરખાને** તેને સુંદર બિછાનું બિછાવી દીધું અને પોતે દુરની એક કોટડીમાં જઇ પથારીપર પડયો. તે દહાડે તેને ઘણોજ શ્રમ વેઠવો પડયો હતો અને તે બેવકુફ નિર્દય સ્ત્રીના મારથી તેનું શરીર ઘણું દુખતું હતું તેથી તુરત ઉંઘ આવવાથી તે ત્યાં નિદ્રાવશ થઇ ઘોરવા લાગ્યો.

અહીં રાજપુત્ર તથા તે સ્ત્રીએ કેટલોક વખત મોજમજાહમાં ગુજાર્યા બાદ તે સ્ત્રી કહેવા લાગી,–"હું હવે મારે ઘેર જાઊંછું. અહિંયા સુવું મને ગમતું નથી." તેથી રાજપુત્ર તેને પહોંચાડવા માટે દીવાનખાનામાંથી દરવાજા તરફ જતાં જ્યાં **બહાદરખાન** ઉંઘાયલો હતો ત્યાં તે કોટડીના રસ્તેથી તેઓ ગયાં. આ વખતે **બહાદરખાનના** ઘોરવાનો અવાજ તેણીના કર્ણપર અથડાયો. એથી તુરત તે ઉભી રહી અને સામે ખીલીપર એક

તલવાર ટાંગેલી હતી તેના તરફ આંગળીની નિશાની કરી તેણીએ રાજપુત્રને કહ્યું,—"પ્રાણનાથ આપની મારાપર જો ખરી પ્રીતિ હોય તો હું કહું તે એક વાત કૃપાકરી માન્ય રાખો." રાજપુત્રે જવાબ વાળ્યો,—"પ્રિયા, તું શું કહેવા માગે છે?" તે દુષ્ટ સ્ત્રી બોલી,—"તે ખીલીપરની તલવાર લઇ તમારા રડયા ચાકરનો શિરચ્છેદ કરી નાંખો." એવું તેણીનું ભાષણ સાંભળી **અમગીઆદ**ના અંગપર રોમાંચ ખડાં થયાં. પછી તેણી દારૂના નિશામાં આવું બોલતી હશે એમ સમજી તેણે કહ્યું,—"અરે તું મારા ચાકરને રસ્તે જતી નહીં. એવા હલકટ માણસ તરફ લક્ષ આપવું તારા જેવી કુલિન અને ઊદાર સ્ત્રીને યોગ્ય નથી. તે બાપડાને તેના અપરાધને માટે જે શિક્ષા મળી છે તે પુરતી છે અને વળી એકંદર રીતે તે બહુ ભલો માણસ છે."

તે સ્ત્રીએ ગુસ્સે થઇને કહ્યું,—"હું આવી વાત કદીપણ સાંભળવાની નથી. તે રડયા લુચ્ચા ચાકરને ઠાર મારવો જોઇએ. જો તમારાથી તેનો વધ ન થઇ શકે તો હું તેનો શિરચ્છેદ કરવાને તૈયાર છું." એટલું બોલી તેણે એકદમ દોડી ખુંટીપરથી તલવાર કાઢી અને તે મ્યાનમાંથી કહાડી બાપડા **બહાદર**ને ઠાર મારવા માટે કોટડીમાં જવાની તૈયારીમાં હતી, એટલામાં **અમગીઆદે** તેણીના હાથમાંથી તલવાર ઝુંટાવી લઇ કહ્યું,—"પ્રિયે, જો આ ચાકરને મારવાનો તારો એટલો આગ્રહજ હોય તો પછી મારે જાતે તારી ઈચ્છાનો સ્વિકાર કરવોજ જોઈએ અને તેથી હુંજ પોતે મારે હાથે તેનો વધ કરવાને તૈયાર છું. તું ચાલ મારી સાથે. પરંતુ પગલાં હળવે હળવે ભર, કારણ અવાજ સાંભળવાથી કદાચ તે જાગૃત થઇ જશે." એમ બોલી તેઓ બંને જ્યાં **બહાદર** ઉંઘાયો હતો ત્યાં ગયાં. ત્યાં ગયા પછી **બહાદર** તરફ તલવારનો ઝટકો નહીં મારતાં એકાએક રાજપુત્ર **અમગીઆદે** તે દુષ્ટ સ્ત્રીનું ડોકું ઉડાવી દીધું, અને તે **બહાદરખાન**ના ઉપર પડયું.

"બસ; હવે આવતી કાલે વાત; જુઓ નાથ! પૂર્વમાં અરૂણરાયનો પુર્ણ દમામમાં ઉદય થયો છે" એટલું બોલી બાદશાહને **શેહરાજાદીએ** વિદાયગીરીની સુચના રૂપે પ્રેમાલિંગન આપી હસ્તપર ચુંબન લીધું અને બાદશાહ પોતાના હમેશના નિયમ પ્રમાણે રાજપ્રકરણી કામમાં લાગી રહ્યો.

## રાત ૨૩૩ મી.

બીજે દહાડે મળસકામાં ઉઠી **શેહરાજાદીએ** વાર્તા આગળ ચલાવતાં કહ્યું,-આથી **બહાદર** ચમકીને જાગૃત થયો અને આંખો ઉઘાડીને જુએ છે તો **અમગીઆદ** ઉઘાડી-નાગી-આરક્ત થયેલી તલવાર હાથમાં લઈ ઉભો છે અને તે સ્ત્રીનું ધડ જોડમાંજ પડેલું છે. આ બનાવ જોઇ તેને બહુ આશ્ચર્ય ઉપજ્યું. ત્યારબાદ **અમગીઆદે** બનેલી સઘળી હકીકત યથાસ્થિત રીતે તેને નિવેદન કરી અને વિશેષમાં તે બોલ્યો,-"મહારાજ તે દુષ્ટ સ્ત્રી ગુસ્સાથી એટલી તો બેફામ થયેલી હતી કે તેણીનો શિરચ્છેદ કર્યા વિના તમારો જીવ તેની પાસેથી ઉગરવાને બીજો એકે રસ્તો રહ્યો નહોતો." **બહાદરખાને** રાજપુત્રનો મોટો આભાર માની અતિ નમ્રતાથી કહ્યું,-"મહારાજ, આપના જેવા કુલીન અને મહા વીર પુરૂષો હોય છે તેઓના હાથથી દુષ્ટ કૃત્ય કેમ બની શકે ? કદીજ નહીં. આપે આજ મને જીવતદાન આપ્યું છે. હું ગમે તેટલું કરૂં તોપણ આપના ઉપકારનો બદલો મારાથી કદીપણ વળવાનો નથી." એટલું કહી રાજપુત્રને ઘણા પ્રેમથી આલિંગન આપી **બહાદરે** તેને કહ્યું,-"મહારાજ પ્રભાત થતાં પેહેલા આ મુડદાંને ઘેરમાંથી લઇ જઇ તેનો એકદમ ગુપ્તપણે નાશ કરવો જોઇએ, અને તે કામ પાર પાડવાનું કામ હું બજાવવા તૈયાર છું." **અમગીઆદે** એ વાત માન્ય કરી નહીં; તેણે કહ્યું,-"તે સ્ત્રીનો મેં પોતે વધ કર્યો છે માટે તેનું શબ મારેજ ઉંચકી લઇ જવું જોઇએ. તે લઇ જવાનું જોખમ અને કંટાળો હું તમને આપવા બિલકુલ ખુશી નથી." **બહાદર** બોલ્યો,-"આપ બોલોછો તે આપની મોટાઈને યોગ્ય છે ખરૂં તથાપિ આ ગામમાં આપ અજાણ્યા છો અને હું અહીંનો પુરેપુરો માહેતગાર છું માટે એ કામ મારા હાથથી જેવું બનશે તેવું આપના હાથથી છુપાછુપ પાર પડશે નહીં. આપ મુર્દું લઈ જશો તો રસ્તે જતા કોઇ પકડી કહાડશે અને તેથી મારો તથા તમારો બંનેનો ઘાત થયા વિના રહેશે નહીં. અને તેથીજ તે કામ મારે જાતેજ બજાવવું જોઇએ. આપ બિલકુલ વચે પડતા નહીં. આપ આગ્રહ કરતા નહીં. હું પાછો આવું ત્યાં સુધી આપ નિર્ભયપણે અહીંયાજ બેસી રહો. સુર્યોદય પેહેલાંજ જો હું પાછો ન આવું તો મને કોઇએ પકડયો હશે એમ આપે ખચીત સમજવું અને કદાચિત હું સપડાઇ જવાથી મને રાજા દેહાંત શિક્ષા પણ કરશે માટે હું મારૂં ઘરબાર તથા તેમાંની તમામ મિલકત



અમગીઆદ તથા તે સ્ત્રી બેઠા હતા ત્યાં બહાદરખાન આવ્યો. પૃ. ૨૮.

આપના નામપર લખી આપું છું તો તેનો રૂડો ઉપયોગ આપ જ્યાં સુધી આ શેહેરમાં રહો ત્યાં સુધી બેલાશક કરજો."

એમ બોલી તેણે કલમ ખડીઓ અને કાગળ લઈ ઉપર કહ્યા પ્રમાણે એક લખત તૈયાર કરી તેપર સહી કરી, અને રાજપુત્રને તે સ્વાધિન કર્યું. પછી તે સ્ત્રીનું ધડ અને મસ્તક એક કોથળામાં નાંખી પોતાની ખાંધપર ચઢાવી બહાદર ઘેર બહાર નિકળ્યો. તે મુડદું ગુપ્તપણે લઇ સમુદ્રમાં નાંખવું એવો વિચાર કરી તે તરફ ચાલી નિકળ્યો હતો; પરંતુ તે વધારે દુર ગયો નહીં એટલામાં શેહેરના મુખ્ય કોટવાળે કેટલાએક સિપાઇઓને સાથે લઇ રોન ફરતા સામા મળી બહાદરની ખાંધપરનો કોથળો નિચે ઉતરાવ્યો અને તે છોડીને જોયું તો તેમાંથી સ્ત્રીનું મુડદુ નિકળ્યું. બહાદરખાને નિરાળો વેષ ધારણ કર્યો હતો તથાપિ કોટવાળે તેને તુરત ઓળખી કહાડી પોતાને ઘેર લઇ આવ્યો. બહાદર સરકારનો મ્હોટો ઓહેદ્દાર હતો તેથી તેને બીજા માણસોની પેઠે પોતે શિક્ષા નહીં આપતાં બનેલી હકીકત કોટવાળે પ્રભાતમાં રાજા પાસે જઇને નિવેદન કરી. પછી મુદ્દા ઉપરથી ગુન્હો સાબિત થવાથી રાજાએ ગુસ્સે થઇ બહાદરને કહ્યું,–"અરે દુષ્ટ, તું આ પ્રમાણે મારી રૈયતનો જીવ લઈ પછીથી ગુન્હામાંથી છટકી જવા સારૂ તે સમુદ્રમાં નાંખી દે છે કે શું? આ દુષ્ટને યોગ્ય શિક્ષા થવી જોઇએ; કોટવાળ, તેને એકદમ ફાંસીએ ચઢાવી ધો".

બહાદરખાન જોકે કેવળ નિરપરાધી હતો તથાપિ રાજાનો આ અતી સખ્ત હુકમ તેણે મુંગે મ્હોડે સાંભળી લીધો. પોતાના પરનો ગુન્હો કાઢી નાંખવાને તે એક "ચું" જેટલો શબ્દ ઉચર્યો નહીં. પછી કોટવાળ તેને પોતાને ઘેર લઇ ગયો. અને ફાંસીની તૈયારી કરવા માટે કોટવાળે શેહેર આખામાં ઢંઢેરો પિટાવ્યો કે,–"ઘોડેસ્વારના મુખ્ય સરદાર–બહાદરખાને ખુન કરવાથી તેને સરકાર આજ બપોરના ત્રણ વાગતે અમુક ઠેકાણે ફાંસી આપનાર છે."

રાજપુત્ર અમગીઆદ અહીં બહાદર પાછો આવવાની રાહ જોતો હતો. તેના મનમાં ઉપરનો ઢંઢેરો સાંભળી અતિ ખેદ ઉત્પન્ન થયો. પછી તેણે મનમાં કહ્યું,–"તે દુષ્ટ સ્ત્રીને મારવા માટે કોઇપણ માણસને ફાંસીએ લટકાવવાની જરૂર હોય તો તે શિક્ષા વાસ્તવિક જોતાં મને થવી જોઇયે; તે બાપડા બહાદરને શામાટે થવી જોઇયે? મારા અપરાધને માટે બીજા નિરપરાધી માણસને હું કદી મરવા આપીશ નહીં." પછી અધિક વિચાર નહીં ક-

રતાં તે એકદમ ત્વરાથી ફાંસીદેવાની જગ્યાપર જવા નિકળ્યો અને તે વખતે ગામમાંથી લોકોના ટોળેટોળાં તે તરફ જતાં હોવાથી, તે જોકે શેહેરમાં અજાણ્યો હતો તથાપિ તેને તે જગાએ જવું મુસિબત પડયું નહીં.

અહીંયાં કોટવાળ **બહાદરને** ફાંસીએ લટકાવવાની તૈયારીમાં હતો, એટલામાં રાજપુત્ર ત્યાં જઇ પહોંચ્યો અને જલદીથી કોટવાળ પાસે જઇ બોલ્યો,–"મહારાજ, આકરા કસમ લઇ આપને વિદીત કરૂંછું કે આપ આ ગુન્હાને માટે ઘોડેસ્વારના અધિકારીને ફાંસી આપો છો પરંતુ તે ગુન્હો બિલકુલ તેણે કીધો નથી. જે સ્ત્રીનું મુડદું આપને મળી આવ્યું-તે સ્ત્રી ઘણીજ દુષ્ટ હતી. તેના સરખી દુષ્ટ સ્ત્રી મેં કદીજ નિહાળી ન હોતી. તે વિના કારણે **બહાદરનું** ખુન કરતી હતી અને તેનો અટકાવ કરવા માટેજ મારે તેણીનો ઘાત કરવો પડયો છે. આવી ખરાબ સ્ત્રીનો આવે પ્રસંગે વધ કરવો એ જો ગુન્હો કર્યો કહેવાય, તો તેનો હું પોતે ગુન્હેગાર છું, માટે આપે મને શિક્ષા આપી **બહાદરને** મુકત કરવો જોઇએ."

પછી રાજપુત્રે તે કોટવાળને એ સ્ત્રીનો મેલાપ કેવી રીતે થયો, અને તે બંને **બહાદુરના** મેહેલમાં કેવી રીતે ગયાં, તથા આગળ જતાં તેઓના સંબંધમાં કેવા કેવા પ્રકારો બન્યા, તે તમામ હકીકત વિસ્તારથી નિવેદન કરી. તે સાંભળી **બહાદરને** ફાંસી દેવાનું કામ કોટવાળે બંધ રાખ્યું અને પછી તે રાજપુત્રને તથા **બહાદરને** દરબારગઢમાં લઈ ગયો.

તે સર્વ હકીકત રાજાએ રાજપુત્રના મુખથી સાંભળવાનો ઈરાદો જણાવ્યાથી રાજપુત્રના મનમાં આવ્યું કે મારૂં તથા મારા મિત્ર **બહાદરનું** નિરપરાધીપણું રાજાના લક્ષમાં ઠસાવવાનો આ ઉત્તમ અવસર મળેલો છે માટે તે ફોકટ ગુમાવવો નહીં. પછી તેણે ખરી રીતે જોતા પોતે કોણ છે અને પોતાને તથા પોતાના ભાઇ **અશાદને** કયા કારણથી પરદેશમાં ચાલી નિકળવું પડયું, તથા રસ્તે કેવા પ્રકારનાં સંકટો સહન કરવાં પડયાં વગેરે ઇતિથી અંત સુધીની સવિસ્તર હકીકત રાજાને નિવેદન કરી.

તેની સર્વ હકીકત સાંભળી લઇ રાજાએ તેને કહ્યું,–"રાજપુત્ર, આ દુષ્ટ સ્ત્રીના મુડદાની ચોકસી થતાં તારો અને મારો મેલાપ થયો તેથી હું અત્યાનંદ પામું છું. હું તને અને **બહાદરને** જીવતદાન આપું છું. એટલુંજ નહીં, પણ **બહાદરે** તારી યોગ્ય રીતે બરદાસ્ત કરવાને લીધે તેની હું બેહદ પ્રસંશા કરૂં તોપણ થોડીજ છે. તેનો મોટો ઓદ્દો હું પુનઃ આપું છું અને તને આનંદથી મારો મુખ્ય વજીર સ્થાપું છું. આથી કરીને તમારા

પિતાની ગેરસમજુતિથી તમોને જે વિટબંણાઓ આવી પડી છે તથા તમોને જે નાનાપ્રકારનું દુઃખ પ્રાપ્ત થયું છે, તે તમે જરૂર વિસરશો એવું મારૂં અનુમાન છે. શિવાય તારા ભાઈ **અશાદનો** શોધ કરવા માટે જે જે તજવીજ તને સુજે તે યોજવા માટે મારી તને પુર્ણ પરવાનગી છે."

**અમગીઆદે** તે રાજાનો અત્યંત આભાર માની તેની આજ્ઞા પ્રમાણે વજીરનું કામ બજાવવાનો પ્રારંભ કર્યો. પછી લાગલોજ તેણે આખા શેહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે,–"જે કોઇ રાજપુત્ર **અશાદને** લાવી આપશે કીંવા તે કયાં છે તેના સમાચાર લાવી આપશે, તેને મોટું ઈનામ સરકારમાંથી મળશે." તેમજ તેણે તેના શોધ સારૂ તે દેશમાં જ્યાં ત્યાં જાસુસો મોકલાવ્યા. આ પ્રમાણે તેણે તથા તેના ચાકર માણસોએ બેહદ ખટપટ કરી તથાપિ રાજપુત્ર **અશાદનો** બિલકુલ પત્તો લાગ્યો નહીં.

---

## રાજપુત્ર અશાદનું પાછલું વૃત્તાંત.

---

આ સઘળો વખત બાપડો **અશાદ** તો કારાગ્રહમાં બંધીવાન થઇ પડેલો હતો. તથા પેલા દુષ્ટ અગ્નીપુજકની પુત્રીઓ **બેસ્તામા અને કાવામા** તેના નિત્યના નિયમ પ્રમાણે તેના પ્રત્યે નિર્દયપણું ચલાવી તે બાપડાના હાલહવાલ કરવામાં મણા રાખતી નહોતી.

હવે અગ્નીપુજકોના દેવનો વાર્ષિક ઉત્સવ ઘણો નજીક આવ્યો; તે શેહેરથી કેટલાક કોશ ઉપર એક જ્વાળામુખી પર્વત હતો. તે શેહેરના અગ્નીપુજક લોકો પોતાના દેવના ઉત્સવ માટે તે પર્વ ઉજવવા ત્યાં જતા હતા. આ વર્ષે પણ રીવાજ પ્રમાણે એક વહાણ તે તરફ જવા નિકળ્યું. તે વહાણનો માલેક **બેહેરામ** નામનો ઘણોજ દુષ્ટ અને સ્વમતાભિમાની માણસ હતો. તે વહાણપર તેણે નાનાપ્રકારના વ્યાપારીઓનો માલ ચડાવ્યો અને સર્વ તૈયારી થઈ રહ્યા બાદ તેણે તે બાપડા રાજપુત્ર **અશાદને** માલની અર્ધી ભરેલી પેટીમાં નાંખી, તથા તે ગુંગળાઈ ન મરે માટે તેમાં હવા આવજાવ કરવા સારૂ થોડા નાનાંનાનાં બાકોડાં રાખી, તે પેટી બીજી પેટીઓની સાથે વાહણપર ચડાવી.

રાજપુત્ર **અમગીઆદને** એવા ખબર મળ્યા હતા કે જવાળામુખી પર્વત ઉપરના દેવને બળીદાન આપવા માટે તે શેહેરના અગ્નીપુજકો દરવર્ષે એક મુસલ્લમાનને લઇ જાય છે. તેપરથી તેને વહેમ આવ્યો કે કદાચ મારો ભાઈ **અશાદ** એ લોકોને સાંપડયો હશે, તો જરૂર આ વખતે તેઓ તેમને પર્વતપર લઈ ગયા વિના રહેશે નહીં. આવા શક પરથી **બહેરામના** વહાણની ઝડતી લેવા પોતે જાતે જવાનો નિશ્ચય કરી તે ત્યાં ગયો. વહાણપરના સર્વ ઉતારૂ લોકોને અને ખલાસી લોકોને વહાણપરના એક ખુણામાં ઉભા કરી પોતાના માણસો પાસે આખું વહાણ શોધાવ્યું, પરંતુ **અશાદને** ઉપર કહ્યા પ્રમાણે મજબુત રીતે બંદોબસ્તથી પેટીમાં પુરેલો હોવાથી તે તેઓને હાથ લાગ્યો નહીં.

એ પ્રમાણે મુખ્ય વજીરે ઝડતી લીધા બાદ તે વહાણ ચાલવા લાગ્યું. પછી બંદર બહાર જતાંવાર **બેહેરામે અશાદને** પેટીમાંથી બહાર કાઢવાનો માણસોને હુકમ કર્યો અને પોતાને બળીદાન આપવા માટે લઈ જાય છે તે માલુમ હોવાથી તે કદાચ પ્રાણ આપવાને સમુદ્રમાં ઝીપલાવી પડશે માટે તે તેમ કરી શકે નહીં એટલા સારૂ તેણે તે બાપડાના પગમાં બેડીઓ નંખાવી.

વહાણ નિકળ્યા બાદ બે ત્રણ દહાડા પવન અનુકુળ હતો. પરંતુ ચોથે દહાડે પવન એકાએક પ્રતિકુળ થયો અને પછી મોટું તોફાન થયું તેથી વહાણ સારી રીતે આગળ વધી શકે તેમ નહોતું. વળી તોફાન થી વહાણ આડુંઅવળું જવાથી આપણે કયાં જઇએ છીએ કીંવા કયાં આવ્યા, તે ખુદ **બેહેરામ** પણ સમજી શકયો નહીં. આગળ જતાં જુએ છે તો એક ભયંકર ખડક તેઓના જોવામાં આવ્યો અને વહાણ થોડા જ વખતમાં તે ખડક સાથે અથડાઇ પડશે એવો રંગ જણાવા માંડયો; આથી સઘળાઓ ઘણા ભયભિત બની ગયા, એટલામાં થોડે દુર કીનારો જણાવાથી **બેહેરામ** સમજયો કે આપણું વહાણ **મારગ્યાના** નામની રાણીના રાજના કિનારા તરફ ત્વરાથી જવા માંડયું છે, અને તે જોઇ તેને મોટો ધાસ્કો પડયો. કારણ **મારગ્યાના** રાણી મુસલમાન ધર્મની હોવાથી સ્વધર્મપર તેની અત્યંત નિષ્ટા હતી અને તેણી અગ્નીપુજક લોકો નો અતિ દ્વેષ કરતી હતી. તેણે અગ્નીપુજકોને પોતાના મુલકમાંથી નસાડી મુકયા હતા એટલુંજ નહી, તથાપિ તે કદી પણ અગ્નીપુજક લોકોના વહાણો ને પોતાના બંદર પર લાંગરવા દેતી નહોતી. આ સર્વ **બેહેરામ** સારી

રીતે સમજતો હતો. પરંતુ આ પ્રસંગે તે રાણીના બંદર પર ગયાવિના છુટકો ન હોતો; કારણ તોફાન કમી નહીં થતાં ઉલટું અધિક ચઢી આવવા લાગ્યું અને તે બંદરમાં નહીં જવાથી સમૂદ્રપરના ખડકમાં અથડાઇ ભાગી પડવાનો ભય હૃદયને ભયભિત બનાવી મુકતો હતો. આવા સંકટ સમયે ઉતારૂ તથા ખલાસી લોકોને બેહરામે કહ્યું,–"ભાઇઓ, આપણા પર કેવો દુર્ઘટ પ્રસંગ આવી પડયો છે તે આપણે સર્વ નજરોનજર નિહાળીએ છીએ. હવે કાંતો સમુદ્રમાં બુડી મરવું કીંવા આપણા ધર્મની સાથે હારવેરી થઈ રહેલી દુષ્ટ રાણી મારગ્યાનાના બંદરમાં જઇ તેના તાબામાં સપડાવું; આ બે રસ્તા રહ્યા છે તેમાં કયો રસ્તો આપણને સંતોષદાયક છે તે વિચાર કરી આપણે નક્કી કરવું જોઇએ. તે નિર્દય રાણી આપણું વહાણ જપ્ત કર્યા વિના કદી રહેવાની નથી. અને વળી તેના મગજમાં ફાંટો ભરાઇ આવ્યો તો આપણો જીવ લેવાને પણ તે પાછું વાળી જુએ તેવી નથી. ફકત તેના હાથમાંથી છુટવાનો મને એક ઉપાય સુજે છે. તે એજકે આપણા વહાણમાં આ જે એક મુસલમાન છે તેના પગમાંથી બેડીઓ કહાડી તેને દાસનો વેશ અપાવો અને મારગ્યાના રાણીમને બોલાવી જ્યારે પુછશે કે "તું શાનો વ્યાપાર કરે છે? ત્યારે કહીશ કે "હું ગુલામ વેચું છું. મારા પાસે જે ગુલામો હતા તે સર્વ મેં વેચી નાંખ્યા છે. હવે માત્ર એક ગુલામ રહ્યો છે. પણ તેને લખતાં વાંચતાં આવડતું હોવાથી તેને મેં મારો કારકુન બનાવેલો છે." એ મારૂં બોલવું તેણે સાંભળ્યું કે તુરત "તે ગુલામ કયાં છે? તે મને બતાવ" એમ તે રાણી બોલ્યા વિના રહેશે નહીં અને તેથી તે સુંદર તથા તેના સ્વધર્મનો હોવાથી તેની તેણીને દયા ઉપજી લાગલીજ તે મારી પાસે વેચાતો માંગશે. હું તેના બોલવાનો અનાદર કરીશ જેથી તોફાન બંધ થતાં સુધી તે પોતાના બંદરમાં આપણને રહેવા આપશે નહીં, પરંતુ તેણીનું બોલવું જો હું માન્ય રાખીશ તો તે આપણને ખુશીથી બંદરમાં રહેવા આપશે અને કશા પ્રકારનો ઉપદ્રવ કરશે નહીં,–આ યુક્તિ શિવાય બીજું મને કશું સુજતું નથી. અને જો કોઇ બીજી યોજના તમારા ધ્યાનમાં આવતી હોય તો મને કહો એટલે તેનો હું તુરત સ્વિકાર કરીશ." બેહરામનું એ ભાષણ સાંભળી સર્વકોએ તેની વાહવાહ બોલી કહ્યું કે,–"મહારાજ, તમોએ જે કલ્પના કાઢી છે તે ઘણીજ ઉત્તમ છે અને તેનો અમો સર્વ જણા સ્વિકાર કરીએ છીએ."

આટલું બોલીને શેહરાજાદી બોલતી બંધ થઇ કારણ પૂર્વમાં સૂ-

યે નારાયણુ તેજસ્વી સ્વરૂપમાં પ્રગટ થયા હતા તેથી પાદશાહ મુખમાર્જન કરી પોતાના નિત્યકર્મમાં ગુંથાયો.

## રાત ૨૩૪ મી.

બીજે દહાડે પરોઢીઆમાં ઉઠી સુલતાન તરફ વળીને **શેહરાજાદી** બોલી,–પ્રાણનાથ, પછી **બેહેરામ**ના હુકમથી રાજપુત્ર **અશાદ**ની બેડીઓ કાઢી નાંખવામાં આવી અને તેને કારકુનના દરજ્જાને શોભે તેવો સારો પોશાક પહેરવાને આપ્યો. આ પ્રમાણે તે તૈયારી કરે છે એટલામાં તે વહાણુ બંદરમાં આવી પહોંચ્યું અને તેથી લાંગર નાંખી તેને ચાલતું બંધ કરવામાં આવ્યું.

**મારગ્યાના** રાણીનો મેહેલ સમુદ્ર કિનારે હતો અને તેના બગીચાની ભીંત પાસે થઇને તમામ હોડીઓ જતી આવતી હતી. **બેહેરામ**નું વહાણુ જ્યારે બંદરમાં આવ્યું ત્યારે રાણી બાગમાં ફરતી ફરતી હવા ખાતી હતી. તેણીએ તે વહાણુ લંગરતા દૃષ્ટિગોચર થતાં વાર તે વહાણુના નાખુદાને તાબડતોબ મળી જવાનો હુકમ મોકલાવ્યો.

પોતાને બોલાવવા રાણીનું માણુસ આવશે તે **બેહેરામ** સારી રીતે સમજતો હતો–તેણે આગળથીજ તૈયારી કરી રાખી હતી. પછી 'હું કહું તેજ પ્રમાણે તું બોલજે'–એવી **અશાદ**ને આજ્ઞા આપી તે રાણીને મળવા ચાલી નિકળ્યો. રાણીની મુલાકાત બગીચામાં થઇ. પ્રથમ **બેહેરામે** રીવાજ પ્રમાણે રાણીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી નમ્રતાથી પોતાની ઘડી રાખેલી યોજના પ્રમાણે સર્વ હકીકત નિવેદન કરી.

રાજપુત્ર **અશાદ** ઘણોજ સ્વરૂપવાન હોવાથી તે દૃષ્ટિગોચર થતાંવાર **મારગ્યાના** રાણીના મનમાં તેનાં પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થયો. પછી તે ગુલામ છે એવું નાખુદાના મુખમાંથી વાક્ય નિકળતાંવાર તેણીને અપાર આનંદ ઉપજયો અને તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે ગમે તેટલી કીમત પડે તોપણુ તેને વેચાતો લીધા વિના રહેવું નહીં; પછી તેણે પ્રસન્નમુદ્રા કરી **અશાદ**ને તેનું નામ ઠામ પુછ્યું.

**અશાદે** લળી મુજરો કરી ઘણી અદબ અને નમ્રતાથી ઉત્તર આપ્યો,–"મહારાણી, હું આપને કયું નામ કહું? પૂર્વનું કે હમણાનું?" રાણીએ હસીને કહ્યું,–"શું તારાં બે નામ છે?" **અશાદે** ઉત્તર વાળ્યો,–"હા સર-

કાર, પૂર્વે મારૂં **અશાદ** (એટલે અત્યંત સુખી) એવું નામ હતું પણ હમણા **બોયાર** (એટલે બળીદાન આપવાને યોજેલો) એવું મારૂંનામ પાડેલું છે."

**અશાદ** તાબેદાર હોવાથી તે સ્પષ્ટ બોલી શકયો નહીં અને રાણી પણ તેના બોલવાનો ગુઢ અર્થ સમજી શકી નહીં. તેણીને એટલુંજ માલુમ પડયું કે તે ઘણોજ ચતુર અને સુભાષિત બોલનારો છે વળી તેણીએ તેને પુનઃ કહ્યું,–"તું નાખુદાનો કારકુન હોવાથી તને સારૂં લખતાં વાંચતાં આવડતું હશે માટે તારા અક્ષર બતાવ જોઇએ ?"

લીધેલો સોંગ બરોબર પાર પડે એટલા માટે **બેહેરામે અશાદ**ની પાસે ખડીઓ, કલમ અને કાગળ આપી રાખ્યો હતો. પછી રાજપુત્રે એક બાજુ પર બેસી પ્રસંગાનુસાર નિચે પ્રમાણે કાગળમાં લખ્યું.

"આંધળો માણસ જે ખાઇને વટાળી જાય છે તેમાં દેખતો માણસ જઇ પડે છે. જેમાં કશો અર્થ નહીં એવા નિઃરસ ભાષણથી મુર્ખ માણસો ખાલી પ્રતિષ્ઠા પામે છે અને જે વાસ્તવિક અકકલવાન, ચતુર અને ખરો વિદ્વાન વકતા હોય છે, તે બાપડો તો જેમનો તેમ દરિદ્ર–દુખીજ રહે છે–તેને કોઇ ભાવ પણ પુછતું નથી. મુસલમાનો ખરાધર્મને અનુસરતાં છતાં અત્યંત દુઃખ ભોગવે છે અને નાસ્તિક–પાખંડી ધર્મનો ઉત્કર્ષ થાય છે. જગતની એવી સ્થિતિ એકાએક બદલાતી નથી, કારણ ઇશ્વરની ઇચ્છાજ તેવા પ્રકારની જણાય છે ત્યાં ઇલાજ શો ? તેની ઇચ્છા વિરૂદ્ધ શું બનવા નું છે વારૂ ?"

એ પ્રમાણે લખીને **અશાદે** કાગળ વિનયથી રાણીના હાથમાં આપ્યો; તે વાંચી તેમાંના ગુહ્યાર્થથી તથા અક્ષરની સુંદરતાથી રાણી-એ તેની ઘણી પ્રશંસા કરી. તેના ઉત્તમ ગુણો નિહાળી તેણીએ તેના તરફ અતી દયા દૃષ્ટિ ફેંકી અને પછી **બેહેરામ** તરફ વળીને બોલી,– "આ માણસ અમોને જોઈએ છીએ. તારી ખુશી હોયતો વેચાતો આપ કીંવા ખુશી હોયતો અમોને ભેટ આપ. જો તું અમોને સંતોષથી ભેટ આપીશ તો તેમાં તારૂં કદાચિત અધિક કલ્યાણ થશે."

**બેહેરામે** મ્હોં મલકાવી ઉત્તર આપ્યો,–"આ માણસ મારે વેચવાનો નથી અને તે હું આપને ભેટ પણ આપી શકતો નથી. તેની મને ઘણીજ જરૂર હોવાથી હું તેને સદા મારી પાસેજ રાખવાનો ઇરાદો રાખું છું." એવું તેનું ઉછંકળ ભાષણ સાંભળી રાણી તેનાપર ઘણીજ ગુસ્સે થઇ; પછી તેણી કશું નહીં બોલતાં રાજપુત્ર **અશાદનો** હાથ પકડી પોતાના

મેહેલપર ચઢી ગઇ અને તુરત **બેહેરામને** આજ્ઞા કરી કે;-"રાતનોરાત તું અહીંથી ચાલતો થા. જો સવાર સુધી તારૂં વહાણુ અમારા બંદરમાં રહેશે તો તે જપ્ત કરી બાળી નાખવામાં આવશે." આવો હુકમ થવાથી **બેહેરામ** નિરૂપાય બની પોતાના વહાણુપર ગયો અને તોફાન બંધ પડયું નહોતું તથાપિ તે હાંકવાની તૈયારી કરવા લાગ્યો.

અહીં **માર્‌ગ્યાના** રાણીએ ચાકરોને જમવાની તૈયારી કરવા આજ્ઞા કરી અને તે તૈયારી થવા માંડી, તેવામાં તેણીએ **અશાદને** પોતાના રંગમેહેલમાં બોલાવી લીધો અને તેને પોતાની જોડમાં બેસવાનું કહ્યું. **અશાદ** પ્રથમ બેઠો નહીં અને વિનયથી બોલ્યો,-"મહારાણી આપણા મુરબ્બી-પ્રાણુરક્ષકની સાથે બેસવું એ બેઅદબ સરખું-મજદાસને તે અયોગ્ય સરખું ભાસે તેમ છે." રાણીએ હસીને ઉત્તર આપ્યો,-"શું દાસને પલંગપર બેસવું યોગ્ય નથી એમ તું કહેવા માગે છે? આટલા દીવસ દાસ હતો ખરો પરંતુ હવે તે તારા તમામ દાસત્વનો લોપ થયેલો છે. તું ખુશીથી મારી જોડમાં બેસ અને તારૂં વૃતાંત્ત ઇતિથી અંત સુધી સવિસ્તર કહી સંભળાવ. તેં મને જે કંઇ કાગળમાં લખી જણાવ્યું છે, તે ઉપરથી તથા તે નાખુદાના બોલવા પરથી મને લાગે છે કે તારી હકીકત ઘણીજ ચમત્કારિક હશે માટે તે જલદીથી કહીશ તો મારી અધિરાઈ અળગી થઇ મને પરમાનંદ પ્રાપ્ત થયા વિના રહેશે નહીં."

રાણીની આજ્ઞા પ્રમાણે તેની જોડમાં પલંગપર બેસી **અશાદ** બોલ્યો,-"મહારાણી, મારી હકીકત ઘણીજ ચમત્કારિક હશે એવો જે આપે તર્ક કર્યો તે બિલકુલ ખોટો નથી. મારૂં વૃત્તાંત એટલું તો અદ્‌ભુત ચમત્કારોથી ભરેલું છે કે તે બાબતની આપના મનમાં કલ્પના પણુ આવવી મુશ્કેલ છે. મેં જે અપૂર્વ દુઃખ ભોગવેલું છે અને મારા મૃત્યુને માટે મારા ઘડાયલા ઘાટમાંથી આપે મને મુક્ત કર્યો તે તમામ આપ જ્યારે મારા મુખમાંથી સાંભળશો ત્યારે મારા શિરપર આપનો કેટલો અનંત ઉપકાર થયેલો છે, તે સારીરીતે આપના સમજવામાં આવશે. મારા દુઃખની વાત એવી છે કે તે સાંભળીને ગમે તેવા કઠણુ કાળજાના માણુસનું અંતઃકરણુ પીગળ્યા વિના રહેજ નહીં, પરંતુ તે યથાર્થ રીતે પ્રથમથીજ મારે આપને નિવેદન કરવી જોઇયે."

આવો તેનો ઉપોદ્‌ઘાત સાંભળી તેનું વૃત્તાંત સાંભળવાની રાણીની આતુરતા ઘણી વધી પડી; પછી રાજપુત્રે મુળથી પોતાની હકીકત સંભ-



અશાદ અને મોરગ્યાના. પૃ. ૪૦.

જાવવાનો આરંભ કરી પોતાનો બાપ કોણ, ભાઇ કોણ, તેનો અને પોતાનો સ્નેહ કેટલો અને કેવી રીતનો હતો, આગળ જતાં તેમના વિષે સાવત્ર માતાઓના મનમાં કેવા પ્રકારે કામવાંચ્છના ઉત્પન્ન થઇ અને તે પાર નહીં પડવાથી પોતાનાપર તેઓએ કેવા પ્રકારનું આળ મુકી પિતાએ ઠાર મારી નાખવાનો હુકમ કર્યો છતાં પોતે કેવા પ્રકારે મૃત્યુના પંજામાંથી છુટયા, પોતાનો તથા પોતાના ભાઇનો વિયોગ કેવા પ્રકારે થયો, પોતે અગ્નીપુજકના સપાટામાં શી રીતે સપડાયો અને ત્યાં તેને કેવી મહા વ્યથા વેઠવી પડી અને છેલ્લે જ્વાળામુખી પર્વત તરફ પોતાને બળીદાન આપવા માટે બેહેરામ લઇ જતો હતો, તેવામાં પ્રભુકૃપાથી પોતાને શી રીતે બચાવ્યો ઇત્યાદિ હકીકત યથાર્થ નિવેદન કરી આંખમાં આંસુ લાવી, રાણીનો અશાદે કૃતજ્ઞતા પૂર્વક આભાર માન્યો.

તેની હકીકત સાંભળી રાણી અગ્નીપૂજક લોકોપર પહેલા કરતાં ઘણી સંતાપ પામીને બોલી,–"રાજપુત્ર, અગ્નીપુજકોપર પેહેલેથીજ મારી કરડી આંખ હતી, પરંતુ તે દુષ્ટોએ વિનાકારણ તારા હાલહવાલ કર્યા અને તને તે સેતાનોના દેવને બળીદાન આપવાનો હેતુ જાણી મારા અંગપર ક્રોધાગ્નીથી રોમાંચ ખડાં થયા વિના રહેતાં નથી. હું હવેથી તે લોકોની બિલકુલ દયા ખાવાની નથી. જ્યાં જ્યાં તે લોકો મારા પંજામાં સપડાશે ત્યાં ત્યાં તેઓનો પ્રાણઘાત કર્યા વિના કદી રહીશ નહીં. તે દુષ્ટોનું કદીપણ મ્હોં જોવું નહીં જોઇએ."

તેણી આવેશમાં તેના કરતાં પણ વધારે બોલત પરંતુ જમવાની તૈયારી માટે ચાકરે વરદી આપવાથી તેણી રાજપુત્રને લઇ તે તરફ ચાલતી થઈ. જમતી વખતે રાણીએ રાજપુત્રને પોતાની જોડે એકત્ર એક થાળીમાં જમવા બેસાડયો. કારણ તે તેના સૌંદર્યથી અને મધુર ભાષણથી કેવળ મોહીત થઇ ગઈ હતી, અને પોતાનો મનોદય–પ્રેમ ભાવ બતાવવાના અવસરની ઉત્કંઠીત હતી. તેણીએ મશ્કરીમાં તેને કહ્યું,–"રાજપુત્ર, તને તે દુષ્ટ અને નિર્દય અગ્નીપુજકોએ ખાવા પીવામાં પણ અપાર દુઃખ આપ્યું હશે. માટે આજ તું ઘણીજ ખુશીથી ખુબ ખા અને ગમે તેટલું મધ પ્રાશન કર; કારણ એથી તારામાં ઘણી સારી રીતે હોશિયારી આવશે." એટલું બોલી તેણે રાજપુત્રને ઘણું મધ પાયું અને રાજપુત્ર પણ અત્યાગ્રહથી તેટલું ગટગટાવી ગયો.

જમવું પુરૂં થયા બાદ મધ વધારે લેવાયાથી રાજપુત્રને સર્વાંગે ઉકળાટ

અને ગરમી વ્યાપી રહી અને તેથી રાણીની નજર ચુકાવી તે મેહેલમાંથી ખુલા ચોકમાં ગયો; અને બગીચાનો દરવાજો ઉઘાડો હોવાથી ત્યાં ઠંડી જમીન તથા ઠંડી હવામાં ફરવાના હેતુથી તે બાગમાં દાખલ થયો. ત્યાં તે ફરતો ફરતો પાણીના હોજ નજદીક જઈ પહોંચ્યો; હોજ પાણીથી પૂર્ણ ભરેલો હતો અને તેની વચમાં ફુવારાની નાનાપ્રકારની નળીઓ સ્વચ્છ રીતે પાણી ઉરાડતી હતી. ત્યાં જઇ હાથ પગ ધોઇ–પાસેના લીલા કંચન સરખા ઉગેલા ઘાસમાં–જ્યાં સુંદર–અતિ રમણીય જગ્યા હતી ત્યાં રાજપુત્ર **અશાદ** વિશ્રાંતિ લેવા બેઠો, અને એટલામાં તેને કુંભકરણના સરખી નિદ્રા આવવાથી તે ત્યાંજ ઘોંટાઇ ગયો.

તે ત્યાં એટલો તો ઉંઘાયો કે રાત્ર પડી તથાપિ જાગૃત થયોજ નહીં. હવે પેલા વહાણુપર, 'જો આપણે રાતોરાત વહાણ નહીં હંકારીએ તો પ્રભાતમાં આપણો તમામ માલ જપ્ત કરી લઇ તથા આપણુને કેદી બનાવી વહાણુને બાળી નાંખશે,' એવાં ભયથી **બેહેરામે** લાગર ઉંચકી વહાણુ ચલાવ્યું. બળીદાન આપવા માટે તૈયાર કરેલો મુસલમાન ગુમાવ્યાથી તેને અત્યંત ખેદ પ્રાપ્ત થયો હતો, તથાપિ તોફાન બંધ થયાને લીધે તેને એક રીતે સમાધાન થયું હતું. બંદર મુકયા બાદ વહાણુપર મીઠું પાણી ભરી લેવાની યાદ આવવાથી તેણે ધીમે અવાજે ખલાસીઓને કહ્યું,–"ભાઈ-ઓ, આપણે ચાલી નિકળ્યા તો ખરા, પરંતુ આપણી પાસે પીવાના મીઠા પાણીનો મુદલ સંગ્રહ નથી માટે પુનઃ પાછા જઈ મીઠું પાણી ભરી લેવું જોઇએ." ખલાસીઓએ કહ્યું,–"મહારાજ આપ જવાનું કહો છો ખરા પરંતુ પ્રથમ તો મીઠું પાણી કયાં છે તે અમો જાણુતા નથી." **બેહેરામ** જયારે રાણીની મુલાકાતે ગયો ત્યારે તેણીના બાગમાં સમુદ્ર કિનારાની નજદીક તેણે મીઠા પાણીનો એક હોજ દેખ્યો હતો, તે પરથી તેણે તેને નિશાની આપી કહ્યું,–"હું કહું છું તે નિશાની ધ્યાનમાં રાખી જાઓ. તે જગોએ બાગની ભીંતો સુમારે છાતી પુરતી ઉંચાઇની છે, તે કુદાવીને તમો સહેજ અંદર જઇ શકશો અને બાગમાંના હોજમાંથી પાણીની મસ્કો ભરી સહેજ લાવી શકશો. માટે ગમે તેમ કરી એટલું કામ બજાવવુંજ જોઇએ."

પોતાના માલેકે બતાવેલી નિશાની પ્રમાણે ખલાસી લોકો ત્યાં ગયા અને ત્યાં ભીંત કુદાવી હોજમાંથી પાણી લઇ હોડીમાં મુકયું. તેઓ હોજ પરથી જયારે પાણી ભરતા હતા ત્યારે ત્યાં ઘાસપર કોઇ માણુસ ઉંઘાયલો તેઓની દૃષ્ટિએ પડયો. પછી પાસે જઇ નિહાળવાથી **અશાદને** તેઓએ

તુરત ઓળખી કહાડયો. તેઓએ લાગલાજ પોતામાંના માણસો બે ટોળામાં વહેંચી લીધા. એક ટોળી પાણી પહોંચાડવા હોડીપર ગઇ અને બીજી ટોળીએ **અશાદ** નહાસી ન જાય માટે ચોકી પહેરો રાખ્યો. પછી પાણી ભરી રહ્યા બાદ તેઓ તેને ઉંધાયલોજ ઉચકી હોડીમાં નાખી વહાણ નજદીક લઇ ગયા અને ત્યાં મોટા હર્ષથી નાખુદાને બુમો મારી કહ્યું,–"મહારાજ, જયજયકાર બોલો, અમે તમારા ગુમાવેલા મુસલમાન ગુલામને પાછો પકડી લાવ્યા છીયે."

તે વેળાએ સુર્યાસ્ત થઇને ચારે તરફ અંધારૂં ઘોર થઇ રહ્યું હતું, તેથી આવનારી હોડીપર **અશાદ** હતો તથાપિ તે **બેહેરામ**ના જોવામાં આવ્યો નહીં. અને તે ખલાસીને કેવી રીતે હાથ લાગ્યો અને તેને તેઓએ કેવી રીતે પકડી આણ્યો તેની કલ્પના તે મુદલ કરી શકયો નહી તેમજ ખલાસી લોકો શું બોલેછે તે પણ પુરેપુરૂં સમજવામાં આવ્યું નહીં. તેઓ સઘળા વહાણપર કયારે આવશે અને તેઓના બોલવાનો ભાવાર્થ કયારે સમજવામાં આવશે એવી ઉત્કંઠાથી **બેહેરામ** આતુર બની રહ્યો. છેલે તેઓ સઘળા વહાણમાં આવ્યા બાદ પ્રત્યક્ષ **અશાદ**ને પકડી આણેલો નિહાળી તેને જે હર્ષ ઉપજયો તે તેના હૃદયને ઉભરાવી નાંખવા લાગ્યો. તેણે તે પોતાના ખલાસીઓની ઘણીજ પ્રશંસા કરી અને તે બાપડા **અશાદ**ના પગમાં પુનઃ બેડીઓ પેહેરાવી વહાણ એકદમ ઝપાટા બંધ ચલાવ્યું.

**શેહેરાજાદી** આટલેથી બોલતી અટકી પડી અને નિત્યના નિયમ પ્રમાણે મહારાજા **શેહેરીયાર** ઉઠી દરબાર કચેરી તરફ ચાલી નિકળ્યો.

## રાત ૨૩૫ મી.

બીજે દહાડે પરોઢિયામાં લાવણ્યવતિ શેહરાજાદી પોતાના પ્રિયકર તરફ વળીને બોલી,–અહીંયા રાજપુત્ર અદસ્ય થયાથી **મારગ્યાના** રાણીને અતી ચિંતા ઉપજી. પ્રથમતો તેણીને વધારે લાગ્યું નહીં. તેણીને લાગ્યું કે તે કોઈ જગોએ ગયો હશે અને તે ઘડી બે ઘડીમાં પાછો આવશે. પરંતુ કલાક બે કલાક ગુજરી ગયા છતાં તે નહી આવવાથી તેણીના પેટમાં મોટો ધાસ્કો પડયો. તુરત તેણી ભયભિત બનીને આખો મેહેલ અને બાગ શોધવા લાગી પરંતુ આખરે તેનો કશો પત્તો લાગ્યો નહીં. **અશાદ**ના ગુમ થવાથી

કેવળ એબાંકળી બની ગઈ. છેલે પોતે જાતે મશાલ સળગાવી આખો બાગ ફરીથી ઢુંઢયો. તેણી જ્યારે હોજ પાસે આવી ત્યારે ત્યાં એક પગનો જોડો પડેલો હતો તે અશાદનો છે એવું તેણે તથા તેની દાસીઓએ ઓળખી કહાડયું; તેમજ હોજની નજીક પુષ્કળ પાણી પડેલું હતું તે ઉપરથી કદાચ બેહેરામ આવી તેને પકડી ગયો હશે એવો સંશય તેણીના મનમાં ઉતપન્ન થયો. અને તેથી તેનું વહાણ હજી બંદરમાં છે કે બંદર છોડીને આગળ ચાલતું થયું છે, તેનો તપાસ કરવા માટે તાત્કાળ તેણે માણુસ મોકલાવ્યું. તેણે પાછા આવીને ખબર આપ્યા કે "બેહેરામનું વહાણુ દીવસ આથમ્યા પછી બંદર છોડી ચાલતું થયું અને ત્યારકેડે તે બગીચાની ભીંતથી થોડે દુર કેટલોક વખત ઉભું રહ્યું હતું. આ ઉપરથી ખલાસીઓએ હોજનું મીઠું પાણી ભરી લીધું હશે." આ ખબર સાંભળી રાણીના મનનો નિશ્ચય થયો કે તે દુષ્ટ બેહેરામજ અશાદને બાગમાંથી પકડી લઇ ગયો તેમાં કશો સંશય નહીં. પછી તેણીએ પોતાના સમુદ્રલડાઈના લશ્કરી વહાણુના ઉપરીને પોતાની હજુર બોલાવી હુકમ કર્યો કે,-"આવતી કાલે સુર્યોદય થતાં પહેલાં આપણા લડાયક વહાણો પૈકી દશ વહાણો હંકારવાની તૈયારીમાં રાખ, કારણ પ્રભાતમાંજ હું પોતે જળપર્યટન કરવા જવાની છું." પછી તે અધિકારીએ પોતાના માણુસો પાસે રાતોરાત સર્વ તૈયારી કરાવી રાખી. મળસ્કું થતાંવાર ફરમાવ્યા પ્રમાણે રાણીની સ્વારી બંદરમાં આવી વહાણુપર જઈ પહોંચી અને તેણીએ ત્યાંના મુખ્ય અધિકારીને ફરમાવ્યું,-"તારાથી બની શકે તેટલી ઉતાવળ કરી કાલ સંધ્યાકાળે આપણા બંદરમાંથી રવાના થયેલા વહાણુને પકડી પાડ અને તેમ કરીને તે વહાણુપરની સર્વ માલમિળકત લુંટી લેવાની તને પરવાનગી આપવામાં આવે છે. તથાપિ જો તારાથી તે પ્રમાણે હુકમનો અમલ નહીં થશે, તો તારો પ્રાણઘાત કર્યા વિના રહીશ નહીં. યાદ રાખજે કે બક્ષીસ મેળવવાનો કીંવા જીવ ખોવાનો મુખ્ય આધાર તારી કરામત અને હોશિયારી પર છે."

તે લડાયક વહાણુ બે દહાડા સુધી બેહેરામના વહાણુને પકડવા માટે ઝપાટાબંધ ચાલ્યું, પરંતુ તે કોઇ જગોએ દષ્ટિગોચર થયું નહી. અને ત્રીજે દહાડે તેઓએ તેને પકડી પાડી ઘેરો ઘાલ્યો.

દુરથી તે લડાયક વહાણુ દૃષ્ટિગોચર થતાંવાર તે કોનું છે અને આપણી પાછળ શા માટે પડયું છે, તે તમામ બેહેરામ તાત્કાળ સમજી ગયો. પછી તે દુષ્ટે ગરીબ બિચારા અશાદને મીણિયલ ચાબકાનો ખુબ

માર માર્યો. અગ્નીપુજકોનાં શેહેરમાંથી નિકળ્યા ત્યારથી તે તેને હમેશા મારતો હતો–તેણે એક પણ દહાડો માર વિના ખાલી જવા દીધો નહીં અને છેલ્લે દહાડે તો તેણે તે બાપડાને ઘણોજ બેજાર કર્યો. પોતાપર શત્રુએ એકાએક ઘેરો ઘાલવાથી હવે શું કરવું તે બેહેરામને બિલકુલ સુજ્યું નહીં; તે કેવળ દીગ્મૂઢ બની ગયો. તેના હાથ પગ ભયથી ગળી ગયા–અશાદ ને જો પોતાના વહાણપર રાખીએ તો પોતાનો અપરાધ પોતાના મુખથી કબુલ કર્યા વિના છુટકોજ નહીં અને તેને જીવતો મારવાથી પણ હેરાનગતી ભોગવવીજ જોઇએ, કારણ તે વાતનો કંઇ પણ મુદ્દો વહાણપરથી મળી આવ્યા વિના રહેજ નહીં. તે મુજબની પંચાતમાં એ પડેલો હોઇને તેણે અશાદના પગમાંથી બેડી કહાડી નાંખી અને તેને સુકાણ પાસે લાવી કહ્યું,–"અરે રાંડના લુચ્ચા! તારા પગના ગુણુથીજ અમારે આટલું સંકટ વેઠવું પડયું છે!!" એટલું બોલી તેણે તેને સમુદ્રમાં ફેંકી દીધો.

રાજપુત્ર અશાદને ઉત્તમ પ્રકારે તરતા આવડતું હતું તેથી તે તરતો તરતો કિનારાપર જઇ પહોંચ્યો. પહોંચતાંવાર પ્રથમ તો શત્રુના હાથમાંથી મુકત થયા બદલ તેણે ઈશ્વરારાધના કરી–તે મહાપિતાનો તેણે અત્યંત આભાર માન્યો; પછી અંગપરના ભીના કપડાઓ કાઢી તે નિચોવી તડકામાં સુકાવા મેલ્યાં. તે સુકાઇ ગયા બાદ પાછાં પહેરીને પોતાના દુર્દૈવનો ખેદ કરતો કરતો તે તેજ જગોએ કેટલોક વખત બેસી રહ્યો. પોતે કયા મુલકમાં આવેલો છે તે તેને માલુમ નહીં હોવાથી હવે કયાં જવું અને શું કરવું તેની કલ્પના તે કરી શકયો નહીં. પછી અહીં તહીં ફરતાં ફરતાં તેને કેટલાંક ફળો હાથ લાગ્યાં તે ખાઇ–પાણી પીને તેણે આગળ ચાલવા માડયું, તો એક નાનકડો રસ્તો સાંપડયો. એ રસ્તો સમુદ્ર કિનારાનો હતો. ત્યાં તેણે એક સરખું દશ દહાડા સુધી ચાલ્યા કીધું. તે મુલક ઉજડ–વેરાન હોવાથી રસ્તામાં તેને કોઇ વટેમાર્ગુ મળ્યું નહીં અને કોઈ ગામ કે શેહેર પણ દ્રષ્ટિગોચર થયું નહીં. રસ્તામાં વગડાનાં ફળ ખાઇ તથા મીઠું પાણી પીને તેણે નિર્વાહ ચલાવ્યો. અગિયારમે દહાડે એક શેહેર તેના નિહાળવામાં આવ્યું; પરંતુ આશ્ચર્યની વાત છે કે પૂર્વે તે જે અગ્નીપુજકોના શેહેરમાં કારાગ્રહમાં પડેલો હતો, તેજ તે શેહેર હતું અને તે સારી રીતે તેણે ઓળખી પણ કહાડયું; પછી તેણે મનમાં નિશ્ચય કર્યો કે શેહેરમાં ગયા બાદ અગ્નીપુજકોના પડછાયા તળે પણ નહીં ઉભા રહેતાં માત્ર મુસલમાન લોકો સાથેજ વાતચિત કરવી, કારણ એ શેહેરમાં તે જ્યારે પ્રથમ ગયો ત્યારે ત્યાં

તેણે કેટલાક મુસલમાન લોકો નિહાળ્યા હતા. પરંતુ જ્યારે તે શેહેરમાં જઇ પહોંચ્યો ત્યારે ઘણીજ રાત્ર થઇ હતી. પછી તે વખતે શેહેરની દુકાનો વગેરે બંધ થઈ ગઇ હશે અને રસ્તામાં લોકો વધારે નહીં હશે માટે હવે અત્યારે અંદર પ્રવેશ કરવો નહીં પણ દીવસ ઉગ્યા પછી જવું, એવો વિચાર કરીને ગામ બહારજ એક વૃક્ષ તળે તે જઇ બેઠો.

અહિંયા **અશાદ**ને સમુદ્રમાં નાંખ્યાને થોડો વખત જાય છે એટલામાં **બેહેરામ**ના વહાણને **મારગ્યાના**ના વહાણોએ પુર્ણપણે ઘેરી લીધું–તે વહાણો પૈકી જેપર રાણી બિરાજેલી હતી તે વહાણ જ્યારે **બેહેરામ**ના વહાણની નજીક ગયું ત્યારે પોતામાં લડાઈનું સામર્થ્ય નહીં હોવાથી વાવટો નિચે ઉતારી તે તેને શરણ ગયો.

રાણીએ જાતે તેના વહાણપર જઇ ઘણી ગુસ્સે થઇ **બેહેરામ**ને કહ્યું,– "અરે નીચ અધમ, તેં જે મારા બાગમાંથી મુસલમાન છોકરાને પકડી આણ્યો છે તે કયાં છે? તું એટલો બધો મસ્તીખોર શાથી બની ગયો કે તને મારી પણ કશી ભીતિ રહી નહીં?" **બેહેરામે** ઘણી ગરીબાઇથી પ્રત્યુત્તર વાળ્યો,–"રાણી સાહેબ, આપ મારાપર વિના કારણે દોષ મુકો છો. હું કસમ ખાઇને કહું છું કે આપ કહો છો તે માણસ મારા વહાણપર બિલકુલ નથી. આપની ઈચ્છા હોય તો આખું વહાણ આપે બેલાશક શોધી લેવું જેથી આપની ખાત્રી થશે કે હું કેવળ નિરપરાધી છું."

તેના બોલવાપર મુદ્દલ ભરોંસો નહીં રાખતાં ઘણી બારીકીથી તેણીએ તેના વહાણની ઝડતી લીધી. તથાપિ જેને માટે તેણી એટલી મોહીત થઇ હતી અને જેના શોધને અર્થે તેણીએ એટલો બધો પરિશ્રમ વેઠયો હતો તે **અશાદ**નો કેમે કરતાં શોધ લાગ્યો નહીં. કારણ તે ત્યાં નહીં હતો. તો પછી હાથ લાગે કયાંથી? તેણી નિરાશાથી એટલી તો સંતપ્ત થયેલી હતી કે ક્રોધાવેશમાં તેણીએ **બેહેરામ**નો શિરચ્છેદ કરી નાંખ્યો હોત, પરંતુ લાંબા વિચારથી તેમ કરવાનો વિચાર તેણીએ માંડી વાળ્યો. તેણે તે દુષ્ટ **બેહેરામ**ને માત્ર એટલીજ શિક્ષા કરી કે તેને અને તેના માણસોને માત્ર એક વસ્ત્રભર નિચે ઉતારી તેનું વહાણ તથા તમામ માલ મિલકત પોતાના લડાયક વહાણના મુખ્ય અધિકારીને વચન આપ્યા પ્રમાણે બક્ષીસ આપી દીધી.

**બેહેરામ** અને તેના માણસો પણ, જે દહાડે **અશાદ** અમીયુ-જકોના શેહેરમાં જઇ પહોંચ્યો તેજ દહાડે ત્યાં જઇ પહોંચ્યા. ઘણી

રાત્ર થવાથી તેઓએ પણ શેહેર બહાર એક વૃક્ષ તળે પડી રહેવાનો વિચાર કર્યો.

**અશાદના** દુર્દૈવનો યોગ એવો તો ચમત્કારિક હતો કે તે જે વૃક્ષને ઓથે ઉંઘાયો હતો તેજ વૃક્ષના ઓથે બેસવાને **બેહેરામ** પણ આવ્યો. તેની હાલચાલ ઉપરથી જાગૃત થઇ **અશાદ** "કોણ છે?" એમ પુછવા લાગ્યો જે પરથી **બેહેરામે** તાકાળ તેને ઓળખી કહાડયો. અને તે બોલ્યો,–"ખરે ફુટેલા નસીબના મુરખા! તારા પગપેસારાથી મને મહા નુકશાન અને અનંત વિપત્તિ ભોગવવી પડી છે તો તેનો બદલો તને કદીપણ આપ્યા વિના રહીશ નહીં. આ વર્ષે બળીદાન આપવાથી તું મુક્ત થયોછો પરંતુ આવતે વર્ષે કેમ મુકત થાય છે તે હવે જોવાનું છે!" એટલું બોલીને તે તેના અંગપર તુટી પડયો. **અશાદ** બુમરાણ કરી ન મુકે માટે તેણે તેના મ્હોંપર કપડાનો ડુચો દીધો અને લાગલોજ પોતાના માણસો પાસે તેને મુસ્કેટાટ બંધાવી કેદી બનાવી લીધો.

બીજે દહાડે પ્રભાત થતાંજ **બેહેરામ** અને તેના માણસોએ **અશાદને** લઇ તેને પૂર્વે પ્રમાણે પેલા અગ્નીપુજક ડોસાને ત્યાં અંધારી કોટડીમાં પુરી મુકયો. પછી **બેહેરામે** પોતાના પ્રવાસમાં કેવા કેવા સંકટો ભોગવવા પડયાં અને **અશાદ** બેવાર હાથમાંથી છુટી ગયા છતાં પુનઃ કેવી રીતે સપડાયો તે તમામ હકીકત તે બુઢાને સવિસ્તર કહી સંભળાવી. બુઢાએ તે સાંભળી લઇ **બેહેરામનું** આશ્વાસન કરી તથા તેને ઘટતી સાબાશી આપી રજા આપી અને પોતાની પુત્રીઓને **અશાદના** આગળ પ્રમાણે અથવા સંભવે તો તેથી પણ વધારે હાલહવાલ કરવાને ફરમાવ્યું.

જેણે પોતાના સુમારે એક વર્ષ પર્યંત હાલહવાલ કર્યા છે તેજ દુષ્ટ છોકરીઓના હાથમાં પુનઃ પોતે સપડાયાથી **અશાદને** અપાર દુઃખ ઉપજ્યું. તે બાપડો પોતાના દુષ્ટ દુર્દૈવને ગાળો આપી બોલ્યો,–"અરે હું કેટલો બધો હત્‌ભાગ્ય? મને એકદમ મરણ પણ આવતું નથી!" એટલામાં **બેસ્તામા** એક હાથમાં રોટલો તથા પાણી અને બીજા હાથમાં મીણિયલ ચાબકો લઇ તેની અંધારી કોટડીમાં હાજર થઇ. પોતાની આવી અવદશાનું અવલોકન કરી તથા વળી એજ પ્રમાણે વર્ષ સુધી મહાવ્યથા ભોગવવી પડશે એવો વિચાર કરતાં વાર રાજપુત્ર **અશાદ** મુર્છિત થઇ મૃતપ્રાય બની રહ્યો.

એટલું બોલી લટકાળી **શેહરાજાદી** તુરત સ્તબ્ધ થઇ રહી. વાર્તા

બંધ થયેલી જાણી બાદશાહ સખેદાશ્ચર્ય પામ્યો, પરંતુ એટલામાં તો પ્રિયંવદાએ ખુલાસો કર્યો કે,–"સૂર્યોદયના ચિન્હરૂપે સુવર્ણ સ્વરૂપના કિરણોએ આપણા મેહેલમાં જ્યાં ત્યાં ઝગઝગાટ કરી મુકયો છે માટે ઉઠો નાથ! આપને દરબાર કચેરીમાં જવાનો વખત થયોછે." **શેહરાજાદીના** આવા વચનો સાંભળી પાદશાહે ઉઠી ચાલવા માંડયું.

## રાત ૨૩૬ મી.

બીજે દહાડે પોતાના પ્રાણનાથની આજ્ઞાનુસારે **શેહરાજાદીએ** વાર્તા આગળ ચલાવીને કહ્યું,–આ વખતે **બેસ્તામાએ** તેના અગાઉ પ્રમાણે હાલહવાલ કર્યા નહીં. તેની દીનમુદ્રા, તેનું દયાજનક રડવું અને તેની વિનયવાળી કંગાળ પ્રાર્થના સાંભળી તેનું વજ્ર સરખું મન એકાએક પીગળી ગયું અને તે લાગલીજ દયાદૃષ્ટિએ નિહાળી ગળગળી બની રહી. તે આંખોમાં આંસુ લાવીને બોલી,–"મહારાજ, મેં વિના પ્રયોજને આપને ઘણું દુઃખ દીધું છે માટે મને ક્ષમા કરશો–હું ક્ષમાયાચના માગુંછું. વાસ્તવિક જોતાં મારા પિતાને તમારાપર આટલો ક્રોધ કરવાનું કશું કારણ નહોતું. વળી તે તમારાપર કેવળ જુલમ ગુજારે છે તથા અન્યાયથી તમારો છળ કરે છે, તે અત્યારેજ મારા સમજવામાં આવ્યું છે. પિતાના ભયથીજ મેં અત્યાર સુધી તમોને દુઃખ દીધું છે કારણ તેની આજ્ઞાનું મારાથી ઉલંઘન થયું નહી. પરંતુ હવે આવું ક્રૂરકર્મ મને કેવળ પાપ ભાસવાથી તેનો કેવળ તિરસ્કાર ઉપજ્યો છે અને તેથી આગળ બનેલાં કર્મનો મને અત્યારે અત્યંત પશ્ચાતાપ થયા વિના રહેતો નથી. માટે મહારાજ, આપ આપના મનમાંથી તમામ ભીતિનો નાશ કરો. મારા હાથથી હવે આપને કશી પીડા થવાની નથા. વળી મારાથી જે અપરાધો થયા છે તે કમી થાય તેવા હેતુથી મારી શક્તિ મુજબ હું આપને અધિક સુખ આપ્યા વિના રહીશ નહીં. આજ સુધી તમે મને અગ્નિપુજક સમજતા હશો અને તે ખરૂં પણ હતું, તથાપિ હવેથી હું તમારા ધર્મની છું એમ ખાત્રીથી સમજવું. અમારા ઘરમાં એક દાસી છે તે મુસલમાન ધર્મની છે; તેણીના ઉપદેશથી મારૂં મન ખોટા ધર્મ ઉપરથી મહંમદ પેગંબરના ખરા ધર્મપર બેઠેલું છે. તો મહારાજ, આપ પણ મને ઉત્તમ ઉપદેશ આપી મારા મનમાં ઉપજેલી ધર્મનિષ્ઠા દૃઢ કરવાને યત્નવાન થશો એવી આશા રાખુંછું. મારૂં મન ખરેખર હવે



અમગીઆદે રાજાને સાષ્ટાંગ કીધા. પૃ. ૫૩.

સન્માર્ગ તરફ લાગેલું છે. મેં તમોને વિના પ્રયોજને દુઃખ આપ્યું તેને માટે ઇશ્વર પાસે ક્ષમા જાચું છું અને તેઓની એવી વિનતિ કરૂંછું કે આ બંધીખાનામાંથી તમોને મુકત કરવાને રૂડો અવસર તે પરમ પીતા મને જલદીથી આપો."

તેણીનું એવું ભાષણ સાંભળી **અશાદના** આનંદનો પાર રહ્યો નહીં. તેવી દુષ્ટ સ્ત્રીના મનમાં એકાએક એવી સદ્‌વાંચ્છના ઉત્પન્ન કરી આપનારીનો આભાર માની તેણે પ્રેમભક્તિપૂર્વક ઇશ્વરની સ્તુતિ કરી, અને પોતાના પર એવી દયાદૃષ્ટિ કરવાથી તેણીનો પણ આભાર માનવાને તેણે કશી મણા રાખી નહીં. તેમજ આ તક ઘણી ઉત્તમ છે એમ સમજી મુસલમાન ધર્મપર જેમ તેણીની વધારે દૃઢ આસ્થા બેસે, તે પ્રમાણે તેણીને ઉપદેશ કરવા તે વિસર્યો નહીં. અને વિશેષમાં તેણે પોતાની સર્વ હકીકત યથાસ્થિત—અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. આગળ જતાં તેણીનો અને તેનો અકૃત્રિમ સ્નેહ જામ્યા બાદ એક દહાડો **અશાદે** તેણીને પુછ્યું,—"તારી બેહેન **કાવામાનો** વારો આવે ત્યારે તે પ્રથમ પ્રમાણે મને દુઃખ ન આપે તેવા પ્રકારના તેં શા ઉપાયો યોજ્યા છે? રે તેનો બેસીતમ માર હું કેમ ખમી શકીશ? મને તેનાથી તું બચાવ, પ્રિયે અલ્લાહ તારો રક્ષક છે" તેણીએ જવાબ વાળ્યો,—"તે બાબતની આપ કશી કાળજી રાખતા નહીં. તે તમારી પાસે કોઇ દહાડે આવી શકે નહીં તેવી એક યોજના મેં ઘડી રાખી છે."

હમેશા તે પોતેજ રાજપુત્રને માટે ખાવાનું લઈ આવતી હતી, અને તેણીની બેહેન કદીજ દૃષ્ટિગોચર થઇ નહીં. તેમજ **બેસ્તામા** અગાઉની માફક સુકો રોટલીનો ટુકડો તથા અવાવરૂં પાણી તેને માટે નહીં લાવતાં ઘરમાંનું ઉત્તમ પ્રકારનું ભોજન અને ઉતમ મદ્ય લાવવા લાગી; તેણી પોતે પણ કદી કદી તેની સાથે જમવા બેસતી હતી; સારાંશ તેનાથી બની શકે તેટલું તેને સુખ આપવાને તેણી પછાત પડી નહીં. **અશાદ** દુઃખના દહાડા વિસરી ગયો ને અલ્લાહની બંદગી કરવા લાગ્યો.

ત્યારકેડે કેટલાક દહાડા પછી એક દિવસે **બેસ્તામા** **અશાદની** પાસે આવીને ઉભી છે એટલામાં કંઇ ઢંઢેરો પીટાયાનો અવાજ તેણીના કર્ણપર અથડાયો, પરંતુ સાદ પોકારનાર દૂર હોવાથી તે તેણીના સાંભળવામાં બરોબર આવ્યો નહીં. જેથી જયારે સાદ પોકારનાર તેણીના ઘેર નજીક આવીને ઢંઢેરો પીટી કંઇ બોલવા લાગ્યો, ત્યારે તેણી

પોતાના મેહેલના દરવાજામાં અર્ધ ગુપ્ત ઉભી રહી લક્ષપૂર્વક સાંભળવા લાગી. આવી રીતે મર્યાદમાં રહેવાનું કારણ એટલુંજ હતું કે પોકાર પાડનારની પાછળ પાછળ મુખ્ય વજીર **અમગીઆદ** ચાલતો હતો.

સાદ પોકારનાર બોલ્યો,–"હે લોકો, ખુદાના પુત્રો! આજે હું બોલું છું તે તમો સાંભલોઃ–સરકારના મહા પરાક્રમી વજીર સાહેબ પોતાના ભાઇનો શોધ કરવા જાતે નિકળેલા છે. તેઓનો અને તેઓના ભાઇનો વિયોગ થયાને સુમારે એક વર્ષ થયું છે. તેમનો ભાઇ તરૂણ છે, તેનો રૂપરંગ અને નિશાની આ પ્રમાણે છે, માટે જો તે કોઇને ત્યાં હોય અથવા તે કયાં છે તે કોઇના જાણવામાં હોય, તો તેને વજીર સાહેબની પાસે રજુ કરવો અથવા તે જ્યાં હોય તે ઠેકાણું બતાવવું–જેથી તેને હાજર કરી આપનારને કીંવા ઠેકાણું બતાવનારને ઘણી મોટી બક્ષીસ આપવામાં આવશે. પરંતુ આ હુકમનો અનાદર કરી તેને જે કોઇ છુપાવી રાખશે, તેને તેઓની સંતતિ સાથે ફાંસીએ લટકાવવામાં આવશે, એટલુંજ નહી પણ તેઓનું ઘરબાર તથા માલ મિલકત જપ્ત કરી તેની સઘળી જીંદગાની ખેદાનમેદાન કરી નાંખવામાં કશો વિલમ થશે નહીં." પોકાર પાડનારના એ શબ્દો સાંભળતાંજ **બેસ્તામા** ઉતાવળે બારણા બંધ કરી જ્યાં **અશાદ** હતો ત્યાં દોડતી ગઇ અને હર્ષથી કહેવા લાગી,–"મહારાજ! આપના દુઃખદાયક કારાગ્રહના દીવસો હવે પુર્ણ થયા. આપ જલદીથી મારી સાથે ચાલો. જેથી આપ અહીંથી તુરત મુક્ત થઇ શકશો." તેણીએ તેના પગમાંથી કેટલાક દહાડા અગાઉ બેડીઓ તો કહાડી નાંખી હતી, તેથી **અશાદ** ઘણી ત્વરાથી તેણીની સાથે રસ્તામાં આવ્યો; અને પછી "જુઓ જુઓ વજીરના ભાઇ અહિંયાં છે!" એમ મોટેથી **બેસ્તામા** પોકારવા લાગી.

વજીર તે મેહેલથી વધારે દૂર ગયો નહોતો. તેણે પાછું વળીને નિહાળ્યું કે તુરત **અશાદે** પોતાના ભાઇને ઓળખી કહાડી ત્વરાથી દોડી પ્રેમભર્યું આલિંગન આપ્યું. **અમગીઆદે** પણ તાત્કાળ તેને ઓળખી તેવાજ પ્રેમથી કોટી કરી. ત્યારબાદ એક ઘોડેસ્વારને નિચે ઉતારી તેના ઘોડાપર **અશાદને** બેસાડી પોતે ઘણી ત્વરાથી તેને દરબારગઢમાં લઇ ગયો. **અશાદ** હાથ લાગ્યાના વર્ત્તમાન સાંભળી રાજાને પણ અત્યાનંદ પ્રાપ્ત થયો અને તેણે તેની પ્રેમપૂર્વક મુલાકાત લઇ તેને પણ વજીરની યોગ્યતાવાળો પોષાક ધારણ કરાવ્યો.

**બેસ્તામા** પોતાને ઘેર પાછી ગઇ નહીં. તેણીએ **અશાદને** કહ્યું,–

"મહારાજ, હું આપની પાસેજ રહીશ; હું તે પાખંડિના ઘેરમાં પુનઃ મરણાંતે પણ જવા માંગતી નથી." આ પ્રમાણે **અશાદ**ને મુક્ત કરવાનો તેનો મોટો આભાર થવાથી તેણીને રાણીની એક દાસી બનાવવામાં આવી.

**બેસ્તામા**ના બાપનું ઘર વજીરના હુકમથી પાડીને જમીનદોસ્ત કરી નાંખવામાં આવ્યું. તેને અને **બેહેરામ**ને પકડી લાવી રાજાએ તેઓને કહ્યું; "તમારો અપરાધ ઘણોજ મોટો હોવાથી તમોને ક્ષમા મળી શકશે નહીં. તમારો ઘાતજ કરી નાખવો જોઈએ." આવો ભયંકર હુકમ સાંભળી રાજાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેના હૃદયમાં કંઈ દયા ઉપજે એવા હેતુથી તેઓ દીનમુદ્રાથી તેની પ્રાર્થના કરવા લાગ્યા. રાજાએ ફરી તેઓને કહ્યું,– "જો તમોને ક્ષમા જોઈએ તો માત્ર એકજ ઈલાજ રહ્યો છે અને તે એજ કે અગ્નીપુજા તજીને મહમદ પેગમ્બરના ધર્મનો સ્વીકાર કરો."

તે પ્રમાણે તેઓએ કબુલ કરવાથી તથા **અશાદ** અને **બેસ્તામા**ની વિનતિથી **કાવામા** અને તેના સઘળા માણસોને માફી મળવાથી તેઓ ઉગરી ગયાં.

**બેહેરામ** મુસલમાન થવાથી તેનું સમુદ્રમાં થયેલું નુકસાન **અમગીઆદે** ભરી આપી પોતાના હાથ નીચે મોટા ઓહ્દેદારની જગ્યા આપી તથા પોતાના મેહેલમાં રહેવા ફરમાવ્યું. આગળ જતાં **અમગીઆદ** તથા **અશાદ** એ કૂળના કોણ હતા અને કયા કારણથી તેઓને સ્વદેશ તજવો પડયો તે સર્વ હકીકત જાણવામાં આવવાથી **બેહેરામે** તેઓને કહ્યું,– "આપના વડીલ **કમર્લજમાન** મહારાજાધિરાજ પાસે આપને જળમાર્ગે લઇ જવાની મારી ઇચ્છા છે. મને લાગે છે કે આપ કેવળ નિરપરાધી છો એવી આટલા દહાડામાં તેમની ખાત્રી થવાથી તેઓ આપને મળવા માટે અતિ ઉત્કંઠિત થયા હશે. કદાચ આપની ખાત્રી ન હોય તો આપણે ત્યાંની ખરી હકીકત જાણવામાં આવ્યા વિના કિનારાપર ઉતરીશું નહીં અને જો આપના પિતા પહેલા પ્રમાણેજ ગેરસમજુતીમાં રહેલા હશે તો આપણે પાછા ફરીશું."

**બેહેરામ**ની કલ્પના બંને ભાઈઓને પસંદ પડવાથી તે હકીકત તેઓએ અગ્નીપુજક શેહેરના રાજાને જણાવી. તેણે પણ પોતાનું અનુમોદન આપ્યા બાદ ત્યાં જવા માટે **બેહરામે** આનંદથી એક વહાણ તૈયાર કરાવ્યું અને ચાલી નિકળવાનો સમય ઠરાવી તે દહાડે પ્રભાતમાં **અમગીઆદ** તથા **અશાદ** રાજાની પરવાનગી લેવા માટે દરબારગઢમાં ગયા. ત્યાં તેઓ વચે વાતચિત્ત ચાલી રહી છે, તેવાંમાં એક સરદારે દોડતાં આવી જ-

ણાવ્યું કે "પરદેશી શત્રુનું લશ્કર આપણા શેહેરને ઘેરો ઘાલવા માટે દૂરથી આવતું જણાય છે અને તેનું સૈન્ય અસંખ્ય છે." પરંતુ તે શત્રુ કોણ અને તેણે શામાટે ચઢાઈ કરી છે તે કોઇના સમજવામાં આવ્યું નહી.

એ વર્ત્તમાન સાંભળી રાજા ઘણો ભયભિત થયો, પરંતુ **અમગીઆદે** હાથ જોડીને તેને કહ્યું,–"મહારાજ, જો કે હું વજીરાતનું રાજીનામું આપી મારા સ્વદેશમાં જવા માટે રજા લેવા આવ્યો છુ, તથાપિ આપની છેવટની ચાકરી બજાવવાને જીવ જતાં સુધી પણ પછાત પડીશ નહી. કૃપા કરી મને તપાસ કરવાની પરવાનગી આપો કે વિના કારણે કયો શત્રૂ આપણાપર ચઢી આવ્યો છે?"

રાજાએ સંતોષથી તેની માંગણીનો સ્વીકાર કરવાથી **અમગીઆદ** થોડાક માણુસો સાથે લઇ શેહેર બહાર જવા નિકળ્યો. એટલામાં ચઢી આવતા લશ્કરનો એલચી સામેથી આવતો તેને રસ્તામાં મળ્યો અને ત્યાર બાદ **અમગીઆદને** મિત્રભાવ બતાવી તે પોતાની રાણી પાસે લઇ ગયો. **અમગીઆદ** આવ્યાના સમાચાર જાણુવામાં આવતાં વાર રાણીએ પોતાની ફોજને આગલ જતાં અટકાવી. **અમગીઆદે** પ્રથમ રાણીને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી જણાવ્યું કે "આપ અમારા શેહેરપર શત્રૂ ભાવે હુમલો કરવા આવ્યા છો કે મિત્રભાવે રાજાની મુલાકાત કરવા આવ્યા છો? જો શત્રૂ ભાવે આવ્યા હો, તો અમારી સરકાર તરફથી શો અપરાધ થયો છે તે જણાવશો, એટલે હું આભારી થઇશ;મિત્રભાવે આવ્યા હો તો અમે તમારૂં આદરાતિથ્ય કરવાને સદા ઉમંગી છીએ."

રાણીએ પ્રત્યુત્તર આપ્યો,–"આ શેહેરના રાજાએ મારો કશો અપરાધ કર્યો નથી. હું કેવળ સ્નેહભાવથી આવેલી છું. મારૂં આવવાનું કારણ માત્ર એટલુંજ છે કે **અશાદ** નામના મારા એક દાસને તમારા શેહેરના રહેનારા **બેહેરામ** નામના માણુસે પકડી આણ્યો છે માટે તે માણુસ મને પાછો આપવો એવી તમારા રાજા પાસે મારી માગણી છે અને હું **મારગ્યાના** રાણી આટલી માંગણી કરૂં છું, તે સમજતાંવાર મારી ખાત્રી છે કે તમારો રાજા મારો કદી પણ અનાદર કરશે નહીં."

**અમગીઆદે** જવાબ વાળ્યો; "મહારાજ, આપે જે દાસના શોધ માટે મહાશ્રમ વેઠયો છે તે મારો સગ્ગો ભાઈ થાય છે. આશરે એક વર્ષ સુધી તે ગૂમ થયો હતો, પરંતુ ઇશ્વર કૃપાથી થોડા દહાડા થયા મળી આવ્યો છે. આપ કૃપા કરી શેહેરમાં આવો; હું પોતે આપના દાસને

આપના કબજામાં સોંપીશ. આપના મેલાપને માટે અમારા રાજા સાહેબ ઘણુાજ ઉત્કંઠિત થઇ રહ્યા છે, માટે આપ જલદીથી ત્યાં આવશો તો અતિ આભારી થઈશ."

પોતાની ફોજને આગલ વધવા નહી દેતાં **મારગ્યાના** રાણી-ત્યાંજ પડાવ નાખી **અમગીઆદ**ની સાથે દરબારગઢમાં જવા તૈયાર થઇ. તેનો રૂઆબ ભારે હતો, તેની લટક મોહ ભરી હતી, તેની મૂખમુદ્રા એવી હતી કે સૌ ચકોર પેઠે એક તસના થઇ પડયાં હતાં, તેની ધમક એવી હતી કે સૌ સ્થિર થઇ જતાં હતાં, લોકના ટોળેટોળાં તેની તરફ ટીકી ટીકીને જોતાં હતાં, ને અગ્નિપૂજકનો રાજા પણ તેને જોતાં દંગ થઇ ગયો. મેલાપ થવાથી રાજાએ તેનો ઘણો આદરસત્કાર કર્યો. **અશાદ** પણ ત્યાંજ હતો-તેણે પણ તેણીને લળી લળીને મુજરો કરી અતી આભાર માન્યો; તેને નિહાળી રાણીને જે આનંદ ઉપજ્યો તેનો સમાવેશ ત્રિભુવનમાં પણ થઇ શકે તેમ નહોતું. આ પ્રમાણે સર્વે મંડળ આનંદમાં નિમગ્ન થઇ રહ્યું છે, એવામાં એવી ખબર મળી કે **મારગ્યાના** રાણી કરતાં પણ એક મોટા લશ્કરની બીજી ફોજ શેહેર તરફ ચઢી આવે છે. જોવાથી જણાયું કે દૂરથી લશ્કર પર્વતપરથી ઉતરતી નદિ પરથી ઝપાટાબંધ દોડતું આવતું હોવાથી રજથી આકાશ કેવળ આચ્છાદિત થઇ રહ્યું છે. આમ થવાથી અગ્નિપુજક શેહેરનો રાજા ઘણોજ ગભરાયો અને **અમગીઆદ**ને કહેવા લાગ્યો,-" પ્રધાનજી, હવે આ અરીષ્ટમાંથી આપણો શી રીતે બચાવ થઈ શકશે ?" **અમગીઆદ** તેનો અભીપ્રાય જાણી જે તરફથી ફોજ આવતી હતી તે તરફ જવા માટે ઘોડાપર સ્વાર થઇ ગયો. તેણે પ્રથમ તે લશકરના એલચીની મુલાકાત લઇ પછીથી ચઢી આવતા રાજાની મુલાકાત લીધી. **અમગીઆદે** તે રાજાને સાષ્ટાંગ નમસ્કાર કરી વિનતિ કરી કે "હું આ રાજયનો મુખ્ય પ્રધાન છું અને શા માટે આપે આ શેહેરપર ચઢાઇ કરી છે તે આપને પુછવા આવ્યો છું."

સૈન્ય લઇ આવનાર રાજાએ ઉત્તર આપ્યો,-"હું તમારા રાજાના રાજ્યપર ચઢાઇ કરવાને આવ્યો નથી, પરંતુ કેવળ મિત્રભાવે આવ્યો છું. હું ચીન દેશનો રાજા છું અને મારૂં નામ **ગાચુર.** મારી કન્યા **બદુરા**ના લગ્ન મેં કેટલાક વર્ષ પેહેલાં "ખાલીદનની સંતતિના ટાપુ"ના રાજા **શાહાજમાન**ના પૂત્ર **કમર્લજમાન** સાથે કરી આપ્યા હતા. ત્યાર બાદ એક વર્ષમાં પાછા આપવાની કબુલત આપી દિકરી જમાઇ **કમર્લજમાન** પોતાના

પિતાને મળવા માટે ચીનમાંથી પોતાના સ્વદેશમાં ગયાં. અને તે વાતને ઘણા વર્ષો ગુજરી ગયા છતાં જમાઈ પુત્રીના કશા સમાચાર મારા જાણવામાં આવ્યા નથી. મેં ઘણા વર્ષ સુધી તેઓની રાહ જોઇ, પરંતુ તેટલા વખતમાં તેઓનો કશો પત્તો લાગ્યો નહીં તેથી આખરે નિરૂપાય બની તેઓનો શોધ કરવા સારૂ હું સ્વદેશ તજીને ચાલી નિકળ્યો છું. મારી એવી આશા છે કે તમારા મહારાજા મને આ કામમાં કંઇ મદદ આપ્યા વિના રહેશે નહીં."

આ ભાષણપરથી તે આપણો આજો થાય એમ સમજી **અમગીઆદે** સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને અતી પ્રેમથી તેના હાથનું ચુંબન કરી તેને કહ્યું,–"હું આપને આટલો બધો વિનય તથા પ્રેમભાવ બતાવું છું તેથી કદાચ આપને આશ્ચર્ય ઉપજ્યું હશે, તથાપિ હું જે કહેવા માંગું છું તે સાંભળવાથી આપ અત્યાનંદ પામશો તેમાં કશો શક નથી. મુરબ્બી, ખાલીદનની સંતતિના ટાપુના મહારાજા જે **કમર્લજમાન** અને આપની કન્યા જે **બદુરા**, તેનો હું પ્રિય પુત્ર થાઉં છું. મારૂં નામ **અમગીઆદ**; આપ મારા દાદા હોવાથી મેં આપનું પરમ પ્રીતિથી હસ્તચુંબન લીધું છે. મારા માતા પિતા એબની બેટમાં સુખ શાંતિ ભોગવે છે."

આ પ્રમાણે અચાનક પોતાના દોહિત્રનો મેલાપ થવાથી ચીનના મહારાજાના આનંદનો પાર રહ્યો નહીં. તેણે **અમગીઆદને** આલિંગન આપ્યું–કોટી કરી અને તે બંનેના ચક્ષુમાંથી પ્રેમાશ્રુઓ વેહેવા માંડયાં. પરંતુ તું પરદેશમાં શા માટે આવી રહ્યો છે, એવું ચીનના રાજાએ પુછવાથી પોતાને તથા પોતાના ભાઇ **અશાદને** સ્વદેશ શા માટે તજવો પડયો અને શાં શાં સંકટો ભોગવવાં પડયાં, તે **અમગીઆદે** વિસ્તારથી કહી સંભળાવ્યું. તેનું બોલવું પુરૂં થયાબાદ ચીનના રાજાએ કહ્યું,–"બેટા, તમારા સરખા નિરપરાધી સદ્દગુણી પુત્રોને આવું દુઃખ આપવું યોગ્ય નથી, માટે હવે સ્વસ્થ થાઓ. તને તથા તારા ભાઇને હું તારા પિતા પાસે લઇ જઇ ટંટો મટાડવાનો વિચાર રાખું છું. માટે તું નગરમાં જા અને હું આવ્યાના સમાચાર તારા ભાઇને જણાવ."

ચીનનો રાજા જ્યાં **અમગીઆદની** મૂલાકાત થઇ હતી ત્યાંજ તંબુ તાણી પોતાના લશ્કર સહીત રહ્યો, અને **અમગીઆદ** બનેલી હકીકત રાજાને નિવેદન કરવા માટે નગરમાં ગયો. અત્રે રાજા અતી ઉત્કંઠાથી તેના આવવાની રાહ જોતો બેઠો હતો. ચીનના રાજાએ પોતાની પુત્રીના શોધને માટે એટલે દુરથી મુસાફરી કરી અતી શ્રમ

વેઠયો તેથી તેને અતિ આશ્ચર્ય ઉપજ્યું. તેમજ એવા મહાન કુલીન રાજાએ, પોતાના દેશને પાવન કર્યો તેથી આનંદ પામી મોટા સમારંભથી તેને લેવા પોતે જાતે તેની સામો ગયો.

આ પ્રમાણે તૈયારી થઇ રહી છે, એટલામાં બીજી બાજુએથી લશ્કર આવતું હોવાથી આકાશમાં પ્રચંડ વંટોળીયાની માફક ગોટેગોટ ધૂળ ઉડતી દૃષ્ટિગોચર થઇ, અને કોઈની ત્રીજી ફોજ શેહેરમાં આવે છે એવી ખબર મળતાંવાર અગ્નિપુજક શેહેરના રાજાએ **અમગીઆદ**ને કહ્યું,-"પ્રધાનજી, વળી ત્રીજી ફોજ કોની આવે છે, તેનો શોધ કરવા તમારે જવું જોઈએ."

તે ઉપરથી **અમગીઆદ** અને **અશાદ** તેના શોધાર્થે ચાલી નિકળ્યા. થોડી વારે તેઓને જણાયું કે આપણા પિતાશ્રી મહારાજાધિરાજ **કમર્લિજમાન** આપણા શોધને માટે અત્રે ફોજ લઇ આવેલા છે. **કમર્લિજમાન**ને પુત્રોનો, વિનાકારણે વધ કરવા માટે અતી ખેદ ઉપજવા લાગ્યો. જેથી **ગીઓન્ડરે**મેં તેઓનો 'વધ નહીં કરતાં અમુક દિશામાં સુરક્ષિત પહોંચાડયા છે' એમ કબુલ કર્યું હતું. ઘણા વરસનો વિયોગી પિતા તેથી દેશદેશ ફરતો અકસ્માત અત્રે આવી પહોચ્યો.

પુત્રના વિયોગદુઃખથી ઝુરી મરતાં બાપડા **કમર્લિજમાનને** આવી રીતે પુત્રોનો એકાએક મેલાપ થવાથી જે હર્ષ ઉપજ્યો તેનું વર્ણન કરવાને અઢારે પુરાણ અને ખટશાસ્ત્ર સુદ્ધાં અસમર્થ છે એમ કહીશું તો કશું ખોટું નથી. તેણે બંને પુત્રોને દૃઢાલિંગન આપી બાષ્પબીંદુનો ધોધવો વહ્યો. ચીનનો રાજા અત્રે આવેલો છે એવી બાતમી મળતાંવાર તેજ જગોએ તંબુઓ તાણી પોતે પોતાના પુત્રો સહીત પોતાના સસરાને મળવા ગયો. તેઓ વધારે દૂર ગયા નહીં એટલામાં ઈરાનના રસ્તા તરફથી વળી એક મોટું સૈન્ય આવતું તેઓની દૃષ્ટિએ પડયું.

**કમર્લિજમાને** પુત્રોને કહ્યું,-"પુત્રો આ સૈન્ય કોનું છે તેનો શોધ કરી લાવો જોઉં, તમે પાછા આવશો ત્યાં સુધી તમારી રાહ જોતો હું અત્રેજ ઉભો રહીશ." એવી બાપની આજ્ઞા થયાથી તાત્કાળ તેઓ તે તરફ ચાલી નિકળ્યા. પછી તે સૈન્યના રાજાની મુલાકાત થયા બાદ તેઓને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી પુછ્યું કે "આ શેહેરના રાજ્યમાં એકાએક આટલું મોટું સૈન્ય લઇ આવવાનો શો ઉદ્દેષ?"

ફોજ લઈ આવેલા રાજાનો મુખ્ય વજીર જોડમાંજ હતો. તેણે જવાબ આપ્યો,-"આપ જેની સાથે ભાષણ કરોછો તે **ખાલીદાન**ની સંતતિના પ્ર-

સિદ્ધ બેટોના મહારાજા છે; તેમનું નામ શાહાજેમાન; તેમના પુત્ર **કમરલિજમાન** કેટલાક વર્ષ થયા કોણ જાણે કયાં ગયા છે અને તેના શોધાર્થે મહારાજા ઘણાં વર્ષ થયાં. અહીં તહીં ફરે છે. તમોને તે રાજપુત્રની કંઇ ખબર હોય તો કૃપાકરી જણાવશો જેથી તમારો ઘણો આભાર માનવામાં આવશે."

રાજપુત્રોએ ઉત્તર આપ્યો,-"આપે મેહેરબાની કરી અહિંયાંજ ઉભા રહેવું; અમે માત્ર થોડા વખતમાં પાછા આવી આપને જવાબ આપીશું." એટલું કહી પાછા આવી સર્વ હકીકત તેઓએ પોતાના પિતાશ્રીને નિવેદન કરી.

આપણો પિતા મહારાજા **શાહાજેમાન** આપણા શોધને માટે કેટલાએક વર્ષ થયાં અહીં તહીં ભટકે છે-તથા તેનો આજ ઇશ્વર કૃપાએ એકાએક મેલાપ થયો વગેરે વર્તમાન સાંભળતાંવાર **કમરલિજમાનનાં** અંતઃકરણમાં આનંદ, આશ્ચર્ય તથા પિતાની રજા લીધા વિના તેઓને તજી આવવાનો સખેદ, પરિતાપ વગેરે વૃત્તિ પ્રબલ થવાથી તે બાપડો મૂર્છા ખાઇ ધરણી પર ઢળી પડ્યો. થોડી વારે **અશાદ** તથા **અમગીઆદે** કેટલાક ઉપચારો કરી પિતાજીને શુદ્ધિપર આણ્યા અને પછી સારી રીતે સ્વસ્થ મનના થયા બાદ **કમરલિજમાન** પુત્રો સહીત ઘોડાપર સ્વાર થઇ પિતાશ્રીને મળવા ગયો.

આ પિતા પુત્રોનો ઘણે વર્ષે મેલાપ થવાથી બંનેના મનમાં પ્રેમના ઉભરાઓ આવવા લાગ્યા-તેઓ બંનેએ પરસ્પર આલિંગન આપ્યાં, હસ્ત ચુંબનો લીધાં અને પ્રેમાશ્રુઓ નિગાળ્યાં. બંનેનો કંઠ રૂંધાઇ ગયો, કેટલીકવાર તેમનાથી શબ્દોચ્ચારણ પણ થઇ શકયું નહીં અને તેઓએ પરસ્પર ટગર ટગર નિહાળ્યા કર્યું. છેલે **શાહજેમાને** પોતાના પુત્રને કહ્યું,"બેટા, મારા પ્રાણ, મારા વહાલા, તારાપર મારા પંચપ્રાણ છતાં-તું મારા જીવનનો આધાર છતાં મારી પરવાનગી લીધા વિના નિષ્ટુરપણે જતો રહ્યોને? તને એ શું સુઝયું? તારા પિતાની પણ તને દયા નહિ આવી, જો, લક્ષ આપ, મારા શરિરમાં શું છે, હું મુઝાઇ મુવો છું, પણ આશા, રે તે ચૈતન્ય વગરનાને ચૈતન્ય આપે છે તે આશાએજ મને બચાવ્યો છે!" **કમરલિજમાને** પોતાનો અપરાધ કબુલ કરી વૃદ્ધ પિતાજીની દીનસ્વરે માફી માગી.

ત્રણે રાજાઓ અને **મારગ્યાના** રાણીએ અગ્નિપુજક લોકોના શેહેરમાં ત્રણ દીવસ મુકામ રાખ્યો અને તે રાજાએ તેટલા દહાડા

તેઓનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો. ત્રણે દહાડા શેહેરમાં મહોત્સાહ ચાલી રહ્યો; કારણ કે ત્રણે દહાડામાં રાજપુત્ર **અશાદ**ના રાણી **મારગ્યાના** સાથે, તથા રાજપુત્ર **અમગીઆદ**ના **બેસ્તામા** સાથે પરસ્પરના અનુમોદનથી લગ્ન કરી ચોથે દહાડે ચીનનો રાજા ગાયુર, રાજા **કમર્લિજમાન**, રાજા **શાહાજેમાન**, અને રાણી **મારગ્યાના** પોતપોતાના મુલકમાં ચાલી નિકળ્યાં. **મારગ્યાના** રાણી રાજપુત્ર **અશાદ**ને પોતાના રાજ્યમાં લઇ ગઇ. અગ્નિપુજક રાજાનો રાજપુત્ર **અમગીઆદ**પર અપૂર્વ પ્રેમ હોવાથી તેણે તેને જવા દીધો નહીં પણ તે ઘણોજ વયોવૃદ્ધ થવાથી તેણે પોતાની ગાદી પર **અમગીઆદ**ને બેસાડ્યો અને તે મુજબ **અમગીઆદ** રાજા થયા પછી તેણે પોતાના સત્ય અને શહાણપણના યોગે તે દેશના સર્વે અગ્નીપુજક લોકોને મુસલમાન બનાવ્યા—અર્થાત મહમદનો ધર્મ ચારે તરફ ફેલાવી અગ્નીપુજક ધર્મનો તેણે લોપ કરાવ્યો.

અહિંયા વાર્ત્તા પુરી થતાં શેહેરાજાદીએ કહ્યું,—"પ્રાણેશ ! મહમદના ધર્મનું મોટું મહાત્મ છે. હવે દિનકરરાજે દર્શન દિધા છે, કે જે પણ તે અલ્લાહની આજ્ઞા ને અનુસાર સદા વર્તે છે, તો તેના દર્શન કરી, અલ્લાહની આજ્ઞા પ્રમાણે હવે કામપર વળગો એવી મજદાસીની નમ્ર વિનતિ છે.

---

☞"અરેબિયન નાઈટ્સ"નું જે પ્રથમ પુસ્તક છપાયું હતું તેમાં અહિંયા રાત્રિઓની સમાપ્તિ કરવામાં આવી છે, ને એક સૂચના આપી છે જે આ પ્રમાણે છે:— **દિનારજાદી** ઘડીએ ને પળે જે વિક્ષેપ નાંખે છે, તેથી વાંચનાર કંટાળી ગયો હશે. આ કંટાળામાંથી હવે તેઓને મોકલા કરીએ છીએ, અર્થાત્ હવેથી વાર્ત્તાનો સંબંધ એવો આવશે કે જેમાં **દિનારજાદી**, **શેહરાજાદી** ને સુલતાન રોજ પ્રભાતમાં વાત કરે છે તેમ બનશે નહિં. મૂળ ગ્રંથકર્ત્તાનો ઉદ્દેષ જે હતો તે તો જાણી જવામાં આવ્યો છે.

ઘણી અરેબિયન નાઈટ્સમાં રાત્રિ સંબંધ છેજ નહિ; અર્થાત રાત્રિઓનો સંબંધ સઘળાંજ અરેબી ગ્રંથકારોને રૂચ્યો નથી; ઘણાકોને આ પુનરૂક્તિથી કંટાળો આવેલો જણાય છે, તેથી પેહેલે પાંચ દશ રાત્રિ સંબંધ દર્શાવી પછી પોતાનું ગાડું ગગડાવી ગયા છે. જેમ અંગ્રેજીમાં છે તેમજ અમારે પણ અત્રે કરવું પડે છે.

-પણ મી. બરટનની અરેબિયન નાઈટ્સમાં બરાબર ૧૦૦૦ અને ૧ રાત્રિ આપેલી છે. તે દરેક રાત્રિને અંગે ઘણીક રીતે પુનરૂક્તિ થઈ છે, ને તેની તેના કદમાં વધારો થયો છે—તેમ તેમાં જેટલી વાર્ત્તા છે તેટલી વાર્ત્તાઓ જે અરેબિયન નાઈટ્સના ગ્રંથમાંથી અમે ભાષાંતર કીધું છે તેમાં નથી. મી. બરટનવાળા ગ્રંથમાં, જે બીજા પ્રસિદ્ધ થયેલા ગ્રંથો કરતાં વધુ વાર્ત્તાઓ છે.

# નૂરૂદ્દીન અને ઇરાનની અતી લાવણ્યવતિ દાસીની વાર્તા.

**શેહરજાદીએ** કહ્યું,-પ્રાણનાથ, **બલસોરા** એક માંડલીક રાજાની રાજધાની હતી. તે રાજ્ય આરબસ્થાનના સાર્વભોમરાજા **કાલિફનું** અંકિત હતું **હરૂનઅલરશીદ** કાલિફની હૈયાતીમાં **બલસોરામાં** **જીનબી** નામનો તેનો એક પીતરાઇ ભાઇ રાજ્ય કરતો હતો. પોતાના મુખ્ય વજીરનો ઓદ્દો એકજ માણસના હાથમાં આપવો **જીનબી** રાજાને યોગ્ય નહીં લાગવાથી તેણે બે વજીર નિમ્યા હતા;એકનું નામ **ખાકન** અને બીજાનું નામ **સાઉઇ**હતું.

**ખાકન** ઘણો સદ્‌ગૂણસંપન હતો. તેનો સ્વભાવ મધૂર, ઉદાર અને મનમિલાઉ હતો. ન્યાયને બાધ ન આવે તેવી રીતે પોતાના હાથથી બની શકે તેટલો પરોપકાર કરવામાં તેનું લક્ષ હતું, તેથી દરબાગઢમાં, રાજધાનીમાં અને સર્વ રાજયમાં જ્યાં ત્યાં લોકો તેને પુષ્કળ માન આપતા હતા અને પ્રત્યેક માણસના મુખમાંથી તેની ગુણપ્રશંસા સાંભળવામાં આવતી હતી.

બીજો વજીર **સાઉઇ** તો કેવળ વિલક્ષણ પ્રકારનો માણસ હતો. તે ચીરડાઉ, ત્રાસજનક, કોઈની પણ યોગ્યતા કે કુલીનતા તરફ બિલકુલ લક્ષ નહીં આપતાં જેને તેને તે ઉપમર્દ કરવાને સદા તૈયાર રહેતો હતો. તે પૈસે ટકે ઘણોજ શ્રીમાન્‌-તાલેવંત હતો, પરંતુ તે એટલો તો કૃપણ હતો કે પોતાના પેટમાં પણ સુખે ભોજન કોઇ દહાડો જમ્યો હોય તો તેનાજ બાપના કસમ! તો પછી બીજાઓને તે ઉપયોગી શાનો થઇ શકે? એમ હોવાથી સઘળા લોકો તેનો તિરસ્કાર કરતા અને ગાળો પણ દેતા હતા. લોકો તેનો એટલો બધો દ્વેષ કરતા હતા તેનું મુખ્ય કારણ એ હતું કે તે પોતે ઘણોજ ખરાબ હોવાથી-**ખાકન**ના ઉમદાં કામો તેનાથી જોઇ શકાતાં નહી, તે નિહાળી બળીને ખાખ થઇ જતો હતો એટલુંજ નહી,પરંતુ રાજાના કાનમાં તેના વિષે વિષ રેડી બાપડાનું અનિષ્ટ જોવાને તે સદા તત્પર રહેતો હતો.

એક દહાડો રાજકચેરીનું કામ બંધ થયા બાદ **બલસોરાનો** રાજા પોતાના બંને પ્રધાનો તથા બીજા કેટલાક અમીર ઉમરાવોને લઇને વિનોદ કરી કાળનિર્ગમન કરતો હતો, તેવામાં લોંડી વેચાતી લેવા સંબંધી વાત નિકળી. કોઇ કોઇનું મત એવું પડયું કે આપણી જે સ્ત્રી સાથે લગ્નરૂપી પવિત્ર ગાંઠ

બંધાય છે—અર્થાત્ જે ધર્મપત્નિ આપણા નસીબમાં નોંધાય છે તેણીની સાથે કન્યાવિક્રય, બાળલગ્ન, પલ્લાનો લોભ વગેરે અપવાદોથી જો લગ્ન થયા હોય, અને સુખાનંદભુવનને બદલે આપણું ઘર જો શોકસદન થઇ પડયું હોય, તો આપણી રાખેલી દાસી રૂપગુણમાં સુંદર મનોહર અને નૃત્ય ગાયનાદિ મનોરંજક કળામાં નિપૂણ હોવાથી આપણા મનમાં ઉદ્વેગનો બિલકુલ ભાસ થતો નથી, અને તેથીજ દાસી રાખવાની અતી અગત્ય છે. કેટલાકનું મત એવું હતું કે દાસી ગમે તેટલી સુંદર હોય તોપણ તેથી કશો લાભ નથી. કારણ એકલી સુંદરતાથી કંઈ સઘળાં સુખો પ્રાપ્ત થતાં નથી. પરંતુ તેણીમાં ચાતુર્ય, સમયોચિત્ત ભાષણ કરવાની સદ્‌ગૂણમયશક્તિ, અક્કલ, મર્યાદા-યોગ્ય લજ્જા, મીલનસાર સ્વભાવ વગેરે અનેક ગુણો તેનામાં હોવા જોઇયે. કારણ મહા જોખમ ભરેલાં કાર્યો—ગૃહવ્યવસ્થાનાં કાર્યો તેણીએ બજાવવાં જરૂરનાં થઈ પડેછે. વળી આપણે આપણા ઉદ્યોગમાંથી પરવારી ઘેર ગયા કે તુરત આપણી રાખેલી દાસી પાસે માત્ર બે ઘડી બેઠા કે આપણા થાક-પરિશ્રમનો નાશ થઇ વિશ્રાંતિ, આનંદ આદિ પ્રાપ્ત થાય તેવી તે મધુરભાષણી-આનંદ વૃતિવાળી ને લેહેરી જીવડા જેવી હોવી જોઇયે. શિવાય વિનોદાર્થ તેણીની અક્કલ પણ એવી હોવી જોઇયે કે હરેક વાતમાં માર્મિકપણું હોવાથી આપણને અત્યાનંદ પ્રાપ્ત થાય. પોતાની ઉત્તમ વાંચ્છના તૃપ્ત કરવાના હેતુથી જે પુરૂષ તેણીના સૌંદર્ય તરફ લક્ષ આપી માત્ર સાધારણ પશુ પ્રમાણે કેવળ દાસી રાખે છે તેનામાં અને પશુમાં બિલકુલ ભેદ સમજવો નહીં. આ છેલા વિચારોનું વિશેષ અભિમાન ધારણ કરનાર **ખાકન** પ્રધાન મુખ્ય હતો.

બંને પક્ષના લોકોનું ભાષણ પુરૂં થયા બાદ છેલ્લે રાજાએ ભાષણ કર્યું; તેનું મત પણ બીજા પક્ષના લોકોના મતને મળતું હતું. રાજા પોતાનું મત બોલી બતાવીને અટકયો નહીં, પરંતુ તેણે **ખાકનને** આજ્ઞા આપી કે,—"તું સારી રીતે શોધ કરી મારે માટે એક દાસી ખરીદી લાવ, તેની ગમે તેટલી કિમત પડશે તોપણ ચિંતા નહીં—તથાપિ તે તારા મત પ્રમાણે અત્યંત મનોહર—અતિ સુંદર, તેમજ તારા કહેવા પ્રમાણે સર્વ ગુણસંપન્ન હોવી જોઇયે—વિશેષે કરી તેણી અત્યંત ચતૂર તો હોવીજ જોઇએ. તેને માટે મૂલ્ય શું આપવું પડે તેની દરકાર રાખવી જરૂરની નથી, તદ્દપિ તે કાન્તા—કંથને સુખ આપે તેવી—કદી પણ રાગદ્વેષ નહિ જણાવવાવાળી, સદાજ ઉમંગી ને સ્વપુરુષને પ્રભૂતુલ્ય માન આપનારી ને અન્ય પુરુષને બંધુ તુલ્ય પ્રેમ દાખવનારી જરૂરની છે."

**સાઉદ** પ્રધાન પ્રથમના મતનો હતો. પછી રાજાની પાસે પોતાના મતનો પરાજય થયો તથા પ્રતિસ્પર્ધી **ખાકનને** રાજાએ દાસી લાવવાનું કામ સોંપ્યું તેથી પોતાનું માન કમી થયેલું જાણી તે ઇર્ષાખોરને ઘણું માઠું લાગ્યું, અને તેથી રાજાએ આપેલો હુકમ ફેરવી નાખવાના હેતુથી તે બોલી ઉઠયો,-"મહારાજ, આપ કહોછો તે પ્રમાણે દાસી મળવી કેવળ અસંભવિત છે. કદાચ તે ભોગસંજોગે મળી આવી તો યાદ રાખવું કે દસ હજાર મ્હોરો કરતાં ઓછી કિમતે કદાપિ મળશેજ નહીં." રાજાએ હસીને જવાબ વાળ્યો,-"**સાઉદ**, દસ હજાર મ્હોરો ! આહા! એવડી મોટી રકમ કોણ ખરચી શકે? એવો તારો બોલવાનો ભાવાર્થ છે અને તે સારી રીતે મારા લક્ષમાં આવ્યો; પણ ભાઈ **સાઉદ**, સઘળા તારા સરખા કંજુસ દમડી સાટે ચમડી આપનારા હોય છે એમ સમજવું નહીં. તમારા સરખાને દશ હજાર મ્હોરો વધારે લાગતી હશે પરંતુ મારા સરખાને તેની કશી ગણત્રી નથી." એટલું બોલી પોતાના ખજાનચી તરફ વળીને રાજાએ તેને ફરમાવ્યું કે આવતી કાલે પ્રભાતમાં દશ હજાર મ્હોરો મુખ્ય પ્રધાન **ખાકનને** ઘેર પહોંચતી કરવી.

પછી ઘેર આવતાંવાર **ખાકન** પ્રધાને દાસી વેચનારા દલાલોને બોલાવી કહ્યું,-"અમારે આવા પ્રકારની દાસી વેચાતી લેવાનો વિચાર છે માટે જો કોઈ હોય તો અમોને તાત્કાળ જણાવ્યા વિના રહેશો નહીં." દલાલો તે પ્રમાણે કબુલ કરી પોતાને ઘેર ચાલતા થયા અને મૂખ્ય પ્રધાનની મેહેરબાની મેળવવા માટે તથા વધારે દ્રવ્ય પ્રાપ્ત થવાની આશાએ તેઓ ઉત્તમ પ્રકારની દાસી મેળવવાને યત્ન કરવા લાગ્યા. ઘણું કરીને તેઓ હંમેશાં એક બે દાસી પ્રધાનને બતાવવા લાવતા હતા પરંતુ તેઓમાં કંઇ વ્યંગ નિકળવાને લીધે તે નાપસંદ કરવામાં આવતી હતી. આ પ્રમાણે કેટલાક દીવસ ચાલ્યા કર્યું પણ સર્વગૂણસંપન્ન દાસી પ્રાપ્ત હવી નહિ.

આગળ જતાં એક દહાડો પ્રભાતમાં **ખાકન** પ્રધાન ઘોડાપર બેસી દરબારમાં જાય છે, તેવામાં એક દલાલ ઉતાવળે ઉતાવળે આવી પ્રધાનના ઘોડાની લગામ પકડી કહેવા લાગ્યો,-"મહારાજ, કાલ રાત્રીએ એક ઇરાનનો વ્યાપારી શેહેરમાં આવેલો છે. તેણે વેચવા માટે એક કન્યા આણેલી છે; એવી સુંદર સ્ત્રી હું ધારૂંછું કે અદ્યાપિ પર્યંત કોઇએ નિહાળેલી નહીં હશે. તેનું બુદ્ધિબળ અને ચતૂરાઇને માટે તે વ્યાપારી એટલી તો

પ્રસંશા કરતો હતો કે તેના સરખી કળાકૌશલ્યમાં હુશિયાર, ચતૂર અને સુશિક્ષક સ્ત્રી કોઈ સ્થળે મળી શકવાની નથી.''

એ વર્ત્તમાન સાંભળી પ્રધાનને અત્યાનંદ પ્રાપ્ત થયો. તેણે વિચાર કર્યો કે જો તેવી સ્ત્રી હોય તો રાજા તરફથી આપણને અપાર માન મળશે. પછી તેણે તે દલાલને કહ્યું,-''ઠીક છે, હું દરબારગઢમાંથી હમણા પાછો આવું છું. તું જલદીથી જઇ તે દાસીને હું આવતાં પેહેલા મારે ઘેર લઇ આવ.'' એમ બોલી તે દરબારગઢમાં ગયો.

અહીં વજીરના હુકમ પ્રમાણે તે દાસીને લઇ તે દલાલ વજીરના મેહેલમાં વજીરની રાહ જોતો બેઠો; એટલામાં વજીર ઘેર આવ્યો અને જુએ છે તો તેના સરખી સ્વરૂપવાન અને અત્યંત સુંદર સ્ત્રી કદી પણ તેના જોવામાં આવી નહોતી, તેવી લાગલીજ તેની ખાત્રી થઈ. તેના મનમાં પણ એવી મનોહર સ્ત્રીની અદ્યાપિ કદીજ કલ્પના સુદ્ધાં આવી નહોતી એવી તો તે સુંદરતામાં અતિ ચઢીયાતી રતિરૂપ રંભા હતી. તેણીના અદ્દ્ભુત સૌંદર્યથી મોહીત થઇ તે બોલ્યો,-''તેનું મુળનું ગમે તે નામ હોય પરંતુ હું તેણીનું **લાવણ્યવતિ*** નામ પાડવાને અચકાતો નથી. તે અતી શહાણી અને ચતૂર હોવાથી તેના થોડા બોલવાપરથી તેણીના અલૌકિક ગુણ માટે પ્રધાનની પુર્ણપણે ખાત્રી થઇ. તેને લાગ્યું કે રાજાએ જે જે ગુણો કહ્યા છે તે તે ગુણો આના કરતાં અધીક હોય તેવી સ્ત્રીની તો વાતજ શા માટે પુછવી જોઇએ? પરંતુ આની બરોબર કરનારી સ્ત્રી પણ સાંપડવી અશક્ય છે. માટે અધિક સારી મળવાની આશામાં વ્યર્થ વખત નહીં ગુમાવતાં આનેજ ખરીદી લેવી. આવો વિચાર મનમાં લાવી તેણે દલાલને પુછ્યું,-''આની કીમ્મત તે વ્યાપારી શું માગે છે?''

દલાલે જવાબ વાળ્યો,-''મહારાજ, એ ઇરાનનો વ્યાપારી ખોટી રકઝક કરનાર માણસ નથી. તે કહેછે કે કેવળ સત્ય ને એક વાત કહેવામાં આવે તેમાંજ સાર છે. માલ પ્રમાણેજ કીંમત કહેવી તેનું નામ ખરૂં પ્રમાણિકપણું છે. તે કહે છે કે આ સ્ત્રીની કિમત હું દશ હજાર મ્હોરોથી કશું કમી લેવાનો નથી. કમી લેવામાં મને ઘણું નુકસાન છે અને વળી તે કસમ લઇને કહે છે કે તેણીને ગાયન કળા આદિ શિખવવામાં તથા તેણીને મનુષ્ય સ્વરૂપમાં લાવતાં તેટલું તો ખર્ચ થઇ ચુક્યું છે અને તે ઉપરાંત તેણીનું પાલણ

* આ રાજવળાની દાસીનું પૂર્વનું નામ **ઇનસઅલ જીલસ**-અર્થાત્ આનંદસખી છે, એવું કેટલીક વાર્ત્તામાં નામ છે.

પોષણ તથા વસ્ત્રાલંકાર તો વળી જુદાંજ! તે વળી વિશેષમાં એમ પણ બોલે છે કે આવી સુંદર સ્ત્રીને એકાદા રાજાને ત્યાં યોગ્ય સ્થાન મળે એટલા માટે તેણીને તેવા પ્રકારના ગુણોમાં નિપૂણીકા બનાવવામાં આવેલી છે.સારંગી, સતાર, સારમંડળ, મૃદંગ, બાંસુરી, મોરચંગ, વિણા વગેરે સર્વે પ્રકારના વાદ્યો તેણીને ઉત્તમ પ્રકારે બજાવતાં આવડે છે, નૃત્ય તથા ગાયનકળામાં તો તે એટલી નિપૂણ છે કે તેની બરોબર ઈંદ્રની અપસરા પણ કરી શકવે અસમર્થ છે. રસીક અને સયુક્તિક ભાષણ કરવામાં તથા લખવા વગેરેમાં તે એવી તો પ્રવિણ છે કે મોટા મોટા વિખ્યાત ગ્રંથકર્ત્તાઓ તથા વક્તાઓ પણ તેણીની લેખન પદ્ધતિ અને વાક્‌ચાતુર્યથી અતિ આશ્ચર્ય પામ્યા વિના રહ્યા નથી; કાવ્યના મર્મ અને રસાલંકારમાં તે એવી તો પાવરધી છે કે કાળીદાસ અને ભવભૂતિને પણ તે કાવ્યરસ સુદ્ધાનું પાન કરાવવાને યોગ્ય ગણાઇ ચુકી છે; નાયક નાયકાના સઘળા રસ ભેદો જાણે છે, ને ચતૂર પુરુષ પણ તેની તે રીતિથી મદનઘેલો બની જાય, તો પછી સામાન્ય પુરુષની શી વાર્ત્તા કરવી; તેણીની કાવ્ય પ્રસાદીથી રસીકજન હર્ષઘેલા બની જાય છે. વળી તેણીનું ગ્રંથાવલોકન એટલું તો છે કે કોઇપણ ગ્રંથ આ દુનિયામાં એવો નહીં મળી આવે કે જેતેણીએ વાંચ્યો નહીં હોય. સારાંશ આવી ગુણજ્ઞ અને વિદ્વાન સ્ત્રી કદીજ કોઈના જોવામાં કે સાંભળવામાં આવી હશે.''

આ દલાલે **લાવણ્યવતિ**ની એટલી તારીફ કરી, પરંતુ તેનો તેણે પ્રત્યક્ષ અનુભવ મેળવેલો નહોતો. તથાપિ **ખાકન** પ્રધાન અતિ માર્મિક ગુણજ્ઞ અને મહાવિદ્વાન હતો; તેણે વાસ્તવિક ગુણની યોગ્યતા સમજી તથા આવા અદ્‌ભુત સ્ત્રીરત્ન, કીમતમાં ચાર પૈસા કમી થવાના લોભથી નહીં ગુમાવવાના ઉદ્દેષે તેણે દલાલને પુછ્યું,–"તેણીને લઇ આવનાર વ્યાપારી કયાં રહે છે?" પછી દલાલે બતાવેલા સ્થળે એક નોકર મોકલાવી વ્યાપારીને તેણે બોલાવી મંગાવ્યો.

ઈરાની વ્યાપારી આવ્યાબાદ વજીરે તેને કહ્યું,–"શેઠજી, આ સ્ત્રીને હું મારે માટે વેચાતી લેતો નથી, પરંતુ અમારા મહારાજાને માટે તે રાખવાની છે વાસ્તે તેની વાસ્તવિક યોગ્ય કિમત કહો, કારણ તમે જે કિમત માંગો છો તે ઘણી મોટી છે."

વ્યાપારીએ ઉત્તર આપ્યો,–"મહારાજ, આપ કહો છો તે હું સમજ્યો. સાહેબ, જો હું શ્રીમાન હતે તો આ સ્ત્રી રાજાધિરાજને ઘણીજ ખુશીથી

ભેટ આપી જતે—એક પૈઇ સુદ્ધાં માંગી નહોત. પરંતુ કરૂં શું ? દરિદ્રતા મહા દુઃખદાઇ છે. તે મટાડવાનું મારામાં મુદલ સામર્થ્ય નથી. હું કહું છું તે કિંમત ઘણી અધિક છે ખરી, તથાપિ આપને સત્યતાપૂર્વક કહેવું પડે છે કે આ કન્યાને નાનાથી મોટી કરવામાં અને તેણીને નાના પ્રકારની વિદ્યા તથા કળાકૌશલ્ય શિખવવામાં મને જે ખરચ થયો છે તેના કરતાં હું કશું વધારે માંગતો નથી. મારા માલની મારે મ્હોડેથી પ્રસંશા કરવી મને મુદલ પસંદ નથી. હું આપને ટુંકામાં માત્ર એટલુંજ કહુંછું કે આ દાસીને આપ આવી મોટી રકમ આપી ખરીદ કરશો તેના બદલામાં મહારાજા તરફથી આપને બિલકુલ ઠપકો નહીં મળતાં ઉલટી આપની ઘણીજ પ્રસંશા થવાવિના રહેશે નહીં ?"

**ખાકન** પ્રધાને ત્યાર બાદ કશી રકઝક નહીં કરતાં એકદમ તે વ્યાપારીને દસહજાર સૂવર્ણ મ્હોરો આપી દીધી. પૈસા લઇ ચાલી નિકળ્યા પેહેલાં વ્યાપારીએ પ્રધાનને કહ્યું,—"મહારાજ, જે અર્થે આ કન્યાને મહારાજાધિરાજ માટે ખરીદવા આપ કહો છે તે અર્થે હું કહું છું તે પ્રમાણે તજવીજ કરશો તો વધારે સારૂં થશે. ઉન્હાળાના સખ્ત તાપમાં કેટલાક મહીના એક સરખી મુસાફરી કરવાથી તથા નિયમિત સારો ખોરાક નહીં મળવાને લીધે આ દાસી પોતાના રૂપ પ્રમાણે જેવી દીપવી જોઇએ તેવી દીપતી નથી; માટે આપ આશરે પંદર દીવસ પોતાના ઘરમાં રાખી તેણીના ખાવા પીવાનો સારો બંદોબસ્ત રાખજો અને તેણી ખુશીમાં રહે તેવા પ્રકારની યોજના ઘડવા તસ્દી લેશો. આ પ્રમાણે તજવીજ થવાથી પખવાડીઆની અંદર તેણીના રૂપગુણમાં—તેણીની વૃત્તિમાં એટલોતો ફેર પડશે કે આજ તેણુંનું સૌંદર્ય તથા હુશિયારી જોવામાં આવે છે તેના કરતાં સહસ્ત્ર ગણી તે દહાડે વિશેષ જોવામાં આવશે. પછી આપ તેને રાજા સાહેબ પાસે લઇ જશો; તેઓ તેણીને નિહાળી આનંદ પામશે એટલુંજ નહીં પરંતુ આપનો અંતકરણ પૂર્વક આભાર માનવા વિસરશે નહીં; તેમજ સખ્ત તાપ તથા હવાફેર થવાથી તેનો વર્ણ હાલમાં જરા ફેરવાયો છે માટે પંદર દહાડામાં તેણીને બે ત્રણ વાર સુવાસિક પદાર્થોનું અંગમર્દન કરાવી સ્નાન કરાવવું અને આપણા દેશના રીવાજ પ્રમાણે તેણીને વસ્ત્રાભૂષણથી આચ્છાદિત બનાવવી જેથી તે આજના કરતાં અત્યંત મનોહર દીસશે."

વ્યાપારીનો ઉપદેશ સાંભળી પ્રધાનના આનંદનો પાર રહ્યો નહીં. અને તે પ્રમાણે કરવાનો નિશ્ચયકરી તે દાસીને પોતાની પત્નિના સ્વાધિનમાં

સોંપી ફરમાવ્યું કે,–"રાજા સાહેબ માટે દશ હજાર મહોરો ખરચી એને વેચાતી ખરીદવામાં આવી છે, માટે તે તેઓ સાહેબની પ્યારી નાયિકા છે એમ સમજી તેણીની બરદાસ્ત રાખજે. આપણા રંગમહાલ નજદીકનું દીવાનખાનું તેણીને બેસવા ઉઠવા માટે રાખજે; અને તું તારી સાથે તેણીને જમવા બેસાડજે તથા તેણીને શોભે તેવા વસ્ત્રાલંકારો ખુશીથી આપજે; સારાંશ તારાથી બની શકે તેટલું તેણીનું મન આનંદી ને પ્રફુલ્લીત રેહે તેમ કરજે; તેણીની યોગ્ય વ્યવસ્થા કરવા વિસરતી નહીં; કારણ તેથી આપણને પુષ્કળ પ્રકારનો લાભ થવાનો છે." પછી **લાવણ્યવતિ** પાસે જઇને તે બોલ્યો,–"બેટા, હવે તું જલદીથીજ અમારી રાણી સાહેબ બનશે અને તેથી તને "મહારાણી"ના ઉપનામે બોલાવવી જોઈએ. મારા બોલવાનો ભાવાર્થ હું ધારૂં છું કે તું સમજી ગઈ હશે. તને અમારા રાજા સાહેબની પ્રિયરાણી બનાવવાના હેતુથી ખરીદેલી છે. કોણ જાણે–કદાચ તું તેની પટરાણી પણ થઇશ અને એટલા માટે પણ બાઇ તને હું ભલામણ કરૂં છું તે તરફ તું જરૂર લક્ષ આપવા ભુલીશ નહીં. મારો પુત્ર **નૂરૂદીન** ઘણોજ બુદ્ધિવાન્ અને ચતૂર છે તથાપિ તે અતિધૂર્ત, લફંગો અને મધુર બોલી પેટમાં પેસનારો મહા પ્રપંચી છે માટે તું તેનાથી સાવધ રહેજે. તેની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખતી નહીં." **લાવણ્યવતિ**એ જવાબ વાળ્યો,-"મહારાજ, આપે મને ઉપદેશ આપ્યો તેથી બહુ સારૂં થયું. હું આપના કહેવા પ્રમાણે વરતીશ." એટલું બોલ્યા બાદ પ્રધાન ત્યાંથી ચાલી નિકળ્યો.

*__નૂરૂદીન__ તેની માતાને બહુજ લાડકો હતો, તેથી તે જોઇયે ત્યારે ગમે ત્યાં જતો આવતો હતો. અલ્પ વયનો અને અતિ સુંદર લાડ કોડમાં ઉછરેલો, મનમોહક ઉછંકળ ને માનિતો હતો. તેની ભાષા મધુર, તેનો સ્વભાવ મિલનસાર અને તેનામાં એવોતો એક ચમત્કારીક ગુણ હતો કે જ્યારે તે બોલવા લાગતો ત્યારે વિશેષ કરીને સ્ત્રીઓના મનનું સત્વર આકર્ષણજ કરી લેતો હતો.કામદેવ મારફતે સ્ત્રીઓનો વહાલો હતો,સર્વે સુંદરીઓ તેનું કાલું કાલું બોલવું સાંભળીને ઘેલી થઇ જતી ને સર્વે પુરુષો તેની તરફ પ્રેમભરી રીતે જોતાં હતાં. **લાવણ્યવતિ, નૂરૂદીન**ની માતાના મેહેલમાં હોવાથી તે તેની દૃષ્ટીયે પડી. તેણીને રાજાની પ્રિયકરણી બનાવવાના હેતુથી પિતાશ્રીએ ખરીદેલી છે તે પોતે સારી રીતે સમજવાં છતાં તથા એ વાત તેણે બોલી બતાવેલી છતાં તેનું મન **લાવણ્યવતિ**પર એટલું તો બેઠું

---

* **નૂરૂદીન** એટલે ધર્મ પ્રકાશક. નૂર–પ્રકાશ+દીન–ધર્મ.



નૂરૂદ્દિન નાસી જાય છે. પૃ. ૭૦.

કે તે કેવળ પ્રેમ-ઘેલો બની ગયો.ખાતાંપીતાં,ઉઠતાં બેસતાં કે ઘરમાંથી બહાર નિકળતાં તેના મુખમાંથી લાવણ્યવતિ શિવાય બીજો એક અક્ષર નિકળતો નહોતો. દીવસમાં સેંકડો વખત તેણીને તે નિહાળતો હતો તથાપિ તેની દૃષ્ટિ તૃપ્ત થતી નહોતી. છેલ્લે તેણે એવોજ નિશ્ચય કર્યો કે આ સ્ત્રીને મહારાજા પાસેથી ગમે તે પ્રકારે બક્ષીસ મેળવ્યા વિના રહેવુંજ નહીં. તેણીના લોકત્તર લાવણ્યથી તે ગ્રમિષ્ટ સરખો બનીને તેની પ્રતિમાનું વારંવાર ઉમદા વર્ણન કરતો હતો. તેણીનું સૌંદર્ય નિહાળી ઇંદ્રની રંભાઓ સાથે તેની તુલના કરી વખતે આનંદ અને વખતે કદાચ તે પ્રાપ્ત નહીં થશે તો શો ઇલાજ કરવો, એવા વિચારથી અતી ગલાન વદને ખેદ પામતો હતો.

લાવણ્યવતિના મનની સ્થિતિ પણ તેવાજ પ્રકારની હતી. નૂરૂદ્દીનનો પ્રથમ મેલાપ થતાંવાર તેનું રૂપ, તેની સમયોચિત ભાષણો કરવાની છટા, તેનું અલૌકિક ચાતુર્ય અને મિઠો મનમોહક સ્વભાવ વગેરે ઉમદાગુણો નિહાળી તેણી તેનાપર ફીદા ફીદા થઈ ગઇ. તેણી પોતાના મનમાં મોહાંધપણે બોલવા લાગી,–"પ્રધાને મને રાજાની પ્રિયકરણી કરવાના ઉદ્દેશે વેચાતી લઇ મારૂં અતી સન્માન રાખ્યું અને સુરક્ષિતપણે લાલનપાલન કરવામાં મણા રાખી નહી,તો તે તેઓનો મારાપર અત્યંત ઉપકાર થયેલો સમજું છું;તથાપિ તેણે જો પોતાના પુત્રરત્ન માટે મને ખરીદી હતે તો તેમાં મને જે અત્યાંનદ સુખવિલાસ અને સંતોશ પ્રાપ્ત થાત–તે સુખ! અરે તે વિલાસ વિનોદનો અંશપણ–કિંબહુના રાજાની પ્રિયકરણી બન્યાથી મને મળવાનો નથી.

લાવણ્યવતિ હમેશા વજીરની પત્નિના મહેલમાં રહેતી હતી તેથી નૂરૂદ્દીનને ત્યાં જવાની બિલકુલ મનાઈ નહોતી. તે આવા પ્રકારની કરોડોની કિંમતની તક ફોકટ ગુમાવવામાં મુદ્દલ શહાણપણ સમજતો નહોતો. તે વખતોવખત માતુશ્રીના દીવાનખાનામાં જઇ પોતાની પ્રાણાધિક પ્યારી લાવણ્યવતિની સાથે મધુર ભાષણ કરી અત્યાનંદ મેળવતોં હતો અને માતુશ્રીના ગુસ્સે થયા વિના તે તેણીની પાસેથી ઉઠી જતો નહોતો. આવે પ્રસંગે તેની માતુશ્રી બોલતી,–"સ્ત્રી મંડળમાં હમેશા બેસી વાતચિત કરવાની ટેવ કોઇ પણ પ્રકારે તારા સરખા તરુણ પુત્રને યોગ્ય નથી. તારો વખત હજુ વિદ્યાભ્યાસ કરવાનો તથા પોતાના પિતાના જેવી ઉમદા પદવી અને યોગ્યતા મેળવવાનો છે, તથાપિ તે તજી જના-

નખાનામાં પડી રહેવાથી શું તને લજ્જા પ્રાપ્ત થતી નથી! માવડી મૂખો ત્યાંજ રહેવામાં શોભા સમજે છે?"

લાવણ્યવતિ અતી દૂરના પ્રદેશમાંથી આવેલી હોવાથી તથા મુસાફરીના થાક પરિશ્રમથી સ્વસ્થ બને, એવા હેતુથી બે ચાર દહાડા ગયા બાદ વજીરની સ્ત્રીએ પોતાની દાસીઓને આજ્ઞા કરી તેણીને સ્નાન કરાવવાની તજવીજ કરાવી. તેણીએ દાસીઓને ફરમાવ્યું કે મને જેવી રીતે તમે સ્નાન કરાવો છો તેજ પ્રમાણે આ લાવણ્યવતિને ઉંચા પ્રકારે સ્નાન કરાવો. તેણીનું અંગમર્દન ઉત્તમોત્તમ સુવાસિક પદાર્થો તથા તેણીની કાન્તિને વિશેષ પ્રકાશિત કરનારા નાના પ્રકારના તેલ અત્તરો તૈયાર કરી, પાણી સારી રીતે ગરમ કરી તેણીને છેલ્લે સ્નાન કરાવજો. સ્નાન પુરૂં થયા બાદ તેણીના કેશ સુકાઇ રહ્યા પછી તેની વેણી-અંબોડો ગુંથી તેણીને માટે ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકાર અમૂલ્ય કિમતે તૈયાર કરાવ્યાં છે તે પહેરાવી તેણીને મારી પાસે લઇ આવજો." લાવણ્યવતિની તે પ્રમાણે વજીરની સ્ત્રી મન લગાડીને બરદાસ્ત રાખતી હતી; કારણ એમ કરવાથી વજીરની, એટલે પોતાના પ્રિયતમની મરજી સંપાદન કરવાને તેણી પ્રાણની આહુતિ આપવે પણ પાછી હઠે તેવી નહોતી.

લાવણ્યવતિ કુદરતી રીતેજ અત્યંત સુંદર હતી; તથાપિ સ્નાન કર્યા બાદ તેની કાન્તિ તથા સૌંદર્ય એવું તો અપ્રતિમ દીસવા લાગ્યું કે વજીરની સ્ત્રી પ્રથમ તેણીને ઓળખી શકી નહીં. પછી વજીરની પત્નિને મુજરો કરી લાવણ્યવતિ બોલી,-"માતુશ્રી, આપે પ્રસન્ન થઈ મને આપેલો પોષાક કેવો શોભે છે તેનું કૃપા કરી અવલોકન કરો. આ દાસી પોષાકની ઘણીજ તારીફ કરી કહે છે કે તમે સ્વરૂપમાં એટલાં બધાં બદલાઇ ગયા છો કે અમે તમારા તેજમાં અંજાઈ તમોને ઓળખી શકતાં નથી. પરંતુ માતુશ્રી, દાસીઓનું બોલવું મને મ્હોં પુરતું-ખુશામતખોરૂં લાગે છે. કદાચ મને સારૂં લાગવા માટે તેઓ તેમ કહેતી હશે; માટે આપ મને તે બાબતની શાક્ષી આપશો તોજ મારા મનની ભ્રાન્તિ ટળશે. આપનાપર મારો પુર્ણ વિશ્વાસ છે. આપ મારાં હીતસ્વી છો-આ વખતે મારાં માતુશ્રી—કીંવા વડીલ બહેન તમેજ છો-તમેજ મારાં મુરબ્બી છો."

તેણીનું સ્વરૂપ તથા વિનયવાળું ભાષણ સાંભળી વજીરની સ્ત્રીને ઘણો આનંદ ઉપજ્યો અને મોટી મમતાથી તે બોલી,-"મારી વહાલી દીકરી, મારી

દાસીઓ તારી ખુશામત કરેછે એમ સમજવામાં તારી મોટી ભુલ છે. તેઓ કહેછે તે કેવળ સત્ય છે.તેમાં તિલમાત્ર ખોટું નથી.બેનડી,હું ખાલી ગોળોપિંડાળો વાળું તેવી નથી. સુંદર કોને કહેવી, સૌંદર્ય વરધારવાની કળા શી, કયા પ્રકારના સ્વરૂપને કયા પ્રકારનો પોષાક જોઇએ, કયા પ્રકારના દરદાગીના શોભામાં વૃદ્ધિ કરે છે તે તમામ મારાથી અજાણ્યું નથી. હું ખરૂં કહું છું કે આ પોષાક તને અત્યુત્તમ રીતે શોભી રહ્યો છે. તારા પોષાકની વાત એકબાજુએ રાખીએ, તોપણ સ્નાન કીધા પછી તું એવી તો રંભાતૂલ્ય જણાય છે કે તેનું વર્ણન કોઇપણ પ્રકારે થઇ શકે તેવું નથી. બેહેન મેં ઘણા દહાડા થયા સ્નાન કર્યું નથી અને તેથી આજે મારા મનમાં પણ સ્નાન કરવાનું આવ્યું છે."

**લાવણ્યવતિએ** ઉત્તર આપ્યો,–"માતુશ્રી, આપ ઘણાંજ માયાળુ હોવાથી મારી પ્રસંશા કરો છો તેમાં બિલકુલ ખોટું નથી. હું એટલી પ્રસંશાને પાત્ર છું કે નહીં, તે સારી રીતે સમજું છું, તથાપિ આપ કહો છો તે સર્વ વાત મને માન્ય છે; તેની વિરૂદ્ધ મારે કશું બોલવું નથી. સ્નાનને માટે જો મને પુછતાં હો તો ખાત્રીથી કહુંછું કે આજનું પાણી અને અંગમર્દનના પદાર્થો ઘણાજ ઉત્તમ પ્રકારના છે. આપની જો સ્નાન કરવાની ઈચ્છા હોય તો બેલાશક તે પાર પાડો."

તે ઉપરથી દાસીઓને સ્નાન કરવાની તૈયારી કરવા માટે આજ્ઞા આપી વજીરની સ્ત્રી પોષાક બદલવા જવા લાગી, પરંતુ જતાં પેહેલાં બે દાસીઓને સખ્ત હુકમ કર્યો કે,–"ખબરદાર, તમો બંને અહીં બારણામાં બેસી રહો અને **નૂરૂદ્દીન** આવે તો તેને **લાવણ્યવતિના** ઓરડામાં બીલકુલ જવા દેશો નહીં."

પછી તે સ્નાન કરવા ગઇ અને **લાવણ્યવતિ** તો તેની આગળથીજ પોતાના ઓરડામાં જઇ પલંગપર પડેલી હતી. સંજોગા સંજોગથી એવો બનાવ બન્યો કે તેજ વખતે **નૂરૂદ્દીન** બહારથી એકાએક મેહેલમાં આવ્યો."માતુશ્રી કયાં ગયાં છે" એવો પ્રશ્ન કરવાથી દાસીઓએ જવાબ વાળ્યો; "નહાવા ગયાછે." **નૂરૂદ્દીને લાવણ્યવતિ** માટે પુછગાછ કરી અને "તે પોતાના ઓરડામાં નિદ્રાવશ છે" એવો જવાબ મળવા બાદ ઓરડામાં જવા લાગ્યો, પરંતુ દાસીઓએ દરવાજામાં ઉભા રહી કહ્યું,–"માતુશ્રીએ તમોને અંદર નહીં જવા માટે સખ્ત તાકીદ કરેલી છે માટે તમો મેહેરબાની કરી અંદર જતા નહીં."

એ સાંભળી **નૂરૂદ્દી** નધણો ક્રોધાયમાન થઇ ગયો. તેણે તે દાસીઓના હાથ ઝુંટાવી જબરીથી અંદર પ્રવેશ કર્યો અને ઓરડાનાં બારણાં બંધ કરી અંદરથી સાંકળ દીધી. આમ થવાથી દાસીઓ પોકાર પાડતી વજીરની સ્ત્રી જ્યાં સ્નાન કરવા બેઠી હતી ત્યાં દોડતી ગઇ અને **નૂરૂદ્દીને** ઝબરીથી **લાવણ્યવતિ**ના ઓરડામાં પ્રવેશ કરી બારણા બંધ કર્યાની હકીકત તેને નિવેદન કરી.

પુત્રની ઉદ્ધતાઇની હકીકત સાંભળીને વજીરની સ્ત્રી અતી સખેદ પામી ભયભિત બની ગઈ. તેણી લાગલીજ હમામખાનામાંથી ઉઠી પોશાક પેહેરી **લાવણ્યવતિ**ના ઓરડામાં આવી પરંતુ તેણીના આવતાં પેહેલાજ **નૂરૂદ્દીન** ત્યાંથી પોબારા કરી ગયો હતો.

સ્નાન કરવું તજી દઇને એકાએક દોડતી દોડતી અને અશ્રુપાત કરતી વજીરની સ્ત્રીને આવેલી જાણી **લાવણ્યવતિ**ને બહુ આશ્ચર્ય ઉપજ્યું. તેણી લાગલીજ હાંફળી ફાંફળી તેને પુછવા લાગી,–"માતુશ્રી, આપ ગભરાયલાં કેમ જણાઓછો? અને રડોછો શા માટે? હમામખાનામાં કંઇ થયું કે શું?"

વજીરની સ્ત્રી શોક અને દુઃખના આવેશમાં ગળગળી બનીને બોલી–"અરે તું મારા અક્કલશુન્ય છોકરાને લઈ શું તારા ઓરડામાં એકાંતે બેઠી ન હોતી? અને તેના કરતાં મારા તે ઉદ્ધત છોકરાનો અને મારો બીજો કયો મોટો ઘાત થવાનો બાકી હતો? એટલું પોતે જાણવા છતાં નિડર પણે તું પુછવા માગે છે કે 'બાઈ સાહેબ તમોને થયું શું?' સાબાશ બેનડી તને! મારા કપાળમાં કાળી ટીલી લગાડતાં શરમ ન આવી?"

એવું વજીરાણીનું ભાષણ સાંભળી **લાવણ્યવતિ**એ સખેદાશ્ચર્યથી વિનય સાથે કહ્યું,–"મારા બોલવાથી માતુશ્રી, તમે ગુસ્સે થતાં નહીં. આપના ચિંરજીવ મારી પાસે આવી ગયા તો તેથી તેમનો તથા આપનો શો ઘાત થશે તે હું અદ્યાપિ પર્યંત બિલકુલ સમજી શકતી નથી."

વજીરની સ્ત્રીએ તેણીને પુનઃ કહ્યું,–"મને તું કેવળ મુર્ખ અને શંખશિરોમણી જણાય છે! તને રાજાસાહેબની પ્રિયકરણી બનાવવા માટે ખરીદવામાં આવેલી છે એવું મજના નાથે તને શું અગાઉથીજ કહી સંભળાવ્યું હતું તે યાદ નથી રહ્યું કે? વાહ વાહરે બહેન, તું ભલી ભોળી ભટાક જણાય છે,ને મને છેતરવા તૈયાર થઇ છે. વળી **નૂરૂદ્દીન** માટે સાવચેત રહેવા ફરમાવેલું છતાં તે તું આટલામાંજ વિસરી ગઇ કે? વાહ બાઇ, વળી એથી કયો મોટો ઘાત થવો બાકી રહ્યો છે?"

**લાવણ્યવતિએ** જવાબ વાળ્યો,–"માતુશ્રી, એ તમામ વાત હું સારી રીતે સમજુંછું–મને તમામ હકીકત યાદ રહી છે, હું નથી ભૂલી ગઈ, હું નથી ભોળી ભટાક, કે ચકરમ. હું સાવધ ને વિચારશીળ, તેમજ રાજ દરબારને યોગ્ય નહિ હોત તો આપના નાથ મને ખરીદતેજ નહિ, ને મારા શિળવૃતપર સંશય હોત તો દશ હજાર મ્હોર આપતેજ નહિ. મને તમારા ચિરંજીવ માટે માન છે, અને હું તેને વશ થઇ નહોત પરંતુ તેઓએ હમણા મારી પાસે આવીને કહ્યું,–'તને મારા પિતાશ્રીએ રાજા સાહેબને માટે ખરીદેલી છતાં પાછળથી એ વિચાર માંડી વાળી મને આપવાનો દૃઢનિશ્ચય ઠરી ચુકયો છે, એટલા માટે તું સર્વ પ્રકારે મારી થઇ ચુકી છે.' આવી રીતનું બોલવું મને ખરૂં ભાસવાથી તેમના કહેવા પ્રમાણે મેં સર્વે વાતનો સ્વીકાર કર્યો; કારણ બાળપણથીજ હું ગરીબ દાસી બીજાના તાબામાં રહેલી, તેથી આપના ચિરંજીવ સરખા મોટા માણસના બોલનો અનાદર કરી એમનું મન દુઃખવવાની મારામાં શક્તિ કયાંથી હોય વારૂ ? તેનો વિચાર આપજ કરો. જો સત્ય કહું તો આપે નક્કી સમજવું કે આટલા દહાડાના સહવાસથી તમારા ચિરંજીવે મારૂં મનાકર્ષણ કરી સર્વ પ્રકારે ચિત ચોરી લીધું છે. તેમનું લોકોત્તર લાવણ્ય, તેમની વાકય પટુતા અને દીવ્ય સ્વરૂપ--મને આબેહૂબ મળતું આવવાથી મારૂં અંતઃકરણ તેમને પોતાના કરી લેવાને અત્યાતૂર બની રહેલું હતું અને તેથીજ મેં તેમની માગણીનો મોટી ખુશીથી આજે સ્વીકાર કરેલો છે. મને રાજાની પટરાણી થવા કરતાં તમારા ચિરંજીવની દાસી બનવામાં વધારે સુખાનંદ પ્રાપ્ત થશે અને તે બોલવું મારૂં કોઇ પ્રકારે ખોટું નથી; કારણ મારી ખાત્રી છે કે,–

> "ચિતડું મારૂં ચોરયૂં, મનડું મૂજ સું જાગ્યૂં;
> કાલજડૂં કોરયૂં રે, કયમ હવે મૂકું.
> ગતી મારી એ છે, જઇ હું કહું કોને;
> વહે જે પાણી તેણેરે, કયમ હવે મૂકું."
> "જેણે ચોર્યું ચિત્ત, ત્રોડી તેની પ્રીત;
> દુખી થવાની રીત, કરશો નહી રે કો કદી."

એ કવિતાનો અર્થ સમજી કોઇ પણ વિચારવંત–સુજ્ઞ માણસ મારા બોલવાની મહત્તા જાણ્યા વિના કદાપિ રહેશે નહીં."

**લાવણ્યવતિનું** ભાષણ સાંભળી વજીરની સ્રી મહાદુઃખથી બો-

થી,-"દીકરી, તું કહે છે તે વાત જો ખરી હતે તો મને બિલકુલ દુઃખી થવાનું પ્રયોજન નહોતું, પરંતુ હું ખરૂં કહું છું કે **નૂરૂદ્દીન** કેવળ જુઠો છે; તેણે ખોટું બોલી તને છેતરી છે." એટલું બોલી તે પોતાના પુત્રને ગાળો ભાંડવા લાગી.ને બોલી,-"અરે રડયા! મુવા! કપૂત, આ કુળને ડાઘ લગાડનાર પૂત્ર, તું પૂત્ર નહિ પણ પથર નિવડ્યો છે. તેં મારો, તારો અને તારા પ્રિય પિતાનો સવ પ્રકારે વિનાશ કર્યો છે! તને દેહનું ભાન કેમ રહ્યું નહીં કમૂળ! હવે હું ગમે તેટલું રૂદન કરૂં અને જોઇએ તેટલી વિનવણી કરૂં તો પણ તારો ગુન્હો તારા પિતા શું માફ કરવાના હતા કે? તારૂં આ અઘોર કૃત્ય સાંભળીને તુરત તે તારો પ્રાણઘાત કર્યા વિના કદિ રહેશે નહીં. અને તેમ કરવાથી તેઓએ અન્યાય કર્યો છે, એમ કહેવાની કોની બિસાદ લાગી છે કે એવી ખોટી હિમત કરશે? રડયા! તારો અપરાધજ તેવો છે." એટલું બોલીને તે મોટેથી રાગડો તાણી પોકળશ્રાધ કરવા લાગીને ધડુસ ધડુસ છાતી કુટી બે હાથે પુત્રના છાજીયા લઇ દાંતિયાં કરવા લાગી. હજારો ગાળોનો વરસાદ વરસાવવામાં મણા રાખી નહીં. ઘેરની દાસીઓનો વજીરની સ્ત્રીપર તથા **નૂરૂદ્દીન**પર અપૂર્વ પ્રેમ હતો તેથી તેઓએ પણ મહારૂદન કરી આખા ઘરમાં કળાહોળ કરી મુકયો.

આ પ્રમાણે વજીરનું આનંદભુવન કેવળ શોકસદન બની રહ્યું છે એટલામાં વજીર પણ ત્યાં હાજર થયો. પોતાની સ્ત્રી અને તમામ દાસીઓ આક્રોશ કરી રહી છે તથા **લાવણ્યવતિ** ખિન્નવદનની બની લમણે હાથ મુકી ઉંડા વિચારમાં ઉતરી રહેલી છે, એવો દેખાવ નિરખી વજીર તેમ થવાનું કારણ અતી અચરતીથી તેને પુછવા લાગ્યો. પરંતુ અધીક અધીક જોસથી પુછવા છતાં તેનો કશો જવાબ નહીં આપતાં ઉલટાં તેઓ રડવા લાગ્યાં. આખરે વજીરે પોતાની સ્ત્રીને ગંભીર સ્વરથી કહ્યું,-"પ્રિયે-તારૂં રડવું હવે પુરૂં કર-અને તેમ કરવાનું કારણ મને સ્પષ્ટપણે કહી સંભળાવ."

સ્ત્રીએ નિરૂપાય બનીને પોતાના સ્વામિને કહ્યું,-"પ્રાણનાથ! આપની આજ્ઞા પ્રમાણે હું સર્વ હકીકત આપને નિવેદન કરૂં છું; પરંતુ તે પેહેલાં મને વચન આપો કે મારાપર આપે ગુસ્સે થવું નહીં; કારણ હું પહેલેથીજ સાચેસાચું કહી દઉં છું કે બનેલી વાતમાં મારો મુદલ અપરાધ નથી. પ્રાણેશ, હું હમામખાનામાં જયારે સ્નાન કરવા બેઠી હતી અને મારી દાસીઓ ગૃહવ્યવસ્થામાં રોકાયલી હતી, ત્યારે બરોબર તક સાંધી આપણા **નૂરૂદ્દીને** **લાવણ્યવતિ**ના ઓરડામાં પ્રવેશ કરી તે-

ણીને જણાવ્યું કે "વજીર સાહેબે રાજાસાહેબની પ્રિયકરણી બનાવવાનો વિચાર માંડી વાળી તને સર્વ પ્રકારે મારી સ્ત્રી બનાવવાનો નિશ્ચય કર્યો છે." આથી લાવણ્યવતિએ તેના બોલવાપર ભરોસો રાખી તેનો સત્કાર કર્યો. લાવણ્યવતિ સર્વ પ્રકારે તેની થઇ રહી. હાયહાય! એ મુર્ખ છોકરાએ આપણો ઘાત કર્યો છે અને હવે શું કરવું તે કશું સુજતું નથી. હવે જોકે તેણે બાળછંદથી કે દુષ્ટબુદ્ધિથી એ કૃત્ય કર્યું છે તે બાબત હું બિલકુલ નિરાકરણ કરવા માગતી નથી, કારણ તે કામ આપનું છે. અમારા શોકનું કારણ માત્ર એટલુંજ છે કે આથી આપના જીવને અતી ત્રાસ ઉપજશે અને તેનું સારૂં પરિણામ નિપજશે નહીં. વળી મને આપને માટે તથા ઉદ્ધત છોકરા માટે-કે જેને આજ દિન પર્યંત કાલજીથી આપણે નાનાથી મોટો કર્યો છે, તેની અપાર ચિંતા ઉત્પન્ન થઇ છે. તે રડયાનો અપરાધ બહુ મોટો હોવાથી તેને માટે હું આપની પાસે ક્ષમા માગવાની પણ હીંમત કરી શકતી નથી."

ખાકન વજીરને પોતાના પુત્રનું અવિચારીપણું તથા ઉદ્ધતાઈથી જે ગુસ્સો અને ક્રોધ ઉપજ્યો તેનું વર્ણન થઇ શકે તેમ નહોતું. તેનો સંતાપ પૃથ્વીને દુભંગ બતાવનારો, તેનો ક્રોધ સમુદ્રને સુકવનારો, તેનું દુઃખ યમદુતોના હૃદયને પિગળાવનારૂં અને તેનું કલ્પાંત પશુપક્ષી તથા વૃક્ષાદિને રડાવનારૂં હતું. તેણે પોતાના પુત્ર પ્રત્યે કહ્યું "અરે અધમ છોકરા! ક્ષણીક સુખને સારૂં પોતાના પિતાને સુખ વૈભવ તથા સંપતિના ઉંચા શિખરપરથી દુઃખ લજ્જાના ઉંડા સમુદ્રમાં તેં હડસેલી પાડયો છે માટે તને મરણની શિક્ષા પણ ઓછી છે. આ સંકટમાં તારો, મારો અને આપણા આખા કુટુંબનો નાશ થયા વિના રહેશે નહીં, રાજાના જાણવામાં આ વાત આવતાં વાર તે આપણો શિરચ્છેદ કરવામાં ક્ષણમાત્ર પણ વિલંબ લગાડશે નહીં. આપણા કુટુંબમાંના તમામ માણસો પૈકી કેટલાકને તે ફાંસી દેશે, કેટલાકનો તત્ક્ષણ શિરચ્છેદ કરશે અને કેટલાકને બંધીવાન બનાવી જરૂર રીબાવી મારશે

વજીર એ પ્રમાણે શોક કરતો હતો ત્યારે તેની સ્ત્રી તેના મનનું અનેક પ્રકારે સમાધાન કરવા લાગી. તે બોલી,-"પ્રાણેશ્વર, છોકરાનો અપરાધ તો ઘણો મોટો છે અને તેને માટે હું કશું બોલી શકતી નથી. પરંતુ "ગઇ તિથિ બ્રાહ્મણ પણ ન વાંચે.'' એ પરંપરાથી ચાલતી આવેલી કહેવત આપ સુજ્ઞ થઇ કાં લક્ષમાં લાવતા નથી. થયું તે થયું તેનો શોક શો કરવો? હવે કેમ વર્તવું તેનો વિચાર કરવાનો છે. બનેલી

વાત સહસ્ર ઉપાએ પણ અસલ રૂપમાં આવી શકતી નથી. હવે રાજાના ગુસ્સાને માટે આપ જે કહો છો તો તેને માટે એટલી કાળજી કરવાનું કશું પ્રયોજન નથી. રાજાને એવીજ બીજી દાસી લાવી આપી એટલે થયું. હું મારા અંગપરના સર્વ ઘરેણાગાંઠા આપું છું તે વેચી દશ હજાર મોહોરોથી, કે તેથી પણ અધિક કિંમત આપીને પણ તેના કરતાં વધારે સુંદર અને ચતુર દાસી રાજાને લઇ આપજો એટલે પછી આપણાપર કશો ઠપકો રહેશે નહીં.''

વજીરે જવાબ વાળ્યો,–"અરે મુરખી, તું શું મને એટલો બધો લોભી સમજે છે કે દસ હજાર મહોરોને માટે હું આટલો શોક કરૂં છું કાં? પૈસાની હું બિલકુલ પરવાહ રાખું તેવો નથી, મારી સઘળી દોલત ફના થાય તોપણ તેને માટે મને કશો અફસોસ નથી. પરંતુ દુનીઆમાં સઘળી વસ્તુ કરતાં જેની કીમત હું વધારે સમજું છું તે અમૂલ્ય આબરૂ સંપત્તિ કરતાં પણ જે એ મૂલી આબરૂ છે તેને માટેજ મારો જીવ એટલો વ્યાકુલ થાય છે." તેની સ્ત્રી બોલી,–"પ્રાણનાથ આપ કહો છો તે ખરૂં છે, પરંતુ પૈસા આપતા છતાં આબરૂ જવાની ધાસ્તી શી છે?"

વજીરે ઉત્તર આપ્યો,–"તું શું ઘેલી થઈ છે! પ્રતિપક્ષી સાઉઇ રાત્ર દીવસ મારા છિદ્રો નિહાળતો ફરે છે તે શું તું જાણતી નથી? અને આ વાત તેના કર્ણપર જવાથી તે રાજાને કહી સંભળાવી મારી ફજેતી કરવામાં જરાપણ વિલંબ લગાડશે શું? મારા સમક્ષ તે એમ બોલવાને જરાપણ અચકાશે નહીં કે "સરકાર હમેશાં ખાકન પ્રધાનની તારીફ કરીને કહેતા હતા કે તેઓ હમેશા નેકનિષ્ઠા અને ઇમાનદારીથી વર્તે છે, પરંતુ તેની નિષ્ટા અને ઇમાનદારી કેટલી–કેવા પ્રકારની છે તે તેણે માત્ર એકજ ઉદાહરણથી રૂડી રીતે બતાવી આપ્યું છે. તે મહારાજાધિરાજ આપ સાંભળશો એટલે પછી આપ સર્વ પરિક્ષા યથાર્થ કરી શકશો. થોડા દહાડા પૂર્વે આપે તેને દસ હજાર મ્હોરો આપી એક પ્રિયકરણી ખરીદવાને હુકમ આપ્યો હતો, તે મુજબ ઉત્તમ રીતે કામ બજાવવાથી તેને ઘટતી સાબાશી આપવી જોઇએ, કારણ તેણે જે દાસી ખરીદેલી છે તે ખરેખર એટલી તો સુંદર અને ચતૂર છે કે તેવી સ્ત્રી આપે કદીપણ જોયેલી નહીં હશે, પરંતુ એવું ઉમદા રત્ન–એવી ઉમ્દા લાવણ્યસંપન્ન સ્ત્રી તેણે આપને નહીં આપતાં પોતાના પુત્રને અર્પણ કરી આપનો વિશ્વાસઘાત કર્યો છે." વજીરે વળી પોતાની સ્ત્રીને વિશેષમાં કહ્યું,–"એ



ખાકાન નૂરૂદ્દિનને મારવાને ખંજર ઉપાડે છે. પૃ. ૭૩.

પ્રમાણે દુષ્ટ **સાઉઇ** આ ફૂલને એવો વિપરીત અર્થ કરીને રાજાને વળી તે એવું પણ કહેશે કે હું કહું છું તે દ્વેષ બુદ્ધિથી કહું છું એમ મનમાં આવે તો આપે **ખાકન** પ્રધાનને ઘેર જઈ ખાત્રી કરી લેવી જેથી પ્રધાનનો પુત્ર **નૂરૂદ્દીન** તે સદ્‌ગુણ સંપન્ન, રંભારૂપ સ્ત્રી સાથે રાત્ર દીવસ મોજ મારતો માલુમ પડયા વિના રહેશે નહીં."

વજીરે આગળ વધીને પોતાની સ્ત્રીને કહ્યું,–"પ્રિયે, આબરૂથી તું જો કે આપણાપર કેટલો મોટો અનર્થ ગુજર્યો છે? અને હવે તું કહે કે ખાલી કાળજી તથા સંતાપ શા માટે કરવો જોઇયે? પ્રાણવલ્લભે આપણા હાથથી આવો મોટો અપરાધ થયેલો હોવાથી આપણા માથાપર મારો અનિવાર શત્રૂ પોતાના વિજયનાં નગારાં વજડાવે તે મારાથી કેમ સહન થઇ શકે વારૂ? કઇ વખતે રાજાના સિપાઇઓ આપણા મેહેલમાં પ્રવેશ કરી સઘળી માલમિલકત જપ્ત કરી લેશે તથા **લાવણ્યવતિને** બળાત્કારે પકડી જશે અને કયારે આપણો સર્વ પ્રકારે નાશ થશે તેનો હવે કશો નિયમ રહ્યો નથી." એટલું બોલીને પાછો તે અપાર શોક કરવા લાગ્યો.

વજીરની સ્ત્રીએ પુનઃ તેને કહ્યું.–"પ્રાણનાથ, **સાઉઇ** આપણો શત્રૂ હોવાથી રાજા સાહેબના કાનમાં ગમે ત્યારે વિષ રેડયા વિના રહેશે નહીં અને તેને માટે હવે મને મુદલ ભ્રાન્તિ રહી નથી. પરંતુ પ્રાણનાથ, આપણા ઘરમાં બનેલો બનાવ પરાયા માણસને કાને જશેજ એમ તમે શાપરથી કહી શકો છો? મને લાગે છે કે આપણા ઘરની ખાનગી વાત કોઈના જાણવામાં આવવાની નથી, માટે જો તમોને મહારાજા, **લાવણ્ય-વતિને** માટે પુછગાછ કરે તો તુરત તેને જણાવું કે એ સ્ત્રીને જો કે આપને માટે ખરીદવામાં આવી હતી, પરંતુ પાછળથી તેના વર્ત્તનપરથી જણાઈ આવ્યું કે તે આપને યોગ્ય નથી–તેનું વર્ત્તન એવું તો વિલક્ષણ જણાયું કે તેનાથી આપ કદીપણ સંતોષ પામોજ નહીં, માટે તેનો ઉપયોગ કરવાનો વિચાર મેં માંડી વાળ્યો છે. તે લુચ્ચા વ્યાપારીએ મને મોટો દગો કરી ઠગ્યો છે. દાસી જાતે ઘણીજ સુંદર મનોહર છે, પરંતુ તેની અકલ અને-સ્વભાવ–જેવાં જોઇએ તેવાં નહીં હોવાથી હું આપની પાસે ખાલી શા માટે લઇ આવું? આવી રીતે તમે ખાત્રીથી બોલશો, એટલે રાજા તમારૂં બોલવું સત્ય સમજી **સાઉઇ** તરફ દુર્લક્ષ કર્યા વિના રહેશે નહીં. માટે આપ હિંમત તજીને કૃપા કરી ગાભરા બનો નહીં–ધીરજથી જેટલું કામ થાય છે તેટલું ભયભિત થયાથી પાર પડતું નથી. અને વળી આપ

૧૦

મારૂં કહેવું માન્ય રાખો તો મારી સલાહ એવી છે કે આવતી કાલે તે ઇરાનના વ્યાપારીના દલાલને પાછો બોલાવી કહેવું કે "તારી મારફતે આ દાસી રાજા સાહેબને માટે ખરીદી ખરી, પરંતુ તેનામાં ઘણા પ્રકારનાં દોષદર્શન થયાં છે; તેણીનો સ્વભાવ મહારાજાને રૂચે તેવો નથી, માટે કોઈ ઉત્તમ દાસી લઇ આવવા ચૂકવું નહી."

વજીરે પોતાની સ્ત્રીની સલાહ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરી પોતે થોડીવારે શાંત ને સજ થયો. જો કે તે મુજબ રાજા તરફનો ભય તેના મનમાંથી કમી થયો ખરો, તથાપિ **નૂરૂદ્દીન** તરફનો તેને જે સંતાપ ઉપજયો હતો તે લવલેશ કમી થયો નહીં.

**નૂરૂદ્દીન** આખો દહાડો તેની દૃષ્ટિએ પડયો નહીં. તેણે વિચાર કર્યો કે 'કોઇપણ મિત્રને ત્યાં જઇ રહેશું તો પિતાશ્રી આપણો શોધ કરી પકડી પાડયા વિના રહેશે નહીં. માટે કોઇ અપ્રસીદ્ધ જગોએ જઇ રહેવું તેજ વધારે સારૂ છે.' એવું મનમાં લાવી શેહેરબહાર એક અપ્રસિદ્ધ બાગમાં જઈ ત્યાં ગુપચુપ બેસી રહ્યો. પુષ્કળ રાત્રિ વિત્યા બાદ હવે પિતાજી ઉંઘાયલા હશે એવું મનમાં લાવી તે મોડી રાત્રિના ઘેર આવ્યો. આથી તેની માતુશ્રીની દાસીઓએ તેને હળવેથી બારણું ઉઘાડી ઘરમાં લીધો. બીજે દહાડે પ્રભાતમાં હજી વજીર ઉંઘાયો હતો ત્યારે ઉઠીને **નૂરૂદ્દીન** ઘરમાંથી ગુપ્તરીતે પોબારા ગણી ગયો ! એ મુજબ આશરે એક મહિનો ગુપ્તરીતે તેણે ગુજાર્યો. બાપને મ્હોં બતાવવાથી તે છેલબટાઉને ઘણીજ લજ્જા અને અપાર દુઃખ ઉપજતું હતું. તે પોતાની માતુશ્રીની દાસીઓને પિતાશ્રીનો ગુસ્સો કમી થયો કે નહીં એમ નિત્ય પુછતો હતો. પરંતુ તેઓ તેને જવાબ આપતી હતી કે "તેઓનો ગુસ્સો હજુ જેમનો તેમજ છે–લવલેશ કમી થયો નથી. તમે તેને દષ્ટિગોચર થશો તો જરૂર તે તમારો જીવ લીધા વિના રહેશે નહીં."

**નૂરૂદ્દીન** ગુપ્તરીતે દાસી પાસે બારણાં ઉઘડાવી રાત્રિએ ઘેર આવી સુએ છે અને પ્રભાતમાં પાછો જતો રહે છે તે વજીરની સ્ત્રીના જાણવામાં હતું; કારણ તેની દાસીઓએ તેણીને સર્વ વર્ત્તમાન કહી સંભળાવ્યા હતા. માતાનો પ્રેમ અગાધ છે. પુત્રના ગમે તેટલા દોષ હોય તથાપિ તે પોતાનો પ્રેમ ઉતારતી નથી. "કુપુત્રતો કદિ હોય, કુમાતા કદાપિ નવ થાયે," તેમ માતા કદિ પુત્રપરનો પ્રેમ ઓછો કરતી નથી; એનો તો નિર્મળ પ્રેમ સદાજ વહે છે. પરંતુ તે બાબત પોતાના સ્વામિ પાસે કહેવાની તેની હિંમત ચાલતી નહોતી. છેલ્લે એક દહાડે તે બોલી,–"પ્રાણનાથ! **નૂરૂદ્દીનને** માટે આટલા

દિવસ હું આપની પાસે કશું બોલી શકી નથી. પરંતુ હું આપને હાથ જોડીને પુછુ છું કે તેનું હવે આપ શું કરનાર છો? પ્રાણેશ! જેણે તે અપરાધ કર્યો છે તે કેવળ મુર્ખ છે એમ હું કબુલ કરૂં છું. વળી લાવણ્યવતિ સરખી લોકોત્તર ગુણવાન અને સુંદર પ્રિયકરણી રાજાધિરાજને ભેટ કરી સાબાશી મેળવવાના લાભથી એ મુર્ખાએ આપને વિમુખ બનાવ્યા છે અને તેથી આપને અપાર દુઃખ પ્રાપ્ત થયું છે તે હું સારી રીતે સમજું છું, તથાપિ અતી નમ્રતાથી હું આપને પુછું છું કે શું એટલા માટે આપ પુત્રરત્નનો જરૂર જીવ લેશો? ને મને શું જગતમાં વંઝયાનું મેહેણું ખાતી રાખશો? અરેરે! બનેલી-ગુજરી ગયેલી વાતને માટે પોતાના પેટપર છરી મારશો? પ્રાણનાથ, હાલ આપ ગુસ્સામાં હોવાથી કદાચ તેના આવેશમાં આપને પુત્ર મૃત્યુનું વધારે દુઃખ લાગશે નહીં, પરંતુ ગુસ્સો નરમ થયા બાદ આપના મનની કોમળ દયાળુ વૃત્તિ આપને હાલના કરતાં પણ વધારે દુઃખી બનાવશે. જરૂર આપ પાછળથી અપાર પરિતાપ પામશો અને એટલાજ માટે કહું છું કે આપ આ વાતનો મેહેરબાની કરી લાંબો વિચાર કરો. શિવાય બીજા આપણા શત્રુઓ આપણાં છીદ્ર શોધતા ફરે છે તથા આપણા અનિષ્ટમાં વધારે રાજી રહેછે ને તે કાંઇ આપનાથી અજાણ્યું નથી. અને તેથી આપણો છોકરો ગુપ્ત રીતે ઘરમાંથી નાસતો ફરશે તો લોકોને વધારે સંશય આવવાથી સઘળો ભ્રમ ઉઘાડો પડી જશે; માટે તેનો જલદીથી ગમે તે પ્રકારે નિકાલ કરી મનતું સમાધાન કરી લેવું એ આપણું મુખ્ય કર્ત્તવ્ય સમજવું જોઇએ."

વજીરે ઉત્તર આપ્યો,-"પ્રાણપ્રિયે, તું કહેછે તે અક્ષરે અક્ષર ખરૂં છે; પરંતુ તે મુર્ખ છોકરાને જ્યાંસુધી કરેલા પાપ કર્મનો પુરેપુરો પસ્તાવો ન થાય ત્યાં સુધી તેને માફી બક્ષવી મને કોઇ પ્રકારે યોગ્ય લાગતી નથી. હું તેનું મોઢું તેને સખ્ત શિક્ષા આપ્યા શિવાય કદિ જોઈશ નહિ." તેની સ્ત્રી બોલી,-"પ્રાણનાથ, મારા મનમાં એક કલ્પના આવી છે તે પ્રમાણે આપ વર્ત્તશો તો તે શંખ તુરત સીધો થયા વિના રેહેશે નહીં. આટલા દિવસ હું આપની પાસે એ વાત છુપાવતી હતી, પણ હવે સ્પષ્ટ કહું છું કે **નૂરૂદ્દીન** હમેશાં આપ પોઢ્યા પછી ઘરમાં આવે છે અને પ્રભાતમાં આપને સુતેલા મુકીને ચાલતો થાય છે. માટે આજ રાત્રિએ આપ તેની રાહ જોતા બેસો અને એકાએક તેને પકડી

જીવથી મારી નાખવાનો રોપ બતાવજો. આમ આપ ઢોંગ કરશો કે તુરત હું વચમાં પડીને તેને છોડાવીશ. આપ તે વેળાએ ક્રોધથી જણાવશો કે જો તારી માતા વચમાં પડી ન હોતતો તને કદાપિ હું જીવતો મુકત નહીં. વળી બીજું પ્રાણનાથ–મારે આપને જણાવવાની જરૂર છે કે **લાવણ્યવતિને નૂરૂદ્દીન** પોતાના પ્રાણ કરતાં વધારે વહાલો છે અને **નૂરૂદ્દીનનો** પ્રેમ **લાવણ્યવતિ**પર અપૂર્વ છે. આથી જોકે તેઓ કદાપિ છુટાં પડે તેવું તો નથીજ, તથાપિ આપણને આ યુકિત પ્રમાણે વર્તવાથી ઘણા પ્રકારે ફાયદો થયા વિના રહેશે નહી."

પોતાની સ્ત્રીની મસલત વજીરને પસંદ પડી. પછી તે રાત્રીએ **નૂરૂદ્દીન** રોજના નિયમ પ્રમાણે આવ્યો અને દાસીએ બારણું ઉઘાડી તેને અંદર લીધો, ત્યારે એકાએક વજીરે તેને જોરથી લાતો મારી ભોંયપર ઢોળી પાડયો અને પછી તે તેની છાતીપર ચઢી બેઠો. **નૂરૂદ્દીન** માથું ઉંચું કરીને જુવે છે તો પિતાજી ગુસ્સાના આવેશમાં દાંત કચકચાવી તથા હાથમાં નાગી કટાર લઇ તે ઘોંચી ઘાલવાની તૈયારીમાં છે.

એટલામાં સંકેત પ્રમાણે **નૂરૂદ્દીન**ની મા વચમાં પડી પોતાના પ્રાણનાથનો હાથ પકડી બોલી,–"સ્વામિ, આપ આ શું કરોછો!" વજીરે ગુસ્સાથી ઉત્તર આપ્યો,–"એક બાજુ રહે, બસ; હું હવે કશું સાંભળવાનો નથી–હું તેને જીવથી મારી નાંખુંછું–આવા કૃતઘ્ની દુષ્ટ છોકરાના કરતાં વાંઝીયા રહેવામાં મને વધારે સુખ છે." તેની સ્ત્રી બોલી,–"પ્રાણનાથ, પ્રથમ મને મારી નાંખ્યા વિના હું તેને કદાપિ મારવા દઈશ નહીં. જોઇએ તો મને મારી નાંખો–મારી છાતીમાં કટાર ભોંકો અને પછીથી તે મુર્ખાને બેલાશક મારજો. મારાથી તેનું મૃત્યુ જોઇ શકાશે નહીં!" એટલું બોલી નિશ્વાસ નાખી અરેરાટના ઉદ્‌ગારો કહાડી તેણીએ **નૂરૂદ્દીનને** કહ્યું,–"રડયા ઉઠ, તારા પિતાને પગે લાગી ક્ષમા માગ." **નૂરૂદ્દીન** આંખમાં આંસુ લાવી બોલ્યો,–"પિતાજી, દયા કરો, દયા કરો. જો કે હું તેને પાત્ર નથી, પણ કૃપા કરો, મને કૃપા કરી જીવતદાન આપો. જે ઇશ્વરના છેવટના ન્યાયાસન આગળ આપણે બંનેને ઉભા રહેવાનું છે તે ઇશ્વરને વચમાં રાખી આપની પાસે મારા કર્મની ક્ષમા માગું છું માટે તેનો સ્વીકાર કરો."

એટલામાં વજીરની સ્ત્રીએ પોતાના સ્વામિના હાથમાંથી કટાર ખેંચી લીધી. વજીરે **નૂરૂદ્દીનને** મુક્ત કર્યો. છુટતાંવાર **નૂરૂદ્દીને** પિતાશ્રીને

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી હસ્ત ચુંબન લીધું, જેણે દીનતાથી જણાવ્યું,-"મેં પાપીષ્ટે પુત્ર ધર્મ વિસરીને આપના મનમાં અતિ શોક સંતાપ ઉત્પન્ન કીધો છે માટે તે તમામ વિસરી જઇ મને ક્ષમા કરો." એવી રીતે અતિ પશ્ચાત્તાપ ભરેલી તેણે પિતાશ્રીની પ્રાર્થના કરી. **ખાકન** વજીરે ઉત્તર આપ્યો:-"બેટા, વાસ્તવિક જોતાં તારી માતાનો તારાપર અપાર ઉપકાર થયો છે માટે તેને પગે લાગ-તેનો આભાર માન. કેવળ તેનાં તરફ નજર કરી તને તારા અપરાધની માફી બક્ષી છે, તેમજ હવે **લાવણ્યવતિ**ને પણ ખુશી થઇ તને સમર્પણ કરૂં છું. પરંતુ મારી એક સરત તારે કબુલ રાખવી જોઈએ-તે એજ કે તેણીને તારે પોતાની દાસી પ્રમાણે સમજવી નહીં-તેમજ ગમે તેવો દુર્ઘટ પ્રસંગ આવી પડે તોપણ તેણીને વેચી નાંખવી નહીં; કીંવા છેડાછુટકો કરવો નહીં. વળી મારા કહ્યા પ્રમાણે તારે ઇષ્ટ દેવને સંભારી કસમ લેવા જોઈએ. **લાવણ્યવતિ** જોકે જાતે સ્ત્રી છતાં અતિશય નાજુક કોમળ હૃદયની છે. તથાપિ તારા કરતાં સહસ્ત્રગણું તેનામાં ચાતુર્ય છે અને તેથી મારી ખાત્રી છે કે તેણી પોતાના ડહાપણથી વિકટ પ્રસંગોને દૂર કરી તારૂં રૂડી રીતે સંરક્ષણ કરશે."

અતી મમતાથી પિતાજી આવી રીતે પોતાની હોંશ પાર પાડશે એવી કલ્પના **નૂરૂદીન**ના સ્વપ્નામાં પણ નહોતી. તેથી અત્યારે તેના મનના આનંદનો પાર રહ્યો નહીં. પછી તેણે કૃતજ્ઞતા તથા આનંદાવેશમાં પિતાશ્રીને આલિંગન આપી તથા હસ્ત ચુંબન લઈ તેમનો અતી આભાર માન્યો. વજીરે આ પ્રમાણે વ્યવસ્થા કરી આપવાથી તેની સ્ત્રીને, **લાવણ્યવતિ**ને અને દાસ દાસીઓને આનંદ ઉપજવાથી તેના ઘરમાં કેવળ આનંદોત્સવ થઈ રહ્યો.

એવી રીતે ઘરમાંથી શોક-સંતાપનો લોપ થયો. હવે માત્ર રાજા તરફની ધાસ્તી રહી. રાજાઓનું રીઝવું અને ખીજવું એ ક્ષણ ક્ષણમાં થાય છે. તે રીઝે તો ગાદીપતિ કરે, પણ ખીજે તો ફાંસીએ ચઢાવતાં વિલંબ કરતો નથી, એ આપ નાથ, સારી રીતે જાણો છો. પરંતુ **ખાકન** વજીર ઘણોજ ચતૂર અને સુજ્ઞ હતો. તેણે રાજાના પુછવાની કશી રાહ નહીં જોતાં યોગ્ય પ્રસંગ જોઇ રાજાને જણાવ્યું કે,-"સાહેબ, આપને માટે જે અત્યંત સુંદર શહાણી અને કળાકૌશલ્યમાં પ્રવીણ દાસી ખરીદી લાવવાનું મેં આપની પાસે કબુલ કર્યું હતું ખરૂં, તથાપિ તે કામ બજાવવામાં મને ઘણીજ અડચણો

માલુમ પડે છે. કોઈમાં કંઈ ખામી અને કોઈમાં કંઇ ખામી જણાયા વિના રહેતી નથી. મનપસંદગી પ્રમાણે દાસી કોઇ જગ્યાએથી મળી આવતી નથી અને જલદીથી મળી આવવાનો સંભવ પણ રહ્યો નથી. વળી આપના કાન મારા કોઇ દ્વેષીલાઓ ભંભેરશે તેથી કદાચ ફજેતી થશે એવી ધાસ્તીથી સદા ભયભિત રહેવું પડે છે." આ પ્રમાણે અનેક વચનો બોલી **ખાકન** વજીરે રાજાના મનમાંથી દાસી ખરીદ કરવાની વાત કહાડી નાખી. તેના પ્રતિપક્ષી **સાઉઇ**ના કાનપર **લાવણ્યવતિ**ની હકીકત આવી હતી ખરી, પરંતુ **ખાકન** ઉપર રાજાની ઘણીજ કૃપા હોવાથી તે વિરૂદ્ધ કંઈપણ કહેવાની તેની હીંમત ચાલી નહીં.

એ પ્રમાણે વાત બન્યાને એક વરશ વીતી ગયું અને તે પોતાની ઇચ્છા પ્રમાણે ગુપ્ત રહ્યાથી **ખાકન**ને અતી હર્ષ ઉપજ્યો. વખત પાણીના રેલા માફક વહી જતો હતો ને આનંદમાં દિવસો નિર્ગમન કરતો હતો. એવામાં એક દહાડો ઘણી ઉતાવળનું કામ આવવાથી તેને અર્ધે સ્નાને લાગલાજ ઉઠી શરીર લુછયા વિના બહાર જવું પડયું. તેથી **ખાકન**ને પવન લાગવાથી ટાઢીયા તાવનો ઉપદ્રવ લાગુ પડયો અને ઘણા દહાડા બિછાનાની સેવા કરવી પડી. ઔષધોપચાર ઘણા ઘણા પ્રકારના કર્યા છતાં રોગ દીવસો દિવસ વધતો ચાલ્યો. પિતાશ્રીની માંદગીમાં **નૂરૂદ્દીન** અહોરાત્ર તેમની પાસે બેસી રહેતો હતો અને ઉત્તમ પ્રકારે સેવા ચાકરી કરતો હતો. આખરે કશો ઇલાજ રહ્યો નહીં અને હવે આપણે થોડા દહાડાના આ ક્ષણિક જગતના વાસી છીએ એવું જ્યારે **ખાકન** પ્રધાનના જાણવામાં આવ્યું ત્યારે તેણે **નૂરૂદ્દીન**ને કહ્યું; "બેટા, પરમેશ્વરે મને પુષ્કળ દોલત, અધિકાર, પુત્રપરિવાર વગેરે આપી સંતોષીત કર્યો છે અને મેં તે તમામ વસ્તુનો કેવો ઉપયોગ કર્યો છે તે મહાન પરમેશ્વર સારી રીતે સમજે છે. પરંતુ દીકરા, તું એટલુંજ મનમાં લાવ કે મારી પાસે આટલી સંપત્તિ અને અધિકાર છતાં તે આ મરણ અવસરે કેવળ મિથ્યા છે. મૃત્યુના સપાટામાંથી છોડવવાને, અધિકાર, સંપત્તિ કે સંતતિ તમામ દુર્બલ છે. અને એટલાજપરથી આ લોકના ઐશ્વર્યની મહત્તા કેટલી છે તે તું સારી રીતે લક્ષમાં રાખ. જગત ક્ષણિક છે, માયા દુઃખદાઇ છે, એ જગત તથા માયામાં લુબ્ધ થયેલો પ્રાણી સુખ એ શી વસ્તુ છે તે સમજી શકતો નથી—જાણી શકતો નથી, નિત્ય ને અનિત્ય એવા બે ભેદ પડી ચુકયા છે, માટે નિત્ય સુખનેજ ભજવું—તેજ રસ્તે મુક્તિ મેળવવા પ્રયત્ન કરવો. માત્ર કરેલાં ઉત્તમ કર્મો આપણા સાથે આવે છે.

મેળવેલી સુકીર્તિ, હરકોઇ માણસના મુખમાંથી અતી પ્રેમ પૂર્વક આપણું ગુણગાન કરાવે છે. માટે હંમેશાં રૂડાં પારમાર્થિક કાર્યો કરવાને માણસોએ મથવું જોઇએ. તારા પ્રત્યે મારૂં છેવટનું બોલવું એટલુંજ છે કે **લાવણ્યવતિને** માટે તેં જે પ્રતિજ્ઞા મારી પાસે લીધી છે તે પુનઃ મારી પાસે આ અંત્યાવસ્થાને ટાંણે ફરીથી એકવાર બોલી બતાવ; કારણ તેવા શબ્દો તારા મ્હોંમાંથી સાંભળી પછીજ અતિ સુખ સમાધાનથી સત્‌ગતિ પામું." એ છેવટનું વાકય બોલીને **ખાકન** વજીર પરમેશ્વરની હજુરમાં જઇ પહોંચ્યો–તે મૃત્યુ પામ્યો.

આ ચતૂર, પરોપકારી અને લોકપ્રિય વજીર મરવાથી તેના કુટુંબમાં તો શું, પરંતુ આખા દરબારગઢમાં અને શેહેર આખામાં અતિ શોક ઉપજ્યો. પોતાનો શહાણો, મેહેનતુ અને પ્રમાણિક વજીર મરણ પામવાથી રાજાને બહુજ માઠું લાગ્યું. વજીર **ખાકનના** પ્રેતની ભૂમિદાહ ક્રીયા વખતે એટલા તો લોકો એકઠા થયા કે બીજા કોઈ પણ પ્રતિષ્ઠિત માણસના લૌકીકે કદી પણ એટલું માણસ એકઠું થયું નહોતું.

આ પ્રસંગે **નૂરૂદ્દીને** અપાર શોક કર્યો. પિતાજીની પાછળ પુન્ય–દાન ધર્મ કરવાને તેણે કશી મણા રાખી નહીં. કેટલાક દહાડા એકાંતમાં બેસી **નૂરૂદ્દીને** પિતાના શોકાર્થે ઇશ્વર સ્તવન કરતો કરતો કાળક્રમણ કર્યો અને તેટલા વખતમાં તે કોઇ પણ માણસની મુલાકાત લેતો નહોતો; તથાપિ એક દહાડો ઘણાજ અગત્યના કારણને લીધે પોતાના એક પરમ પ્રિય મિત્રની મુલાકાત લેવાની તેને ફરજ પડી. તે વખતે તેના મિત્રે ઘણાઘણા પ્રકારે તેના મનનું સમાધાન કર્યું અને શોક કમી થવાની યુક્તિથી બોલેલું તે કદાચ લક્ષ આપી સાંભળશે એવી આશાથી તેનો તે મિત્ર વધારે કહેવા લાગ્યો,–"સુમિત્ર! પુત્ર ધર્મ પ્રમાણે તથા લોક રીવાજ પ્રમાણે જેટલો શોક કરવો જોઇયે તેટલો કે તેથી પણ તું વધારે શોક કરી ચુકયો છે; માટે તે કમી કરીને લોકોમાં હવે તારે ભેળાવું જોઇએ. મિત્ર ભાઇ બંધોની મુલાકાત લેવી, તેઓની સાથે સંભાષણ કરવું તથા પોતાની ખાનદાનીને શોભે તેવા પ્રકારનું વર્તન આદરવાની હવે ઘણી આવશ્યકતા છે. પિતાના ગુજરવાથી તેં આજ સુધી જે શોક કર્યો છે તે પુત્ર ધર્મને તથા લોક રીવાજને અનુસરતું થયું છે. તે પ્રમાણે જો ન કર્યું હોત તો તારાપર નિષ્ઠુરપણાનો દોષ આવ્યા વિના રહેત નહીં. પરંતુ પિતૃભક્તિમાં જે કૃત્યની જરૂર છે તે બજાવી રીતિ પ્રમાણે આનંદ તથા સમાધાનથી રહેવું એ

આપણો ધર્મ છે માટે હવે શોક કરવાનો તજી દઇ અગાઉની પેઠે ઉત્સાહ તારે અવશ્ય ધારણ કરવો જોઈયે."

આ ઉપદેશ **નૂરૂદ્દીન**ને પસંદ પડવાથી તે પ્રમાણે વર્તવાનું તેણે લાગલુંજ કબુલ કર્યું. અને તે પ્રમાણે જો સર્વ બાબતમાં તેના તે ભલા મિત્રની સલાહ પ્રમાણે વર્ત્યો હોત તો હવે પછી તેને જે સંકટ ભોગવવું પડયું તે પડત નહીં. મનુષ્યવૃત્તિ સદાજ ચલિત છે, તેમાં "એક જુવાનિ, દુસરા ધન પલ્લે, સાહેબ કરે તો સિધા ચલ્લે;" તેમ જુવાનિ તપાસવી ઘણી મુશ્કેલ છે. તે દહાડે જ્યારે ઉપદેશ આપી તેનો મિત્ર જવા લાગ્યો ત્યારે **નૂરૂદ્દીને** તેને કહ્યું,-"આવતી કાલે બે ચાર બીજા મિત્રોને સાથે લઇ તમે જરૂર મારે ત્યાં જમવા આવજો." આગળ જતાં **નૂરૂદ્દીનને** છેલછબીલા દસ સ્નેહીઓ મળ્યા અને તે પોતાનો સઘળો વખત ખાવા પિવા તથા મોજમજા ભોગવવામાં ગુમાવવા લાગ્યો; અને તે મિત્રોને ઉપરા ઉપરી-કોઇને પોષાક, કોઇને અલંકાર અને કોઇને બીજી કંઇ વસ્તુ એમ બક્ષીસ આપવા લાગ્યો.

કયારેક કયારેક વધારે રંગમાં આવતો ત્યારે **લાવણ્યવતિ**ને પોતાના મિત્રમંડળમાં બોલાવી ગાવા બજાવવાનું ફરમાવતો હતો અને તેણી તેના હુકમનો સ્વીકાર કરતી હતી. પરંતુ એ મિત્રમંડળ પોતપોતાને ઘેર ગયા પછી એકાંતમાં પોતાને જેવું લાગતું તેવું સ્પષ્ટ રીતે કહી સંભળાવી પ્રાણપતિના કાનના પડદા ખોલવાને કદીપણ તેણી પછાત પડતી નહોતી. તે કહેતી કે, "પ્રાણનાથ, તમારા વડીલોએ તમારે માટે મેળવી રાખેલું દ્રવ્ય પુષ્કળ હશે તે બાબત મને કશો સંશય નથી. પરંતુ જામદાર ખાનામાં ગમે તેટલું દ્રવ્ય હશે તોપણ હાલની રીત પ્રમાણે તે ખરચાયાથી જલદીજ તેનું તળીયું દેખાયા વિના રહેશે નહીં-જરૂર એ ખજાનો જલદીથી ખાલી થશે. કોઈ કોઇ દહાડો મિત્રમંડળને બોલાવી ગમ્મત મેળવવી તેમાં કશું ગેરવાજબી નથી, પરંતુ હમેશાં પોહોળે હાથે ઉડાઉપણે વર્તવું એ કેવળ આપણો વિનાશ કરવા સરીખું છે. માટે ઉડાઉપણાને તજી તમારા પિતાશ્રીના ગુણોનું અનુકરણ કરવું-કે જેથી તમો સારો ઓદ્ધો મેળવી ચઢતીને પામશો-સુખી થશો અને સુકીર્તિ મેળવશો. હું કેવળ આપની દાસી છું, આપને ઉપદેશ આપવાનો મારો અધિકાર નથી. અલ્પમતિની હું જે કંઇ કહું છું તેપર ક્રોધ કરશો નહિ, "શ્રીમતિ પાહાનીએ!" તેમ કદી યોગ્યતા કરતાં વધારે બોલાય તો ક્ષમા કરશો તથાપિ હું તમારી



'જા કહે કે શેઠ ઘરમાં નથી.' પૃ. ૮૫.

અર્ધાંગના છું,સુખ દુઃખની ભાગીએણ છું,તેથી જે યોગ્ય લાગે છે તે કહું છું. તથાપિ સ્વામિભક્તિથી હું કદીપણ વિમૂખ થાઉં તેવી એ ઇમાની ધારતા નહિ. મને આપને માટે ઘણું લાગી આવે છે અને તેથી બોલ્યા વિના બિલકુલ રહી શકાતું નથી. અને આશા રાખું છું કે તેને માટે આપ મુદ્દલ મનમાં માઠું લાવતા નહી."

**લાવણ્યવતિ**નું આ સઘળું બોલવું સાંભળીને **નૂરૂદ્દીને** હસ્યા કીધું;અને તેને કહેવું હતું તેટલું કહી રહ્યા બાદ તે બોલ્યો; "હે મોહના, હાસ્યવિનોદ શિવાય બીજી કંઇ વાતજ ન કર. મારા બાપના વખતમાં મને સદા કબજામાં રાખતા હતા કે તેથી હવે તો જે સ્વતંત્રતા મળી છે તેમાં હમેશ ખુબ મોજમઝા મારી લેવી છે; કે જેને માટે તેમના મરણ અગાઉ મારે નિશ્વાસ નાખી બેસી રહેવું પડતું. તું કહે છે તેવા વિચારશીલ અને નૈયામિક થવાને હજી ઘણાએ દહાડા છે. મારા જેવડાએ તો જીંદગીમાં મોજ શોખજ ભોગવવો જોઇએ. મેં કયાં હજી સંસારનો લહાવો લીધો છે કે તું મને શ્હાણો થવા સૂચવે છે ?"

એ કરતાં પણ **નૂરૂદ્દીન**નો વિનાશ થવાનું મ્હોટું કારણ એ હતું કે તેને પોતાના કીલીદાર સાથે હીસાબ સમજવામાં આળસ ઘણું હતું, કેમકે જ્યારે જ્યારે તે હીસાબનો આંકડો લાવે ત્યારે ત્યારે જોયા વગરજ પાછો આપી દેતો. અને કહેતો કે, "જા, જા, તારા પ્રમાણીકપણાપર પુર વિશ્વાસ છે, ફક્ત મારા મિત્રોને સારી રીતે નાચરંગ કરાવજેની !"

એ પ્રસંગે તે જવાબ દેતો, "સાહેબ, આપ તો માલીક છો ને હું તો માત્ર આપનો સેવક છું; તે છતાં પણ આપણામાં કહેવત છે તેપર જરા લક્ષ આપો તો વધારે સારૂં: કે "નીતિએ નારાયણ વસે ને અનીતિએ કુતરા ભસે." જેની પાસે હોય થોડું ને ખરચે ઘણું તે અંતે જતાં કંગાલ થાય. સારૂં સારૂં ખાધાથી તો તમો ધરાતા નથી, પણ તમારે તો બન્ને હાથે પુંજી ઉડાવી દેવી છે—અને મોટા પર્વત જેટલા ઢગલા તમારી ત્રીજોરીમાં હોત તો તે પણ હું તો ધારૂંછ કે તમારે બસ થતે નહીં."

એટલું છતાં પણ તેને **નૂરૂદ્દીન** હાંકી કાઢતો ને કહેતો કે "જાઓ, ડાહાપણ રહેવા દો, અમારે નથી જોઇતું. સારૂં સારૂં ખાનપાન પુરૂં પાડયા કર, અને બીજી પંચાત છોડી દે."

હવે **નૂરૂદ્દીન**ના મિત્રો તો શેઠનાજ પરોણા થઇ પડયા, અને આવા સરળ સ્વભાવનો લાભ લેવાને ચુકેજ શું કરવા ? તેઓ ઘણાજ અયોગ્ય

આચરણોને માટે વખાણી વખાણીને સાતમે આસમાને પોંચાડતા. તેમાં પણ એની જે જે વસ્તુ હોય તેનાં તો વિશેષે કરી વખાણ કરતા, કેમકે એમ કીધાથી તેમની મતલબ સંધાતી. તે માંહેલો એક કહેશે, "સાહેબ, ફલાણે ઠેકાણે આપણો બંગલો છે કેની? ત્યાંથી હું એક દહાડો આવતો હતો, તે એવો તો ભપકાદાર હતો અને તેમાં સરંજામ પણ એવો શોભાયમાન હતો કે હું ધારૂંછું કે તમારા જેવો બંગલો તો ભાગ્યે કોઇનો હોય! અરે, તેની વાડી તો જાણે પ્રથ્વીપર સ્વર્ગની તુલના કરવા જેવી છે." એ સાંભળી **નરૂદ્દીન** કહે, "આહા! તમને તે ગમ્યો તેથી હું બહુ ખુશ છું. કંઈપણ બોલોના, લાવો કાગળ, કલમ, ને દવાત એ આપની સેવામાંજ મૂકું છું. જાઓ હું આપને એમજ આપું છું." એના ઘર, એના હમામ ખાના, એના માળાઓ (ભાડા ખાવાના) જેની દર વર્ષે ઘણીક ઉપજ થતી હતી તેના પણ કોઇ વખાણ કરે કે તુરત આપી દે. **લાવણ્ય-વતિ** પોતે પોતાનું કેટલું નુકસાન કરે છે તેને માટે બબડાટ કર્યા વગર રહેતી નહીં, તેની વાત સાંભળવાને બદલે પોતાનું ઉડાઉપણું ચલાવ્યાજ કીધું; કંઇ બહાને કંઇ ને કંઇ બાહાને કંઈ લક્ષમાં લેવાને બદલે જે રહ્યું તે ઉડાવી દીધું.

સો વાતની એક વાત એજ કે આખા વરસ પર્યંત ખાવું પીવું ને મઝા મારવા શિવાય **નૂરૂદ્દીને** બીજું કંઇ કીધું નહીં; એણે એના પૂર્વજોએ મહા-મેહેનતથી અને ડાહ્યા વજીરે કરકસરથી સંઘરી રાખેલી દોલત બને તેવા સખી દીલથી ઉડાવી અને તફરકે કરી નાખી.

એક વર્ષ તો હજી હમણાજ પુરૂં થયું ને એટલામાં તે એક દિવસ પોતાના મિત્રોને લઇને એકલો ભોજન કરવા બેઠો હતો અને વધારે સ્વછંદપણે લેહેજત લેવાય માટે ગુલામોને પણ બહાર કાઢી મુકયા હતા. તેવામાં તેજ દિવાનખાનાનું બારણું ઠોકતો કોઇક એકદમ આવ્યો.

તેનો એક મિત્ર ઉઠવા જતો હતો, પણ તેની આગમજ **નૂરૂદ્દીન** પોતેજ બારણા આગળ જઈ પહોંચ્યો ને બારણું ઉઘાડયું. જોયું તો પોતાનો કીલીદાર આવ્યો છે. શું કામ આવ્યો તે જાણવા માટે **નૂરૂદ્દીન** જરા બહાર નીકળી ઉભો, અને બારણું અડધું પડધું દઈ રાખ્યું.

હવે જે મિત્ર બારણું ઉઘાડવાને ઉઠયો હતો, તેણે જોયું કે કીલીદાર આવ્યો છે, અને એ **નૂરૂદ્દીનને** શું કહેવા આવ્યો હશે, તે જાણવાની જીજ્ઞાસાથી બારણા આગળના પડદાની ઓથે ઉભો રહ્યો, અને કીલીદાર

તથા શેઠની સઘળી વાતચીત સ્પષ્ટ સાંભળી લીધી. ફીલીદારે શેઠને કહ્યું, "સાહેબ, આવી મજામાં આવીને મેં ખલેલ કીધી તેને માટે આપની પાસે હજાર વાર માફી માંગું છું. પણ મારે જે જણાવવું છે તે ઘણુંજ અગત્યનું છે, અને તે તમને જણાવવું એ મારી ફરજ છે. સાહેબ મારો હીસાબ ચુકાવવા આવ્યો છું, અને એટલું કહેવા આવ્યો છું કે જે જે આગળથી ધારતો આવ્યો છું, અને જેને માટે તમને હમેશ ચેતવણી આપતો આવ્યો છું તેજ આખરે થયું છે. આપના ખરચને માટે જે જે નાણા મને દીધાં હતાં તેમાંથી હવે મારી પાસે એક પૈ બચી નથી—તમારાં સોંપેલાં નાણા ખલાસ થઇ ગયાં છે. ખેડુતો અને જેની જેની પાસે ભાડાં લેહેણાં છે તેઓથી તો માલમ પડે છે કે જે મીલકત તમારી હતી તે તમે બીજાના નામની કીધી છે. અને હવે તમારે હીસાબે તેમની પાસેથી કુંઇ મળી શકે તેમ નથી. આ રહ્યાં મારાં દફતર, ધ્યાનમાં આવે તો તપાસી લો, અને જો આપને મને નોકરીમાં રાખવોજ હોય તો પૈસા લાવો; નહીં તો રજા આપો." આ સાંભળી **નૂરૂદ્દીનને** એટલું ખેદાશ્ચર્ય લાગ્યું કે કંઇ બોલ્યોજ નહીં.

જે મિત્ર આ બધો વખત સુધી સાંભળ્યાજ કરતો હતો અને જેણે ફીલીદારનો શબ્દેશબ્દ સાંભળ્યો હતો તે, પાછો પોતાની જગ્યાપર આવી બેઠો, ને જે સાંભળ્યું હતું તે સઘળા સાથીઓને કહી સંભળાવ્યું. તેણે કહ્યું, "ભાઇઓ, આથી સાવચેત રહેવું એ તમારૂં કામ છે; મારા પોતાને માટે પુછશો તો કહુંછું કે આજથી **નૂરૂદ્દીનને** છેલ્લી સલામ કરી હું વિદાય થઇશ. હવે એ દીવાલિયા સાથે સંબંધ રાખવાથી શો લાભ છે? જે વિત્ત હતું તે તો ચુસી લીધું છે. એ તો હવે ખોખું છે, માટે એનો સથવારો સારો નહિ-પ્રવાસમાં અટવાઇ જઇશું." બીજાઓએ કહ્યું,—"જ્યારે એટલું બધું થઇ ગયું છે ત્યારે જેમ તારે અહીં કંઈ પ્રયોજન નથી રહ્યું, તો હમારેપણ શું છે? અને હવે પછી આપણા મેલાપથી એને હેરાન નહી કરશું."

**નૂરૂદ્દીન** પણ તુરત પાછો પોતાને સ્થાનકે આવી બેઠો. અને પોતાના પરોણાઓને હસમુખો દેખાવા ઘણુંએ કીધું તોપણ પોતાની ચિંતા છુપાવી શકયો નહીં. અને જે તેઓએ આગળથી સાંભળ્યું હતું તે આથી સાબીત થયું. એ પાછો આવીને બેઠો નહીં એટલામાં એક મિત્ર તો ઉઠીને ઉભો થયો ને કેહેવા લાગ્યો,—"અવશ્યના કામસર મારાથી ઝાઝીવાર

બેસી રહેવાય તેવું નથી, માટે વેહેલા ચાલ્યા જવાના અવિવેક માટે આપની ક્ષમા માગું છું." **નૂરૂદ્દીને** પુછયું, "એવું તે શું અવશ્યનું કામ છે કે વેહેલા જવું પડે છે?" તેણે કહ્યું,-"મેહેરબાન, મારી વહુનું શરીર ઠીક નથી. અને તેને કેમ છે તેની ખબર લેવા જવાને મેં વચન આપ્યું છે." એટલું કહી નીચો વળી સલામ કરી ચાલતો થયો. પછી એક મીનીટે કંઇ બીજું નિમિત કાઢી બીજાએ રજા લીધી. બાકીના બીજા પણ એક પછી એક તાલમેલ કરી સટકી ગયા, છેવટે જે દશમિત્રોની મંડળી **નૂરૂદ્દીનને** ત્યાં ભરાઇ રહેતી હતી તે માંહેલો ત્યાં એકે જણાયો નહીં.

તે લોકો ફરીથી નજ મળવું એવો સંપ સંપ્યા છે, એવો કંઇજ શક **નૂરૂદ્દીનને** આવ્યો નહીં. એતો તેમના ગયા પછી, **લાવણ્યવતિના** ઓરડામાં ગયો, અને કીલીદારે જેજે કહ્યું હતું તે કહી સંભળાવ્યું, તથા પોતાનાં કાર્યની આવી અવદશા જોઇ ફીકરમંદ જણાયો. **લાવણ્યવતિ**એ કહ્યું; "નાથજી, મારે કહેવુંજ જોઇએ કે આપ મારી વાતતો સાંભળતા હતા કયાં? અને જેમ ધ્યાનમાં આવ્યું તેમ કર્યાં ગયા; ત્યારે હવે જુઓછો કે કેવાં માઠાં પરિણામ થયાં છે! હવે મને જણાય છે કે તમો કેવા છેવટે દુખી થશો! હું અગમ સૂચના કરતી તે ખરીજ પડી છે. મને તો ભારે સંતાપ થાયછ કે હજી પણ તમે જોતા નથી કે કેવા બુરામાં બુરા હાલ થશે! જ્યારે જ્યારે હીમત ધરી ઠપકો દઉં ત્યારે તમે તો કહેતા હતાની, કે મઝાતો મારી લેવાદે, લક્ષ્મીજી જ્યારે પ્રસન્ન છે ત્યારે તો જે તક મળે તે સુધારી લેવી; પણ હું તો ધારૂંછ કે સાક્ષાત લક્ષ્મી પણ હમેશ એટલી ઉદાર નહીં રહેતી હોય. મારે તમને ઠપકો દેવોજ જોઈએ કે લક્ષ્મીની પ્રાપ્તિ આપણાજ હાથમાં છે-પણ તે કયારે? સારી રીતે કરકસરથી ખરચીએ ત્યારે-તમે મારૂં સાભળ્યુંજ નહીં, ત્યારે મુંગે મોંહોડે મરજી ઉપરાંત ચુપ રહેવું પડયું ને જેમ તમારી ધ્યાનમાં આવે તેમ ચાલવા દેવા એમ ધારી મન માર્યું."

"તારી શિખામણ પ્રમાણે ન ચાલ્યો તેને માટે," **નૂરૂદ્દીને** કહ્યું, "મારે કબુલ કરવું જોઇએ કે મેં ઘણી મોટી ભૂલ કીધી છે. મેં મારી પુંજી ઉડાવી દીધી છે એ વાત ખરી-પણ તે કયાં? મારા ઇષ્ટ મિત્ર મંડળમાં! કે જેને હું ઘણા દહાડા થયા ઓલખું છું અને જેને માટે મારી ખાતરી છે કે તેઓ ઘણા ઉદાર અને ઉપકારી છે. અને તેઓ મને દુઃખમાં તજે તેવા નથી." **લાવણ્યવતિ**એ જવાબ દીધો, "સાહેબ!

જો તમારા મિત્રના ઉપકાર ઉપરજ આશા બાંધતા હો તો તો જાણજો કે તમારૂં કાર્ય અસાધ્ય છે–આશાહીન છે–કારણ કે એ આશા તમારી પાયા વગરની છે એમજ તમે માનજો. નહીં તો વખત આવે આપોઆપ કબુલ કરવું પડશે. કયા મિત્રો એવા નિવડયા છે કે જેઓએ હરેક પ્રસંગે મિત્રના સુખમાં સુખ ને દુઃખમાં દુઃખ ભોગવીને ઇશ્વરને પ્રસન્ન રાખ્યા છે? કોઈ વિરલો–જવલ્લે મળી આવે છે. તમારા મિત્રો ઘણા લંપટ, દુરાચારી ને અયોગ્ય છે, તેઓ કદિપણ નિર્મળ મનવાળા નથી એ સત્ય કરી માનજો."

આ બોલવું ઘણું વસમું લાગ્યું, પણ ખામોસ ખાઇને તે થોડી પળ અબોલ રહ્યો. પણ થોડીવારે તે બોલ્યો,–"હે મોહના, મારા મિત્રની ઉદારતા માટે મારૂં ઉચ્ચું મત છે. આવતી કાલે તેઓના અત્રે આવવાના વખત પેહેલાં હું બધાને ઘેર જઇને મળી આવીશ. અને તું જોશે કે કેવી મોહોટી રકમ લઇને પાછો ફરૂં છું. તારી ખાત્રી થશે કે તેઓ કેવા મદદ કરે છે. હવે મારી રીતભાત બદલી નાખીશ, અને તેઓ જે રકમ આપશે તે વતી કંઈ ધંધો રોજગાર ચલાવીશ."

બીજે દહાડે **નૂરૂદ્દીને** પોતાના દશે મિત્રોની મુલાકાત લીધી. કેમકે તેઓ બધા તેજ મોહોલામાં રહેતા હતા. તે સર્વેમાં જે ઘણો શ્રીમંત હતો તેને ત્યાં પેહેલાં જઇ બારણું ઠોકયું–એક ગુલામ બારણા આગળ આવી ઉઘાડયા પેહેલાં પુછવા લાગ્યો કે "ભાઈ તમે કોણ છો?" તેણે ગુલામને જવાબ દીધો, "તારા શેઠને જઇને કહે કે વજીર **ખાકનનો** પુત્ર **નૂરૂદ્દીન** છે." ગુલામે બારણું ઉઘાડયું અને એક દીવાનખાનામાં બેસવાનું કહી પોતે પોતાના શેઠ પાસે અંદર ઓરડામાં ગયો અને ત્યાં જઇને બોલ્યો,–"સાહેબ **નૂરૂદ્દીન** આપને મળવાને આવ્યા છે." **નૂરૂદ્દીનનું** નામ સાંભળતાં તિરસ્કારથી ઘાંટો પાડી શેઠ (**નૂરૂદ્દીનનો** મિત્ર) બોલ્યો,–"**નૂરૂદ્દીન**!! ? (જે એણે સાંભળ્યું પણ હશે) જા કહે કે શેઠ ઘરમાં નથી. ને ફરી પાછો આવે ત્યારે પણ એજ જવાબ આપજે." ગુલામે પાછા આવી ઓશિયાળે મ્હોંડે કહ્યું,–"મેં ધાર્યું કે મારા શેઠ ઘરમાં છે, પણ એમાં મારી ભુલ થઈ છે. તેઓ ઘરમાં નથી."

**નૂરૂદ્દીન** વ્યગ્ર ચિતે ત્યાંથી ચાલી નીકળ્યો ને ગુસ્સામાં બોલ્યો,–"અરેરે નીચ, કૃતઘ્ની દુષ્ટો, હજી કાલ સવારે તો પ્રતિજ્ઞા કરી બોલતા હતા કે અમો તારા દિલોજાન મિત્ર છીએ–અમે તારા સુખદુઃખના ભાગીદાર

છીએ; તેજ ભાઇબંધો આજે મારી જોડે આમ વર્ત્તે છે? મારાં નસીબ ફુટેલાં ત્યાં ઈલાજ શો?" ત્યાંથી બીજાને ત્યાં ગયો, તેણે પણ પોતાના ગુલામ જોડે કહાવી મોકલ્યું કે બહાર ગયા છે! ત્રીજે ઠેકાણેથી પણ તેવોજ જવાબ મળ્યો. અને ટુંકમાં કહીએ તો સઘળા ઘરમાં હતા પણ બધાઓનેજ **નૂરૂદ્દીન**ની મુલાકાત કડવી ઝેર જેવી થઇ પડી.

**નૂરૂદ્દીન** હવે મન સાથે એકાગ્રચિત્તે વિચાર કરવા લાગ્યો કે જે મિત્રોનાં સંપત્તિની વખતે સારી પેઠે ઘર ભરતો હતો, અનેક અનેક ઉપકારનો વરસાદ વરસાવતો હતો ત્યારે એ જુઠા મિત્રો મિત્રગાંઠની નિશ્ચળતા માટે કેવાં કેવાં દ્રઢ વચનો કહેતા હતા અને તે ઉપર ભરોસો રાખવામાં મેં કેટલી મુરખાઇ વાપરી છે? મારા જેવા ધનવાનનો એક ફળદ્રુપ ઝાડ, સાથે મુકાબલો કરાય; કેમકે જ્યાં સુધી તેની ડાળપર એક પણ ફળ રહેશે ત્યાં સુધી લોકો તેની નીચે ભેગા થઇ ટોળે મળીને સઘળું ઝુંડી લીધા પછીજ બીજા ઝાડતરફ જશે. એ રીતે બહાર હતો ત્યાં સુધી તો **નૂરૂદ્દીને** પોતાના શેશને દબાવી રાખ્યો, પણ ઘેર આવીને સામટોજ પોકળશ્રાધ કરવા મંડયો–તે એટલે સુધી કે **લાવણ્યવતિને** પણ તેની જાણ પડી.

**લાવણ્યવતિ**એ એને આટલો બધો ચિંતામાં ગર્ક થયલો જોઇ ધાર્યું કે પોતે આશા રાખતા હતા તે મુજબ કોઇ મિત્રે મદદ કરેલી નહીં હશે. તે બોલી,–"કેમ નાથ, હું જે કેહતી હતી તેની હવે ખાત્રી થઇ કે તે ખરૂંજ હતું?" પેલાએ જવાબ વાળ્યો,–"પ્રિયે, તું ખરેખરીજ ભવિષ્યવાદિની છે; કેમકે એ મિત્રો પૈકી કોઇ મને બોલાવતું નથી, મળતું નથી, કે મારી સાથે બોલતું પણ નથી. જે લોકના ઉપર મેં આટલા આટલા ઉપકાર કીધા, જેને માટે મારી દોલત ખરચી નાખી તેઓ કૃતઘ્નિ બની મારો આવો અનાદર કરશે એવું કોણ ધારી શકે?! હું તો વ્યગ્ર ચિત્તનો થઇ ગયો છું. આવી દુઃખી અને નિરાશ સ્થિતિમાં મને ધાસ્તી લાગે છે કે તારી ડાહાપણ ભરેલી સલાહ જો તું નહીં આપશે તો અનર્થ ગુજરવાવિના રહેશે નહી." **લાવણ્યવતિ**એ જવાબ દીધો,–"મહારાજ, તમારી વિપત્તિમાં સઘળા ગુલામોને તથા સરસામાન વેચી નાખી તેના જે પૈસા આવે તે ઉપર જ્યાં સુધી ઇશ્વર તમારી આ આપ્તમાંથી બચવાનો કંઇ ઉપાય બતાવે નહીં, ત્યાં સુધી નિર્વાહ કરવો; તે શિવાય બીજી કંઇ સલાહ આપી શકતી નથી."

આ યોજના પ્રમાણે ચાલવાને **નૂરૂદ્દીન**નું મન કહ્યું કરતું ન્હોતું. પણ

એવી તંગીમાં આવી પડયો હતો કે કશું વળે તેમ નહોતું? પેહેલા તો એણે પોતાના ગુલામોજ વેચી નાખ્યા, કેમકે આવી સ્થીતિમાં એમનું પેટ પણ ભરવું ગજા કરતાં ભારે પડે. તે પૈસા વડે થોડા દહાડા ગુજારો કીધો અને તે પૈસા પુરા થયા ત્યારે પોતાનો સામાન બજારમાં વેચવા મુકી દીધો. તેમાં કેટલીક તો મહા મુલ્યવાન ચીજો હતી. તથાપિ રૂપીઆના માલના આઠ આના હાથ આવ્યા; આ પૈસા ઉપર વળી ઘણાક દહાડા ગુજરાન ચલાવ્યું, આમ કરતાં કરતાં સઘળું ખુટી ગયું ત્યારે તે **લાવણ્યવતિને** ઘણોજ ઉદાસ થઇ કહેવા લાગ્યો,–"અરેરે! હવે એવું કંઈ રહ્યું નથી કે જેના પૈસા ઉપજાવાય."

તે ડાહી સ્ત્રીએ જે જવાબ દીધો તે **નુરૂદ્દીને** થોડોજ વાજબી ધાર્યો. તે બોલી,–"મહારાજ, હું આપની ગુલામ છું ને મને આગલા વજીર–તમારા પિતાએ દશ હજાર સોનામોહોર આપી ખરીદી છે. હું જાણુંછ કે તે વખત કરતાં હમણા મારી કિંમત જરા ઓછી થઇ છે તોપણ હાલ લગભગ તેટલીજ કીંમત ઉપજી શકશે. માટે આપની એટલીજ વિનંતિ કરૂં છું કે બજારમાં લઇ જઈ મને ઉભી રાખો, જ્યાં તમને કોઇ ઓળખતું ન હોય ત્યાંજઇ કહો કે હું વેપારી છું અને તેમ કરી ગુજરાન કરવાની તદબીર કરો. વિપત્તિ, દુ:ખીદિલડે પણ સંતોષથી દુર કરવી જોઈએ."

**નૂરૂદીને** જવાબ દીધો,–"હે પ્રિયે, હે પુજ્ય, ઇરાની તુકમની નાજની! તારા દીલમાં એ વિચાર આવીજ કેમ શકયો? તારી તરફના મારા પ્રેમ ની કોઇ પણ સાબીતી તને મળી નથી કે જેથી આવું નીચ કર્મ હું કરીશ એવો મને ધાર્યો? પણ કબુલ કરીએ કે એવો નીચ દુષ્ટ હોઉં તોપણ મારા પિતા સમક્ષ જે મેં પ્રતિજ્ઞા કીધીછે કે કદી વેચવી નહી, તે તોડી જુઠી પ્રતિજ્ઞાનો ગુનો કરી એ કામ કરી શકું? એ પ્રતિજ્ઞા તોડું તે કરતાં તો જલદી મરતો કેમ નથી? કે જેથી જેને હદ કરતાં વિશેષ ચાહુંછું તેવી સ્ત્રીથી વિખુટા પડવું ન પડે. અને આના જેવા ગેરવાજબી શુકન મૂખમાંથી કાઢયા તે એટલું બતાવે છે કે તારો પ્યાર મારા જેવો નથી."

**લાવણ્યવતિએ** પ્રત્યુત્તર આપ્યો,–"મારી ખાત્રી તો થઇછે કે તમારી પ્રીતિ મારી તરફ તમો જેવી કહોછો તેવીજ બળવાન છે, તોપણ મેં જે પ્રતિજ્ઞા કીધી તે મારી મરજીથી કેટલી વિરૂદ્ધ થઇ કીધી છે તેના જાણનાર નો અંતરજામી ઇશ્વર છે અને તે શાક્ષી પુરશે કે મારી પ્રીતિ આપના જેટલીજ ઉગ્ર છે. અને સઘળાં કારણોને કોરે બેસાડવા માટે મારે આપને યાદ

આપવું જોઈએ કે ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડેછે હું; જેટલા આપને ચાહુંછું તેટલી આપ મને ચાહી શકો તેમ નથી; અને ખાત્રી રાખજો કે ગમે તેવાને ઘેર હું વેચાઇશ તથાપિ તેને ત્યાં રહીને પણ મારી પ્રીતિ તમારી તરફ જેવીને તેવીજ રહેશે. જેવી રીતે મને આશા રહે છે તેવી રીતે જો તમે પાછી ત્યાંથી છોડવી શકશો તો પાછાં ભેળા થવાનો આનંદ પ્રાપ્ત થશેજ. હું કબુલ કરૂંછું કે એ એક પ્રાણઘાતક અને નિર્દય પ્રયોજન આવી પડયું છે, પણ જે દુઃખ આપણુ બન્ને ઉપર આવી પડશે તેમાંથી મોકળા થવાને મને બીજો કોઈ રસ્તો સુજતો નથી."

**લાવણ્યવતિ**એ જે કહ્યું તે કેટલું સત્ય હતું અને લજ્જિતનિર્ધનતા ઢાંકવાનો બીજો ઉપાય પણ નથી તેની ખાત્રી જ્યારે **નૂરૂદ્દીન**ને થઇ ત્યારે તો **લાવણ્યવતિ**ની વિનતિને આધીન થવું પડયું. એ પરથી અવર્ણ્ય ખેદયુક્ત જ્યાં સ્ત્રી ગુલામો વેચાતાં હતાં તે બજારમાં ઉભી રાખી–તે **હાજીહસન** નામના દલાલને પેહેલો મળ્યો. તેણે કહ્યું,–"**હાજીહસન,** મારી પાસે આ એક સ્ત્રી ગુલામ વેચાઉ છે તેના શું દામ મળશે?" **હાજીહસને** **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ**ને એક ઓરડામાં જવા કહ્યું; અને અંદર જઈ **લાવણ્યવતિ**એ પોતાનો બુરખો ઉઘાડયો; તેને જોઈ **હસને** કહ્યું,– "જો હું ભુલતો ન હોઉં તો આ આગલા વજીર–તમારા પિતાએ દશ હજાર સોના મોહોર આપી ખરીદી હતી તેજ છે." **નૂરૂદ્દીને** કહ્યું,–"**હાજી,** તેજ એ છે." અને **હાજીહસન** તેને ભારે કિમતે વેચવાની આશા આપી બોલ્યો, "એની જેમ બને તેમ વધારે કિમ્મત આવે તેમ કરીશ." પછી **હાજીહસન** અને **નૂરૂદ્દીન** ઘરમાંથી બહાર નિકળ્યા અને **લાવણ્યવતિ**ને ઓરડામાંજ રાખીને તાળું માર્યું. થોડીવારે તેઓ વેપારીઓ પાસે ગયા, પણ તે લોકો ગ્રીસ, આફ્રીકા, તારતાર અને બીજા દેશના ગુલામો આવ્યા હતા તે લેવાની માથાફોડમાં હતા તેથી કેટલોક વખત સુધી ત્યાં થોભવું પડયું. વેચાણ પુરૂં થયું અને ઘણાખરા વેપારીઓ પાછા ભેગા થયા ત્યારે તેણે તેમને આનંદયુક્ત ચેહેરે કહ્યું,–"શેઠ સાહેબો! જે જે કંઇ ગોળ હોય તે તે સોપારી નથી હોતાં, અને જે જે કંઇ લાંબું હોય છે તે અંજીર નથી હોતાં. અને રાતું એટલું કંઇ માંસ નથી અને સઘળાં ઇંડાં તાજાં હોતાં નથી; ખરૂં છે કે આખી જીંદગીમાં તમે ઘણાએ ગુલામો લીધા હશે ને જોયા હશે પણ હું જે કહું છું તેવી મનોહર દાસી તમારા જોવામાં કદી આવીજ



‘ આ ક્ષણે તારા આત્માને તારાથી જુદો પાડીશ.’ પૃ ૯૧.

નહી હોય. તે તો અં, દાસ દાસીઓમાં એક મોતીનો દાણો છે. ચાલો મારી સાથે, અને તમે જાતેજ જોઇ લો, તથા માંગણી કરો અને કહો કે શી માંગણીથી મારે બોલવા શરૂ કરવું."

જે ઓરડામાં લાવણ્યવતિને પુરી હતી ત્યાં હાજીહસન અને સઘળા વેપારીઓ આવ્યા. તેઓ તેને જોઇને તેની ખુબસુરતીથી વિસ્મય થયા અને એકે મતે બોલ્યા કે ઓછીમાં ઓછી ચાર હજાર સોનામ્હોરની પેહેલી માંગણીથી શરૂઆત કરવી. વેપારીઓ ઓરડામાંથી બહાર આવ્યા અને મ્હોટે સાદે પોકારવા લાગ્યા કે "એક ઇરાની મનોહર લોંડીની ચાર હજાર સોનામ્હોર—ચાર હજાર સોનામ્હોર!"

હજી કોઈપણ વેપારીએ માંગણી તો કીધીજ નથી, ફક્ત વિચાર કરતા હતા કે કયાં સુધી વધીને લેવી, એટલામાં સાઉઈ આવ્યો. નૂરૂદ્દીનને બજારમાં ઉભેલો જોઇને પોતાના મનમાં કહેવા લાગ્યો કે "નૂરૂદ્દીન હજી પણ પોતાનો સામાન વેચ્યોજ જાય છે! (કેમકે એણે સામાન વેચવા બજારમાં કાઢયો હતો તે તે જાણતો હતો) "સોબત તેવી અસર" એ કહેવત તેના પ્રત્યે ખરી ઠરી છે. ખુદા રાય ને રંક ને રંક ને રાય બનાવે છે. તેનો પિતા એક વખતે મારો પ્રતિપક્ષી હતો—તેનાજ પુત્રના હાલહવાલ મારા જોવામાં આવે છે તથાપિ કોઇપણ પ્રકારે હું તેનું સારૂં જોવાને રાજી નથી." એવો વિચાર કરતો સાઉઇ વજીર જ્યારે કેવળ નજીક આવ્યો ત્યારે હાજી હસને બીજી વખતે બુમ મારી કે "ચાર હજાર સોનામોહર મનોહર ઇરાની દાસીની," તેટલામાં ત્યાં ઘોડો દોડાવતા સાઉઇએ પ્રવેશ કર્યો.

આટલી મ્હોટી કીંમત સાંભળી વજીર સાઉઇએ ધાર્યું કે ગુલામ સ્ત્રી જરૂર અતિઘણી ખુબ સુરત હશે, તેથી જોવાને ઈચ્છાતુર થયો. અને પોતાના ઘોડાને ભીડમાં કાંટા મારતો હાંકી હાજીહસન પાસે ગયો. "બારણું ઉઘાડી મને તે સ્ત્રી ગુલામ જોવા દે." એટલું બોલી સાઉઇએ ડોળા ઘુરકાવ્યા, વેપારીઓએ કોઇપણ ગુલામને જોયો હોય અને તેને માટે માંગણી ચાલતી હોય તો ત્યાર પછી એક અમુક માણસને તેજ બતાવવાનો એ દેશનો રીવાજ ન્હોતો, પણ આ વજીર હોવાથી કોણ તકરાર કરે? હાજીહસનને બારણું ઉઘાડવાની જરૂર પડી; અને તેણે લાવણ્યવતિને આગળ આવવાની ઇશારત કીધી કે જેથી સાઉઇ ઘોડાપર બેઠો બેઠોજ તેને જોઇ શકે.

આવી મનોહર દાસી નિહાળી વજીર ઘણો ચકીત થયો. તેના કર્ણપર

મોહનીમંત્રની અસર થઈ, તેનાં ચક્ષુઓ તેણીમાંજ રમી રહ્યાં. તેના હૃદયમાં અપૂર્વવૃત્તિ ઉત્પન્ન થઇ અને તેથી તે બોલી ઉઠયો; "હાજીહસન ચારહજાર સોનામ્હોરની માગણી થઇ છે કે?" તેણે પ્રત્યુત્તર આપ્યો,–"હા, સાહેબ વેપારીઓએ એ માગણીથી શરૂઆત કરવા માંડી છે, પણ હજી તેઓ વધશે, અને મારે કંઇ કહેવુંજ પડવાનું નથી–તેઓ ઘણા પૈસા આપશે."

"સાઉદએ જવાબ દીધો,–"કોઇ એથી વધારે આપતું ન હોય તો એટલામાં મારી માગણી છે," એમ બોલી વેપારી તરફ કોઇ વધે નહીં માટે આંખની ઈશારત કરી ટગર ટગર જોવા લાગ્યો. એનો સઘળાને એટલો ત્રાસ હતો કે તેઓના હકપર તરાપ મારતાં છતાં પણ કોઇ ચુંકે ચાં કરી શકયું નહીં.

વજીર થોડી વાર સુધી ઉભો થઇ રહ્યો અને જોયું કે કોઈ પોતાથી આગળ વધતું નથી ત્યારે તે હાજીહસનને કહેવા લાગ્યો,–"કેમ શાની ઢીલ છે? વેચનારને પુછી જો અને ચારહજાર સોનામોહરમાં મને આપ, અથવા તો પુછી જો કે તે કંઈ વધારે માગે છે?" સાઉદને અદ્યાપિ સુધી એવી ખબર ન્હોતી કે તે નૂરૂદ્દીનની દાસી છે."

હાજીહસન ઓરડાનું બારણું બંધ કરી નૂરૂદ્દીન સાથે મસલત કરવા ગયો. તેણે કહ્યું,–"સાહેબ, દલગીર છું કે આપના સ્ત્રી ગુલામનું કંઇ વધારે ઉપજતું નથી." નૂરૂદ્દીને પુછયું,–"કેમ એમ?" તેણે જવાબ દીધો,–"કેમ પેહેલાં તો કામ ઠીકઠીક ચાલતું હતું કેમકે એ દાસીને જોઈનેજ સઘળા વેપારીએ પ્રથમથીજ ચાર હજારની માગણી કીધી. અને તે રકમથી મેં સાદ કરવા માંડયો એટલામાં વજીર સાઉદ આવ્યો, અને તેને જોઇને આગળ વધતાં સઘળા વેપારીનાં જાણે મ્હોંજ બંધ થઇ ગયાં, નહીં તો જરૂર તમારા પિતાએ જે મુલ્ય આપ્યું છે, તેટલે સુધી માગણી થયા વિના રહેત નહીં પરંતુ સાઉદ ચાર હજાર સોનામ્હોરથી વધારે નહીં આપે. અને એની આવી નીચ માગણી સંભળાવવા મારી મરજી ઉપરાંત હું તમારી પાસે આવ્યો છું. ખરે એ દાસી જ્યારે તમારીજ છે, અને બધાને ખુલ્લું દેખાય છે કે એની ઘણી કિમ્મત આવશે ત્યારે એટલા માટે વેચી મારવાની હું સલાહ આપતો નથી; વળી સાઉદ વજીર એવો તો નીચ છે કે એમાંથી પણ કડદો કર્યા વગર રહેશે નહીં."

નૂરૂદ્દીને જવાબ દીધો,–"હાજીહસન, તમારી સલાહ માટે હું ઘણો ઉપકાર માનુંછું. એમ ન ધારતા કે મારી દાસીને મારા કુટંબના કોઈ દુશ્મનને ત્યાં વેચી હું રાજી થઇશ. મારે ભીડતો હાલમાં ઘણીએ છે, પણ એને

દુશ્મનના હાથમાં સોંપવા કરતાં ગરીબાઇથી મરવું કબુલ કરીશ. તમો વેચવા સાટવાની તદબીરમાં ઘણા પ્રવીણ છો, માટે મારે આપની પાસે એટલુંજ માગી લેવાનું છે કે કોઇ પણ રીતે એ સાટાનો હાથો ઠોકવો નહીં."

**હાજીહસને** કહ્યું,–"લો સાહેબ, એ તે શી મોટી વાત છે ? તમારે એવું ડોળ બતાવવું કે મારો કંઇ વેચવાનો ઇરાદો ન્હોતો, રાંડપર ચીડવાઇને સપત લીધા કે "ચાલ રાંડ વેચીજ નાંખું છું અને તે સપત પાળવાના હેતુથી ગુસ્સામાંને ગુસ્સામાં વેચવા લાવ્યો છું." એટલું કહી **હાજીહસન** બોલ્યો,–"ચાલો ત્યારે મારી સાથે સાથે આવો, અને હું **સાઉઇને** બતાવવા જાઉં તેવાજ બે ત્રણ તમાચા મારી તમારી દાસીને ઘેર વિદાય કરજો. આથી બધાના મનની સમાપ્તિ થશે ને **સાઉઇથી** કંઇ બોલાશે નહીં." **નૂરૂદ્દીને** કહ્યું–"આપની સલાહને માટે મોહોટી મેહેરબાની થઇ છે, પણ જો જો હું એ પ્રમાણે કરીશ હો !"

**હાજીહસને** ઓરડામાં જઇ **લાવણ્યવતિને** પોતાનો ઈરાદો હતો તે જણાવ્યો કે જેથી પાછળથી તેને કંઇ નવાઇ સરખું ન લાગે. પછી હાથ પકડીને વજીર **સાઉઇની** પાસે લાવીને કહ્યું,–"લ્યો સાહેબ આ દાસી, એ તમારી છે, લઇ જાઓ."

એ શબ્દ **હાજીહસનના** મ્હોંથી બહાર તો પડયા નહીં એટલામાં **નૂરૂદ્દીને લાવણ્યવતિને** હાથ પકડી પાછી ખેંચી લીધી અને એક તમાચો ખેંચી કહાડી તે બોલ્યો,–"અહીં આવ બેવફા, જા ઘેર, જો કે તારો કુસ્વભાવ જોઇને તો તને અહીં લાવ્યો પણ જા દયા કરી હવે નથી વેચતો. હજી મારે તારૂં કામ છે, અને જ્યારે તે પુરૂં થશે ત્યારે જોઇ લઇશ."

**નૂરૂદ્દીનના** આ કૃત્યથી **સાઉઇનો** મીજાજ ગયો; તેનાં ચક્ષુઓ આરક્ત થયાં, સર્વાંગે રોમાંચ ખડાં થયાં અને પછી તો ધ્રુજતો ધ્રુજતો તેને કહેવા લાગ્યો,–"અરે, અભાગ્યા ! શું તું એમ કહેવા માગે છે કે તારી ગુલામડીના પૈસા કરવા નથી ? શું કંઇ બીજુંજ વેચવાનું છે ? બચ્ચા, તારી લુચ્ચાઈ હું સારી રીતે સમજું છું." એટલું બોલી **લાવણ્યવતિને** લઇ જવા માંડી. વજીરે આપેલા અપમાનથી રોષે ભરાઇ, **નૂરૂદ્દીને લાવણ્યવતિનો** હાથ મુકી દીધો અને ઘોડાની લગામ પકડી બે ત્રણ ડગલા પાછળ હઠાવી દીધો. તેણે વજીરને કહ્યું,–"પાપી ચંડાળ, આ ક્ષણે તારા આત્માને તારા શરીરમાંથી જુદો પાડીશ, પણ આ બધા ઉભા છે તેથી જા જવા દઉં છું."

**સાઉદ** બધાનેજ અળખામણો થઇ રહ્યો હતો એટલે **નૂરૂદ્દીને** તેને આટલું અપમાન આપ્યું તેથી સઘળાજ રાજી રાજી થઇ ગયા. વળી કેટલાકે **નૂરૂદ્દીન**ને ઈસારો કર્યો કે "તારે ગમે તેમ ઠોક; વચમાં કોઇ પડનાર નથી."

**સાઉદ**એ **નુરૂદ્દીન**ના હાથમાંથી લગામ મુકાવવા મેહેનત કીધી પણ એ રૂષ્ટપુષ્ટ અને જોરાવર છતાં તેને વળી આગળ પાછળ ઉભેલા લોકોની ઉશ્કેરણી મળી, તેથી વજીરને ઘોડાપરથી ખેંચી પાડયો અને ઠોંસા મારી ધરણીપર ઢોળી નાખ્યો ને પથ્થર સાથે તેનું માથું અફળાઇ લોહી લુહાણ થઇ ગયું. વજીરની સાથે જે ગુલામો હતા તેઓએ પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી હોત પણ લોકોએ વચમાં પડી તેમ થવા ન દીધું. તેઓએ તેમને કહ્યું,–"શું જોતા નથી; એક વજીર છે ત્યારે બીજો વજીરનો પુત્ર છે? લડી મરવા દો, તમારા બાપનું શું જાય છે! કોઇ દહાડો એ તો એકના એક થઈ જશે; માટે તમારે અપજશિયા બનવાની જરૂર શી! જો તમે **નૂરૂદ્દીન**ને મારશો તો તો તમારો શેઠ આવો સમર્થ છે છતાં પણ રાજ્યની સામો જે ગુનો તમો કરશો તેમાંથી બચાવવા સમર્થ થઇ શકશે નહીં."

વજીર **સાઉદ**ને મારવો છોડી દઈ તેને કાદવમાં પડતો મુકી, **લાવણ્યવતિ**નો હાથ પકડી, **નૂરૂદ્દીન** ઘર તરફ ચાલ્યો અને પોતાના કૃત્યને માટે લોકોનું ટોળું પાછળ હુરીઓ હુરીઓ અને વાહ વાહ કરતું તેની પાછળ પડયું.

વજીર **સાઉદ** તો પોતાને જે ઝપાટા પડયા હતા તેથી ક્રુરપણે છોલાઇ ગયો હતોઃ તેને તેના ગુલામોએ મળીને ઉઠાડયો, અને લોહી તથા ધુળમાં ખરડાઇ ગયો હતો તે જોઇ પોતે માનભંગ થઈ ગયો. તે બે ગુલામોની ખાંધે ચડી સઘળા લોકોની સમક્ષ સીધોજ દરબારમાં ગયો, અને કોઇ એને માટે દયા લાવ્યું નહી તેથી વધારે વ્યાકુલ થયો. પછી રાજાના ઓરડા આગળ આવી "ફરીયાદ! ફરીયાદ!" કરી બુમો પાડવા લાગ્યો. રાજાએ તેને અંદર બોલાવી પુછયું,–"કોણે તારૂં આમ અપમાન કીધું અને આટલી દુર્દશાએ પોહોંચાડયો?" **સાઉદ** બોલ્યો,–"માહારાજ, આપની આટલી બધી કૃપા છે અને આપ પોતાની પવિત્ર સભામાં મને બીરાજવા દો છો તેથીજ મારી આવી દુર્દશા થઇ છે." રાજાએ કહ્યું,–"એ બધું ટાયેલું રહેવા દે ને બોલ તને કોણે દુભાવ્યો છે! તેજ બધું માંડીને કહે."

**પછી સાઉઇ** પોતાના લાભમાં જાય એવી રીતે બોલવા લાગ્યો, "મહારાજ, મારે એક રસોઈ કરનારી જોઈતી હતી તેથી હું જ્યાં સ્ત્રી ગુલામો વેચાય છે તે બજારમાં ગયો-હું ત્યાં જઇ પુગ્યો ત્યારે ત્યાં એક ગુલામ સ્ત્રી માટે ચાર હજાર સુનામોહરની માંગણી ચાલતી હતી. મેં તેને મારા મ્હોં આગળ બોલાવી મંગાવી; અને હું ધારૂં છું કે એવી ખુબસુરત સ્ત્રી મેં કદી જોઇ નહીં હશે. મને તેની ખુબસુરતી-તેનું લોકોત્તર લાવણ્ય જોઇ પૂર્ણ સતોષ થયો. મેં પુછ્યું કે એ કોની છે? તપાસ કરતાં માલમ પડયું કે આગલા વજીર **ખાકનનો** પુત્ર **નૂરૂદ્દીન** તેને વેચી નાખે છે.

"આપ સાહેબને યાદ તો હશે કે બે ત્રણ વર્ષ ઉપર આપે તે વજીરને દશ હજાર સોનામોહોર આપી હતી, અને તેટલાની એક ગુલામ સ્ત્રી લેવાનો આપે સખ્ત હુકમ ફરમાવેલો હતો. તે પૈસા ખરેખર આ ગુલામડી માટેજ ખર્ચ કરવામાં આવ્યા હતા. પણ તેને આપની આગળ લાવવાને બદલે પોતાના પુત્રને આપ કરતાં વધારે યોગ્ય ધારી પુત્રનેજ બક્ષીસ કીધી. પોતાના પિતાના મરણ પામ્યા પછી **નૂરૂદ્દીને** પોતાની સઘળી દોલત મરજીમાં આવે તેમ મોજ શોકમાં ઉડાવી દીધી. અને આ સ્ત્રી ગુલામ શિવાય જ્યારે કંઇ રહ્યું નહીં, ત્યારે તેનો પણ ખુડદો કરવો ધારી પોતાને નામે વેચવા કહાડી. મેં એને મારી પાસે બોલાવ્યો અને એના પિતાની જુદાઈ કીંવા ઠગાઇ માટે કશું નહી બોલતાં ઘણીજ સભ્યતાથી મેં એને કહ્યું,-"**નૂરૂદ્દીન** હું જોઉં છું કે આ વેપારીઓએ આ તારી દાસીની ચાર હજાર સોનામોહોરથી માંગણી કીધીછે, અને બેશક ચડશાચડશીમાં તેઓ ઘણી કીમ્મત વધારી દેશે. મને ચાર હજાર સોનામોહર લઇ આપ, હું આપણા રાજાધીરાજ સાહેબને માટે ખરીદવાની ઇચ્છા રાખું છું. આથી રાજા સાહેબની મુલાકત થવાની તને એક રૂડી તક મળશે. અને એમની કૃપા, આ સઘળા વેપારીઓ જે નાણું આપવાને તૈયાર છે તે કરતાં ઘણી કિમતી થઈ પડશે.

"સભ્યતાથી જવાબ દેવાને બદલે તે ઉદ્ધત દુષ્ટે ક્રોધ કરી મારી સામું જોયું, તેની આરક્ત-ખુની સરખી આંખો ચકળવકળ થવા લાગી અને તે મોટેથી બોલ્યો,-"નિર્લજ ચંડાલ, મારી સ્ત્રીને એક યાહુદીને મફત આપી દઇશ, પણ તને પૈસા લઇને નહીં આપું.' કંઇપણ ગુસ્સો કીધા વગર, જોકે જરા ગુસ્સે થવા જેવું તો હતું તથાપિ મેં કહ્યું,-"**નૂરૂદ્દીન,** તું આપણા પોતાના મહારાજાને અપમાન આપેછે; કે જેણે મને અને તારા પિતાને સુખભરી ઉંચી પદવીએ ચઢાવ્યા છે."

"આ શિખામણથી થંડા થવાને બદલે ઉલટો તે વધારે કોપ્યો; તે એટલો તો ક્રોધિષ્ટ બની રહ્યો કે સિંહની પેઠે તે મારાપર તુટી પડયો, મારી પદવી, મોભો અને અવસ્થા કશાની દરકાર કીધી નહીં ને મને ઘોડાપરથી નાખી દઈ મારીઆવી દુર્દશા કરી મુકી છે. મારૂં અપમાન તે સરકારનું અપમાન થયા બરાબર છે અને તેથી અરજ કરૂં છું કે એ ઉદ્ધત છોકરાને યોગ્ય સજા ફરમાવનાર આપ સમર્થ છો."

આવી રીતે તેનો સંબંધ ઘણી ઈર્ષા અને ચતુરાઈથી જોડી કાઢી વાત કીધાથી પોતાનું અપમાન થયું સમજી રાજા **નૂરૂદ્દીન** ઉપર ઘણોજ કોપ્યો; અને એના રોષનું પ્રમાણ એની મુખમુદ્રાજ કહી આપતી હતી. પોતાની પાસેજ જે રસાલાદાર ઉભો હતો તેની તરફ **ફરીને** તેણે કહ્યું,–"તારી સાથે તારા ચાલીશ સિપાઇઓ લઇને એકદમ જા, હરામી **નૂરૂદ્દીન**નું ઘર લુંટી લે, અને તે જમીનદોસ્ત કરવાનો હુકમ આપી તેને અને તેની ગુલામ સ્ત્રીને મારી આગળ લાવ."

રસાલાદાર જાય તે પેહેલાં તો દરબારમાં એક દરબારી હતો તેને કાને એ વાત પડી તેથી તે ઉતાવળો ચાલી નીકળ્યો. એનું નામ **સંગીઅર** હતું. અને એ અગાઉ વજીર **ખાકન**નો ગુલામ હતો. **ખાકને** તેને દરબારમાં નોકરી અપાવી હતી અને પછી ધીરે ધીરે પોતાની મેળે તે વધી ગયો હતો.

**સંગીઅર** પોતાના પૂર્વના શેઠનો ઘણો આભારી હતો અને **નૂરૂદ્દીન** નાદાન બાળક હતો ત્યારથીજ તેનાપર તે વિશેષ મમતા રાખતો હતો અને વળી **સાઉઇની ખાકન**ના કુટુંબ જોડેની અદેખાઇથી તે કંઇ અણજાણ્યો નહોતો, તેથી એ હુકમ સાંભળી ચિંતાતુર થયા વગર રહ્યો નહીં. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો,–"**નૂરૂદ્દીનનું** આ કર્મ જેવું **સાઉઇ** જણાવે છે તેવુંજ કાળું નહી હશે. એણે રાજાના મનને એને માટે એટલું ઝેરી બનાવી દીધું છે કે જરૂર તે નિરપરાધીને મારી નાખશે–અને એને બચાવ કરવાને પણ વખત મળશે નહીં." એવો વિચાર કરી દરબારમાં બનેલી હકીકત નિવેદન કરવા તે **નૂરૂદ્દીન**ના ઘર તરફ એટલો તો ઝડપથી દોડી આવ્યો કે તેનું અને **લાવણ્યવતિનું** રક્ષણ કરવાને પુરતો વખત મળયો. તેણે બારણું એટલું તો જોરથી ઠોકયું કે **નૂરૂદ્દીન** જાતેજ ઉઘાડવા દોડી આવ્યો, કારણ ઘણા દીવસ થયા એના ઘરમાં ચાકર નફર નહોતા. **સંગીઅરે** કહ્યું,–"શેઠ સાહેબ, બલસોરામાં રહેવામાં હવે તમારી સલામતી નથી, વખત ગુમાવતા

નહીં અને આ ક્ષણે અત્રેથી ચાલ્યા જાઓ. તમારૂં અન્નોદક આ શેહેરમાંથી ઉઠયું છે, દેવ તમારાપર રૂઠયો છે અને તમારી કઠણાઈ બેઠી છે. અરેરે !" એટલું બોલી આંખમાં આંસુ લાવી તે ગળગળો થઇ રહ્યો.

**નૂરૂદ્દીને** પુછ્યું,–"કેમ વારૂ ? મારે એટલી ઝડપથી જતાં રહેવું તેનું કારણ શું ?" **સંગીઅરે** જવાબ દીધો,–"સાહેબ, ઉતાવળ કરો ઉતાવળ; અને તમારી દીલરૂબાને પણ સાથે લઇ લો. ટુંકમાં તમને કહું છું કે **સાઉઇએ** તેની અને તમારી વચ્ચે જે કંઇ થયું હશે તેને માટે ઇચ્છા મુજબ રાજાને ખોટેખોટું ભેરવવાથી તમને અને **લાવંણ્યવતિને** પકડવા સારૂ રસાલાના ચાલીસ સીપાઇઓ લઇ રસાલાદાર હમણા આવશે. આ ચોવીસ મોહોર લ્યો–એ વડે તમો કોઇ રક્ષણ મલે તેવે ઠેકાણે જઇ શકશો. અને જો મારી પાસે હોતતો હું એથી વધારે આપત. હું ઝાઝી વાર અત્રે રહી શકતો નથી તેને માટે માફ કરજો–નિરૂપાયે છોડવા પડે છે." એટલું બોલી **નૂરૂદ્દીન** તેનો આભાર માને છે એટલામાંતો તે ચાલતો થયો.

**નૂરૂદ્દીને** લાવણ્યવતિને કહ્યું,–"પ્રિયે, તાત્કાળ જતા રહ્યા વીના છુટકો નથી" તેણી ફકત પોતાનો બુરખો મ્હોપર નાખે તેટલોજ વિલંબ કીધો, અને પછી બંને જણાં ઘરમાંથી ધીરે રહીને નાઠાં. અને એવાં નશીબવાન નિવડયાં કે તે નાશી ગયાં તેને માટે કંઇ પણ ચોકશી થાય તે પેહેલાં શેહેરની બહાર નીકળી ગયાં, એટલુંજ નહીં પણ **યુક્રેતીસના** કીનારા સુધી સહી સલામત પોહોંચી ગયાં. એ નદી નજીક એક વહાણ ઉપડવાને તૈયારજ હતું, તેમાં તેઓ ચઢી બેઠાં.

જેવાં તેઓ વહાણપર પોહોંચ્યાં કે વહાણના કપતાને ઉતારૂઓને પુછ્યું,–"તમારા માંહેલા કોઈને શેહેરમાં કંઈ કામકાજ છે? કીંવા શેહેરમાંથી કંઇ લેવું રહી ગયું તો નથી ?" તેઓએ જવાબ દીધો,–"સઘળા સજ થઇ રહ્યા છે; હવે તમારી ખુશી આવે ત્યારે વહાણ ચલાવો." વહાણપર આવી **નૂરૂદ્દીને** પેહેલો સવાલ તો એ કીધો કે વહાણ કયાં જાએ છે ? અને જયારે સાંભળ્યું કે બગદાદ જાય છે ત્યારે ઘણો ખુશી થયો–લંગર ઉપાડી કપતાને સઢ તણાવ્યા. અંતે વાયુ ઘણો અનુકુળ હતો તેથી થોડીવારમાં **બલસોરા** દેખાતું બંધ થઇ ગયું–રસાલાદારે **નૂરૂદ્દીનને** ઘેર આવી બારણાં ઠોકયાં. પણ કોઇએ જવાબ દીધો નહીં ત્યારે તે ભાંગી નાખવા હુકમ કીધો. તેઓએ તે પ્રમાણે કીધું અને અંદર ઘુસ્યા–તેઓએ આખું ઘર ખોળ્યું, પણ **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ** કોઇ જડયું નહીં

પછી રસાલાદારે આડોસી પાડોસીથી તપાસ કીધી, પણ કંઇ વળ્યું નહીં, કારણ જો તેમણે એને ઘરમાંથી જતાં કદી જોયાં હોત તોપણ સર્વ લોક તેને એટલો તો ચહાતા હતા કે કોઇપણ તેને માટે શક આવે એવો એક પણ બોલ બોલે તેવું ન હતું. હવે સીપાઇઓ ઘર ભાંગીતોડી જમીન દોસ્ત કરતા હતા તેવામાં રસાલાદાર રાજાને **નૂરૂદ્દીન** વિષેની ખબર કરવાને ગયો. રાજાએ તેને કહ્યું,–"જાઓ બધે જોઈ વળો ને શોધી લાવો. એને પકડી મંગાવવાનો મારો દૃઢ ઠરાવ છે."

રસાલાદાર બીજીવાર જડતી લેવા આવ્યો અને **સાઉઇને** રાજાએ પોતાને ઘેર માન સાથે વિદાય કીધો–તેણે તેમને કહ્યું,–"તમે તમારે ઘેર જાઓ **નૂરૂદ્દીનને** શિક્ષા કરાવવા કોઇરીતે ચિંતાતુર રહેશો નહીં, તમારૂં અપમાન કીધાનું વેર હું લઇશ. કંઈ પણ વિલંબ કીધા વગર આખા શેહરમાં જાહેરનામા કરાવવાં કે "જે કોઇ **નૂરૂદ્દીન** તથા **લાવણ્યવતિને** પકડી આપશે તેને એક હજાર સોનામોહરનું ઇનામ આપવામાં આવશે. અને જે કોઇ છુપાવશે તેને સખ્ત શિક્ષા કરવામાં આવશે." એટલું થતાં પણ એ લોકો સંબંધી કંઇજ ખબર જણાઈ નહીં અને વજીર **સાઉઇને** ફક્ત એટલુંજ રાજી થવાનું હતું કે મારો પક્ષ રાજાએ લીધો.

એટલામાં **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ** સુખચેનથી મુસાફરી કરતાં **બગદાદમાં** આવી ઉતર્યાં. આ શેહેર દેખાવા લાગ્યું તેવોજ વહાણનો કપતાન પોતાની મુસાફરી પુરી થયાના આનંદયુક્ત સમાચાર ઉતારૂઓને આવીને કહેવા લાગ્યો,–"ભાઇઓ, જુઓ પેલું મ્હોટું અને ચમત્કારી શેહેર છે અને ત્યાં નિરંતર દેશોદેશના લોકોનો જમાવ થયાજ કરે છે. ત્યાં તમોને અસંખ્ય લોકોનાં ટોળેટોળાં મળશે અને ત્યાં તમોને શિયાળાની ઠંડીની શિતળ અને ઉનાળાના તાપની ઉગ્રતા લાગશે પણ નહીં; પણ વસંત રૂતુના સુંદર ફુલો અને પાનખર રૂતુના સ્વાદિષ્ટ મેવાની લેહેજત બારે માસ લેવાની છે. શેહેરથી થોડેક છેટે જ્યારે વહાણ લંગરાયું ત્યારે ઉતારૂઓ કાંઠે આવી સૌ સૌને સ્થાનકે ગયા. **નૂરૂદ્દીને** પોતાની મુસાફરીના ભાડા બદલ કપતાનને પાંચ મોહોર આપી અને ત્યાર બાદ **લાવણ્યવતિને** લઇને ઉતર્યો; પણ **બગદાદમાં** તો કોઇને ઓળખતો નહોતો તેથી ગુંચવાયો કે કયાં ઉતરવું! તેઓએ **તૈગ્રીસને** કિનારે આવેલા બગીચાઓમાં ફાંફાં માર્યાં કીધા અને તેમાં સીધેસીધાં ચાલ્યાં એટલે તેને નાકે એક સારી રીતે બાંધેલા રસ્તાવાળો મોહોલો આવ્યો. ત્યાં તેઓએ એક ભભકાદાર દરવાજો અને તેની પાસે ફુવારો દીઠો.



‘ આ જગ્યા ઠીક છે.’ પૃ. ૯૭.

અંદરનું બારણું તો બંધ હતું, પણ મ્હોટો દરવાજો ઉઘાડો હતો અને તેની દરેક બાજુએ બેસવાને બાંકડા મુકેલા હતા, તે જોઈ **નૂરૂદીને લાવણ્યવતિને** કહ્યું,-"આ જગ્યા ઠીક છે, રજની વખત કાપતી દોડતી આવે છે, આપણે ઉતર્યા પછી કંઈ ખાધું નથી તોપણ રાતની રાત અહીંજ કાઢવાનો વિચાર છે અને કાલે સવારે કંઇ મુકામ શોધી લઇશું. મારા દુઃખમાં પણ તું સાથી છે એટલે મને સંતોષ છે." **લાવણ્યવતિએ** જવાબ દીધો,-"પ્રાણનાથ, આપ જાણોછોજ કે આપની ખુશી એ મારી ખુશી; જ્યારે આપને અત્રેજ ઠરવું છે તો આગળ જવાનું કામ પણ શું છે! હું તમારી સુખ દુઃખની ભાગીઅણ છું, તમારે સારે સારૂં ને માઠે માઠું, એટલે પછી તમોને સુખ આપવું એ મારો ધર્મ છે." પછી બંને જણે ફુવારાપર જઈ એક પછી એકે પાણી પીધું અને પછી એક બાંકડાપર સુઈ ગયાં. શરૂઆતમાં જરાતરા વાર વાતચીત કરી પણ પછીથી પાણીની ખુશકારક ધ્વની વચે તેઓ ધાડ નિદ્રાવશ થઇ ગયાં.

તે બગીચો ત્યાંના **કાલીફ્નો** હતો અને તેની મધ્યમાં એક મંડપ હતો-તેને ચિત્ર મંડપ કહેતા હતા; કારણકે તેની મુખ્ય શોભા ચિત્રનીજ હતી. એ ચિત્રો ઇરાની રસમના, ઈરાનના પ્રખ્યાતમાં પ્રખ્યાત ચિતારાઓને તેડાવી પડાવ્યાં હતાં. આ મંડપની મધ્યે **કાલીફ્નો** ખાસ રંગ મંડપ હતો તેમાં એંસી કમાનો હતી અને તે દરેકમાં હાંડી લટકતી હતી, પણ તે તો જ્યારે **કાલીફ્** ત્યાં સાંજના આવતો ત્યારેજ સલગાવતા અને ત્યારે ભારે રોશની કરવામાં આવતી હતી તથા તેનો પ્રકાશ તે બાજુએ ઘણે દૂર સુધી અને શેહેરના મ્હોટા ભાગમાં પ્રસરી રહેતો હતો.

આ વિલાસમંદીરનો રખવાળ આ વખતે શેખ **ઇબ્રાહીમ** કરીને એક વૃદ્ધ માણસ હતો; અને તેને **કાલીફે** કંઇ જરૂરીઆતની સેવ બજાવ્યાના સબબથી અત્રે રાખ્યો હતો; તેને એવી આજ્ઞા કીધી હતી કે "જેવા તેવા માણસોને અંદર પેસવા દેવા નહીં અને તેમાં પણ બાહારને દરવાજે મુકેલા કોચ ઉપર કોઇને બેસવા કે સુવા દેવું નહીં ને જો કોઇને તેમ કરતા દીઠા તો સખત શિક્ષા કરવી."

કાંઇક કામસર આ રખવાળને બહાર જવું પડયું હતું ને ત્યાંથી હજી પાછો ફર્યો ન્હોતો. જ્યારે પાછો આવ્યો ત્યારે સારી પેઠે અજવાળું હતું તેથી તેણે જોયું કે બે જણ એક કોચપર સુતા છે ને મછર કરડે નહીં માટે મ્હોપર કામળી ઓઢી છે. શેખ **ઇબ્રાહીમ** મનમાં ને મનમાં

બોલ્યો, "આ લોકોએ **કાલીફના** હુકમનો અનાદર કર્યો છે, પણ હમણાજ એને સારી રીતે કેમ વર્તવું તે શિખવું છું!" એટલું બોલી ધીરે રહીને બારણું ઉઘાડયું ને એક મીનીટમાં એક નેતરની સોટી લઇ આવ્યો. એકદમ સઘળું જોર કાઢી બન્નેને ઝાપટવાનું કરતો હતો પણ એટલામાં હાથ ખેંચી લઇ વિચારવા લાગ્યો કે કંઇ વિચાર કીધા વગરજ આ લોકોને હે **ઇબ્રાહીમ** તું મારવા તો જાય છે પણ કદાચ પરદેશી હશે અને કંઇ મુકામની જગ્યા નહીં મળી હશે; વળી **કાલીફના** હુકમને પણ જાણતાં નહીં હશે તેથી બાપડા નિરદોષને શિક્ષા કરવાથી અલ્લાહ નાખુશ નહી થશે? માટે લાવ પેહેલાં ખાત્રી તો કરી લઉં કે એ કોણ છે. એવું વિચારી તેણે તેમના મ્હોંપરની કામલી ઉંચી કીધી તો, સુરૂપવાન પુરૂષ અને તે કરતાં પણ દીવ્ય સુંદરી જોઇ તે વિસ્મીત થયો. અને પછી તેણે જુવાન **નૂરૂદ્દીનને** આસ્તે રહી પગ ખેંચી જગાડયો.

**નૂરૂદ્દીન** મ્હોડું ઉઘાડી જુએ છે તો એક સફેદ દહાડીવાળા વૃદ્ધ પુરૂષને પોતાના પગ આગલ ઉભેલો દીઠો. તેને જોઇ તે લાગલો ઉભો થયો અને ધુંટણીએ પડી તેના હાથ પકડી લઇ ચુંબન કરવા લાગ્યો ને બોલ્યો, "કાકા સાહેબ, ઇશ્વર આપને દીર્ઘ આયુષ્ય આપો." શેખ **ઇબ્રાહીમે** પુછયું,–"બેટા, તારે શું જોઇએ છે, તું કોણ છે ને કયાંથી આવ્યો?" **નૂરૂદ્દીને** કહ્યું,–"અમો પરદેશી છીએ, અને આજેજ આવ્યા છીએ અને સવાર સુધી અત્રેજ પડી રહેવા માગીએ છીએ." શેખ **ઇબ્રાહીમે** તેમને કહ્યું,–"આ તમારે માટે યોગ્યસ્થાન નથી માટે મારી સાથે ચાલો; હું તમને એથી સારૂં બીજું સ્થાનક બતાવું છું અને જ્યારે કાલે સવારે ઉઠશો ત્યારે આ બગીચો જે ઘણો રળીઆમણો છે તે જોઇ તમોને આનંદ થશે." **નૂરૂદ્દીને** તેને પુછયું,–"ત્યારે આ વાડી આપની પોતાની છે?" શેખ **ઇબ્રાહીમે** મ્હોડું મલકાવી કહ્યું,–"હા મને વારસામાં મારો બાપ આપી ગયો છે! મેહેરબાની કરી અંદર ચાલો, કેમકે મને ખાત્રી છે કે એ જોઇને તમોને પસ્તાવો નહી થાય."

**નૂરૂદ્દીને** ઉભા થઇ, શેખ **ઇબ્રાહીમે** જે સભ્યતા બતાવી તેને માટે તેનો ઉપકાર માન્યો અને પછી એ અને **લાવણ્યવતિ** બગીચામાં ગયાં. શેખ **ઇબ્રાહીમે** બારણું અટકાવ્યું અને તેઓ કરતાં આગળ આગળ જઈ તેઓને એવે ઠેકાણે તેડી ગયો કે જ્યાંથી આખા બગીચાની રચના, ખૂબી, અને સુંદરતા જોઈ શકાય.

**નૂરૂદ્દીને** ઘણા બગીચા જોયા હતા પણ આવો મનોહર બગીચો કદી જોયો નહોતો. પોતાની જીજ્ઞાસા તૃપ્ત થતાં સુધી નિહાળી તેણે પેલા રખવાળ તરફ ફરીને પુછ્યું,–"આપનું નામ શું ?" તેનો જવાબ તેણે સાંભળ્યો જે એનું નામ શેખ **ઇબ્રાહીમ** છે,–ત્યારે તે મોટેથી કહેવા લાગ્યો,–"શેખ **ઇબ્રાહીમ**, મારે કબુલ કરવું જોઇએ કે આ ઘણોજ મનોહર બાગ છે. ઈશ્વર કૃપા કરો, ને તમો ઘણા કાળ સુધી વૈભવ ભોગવો. આવું જોવા યોગ્ય સ્થાન બતાવવાની આપે જે મેહેરબાની કીધી છે તેને માટે આપનો કેટલો ઉપકાર માનીએ ? એમ છતાં પણ આપની મેહેરબાનીનો કંઇ પણ બદલો અમારે વાળવો ઘટે છે, માટે આ બે મ્હોર લો અને કંઇ ખાવાનું મંગાવો કે તે આપણે ખાઇને ખુશી થઇએ."

આ બે સોનામ્હોરો જોઇને તો શેખ **ઇબ્રાહીમ** મનમાં મલકાવા લાગ્યો; કારણ કે એ ધાતુનો એ બહુજ પ્રશંસા કરનાર હતો–**નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિને** ત્યાંજ બેસાડી, પોતેજ જે જોઇતું હતું તે લેવાને દોડી ગયો; કેમકે તે પોતે એકલોજ ત્યાં હાજર હતો. તે ઘણી ખુશીથી પોતાના મનમાં કહેવા લાગ્યો,–"આ ઘણાજ ઉદાર દીલનાં છે; જો અપમાન દઈ હાંકી કાઢયાં હોત તો મેં બહુ ખોટું કીધું હોત. એમને ભોજન કરાવવા સારૂ આમાંનો દશમો ભાગ બસ છે, બાકીના પૈસા મારી મેહેનતના બદલામાં મારા ખીસામાંજ રહેવાના!"

જ્યારે શેખ **ઇબ્રાહીમ** પોતાને માટે, તેમજ પોતાના પરોણા માટે ખાવાનું લેવા ગયો, ત્યારે **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિએ** વાડીમાં આમ તેમ ફરવા માંડયું. ફરતાં ફરતાં ચિત્રમંડપ આગળ આવ્યાં. ત્યારે તેઓ કેટલીક વાર સુધી તેની અજાયબ જેવી બાંધણી, તેનું વિશાળપણું અને ઉંચાઈની પ્રશંસા કરતાં ઉભાં અને ચોગરદમથી નીહાળીને ઉપર ઉપરથી જોઇ લીધા પછી તેઓ આરસના દાદરના ઘણાંક પગથીઆં ચઢી એક બારણા આગળ જઇ પોહોંચ્યાં પણ બારણું બંધ હતું. તેઓ પાછાં હેઠે ઉતર્યાં એટલામાં શેખ **ઇબ્રાહીમ** ખાવાનું લઇ આવ્યો. **નૂરૂદ્દીને** ઘણા સાનંદાશ્ચર્યથી પુછ્યું, "શેખ **ઈબ્રાહીમ** તમોએ ન્હોતું કહ્યું, કે આ બગીચો તમારો છે?" શેખ **ઇબ્રાહીમે** જવાબ દીધો,–"હા, મેં કહ્યું હતું કે મારો છે ને કહું પણ છું કે મારો છે."

ત્યારે **નૂરૂદ્દીને** પુછ્યું,–"આ મંડપ પણ આપનો છે?" આ અણધાર્યા સવાલથી શેખ **ઇબ્રાહીમ** ગભરાયો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, "જો મારો નહી કહીશ, તો પુછશે કે બાગ તમારો છે ને મંડપ કેમ તમારો

નથી, એ શું ? પણ જ્યારે બગીચો પોતાનો છે એમ કહ્યું હતું ત્યારે મંડપ પણ પોતાનો છે એમ કહેવું જોઈએ." એવો વિચાર કરી તે બોલ્યો,–"બેટા, વાડી અને મંડપ કંઇ જુદાં નથી, બન્ને મારાંજ છે." **નૂરૂદ્દીને** કહ્યું,–"જ્યારે એમજ છે ત્યારે તો આપે અમને આપના મેજબાન તરીકે આજની રાત રાખ્યા છે તેથી અમને અંદરથી પણ ઉઘાડીને દેખાડવાની મેહેરબાની કરો, કેમકે ઉપરથી જોતાં માલમ પડે છે કે આ હવેલીની અંદરથી પણ અસાધારણ સુંદરતા હશે."

આટલી સભ્યતા ચલાવ્યા પછી જો શેખ **ઇબ્રાહીમ**ના કહે તો તે ઘણું અયોગ્ય થાય. અને વળી **કાલીફે** આગળથી હમેશના રવૈયા મુજબ ખબર પણ આપી ન્હોતી તેથી તે રાત્રે અહીં આવે તેવો સંભવ નહોતો–તેને ડરનું કંઈ કારણ ન હોતું, તેથી શેખ **ઇબ્રાહીમે** મંડપમાં બેસીને પોતાના પરોણાઓને જમાડવા અને પોતે જમવું એવો ઠરાવ કીધો. પોતે જ્યારે કુંચી લેવા પોતાના ઓરડામાં ગયો ત્યારે ખાવાનું પેહેલે પગથીએ મુકતો ગયો, અને તરત દીવો લઇઆવી બારણું તાબડતોબ ઉઘાડયું.

**નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ** દીવાનખાનામાં પેઠાં અને તેની સુંદરતા તથા અલૌકિકતા વિસ્મય થઇ જોયાંજ કીધી. ચીત્રો–જે આશ્ચર્ય ઉપજાવે તેવાંજ ચિત્રો હતાં તેને માટે તો કંઇ ન બોલતાં તેઓએ કહ્યું,–"આ સુખાસનો ઘણાંજ ઉમદા અને કીમતી છે." ત્યાંની દરેક કમાનમાં જે ઝુમર લટકતું હતું તેને ગાળે ગાળે રૂપાની મીણબતી સારૂ ડાખળીઓ ઘાલેલી હતી. આ સઘળી શોભા જોઇ **નૂરૂદ્દીન**ને પોતાની આગળની ઝાહોઝલાલી યાદ આવ્યા વગર રહી નહીં અને નિશ્વાસ નાખ્યો.

એટલો વખત શેખ **ઇબ્રાહીમ** તૈયારી કર્યા કરતો હતો–ને જ્યારે સઘળું કરી રહ્યો ત્યારે **નૂરૂદ્દીન, લાવણ્યવતિ** અને પોતે જમવાને બેઠાં. જ્યારે વાળુ કરી રહ્યાં અને હાથ ધોયા ત્યારે **નૂરૂદ્દીને** એક બારીની ફરેડી ઉઘાડી, અને **લાવણ્યવતિને** પોતાની પાસે બોલાવી કહ્યું,–"આવ ચાંદનીમાં બેસી આ મનોહર દેખાવ અને શોભા જોઇ આનંદ પામીએ–એના કરતાં બીજું શું સુખમય છે?" **લાવણ્યવતિ** તેની પાસે જઇ બેઠી અને બન્ને જણા દેખાવ જોઇ તૃપ્ત થયાં. અને એટલો વખત શેખ **ઇબ્રાહીમ** એઠાં પાત્ર સાફ કરવામાં રોકાયો હતો.

પછી શેખ **ઇબ્રાહીમ** પોતાના પરોણા આગળ આવી ઉભો. તેને **નૂરૂદ્દીન** કહેવા લાગ્યો,–"કંઇ પીવાનું રાખો છ ? ને તે પાશો ?" શેખ

**ઇબ્રાહીમે** પુછયું,–"તમારે શું પીવું છે? શરબત? શરબત તો મારી પાસે સરસમાં સરસ છે, પણ બેટા, તું જાણે છે કે વાળુ કર્યા પછી શરબત પીવાય નહીં."

**નૂરૂદ્દીને** જવાબ દીધો,–"તે તો હું સારી પેઠે જાણું છું. હું શરબત નથી કહેતો પણ અમે માગીએછ તે બીજુંજ છે. અને આપ સમજતા નથી તેથી મને નવાઇ લાગે છે!" પછી શેખ **ઇબ્રાહીમે** જવાબ દીધો,– "ત્યારે તમે દ્રાક્ષારસ માગતા હશો?" તે સાંભળી **નૂરૂદ્દીન** બોલ્યો–"હા, હવે બરાબર અટકળ કીધી; અને જો હોય તો મેહેરબાની કરીને એક સીસો આપો. તમે જાણો છો કે વાળુ કીધા પછી એક સીસો સુતા સુધીનો વખત કાઢવાને એક સારો સોબતી છે."

શેખ **ઇબ્રાહીમે** કહ્યું,–"ઇશ્વિર મારા ઘરમાં કોઇ દહાડો દ્રાક્ષારસ જોવાડતો ના, શું દારૂ! બળ્યો દ્રાક્ષારસ! તે પીનારની પાસે પણ જવા હું રાજી નથી. ચાર ચાર વારતો મક્કે હજ કરી આવ્યો છું ને મેં તે તદન તજી દીધો છે."

**નૂરૂદ્દીને** કહ્યું,–"એથી આપ એક અતુલ્ય અનુગ્રહ કરશો; ફકત અમારેજ માટે લઇ આવોની! અને જો ઝાઝી તસ્દી નહી પડતી હોયતો હું એક તદબીર બતાવું છું તેથી તમારે કલાલને ત્યાં જવું પણ નહીં પડશે અને શરાબના પાત્રને હાથ પણ લગાડવો નહીં પડશે." એ સાંભળી શેખ **ઇબ્રાહીમ** બોલ્યો; "એ શરતે તેમ કરવા તૈયાર છું. કહો મારે શું કરવું?"

**નૂરૂદ્દીને** કહ્યું,–"એમાં શું? પેલો વાડીના દરવાજા આગળ ગધેડો બાંધેલો છેની, તે જરૂર તમારોજ હશે, અને આવે વખતે તેનો ઉપયોગ તમો કરી શકશો. આ લો બીજી બે સોના મોહોર અને ગધેડા ઉપર ખોગીર નાખી નજીકજ જયાં કલાલની દુકાન હોય ત્યાં જાઓ અને તમારી ખુશીમાં આવે તેટલે છેટે ઉભા રેહેજો, પછી જે કોઇ જતું આવતું હોય તેને કહેવું કે આ ગધેડો લઇને જાઓ ને મને બે શરાબના જામ આણી આપો. તે લઇ આવ્યા બાદ ખોગીરના એક ખાનામાં એક, ને બીજામાં બીજું જામ મુકાવજો ને તેના તમો જે પૈસા આપશો તે પેલો માણસજ ચુકવી આપશે, ને ગધેડો લઇને પાછો તમારી પાસે આવશે પછી તમારે બીજું કંઇજ કરવાનું નથી. ગધેડાને અહીં હાંકી લાવજો, ને અમેજ શરાબ ખોગીરમાંથી કહાડી લઇશું. આમ કીધાથી આપનો નિયમ ભંગ થાય એવું તમારે કંઇજ કરવું પડશે નહીં."

એ સોનામોહોરોએ શેખ **ઇબ્રાહીમ**ના મનપર ચમત્કારિક અસર કીધી. તે બોલ્યો,–"વાહ! બેટા, તારી તદબીરને ધન્ય છે! જો તેં તે શોધી કહાડી નહોત તો મારો નિયમ ભંગ થયા વગર તમને શરાબ આણી આપવાની તદબીર મારા ધ્યાનમાં કદિ આવતેજ નહીં." આ કામ બજાવવા તે સત્વર ગયો, અને થોડીકવારમાં યથાસ્થિત કરીને પાછો આવ્યો. **નૂરૂદ્દીને** પોતાને હાથેજ ખોગીરના ખાનામાંથી શરાબના જામ કહાડી લીધા ને તે દીવાનખાનામાં પાછો ગયો.

શેખ **ઇબ્રાહીમે** ગધેડાને પાછો જ્યાંનો ત્યાં લઇ જઇ બાંધ્યો અને પાછો ઉપર ચઢ્યો; તેને **નૂરૂદ્દીને** કહ્યું,–"શેખ **ઇબ્રાહીમ**, તમે જે તસ્દી લીધી છે તેને માટે અમે શું ઉપકાર માની શકવાના છીએ? પણ હજી એક વસ્તુ જોઇએ છીએ." તેણે પુછ્યું,–"તે શી વસ્તુ છે? આપને વાસ્તે બીજું શું કરી આવું?" **નૂરૂદ્દીને** કહ્યું,–"અમારી પાસે પ્યાલા નથી. અને જો કંઇ ફૂલફળાદી હોય તો તો મઝાજ પડી જાય!" શેખ **ઇબ્રાહીમે** કહ્યું,-"આપની જે જે ઇચ્છા હોય તે કહો, તમારી તૃપ્તિ માટે સઘળું કરવામાં આવશે."

શેખ **ઇબ્રાહીમ** નીચે ઉતર્યો; અને થોડીવારમાં એક શેતરંજી તેમને માટે બીછાવી; અને તેપર સઘળી જાતના સ્વાદિષ્ટ ફૂલો ભરી ચીનાઈ રકાબીઓ ગોઠવી દીધી, તથા બે રૂપાના પ્યાલા પણ આણ્યા. અને તેમને "કંઈ બીજું જોઇએછ?" એમ પુછી તેઓએ ઘણા આગ્રહથી ના પાડયા છતાં તે નીચે ઉતરી પડયો.

**નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ** પાછાં બેઠાં અને દરેકે એકેક પ્યાલું શરાબનું ઉઠાવ્યું. તે પીને ઘણાંજ ખુશ થયાં–**નૂરૂદ્દીને** સુઇને કહ્યું,–"પ્યારી, આ દુનિયામાં આપણે ઘણા ભાગ્યશાળી નથી કે આટ આટલી ધાસ્તીમાંથી બચી આવું રમણીય સ્થાન પ્રાપ્ત થયું? માટે ખુશી થા, અને મુસાફરીનાં સંકટો વિસારી મુક. તું આમ મારી એક બાજુએ આવી રહી છે ને બીજી તરફ શરાબનો પ્યાલો પડયો છે. હવે મારા સુખમાં શી ખામી છે?" તેઓએ સારી પેઠે શરાબ ઠાંસ્યો ને પછી રમુજી વાતોચીતો કરવા લાગ્યાં ને ગાવા લાગ્યાં.

બન્નેના અવાજો ઘણા મધુર હતા, તેમાં પણ **લાવણ્યવતિ**નો વિશેષ હતો તેથી, શેખ **ઇબ્રાહીમ** જે અત્યાર સુધી છુપો છુપો સીડીના પગથીઆમાંજ ઉભો હતો તેનું મન તે તરફ ખેંચાયું. દેહની શુદ્ધ ભુલી, બાર-

ણામાં ડોકું કરી બોલ્યો "હાં-ચલાવ **નૂરૂદ્દીન**! તમને આવાં ખુશી થતાં જોઈ મને ઘણો આનંદ થાય છે."

તેની તરફ ફરીને **નૂરૂદ્દીને** કહ્યું,-"અરે વાહ શેખ **ઈબ્રાહીમ,** તમે ઘણા સારા માણસ છો ને અમારાપર બહુજ મેહેરબાની કીધી છે, તમોને એક પ્યાલું લો એમ તો હમો કહી શકતા નથી; પણ અંદરતો આવો. આવો, આવો, બેસો; ને ફકત તમારી સંગતથીજ અમોને ખુશ કરો.!" શેખ **ઇબ્રાહીમે** કહ્યું,-"આપજ ચલાવો, હું અત્રે ફક્ત આપના ગાયન સાંભળીને ખુશ થઇશ એટલું બસ છે." એટલું કહી તુરત પાછો ફર્યો.

**લાવણ્યવતિ**એ શેખ **ઇબ્રાહીમ**ને એક બારીમાંથી પગથીઆમાં ઉભેલો જોઈ **નૂરૂદ્દીન**ને કહ્યું,-"તમો જૂઓ છો કે એને શરાબની કેટલી છીંટ છે? તોપણ હું કહું એટલુંજ જો તમો કરશો તો હું એને ને પાઇ ન શકું તેમ નથી." **નૂરૂદ્દીને** કહ્યું,-"ત્યારે તો તું કહે તે કરવાને આ બંદો તૈયાર છે." તેણી બોલી,-"ફક્ત તમે એને ગમે તેમ કરી અહીં લાવો અને આપણી સાથે બેસાડો. થોડીવારે એક પ્યાલું ભરજો ને તે એને આપજો; જો ના કહે તો તમેજ પી જજો ને ઉંઘી ગયા હો તેવો ઢોંગ કરી પડી રહેજો; પછી મારે જે કરવુંછે તે કરીશ."

**લાવણ્યવતિ**નો અભિપ્રાય સમજી તુરત તેણે શેખ **ઇબ્રાહીમ**ને બોલાવ્યો. શેખ **ઇબ્રાહીમ** પણ પાછો બારણા આગળ આવી ઉભો. તેને **નૂરૂદ્દીને** કહ્યું,-"શેખ **ઇબ્રાહીમ,** અમે તમારા પરોણા થયા છીએ ને તમે અમારી આટલી પરોણાગત કરી કેટલો બધો ઉપકાર કીધો છે? ને હવે ફકત સાથે બેસવાને વીનંતી કરીએ છીએ તેને માટે ના કહેવાય? અમે તમોને પીવાનું કહેતા નથી, ફકત આવીને બેસો એટલુંજ બસ થશે."

ઘણા કાલાવાલા કીધા ત્યારે શેખ **ઇબ્રાહીમ** દીવાનખાનામાં જઇ બારણા આગળ મુકેલા એક સુખાસનપર બેઠો. **નૂરૂદ્દીને** કહ્યું,-"ત્યાં બેઠા છો તે તો ઠીક નહીં-એમ તો અમે તમોને બરાબર જોઈ શકતા નથી. મેહેરબાની કરી જરા નજીક આવો અને આ સુંદરીની પાસે બેસો. તેણીને એ વાત પ્રસન્ન છે." શેખ **ઇબ્રાહીમે** કહ્યું,-"લો, સાહેબ આપનું કહ્યું માનું છું." એમ કહી આગળ આવી, **લાવણ્યવતિ**ની પાસે બેસવા જતાં શરમાઇ જઇ તેનાથી જરા છેટે જઇ બેઠો. શેખ **ઇબ્રાહીમે** જે કૃપા કીધી તે બદલ **લાવણ્યવતિ**ને **નૂરૂદ્દીને** એક ગીત ગાવા કહ્યું. અને તેણે

એવું તો ગાયું કે **શેખ ઇબ્રાહીમ** ખુશ ખુશ થઇ ગયો ને જીવતાં જીવત ઈંદ્રને ત્યાં જઇ બેઠો.

**લાવણ્યવતિનું** ગીત પુરૂં થયું ત્યારે **નૂરૂદ્દીને** શરાબનું એક પ્યાલું ભરીને શેખ **ઇબ્રાહીમ** આગળ ધર્યું. તેણે કહ્યું,–"શેખ **ઇબ્રાહીમ,** આટલું અમારૂં ભલું ચાહી પીઓ. જાણે શરાબ દેખીને કમકમી છુટતી હોય તેમ ચમકીને શેખ **ઇબ્રાહીમ** પાછો હઠયો અને બોલ્યો,–"આપને વિનંતિ કરૂં છું કે માફ કરો. તમોને મેં કહ્યું નથી કે ઘણા વર્ષ થયા મેં શરાબ તજ્યો છે ને તે પીવાના સોગંદ ખાધા છે!" **નૂરૂદ્દીને** કહ્યું,– "જ્યારે આપ અમારૂં ભલું ચાહી નહીં પીઓ તો આપનું ભલું ચાહી લો હુંજ પી જાઉં છું!"

**નૂરૂદ્દીને** શરાબ પીવા માંડયો ત્યારે **લાવણ્યવતિએ** અડધું અંજીર લઇ શેખ **ઇબ્રાહીમ** આગળ ધરી કહ્યું,–"ભૈ અગરજો શરાબ પીવાની તો ના પાડી છે પણ હું નથી ધારતી કે આ ચાખવાની ના પાડશો. ઘણુંજ સરસ છે." સુંદરીના કોમળ હસ્તને શેખ **ઇબ્રાહીમ** તરછોડી શકયો નહીં, અને નીચા વળી નમન કરીને હાથમાં લઈ મ્હોંમાં મુકયું. એ વખતે **લાવણ્યવતિએ** ઘણી રમુજ કીધી, અને **નૂરૂદ્દીને** ઘેંણુમાં ઢળી પડી ઘસઘસાટ ઉંઘતો હોય તેવો ઢોંગ કીધો. **લાવણ્યવતિ,** શેખ **ઇબ્રાહીમ** પાસે ગઇ અને ધીરે સાદે બોલી,–"જુઓ આને! સઘળી મોજ મઝાની મંડળીમાં તે આમજ કરે છે! એક બે પ્યાલા પીધા કે ઘોરવા માંડે છે ને મારી કશી દરકાર રાખતા નથી. પણ હું આશા રાખુંછું કે એ જાગે ત્યાં સુધી તમો મારી પાસે રહેશો."

એટલું કહી **લાવણ્યવતિએ** શરાબનો પ્યાલો ભરીને શેખ **ઇબ્રાહીમ** આગળ ધર્યો. "લ્યોજી શેખ, અને મારી આરોગ્યતા ઈછી પી જાઓ." "હું કહુંછું કે પીવાને માટે તો મને માફ કરો;" પેલીએ આગ્રહ કીધો એટલે મિયાનું કંઈ ચાલ્યું નહીં ને પ્યાલું લેતાં લેતાં અનેક પ્રકારની ના હા કીધી. અંતે સુંદરીના મધુર ભાષણમાં ગળગળી ગયેલો શેખ, લટ્ટી ગયો ને પછીથી તે પ્યાલું ગટગટાવી ગયો.

એ બુઢા બાવાને લેહજતદાર પ્યાલું તો તદન ગમતું; પણ પ્રદેશીની સાથે પીતા શરમાતો હતો. બીજા લોકોની માફક એ પણ પીઠામાં જતો. અને **નૂરૂદ્દીને** જે નિવારણોપાય બતાવ્યો હતો તે પ્રમાણે ન ચાલતાં સીધોજ પીઠામાંથી દ્રાક્ષારસ લઇ આવ્યો હતો કે જ્યાં એ કંઇ અણુજાણ્યો નહોતો.



શેખ ઇબ્રાહીમ ખાવાનું લાવ્યો. પૃ. ૯૯.



'લાવણ્યવતિએ અડધુ અંજીર શેખ ઇબ્રાહિમને આપ્યું.' પૃ. ૧૦૪.

તેમાં વળી રાત્રી કાળી હતી એટલે કામળીની ગરજ પડે તેવું નહોતું તેથી **નૂરૂદ્દીને** દારૂ લેવા જનારને આપવાના કહેલા પૈસા પણ બચાવ્યા હતા. છાંટો પાણી લીધા પછી શેખ **ઇબ્રાહીમ** મેવો ખાવા લાગ્યો; **લાવણ્યવતિએ** **તેને** માટે બીજું પ્યાલું ભર્યું તે લેતાં પ્રથમ તો તેણે જરા આનાકાની કીધી ખરી, પણ જ્યારે ત્રીજું ભર્યું ત્યારે તો નાજ કોણ કહે છે! ટુંકમાં જ્યાં ચોથું પ્યાલું ગટગટાવી જાય છે, એટલામાંતો **નૂરૂદ્દીન** ઢોંગ કરેલી ઉંઘમાંથી ઉઠયો. અને ખડખડ હસી પડીને તેની આંખની સાથે આંખ મેળવી કહેવા લાગ્યો,–"હાં, હાં, શેખ **ઇબ્રાહીમ**, છેવટે પકડાઇ ગયા!! કેમ તમે કહેતા હતા નહીં કે મેં તો શરાબ તજ્યો છે? અને હવે તો મારા ભાગનો પણ હોઇયાં કરી ગયા દેખું!"

શેખ **ઇબ્રાહીમે** નહોતું ધાર્યું કે આવી રીતે પકડાઇ જઇશ, તેથી જરા તે શરમીંદો પડી ગયો, પણ તેથી કંઇ એનું પીવાનું બંધ પડયું નહીં. સુખે પીને હસ્તે મ્હોંડે તે બોલ્યો,–"જો એમાં કંઇ પાપ હશે તો તે પાપ સાથે મારે લેવા દેવા નથી; કારણ આવી મોહની આગળ કોણ ટેક ટકાવી શકે?"

**લાણ્યવતિએ** **નૂરૂદ્દીનની** મનોવૃત્તિ સમજી જઇ શેખ **ઇબ્રાહીમનો** પક્ષ કીધો; તે બોલી,–"શેખ **ઇબ્રાહીમ**, એને બોલ્યા કરવા દોની, તેમાં શું કરવા ધ્યાન આપોછો? આપણે આપણી મેળે પીએ ને ખુશી થઈએ." થોડીવાર પછી **નૂરૂદ્દીને** પોતાને માટે અને **લાવણ્યવતિને** માટે એકેક પ્યાલું ભર્યું એટલે શેખ **ઇબ્રાહીમે** જોયું કે મને તો મુકીજ દીધો તેથી તેણે પોતાનું પ્યાલું ઉપાડી **લાવણ્યવતિ** આગળ ધર્યું ને બોલ્યો,–"કેમ બાઇ સાહેબ, આપ એમ ધારો છો કે તમે પીઓ ને હું જોયા કરૂં?"

એ સાંભળી **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિના** હસી હસીને આંતરડાં ઉથાં આવ્યાં. તેઓએ પ્યાલામાં કેટલોક શરાબ નાખ્યો અને મધરાત સુધી હસાહસ, અને પીવાનું ચાલ્યું. આ વખતે **લાવણ્યવતિએ** ઠઠા મશ્કરીમાં ફકત એકજ બત્તી શેતરંજીપર મુકેલી જોઇ કહ્યું,–"શેખ **ઇબ્રાહીમ**, આ આટલી બધી મીણબત્તીઓ છે છતાં તમે તો અમને એકજ સલગાવી આપી છે; માટે મેહેરબાની કરીને બીજી થોડીક સલગાવો; કે જે કરીએછ તે સારી રીતે દીઠામાં આવે."

શેખ **ઇબ્રાહીમે** શરાબના કેફની ધુનમાંને ધુનમાં **નૂરૂદ્દીન** સાથે **લાવણ્યવતિ** વાત કરતી હતી તેમાં વચ્ચે બોલી ઉઠવાની મૂરખાઇનું પણ

ભાન ન રાખ્યું; તે બોલ્યો,—"જાતે સલગાવી લો! મારા કરતાં તમારા જેવા જુવાનીઆને એ કામ કરવું વધારે લાયક છે માટે સલગાવી લો, પણ જો જો પાંચ છથી વિશેષ ન સલગાવશો." એ સાંભલી **લાવણ્યવતિ** ઉભી થઇ ને શેતરંજીપર જે મીણબત્તી મુકેલી હતી તે વતી બીજી એક સલગાવીને શેખ **ઇબ્રાહીમ**ના હુકમને કારણે મુકી, બધા એંશીએ એંશી દીવા સલગાવી દીધા.

ત્યાર પછી શેખ **ઇબ્રાહીમ લાવણ્યવતિ** સાથે કંઇ ગપ્પાં ચલાવતો હતો. **નૂરૂદ્દીન**થી મુંગા બેસી રહેવાયું નહી. તેણે બધી બત્તી સલગી રહી હતી અને ઝળઝળાટ થઇ રહ્યો હતો તે છતાં વળી વિશેષમાંકહ્યું,-"શેખ **ઇબ્રાહીમ**, થોડાંક હવે ઝૂમ્મર સળગાવો." શેખ **ઇબ્રાહીમે** જવાબ દીધો,—"હું ધારૂં છ કે તમો ઘણા આળસુ હોવા જોઇએ, અથવા તો મારા કરતાં કમજોર હશો; કેમકે નહીં તો જાતેજ સળગાવો કેમ નહીં? જાઓ જાઓ મારા સાહેબ, તમેજ સળગાવોની! પણ ત્રણથી વધારે સળગાવતા નહીં હો." "ઠીક" કહી **નૂરૂદ્દીન** ભાઇએ તો કામ સડસડાટ ચલાવવા માંડયું; ત્રણને બદલે બધાં ઝૂમ્મરો સળગાવી દીધાં. તથા એંશીએ બારીઓ ઉઘાડી દીધી; એટલું થયું તોપણ, શેખ **ઇબ્રાહીમ લાવણ્યવતિ**ની સાથે એવો મશગુળ થઇ પડયો હતો કે કશી ખબરજ પડી નહીં.

પોતાના રાજમ્હેલમાં **કાલીફ હરૂન અલરશીદ** હજી સુધી સુઇ ગયો નહોતો. તે તૈગ્રીસ નદીના કિનારાપર આવી રહેલા પોતાના મેહેલના ઓરડામાં ફર હર કરતો હતો. ત્યાંથી મંડપ અને વાડી બંને જોઇ શકાતાં હતાં. કંઇ સેહેજજ તેણે એક બારી ઉઘાડી અને પોતાના મંડપમાં રોશની થઈ રહેલી જોઇ ઘણું આશ્ચર્ય પામ્યો. પેહેલાં તો અતિશય પ્રકાશ જોઇ તેના ખ્યાલમાં, શેહેરમાં આગ લાગી હોય એવો વિચાર આવી ગયો. મૂખ્ય મંત્રી **ગાયફર** હજી રાજાના સમીપજ ઉભો હતો અને વિદાય થવા માટે રાજા પોઢી જાય તેટલીજ રાહ જોતો હતો. ઘણા ગુસ્સાથી **કાલીફે ગાયફર**ને બુમ મારી, અને કહ્યું,—"એશીકરા વજીરડા, અહીં આવ. મને લાગે છે કે તારી કમબખતીએ તને ઘેરયો છે. અહીં જો પેલો ચિત્રમંડપ, અને મને કહે કે મારી ગેરહાજરીમાં આ વખતે કેમ તેમાં રોશની થઇ છે?"

**મુખ્ય મંત્રી**તો આ વાકય ને આ દેખાવ સાંભળી જોઇને થરથર કંપવા લાગ્યો. અને જ્યારે વધારે નજીક આવ્યો, અને **કાલીફ** સાહેબના કહેવાની

ખાત્રી નજરે જોયાથી થઇ ત્યારે તો એથી પણ ઘણો ભયભિત થયો. તે સમજ્યો કે કાલીફનો ગુસ્સો શાંત પાડવાને કંઇક બાહાનું કાઢવું જોઇએ. તેણે કહ્યું,–"હે સદ્‌ધર્મ પ્રતિપાલક પિતા, આને માટે હું એટલુંજ કહી શકું છું કે ચાર પાંચ દહાડા ઉપર શેખ ઇબ્રાહીમ મને કહેતો હતો કે તે આપ માનવંતના શુભ રાજ્યની ઉન્નતિ માટે પોતાની મસજીદના પુજારાઓનો મીલાવડો કરવા ધારે છે. તે સાંભળી મેં પુછ્યું, તેમાં મારે શી સેવા કરવાની છે? તેણે વિનંતિ કીધીકે એ શિષ્ટાચાર કરવાને મંડપની પરવાનગી ખુદાવિંદ મહારાજા કાલીફ સાહેબની અપાવો. મેં તેને મીલાવડો કરવાની પરવાનગી આપી વિદાય કીધો અને કહ્યું કે ફીકર નહીં, હું એ વાત મહારાજાધિરાજને વિદિત કરીશ,–પણ સાહેબ, હું તદન ભુલીજ ગયો તેને માટે ક્ષમા માગું છું. શેખ ઇબ્રાહીમે એ કાર્ય કરવા માટે આજ મૂહૂર્ત લીધું છે અને પોતાની મસજીદના પુજારાઓને તથા ફકીરોને જમાડી તેઓને ખુશ કરવા રોશની કીધી હશે."

ગાયફરે મારેલી ગપથી કાલીફે પોતાનો ગુસ્સો જરા શાંત પડયો હોય તેવે અવાજે કહ્યું,–"ગાયફર, ત્યારે તો તારા કહેવા પ્રમાણેજ તેં પણ અપરાધ કીધા છે. પેહેલું તો એજ કે શેખ ઇબ્રાહીમ જેવો માણસ, જે એટલા બધા ઉપકારને પાત્ર નહીં તેને મારા ચિત્રમંડપમાં એવો મિલાવડો કરવાની રજા આપી; બીજું એ કે મને તેની જાણ પણ કીધી નહીં અને ત્રીજું એ-કે એ ભલા બુઢ્ઢાના પેટમાં શું હશે તે પણ કળી જોયું નહીં. જો મને પુછે, તો હું તો એમજ માનું છું કે એવા મિલાવડા માટે જે ખરચ થાય તે મેળવવાના હેતુથીજ શેખ ઇબ્રાહીમે તાલ લગાવી હશે; પણ એ વાત તારા ધ્યાનમાં આવીજ નહીં હોય!"

કાલીફે આટલે સુધી વાત આણી મુકી તે જોઈ મુખ્ય મંત્રી ગાયફર ઘણોજ ખુશી થયો અને પોતાના અપરાધ માટે જે ઠપકો દીધો તે ખુશીથી કબુલ રાખ્યો, તથા ખુલ્લા ભાવથી કબુલ કીધું કે શેખ ઇબ્રાહીમને થોડી સોના મ્હોરો આપી નહી તેથી ઠપકાને પાત્ર થયો છું. એ સાંભળી કાલીફે કહ્યું,–"જ્યારે એમ થયું છે ત્યારે તો તારી ભૂલોને માટે તને વાજબી રીતે શિક્ષા થવી જોઇએ; પણ તે શિક્ષા અલ્પ થશે. હું જેમ કરવા ધારૂં છું તેમ તારે પણ એ ભલા માણસોના સમાગમમાં બાકીની રાત્રિનો ભોગ આપવો પડશે, અને તેના સમાગમથી આપણને સારો આનંદ થશે. ધ્યાન આપ, હમણા હું એક સાધારણ મોસલના વેપારીનો પોષાક પેહેરૂં છું

તેટલામાં તું અને **મસરૂર** પણ તૈયાર થઇ સાથે ચાલો. વજીર **કાલીફ્**ને સમજાવવાની પ્રેરવી કરતો હતો કે, "સાહેબ બહુ મોડું થઇ ગયું છે ને આપણે પોંચીશું તે પેહેલાં તો તેઓ વિખરાઇ જશે;" પણ **કાલીફે** તો જીદ્દજ લીધી કે "નહીં બસ જવુંજ છે." આથી વજીર તો જાણતો હતો કે મેં જે જે કહ્યું છે તે માહેલો એકે બોલ ખરો નથી, તેથી બહુ ગભરાવા લાગ્યો, ને પોતાના દોહોડ ડાહાપણનો પસ્તાવો કરવા લાગ્યો; કેમકે બોલવાની હવે કંઇ જગ્યા રહીજ નથી તેથી જવું તો પડશેજ.

પછી એક સાધારણ વેપારીના વેશમાં **કાલીફ્**, વજીર અને **મસરૂર** મેહેલમાંથી ધીરે રહીને છુપા દ્વારમાંથી ચાલી નિકળ્યા. અને **બગદાદ**ના મોહોલે મોહોલે રખડતાવાડી આગળ આવી પહોચ્યા. જ્યારે દારૂ લઇને આવ્યો ત્યારે ભુલથી વાડીનું બારણું શેખ **ઇબ્રાહીમથી** ઉઘાડુંજ રહી ગયું હતું. આ જોઇને તો **કાલીફ્** ઘણોજ ગુસ્સે થયો. તે બોલ્યો,–"**ગાયફ્ર**, આ વખતે બારણાં ઉઘાડાં છે તેને માટે તું શું કહે છે? શું શેખ **ઇબ્રાહીમ** આવી રીતે રોજજ આખી રાત ચિત્રમંડપનાં દ્વાર ઉઘાડાં રાખનો હશે કે?"

હવે **કાલીફ્** વાડીમાં પેઠો અને મંડપ આગળ આવી પોંહોંચ્યો ત્યારે દીવાનખાનામાં,જ્યાં સુધી જાણીએ નહીં કે તેમાં શું ચાલે છે ત્યાં સુધી દાખલ થવું નહીં,એવો વિચાર કરી વજીર **ગાયફ્ર**સાથે સંતલસ કરવા લાગ્યો,–"આપણે નજીકના એક ઝાડપર ચઢીને જોઇએ, કે તેઓ ત્યાં શું કરે છે?" વજીરે બારણાં તરફ નજર દોડાવી જેથી માલમ પડયું કે તે અડધું ઉઘાડું છે, તેપર તુરત તેણે **કાલીફ્**નું લક્ષ ખેંચ્યું. **નૂરૂદીન** અને **લાવણ્યવતિ**એ મંડળીમાં શેખ **ઇબ્રાહીમ**ને સામેલ કીધો ત્યારે તેણે એ પ્રમાણે બારણું ઉઘાડું રાખ્યું હતું.

**કાલીફે** પોતાનો પેહેલો ઇરાદો મોકુફ રાખ્યો અને ધીરે ધીરે દીવાનખાનાના બારણા સુધી ગયો અને ત્યાં બારણું અડધું ઉઘાડું હતું તેથી પોતે છતો થયા વગરજ અંદરના માણસો શું કરે છે તે જોઈ શકાતું હતું. પ્રથમ તો તેણે જે જોયું તેથી ચકિત થયો. ત્યાં એક અનુપમ રૂપવંતી સ્ત્રી અને તેની સાથે એક ફુટડા યુવાન પુરૂષને શેખ **ઇબ્રાહીમ**ની સમીપમાં બેઠેલાં જોયાં. તેને જોતાંજ તે ઘણો આશ્ચર્ય પામ્યો. આ વખતે શેખ **ઇબ્રાહીમ** હાથમાં પ્યાલું લઈ સામો ઉભો રહ્યો હતો. તેણે **લાવણ્યવતિને** કહ્યું: "બાઈ સાહેબ, ખરા ખેલાડી ગાણું ગાયા વગર પીતા નથી. જો આપની ખુશી હોય તો હું એક સુંદર ગાયન ગાઇ સંભળાવું!"

શેખ **ઇબ્રાહીમે** તુરત એક રાગ લલકાર્યો; અને **કાલીફ**ને ઘણો અચંબો લાગ્યો કે "શેખ **ઇબ્રાહીમ** મદ્ય પીએ છે એ તો હું આજ સુધી જાણતોજ ન્હોતો; પણ તેનો ઉપરનો દેખાવ સભ્ય અને સુદ્રઢ છતાં ભાઈસાહેબ અંદરથી ફુટેલા કાળજાના જણાય છે." જેવી રીતે પ્રવેશ કરતી વખતે સંભાળ રાખી હતી તેટલીજ સંભાળથી **કાલીફ** બારણા આગળથી પાછો ઉતરી પડયો; અને મૂખ્ય મંત્રી **ગાયફર** જે જરા હેઠો પગથીઆમાંજ ઉભો હતો તેને કહ્યું,–"ઉપર ચઢ, ને જો તું મને સમજાવતો હતો તે મુજબ કેવા મસજીદના ફકીરો અંદર છે."

આ છેલ્લા શબ્દો **કાલીફ** જે સાદમાં બોલ્યો તેપરથી વજીર સમજી ગયો કે આપણા તો બાર વાગ્યા છે. તોપણ ઉપર ચઢયો. જ્યારે ડોકીયું કરી જોયું તો ત્રણ જણને બેઠેલાં દીઠાં.બાપડો **ગાયફર** આથી જીવ જવાની ધાસ્તીથી ધ્રુજવા લાગ્યો. તે પાછો **કાલીફ** પાસે આવ્યો, પણ એટલો ગભરાયલો હતો કે શુદ્ધ પણ રહી ન્હોતી કે શું કહેવું ! **કાલીફે** તેને કહ્યું,–"તારી નફ્ટાઇનાં આ શાં કૃત્યો ! મારી વાડી અને મંડપમાં મોજ મારવાની છૂટ લેવાની હિંમત ધરનાર એ કોણ છે? જો કે તેઓ મહાઅપરાધી છે તથાપિ તેઓ તરફ દયાની નજરે એટલાજ માટે જોવું પડે છે કે આવું સરખે સરખું સુંદર જોડું મેં મારી જીંદગીમાં કદી જોયુંજ નથી. અને તેટલા માટે ગુસ્સો પ્રગટ કીધા પેહલા જાણી લેવું જોઈએ કે એ કોણ છેને કેમ અત્રે આવ્યાં છે! એટલું બોલી તેઓને વધારે બારીકીથી નિહાળવાના હેતુથી **કાલીફ** તે બારણા આગળ પાછો ગયો અને વજીર પાછળ પાછળ ચઢયો. તે પણ તેની પાછળ ઉભો રહ્યો. તે બન્ને જણે શેખ **ઇબ્રાહીમ**ના શબ્દેશબ્દ સાંભળ્યા; તેણે **લાવણ્યવતિ**ને કહ્યું "હે મોહના, આજ રાતની લેહેજત સંપૂર્ણ કરવામાં કંઈ હવે બાકી રહી ગયું છે?" **લાવણ્યવતિ**એ જવાબ દીધો,–"ફ્કત વિણાની ખામી રહી ગઇ છે. અને હું ધારૂંછ કે જો એ-ટલો તે આણી આપે તો પછી કઇ મણા રહેશે નહીં." તેને શેખ**ઇબ્રાહીમે** પુછ્યું, "તમને વિણા વગાડતા આવડે છે?" **લાવણ્યવતિ**એ જવાબ દીધો; "આણી આપ્યા પછી જોશો કે આવડેછ કે નથી આવડતું !"

શેખ **ઇબ્રાહીમે** ઝાઝું આઘું પાછું ન જતાં નજદીકજ એક દીવાનખાના માંથી વિણા કાઢી ને **લાવણ્યવતિ**ને આપી.તે લઇને તે "તુન્, તુન્, તુન્" કરતી સ્વરો મેલવવા લાગી. એ જોઈ **કાલીફ** વજીર તરફ જોઇને બોલ્યો, એ યુવતી વિણા વગાડે છે, પણ જો તે સરસ વગાડશે તોતો એને અને એને લી-

ધે પેલા યુવાનને પણ માફ કરીશ, પણ તને તો ફાંસીએજ લટકાવીશ.'! વજીરે કહ્યું, "સદ્ધર્મપાળક મહાપિતા! જો આપનો એજ ઇરાદો હોય તો તો ઈશ્વર કરેને તે ખરાબ વગાડે." કાલીફે પુછ્યું-"એમ કેમ કહે છે? વજીર બોલ્યો,-"કેમકે સાહેબ, જેટલું દુનીઆંમાં વધારે જીવીએછ તેટલાજ અનુભવી બની મરણ ટાણે દીલાસો અનેક પ્રકારે મેળવી શકીએ છીએ." કાલીફને આ સરસોકતી ઘણી પ્રીય લાગી તેથી હસવા લાગ્યો. અને બારણાની ફાટમાં કાન માડી લાવણ્યવતિને ગાતાં સાંભળવા ઉભો.

લાવણ્યવતિએ એવી ઢબથી શરૂઆત કીધી કે વિણા હાથમાં ધરતાંજ કાલીફે દીઠું કે તે ઘણીજ પ્રવિણતાથી તાન મિલાવે છે. પછી તે એક રાગ ગાવા લાગી. અને તંબુરાના સ્વર સાથે તેના કંઠનો સ્વર મેળવી દીધો, જે વખાણવા યોગ્ય ઝીણો હતો, તે સુર સાથે એટલી ચતુરાઇ અને મીઠાશથી ગાવા માંડયું કે કાલિફ તેને સાંભળીને મોહવશ થઇ ગયો. તે મનમાં બોલ્યો કે "શું આ સ્વર્ગની રંભા આ જગતને મોહાંધ કરવાને આવી છે, કે સાક્ષાત્ તિલોતમા મનેજ મોહાંધ કરવા આવી છે? એના રાગ તાલના સુરથી મારી શુધ બુધ જતી રહી છે." પછી લાવણ્યવતિ ગીત ગાઈ રહી એટલે કાલીફ નીચે ઉતરી પડયો અને વજીર પણ તેની પાછળ ઉતર્યો. છેક નીચે આવ્યા ત્યારે કાલીફે વજીરને કહ્યું,-"આવી મોહકારક રીતે અને કુશળતાથી વિણા વગાડતાં, કદી કોઇને મેં સાંભળ્યું નથી. ઇસાક કે જેને હું દુનીઆમાં ઘણોજ કુશળ વગાડનાર ધારતો હતો તે પણ એની બરાબરી કરે તેવો નથી. મને હવે તે તુચ્છ જેવો લાગે છે. આ સુંદરીના ગાયને મને એટલો રંજીત કીધો છે કે હું અંદર જઈ મારી સન્મુખ ગવાડી સાંભળીશ. માટે વિચાર કરો કે મારે તે શી રીતે કરવું?"

"ધર્મધુરંધર મહારાજાધિરાજ, આપ અંદર જાઓ ને કદાચ શેખ ઇબ્રાહીમ તમને આંખથી જોશે તો તે બીકનો માર્યો ત્યાંનો ત્યાં મરી જશે." કાલીફે જવાબ દીધો, "એજ મોટી પીડા છે તો? આટલા બધા વર્ષ નોકરી કરી તેના મરણનું કારણ હું પોતે થાઉં તેને માટેજ બધી વિમાસણ છે તો! મારા મનમાં હમણાજ એક વિચાર આવ્યો છે ને તે પાર પડે તો પડે પણ ખરો. તું મસરૂરની સાથે અંહીજ ઉભો રહે ને એટલામાં હું પેલી તરફની વાટિકામાં ફરી આવું છું."

પાડોશમાં તૈગ્રીસ નદી આવી હતી તેથી કાલીફે એક ખાઈ કરાવી તેમાં ઘણુંક પાણી આણ્યું હતું-એ ખાઇમાં સારી સારી માછલીઓ

આવી ભરાતી હતી. આ વાત સઘલા માછીઓ જાણુતા હતા તેથી આખી દુનીઆના માછીઓ ત્યાંજ માછલાં પકડવા આવતા હતા. પણ **કાલીફે** શેખ **ઈબ્રાહીમને** સખ્ત હુકમ કીધો હતો કે કોઇને ખાઇ નજીક જવા ન દેવો. એમ છતાં તેજ રાત્રિના એક માછી વાટિકાના દરવાજા આગલથી ચાલ્યો જતો હતો તેણે ચિત્રમંડળનું દ્વાર ઉઘાડું દીઠું; (કેમકે **કાલીફે** ઉઘાડું દીઠુ હતું માટે ઉઘાડુંજ રેહેવા દીધું હતું,) તેથી તે એ તકનો લાભ લઈ અંદર પેસીને સીધોજ સરોવર તરફ ચાલ્યો. ત્યાં તદન એકાંત હતું. નિર્જનવાસ જોઇને તુરતજ માછી પોતાનું કામ કરવા મંડી પડયો, ને જાળનાખીને તે પાછી ખેંચતો હતો તેટલામાં, શેખ **ઈબ્રાહીમ**ની બીન કાલજીથી શું પરીણામ થાય તેની શંકા કરતો, પણ પોતાનું કાર્ય સિદ્ધ કરવાને, માછીની જાળ કામમાં લેવી છે તેથી, તે જગ્યાપર **કાલીફ** આવી ચડયો. અગરજો જુઠા લેબાસમાં **કાલીફ** હતો તોપણ માછીએ એને વરતી કાઢયો; અને પગે પડી માફ માગવા લાગ્યો ને કહેવા લાગ્યો "માબાપ, ગરીબ આદમી છું. ઉદર નિમિત આ રસ્તો લેવો પડયો છે. મને માફ કરો, મેં ગુન્હો કીધો છે, પણ જાણી જોઈ તે નથી કીધો. આ વાડિનાં દ્વાર ઉઘાડાં હતાં, તે કેમ તેવાંજ રહ્યાં છે તે તપાસવા હું અંદર આવ્યો, ને મેં કોઈને અત્રે દિઠું નહિ તેથી આ તકનો લાભ લીધો છે. પણ કૃપાવંત મહારાજ, ધર્મધુરંધર કૃપાઘના, મને ક્ષમા કરો." આમ કેહેતો તે પગે પડયો. **કાલીફે** કહ્યું,–"ઉઠ, ડર નહીં. તારી જાળ ખેંચી કાઢ, જોઉંતો ખરો, તેં કેટલી માછલી પકડી છે!"

તાલકાળ માછીની બીક નિવારણ થઈ ને તેણે **કાલીફની** આજ્ઞાનુસારે કીધું. તેણે મોટી પાંચ માછલીઓ જાળમાંથી કહાડી. તે માહેલી બે પ્રસન્ન કરી **કાલીફે** એક ઝાડની ડાળી સાથે લટકાવી દીધી. આટલું કરીને માછીને કહ્યું, "ભલા માણુસ, કાંઈપણ પ્રશ્ન કીધા વિના મને તારાં લુગડાં ઉતારી આપ, ને મારાં તું લે." માછી ઘણો અચંબો પામ્યો. પણ આ અદલબદલ થોડી વારમાં થઇ ગઈ અને **કાલીફે** જોડાથી તે પાઘડી સુધી–પગથી તે માથા સુધી–માછીનો પેહેરવેષ પેહેરયો. પછી **કાલીફે** કહ્યું, "લે તારી જાળ ને તારે કામે ચાલ્યો જા."

પોતાનું નશીબ ઉઘડયું તેથી ખુશી થતો માછી ચાલ્યો ગયો. ત્યાર પછી તે બે માછલીઓ હાથમાં લઇ વજીર અને **મસરૂર**ને શોધવા લાગ્યો. પેહેલો તો તેને **ગાયફૂર** મલ્યો. તેણે બીલકુલ **કાલીફને** પીછાણ્યો નહી ને પુ-

છવા લાગો, "શું કામ છે રે? ગમારના જણ્યા, ક્યાં જાયછે તે ખબર છે? આ **કાલીફ** હરૂનનો મેહેલ છે તે તને માલમ નથી કે? વિના પ્રયોજને મરી જશે, માટે ચાલી જા. જા ચાલ્યો જા તારે ધંધે." **કાલીફ** હસવા માડ્યું તેથી વજીરે ઓળખી કાઢ્યો અને કહેવા લાગ્યો, "ધર્મધુરંધર શું આપજ છો કે? મેં આપને ઓલખ્યા નહીં માંટે હજારો હજારવાર મારી અમર્યાદાને માટે માફી માગું છું. તમે એવો તો વેષ ધારણ કીધો છે કે શેખ **ઇબ્રાહીમ** પારખી શકશે નહીજ, માટે બેધડક દીવાનખાનામાં જાઓ." **કાલીફે** કહ્યું, "તું અને **મસરૂર** અહીંજ રહેજો ને હું જઇને મારો વેષ ભજવુંછું તે જોજો."

**કાલીફે** ઉપર જઇ દરવાજાનાં બારણાં ઠોક્યાં. **નૂરૂદ્દીને** પેહેલાં સાંભળ્યા અને શેખ **ઇબ્રાહીમને** કહ્યું કે જો કોણ છે? **કાલીફ** બારણાં ઉઘાડી પોતે દીઠામાં આવે માટે જરા આગળ દીવાનખાનામાં ગયો, અને બોલ્યો, "શેખ **ઇબ્રાહીમ,** હું **કરીમ** માછી છું; અને મેં સાંભલ્યુંછ કે તમો આપના કેટલાક મિત્રોને જયાફત આપવાના છો તેથી ઘણીજ સારી બે માછલીઓ તાજી પકડેલી છે, માટે પુછવા આવ્યો છું કે તેનો ખપ છે? જો હોય તો આ રહી, લો."

માછલીનું નામ સાંભલી **નુરૂદ્દીન** અને **લાવણ્યવતિ** ખુશ થયાં. **લાવણ્યવતિ** બોલી, "શેખ **ઇબ્રાહીમ,** મેહેરબાની કરીને એને આવવા દે, જોઈયે તો ખરા, તે કેવીક છે?" પોતાનો મુખ્ય વિચાર **લાવણ્યવતિને** ખુશ કરવાનો અસ્સલથી હતો તેથી આ વેષધારી માછી કેવી રીતે અને કયે રસ્તે આવ્યો, તે શેખ **ઇબ્રાહીમ** પુછી પણ શક્યો નહીં. જેમ તેમ કરીને તેણે પોતાનું મૂખ બારણા તરફ ફેરવી ખૂબ ચકચૂર હતો તેથી લથડતે અવાજે **કાલીફને** બોલાવ્યો, "અહીં આવ રે ગમારડા, રાત્રિના ચોર, જોવા દે હમને, શું લાવ્યો છે? રાંડના, કંઈ વિચાર છે કે અત્યારે માછલીની જરૂર હોય?" શેખ **ઇબ્રાહીમ કાલીફને** હજી માછીજ જાણે છે. **કાલીફ** આગળ વધ્યો અને માછીની સઘળી ઢબછબ કરી બે માછલીઓ બતાવી. **લાવણ્યવતિ** બોલી,–"અરે આ બહુ સારી છે. અને જો તેને સારી રીતે સુધારીને રાંધી હોય તો માંહેથી થોડીક ખાવાની ઘણી મરજી થાયછે." શેખ **ઇબ્રાહીમે કરીમ** માછીને કહ્યું,–"બાઈ સાહેબ બોલે છે તે બરાબર છે, રાંધ્યા વગરની તારી માછલીને શું કરશે? જા મારા રસોડામાં ને તુંજ રાંધી લાવ. ત્યાં તારે જે જોઇશું તે તૈયાર છે. જો એમ હોય તોજ તારી માછલી ખપે."



માછી કાલિફ્ને પગે પડયો. પૃ. ૧૧૧.

**કાલીફ** પાછો વજીર પાસે આવ્યો ને કેહવા લાગ્યો,–"વજીર, સત્કાર તો ઘણો સારો થયો છે; પણ તેઓને માછલીઓ રાંધેલી જોઇએ છે!" વજીરે કહ્યું,–"તેતો એક ક્ષણમાં લેની હુંજ રાંધી આપીશ." **કાલીફે** કહ્યું,–"નહીં, નહીં, મારો ઇરાદો પાર પાડવા એટલો આતુર છું કે એ તસદી તો હુંજ લઇશ; કેમકે જ્યારે માછીનો વેષ આવી સારી રીતે ભજવ્યો ત્યારે એક ફેરો રસોઈયાનો પણ મારેજ વેષ ભજવવો જોઇએ. હું નહાનો હતો ત્યારે જરાતરા રસોઇનું કામ કરતો હતો અને હમેશ તેમાં મને શાબાશી મળતી હતી." આજે વળી તપાસી જોઉં કે કેમ થાય છે! જે સ્ત્રી પુરૂષ, મનોહર દેખાવવાળાં જણાય છે તે ભોજનમાં પણ સમજતા હોવાં જોઈએ, તે મારી રસોઇની તારીફ કરે છે કે નહિ તે મારે જાતેજ તપાસવું. એટલું બોલી તે શેખ **ઇબ્રાહીમ**ના–ઝુંપડાં તરફ ગયો, અને વજીર અને **મસરૂર** પાછળ પાછળ ગયા. તુરત ત્રણ જણા કામે વળગી પડયા. અને શેખ **ઇબ્રાહીમ**નું રસોડું બહુ મોટું તો નહોતુંજ, તોપણ તેમાં જેજે જોઇએ તે સઘળુંજ હતું, તે ઝડપોઝડપ હાથમાં લઇ લીધું ને બંને માછલી ઝડપ બંધ રાંધી નાખી. તેને **કાલીફે** જુદી જુદી રકાબીમાં પોતેજ પીરસી અને સાથે એકેક લીંબુની ચીરી મુકી કે જેને જોઇએ તે તે પકવાનમાં નીચોવી ખાય. માછીના વેષમાં **કાલીફ** નમન કરતો તે માછલીની રકાબી લઇને દિવાનખાનામાં આવ્યો, કે તુરત **નૂરૂદ્દીને** તેને સાબાશી આપી ને એક મ્હોર દીધી, જે માન સાથે **કાલીફે** લઈ તેના સામા ટગર ટગર જોઇ રહ્યો. પછી ત્રણે જણાએ તે પકવાનપર હાથ ચલાવ્યો ને તે બધા હોંસે હોંસે ખાઇ ગયા; તેમાં પણ વિશેષે કરીને **નૂરૂદ્દીન** અને **લાવણ્યવતિ**એ ઘણી ખાધી અને **કાલીફ** તેઓની ખીજમતમાં રહ્યો.

ખાણું ખાઇ રહ્યા પછી **નૂરૂદ્દીન કાલીફ**ની સામું જોઈ બોલ્યો "અરે માછીડા આથી સરસ માછલી તો હમે કોઇ દિવસ ખાધી નથી; અને તેં હમારાપર બનતી રીતે ઘણોજ ઉપકાર કીધો છે; એટલું બોલી પોતાનો હાથ છાતીપરના અંતરપટમાં ઘાલી, એકત્રીસ મોહોરની થેલી, કે જે **બલસોરા**ના દરબારી **સગીઅરે** ત્યાંથી નીકળતી વખત એને ચાલીસ મોહોરની આપી હતી તેમાંથી બાકી રહી હતી તે કાઢીને તે બોલ્યો, "આ લે, જો મારી પાસે બીજી વધારે હોત તો આપતે. મારી સંપત્તિના વખતમાં જો હું તને આપતો હતે તો તને કંઇ તંગી પડવા દેત નહી.

આ નાની સરખી બક્ષીસની ના કહે નહીં; પણ જાણે બહુ મોટી હોય તેમ માની અંગીકાર કરવાની મેહેરબાની કર. સમજ્યો કે!"

**કાલીફે** તે થેલી લીધી અને **નૂરૂદ્દીનનો** ઉપકાર માન્યો અને તેના વજનપરથી માલમ પડયું કે એમાં સોના મોહોર છે, ત્યારે તેણે **નૂરૂદ્દીનને** કહ્યું "સાહેબ, આપની ઉદારતાને માટે હું કેટલો ઉપકાર માનું? અને હું પોતાને પણ ઘણો ભાગ્યશાળી માનું છું કે આપ જેવા ઉદાર પુરૂષનો મિલાપ થઇ ગયો. પેલી તરફ તંબુરો દેખું, તે હું જાણું છ કે આ બાઇ સાહેબ વગાડી જાણતાં હશે; અને જો તમે એમને એકજ રાગ ગાઇ સંભલાવવા કહો, તો પછી હું પૂર્ણ સંતોષથી ચાલ્યો જઇશ; કેમકે સાહેબ, તંબુરો એ એક એવું વાજીંત્ર છે કે જેનો મને ઘણો શોખ છે. એકાદી ગઝલ ઉડાવો ને તે ભેરવીની હોય તો ઠીક પડે, કેમકે વખત હવે પાછલી રાત્રિનો થવા આવ્યો છે."

**નૂરૂદ્દીને** તરતજ **લાવણ્યવતિને** કહ્યું, "પ્રાણપ્રિયે, એટલી મેહેરબાની હું માગી લઉં છું; અને આશા રાખું છું કે તું ના કહેશે નહીં." **નૂરૂદ્દીનને** કંઇ વધારે વિનય કરવો પડયો નહીં, પણ **લાવણ્યવતિએ** વિણા ઉપાડી, અને સૂરતાલ મેળવી એવો તો રાગ અલાપ્યો અને વિણા વગાડી કે **કાલીફનો** આત્મા મોહ પામી ગયો. પછી તેણે જુદી જુદી રાગરાગણી ગાઇને વિણામાં ફકત ગતોજ વગાડી તે એટલી ઝડપ અને હલકે હાથે હતી કે આનંદરંગમાં તે ડુબી ગયો.

**લાવણ્યવતિએ** વગાડવું બંધ કીધું ત્યારે **કાલીફ** બોલી ઉઠયો, "વાહવાહ! શું કંઠ! શી ચાલાકી! શી ચાતુરી, આથી સુંદર ગાણું યા બજાણું હશે? આવું તો કદી સાંભળ્યું પણ નથી ને દીઠું પણ નથી. રે તાનસેન પણ જખ મારે છે."

**નૂરૂદ્દીનનો** સ્વભાવજ હતો કે જે એના વખાણ કરે તેને જે કંઇ પોતાનું હોય તે આપી દે. તે મુજબ, તે બોલ્યો, "અલ્યા માછી, હું જોઉં છ કે તને ગાયનનો શોખ છે. ખરો! અને જ્યારે એના પ્રયોગથી તું ખુશ થઈ ગયો ત્યારે જા એ સુંદરી તારીજ છે. એ હું તને બક્ષીસ કરી દઉં છું."

તત્ક્ષણ તેણે ઉભા થઇ, ઝભો નજીક પડયો હતો તે હાથમાં લઇ **કાલીફ** કે જેને માછી કરતાં કંઇ બીજો માણુસ જાણતો નહોતો તેને **લાવણ્યવતિ** સ્વાધીન કરી ચાલ્યા જવા માડયું. **નૂરૂદ્દીનની** આવી

ઉદારતાથી **લાવણ્યવતિ** ઘણીજ વિસ્મીત થઇ. તેણે તેને પકડી લીધો, અને નમ્રપણે બોલી, "સાહેબ, કયાં જાઓ છો? તમારે સ્થાનકે બેશી જાઓ હું આપને વિનંતી કરૂં છું કે હું જે ગાઉં અને વગાડું તે સાંભળો."

**લાવણ્યવતિ**ની ઇચ્છા મુજબ તેણે કીધું, અને પછી **લાવણ્યવતિ** એ વિણા હાથમાં લઇ અને **નૂરૂદીન** તરફ આંખમાં આંસુ આણી, કેટલીક કડી તેણે તે વખતેજ જોડી કહાડી; જેમાં તેણે તેની નિઃસ્પૃહતા અને **કરીમ**જેવા માછીડાને આપી દેવાની કઠોરતા અને સુગમતા માટે તેનો તિરસ્કાર કીધો હતો. તેમાં પણુ તે ગાઈ ગઈ કે એક માછીને મને સ્વાધિન કરતાં લજ્જા થતી નથી? તે મને કેમ વાપરી શકશે? કેમકે **નૂરૂદીન** અને તે બન્ને તેને **કાલીફ** છે એમ જાણુતાં નહોતાં.

જ્યારે **લાવણ્યવતિ** ગાઇ રહી ત્યારે વિણા પોતાની બાજુપર મુકી અને રૂમાલ આંખ આડો ધર્યો કે જે આંસુ તે દાબી શકતી નહતી તે દીઠામાં ન આવે. **નૂરૂદીને** આ સઘળા તિરસ્કારનો કશોજ જવાબ ન આપ્યો પણુ પોતાની ચુપકીથી એવું બતાવતો હતો કે પોતે જે કીધું છ તે માટે તે જરા પસ્તાતો નથી. **કાલીફ**ને તો જે પોતે સાંભળ્યું હતું તેથી ઘણું આશ્ચર્ય લાગ્યું અને કહ્યું, સાહેબ, "મારી નજર પહોચતાં સૂધી તો એટલું ધારી શકું છું કે આ સુંદર, અનૂપમ અને ગુણુવાન સ્ત્રીજ મને આપે આટલી ઉદારતાથી બક્ષીસ કીધી તે આપની દાસી હોવી જોઈએ." **નૂરૂદીને** જવાબ વાળ્યો, કરીમ એ યથાસ્થિત છે; અને હમણા તને આશ્ચર્ય તો લાગ્યું છે ખરૂં, પણ એને લીધે મારાપર જે જે આફતો આવી પડી છે તે સાંભળશો ત્યારે તને વધારે આશ્ચર્ય લાગશે. આ સાંભળી **કાલીફ** હજી પણુ માછીની ઢબથી બોલ્યો,–"ઓ ભાઇ સાહેબ, આપને વિનંતી કરૂંછું કે મને તે વાત થોડીક કહો. મને તમારી રીતભાત બહુ વિલક્ષણ લાગે છે, અને તમે કુલીન માબાપના ફરજંદ જણાઓ છો, ને આ સ્ત્રીને માટેજ તમે વિપત્તિ વેઠી તે કીસ્સા જેવી હશે."

**નૂરૂદીન** એવો તો કહ્યું કરવાને તત્પર હતો કે તરત સઘળીજ વાત કહી યથાસ્થીત માંડીને સંભળાવી. તેણે પોતાના પિતાએ કેવી રીતે **બલ-સોરા**ના રાજાને માટે **લાવણ્યવતિ**ને વેચાતી લીધી ત્યાંથી વાત આરંભી ને તેણે જે જે કીધું હતું અને પોતાપર જે જે ગુજર્યું હતું અને પછી

બગદાદમાં આવ્યા અને તેની સાથે વાતચીત કરતો હતો તે ક્ષણ સુધીની જરાકે જરા વાત કહી સંભળાવી. કાલીફ આ સાંભળી બહુ વિસ્મય પામ્યો, ને **નૂરૂદીન** પ્રત્યે અઢલક પ્રેમ છુટયો.

**નૂરૂદીને** પોતાની વાત પુરી કીધી એટલે **કાલીફે** પુછ્યું, અને હવે કયાં જાઓ છો? **નૂરૂદીને** જવાબ દીધો, "જયાં ઇશ્વર લઈ જાય ત્યાં ખરૂં." **કાલીફે** કહ્યું, "મારૂં કહ્યું જો માનો તો તો તમારે બીજે કહીં જવું નહીં. અને પાછા **બલસોરા**જ જાઓ; હું તમને એક ચીઠી લખી આપું છું તે મારૂં નામ દઈ રાજાને આપવી. તે વાંચ્યાથી તમને માલમ પડશે કે તે તમારો સારો સત્કાર કરશે અને કોઇ તમારી સામે બોલવાની હીમ્મત ધરશે નહીં." **નૂરૂદીને** કહ્યું, "અલ્યા માછીડા, ભોળા **કરીમ**, તું કંઈ અદ્ભૂત વાત કહે છે. તારા જેવા રંક માછીને રાજા સાથે કાગળ પત્રનો વ્યવહાર હોય એવું મેં કોઇ દહાડો સાંભળ્યું પણ નથી." **કાલીફે** કહ્યું, "એ વાતથી આશ્ચર્ય થવા જેવું કંઈ નથી; તમારે જાણવું જોઇએ કે અમે બન્નેએ એકજ વિદ્યાગુરૂપાસે વિદ્યાભ્યાસ કીધો છે, અને બન્ને દુનીઆમાં ખરે-ખરા જીવજાન દોસ્ત છૈએ. ખરૂં છે કે નશીબ બન્નેનાપર સરખી રીતે તુષ્ટમાન નથી થયું, તે રાજા થયોછે ને હું ફક્ત એક માછી છું. પણ એ વિષમતાને લીધે અમારી મિત્રતા કંઇ ઘટી નથી. તેણે મારૂં નશીબ ફેરવ-વાને ઘણી વાર ઈચ્છા જણાવી છે; પણ હુંજ હમેંશ ના કહું છું. અને મને જાણીને ઘણી ખુશી ઉપજે છે કે મારા મિત્રોને માટે મેં જે જે માગ્યું હશે તેને માટે તેણે કદી ના કહી નથી. મને એટલું કરવા દે અને તું કેવો સફળ થાય છે તે જોશે. સદોદિત, ગરીબ, નિરાશ્રીત એવાપર મારા ધંધાને લીધે ઉપકાર કર્યો જાઉંછું. મેં જેટલું જેટલું કીધું છે તે માટે મને સંતોષ છે, ને એવો સંતોષ તમો જેવા ઉમરાવને મદદ કરવાથી થશે. હું આશા રાખુંછું કે આ બાબતમાં તમે મને ના પાડશો નહી. મોટા લોકોની સેવા બજાવવી તેમાં મને જે આનંદ પ્રાપ્ત થાય છે તેવોજ આનંદ રંકને માટે પણ મને થાય છે. માટે મારી આ માંગણી સ્વીકારશો."

**કાલીફે** કરવા કહ્યું તે **નૂરૂદીને** માન્ય રાખ્યું; અને દીવાનખાનામાં લખવાનાં સઘળાં સાહીત્ય તૈયાર હતાં તે લઇ **બલસોરા**ના રાજાપર પત્ર લખ્યો, અને તેને આરંભે તેણે લખ્યું કે "પરમ કૃપાળુ ઇશ્વરના નામથી" એવું બતાવવાને કે તે સંપૂર્ણ આજ્ઞાનુસારે વર્તશે.

## કાલીફ હરૂન અલરશીદનો બલસોરાના રાજા પ્રત્યે પત્ર.

પ્યારા ભાઈ મહમદ ઝીની બી—આ પત્રનો લાવનાર, આગલા વજીર **ખાકન**નો પુત્ર **નૂરૂદ્દીન** તમને પત્રાર્પણ કરે તે વાંચતાને વાર જે બાદશાહી પોષાક તમે પહેર્યા હોય તે ઉતારી એને પેહેરાવવા, અને એને તમારા આસનપર બેસાડી દેવામાં કંઈ ચુક કરશો નહીં. બસ સલામ.

**લા. મ્હેદીનો પુત્ર હરૂન અલરશીદ.**

**કાલીફે** પત્ર બંધ કરીને ઉપર મોહોર કીધી; અને અંદર શું લખ્યું છે તે વાંચી સંભળાવ્યા વગર **નૂરૂદ્દીન**ને આપ્યો. તેણે કહ્યું,— "જાઓ, જે વહાણ ઉપડી જવાની તૈયારીમાં છે તેમાં જઇને બેશી જાઓ; કેમકે રોજ એ વખતે એક વહાણ અહીંથી તે તરફ ઉપડી જાય છે. તમે ચુકશો નહિ. મારૂં કહ્યું માન્ય રાખવામાં તમને ઘણો લાભ છે. વહાણમાંજ જઇને નિદ્રા લેજો. **નૂરૂદ્દીન**, પોતાની પાસેની સઘળી મહોરોની કોથળી તો આપી દીધીછે, પણ પેહેલાંના કંઇ થોડા પૈસા હતા તે સાથે રાખી પત્ર લઇ ચાલતો થયો; અને **લાવણ્યવતિ** તેના જવાની દલગીરીથી વ્યગ્ર થઇ, એક કોચપર જઇ પડી, અને છાતી ફાટ રડવા લાગી.

**નૂરૂદ્દીન** હજી દીવાનખાનામાંથી પુરો ગયો પણ ન્હોતો તેટલામાં શેખ **ઇબ્રાહીમ** આ સઘળો વખત મુગો મુગો બેસી રહ્યો હતો અને **કાલીફ**ની સામું ટગર ટગર જોયા કરતો હતો અને હજુ પણ નેતે **કરીમ** નામનો માછીજ જાણતો હતો તેને દમમાંને દમમાંજ કહેવા લાગ્યો,— "સાંભળરે એ **કરીમ**, તેં અમને બે માછલી આણી આપી છે તે ઘણુ તો વીસ દોઢીઆંની હશે, તેને બદલે એક અતિ બેમૂલ દાસી અને પૈસાની થેલી મળી છે! પણ તું જાણે છે કે તે બધું તારા એકલાનુંજ છે? હું કહું છું કે દાસીમાં તો આપણુ બેનો ભાગ છે. અને કોથળીને માટે તો તું મને બતાવ કે તેમાં શું છે? જો તેમાં રૂપીઆ હશે તો તેમાંથી તને માત્ર એક મળશે; પણ જો સોના મ્હોર હશે તો તે બધીજ હું લઈ લેઇશ અને તેના બદલામાં મારી પાસે મારી કોથળીમાં થોડાક પૈસા છે તે આપીશ. બાપાજીનો માલ ધારીને લઇ જવાનો વિચાર મનમાં રાખતોજ નહિ. હું તને આમ બધા પૈસા ને આ લાવણ્યમય મનમોહન મૂર્ત્તિ

પચવા દઉં તેવો નથી. તું મને ઓળખે છે એટલે આવી બાબતમાં રકઝક કરીને કાંદો કાઢી જશે.

અત્યાર પછી જે બન્યું તેને માટે સારી રીતે સમજ પડવા જણાવવું જોઇએ કે રકાબીઓ પુર્યા પહેલાં **કાલીફે** વજીરને પોતાના મેહેલમાં મોકલ્યો હતો અને ચાર સીપાઇઓને ઘણા ઉંચા પોષાકમાં મોકલી મંડપની બીજી બાજુએ આવી જ્યાં સુધી બારીમાંથી આંગળીનો ઇસારો કરૂં ત્યાં સુધી બેશી રહે, એવો હુકમ કીધો હતો. વજીરે પોતાનું કાર્ય કીધું હતું,–અને પોતે તથા **મસરૂર** ચાર સ્વારોને લઇ નિર્મિતસ્થાને આવી ઉભા હતા. તેથી આગલી વાતનો પાછો સંબંધ લઈ જણાવવું જોઈએ છે કે **કાલીફે** હજી પણ માછીનાં આચરણ કરી બહાદુરીથી શેખ **ઇબ્રાહીમને** જવાબ દીધો કે કોથળીમાં સોનું છે કે રૂપું તે મારી બલારાત જાણે; તથાપિ હું તારા જેવો દરિદ્રિ નથી કે તને હું યાદ નહિ રાખું. જો મારી ખુશીથી તેમાંથી તો તને અડધો ભાગ આપીશ. પણ આ રૂપસુંદરી માટે તો બોલતોજ નહિ, બોલશે તો તને ખૂબ ખમવું પડશે. એ તો હું એકલોજ રાખીશ. જો આ શરત કબુલ નહીં કરશે તો કંઇ નહીં આપું."

આ ઉદ્ધતાઇથી શેખ **ઇબ્રાહીમનો** મીજાજ છેક જતો રહ્યો, કેમકે તે હજી એને માછીજ જાણે છે. ને ટેબલપર એક ચીની કાચની રકાબી પડી હતી તે લઇ **કાલીફના** માથા ઉપર ફેંકી. **કાલીફે** તે ઝટ ચુકવી દીધી! જેથી તેના ભીત સાથે અફળાઇને ચુરેચુરા થઈ ગયા. પોતાનું નીશાન **શેખ ઇબ્રાહીમ** ચુકયો તેથી તો તે વધારે ગુસ્સે થયો અને ટેબલપર જે મીણબત્તી પડી હતી તે લઇને પોતાની જગ્યાપરથી ઉભો થયો અને લથડતો દાદર બારીમાં નેતર શોધવા ગયો.

આ તકનો **કાલીફે** લાભ લીધો અને બારીઓ ઠોકી એટલે વજીર, **મસરૂર**, અને ચાર ગુલામો તેની પાસે આવી પહોંચ્યા. ગુલામોએ **કાલીફનો** માછીનો પોષાક ઉતારી નાખ્યો અને પોતે જે બાદશાહી પોષાક લેતા આવ્યા હતા તે પહેરાવ્યો. તેઓએ **કાલીફને** સઘળો પોષાક પુરેપુરો પેહેરાવ્યો હતો, ને પછી દીવાનખાનામાં જે રાજ્યાસન હતું તેપર **કાલીફ** બેઠો હતો અને ગુલામો ઝડપથી કામે વળગી રહ્યા હતા તેટલામાં સ્વાર્થે લોભનો માર્યો, હાથમાં સોટી લઇને, વેષધારી માછીની ખુબ સેવા કરવાના ઈરાદાથી **શેખ ઈબ્રાહીમ** ધસમસતો, ક્રોધથી જેનાં તેત્ર રાતાં બિમ્બ જેવાં થઇ ગયાં છે ને લોભથી જે માછીના હાથમાંની બે મૂલી ચીજ લઇ લેવા તત્પર છે તે આવ્યો. પણ

અહિંયાં માછીને તો કંઇ દેખતો તથી; ને તેનાં કપડાં વચ્ચોવચ પડયાં છે; ને **કાલીફ** રાજ્યાસનપર વિરાજમાન થયો છે અને તેની એક બાજુએ **મસરૂર** ને બીજી બાજુએ વજીરને દેખે છે. આ અણધાર્યો દેખાવ જોઇને થોડીકવાર તો તે ટગર ટગર જોતોજ ઉભો ને વિચારમાં પડયો કે જાગું છું કે ઉંઘું છું. તેને આશ્ચર્ય થતું જોઈ **કાલીફ** હસવા લાગ્યો. અને શેખ **ઇબ્રાહીમને** બોલાવી કેહેવા લાગ્યો, કેમ શું જોઇએ છે? કોને શોધે છે?

શેખ **ઇબ્રાહીમનો** શક નિવારણ થયો ને જાણ્યું કે આ તો **કાલીફ** સાહેબજ છે. તેવોજ તે પગે પડયો અને પોતાની લાંબી દહાડી અને મ્હો જમીનમાં ઘાલ્યું. તે બોલ્યો ધર્મધુરંધર, આપના દાસાનુદાસે આપનો અજીમ અપરાધ કીધો છે, પણ તે ગુન્હા માટે તે હજારો હજારવાર માફી માગે છે. ગુલામો પોષાક પેહેરી રહ્યા એટલે **કાલીફ** આસનપરથી ઉઠી શેખ **ઇબ્રાહીમ** તરફ ગયો અને કહ્યું ઉઠ, તારો ગુન્હો માફ છે.

પછી **લાવણ્યવતિએ** જાણ્યું કે વાડી અને મંડપ, શેખ **ઇબ્રાહીમનાં** નથી પણ આ રાજાનાં છે અને એણેજ અત્યાર સુધી માછીનો વેષ ધારણ કરી પોતે માછીજ છે એવું કહ્યા કીધું હતું. તે ખુલ્લું થયું તેથી પોતાની દિલગીરી જરા નરમ પાડી. એટલે તેને **કાલીફે** કહ્યું, અયે મનમોહન મૂર્ત્તિ! તું ઉઠ અને મારી પાછળ પાછળ આવ. તું જે હમણા જોએ છે તેપરથી સમજી તો હશે કે હું કોણ છું? અને ખાત્રી થઇ હશે કે જે અસાધારણ ઉદારતાથી તને બક્ષીસ કીધી છે તેનો લાભ લઉં તેવો હું નિચ નથી. મેં તારા પ્રિયતમને **બલસોરા** મોકલ્યો છે ને તે ત્યાં રાજા થશે; અને તેને ત્યાં સ્થાપીત થવા સારૂ જોઇતા પરવાના મોકલીશ. પછી તું ત્યાં જજે અને તને રાણીનો અભિષેક થશે. એટલામાં તારે માટે મારા મેહેલમાં એક ઓરડો તૈયાર કરવાનો હુકમ આપું છું; ને ત્યાં તારી યોગ્ય બરદાસ્ત થશે. આ વાતથી **લાવણ્યવતિને** હીંમત આવી અને દીલાસો મળ્યો. તેણે માન્યું કે મને જે કલેશ થયો તેનો બદલો વળી ગયો, કેમકે **નૂરૂદ્દીનની** પદ્વી આટલી બધી વધી ગઇ છે. **કાલીફે** પોતાનું વચન પાળ્યું, અને તેને પોતાની **સ્ત્રી જુબૈદીને** સ્વાધીન કીધી, અને તેને વાકફ કીધી કે તે **નૂરૂદ્દીનને** માટે કેટલું ઉંચું મત ધરાવે છે.

**નૂરૂદ્દીનનું** પાછું **બલસોરે** જવું વધારે ભાગ્યશાળી અને ધાસ્ત્યા

કરતાં તેનો વેહેલો ઉદય થયો. ત્યાં પોંચતાંજ કોઇ મિત્ર યા સગાવહાલાને મળવા ન જતાં સીધો રાજમ્હેલ તરફ ગયો. ત્યાં રાજા દરબાર ભરી બેઠો હતો. નાયકાઓ નૃત્ય કરી રહી હતી; અમીરઉમરાવો કુરાન સમજાવી રહ્યા હતા; કારભારીઓ કામકાજ કરતા હતા, રાજા દમામમાંજ બિરાજ્યો હતો. તે સમયે કાગળ હાથમાં ઉંચો રાખી **નૂરૂદ્દીન** ભીડમાં રસ્તો કરતો આગળ ધસ્યો, અને લોકે પણ તેને તે પત્ર નીવેદન કરવા જવા સારૂ રસ્તો આપ્યો. રાજાએ પત્ર લીધો અને સીક્કો જોઇ પ્રેમથી ફોડીને વાંચ્યો. પણ વાંચતાંજ મ્હોં ગ્લાની પામી ગયું. તથાપિ તે પત્રને ત્રણ ત્રણ વાર ચુંબન કીધું અને **કાલીફ**નો હુકમ અમલમાં લાવવાનું ધારતો હતો એટલામાં તેને તે પત્ર **નૂરૂદ્દીન**ના કટ્ટાવેરી **સાઉઇ**ને બતાવવાનો વિચાર આવ્યો. **સાઉઇ**એ **નૂરૂદ્દીન**ને ઓળખ્યો, અને તેથી તે પત્રમાં જે લખ્યું હતું તેથી રાજા વિસ્મય થયો હતો તે કરતાં એ વિશેષ સખેદાશ્ચર્ય પામ્યો, અને ઘણો ચિંતાતૂર થઇ વિચારવા લાગ્યો કે એ કેમ આવ્યો હશે? અને એમાં પોતાનો પણ સ્વાર્થ રહ્યો હતો તેથી તે તક ન જવા દેવાનો વિચાર રાખ્યો. તેણે એવું ડોળ દેખાડયું કે મેં બરાબર વાંચ્યું નથી માટે જરા લાવો તો ખરા ફરી વાંચી જોઉં, પછી જાણે અંધારૂં પડતું હોય તે દુર કરવાની માફક બાજુએ ફર્યો, અને કોઇ દેખે નહીં તેમ ચાલાકીથી મથાળે જે શબ્દ લખ્યા હતા અને રાજાને આજ્ઞાનુસારે ચાલવાનો સખત હુકમ હતો તે ફાડી નાંખ્યું અને પોતાના મ્હોંમાં તે કટકો મુકી ગળી ગયો.

આવું અસાધારણ દુષ્ટતાનું કામ કરી **સાઉઇ** રાજા તરફ ફર્યા પછી ધીરે રહીને કહેવા લાગ્યો, "મહારાજ, આપ શું કરવા ધારો છો?" રાજાએ પ્રત્યુત્તર દીધો કે **કાલીફે** હુકમ કીધો છે તે અમલમાં લાવવો. દુષ્ટ વજીરે કહ્યું, આપ જે કરવા જાઓછો તેને માટે જરા સાવચેતી રાખો. ખરૂં છે? કે એ **કાલીફ**ના અક્ષર છે પણ તેના રીવાજ મુજબ મથાળું કયાં છે? રાજાએ એ મથાળું જોયું હતું, પણ જ્યારે ફરીથી દીઠું નહીં ત્યારે ગભરામણમાં વિચાર્યું કે મને ભ્રમ થયો હશે; કદાચ મારી આંખોએ મને ઠગ્યો હશે કિંવા હું ભુલતો હઇશ.

વજીરે જોયું કે અહિંયાં મારો દાવ ફાવ્યો છે એટલે આગળ વધીને કહેવા લાગ્યો **મહારાજાધિરાજ** શક કરવા જેવું કંઈજ નથી. મારી અને તમારી સામા **નૂરૂદ્દીન** ફરીઆદ કરવા ગયો હશે તેથી **કાલીફે** પીડા પતાવવા સારૂ એ પત્ર એને આપ્યો હશે. પણ એ માંહેલું અમલમાં

લાવવાનો ઇરાદો નહીં હોય. વળી આપણે વિચાર કરવો જોઇએ કે એણે શીક્કા મ્હોર સાથેનો કોઈ ખેપીઓ મોકલ્યો નથી, અને તે વગર કંઈ અમલ થાય નહીં. અને જ્યારે વિધિપૂર્વક તમારા જેવા રાજાને પદભ્રષ્ટ કીધા નથી ત્યાં સુધી એમ માનવું જોઇએ કે એ પત્ર **નૂરૂદ્દીન** કે હરકોઇ બનાવટ કરી લાવે એવો પત્ર ગમે તે લાવો, પણ તે અમલમાં લાવવાનો નથી. આપ નામદાર ભરોસો રાખો કે એવું કોઇ દહાડો બન્યું નથી; આ હુકમનું અપમાન થવાથી જે પરીણામ થાય તેને માટેનો જુમ્મો હું મારે માથે લઉં છું. મહારાજાધિરાજ આપ ખાત્રીથી જાણો કે આમાં ઘણું ભરમ ભરેલું કાવત્રું સમાયલું છે. તમો નામદારે પ્રતાપિ **કાલીફ**નો કંઇપણ ગુન્હો કીધો નથી તેમને ગુસ્સે થવાનું કારણ દીધું નથી, તો વગર અપરાધ, વગર કારણે તે પદભ્રષ્ટ કરે? નહિ નહિ નામદાર **કાલીફ** મૂર્ખ નથી." આવી દ્વેશ ભરેલી સલાહ **બલસોરા**ના રાજાએ તુરત માની અને **નૂરૂદ્દીન**ને તદન વજીર **સાઉઇ**ને સ્વાધીન કરી દીધો અને તેને તે ઘણી અપમાન ભરેલી રીતે પોતાને ઘેર લાવ્યો. મરણ તોલ ચાબખાનો માર મરાવી તેને કેદખાનામાં પુરવાનો હુકમ કીધો, અને કહ્યું કે અંધારામાં અંધારી ઉંડી કોટડીમાં પુરજો અને કારાગૃહાધ્યક્ષને સખત ભલામણ કીધી કે રોટલી અને પાણી શીવાય બીજું કંઈ એને આપવું નહીં.

**નૂરૂદ્દીન** મારથી અધમુઓ થઇ ગયો હતો ને બેશુદ્ધીમાં બહુ કાળ રહ્યો હતો; તેમાંથી જ્યારે દેહશુદ્ધી આવી ત્યારે પોતે કેવા કારાગૃહમાં પડયો છે તે દુર્ભાગ્ય માટે ઘણોજ દયામણી રીતે વિલાપ કરવા લાગ્યો. તે બોલ્યો, "રે માછી, તેં મને કેવો ઠગ્યો છે, અને મેં કેટલાં ભોળપણે તારૂં કહેવું માન્યું! હાય હાય! ગુણના ભાઇ દોષ! મેં તારો આટલો સત્કાર કીધો તેના બદલામાં આવી ક્રૂર અને દુષ્ટ દશા થવી ધારતો હતો? રે **અલ્લાહ** મેં તારો કીયો અપરાધ કીધોછે? રો રે માછીડા જખમારનાર, દુષ્ટ, આટલા કારણસરજ તેં મને **બલસોરા** મોકલ્યો કે? તે છતાં પણ ઇશ્વર તને તારા કૃત્યનું ફળ આપશે. કેમકે તારો ઇરાદો આટલો નીચ હશે એવું હું મારા મનમાં માની શકતોજ નહોતો. અને હું તો ધીરજથી મારા દુખનો પાર કેમ આવે છે તે જોઉં છું." આ પ્રમાણે તે મહા શોકસંતાપ કરવા લાગ્યો.

આવી દુ:ખદાયક હાલતમાં **નૂરૂદ્દીને** ૭ દહાડા કહાડયા. તેને **સાઉઇ**

કંઈ ભુલી ગયો ન્હોતો કે તેણે એને ત્યાં કેદ રાખ્યો છે. પણુ અપમાન ભરેલી રીતે તેને મારી નાખવાનો ઠરાવ કરી તે દુષ્ટ ધારણા પાર પાડવા તેણે પોતાના કેટલાક ગુલામોને ભારે ઇનામો આપ્યાં અને તેમનો આગેવાન થઇ રાજાને નજર કરવા ગયો; કેમકે તે પોતાનો અખત્યાર વાપરી મારી નાખી શકતો નહોતો. તેણે જઈને અતિ અદેખાઇથી કહ્યું કે "ગરીબપરવર, આ નવા રાજાએ પોતે ગાદીનશીન થયો તેની ખુશબખતીમાં આપની આગળ નજરાણા મોકલ્યા છે તે અંગીકાર કરશો."

જેવી સાઉદએ યોજના યોજી હતી તે મુજબજ રાજાએ એ વાત માની અને પુછ્યું "શું તે અભાગીયો હજી જીવે છે! મેં તો ધાર્યું કે તેં તેને ઠેકાણે કરી દીધો હશે. અને કયારનો જમપુરીમાં પોતાના કૃત્યનો બદલો લેવા ગયો હશે." વજીર બોલ્યો "મહારાજ, આપની રૈયતનો જીવ લેવો એ મારી સત્તા નથી." રાજાએ કહ્યું, "જા આ ક્ષણે એનું શીર છેદન કર." વજીર સાઉદ બોલ્યો, "આપે જે યોગ્ય ઇનસાફ આપ્યો છે તેને માટે ઘણો આભારી થયો છું. પણ નૂરૂદ્દીને મને જાહેરમાં અપમાન આપ્યું છે, માટે નૂરૂદ્દીનને આપના મેહેલની સામા ગરદન મારો એટલોજ ઉપકાર માગી લઉં છું અને તેટલા સારૂ આખા શેહેરમાં ઢંઢેરો પિટાવી જાહેર કરો કે લોકોને પણ શાંતી થાય કે અપમાનનું વેર પુરતું વળાયું છે." રાજાએ એ અરજ બહાળ રાખી અને દાંડીઆઓએ પોતાની ફરજ અદા કરતાં આખા શેહેરમાં દિલગીરી પસરી રહી. તેના પિતાના સદ્‌ગુણ હજી કોઇ વીસર્યું ન્હોતું તેથી તેનો પુત્ર આવી અપમાન ભરેલી રીતે મરણ પામે તે સાંભળી લોકમાં ત્રાસ વર્ત્યા વગર રહ્યો નહીં. અંતે સઘળાને ક્રોધ વ્યાપ્યો. વીસ ગુલામો તેની ક્રૂરતાના સાહેબૂતો લઈને સાઉદ પોતે કેદખાના આગળ ગયો, અને નૂરૂદ્દીનને કારાગૃહમાંથી કાઢયો, અને એક જીન વગરના કદરૂપા ખચ્ચરપર બેસાડયો. જ્યારે નૂરૂદ્દીને જોયું કે હવે તો બીલકુલ શત્રુના હાથમાંજ છૈએ ત્યારે તે બોલ્યો, "હવે તું જીતનો ડંકો બજાવેછ, કેમ! અને તારી શક્તિનો આવો ગેરઉપયોગ કરે છે? પણ આપણા ધર્મ પુસ્તકમાં લખ્યું છે કે તું ગેરવાજબી ઇનસાફ કરીશ તો થોડા વખતમાં તારો ઈનસાફ તારે હાથેજ કરવો પડશે." વજીર સાઉદએ જાણે મોર માર્યો હોય નહીં તેમ બોલ્યો:-"શું છેરે ઉધ્ધત, હજીપણુ મારૂં અપમાન કરવા હીંમત ધરે છે કે? મારાપર ગમે તે થાઓ તેની મને દરકાર નથી, પણુ તારૂં માથું આખા બલસોરાની વસ્તીની બીચમાં

ધડપરથી જુદું પડેલું જોઇ મને ખુશી થશે. તારે પણ યાદ રાખવું જોઇએ કે આપણા એક પુસ્તકમાં કહ્યું છે કે જો એક માણસ પોતાના દુશ્મનના મરણ પછી બીજેજ દીવસે મરણ પામે તો તે શી બિસાતનું છે? મને મરવાનું જરાપણ દુઃખ નથી, પેહેલાં આજે તું તો મર, પછી મરવું તો છેજ—પણ રે અધમ! તેં મને કંઇ થોડું દુઃખ દીધું નથી. તારો પાપી પીતા પણ મને એમજ કરતો હતો. તું તો છટકી નહિ શકે." "ઠીક છે, જો હું છુટીશ તો તને યોગ્ય બદલો આપીશ; નૂરૂદ્દીને કહ્યું. "એમ કે! હજી છુટવું છે, ત્યારે તો ચાલ જલદી, રખેને તું છટકી જાય;" વજીરે પોતાનું પાપ ચેતીને કહ્યું.

વજીર દૃઢ દુશ્મનાઇ ધરી, પોતાના હથીઆરબંધ ગુલામોથી વિંટાયલા **નૂરૂદ્દીનને** લઇને મેહેલ તરફ ચાલ્યો. જેવો તે ગયો તેવાજ લોકો તેનાપર તુટી પડવા તૈયાર હતા; અને જો કોઇએ પણ આગેવાની કીધી હોત તો છુટા પથ્થર મારી મારીને તેને જમપુરી પોંચતો કીધો હોત. જ્યારે **નૂરૂદ્દીનને**, વધસ્થાન જે રાજમહેલની સન્મૂખ હતું ત્યાં આગળ લાવ્યા ત્યારે તેને મારાઓને સ્વાધીન કીધો, અને તે સીધો રાજા પાસે ગયો; રાજા પણ પોતાની આંખો આ ખુનખાર દેખાવ જે તેણે તૈયાર કરાવ્યો હતો, તેથી તૃપ્ત થવા સજ થઇ પોતાના ઓરડામાં ગયો હતો.

રાજાના પોહોરેગીરો અને વજીરના ગુલામો જે **નૂરૂદ્દીનની** આગળ પાછળ વીટાઈ વળ્યા હતા તેમને લોકોને દૂર રાખતાં ઘણી મુશીબત પડી; કેમકે તે લોકો દરેક ક્ષણે અંદર ઘુસી જઇ જબરજસ્તીથી લઇ જવાનો પ્રયત્ન કરતા હતા. વધ કરનાર ચાંડાલે આવી તેને કહ્યું, મેહેરબાન, હું આશા રાખુ છું કે તમો મને માફ કરશો! હું તો ફક્ત ગુલામ માણસ છું અને મારી ફરજ બજાવ્યા વગર છુટકો નથી. જો તમારે કંઇ કહેવું મુકવું નહીં હોય તો સાવધાન થાઓ; કેમકે રાજા ઘા કરવાને મને હમણા હુકમ આપશે.

બીચારો કમનશીબવાન **નૂરૂદ્દીન**! રંકનો રાય, ને રાયનો રંક તે થાય છે, ને ઇશ્વરી લીલા કેવી છે તેનો કંઇપણ વિચાર કરતો નથી, પણ ચિત્તભ્રમ થયેલો માત્ર અલ્લાહને યાદ કરે છે, તેનું મન અલ્લાહમાં છે, નેત્ર વધસ્થંભ, ચાંડાળ, લોક ને દુષ્ટ સાઉદ તરફ છે, તે ઘડી ઘડીમાં સૌને જોય છે–તે ક્રુર ક્ષણે, આસપાસના લોકોની સામું જોઇ, બોલ્યો, મારી તૃષા મટાડવા કોઈ મને પાણી નહીં આપે? તરતજ પાણી તેને વધસ્થંભ ઉપર આણી આપ્યું. આ ધીટતા જોઇ

વજીર **સાઉદ** રાજાના ઓરડાની બારીએથી—કે જ્યાં તે બેઠો હતો ત્યાંથી—બુમ પાડી કહેવા લાગ્યોઃ—મારો મારો, શાને માટે ખોટી છો ? આ નિર્દય શબ્દો સાંભળી તે આખું સ્થાન તેની સામું ગાળોની વૃષ્ટીથી ભરપૂર (દીધેલી ગાળોના પ્રત્યાઘાતથી) ગાજી રહ્યું, અને રાજાએ અખત્યાર કીધેલી તેની સત્તાની અદેખાઇ કરી એવું બતાવી આપ્યું કે એણે જે આપ અખત્યારી વાપરી છે તેથી અમે ગુસ્સે થયા છીએ. રાજા આથી ચેતી ગયો અને મારાને સબુર કરવા કહ્યું. આમ કરવાનું બીજું પણ કારણ હતું, કેમકે રાજાની નજર તેની સામા આવી રહેલા એક મોટા મ્હોલામાં પડી. ત્યાં કેટલુંક ઘોડેસ્વાર લશ્કર પુર જોશમાં મેહેલતરફ દોડી આવતું દીઠું. રાજાએ કહ્યું, "વજીર જો પેલી તરફ, એ ઘોડેસ્વાર કેમ આવતા હશે ? **સાઉદ** જાણતો ન્હોતો કે તે શું હશે તેથી, મારાઓને હુકમ આપવા આતુરતા જણાવવા લાગ્યો. પણ રાજાએ કહ્યું ના, મારે પેહેલાં જાણવું જોઈએ કે તે ઘોડેસ્વાર કોણ છે! એ વજીર **ગાયફર** હતો અને તે **કાલીફ**ના હુકમથી પોતાના રસાલા સહીત બગદાદથી આવતો હતો.

આ મંત્રીને **બલસોરા** આવવું પડયું તેનું કારણ એ કે **નૂરૂદ્દીને** **બગદાદથી** રૂકસદ લીધી ત્યારે **કાલીફે** **લાવણ્યવતિને** કહ્યું હતું તે મુજબ બીજે દહાડે વા કેટલાક દહાડા પછી પણ મ્હોર છાપનો પરવાનો મોકલવાનું યાદ આવ્યું ન્હોતું. એવું બન્યું કે તે એક દીવસ મેહેલના અંદરના ભાગમાં જનાનખાનામાં હતો ત્યારે તેણે એક કાલજું કોરતો અવાજ સાંભળ્યો. તેણે કાન માંડી સાંભળ્યું, તો માલમ પડયું કે કોઇ વિરહણી નાયકા પોતાના પ્રિયતમ માટે વિયોગનું રૂદન કરે છે. ત્યારે તેણે એક દરબારીને પુછ્યું કે તે ઓરડામાં કોણ રહે છે ? દરબારીએ જવાબ દીધો કે જે યુવાન પુરૂષને આપે **મહુમદઝીની** બીજાની જગ્યાએ રાજા થવા **બલસોરા** મોકલ્યો છે તેની પ્રિયંવદા દાસી એ છે.

**કાલીફ** બોલ્યો અરે ! અરર બીચારા **નૂરૂદ્દીન** ! તને તો હું તદન ભુલીજ ગયો. એમ કહી દરબારીને કહ્યું જા દોડ, **ગાયફરને** કહે કે મારી પાસે આવે. તુરતજ તે આવ્યો કે રાજાએ કહ્યું, **ગાયફર**, **નૂરૂદ્દીનને** માટે મોહોર છાપનો પરવાનો તો મોકલવો ભુલી ગયો છું. તે પોંચેથી તેને બલસોરાના રાજાનો અભિષેક થવાનો હતો. હવે તો તે લખવાનો વખત નથી, માટે કેટલાક ડાકના ઘોડા લે અને થોડાક ગુલામો લઇ બનતી ઉતાવળે તે શેહેરમાં જા. જો **નૂરૂદ્દાન** જીવતો નહોય ને મારી

નાંખ્યો હોય તો વજીર સાઉઇને ફાંસી દેવાડજે; અને જો જીવતો હોય તો તે રાજા અને વજીર બન્નેને મારી પાસે લાવજે. આ હુકમ બજાવવામાં ઢીલ ન કરીશ. મુખ્ય મંત્રીએ ઘોડે ચઢવા જેટલીજ ઢીલ કીધી; અને પોતાના ખાનગી માણસોનો રસાલો લઈ, **બલસોરા** જવા નીકળ્યો; અને ત્યાં જેવી રીતે જણાવ્યું છે તેવી રીતે અંતે એવે પ્રસંગે આવી ચઢ્યો કે જો થોડી પળનો ફેર પડત તો, અહા! બાપડા **નૂરૂદીન**ના બુરા હાલ થાત. જેવો **ગાયફર** મેહેલના ચોકમાં આવ્યો કે લોકોએ તેને માટે રસ્તો કીધો, અને બુમો પાડવા લાગ્યા કે **નૂરૂદીન**ને બચાવો, **નૂરૂદીન**ને બચાવો–તે આખા રસાલા સાથે મેહેલના દાદર સુધી ગયો અને ઘોડાપરથી ઉતર્યો.

**બલસોરા**ના રાજાએ જાણ્યું કે એ **કાલીફ**નો મંત્રી છે તેથી મળવાને સામો આવ્યો, અને પોતાના ઓરડાના બારણા સુધી સામો જઇ સત્કાર કીધો. વજીરે પેહેલો તો એજ સવાલ કીધો કે **નૂરૂદીન** જીવે છે કે નહીં? ને જો જીવતો હોય તો તેડાવી મંગાવો. રાજાએ જવાબ દીધો કે જીવે છે; અને તુરત તેડી લાવવાને હુકમ કીધો–તે પરથી તેને બાંધ્યો હતો તેવોજ લાવીને રજુ કીધો. મુખ્ય મંત્રી **ગાયફરે** તેને છોડવાનો હુકમ કીધો અને તેને સ્વતંત્ર કરીને તેજ દોરડે વજીર સાઉઇને પકડીને બંધાવ્યો. લોકોમાં આ સુવર્તમાન જણાયાં કે જગે જગે આનંદ વર્ત્તી રહ્યો. **સાઉઇ**ને માટે કોઇને લાગણી નહોતી, તેથી તે પકડાયો ને લોકોએ જયજયકારનો પોકાર કીધો.

મુખ્ય મંત્રી ફક્ત એકજ રાત્રી **બલસોરા**માં રહ્યો. બીજેજ દહાડે તે **બગદાદ** જવા નીકળ્યો; અને તેના હુકમ મુજબ, **સાઉઇને**, **બલસોરા**ના રાજાને અને **નૂરૂદીન**ને સાથે તેડી ગયો. **બગદાદ** આવીને **કાલીફ**ની સન્મૂખ તેણે તે બધાને ઉભા કીધા. અને તેણે પોતાની મુસાફરીનો હેવાલ કહી સંભળાવ્યો તેમાં મુખ્યત્વે કરી કેવી દુઃખદાયક હાલતમાં તેણે **નૂરૂદીન**ને દીઠો હતો, અને કેટલું **સાઉઇ**ની અદેખાઇથી તેનું અપમાન થયું હતું, તે કહી સંભળાવ્યું. ત્યારે **કાલીફે** **નૂરૂદીન**ને પોતાની ઇચ્છા જણાવી કે તું તારે હાથે એનું માથું ઉડાવી દે. **નૂરૂદીને** જવાબ દીધો, "ધર્મધુરંધર, એ પાપીએ તો મને ઘણો હેરાન કીધો છે, અને મારા સ્વર્ગવાસી પિતાને અપમાન પોંચાડવામાં કંઈ બાકી રાખી નથી; તોપણ એના લોહીથી મારા હાથ ખરડું તો મારાથી નીચ કોઇપણ નહીં કહેવાય.

મોટા પુરૂષો કદીપણ પોતાની મોટાઇ છોડતા નથી. કુવાડો ચંદનપર ઘા કરે છે, પણ તે તેને સુવાસ આપે છે, શંખને બાળો તથાપિ તે પોતાની સુજનતા છોડશે નહી. એ દુષ્ટનો ધર્મ દુષ્ટતા વાપરવાનો હતો, પણ મારો ધર્મ તેથી ઉલટોજ છે, તે હું કેમ ચુકું ? હું એને આંગળી પણ અડાડીશ નહિ."

આ ઉદારતાથી **કાલીફ** ઘણોજ ખુશ થયો. અને મારાને હાથે વાજબી શિક્ષા કરવા હુકમ કીધો.

**કાલીફે** **નૂરૂદ્દીનને** રાજા બનાવી **બલસોરા** મોકલ્યો હોત, પણ **નૂરૂદ્દીને** નમ્રતાથી તેમ નહીં કરવા માટે માફ માગી. **નૂરૂદ્દીને** કહ્યું:– "ધર્મધુરંધર, મારાપર જે સીતમ્ ગુજર્યા છે ત્યાર પછી **બલસોરાનું** નામ કાને સાંભળવું ગમતું નથી; અને આપ મારૂં વચન પાળવા દેશો કે હવે ફરીને મારે તે જોવું નહીં. હું આપની સેવામાં ભારે કીર્તિ માનું છું—જો આપ તેટલી કૃપા કરો તો." **કાલીફે** એ વીનંતી કબુલ રાખી; તેને પોતાના ખાસ દરબારી માંહેલો એક મેહેલ એનાયત કીધો, અને **લાવણ્યવતિ** એને પાછી આપી. આ સઘળી કૃપાઓમાં એને ઘણોક પૈસો આપવાની પણ એક કૃપા કીધી. અને તે અને સુંદર ઇરાની સ્ત્રી લાવણ્યવતિ, દુનીઆમાં જેજે સુખ પ્રાપ્ત થઇ શકે તેવાં સુખમાં ને સુખમાં મરણ પર્યંત રહ્યાં.

**બલસોરાના** રાજાને તો એટલુંજ કહ્યું કે તારે તારો વજીર પસંદ કરવામાં ઘણી કાળજી રાખવી ઘટે છે. એટલો ઇસારો કરી તેને પાછો **બલસોરે** રવાના કીધો.

**શેહેરાજાદી** અહિંયાં આવીને અટકી પડી. ક્ષણ વાર પછી બોલી: "પ્રાણનાથ, હવે આટલું આપ યાદ રાખશો કે નસીબનો ચકરાવો અગમ છે. તેમાંથી કંઇનું કંઇ થઇ જાય છે. કૃપા હોય તો હું બીજી વાત કહું." સુલતાન મૌન્ય ધારણ કરીને બેઠો, ને **દીનારજાદીએ** કહ્યું: ચલાવ બેહેન, ખોટી કાં થાય છે." એટલે **શેહરાજાદી** નિચલી વાર્તા બોલવા લાગી.



# ઈરાનના રાજા બેદર અને સમરકંદની રાજકન્યા ગ્વાહુરનું વૃત્તાંત.

ઈરાન એક વિશાળ દેશ છે. પૂર્વે ત્યાંના રાજાઓ મહાપરાક્રમી હોવાથી રાજાધિરાજનું ઉપપદ ગર્વથી તેઓ ધારણ કરતા હતા. તેઓનું ઐશ્વર્ય અને સત્તા અપૂર્વ હતી કેમકે જેઓને પોતાના પરાક્રમથી તાબે કીધેલા હતા એવા અનેક નાનાં મોટાં માંડલીક રાજ્યોના રાજાઓ તેઓને ખંડણી આપતા હતા, એટલુંજ નહીં પણ પોતાની પ્રજાની માફક તેઓ તાબેદાર રેહેતા હતા. બેદરનો પિતા પણ તેઓ માંહેલો એક પરાક્રમી રાજા હતો.

તેણે આ પ્રખ્યાત દેશમાં પ્રાચિન કાળમાં રાજ્યારૂઢ થયા પછી મહાપરાક્રમ કરી અમર કીર્તિ મેળવી અને પોતાનું નામ અમર કર્યું. આજુબાજુનાં કેટલાંક નાનાં મોટાં રાજ્યો મેળવી તેણે પોતાની સત્તા અને બળ વધાર્યું, અને એવી સલાહ શાંતીથી રાજ્ય વહીવટ ચલાવ્યો કે સર્વ રાજાઓમાં તેના જેવો ખરો સુખીઓ ભાગ્યેજ મળી આવે. સમૃદ્ધિની તો તેને કશી ખોટ નહોતી. સુખ વૈભવમાં કશી મણા નહોતી તથાપિ એક વાતે તે પોતાને દુખી માનતો હતો. તે એમ કે પોતાની સઘળી રાણીઓમાં કોઇને સંતાન ન હતું અને હવે વૃદ્ધા અવસ્થાએ પોહોંચ્યો હતો તેથી વારસને માટે ઘણો ઇચ્છાતૂર હતો. કદાચ ઇશ્વર કૃપાથી ફળ પ્રાપ્તિ થાય એટલા માટે જેટલાં જેટલાં પુણ્ય ધર્મનાં કામો કરવાં યોગ્ય લાગ્યાં તેટલાં કરવાને તેણે કોઈપણ પ્રકારે મણા રાખી નહીં. ગરીબોને ઘણાં ઘણાં દ્રવ્યદાન દીધાં; ધર્મકાર્યમાં મોટી મોટી રકમો આપી; ઘણી પાઠશાળાઓનાં મકાનો બંધાવી તેનો ખરચ ચલાવવા લવાજમો બાંધ્યાં; ધર્મશાળા ને નવાણો બંધાવ્યાં; સદાવૃતો જારી કીધાં, મઠોની સ્થાપના કીધી, ઓલીયા પીરોને મલીદા ખવાડયા, ખેરાત કીધી, અન્નસત્ર બાંધ્યાં તે એટલાજ હેતુથી કે સાધુસંતોના આશિરવાદથી પોતાની મનકામના સિદ્ધ થાય.

પોતાના વડવાઓની રીત મુજબ પોતાની મુખ્ય રાજધાનીમાંજ તે હંમેશાં રહેતો હતો. તેણે એક દિવસ પોતાના દરબારીઓની એક સભા મેળવી, તેમાં દેશેદેશના એલચીઓ, અમીર ઉમરાવો અને મ્હોટા મ્હોટા બીજા પણ ગૃહસ્થો આવ્યા હતા: ત્યાં અરસપરસ નવીન સમાચાર અને

રાજ્યનીતિ સંબંધી વાતચીત કરી સમારંભમાં સર્વ કો આનંદ મેળવતા હતા એટલુંજ નહીં પણ શાસ્ત્ર, ઇતિહાસ, કાવ્ય, ભાષાજ્ઞાન વગેરે અનેક વિષયોપર જેવું મન જેથી ખુશ થતું હતું તે ઉપર વાતો કરતા હતા. તેજ દિવસે એક કામદાર રાજાને જાહેર કરવા આવ્યો કે આજે એક વેપારી એક દૂર દેશાવરથી અત્રે આવ્યો છે ને તેની પાસે એક સુંદર સ્ત્રી દાસી છે, તે આપની આગળ દેખાડવા લાવ્યો છે. રાજાએ કહ્યું,—"સત્વર દરબારમાં પ્રવેશ કરાવ્ય, અને સભા વિસરજન થયા પછી એની સાથે વાતચીત કરીશું." તે વેપારીને દરબારમાં આવવા દીધો અને તેને એક એવા અનુકુળ સ્થાને બેસાડવામાં આવ્યો કે જ્યાંથી તેને રાજાનાં બરાબર દર્શન થાય, અને જે તેમની સમીપમાં ઉભા હોય તેની સાથે મળતાવડી રીતે વાતચીત પણ કરે ને સર્વ યથાસ્થિત સાંભળી શકે. રાજા આવો નિયમ સઘળાજ અજાણ્યા માણુસો સાથે પાળતો હતો કેમકે તેમ કીધાથી ધીરે ધીરે તેઓ પોતાના દરબારીઓના ઓળખીતા થાય. વળી તેઓને એમ પણ માનવાને કારણ મળી આવે કે રાજા ઘણો મળતાવડા ગુણનો હોઇને સાદરપૂર્વક સર્વની સાથે વાત કરે છે, તેથી તેઓ પણ તેવીજ રીતે એની સાથે વાતચીત કરવાની હીમ્મત ધરે; તેના ઠાઠમાઠથી કે દરબારની તેની જાહોજલાલી અને ભપકાથી કોઇ અંજાઇ ન જાય એટલા માટેજ તેણે પોતાનું ધોરણ તેવા પ્રકારનું રાખ્યું હતું–તે દેશાવરના અજાણ્યા એલચીઓ સાથે પણ તેવીજ રીતે વર્ત્તતો; તેમની સાથે બેસીને જમતો અને જમતાં જમતાં તેઓની આરોગ્યતા, મુસાફરીનો હેવાલ, ચમત્કારો, સ્થિતિ, રૂઢી તેઓના દેશની રીતભાત વીગરે અનેક પ્રકારના સવાલ કરતો. અને આવી રીતે તેઓને પોતાના સ્વભાવથી માહિતગાર કરી પછીથી તેમને પોતાના દરબારગઢમાં બોલાવતો હતો.

જ્યારે સભા વિસર્જન થઈ અને સર્વે પોત પોતાને સ્થાનકે ગયા ત્યારે પેલો વેપારી જે એકલોજ પાછળ રહી ગયલો હતો તેણે લાંબા થઈ રાજ્યાસન સન્મુખ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા અને જમીન તરફ ડોકું નમાવી બોલ્યો, "મહારાજાધિરાજ! આપ નામદારની સઘળી ઇચ્છા પૂર્ણ થાઓ!" એવું આશિર્વચન આપી તે એક બાજુપર નમનતાઇથી ઉભો રહ્યો. રાજાએ તેને પુછ્યું–"મેં સાંભળ્યું છે કે મારે માટે તમે એક સ્ત્રી દાસી આણી છે તે ખરી વાત? અને શું તે ઘણી સુશોભિત–દીવ્યકાન્તીવાળી–સર્વ વાતે મારા લાયકની છે?"



ઇરાનનો રાજા ને દાસી. પૃ. ૧૨૮.

વેપારીએ જવાબ દીધો; "ખુદાવિંદ, આપની ધણીએ ઈંદ્રની અપસરા સરખી સુંદરીઓ છે અને તેમાં કશો સંદેહ નથી, પણ મારી દાસીની પ્રશંસા કીધા વગર હું હીંમત ધરીને કહુંછું કે તેની સાથે મુકાબલામાં ઉભી રખાય એવી ભુવનસુંદરી અદ્યાપી પર્યંત આપે એકે પણ દીઠી નહીંજ હશે; કેમકે ઘાટ, રૂપ અને રમ્ય ગુણ તો જાણે તેના બાપીકાજ છે. મારી દાસીનું લોકોત્તર લાવણ્ય, તેનું દીવ્ય સ્વરૂપ, તેનાં મનમોહક નખરાં, તેની વિદ્વત્તા, તેની ચાલની ધમક ને ચમક, તેના ઓષ્ટમાંથી ઝરતું અમૃત, નેણનું ફરવું હરવું, ખરેખર રાજ્ય મંદિરને શોભાવનારૂં છે. તે ઉર્વશી અને સાક્ષાત રતિને નિચું જોવરાવી પોતાના ગૌરવને વૃદ્ધિ પમાડનારી છે. વળી તે પોતાના થનાર પતિના સુખને માટે પુર્ણ દાસત્વ બતાવનાર, નાના પ્રકારે તેમનું મન રીઝવનાર તથા પ્રત્યેક બાબતમાં ધૈર્યધારણી ને સહાયકારીણી છે." રાજાએ આનંદાશ્ચર્યથી પુછ્યું,–"તે કયાં છે? તેને સત્વર મારી આગળ પ્રવેશ કરાવ્ય." વેપારી બોલ્યો,–"મહારાજ, તેણી આપના એક મહાન અધિકારીને સ્વાધીન કરી છે, માટે જ્યારે આપ નામદારની ખુશી હોય ત્યારે તેડાવી મંગાવીશ."

રાજાની આજ્ઞાથી થોડાજ વખતમાં તે સુંદર દાસીને ત્યાં હાજર કરવામાં આવી; અને તે દૃષ્ટિ ગોચર થતાં વારજ તેની સુંદરતાથી રાજા મોહીત થઇ ગયો; તરતજ ઉઠીને તે એક ઓરડામાં ગયો અને ત્યાં તેની પાછળ પેલો વેપારી અને થોડાક સેવકો પણ ગયા. તે દાસીએ પોતાના મ્હોંપર લાલ સાટીનનો તોઇદાર સુંદર બુરખો નાંખ્યો હતો અને તે જ્યારે વેપારીએ ખસેડયો ત્યારે તો રાજા કેવળ હર્ષ ઘેલો બની ગયો. તે અનુપમ સુંદરી તુરત તેના હૃદયમાં બિરાજી અને તે તેનાપર એટલો તો મોહીત થયો કે તેનું મુખચુંબન લેવાને તેના ઓષ્ટ અસાતુર બન્યા; આલિંગન કરવાને તેની ભુજાઓ કંપાયમાન થઇ અને હૃદય તેના હૃદયમાં જ મળવા લાગ્યું જેથી તેણે તુરત તે વ્યાપારીને કહ્યું "જલદીથી તેની કિંમત કહે!"

વેપારી બોલ્યો,–"મહારાજ, જેની પાસેથી મેં વેચાતી લીધી છે તેને મેં એક હજાર સોના મ્હોર આપી છે; અને આપના દરબારમાં આવતા સુધીમાં મને ત્રણ વર્ષ લાગ્યાં તેમાં એટલોજ બીજો ખર્ચ થયાનો અડસટો બાધુંછું. પણ આપ જેવા મહાન રાજાની આગળ હું કંઇ કીમ્મત કરતોજ નથી;તેણી આપને પ્રસન્ન આવી છે તો બેલાશક એજ નજરાણા દાખલ

રાખી લ્યો.તમારી કૃપા છે તો બસ." રાજાએ જવાબ વાળ્યો,–"જો કે તમારી મારાપર બહુ મ્હોટી મેહેરબાની થઇ છે; તથાપિ મારા દરબારમાં જે વેપારી આવે તેઓનો નજરાણો ફોકટ લેવાની મારી કઢંગી રીત નથી. હું દશ હજાર સોના મોહોર આપવાનો હુકમ કરૂંછું, તેથી તમો સંતોષ પામશો કે નહીં?" વેપારીએ જવાબ દીધો, "ખુદાવિંદ આપે એમની એમજ અંગિકાર કીધી હોત તો હું મને પોતાને મ્હોટો ભાગ્યશાલી માનત, પણ આપ જ્યારે આવડી મોટી રકમ મેહેરબાની કરી આપો છો ત્યારે મારાથી ના કહેવાતી નથી. એ વાતની કિર્તિ હું મારા પોતાના દેશમાં અને જ્યાં જ્યાં ફરીશ ત્યાં બધે ગાઈશ. આપનું સર્વસ્થળે ગુણગાન કરીશ." વેપારીના બોલવા પછી રાજાએ દસ હજાર સોનામ્હોર કીલીદાર પાસેથી મંગાવી ઉમદા જરીયાનના શિરપાવ સાથે વ્યાપારીને આપી અને થોડીવાર પછી તે લઇને ત્યાંથી સાષ્ટાંગ દંડવત્ કરી તે વેપારી ચાલતો થયો.

રાજાએ એ સુંદરીને પોતાના ઓરડાની જોડના ઓરડામાંજ રાખી, અને તેની સેવામાં જે જે દાસીઓ અને સાહેલીઓ રહી હતી તેમને ખસુસ કરી ફરમાવ્યું કે "એને ભારેમાં ભારે પોષાક પહેરાવી તથા મોતીના હાર, અને જડાવ હીરાનાં અને પન્ના માણેકનાં આભૂષણો લટકાવી પુર્ણ રીતે શણગારજો." આ આજ્ઞાંકિત પ્રૌઢા લોંડી–ખવાસણો જેનો રાજાને ખુશી કરવાનોજ ઉદ્યોગ હતો તે એની સુંદરતાથી વિસ્મય થઇ અને રાજાને કહેવા લાગી, કે "ફક્ત જો આપ ત્રણ દિવસનીજ મુદત આપો તો અમે એને એવી તો શણગારીએ કે તમે એને પારખી પણ શકો નહીં." આ વાત રાજાએ માન્ય રાખી.

ઇરાનના રાજાની રાજ્યધાનીનું શેહેર એક ટાપુપર હતું; અને એનો રોનકદાર મેહેલ કિનારાપર આવી રહ્યો હતો; એના ઓરડામાંથી એકલું જળજ દીઠામાં આવતું હતું;અને તેની હૃદયહારીણી રંભાનો ઓરડો પણ તેજ મુજબનો હતો; અને રત્નાગર સાગરની લહરો છેક તેની દિવાલ સાથે અથડાતી હતી. ત્રણ દિવસ પછી તે સુંદરી ભપકાદાર પોષાક પેહેરી એકલીજ પોતાના ઓરડામાં પલંગ ઉપર બેઠી હતી, અને સમુદ્ર તરફ આવી રહેલી એક બારીને અઢીંગી હતી, તેવામાં રાજાને પધારવાના સમાચાર સહચરીઓએ આપ્યા. દાસીઓ જે અત્યાર સુધી એની પાસે આવતી હતી તેના કરતાં જુદાંજ પગલાં આવતાં સાંભળી તુરત તે કોણ આવે છે તે જોવાને તેણીએ પોતાનું મ્હોં ફેરવ્યું. તેણે જોયું કે તે મહારાજા છે; તથાપિ જરા

પણ સત્કારનાં ચિન્હ કીધા શિવાય કીંવા તેનો આદરસત્કાર કરવા માટે એક શબ્દ પણ બોલ્યા વિના તે જેમની તેમ બેસી રહી, તેણે ઉભી થઇ સાષ્ટાંગ નમસ્કાર પણ કર્યો નહીં.

ઇરાનનો રાજા પોતાની મોહનાને દુનિયાદારીની રીતથી અજાણ જાણી વિસ્મય થયો; એનું કારણ ફક્ત તેણે એટલુંજ અટકળ્યું કે પેહેલાં કેળવણી મળેલી નહીં હોવાથી આમ સુંઢમુંઢ બેસી રહી હશે. વળી તેણીને તેણીના ઉસ્તાદ બ્યાપારીએ તેણીની ખોટી ગુણ પ્રશંસા કરી છે પરંતુ વાસ્તવિક જોતાં તેણે આદરસત્કારના નિયમો બરાબર શિખવવાની કાળજી રાખી નથી; એવું વિચારી પોતાનો આટલો અનાદર કીધો અને અભાવ બતાવ્યો તેટલું છતાં પણ પોતે બારી આગળ જઇ તેની પાસે ઉભો રહ્યો અને એને ખુશીમાં આવે તેટલી નિહાળી પોતાનાં નયનો તૃપ્ત કીધાં.

આમ પ્રેમાતુર થઇ થોડીવાર તો તેની સામું ટગર ટગર તે જોઇ રહ્યો—અથવા વાસ્તવિક કહીએ તો નેત્રેંદ્રી તૃપ્ત કીધી. પણ પછી રાજાથી રહેવાયું નહીં તેથી બોલી ઉઠયો, "મારી પ્રિય સુંદરી! મનમોહિની! તું કયાંથી આવી છે? આહ! હું તને કેટલો ચાહું છું? અને હમેશ ચાહાતો રહીશ. તારે માટે જેટલું લાગે છે તેટલું કોઇને માટે હવે લાગવાનું નથી. આજ સુધી હજારો બલકે લાખો સ્ત્રી જોઇ હશે, ને રોજ જોઉં છું. પણ સંપૂર્ણ સુંદરતા એકમાંજ આવી રહેલી એવી કદી જોઇ નથી—તારી મોહિનીએ તો મને તદન વશ કરી લીધો છે. મારા પ્યારા જાન, તું મને જવાબ પણ દેતી નથી, અથવા કોઇ પ્રત્યક્ષ ચિન્હથી એટલું પણ જણાવતી નથી કે હું જે પ્રેમાતુરતા થકી તારા સૌંદર્યની પ્રશંસા કરૂં છું તેનું તને કંઇ જ્ઞાન પણ છે કે નહીં? દિલોજાન મહેબુલ! જરા મારી સામું પણ નહી જુએ? અને આંખ સાથે આંખો મેળવતાં રૂપનું સુખ અનુભવવા દેવાને પણ ક્રૂરપણું બતાવશે? આ કરતાં વધારે હું શું ચાહી શકીશ તે તું કહે? શું હજી પણ તું આમ હઠીલી થઈ નહીંજ બોલે? મિનોહી ઝાહાનવાસી પરિ! તારી ચુપકીથી મારા લોહીને ઠંડુંગાર કરી નાંખે છે. અને આટલી ગંભીરતા ખરૂં કહેતાં દલગીરીનું કારણ શું હશે—એ જોઈ મારા આત્માને અતિ સંતાપ થાય છે. શું તારા દેશ, મીત્ર કે સગાવહાલાં માટે શોક કરે છે? અરે રે, ઇરાનનો રાજા ખુદ પોતે ને જાતે તને ચાહે અને એક દેવીની માફક પુજે તે કંઇજ તને થયલા નુકસાનનો બદલો વાળી શકે તેવું નથી?"

ઇરાનના રાજાએ ગમે તેટલાં પ્રેમ વચન એ સુંદરીને કહી સંભળાવ્યાં, અને બોલાવવાને જે જે બન્યા તે તે પ્રયત્નો કીધા તોપણ તે તો મૌન્ય ધારણ કરીને જેમની તેમ બેસી રહી; અને નીચું ઘાલી જાણે ઉંડા વિચારમાં ઉતરી પડી હોય તેમ ભોંય ખોતરવા લાગી.

ઇરાનનો રાજા આવી દીવ્ય સ્વરૂપની સુંદરી વેચાતી લીધી હતી તેથી હજી પણ ખુશ થતો હતો અને હવે તેના વધારે કાલાવાલા ન કરવા, એવી આશાથી કે માયાળુપણે રોજ બોલતાં ચાલતાં પોતાની રીત ભુલશે, એવું વિચારી તાળી પાડી, એટલે બહારના ઓરડામાં જે દાસીઓ ઉભી થઇ રહી હતી તે અંદર આવી. તેણે તેમને કહ્યું,–"વાળુ માટે ભોજન લાવો." જ્યારે ભોજન પીરસી તૈયાર થયું ત્યારે રાજાએ પોતાની પ્રિય કરણીને કહ્યું,–"પ્રિયે, અહીં આવ, આપણે ભેળાં બેસી વાળુ કરીએ." રાજા અને તે સુંદરી બંને સાથે બેસીને જમ્યાં; પણ હજીએ તેણીની આંખો તો નીચીજ નમી રહી હતી, જોકે વારે ઘડીએ રાજા પોતે પુછપુછ કરતો કે કેવું જમણ છે અને તને ભાવે છે કે નહીં, પરંતુ તેણીએ કશાનો જવાબ આપ્યોજ નહીં.

હવે વાતનો વિષય બદલીને રાજાએ યુક્તિથી પુછ્યું,–"તારૂં નામ શું ? આ લુગડાં અને ઘરેણાં જે તેં પેહેર્યા છે તે તને ગમે છે કે કેમ ? આ ઓરડો અને દીવાનખાના માંહેલી સર્વ સામગ્રી તને કેવી લાગે છે ? શું અહીંથી દરીઆનો દેખાવ મનોહર નથી લાગતો ?" આ બધા સવાલનો કંઇજ પ્રત્યુત્તર મળ્યો નહીં; ત્યારે રાજા કંઇજ ધારી શકયો નહીં કે એ કેમ બોલતી નથી. પેહેલાં તો એમજ ધાર્યું કે કદાચ મુંગી હશે ! પણ પછી તે મન સાથે કહેવા લાગ્યો "એવું બને પણ ખરૂં કે ઈશ્વર આવું સુંદર, ઉત્કૃષ્ટ, અને ગુણવાન પ્રાણી બનાવી તેમાં એવીજ મ્હોટી ખોડ રાખે કે તેને જીભડીજ નહિ હોય ! જો તેમ હશે તોપણ હું એને ઓછા ભાવથી નહીં ચાહું."

જ્યારે ઇરાનનો રાજા ઉઠીને ઉભો થયો અને પોતાના હાથ એક તરફ ધોયા ત્યારે તે સુંદરીએ પોતાના કોમળ હસ્ત બીજી તરફ ધોયા. તે વખતે રાજાએ જે સ્ત્રી રૂમાલ અને હાથ ધોવાનું પાત્ર ધરીને ઉભી હતી તેને પુછ્યું,–"તમે એને કદી બોલતાં સાંભળી છે ?" એક દાસીએ પ્રત્યુત્તર વાળ્યો, "મહારાજ જેમ તમે બોલતાં સાંભળ્યું નથી તેમજ અમે પણ એનો હોઠ સરખો ઉપડેલો જોયો નથી. અમે એની સેવા બજાવતાં, એના વાળ હોળતાં, અને એના ઓરડામાં સમીપ રહેતાં કોઇ વખતે પણ,

"આ સારૂં છે, કે આ મને ગમે છે," એટલું પણ હોઠ ઉઘાડી તે બોલી નથી. અમો વારેઘડીએ પુછપુછ કરીએ, કે બાઇ સાહેબ, કંઇ જોઇએ છે? કોઈ વાતની ઇચ્છા છે? આપ જે જોઇએ તે માંગી લેજો અને લાવવા ફરમાવજો;" પણ એના મોહોંમાંથી એક શબ્દ કઢાવી શકયાં નથી. એનું મૌન્યપણું, મગરૂબી, દિલગીરી, ઘેલાઇ, કે મુગાપણાંને લીધે છે તે કંઈ કહી શકાતું નથી."

આ સાંભળીને તો ઇરાનનો રાજા વિશેષ દિલગીર થયો. તોપણ વિચાર કરી મન વાળ્યું કે કદાચ દિલગીર થવાનું કંઈ તેણીને મજબૂત કારણ હશે માટે તેને ખુશ કરવા તથા આનંદમાં રાખવા યત્ન કરવો જોઈએ. તુરતજ તેણે એક મ્હોટું સ્ત્રીઓનું મંડળ ભેગું કીધું અને તેમાં દરબારની સઘળીજ સ્ત્રીઓ હાજર થઇ તેમાં જેને વગાડતાં આવડતું હતું તેણે વગાડયું, ગાનારીઓએ ગાયું, કેટલીકો તો ગાતી ગઇ અને નાચતી ગઇ. છેલ્લે તેઓ સઘળી જાતની રમત રમવા લાગી તેથી રાજા ઘણો ખુશ થયો; પણ આ સુંદરીનો શોક એથી બિલકુલ કમી થયો નહીં. રમત ગમતમાં તેણીએ કશો ભાગ લીધો નહીં. તે તો પોતાની જગ્યાએથી ડગીજ નહીં, અને નીચું ઘાલી જડની માફક બેસીજ રહી. તેથી સઘળી સ્ત્રીઓ પણ કંઇ રાજા કરતાં વિશેષ આશ્ચર્ય પામી અને એ મંડળી જ્યારે વીખરાઇ ગઇ ત્યારે દરેક સ્ત્રી પોતપોતાના ઓરડામાં ચાલી ગઇ.

બીજે દિવસે ઇરાનનો રાજા, એ ખુબસુરત દાસી માટે વધારે પ્રેમાતુર થઇ ઉઠયો. તેણે તુરત જાહેર કીધું કે હવેથી હું ફક્ત એનેજ વળગી રહીશ; અને તે મુજબ તેણે પોતા નો નિશ્ચય રાખ્યો. તેજ દિવસે તેણે બીજી બધી સ્ત્રીઓને રજા આપી દીધી, અને તેમને તેમનાં ઘરેણાં ગાંઠાં અને બીજી કીમતી ચીજો સૌ સૌને સોંપરત કરી દઇ થોડું ઘણું દ્રવ્ય પણ આપ્યું. અને સદર પરવાનગી આપી કે જેની ઇચ્છામાં આવે તેની સાથે સુખેથી વરે-પરણે. બાકીની કેટલીક ઉમરે પોંચેલી સ્ત્રીઓને એ સુંદરીની હજુરમાં રહેવા દીધી. એમ છતાં એક આખું વર્ષ વિત્યું પણ તેણે એક પણ શબ્દ બોલીને તેનું મન રંજન કીધું નહીં; તોપણ રાજાએ તેને ખુશ કરવાનો આગ્રહ જારી રાખ્યો; અને ખરા પ્રેમની ઘણી સાબીતીઓ આપી.

એક વર્ષ પછી રાજા પોતાની પ્રિયકરણી પાસે બેસીને પ્રતિજ્ઞા કરવા લાગ્યો કે મારો પ્રેમ ઓછો થવાને બદલે ઉલટો દરરોજ વધારે પ્રદિપ્ત

થાય છે. તે વિશેષમાં બોલ્યો,-"હે રાણી, હું તારા ગહન વિચારનો પાર પામી શકતો નથી; તોપણ એના કરતાં વધારે સત્ય બીજું કંઇજ નથી, કે ફક્ત જ્યાં સુધી તું મારી પાસે છે, ત્યાં સુધી મારે બીજું કંઈજ ઇચ્છીત કમી રહેવાતું નથી. આવું મ્હોટું મારૂં રાજ્ય છે તેની હું ઘણી કીમત કરૂંછું પણ જ્યારે તને જોઇને ખુશી થાઉછું અને હજારો વાર કહેતો ઉભો રહું કે તને પગે લાગું-તેની આગળ તે રંચ માત્ર પણ વીસાતનું નથી. હું એવું નથી ઇચ્છતો કે ફક્ત મારા શબ્દ ઉપરજ-પ્રતિતી રાખી હું કહું છું તે તું સત્ય માને; પણ આટલી બધી સ્ત્રીઓ, જેને મારા મેહેલમાં હું રાખી રહ્યો હતો તે બધીનો તારા અનુપમ સ્વરૂપને ખાતર મેં ભોગ આપ્યો તેપરથી મારા પ્રેમ માટે ખચીત તને શક રહેવોજ જોઇએ નહીં. તને યાદ હશે કે તેમને કહાડી મુકયાને એક વર્ષ થયું; અને જે પેહેલે દિવસે તેઓ ગઇઓ તે દિવસે જેટલો હું દિલગીર ન્હોતો તેટલોજ આજે પણ નથીજ, અને કદી દિલગીર થનાર પણ નથી. ફકત એકજ શબ્દ બોલી મને એટલીજ પતીજ આપે કે તમે મારાપર ઘણોજ અનુગ્રહ કીધો છે તો મારા સુખમાં કંઇજ ખામી રહેનાર નથી. પણ જો તું મુંગીજ હશે તોતો મારી સાથે કેમ બોલી શકશે? અરેરે મને ઘણીજ ધાસ્તી લાગે છે કે એમજ હશે. તું હજી પણ મને તારા મૌન્યપણાંથી, તને વિનવતાં વિનવતાં એક વર્ષ થયું તે છતાં, મને અતિ દુખીયો કરે છે, ત્યારે મને શક શાનો રહે? તોપણ મારો મનોદય સાક્ષી આપે છે કે તું મુંગી નથી; અને હું હે પ્રીય કાન્તે, તને કરગરીને વીનવી વીનવીને કહું છું કે તું બોલ-જા માત્ર એકજ શબ્દ બોલ-તેટલો સાંભળીનેજ જો હું મરણ પામીશ તોપણ પછી મારે કશી દરકાર નથી. રે મુગ્ધા! શું તું આ પ્રેમઘેલા પ્રાણીપર જરાપણ કૃપા નહિ કરે! રે મોહિની! તારો હોઠ નહિ હાલે? અરે છેલછબીલી! તારામાં આટલી શઠતા કેમ? એ તો સોનાની થાળીમાં લોઢાની મેખ છે! રે અપસરા! તને મેં ખીજવી નથી તે છતાં કેમ નથી બોલતી? ઓ ભુવનેશ્વરી! તારો કાલી જેવો કોપ પછી કાઢજે, પણ હમણા તું બોલ. હાય! મારો વિલાપ તને નથી લાગતો."

આ સંવાદ તે સુંદરી હમેશના રીવાજ મુજબ નીચી મુંડી ઘાલી સાંભળ્યા કરતી હતી; અને આથી તેણીએ પોતે મુંગી છે એવું માનવાને કારણ આપ્યું હતું તેટલુંજ બસ ન્હોતું, પરંતુ પોતાની આખી જીંદગીમાં

કદી હસી પણ ન્હોતી; તોપણ અત્યારે જરા મ્હોં મલકાવ્યું. ઇરાનનો રાજા આ જોઇ અચંબો પામ્યો અને તેના હર્ષાનંદનો ઉભરો ઉછળી આવ્યો; અને હવે માત્ર જરા શક ન રાખતાં હમણાં બોલશે એવી આશાથી તે સૂખમયક્ષણ માટે એટલી આતુરતા અને એકાગ્રચિત્તે રહી જોતો ઉભો કે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

આખરે તે સુંદરી તેને વિનંતી કરવા લાગી: "મેહેરબાન મારે આપને એક એટલું કહેવાનું છે કે એક ફેરો મૌન્યતા મુકી તો કયાંથી શરૂઆત કરૂં તેની ગમ પડતી નથી. એટલું છતાં સર્વેથી પ્રથમ હું ધારૂંછ કે હું એટલું તો જણાવવા બંધાઈજ ચુકી છું કે આપે મારાપર કૃપા કરી જે જે અનુગ્રહ અને માન મને બક્ષીસ કીધાં છે તેને માટે મારે તમારો ઉપકાર માનવો ઘટે છે; અને ઇશ્વરની પ્રાર્થના કરૂં છું કે આપની મનકામના પૂર્ણ થાઓ. આપ સર્વ વાતે સુખી થાઓ; અને તમારા દુશ્મનોના દુષ્ટ વિચારોનો સત્વર નાશ થાઓ; આપ ચીરંજીવી રહો. હું આજથી સર્વ પ્રકારે આપની થઇ રહી છું અને મારે જે પ્રકારે આપને વ્હાવા જોઇએ તેવાજ હું ચાહું છું."

ઇરાનનો રાજા આ સુંદરીને આમ એકાએક બોલતી સાંભળી ઘણો ખુશી થઇ ગયો—તેણે આનંદાવેશમાં તેણીને આલીંગન કીધું. તે બોલ્યો "મારી પ્રાણાધાર મદનમંજરી! તેં મને આ પ્રસંગે જે આનંદ ઉપજાવ્યો છે તેની તુલના મારા સુખ સાધનો પૈકી કોઇપણ કરી શકવે દુર્લભ છે; એટલુંજ નહિ પણ તું સાક્ષાત ભુવનસુંદરી છે તેની હવે મારી ખાત્રી થઇ છે ને તું મને પુર્ણ રીતે ચાહે છે."

ઈરાનનો રાજા હર્ષાનંદમાંને હર્ષાનંદમાં સુંદરીને કંઇ વિશેષ ન કહેતાં ત્યાંથી ઉઠી ગયો. તે તેને એકલી મુકીને ત્યાંથી ગયો તો ખરો પણ તેની રીતભાતથી માનવાને તે સુંદરીને કારણ મળ્યું કે તુરતજ તે પાછો આવશે. આ પ્રસંગની ખુશીનો પ્રજામહોત્સવ કરવાનો ઇરાદો રાજાએ પોતાના કામદારોને જણાવ્યો, અને ઝડપથી વજીરને તેડવા મોકલ્યો. તે આવ્યો કે તુરત એક હજાર સોના મોહોર પોતાના સ્વધર્મી સાધુઓમાં-જે ઘણાજ ગરીબ હોય તેમને આપવાને આપી. તેમજ ઔષધશાળાઓમાં દાન દીધું. અને જે ગરીબો, રાણી આખરે બોલી તેને માટે ઇશ્વરનો ઉપકાર માને તેવાઓને પણ આપવા જણાવ્યું. તે મંત્રીએ તે રાજાની આજ્ઞા માથે ચઢાવી તે માટેની સઘળી યોગ્ય વ્યવસ્થા કરી.

પછી ઇરાનનો રાજા તે સુંદરી પાસે પાછો આવી બોલ્યો; "હે પ્રિયે, અચબુચ તારી પાસેથી ચાલ્યો ગયો તે ક્ષમા કરવી; કેમકે તેમ કરવાને તેંજ મને કારણ આપ્યું છે; અને હવે હું આશા રાખું છું કે તારી વાતચીતથી મને સુખીઓ કરીશ, કેમકે ઘણી ઘણી અગત્યની બાબતો તારાથી સાંભળવાને હું આતુર છું. દિલોજાન મદનમોહના! મને કહે, આવી હઠીલી રીતે આખું વર્ષ મૌનતા ધારણ કરવાને કયાં મજબુત કારણે તને વશ કરી રાખી હતી; અગરજે દરરોજ હું તારી પાસે આવતો, વાતોચીતો કરતો, અને ભેળાં ખાતાં પીતાં હતાં. તે છતાં પણ હવે તું ન્હોતી બોલતી તે વાતને તો હું જતી કરૂં છું, પણ હું જે કહેતો તેનું તને કંઇપણ લાગતું હતું કે નહીં તે જરાપણ માલમ પડવા દીધું નહી, એવી રીતે તારાથી રહેવાયુંજ કેમ તેને માટે વિચાર કરૂંછું ત્યારે તાજુબી એટલી ઉત્પન્ન થાય છે કે ન ભૂતો ન ભવિષ્યતિઃઅને હજી પણ નથી સમજી શકતો કે તારૂં મન તારે હાથ આટલો બધો વખત કેવી રીતે રહી શકયું; અને તેથીજ હું ધારણા બાધું છું કે એને માટે અદ્ભૂત કારણ હોવું જોઇએ."

હવે ઈરાનના રાજાની જીજ્ઞાસા તૃપ્ત કરવાને તે સ્ત્રીએ પોતાના મંજુલ સુસ્વરે જવાબ આપ્યો કે "મારા દેશથી આટલે દૂર, કે જયાંથી ફરી તે જોવાની આશાજ રહી નથી,ત્યાં ગુલામ થઇ રહેવું તેને માટે તો વિચાર કરો વા નકરો,પણ મારી માતા, મારા ભાઈઓ, મારી સખી સાહેલીઓના સદાકાળના વિયોગના શોકથી ભેદાઇ ગયલું આ હૃદય,એ સઘળાં મને મૌન્ય ધારણ કરવાને પુરતાં કારણ નથી આપતાં સાહેબ ? કે તમો તેને આટલું વિચિત્ર અને અકળીત સમજો છો ? જેવો આપણા માત પિતા તરફનો સ્નેહ સ્વાભાવિક છે તેવોજ આપણા દેશ પ્રત્યેનો પણ છે; અને સ્વતંત્રતાની જે હાની, તેતો જેને જરા પણ સમજ શક્તિ હશે, અને તેની કંઇપણ કિંમત કરી જાણતું-પીછાનતું-હશે તેવાને પણ અસહ્ય છે. આ શરીર તો બેશક ગુલામ થઇ ચુકયું છે, શક્તિવાન અને બલવાન સ્વામી તાબે કરે–પણ સૌસૌની મરજી કોઇથી જીતાતી નથી; તે તો જેવી આપને મારી બાબતનો અનુભવ થયો, તેવીજ અજીત અને મોકળી મહાલે છે, અને પોતે પોતાનેજ વશ રહે છે. એ મોટી આશ્ચર્યની વાત છે કે જે મરજી કોઇ છીનવી શકતું નથી તે મરજીની સ્વતંત્રતા ગ્રહણ કરી, બીજી ઘણીકોએ કમનશીબવાન પરસ્વાધીન થવાથી હજારો પ્રકારે આપઘાત કીધા છે તેઓનો દાખલો મેં અખત્યાર કીધો નથી. મન મરજી કોઈપણ તોડી શકે કે તોડાવી શકે તેવો સંભવ

પરણીજ ઓછો છે, જો કે એ પણ આપણા ફકીરોનો એક જાતનો રોગ છે, પણ તે કોઇપણ યથાર્થ સમજી શકતું નથી–તેથી તેનાં નામો–ગરરી, જીદીપણું, કાયરતા, કાતરતા આદિ આપે છે, પણ જે પોતાના યોગને પામે છે તે કોઇની પણ પરવાહ રાખતું નથી."

રાજાએ એના પ્રત્યુત્તરમાં કહ્યું, કે "હે પ્રિયે, તું જે કહે છે તે સત્ય છે એવી મારી ખાતરી થઇ ચુકી છે; પણ અત્યાર સુધી તો મારૂં એજ મત હતું કે તારા જેવી સુંદર અને ગુણવાન સ્ત્રીએ તેણીને પોતાના દુર્ભાગ્યે એક ગુલામ થવાને નિર્માણ કીધું હોય, છતાં જ્યારે તેણીને પોતાના સ્વામી તરીકે રાજા મળે ત્યારે તો પોતાને ઘણી સુખી માનવી જોઇએ; અને પોતાની સ્થિતિ સુધરી તે માટે ઇશ્વરનો ઉપકાર માનવો અને પછી આનંદમાં નિર્ગમન કરવું જોઈએ. આનંદ એજ મોક્ષનું મૂળ છે, જે મેળવવા દરેક મનુષ્ય તલ્પે છે, તો તેથી કાં વિરક્ત રહી છે?"

તે સ્ત્રીએ જવાબ દીધો, "કૃપાનિધાન પ્રાણપતિ! ગમે તેવી ગુલામડી હોય પણ આપને કહી ગઇછું તે મુજબ, તેની મરજી ઉપર કોઇપણ રાજા પોતાની જબરજસ્તી કરી શકતો નથી. જેમ આપ કહોછો તે મુજબ કોઇ કામનીની સૌંદર્યતા એક રાજાનું મનહરણ કરે તેવી હોય, અને તેથી તે તેણીને ચાહે ત્યારે જો તે કદી રાજાથી ઘણીજ ઉતરતી પદ્વીની હોય તો પણ તેને માટે મારૂં મત એવું છે કે તેણે પોતાને એવી દુર્દશામાં પણ ભાગ્યશાલી ગણવી. વળી જો તે વિચાર કરવા બેસે કે હું તો એક ગુલામ થઇછું, મારાં માત પિતાના હાથમાંથી સદાને માટે છુટી પડીછું–અને વખતે પરણી હોય તો, જે પ્રીતમ–કે જેને માટે એકવાર તેનું હૃદય કારી ઘાથી ઘવાયલું હોય તે–માટેની પ્રીત તો ફક્ત મોત મુકાવે તેવી હોય તો એ સઘળું સુખ શા કામનું? પણ જ્યારે આજ દાસી સ્ત્રી પોતાને ખરીદનાર રાજા કરતાં કંઇપણ ઉતરતા દરજ્જાની ન હોય ત્યારે આપ નામદાર પોતેજ ઈનસાફ કરશો કે એનું ભાગ્ય તે કેટલું કઠણ, એનાં દુઃખ અને દિલગીરીનું શું પ્રમાણ કરવું અને એની નિરાશા શું સાહસ કર્મ ન કરાવે!"

આ સંવાદથી ઇરાનનો શાહ ઘણો રંજીત થઇ પુછવા લાગ્યો, "હે પ્રિયે, તું તારા વચનમાં ઈસારો કરે છે તે મુજબ શું તું એક રાજપુત્રી છે? હું તને વિનયે કરીને કહું છું કે એમાં શો ભેદ છે તે જણાવ અને મારી અધીરતાને વધારે રોકી ન રાખ. ઓ રૂપરૂપના ભંડાર, રે

લક્ષ્મીને પણ શરમાવે તેવી, અતિ લાવણ્યમયી મનમોહિની, તારૂં ચરિત્ર તે કંઈ વધારે સૂચવે છે. તું રૂપના ભંડારનાં ભાગ્યશાળી માબાપ કોણ છે તે સત્વર જણાવ;–તારા ભાઇઓ, બ્હેનો, અને સગાંવહાલાં કોણ છે? એ બધું તો ખરૂં પણ પેહેલાં તો તારૂં નામજ કહે."

તે સુંદરીએ જવાબ દીધો, "મેહેરબાન મારૂં નામ સમુદ્ર પારની ગ્વાહુર છે, અને મારો પિતા જે હાલ સ્વર્ગવાસી છે તે મહાસાગરોના રાજાઓમાં ઘણો પ્રતાપી રાજા હતો. તે મરણ પામ્યો ત્યારે તેનું રાજ્ય મારા ભાઇ સાલેહ અને મારી માતા જે પણ એક બીજા રત્નાગરના રાજાની પુત્રી છે તે બંનેને સોંપ્યું. હમારા આખા રાજ્યમાં ઘણીજ સલાહ શાંતિ હતી, પણ આખરે હમારા સુખની અદેખાઇ કરી એક પાડોશી રાજા મોહોટું લશ્કર લઇ હમારા રાજ્યપર ચઢી આવ્યો અને હમારી રાજધાનીમાં દાખલ થઈ શેહેર પોતાને હાથ કીધું; અને હમારે, જ્યાં તેનાથી આવી શકાય નહીં અથવા પહોંચી શકાય નહીં ત્યાં, થોડાક વિશ્વાસુ માણસો, જેણે હમારો દુઃખમાં પણ ત્યાગ કીધો નહોતો તેને લઇ નાસરડું લેવું પડયું."

"આમ સંતાતાં ભરાતાં હતાં તેવામાં પણ મારો ભાઇ હમારા રાજ્યપર વિનાપ્રયોજને ચઢાઇ કરનારને હાંકી કાઢવાના ઉપાયો કરવાને ચુકયો ન્હોતો. તે મને એક દહાડો પોતાના ઓરડામાં લઇ જઇ કહેવા લાગ્યો, 'બ્હેન, વખતે નિર્જીવ વાતનું ઘણું મ્હોટું રૂપ થઇ પડે છે. મારા પોતાને માટે જો કહું તો હું તો કદાચ મારૂં રાજ્ય નહીં મેળવી શકું, અને મારી પોતાની અપકીર્તિને માટે મને કંઇજ સંતાપ થતો નથી; પણ તારા ઉપર શું શું આવી પડે તેની સોચના બહુ થાય છે. સઘળાં વિઘ્નમાંથી નિર્ભય કરવાને મને એમ લાગે છે કે તને પરણાવી દઉં તો કેવું રૂડું? પણ આવી દુર્દશામાં સમુદ્રના કોઇ રાજાના રાજ્યપુત્રનો હાથ મળવો અસંભવિત છે અને તેટલાજ માટે જો તું મારા મતને મળતી થઈ પૃથ્વીપરના કોઇપણ રાજાની સાથે લગ્ન કરે તો હું બહુ ખુશી થાઉં; અને એટલું કાર્ય કરવા માટે જે જે મારાથી બની શકે તે બધું કરવા તત્પર છું; અને મને ખાત્રી છે કે પ્રથ્વીપર કોઇ એવો રાજા નથી કે જે તારૂં રૂપ જોઇ તને પોતાની પ્રાણપ્યારી–અર્ધાંગના કરવામાં પોતાને માનવંત ન માને.'

"મારા ભાઇની આ વાત સાંભળીને મને ઘણો ક્રોધ છૂટયો. મેં કહ્યું, 'બાંધવ! તું જાણે છે કે તું અને હું સમુદ્રનાં રાજા રાણીની ઓલાદ છિએ; તેમાં પૃથ્વીના રાજાનો કંઇ સંસર્ગ નથી; તેથી એવા પદ્વીએ અધમ સાથે હું કદી પર-

ણુમાર નથી, અને તે મુજબની મેં પ્રતિજ્ઞા કીધી છે. આપણી જે દુર્દશા થઇ છે તેથી કંઈ હું મારા ઠરાવમાં ડગવાની નથી; અને જો તું તારી યોજના પાર લાવતાં મરણ પામ્યો તો તારી પાછળ મરવાને હું સજ્જ થઈ રહીશ, પણ આવી કોઇ દહાડો ધારેલી નહીં તેવી સલાહ પ્રમાણે ચાલીશ નહીં."

"આટલું કહ્યા છતાં પણ મારો ભાઇ મારાં લગ્ન કરવા અત્યાતૂર હતો તેથી તે ગમે એવાં અયોગ્ય હતાં તોપણ મને તે સમજાવવા લાગ્યો કે પ્રથ્વીના રાજાઓમાં એવા પણ રાજાઓ છે કે જે સમુદ્રના રાજાથી કોઈ રીતે ઉતરતા નથી. આથી તો મારો મીજાજ છેક તરડાઇ ગયો અને મ્હોડે આવ્યા તેવા કડવા સુકન કાઢી નાખ્યા અને મારાથી અલબત ઘણો નારાજ થઇ મને મુકીને ચાલ્યો ગયો. હું એથી ઘણી નિરાશ થઇ, ને મારા અંગમાં પુષ્કળ જ્વાળા પ્રકટ થઇ; અને એવી બળતી ઝળતી મેં એક ઠેકડો ભર્યો તે છેક સમૂદ્રને તળીએથી ઉંચી ચંદ્રના ટાપુ સુધી ઉછળી. ઉગ્રનારાજપણે મેં તે ટાપુમાં નિવાસ કીધો તોપણ હું ત્યાં સુખી હતી. અને હું સઘળી અગમચેતી વાપરતી હતી તોપણ એક ઉમરાવ પોતાના માણસોને લઇને આવ્યો અને મને ઉંઘતી ઘેરી લઇ પકડી ગયો. તેણે મારે માટેની પોતાની ઘણીજ પ્રીતિ દર્શાવી અને મનકામના પૂર્ણ કરવા કાંઈ બાકી રાખી નહીં. જ્યારે જોયું કે સીધી વાતે તો હું સમજતી નથી ત્યારે જોરજુલમ કરવા લાગ્યો; પણ તેની ઉદ્ધતાઇને માટે તો મેં એવું કીધું છે કે તે મર્ણપર્યંત યાદ કર્યા કરશે. છેવટે તે કંટાળી ગયો ને મને વેચવાનો નિશ્ચય કીધો; અને તે મુજબ જે વેપારી આપની પાસે આવીને વેચી ગયો તેણે મને વેચાતિ રાખી હતી. એ ઘણોજ ડાહ્યો, સભ્ય, અને દયાળુ માણુસ હતો, આખી લાંબી મુસાફરીમાં જરા પણ નારાજ થવાને તેણે મને કારણુ આપ્યું નથી."

હવે વળી ગ્વાહુર કહે છે કે "જો આપ નામદારને માટે પુછતા હો તો, આપે જે જે માન મને આપ્યું છે, તેને માટે હું આપનો ઘણો ઘણો ઉપકાર માનું છું, તથા સ્નેહનાં જે ખાત્રી લાયક ચિન્હ દર્શાવ્યાં છે કે જેને માટે મારાથી શક આણી શકાતો નથી—અને જો તમારી સઘળી સ્ત્રીઓને રજા આપી નહોત તો, હું તમારી સાથે કદી રહેત નહીં એમ કહેવાને હું કંઇ આનાકાની કરતી નથી. આજ બારી કે જ્યાં આગળ ઉભા રહી આપે મારી સાથે પેહેલે દહાડે મારા ઓરડામાં આવી ભાષણુ કીધું ત્યાંથીજ સમુદ્રમાં પડતું નખાવત અને મારી મા, ભાઇ, અને સ-

આંઓની શોધ કરવા ચાલી ગઇ હોત. આપે આવાં માયાળુ આચરણ જારી રાખ્યાં નહોત તો મારી યોજનાને વળગી રહેત, અને તે અમલમાં આણી પણ હોત. પણ પ્રભૂ કૃપાએ તમે મારી સાથે એવા પ્રકારે વર્તયા છો કે મને મારા દુઃખમાં ઘણો દિલાસો મળે છે, ને મને તમારા પ્રત્યે પ્રેમ રાખવાને કારણ મળે છે.”

આવી રીતે રાજપુત્રી ગ્યાહુરે, ઇરાનના રાજા આગલ છલી પડી ને પોતાની કથા સમાપ્ત કીધી. ઇરાનનો રાજા આ સાંભળી બોલ્યો, “હે પુજ્ય કુંવારીકા, પ્રાણુથી પણ વધુ શ્રેષ્ટ, હે સુરહાસના નેત્રમણી, અયે પ્યારી પ્રાણેશ્વરી, અહો! વહાલી વાહાલેશ્વરી! મેં તે આ કેવીક અદ્દભૂત વાર્તા સાંભળી છે! અને તેં, જે જે કદી સાંભળેલી નહી ને કલ્પેલી નહિ એવી વિચિત્ર વાતો કહી તે સંબંધી હજારો સવાલ કરવાને મારી જીજ્ઞાસાએ તલપાપડ કીધી છે. પણ તે પેહેલાં તેં જે મારા પ્યારની દ્રઢતા અને સભ્યતાની કસોટી કાઢવામાં મારી ધીરજ અને ભલાઇ વાપરી છે તેને માટે મારે તને સાબાશી આપવી ઘટે છે. મેં તારી જેટલી આહેના કીધી તે કરતાં વિશેષ કરવાને હું અશક્તિમાન હતો એમ માનતો હતો, પણ જ્યારે હું સાંભળુંછ કે તું એક રાજ્યપુત્રી છે ત્યારે તો હું તેથી પણ હજાર ગણો વધુ ચાહું છું. શું મેં તને કુંવારીકા કહ્યુ! હવે તું તે નથી, હવે તો તું એક પટરાણી થઇ છે-કહે કે ઇરાનની રાણી છે અને આખા રાજ્યમાં એ નામની આણ વર્ત્તાવીશ. આવતી કાલે કદી દીઠી ન હોય તેવી ધામધુમથી અને ભપકાથી મારી રાજધાનીમાં આપણે લગ્ન કરીશું; અને તે ખુલ્લું બતાવી આપીશ કે તું ઇરાનના વિશાળ મુલકની રાણી અને રાજાની કાયદેસર કાન્તા થઇ છે; જો મારી ભુલ તેં વેહેલી સુધારી હોત તો એ કાર્ય કંઇ દહાડાનું કીધું હોત; કેમકે જ્યારથી મેં તને દીઠી છે ત્યારથી મેં દ્રઢ ઠરાવ કીધો છે, અને તેવોને તેવો આજે પણ છે કે તને હમેશ ચાહીશ, અને તારા શિવાય બીજીની સામું પ્રેમ દૃષ્ટીથી નહીંજ જોઉં. પણ મારૂં મન તૃપ્ત થાય અને તને ઘટીત યોગ્યતા પ્રમાણે માન આપી શકું તેટલા માટે હું તને વિનંતિ કરી પુછુછું કે, પ્રિયે, મને સમુદ્રના લોક અને તેના રાજ્યો, જેને માટે હું તદન અજાણ્યો છું, તેનું સવિસ્તર બયાન કરી સંભળાવ. ખરેખર મેં સમુદ્રવાસીઓની ઘણી ઘણી વાતો સાંભળી છે, પણ હું તેને ફક્ત વાર્ત્તાઓ અને કલ્પીત કથા માનતો હતો; પણ તેં જે વાતો કીધી છે તેથી હવે મારી ખાત્રી થઇ

કે તે બરાબર ખરીજ હોવી જોઇએ; અને તું એ બધી વાતની સાબીતી આપનાર દાખલો છે, કે જે સમુદ્ર કુલમાં ઉત્પન્ન થઈ છે અને મારી પત્નિ થવાની કૃપા કીધી છે; કે જે માનને માટે પૃથ્વીના કોઇ રહેવાશીને મારા જેટલા મગરૂર થવાનું કારણ નથી. એક તકરાર છે અને તે મને બહુ ગુંચવે છે તેટલા માટે કૃપા કરીને તેટલો ખુલાસો કર. મારા લક્ષમાં પણ વાત નથી આવતી કે ડુબી ગયા વગર તું શી રીતે પાણીમાં રહે અને ફરીહરી શકે છે? હમારામાં ઘણા થોડાનેજ પાણીમાં રહેવાની કળા આવડે છે, અને તે પણ થોડીવાર રહી પાછા ઉપર ન આવે તો મરી જાય છે.”

રાણી ગ્વાહુરે ક્ષણભર વિચાર કરી જવાબ દીધો, “મહારાજાધિરાજ! ઘણી ખુશીથી ઇરાનના રાજાને ને મારા પ્રાણવલ્લભને તે વાર્તા કહી સંતોષ પમાડીશ. તમો જેમ જમીનપર ચાલો છો તેટલીજ સેહેલથી હમો સમુદ્રના તળીઆપર ચાલીએ છૈએ; અને તમે જેમ હવાનો સ્વાસ લો છો તેમ હમે પાણીનો સ્વાસ લઇએ છૈએ; અને તમે જેમ ગુંગળાઈ જાઓ છો તેમ ગુંગળાઇ ગયાને બદલે ઉલટું તે હમારી આરોગ્યતા વધારે જાળવે છે. અને એથી પણ વધારે જાણવા યોગ્ય એ છે કે હમારાં કપડાં ભીજાંતાં નથી; અને તેથી હમારે પૃથ્વીપર આવવું હોય તો કપડાં સુકાવવાની જરૂર પડતી નથી. અને હમારી ભાષા તો તેજ છેકે જે ભાષામાં દાઉદના પુત્ર સુલેમાન પેગંબરની મ્હોટના શબ્દ કોતરેલા છે.”

“વળી પણ આપને કહેવાનું ભુલવું ન જોઇએ કે પાણીથી હમારી દૃષ્ટીને કંઇ આવરણ થતું નથી; કેમકે હમે કંઇપણ અડચણ વગર આંખ ઉઘાડી શકીએ છૈએ; અને હમારી નજર ઘણી તિક્ષ્ણ હોય છે તેથી ઉંડામાં ઉંડું દરીઆને તળીએ જે કંઇ પડયું હોય તે જેમ જમીન ઉપર દેખી શકીએ છે તેમ ખુલ્લું દેખી શકીએ છૈએ. હમારે ત્યાં પણ અવાર નવાર રાત્રિ અને દિવસ હોય છે; ચંદ્રમા પોતાનો પ્રકાશ આપે છે, તેમજ અચળા તારાઓ અને ગ્રહો પણ હમને ખુલ્લા જણાય છે. આપને મે હમારા રાજ્યો વિશે પણ કહ્યું છે. પૃથ્વી કરતાં સમુદ્ર ઘણો વિશાળ છે તેથી હમારાં રાજયો પણ ઘણાં છે અને તે વિશાળ પણ ઘણાં છે. વળી એ રાજ્યોના વિભાગ પાડી દેશ પણ કીધા છે અને એવા દરેક દેશમાં મોટી વસ્તીવાળાં નગરો પણ છે. માંડલીક રાજાઓ, ચક્રવર્તિ રાજાઓ, સૈન્ય ને સૈન્યાધિપો, કારભારી ને કામદારો પણ ત્યાં છે. અને ટુંકમાં એટલુંજ

કહેવાનું કે પૃથ્વીની માફક ત્યાં પણ અસંખ્ય પ્રજાઓ છે અને તે એક એકથી રીતભાત અને ચાલચલગતમાં જૂદી પડે છે."

"ત્યાં રાજા રાણીઓના મેહેલો ઘણા વિશાળ અને રોનકદાર છે. કેટલાક તો જાત જાતના રંગ બેરંગી આરસનાજ છે; અને કેટલાક તો સ્ફાટીક મણી કે જેથી સમુદ્ર ભરપૂર છે તેના, અને મોતી, પરવાળા વગેરે કિમતી પદાર્થોના છે. અને સોનું, રૂપું અને સઘળી જાતનાં કિમતી રત્નો પૃથ્વી કરતાં પણ ત્યાં પુષ્કળ છે. હું કહુંછું કે આજ સુધીમાં મ્હોટામાં મ્હોટું મોતી પૃથ્વીપર મળી આવ્યું હશે તે પણ હમારે ત્યાં કંઇ કિમતનું નથી; અને હલકીમાં હલકી વર્ણ કરતાં બીજા કોઇ તે હાથમાં પણ ધરે નહીં."

"હમારામાં અદ્‌ભૂત અને કોઇના માન્યામાં ન આવે એટલી ચપળતા છે તેથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે હમને લઇ જવા માટે ઘોડા ગાડીની કંઇ જરૂર નથી; ખરૂં છે કે રાજાઓની અશ્વશાળો અને સમુદ્રાશ્વના તબેલા છે; પણ કંઇ મેળા ઉજાણી વગર તે ભાગ્યેજ વપરાસમાં આવે છે. કેટલાક સમુદ્રાશ્વને કેલવણી આપી ફકત શોકની ખાતર સ્વારી કરે છે યાતો શરત કરી પોતાનું આત્મકૌશલ્ય અને ચાલાકી જણાવે છે; કેટલાક મોતીની સીપ અને બીજી સુંદર રંગ બેરંગી સીપોની ચારઠે તેઓને જોડે છે. આ ચારઠો ખુલ્લી હોય છે અને તેની વચ્ચોવચ આસન હોય છે તે ઉપર રાજા વિરાજમાન થાય છે અને પોતાની રૈયતને દર્શન દેતો જાય છે. ઘોડાઓને એવા શિખવ્યા હોય છે કે તે પોતે પોતાની મેળેજ ચાલ્યા જાય તેથી તેમને અશ્વાધ્યક્ષની જરૂર પડતી નથી. આ દરીઆ નીચેના દેશોની હજારો અજાયબી ઉત્પન્ન કરે એવી વાતો તો હું મુકી દઉં છું. બાકી તે સઘળી આપને તો ઘણી રમુજ આપે એવી છે-તથાપિ તેનું યથાર્થ વર્ણન કરતાં શેષ પણ થાકી જાય તો મારી શી ગતી! અને તે કોઇ બીજે પ્રસંગ આવે ત્યાં સુધી મુલતવી રાખવી ધારૂં છું. આપની પરવાનગીથી હું મારી માતા, અને ભાઇભાંડુઓને તેડાવવા ઇચ્છું છું કે હું તેમને જોઉં. વળી મારા ભાઇનો મેલાપ પણ ઇચ્છું છું કેમકે પાછી સલાહ કરવાની ઘણી આતુરતા છે-તેઓ જાણશે કે ઇરાનના મહાન રાજાની હું પત્ની થઇ છું તે જોઇ ઘણા ખુશ થશે અને મને મળ્યાથી તેમને ઘણો આનંદ થશે. આપની એટલીજ પ્રાર્થના કરૂં છું કે આપ રજા આપો તો તેડાવું.

ઇરાનના રાજાએ અતિશય પ્રસન્ન વદને, પૂર્ણ પ્રેમના આવેશમાં,

પોતાની પ્રાણપ્યારીને રંજન કરવા માટે હર્ષભરિત વદને જવાબ દીધો: "પ્રિયે, તારી ખુશીમાં આવે તેમકરવાને તને સદર પરવાનગી છે. હું તેમને યોગ્ય માન આપી, સત્કાર કરવાને પુરતો યત્ન કરીશ. પણ મારે જાણવું જોઈએ કે તું તારો વિચાર તેમને શી રીતે જણાવીશ; અને જ્યારે તેઓ આવે ત્યારે તેમના સત્કાર સારૂ સર્વે સામગ્રી તૈયાર રાખવા હુકમ શી રીતે આપવો? અને મારે તેમની સન્મૂખ શી રીતે જઇ સત્કાર કરવો? એ સઘળું તારે મને જણાવવું જોઇયે; કેમકે તેઓની રીતભાત બહુ વિચિત્ર ને વિલક્ષણપણા સાથે છે, તેઓનો યોગ્ય સત્કાર થાય નહિ તો મારી પ્રતિષ્ટાને હાનિ પહોંચે ને તેઓ નાખુશ થાય એ, તારે ખાતર કરવાને હું તત્પર નથી."

રાણી ગ્વાહુરે જવાબ દીધો, "મહારાજ, આપને એ ખટપટની કશી જરૂર નથી; તેઓ એક ક્ષણમાં અત્રે આવશે, અને આપ નામદાર જરા ઓરડામાં જઈ ફરેડીમાંથી જોશોતો તેઓ કેવી રીતે આવેછે તે સર્વે જણાશે."

ઇરાનનો રાજા ઓરડામાં ગયો એટલે રાણી ગ્વાહુરે પોતાની દાસીને એક સમેદાનીમાં અગ્નિ લાવવા કહ્યું. તે લાવી એટલે તેને કહ્યું કે બહાર જઇને બારણા દે. પોતે એકલી થઈ ત્યારે એક દબ્બીમાંથી લોબાનનો એક કટકો કાઢયો અને સમેદાનીમાં મુકયો. તુરત તેમાંથી ધુમાડો ચઢવા લાગ્યો એટલે સમુદ્રકન્યા કંઈ મંત્ર ભણવા લાગી—જે ઇરાનનો રાજા બીલકુલ જાણતો ન્હોતો. પણ તેણે બધું ધ્યાન દઇ ઓરડામાંથી જોયા કીધું. તે મંત્ર ભણી રહી એટલે સમુદ્રનાં પાણી ડોલવા, કંપવા ને પછી ઉછળવા લાગ્યાં. રાજા જે ઓરડામાં હતો તે એવો હતો કે તેની ફરેડીમાંથી સીધું જોયા કરે તો સમુદ્ર ઉપર પણ નજર પડતી હતી, તેથી આ સઘળું તેણે ખુલ્લે ખુલ્લું દીઠું. છેવટ કેટલેક દુર દરીઆમાં પાણીના વિભાગ પડી ગયા અને તેમાંથી એક ઉંચો, સ્વરૂપ સૌંદર્યથી ભરપૂર અને દરીઆઇ લીલા રંગનાં થોભીઆવાળો એક પુરૂષ નીકળ્યો; થોડીવારે એક વૃધ્ધ, પણ બારેખમ પ્રૌઢાવસ્થાને પામેલી સ્ત્રી પાંચ દાસીઓ સહીત નીકળી, જે દાસીઓ રાણી ગ્વાહુર કરતાં સુંદરતામાં સેહેજ પણ ઉતરતી ન્હોતી.

તુરત રાણી ગ્વાહુર એક બારીમાં જઇ ઉભી અને તેણે પોતાનો ભાઇ પોતાની માતા, અને સગાસંબંધીઓને દીઠાં, તેમજ તે લોકે એને પણ દીઠી. એ આખું મંડળ જાણે સમુદ્રના મોજાની સપાટીપર ચાલતું હોયની તેમ ડોલતું ડોલતું આવી પ્હોંચ્યું. જ્યારે તેઓ કિનારાની પાળે

આવ્યાં ત્યારે એક પછી એક આસ્તે આસ્તે બારીમાં કુદી આવ્યાં. જેવાં ઓરડામાં આવ્યાં કે તુરત રાજા સમક્ષ સમુદ્રકન્યાને તેની માતા અને બીજાં સગાંવહાલાંએ ઘણી મમતાથી આંખમાં આંસુ ભરીને ભેટી કીધી.

રાણીએ સર્વેનો યથાયોગ્ય સત્કાર કીધો, અને તેમને સુંદર મંચ ઉપર બેસાડ્યાં, ત્યારે ગ્વાહુરની માતાએ નીચે મુજબ ભાષણ કીધું. તે બોલી, "પુત્રી, તને આટલેબધે દિવસે જોઇને જેમ મારી ખુશી સમાતી નથી તેમ તારા ભાઇ અને સગાંવ્હાલાં પણ કંઇ ઓછાં ખુશી થયાં નથી એવો પૂર્ણ ભરોસો રાખ. તારો ઈરાદો કોઇને પણ જણાવ્યા વગર તું હમને ઉદ્વેગી કરી ચાલતી થઇ તેથી હમને કેટલી ચિંતા થઇ છે તેનું તો વર્ણન થવું મુશ્કેલ છે, અને તારે માટે અમે કેટલાં કેટલાં આંસુ પાડ્યાં છે તે જો પેલા સમુદ્રપર પોતાની આકૃતિ જુદી પાડે છે—ગણાવવાં અસંભવિત છે. લગ્ન નજ કરવા તેં ઠરાવ કીધો તેને માટે અમને તો કોઇ કારણની ખબર હતી નહી; પણ ફકત જ્યારે તારા ભાઇએ, તમો બંને જણુ વચ્ચે વાતચિત થઇ હશે તે કહી સંભળાવી ત્યારેજ જાણ્યું. એણે જે સલાહ આપી હતી તે તે વખતની આપણી સ્થિતિને યોગ્ય અને તે પ્રસંગે તને દુનિયાદારીમાં ગુંથી દેવું એ તારા હકમાં ફાયદાકારક છે એવું સમજી આપી હતી. જો તેં એનાં વચન માન્ય કીધાં હોત તોપણ તારે એટલું ડરી જવાનું નહોતું; અને તું કહે તો મારે તને કહેવુંજ જોઇયે કે, જે અર્થમાં તેં તે વાતની જીદ લીધી તે બીલકુલ જોઇએ તે કરતાં ઉલટીજ હતી. પણ હવે એ ગઇ ગુજરી જવા દે, કેમકે એ આપણી દિલગીરી અને સંતાપ ફરી તાજાં કરે એવી છે, અને તે તારે ને અમારે સદાને માટે વિસારી મેલવી જોઇયે. પ્રિયપુત્રી! અમારાથી છુટી પડયા પછી જે જે બન્યું તેનો તું હેવાલ અમને કહે, અને કહે કે હાલમાં તું કેવી કુશળ છે. પણ પહેલું તો અમને કહે કે તું પરણી છે કે નહી?"

રાણી ગ્વાહુરે તુરત પોતાની માતાના પગમાં મસ્તક મુકી નમસ્કાર પ્રેમાશ્રુથી તેના પાદનું પ્રક્ષાલન કીધું, અને પછી તેના હાથને ચુંબન કરી કહેવા લાગી, "માતાજી, હું કબુલ કરૂંછું કે મેં એટલો મોટો અપરાધ કીધો છે, કે તે માફ નહિ થાય; પણ તેને માટે તેં કૃપા કરી મને માફી આપી છે તે માટે હુ ઘણી ઉપકારી થઈ છું. તારી આજ્ઞાનુસારે વર્તી હું જે તને કહુંછું તે તને ખાત્રી કરી આપશે કે કેટલીકવાર કેટલાંક પ્રયોજન માટે આપણે ફોકટ તિરસ્કાર કરીએ છીએ; અને એ વાતને માટે મારો



સમુદ્રનો રાજા પોતાના આસનપર બેસે છે. (પૃષ્ઠ ૧૪૧.)

પોતાનો અનુભવ થયો છે કે જે વાતને હું ઘણી ધિક્કારતી હતી તેજ કરવી મારા ભાગ્યમાં હવે સર્જીત છે." એટલું કહીને સમુદ્ર છોડી જમીનપર આવી હતી ત્યારથી જે જે બન્યું હતું તેનું વર્ણન વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યું. તે સઘળું કહી રહી અને છેલ્લે જણાવ્યું કે મને ઇરાનના રાજાને ત્યાં વેચી છે અને તેના મેહેલમાં હું હાલ છું. રત્નાગરનો રાજા–એનો ભાઇ બોલ્યો,– "બેહેન, આટલાં અપમાન સહન કરવામાં તારી મ્હોટી ભુલ છે; પણ તેને માટે તારે કોઇને ઠપકો દેવાનું નથી પણ તને પોતાનેજ છે. સ્વતંત્ર થવું હોય તો હમણા તારા હાથમાંજ વાત છે; અને આટલો લાંબો વખત થયાં દાસત્વનું સહન કરેછે તેને માટે તારી ધીરજતા જોઇ મારાથી આશ્ચર્ય પમાયા વગર રહેવાતું નથી. ઉઠ, અને ચાલ મારા રાજ્યમાં–મેં ને રાજ્ય, જે બળાત્કારે ધણી થયો હતો તેની પાસેથી મારા સ્વપરાક્રમથી પાછું મેળવ્યું છે."

ઇરાનનો રાજા જે આ સઘળું ઓરડામાંથી સાંભળ્યા કરતો હતો તેને એથી ઘણી ધાસ્તી લાગી. તે પોતાના મનમાં કહેવા લાગ્યો "હાય હાયરે! શું એ જશે? હું તો તારે રવડીજ મૂવો–જો એ જશે તો નખોદ ગયું તો! જો મારી રાણી, મારી ગુલનાર,* આ સલાહ કબુલ રાખશે અને મને છોડીને જતી રહેશે તો તો ખચીત હું મરી જવાનો, એના વિના જીવવું મારા જેવાને માટે તો અસંભવિત છે." પણ રાણી ગુલનારે તુરત એની ફીકર દુર કીધી. તે મૃદુ ભાષણી લોકોત્તર લાવણ્યમયી હસતે ચેહેરે બોલી, "ભાઈરે, મેં હમણા જે તારૂં બોલવું સાંભળ્યું તે તારી સ્નેહની દૃઢતા માટે મહોટામાં મહોટી સાબીતી છે. તેં પૃથ્વીના રાજપુત્ર સાથે લગ્ન કરવાનું કહ્યું તે મારાથી સહન કરી શકાયું નહીં; અને હવે મેં જે વચનાવચની દુનીઆના ઘણાજ બળવાન અને કીર્તિવંત રાજા સાથે કીધી છે, તે તોડવાને સલાહ આપે છે તેને માટે પણ મને ગુસ્સો થયા વગર રહેતો નથી. એ વચનાવચની એક દાસી અને તેના માલીક વચેની છે એમ હું નથી કહેતી; મારે માટે જે દશ હજાર સુવર્ણમય મ્હોરો આપી તે તો સેહેલથી પાછી આપી શકાય; પણ હમણા તો એક દંપતી વચ્ચેનો કરાર થયો છે કે જેમાં સ્ત્રીને પોતાના પતિ માટે કંઇજ બોલવાનું કારણ નથી. મારો પ્રાણનાથ, મારો હૈયાનો હાર, મારાપર

---

* પૃષ્ટ ૧૩૯થી તે ૧૪૪ સુધીમાં જે જે સ્થળે જ્વાહુર નામ છપાયું છે તે તે સ્થળે ગુલનાર નામ વાંચવું.

જે પોતાનું તન મન ધન કુરબાન કરવા કેવળ તત્પર એવો મારો સ્વામિ ધર્માષ્ટ, ડાહ્યો, અને સત્વગુણી મહારાજા છે, અને પોતાના પ્યારની સ્પષ્ટ સાબીતીઓ આપી ચુકયો છે. હું આવી કે તુરત પોતાની જે સ્ત્રીઓ હતી તે બધીને કાઢી મુકી—એના કરતાં બીજી શું સ્નેહની દૃઢતાની વિશેષ સાબીતી આપી શકે? હું એની પટરાણી થઈ છું અને એણે ઇરાનની પટરાણીના નામની આણ પણ ફેરવી છે કે મારાથી એની સભામાં ભાગ લેવાય."

એટલું કહી વળી પણ રાણી ગુલનાર બોલી કે, "ભાઈ તારી સલાહ પ્રમાણે ચાલવાને બદલે તું જુએછ કે ઇરાનના રાજાને જેટલા પ્રેમથી તે મને ચાહે છે તેટલાજ પ્રેમથી હું તેને ચાહું છું એટલુંજ નહીં, પણ મારી ફરજ અદા કરવા કરતાં પણ ઘણું કરવાનું છે. જે ઉપકાર કીધો છે તેનો બદલો વાળવા ખાતર પણ મારે એની સાથે મરણ પર્યંત રહેવાને ઘણાં કારણો છે. માટે હું આશા રાખું છું કે, માતુશ્રી, યા, તું, યા આપણું કોઇપણ ભાંડુ મેં જે ઠરાવ—સંબંધ—પાણીગ્રહણ કીધું છે તે નાપસંદ કરશો નહીં. એ સંબંધ સમુદ્રના રાજા તેમજ પૃથ્વીપરના રાજાને સરખી રીતે માન ભરેલો છે. તમોને સમુદ્રને તળીએથી, આ વાત જાહેર કરવા અને ઘણા દિવસનો વિરહ મટાડી તમારાં દર્શનનું સુખ પામવા મેં તમોને અત્રે બોલાવ્યાં છે તેને માટે મને માફ કરશો."

રાજા સાલેહ કહેવા લાગ્યો, "બેહેન! તારાં સાહસકર્મનું વૃત્તાંત, કે જે સાંભળીને ચિંતા થયા વગર રહેતી નથી, તેપરથી મેં તને મારા રાજ્યમાં આવવા સારૂ જે માગણી કીધી તે ફક્ત એટલું બતાવી આપવાને કે તું જોઇ શકે કે હમે સઘળાં તને કેટલાં ચાહીએ છૈએ.—તેમાં હું તો તારૂં કેટલું માન રાખુંછું કે દુનીઆમાં તારૂં સૂખ જેટલું મને પ્રીય છે તેટલું બીજાું કશુંજ પ્રીય નથી. અને તેટલાજ માટે, હું મારી પોતાની તરફથી તો, તેં જે આવો વિચારયુકત અને તારી પદ્વીને યોગ્ય ઠરાવ કીધોછે, અને તેં જે ઇરાનના રાજા તારા સ્વામી વિશે અમને કહી સંભળાવ્યું છે કે તું એના ઘણા ઉપકાર હેઠલ છે, તે સાંભળીને તારી નીંદા કરી શકતો નથી. હું ધારૂંછ કે માતાજી પણ એ મતને મળતાં થશે."

વૃદ્ધ રાણીએ પોતાના પુત્રનું કહ્યું મંજુર રાખ્યું અને તુરતજ રાણી ગુલનારને તે વૃદ્ધ ડોસી કહેવા લાગી કે "તને રાજી થતી જોઇને મને ઘણી ખુશી ઉપજી છે ને મારે તારા ભાઇએ કહ્યું તે કરતાં કંઈ વિશેષ કહેવાનું નથી. પુત્રીવિરહ અમને ઘણો સાલશે, પણ જેમ બીજી

કન્યાઓ, ગમે તેટલી વહાલી હોય તોપણ પોતાના સ્વામિને ત્યાંજ સરજેલી છે, તેમજ તારે માટે પણ અમારે સમજવું. તારૂં સુખ તેજ અમને પરમસંતોષ. જો તેં એટલું જાહેર કીધું નહોત કે જે રાજા તનેઆટલા પ્રેમભાવથી ચાહે છે તેનો તારા ઉપર મોટો ઉપકાર થયો છે, ને તે ઉપકાર માટે તેને વરી છે, તો તો હું સર્વથી પેહેલી તારા વિચારને ધિક્કારી કાઢત. પણ ના, આપણે દેવતાઈ વંશનાં છિયે તે તેજ પ્રમાણે વર્તવું જોઇયે."

ઈરાનના રાજાને પોતાની પ્યારી સ્ત્રી ગુમાવવાની જેટલી અતિશય ચીંતા થતી હતી તેટલોજ તેનો કદી તેને ત્યાગ ન કરવાનો ઠરાવ સાંભળી આનંદ થયો. અને આટલું ખુલ્લું કહ્યા થકી એના પ્રેમ માટે શક લાવવાની કંઈ જગ્યા રહી ન્હોતી તેથી એનાથી બન્યું તેટલું કરી તેનો અભાર જણાવવાનો ઠરાવ કીધો.

રાજા આવી રીતે અસામાન્ય આનંદ ભોગવતો હતો તેવામાં રાણી **ગુલનારે** તાળી પાડી; તેવીજ કેટલીક દાસીઓ કે જેઓને તેણે ફળાદીક લાવવા કહી મુકયું હતું, તે હાજર થઇઓ. તેઓ સર્વેને રકાબી મુકી રહી એટલે રાણી **ગુલનારે**, પોતાની માતા, ભાઇ, અને ભાંડુઓને તે આરોગવા બેસાડયાં. તેઓ વિચાર કરવા લાગ્યાં કે આપણે એક મહાન રાજાના મેહેલમાં છૈએ, અને એણે આપણને કદી જોયાં નથી કે આપણે માટે કશું સાંભળ્યું નથી, તેથી તેની ટેબલ ઉપર તેને મુકીને જમવું એ વિનયહીન અવિવેકીકહેવાય. આ વિચારથી તેઓનાં મ્હોં ઝંખવાઇ ગયાં અને એકચિત્ત વિકારથી તેઓની આંખ અગ્નિની માફક ચળકવા લાગી તથા મ્હોમાંથી અને નાકમાંથી અગ્નિની જવાલા સ્વાસને ઠેકાણે નીકળી. આ અણધાર્યા દેખાવે ઇરાનના રાજાને ભયંકર ગભરાટમાં નાંખ્યો, કેમકે એ થવાનું કારણ તે જાણતો ન્હોતો. રાણી **ગુલનાર** આ વાતને માટે અંદેશો લાવી ઉઠીને ઉભી થઈ, અને પોતાનાં સગાંઓને કહેતી ગઇ કે હમણા ઘડીભરમાં આવું છું. તે સીધીજ ઇરાનના રાજાના ઓરડામાં ગઇ અને તેને જોઇને રાજાનો ગભરાટ તુરત મટયો.

**ગુલનાર** ઘણા વિનયથી, પોતાના મધુરતાથી ભરેલા ઓષ્ટમાંથી, જેમ અમૃત ઝરે તેમ મંજુલ સ્વરે, નમન કરી પાદવંદન કરતી કહેવા લાગી, "મહારાજ, આપે જે મ્હારાપર ઘણી ઘણી કૃપા કીધી છે અને તેને માટે હું ઉપકારી થઇ છું, તેનો અંગિકાર કરવો સાંભળી બેશક તમો ખુશીજ થયા હશો. મારાં સગાંવહાલાંની મરજી રાખી હું તમારી સાથે

ન રહેતાં તેમના રાજ્યમાં જાત, પણ એવી કૃતઘ્નતા હું કરી શકું નહીં, અને કોઇ તો શું પણ હું પોતે પોતાનેજ એથી પાપી પ્રથમ ગણું." આ સાંભળી ઈરાનનો રાજા બોલ્યો, "અરે વાહ! મારી પ્યારી, ઉપકારનું તો તું કશું બોલજ નહીં; કેમકે એવો કોઇ ઉપકાર મેં કીધો નથી; પણ ઉલટો હું તારા એટલા ઉપકાર તળે દબાયલો છું કે તેનો બદલો વાળી શકું તેમ નથી. જેટલો તું મને હાલમાં ચાહે છે તેટલું ચહાશે એવું કોઇ દહાડો મને સંભવિત પણ લાગતું ન્હોતું; એવું તેં મને તારા ઘણાજ હેતભાવથી બતાવી આપ્યું છે."

રાણી ગુલનારે જવાબ દીધો, "હવે વધારે શું કહું? મૂજ પ્રાણેશ! આપે જેટલું કીધું છે તેથી કંઇ કમી પણ મારાથી થઇ શકે? મને તો ધાસ્તી રહે છે કે આપે જે માનનો વરસાદ મારાપર વરસાવ્યો છે તેના પ્રમાણમાં તો મારાથી જોઇએ તેટલું બની શક્યું નથી—બને તેમ પણ નથી. તમારા સ્નેહની જે સાબીતીઓ આપી મારા માટે આટલી આત્રી કીધા પછી પણ તેને માટે મૂઢ થઇ રહેવું તે મારાથી બને તેમ નથી. હું તમને ચાહુંછું ને ચાહીશ—ને આર્ય સતિપણું દાખવીશ." એટલું કહી રાણી ગુલનાર બોલી, "હવે એ વાત રહેવા દો અને આપને કહેવાની રજા માગું છું કે મારી માતા અને સમુદ્રનો રાજા—મારો ભાઇ તમારા દૃઢ મિત્ર થયા છે, અને તમને મળવાને અને તમારી સાથે વાત કરવાને ઘણાં ઉત્સુક થઇ રહ્યાં છે. મારો એવો ઇરાદો હતો કે આપની મુલાકાત કરાવ્યા પેહેલાં તેઓને જમાડવાં, પણ તેઓ તો આપને સલામ બજાવવાને અધીરાં થઇ રહ્યાંછેઃ અને તેટલામાટે આપ નામદારને વિનંતી કરૂં છું કે આપ નામદાર ત્યાં પધારી આનંદમાં વૃદ્ધિ કરી આપો."

ઇરાનના રાજાએ જવાબ દીધો, "પ્રિયે, હું તારાં સગાંવહાલાંને સલામ બજાવવા ઘણી ખુશીથી આવું; પણ તેઓના નાકમાંથી અને મ્હોંમાંથી અગ્નિ સ્વાસ સાથે ઉડે છે તેથી મને બહુ બ્હીક લાગેછે." રાણીએ હસીને જવાબ દીધો મહારાજ, "એ ભડકાથી તમારે જરાપણ બ્હીવાનું નથી, એતો ફક્ત તેમની ખુશીની નિશાનિ છે, કેમકે તમારાજ મેહેલમાં તમને મુકીનેજ જમવા બેસે એ તેમને અજુગતું દીસે છે."

આ સાંભળી ઇરાનના રાજાને હીમ્મત આવી અને ઉઠીને રાણી ગુલનારની સાથે ભવ્ય દિવાનખાનામાં દાખલ થયો. રાણીએ તેને પોતાની

માતા, પોતાના ભાઇ અને બીજાં સગાં વ્હાલાંઓની વારાફરતી ઓળખાણ કરાવી, અને તે લોકોએ એને લાંબા થઇ દંડવત્ પ્રણામ કીધા. ઇરાનના મહારાજાએ ઝટ જઇને તેમને ઉઠાડયા ને એક પછી એક સર્વેને ભેટયો. જ્યારે સર્વે પોત પોતાને સ્થાનેબિરાજ્યા ત્યારે રાજા **સાલેહે** બોલવાની શરૂઆત કીધી. ઇરાનના રાજાને તેણે કહ્યું, "મહારાજ, મારી બેહેન સઘળાં અપમાન સહન કરી આખરે આપ જેવા બળવાન રાજાના રક્ષણમાં આવી પડવાનું સુભાગ્ય ઉદય થયું તેને માટે હમારી ખુશી જણાવાને પુરતા શબ્દ પણ હમોને જડતા નથી. હમો એટલી તો ખાતરી આપીએછીએ કે આપે એને જે દરજ્જે ચઢાવી છે તેને માટે એ નાલાયક નથીજ; અને હમો એને એટલાં ચહાતાં હતાં અને એનાપર એટલી મમતા હતી કે એ લાયક ઉમરની થઈ ન્હોતી તે પેહેલાં સમુદ્રના મ્હોટા મ્હોટા રાજાઓનાં માગાં વારંવાર આવતાં હતાં તોપણ એને હમારી આગળથી દૂર કરવાનું હમને ગમતું ન્હોતું તેથી પાછાં ફેરવ્યાં હતાં. બેશક, મહારાજ! પ્રભુની ગતિ ગહન છે, તે ઇશ્વરે આપનેજ માટે એને રાખી છે, અને તેને માટે એનો ઉપકાર વાળવાનું આપણી પાંસે કંઇજ છે નહીં; ફકત એટલીજ પ્રાર્થના કરી શકીએ કે એને અને તમને લાંબુ આયુષ્ય આપે, અને સુખી રાખે."

રાજાએ જવાબ દીધોઃ "તમે જેમ કહો છો તેમ મારેજ સારૂ ઇશ્વરે રાખી મુકી છે. હું એને એટલી મમતા સ્નેહથી ચાહું છું કે મને સંતોષ છે કે એને દીઠી ત્યાં સુધીમાં કોઇ સ્ત્રી મને એટલી વહાલી લાગી નથી. અને તમો જેવા કીર્ત્તિવંતે સંબંધી થવાને ખુશી બતાવી તેને માટે આ રાણી સાહેબ તમારી માતા, તમો નામવર, રાજપુત્ર અને તમારા સઘળાં રાજ્યવંશીનો ઉપકાર હું પુરતી રીતે વાળી શકતો નથી." એટલું કહીને તેઓને જમવાની રજા આપી અને પોતે અને પોતાની રાણી પણ સાથે બેશી જમ્યાં. જમ્યા પછી ઇરાનના રાજાએ મોડી રાત સુધી તેમની સાથે વાતોચીતો કર્યા કીધી, પછી તેઓએ જોયું કે હવે નિદ્રાદેવીને આધિન થવું જોઈએ ત્યારે રાજાએ પોતે દરેકને માટે તૈયાર કરાવેલા ઓરડામાં સૌ સૌને પધારવા વિંનતિ કીધી. ઈરાનના રાજાએ પોતાના રાજવંશી પરોણાને માટે રોજ ભાતભાતનાં ભોજન કરાવવા માંડયાં, અને તેમ કરવામાં પોતાની મ્હોટાઇ અને ભપકો બતાવવામાં કશી કસર રાખી નહીં, અને અત્યાગ્રહથી તેઓને પોતાના મેહેલમાં ઘણોક વખત સુધી રાખ્યાં કરતાં છેવટ જવાને તૈયાર થયાં ત્યારે રાણી ગુલનારે

એક પુત્રનો જન્મ આપ્યો, જે રત્નાગરના રાજા તથા તેની માતુશ્રીને પરમઆનંદનું કારણ થઇ પડયું.

ઇરાનના રાજાએ પુત્ર જન્મની વધામણી કેટલી ખુશીથી સાંભળી હશે તેવું તો કહ્યા કરતાં કળી લેવું તેજ બસ છે. આ બાળક ઘણોજ કાંતિવાન હોવાથી બેદર કરતાં બીજુ નામ આપવું રાજાને યોગ્ય ન લાગ્યું. અરબી ભાષામાં બેદર એટલે પૂર્ણ ચંદ્ર થાય છે. અને ઇશ્વરનો ઉપકાર માનવા ખાતર ઇરાનના વૃદ્ધ મહારાજાએ દોલ્લા દીલથી ગરીબોને ભારે ભારે દાન આપ્યાં, કેદીઓનાં બંધન છોડયાં, બંદીજનો ને ભાટ ચારણોએ સ્તુતિ ગાન કરી પુત્ર દીર્ઘાયુષિ થાઓ એવાં આશિર્વચન કહ્યાં, અને સ્ત્રી તથા પુરૂષ ગુલામોને સ્વતંત્ર કીધા; પોતાના ધર્મના આચાર્ય અને ધર્માત્માઓને મોટી મોટી ભેટો કીધી; અલ્લાહની પ્રાર્થના કીધી, મસીદમાં ખીચડી જમાડી; દરબારનાં માણસોને સારાસારા સરપાવ કીધા અને તે ઉપરાંત રસ્તામાં દ્રવ્યઉરાડયું તે તો જુદું; અને ઢંઢેરો પીટાવી આખા શેહેરમાં ઘણાક દહાડા સુધી મહોત્સવ કરવાનું જણાવ્યું.

રાણી સુવાવડ ખાઈને ઉઠયા પછી એક દીવસ ઈરાનનો રાજા, રાણી ગુલનાર, તેની માતા, રાજા સાલેહ અને તેની સ્ત્રી અને સગાં વહાલાંઓ રાણીના ઓરડામાં બેઠાં બેઠાં વાતોચીતો કરતાં હતાં તેવામાં એક દાસી, રાજપુત્ર બેદરને લઈને ઓરડામાં આવી. તેને જોઈને રાજા સાલેહ દોડતો સામો ગયો અને હાથમાં ભાણેજને લઇને ખુબ પ્રેમથી છાતી સરસો ડાબ્યો, ચુંબન કીધાં અને ઘણા હેતથી રમાડવા લાગ્યો. તેને લઇને ઓરડામાં આમથી તેમ કુદતો ગયો ને ઉછાળતો ગયો ને ઘણીકવાર ફર્યો-દોડયો અને એકાએક ખુશીથી ઘેલડો સરખો બની જે બારી ઉઘાડી હતી તેમાંથી બહાર કુદી પડયો ને તે છોકરાને લઇને સમુદ્રમાં જોતજોતામાં અલોપ થઇ ગયો.

ઇરાનના રાજાએ આવું જોવું કદીપણ ધાર્યુજ નહોતું તેથી તે તો કારમી ચીસો પાડવા લાગ્યો. તેણે તો નક્કીજ માન્યું કે હવે હું એ પુત્રનું કાં તો મોહોડુંજ જોઇશ નહીં યા તો એ બુડી મરશે. એની દિલગીરીનો તો કાંઇ પારજ રહ્યો નહીં. રાણી ગુલનારે સ્વસ્થપણે ધીરજથી કહ્યું: (એટલાજ માટે કે રાજાને ઝટ દીલાસો મળે) "મહારાજ, પ્રાણનાથ, મૂજ રક્ષણહાર આપ નામદારે કંઇજ ધાસ્તી રાખવી નહીં; એ બાલક તમારો છે તેમ મારો પણ છે, ને મને કંઈ તમારા કરતાં ઓછો વહાલો નથી. તમે જુઓ છો કે મને તો કંઇ

ધાસ્તી લાગતીજ નથી, અને લાગવી પણ ન જોઈએ. એને કંઇ આળ આવનાર નથી અને એનો મામો હમણા સહી સલામત એને લઈને આવશે. એ જેમ આપના લોહીનો છે તેમજ મારા લોહીનો પણ છે; અને હું અને મારો ભાઇ જેમ સમુદ્રમાં અને જમીનપર બંને ઠેકાણે રહી શકીએ છૈએ તેમ એ પુત્રનું પણ માનવું." વૃદ્ધ રાણી અને ગુલનારની ભોજાઈએ પણ એવીજ વાતો કરી ઘણું ઘણું સમજાવ્યો પણ જ્યાં સુધી તેનો મામો બેદરને લઇને પાછો આવ્યો નહિ ત્યાં સુધી રાજાની ધાસ્તી ગઈ નહિં.

રાજા તો બાષ્પબિંદુનો ધોધવો પાડયોજ જતો ને સમુદ્રપર એકી નજરે જોયા કરતો હતો. તેની આંખ કદી મટકું મારતી નહિ, તે એટલો તો આતૂર જોવામાં આવ્યો કે તેવો તે કદિપણ થયો ન્હોતો. ઘણીવાર થઇ નહિ તેટલામાં સમુદ્ર પાછો ઉછળવા લાગ્યો અને તેમાંથી રાજા સાલેહ પોતાના હાથમાં કુંવરને લઇને નિકળી આવ્યો અને હાથમાં ઉંચોકરી જે બારીએથી બહાર કુદી ગયો હતો ત્યાંથીજ પાછો અંદર આવ્યો. ઇરાનનો રાજા કુંવર બેદરને જોઈને અત્યંત ખુશી થયો અને જેવોને તેવોજ પાછો રાજકુંવરને દીઠો તેથી ઘણું આશ્ચર્ય લાગ્યું. રાજા સાલેહ તેને પુછવા લાગ્યો "મહા-રાજ, મારા ભાણેજને લઇને દરીઆમાં ડુબકી મારી તે જોઇને તમોને ઘણી ધાસ્તી લાગી હશે?" ઇરાનનો રાજા બોલ્યો, "અરે, મારી ચિંતાનું શું વર્ણન કરૂં? મેં તો તેજ ક્ષણથી એની આશા છોડી હતી; અને એને પાછો આણ્યો ત્યારે મારા જીવમાં જીવ આવ્યો."

રાજા સાલેહે જવાબ દીધો, "મેં પણ એટલીજ ચિંતા થવી ધારી હતી, પણ તમારે કોઇ પણ ભયની ધાસ્તી રાખવાનું કાંઇ કારણ નહોતુ કેમકે સમુદ્રમાં ડુબકી માર્યા પેહેલાં સુલેમાનના પુત્ર દાઉદની મોહર ઉપર જે શબ્દો કોતરેલા છે તે હું ભણ્યો હતો. જે બાળકો સમુદ્રને તળી એ જન્મે છે તેને માટે પણ હમે એજ મંત્ર ઉચ્ચારણ કરીએ છૈએ કે તેથી તેઓને પૃથ્વીપર જન્મેલાં કરતાં બેવડો હક મળે છે. આપ નામદારે હમણા દીઠું તેપરથી સેહેલથી ખાત્રી થશે કે પોતાના આવી રીતના દૂસંબંધથી એને કેટલો ફાયદો મળ્યો છે; કેમકે જીવશે ત્યાં સુધી એની ખુશીમાં આવે ત્યારે અને જેટલીવાર ચાહશે તેટલીવાર સમુદ્રમાં ડુબકી મારી જે મ્હોટાં મ્હોટાં રાજ્ય તેના તળીઆપર છે તેમાં મુસાફરી કરી શકશે."

રાજા સાલેહે આ પ્રમાણે બોલીને કુંવર બેદરને તેની ધાવના

હાથમાં આપ્યો અને એક પેટી જે પોતાના મેહેલમાંથી થોડીજવારમાં લાવ્યો હતો તે ઉઘાડી, તેમાં ત્રણસો મોરના ઈંડા જેવા હીરા, એટલાં અસાધારણ કદનાં માણેકો, એવી પાનાની ૩૦૦ લાકડી,દરેક અડધો ફુટ લાંબી, ત્રીસ મોતીની સેરો અથવા લટો, જે દરેક દશ ફીટ લાંબી હતી તે સઘળું તેમાં હતું. આ પેટી ઇરાનના રાજાને ભેટ કરી તે બોલ્યો, "મહારાજ! મને જ્યારે પેહેલાં મારી બેહેને બોલાવ્યો ત્યારે હું જાણતો ન્હોતો કે એ પૃથ્વીના કયા દેશમાં હશે અથવા તો એ આપ માનવંતા જેવા મહાન્ રાજા સાથે પરણનાર હશે. તેથીજ કંઇ પણ પેહેરામણી લીધા વગર હમો આવ્યાં હતાં. આપ નામદારના કેટલા ઉપકાર નીચે હમો છીએ તે તો હમો જ- ણાવી શકતાં નથી, પણ આપે જે જે ઘણી ઘણી કૃપા એના ઉપર કીધી છે અને તેમાં હમારૂં પણ હિત સમાયલું છે તે અમે સમજીએ છીએ, તેની આ ઉપકારદર્શક નીશાની દાખલ આ નાની સરખી ભેટ આપ અંગિકાર કરશો. આટલી નાની સરખી પેટીમાં આટલી બધી દોલત ભરેલી તે જોઇને ઇરાનનો રાજા કેટલો વિસ્મય થયો હશે તેનું વર્ણન કરવું અશકય છે. તે બહુ આશ્ચર્યથી બોલ્યો, રાજપુત્ર, શું આવી અમુલ્ય ભેટને તમો ઉપરની એક નાની સરખી નિશાનિ કહો છો? અને ખરૂં જોતાં તો તમોને કોઇ રીતે હું કંઇ ઉપકાર કરી શકયો નથી. વળી પણ કહું છું કે તમારા કુટુંબ માહેલા કોઇપર મેં કશોજ ઉપકાર કીધો નથી. તમારા કુંટુંબ સાથે જે નિકટનો ઘાડો સંબંધ કીધો તે તમે મંજુર રાખ્યો એથીજ હું મને પોતાને અતીશય સુખી માનુંછું." પછી ગુલનારની સામું જોઇને બોલ્યો: "ભદ્રે! તમારા ભાઇએ મને ઘણાજ ગભરાટમાં નાખ્યો છે, અને જો નાખુશ ન થતા હોય તો તો હું કહેવાની રજા લઉં છું કે એ ભેટ નહીં લઉં, માટે પ્યારી તું એમને સમજાવ કે એ મને માફ કરે."

રાજા સાલેહે કહ્યું, "મહારાજ! આપ એ ભેટ એટલી બધી અસા- ધારણ માનો છો, તેથી મને કંઇ નવાઇ લાગી નથી. હું જાણુંછું કે તમો પૃથ્વીપરના રહેવાશીઓને એટલા બધા ને એવા કીમતી હીરા ઝાઝા જોવામાં આવતા નથી. પણ જેમ હું જાણું છું તેમ તમો પણ જાણતા હશો કે એ હીરા કોઇ ખાણમાંથી કઢાય છે અને પૃથ્વીપરના સઘળા રાજાઓની દોલતના મારાજ ઘરમાં ઢગલા વાળવા હોય તો તે મારા હાથમાં છે, તથાપિ તમે તો ઉલટું એમજ ધારો કે આવી નજીવી ભેટ તે મેં શું સ- મજીને કીધી હશે? માટે હું આપને કરીને પ્રણામ વિનંતિ સાથે કહુંછું કે



"છોકરાને લઈને સમુદ્રમાં અલોપ થઇ ગયો." (પૃ. ૧૫૦.)

આપે એ ભેટ માટે એવી દ્રષ્ટી ન રાખતાં, એ એક પાકો સ્નેહ આપને અમારી પાસેથી અપાવે છે એવું વિચારવું. અને તેથી ના પાડી અમને નારાજ નહીં કરશો." આ પ્રેમાળુ આગ્રહથી ઇરાનના રાજાને તે ભેટ અંગીકાર કરવી પડી; પણ તેણે રાજા **સાલેહ** તથા તેની માતાનો ઘણો ઉપકાર માન્યો.

થોડા દિવસ પછી રાજા **સાલેહે** ઇરાનના રાજાને જણાવ્યું કે,-"હું મારી માતાજી તથા મારી પ્રિયા સહિત આખી જીંદગી ભર આપને ત્યાં રહેવા ઘણો ખુશી છું, પણ અમારો દેશ છોડવાને ઘણા દીવસ થઇ ગયા અને ત્યાં હવે ગયા વિના ચાલે તેવું નથી, તેથી અમો આપની તથા રાણી **ગુલનાર**ની રજા માગીએ છીએ અને તેને માટે માફ કરશો." ઇરાનના રાજાએ કહ્યું: "હું તમારા રાજ્યમાં વળતી મુલાકાત લઇ શકતો નથી તેથી ઘણો દિલગીર છું; પણ મારી ખાતરી થાય છે કે તમો તમારી બેહેન-મારી રાણી **ગુલનાર**ને વિસરી જશો નહીં અને તેથી મને આશા છે કે આપના દર્શનનો લાભ મને વારંવાર મળતો રહેશે."

છુટાં પડતી વખતે બન્ને બાજુવાળાઓને બહુ રડવું આવ્યુ. રાજા **સાલેહ** તો પેહેલો ચાલી નિકળ્યો. વૃદ્ધમાતા તથા રાણી **ગુલનાર**ની ભોજાઈને તો તેની બાથમાંથી જીવ કઠણ કરી જોરાવરીથી છુટાં પડવું પડયું; કેમકે રાણી **ગુલનાર** તેઓને જવા દેતી ન્હોતી. આ રાજવંશીઓ ચાલ્યાં ગયાં ત્યારે ઇરાનનો રાજા રાણી **ગુલનાર**ને કહેવા લાગ્યો, "પ્રિયે જે જન મને ઘણી આશ્ચર્યની વાતો કરતું હતું અને તેજ આશ્ચર્યની વાતોના કરનારના કીર્ત્તવંત કુટુંબીઓએ મારા ઘરને શોભાવ્યું છે, ત્યારથી હું મારી નજરો નજર જોઇ ચુકયો છું, તે જનને પેહેલા હુ એમ માનતો હતો કે મારા ભોળપણનો લાભ લઇ તે મને ખોટું તો ભમાવતું નહીં હોય. મને પણ હવે તું જે કહે તે માનવાને મારી ઇંદ્રીઓ આનાકાની કરી શકતી નથી અને એ તો હું જીવીશ ત્યાં સુધી યાદ રાખીશ; અને ઇશ્વરે કોઈ બીજા રાજાને ત્યાં ન મોકલતાં તને મારે ઘેર મોકલી તેને માટે હું હંમેશાં તેનો ઉપકાર માનતો રહીશ." આવા પ્રેમવચનથી રાણીને બહુ લાગી આવ્યું ને થોડે દિવસે તેણી પોતાની માતાનો વિરહ વિસરી ગઇ.

અહિયાં રાજપુત્ર **બેદર**નો વિદ્યાભ્યાસ માતાપિતાની સમક્ષ દરબાર ગઢમાંજ ચાલતો હતો.-તે દિન પ્રતિદિન જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ તેનું ખીલતું સ્વરૂપ જોઇ રાજા અને રાણીને અત્યાનંદ થતો ગયો અને તેને ભણાવી ગણાવી હોંશીઆર કીધો. તે જેમ જેમ ઉમરે

પહોંચતો ગયો તેમ તેમ પોતાની સ્વાભાવિક ચંચળતા, મનોહર રીતભાત, શબ્દ ચાતુરીનું સમયોચિતપણું અને આનંદ ઉપજાવવાની પ્રયુક્તિ આદિથી માવિતરોને અધિક અધિક આનંદ આપવા લાગ્યો, અને સર્વથી અધિક સુખ તો એ થયું કે રાજા **સાલેહ**-કુંવરનો મામો, વૃદ્ધરાણી તથા એની મામી વખતો વખત એ સુખાનંદમાં ભાગ લેવાને આવતાં હતાં.

રાજાઓને યોગ્ય એવી ધનુરવિદ્યા, મૃગયા, દાંવપેચ વગેરે વિદ્યા તથા કૌશલ્યતામાં થોડીજ મુદતમાં રાજપુત્ર **બેદર** ઘણોજ બાજંદો થઇ ગયો. જ્યારે તે પંદર વર્ષનો થયો ત્યારે તો સઘળી પ્રકારના અભ્યાસની કુશળતા અને ચતરાઈમાં પોતાના ગુરૂથી પણ ચઢતો થયો. એ બધા ગુણની સાથે તે ડાહ્યો અને સમજુ હતો. જેમ પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય તેમ રાજાઓને શોભાવે એવા ગુણ એનામાં નાનપણથીજ એના પિતાના દીઠામાં આવ્યા હતા. અને તે ઉપરથીજ જ્યારે રાજાએ જોયું કે હવે વૃદ્ધાવસ્થાની નબળાઈ ઝડપબંધ આવવા લાગી છે ને કાળના પંઝામાં કયારે સપડાશું તેનો કશો નિયમ નથી માટે મરણ થયા પછી કુંવરને ગાદી મળે તે તકની વાટ ન જોતાં, તેણે પેહેલાંજ રાજ્યપદ છોડયું અને તરૂણ રાજકુંવરના હાથમાં રાજ્યની લગામ આપી દીધી. આ ગોઠવણ કરવામાં એના મંત્રીમંડળ તરફથી કંઇ અડચણ પડી નહીં, અને રૈયત પણ એ ખબરથી ખુશ થઇ, કેમકે તે કુંવર બેદરને રાજ્ય કરવા યોગ્ય જાણતી હતી. ટુંકમાં કહેવાનું કે રાજાએ ઘણાક દિવસ સુધી સરકારી કામકાજ કરવું બંધ કીધું ત્યારે સર્વેના જોવામાં આવ્યું કે "ઘણાક રાજપુત્રો જેમ પોતાથી ઉતરતાઓનો તિરસ્કાર કરે છે અને ધિક્કારે છે તેવી ઉદ્ધતાઇ, મિથ્યાગર્વ, અને અતડાઈ એનામાં નથી, પણ એથી ઉલટું તે સર્વ મનુષ્યોની સાથે એટલો તો મળતાવડો રહે છે કે કોઇ એના સમીપમાં જતાં આંચકો ખાતું નથી. જે જે કોઇ કહે તે ધ્યાન દઇને સાંભળે છે, અને જેને કંઇ જવાબ આપે તેમાં સુસ્વભાવની માધુર્યતા વિશેષે કરી વાપરે છે; અને જરાપણ વાજબી દીઠામાં આવે તેને તેનો લાભ આપ્યા વગર રહેતો નથી."

હવે રાજ્યાભિષેક કરવાનું મૂહૂર્ત આવ્યું. તે દિવસે હંમેશ કરતાં અસાધારણ મ્હોટું દરબાર ભર્યું અને તે સર્વના દેખતાં રાજા સિંહાસનપરથી ઉતર્યો અને પોતાના માથાપરનો મુગટ ઉતારી રાજપુત્ર **બેદર**ને પહેરાવ્યો. રાજપુત્રને પોતાના આસનપર બેસાડી હસ્તચુંબન કરી દર્શાવ્યું કે "મેં

રાજ્ય છોડયું છે-હવે તું તેનો સર્વાધિકારી છે-તારૂં અને તારી પ્રજાનું કલ્યાણ થાઓ, ને તે કરવામાં પ્રભૂની સહાયતા સદોદિત તને મળો! અસ્તુ" પછી સિંહાસનથી હેઠે અમીર ઉમરાવોની બેઠકમાં રાજા જઇ બિરાજ્યો.

ત્યાર પછી વજીર અને મોહોટા મોહોટા અમીર ઉમરાવો પોતાના નવા રાજા આગળ જઈ પગે પડયા અને પોતપોતાના દરજ્જા પ્રમાણે નીમકહલાલીથી કામ કરવાની પ્રતિજ્ઞા લીધી. પછી મુખ્ય મંત્રીએ એક મ્હોટો ઘણી ઘણી બાબતોનો હેવાલ વાંચી સંભળાવ્યો, તેનો તરૂણ રાજાએ એવી તો ડહાપણ ભરેલી રીતે અને ચતુરાઈથી જવાબ આપ્યો કે સઘળી સભા સાનંદાશ્ચર્ય પામી. તેણે કેટલાક સુબાઓ કે જેને માટે રાજ્યનાઅંધેર સારૂ બુમાટા આવ્યા હતા તેઓને બરતરફ કીધા અને તેમની જગાએ એવી યોગ્ય પ્રસન્નતાના લાયક માણસો મોકલ્યા કે લોકોમાં વાહ વાહના પોકાર થઇ રહ્યા. નવા નિમેલા માણસો વધારે સ્તુતિપાત્ર એટલા માટે હતા કે તેઓમાં ખુશામતીનો અને લાંચીયાપણાનો જરા અંશ પણ ન્હોતો. પછી તે સભામાંથી ઉઠીને પોતાના પિતા સહીત પોતાની માતા-રાણી **ગુલનાર**ના ઓરડામાં તેને મળવા ગયો, ને સર્વને પ્રેમથી નમન કીધું. મુગટ ધારણ કરેલા પુત્રને જોઇ રાણી **ગુલનાર** ઝટ ઉઠીને સામી ધાઈ, અને ઘણા હેતથી કુંવરને છાતી સરસો ચાંપી ચુંબન કરી આશિર્વાદ દીધો "કે બેટા ઘણું જીવો ને ઘણું સુખ ભોગવો."

પેહેલા વર્ષમાંજ રાજા **બેદરે** અતિ ઉત્કંઠાથી પોતાના રાજ્ય વહીવટનું જ્ઞાન સંપાદન કરી લીધું. તેમાં પણ પોતાનું કામકાજ કેવી રીતે ચાલે છે તથા રૈયતને શું કીધાથી સુખ થાય છે તે જાણવાપર વધારે ધ્યાન આપ્યું. બીજે વર્ષે રાજ્ય વહિવટ, પોતાના પિતાના ઉપરીપણા નીચેની એક સભાને સોંપ્યો, અને પોતે રાજધાનીનું શેહેર છોડી શિકાર કરવા જવાને બહાનેબહાર નીકળ્યો; પણ તેમ કરવાનો તેનો ખરો હેતુ તો એ હતો કે પોતાના રાજ્યના સઘળા દેશો જોઇ લેવા, કોઇ વાતની પણ બુમ હોય તો તુરત તેનો ઉપાય કરવો, સારા બંદોબસ્ત કરવા, અને સરહદ ઉપર દેખાવ દઇ આજુબાજુના દેશી રાજાઓ, પોતાની રૈયતની સલામતીમાં કંઇ વિક્ષેપ કરી શકે નહીં તેવો પાકો બંદોબસ્ત કરી લેવો. એ દેશ ચર્ચા જોવાથી ઘણા લાભો તેને થયા. આવું ભુષણાસ્પદ કામ પુરૂં કરતાં એક વર્ષ લગભગ વીતી ગયું. અને પ્રવાસ કરી ઘેર આવ્યા પછી એના પિતાને એવો

સખત મંદવાડ આવ્યો કે સારા થવાની આશાજ છોડી. રાજા ઘણા ધૈર્યથી છેલ્લા દમને માટે સાવધાન હતો. તેણે મરણ સમે પોતાના અમીરો અને મંત્રીઓને એટલીજ ભલામણ કીધી, કે "જેવા નીમકહલાલ તમો મારી સાથે રહ્યાછો તેવાજ આ મારા પુત્ર સાથે રહેજો, એટલુંજ મારે કહેવાનું છે." એ સાંભળી દરેકે ઉઠી તુરત અગાઉની માફક ફરીથી પ્રતિજ્ઞા લીધી. આખરે તેણે દેહ મુકયો, અને તેના મરણથી રાજા બેદર અને રાણી **ગુલનાર** ઘણાંજ દિલગીર થયાં; રાજાની લાસને, તેની પદ્વી અને મોભાને યોગ્ય એક રોનકદાર કબરમાં દટાવી.

રાજાની ઉત્તરક્રિયા કીધા પછી રાજા બેદરે ઈરાનનો લૌકિક ચાલ માન્ય રાખવામાં કંઈજ આનાકાની કીધી નહી, અને પોતે એક માસ સુધી શોક પાળ્યો; તેણે તેટલી મુદત કોઇને પણ પોતાનું મ્હોં ન બતાવ્યું. જો એ અતીશય કુળાચારને આધિન થયો હોત અને જો એમ છેક શોકાધીન થવું આવા મહાન રાજાની શોભા વૃદ્ધિ કરનારૂં હોત તો એણે એ શોક આખી જીંદગી સુધી પાળ્યો હોત. આ શોકના સમયમાં રાણી **ગુલનાર**ની માતા, તથા એનો ભાઈ રાજા **સાલેહ** અને તેની સ્ત્રીઓ ઈરાનના રાજાના દરબારમાં કાણ લઇને આવ્યાં અને રાજા બેદરે રાણી **ગુલનાર**ને દીલાસો આપ્યા પેહેલાં બહુ રૂદન કીધું. એક માસવિત્યા પછી રાજા, મુખ્યમંત્રી તથા દરબારના બીજા ઉમરાવોને મળવાને ના પાડી શકયો નહીં, અને તે લોકોએ એને શોક મુકવા, રૈયતને દર્શન દેવા તથા રાજ્ય કારભાર પાછો હાથમાં લેવાને વિનંતી કીધી. તેઓનું કહેવું માન્ય રાખવાને તેણે એટલી તો આનાકાની કીધી કે જેથી મુખ્ય મંત્રીને એટલે સુધી વધીને બોલવું પડયું કે, "મહારાજ, અમારે આપને કહેવું ન જોઈએ કે શોક સદા પાળવાનો અત્યાગ્રહ તો ફકત સ્ત્રી કરે—મને જરાપણ શક નથી રહેતો કે તમને આ વાતની પુરે પુરી ખાતરી નહીં હોય—તમો કદાચ તેઓની ચાલે ચાલવા ધારતા હો, પરંતુ તે લૌકિક વ્યવહારમાં હિતકરતા નથી વિચાર કરો કે આપણે આખી જીંદગી સુધી શોક પાળશું અને રડી રડીને દહાડા કહાડશું તો આપણાં આંસુ એ ભલા રાજાને પાછો લાવવા સમર્થ નથી થવાનાં. તો સર્વે માણુસ જાતના ધર્મને અનુસરી પિતાશ્રીએ મોતને કર આપ્યો છે, તે છતાં પણ મારાથી એમ નથી કહેવાતું કે તમારા પિતા છેક મરણુજ પામ્યાછે, કેમકે તેમની હૈયાતી તમારી મૂર્ત્તિમાં

રહેલી છેજ. મરણ સમે તેમને કશો શક હતોજ નહીં, પણ એમજ માનતા કે તમારા જીવનમાં તે પાછા સજીવન થશે; અને આપે બતાવી આપવાનું છે કે તમારા પિતા પોતાના વિચારમાં ઠગાયા નથી."

આવાં કારણો આગળ રાજા બેદરથી કંઇ બોલાયું નહીં. તેણે શોક મુકયો અને રાજ્યપદના સર્વે અલંકાર ધારણ કરી, પોતાના પિતાના મરણ પેહેલાં જેટલી ખંતથી પોતાના રાજ્યની તથા રૈયતની ખામીઓ સુધારતો હતો તેમ સુધારવા મંડયો. તેણે આ જગતમાં સાબાશી મેળવી; અને પોતાના ઘરડા વડવાના નિયમ પાળવામાં ઘણોજ સાવધાન રહ્યો જેથી રૈયતને એમ તો લાગ્યુંજ નહીં કે આપણો રાજા બદલાયો છે.

રાજા **સાલેહ** પોતાની માતા તથા રાણીઓને લઇને પોતાના સમુદ્ર માંહેલા રાજયમાં ગયો હતો; ત્યાં જ્યારે જાણ્યું કે રાજા બેદરે શોક મુકયો છે ને પાછું રાજ્ય ચલાવવા માંડયું છે ત્યારે તે પુનઃ વરસ પુરૂં થતાં મળવા આવ્યો, અને રાજા બેદર તથા રાણી **ગુલનાર** તેને જોઇને ઘણાં ખુશી થયાં. એક દહાડો સંધ્યાકાળની વખતે કંઇ કંઇ વિષય ઉપર વાતો કરતાં કરતાં રાજા **સાલેહ** પોતાના ભાણેજનાં અણચીંતવ્યાં વખાણ કરવા લાગ્યો અને પોતાની બેહેન પ્રત્યે બોલ્યો,-"ભલી બગિની! ભાણજાને પોતાનું રાજ્ય આટલા ડહાપણથી ચલાવતો જોઈ હું ઘણોજ ખુશી થાઉં છું. એણે પોતાના પાડોશી રાજાઓમાં કીર્ત્તિ મેળવી છે એટલુંજ નહીં, પણ દૂરના રાજાઓ પણ તેની બહુ પ્રશંસા કરે છે." રાજા બેદરને પોતાને મ્હોડે પોતાનાં વખાણ થાય તે સાંભળવું સારૂં ન લાગવાથી તથા પોતાના મામા વાત કરે તેમાં સારા માણસે વચ્ચે બોલવું ઠીક નથી એવું સમજી, પુંઠ ફેરવી એક પલકમાં ઉંઘતો હોય એવો ઢોંગ કરી તકીઆ તરફ ઉંધું મ્હોં રાખી સુતો.

રાજા બેદરની બુદ્ધિ અને આચરણનાં વખાણ કરતો કરતો રાજા **સાલેહ** તેના શરીરના સૌંદર્યપર બોલવા લાગ્યો. તે બોલ્યો,-"એ તો કોઈ અલૌકિક સ્વરૂપનો દેવ છે. આખી પૃથ્વીમાં કે સમુદ્રના તળીઆમાં-સ્વર્ગમાં કે મૃત્યુલોકમાં-કોઇપણ દેશમાં એની બરાબરી કરે તેવું કોઇ નથી."

વળી રાજા **સાલેહ** પુનઃ બોલ્યો,-"બેહેન, મને ઘણી નવાઇ લાગે છે કે હજી સુધી એને પરણાવવાનો તેં કંઇ વિચારજ કીધો નથી. જો હું ભુલતો નહોઉં તો એને હું ધારૂં છું કે વીશમું વર્ષ ચાલે છે; અને એટલી ઉમ્મર સુધી એના જેવો કોઇ રાજપુત્ર કુંવારો રહે નહીં. જ્યારે

તેં આજ સુધી એને પરણાવવાને કંઈ વિચાર કીધો નથી ત્યારે મને એના લાયક કોઇ કન્યા પાતાળમાંથી શોધી કહાડી પરણાવવા દે. પરણીને એ વંશવૃદ્ધિ કરશે, ને તેથી સ્વર્ગવાસી રાજાને પણ ઘણો આનંદ થશે."

રાણી **ગુલનારે** જવાબ દીધો,-"ભાઇ, હું કબુલ કરૂ છું કે જે બાબતપર મારૂં ધ્યાન ગયુંજ નથી તે તેં મને યાદ કરાવી છે. એણે કોઇ દિવસ પરણવાની ઈચ્છા મને પ્રદર્શિત કરી નથી; તેમ મેં પણ કોઇ દિવસ એને એ સંબંધી કશું જણાવ્યું નથી. આપણા માંહેલી કોઇ કન્યા પરણાવવાનો તમે વિચાર જણાવ્યો તે હું પ્રસન્ન કરૂં છું; અને જાણવાની ઇચ્છા રાખુંછું કે એ પુત્રને પ્રસન્ન પડે એવી સુંદર અને ગુણવાન કન્યા કોણ છે તે કહો." રાજા **સાલેહે** આનો પ્રત્યુત્તર ધીરેથી વાળ્યો,-"મારી જાણમાં એક છે, તેને હું જાણું છું. પણ તે કોણ છે તે તને કહેતાં પેહેલાં મને જોવા દે કે ભાણીઓ ઉંઘે છે કે જાગે છે. આ અગમચેતી વાપરવાનું કારણ હું તને પછી કહીશ."

રાણી**ગુલનારે** પાછું ફરી પોતાના પુત્ર સામું જોયું અને વિચાર કીધો કે એ ભરઉંઘમાં છે ને સંદેહ રાખવાનું કંઈ કારણ નથી. રાજા **બેદરે** તો આટલી બધી ગુપ્ત રીતે પોતાનો મામો શું કહેવા ધારે છે તે માંહેલો એક પણ શબ્દ વ્યર્થ ન જાય અને પુરેપુરૂં સંભળાય તેટલા માટે ઉંઘવાને બદલે લક્ષ દઇ કાન માંડયા; છતાં ઘસઘસાટ નસ્કોરાં બોલાવ્યાં. રાણી **ગુલનારે** કહ્યું,-"આટલું ધીરે બોલવાની કંઇ જરૂર નથી; સાંભળી જશે એવો કંઇપણ ધાક ન રાખતાં સુખે બોલો."

રાજા **સાલેહ** બોલ્યો; "હું જે કહું છું તે વિષે ભાણાને કંઈ પણ આગળથી ખબર પડે તે ઠીક નહીં. તું જાણે છે કે પ્યાર કોઇ કોઇ વખત ફકત સાંભળવાથીજ થઇ જાય છે, અને જે સ્ત્રી એને માટે હું લાવવા ધારૂ છું તેને માટે એવી રીતે સાંભળીનેજ તે પ્યારમાં પડે એ ઠીક નહીં; કેમકે હું જાણું છું કે એ સ્ત્રીને માટે ઘણી અડચણો આવી પડે તેવું છે-કદાચ તે બાઇ ફાંકડા **બેદર** સાથે લગ્ન કરવાને ખુશી થાય-પરંતુ તેના બાપ તરફથી હજારો વિઘ્ન ઉપજ્યા વિના રહેવાનાં નથી. અને જો ભાણીઓ પ્રીતિરાગમાં ચકચૂર થઈ જાય ને તેણી મળે નહી તો એના જીવનો સોદો થઇ પડે. તને ખબર છે કે સમરકંદ-સેમાન્ડલ, જેના રાજવંશીને તું ઓળખે છે, તેની કુંવરી **ગ્વાહુર** અદ્યાપિ પર્યંત કુંવારી છે. આ ફુટડી કન્યાનાં હું શાં વખાણ કરૂં? તેનાં વખાણ તો

શેષ નાગ પણ કરી શકે તેમ નથી. તે તું જાણે છે કે ચંદ્રને સૂર્યમાંથી ઉત્પન્ન થઇ છે, એટલે તેની કાન્તિનો પ્રકાશ દિવ્ય દેવાંશી છે. તે અમાનુષી છે. તેના પિતાને તે અત્યંત પ્યારી છે, ને તે પોતાની નેત્રમણી કન્યાને પ્રાણથી પણ વધારે વહાલો છે."

રાણી **ગુલનારે** પુછ્યું,-"કેમ વારૂ ભાઇ, કુંવરી **ગ્વાહુર** હજી પરણી નથી ? મને યાદ છે કે હું તમારા મહેલમાં હતી ત્યારે મેં એને જોઈ હતી; ત્યારે તે અઢારેક માસની છતાં અદભૂત સુંદર ને અતિ કાન્તિવાન હતી. હવે તો તે ઉમ્મરે પોંહોંચેલી હોવાથી તેનું લોકોત્તર લાવણ્ય ને દિવ્ય સ્વરૂપ દુનીઆને મોહનીરૂપ થઇ પડે તેવું બનેજ. તે મારા પુત્રથી જરા મ્હોટી છે ખરી પણ તેથી એની સાથે લગ્ન કરવાને કંઇ અડચણ જેવું નથી. મને કહો કે આપણુને શું અડચણ આવવાની છે કે જેથી તે દૂર કરવાને પ્રયત્ન કરશું." રાજા **સાલેહે** જવાબ દીધો,-"બેહેન, મ્હોટામાં મ્હોટી અડચણ તો એજ છે કે **સમરકંદનો** રાજા ઘણોજ મગરૂર છે- તે માને છે કે બીજા બધા એનાથી ઉતરતાજ છે; અને તેથી એ સંબંધ થવા સેહેલથી હા પાડે તેવું નથી. મારા પોતાના તરફથી તો હું કહું છું કે હું જાતે એની પાસે જઇશ ને એની પુત્રીનું માગું કરીશ; જો એ ના કહેશે તો બીજે કોઇ ઠેકાણે જઈશ કે જ્યાં ના પાડવાની આશા નહોય. આટલા માટે આપણે શું ઇરાદો કીધો છે તે રાજા **બેદરે** કશું જાણવું ન જોઈએ; કેમકે નહીં તો તે એ રાજકન્યાપર આશકત થયા વિના રહેશે નહીં. આપણે તો પ્રથમ **સમરકંદના** રાજાની કબુલાત મેળવવી જોઇએ." ત્યાર પછી આ ઉપર થોડીવાર વાતોચીતો કરી રાણી **ગુલનાર** અને રાજા **સાલેહ** જુદાં પડયાં-રાજા **સાલેહે** કહ્યું,-"હું પાછો મારા રાજ્યમાં જાઉં છું અને ત્યાં મારા ભાણેજ-ઇરાનના યુવરાજ સારૂ કુંવરી **ગ્વાહુરનું** માગું કરીશ"

આટલી વાતચીત કરી રહ્યા પછી રાણી **ગુલનાર** અને રાજા **સાલેહ** જે જાણતાં હતાં કે રાજા **બેદર** નિદ્રાવશ થયો છે તેઓએ તેને જતાં પેહેલાં ઉઠાડયો. રાજા **બેદરે** પણ એવો ઢોંગ કીધો કે જાણે ભર ઉંઘમાંથીજ ઉઠયો હોય. ઢોંગી **બેદરે** દરેક શબ્દ સાંભળી લીધો હતો; અને **ગ્વાહુરનું** વૃત્તાંત સાંભળતાંવાર એના હૃદયમાં અપૂર્વવૃત્તિ ઉત્પન્ન થઇ. તેમ લોકોત્તર લાવણ્યની પ્રશંસા સાંભળી તેને મેળવવાની આતુરતાથી રાત્રીએ ઉંઘ પણ ન આવી. અને ચિંતામાંને ચિંતામાં તે વિચાર સાગરનો નિવાસિક થઇ રહ્યો.

બીજે દિવસે રાજા **સાલેહે** રાણી **ગુલનાર** અને રાજા **બેદર**ની જવા સારૂ રજા માગી. આ જુવાન રાજા જાણતો હતો કે મારે મામો આટલો વેહેલો જતે નહીં, પણ ઝાઝો વખત ન ગુમાવતાં જઇને મારા સુખસાધનને શોધી લાવવાનો તેનો હેતુ છે. **બેદર**ને મામા જવાની વાત સાંભળી મોંપર સુરખી આવી-એ એટલો તો તે સ્રીપર આશકત થયો હતો કે પોતાની માશુકને લગ્ન સારૂ લઈ આવવામાં ઢીલ થાય તે ખમી શકતો નહોતો. એના મનમાં બે ત્રણ વાર એવા વિચાર પણ આવ્યા કે "લાવ મામાને કહું કે તમે જોવાને એ સ્રીને તેડતા આવજો;" પણ પોતે, પોતાની મા સાથે મામાને થયલી વાત જાણે છે, એવું તેને જાણવા દેવું નહીં એવા ઇરાદાથી તેણે રાજા **સાલેહ**ને કહ્યું,-"તમે એક દિવસ રહી જાઓ-આપણે આજે ભેગાજ મૃગયા રમવા જઇશું." આમ કહેવાનું કારણ એજ કે પોતાનું દીલ એકલોજ તે પોતાના મામા આગળ ખોલી શકે. પછી મૃગયા રમવા ગયા. ત્યાં રાજા **બેદર**ને પોતાના મામાના સંગમાં એકલાજ રહેવાની ઘણી તક મળી, પણ પોતાનો વિચાર તેને જણાવવાની હીંમત ચાલી નહીં. શીકારમાં દોડતાં **બેદર** બહુ શ્રમીત થઈ ગયો અને રાજા **સાલેહ** પોતાથી છુટો પડયો; કોઈ કામદાર કે ચાકરનોકર હાજર ન્હોતો ત્યારે રાજા **બેદર** એક નાળા આગળ ઘોડેથી ઉતરી પડયો; અને પોતાનો ઘોડો પાસેના એક ઝાડે બાંધ્યો. નાના પ્રકારનાં સુશોભિત વૃક્ષોની પંક્તિ નાળાની પાળે પાળે આવી રહ્યાથી શિતળ છાયા પથરાઇ રહી હતી; તેમાં તે ઘાસપર સુતો, અને ધ્રસકા ખાઇ પોસ પોસ આંસુએ પોક મુકીને રડયો. આવી શોકદાયક હાલતમાં ઘણીવાર સુધી તે વિચારમાં તલ્લીન થઇ ગયો ને એક શબ્દ પણ મ્હોડેથી બોલ્યો નહીં-કહો કે બોલી શકયો નહીં.

રાજા **સાલેહે** પોતાના ભાણેજને દીઠો નહીં તેથી તેનું શું થયું હશે એવું વિચારી બહુ ચિંતા કરવા લાગ્યો; પણ એને વિષે કોઇ કંઈ ખબર આપી શકયું નહી. તેથી તે પોતાનો સાથ તજી એકલો શોધ કરવા નિકળ્યો અને આખરે તે દૂરથી દૃષ્ટિગોચર થયો. તેણે એને આગળ ઘણીવાર દીઠો હતો અને આજે પણ તેજ માફક નિહાળ્યો, પણ આજ તો હમેશના જેવો હસમુખો જણાયો નહી. તેણે જોયું કે કંઇ પુછીએછ તો જવાબજ દેતો નથી-યા દે છે તો કંઇનો કંઈજ; તોપણ એનું કારણ રાજા **સાલેહ** બીલકુલ અટકળી શકયો નહીં. જયારે તેણે એને ઉદ્વેગમાં ગરકાવ થયેલો જોયો ત્યારે તરત સ્મૃતિ આવી કે એણે રાણી **ગુલનાર**

અને મારા વચ્ચેની વાતચીત, સાંભળી છે એટલુંજ નહીં પણ એ જ્વાહુર ઉપર પ્યારથી આશકત થયો છે. ત્યારબાદ તે એનાથી થોડેક દૂર ઘોડા પરથી ઉતરી પડયો અને ઘોડાને એક ઝાડે બાંધી ધીરે ધીરે પગલાં ભરતો જેવો તેની નજીક જાય છે તેવામાં તેને બોલતાં સાંભળ્યો કેઃ-

"હે! સમરકંદની પ્રિય રાજપુત્રી, મુજના હૃદયમાં વસેલી! તારા અનૂપમ સ્વરૂપનું સંપૂર્ણ વર્ણન તો ખરેજ મેં સાંભળ્યું છે, છતાં પણ હવે તો હું તને સમગ્ર પૃથ્વીપરની સુંદરીઓ કરતાં એટલી શ્રેષ્ટ ગણું છુ કે જેવો તારાઓમાં સાક્ષાત્ ચંદ્ર! જો હું જાણતો હોત કે તું કયાં રહેછે તો આ ક્ષણે હું ચાલી નીસરત અને મારૂં હૃદય તને અર્પણ કરત. એ તારૂંજ છે, વહાલી, તુંજ હૃદયની, મનની, મમપ્રાણુની અધિષ્ટાતા દેવી છે, તું વગર સર્વત્ર અંધકાર છે, તું વગર આ રાજ્ય, આ વૈભવ, આ માતા, આ મામો સર્વ મિથ્યા છે, અને તારા શિવાય બીજી કોઇ કુંવરી આ હૃદય-આ બેદર-આ ઇરાનના રાજાની માલીક થનાર નથી.''

રાજા સાલેહને આથી વિશેષ સાંભળવાનું કંઇ હતુંજ નહીં, તેથી તે તુરત આગળ આવ્યો અને બેદર આગળ છતો થયો. તે બોલ્યો, "ભાઇ બેદર! આ જોઉં છું તેપરથી જણાયછે કે પરમ દહાડે તારી માતા અને મારી વચ્ચે જે વાત થઈ તે તેં સાંભળી લીધી છે. તું એ સાંભળે એવો અમારો ઇરાદો ન્હોતો; અમે તો તને ઉંઘતોજ ધારતાં હતાં.'' રાજા બેદરે જવાબ દીધો, "મામાજી, મેં દરેક શબ્દ સાંભળ્યો છે અને તેથી જે અસર થવી તમે આગળથી અટકળી હતી તે મારાપર થઇ ચુકી છે. હવે તમારી તાકાત નથી કે એ અટકાવી શકો. તમે ચાલ્યા જાઓ તે પેહેલાં, મારો પ્યાર તમને જણાવવાના હેતુથીજ મેં તમને રોકી રાખ્યા છે. પણ મારા દોષે-એક પ્યારને લાયક સ્ત્રીને ચહાવી એ જો દોષ કહેવાય તોમારૂં મ્હોજ સીવી લીધુંછે-અર્થાત્ શરમ ઉપજી છે. હું આપને વિનંતી કરૂં છું કે એક રાજપુત્ર જેને તમારી સાથે આવા નીકટ સંબંધનું માન છે તેના ઉપર દયા લાવશો અને દેવતાઇ સ્વરૂપની જ્વાહુરનો પિતા મને પરણાવવા કબુલ થતાં સુધી વાટ ન જોતાં તે પોતે કબુલ છે એટલી ખબર મને આણી આપો, નહીં તો તેને જોતાં પેહેલાં તો હું પ્યાર-આશક્તિથીજ મરણ પામીશ.''

ઈરાનના રાજાના આ શબ્દોથી રત્નાગરનો રાજા સાલેહ ઘણોજ વ્યાકુલ થયો. તેણે તેને બહુ પ્રેમથી સમજાવ્યું,-"તું કહે છે તે પૂર્ણ કરવું એ ઘણું મુસ્કેલ છતાં તને સાથે તેડી ગયા વગર પાર પડે તેમ નથી. તથાપિ સુલેહ શાંતિને માટે

તારે તારા રાજ્યમાં રહેવું અવશ્યે કરી જરૂરનું છે." તે તેની આશક્તિ ઓછી કરવા ઘણી પ્રેમ ભરી વાણીથી બોલ્યો; "હું મારાથી બનતી સઘળી મેહેનત કરીશ, અને થોડા દહાડામાં શું બને છે તે જણાવવા આવીશ. હું એટલે સુધી કાર્ય કરી શકીશ કે તને સંતોષ ઉપજશે, પણ ત્યાં સુધી તારે ધીરજ રાખવી." ઇરાનના તરૂણ રાજાને સંતોષ કરવા તેનું બોલવું પૂરતું ન્હોતું તેથી રાજા બોલ્યો, "અરે નિર્દય મામા, હું જોઉં છું કે જેવો તમે ડોળ ઘાલો છો તેવો મને ચહાતા નથી; અને મેં આજ સુધીમાં જે પેહેલીજ વિનતિ કીધી છે તે કબુલ ન રાખતાં તમો મને શું મરેલો જોવા ઇચ્છો છો?"

રાજા સાલેહે જવાબ દીધો; "તું જે કહીશ તે કરવાને હું તત્પર છું; પણ તને મારી સાથે તેડી જવાની બાબતમાં તો તારી માતાને પુછ્યા વિના હું હા કહી શકું નહીં. તે તારે માટે અને મારે માટે શું કહેશે? જો તે હા કહેશે, તો તું જે જે કહીશ તે સઘળું હું કરીશ અને તારા કાલાવાલા ભેળો હું પણ તેણીના કાલાવાલા કરવા લાગીશ." ઇરાનનો રાજા બોલ્યો, "તમો અજાણ્યા નહીં હો કે મારી માતા ખુશીથી મને કદી છુટો પડવા દેનાર નથી; અને તેથીજ એ બાહાનું તમારી ગેર-મેહેરબાનીની વધારે સાબીત કરી આપે છે. જો તમે ખરેખર મારાપર પૂર્ણ પ્રીતિ રાખતા હોવ તો આ ક્ષણે તમારા દેશમાં પાછા વળો અને મને સાથે તેડી જાઓ."

રાજા સાલેહે જોયું કે મારા ભાણેજની વિનતિને આધીન થવુંજ પડશે. તેથી પોતાના હાથમાંથી એક વીટી કહાડી; જેનાપર સુલેમાનની મોહરપર જે અક્ષર કોતરેલા હતા, અને તે ઇશ્વરના નામના હોવાથી તેજ મંત્રના યોગે કામ પાર પાડવાના હેતુથી તે બોલ્યો–"લે આ વીટી તારી આંગળીમાં ઘાલ અને સમુદ્રના પાણીની ઉંડાઈથી ડરતો ના." ઇરાનના રાજાએ વીટી લઇને પોતાની આંગળીએ પેહેરી. પછી રાજા સાલેહે કહ્યું, "હું જેમ કરૂં તેમ તું કર." તેજ ક્ષણે તે બન્નો જણ ધીરા રહીને ઉંચે આકાશમાં ચઢ્યા, અને સમુદ્રનો રસ્તો લીધો, તે કંઇ વધારે દૂર નહીં હોવાથી ત્યાં તેઓ ઝટ પ્હોંચ્યા, અને પછી સમુદ્રમાં ડુબકી મારી તાત્કાળ અદૃશ્ય થયા.

સમુદ્રના રાજાને પોતાના ભાણેજ–ઇરાનના રાજા સહીત પોતાના મેહેલમાં પોંહોંચતાં કંઇ ઘણી વાર લાગી નહીં. તે તુરત રાણીના ઓરડામાં ગયો અને ત્યાં રાજપુત્ર બેહ્રરને તેની ભેટ કરાવી. ઇરાનના રાજાએ પોતાની

આજીના હાથને ચુંબન કીધું અને તેણે પણ ઘણી ઘણી ખુશીના ચિન્હદર્શક કોટી કીધી. પછી તે બોલી, "હું જોઉં છું કે તું સારી પેઠે છે તેથી કેવો છે તે તો સવાલજ નથી કરતી! પણ મારે જાણવાની ઇચ્છા છે કે મારી પુત્રી–તારી માતા–રાણી ગુલનાર સુખી તો છે?" ઇરાનના રાજાએ પોતે વગર રજાએ ચાલ્યો આવ્યો છે તે છુપું રાખવા ઘણી સંભાળ રાખી ઉલટું કેહવા લાગ્યો,–"મારી મા સારી પેઠે છે અને તમને પગે લાગણું કહાવ્યું છે," પછી આજીમા રાજા બેદરને તેની મામીઓ પાસે લઇ ગયાં; ત્યાં તેને છોડી વૃદ્ધ માતા રાજા સાલેહને તેડી એક બીજા ઓરડામાં ગયાં અને પછી રાજા સાલેહે, કેવી રીતે પોતાની મરજી ઉપરાંત કુંવરી ગ્વાહુરની ખુબસુરતી સાંભળી ઇરાનનો રાજા મોહીત થયો છે તે વાત માતાજીને કહી સંભળાવી; અને વળી વિશેષમાં કહ્યું,–"મારી મરજી ઉપરાંત હું એને અહીં લાવ્યો છું; અને તે કુંવરીનાં લગ્ન એની સાથે થાય એવી તદબીર હવે રચવી છે."

"પ્રાણનાથ," શેહરાજાદીએ, સુલતાન શેહેરિયારને ઘણી નમ્રતાથી કહ્યું. આપણે જો રાજા સાલેહને વાજબી ઇનસાફ આપીએ તો ઇરાનના રાજાના આશક્ત થવા માટે તે બીલકુલ નિરપરાધી હતો, તોપણ તેની વૃદ્ધ માતા કુંવરી ગ્વાહુરનું નામ એને મોહોડે લેવાના અવિચારીપણા માટે ક્ષમા કરે તેમ ન્હોતી. તે બોલી, "તારૂં અવિચારીપણું હું કદી માફ કરનાર નથી. શું તું ધારેછ કે સમરકંદનો રાજા, જેની ચાલચલગત કંઇ તને અજાણી નથી ને જેણે દેખીતા તિરસ્કારથી ઘણા રાજાઓનાં પોતાની પુત્રી માટેનાં માગાં પાછાં વાળ્યાં છે, તે તારે માટે સારો મત ધરાવશે?" રાજા સાલેહે જવાબ દીધો, "માતાજી, મેં તમને કહ્યુંજ છે કે હું જ્યારે મારી બેહન રાણી ગુલનારની આગળ કુંવરી ગ્વાહુરની સૌંદર્યતા માટે સઘળી સાંભળેલી છે તે વાતો કરતો હતો ત્યારે દુરાગ્રહી ભાણીઆએ મારી ધારણા ઉપરાંત સઘળું સાંભળ્યું છે. હવે ભુલ તો થઇ, પણ જો આપણે તે કુંવરી એને માટે જલદીથી મેળવશું નહીં તો એ તેનાપર એટલો આશક્ત થયલો છે કે એ તેના વિના દિલગીરીમાં ને દિલગીરીમાં કદાચ મરણ પામશે. એ સંબંધ બંધ બેસાડવામાં હું મારા તરફથી તો કંઇજ કસર કરનાર નથી, કેમકે જાણતાં અજાણતાં પણ એ રોગનું ઘર મારે હાથે ઘલાયું છે. જો મારૂં કહ્યું માનો તો માતાજી પ્રથમ તમારે ભારે ભારે હીરાઓ લઇ સમરકંદના રાજાના દરબારમ

જવું અને પછી ત્યાં યુક્તિ પ્રયુક્તિથી તેની પુત્રીનું ઈરાનના રાજા સારૂ માગું કરવું જોઇએ. એ ના નહીં કેહશે એમ માનવાને મને કેટલાંક કારણ છે. નક્કી માનવું કે જમીનપરના મહા પરાક્રમી અજીત્ય રાજા સાથે સંબંધ કરવાને તે ઘણો ખુશી થશે."

રત્નાગરની રાણીએ પ્રત્યુત્તર કીધો,—"હું તો એવુંજ ઇચ્છું છું કે આવી માગણી કરવીજ ન પડો. કેમકે એ પ્રયત્નમાં ફતેહ થવાની આપણે ધારીએ તેટલી ખાતરી થઇ શકતી નથી. પણ જ્યારે મારા દોહિત્રનાં સુખ સંતોષ એ ઉપરજ રહ્યાં છે, ત્યારે તો હું ખુશીથી કબુલ થાઉં છું કે ત્યાં જઇશ. તું કહે છે તે બધું ખરૂં છે પણ **સમરકંદ**ના રાજાનો સ્વભાવ હું સારી પેઠે જાણું છું તેથી તે ગુસ્સે ન થાય એવી રીતે માન મર્યાદાથી એની સાથે તુંજ વાત કરે તો વધારે સારૂં."

વૃદ્ધ માતાએ **સાલેહ**ના આગ્રહથી હીરા, માણેક, પન્ના, મોતીની સેરો વગેરેની અમૂલી ભેટ તૈયાર કીધી અને તે સઘળું એક કીમતી પેટીમાં મુકયું. બીજે દહાડે સવારે રાજા **સાલેહે**, પોતાની માતા તથા ઇરાનના રાજાની રજા લઇ, કેટલાક વિશ્વાસુ કામદારો અને બીજા સેવકોનો રસાલો લઇ, **સમરકંદ** તરફ કુચ કીધી. તે તરતજ ત્યાં આવી પોહોંચ્યો અને ત્યાંના રાજાએ તુરત તેની મુલાકાત લીધી. જેવો તેને દીઠો તેવોજ તે પોતાની ગાદીપરથી ઉભો થયો. રાજા **સાલેહ**, કેટલીકવાર તો પોતે પોતાનેજ ભુલી ગયો કે હું કોણ છું, કેમકે એને બ્હીક હતી કે જેની સાથે કામ પડવાનું છે,તે ઘણોજ કપરો છે. લાંબો થઇ તે તેને પગે પડયો તથા આશિર્વચન બોલ્યો,—"સર્વે મનોરથ સિદ્ધ થાઓ." પછી **સમરકંદ**ના રાજાએ ઝટ ઉઠી તેનો હાથ પકડી ઉભો કીધો અને પોતાની ડાબી બાજુએ બેસાડી કહ્યું,-"ભલે પધાર્યા. રત્નાગરના મહારાજા તમારા દર્શનથી હું બહુ આનંદ પામ્યો છું; અને આપની શી સેવા બજાવવાની છે તે મેહેરબાની કરી કહો."

રાજા **સાલેહે** અતિ નમ્રતા સાથે મંજુલ સ્વરે પ્રત્યુત્તર દીધો,—"મહારાજ, જો કે આપ જેવા મહાપરાક્રમી ઘણાજ ચતુર, અને દુનીઆંમાં સર્વથી શૂરવિર રાજાનાં દર્શન કરવા જેવો મહત્વનો બીજો કંઇજ હેતુ નથી, તોપણ આપ નામદાર મને કેટલા પુજ્ય છો તે જણાવવાને મારી જીભ અશક્ત છે. આપની કેટલી મહત્તા હું ગણું છું અને આપની તરફ કેટલી પ્રીતિ રાખું છું તેની સાબિતી માટે તો જો આપ મારૂં અંતઃકરણ જાણી શકતા હો તોજ

તે પ્રાપ્ત થાય; તે વિગત હું કંઇ બોલી શકતો નથી. આપ નેક નામદાર પુજ્ય મહારાજને માટે અમારાં વૃદ્ધ માતુશ્રીએ જે નિર્જીવ ભેટ મોકલી છે તે.આપના ચરણાર્વિંદમાં ધરૂં છું."–આટલું કહી તેણે ઝવેરાતની પેટી પોતાના એક ચાકરના હાથમાંથી લઈ રાજાને અર્પણ કરી અને બોલ્યો "મારી ખાતર આપ આ ભેટ માન્ય કરશો." **સમરકંદ**ના રાજાએ કહ્યું,–"રાજાજી, આવી મોટી ભેટ તમો અમસ્થી તો કરોજ નહીં. પરંતુ એ ભેટના પ્રમાણમાં તમારે કંઇપણ માગવાનું હોવુંજ જોઇએ. જો કંઇ એવુંજ હોય કે જે મારાથી આપી શકાય તો તે તમો સુખેથી ફરમાવો, અને તે મુજબ હું તમારો ઇચ્છાનુસારી દાસ ઘણી ખુશીથી થઇશ. માટે બોલો–નિષ્કપટપણે કહી દો કે મારે શી સેવા બજાવવાની છે?"

**સાલેહ** રાજાએ પ્રત્યુત્તર આપ્યો: "મારે વિનયથી કબુલ કરવું પડશે કે આપની પાસે એક વચન માગવું છે, અને તે માગવામાં એટલી તો સંભાળ રાખીશજ કે તે તમારી શકતી ઉપરાંતનું નહીંજ હોય. વળી તે વસ્તુ આપનીજ પાસે છે બીજાની પાસે માંગવા જવું પડે તેમ નથી. માટે આશા છે કે મારી વિનતિનો આપ કૃપાવંત અનાદર કરશો નહીં." **સમરકંદ**ના રાજાએ વળી કહ્યું,–"જો એમજ હોય કે તે હું આપવાને સમર્થછું તો તો તમારે બીજું કંઇજ કરવાનું નથી; પણ કહી દ્યો, કે તે શું છે, અને પછી જોશો કે જો તે મારાથી બને તેવુંજ છે તો હું કેવી રીતે સેવા બજાવુંછું." તુરતજ, ઘણી દિનતાથી, અતિઘણી નમ્રતાને વિનય દર્શાવતાં રાજા **સાલેહે** જવાબ દીધો, "મહારાજ, આપે મારાપર કૃપા કરીને મને પોતાના પુત્ર તુલ્ય ગણ્યો છે, ને મારો પ્રેમ પૂર્વક સત્કાર કરી મને બોલવાને ઉત્તેજન આપ્યું છે, તેથી હવે હું વધારે આનાકાની કીધા વગર આપને જણાવવાની રજા લઉં છું. હું અત્રે આપની પુત્રીનું માગું કરી આપના કુટુંબના સંબંધનું માન મેળવવા અને આપણા રાજ્ય વચ્ચે જે સલાહ સંપ લાંબો વખત થયો ચાલે છે તેને મજબુત કરવા આવ્યોછું."

આ સાંભળી **સમરકંદ**નો રાજા ખડખડાટ હસી પડયો–તે એટલે સુધી કે પોતાના સિંહાસનના તકીઆપર ઢળી પડયો અને ઉદ્ધતાઇ કરી તિરસ્કારથી બોલ્યો,"રાજા **સાલેહ**! હું આજ સુધી તમને ઘણા વિચારવંત, ચતુર ને નિપૂણ માણુસ ગણુતો હતો,પણ હવે તમારા બોલવાપરથી ખાત્રી થાય છે કે હું મારી ધારણામાં છેતરાયોછું! આપને વિનતિ કરી

પુછુંછું કે તમે કહો તો ખરા કે તમને જે મિથ્યા વાંછના પેદા થઇ અને જે મને કહી સંભળાવી તે વખતે તમારી શુદ્ધબુદ્ધ ઠેકાણે હતી કે નહી? મારા જેવા પરાક્રમી રાજાની પુત્રી સાથ લગ્નની ઇચ્છા રાખવી એ વિચારજ તમારા મગજમાં કેમ આવી શકયો વારૂ? આપણી વચ્ચે જે મ્હોટો ભેદ રહ્યો છે તેનો વિચાર પ્રથમ કરવો હતો, પણ આવી રીતે એક ક્ષણમાં જે મોભ્ભો હું રાખતો હતો તે જતો રહે તેવા જોખમમાં પડવું તમારે જોઇતું ન્હોતું. રાજા **સાલેહ**! યાદ રાખો કે, તમે મારાપર જે ઉપકાર કીધો છે તેને માટે હું તમને યથાયોગ્ય માન દેવા ઘણો વિચાર કરૂં છું, પણ જે રીતે તમે છાતિ ચલાવીને મને અપમાન આપ્યું છે તે જોતાં તમને હું આટલેથીજ માફ કરૂં છું, બીજો હોત તો તેનો શિરેચ્છેદ કરત, વિલંબ કરત નહિં. ભલા માણુસ જા, તારા ફુટકલીયા રત્નાગરમાં નિર્ભયતાથી મથન કર ને ગમન કર, પણ આવી મુર્ખાઇ ભરેલી વાત હવે પછી કરીશ નહિ."

આ અપમાન ભરેલા જવાબથી **સાલેહ** રાજાને અતીશય માઠું લાગ્યું, અને તેને પોતાની દિલગીરી છુપાવતાં ઘણી મુશ્કેલી પડી; તે છતાં પણ નમ્ર વાણીથી તે બોલ્યો, "ઇશ્વર આપ નામદારને યથાયોગ્ય બક્ષીસ આપો; પણ સેવક જણાવવાની રજા લે છે કે તે પોતાને માટે આપની પુત્રીનું માગું કરતો નથી. પણ જો મેં તેમ પણ કીધું હોત તોપણ તમે અને તમારી પુત્રી બન્ને જણે ગુસ્સે થવાને બદલે ઓર માન મળ્યું સમજવાનું હતું. આપ જાણોજ છો કે જેવા આપ ભર સમુદ્રના રાજા છો તેવો હું પણ એક છું, અને મારા પૂર્વજો કોઇપણ રાજા આગળ અગાઉ નમ્યા નથી; તેઓ પાસેથી એ રાજ્ય મને વારસામાં મળ્યું છે ને તે વખત કરતાં આબાદી તથા સત્તામાં આજે ઉતર્યું નથી. તો શું હું મારા માન પાનમાં હાથે કરી ઉતરતો બનું?" રાજા **સાલેહે** નમ્ર અવાજે કહ્યું,—"જો આપ નામવરે વચમાંથીજ બોલી ન ઉઠતાં મને બોલવા દીધો હોત તો તમો જાણત કે આપ પાસે જે પ્રીતિ—કન્યા માગવા આવ્યો હતો તે મારે માટે નહીં, પણ મારો ભાણેજ—જે આપનો પણ ભાણેજ થાય છે, ને મારા જેટલુંજ તેને તમો પણ માન આપશો એવી મને આશા હતી તે **ઇરાનના** તરૂણ મહારાજા માટે હતી, કે જેનું પરાક્રમ, મહત્તા, અને સદ્‌ગુણોથી તમે અજાણ્યા નહીંજ હશો. મારે સ્વીકારવું જોઇએ કે કુંવરી **જ્વાહુર** પૃથ્વીમાં સર્વથી સુંદર છે, પણ ઇરાનનો યુવાન મહારાજા

પણ પૃથ્વીપરના સર્વ રાજાઓથી સુંદરતામાં ચઢીયાતો અને ગુણવાન છે-તે વાતથી હું નથી ધારતો કે કોઈપણ અજાણ્યું હોય. મેં જે માગણી કીધી છે તે આપ નામદારની શોભા વધારે તેવી છે, અને તમારે શક રાખવોજ ન જોઇએ કે આવા બરોબરીઆ રાજા સાથે સંબંધ કીધાથી સઘળાં રાજ્યો કદાચ બોલશે કે એ ઠીક ન થયું. કેમકે આપે ઘણા રાજાઓનો અનાદર કીધો છે, તેઓને તુચ્છકાર્યા છે, તેથી બળતા જળતાઓ-પેટ બળેલા ગમે તેમ બોલે તેની દરકાર રાખવાની નથી. જે યોગ્ય પ્રીતિ-સંબંધ કરવાનો છે તેજ વિચારવાનું છે. કુંવરી ઇરાનના રાજાને યોગ્ય છે તેમજ તે કુંવર પણ એ કુંવરીને યોગ્ય છે. તેમ નહીં હોત તો હું માંગણી કરવાની હિંમત કરતજ નહી!!"

**સમરકંદ**નો રાજા ક્રોધાવેષમાં મૂઢ બની ન ગયો હોત તો રાજા **સાલેહ**ને આટલું બધું બોલવા દેતજ નહીં. કોપે તેને વિરૂપ બનાવી દીધો હતો. તેના અંગમાં ભરાયલા ઢેડાએ તેની પદવીથી-સ્વભાવમાં ભૃષ્ટ કરી દીધો. નેત્ર રક્તવર્ણાં થઇ ગયાં, તેનું આખું અંગ કંપાયમાન થઇ ગયું, મોંપર, આંખપર, હાથમાં, પગમાં સઘળે ક્રોધ વ્યાપિ રહ્યો. તેને કંઇજ સુઝયું નહિ. ક્ષણભર શાંત રહ્યો પણ પછી એક મહાન રાજાને કદી છાજે નહિ એવાં તિરસ્કાર અને અપમાન ભરેલાં વેણ બોલ્યો,-"કુતરા, શું મારી સાથે આવી રીતે વાત કરવાની તું હિમ્મત ધરે છે ? તારી મગદુર શી છે કે તું મારી પુત્રીનું નામ મારા મુખ આગળ લે ? રે નીચ તુકમના ! શું તું ધારેછે કે તારી બેહેન **ગુલનાર**નો પુત્ર મારી પુત્રીની સાથે મુકાબલો કરવા યોગ્ય છે ? અરે તું કોણ ? કોણ તારો બાપ ? તારી બેહેન તે કોણ ? અને તારો ભાણેજ તે કોણ માત્ર ? શું તારી બેહેને તારાજ જેવા એક કુતરાને જણ્યો નથી ? દ્વારપાળો ! આ ઉદ્ધત અભાગીયાને પકડો અને એનું માથું ઉડાવી દો.'"

જે થોડા ઘણા કામદારો **સમરકંદ**ના રાજાની સમીપ હતા તેઓ રાજાનો હુકમ અમલમાં લાવવા જતા હતા, પરંતુ રાજા **સાલેહ** ભરજુવાન, ચંચળ અને શૂરવિર હોવાથી તેઓ પોતાની તલવાર ખેંચે તે પેહેલાં ઉઠીને નાઠો અને મેહેલના દરવાજા આગળ પોતાનાં હજારો સગાં વહાલાં અને મિત્ર દોસ્તો હથીઆર બંધ સજ થઇને આવ્યા હતા તેમાં ભળી ગયો. આ લશકર, રાજા **સાલેહે** પોતા સાથે ઘણું થોડું માણસ રાખ્યું હતું તેથી એની માતાએ અગમચેતી વાપરી કદાચ **સમરકંદ**ના રાજા તરફથી કંઇ ધાસ્તી આવી પડે તો રાજા **સાલેહ**નો બચાવ કરવાને

તથા ટક્કર લેવાને મોકલ્યું હતું. **સમરકંદ**ના દરબારગઢમાંથી **સાલેહ** તથા તેની સાથેના માણસ અવ્યવસ્થીત રીતે જીવ લઇને નહાસતા હતા તેવામાં અડાકડીના પ્રસંગે પોતે આવી પહોંચેલા જાણી, એ લશ્કરનો ઉપરી કે જે **સાલેહ**નો સંબંધી હતો તે અત્યાનંદ પામ્યો અને તેણે કહ્યું,–"મહારાજ શું થયું? અમે તમારૂં વેર વાળવા તૈયાર છીએ–ફક્ત આજ્ઞાજ થવી જોઈએ."

રાજા **સાલેહે** વીતક વાર્તા ટુંકમાં તેમને કહી સંભળાવી; અને તે લશકરનો પોતેજ ઉપરી થઇ પાછો અંદર પેઠો, અને તેટલામાં બીજા થોડાકે દરવાજાનાં બારણાં ઘેરી રાખ્યાં. થોડાક કામદારો–ચોકીદારો જે રાજા **સાલેહ**ની પુઠે લાગ્યા હતા તે તો તરતજ વીખેરાઇ ગયા, અને રાજા **સાલેહ** **સમરકંદ**ના રાજાના ઓરડાનાં બારણાં ભાંગી અંદર પેઠો. ત્યાં જૂએછે તો રાજાના રક્ષકો નાસી ગયા હતા અને તે એકલોજ અંદર હતો; તેને તુરત પકડી લઇ કબજામાં રાખવા માટે પુરતા અંગરક્ષકો મુકયા અને ત્યાર બાદ કુંવરી **ગ્વાહુર**ને શોધતો શોધતો દરેક ઓરડે ઓરડે તે ફરી વળયો. પણ તેણી તો હો હા સાંભળતાંજ પોતાની દાસીઓને લઇ સમુદ્રમાં ઝોકાવી એક વેરાન ટાપુપર જઇ બેઠી.

**સમરકંદ**ના રાજાના મેહેલમાં આ બનાવ બની રહ્યો હતો તેવામાં રાજા **સાલેહ**ના થોડાક રસાલાના માણસો, જેઓ રાજાની ધમકી સાંભળી પ્રથમથીજ નાસી ગયા હતા તેમણે તેની માતાને એના પુત્રના સંકટનું વૃત્તાંત કહી ગભરાવી મુકી. રાજા **બેદર** આ વખત હાજર હતો, તેને વિશેષ ચિંતા પ્રાપ્ત થઇ; કારણ તે સમજતો હતો કે "મારેલીધે આ સઘળું તોફાન જાગ્યું છે." તેથી વૃદ્ધ માતાના મોં આગળ તેનાથી ટકી શકાયું નહી–તેથી સમુદ્રને તળીએથી ઉપર નીકળી આવ્યો; અને ઇરાનના રાજ્યમાં પ્હોંચવાનો રસ્તો માલમ ન હોવાથી એવું બન્યું કે જે ટાપુપર કુંવરી **ગ્વાહુરે** આશરો લીધો હતો ત્યાંજ તે જોગાન જોગથી આવી ચઢયો.

**બેદર** રાજા, મનની અતી વ્યગ્રતા થવાથી ઝાડી માંહેલા એક મ્હોટા ઝાડની નીચે જઇને બેઠો અને જરા સ્વસ્થ થવા લાગ્યો, તેવામાં કોઇને વાતો કરતાં સાંભળ્યાં.પણ તે એટલું દુર હતું કે સ્પષ્ટ સમજાતું નહોતું,માટે તે ઉઠીને ઉભો થયો અને જે દીશાથી અવાજ આવતો હતો તે તરફ ધીરે ધીરે ચાલ્યો. આગળ જતાં ઝાડીની ડાળોમાંથી અચાનક એક એવી સુંદરી તેના જોવામાં આવી કે તેની આંખો ઝંખવાઇ ગઈ. તેણે જરા ફરીને



સમુદ્રમાં ઝોકાવી એક વેરાન ટાપુપર ગ્વાન્હુર ગઈ. (પૃ. ૧૬૮.)

બરાબર નીહાળીને જોયું અને પોતાના મન સાથે વાત કરવા લાગ્યો કે "કદાચ આ કુંવરી ગ્વાહુર તો નહીં હોય! ભયથી પોતાના બાપનું ઘર છોડી નાશી આવી હશે અને જો તેમ નહીં હશે તોપણ તે કંઇ ઓછી પ્રીતિ-પાત્ર નથી." આટલું અધુરૂં બોલી તે બહાર છતો થયો અને કુંવરી આગળ ઘણા વિનયથી જઇ કહેવા લાગ્યો, "હે સ્વર્ગની રંભા! ઇશ્વરે મારાં નયનોને આવી સુંદરીનું દર્શન કરાવી આનંદીત બનાવ્યો છે તેને માટે હું તેનો બરાબર ઉપકાર પણ માની શકતો નથી. તમારી સેવા બજાવવાને મને જે તક પ્રાપ્ત થઇ છે તે કરતાં મ્હોટું સુખ બીજું શું પ્રાપ્ત થવાનું હતું? માટે, હે રંભા! હું વિનંવિ કરીને કહું છું કે આપ મારા યોગ્ય કંઇપણ કામ ફરમાવશો; કેમકે આવા એકાંતવાસ–નિર્જન પ્રદેશમાં ગૃહસ્થની સ્રીને મદદની કંઈ જરૂર ન હોય એ અસંભવિત છે."

રાજકન્યા ગ્વાહુરે એથી નિશ્વાસ નાંખી જવાબ દીધો, "કૃપાવંત મહાત્મા તમો કહોછો તે ખરૂં છે. મારી પદવીની સ્રીની આવી દશા થાય તે કંઈ ઓછું વિલક્ષણ નથી. હું એક રાજકન્યા–સમરકંદના રાજાની કુંવરી છું ને મારૂં નામ ગ્વાહુર છે. હું મારા પિતાના મેહેલમાં નિશ્ચિંત હતી, પણ એકાએક ભયંકર ગડબડાટ સાંભળ્યો, ને આખો મેહેલ ગાજી રહ્યો. કર્ણોપકર્ણ ખબર મળી કે રાજા સાલેહે કોણ જાણે શા કારણસર મેહેલમાં પ્રવેશ કરી મારા પિતાજીને પકડયા છે, અને જે સામા દ્વારરક્ષકો થયા તેને કતલ કીધાછે. મને ફકત જીવ લઇને નાસવા જેટલોજ વખત હતો અને તે ઉત્પાતથી નાશી અત્રે આવી છું." આ સાંભળી રાજા બેદર પોતાની વૃદ્ધમાતા પાસેથી મામાની ખબર જાણ્યા વગર એકાએક ત્યાંથી નાશી આવ્યો તેને માટે ઘણી ચિંતા કરવા લાગ્યો. પણ બીજી તરફથી સાંભળ્યું કે પોતાના મામા રાજા સાલેહે સમરકંદના રાજાને કેદ પકડયો છે અને તે હવે બેશક છુટવા સારૂ પોતાની કુંવરી પરણાવવા કબુલાત આપશે, તેથી તે ઘણો હરખાવા લાગ્યો. તેમજ તેજ નવયૌવના મુગ્ધા મધુરા અત્રે તેની સમક્ષ તેનાજ આશ્રયપર આવી પડીછે તે માટે અલ્લાહનો આભાર પૂર્ણ હૃદયથી માનતો હતો. તેના સામું એકી ટસે જોયા પછી તે બોલ્યો, "રાજકુંવરી, તમોને ફીકર થાય તે બરાબર છે, પણ તમારા પિતાના કેદ પકડાવા માટે કિંવા તમારે પોતાને માટે ચિંતા દૂર કરવી એ ઘણું સેહેલું છે. આ મારૂં કહેવું તમો ત્યારે માનશો કે જ્યારે હું તમોને કહીશ કે હું ઇરાનનો રાજા બેદર છું અને રાજા સાલેહ મારા મામા થાય છે.

હું તમને ખાતરી કરી આપું છું કે રાજા સાલેહને તમારા પિતાનું રાજ્ય લેવું નથી-તે તેને દુઃખ દેવાને ઇચ્છતો નથી; એનો ફક્ત એટલોજ ઇરાદો છે કે મને પોતાનો જમાઈ કરવા માટે તમારો પિતા અનુમોદન આપે. ફક્ત તમારી સુંદરતા ને અલૌકિક લાવણ્ય સાંભળીનેજ મેં મારૂં અંતઃકરણ તમને અર્પ્યું છે; અને હવે તેને માટે પસ્તાવો ન કરવાને હું તમોને વિનવું છું કે તેનો સ્વીકાર કરી મારી ખાતરી કરી આપો કે જીંદગી સુધીની અર્ધાંગના થઇ રહેવા તમો ઉત્કંઠિત છો. હું મિથ્યાભિમાન રહિત થઇ કહેવા હિંમત કરૂં છું કે એટલી વિનતી તમે માન્ય રાખશો. તમારે માટે મેં મારૂં રાજ્ય તજ્યું છે-પ્રીય પ્રજાને વિસારી મુકી છે અને હિતસ્વી માને પણ ગણકાર્યાં નથી, તો આશા છે કે તેના બદલામાં તમે મારાં થઇ રહેવાને આનાકાની કરશો નહીં." બેદરે વધારે પ્યારમાં આવી આગળ બોલવા માંડયું,-"હે પ્રાણવલ્લભે, તું રજા આપે તો હું તને મારા મામા પાસે લઇ જાઉં. અને તારા પિતા આપણાં લગ્ન કરવા કબુલાત આપશે કે તુરત રાજા સાલેહ તેને તેનું રાજ્ય પાછું સ્વાધિન કર્‍યા વિના રહેશે નહી."

આ કહેવાથી રાજા બેદરે જે અસર થવી ધારી હતી તે ન થઇ. એટલું તો ખરૂંજ કે કુંવરીએ એને દીઠો ત્યારથી એની સુંદરતા, ચાલ ચલગત, વિનય અને બોલવાની છટાથી એને એમ તો લાગ્યુંજ કે નર છે તો ફાંકડો; પણ જ્યારે તેણે સાંભળ્યું, કે તેના પિતાનું જે અપમાન થયું તથા પોતાને જે દિલગીરી અને ધાસ્તી ખમવી પડી, અને વળી પોતાનો દેશ છોડી નાશી આવવું પડયું, તે એનેજ લીધે; ત્યારે તો તે એને એક દુશ્મન ગણવા લાગી કે જેની સાથે કંઇજ કામ પાડવું ન જોઇએ. આ લગ્ન કરવાને માટે એના પિતાની ગમે તેટલી મરજી થાય તોપણ તેણીએ પાકોજ ઠરાવ રાખ્યો હતો કે એની સાથે કદી પરણવુંજ નહીં-એવું વિચારીને કે તેના પિતાને ના કહેવાના કારણોમાં એક એ પણ હશેજ કે રાજા બેદર પૃથ્વી પરના રાજાનો પુત્ર છે. એમ છતાં પણ કુંવરી ગ્યાહુરે પોતાનો રોષ જણાવ્યો નહીં, પણ કંઇ તદબીરથી તેના હાથમાંથી છટકી જવાનો લાગ જોતી રહી અને એટલો વખત ઘણું માયાળુપણું બતાવ્યું. તે સભ્યતાથી પુછવા લાગી; "ત્યારે શું આપ રાણી ગુલનાર જે પોતાની વાક્‌ચાતુરી અને સૌંદર્યતાને માટે પ્રસિદ્ધ છે, તેના પુત્ર છો? હું એ જાણીને ઘણી ખુશી થઇ છું કે આપ એવી યોગ્ય માતાના પુત્ર છો. આપણો સંબંધ થવામાં આટલું બધું ઢીલાઈથી સામા થવામાં મારા પિતાએ ભુલ કરી

છે; પણ હું ધારૂછું કે જો તેણે આપને દીઠા હોત તો આપણને સુખી કરવાને કબુલ થયા વગર રહેત નહીં." એટલું બોલી પ્રેમની નિશાનિ દાખલ તેણે પોતાનો હાથ મ્હોં આગળ ધર્યો. ઇરાનનો રાજા તો જાણે અષ્ટમાસિધ અને નવે નિધ એજ ઘડીએ પોતાને પ્રાપ્ત થઇ હોય તેમ તેણે પણ પોતાનો હાથ લાંબો કરી કુંવરીનો હાથ ગ્રહણ કરી નીચો વળી જેવો ચુંબન લેવા જતો હતો તેટલામાં કુંવરી તેને પાછો હડસેલી, પાણી છાંટવાને પાસે ન્હોતું તેથી તેના મ્હોંપર થુંકી, ને ક્રોધથી બોલી: "જા રડયા! માણસ મટી લાલ ચાંચ અને લાલ પગવાળું સફેત પક્ષી થા." આટલું બોલતાની વારમાં રાજા બેદરનો આકાર બદલાઇ ગયો અને પોપટ જેવો થઈ ગયો, તેથી એને ઘણું સખેદાશ્ચર્ય લાગ્યું અને માન ક્ષીણ થઇ ગયો.

પછી તેણે પોતાની એક દાસીને કહ્યું; "લે આ પિટ્યા વરરાજાને! મુવો મને પરણવાને તૈયાર થયો હતો, જો હવે કેવો મહાલેછ! પાપાણ દ્વારપર લઇ જા." જે ટાપુપર કુંવરી ગ્વાહુર બેઠી હતી તે ટાપુ ફક્ત એક ભયંકર ખડકજ હતો અને ત્યાં પાણીનો એક છાંટો પણ ન્હોતો. દાસીએ એ પક્ષી લીધું, પણ પોતાની બાઇ સાહેબનો હુકમ અમલમાં લાવતાં રાજા બેદરનું શું થશે તેને માટે બહુ દયા આવી તે બોલવા લાગી,—"ઘણી અફસોસની વાત છે; અરે આવા રાજપુત્રને ભુખ્યો તરસ્યો કેમ મરી જવા દેવાય! હાયરે! એ તો મારા કાલજડાની કોર છે! મારા હૈયાનો હાર છે, મનનો રાજા છે, પ્રેમનો હીરો છે, ચિત્તનો ચોરટો છે; અરે, એને તો છત્રમાં રાખવો જોઇએ." તે બોલી રાજકન્યાની શુધ્ધ ઠેકાણે આવશે ત્યારે તેણે આવો નિર્દય હુકમ કીધોછે તેને માટે જરૂર પસ્તાશે—માટે મારે એવી જગાએ લઇ જવો કે જ્યાં તેનુ યોગ્ય રીતે સંરક્ષણ થઇ શકે." એમ વિચારી તે તેને એક સારી પેઠે જાણીતા ટાપુમાં લઇ ગઇ અને ત્યાં ફળ ફળાદીના ઝાડોથી ભરપુર અને પાણી વેહેતા ઝરા વાળા રમણીય મેદાનમાં છોડી મુકયો.

હવે રાજા સાલેહનું શું થયું તે, અહો પ્રાણનાથ, તમોને જાણવાની ઘણી ઈંતેજારી હશે, તો તે પેહેલે સાંભળો. કુંવરી ગ્વાહુરની ફોકટ શોધ કીધા પછી સમરકંદના રાજાને તેણે તેનાજ મેહેલમાં સખ્ત ચોકી પહોરામાં કેદ રાખ્યો; અને પોતાની ગેરહાજરીમાં રાજ્યવહીવટ કરવા સંબંધી જરૂરના હુકમો આપી પોતાની માતાને, પોતે જે જે કીધું હતું તે તે જણાવવા પાછો ઘેર ફર્યો. રાજા સાલેહે પ્રથમ તો માતાજીને એજ પુછ્યું"

કે-"ભાણીઓ ક્યાં છે?" અને જ્યારે સાંભળ્યું કે એતો કંહીં જતો રહ્યો છે ત્યારે તે ઘણુંજ સખેદાશ્ચર્ય પામી ચિંતા કરવા લાગ્યો.

વૃદ્ધ માતાએ જવાબ દીધો કે "સમરકંદના રાજાના મેહેલમાં તારાપર જે ધાસ્તી-ભયંકર આવી પડ્યું હતું તેની ખબર મને જ્યારે ત્યાંથી પાછા ફરેલા માણસો આપતા હતા અને હું તારૂં વેર લેવા બીજું લશ્કર મોકલવાની આજ્ઞા આપતી હતી તેવામાંજ ભાણીઓ-બેદર સટકી ગયો-તને મહા સંકટમાં જોઇ તેને ધાસ્તી લાગી હશે; અને કદાચ એવો વિચાર આવ્યો હશે કે આપણી સાથે રહેવામાં પુરતી સલામતી નથી."

રાજા સાલેહ આ ખબર સાંભળી ઘણોજ શોકાતુર થયો, કેમકે તેની માતાની રજા વગર તેનું કહ્યું માની સાથે તેડી લાવ્યો હતો તેને માટે તે પસ્તાવા લાગ્યો. તેને શોધવાને ચારે દિશાએ માણસો મોકલ્યાં, પણ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહીં. અને લગ્ન કરવાની વાત તો આટલે સુધી લાવી ચુકયો હતો- અર્થાત્ હવે તે કાર્ય પોતાના હાથમાં હતું તેથી ખુશી થવાને બદલે આ બનાવથી ઘણો દિલગીર થયો. રાજા બેદરને માટે આમ શંકા ભર્યો, તે પોતાનું રાજ્ય પોતાની માતાને સોંપી, પોતે સમરકંદની ગાદી સાચવવા ગયો. તેણે ત્યાંના રાજાને યોગ્ય માન પ્રતિષ્ટા સાથે હજી પણ કેદમાંજ રાખી મુકયો હતો.

જે દિવસે રાજા સાલેહ સમરકંદમાં આવ્યો તેજ દિવસે રાણી ગુલનાર પોતાની માતા પાસે આવી. પોતાનો પુત્ર જે દિવસે ચાલી નીકળ્યો હતો, તે દિવસે પાછો ઘેર નહીં આવવાથી તેણી તદન આશ્ચર્ય પામી ન્હોતી, કેમકે શિકાર કરતાં કરતાં ધાર્યા કરતાં આગળ ઘણી વખત વધી જતો હતો; પણ જ્યારે તેણે જોયું કે બીજે દિવસે પણ ન આવ્યો અને ત્રીજે દિવસે પણ ન આવ્યો ત્યારે તો તે ઘણી ભયભીત થઇ. અને તેમ થાય તેમાં નવાઇ નથી; કારણ માતૃ પ્રેમ અપૂર્વ વિલક્ષણ હોય છે. માતા પોતે મહા મહા સંકટો વેઠી પુત્રને ઉછેરે છે, તેનું લાલનપાલન કરેછે, છતાં જો પુત્ર તિરસ્કાર કરેછે તોપણ તે તેની ગણના કરતી નથી, ને પુત્ર પુત્ર ઝંખ્યા કરે છે. "પુત્ર કુપુત્ર તો થાય, પણ માતા કુમાતા કદિ ન થાય." તેમ માતૃ પ્રેમની સીમા નથી. તેમાં વળી જે કામદાર લોકો રાજા બેદરની સાથે શિકારે ગયા હતા તેમણે પાછા આવીને ગુલનારને કહ્યું કે "ઘણી વાર સુધી રાજા સાહેબને તથા એમના મામાને અમે શોધ્યા પણ જણાતા નથી; તેથી કાંતો તેમની ઉપર કંઈ આફત આવી પડી હશે અથવા તો બન્ને જણા

કોઈ જગ્યાએ જઈ ચડયા હશે કે જે જગ્યા અમારા ધ્યાનમાં આવી શકતી નથી, અને હમે ઘણીએ ખંત રાખી ખોળ્યા પણ કંઇજ ખબર મળી નથી. ખરે, તેમના ઘોડા તો અમારે હાથ લાગ્યા છે; પણ તેમને પોતાને માટે તો અમે જાણી શકતા નથી કે હવે કયાં શોધવા !" આ સાંભળીને રાણી **ગુલનાર** જાણે પોતાને કંઇ દિલગીરી લાગીજ નથી એવું ડોળ કરી મનમાંનો જોસ્સો મનમાં સમાવી કામદારોને હુકમ કીધો કે "ફરીથી વધારે ચોકશીથી શોધ કરો, જાઓ." એટલું કહી પોતે સમુદ્રમાં ડુબકી મારી, કેમકે તેને શક હતો કે રાજા **સાલેહ** તેને લઇ ગયો હશે.

શા કારણથી રાણી **ગુલનાર** આવી છે તેને માટે વૃદ્ધમાતાએ ધારણા બાંધી ન હોત તો તે એનો સારી રીતે આદર સત્કાર કર્યા વિના રહેત નહીં. તેથી ડોસી બોલી "દીકરી, મને ખુલ્લું દીઠામાં આવે છે કે તું મને મળવાને થોડીજ આ-વી છે! તું તો તારા પુત્રને શોધવા આવી છે; અને હું જે ખબર કહીશ તેથી તારી અને મારી બંનેની દિલગીરીમાં વધારો થશે. મારા દેશમાં તે આવ્યો ત્યારે તો તેને જોઇને હું ઘણી ખુશી થઇ, પણ જ્યારે જાણ્યું કે તને કહ્યા વગર આવ્યો છે ત્યારે તો ચિંતાનો પાર રહ્યો નહીં." એટલું કહ્યા બાદ કેવી રીતે રાજા **સાલેહ** સાથે **બેદર** આવ્યો, **સાલેહ ગ્વાહુર** માટે કેવી આતુરતાથી માગું કરવા ગયો અને ત્યાં કેવી રીતે લડવું પડયું ઇત્યાદિ વૃત્તાંત કહી, છેવટે રાજા **બેદર** નાશી ગયો ત્યાં સુધી માંડીને કહી સંભળાવ્યું. વિશેષમાં ડોસી બોલ્યાં,–"મેં સર્વે સ્થળે તલાસ કરાવી અને રાજા **સાલેહ**થી બન્યું તેટલું કીધું છે; હવે તો તે **સમ-રકંદ**ની ગાદી સાચવવા ગયો છે. હજી સુધી તો અમારા ઉપાયો નિષ્ફળ ગયા છે પણ એવી આશા છે કે **બેદર**ને પાછો આપણે જ્યારે ત્યારે પણ જોઇશું ખરાં, જો કે મળવાની તો આશા ઘણી થોડી છે !"

આ આશાથી રાણી **ગુલનાર**ને સંતોષ થયો નહી; તે તો પોતાનો પુત્ર ખોવાઇ ગયલોજ સમજી અને છાતીફાટ રડવા લાગી. તેણી પોતાના ભાઈપર સઘળો દોષ મુકતી ગઈ. તેની માતાએ આમ છેક શોકમાં ગરક ન થવા ઘણી સમજાવી, કહ્યું,– "તારા ભાઈને ખરૂં છે કે આવી રીતે વગર વિચારે એ લગ્ન સંબંધી વાત કરવીજ જોઇતી નહોતી અને તને કહ્યા વગર પોતાના ભાણેજને સાથે આવવા દીધો તે પણ ઠીક કીધું નથીજ; પણ જ્યાં સુધી ઇરાનનો રાજા છેકજ ગુમ થઇ ગયો છે એવી ખાત્રી થાય નહીં, ત્યાં સુધી તેને બદલે તારે તારૂં રાજ્ય સાચવી

રાખવામાં કંઈ ભૂલ કરવી ન જોઇએ. માટે હવે ખોટી ન થા ને તારી રાજધાનીમાં પાછી જા; ત્યાં તારી હાજરીની ઘણી જરૂર છે. ત્યાં જઇ જાહેર કરજે કે ઇરાનનો રાજા પોતાની વૃદ્ધ માતાને મળવા ગયો છે–કારણ એમ કરવાથી લોકોમાં શાંતિ રાખતાં બિલકુલ મુશ્કેલી પડશે નહીં."

રાણી **ગુલનાર**ને ધીરજ ધારણ કરવાને આ કારણ પુરતું હતું. તેણે પોતાની માતાની રજા લીધી અને ઇરાનની રાજધાનીમાં કયાં ગઇ કયાં ગઇ થઇ રહે તે પેહેલાં ત્યાં પાછી જઇ પહોંચી. તુરતજ પછી તેણે જે કામદારોને ફરી શોધ સારૂ મોકલ્યા હતા તેમને પાછા બોલાવ્યા; અને તેમને કહ્યું કે "નામદાર રાજાનો પત્તો મળ્યો છે અને થોડા દિવસમાં તમો તેમને જોશો. તે મારી વૃદ્ધ માતા પાસે સમુદ્રમાં ગયો છે, ને ત્યાંથી ઘણા અગત્યના કારણસર પોતાના મામા **સાલેહ** સાથે દિપાંતરે ગયો છે–તેને આવતાં અલબતાં ઘણો સમય લાગશે." તેણીએ એટલું કહી લાગલીજ શેહેરમાં ખબર જાહેર કરાવી અને જાણે રાજા રાજ્યમાં હોય તેજ મુજબ સલાહ સંતોષથી મંત્રી અને સભાસદો સાથે રહી રાજ્ય કરવા માંડયું.

હવે આગળ કહી ગયા છિયે કે કુંવરી **ગ્વાહુર**ના હુકમથી તેની દાસીએ રાજા **બેદર**ને લઇ જઇને એક ટાપુમાં મુકયો હતો. તે વાત હવે આગળ ચલાવીએ. એ રાજાએ જ્યારે દીઠું કે આ તો હું એકલો પડી ગયો અને પક્ષી થઇ ગયો ત્યારે તેને કંઇ થોડું આશ્ચર્ય લાગ્યું નહીં. તે અપાર દુઃખીઓ એટલા માટે હતો કે એ જાણતો નહતો કે હમણાં તે કયાં પડયો છે! કિંવા દુનીઆના કયા ભાગમાં ઇરાનનું રાજ આવેલું હશે તેટલી પણ તે બાપડાને ખબર નહોતી. પણ ધારો કે તે કદાચ જાણુતોજ હોત, અને પોતાની પાંખનું બળ અજમાવી ત્યાં પોંહોંચ્યો હોત તોપણ તેથી શો લાભ થાત? એની એજ આકૃતિમાં રહી બળ્યા કરવાનું રહેત. તેની માણસમાં કોઇપણ ગણના કરતજ નહીં તો પછી ઇરાનનો રાજા છે એવું તો કયાંથીજ માનત? તેને એથી કરીને જયાંનો ત્યાંજ રહેવું પડયું; અને પોતાની જાતના બીજા પક્ષીઓ જે ખાવાનું ખાતા હતા તે ખાઇને ઝાડ ઉપર અહોરાત્ર નિર્ગમન કરવા લાગ્યો. તે ક્ષણે ક્ષણે પોતાના ભાગ્યપર બળાપો કરીને બીજા પશુ પક્ષીઓની પોતા તરફ માયા ખેંચતો હતો, કદિ કદિ તો તે અફસોસમાં ને અફસોસમાં કલાકના કલાક ભુખ્યોજ પડી રેહેતો, ત્યારે બીજાં પક્ષીઓ તેને ખાવાનું આપી આવતાં હતાં. પક્ષીઓમાં લાગણી હોયછે, ને તેઓ સુખ દુઃખ સમજે છે, તેથી **બેદર** પક્ષીની લાગણીપર તેઓનું લક્ષ ખેંચાતું હતું.

આમ ઘણો કાળ દુઃખમાંને દુઃખમાં તે પડયો રહ્યો, પણ આમાંથી ક્યારે છુટકો થશે તેની તે બાપડાને ખબર ન્હોતી. થોડા દિવસ પછી એક ઘણો કુશળ વાઘરી જાળ નાખીને પક્ષી પકડવા તે જગાએ આવી ચઢયો. તે બેદરને પક્ષી આકારમાં જોઈને ઘણો ખુશી થવા લાગ્યો; કેમકે ઘણા દહાડા થયા તે એજ ધંધો કરતો હતો તોપણ આવું સુંદર પક્ષી તેણે કદી દીઠું નહોતું. તેણે એને પકડવાને સઘળી તદબીરો કીધી અને છેવટ તેમાં સફળ થયો; આવા મ્હોટા લાભથી તે ઘણોજ ખુશ થયો;કારણ એવું મનોહર પક્ષી કવચિતજ સાંપડતું હતું;તેથી બીજાં બધાં પક્ષી હંમેશ મળતાં હતાં તેના કરતાં તે ઘણુંજ કીમતી ગણવા લાગ્યો અને પાંજરામાં પુરી શેહેરમાં લઇ ગયો.બજારમાં જતાંજ આ મનહર પક્ષીને જોવાને પુષ્કળ ઠઠ મળી,તેમાંથી એક નાગરીકે તેને ઉભો રાખી પુછયું,-"આ પક્ષીની શી કિમ્મત પડશે?" વાઘરીએ જવાબ દેવાને બદલે સવાલ કીધો "તમે એ પક્ષી ખરીદીને શું કરશો ?" નાગરીકે જવાબ દીધો, "વળી શેકી ભુંજીને ખાઇ જઇશ, બીજું શું કરાવવા માગે છે ?" વાઘરી બોલ્યો,-"જો એમજ હોય તો તો તમે મને એક બે આની ચાર આની આપી એટલે જાણે ન્યાહાલ કરી દીધો!! હું એનીબહુ ભારે કિમ્મત ગણુંછું અને એક મોહોર આપતાં પણ તમને તે મળી શકશે નહીં. હું આટલો ઘરડો થયો છું તોપણ આવું પક્ષી મારી આખી જીંદગીમાં કદી દીઠું નથી. હું રાજા આગળ લઇ જઇ ભેટ કરવા ધારૂં છું અને ત્યાં તે એની કિંમત સારી રીતે પીછાણશે."

પછી બજારમાં ઝાઝી વાર ન ટકતાં વાઘરી સીધોજ રાજમેહેલ તરફ ચાલ્યો,અને ત્યાં પહોંચતાંવાર રાજાના ઓરડાની સામેજ જઇ ઉભો રહ્યો.નામદાર રાજા પોતાની બારીએજ બેઠો હતો; ત્યાંથી નીચે ચોકમાં જે કંઈ આવતું જતું તે જોઈ શકતો હતો તેથી જેવું આ સુંદર પક્ષી દષ્ટિગોચર થયું કે તુરત એક કામદારને તે ખરીદ કરવા મોકલ્યો. કામદારે વાઘરી પાસે આવી પુછયું:-"ઓ જીવહિંસક! ખુદાવિંદ મહારાજ સાહેબને આ પક્ષી ઘણું ગમ્યુ છે, તે લેવાની તેની ઈચ્છા છે, તો ગમારના જણ્યા બોલ, આ પક્ષીનું શું લેશે ?" વાઘરીએ જવાબ દીધો,-"જો નામદાર રાજા સાહેબજ મંગાવતા હોય તો તો તમોને નમ્રતાથી અરજ કરૂંછ કે તે ભેટ દાખલ એમજ લઇ જાઓ."-તે કામદાર પક્ષીને રાજા પાસે લઇ ગયો અને રાજાએ જોયું કે એ પક્ષી ઘણુંજ દુર્લભ છે ત્યારે તેણે કામદારને ફરમાવ્યું,-"દશ સોના મહોર લઇને એને આપ." વાઘરી આથી ખુશી થઈ, નમન કરી, બીજા

પોતાના સોબતીઓને સાથે લઇ રંગપાનની મઝા ઉડાવવા કલાલને ઘેર ગયો. ને રાજાએ પક્ષીને એક સુંદર પિંજરામાં રાખ્યું અને તેને સોના-રૂપાની વાટકીમાં દાણો પાણી ફળફુલ આદિ મુકવાને માણુસોને ફરમાવ્યું.

જ્યારે એ પક્ષી ખરીદ કીધું ત્યારે શિકાર કરવા જવાની રાજાએ તૈયારી કરી હતી તેથી બરાબર નિહાળીને જોયા વગરજ તે ત્યાંથી ચાલતો થયો; પરંતુ મૃગયાશીળ રાજા પાછો આવ્યો ત્યારે ફરી પાંજરૂં પોતા પાસે મંગાવ્યું. એક નોકર તે એની પાસે લઈ આવ્યો; અને રાજાએ સારી પેઠે તે પક્ષીને નિહાળવા સારૂ તેને પોતાને હાથે બહાર કાઢી હાથપર બેસાડયું. પછી ઘણીજ આતુરતાથી તેના ઉપર નજર ઠેરવી રહ્યો અને નોકરને પુછવા લાગ્યો: "અલ્યા સૂચક, તેં કદી એને ખાતાં દીઠું છે ખરૂં?" નોકરે જવાબ દીધો, "મહારાજ, આપ જોતા તો હરરોજ કે કટોરીઓ જેમની તેમ ભરેલી પડી રહી છે; અને જરા ચાંચપણ બોળી હોય એમ લાગતું નથી." પછી રાજાએ જાતજાતનાં પકવાન મંગાવ્યાં કે જેથી એને ભાવે તે ખાય. રાજાએ દીધેલી વરદી મુજબ ભોજનના ચવરંગ ઉપર રકાબીઓ પીરસીને મુકી કે પક્ષી હાથપરથી ઉડીને ટેબલપર જઈ બેઠું અને રોટલી, શાક, વગેરે સઘળું રકાબીમાંથી ખાવા માંડયું. આ જોઈને રાજાને એટલું તો સાનંદાશ્ચર્ય ઉપજ્યું કે તુરત પોતાની રાણીને તે ચમત્કાર જોવાને લાગલીજ બોલાવી મંગાવી. નોકરે જઇને રાણીને એ વાત કહી અને તે તુરત જોવાને આવી. આ પક્ષીને જોઇને તુરત તેણીએ મોંપર બુરખો નાખી દીધો, ને પોતાનું ચંદ્રમૂખ બતાવ્યા વગર ચાલી ગઇ હોત! પણ રાજાએ તેણીને એકાએક અટકાવી અને તે તેને અચરતીથી તેનું કારણ પુછવા લાગ્યો. મનુષ્ય રૂપમાંથી ટળી પક્ષી થયેલું મનુષ્ય પોતાની જાતિ ટેવ કદીપણ છોડે નહિં,ને તેથી એ આપણા ભોજનપર બેસી પ્રેમથી જમે તેમાં આશ્ચર્ય શું છે? રાણીએ પ્રત્યુત્તર આપ્યો, "મહારાજ, આપ જાણુશો કે એ પક્ષી તે પક્ષીજ નથી પણ માણુસ છે ત્યારે તમને એટલું આશ્ચર્ય નહી લાગશે. આથી તો ઉલટો રાજા વધારે વિસ્મય થયો ને કહેવા લાગ્યો, "અરે જા જા, હું તે માનુંજ નહી.તું મારી મસ્કરી કરે છે! પક્ષી માણુસ હોય એવું હું કદી માનુંજ નહી." રાણી બોલી, "મારાથી આપ નામદારની મસ્કરી થાય? પણ મેં જે આપ પ્રાણુનાથને કહ્યું છે તેથી વધારે ચોકસ બીજું કાંઇ નથી. હું આપની ખાતરી કરી આપીશ કે એ ઈરાનનો રાજા બેહર



"બેદર રાજા પોપટ બન્યો." (પૃ. ૧૭૧.)

છે, અને સમુદ્ર માંહેલા એક મ્હોટા રાજ્યની રાજપુત્રી રાણી **ગુલનાર**નો પુત્ર અને તે રાજ્યના રાજા **સાલેહ**નો ભાણેજ છે. **ગુલનાર** અને **સાલેહ**ની માતા–રાણી **ફરસી**નો એ દોહિત્ર છે; અને **સમરકંદ**ની કુંવરી **ગ્વાહુરે** વૈર ક્રોધના આવેશમાં એને પક્ષી કરી નાખ્યો છે" અને પોતે જે કહ્યું હતું તેની ખાતરી થવા સારૂ રાણીએ બધી વાત કહી સંભળાવી અને કહ્યું કે "કુંવરી **ગ્વાહુરે**, પોતાના પિતા–**સમરકંદ**ના રાજાનું, રાજા **સાલેહે** અપમાન કીધું, તેનું વેર વાળવા એ કામ કીધું છે."

રાણીનું આ કહેવું માનવામાં રાજાને બહુ મુશ્કેલી નહોતી, કેમકે તે સારી પેઠે જાણતો હતો કે તે જાદૂ વિદ્યામાં કુશળ અતિ પ્રવીણ છે; અને દુનીઆના જે જે ભાગમાં જે જે કંઇ બને છે તે તે સઘળું જાણેછે. વળી તેણી પોતાના પાડોસી રાજાઓના દુષ્ટ કે સારા ઇરાદા જાણતી અને રાજાને હમેશ જણાવ્યા કરતી હતી, એ કંઈ રાજાથી અજાણ્યું નહોતું. રાણીએ પડદો ખોલ્યા પછી રાજાને ઈરાનના રાજાપર ઘણી દયા આવી અને તેણે રાણીને આતુરતાથી વિનંતી કીધી કે એની ઇંદ્રજાળ જલદીથી તોડી નાંખ અને પાછો એને મનુષ્ય બનાવ. આ મનહર રમકડાને જોઇ રાણી ઘણી ખુશીથી કબુલ થઇ. તેણે રાજાને કહ્યું, "મહારાજ, એને આપણા ઓરડામાં લઇ જાઓ અને ત્યાં તમને પુજવા યોગ્ય રાજા બતાવું છું!" પક્ષીએ ખાવું મુકી દઇ રાજા અને રાણી જે વાત કરતાં હતાં તે લક્ષ દઈ સાંભળ્યા કીધી હતી તેથી રાજાને તેને ઓરડામાં લઇ જવાની તસ્દી ન આપતાં પોતેજ કુદતું કુદતું ઓરડામાં ગયું. ત્યાં રાણી તુરત પોતાના હાથમાં જળપાત્ર ભરીને લઈ આવી. પછી રાજા સાંભળે નહીં તેવી રીતે તે પાત્ર માંહેલું પાણી ઉકળવા માંડયું ત્યાં સુધી તે હાથમાં રાખી મંત્ર ભણી. પછી તેમાંથી થોડુંક પાણી પોતાના હાથમાં લઇ પક્ષીપર છાંટીને બોલી કે, "મારા મંત્ર સામર્થ્યથી અને પૃથ્વી તથા આકાશનો સર્જનહાર મહા પ્રભૂ જે મુવેલાંને જીવતાં કરે છે, અને સૃષ્ટિનું પાલણ પોષણ કરેછે તેના આશિર્વાદથી આ પક્ષીનો આકાર બદલાઓ; તથા તે પરમ પ્રભુ પરમાત્મા–જગતના મહાન પિતાએ જે આકાર સરજ્યો હોય તે પાછો તેને પ્રાપ્ત થાઓ."

રાણીનાં મ્હોંમાંથી આટલા શબ્દો તો પુરા બહાર પડયા નહીં એટલામાં રાજાએ પક્ષીને બદલે એક યૌવનમસ્ત સ્વરૂપ સૌંદર્યથી ભરપૂર રાજપુત્ર ઉભેલો દીઠો. રાજા **બેદર** તુરત તેને પગે પડયો, અને પોતાના-

પર જે આટલો બધો અનુગ્રહ થયો હતો તેને માટે ઈશ્વરનો ઉપકાર માન્યો. પછી રાજાનો હાથ પકડી ઉપકારની નિશાનિ દાખલ પ્રેમથી ચુંબન કીધું. અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. રાજાએ તેને ઉઠાડયો અને ઘણા આનંદથી આલીંગન કીધું. બેદરની કાન્તિ તથા તેની લાજમર્યાદા ને વિનય નિહાળી રાજા ઘણોજ ખુશી થયો. પછી રાજા બેદરે રાણીનો ઘણો ઘણો પુત્રપ્રેમ દર્શાવતાં ઉપકાર માન્યો હોત, પણ તે તો પોતાના ઓરડામાં તુરતજ ચાલી ગઇ હતી. રાજાએ બેદરને એક ચવરંગપર જમવા બેસાડયો અને વિનયથી પુછયું: "આપ નામદાર જેવા વહાલ ઉપજાવે એવા રાજપુત્રને કુંવરી ગ્વાહુરે પક્ષી બનાવી દેવાની ક્રૂરતા કેમ વાપરી હશે, તે કહી સંભળાવો." આથી ઇરાનના રાજાએ તુરત તેને તે વૃત્તાંત કહી સંભળાવી સંતોષ પમાડયો. જ્યારે તે સઘળી વાત કહી રહ્યો ત્યારે રાજા રાજકુંવરીની કૃતિથી ઘણો ગુસ્સે થયો અને તેને ઠપકો આપ્યા વગર રહેવાયું નહીં. તે બોલ્યોઃ "સમરકંદની રાજકન્યાને પોતાના બાપના અપમાનનું દુઃખ લાગવું તો જોઇએજ; પણ તેથી પોતાનું વેર આટલે સુધી વાળે અને તેપણ એક નિરપરાધી રાજપુત્ર ઉપર–તેને માટે એની કોઈરીતે જવાબદારી ટળતી નથી. પણ હવે એ વાતને વિસરી જવા ઘો અને મને કહો કે હું આપની શી સેવા બજાવું."

રાજા બેદરે જવાબ દીધો,–"મહારાજ, આપનો ઉપકાર એટલો બધો થયો છે કે જીવતાં સુધી મારે આપની પાસેજ રહેવું ઘટે છે; આપનો દાસ બનવા ઇચ્છું છું, ને મારી માતાના ગૂણનો જેટલો ઓશિંગણ થાઉં અને જેટલી તે મને વહાલી લાગે, તેથી પણ આપનાં આખંડ સૌભાગ્યવંતાં મહારાણી સાહેબ મને વધારે વાહલાં છે,જેનો ઉપકારમારાપર અનંતકાળ સુધી રહેશે. હું તેમની સેવા કરવા ઇચ્છુંછું. પણ આપની ઉદારતા અપાર છે તેથી આપની વિનતી કરૂંછું કે આપે આપના વહાણ માંહેલું એક મને આપી ઇરાન પ્હોંચતો કરવો. ત્યાં મને ધાસ્તી રહે છે કે મારી લાંબી ગેરહાજરીને લીધે ગડબડાટ થયો હશે, અને હું જીવતો હઇશ કે મુવેલો તેવી ચંતામાં ને ચિંતામાં મારી માતા રાત દીવસ ઝુરયા કરતી હશે; કારણ હું તેણીને કહ્યા વિનાજ બહાર પડયોછું. અને હવે તેણીની શી અવસ્થા થઈ હશે તેની કલ્પના પણ મારાથી થઈ શકતી નથી." રાજાએ મોટા સંતોષથી એની માગણી કબુલ રાખી, અને તુરત એક ઉંચા પ્રકારનું મજબુત વહાણ સજ કરવા વજીરને હુકમ આપ્યો. પુરતાં માણુસો સહીત ખોરાક અને વસ્ત્ર વગેરે વહાણમાં

ભરી તે જલદીથી તૈયાર કરાવ્યું, અને પવન અનુકુળ થતાંજ, રાજા બેદર ત્યાંના રાજાનો ઉપકાર માની તેની પરવાનગી લઇ વહાણમાં સ્વાર થયો.

એકસામટા દશ દિવસ સુધી તો નિર્વિઘ્નપણે વહાણે ચાલ્યા કીધું; પણ અગીઆરમે દહાડે પવન બદલાયો, અને મહા ભયંકર તોફાન ફાટી નિકળ્યું. હજી રાજા બેદરના દુઃખનો અંત આવ્યો નહોતો, તેમ દુઃખ પાછળ દુઃખ આવ્યાજ કરતુંહતું—આ વળી એક નવું દુઃખ હતું. વહાણુ પોતાનો રસ્તો છોડી આડું અવળું તણાવા લાગ્યું એટલુંજ નહી પણ એવા તો ડોલ્લા ખાવા લાગ્યું કે ડોલ ઉતારી નાખવા પડયા, અને પવન પોતાની ઇચ્છા મુજબ તેને ઘસડી ગયો. વહાણુપરના ઉતારૂઓ ભયથી કમ્પાયમાન થયા; કેટલાકો પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યા, કેટલાકો પોતાના પ્રિય માણુસોનું સ્મરણુ કરી કલ્પાંત કરવા લાગ્યા અને કેટલાકો કદાચ પોતાનું સારૂં માઠું થાય તો પાછળથી પોતાના વારસોનું હીત થાય તેવા પ્રકારના ઉપાયો લેવા માંડયા, પરંતુ તેઓ આ ફાની–ક્ષણિક દુનિઆના વધારે સોબતી નહી હતા. થોડાજ વખતમાં એક વંટોળિઆના વેગમાં દોડતું જઇ કુડુડુડુ ધુબ કરતું ખડક સાથે અફળાઇ વહાણુના ચૂરે ચૂરા થઇ ગયા ને તેમાંનાં માણુસોએ જળવાસ કીધો.

વહાણુ માહેલા ઘણુાક તો તુરતજ ડુબી ગયા; કેટલાક તરીને અને કેટલાક ભાંગેલા વહાણુને કડકે વલગી ઉતર્યા. આ લોકો સાથે રાજા બેદર પણુ હતો; તે મોજાં અને લોઢમાં ઘણીકવાર સુધી તણુાતો તણુાતો ચાલ્યો, અને શું થશે તે પણુ માલમ નહોતું પડતું. આખરે જોયું કે કિનારા નજીક આવી પોંહોંચ્યો છું; અને અહીંથી એક મ્હોટું શેહેર દુર નથી ત્યારે જમીનપર પ્હોંચવા સારૂ તેણે પોતાનું બાકી રહેલું જોર કાડયું, અને સારે નસીબે તે એટલે સુધી આવી પ્હોંચ્યો કે તેના પગ જમીનને લાગ્યા. જે લાકડું તેને આટલું બધું ઉપયોગી થઈ પડયું હતું તે તેણે મુકી દીધું, અને કીનારાની પાસે આવ્યો ત્યારે તો ઘોડા, ઊંટ, ખચર, ગધેડા, બળદ, ગાયો ને ગોધાઓનાં ટોળેટોળાં કિનારાપર દોડી આવ્યાં અને એવી રીતે ઉભાં કે એને ઉપર જવાજ દીધો નહીં, તે જોઈને બેદરને આશ્ચર્ય લાગ્યું. તેમને હઠાવી રસ્તો કરતાં એને ઘણી મુશ્કેલી પડી અને છેવટે એક ખડકપર જઇ વિશ્રામ લીધો અને પોતાનાં લુગડાં સુકવ્યાં. થોડો વખત વિશ્રાંતી લીધાથી અંગમાં હુશિઆરી આવેલી માલુમ પડી અને તે શેહેરમાં જવા લાગ્યો. પરંતુ ઉપર કહેલાં જનાવરો તરફથી

તેને પુનઃ અડચણ પડવા લાગી. તેણે વિચાર કર્યો કે જબરીથી જઇશું તો કદાચ જીવતું જોખમ થયા વિના રહેશે નહીં. છેલ્લે મહામેહેનતે અનેક અડચણોમાંથી પાર પડી જેમ તેમ બેદરે શેહેરમાં પ્રવેશ કર્યો. ત્યાંની મોટી મોટી સડકો–પોહોળા બાંધેલા રાજમાર્ગ વગેરેમાં ફરતાં એક પણ માણસ દૃષ્ટિગોચર થયું નહીં અને તેથી તેને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. અને શરૂઆતમાં જે જનાવરોએ પોતાને અડચણ કરેલી તે કંઇ વિના પ્રયોજને નહીં કરી હશે એમ તેને લાગવા માંડયું. પરંતુ વધારે આગળ જતાં કેટલીક રસ્તાપરની ખુલ્લી દુકાનો તેના જોવામાં આવી. તેપરથી તેને લાગ્યું કે અહીંઆં મુદલ વસ્તીજ નથી એવી જે મેં કલ્પના કરી હતી તે કેવળ સાચી પડે એમ લાગતું નથી. પછી ત્યાંથી તે એક ફળફુલવાળાની દુકાને ગયો અને ત્યાં જે એક બુઢો માણસ બેઠો હતો તેને તેણે ઘણી અદબથી સલામ કરી. તેની સમક્ષ કંઇ પુછવાના હેતુથી ઉભો રહ્યો.

તે બુઢો માણસ કંઇ કામ કરતો હતો. તેણે બેદરનો શબ્દ સાંભળી તે તરફ નિહાળ્યું તો એક તરૂણ દેદીપ્યમાન પુરૂષ તેની દૃષ્ટિએ પડયો. આથી તે અત્યાનંદ પામ્યો. અને પછી તેણે "તમે ક્યાંના ? કયાંથી આવ્યા?" વગેરે કુશળ સમાચાર પુછવા માંડયા. બેદરે ટુંકમાં પોતાની હકીકત નિવેદન કરી. ત્યારપછી તે બુઢો બોલ્યો,–"તમોને શું કોઈ રસ્તામાં મળ્યું નહીં ? " બેદરે જવાબ આપ્યો,–"અદ્યાપિ સુધી એક પણ માણસ મારી દૃષ્ટિએ પડયું નથી. પ્રથમ તમારીજ મને મુલાકાત થઇ છે અને આટલા મોટા વિશાળ નગરમાં વસ્તીની તાણ હોય એ મહા આશ્ચર્યની વાત છે." તે બુઢાએ કહ્યું,–"ભાઇ રસ્તામાં ઉભા રહો નહીં. આમ અંદર આવો–નહીતર કદાચિત તમારાપર એકાદું અરિષ્ટ આવી પડશે! તમોને થોડીવાર પછી અંદરનો ભેદ શું છે તે સર્વ હું કહી સંભળાવીશ."

બેદર લાગલોજ અંદર જઇ બુઢાની જોડમાં બેઠો. બુઢાએ બેદરનું વૃત્તાંત અગાઉથીજ સાંભળી લીધું હતું તેથી તેના લક્ષમાં આવ્યું કે આ બાપડાને ભુખ લાગી હશે. તેથી તેણે અંદરથી કંઇ ખાવાનું લઇ આવી આપ્યું. પોતાને તેણે જલદીથી ઘરમાં આવવાનું કહ્યું તેનું કારણ શું ? તે સમજવા સારૂ બેદર ઘણોજ ઉત્કંઠિત બની રહ્યો હતો, પરંતુ તે જમી રહે ત્યાં સુધી તે બુઢાએ તેને કશું કહી સંભળાવ્યું નહીં. કારણ તેને એમ લાગ્યું કે જો હું કંઇ અગાડીથી કહીશ તો પછી ઘાસ્તીને

લીધે કદાચ એક ગ્રાસ પણ એને ગળે ઉતરશે નહીં. માટે જ્યારે તેણે તૃપ્ત થઈ ઓટકાર કીધો અને મ્હોડું ખંખાળ્યું ત્યારે તે બુઢો માણસ તેની સાથે બોલવા લાગ્યો. પ્રથમ તો તેણે કહ્યું, "તમોને રસ્તામાં કશો ઉપદ્રવ નહીં થતાં અહીં સુધી તમે સુખરૂપ આવી પ્હોંચ્યા તેને માટે તમારે પરમેશ્વરનો અપાર ઉપકાર માનવો જોઇએ." તે સાંભળી **બેદર** અતિ આશ્ચર્યચકિત થઇ બોલી ઉઠ્યો,–"કેમ વારૂ દાદાજી !" બુઢાએ જવાબ આપ્યો,–"આ શેહેરનું નામ તમે જાણો છો કે ? આને **ઇંદ્રજાળપૂરી** કહે છે. અહીંઆ રાજ્ય કરનારી રાણી છે; તે કેવળ અપ્રતિમ રૂપવંતી છે પરંતુ તેની કૃતિ માત્ર રાક્ષસણીની છે ! તેણીનું નામ **લાવી**. તેની પાસે ઘણી જબરી મંત્ર સાધનાઓ હોવાથી તેણે સેંકડો લોકોને જમીનદોસ્ત કરી નાંખ્યા છે ! વધારે તો શું જણાવું ? સમુદ્રતટપર–નગરમાં પ્રવેશ કરતાં ઘોડા, હરણ, ભેસો વગેરે જે જે નાનાપ્રકારનાં જનાવરો તમારી દૃષ્ટિએ પડયાં તે શું છે તે તમે જાણી શકયા છો ? તે સર્વ તમારા મારા સરખાં મનુષ્યો છે. પરંતુ તે ચંડાળણીએ પોતાની મેલી વિદ્યાના સામર્થ્યથી તેઓને જનાવરના આકારમાં બનાવી મુકયાં છે. કોઇ તમારા જેવો તરૂણ અંગમાં ભરેલો કોઇ સુશોભિત માણસ શેહેરમાં આવ્યો કે તુરત પોતાના મેહેલમાં તેને લઈ જાયછે–જો તે સિધેસિધો તેના મેહેલમાં જાય તો ઠીક, નહીંતર બળાત્કાર કરીને પણ લઇ જવા ચુકતી નથી. મેહેલમાં લઈ ગયા પછી તેણી તેનો આદરસત્કાર કરવા લાગેછે. મધુર મંજુળ–સુસ્વરી ભાષણો કરેછે, પાંચ પકવાનની સ્વાદિષ્ટ રસોઇ કરી જમાડે છે. અર્થાત્ પ્રથમ તેને એવા પ્રકારની મોહનીમાં ઢાળી પાડે છે કે આવનારા માણસને પોતાના પ્રત્યે તેણીની અપાર પ્રીતિ છે એવો વિશ્વાસ બેઠા વિના રહેતો નથી. આ કામમાં તે એટલી તો પાવરધી થઈ ગઇ છે કે તેણી પોતાનો દાવપેચ કદી પણ ખાલી જવા દેતી નથી. તેણીના પંઝામાં સપડાનાર લોકો પ્રથમ તેના મેહેલરૂપી નંદનવનના વિલાસમાં નાચી કુદી રહે છે, પરંતુ તે બાપડાઓને દુઃખસાગરમાં બુડી મારવાની બીજી તરફ શરૂઆત થાય છે ! કારણ ફકત તેને ચાળીશ દીવસ પોતાની પાસે રાખી પછીથી મંત્રની સહાયવડે તેઓને પશુ પક્ષી બનાવી છોડી મુકે છે. આજ પર્યંત જે જે લોકો તેણીના સપાટામાં સપડાયા છે, તે તમામના તેવાજ હાલ થયેલા છે. આવા તરૂણ જનોને પકડી લાવવા માટે તેણીએ કેટલાક ખાસ માણસો રાખેલા છે. તમે જે બોલ્યા કે મને તે જનાવરો સમુદ્રમાંથી

ઉપર કિનારે આવવા દેતાં નહોતાં તો તેનું કારણ બીજું કંઇજ નહીં, પરંતુ દુષ્ટ રાણીના સપાટામાં ન સપડાઓ તેની તે બાપડાંઓ તમોને ચેતવણી આપતાં હતાં."

ઉપરની હકીકત સાંભળીને બેદર રાજા ઘણોજ ભયભિત બની ગયો. તે ગભરાઇને બોલ્યો,–"હવે મારા દુર્દૈવે કેવળ હદ કરી! હું જાદુના સપાટામાંથી હજી હમણાંજ મુક્ત થયો છું, અને અદ્યાપિ તેનો ભય મારા હૃદયમાંથી નાશ પામ્યો નથી એટલામાં આ બીજું અરીષ્ટ મારા નસિબમાં તૈયારજ છે! ભોગ મારા નસિબના! તેમાં હવે ઇલાજ શો?" એ મુજબ તે બાપડો કેવળ ચિંતાક્રાંત થઇ ગયો; પછી તેણે તે બુઢ્ઢાને પોતાની સર્વ હકીકત વિસ્તારથી કહી સંભળાવી. ગ્વાહુર રાજકન્યાનો તથા પોતાનો દૃષ્ટિમેલાપ થતાંજ તથા પોતે તેણીના વિષે આસક્તિ પ્રગટ કરતાંજ તેણીએ પોતાને કેવી અદ્ભુત રીતે પક્ષી બનાવી મુકયો તે સર્વ વૃત્તાંત તેને અથથી તે ઇતિ સુધી કહી સંભળાવ્યું. તેમાં જે જે વિપત્તિ પડી હતી તે કહી. પછી સુદૈવે કરીને એક રાણીએ તેનો મંત્ર ખેંચી લઇ બેદરને અસલ સ્વરૂપનો બનાવ્યો તે વાત પણ કહી. આ હકીકત તે કહેવા લાગ્યો ત્યારે વચમાં તેને ધીરજ આપવા માટે બુઢ્ઢાએ કહ્યું,–"મેં અહીંની દુષ્ટ રાણીને માટે જે જે કહ્યું તે જો કે ખરૂં છે તથાપિ તમે તે માટે કશી ચિંતા કરશો નહીં. આ શેહેરમાં સઘળાં નાનાં મોટાંનો મારાપર અતિશય પ્રેમ છે અને રાણી પણ મને ઘણી સારી રીતે ઓળખે છે, એટલુંજ નહીં પણ તેની પાસે એક પ્રતિષ્ઠિત માણસની પેઠે મારૂં સારૂં વજન છે. તમે કોઇને પણ નહીં મળતાં પ્રથમ મનેજ મળ્યા તેથી તમારૂં સુભાગ્ય સમજવું જોઇએ. હવે તમારી મરજી હોય તો અહીં ખુશીથી રહો; ઘર તમારૂં પોતાનું સમજો. તમારે તિલમાત્ર ફિકર કરવાની જરૂર નથી. તમે મારે ત્યાં રહેશો તો મારી સત્યતાની તમોને જલદીથીજ ખાત્રી થયા વિના રહેશે નહીં. અત્રે વળી તમારે કોઇની તાબેદારી કરવી પડશે તેવો પણ બિલકુલ સંભવ નથી."

આ ડોસાએ પોતાનું આટલું બધું આદરાતિથ્ય કરી અભયવચન આપ્યું તેથી બેદરે અંતઃકરણપૂર્વક તેનો ઘણો આભાર માન્યો અને પછી તે દુકાનના દરવાજામાં જઇ બેઠો. ત્યાં તેના શરિરનો મનોહર દેખાવ તથા તેના તારૂણ્યની સૌંદર્યતા અને તેનું મનોહર સ્વરૂપ નિહાળી રસ્તે જનારા સઘળા લોકો દુકાન સામે એકઠા થતા હતા. તે લોકોને એમ

લાગ્યું કે આ તે દુકાનદારનો ગુલામ હશે. અને તેપરથી કેટલાકોએ તેને કહ્યું,-"અહો શેઠ, આ ફક્કડ ગુલામ તમે ક્યારે ખરીદ્યો ? અને તેની બાતમી અદ્યાપિ સુધી રાણી સાહેબના જાણવામાં ન આવી તે અતિ આશ્ચર્યની વાત છે." તે બુઢ્ઢાએ તેનો જવાબ આપ્યો,-"તમે તેને ગુલામ સમજો છો કે શું ? અરે જાઓ મારા સાહેબ! વળી એમ કેમ બને ? હું ક્યાં વળી એવડો બધો શાહુકાર-કરોડપતિ બની ગયો છું કે આવા ગુલામો ખરીદવા બેસું ? તમે મારી સ્થિતિથી કેવળ અણવાકેફગાર લાગો છો. આ છોકરો મારો ભત્રીજો છે. મારો ભાઇ મરી ગયો અને એ પિતા વિનાનો નિરાશ્રીત બની રહ્યો; તેમજ વળી મારે કાંઇ સંતાન નથી તેથી તેને હું મારે ત્યાં હાલમાં લઇ આવ્યો છું. લોકોએ કહ્યું,-"ત્યારે તો તમારાં મહદ્‌ભાગ્ય સમજવાં જોઇએ કે આવો દીવ્ય પુરૂપ તમારા કુટુંબમાં પેદા થયો ! પરંતુ રાણી સાહેબ તે તમોને પચવા દે ત્યારેજ તમારા ભાગ્યપર વિચાર કરવાનો છે. રાણી સાહેબ વિષે ખુલ્લું કહેવામાં કશો સાર નથી, કારણ તમો સઘળી વાતના સારા બાહોશ અનુભવી અને પાકા જાણીતા છો. અને અમોને તેથીજ નવાઇ લાગે છે કે તેવું છતાં તમો આવું નવું સંકટ હાથે કરીને શા માટે હોરી લેવાનો પ્રયત્ન કર્યો ? ભાઇ રે તમે જાણો છો કે આજ સેંકડો લોકોની અવદશા જે પ્રમાણે તે પાપીણીએ કરી નાંખી છે તેજ પ્રમાણે આ તમારા ભત્રીજાના હાલ કરશે તો તમારા દુઃખનો પારાવાર રહેશે શું ?! યાદ રાખો કે આ પ્રસંગ મહા કઠીણ-ખૂબ સાવચેતીથી ચાલવા જેવો છે."

તે બુઢ્ઢાએ કહ્યું,-"તમે મારે માટે આટલી કાલજી રાખો છો તે કાંઇ તમારો મારાપર નાનો સુનો ઉપકાર થયેલો નથી. તથાપિ રાણી સાહેબની મારાપર પૂર્ણ કૃપા છે તેથી તેમના તરફથી મને ધોકો પહોંચવાની બિલકુલ ધાસ્તી નથી. કદાચિત એના વિષે તેના જાણવામાં આવશે અને તેને મેળવવાને તે ઉત્કંઠિત બનશે તોપણ તે મારો ભત્રીજો છે એવું જાણતાવાર તેનું નામ ફરી કદી પણ લેશે નહી એવી મારી પક્કી ખાત્રી છે." તે લોકોએ બેદરની પ્રશંસા કરી તેથી તથા તે બાપડાના રાણી હાલહવાલ ન કરે તેટલા માટે તેઓએ બતાવેલી કાલજીથી ડોસાના મનનું સમાધાન થયું. તેને એથી ઘણો સંતોષ પ્રાપ્ત થયો. આવી સંકટની વાતચીત કરવામાં પણ તે વારંવાર પોતાના પેટના છોકરા કરતાં વધારે લાગણીથી ભરેલો જણાતો હતો. તેની બેદરપર ઘણીજ માયા મમતા બેઠી અને તે

દીવસોદિવસ વૃદ્ધિગત થતી ચાલી. ડોસો તેને પોતાના પુત્રથી પણ વહાલો તેને ગણતો હતો. આ વાતને સુમારે એક મહિનો વિતિ ગયા બાદ એક દહાડે **બેદર** દુકાનપર બેઠો હતો ત્યારે ભોગજોગે **લાવી** રાણીની સ્વારી ઠાઠમાઠથી ત્યાં આવી પ્હોંચી. સ્વારીની અગાડીના સ્વારોને નિહાળતાં વાર **બેદર** એક-દમ ઉઠીને દુકાનની અંદર ગયો અને તેણે ડોસાને પુછ્યું,–"આ શાનો ઠાઠ-દમામ છે?" તેણે ઉત્તર આપ્યો,–"રાણીની સ્વારી આવે છે પરંતુ ડરવાનું કશું પ્રયોજન નથી. બેલાશક સ્વસ્થ બેસી રહે."

રાણીની સ્વારીમાં એક હજાર હથિયારબંધ સ્વારો હતા અને તે ચાર હારમાં ચાલ્યા આવતા હતા. તે સર્વનો પોષાક અસ્માની રંગનો હોઇને તેઓના હાથમાં નાગી તલવારો ચમકતી હતી. જ્યારે સ્વારીમાંનો મુખ્ય અધિકારી તે દુકાનપરથી જવા લાગ્યો ત્યારે તેની તેહેનાતના તમામ માણ-સોએ આ બુઢ્ઢા માણસને સલામ કરી. તેઓ સર્વના અંગપર કિનખાબી પોષાક અને તેઓના ઘોડાઓ પણ ઘણા કીમતી પાણીદાર હતા. તે લોકોના મુખ્ય અધિકારીએ પણ ડોસાને સલામ કરી. આ અધિકારીની પાછળ કેટલીક તરૂણ અને શોભામાં એકસરખી એવી લાવણ્યવતિ સ્ત્રીઓ પગે ચાલતી હતી. તેઓના શરિરપરનો પોષાક અમૂલ્ય હોઈને તે ઉપરાંત તેઓએ હીરા માણેકાદિનાં સુશોભિત આભુષણો ધારણ કીધાં હતાં. તે સ-ઘળી સ્ત્રીઓના હાથમાં તીક્ષ્ણ ભાલાવાળી પાણીદાર બરછીઓ હતી. તેઓની વચમાં એક ઘોડાપર સ્વાર થઈ રાણી ચાલી નિકળી હતી. તેના માથાનો મુકટ જોનારની આંખને ઝંખવાણી બનાવતો હતો. તેના શરીરપરના પોષાકની શોભાને ચંદ્રમાની ઉપમા આપીએ તો ખરેખર ખુદ રાણીને ઉપમા શાની આપવી તેની આપણાથી કલ્પનાપણ થઇ શકે તેમ નહોતું. તેના ઘોડાના અંગપર હીરા મોતીના દાગીનાઓએ ઝગઝગાટ કરી મુકયો હતો. ઘોડાપરનું બોગીર કેવળ સુવર્ણનું હતું–તેણીનો પોષાક અપ્રતિમ હતો અને તેની કિંમત કરવાને માનવ પ્રાણી સમર્થ હોય એમ માનવામાં તે માનનારે ભૂલજ કરી કહેવાય.

સ્વારીમાંની તમામ સ્ત્રીઓએ પણ પેલા વયોવૃદ્ધ કાકાને સલામ કરી અને રાણી જ્યારે તેની દુકાન સામે આવી ત્યારે ત્યાં **બેદરનું** અપ્રતિમ લોકોત્તર-દીવ્ય સ્વરૂપ નિહાળી તેનું હૃદય એકાએક હરાઇ ગયું–તેણી મોહાંધ થઈને તે બુઢાને કહેવા લાગી,–"દાદા **અબદલ્લા** મીયાં!" જે નામ તે વયો-વૃદ્ધ મીયાંનું હતું, તેની તરફ નમીને કહ્યું,–"આ તરૂણ અને સુસ્વરૂપનો

ગુલામ તમારોજ છે કે? અને શું તે તમારી પાસે ઘણા દહાડા થયા છે?" અબ્દલ્લાએ રાણીશ્રીને કશો ઉત્તર આપતાં પેહેલાં સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યો અને પછી આસ્તેથી ઉઠીને કહ્યું,–"દેવીશ્રી, આ મારો ભત્રીજો છે. તેનો પિતા ઘણા દહાડા થયા ગુજરી ગયો ત્યારે મને કશું સંતાન નહીં હોવાથી તેને મેં દત્તક પ્રમાણે લેખી મારી પાસે લાવી રાખેલો છે. હું વયોવૃદ્ધ હોવાથી સર્વ કામમાં તે મને મદદગાર થઇ પડશે; અને મારી તમામ મિલકતનો વારસ પણ હું તેનેજ બનાવવા ધારૂંછું."

લાવી રાણીએ આજ સુધી સેંકડો પુરૂષો નિહાળ્યા હતા, પરંતુ બેદરના જેવો અલૌકિક દિવ્યસ્વરૂપનો પુરૂષ નિહાળવાને તે કદી પણ ભાગ્યશાળી થઇ નહોતી. તેણી તેને માટે ઘણીજ આસકત થઈ ગઇ અને અબ્દલ્લા પાસેથી તે પ્રાપ્ત કરી લેવા સારૂ નાનાપ્રકારના યત્નો કરવા લાગી. અબ્દલ્લાને તેણીએ કહ્યું,–"દાદાજી! જો તમે આ માણસને મને આપશો તો તમારો મારાપર અપાર ઉપકાર થયેલો માનીશ. મારી તમોને હાથ જોડીને વિનતિ છે કે તમે મને ખુદાને ખાતર ના પાડશો નહીં. હું અગ્નિ અને તેજના સપથ લઇને કહુંછું કે હું તેને એટલી બધી મોટી પદવીએ ચઢાવીશ, અને એટલી બધી યોગ્યતાએ ચઢાવીશ કે અધિકાર અને સુખાનંદની બાબતમાં તેની બરોબરી કોઇ પણ કરી શકશે નહીં–અર્થાત્ એના જેવો ભાગ્યશાળી માણુસ આખી પૃથ્વીપર મળી શકશે નહીં. જગત્માંનાં એકેએક માણુસનો નાશ કરવાની ઈચ્છા મારા મનમાં ઉત્પન્ન થાય તોપણ આ એકલાને હું ઉગાર્યા વિના કદાપિ રહીશ નહી. તમોને હું કેવા પ્રતિષ્ઠિત અને કુલીન માનુછું અને હવે પછી માનીશ તે અત્યારે કહેવાની કશી અગત્ય નથી, પરંતુ હું સારી રીતે જાણું છું કે તમે મને તમારી પોતાની દીકરી તૂલ્ય સમજો છો અને તેથીજ મને પુર્ણ વિશ્વાસ છે કે તમે મારી માગણીનો અનાદર કદી પણ કરશો નહી."

અબ્દલ્લાએ જવાબ વાળ્યો,–"મહારાણી, પૂજ્ય માતુશ્રી, દેવી, નગરનું રક્ષણ કરવાવાળી, મારાપર જે આપની સદોદિત કૃપા છે અને આપ મારા દત્તક પુત્રપર આટલો અનુગ્રહ કરવાની ઇચ્છા રાખો છો, તેને માટે બેશક હજારોવાર મારે આપનો ઉપકાર માનવો જોઇએ. પરંતુ દેવીશ્રી, પગનો જોડો તો પગમાંજ શોભે છે અને તેને જો માથાપર મુકયો તો હાસ્યજનક–લજ્જાસ્પદ બનાવ બન્યા વિના રહેજ નહીં. હું કેવળ ગરીબ મનુષ્ય–અને તેથી મારી તથા આપની બરોબરી શી રીતે થઇ શકે? મહેરબાની કરી આપ

આપની માગણી પાછી ખેંચી લ્યો. મને બિલકુલ શરમમાં નાંખતાં નહીં."
રાણીએ કહ્યું,–"અહો ભલા ગૃહસ્થ ! અયે ચાચાજી ! હું તમોને સમજતી હતી
કે તમે મારા પોતાના છો, તથાપિ અત્યારે જે ભાવ જણાઇ આવ્યો છે તે-
નાથી મારી અંતરદૃષ્ટિ બળીને ખાખ થયા વિના રહેતી નથી. મારૂં વચન
તમે તોડશો એવી કલ્પના પણ અત્યાર સુધી મારા લક્ષમાં આવી ન-
હોતી. હું વળી કસમ લઇને કહું છું કે તમે તમારો દુરાગ્રહ જ્યારે તજીને
સ્વસ્થ થશો ત્યારેજ હું ઘેર જઇશ. તમારા મનમાં કયી વાતનો અંદેશો
આવેલો છે તે હું સમજી ગઈ છું. પરંતુ તમે પક્કો વિશ્વાસ રાખો કે
મારી માગણીનો સ્વીકાર કર્યા બાદ તમોને પસ્તાવું પડે તેવું કર્મ હું કદી
પણ કરીશ નહીં. મારા સુખનો આધાર તમારાપર છે–અને એ અમુ-
લ્ય સુખનું સાધન તમો મને આપશો તો તેનો હું કદી પણ અપવ્યય
કરી મારા નસીબને ફુટેલું બનાવીશ નહીં. તમો માનો, વહાલા પિતાજી,
તમારો ભત્રિજો મને પ્રાણથી પણ વધુ પ્યારો છે, જીવથી પણ વધારે
જાની છે, મનથી પણ વધારે મ્હોટો છે, ચિત્તથી પણ વધારે ચહવાયલો
છે, નેત્રથી પણ વધારે કિમતિ મણી જેવો છે; એ મારા હૈયાનો હાર
છે, કોટનું માદલિયું છે, મારો નાથ છે, મારો પ્રાણ છે, મારો પ્રિયતમ છે,
મારો પતિ છે, એ હું ઈશ્વર સાનિધ્ય કસમપર કહુંછું; હું એને કદિ
પણ દુઃખ દઇશ નહિ, કદિ પણ તરછોડીશ નહી."

છેલ્લે હવે કશો ઇલાજ રહ્યો નથી તેમ સમજી બાપડા **અબદ-
લ્લાને** બહુ માઠું લાગ્યું અને **બેદરને** માટે તેનું કાળજું ફફડવા માંડયું.
પરંતુ કરે શું ? પછી તેણે રાણીને કહ્યું,–"આપના ચરણકમળ સમીપ
હરેક બાબતમાં હું હાજરાહજુર રહું છું તે આપનાથી અજાણ્યું નથી;
અને વળી આપ પ્રત્યેના પ્રેમમાં મારાથી જરા પણ ઉણપ થશે એવું
આપે કૃપા કરી કદી પણ મનમાં લાવવું નહીં; કારણ મારૂં જીવન અત્રેની
સરકારપર છે–આપ અમારાં જીવીત, આપનું રાજ અમારૂં સ્વર્ગલોક,
આપની રાજધાની અમારૂં ઇંદ્રભુવન અને રાજધાનીમાંનું અમારૂં ઘર
કેવળ આનંદભુવન છે, તથાપિ તે સઘળાની પ્રભા તો પ્રત્યક્ષ આપજ છો.
આપના સુખની જેના વડે વૃદ્ધિ થાય એવી બાબતો માટે સેવક સદા
તત્પર રહે છે અને હવે પછી રહેશે એ વાત નિર્વિવાદ સમજવી. મહા-
રાણી આપ આપના મુખ કમળમાંથી જે શબ્દો કહાડશો તે તુરત
અમલમાં આવ્યા વિના રહેશો નહીં. પરંતુ હવે મારો એટલીજ પ્રાર્થના કરવાની

છે કે આપે, આ મારા ભત્રિજાને સુખી કરવાની જે યોજના યોજી છે; તે જ્યારે આપની બીજી સ્વારી અત્રેથી નિકળે ત્યાં સુધી કૃપા કરી મુલતવી રાખવી.” રાણીએ ઉત્તર આપ્યો, “ચિંતા નહીં, અને આવતી કાલે આવીશું.” એટલું બોલી પોતે ખુશી થઈ છે એવું બતાવવા વાસ્તે હાસ્યમુખ જણાવી પોતાના દરબારગઢ તરફ **લાવી** ચાલતી થઈ.

**અબ્દહલ્લો બેદર**ને “બેટા” કહીને બોલાવતો હતો. કારણ તેને એવો ભય હતો કે તેના સંબંધમાં લોકોની સાથે વાતચિત કરતાં તે કોણ છે ઇત્યાદિ વાસ્તવિક હકીકત પ્રગટ થઇ જશે. ઉપર કહ્યા પ્રમાણે પોતાની દુકાન સમીપથી રાણી દૂર ગયા પછી **અબ્દહલ્લા**એ **બેદર**ને કહ્યું,–“બેટા, તેણીના અત્યાગ્રહ આગળ મારે બોલવાનો કશો ઇલાજજ રહ્યો નહોતો તે તું સારી રીતે જાણે છે. જો મેં તેનું બોલવું માન્ય રાખ્યું નહોત તો જાદુ સામર્થ્યથી તેણી આપણને મહાદુઃખી બનાવ્યા વિના રહેત નહીં. તેણે આપણા એવા તો બેહાલ કર્યા હતે કે આજસુધી સેંકડો લોકોને તેણીએ જે દુઃખ આપ્યું છે તેના કરતાં પણ આ વખતે વધારે દુઃખ આપવાને મણા રાખી નહોત. હવે જો કે અન્ય લોકોના કરતાં તેણી મને વિશેષ માન આપે છે, મને પૂર્ણ પ્રતિષ્ઠિત માને છે તો મારી ખાત્રી છે કે તેણી પોતાના વચનનો કદાપિ ભંગ કરશે નહીં. તથાપિ જો આખરે તેણી પોતાના જાતી સ્વભાવપર ગઇ તો પછી કશો ઈલાજ નથી, તદપિ કદાચ તેણી આખરે જો વિશ્વાસઘાત કરશે તો યાદ રાખવું કે તેણીનો ભરાયલો પાપનો ઘડો ફુટયા વિના રહેશે નહીં. કારણ તેનું મરણ કયાં છે તે હું સારી રીતે જાણું છું અને ત્યારપછી હું પણ તેના સમાચાર લેવાને પછાત પડીશ નહીં.”

**અબ્દહલ્લા**એ ઘણા ઘણા પ્રકારે **બેદર**ના મનનું સમાધાન કરવા માંડયું, પરંતુ તેનામાં ધૈર્યદેવીએ પ્રવેશ કર્યો નહીં. તે બોલ્યો,–“પિતા તુલ્ય મુરબ્બી, તેણીની દુષ્ટતાનું તમોએ મારી પાસે જે વર્ણન કર્યું છે તે ઉપરથી તેણીની સાથે પ્રસંગ પાડતાં મને અણહદ ભય ઉપજ્યા વિના રહેતો નથી; અને મને આશા છે કે તે બાબત તમોને આશ્ચર્ય ઉપજશે નહીં. સ્રીચરિત્રથી જો હું બિનઅનુભવી હતે તો તમારૂં કહેલું સઘળું મને વગર નવાઇનું લાગત, પરંતુ ઉંચ તુકમની **ગ્વાહુર** રાજકન્યાએ જાદુઇથી મારી જે અવસ્થા કરી હતી તે હું કેવળ વિસરી ગયો નથી. અને તેવોજ પ્રસંગ ફરી આવવાનો હોવાથી ભયને લીધે મારા હૃદયમાં

અતિ તીવ્ર મહાવેદના પ્રાપ્ત થઇ છે. સ્ત્રીઓના નૌતમ ચરિત્રમાંથી કયો પુરૂષ સહિસલામત નિકળી આવ્યો છે? તેઓનાં વચનો તે તરવારની ધારા છે, તેઓનાં સુવેણો તે વજ્રમય બાણો છે, ને તેઓનું સ્મીત હાસ્યવદન તે યમદ્વારનો માર્ગ છે. ભલા ભલા મનુષ્યો તેના સપાટામાં સપડાઇ ગયા છે તો પછી હું ક્ષુલ્લક પ્રાણી કીસ ગણતીમાં? આ ઇંદ્રની પુરીની રાણીનું હૃદય આટલું તો શૂન્ય થઇ ગયું છે કે પ્રેમનિશો તેને લાગેજ નહિ, એટલે હવે મારી સલામતિ કયાં છે તે અહો પિતાજી તમે સમજી લેજો." આટલું બોલતાંવાર તેની આંખોમાંથી ટપોટપ અશ્રુઓ ગળવા માંડયાં, તેનો કંઠ રૂંધાઇ ગયો, તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહીં; વાસ્તવિક રીતે જોતાં તે દુષ્ટ સ્ત્રીના હાથમાં સપડાવાનો આ વિચિત્ર યોગ આવેલો જાણી તે બાપડાને અમર્યાદ દુઃખ પ્રાપ્ત થયું.

**અબ્બદલ્લાએ** કહ્યું,–"બેટા, તું દુઃખી થા નહીં. હું પણ કબુલ કરૂં છું કે આવી દુષ્ટ સ્ત્રીઓ ગમે તેવા આકરા કસમ લે તોપણ તેનાપર વિશ્વાસ રાખવો યોગ્ય નથી. તથાપિ આ રાણીના સંબંધમાં હું તને એટલું કહી રાખું છું કે મારી પાસે તેણીની કશી વાનરચેષ્ટા ચાલી શકશે નહીં! અને તેણી પણ મને સારી રીતે ઓળખે છે. અને તેથીજ તેણી મારી પાસે ઘણી નમ્રતાથી વરતે છે! જો તે દુષ્ટ સ્ત્રીએ તારો ઘાટ ઘડવાનું મનમાં આણ્યું તો તુરત હું તેણીને ધોળે દહાડે ખરતા તારા દેખડાવ્યા વિના રહીશ નહીં. તુરત તેણીના પીંખડાં છુટા કરવાને મણા રાખીશ નહીં. તું કેવળ બેફિકર રહે અને મારા કહેવા પ્રમાણે વરતીશ એટલે તારો વાળ પણ વાંકો થવા પામશે નહીં." આ પ્રમાણે વાતચિત થયા પછી બાપડો બેદરકાર શબવત્ થઇને પડયો, ને તે દહાડો ને રાત મહા શોકમાં કાઢીને અલાહપર પોતાનો વિશ્વાસ મુકયો. રાણી બીજે દહાડે લાગલીજ પુર્ણ ઠાઠમાઠમાં **અબ્બદલ્લાની** દુકાન તરફ આવવા લાગી. આ વખતે **અબ્બદલ્લાએ** સામે જઇ સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા. રાણીએ **અબ્બદલ્લાને** કહ્યું,–"ભાઈ, તમોએ મને ગઇ કાલે જે વચન આપ્યું હતું તેની તમોને યાદ આપવા સારૂ હું અત્યારે આવી છું. આપરથી તમારા ભત્રિજા વિષે મારૂં મન કેટલું લંપટ અને આતુર બન્યું છે તે સહેજ તમારા લક્ષમાં આવ્યા વિના રહેશે નહીં. તમે એકવચની છો, ને તે હું અસલથીજ જાણું છું; તો આશા છે કે આ વખતે તમે આપેલું વચન જરૂર પાળશો તેમાં કશો સંશય નથી."

રાણીનું બોલવું પુરૂ થતાંવાર **અબદલ્લો** ઉઠીને એક બાજુપર ઉભો રહ્યો. ત્યાર પછી તેણીના કાનમાં-કોઈ સાંભળી શકે નહીં તેમ મોટી લીનતાથી તે બોલવા લાગ્યો. તેણે કહ્યું,-"મહારાણી ! હે ઈંદ્રજાળપુરીની દેવી ! હું મારા **બેદરને** આપને સ્વાધિન કરવામાં પ્રથમ આનાકાની કરવા લાગ્યો તેનું કારણ આપને માલુમજ હશે અને આજ આપની મરજી વિરૂદ્ધ મારે કશું બોલવાનું નથી. હું મહાસંતોષથી મારા દત્તકને આપના કબજામાં સોંપું છું. તથાપિ મારી વારંવાર એટલીજ વિનતિ છે કે આપને જે અદ્ભુત મંત્રશક્તિ સાધ્ય છે તેનો મારા પુત્રપર દુરૂપયોગ કરશો નહીં. એ મારો ભત્રિજો છે તોપણ તેને હું મારા પેટના પુત્ર કરતાં વિશેષ સમજું છું. વિશેષ શું કહું? આપ આજ સુધી અન્ય પુરૂષોની સાથે જે પ્રમાણે વર્ત્યાં છો તે પ્રમાણે જો એની સાથે વર્ત્તશો તો મારો સર્વસ્વ ઘાત થયા વિના રહેશે નહીં ! એ મારો પ્રાણ, મારૂં ધન, દુઃખિયાનું સુખ ને અંધનાં નેત્ર છે; એજ મને અંતકાળે ભૂમિમાં પધરાવનાર છે, ને એજ મારો યોગ્ય વારસ છે."

રાણી બોલી-, "તે માટે તમારે બિલકુલ કાળજી રાખવી નહી ! ગઇ કાલે તમારી પાસે મેં જે પ્રતિજ્ઞા લીધી છે તે પુનઃ લઇને કહુંછું કે તમોને કીંવા તમારા દત્તક પુત્રને મારા તરફથી જરાપણ આળ આવશે નહીં. તમારા બોલવાપરથી મને સ્પષ્ટ માલુમ પડે છે કે તમે મને પુરતી રીતે ઓળખતાં નથી ! પરંતુ હવે હું વધારે શા માટે બોલું? તમારા પુત્રનું અને મારૂં મન મળ્યા પછી તેઓજ તમારી ખાત્રી કરી આપશે." એટલું બોલવું થયા બાદ તેણીએ પોતાના મ્હોંપરનો બુરખો ખસેડયો. **અબદલ્લા**ની સાથે **બેદર** પણ આવેલો હતો; તેને તેણીએ નખ શિખાન્ત સુધી પોતાનું સ્વરૂપ દાખવ્યું, પરંતુ તે નિહાળીને **બેદર**ના મનમાં લેશ માત્ર વિકાર ઉત્પન્ન થયો નહી. તે મનમાં બોલ્યો,-"એકલા સૌંદર્યને શું બાળવાનું છે ! તેતો ફોકટમાં બીજાને બાળી નાંખશે. જેવો બાહારનો રંગ તેવોજ અંતરનો રંગ હોય તોજ ખરી શોભા સમજવી !"

આ પ્રમાણે **બેદર**ના મનમાં વિચારો રમીરહ્યા છે અને તે એક સરખી દૃષ્ટિએ **લાવી** રાણી તરફ જોઈ રહ્યો છે તેવામાં **અબદલ્લાએ** તેનો હસ્ત પકડી રાણીના હાથમાં મુકયો અને તેણે તેણીને કહ્યું,-"મારી આપને વળી એક બીજી વિનતિ છે, તે એકે આ પુત્ર શિવાય મને બીજું કશું સંતાન નહીં હોવાથી વારંવાર એ યાદ આવ્યા કરશે.

એટલા માટે વચમાં વચમાં એકાદી વખત તેને અત્રે આવવાની કૃપા કરી પરવાનગી આપશો." રાણી બોલી,—"કશી ચિંતા નહીં. તે ખુશીથી જોઇએ ત્યારે તમારી પાસે આવતો રહેશે." પછી **અબદલ્લા**ની પોતાપર મોટી મેહેરબાની થઇ એ બતાવવા વાસ્તે તેણીએ એક હજાર મ્હોરોની થેલી તેને ભેટ કરી. તેણે "મને એ શું ઉપયોગની છે?" એમ કહ્યું, પરંતુ **લાવી** રાણીએ બહુ આગ્રહ કરવાથી નિરૂપાયે માન્ય રાખીને તે લેવી પડી. રાણીએ બેદરને માટે બેસવા સારૂ પોતાના ઘોડા સરખોજ એક ઉત્તમ રીતે શૃંગારેલો ઘોડો આણ્યો હતો. તેપર બેસવા માટે **બેદર** પાવડામાં પગ મુકતો હતો એટલામાં રાણીએ **અબદલ્લા**ને કહ્યું,—"પણ ભાઇ, પ્રથમ તમારા ભત્રિજાનું નામ શું તે મને કહો." **અબદલ્લા**એ પ્રત્યુત્તર આપ્યો,—"એને બેદર (પૂર્ણચંદ્ર) કહીને બોલાવવામાં આવે છે." તે સાંભળતાંજ તે બોલી,—"અહો! એ નામ પાડનારની મોટી ભુલ છે! તેણે તેનું નામ શેમ્સ (સૂર્ય) પાડવું જોઇતું હતું! ચંદ્ર તો પંદર દિવસે અસ્ત થાયછે, પણ સૂર્ય તો સદોદિત તેજસ્વી રેહે છે-તેની ઉપમાને એ ગોગ્ય છે."

**બેદર** ઘોડાપર બેસી રાણીના ઘોડાની પાછળ ઘોડો ચલાવવાના વિચારમાં હતો, પરંતુ તેણીએ તેને તેમ કરવા નહીં દેતાં તેનો ઘોડો પોતાના ઘોડાની જમણી બાજુપર લીધો, પછી તેણીએ **અબદલ્લા** તરફ વધીને કિંચિત્ હસી ડોકું સહેજ હલાવ્યું અને આગળ ચાલવા માંડયું.

રસ્તે જતાં રાણીની પ્રજામાંથી એકપણ માણસને તેણી તરફ જોઇને સંતોષ પ્રાપ્ત થયો નહીં એવું બેદરના જોવા જાણવામાં આવ્યું, એટલુંજ નહીં પણ તેણીના તરફ નિહાળીને સઘળા લોકો દાંત કચકચાવતા હતા અને અતિ શોકના ઉદ્‌ગારો કાઢતા હતા અને કેટલાક તો "એ રંડાનું જો સત્યાનાશ જાય તો આપણે સાકર કોપરૂં વેહેંચીએ" એવા શબ્દો પણ મ્હોંથી ધીમે ધીમે કહાડતા હતા. એક માણસ તો બેદર તરફ જોઇને દુ:ખી થઈ બોલ્યો,—"આ ચંડાળણીને વળી આ નવો શિકાર કયાંથી મળ્યો? અરે પરમેશ્વર! તને તારી સંતતિની કેમ કરૂણા આવતી નથી! આ દુષ્ટ રાણીના અઘોર કૃત્યથી શું તું અમોને કદી છોડવનારજ નથી કે! આ નવ રત્નમાંનું અતિ ઉત્તમ રત્ન વળી ભસ્મ કરવા તેં એ દુષ્ટને સ્વાધિન કીધું તેનું શું કારણ? હાય હાય! પ્રભુ પણ કેવો ઘાતકી છે કે આજે ધરમીને ઘેર ધાડ ને કસાઇને ત્યાં કુશળ છે. પણ નહિ, પ્રભૂનો દોષ કેમ કહાય? તે યોગ્યજ કરશે. અંતે ધર્મો જય છે."

બીજો એક પુરૂષ બેદરના ઉદ્દેષે બોલ્યો,-"હાય હાય! અરે ભોળા ગૃહસ્થ! તને તું કદાચ આજે પુર્ણું સુખવૈભવના શિખરપર પહોંચેલો છે એમ લાગતું હશે! પણ ભાઈ આખરે તારા બેહાલ થયા વિના રહેશે નહીં. નક્કી સમજ કે આ સુખ અને વૈભવ સ્વપ્ન સમાન છે! તું આજે જે સુખસાગરમાં ગરકાવ થઇ રહ્યો છે, તેજ તું આવતી કાલે અપાર દુઃખસાગરમાં ડુબી મુઆ વિના રહીશ નહીં! પણ અરે તેનાથી તું અત્યારે કેવળ અજ્ઞાન છે, ત્યાં ઇલાજ શો?" એ લોકોના બોલવાપરથી બેદરની ખાત્રી થઈ કે મેં અબ્દલ્લાના મુખમાંથી રાણીને માટે જે જે સાંભળ્યું છે તે અક્ષરેઅક્ષર ખરૂં છે, પરંતુ હવે આ ભયંકર પ્રસંગમાંથી મુક્ત થવું આપણા હાથમાં મુદ્દલ રહ્યું નથી. મહાન પરમેશ્વર શિવાય હવે આપણો કોઇપણ બેલી કે ત્રાતા નથી.

લાવી રાણી હવે પોતાના દરબારગઢમાં જઇ પહોંચી. ઘોડાપરથી નિચે ઉતરતાં વાર બેદરના હાથમાં હાથ ભેરવી પોતાની દાસદાસીઓ સહીત તેણીએ રાજમેહેલમાં પ્રવેશ કર્યો. તેણીએ પ્રથમ પોતાની તમામ બેઠકો બેદરને દેખડાવી. તે જગોએ જ્યાં ત્યાં હીરા માણેક લટકી રહ્યાં હતાં. અને ખુરસીઓ, હાંડીઓ, ઝુમરો, ચોરંગો, પલંગો, કોચો વગેરે નામાંકિત કારીગરોએ બનાવેલો નાનાપ્રકારનો સામાન મેહેલની શોભામાં અપૂર્વ વૃદ્ધિ કરી રહ્યો હતો. સ્થળે સ્થળે ઝાકઝમાળ થઇ રહ્યું હતું. નૌતમ નૌતમ વસ્તુઓ ત્યાં જોવામાં આવતી હતી, ને જ્યાં ત્યાં ઠાઠમાઠ ને ધમધમાટની રેલછેલ થઇ રહી હતી. પછી તેણીએ પોતાનો મુખ્ય રંગમેહેલ બતાવ્યો અને ત્યારબાદ એક અગાશીમાં તેને લઇ ગઇ. ત્યાં પાસેજ એક સુંદર બગીચો હતો. તે અવલોકન કરવા જવા માટે તેણીએ તેને કહ્યું. બેદરે ત્યાં જે જે નિહાળ્યું તેની તેણે ચાતુર્યથી ઘણી પ્રસંશા કરી. તથાપિ પોતે અબ્દલ્લાનો ભત્રિજો નથી એવી કોઇપણ પ્રકારે તેણીને શંકા ન આવે એટલા માટે તેણે બેહદ ખબરદારી રાખી હતી. સઘળું નિહાળી રહ્યા બાદ અહીંતહીંની વાતોપર બંનેને કેટલીકવાર સંવાદ ચાલ્યો અને એટલામાં ભોજનની તૈયારી થવાના સમાચાર મળવાથી તેઓ બંને ભોજન કરવા માટે ભોજનગૃહમાં ગયાં.

ભોજન કરવાની થાળીઓ સોનાની અને તે જે ચોરંગપર ગોઠવેલી હતી તે ચોરંગ પણ સોનાનો હતો. આ બંને જણાંએ જમતાં દારૂ મુદ્દલ પીધો નહીં. પરંતુ જમી રહ્યા બાદ મુખશુદ્ધિ કરતી વખતે રાણી-

એ ઉત્તમ પ્રકારનું મદ્ય એક પ્યાલો લાવવા ચાકરને ફરમાવ્યું અને તે આવ્યા બાદ બેદરની આરોગ્યતા ઇચ્છી પ્રથમ પોતે ગટગટાવી ગઇ. ત્યારબાદ બીજો પ્યાલો ભરાવી મંગાવી પોતાના હાથે બેદરના મુખ આગળ ધર્યો. બેદરે મોટા આદરથી તેનો સ્વીકાર કરી અતિ નમ્રતાથી "મહારાણીશ્રી આરોગ્ય રહો" એમ બોલી તેમાંનું મદ્ય પ્રાશન કર્યું.

એટલામાં રાણીની ગાયનશાળામાંથી દશ અતિ સુંદર નાયકણિઓ પોતપોતાનાં વિધવિધ વાદ્યો લઇ ત્યાં હાજર થઇ.તેઓએ ઉત્તમ તાલસુરથી એવું ઉત્તમ પ્રકારનું ગાયન કર્યું કે બેદરનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. એક તરફ દારૂએ પણ લીલાલહેર કરી મુકી હતી! અને વળી તેમાં ગાયનનો બહાર! ત્યાં પુછવું શું? મૃદંગ વગાડનારી ઘણી કુશળ હતી, તેણે વિણા, સિતાર, તાઉસ, મોરચંગ વગાડનારીઓને એટલો તો રસ ઉત્પન્ન કીધો કે ધ્રુપદો ગાવામાં ને ગઝલ ઠુમરીમાં હદ વગરના પ્રેમને નચાવ્યો. છેલ્લે દારૂના યોગે બંને જણાઓ કેવળ ધુંમ થઇ ગયાં. બેદરને તો તે નખરાબાજ સ્ત્રીની પણ શુદ્ધિ રહી નહીં. તેને તો તેણીની પાસે ખુદ અપસરા પણ તુચ્છ લાગવા માંડી. બેદર હવે પુર્ણ દીવાનો બન્યો છે એવું જ્યારે રાણીના સમજવામાં આવ્યું ત્યારે તેણીએ નાયકણીઓને તથા દાસ દાસીઓને જતા રહેવાની નિશાનિ કરી કે તુરત તેઓ તમામ ત્યાંથી ચાલતાં થયાં. ત્યાર પછી રાણી તથા બેદરે શયનગૃહમાં જઈ સુખદ નિદ્રા લેવા માટે રજની રાણીની ઉપાસના કરવા માંડી.

બીજે દહાડે પ્રભાતમાં ઉઠતાંવાર શૌચ મુખમાર્જન કરી રાણી તથા રાજા બેદર સ્નાન કરવા ગયાં. બેદરનું સ્નાન પુર્ણ થતાંવાર દાસીઓએ તેને સફેદ મખમલ પેહેરવા આપી અને ત્યારબાદ ઉત્તમ જરીનો પોશાક પહેરવા આપ્યો. રાણીએ પણ ઘણોજ સુશોભિત પોષાક ધારણ કર્યો અને ત્યારબાદ તેઓ બંને રંગમહેલમાં પધાર્યાં. ત્યાં નાસ્તો કરવાની તૈયારીજ હતી. નાસ્તો આરોગ્યા પછી બાગમાં જઇ અહીં તહીં ફરી તથા નાનાપ્રકારની વાતોપર તડાકા ફડાકા મારી તે દિવસ તેઓએ આનંદમાં નિગમ્યો. આમ દિન ઉગતાથી તે આથમતા સુધી જે મોજમઝા મળતી તેથી બેદર બહુ આનંદી ને ગમ્મતિ જણાયો. તે પોતાનું દુઃખ સહજ વિસરી ગયો.

લાવી રાણીએ પોતાના નિયમ પ્રમાણે ચાળીશ દહાડા સુધીમાં બેદરને સર્વ પ્રકારે સુખની સીમાપર પહોંચાડયો. ચાળીશમે દહાડે રાત્રીએ બેદરને ઉંઘતો દેખી હળવેજ તે બિછાનામાંથી ઉઠી, પરંતુ બેદર જાગૃતજ



"એ મારો ભત્રિજો છે." (પૃ. ૧૯૫.)

હતો. તેને લાગ્યું કે તેણીએ મારે માટે આજે કંઇ દુષ્ટ હેતુ પાર પાડવાનું મનમાં આણ્યુંછે. એ ઉપરથી તેણી હવે શું કરેછે તે સર્વ લક્ષ રાખી ને તે નિહાળતો હતો. પ્રથમમાં લાવી રાણીએ પલંગપરથી નિચે ઉતરી એક છુપી પેટી ઉઘાડી અને તેમાંથી એક નાનો ડબ્બો કહાડયો. તેમાં પીળા રંગની એક પ્રકારની ભુકી ભરેલી હતી—જે બેદર દીવાના પ્રકાશથી જોઇ શકતો હતો. એ ભુકી પોતાના હાથમાં લઈ તેણીએ પલંગની પાસેના દીવાનખાનાના ચોકમાં એક અષ્ટકોણ કુંડળી કહાડી. થોડો વખત થયો નહીં એટલામાં એ કુંડળીનું આપોઆપ પાણી થઈ જમીનપર વહેવા લાગ્યું. આ જોઇને બેદરને અતી નવાઇ ઉપજી અને ભયથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. તથાપિ પોતે જાગૃત છે તે તેણીના જાણુવામાં ન આવે એટલા માટે તેણે ગાઢ નિદ્રાનો ઢોંગ ધારણ કર્યો.

પછી લાવી રાણીએ હાથમાં એક પાત્ર લઈ તેમાં મુકેલા અડદના લોટપર, ઉપર પ્રમાણે મંત્ર સામર્થ્યથી ઉપજાવેલું પાણી છંટકાર્યું અને તે લોટ સારી રીતે મસળ્યો. ત્યાર કેડે જુદા જુદા ડબ્બામાંથી જુદી જુદી મંત્રેલી વસ્તુ કહાડી તે લોટમાં નાંખી અને પછી તે લોટની એક પુરી બનાવી. એ પુરી લાગલીજ એક પેણીપર તળવા મુકી તેપર ઢાંકણુ નાખ્યું. ઉપલા પ્રયોગનો આરંભ કર્યા પેહેલાં તેણીએ લોખંડની સગડી સળગાવી રાખી હતી અને તેમાંના દેવતાપર તેણીએ પેણી મુકી હતી. અહીંઆં તે પુરી તળવા મુકી અને ડબ્બા વગેરે સામાન જેમનો તેમ મુકી દીધો. પછી તેણી મંત્ર જપવા લાગી, જેથી ક્ષણવારમાં જમીનપર વહેતા પાણીનો એકાએક નાશ થયો અને એટલામાં પેણીપરની પુરી પણુ પરિપક્વ થઇ રહી. પુરી ઉપાડી તેણી એક ઓરડીમાં લઇ ગઇ. આ પ્રમાણે સર્વ કૃત્ય કરી રહ્યા બાદ તેણી પુનઃ શય્યા ઉપર બેદર પાસે આવી. પરંતુ બેદરે તો પોતે જાણે ભર નિદ્રામાં છે એવો મજબૂત ઢોંગ કર્યો હતો તેથી પોતે જે કૃત્ય કર્યું તે બેદરના જાણુવામાં આવ્યું હશે તે બાબતની રાણીને કલ્પના સુધ્ધાં આવી નહીં.

બાપડો બેદર અદ્યાપિ પર્યંત એશઆરામમાં અને સુખવિલાસમાં એટલો તો ચકચૂર ને લેહલૂર થઇ રહ્યો હતો કે અબદલ્લાનું તેણે એકવાર પણુ સ્મરણ કર્યું નહોતું. પરંતુ લાવી રાણીનું ઉપરનું કૃત્ય નિહાળી તેને લાગલુંજ અબદલ્લાનું સ્મરણ થયું. તેણે અબદલ્લાને મળીને અદ્યાપિ સુધી કશી સલાહ લીધી નહીં તે બાબત ઘણો પરિતાપ થયો, અને હવે પણુ સલાહ લીધા વિના રહીશ તો મારો નક્કી ઘાત થયા વિના રહેશે નહીં

એવો તેને ભાસ થવા લાગ્યો. તેથી પ્રભાતમાં ઉઠતાંવાર તેણે રાણીને વિનતિ કરી કે "મારે મારા **અબદલ્લા** કાકાને મળવા જવું છે માટે કૃપા કરી પરવાનગી આપવી." રાણી બોલી,–"પ્રાણવલ્લભ પ્રિય **બેદર!** તારા આ બોલવાથી મને અતિ આશ્ચર્ય ઉપજે છે! દિલોજાન! તને અહીં રહેવાનો કંટાળો ઉપજ્યો છે. કેમ? અરે અહીં તને ઈંદ્રભુવન કરતાં પણ અધિક સુખ છતાં તથા મારા સરખી ઉત્તમ કુળવંત અને મહાન સ્વરૂપવાન્ મોટા રાજ્યની અધિષ્ટાતા દેવી છતાં જે પોતાના કરતાં પણ તને અધિક સમજે છે તેટલું છતાં, તને એથી વધારે શું જોઈએ છે વારૂ? તું મારૂં તન મન ને ધન છે, ને તને પળવાર પણ વિખુટો મુકવાને મારા પ્રાણના જોખમે હું તૈયાર નથી." **બેદરે** નમ્રતાથી પ્રત્યુત્તર વાળ્યો, "મહારાણી, આપ મારાપર પુર્ણ મમતા રાખો છો, મને કોઈ વાતે કમીના નથી તો પછી હું અહીં રહેવાથી શા માટે કંટાળું? માસુકડી! તારા મનમાં જો તેવો કંઈ વહેમ આવ્યો હોય તો તે કેવળ નિરાધાર સમજ. મહારાણી! મુજ ચિત્તચોરટી! તેં મારાપર જે મહદુપકાર કરી જે અપૂર્વ એકસરખો પ્રેમ બતાવ્યો છે તે બાબતની સત્ય હકીકત કાકાને જણાવવા માટે તેમની પાસે જવાની મેં તારી પાસે પરવાનગી માગેલી છે. વળી તારાજ કેહેવા પ્રમાણે **અબદલ્લા** કાકા મારાપર અપૂર્વ પ્રેમભાવ રાખે છે ને તેમનાથીજ હું તુને પ્રાપ્ત થયોછું; તથાપિ દહોડ માસ થયા હું તેમને બિલકુલ મળ્યો નથી. આથી તેઓને કદાચ એમ લાગશે કે મારો ભત્રિજો કેવળ નિષ્ઠુર બનીને મને વિસરી ગયો હશે અને હવે તે કદાપિ મળશે નહીં. માટે તેને હવે અવશ્ય મળવા જવું જોઇએ. હું તેને મળી સત્વર તારી પાસે આવીશ, ને આપણું સુખતો સદોદિત ચાલુજ છે, તેમાં કોણ દુષ્ટ વિક્ષેપ પાડનાર છે?" ત્યારે રાણી બોલી,–"વારૂ ત્યારે જાઓ, પરંતુ જલદીથી પાછા આવવા વિસરશો નહી. કારણ તમારૂં વિરહ દુઃખ મને અસહ્ય થવાથી મારો જીવ ઉડી જશે એ તમારે ખાત્રીથી માનવું." એટલું કહી તેણીએ પોતાના ઘોડા સરખોજ એક ઉત્તમ પ્રકારે શણગારેલો ઘોડો આપ્યો–જે પર બેસીને **બેદર અબદલ્લાને** ઘેર પહોંચ્યો. **બેદરને** નિહાળી **અબદલ્લાનું** અંતઃકરણ હર્ષથી ઉભરાઈ જવા લાગ્યું અને તેની પદવી વગેરે કશું મનમાં નહીં આણતાં તે તેને અતિ પ્રેમમમતાથી ભેટયો; અને **બેદરે** પણ તેજ પ્રમાણે વિનય આદર કરવામાં મણા રાખી નહી. કેમકે કદાચ જો તે તેમ કરે નહીં તો કોઇના મનમાં તે **અબદલ્લાનો** ભત્રિજો

નથી એવો શક ઉત્પન્ન થાય. પછી કાકો ભત્રિજો એકાંતમાં ગુઝ કરવા બેઠા. બાદ **અબ્દલ્લાએ** પોતાના પ્રિય ભત્રિજાને કહ્યું,–"કેમ ભાઇ, શા તારા હાલ હવાલ છે? તે પ્રપંચી રાણી તારી સાથે કેવા પ્રકારનું વર્ત્તન ચલાવે છે?" **બેદરે** ઉત્તર આપ્યો,–"આજ સુધી તો તેણીએ મારાપર અપૂર્વ પ્રેમ બતાવ્યો છે અને મારા શિવાય તેણીને આખા જગત્‌માં સર્વસ્થળ શુન્ય ભાસે છે. મારા શિવાય જાણે તેણીને કશું સુખચેન પડતું ન હોય કિંવા હું પોતેજ તેણીનો પંચ પ્રાણ કે તન મન ને ધન હોઊં તેમ મુખ્ય આધારરૂપ હુંજ છું એવો ભાવ તેણીએ મારા પ્રત્યે બતાવવામાં મણા રાખી નથી. પરંતુ ગઇ રાત્રીએ તેણીની જે વર્તણુક મારા જોવામાં આવી તેપરથી મને એવો શક ઉત્પન્ન થયો છે કે તેણીનો પ્રેમ કેવળ કૃત્રિમ–ઢોંગ સરીખો છે. મને મધ્યરાત્રીના નિદ્રા આવેલી છે એમ સમજી તે આસ્તે રહીને ઉઠી; તે પરથી મને થોડો સંશય આવ્યો અને નિદ્રાનો ઢોંગ કરી તેણીનું સર્વ કૃત્ય સારી રીતે નિહાળ્યું." પછી **લાવી** રાણીએ કેવી કૃતિથી પુરી બનાવી વગેરે તમામ વૃત્તાંત **બેદરે** **અબ્દલ્લા** કાકાને કહી સંભળાવ્યું અને વિશેષમાં તે બોલ્યો,–"કાકાજી ખરૂં કહું તો ત્યાં ગયા બાદ અદ્યાપિપર્યંત મારા નિષ્ઠુર હૃદયમાં બિલકુલ તમારૂં સ્મરણ થવાની જગ્યાજ રહી નહોતી. વળી આ દુષ્ટ ધુર્ત્ત સ્ત્રી માટે તમોએ મને જે કહી રાખ્યું હતું તે પણ મારા લક્ષમાં મુદ્દલ રહ્યું નહોતું. પરંતુ તેણીના ગઇ રાત્રિના કૃત્યપરથી મને લાગ્યું કે તેણીએ તમારી સમક્ષ જે પ્રતિજ્ઞા લીધી હતી તે માત્ર ઢોંગ વગર બીજું કંઇજ નહોતું. મને તેણીનું કૃત્ય નિહાળતાં વાર તમારૂં સ્મરણ થયું અને તમારી મુલાકાત લેવાની તેના તરફથી પરવાનગી મળી એ હું મારૂં મહદ્ ભાગ્ય સમજું છું."

**અબ્દલ્લા** જરા હસીને બોલ્યો,–"તું કહે છે તેમાં બીલકુલ ખોટું નથી! તાઢ જાય રૂવે ને આદત જાય મુવે, તેમ તેણી પોતાના સ્વભાવપર આખરે ગયા વિના રહેશે નહીં એ હું પ્રથમથીજ સમજતો હતો! તે ધત્તકી સ્ત્રી પોતાની દુષ્ટ ટેવ કદીપણ તજે તેમ નથી! તથાપિ તે બાબતની તારે કશી કાળજી કરવી નહીં. હું તેણીના ટાંટિયા તેણીનાજ ગળામાં કેમ ઓળવુંછું તે સ્તબ્ધ રહી તું જોયાં કર! એટલું સારૂં થયું કે તને આગળથીજ જાણવાનું બની આવ્યું અને તેથી તું લાગલોજ મારી પાસે આવ્યો. તેણીનો એવો નિયમ છે કે જે કોઇ પુરૂષ પોતાના

મોહપાશમાં સપડાય તેને ચાળીશ દહાડા પછી પોતાની પાસે રાખવો નહીં. ભલે નહીં તો નહીં, પરંતુ સુરક્ષિતપણે તે પુરૂષને જવા દેતી નથી-તેણી જાદુના યોગે તે બાપડાને જનાવર કરી દે છે અને પછી પોતાના શિકારખાનામાં, ગામ બાહાર કે રેઢીયાળ ઢોરના વંડામાં કે ઇચ્છા મુજબ ગમે ત્યાં છોડી મૂકે છે. ગઈ કાલેજ મારા મનમાં આ બાબત વિચાર આવ્યો હતો અને તેણીના તરફથી તને કશો ઉપદ્રવ ન થાય એટલા માટે મેં એક યુક્તિ પણ યોજી રાખી છે. પૃથ્વી આ પાપિણીનો ભાર ઉપાડવાને હવે અશક્ત થઇ છે તેમાં કશો સંશય નથી. હવે તેણીને યોગ્ય શાસન મળવું ઘટે છે."

એટલું બોલી દાદા **અબ્દલ્લા** ઉઠીને પાસેના ઓરડામાં ગયો. ત્યાં જઈને તેણે એક પેટી ઉઘાડી ને તેમાંથી એક દાબડો લાવ્યો, તે લઇને **બેદર** પાસે આવતાં **બેદર**ના હાથમાં બે પુરી મુકી કહ્યું કે- "હવે હું કહુંછું તે પ્રમાણે તેની વ્યવસ્થા કર. યાદ રાખજે કે ઘણી ચતુરાઇ ને સાવધતાથી એ કામ કરવાનું છે. જો જરાપણ સંશય પડયો તો તારો ઘાટ ઘડાઇ જશે. તેણીએ ગઇ રાત્રીએ જે પુરી બનાવી રાખેલી છે તે તેણીએ તને ખવરાવવાનો મનસુબો કરેલો હશે, પણ તું તે ખાઇશ નહીં-સમજ્યો કે? તેમજ ખૂબ સાવધતાથી તું તેને ખાવાને એકાએક ના પાડતો નહીં-અને તે આપે કે તુરત તેનો સ્વીકાર કરી તારી પાસે રાખજે. પછી તે પુરી નહીં ખાતાં તેની જગોએ મેં આપેલી બે પુરી પૈકી એક ખાજે અને તે તેણીના જાણુવામાં ન આવે માટે ખૂબ સાવચેતી રાખવા વિસરતો નહીં. પુરી ખાઇ ગયા પછી તેણીને લાગશે કે આપણું કામ પાર પડયું ! પછી તેણી તારાપર મંત્રસાધના ચલાવશે, પરતું તેની કશી અસર થશે નહીં અને તેથી તે સઘળા પ્રકારો કેવળ મશ્કરી દાખલ ગણી કહાડશે. વળી તેણીએ કેવળ તારી આરોગ્યતાને માટે તથા તને પ્રેમથી આલિંગન આપવા સારૂ ગમ્મત કરી એવું બતાવશે, પરંતુ તેના કાળજાનો દંખ તાજોને તાજો રહેશે. તેણીને લાગશે કે મારી કૃતિમાં કંઇપણ ભૂલ થએલી છે. હવે તું તારી પાસે બાકી રહેલી બીજી પુરી તેણીને આપજે અને તેણીને તે ખાવાનો આગ્રહ કરવાને પણ વિસરતો નહિ. આમ કરવાથી મને લાગેછે કે નિરૂપાયે તારા બોલવાનો તેણી અનાદર કરશે નહીં; કારણ તેણીને એમ લાગશે કે 'મેં આના ઉપર વિશ્વાસ ઉડી જવા જોગ કૃત્ય કરેલું છતાં હવે જો હું તેના

બોલવાપર ભરોસો નહીં રાખું તો મારા વિષે તેના મનમાં અદ્‌ભુત શંકા ઉત્પન્ન થયા વિના રહેશે નહીં.' આવો ભાવ તેણીના મનમાં ઉત્પન્ન થતાંવાર મારી ખાતરી છે કે તેં આપેલી પુરી તે તુરત ખાઈ જશે. પુરી ખાતાંવાર તેણીના મુખપર થોડું પાણી છાંટી તું એમ બોલજે કે 'આ મનુષ્ય દેહ તજી અમુક ઘોડીનું સ્વરૂપ હે દુષ્ટા! તું ધારણ કર,' એટલે તુરત તે પશુનું સ્વરૂપ તેણી ધારણ કરશે, તેના મનુષ્ય દેહનો તુરત નાશ થઈ તે જનાવર સરખી બની રહેશે અને પછી તેણીને લઈને તું મારી પાસે આવજે એટલે પછી શું શું કરવું તે તને હું યથાવિધિ કહીશ."

આ પ્રમાણે તે દુષ્ટ રાણીના હાથમાંથી મુક્ત થવા માટે **અબ્દલ્લા** કાકાએ જે યોજના યોજી તથા પોતાને મૃત્યુના મુખમાંથી છોડાવવાને ઉત્તમ પ્રકારની સલાહ આપી તેને માટે તેણે તેનો અપાર આભાર માન્યો. ત્યાર કેડે કાકા ભત્રિજાએ થોડો કાળ અહીં તહીંના ગપ્પા મારવામાં ગુજાર્યો; બાદ **બેદર** ત્યાંથી નિકળીને રાજમહેલમાં આવ્યો. આવતાંવાર તેના જાણવામાં આવ્યું કે રાણી બાગમાં ચન્ની ખાવા બેઠી છે. **બેદર** તેની તરફ જવાની તૈયારીમાં હતો એટલામાં તેણીજ ત્વરાથી સામે આવી મોટા પ્રેમાદરથી બોલવા લાગી—" પ્રાણવલ્લભ પ્રિય• **બેદર!** લોકો કહે છે તે કંઇ ખોટું નથી, કે પોતાની પ્રિયવસ્તુ પોતાથી દૂર ગઈ એટલે તેની ખરી ખૂબી આપણા જાણવામાં આવે છે! અરેરે! મને આ ત્રણ કલાક તો ત્રણ યુગ જેવા લાગ્યા છે! તો હાય! કદિ તું મારાથી બહુ કાળ વિખુટો પડે તો મને કેવું દુઃખ ઉત્પન્ન થાય ? પ્રિયનાથ, મૂજ પ્રાણ! તારા વગર મજથી કમે રેહેવાય નહિં જો. તું અહીંથી ગયા બાદ અદ્યાપિ સુધી મને બિલકુલ ચ્હેન પડતું નહોતું. પ્રાણાધાર! વધારે શું કહું! તું ચાર ઘડી અહીં નહોતો પણ તે ચાર ઘડી તો મને ચાર યુગ પ્રમાણે ભાસવા લાગી! તું જો અદ્યાપિ સુધી ન આવ્યો હોત તો હું પોતે તને લેવા માટે **અબ્દલ્લાને** ઘેર આવ્યા વિના રહી નહોત!" રાણીની આ કપટથી ભરપૂર વાણી સાંભળી તે દુઃખાયલા **બેદરે** ધીમેથી ઉત્તર આપ્યો કે,—" વહાલી મહારાણી, મને પણ તને ક્યારે મળીશ તેવી આતુરતા ઉપજી હતી. પરંતુ કાકા મારા પ્રેમમાં હવે ઘેલા થઇ જવાથી તેઓ મને જલદીથી ઉઠવા દેતા નહોતા. વળી ઘણા દહાડાથી તેની મુલાકાત નહીં થવાથી તેનું વિરહ શમન એકદમ થઇ શક્યું નહીં; અને તેની મરજી વિરૂધ્ધ મારાથી

અહીં જલદીથી આવવું બની શક્યું નહીં તેથી જરા વખત થયો. જોકે તે તો મને આથી પણ વધારે વખત બેસવા માટે આગ્રહ કરતા હતા, પરંતુ મારા પંચપ્રાણ તારા તરફ લાગી રહેલા ત્યાં ઇલાજ શો! તે મને જમવા બેસવાને અત્યાગ્રહ કરવા લાગ્યા, પરંતુ તારા વિના મને જમવું ગળા નીચે શી રીતે ઉતરે વારૂ! છેલ્લે તેણે મને એક પુરી આપી તે ત્યાં નહીં ખાતાં હું અહીં તારે માટે લાવ્યો છું અને આશા છે કે તે પુરી તું જરૂર ખાશે." પછી તુરતજ બેદરે આણેલી બે પુરી પૈકી એક પુરી સ્વચ્છ રૂમાલમાં વિંટાળી લીધી હતી તે બહાર કહાડીને રાણીને કહ્યું,–"લ્યો આ પુરી પ્રસાદી તરીકે આરોગી જાઓ!"

રાણીએ તે હાથમાં લઇ કહ્યું,–"આ પુરી હું ખાઉં છું પણ પ્રિય પ્રાણનાથ! તારે માટે મેં પણ એક પુરી બનાવી રાખેલી છે તે તારે પ્રથમ ખાવી જોઇએ અને ત્યાર પછી હું આ તેં આપેલી પુરી મોટી ખુશીથી ખાઇશ." બેદર બોલ્યો,–" અહાહા! આ કોમળાંગીના કોમળહસ્તથી બનેલા પદાર્થની તારીફ શી કરવી! હું સમજું છું કે મારાપર તેં મોટો અનુગ્રહજ કીધો છે! આને માટે મારાપર તારો જે ઉપ-કાર થયો છે તેનું વર્ણન કરવું કેવળ અશક્ય છે! તારા હાથની પુરી તો શું પણ ઝેર ખાવાને હું કાં ના પાડું છું! તારી સમક્ષ તે ખાઇ જઇશ, ને તને જયારે સંતોષ પમાડીશ તારેજ મારા મનમાં શાંતિ વળશે કે તારાપર મારૂં કેટલું હેત છે. પ્રિય પ્રાણેશ્વરી! તું મારી આપેલી પુરી ખા, તે જોકે કાકાજીના હાથની બનાવેલી છે, તોપણ સ્વાદમાં કેવી છે, ને હું તારી બનાવેલી ખાઇ જવાને તૈયાર થયો છું."

અબદલ્લાએ બેદરને બીજી જે પુરી આપી હતી તે તેણે રાણીના જાણવામાં ન આવે તેવી રીતે રાણીએ આપેલી પુરી સાથે અંદલા બદલી કરી નાંખી. પછી તે ખાતાં ખાતાં બોલ્યો,–"મહારાણી શું કહું–આવો રૂચક પદાર્થ–આવી સ્વાદીષ્ટ વસ્તુ મારા ખાવામાં કદી પણ આવી નથી!" જેવો બેદરે એક કકડો ખાધો અને બીજો ખાવાની તૈયારી-માં હતો એટલામાં રાણીએ એકાએક ઉઠી પાસેના હોજમાંથી પાણીની એક અંજલી ભરી બેદરના મુખપર છાંટી બોલી,–"દુષ્ટ, આ મનુષ્ય દેહ તજીને આંધળા અને પિતિયા ઘોડાનું સ્વરૂપ ધારણ કર!" પરંતુ તેણીના મંત્રનું કશું સાર્થક નહીં થતાં બેદર જેવોને તેવોજ તેણીની સામે બિરાજેલો દૃષ્ટિગોચર થયો! તે જોઇને રાણીને અતિ આશ્ચર્ય

ઉપજ્યું અને તેણીનું મોં લાગલુંજ કાળું ધબ થઇ ગયું. તેણીએ પોતાનો મંત્ર પ્રયોગ ફોકટ ગયેલો જાણી અતિ ઘણા પ્રપંચથી, તે મોહિની સ્વરૂપી રાક્ષસી બોલી:–"જોયો, કેવો તમાસો છે તે ? મારાપર તારો પૂર્ણ વિશ્વાસ છે તેની હવે મને સંપૂર્ણ ખાત્રી થઇ છે, કેમકે મારા આ કૃત્યથી તું લેશ પણ ભયભીત થયો નથી." વળી વધુ બેદરને કહ્યું,–"પ્રાણવલ્લભ–પ્રાણાધાર પ્રિય બેદર ! તું ભયભિત થયો શું ? અં: તેમાં શું છે ? યાદ રાખજે વહાલા ! વળી એથી તને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કરવાનો મારો હેતુ નહોતો ! મેં માત્ર સહેજ તારી મશ્કરી કરી કે એટલેથી તું ભય પામેછે કે નહીં ! મારા મંત્ર સામર્થ્યથી અઘોર કૃત્ય જો હું કરૂં તો મારા જેવી દુષ્ટ પાપિણી આ જગત્‌માં કોઇજ નથી એમ સમજવું જોઇએ ! મેં જે જે **અબ્બદલ્લા** પાસે પ્રતિજ્ઞા તથા આકરા કસમો લીધેલા છે તે તો ઘડીભર એક બાજુએ રહ્યા, પરંતુ મેં અદ્યાપિ પર્યંત તારાપર જે પ્રેમભાવ–અપૂર્વ પ્રેમભાવ બતાવ્યો છે તેથી શું તેવું દુષ્ટ કૃત્ય કરીશ એમ કહેવાને તારૂં હૈડું કહ્યું કરશે કે ? આતો મેં એક પરિક્ષા કીધી છે, કે જે મારાપર વિશ્વાસ રાખે છે તેનાપર મારો વિશ્વાસ બેસાડવાનો આ એક રસ્તો છે–જેનો મજપર વિશ્વાસ હોય ને મારો તેનાપર વિશ્વાસ હોય તો પછી મારી મંત્રવિદ્યા કંઇ કરી શકે નહિ, ને તેની આ પ્રત્યક્ષ ઇધાની તું તારી નજરે જો."

**લાવી** રાણીની પાપી ને દુષ્ટ ઇચ્છા જાણ્યા છતાં પણ પોતાનો ક્રોધ સમાવી **બેદર** બોલ્યો,–"મહારાણી, આપે કેવળ મારી મશ્કરી કરી છે એવું મને પણ લાગે છે, તથાપિ તે માટે આશ્ચર્ય ઉપજે તેમાં સ્વાભાવિક કરતાં કશું ઉલટું નથી. આવી વિલક્ષણ મશ્કરી કરવાનું તમોને કયાંથી સુજી આવ્યું ? વારૂ એ તો રહ્યું, પરંતુ મેં આપના કહ્યા પ્રમાણે આપે બનાવેલી પુરી ખાધી છે માટે હવે કાકાજીએ જે સ્વાદિષ્ટ પુરી મને આપેલી તેનો આપ જરા સ્વાદતો જુઓ, શી લહેઝતદાર તે પુરી છે!"

**લાવી** રાણીએ પોતાનું નિષ્કપટપણું બતાવવા માટે બેદરે આપેલી પુરી ખાધા વિના બીજો કશો ઇલાજ રહ્યો ન હતો. તેણીએ લાગલોજ પુરીનો એક કકડો મ્હોંમાં નાંખ્યો. તે જેવો તેણીના ગળા નિચે ઉતરે છે તેવામાં તે એકાએક બેશુદ્ધ થઈ ધરણીપર ઢળી પડી. બેદરે પણ બહુજ સાવચેતીથી હોજમાંનું પાણી લઇ તેણીના મ્હોંપર છાંટતાં કહ્યું કે, "ચાંડાળણી ! તારાં કૃત્યો એવાં છે કે તને

યમસદનમાં મોકલવી જોઇયે, પણ સ્ત્રીનું રક્ષણ કરવાનો મારો નિયમ છે માટે આ મનુષ્ય દેહ તજી ઘોડીનું સ્વરૂપ ધારણ કર."

**લાવી** રાણી તાત્કાલ સુંદર ઘોડી થઇ ગઇ! તે એવી તો થરથર ધ્રુજવા લાગી કે કંઈ વાતજ પુછવી નહીં. તેણી એવો તો એક સરખો અશ્રુપાત કરવા લાગી કે તેણીના શરીરપર પાણીના રેલા ચાલી રહ્યા; ને એવી તો નમ્ર-દિનતા વિનયવાળી બની રહી કે કેમે કરી **બેદરને** પોતા પ્રત્યે દયા ઉપજે તે પ્રમાણે તેણીએ તેના પગ પાસે પોતાનું મસ્તક નમાવ્યું. તથાપિ તેણીનો મનોરથ પાર પડયો નહીં. **બેદરનું** હૃદય પીગળ્યું નહીં-તેનામાં દયાભાવ પ્રગટ થયે તેણીનાપર વૃદ્ધિ કરવાનું તેના હાથમાં સામર્થ્ય રહ્યું નહોતું. વળી તેણીને પુનઃ મનુષ્યરૂપમાં લાવવાનું તેનામાં સામર્થ્ય નહોતું. થોડીવારે તે ઘોડીને **બેદર** તબેલામાં લઇ ગયો અને ત્યાં અશ્વશાળાના ઉપરીને તેના ઉપર બોગીર, પલાણ ને લગામ નાખવાનો હુકમ ફરમાવ્યો. પરંતુ ઘોડીને કાબુમાં રાખી શકાય તેવી લગામ નહી મળી આવવાથી નિરૂપાયે બે બીજા ઘોડાઓપર પલાણ મુકાવી તૈયાર કરાવી એકપર **બેદર** તથા બીજાપર અશ્વશાળાના ઉપરીએ સ્વાર થઇ બંનેની વચમાં ઘોડીને ચલાવી. તેઓ છડી સ્વારીએ **અબ્દલ્લાને** ઘેર જઇ પહોંચ્યા.

**અબ્દલ્લાના** મનમાં ઘોડીને નિહાળતાંવાર ખાત્રી થઈ કે આપણે યોજેલી યુકિતમાં **બેદર** પાર પડેલો છે તેથી તે મહા હર્ષથી મનમાં બોલ્યો,-"રાંડ દુષ્ટા, લે હવે પરમેશ્વરેજ તને તારા અઘોર પાપની ભલી શિક્ષા આપી છે તે ભોગવ્યા કર! તને વિચાર નહિ થતો હતો કે આ અનેક મનુષ્યોને તેં વિના પ્રયોજને અમાનુષી દેહ ધારણ કરાવી છે, તો હે કૃતઘ્ની, પાપીણી, ચાંડાળણી, તને આ તારા દુષ્ટ કર્મનો યથાયોગ્ય બદલો મળ્યો છે તો હવે તું પણ તેઓની સાથે તારાં કૃત્યનો બદલો ભોગવજે." એટલામાં **બેદરે** ઘોડાપરથી ઉતરી કાકાને દઢાલિંગન આપ્યું અને તે ઉપરાંત આ મહદ્ ઉપકારને માટે તેનો મોટો આભાર માનવાને પણ વિસર્યો નહીં. તેણે રાણીને ત્યાં બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. છેલ્લે કહ્યું;- "પરંતુ તેણીને જોઇયે તેવી યોગ્ય લગામ તબેલામાં મળી શકી નહીં તેથી આ પ્રમાણે લાવ્યો છું." **અબ્દલ્લાની** પાસે જેવી જોઇએ તેવી નાની મોટી લગામો તૈયાર હતી, તેમાંથી એક કહાડી તેણે ઘોડીની ડોકમાં ભરાવી અને તુરત **બેદરે** અશ્વશાળાના ઉપરીને પેલા બીજા બે ઘોડાને અશ્વશાળામાં પાછા લઇ જવા ફરમાવ્યું. અશ્વશાળાનો અધિકારી ગયા



"શું મરણ પામેલાં જીવતાં થયાં ?" (પૃ. ૨૧૮.)

બાદ **અબદલ્લાએ બેદર** તરફ વળીને કહ્યું,–"મહારાજ ! હવે તમારે અત્રે રહેવાનું કશું પ્રયોજન નથી. આ ઘોડીપર બેસો અને તમારી રાજધાની તરફ ચાલતા થાઓ ! પણ હું એક વાત કહી રાખું છું તેના તરફ હમેશાં ધ્યાન આપવા વિસરશો નહીં ! કદાચ આ ઘોડી તજી દેવાનો પ્રસંગ તમારાપર આવી પડે તો તેની લગામ તમારી પોતાની પાસે રાખીને તેને મુક્ત કરજો. લગામ ગઇ તો પછી તમારો સર્વસ્વ નાશ થઇ જશે ને તમે દુઃખના ડુંગરમાં દટાઇ જશો, કે જેમાંથી નિકળવાને કદી આરો આવવાનો નથી." **બેદર** "ઠીક છે".એટલું કહી **અબદલ્લાની** રજા લઇ મળી ભેટી પોતાને રસ્તે પડયો.

શેહેર બહાર પડતાંવાર પોતે સઘળા અરીષ્ટથી જાણે મુક્ત થયો હોય તેમ મહારાજા **બેદર** કેવળ નિશ્ચિંત બની રહ્યો. તેને એમ લાગ્યું કે આ ધુર્ત્ત–પ્રપંચી રાણી હવે પુરેપુરી આપણા હાથમાં સપડાયલી છે અને હવે તેણીના તરફનો કશો ભય રહ્યો નથી. મુસાફરી કરતાં ત્રીજે દહાડે તે એક શેહેરમાં જઇ પહોંચ્યો–શેહેર બહારજ રસ્તામાં એક વૃધ્ધ માણસ **બેદરની** સામે આવી કહેવા લાગ્યો,–"અહો ભાઇ, તમે કયાંથી આવ્યા ?" **બેદર** તેની સાથે બોલતો હતો તેવામાં એક બુઢી ડોસી ત્યાં આવી ઘોડી તરફ નિહાળી મોટો રાગડો તાણીને રડવા લાગી.

તે બાઈ શા માટે રડેછે, તે જાણવા માટે **બેદરે** અને તે ડોસાએ પોતાનું બોલવું લાગલુંજ બંધ કર્યું. બેદરે તે ડોસીને કહ્યું, "અરે ડોકરી ! તું એટલું રૂદન શા માટે કરે છે ?" તેણીએ ઉત્તર આપ્યો,–"ભાઇ, મારા પુત્રની એક ઘોડી હતી તે કેવળ તમારી ઘોડીની સાથે આબેહુબ મળતી આવે છે. તે ઘોડી હમણાંજ મરણ પામી છે. તે ઘોડી મૃત્યુ પામી છે એમ જો હું જાણતી નહોત તો તમારી ઘોડીજ અમારી છે એમ મને લાગ્યાવિના રહેત નહીં. કારણ, એટલું બધું વિલક્ષણ સરખાપણું તમારી તથા અમારી ઘોડીમાં મને મનરંજન જણાય છે; માટે કૃપા કરીને મારા તથા મારા પુત્રના સમાધાન સારૂ આ તમારી ઘોડી વેચાતી આપો. તમોને આ ઘોડી વેચાતી લેતાં જે પૈસા પડયા હશે તે કરતાં દશ ગણી કિંમત આપવાને હું તૈયાર છું માટે આટલી ભિક્ષા મજ સરખી દુઃખીયારીને આપી સુખી બનાવશો તો તે ઉપકાર હું જન્મોજન્મ વિસરીશ નહીં."

**બેદરે** ઉત્તર આપ્યો,–"માતુશ્રી, તમારી આ હકીકત સાંભળી મને બહુ માઠું લાગે છે. પણ કરૂં શું ? તમારૂં બોલવું મારાથી કબુલ થઇ

શકતું નથી. કારણ મને મારી ઘોડી બિલકુલ વેચવાની નથી." તે ડોસી બોલી,–" રે એમ શું કરો છો ભાઈ, જરા અમારા તરફ દયાની નજરે તો જુઓ! તમે જો મારૂં કહ્યું કબુલશો નહીં તો શોકથી મારો દીકરો અને હું તાત્કાળ મરણ પામીશું, માટે કૃપા કરી બે જીવ બચાવો! અમો કંગાલને કૃપા કરી જીવતદાન આપો! રે જીવતદાન આપો!" બેદર બોલ્યો,–"આવી ઉત્તમ ઘોડીને હું વેચી શકતો નથી. કદાચ જો હું તમારૂં બોલવું માન્ય રાખું તો એક હજાર મ્હોરમાં એક પૈ પણ ઓછી લેવા હું બિલકુલ રાજી નથી. તમારામાં એવડી મોટી રકમ આપવાનું સામર્થ્ય છે શું?" ડોસીએ ઉત્તર આપ્યો,–" તેનું તમારે શું કામ છે? તમે હા પાડો એટલે લાગલીજ તમારી નજર સામે મ્હોરોનો ઢગલો કરી દઈશ!"

બેદરે તે ડોસીનાં ફાટાંટુટાં કપડાં નિહાળી અનુમાન કર્યું કે તે આટલા પૈસા ક્યાંથી લાવી આપશે! તેથી તેણે ફરી કહ્યું,–" વારૂ તમે મારા કહેવા પ્રમાણે કિંમત લાવો અને આ ઘોડી ખુશીથી લઇ જાઓ." તે ડોસીએ લાગલીજ કમરપરથી એક સોનામ્હોરની થેલી કહાડીને બેદરના હાથમાં આપી કહ્યું,–"ઉતરો હેઠા ઘોડીપરથી અને આ પૈસા બરોબર ગણી લ્યો! આ પૈસા જો પુરેપુરા નહીં થશે તો બાકીના એક ક્ષણમાં હું લાવી આપીશ. જુઓ મારૂં ઘર અહીં નજીકમાંજ છે."

બેદરને તે સોનામ્હોરની થેલી જોઇ ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને તે બોલ્યો,–" બાઇ તમે શું ઘેલાં થયાં છો! મેં તો કેવળ તમારી મશ્કરી કરી છે. મારે આ ઘોડી વેચવાનો બિલકુલ વિચાર નથી!" ઉપર કહેલો પેલો ડોસો અદ્યાપિપર્યંત કેવળ મુંગો ઉભો રહ્યો હતો. પરંતુ બેદરનું ઉપરનું ભાષણ સાંભળતાંવાર તે બોલ્યો,–"તમોને આ શહેરનો કાયદો માલુમ હોય એમ લાગતું નથી. આ જગોએ જે ખોટું બોલે છે તેને સરકાર તરફથી ફાંસીની શિક્ષા કરવામાં આવે છે. માટે તમારા ભલાને ખાતર મારે એક ત્રાહિતસાક્ષિ પ્રમાણે કહેવાની ફરજ પડે છે કે તમારી ઘોડી એ ડોસીને સ્વાધિન કરવી પડશે. તેણી તમારા કહેવા પ્રમાણે પૈસા આપે છે તો હવે તમારી શી તકરાર રહી?" પોતે ઉતાવળા થઈ વગર વિચારે ઘોડી વેચાતી આપવા માટે હા પાડી તેને માટે બેદરને ઘણો પસ્તાવો થયો, પરંતુ કરે શું? ઇલાજ શો? પછી મહા દુઃખથી તે ઘોડી ઉપરથી નિચે ઉતર્યો. તે ડોસીએ ઘોડીની લગામ લાગલીજ ઉતારી લીધી અને પાસે એક હોજ હતો તેમાંથી થોડું

પાણી લઇ ઘોડીના મુખપર છાંટી બોલી,–"બેટા, આ પશુ દેહ તજીને તારૂં અસલનું સ્વરૂપ ધારણ કર!" એટલામાં એક ક્ષણની અંદર બેદરની સામે લાવી રાણી પોતાના અસલ રૂપમાં અતિઘણા તીવ્ર ક્રોધથી દાંત કચકચાવતી આવીને ઉભી રહી! પછી કરવું શું? કંપિત બેદર, તેને જોતાંજ ભયભિત થઈ મુર્છા ખાઇને ધરણીપર ઢળી પડવાની તૈયારીમાં હતો, પરંતુ એટલામાં પેલા ડોસાએ તેને પકડી રાખ્યો. ઉપર વર્ણેલી ડોસી લાવી રાણીની સગ્ગી મા થતી હતી. અને તેણીએજ દુષ્ટ લાવીને આટલી જાદુ વિદ્યામાં પ્રવીણ બનાવી હતી. તેણીએ પોતાની કન્યાને પ્રથમ તો પ્રેમાલિંગન આપ્યું અને લાગલીજ મોટા દ્વેષથી કાંઇએક મંત્રોચ્ચાર કરી ત્યાંની ત્યાંજ તેણીએ એક ભયંકર ભવ્ય રાક્ષસણી ઉત્પન્ન કરી. આ રાક્ષસણીએ ઉત્પન્ન થતાંજ મોટી મેઘગર્જના કીધી, બરાડ પાડી ધૂળ ઉરાડી, દાંત કચકચાવ્યા, અને જે કંઇ પાસે હોય તે ખાવાને ધસી, પણ પેહેલે પેલી ડોસીને પગે પડી. તેણીએ આજ્ઞા કીધી તે પ્રમાણે એ રાક્ષસણીએ બેદરને તથા લાવી રાણીને પોતાની ખાંધપર ઉંચકી લીધાં અને એક ક્ષણમાંજ ઇંદ્રજાળપુરીમાં તે જઇ પહોંચી.

"મહારાજ, પ્રાણનાથ" શેહેરાજાદીએ સુલતાન શેહેરીયારને કહ્યું, હવે અહિંયા લાવી રાણીના ક્રોધને માટે આપે અંતરમાં કશો પ્રશ્ન કરવોજ નહીં! તેણી બેદરને ઇચ્છા મુજબ કઠોર શબ્દપ્રહાર કરવા લાગી અને બોલી,–"રડયા દુષ્ટ માનવી! મેં આટલો તને લાડકવાયો બનાવ્યો, તને લાડ લડાવ્યાં, લાળ્યો પાળ્યો તેનો ઉપકાર તેં આવીજ રીતે વાળ્યો કે? કશી ચિંતા નહીં. તારી તથા પેલા દુષ્ટ ડોકરા અબદલ્લાની હું હવે સારી રીતે ખબર લઉં છું!" વધુ નહીં બોલતાં તેણીએ ચાંગળું પાણી હાથમાં લીધું અને બેદરના મુખપર છાંટી તે બોલી,–"દુષ્ટ, આ તારો મનુષ્ય દેહ તજીને તું ઘુવડના સ્વરૂપને પામ." પછી ત્યાં ખોટી શાની? બેદર તાત્કાળ ઘુવડ બની ગયો! લાવી રાણીએ લાગલુંજ પોતાની એક દાસીને ફરમાવ્યું કે આને મજબૂત પીંજરામાં નાંખી કેદી બનાવ અને ખાવા પીવાને કશું આપીશ નહીં!

તે દાસીએ લાવીની આજ્ઞાનુસાર બેદરને પીંજરામાં નાંખ્યો પણ તેણીને તેની દયા આવવાથી તેને ખાવા પીવાનું યથાસ્થિત આપ્યું. તે દાસીને તથા અબદલ્લાને પૂર્વેથીજ સારો સ્નેહભાવ હોવાથી આ બનાવ બની રહ્યો કે તુરત તે ગુપચુપ દાદા અબદલ્લાને ત્યાં ગઇ, ને

**બેદર**ની તમામ હકીકત ગુપ્ત રીતે **અબદલ્લા**ને જણાવી અને **બેદર** તથા તેની સાથે તમારો પણ નાશ કરવાની યોજના **લાવી** રાણીએ યોજી છે માટે તેના નિવારણાર્થે સત્વર ઉપાય લઈ સાવધ રહેવું જોઇએ એમ પણ કહેવાને તે વિસરી નહીં.

આ ખબર સાંભળતાંવાર **અબદલ્લા**એ વિચાર કર્યો કે હવે એ દુષ્ટ રાણીના હાલહવાલ કરી નાંખવા જોઇએ. તેણીને યોગ્ય શિક્ષા થવીજ જોઇએ, તેમ નહિ થશે તો આપણો વિનાશ કર્યા વિના તે રેહેશે નહિ. પછી તે મંત્ર સાધનના પ્રયોગ કરવા લાગ્યો. એટલામાં મંત્ર સામર્થ્યથી એક વિક્રાળ રાક્ષસ,–જેને ચાર પાંખ–જેમાંથી રક્ત વેહેતું હતું, ત્રણ નેત્ર, મોટી દુંદ ને જાડા હોઠ હતા–તે ત્યાં હાજર થઇ હાથ જોડી ઉભો રહ્યો અને કહેવા લાગ્યો "મહારાજ મારા પાલણ કર્તા ! મુજ ત્રાતા, આ ગુલામડા રંકને શી આજ્ઞા છે ?" **અબદલ્લા**એ તેને ફરમાવ્યું, "**પ્રકાશાસૂર**" (જે તેનું નામ હતું) "**ગુલનાર** રાણીના પુત્ર–ઇરાનના રાજા **બેદર** ઉપર મહા કઠીણ પ્રસંગ ગુજર્યો છે; **લાવી** રાણીએ તે બાપડાને વિના અપરાધે ઘુવડ બનાવી દીધો છે; તેનું સંરક્ષણ કરવું જોઇયે, માટે તેણીના દરબારગઢમાં જઇને જે દાસીના કબજામાં તેણીએ તેને સોંપ્યો છે તે દાસીને લઇને ઇરાનની રાજધાનીમાં પહોંચાડી આવ ને દાસીને મારા એટલા સમાચાર કહેજે કે **ગુલનાર** રાણીને તેના પુત્રના કુશળ સમાચાર આપી તેણીના સંરક્ષણ માટે ત્વરિત ઉપાયો લેવા તત્પર કરજે, પરંતુ એમ કહેવા જતાં ખૂબ સંભાળજે ! તે દાસી પાસે ઘણી સંભાળથી જા. નહીંતર વળી કંઇ વિચિત્રજ બનાવ બનશે !" **પ્રકાશાસૂર** તાત્કાળ **લાવી** રાણીના રાજમહેલમાં ગયો અને તે દાસીને શોધી કાઢી **અબદલ્લા**ના સમાચાર જણાવી તેણે તેણીને ખાંધપર ઉચકી ઇરાનની રાજધાનીમાં પહોંચાડી અને **ગુલનાર** રાણી જે સ્થળે બેઠી હતી તે સ્થળે તે દાસીને ક્ષણવારમાં લઇ ગયો. તેણી રાક્ષસની ખાંધપરથી નિચે ઉતરી નિહાળે છે તો ત્યાં રાણી **ગુલનાર** તથા તેની માતુશ્રી **ફરાસી** રાણી બંને મળીને **બેદર**નીજ વાતચીત કરતાં હતાં. તે દાસીએ તેઓને અતિ વિનયથી સપ્રેમ આદર કર્યો અને ત્યાર પછી રાજા **બેદર**ની સઘળી હકીકત તેઓને નિવેદન કરી. **ગુલનાર** રાણીને પોતાના પુત્રના સમાચાર જાણવામાં આવતાં અતિઘણો હર્ષ થયો. તેણીએ લાગલીજ બેઠકપરથી ઉઠીને તે દાસીને દૃઢાલિંગન આપ્યું અને તેણીએ પોતાને ખબર આપવા માટે મહા પ્રયાસ વેઠ્યો તેને

માટે તેણીએ તેનો અપાર આભાર માન્યો. પછી ઇરાનની રાણીએ રંગમેહેલની બહાર આવી **બેદર** રાજા જલદીથીજ પોતાની રાજધાનીમાં પધરાશે એવા પ્રજાને કુશળ વર્ત્તમાન જણાવવા માટે દુંદુભિ, રણુશીંગડાં, ઝાંઝ, પખવાજ વગેરે નાના પ્રકારનાં વાદ્યો વજડાવવાનો મુખ્ય પ્રધાનને હુકમ ફરમાવ્યો. તેણી રંગમેહેલમાં જેવી પાછી આવે છે તેવામાં તેનો પરમ પ્રિય ભાઇ **સાલેહ** રાજા એકાએક ત્યાં આવી પહોચ્યો. જેને **ફરાસી** રાણીએ મંત્ર સામર્થ્યથી ત્યાં તત્ક્ષણે બોલાવી મંગાવ્યો હતો. **ગુલનાર** રાણીએ પોતાના ભાઇને કહ્યું,–"**બેદર** ઇંદ્રજાળપુરીમાં **લાવી** રાણીના હાથમાં સપડાયો છે, માટે હમણાંને હમણાંજ તેને છોડાવવા સારૂ આપણે ત્યાં જવું જોઇએ."

**સાલેહ** રાજાએ તાત્કાળ પોતાની બલાઢય સેના સમુદ્રમાંથી બોલાવી મંગાવી એટલુંજ નહીં પરંતુ પોતાના ઇષ્ટ મિત્રો જે યક્ષ કિન્નરો–તેઓને પણ તેમના સૈન્ય સાથે સહાયાર્થે બોલાવી મંગાવ્યા. તેઓનું સૈન્ય રાજા **સાલેહના** કરતાં પણ ઘણું મોટું હતું. તમામ સૈન્ય એકઠું કરી રાજા **સાલેહ** સર્વેનો મુખ્ય અધિકારી બન્યો. તેમજ **ફરાસી** રાણી, **ગુલનાર** રાણી અને તેની બેહનો પણ ઘણા આનંદથી લડાઇ કરવા સારૂ ચાલી નિકળ્યાં. સૈન્યનો વધારો ઘર્ણિ ધ્રુજાવનારો થયો, તેઓના ચાલવાથી પૃથ્વી આંદોલન કરવા લાગી, ચોબાજુએ ધૂળ ઉડવા લાગી, જ્યાં ત્યાં ત્રાસ વ્યાપી ગયો, નગર ને ગામડાં જે માર્ગમાં આવતાં હતાં તેના લોકો થરથર કાંપવા લાગ્યા, પણ કોઇને પણ પીડા કીધા વગર સેના પૂર જોસમાં આગળ વધી ગઈ. થોડેક ચાલ્યા પછી આ સર્વ સૈન્યે આકાશમાં ઉડવા માંડયું અને લાગલુંજ તે ઇંદ્રજાળપુરીમાં જઈ પહોંચ્યું, અને ક્ષણુવારમાં સર્વેએ મળીને ઇંદ્રજાળપુરીનો સર્વસ્વ નાશ કરી નાંખ્યો. સૈન્યના તુટી પડવાથી **લાવી** રાણીની પ્રજામાં ત્રાસ વર્તાઇ રહ્યો. **લાવી** રાણી, તેની માતા ને તેના બીજા દુષ્ટ સાથીઓનો, પેહેલે ઘણી ઘાતકી રીતે ઈરાની સેનાએ નાશ કીધો.

જે દાસી, **ગુલનાર** રાણીને બેદર રાજાના સમાચાર આપવા આવી હતી તે દાસીને તેણીએ પોતાની સાથે રાખી હતી. તેણીને પ્રથમથી કહી રાખ્યું હતું કે, તારે ફકત ગરદીમાં ત્વરાએ પ્રવેશ કરી માત્ર ઘુવડનું પીંજરૂં મારી પાસે લઇ આવવું. તેણીએ તે પ્રમાણે કર્યું. **ગુલનાર** રાણીના હાથમાં પીંજરૂં આવતાંવાર તેણીએ તે ઉઘાડયું અને તે ઘુવડના અંગ ઉપર પાણી છાંટી તે બોલી,–"બેટા, આ ઘુવડનું સ્વરૂપ તજીને તું તારૂં અસલ મનુષ્યરૂપ ધારણ કર."

પછી તાત્કાળ તે ઘુવડનો નાશ થઇ તેની જગોએ સાક્ષાત્ **બેદર** રાજા ઉભો રહ્યો. **ગુલનાર** રાણીએ પોતાના પ્રિય પુત્રને છાતી સરસો ચાંપ્યો–પ્રેમાલિંગન આપ્યું. તેના નેત્રમાંથી પ્રેમાશ્રુની એકસરખી ધારાઓ ચાલી નિકળી. **ફરાસી** રાણીને પોતાના દૌહિત્રને મળવાની ઘણી ઉત્કંઠા થવાથી તેણીએ **બેદર**ને તેની માતુશ્રી પાસેથી તેડી ચુંબન કીધું. ત્યાર બાદ તેના મામા **સાલેહ** રાજા તથા બીજા ઇષ્ટ મિત્રો પણ અનુક્રમે એક પછી એક મળી અત્યાનંદને પામ્યા. આમ મહેલમાં હર્ષોત્સવ ચાલે છે તેવામાં **ગુલનાર** રાણીએ **અબદલ્લા**નો શોધ કર્યો, કારણ **બેદર**નો શોધ લાગવાનું મુખ્ય કારણ તેજ હતો. **અબદલ્લા** આવ્યા પછી **ગુલનાર** રાણીએ તેને કહ્યું,–"ભાઇ, મારાપર તમારો જે ઉપકાર થયો છે તેનો બદલો કદી પણ વાળી શકાય તેમ નથી. તથાપિ મારા હાથથી તમારી સેવા બજાવી શકાય તેવી હશે તે બજાવવાને હું કદી પણ પછાત પડીશ નહી, માટે તમોને જેનાથી નિત્યની સુખ શાન્તિ પ્રાપ્ત થાય એવું કામ હું શું બજાવું તે કહેવાની કૃપા કરશો એવી આશા રાખું છું. તમે મૂજ રંકને ધનવાન કીધી છે, અંધને નેત્ર આપ્યાં છે, પંગુને પગ આપ્યા છે, ને ઇરાનની ગાદી નિર્વંશ જતી તમેજ બચાવી છે, એ તમારી પરાર્થ બુદ્ધિનાં હું શું વખાણ કરૂં !" **અબદલ્લા**એ પ્રેમથી નમન કરી ઉત્તર આપ્યો,–"મહારાણીશ્રી, જે સ્ત્રીને મેં આપની પાસે મોકલાવેલી હતી તે જો મારા સુખ દુઃખની ભાગિયણ થવાને ખુશી હોય અને બેદર રાજા મને પોતાના દરબારમાં રાખવાનું કબુલ કરે તો બાકી રહેલું આયુષ્ય તેમનીજ સેવામાં ગાળવાની મારી ઇચ્છા છે." તુરતજ રાણીએ તે સ્ત્રી તરફ નિહાળ્યું તો તેણી જરા શરમાયા જેવી જણાઇ અને તે **અબદલ્લા**ના બોલવાને સર્વ પ્રકારે માન્ય રાખે છે એવું તેણીની મુખમુદ્રાપરથી સ્પષ્ટ જણાયું. ત્યારબાદ **ગુલનાર** રાણીએ તે બંનેનાં લગ્ન કીધાં અને કહ્યું કે "તમે બંને સદા આનંદમાં રહો, આ ઘર હવે તમારૂંજ છે. તમારે કોઇપણ વાતની હવે કાળજી રાખવાનું પ્રયોજન નથી."

પછી **બેદર** રાજાએ **ગુલનાર** રાણીને કહ્યું, "માતુશ્રી, આ બંનેનાં લગ્ન થયેલાં જાણી મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે, પરંતુ હજી બીજાં એક લગ્ન કરવાં રહી ગયાંછે માટે તેનો તારે સત્વર વિચાર કરવો ઘટે છે." **બેદર** રાજા શું બોલે છે તે પ્રથમ **ગુલનાર** રાણીના સમજવામાં આવ્યું નહીં. પછી થોડીવાર વિચાર કરીને તેણીએ તેને કહ્યું,–"શું બેટા! તું તારા

પોતાના લગ્ન માટે કહે છે? એતો મારૂં કર્તવ્યજ છે." પછી તેણી **સાલેહ** રાજાના મુખ્ય પ્રધાન તરફ વળીને બોલી,-"જાઓ અને આખી પૃથ્વીમાં ફરીને **બેદર** રાજાને અનુરૂપ એવી દીવ્ય મોહક કન્યા તાત્કાળ લઇ આવો."

**બેદર** રાજાએ કહ્યું,-"માતુશ્રી એટલી બધી ખટપટ કરવાનું કે એટલો પરિશ્રમ લેવાનું કશું પ્રયોજન નથી. તને માલુમજ છે કે **સમરકંદ**ના રાજાની કન્યાની કીર્ત્તિ સાંભળી મેં તેની સાથે માનસિક વિવાહ કર્યો છે. વળી મેં તેણીને નજરોનજર નિહાળી પણ છે અને મારો એવો તો નિશ્ચય થયો છે કે તે શિવાયની સઘળી સ્ત્રીઓ મને મારાં માતુશ્રી પ્રમાણે છે! સ્વરૂપ, જ્ઞાનમાં તેની બરોબરી કરનારી આકાંશ પાતાળ કે પૃથ્વીપર કોઇપણ કન્યા સાંપડવી મહા મુશ્કેલ છે. હવે એટલું ખરૂં છે કે મેં મારો મનોદય તેણીને જણાવતાંવાર તેણીએ મારી સાથે એવા પ્રકારનું વર્તન ચલાવ્યું છે કે મારી જગોએ જો બીજો કોઇ હતે તો તેણીનો તિરસ્કાર કર્યા વિના રહેત નહીં. પરંતુ તેને માટે હું તેણીનો કશો દોષ કાઢતો નથી. કારણ તેણીના પિતાની દુર્દશા થવાનું કારણ હું પોતેજ છું એવું તેના લક્ષમાં આવવાથી પિતૃપ્રેમવશ થયેલી તે બાળાએ એવું વર્તન ચલાવ્યું હશે; તથાપિ હવે હું ધારૂં છું કે **સમરકંદ**ના રાજાએ પોતાનો નિશ્ચય ફેરવ્યો હશે એમ મને લાગે છે અને મારી ખાત્રી છે કે રાજકન્યા **ગ્વાહુર** પણ પિતાની પરવાનગી મળતાંવાર મને વરવાને રાજી થયા વિના રહેશે નહીં."

**ગુલનાર** રાણીએ ઉત્તર આપ્યો,-"એટલુંજ કે? તેમ કરવામાં મારા તરફનો કશો વાંધો નથી. તને જે વાતમાં સંતોષ પ્રાપ્ત થાય તેજ વાત પાર પાડવી એ હું મારૂં કર્તવ્ય સમજું છું." એટલું બોલી તેણીએ **સાલેહ** રાજા તરફ વળીને કહ્યું,-"ભાઇ! હમણાંજ **સમરકંદ**ના રાજાને અત્રે બોલાવી મંગાવ એટલે જણાઇ આવશે કે તેણે પોતાનો દુરાગ્રહ અદ્યાપિ તજ્યો છે કે નહીં." **સમરકંદ**ના રાજાને **સાલેહ** રાજાએ કારાગ્રહમાં કેદી રાખ્યો હતો, તથાપિ તેના દરજ્જાને લાયકનું સન્માન આપવાને તે વિસર્યો નહોતો અને તેના બંદોબસ્ત માટે જે લોકો રાખવામાં આવ્યા હતા તેઓ **સાલેહ** રાજાના હુકમથી **સમરકંદ**ના રાજા સાથે કેવળ હળીમળી ગયા હતા. એટલે રાજાનો **સાલેહ**પર પ્રેમ થયો હતો. પોતાની ભગનીનાં ઉપલાં વચન સાંભળી **સાલેહ** રાજાએ એક થાળીમાં અગ્નિના અંગારા મંગાવ્યા અને તેપર લોબાન નાંખી તુરત મંત્રનો જપ કરવા લાગ્યો. તુરત

ધુમાડો નિકળ્યો ને તે સાથે આખો રાજમેહેલ ધણધણી રહ્યો–તેવામાં એકા-એક ચોકી પહોરાની વચ્ચે **સમરકંદ**નો રાજા ત્યાં આવી ઉભો રહ્યો.

તુરતજ **બેદર** રાજાએ **સમરકંદ**ના રાજાના પગ પાસે મસ્તક નમાવી કહ્યું,–"મહારાજાધિરાજ, આજે કંઇ ઇરાનના રાજા **બેદર** માટે આપની પાસે ત્રાહિત તરીકે રાજા **સાલેહ** આપની કન્યાની માંગણી કરવા આવ્યો નથી, પરંતુ રાજા **બેદર** જાતોજાત આપની પાસે નમ્રતા પૂર્વક કહે છે કે જો આપ મારી વિનતિનો સ્વીકાર નહીં કરો તો દાસ **બેદર** આપની કન્યાના વિરહથી મૃત્યુ પામશે. હું આપની કન્યા સાથે માન-સિક રીતે વરી ચુકયો છું અને તેથી અન્ય કોઇ પણ સ્ત્રી મને પ્રાપ્ત થઇ શકશે નહીં. મારી જીંદગીની અવધ, તમારી પ્રિય કન્યા મારી અર્ધાંગના થવાથીજ લંબાશે."

**સમરકંદ**ના રાજાએ **બેદર** રાજાના મસ્તકપર પોતાનો હસ્ત ફેરવી અતિ મમતાથી કહ્યું,–"બેટા, તું ચિરંજીવ રહે. તારા સરખા પરમ યોગ્ય પુત્રના મરણનો હું કદાપિ કારણભૂત થવાની ઇચ્છા કરી નહીં. હું મારી કન્યા તને સમર્પણ કરૂં છું. તેણીએ આજ સુધી મારી આજ્ઞાનો કદીપણ ભંગ કર્યો નથી અને તેથી મારી ખાત્રી છે કે આ વાતનો તેણી તુરત સ્વીકાર કર્યા વિના રહેશે નહીં." એ સાંભળતાંવાર **સાલેહ** રાજાએ **સમરકંદ**ના રાજાની સાથે આવેલા માણસો પૈકી એકને હુકમ કર્યો કે, સત્વર જાઓ, ને **ગ્વાહુર** જ્યાં હોય ત્યાંથી તેણીને તાબડતોબ અત્રે લઇ આવો."

**ગ્વાહુર** રાજકન્યા તથા **બેદર** રાજાની જે દ્વીપપર મુલાકાત થઇ હતી તેજ દ્વીપમાં તે અદ્યાપિ સુધી રહેતી હતી. ઉપર કહેલા માણસે તેણીને શોધી કાઢીને દાસી સહવર્તમાન અત્રે લાવવામાં બિલકુલ વિલંબ કીધો નહીં. સમરકંદના રાજાએ પોતાની પ્રિય પુત્રીને છાતી સરસી દાબી તેણીનાં મુખચુંબનો લીધાં ને ક્ષણવાર પછી તે બોલ્યો,–"બેહન, મેં તારે માટે અતિ કુળવાન્ ઘર શોધી કાહાડયું છે. અને હું આશા રાખુંછું કે તેની સાથે તારાં લગન કરવાની મેં જે યોજના યોજી છે તેમાં તું તારૂં પુર્ણું અનુમત આપ્યા વિના રહીશ નહીં. ઇરાનના રાજા **બેદર** જેવો સર્વગુણસંપન્ન અને કાન્તિવાન્ કોઈપણ રાજા મળી આવવો મુસ્કેલ છે. પૃથ્વીપરની સઘળી રાજકન્યાઓને તેણે તજી દીધી છે, અને અદ્યાપી પર્યંત તારાપરજ પ્રેમ મમતા રાખીને બેસી રહ્યો છે એટલા માટે મારે તેના મનોરથો

પૂર્ણ કરવાનું માન લેવામાં અત્યારે પછાત પડવું મને બિલકુલ યોગ્ય લાગતું નથી."

ગ્વાહુરે ઉત્તર આપ્યો,–"અહો પુજ્ય પિતાજી ! હું અદ્યાપિ પર્યંત આપની આજ્ઞા વિરૂધ્ધ કદીપણ વર્તિ નથી અને ખાત્રી રાખજો કે હવે પછી પણ વર્તિશ નહિં. જોકે પૂર્વે મેં ઇરાનના મહારાજાનો મહાઘોર અપરાધ કર્યો હતો ખરો, તથાપિ તે કાંઇ જાણીજોઇને કર્યો નથી. તે પ્રસંગજ કંઇ વિલક્ષણ પ્રકારનો હતો, તદપિ હવે આશા રાખુંછું કે મારી ભુંડાઇની તે વાત તેઓ પોતાના મનમાંથી કહાડી નાંખી મને ક્ષમા કરવાને કદી પણ ચુકશે નહિ."

ત્યાર બાદ ઇંદ્રજાળપુરીના રાજમહેલમાંજ રાજા **બેદર** તથા રાજકન્યા **ગ્વાહુર**નાં લગ્ન મોટા ઠાઠમાઠથી કરવામાં આવ્યાં. આ વખતે રાજમહેલ તથા નગર ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યું હતું. લગ્નસમારંભમાં દાસદાસીઓને બેહદ બક્ષિસો આપવામાં આવી. સાત દિવસસુધી ગાન તાનને મોજ શોખ અને અમનચમનનો એક સરખો બહાર ઉઠી રહ્યો હતો. **લાવી** રાણીએ જે લોકોને જનાવર બનાવી દીધા હતા તે સઘળા તેણીના મરણ પછી મંત્ર સામાર્થ્યથી મનુષ્યાવતારમાં આવી ગયેલા હોવાથી તેઓએ પણ અત્યાનંદથી બેદરના લગ્નમાં ભાગ લીધો હતો. તે પૈકી ઘણા ખરા રાજાઓ હોવાથી તેઓએ પોતપોતાનું ચમત્કારીક વૃત્તાંત કહી સંભળાવી સમારંભમાં બેહદ ગમત અને આશ્ચર્ય ઉપજાવ્યું હતું. અને તેઓએ રાજા બેદર, તેની મા તથા રાજા સાલેહ વગેરેનો બેહદ આભાર માન્યો. બેદરના લગ્ન સમારંભની શોભા કેવળ અપ્રતિમ હતી. છેલ્લે રાજા **સાલેહે** **સમરકંદ**ના રાજાને મુક્ત કરી તેની રાજગાદી તેને સ્વાધિન કરી. **બેદર** રાજાના સર્વ મનોરથ પરીપૂર્ણ થયા. પછી રાણી **ગુલનાર**, રાણી **ફરાસી** તથા પોતાની માસીઓને લઈ રાજા **બેદર** પોતાની રાજધાનીમાં ગયો અને કેટલેક દહાડે રાજા **સાલેહ**, ત્યાં આવીને રાણી **ફરાસી** તથા પોતાની બ્હેનને લઇને પોતાના રત્નાગરના રાજ્યમાં ગયો.

"પ્રાણનાથ હવે વધારે શું કહેવરાવવા ઈચ્છો છો?" જેટલા દિવસ અમનચમનમાં ગયા છે ને હવે પછી પણ તેવાજ ચમનમાં જશે એવી ધારણા બાંધી અતિ મંજુલ સ્વરે પોતાના પતિ–પ્રિતમ તરફ પ્રેમ દ્દષ્ટિ લગાવી **શેહેરાજાદી** લટકું કરીને આગળ બોલવા લાગી,–"હૃદયેશ રાજા

બેદર અને રાજકન્યા ગ્વાહુરની વાર્ત્તા આટલેથીજ પરીપૂર્ણ થાય છે. રાજકન્યા ગ્વાહુરે પિતૃપ્રેમાવેશમાં રાજા બેદરનું અપમાન કર્યા છતાં રાજા બેદરનો છેવટ પર્યંત તેના પ્રત્યે એક સરખો અલૌકિક પ્રેમ કાયમ રહ્યો એથી આપને નવાઇ લાગ્યા વિના નહીં રહી હોય, પરંતુ પ્રાણવલ્લભ ! આપ એટલેથી સ્ત્રીની યોગ્યતા પુરૂષ કરતાં ઓછી સમજતા નહીં હોં !" "વારૂ એતો સમજ્યા," **શેહરીયાર** વચ્ચોવચ બોલી ઉઠયો,–"પણ પ્રાણ-વલ્લભે, હું ખરૂં કહું છું કે તારી પ્રત્યેક વાર્ત્તા સાંભળી તેમાં હું એટલો તો તલ્લીન થઇ જાઉં છું કે મને બીજા કોઈપણ કામમાં ચિત્તજ લાગતું નથી. તારૂં ચાતુર્ય ને તારૂં કૌશલ્ય નિહાળી હું પરમ સંતોષ પામું છું. હવે પછી વળી તું કેવી વાર્ત્તા કહી સંભળાવશે તે માટે અત્યારથી મારી લક્ષુતા વધી પડી છે, પરંતુ હમેશનો વખત થઇ જવાથી દિલગીરી સાથે મારે મારા નિત્યક્રમે લાગવું પડે છે." એટલું બોલી સુલતાન મુખમાર્જન કરી નિમાજ પઢવા પધાર્યો.

# આબુ અયુબનો પુત્ર ગનીમ, જેનું ઉપનામ રતિકાંત હતું તેની વાર્ત્તા.

"પ્રાણનાથ," પ્રભાત થતાંજ, **દિનારજાદી**ના ઉઠાડવાથી ઝટપટ ઉઠીને **શેહેરાજાદી**એ વાત શરૂ કરતાં કહ્યું:–પ્રાચીન કાળમાં સીરિયા દેશની રાજધાની **દમાસ્કસ**માં એક વ્યાપારી રહેતો હતો; તેણે પોતાના ડહાપણથી અને ઉદ્યોગથી અનરગળ દોલત સંપાદન કરી હતી અને તેથી તે શેહેરમાં તેનો માન મરતબો અને પ્રતિષ્ઠા સારી હતી. તેનું નામ **આબુ અયુબ** હતું. તેને એક પુત્ર અને એકજ કન્યા હતી. પુત્રનું નામ **ગનીમ** હતું. તે રૂપમાં ઘણોજ સુંદર અને અત્યંત સુશીલ હતો. કાંતિમાં ચંદ્રને લજાવે તેવો ને સદ્ગુણમાં સાક્ષાત્ હાતમ હતો. તેના પિતાએ તેને ઉત્તમ પ્રતિનું શિક્ષણ આપવા સારૂ વિખ્યાત વિદ્વાન શિક્ષકો રાખી તેઓના તરફથી ઉત્તમ પ્રકારનો અભ્યાસ કરાવ્યો હતો. **ગનીમ**ની બેહેનનું નામ

**અલફાલમ** એટલે અંતઃકરણને સંતોષ આપનારી એવું હતું. કારણ તે એટલી તો અલૌકિક રૂપવંતી હતી કે જે જે માણસો તેને નિહાળતા તેઓના મનનું તુરત તે આકર્ષણ કરી લેતી હતી. તે કેવળ અપ્રતિમ લાવણ્યવતિ—અત્યંત મનોહર ને રૂપાળી હતી.

**આબુ અયુબ** મરણ પામ્યો તે વખતે તેની પાસે અનરગળ દોલત હતી. તેની કાપડની વખારમાં જરી તથા રેશમના કાપડની સેંકડો ગાંસડીઓ મોજુદ હતી. તથાપિ તેતો તેના ઐશ્વર્યના પ્રમાણમાં કુછ ગણત્રીમાં નહોતી. એ રેશમ તથા જરીના કાપડની ગાંસડીઓ બાંધીને તૈયાર કરી રાખવામાં આવી હતી અને તે પ્રત્યેક ગાંસડીપર "બગદાદ તરફ રવાના કરવાની" એમ મોટા અક્ષરે લખેલું હતું.

આ વખતે **દમાસ્કસ**માં **સુલેમાન**નો પુત્ર **મહમદ** રાજ કરતો હતો. તેને લોકો **ઝીનબી**ના નામથી પણ ઓળખતા હતા. **મહમદ**, **બગદાદ**ના કાલીફ **હરૂન અલરસીદ**ના કુટુંબનો હોવાથી તેણેજ તેને **સિરિયા**નું રાજ આપી માંડલિક રાજા બનાવ્યો હતો. **આબુ અયુબ** મરણ પામ્યા પછી થોડા દહાડા ગયા બાદ **ગનીમે** એક દહાડો ઘરવ્યવસ્થાના સંબંધમાં પોતાની મા સાથે વાતચીત કરતાં તે બોલ્યો,—"માતુશ્રી, આપણી કાપડની વખારમાં કાપડની જે સો ગાંસડી બાંધીને તૈયાર કરી રાખેલી છે તે શા માટે? અને તેનાપર મોટા મોટા અક્ષરે જે લખ્યું છે તે લખવાની શી મતલબ હશે?" તેણીએ ઉત્તર આપ્યો,—"બેટા, તારા પિતા વ્યાપાર કરવાના ઉદ્દેશે બ્હાર દેશાવરમાં ફરતા હતા. તેઓ હર વખતે જે તરફ જવું હોય તે તરફનું નામ ગાંસડીઓપર લખી સર્વ તૈયારી કરી રાખતા હતા. છેલ્લી તૈયારી તેમની **બગદાદ** તરફ જવાની હતી તેવામાં તેઓને મૃત્યુએ"— એટલું બોલ્યા બાદ તુરત તેણીનું મ્હોડું એકાએક બંધ થઇ ગયું. તેનાં ચક્ષુ સામે તેના પતિની પ્રતિમા ખડી થઇ અને નેત્રોમાંથી એક સરખો શ્રાવણ ને ભાદરવો વેહેવા લાગ્યો ને ડચકીયા ખાવા લાગી.

પોતાની માતાને અપાર દુઃખ ઉપજેલું જાણી **ગનીમ**ને અતિશય માઠું લાગ્યું. કેટલીકવાર તેઓ બંને એક શબ્દ પણ બોલી શક્યાં નહીં. આખરે **ગનીમે** પોતાનો શોક પુરો કર્યો અને માતુશ્રીનું મન જરા સ્વસ્થ થયા બાદ તેણે તેણીને કહ્યું,—"માતુશ્રી, એ ગાંસડીઓ **બગદાદ**માં જઇ વેચી નાંખવાનો મારા પિતાનો ઇરાદો હતો, તો તેમની ઇચ્છા પ્રમાણે હવે હુંજ પોતે ત્યાં ગાંસડીઓ લઈ જવાની તૈયારી કરૂં છું અને મને

લાગે છે કે મારે પ્રવાસે નિકળવાને વિલંબ લગાડવો એ યોગ્ય નથી, કારણ બાંધેલો માલ વધારે વખત રહ્યો તો ખરાબ થયા વિના રહેશે નહીં અને તેથી તેની ધારેલી કિંમત મળવી મુશકેલ થઇ પડશે."

**ગનીમ** ઉપર તેની માતુશ્રીની અપાર મમતા હતી તેથી તે બાળકનો આવો નિશ્ચય જાણી તેણીને બહુ માઠું લાગ્યું. તેણી બોલી,–"બેટા! તું તારા પિતાનો હેતુ પાર પાડે તે ઘણું ઉત્તમ કામ છે, પરંતુ તું હજી અજ્ઞાન બાળક છે, તને વ્યાપારનો કશો અનુભવ નથી અને પ્રવાસમાં ઘણો દુઃખી થઈશ માટે તેને માટે આગળથીજ વિચાર કરી રાખ. હું જન્મથી તે જરા સુધી દુઃખી છું અને વળી તેમાં તું મને તજીને ચાલી જશે તો મને શી રીતે ચ્હેન પડશે વારૂ? સાંભળ પ્રિય પુત્ર, તું મારી અંધાની આંખ છે, તેથી આમ કરવા કરતાં **દમાસ્કસ**નાજ વેપારીને તે માલ વેચી નાંખ એટલે થયું. જોઇએ તો રૂપીઆની જગોએ બાર આના કેમ ઉપજતા નથી. તેમ થયું તોપણ શી અડચણ છે. આપણે ત્યાં એટલું દ્રવ્ય છે કે કાળાંતરે પણ ખુટવાનું નથી."

તેણીએ આ પ્રમાણે ઘણા ઘણા પ્રકારે **ગનીમ**ના મનોદયને સંકોચિત કરવાનો પ્રયત્ન કીધો તથાપિ તેનો મનોનિશ્ચય ડગ્યો નહીં. તેને લાગ્યું કે ચારે તરફ હરીફરીને અનેક પ્રકારની માહીતી મેળવવી એથી આપણને જગતનું વિધવિધ પ્રકારનું જ્ઞાન મળવાનો સંભવ છે. તેથીજ તેની માતુશ્રીએ અનેક પ્રકારે તેમ કરતો અટકાવવાને કલ્પાંત કર્યું–રડી રડીને આંખો સુઝી આવી તથાપિ તેનો કશો ઉપાય ચાલ્યો નહીં. કેટલીકવારે ત્યાંથી **ગનીમ** ગુલામોના બજારમાં ગયો અને ત્યાંથી નિરોગી–રૂષ્ટપુષ્ટ કેટલાક ગુલામો ખરીદી લીધા. સો ઉંટો ભાડે રાખ્યા. શિવાય જે સામાનની અગત્ય હતી તે સર્વ લઇ, **દમાસ્કસ**ના પાંચ છ વ્યાપારીઓ બગદાદ જવા નિકળ્યા હતા તેઓની સાથે **ગનીમે** પણ પોતાનું ઘર તજ્યું.

એ વ્યાપરી લોકો અને ગુલામો વગેરે જે વટેમાર્ગુઓ **ગનીમ**ની સાથે ચાલી નિકળ્યા હતા તેઓ તમામ મોટી સંખ્યામાં એકઠા થયા હતા. તેથી તેઓને બુડીયન જાતના લુટારા લોકોનો કશો ભય રહ્યો નહીં. તેઓને મુસાફરી માત્ર ઘણી દૂરની કરવાની હતી એજ. બાકી બીજી અડચણ ધ્યાનમાં આવવા જોગ રહી નહોતી. માર્ગમાં તેઓ દિનપ્રતિદિન રંગરાગ ઉડાવતા, મંજલ દર મંજલ ચાલ્યા જતા હતા. વાટમાં વાટપાડાઓનો ડર તો ડગલે ડગલે જણાતો, ને કોઇ વણજાર કે વેપારીનો કાફલો

જોતા તો તુરત સાવધ થઇ જતા હતા; પણ છેલ્લે કંઇજ દગો ફિસાદ નહીં થતાં તેઓ બગદાદ શેહેરમાં સુરક્ષિતપણે જઇ પહોંચ્યા; એટલે રસ્તાની સઘળી જંજાળ તેઓ ક્ષણમાં વિસરી ગયા.

તે સર્વે વ્યાપારીઓ શેહેરમાં ભરવસ્તીવાળા પરામાં એક સુંદર ઘર ભાડેથી લઈ તેમાં ઉતર્યા તથા પોતાનો સામાન ત્યાં મૂક્યો. પરંતુ ગનીમને ગડબડમાં રહેવાનું ઠીક નહીં પડવાથી તેણે માત્ર તે જગોએ પોતાનો સામાન રાખ્યો,પણ ખાસ પોતાને રહેવા સારૂ પડોશના જુદા પરામાંજ તેણે એક સુંદર હવેલી ભાડાથી રાખીને તેમાં જઈ રહ્યો. આ હવેલીમાં સઘળા સર સામાનનો ઠાઠ કેવળ અપ્રતિમ ને રાજવંશીને લાયકનો હતો; અને તેને ફરતો એક રમણિય બાગ હતો. બાગમાં નાના પ્રકારના ફુવારાઓ તરેહ-વાર આકારમાં પાણી ઉરાડી રહ્યા હતા તથા અનેક નાનાં મોહોટાં પુષ્પ વૃક્ષો ચિત્તાકર્ષણ કરતાં હતાં. મંદમંદ પવનની લ્હેરો સદાકાળ ત્યાં આવતી હતી, જે મગજને તદન શાંત રાખતી હતી.

બગદાદમાં ઉતરવા વગેરેની સર્વે વ્યવસ્થા થઇ રહ્યા પછી અને મુસાફરીનો થાક-પરિશ્રમ ઉતરી ગયા બાદ ગનીમ એક દહાડો ઉત્તમ પ્રકારનો પોષાક ધારણ કરી શેહેરમાં ગયો. તેણે આ વખતે પોતાની સાથે એક ગુલામ લઇ તેના માથાપર કાપડની એક ગાંસડી તથા નમુના દાખલ કેટલાક કાપડના તાકા તેના હાથમાં આપી બજાર તરફ જવાનો વિચાર કીધો હતો. બગદાદના વ્યાપારી લોકોએ ગનીમનો સારી રીતે આદર સત્કાર કર્યો. વ્યાપારી લોકોના મુખીએ ગનીમની આખી કાપડની ગાંસડી ખરીદી લીધી અને એ ગાંસડીમાં પ્રત્યેક જાતના કાપડપર જે કિંમત લખેલી હતી તે પ્રમાણે તેણે તુરતજ પૈસા ચુકવી આપ્યા. એ મુજબ ગનીમ જેટલો માલ વેચવાને બહાર કહાડતો તેટલો તુરત ખપી જતો હતો, તેટલુંજ નહીં પરંતુ મ્હોંડે માંગ્યા તેના પૈસા પણ ઉપજતા હતા. છેલ્લે સર્વે માલ વેચતાં વેચતાં માત્ર તેની પાસે કાપડની એકજ ગાંસડી વેચવાની બાકી રહી અને તે વેચવા માટે તે બજારમાં ગયો. પરંતુ ત્યાં જઇને જુએ છે તો તમામ દુકાનો બંધ હતી. આ દેખાવથી તેને અતિ આશ્ચર્ય ઉપજ્યું. આખરે તપાસ કરતાં માલુમ પડયું કે ત્યાંનો કોઈ મોટા વ્યાપારી મરણ પામવાથી સર્વ દુકાનો બંધ કરી તમામ વ્યાપારીઓ તેનો પ્રેત સંસ્કાર કરવા માટે ગયેલા છે.

પછી ગનીમે જે જગોએ મરણ અવસરે પ્રાર્થના કરવામાં આવે

છે તે સ્થળે તથા ત્યાંથી પ્રેત દાટવા લઇ જવાની મસીદનો તેણે શોધ કર્યો. તેનો પત્તો લાગતા વાર તેણે પોતાનો માલ પોતાના ગુલામ સાથે પાછો ઘેર નોકલાવી દીધો અને પોતે પરભારોજ મસીદ તરફ ગયો. પ્રાર્થના પુરી થતાં પહેલાંજ તે ત્યાં જઇ પહોંચ્યો. તે જગોએ ચારે તરફ કાળી સાટીન લગાડેલી હતી. પ્રાર્થના પુરી થતાંવાર કબરસ્થાન તરફ પ્રેત લઇને સર્વ લોકોએ ચાલવા માંડયું અને લૌકીકે આવેલા તમામ લોકોની સાથે **ગનીમ** પણ ગયો. **કબરસ્થાન** શેહેરથી ઘણુંજ દૂર હતું અને તે પથ્થરનું બાંધેલું હતું. તેનો આકાર દેવળના ઘુંમટ સરખો હતો. આ કબરસ્થાન મૈયત વ્યાપારીના માણસોને દાટવા માટેજ બંધાવેલું હતું, અને તે જગ્યા ઘણીજ સાંકડી હોવાથી પ્રેતસંસ્કાર ચાલતી વખતે અન્યમાણસોને બેસવા સારૂ તેની જોડમાં સિબિર તાણવામાં આવેલા હતા. સંસ્કાર પુરો થયા પછી કબરની અંદર પ્રેતને મુકવામાં આવ્યું અને પછી કબર ઉપરથી બંધ કરી લીધી. ત્યારબાદ મસીદના ઈમામ અને બીજા ફકીર લોકો એક સિબિરમાં જઇને બેઠા અને તેઓએ પ્રાર્થના-સ્તોત્ર પઢવા માંડયાં; તેમજ પ્રેત સંસ્કારનો જે અધ્યાય કુરાનમાં છે તે પણ છેલ્લે અત્રે અક્ષરે અક્ષર વાંચવામાં આવ્યો. આ ફકીર લોકોની ચારે તરફ લૌકિકે આવેલા તમામ લોકો તથા મરનાર ગૃહસ્થના કુટુંબના માણસો કુંડાળું વળીને બેઠેલા હતા. જેઓ પણ પ્રાર્થનામાં તથા સ્તોત્ર પઢણમાં સામેલ થયા હતા.

આ સર્વે વિધિ પુરો થતાં રાત્રિ પડી. એટલો વખત લાગશે એવું **ગનીમને** મુદ્દલ લાગ્યું નહોતું તેથી તેને ઘણોજ કંટાળો ઉપજ્યો. પછી ત્યાં એકઠા થયેલા લોકોને રીવાજ પ્રમાણે મીઠાઇ વહેંચી આપવામાં આવી. એ નિહાળીને ગનીમને વધારે ત્રાસ ઉપજ્યો. આગળ જતાં તેને એવું માલુમ પડયું કે એ જે તંબુઓ નાંખવામાં આવેલા છે તે લોકોને દિવસનો તાપ ન લાગવાને માટે નહીં, પરંતુ રાત્રીએ તેઓને થંડી ન લાગે તથા ડાંસ મચ્છર ન કરડે એટલા માટે તે તજવીજ કરેલી છે. કારણ તે તમામ લોકો બીજે દહાડે પ્રભાતે શેહેરમાં જવાના હતા. આ વખતે **ગનીમ** મનમાં વિચારવા લાગ્યો,–"હું પરદેશનો અત્રે આવી રહેલો મોટો શ્રીમાન્ વ્યાપારીછું તે કંઈ કોઇથી અણજાણ્યું નથી. અને તેથી મારી ગેર-હાજરી જાણી ચોરટા લોકો મારા ઘરમાં પ્રવેશ કરી મારા તમામ પૈસા લઇ જશે અથવા મારા ગુલામો પણ સઘળો માલ તથા રોકડ નાણું લઇને

નાસી જશે તો તેઓને હું આ અજાણ્યા શેહેરમાં ક્યાં પકડવા જઇશ ?" આવા પ્રકારના વિચારો તેના મનમાં ઉત્પન્ન થવાથી તેણે ઉતાવળે ઉતાવળે મીઠાઈના ચાર કડકા મ્હોંમાં નાંખી કંઇ યુક્તિથી મંડળીમાંથી ઉઠી તે ઘર તરફ ચાલી નિકળ્યો.

પોતાથી બની શકે તેટલી ઘેર જવા માટે ત્વરા કરવામાં તેણે મણા રાખી નહીં, પરંતુ કહેવત છે કે "ઉતાવળું ને આંધળું બરોબર" તે પ્રમાણે **ગનીમે** જેટલી ઉતાવળ કરી તેટલોજ તે આગળ નહીં વધતાં દૈવયોગે પાછળ હઠયો. તે બાપડો અંધારામાં રસ્તો ભુલી ગયો. અહીં તહીં ભટકતો ભટકતો ફાંફાં મારવા લાગ્યો અને આખરે મધ્ય રાત્રીએ શેહેરના એક દરવાજા પાસે જઇ પહોંચ્યો. પરંતુ તે બંધ હતો. આથી તો તે બાપડો વધારે ખિન્ન થયો ને ગભરામણમાં પડયો. તેણે વિચાર્યું કે હવે તો મળસકું થયે દરવાજો ઉઘાડયા બાદ શેહેરમાં જવા શિવાય છુટકો નહીં હોવાથી એટલો વખત શેહેર બહારજ કોઇ સારી જગ્યા શોધી કહાડવાના વિચારમાં તે પડયો. વિશ્રામને યોગ્ય સ્થળ શોધતો શોધતો તે એક કબરસ્થાનમાં જઇ પહોંચ્યો. તે એટલું તો દૂર હતું કે તે જે જગોએ પ્રથમ જઈ આવ્યો હતો તે સ્થળેજ તેનું છેવટ આવતું હતું. **ગનીમ** તે કબરસ્થાનમાં પ્રવેશ કરી થોડાંક પગલાં આગળ ગયો નહીં એટલામાં ચારે તરફ મોટી ભીતોવાળી જગ્યા જોવામાં આવી. તેનું બારણું ઉઘાડું હતું, તેમાં તે દાખલ થયો. અંદર જઈને જુએ છે તો એક તાડનું વૃક્ષ હતું અને તેની નીચે ઉગેલા લીલા ઘાસ વાળી જગ્યા અતિ સુંદર, વિશ્રામ લેવા જોગ હતી. પછી તે ઉપર તે નિદ્રા લેવાના હેતુથી સુતો, પરંતુ તેનો જીવ ઘેર તરફ હોવાથી તેને બિલકુલ નિદ્રા આવી નહીં. તે બાપડો તરેહવાર તરંગોનો ભોગ થઇ પડયો. પોતાની માલમિલકતની કાળજીએ તેના હૃદયને શોકનું સ્થાન બનાવી મુકયું. તે વિચારમાંને વિચારમાં ઉભો થઇ નિ-શ્વાસ નાંખતો અહીંથી તહીં ફરવા લાગ્યો. અને પછી સહેજ બારણું ઉઘાડી જુએ છે તો થોડે દૂર એકાએક અજવાળું થયેલું નજરે પ-ડયું, ને તે અજવાળાને પોતાના તરફ આવતું નિહાળી તે ઘણોજ ભયભિત થઈ થરથર કાંપવા લાગ્યો. લાગલુંજ બારણું તેણે બંધ કર્યું—અંદર જઈ ભોગળ વાસી દીધી અને ત્વરાથી તાડના ઝાડપર ચઢી ગયો. કારણ આ વખતે તાડના વૃક્ષ શિવાય બીજી એવી નિર્ભય જગ્યા તેને જડી નહીં. ત્યાંથી તે સર્વ જોઈ શકે તેમ હતું.

તે જેવો ઝાડની ટોચપર જઈ પહોંચે છે એટલામાં જે પ્રકાશથી તે ભય પામ્યો હતો તે પ્રકાશ સાથે ત્રણ માણસો આવતા નજરે પડયા. તેઓના પોષાક ઉપરથી તેઓ ગુલામો હશે એવું તેણે અનુમાન કર્યું. એ ત્રણ ગુલામોમાંથી એક જણ હાથમાં ફાનસ લઇ આગળ ચાલતો હતો અને બીજા બંનેની ખાંધપર એક લાંબી પેટી હતી-તે તેઓ ઉંચકીને આસ્તે આસ્તે ચાલી દરવાજામાં આવતા હતા. દરવાજામાં આવતાવાર પેલા ફાનસવાળા ગુલામે બહારથી હાથ નાંખી ભોગળ ઉધાડી બારણું ખુલ્લું કર્યું અને પછી તેઓએ તાડ વૃક્ષ આગળ આવીને પેલી પેટી નિચે મુકી પરસ્પર વાતો કરવા લાગ્યા. તે ત્રણમાંથી એકજણ બોલ્યો,-"ભાઇ, જો તમે મારૂં સાંભળશો તો તમોને એક વાત કહી સંભળાવવાનો મારો ઇરાદો છે. આપણે આ પેટી અહીં જેમની તેમ રાખી ગામમાં પાછા જઇએ." બીજો બો-લ્યો,-"અરે એમ કરવાથી આપણી કાલીફાનો હુકમ તોડયો ગણાશે, અને તેને માટે આપણને પાછળથી પસ્તાવું પડશે. તેથી આ પેટી જમીનમાં દાટીને જવું એ વધારે સારૂં છે." તેના બોલવાને બાકીના બંને ગુલામોએ પસંદ કર્યું. તેઓએ પોતાની સાથે કોદાળી પાવડો આણી રાખ્યાં હતાં તેથી તેવડે ખાડો ખોદી તેમાં પેટી મુકી, ઉપરથી માટી નાખી તુરત ત્રણે જણાઓ ચાલતા થયા.

ગનીમે તાડવૃક્ષપર બેઠાં બેઠાં ગુલામોની વાતચીત લક્ષ રાખીને સાં-ભળી હતી. પરંતુ તેમ કરવાનો તેઓનો હેતુ શો હશે તે બાબત બિલકુલ તેના સમજવામાં આવ્યું નહીં. તેને એવું લાગ્યું કે આ પેટીમાં ખચીત દ્રવ્ય હશે અને તે જેઓની પેટી હશે તે માણસે તેને સ્મશાનમાં દાટવાનો હુકમ આપેલો હોવાથી તેનો કોઇપણ પ્રકારનો વિશેષ હેતુ હોવો જોઈએ. માટે એને માટે પોતાના મનની ખાત્રી કરવા સારૂ તે પેટી ખોદી બહાર કહાડી બરોબર તપાસવી જોઇએ. એવી રીતે મનમાં વિચારો આવવાથી તે ગુલામો ઘણે દૂર ગયા બાદ તે વૃક્ષપરથી નીચે ઉતર્યો. અને મહા મેહ-નતથી ખાડો ખોદી તેણે સદરહુ પેટી બહાર કહાડી. એ પેટીને એક મોટું તાળું લગાડેલું હતું. આ વળી એક બીજી નવી અડચણ આવવાથી તેને બહુ બહુ વિચાર આવ્યા. પરંતુ પોતાનો ઉદ્દેષ પાર પાડયા વિના નિરાંતે નહીં બેસવાનો તેનો દ્દઢ નિશ્ચય હોવાથી તેનું ધૈર્ય ખસ્યું નહીં. એ વખતે મળસકું થવા આવેલું હોવાથી અંધારાનો નાશ થવા લાગ્યો હતો.

તેણે આસપાસથી એક મોટો પથરો શોધી કહાડયો અને તેવડે તાળું ભાંગીને પેલી પેટી ઉઘાડી. તેને અગાઉ લાગ્યું હતું કે એ પેટીમાં દ્રવ્ય ભરેલું હશે, પરંતુ તે ઉઘાડતાં વાર **ગનીમ**ની મુખમુદ્રા ભયાશ્ચર્યથી વિલક્ષણ થઇ ગઇ. એ પેટીમાં એક અતિ રૂપવતી તરૂણ સ્ત્રી હતી અને તેથી તેને જોઇને તે અપાર આશ્ચર્ય પામ્યો. તે સુંદરીના મુખડાની પ્રભા ગુલાબના તાજા તોડેલા ફુલ પ્રમાણે જણાતી હતી અને તેણી ધીમે ધીમે શ્વાસોશ્વાસ લેતી હતી. તેપરથી તેણી હજુ જીવતી છે એવી **ગનીમ**ની ખાત્રી થઇ. **ગનીમ**ના મનમાં બે ત્રણ જાતના તેણીને વિષે વિચાર ઉત્પન્ન થયા. તે વિચારવા લાગ્યો કે જો તેણી ઉંઘાયલી છે એમ કહું તો તાળું તોડતી વખતના ધબકારાથી તે જાગૃત થવી જોઇતી હતી, પરંતુ તેવું કંઇજ બન્યું નથી તેથી **ગનીમ** ઘણા ઘોટાળામાં પડયો. એ સ્ત્રીના અંગપર ઉત્તમ પ્રકારનો પોષાક શોભી રહ્યો હતો. તેણીના હાથમાં અને ગળામાં હીરામાણેક અને મોતીના દાગીના તેણીની શોભામાં અપ્રતિમ વૃદ્ધિ કરી રહ્યા હતા. આપરથી **ગનીમ**ની ખાત્રી થઈ કે એ સ્ત્રી કોઇપણ રાજાના રણવાસની સ્ત્રી છે. તેણીનું તે મનોહર સ્વરૂપ નિહાળી તેનામાં લાગલીજ દયા ઉત્પન્ન થઇ એટલુંજ નહીં પરંતુ તેના કરતાં પણ જોરાવર એવો મનોવિકાર તેના પ્રેમાળ હૃદયમાં એકાએક ઉત્પન્ન થયો—તથાપિ એ મનોવિકારના સંબંધમાં તે અદ્યાપિપર્યંત અનભ્યસ્તજ હોવાથી એમ બનવાનું કારણ તે પોતેજ સમજી શકતો નહોતો. **ગનીમે** આખરે ગમે તે પ્રકારે એ સુંદરીને સહાય કરવાનો દૃઢ નિશ્ચય કરી જીવતા જીવત દાટવાને બદલે તેને દુનિયાની હવા વધુ વખત ખવાડવાનો વિચાર કીધો, ને તે માટે તત્પર થયો.

પ્રથમ તેણે દરવાજાનું બારણું બંધ કર્યું, કારણ ગુલામો જતી વખત તે ઉઘાડું રાખી ચાલતા થયા હતા. ત્યાર પછી આસ્તે રહીને પેટીમાંથી પેલી જુવાન સુંદરીને તેણે બહાર કહાડી પોચી જમીનમાં તેણીને સુવાડી અને પેટી પુનઃ ખાડામાં ફેંકી દીધી. તે સ્ત્રીને જમીનપર સુવાડયા પછી તેણીના શરીરપર પવનનું ચલણવલણ થવાથી તેણીએ આરોગ્યસૂચક બે ત્રણ છીંકો ખાધી. અને જ્યારે તેણીએ પોતાનું મસ્તક આ બાજુએથી પેલી બાજુએ ફેરવ્યું ત્યારે તેણીના મ્હોંડામાંથી શરબત સરખો પદાર્થ બહાર નિકળ્યો. આ પદાર્થ પીવાથીજ તેણીનું પેટ ફુલ્યું હશે એવું **ગનીમે** અનુમાન કર્યું. કેટલીકવારે તેણી આળસ મરડી, આંખો ચોળી કંઈ બડબડવા લાગી. તે બોલી,—"અરે કુસુમસુંદરી, કયાં છે ચંદ્રવદની,

અરે લલિતમુખી, બેહેન પ્રિયવદની, વહાલી પ્રિયંવદા, ઓ કુમુદી, કેમ બાઇ કોઈ જવાબજ આપતાં નથી? ક્યાં છો તમો?" (આ તેની છ દાસીઓનાં નામ હતાં તે નામે બોલાવી હતી.) એ તેણીના અમૃત સરખા મધુર મંજુલ મનમોહન શબ્દો સાંભળી ગનીમના મનમાં તેણી દેવલોકની સાક્ષાત્ રત્નપ્રભા છે એવો ભાસ થયો. તેણીના બોલવાનો કોઇએ પ્રત્યુત્તર આપ્યો નહીં તેથી તેણી ઘણું આશ્ચર્ય પામી અને તે અહીં તહીં આમતેમ ડોળા ફેરવી નિહાળવા લાગી. જ્યારે જણાયું કે તે પોતે સ્મશાનભૂમિમાં છે ત્યારે પ્રથમ તો તેણી ઘણી ભયભિત બની ગઈ–તેણી બૂમ મારી ઉઠી "શું સઘળાં મરણ પામેલાં માણસો જીવતાં થયાં? સર્વે કોઇના પાપ પુણ્યનો ન્યાય થવાનો વખત સમીપ આવ્યો કે શું? વાહ! સાંજથી સવાર સુધીમાં કાળનો એટલો બધો ફેરફાર થઇ ગયો કે! મને નથી સમજાતું કે આ કબરસ્થાનમાં, કે જ્યાં મુવેલાંઓજ આવે છે, ને જીવતાં તો નામ સાંભળી કમકમે છે ત્યાં હું શી રીતે આવી?"*

ગનીમ અદ્યાપિ સુધી તેણીની દૃષ્ટિએ પડયો નહોતો. તેણીને એવી રીતે વધારેવાર ગોટાળામાં નહીં રાખવાના હેતુથી ગનીમ તેણીની સમીપ અદબથી આવીને ઉભો રહ્યો અને ઘણી નમ્રતાથી બોલ્યો,–"કુળવંતિ બાઇ, મારા હાથથી આપની થોડી ઘણી ચાકરી થયેલી છે અને તેથી મને જે આનંદ પ્રાપ્ત થયો છે તેનું વર્ણન કરવાને ખરેખર હું કેવળ અશક્ત છું. હું આપને વિશેષમાં એટલું પણ કહું છું કે સાંપ્રત સ્થિતિમાં કંઇ જે આપને મદદની જરૂર લાગશે તે કરવાને હું કેવળ તૈયાર છું."

તે સ્ત્રીનો પોતાનાપર પુર્ણ વિશ્વાસ બેસે, એટલા માટે ગનીમે પ્રથમ પોતાની તમામ હકીકત તેણીને કહી સંભળાવી અને પોતે આ જગોએ કેવી રીતે આવ્યો તથા પેલા ત્રણે ગુલામોએ પેટી કેવી રીતે દાટી વગેરે વૃત્તાંત તેણીને કહી સંભળાવ્યું. તેણીએ ગનીમને નિહાળતાં વાર પોતાના મુખપર બુરખો નાંખી દીધો અને પોતાનાપર ગનીમનો મહદ્ ઉપકાર થયેલો છે એવું જાણી તે બોલી,–"અહો, તમારા સરખા પરોપકારીને મોકલાવી મને મૃત્યુના પંજામાંથી છોડવનારા મહાપિતા

---

* ખ્રિસ્તી તથા ઈસ્લામી ધર્મમતવાળાઓ એમ માને છે કે કયામતનો દિવસ આવશે (રોઝેકયામત) ત્યારે ઈશ્વર સર્વનો ન્યાય કરશે ને તે દિવસે મરણ પામેલાં સઘળાં જીવતાં થશે. જે ઇશ્વરપક્ષના હશે તે સ્વર્ગમાં જશે ને પાપી હશે તે અનંતકાળ નર્કમાં જશે.

પરમેશ્વરની મોટી કૃપા હું સમજું છું. હવે તમોને મારી એટલીજ પ્રાર્થના છે કે આ સત્‌કૃત્યમાં તમોએ હાથ નાંખેલો જ છે તો તેને હવે પુર્ણ રીતે પાર પાડવાને વધારે બળવાન થવું જરૂરનું છે. કૃપા કરીને પ્રથમ એટલું કરો કે ગામમાં જઇ એક ખચ્ચરવાળાને બોલાવી લઇ આવો અને પછી મને પેટીમાં ઘાલી તમારે ઘેર લઇ જાઓ. કારણ જો હું આવી રીતે પગથી ચાલતી આવીશ તો મારો પોષાક સાધારણ સ્ત્રીઓ જેવો નહીં હોવાથી મને લોકો ઓળખી કહાડશે અને તેનું પરીણામ ઘણું ખરાબ આવશે. માટે મારે ગુપ્ત રીતે રહેવું ઘણું અવશ્યનું છે. હું મારી તમામ હકીકત તમોને ઘેર ગયા પછી નિવેદન કરીશ, પરંતુ હાલ એટલુંજ કહું છું કે તમે આજે જેટલો ઉપકાર મારાપર કરેલો છે તે કદી પણ એળે જનારો નથી."

ગનીમે ત્યાંથી જતાં પહેલા પેલી પેટી પુનઃ ખાડામાંથી બહાર કહાડી અને તેમાં ઘાસ નાંખી તેપર તે સ્ત્રીને સુવાડી બંધ કરી લીધી. પરંતુ તેની અંદર શ્વાસ બંધ પડે નહીં માટે તેણે પેટીની ફાટો ઉઘાડી રાખી હતી. બહાર નિકળતાવાર તેણે તે જગાનું બારણું બંધ કરી લીધું. પછી તે શેહેરના દરવાજા પાસે ગયો અને ત્યાંથી લાગલોજ એક ખચ્ચરવાળાને લઇ તે પાછો ફર્યો. પેટી ખચ્ચરપર ચઢાવવા માટે તેણે ખચ્ચરવાળાને મદદ કરી અને તેને કોઈપણ પ્રકારનો સંશય ન આવે માટે કહ્યું કે, કાલ રાત્રિયે અમોને અત્રે આવતાં ઘણી રાત નિકળી ગઈને જે ખચ્ચરવાળાએ આ પેટી આણેલી હતી તેને ઘેરે જવાની ઘણી ઉતાવળ હોવાથી તે અમને મુકીને ચાલતો થયો હતો. ભાઇ, સારૂં થયું કે તું હાથ લાગ્યો. હું તને રાજી કરીશ; તારા ખચ્ચરને જલદી ચલાવ."

ગનીમ બગદાદ શેહેરમાં આવ્યા પછી પોતાના ધંધારોજગારમાં એક સરખો ઉદ્યોગે લાગી રહ્યો હતો અને અદ્યાપિ પર્યંત પ્રેમ એટલે શું તે તેના મુદ્દલ સમજવામાં આવ્યું નહોતું. પ્રેમના સંબંધે આ તેનો પેહેલોજ પ્રસંગ હતો તેથી આ તરૂણીને નિહાળી તે કેવળ પ્રેમઘેલો બની ગયો. તે ખચ્ચરવાળાની પાછળ પાછળ ચાલતાં તેના મનમાં નાના પ્રકારના વિચારો આવવા લાગ્યા. તેની મનોવૃત્તિ ડગમગવા લાગી. અને રસ્તામાં કંઈ દગોફટકો થઇ આપણને જે અલભ્ય લાભ થયો છે, તે કદાચ કોઇ બળાત્કારે લઇ જશે તો પછી કેમ કરશું એવા તરંગથી તેનું વદન શોકયુક્ત માલુમ પડતું હતું. મનમાંને મનમાં તેણે હજારો પ્રશ્નો કીધા કે એ સ્ત્રી

કોણ, ક્યાંથી આવી, કેમ જીવતી દટાઇ, તે મને કંઇજ માલમ નથી. પોતાના મનની એવી ચમત્કારીક સ્થિતિનું અવલોકન કરતાં જણાયું કે આપણે હવે મોહબાણના પાશમાં સપડાયા છીએ તેમાં કશો સંશય નથી. એ પેટી સુરક્ષિતપણે ઘેર પહોંચ્યા વિના તેના જીવને શાંતિ નહોતી. ઘેર પહોંચતાંવાર તેણે તે ખચ્ચરવાળાને ભાડાના પૈસા ચુકાવી આપી વિદાય કર્યો. અને એક ગુલામને દરવાજો બંધકરવાની આજ્ઞા આપી. બે ગુલામ પાસે પેટી ઓરડામાં ઉંચકાવી લઇ ગયો, અંદર જઇ તે પેટી ઉઘાડી અને તે મનોરમે-મનોહરીને હાથનો ટેકો આપી બહાર કહાડી. પછી ત્યાંથી તે તેણીને પોતાના દીવાનખાનામાં લઈ ગયો, અને વિનયથી બોલ્યો,–"તમોને આ પેટીની સંકોચિત જગ્યાથી ઘણો ત્રાસ ઉપજ્યો હશે અને તેનાથી મારૂં મન અતિશય દુખાયું છે, પણ ઉપાય નહી ત્યાં કરવું શું ?" તે ફુટડી **તીલોતમા**એ પ્રત્યુત્તર આપ્યો,–"તમોએ મારે માટે જે તસ્દી લીધી છે તેને માટે તથા મહા સંકટમાંથી પાર પડવાને લીધે મને તેનું કશું લાગતું નથી."

**ગનીમ**ના દીવાનખાનામાં જો કે સર્વ પ્રકારનો શ્રીમંતાઇનો ઠાઠ હતો તથાપિ તે ભુવનસુંદરીએ તેના તરફ વધારે લક્ષ આપ્યું નહી. પરંતુ પોતાના પ્રાણદાતાની તેજપુંજ મુર્ત્તિ, તેની સુશિળતા અને સભ્યપણાની ચાલચલગત તરફ તેણીનું લક્ષ એક સરખું લાગી રહ્યું હતું, અને તેથી તેના વિષે તેણીના નિર્મળ અંતઃકરણમાં પુજ્યભાવ ઉત્પન્ન થયો. તેણી એક કોચપર બેઠી અને **ગનીમે** પોતાનાપર જે મહદ્ ઉપકાર કર્યો તે પોતાથી કંઇ અજાણ્યું નથી એવું બતાવવા માટે તેણીએ પોતાના મ્હોંપરનો બુરખો કહાડી નાંખ્યો. આપરથી **ગનીમ**ને અત્યાનંદ પ્રાપ્ત થયો અને લાગલીજ તેના મનમાં તેણીના વિષે આસક્તિ ઉત્પન્ન થઈ. તેને લાગ્યું કે આપણો ગમે તેટલો ઉપકાર તેણીનાપર થયલો છે તથાપિ તેણીએ આપણને પોતાનું મુખદર્શન કરાવ્યું જેથી તેનો બદલો આટલેથીજ વળી ગયો છે.

**ગનીમ**ની મનોવૃત્તિ તેણી તુરત સમજી ગઇ, પરંતુ તેની વર્ત્તણુક ઘણીજ વિનયવાળી હોવાથી તેનું તેને કશું ભય લાગ્યું નહી. તેણીને ભુખ લાગી છે એવું સમજી તે પોતે એક ગુલામને સાથે લઇ પકવાનવાળાની દુકાને ગયો; અને ઉત્તમ પ્રકારના નાના પદાર્થો તેણે વેચાતા લીધા. ત્યાંથી આગળ ચાલી માળીની દુકાને જઇ પુષ્પો તથા મેવાવાળાની દુકાનેથી ફળ ખરીદ્યાં. અત્તરીયાની દુકાનેથી ઉચું અત્તર લીધું, ને તંબોળાની

દુકાનેથી સફેત ચન્ની જેવાં પાન, સોપારી તથા લવિંગ એલચી લઇ લીધાં. તેજ પ્રમાણે ઉંચા પ્રકારનું મદ્ય પણ લેવાને તે વિસરી ગયો નહીં. અર્થાત્ અમીરી માણસોની યોગ્યતા પ્રમાણે સર્વ પદાર્થ લઇને તે જલદીથી પાછો ઘેર આવ્યો.

ઘેર આવ્યા બાદ તેણે પોતાને હાથે તે સર્વ પદાર્થ રકાબીમાં મુકયા અને તે ભુવનસુંદરીના સન્મુખ મુકી બોલ્યો,-"ભોજનની તૈયારી થાય ત્યાં સુધી થોડો નાસ્તો કરી લેશો તો વધારે સારૂં;" એમ બોલીને તે તેણીની સામે ઉભો રહ્યો. તે સુંદરીએ કહ્યું,-"જો આપ મારી સાથે નાસ્તો લેવા બેસશો નહીં તો હું તેને એક આંગળી સુધ્ધાં અડકાડીશ નહીં." તેણી એટલું બોલતાંવાર **ગનીમ** પણ તેની સાથે નાસ્તો કરવા બેઠો. નાસ્તો કરતાં કરતાં તે સ્ત્રીના પાસે પડેલા બુરખાપર **ગનીમ**ની દૃષ્ટિ ગઈ. એ બુરખાપર સોનેરી અક્ષરો લખેલા હોવાથી **ગનીમે** તેણીને પુછયું,-"આનાપર આ શું લખ્યું છે વારૂ ?" તેણીએ એ બુરખો તેના હાથમાં આપ્યો. તે બોલી,-"તમોને વાંચતાં આવડે છે કે?" **ગનીમે** મંજુળ સ્વરે કહ્યું,-"જેટલા વ્યાપારીઓ હોય છે તેઓને લખતાં વાંચતાં આવડવુંજ જોઇએ; તેના વગર ચાલેજ નહીં." તે સ્ત્રીએ કહ્યું,--"વારૂ ત્યારે, આપર શું લખેલું છે તે વાંચો; એટલે હું મારૂં તમામ વૃત્તાંત તમોને કહી સંભળાવીશ."

ગનીમે તે બુરખાપરનું લખેલું વાંચી સંભળાવ્યું. તેનો અર્થ એવો હતો કે, "હે પેગંબરના કાકાના વંશના, હું તારીછું અને તું મારો છે." આ પેગમ્બરના કાકાનો વંશ એટલે બગદાદનો કાલીફ **હરૂન અલ-રસીદ**જ હતો. જે આકાશમાંથી **મહમદ**ના વંશ તરીકે ઉતરી આવ્યો હતો.

ગ**નીમે** ઉપર પ્રમાણે શુદ્ધ વાંચતા વાર દુઃખનો નિશ્વાસ નાંખ્યો ને પછી બોલ્યો,-"બાઈ સાહેબ! તમારા જીવનું મેં સંરક્ષણ કર્યું ખરૂં, પરંતુ હમણા મેં જે શબ્દો વાંચ્યા તે મને કેવળ મૃત્યુ પ્રમાણે ભાસે છે; અને હવે પછી શી ભાંજગડ થશે તે હું મુદ્દલ સમજી શકતો નથી. તથાપિ આ ઉપરથી મારા જેવા દુર્દૈવી પ્રાણી આ જગતમાં કોઈજ નહીં હશે એમ મને લાગે છે. કુળવાનબાઇ, હું આપની સાથે આટલો બધો છુટથી બોલુંછું માટે ક્ષમા કરશો સત્ય કહુંછું કે આપ પ્રથમ મારી દૃષ્ટિએ પડતાંજ આપના દીવ્ય રૂપથી હું કેવળ મોહીત થઇ ગયોછું; અને આપના મનનું આકર્ષણ કરવાની પણ મુદ્દલ શક્તિ રહી નથી. મારા હાથથી

આપના પ્રત્યે જે ધીરજવાળું કૃત્ય બન્યું છે તેનું કારણ માત્ર મારામાં ઉત્પન્ન થયલી અપૂર્વવૃત્તિ શિવાય બીજું કશું નથી. તમારી સાથે મર્યાદાથી વર્ત્તિ, તમારી યોગ્ય બરદાસ્ત રાખી હજાર પ્રકારે તમારૂં લક્ષ મારા પ્રત્યે લગાડવાનો મારો હેતુ હતો. પરંતુ એ મારા મનના મનોરથો રસાતાળ ગયા છે! ખરેખર માહારાપર દુઃખનો ડુંગર તુટી પડયો તેમાં કશો શક નથી! હવે મને તેમાંથી બચવાની બિલકુલ આશા રહી નથી. ભલે જે થવાનું હોય તે થાય, પરંતુ હું તમોને કહું છું કે આ દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી મારૂં અંતઃકરણ તો તમારામાંજ વસેલું રહેશે; ને આમ તમારા તરફજ મારી વૃત્તિ રહેલી હોય ને મૃત્યુ આવ્યું તો હું પોતાને મોટો ભાગ્યશાળ માનીશ. તમારી મૂર્ત્તિનાં દર્શન થવાથી મારા મનમાં ઘણા ઘણા વિચાર આવ્યા છે, તે શાંત પાડવાનો હવે કોઇ પણ ઈલાજ નથી. મને તરવારથી મરવું એ સેહેલું લાગે છે, ભાલાથી વિંધાવું એ આનંદ પમાડનારૂં લાગે છે, વિખ ખાઇને મરવામાં વૈભવ મળેલો સમજું છું, જળવાસ કરવો એ જમના પાસથી છુટવાની ક્રિયા સમજુંછું, પણ તમારા વિરહથી મરવું! હાય! મારી શી અવદશા! વારૂ હવે કહો જોઇયે કૃપા કરીને તમે તમારી સઘળી હકીકત, મને મારૂં દુર્દૈવ કયાં સુધી છેતરે છે તે એકવાર મેહેરબાની કરી જાણવા દો. મારા આ બોલવાથી કંઇ અપમાન થયું હોય તો હે મિનોહીઝહાનવાસી પરી મને માફ કરજે."

ઉપર પ્રમાણે બોલતાં બોલતાં **ગનીમ**નાં ચક્ષુઓમાંથી એવી તો તીક્ષ્ણ અશ્રુધારા ચાલવા લાગી કે તે નિહાળી પેલી તરૂણીને ઘણું દુઃખ ઉપજ્યું. તેણીને **ગનીમ**ના બોલવાનો બિલકુલ ગુસ્સો ઉપજ્યો નહી, પરંતુ ઉલટો તેથી તેણીના મનમાં એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થયો. કારણ તેણીના મનમાં પણ તેના વિષે પ્રેમના અંકુરો ફુટી ચુકયા હતા. પણ તેણીએ તે મનના મનમાંજ દબાવી રાખ્યા. ખુલ્લી રીતે મનની ઇચ્છા તેણીએ પ્રદર્શિત કરી નહીં. તેણીએ **ગનીમ**ને એવું બતાવ્યું કે તેણીએ જાણે તેના બોલવાપર મુદ્દલ લક્ષ આપ્યુંજ નથી! **ગનીમ**ને કેટલાક પ્રકારે શાંતિ પમાડવા પોતાનું મનોહર મુખડું સ્મિત હાસ્યવાળું કીધું ને પછી બોલી,-"મને માલુમ નહોતું કે મારા મ્હોંપરથી બુરખો કહાડવાને લીધે તમારી આવી સ્થિતિ થશે. કારણ જો એમ હું જાણતી હતે તો મ્હોંપરથી બુરખો મેં કદી કાઢતેજ નહોત. વારૂ પણ હવે હું મારી જે હકીકત તમોને કહી સંભળાવનાર છું તેનાથી તમે કહો છો તેવી તમારી દુઃખકારક સ્થિતિ પ્રાપ્ત થશે એમ મને બિલ-

ફુલ લાગતું નથી." એટલું બોલી તેણીએ પોતાની હકીકત કહી સંભળાવવાનો પ્રારંભ કર્યો. તે બોલી,-

"તમારે પ્રથમ તો આ જાણવું જોઈયે કે મારૂં નામ **ફતિમા** અર્થાત **સંતાપસજની** છે. આ નામ મારા જન્મતા સાથેજ આપવામાં આવ્યું હતું, કેમકે મારા જન્મની સાથેજ કંઇક તેવા ઉત્પાતજન્ય બનાવો આ પૃથ્વીપર બન્યા હતા એમ કેહેવાય છે. તું જાણે છે કે તારો ને મારો અધિપ કાલીફ **હરૂન** છે તેણે આ નામ પાડયું હતું, ને તે કોઇથી પણ ના પાડી શકાયું નહિ. હું જ્યારે નહાની હતી ત્યારે મને **કાલીફ**ના રાજમહેલમાં લઇ જવામાં આવી. ત્યાંજ હું નાનીથી મોટી થઇ છું. ત્યાં આવા પ્રકારની ઘણી સ્ત્રીઓ રાખેલી હોય છે. તે તમામ સ્ત્રીઓની પેઠે મારી પણ ત્યાં ઉત્તમ પ્રકારની બરદાસ્ત રાખવામાં આવતી હતી. મને જે જે શિખવવામાં આવ્યું તેમાં હું પ્રવિણ-અતિ હોશિયાર નિવડવાથી તથા સ્વરૂપ સૌંદર્યમાં હું સર્વ કરતાં વધારે આગળ પડતી હોવાથી **કાલીફ**ને હું વધારે પ્રિય થઇ પડી. તેણે મને પોતાના ખાસ મેહેલની જોડેનો મેહેલ રહેવાને આપ્યો. તે એટલુંજ કરીને રહ્યો નહીં, પરંતુ મારી તેહેનાતમાં વીશ લોંડી અને વીશ ખોજાઓ આપ્યા. અને નાના પ્રકારના અલંકાર અને આભુષણની તો રેલછેલ કરી મુકી. ખરૂં કહું તો હું એકાદ રાજાની રાણી કરતાં પણ વધારે શ્રીમાન્ થઇ બેઠી. આ મારૂં ઐશ્વર્ય **કાલીફ**ની સ્ત્રી **જુબેદી**થી જોઈ શકાયું નહીં. પરંતુ ખરૂં કહુંછ કે મારે લીધે **જુબેદી** તરફ **કાલીફ**નું મુદ્દલ દુર્લક્ષ થયું નહોતું. અને તેમ છતાં વિના કારણે તેણી મારા સત્યાનાશમાં પ્રવૃત્ત થઇ હતી. તેણી મને પોતાની શોક ગણુવા લાગી, ને મને સંતાપી પોતાનું સારૂં કરવા તૈયાર થઈ.

"આજ પર્યંત તેણીએ મને ફાંસામાં નાખવા માટે અનેક પ્રયત્નો કર્યા, પણ તે વ્યર્થ ગયા. તથાપિ આ આખરના પ્રયત્ને હું તેના હાથમાં સજડ સપડાઇ. અને સુભાગ્યે કરીને આ પ્રસંગે તમે ત્યાં હાજર હતા તેથીજ હું બચી, નહીંતર મારી શાંતિપુષ્ટિ-ધડોલાડવો થવામાં બિલકુલ બાકી રહી નહોતી. તેણીએ મારી દાસી પૈકી એકને વશ કરી લઇ, મેં કાલ રાત્રીએ જે લીંબુનું સરબત પીધું તેમાં તેણીના તરફથી મને બેશુદ્ધ કરવાનું ઔષધ પાયું હશે એમ મને સંશય જાય છે. આ ઔષધનો એવો ગુણ છે કે તે માણસના પેટમાં ગયું હોય તો તે મરણ પામ્યું

છે કે જીવતું તે બિલકુલ જાણવામાં આવતું નથી. અને તે ઔષધનો ચડેલો અમલ બે ત્રણ પ્રહર ઉતરતો નથી. આથી એ ઔષધ જેને આપવામા આવે તે બાપડાની આવરદાના પુરા દહાડા થયા વિના રહેતા નથી. મને આ પ્રકારનો અંદેશો આવવાનું કારણ એજ કે મારી નિદ્રા ઘણી ખરાબ છે! જરાકે ચું કે ચાં થયું કે તુરત હું જાગૃત થયા વિના રહેતી નથી. તેમાં આવી અઘોર નિદ્રા આવે એ સંભવજ નથી.

"થોડા દહાડા પેહેલાં એવું થયું કે કેટલાક રાજાઓએ એકત્ર મળી કાલીફનાપર સ્વારી કરવાનો વિચાર કર્યો આ સમાચાર કાલીફના જાણવામાં આવતા વાર મોટું સૈન્ય લઇ તે તેને પારિપત્ય કરવા માટે તેઓના રાજ્ય તરફ ગયો છે. આથી જુબૈદીને પોતાનો હેતુ પાર પાડવાની ઉત્તમ તક મળી. અને ખરેખર જો કે તેણી હમેશાં મારા પ્રત્યે આંખમાં ખુનસ ભરીને નિહાળતી નથી, તથાપિ કાલીફની ગેરહાજરી શિવાય કદીપણ આવો વખત આવત નહીં. કાલીફની હાજરીમાં મારા જીવનું જોખમ કરવાનું અતિ ભયભરેલું સાહસ કરવાને તે કદિપણ ધૈર્યવાન થઈ શકતે નહીં. આ કૃત્ય કાલીફના જાણવામાં ન આવે એવી તેણીયે કોણ જાણે હવે શી યુક્તિ કરી હશે તે પ્રભુ જાણે! પણ હું કહું છું કે અહીંયાં એ વાત ત્રીજા માણસના કાનપર જાય નહિ તેથી સાવધ થવું જોઇયે. કાલીફ જ્યાં સુધી આ શેહેરમાં નથી ત્યાં સુધી હું તમારા ઘરમાં છું એવી વાત જો બહાર જશે તો તમારો અને સાથે લાગો મારો પ્રાણઘાત થયા વિના રહેશે નહીં, કારણ મારૂં પ્રાણરક્ષણ તમે કરનાર છો એવી વાત જુબૈદીના જાણવામાં આવશે તો તેણી ખચીત તમોને મોટું નુકસાન કરશે.

"કાલીફ અત્રે આવ્યા બાદ મને વધારે ભય રાખવાની મુદ્દલ દરકાર રહેશે નહીં. હું ગમે તેવી યુક્તિ કરીને મારી બનેલી હકીકત તેને જણાવીશ અને મારી પકી ખાત્રી છે કે મને કેવળ મૃત્યુના મુખમાંથી બહાર ક્હાડી તમે જીવતદાન આપ્યું છે એટલુંજ નહિ પણ પાછી કાલીફની દૃષ્ટીએ પાડી તેથી તે જરૂર બાજરૂર અત્યાનંદ પામી તમારો આભાર માન્યા વિના રહેશે નહીં."

આ પ્રમાણે ફાતિમા, કાલીફ હરૂનની પ્રિયાએ આ પોતાનું બોલવું પુરૂં કરી રહ્યા બાદ ગનીમે કહ્યું,–"કુલીન બાઇ! તમે મને તમારૂં વૃત્તાંત કૃપા કરીને કહી સંભળાવ્યું તેથી હું ઘણોજ તમારો આભારી છું. તમે બેલાશક અત્રે નિશ્ચંત રહો. આ વાત ગુપ્ત રાખવાને માટે મને



મનિમની મા બેહેનની હુજ્જતી કરે છે. (પૃ. ૨૫૦)

પણ ઘણી ખબરદારી રાખવાની અગત્ય છે એવું તમેજ હ્ગાણા બોલા બતાવ્યું હતું તો હવે મને વધારે બોલવાની કશી જરૂર રહી નથી. મારા જે ગુલામો છે તેને માટે જો પુછતાં હો તો હું સ્પષ્ટ કહીશ કે તેમના ઉપર મારો બિલકુલ વિશ્વાસ નથી. તમે મને કયાંથી અને કયા પ્રકારે મળ્યાં એ જો તેઓના જાણવામાં આવશે તો તેઓ કદાચ ઉલટા મને વળગી પડશે. તેથી તે વાત તેઓના જાણવામાં આવે તેવો બિલકુલ સંભવ નથી અને આ વાત તરફ તેઓનું કદીપણ લક્ષ જાય એમ મને લાગતું એ નથી. પૈસે ટકે જે લોકો સુખી હોય છે તેઓ દાસી રાખે છે એ વાત આપણામાં જગપ્રસિદ્ધ છે, તેથી તમોને નિહાળી તેઓને લાગશે કે આ એક દાસી વેચાતી આણેલી છે. હું તમોને અત્રે ગુપ્ત રીતે લઈ આવ્યો તેનું કારણ કંઇ જુદુંજ હશે એમ સમજીને તેઓ મુંગામુંગા બેસી રહેશે. સારાંશ, એના સંબંધમાં તમારે મુદ્દલ કાળજી કરવાનું પ્રયોજન નથી. અને આપણામાં સર્વપુજ્ય જે મહારાજાધિરાજ **કાલીફ**, તેના મેહેલની પ્રિયાંગનાને જે યોગ્ય અને માન મરતબાને લાયક બંદોબસ્ત–બરદાસ્તથી રાખીંશકાય તે પ્રમાણે જો તમે અત્રે રહેશો, તો તેમાં લેશ માત્ર ખામી આ- વશે નહીં. નામદાર **કાલીફ** ગમે તેવો વિખ્યાત મહારાજા છે, તથાપિ હું કસમ લઇને કહું છું કે મેં મારૂં અંતઃકરણ તમોને સમર્પણ કર્યું તે કર્યુંજ! તેમાં હવે લેશમાત્ર મિનમેખ થવાનોજ નહીં. હવે તે કદાપિ ફરી શકશે નહીં. એ તો વિધાતાના લેખ વજ્રસમ લખાઇ ચુકયા છે. જો કે 'ધણીનું પગરખું ચાકરને પોતાના પગમાં પહેરવું ઉપ- યોગનું નથી અને જો તે પહેરે તો તેથી ધણીનું અપમાન થાય છે,' તે હું સારી રીતે સમજું છું, તદપિ હું તમને કાળાંતરે પણ વિસરી જઇશ નહીં. તથાપિ હાલની વાત કંઇ નિરાળા પ્રકારનીજ છે. તમે **કાલીફ** પાસે છો એ વાત જાણતાં પહેલાંજ તમારાપર મારી આસકિત બેઠેલી છે અને તેનો નાશ કર- વો મારા હાથમાં રહ્યો નથી. તમારાપર મારો જે પ્રેમ જડાયો છે તેના અંકુરો ભલે અત્યારે કુમળા–નાહ્‌ના રહ્યા છે, પરંતુ તે તીક્ષ્ણ અને મુળ- માંથીજ રૂષ્ટપુષ્ટ હોવાથી પ્રતિદિન વધારે દ્રઢ થતા જાય છે. હવે તમારો પ્રિયકર જે મહાપ્રતાપી અને ભાગ્યશાળી **કાલીફ** તે **જુબૈદી**ને તેણીના દુષ્ટ કૃત્યનું શાસન આપી તમોને પોતાના આશરામાં લેશે અને તેમ થાય તેવી મારી ઈચ્છા છે, પરંતુ તેમ થવાથી તમોને પોતાના પ્રાણની સર્વાધિકા- રીણી માનનાર ગરીબ **ગનીમ**ને તમે વિસરતાં નહિ. **કાલીફ** ગમે તેટલે,

ધનાઢય હોય, ગમે તેવો બળાઢય હોય, તથાપિ મારૂં વિસ્મરણ કરાવવાનું સામર્થ્ય તેના હાથમાં નથી એવી મારી પક્કી ખાત્રી છે. તેનો તમારાપર ગમે તેવો દૃઢ પ્રેમ હશે તોપણ ખાત્રીથી કહું છું કે તે પ્રેમ મારા કરતાં પ્રમાણમાં ઘણોજ થોડોજ હશે. અને દુર્દૈવે કરીને મને આ સાંપડેલું રત્ન મારાથી વેગળું થશે–હું તેને ગુમાવીશ કિંવા મારી પાસેથી કોઈ છીનવી લેશે તો તેના અત્યંત દુઃખથી હું પૃથ્વીના પડપર ગમે ત્યાં ભટકતો ફરીશ તથાપિ તે રત્ન–અમુલ્ય રત્ન–મારી હૃદયહારીણી માટે મારો અંતરાત્મા સદા ટળવળતો રહયા કરશે ! છતાં કુશળ સમાચાર ઇચ્છીશ !"

**ફાતિમા**ના લક્ષમાં આવ્યું કે **ગનીમ**ના મનમાં અપાર કલેશ ઉત્પન્ન થયો છે અને તેથી તેણીને પણ બહુજ માઠું લાગ્યું. તેણીને લાગ્યું કે હવે આ વિષયના સંબંધે વધારે બોલવું યોગ્ય નથી–બીજું આપણા મનમાં આ વિષે શું શું છે તે બોલવાના આવેશમાં આપણા મુખમાંથી કદાચ એવા પ્રકારનું કંઇ બોલી દેવાશે તો એને વજ્રઘાત જેવું થઇ પડશે અને તેમ થવાથી આપણો જીવ પણ ઠેકાણે બેસશે નહીં–એટલા માટેજ તેણીએ તેને કહ્યું,–"હમણા જે કંઇ આપણું પરસ્પર બોલવું થયું તે ઉપરથી તમારા મનની કંઈ વિલક્ષણ સ્થિતિ થયેલી મારા જોવામાં આવે છે, માટે આ વાત એક બાજુપર મુકી કંઇ બીજીજ વાતોએ વળગીએ તો વધારે સારૂં."

એટલામાં બારણું કોઇએ ખખડાવ્યું અને તેથી આપોઆપજ તેઓનું બોલવું બંધ થયું. **ગનીમ** ત્યાંથી ઉઠયો અને કોણ છે તેની ચોકસી કરતાં માલમ પડયું કે જમવાની તૈયારી થવાથી તેની વરદી આપવા માટે ગુલામ આવ્યો હતો. જ્યાં **ફાતિમા** હોય ત્યાં **ગનીમ** પોતાના ગુલામનો બિલકુલ પ્રવેશ થવા દેતો નહોતો. અને એટલાજ માટે **ગનીમે** એના ભોજનના ખુમચાઓ પીરસીને મંગાવી લીધા. તે આવતાંવાર પોતે જાતે અંદર લઇ ગયો અને હૃદયમાં વસી રહેલી પ્રિયંવદાને જાતે પીરસ્યું. તે આદરાતિથ્ય જોઈને તેણીને અપાર સંતોષ પ્રાપ્ત થયો અને તે પણ તેણીના આગ્રહથી તેની સાથે જમવા બેઠો.

ભોજન સમયે આ દિવ્યકાંતિમાન્ બંને જણાં અન્યોઅન્ય એક બીજાના મુખનું પાન કરતાં જાણે ઇંદ્રભુવનનું સુખ ભોગવતાં હોયની શું તેમ પરમ્ આનંદને પામતાં હતાં. **ગનીમે ફાતિમા**ને અનેક પ્રકારની વાતો કાલીફના રણવાસની પુછી, ને તેણીના મનોદયને સુખ શાંતિ થાય તે

પ્રમાણે કીધું. **ફાતિમા ગનીમનો** મનોદય જાણી ગઈ હતી તેથી તેના પ્રત્યે તુષમાન થઈ ગઇ હતી, ને તેનું લોકોત્તર લાવણ્ય નિહાળી તેના રૂપનું પ્રેમપાન કરતાં ધરાતિ નહિ હોય તેવી ચકવી પેઠે એકી તસે જોયાં કરતી હતી. ધીમે ધીમે વાતચીત કરતાં, ભોજનના સુસ્વાદિષ્ટ પદાર્થોના ગ્રાસ ભરતાં, વિનોદ કરતાં ઘણો કાળ વિતિ ગયો, જે જણાયો પણ નહિ. વચેવચે **ગનીમ** પોતાના અનિવાર્ય પ્રેમના ટેકામાં કેટલાક ટહુકા મુકતો હતો, તેથી પ્રસન્ન થઇ **ફાતિમાએ** કહ્યું,-"શું તમારી પાસે હંઇયા વિણા છે ખરી? જો તે હોય તો હું કંઈક ગાઇ જાણું છું તેથી તમોને આનંદ પમાડી શકીશ." **ગનીમે** કહ્યું, "પ્યારી **ફાતિમા**! ગાયન ગાઇને મારા મનોવિકારને વધારે જાગૃત કરવાથી શું મને સુખ થનાર છે વારૂ? ના, ના, ઉલટો હું વધારે પીડિત થઇશ. પણ જો તમારી ઇચ્છા છે તો લ્યો આ હાજર છે, સરકારની નજરમાં આવે તો મને કાપી વાઢી નાંખે તે પણ હું ખમી શકીશ." **ફાતિમાને** આ બોલવાથી ઘણું હાસ્ય ઉત્પન્ન થયું. પછી **ફાતિમાએ** વિણાના તારો મેળવીને એવું તો સરસ મંજુળ મધુર ગાયન ગાયું કે **ગનીમ** તો બેશુદ્ધ થઇ ગયો, પણ જ્યારે તેણીએ ધૈર્યતા વિષે ગઝલ ગાઇ ત્યારે એક ઉંડા નિશ્વાસ સાથે તે બોલ્યોઃ-"હું શી રીતે ધૈર્ય ધરૂં?" વિણા હાથમાંથી મુકી **ફાતિમાએ** સહજ મદ્ય પી લીધું. ઉભયનું ભોજન થઇ રહ્યા બાદ **ગનીમ** પોતે તે ખુમચાઓ ઉંચકી બહાર ગુલામને આપી આવ્યો અને પછી તેણે **ફાતિમાને** કહ્યું,-"તમોને બહુ શ્રમ પડયો હશે માટે થોડીવાર તમે વિશ્રાંતિ લ્યો-જરા સુખદ નિદ્રા લ્યો, જેથી તમોને આરામ લાગશે. અને એટલામાં હું પણ જરા બહાર જઇ આવું. મને વધારે વખત લાગશે નહીં. તમે ઉઠશો નહીં એટલામાંજ હું તમારી સેવામાં હાજર થઇશ."

એટલું કહીને **ગનીમ** બજારમાં ગયો અને તેણે ત્યાંથી બે સુંદર દાસી ખરીદી ને **ફાતિમાને** માટે ઉત્તમ પ્રકારની મલમલ અને બીજાં વસ્ત્રો પણ વેચાતાં લઇ આવ્યો. ઘેર આવતાવાર તેણે **ફાતિમાને** કહ્યું,-"તમારા સરખી મોટા દરજ્જાની અને યોગ્યતાવાળી સ્ત્રીની બરદાસ્ત માટે નિદાન બે દાસી તો અવશ્ય જોઇએજ. માટે આ લાવેલી બંને દાસીનો આશા છે કે તમે જરૂર સ્વીકાર કરશો."

**ગનીમની** પોતાપર અપાર મમતા છે એવું જાણી **ફાતિમા** આનંદ સાગરમાં તરવા લાગી. તેણીએ તેને કહ્યું,-"મહારાજ! તમે ગમે તે

વાત હાથમાં લેશો તે પુરી કર્યા વિના રહો તેવા નથી. મારાપર તમારા અતિશય ઉપકારો થયેલા છે; અને વળી તેમાં આવા પ્રકારે તમે ભરતીજ કરતા રહો છો! તથાપિ આ તમારા ઉપકારોનો બદલો વાળ્યા વિના હુ કદાપિ રહીશ નહીં અને પ્રભુ કૃપાથી તેવી સ્થિતિ મને જલદીથી પ્રાપ્ત થાઓ એટલે તેનો અનુભવ આપોઆપ મળ્યા વિના રહેશે નહીં."

**ગનીમે** પેલી બે દાસીઓને બાજી જગોએ બેસવાને ફરમાવ્યું અને તેઓ ત્યાંથી ગયાબાદ **ફાતિમા** જે કોચપર બેઠેલી હતી તેપર પોતે બેઠો. પછી આસ્તે રહીને તેણીના વિષે પોતાના મનમાં ઉત્પન્ન થયેલી આસક્તિની વાત તેણે પાછી શરૂ કરી, અને પોતાના મનોરથ પાર પાડવામાં કેટલાં અપરિહાર્ય વિઘ્નો વચમાં નડે છે તે માટે તેણે મોટું હૃદયદ્રાવક ભાષણ કર્યું. તે બોલ્યો,—"આખી પૃથ્વીપર મહાબલવાન રાજા જે **કાલીફ,** તેની તમારાપર અત્યંત પ્રીતિ હોવાથી તમારૂં અંતઃકરણ મારા તરફ વળવાની વાત શા માટે મારે કરવી જોઇએ? પણ હું પ્રેમાવેશમાં જે કંઇ બોલું છું તેને માટે તમે મારો ધિક્કાર નહીં કરતાં તે તમામ લક્ષપૂર્વક સાંભળી લ્યો છો એટલો આધાર પણ મારી દુઃખકારક સ્થિતિમાં ઘણો મોટો—મહામુલ્યવાન સમજવો જોઈએ. આજે જો હું સત્ય કહું તો આટલુંજ યથાર્થ છે કે મારી રગેરગમાં તમે તમે ને તમેજ વ્યાપી રહ્યાં છો—મને તમારા વગર બીજું કંઇજ સુઝતું નથી." **ફાતિમા** બોલી,—"મહારાજ!" "મહારાજ" શબ્દ બોલતાંજ **ગનીમ** વચમાંજ બોલી ઉઠયો,—"આર્યે, તમે મને આ બીજીવાર "મહારાજ" કહ્યો, પણ હુ આજ્ઞા લઇને કહું છું કે મારી તેટલી યોગ્યતા મુદ્દલ નથી. માટે કૃપા કરીને તેમ હવે પછી બોલશો નહીં. હું પ્રથમજ તેને માટે વિનતિ કરવાનો હતો, પરંતુ તે વખતે પાસે દાસીઓ ઉભેલી હોવાથી હું બિલકુલ બોલી શકયો નહીં. તો હવે મારી હાથ જોડીને પ્રાર્થના છે કે મને કેવળ તમો તમારો દાસ સમજતાં જાઓ. અને ખરેખરજ હું તમારો દાસ થઈને રહીશ ને હમેશાં તમારી ચાકરી કરવામાંજ મારો કાળ નિર્ગમન કરીશ, તેમાં મને ખેદ થશે નહિ."

આથી વધારે નહીં બોલવા દેતાં **ફાતિમા** વચોવચ અંતરાય કરીને એકદમ બોલી ઉઠી,—"નહીં નહીં, એવું કદાપિ બની શકશે નહીં. જેણે મારો પ્રાણ બચાવ્યો છે તેની અમર્યાદ મારાથી કદીપણ થઇ શકશે નહીં. તમારી યોગ્યતાને નહીં છાજવા જોગ જો હું કંઇપણ કરૂં તો ખચીત મને કૃતઘ્નીપણાનો દોષ લાગ્યા વિના રહે તેમ નથી. અને એટલા માટે

મારી પણ તમોને વિનતિ છે કે આ વાતમાં તમે મને કૃપા કરીને સ્વેચ્છાસાથે વર્ત્તવા દો. તમારી સાથે અમર્યાદાથી વર્ત્તું, એટલે તમો તમારા ઉપકારનો બદલો વંળ્યો સમજશો કે? હાય હાય! એવું ઘોરકાર્ય મારાથી આ જીંદગીમાં કદીપણ બની શકશે નહીં. તમે મારી કેટલી અદબ રાખો છો, કેટલું માન આપો છો, કેટલી સેવા કરો છો, કેટલો ઉપકાર કરો છો, કેટલી યાતના ભોગવો છો તે હું પુર્ણ રીતે સમજું છું અને તમે મારાપર જે આટલો બધો પ્રેમભાવ બતાવો છો તે પણ મારાથી અજાણ્યું નથી. પરંતુ હવે આનાથી હું કંઇપણ વધારે બોલી શકતી નથી. અને તેનું કારણ અત્યારે તમોને કહી સંભળાવવામાં કંઇ વિશેષતા નથી. તમો તે જાણોજ છો."

**ફાતિમા**નું ભાષણ સાંભળી **ગનીમ**ના મનમાં જે આનંદ પ્રાપ્ત થયો તેનું વર્ણન થઇ શકવું મુશ્કેલ હતું. તેના નેત્રમાંથી હર્ષાશ્રુ પડયાં. **ફાતિમા**એ કહેલા શબ્દોથી તેનું મન એટલું તો કોમળ થઈ ગયું કે કેવા શબ્દોમાં તેનો ઉપકાર માનવો તે પણ તેને સૂઝયું નહિં. થોડીક ક્ષણ તે દિગ્મૂઢ થઇ રહ્યો પણ પછી સ્વસ્થ થઇ તેણે લાગલોજ તેણીને આનંદથી પ્રત્યુત્તર આપ્યો,—"તમારા ઉપકારનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી, તે અનંત વિશાળ છે, તે અવર્ણીય છે, વિસ્તિર્ણ છે—માટે તેવા પ્રકારના શબ્દો મને મળી આવતા નથી. તમે નામદાર ખુદાવિંદ **કાલિફ**નાં સંબંધી છો; ને એ તમે સારી રીતે સમજો છો તેમ હું પણ સારી રીતે જાણું છું કે 'ચાકરે ધણીનો જોડો પહેરવો યોગ્ય નથી, અને તે પહેર્યો તો તેથી ધણીનું અપમાન થાય છે.'"

એટલામાં સંધ્યાકાળ થયો. માટે **ગનીમે** ઉઠીને પોતાને હાથે દીવો પ્રગટ કીધો અને નાસ્તો કરવા માટે થોડો મેવો પણ તેણે હાજર કર્યો. કારણ સવારે જરા વધારે ભોજન કરેલું હોય તો રાત્રિના માત્ર થોડો મેવો મિઠાઇ ખાઈ, મદ્યનો એકાદ પ્યાલો ઝોકાવી ઉંઘવાના વખત સુધી ગપાંસપાં મારવાનો આખા બગદાદમાં રીવાજજ હતો. તે પ્રમાણે તેઓ બંને વાળુ કરવા બેઠા; બાદ તેઓ બંનેએ અતિ પ્રેમથી પરસ્પર ફળો આપ લે કીધાં. વાળુ કરી રહ્યા બાદ તેઓ બંનેએ પરસ્પર એકેકો મદ્ય પ્યાલો આપી લઇ ગટગટાવી ગયાં, પરંતુ તે દારૂ ઘણોજ ઉત્તમ પ્રકારનો હોવાથી તેઓ બીજા બબે ત્રણ ત્રણ પ્યાલા ઉપરાચાપરી ચડાવી ગયાં. અહા! પણ ગાયન વિના કશી મજા નહીં એમ જાણી તે-

ઓએ એવું ઠરાવ્યું કે હવે પ્રત્યેકે કંઇપણ મનોહર લલિત રાગપર ગાયન ગાવું અને પછી મદ્યનો પ્યાલો લેવો. **ગનીમે ફાતિમાપર** પોતાનો અણુહદ પ્રેમ છે એવા અર્થની નવિન ગઝલ બનાવી ગાઈ બતાવી. તે ઉપરથી **ફાતિમાએ** પણ પોતાપર ગુજરેલા સંકટનું તથા **ગનીમના** ઉપકારનું સુંદર મનોહર મધુરૂં ગાયન મંજુળ સ્વરે ગાઇ સંભળાવ્યું. અને તેમાં તેણીએ એવી ખુબીવાળો મર્મ આણ્યો કે તેથી **ગનીમને** અપાર આનંદ પ્રાપ્ત થયા વિના રહ્યો નહીં. તથાપિ તેણે **કાલીફ** સાથે બેઇમાનીથી વર્તવાનો દોષ આવે એવું બિલકુલ વર્તન કર્યું નહીં. આ પ્રમાણે બન્નોએ મોડી રાત સુધી રમત ગમત કરી પછી ઉંઘવાનો વખત થવાથી **ગનીમ** પોતાના સુવાના ઓરડામાં ગયો અને **ફાતિમા** તેજ જગોએ શય્યાપર નિદ્રા લેવાને ગઇ. તેણીની સુશ્રુષા માટે પૂર્વે કહ્યા પ્રમાણે બે દાસીઓ ત્યાં તુરત હાજર થઈ.

એવા પ્રકારે તેઓ બંનેએ ઘણા દહાડા આનંદમાં ગાળ્યા. રોજરોજ અનેક પ્રકારની વાતચિતથી ગમત ઉડાવતાં હતાં. મદ્યપ્રાશન કરવાથી કોઇ પણ વખતે હદ બહાર ન જવાય તેને માટે બહુ કાળજી રાખતાં હતાં, ને મિતાહારી થઇને નીતિમાન રહીને એક પ્રેમી જોડું જાણે કોઇના શ્રાપના ભયે સદોદિત કાળજી રાખતું હોય તેમ વર્તતાં હતાં. **ગનીમ** જરૂરીયાતના કામકાજે માત્ર થોડો વખત બહાર જતો હતો અને તે વળી **ફાતિમા** જ્યારે નિદ્રાવશ થયેલી હોય ત્યારેજ જતો હતો. કારણ તેણીના સમાગમમાં જેટલો વખત ગુજારવાનો હોય તેમાં એક ક્ષણ પણ ફોકટનો જવા દેતો નહોતો. તાત્પર્ય કે, તેણીમાં તેનું સર્વ ચિત્ત એકસરખું ચ્હોંટી રહ્યું હતું. જેમ ભસ્મમાં છુપાયલો અગ્નિ પ્રકટ થયા વિના રહેતો નથી તેમ પ્રેમ પણ હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાંથી કદીપણ બહાર આવ્યા વિના રહેતો નથી, તેથી આ પ્રમાણે વખત જતાં જતાં છેવટે એક દહાડો **ફાતિમાએ** પણ પોતાના મનનો હેતુ પ્રગટ કર્યો. તેણીએ સ્પષ્ટ કહી સંભળાવ્યું કે:—"તમારો મારાપર જે પ્રકારનો પ્રેમ છે તેવાજ પ્રકારનો મારો પ્રેમ પણ તમારાપર છે. મારા હૃદયમાં તમારો વાસ થઇ ચુકયો છે ને ત્યાં હવે પછી કોઈપણ જગ્યા કરી શકવે સમર્થ નથી." આ પ્રમાણે જો કે તેઓ એકબીજાનાં મન પરસ્પર હળી મળી ગયાં હતાં તથાપિ નામદાર **કાલીફના** વિષે તેઓના મનમાં પુજ્ય બુદ્ધિ હોવાથી તેઓએ પોતાનો પ્રેમ કેવળ શુદ્ધ અંતઃકરણથીજ રાખ્યો હતો. આડા સંબંધમાં તેઓ બિલકુલ લપટાયાં

નહોતાં; તેનો ક્ષણભર વિચાર કરવામાં મહાપાતિક સમજતાં હતાં, પરંતુ તેથી તેઓના મનોવિકારનો ક્ષોભ તેઓને ઘણોજ વેઠવો પડયો.

એવી રીતે **ફાતિમા** મૃત્યુના મુખમાંથી છુટી **ગનીમ**ને ઘેર આનંદમાં દીવસો નિર્ગમન કરતી હતી. અહીંયા **કાલિફ**ની સ્ત્રી **જુબૈદી** સર્વ પ્રકારે નિષ્કાળજી થવી જોઇયે, પરંતુ તેમ બિલકુલ બન્યું નહીં. **ફાતિમા**ને જીવતા-જીવત દફનાવી દેવા માટે તેણીને પેટીમાં નાખી–તે તેણે ગુલામોને સ્વાધિન કરી તેઓને રવાના કર્યા પછી સેંકડો પ્રકારના તર્કવિતર્ક તેણીના મનમાં સ્ફુરી આવ્યાં. તેણીના મનમાં એવા પ્રકારનો ભય ઉત્પન્ન થયો કે તેણીનો શ્વાસ ઉડી ગયો, તે ઘુમ થઇ ગઈ, ભાન ભૂલી ગઈ, હૃદય શાંત થઇ ગયું. તે ગુલામોને એ પેટીમાં શું છે તે બિલકુલ માલુમ નહોતું અને તેઓએ તેમાટે કશી પુછપરછ પણ કરી નહોતી. ઠીકજ છે! તેઓ તો બાપડા ધણીની આજ્ઞા પ્રમાણે વર્તવાવાળા! પછી ગમે તેમ થાય તેમાટે તેમને શું? પરંતુ ઉપર કહ્યા પ્રમાણે તે ગુલામો એ પેટી કબરસ્થાનમાં લઇ ગયા પછી **જુબૈદી**ના મનમાં અત્યંત ધાસ્તી ઉત્પન્ન થઈ. તેણીને બિલકુલ ચેહેન પડે નહીં અને તેથી તે આખી રાત્રિ તેણીએ અતિ શોકકારક રીતે ગુજારી. તેણીને બિલકુલ નિદ્રા આવી નહીં. તેણીનું દુષ્ટ કર્મ તેણીના કાળજાનેજ દંખવા માંડયું. તેણીની દુષ્ટેચ્છાએ તેણીના ચિત્તને વ્યગ્ર બનાવી મુકયું. તેણીની ઈર્ષાએ તેણીને દિગ્મૂઢ બનાવી દીધી. પોતાનું કૃત્ય કેવી રીતે ગુપ્ત રહી શકશે તેની ચિન્તામાંજ તેણીએ આખી રાત્રિ સુખ શય્યાપર તરફડયા કર્યું. તેણી મનમાં બડબડી,–"**ફાતિમા**ને નામ-દાર **કાલિફ** કેવળ હૈડાનો હાર ને કોટનું માદળિયું સમજે છે; માટે તે અત્રે આવતાવાર તેણી કયાં ગઇ એમ પુછયા વિના રહેશે નહીં, અને ત્યારે હું શો જવાબ આપી શકીશ?" તેણીને નાહના પ્રકારની કુયુક્તિઓ સુઝી; પણ કોઇ બંધબેસ્તી આવી નહિ. અંતે એક યુક્તિ તેને આબાદ લાગી. તેણીની તેહેનાતમાં એક બુઢી ડોસી હતી. તે નાહનપણથીજ તેણીની સાથે હતી. એ બુઢી ડોસીને પ્રભાતમાં બોલાવી મંગાવી **જુબૈદી**એ તેણીને એકાંતમાં સઘળી વાત નિવેદન કરી, છેલ્લે કહ્યું,–"બેહેન, તું મને આજ સુધી પ્રત્યેક કામમાં ઉત્તમ પ્રકારની સલાહ આપતી આવી છે. અને હમણા જે વાત તને મેં કહી સંભળાવી તે વાતના ભયથી મને હવે શું કરવું તે બિલકુલ સુઝતું નથી. માટે આવડી મારી ચિંતા દૂર કરવાની કંઈ યુક્તિ શોધી કહાડ એટલે જાણે જગ જીત્યા! પછી મને બીજું કોઇ

પ્રકારનું સંકટ રહેશે નહીં. નામવર **કાલિફ્**ને મારેમાટે બિલકુલ સંશય ન આવે અને કદાચ આવે તો તે દૂર કરવાના પ્રયત્નો બેશક આપણે આગળથીજ લઇ રાખવા જોઇએ."

તે બુઢીએ ઉત્તર આપ્યો,–"**કાલિફ્!** આપે આવું સાહસ હોરી આપના જીવને જોખમમાં નાંખ્યો તે ઠીક કર્યું નથી. પરંતુ ભાવી આગળ કોઇ ફાવી શકયું નથી તેથી હવે તેને માટે પરિતાપ કરવો વ્યર્થ છે. હવે માત્ર નામદાર **કાલિફ્**ને આ બાબતનો અંદેશો ઉપજે તે દૂર કરવા ને તેને સંશય રહિત કરવાને કોઇપણ પ્રકારની ઉત્તમ હીકમત લગાવવી જોઇએ. મને સ-રસ ને સરળ રસ્તો તો એજ લાગેછે કે હમણાને હમણા આબેહૂબ માણુસ જેવડું–માણુસના આકારનું એક લાકડાનું પુતળું તૈયાર કરાવવું અને તેને સફેદ મલમલની કફની પેહેરાવવી અને પછી તેને પેટીમાં નાંખી **ફાતિમા** મૃત્યુ પામી છે એમ જણાવી તે પેટી રાજ મહેલમાં કોઇ સ્થળે દફનાવી દેવી. અને તેપર સંગેમરમર પથ્થરની ઘુમ-ટવાળી અતિ સુંદર દરઘાહ બંધાવવી." તે પછી ડોસીએ વધારામાં કહ્યું,– "અને તેપર **ફાતિમા**નું બાવલું બેસાડી તેણીને કાળું વસ્ત્ર પરિધાન કરા વવું અને આસપાસ મીણબતી સળગાવી તમારે, **ફાતિમા**ની સર્વ દાસીઓ, ખોજાઓ અને દરબારગઢના બાકીના ચાકર નફરોએ ત્યાં બેસી પ્રભુ પ્રાર્થના કરવી અને શોકસૂચક વસ્ત્ર ધારણ કરવાં. પછી નામદાર **કાલિફ્** અત્રે આવ્યાબાદ શું શું થયું તેની ચોકસી કરશે ત્યારે તેને જણાવવું કે **ફાતિમા** મૃત્યુ પામેલી છે અને તેણીપર આપની અપાર મમતા હોવાથી અમો સર્વ માણુસોએ શોક ધારણ કરેલો છે. આટલું કહ્યા બાદ તેણીની કબર બાંધ્યાની હકીકત કહી સંભળાવી વિશેષમાં એટલું પણ કહેવું કે આપ તેણીના મૃત્યુ વખતે હાજર હોત અને તેણીની મૃત્યુ વિધિ જે પ્રમાણે આપે કરી હોત, તેજ પ્રકારે કરવામાં અમે બિલકુલ મણા રાખી નથી. નામદાર **કાલિફ્** તેણીને પ્રાણાધિક પ્રિય માનેછે તેથી તેણીની કબરને પોતાના નેત્રના બાષ્પબિંદુ વડે ભીંજવી નાખશે તેમાંતો કશો શકજ નથી. વળી હું ધારૂં છું કે," તે ડોસીએ રીતસર વધાર્યું કે;–"કદાચ તેના મનમાં એવો પણ શક આવશે કે ઇર્ષાથીજ કદાચ તેણીનો ઘાટ તમેજ ઘડાવી નાંખ્યો હશે. આમ થવાથી તે જાતેજ કબર ઉખેડી **ફાતિમા**ની લાસને નિહાળશે પણ તે પ્રેતરૂપી પુતળું તેની દૃષ્ટિએ પડ-તાવાર તેની ખાત્રી થશે કે તે મરણ પામ્યાની વાત કેવળ સાચી છે.

પછી તમે તેણીની પાછળ જે કંઇ વિધિ કરી તેથી તે સંતોષ પામી તમારાપર તે વિશેષ પ્રેમભાવ બતાવ્યા વિના રહેશે નહીં. હવે તે કૃત્રિમ પુતળા સંબંધી કહું છું-જે બનાવવાનું છે તે હું જાતેજ શેહેરના એક વિશ્વાસુ કારીગર પાસે બનાવી લાવું છું. તે કારીગર તેમ કરવાનું કારણ પુછશે તો હું તેને ઉડાવી કાયે ગમે તે પ્રકારે સાંધી લેવાને વિસરીશ નહીં. હવે તમે માત્ર એટલી તજવીજ કરો કે ફાતિમાને જે દાસીએ ગઈ રાત્રિએ શરબત પાયું તેણીનીજ પાસે મોહોલમાં એવી ખબર ફેલાવો કે મારી બાઈ સાહેબ એકાએક મરણ પામેલીછે; અને તેને માટે મેં કાલિફા જુબેદી સાહેબને જણાવ્યાથી તેણીની મુત્યુ ક્રિયા તેઓએ કરેલીછે. આથી શું થશે કે ફાતિમાની બીજી દાસીઓને તેણીની કોટડીમાં જઈ તેણીને નિહાળવાનો અવસર મળશે નહીં. તેઓ ખબર સાંભળીનેજ રડવા કુટવા માંડશે, મરસિયા ગાશે ને મહાતમ કરી મુકશે; અને આપણે આપણી મુરાદમાં ફતેહ પામીશું।"

આ પ્રમાણે તે ડોસીનું બોલવું પુરૂં થતાંજ જુબેદીએ પોતાની પેટીમાંથી એક અત્યંત-અમૂલ્ય હીરાજડીત વીંટી તેણીને બક્ષીસ આપી અને પ્રેમાલિંઘન કરી વિશેષમાં તે બોલી,-"માજી, આજ મારાપર જે ઉપકાર થયો છે તેની સીમા નથી. ખરેખર તમારી યુક્તિ ઘણીજ ડહાપણ ભરેલી છે. મને એવી યુક્તિ કદીપણ સુજત નહીં. હવે હું કેવળ ભયથી મુક્ત થયેલી મને પોતાને જોઉં છું. વારૂ પણ પેલું લાકડાનું પુતળું બનાવવાનું કામ તમારા હાથમાં છે માટે તમે હવે જલદી જાઓ, હું બાકીના કામની સર્વ વ્યવસ્થા કરી રાખું છું."

તે ડોસીએ લાકડાનું પુતળું ઘણી ઝડપથી તૈયાર કરાવી આણી ફાતિમાના શયનગૃહમાં મુકયું; અને પ્રેતનાપર જેમ આપણે વસ્ત્ર ઓરાડીયે છિયે તેમ ઓરાડીને તેને પેટીમાં બંધ કર્યું. ત્યાર બાદ મશરૂર, જે રણવાસનો મુખ્ય ખોજો હતો તેને બોલાવી મંગાવ્યો. તેને એ બિનાપર બિલકુલ શક આવ્યો નહીં. તેણે પોતાને હાથે તે પેટી બહાર કહાડી; અને જુબેદીએ જે જગ્યા તેને માટે નિર્માણ કરી રાખેલી હતી ત્યાં તે પેટીને ભૂમિદાહ કીધી. ફાતિમાની જે દાસીએ તેણીને લીંબુનું સરબત આપેલું હતું તેણીએ રડી આરડી અત્યંત કલ્પાંત કરી દરબારગઢ ગજાવી મુકયો. અને એ જોઇને તેની બાકીની દાસીઓ પણ અપાર શોક કરવા લાગી. સર્વે મળીને મરસિયા ગાવા માંડયા, ને ખોજાઓ તે સાંભળીને પુષ્કળ પોકળશ્રાધ કરવા મંડયા.

જુબેદીએ તેજ દહાડે કાલીફના મહાન્ સમર્થ કારીગરોને બોલાવી મંગાવી ફાતિમાની ઘોરપર સંગેમરમરના પાષાણુની ઘુમટવાળી સમાધ બાંધવાનો હુકમ કર્યો. થોડાજ વખતમાં એ પ્રમાણે સર્વ તૈયાર કરવામાં આવ્યું અને તેને માટે આપણે આશ્ચર્ય પામવાનું કશું પ્રયોજન નથી. કારણ એવો મહાબલાઢ્ય, આખી પૃથ્વીનો મહારાજા કાલીફ તેની પ્રત્યક્ષ પટરાણીનો હુકમ અમલમાં આવવાને વાર શી? જુબેદીએ સુતકીનો પોષાક ધારણ કરતાંવાર દરબારગઢના નાહ્નાથી તે મોટાં સુધી તમામ માણુસોએ તે પ્રમાણે કર્યું. અને તેથી ફાતિમાના મરણુની વાત આખા શેહેરમાં પ્રસરી ગઇ.

એ મૃત્યુની હકીકત સર્વથી છેલ્લી ગનીમના જાણુવામાં આવી, કારણુ પૂર્વે જણાવી ગઇ છું તેમ તે ફાતિમાનો સમાગમ તજીને બહુધા બહાર જતો નહોતો. તેણે આ વાત સાંભળતાંવાર ઘેર આવીને ફાતિમાને કહ્યું,–"આર્યે! બગદાદ નગરમાં તમે મરણુ પામ્યાની વાત પ્રસરી રહી છે અને હું ધારૂં છું કે જુબેદી પણુ એ વાત ખરી માનતી હશે. અહા! પરમેશ્વરે મને તમારો જીવ બચાવવાને કારણુભૂત બનાવ્યો અને તમોને જીવતાં મારી દૃષ્ટિએ પાડયાં તે વાસ્તે એ મહાન્ સમર્થ પિતાનો આભાર હું કેટકેટલીવાર માનું વારૂં? હવે આ ખોટી વાત ફેલાવાથી આપણુને રૂડી તક મળી છે, જે અર્થે તમે મારા સુખ દુઃખનાં ભાગીદાર થઇને મને ભાગ્યશાળી બનાવવાની ઇચ્છા રાખો છો, તેજ અર્થે મારી સાથે દૂરના દેશાન્તરમાં ચાલી નિકળવાની પરમેશ્વર બુદ્ધિ આપો! પણુ અરેરે! આવા રાજદ્રોહી વિચારો શામાટે મારા મનમાં આવતા હશે? મહાપરાક્રમી હરૂન અલરસીદનાં તમે પ્રિયકર છો. તેનીજ પ્રીતિને તમે પાત્ર છો એવું જો કે હું ઘડીભર કહેવા માગતો નથી, તથાપિ મારે માટે જો તમે તેનો ત્યાગ કરી મારી સાથે ચાલી નિકળો તોપણુ તે વાતની હું પોતે હા પાડું કે? નહિજ, તેમ કદી નહિજ બને; કારણુ 'ધણીનો જોડો ચાકરે પોતાના પગમાં પેહેરવો યોગ્ય નથી, કારણુ તે પેહેરવાથી ધણીનું અપમાન થાય છે.' એ વાત મારે પુર્ણુપણે લક્ષમાં રાખવી જોઈયે."

ગનીમના અત્યંત પ્રીતિયુક્ત અને મર્યાદશીળ ભાષણુથી દયાળુ ને પ્રેમી દીલની ફાતિમા કેવળ ગુલતાન બની ગઇ. એ વેણો સાંભળતાંજ તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં અને તેણી તેના ભાષણુનો પ્રત્યુત્તર આપવાની તૈયારીમાં હતી, પરંતુ એટલામાં તેનાથી બિલકુલ

નહીં બોલી શકાવાથી થોડીવાર રહીને પુનઃ તેણીએ કહ્યું,–"પ્રાણનાથ, જુબેદીને તેના મનના હવતિયાં જોઇયે તેટલાં ખાવા દો. તેનો અટકાવ આપણાથી થઇ શકે એમ નથી. તેણીએ પોતાનું મહાપાપ છુપાવવાને માટે જે ઢોંગ પ્રપંચ મચાવી મુકયો છે તે માટે મને બિલકુલ માઠું લાગતું નથી. તેણીને લાગતું હશે કે હવે માત્ર દોહોડ આંગળજ મારે સ્વર્ગનું છેટું રહ્યું છે, પરંતુ તેણીએ જાણવું જોઇયે કે એ તો નાકકટાની પેઠે સ્વર્ગ ઘણું વસમું થઇ પડશે. તેને યાદ રાખવાનું છે કે, જયના પ્રકાશીત સૂર્યપર રાહુનો સદાકાળનો પડદો પડશે. કાલિફ હવે જલદીથી આવશે અને આપણે કોઇપણ પ્રકારની યુક્તિથી તેને બનેલી હકીકત યથાર્થ રીતે કહી સંભળાવાની વેતરણ કરીશું. પરંતુ વચમાં હું જીવતી છું એ વાત જો જુબેદીના જાણવામાં આવશે તો તેણી મહાપ્રપંચો રચી આપણને બિલકુલ ફાવવા દેશે નહીં, માટે આપણે ઘણીજ સાવચેતી રાખવાની આવશ્યકતા છે."

આગળ જતાં સુમારે ત્રણ મહીને કાલિફ પોતાના શત્રુઓને માહાત કરીને વિજય થતાંવાર બડી ધામધુમથી બગદાદમાં આવ્યો. રાજમહેલમાં પહોંચતાંવાર તે અતિ ઉત્કંઠાથી પોતે જાતે ફાતિમાને મળવા જવાનો હતો, પરંતુ એટલામાં રાજમહેલના પ્રત્યેક માણસોનો શોકસૂચક પોષાક નિહાળી તે કેવળ ચકીત ભયાકુળ થઇ ગયો, ને લાગલોજ જુબેદીના મેહેલમાં ગયો, તો તેણી પણ પોતાની સહચરી સહિત મળી; તેનો પણ તેવાજ પ્રકારનો વેષ નિહાળી તેનું હૃદય ફાટી ગયું. અને તેમ શોક પાળવાનું કારણ શું એવો પ્રશ્ન થતાંવાર આંખમાં અશ્રુધારા ચલાવી ગદગદીત કંઠની બનીને જુબેદી બોલી,–"પ્રાણનાથ, સદ્ધર્મપ્રતિપાળક, આપની પરમ પ્રિય ફાતિમા મરણ પામી છે! તેણીને એકાએક અસાધ્ય રોગ ઉત્પન્ન થયો, તે માટે ઘણા ચાંપતા ઉપાયો કીધા પણ સર્વ વૈદ્યોની અકકલ ગુમ થઇ ગઇ, કશી તીકી લાગી નહીં." તે વધારે બોલવાની હતી પણ કાલિફે "બસ થયું," એટલું બોલી મોટેથી કલ્પાંત કરી મુકયું અને ક્ષણવારમાંજ તે મુર્છાગત થઇ ગયો. અત્યારે તેનો વજીર ગાયફૂર જોડમાંજ હાજર હતો–તેના શરીરપર કાલિફ ઢળી પડયો. પછી તેની આંખો અને મસ્તકપર ગુલાબજળ છાંટવામાં આવ્યું તથા મીઠો પવન ઢાળવામાં આવ્યો ત્યારે તે સાવધ થયો અને ફાતિમાને કયાં દફનાવી છે એમ પુછ્યું. તેના મુખમાંથી શબ્દો પણ પુરેપુરા નિકળવા અ-

રાક્ત થઇ પડયા, અને તેપરથી તેને કેટલું દુઃખ પ્રાપ્ત થયું હશે તેની કલ્પના હે નાથ! તમારે કરી લેવી. જુબેદી તાત્કાળ બોલી,–"પ્રાણનાથ, મેં તેણીનું કશું ઊણું ઓછું પડવા દીધું નથી. મેં તેણીના મૃત્યુ પછી યથાર્થ વિધિ કરી છે. તેણીને જ્યાં દફનાવવામાં આવી તે જગ્યાપર સુંદર દરધાહ બંધાવી છે. જો આપની ઈચ્છા હોય તો તે બતાવવા હું આપની સાથે આવવાને તૈયાર છું."

કાલિફે કહ્યું,–"નહીં નહીં, તમે શા માટે તસ્દી લ્યો છો?" પછી તે ખોજા મશરૂર તરફ વળીને બોલ્યો,–"ચલ, તું મારી સાથે–મને તે ઠેકાણું બતાવ." પોતાની છડી સ્વારીના પોષાકેજ તે તે તરફ ગયો. જઇને જુએ છે તો કબરપર કાળું વસ્ત્ર પરીધાન કર્યું હતું, સઘળા માણસોએ પણ કાળાં વસ્ત્રો પેહેર્યાં હતાં અને ધર્મના મુલ્લાંઓ કુરાન પઢી રહ્યા હતા; અને ચારે તરફ સુવાસિક ધૂપ દીપનો ધમઘમાટ છુટી રહ્યો હતો. આટલો બધો ઠાઠમાઠ નિહાળી કાલિફને લાગ્યું કે જુબેદીનો ફાતિમા તરફ હમેશા ધિક્કાર છતાં, તેણી તેના પર હંમેશા અદેખાઇની નજરે નિહાળતાં છતાં તેણીએજ તેણીના મૃત્યુની સર્વવિધિ યથાસ્થિત કીધી એ ઘણી આશ્ચર્યની વાત છે. વળી કાલિફ જાતેજ ઘણો સંશયખોર હોવાથી તેને લાગ્યું કે ફાતિમા જરૂર જીવતી હોવી જોઇયે–અને મરણ પામી હશે તો કંઇ પણ કાવતરું થયા વિના રહ્યું નહીં હોય. તેના મનમાં એવી પણ કલ્પના આવી કે પોતે ઘણા દહાડા થયા અત્રે નહીં હોવાથી ને આ સમાચાર તાત્કાળમાં નહિ મળે તેમ હોવાથી તે તક સાંધીને જુબેદીએ ફાતિમાનું દૂર દેશાવરમાં લઇ જવા હરણ કરાવ્યું હશે અને પુનઃ તેની હકીકત જાણવામાં ન આવે એટલા વાસ્તે આવો ઘાટ ઘડયો હશે. આના કરતાં કાલિફના મનમાં બિલકુલ વધારે આવ્યું નહીં, કારણ જુબેદી પોતાની પ્રિયતમાનો જીવ લેવાની હિંમત કરે એવી સાક્ષી તેનું મન તેને આપવાને આનાકાની કરતું હતું.

આ વાતની પાકી તપાસ કરવા માટે દફનાવેલી જગ્યા પાછી ઉકેલાવી અને તેમાંથી પેટી બહાર કહાડી ઉઘડાવી, પરંતુ તે પ્રેતરૂપી પુતળા ઉપરનાં વસ્ત્રો નિહાળીનેજ તેના શરીરપર રોમાંચ ખડાં થયાં. તે ઘણોજ ધર્મનિષ્ટ હોવાથી પ્રેતને સ્પર્શ થાય તો તેથી ધર્મ વિરૂદ્ધ કામ કર્યું ગણાશે એમ જાણી તેણે પુરતો તપાસ કરવા આટલેથીજ માંડી

વાળ્યું. **ફાતિમા** જરૂર મૃત્યુ પામી એવી તેની ખાત્રી આટલેથીજ થઈ ચુકી. તેણે તે પેટી પુનઃ બંધ કરવાનો તથા જેમની તેમ દાટવાનો અને કબરપણ અસલ મુજબ બાંધવાનો હુકમ ફરમાવ્યો; અને પોતે અત્યંત શોકાગ્રસ્ત બની કુરાનના કલમા પઢવા લાગ્યો.

પછી **કાલિફે** પોતાના મુલ્લાં કામદાર અને કુરાન પઢનારાઓને બોલાવી મંગાવ્યા. એ બધા એકઠા થયા ત્યાં સુધી **કાલિફ** કબર પાસેજ હાજર હતો. તેને અપરિમિત દુઃખ પ્રાપ્ત થયું અને તેણે તે કબર ઉષ્ણ અશ્રુથી ભીંજવી નાંખી. ધર્મના તમામ લોકો એકઠા થયા બાદ **કાલિફ** તે પુતળીની સામે ઉભો રહ્યો અને તેની ચારે તરફના લૌકિકે આવેલા તમામ લોકો ઉભા રહ્યા. **કાલિફે** પ્રાર્થના સ્તોત્રો પઢયા અને ત્યાર બાદ કુરાનના કલમા તથા અધ્યાયો વાંચ્યા.

આ પ્રમાણે સાંઝ સવાર સતત એક સરખો ક્રમ બરોબર એક મહિના સુધી ચાલેલો હતો અને પ્રત્યેક વખતે **કાલિફ**, મુખ્ય વજીર **ગાયફર** અને બીજા કામદારો ત્યાં આવતા જતા હતા. તેઓ સર્વેએ શોકનો પોષાક ધારણ કરેલો હતો. **કાલિફ** હંમેશા **ફાતિમા**ને યાદ કરી કબર ઉપર અશ્રુ ઢાળતો હતો, ને કામકાજની વાતપર જરાપણ દરકાર રાખતો નહોતો.

મહિનાના છેલ્લા દિવસે સાંજના ૭ વાગ્યાથી તે બીજા દહાડાના મળસકા સુધી એક સરખી પ્રાર્થના ચાલી રહી હતી. પછી તે તમામ ક્રિયાકર્મ પુરાં થયા બાદ સર્વે પોતપોતાને ઘેર જવા લાગ્યા. આટલો લાંબો વખત બેસી રહેવાથી **હરૂન અલરસીદ**ને પુષ્કળ થાક ચઢી ગયો હતો તેથી તે થોડો વખત વિશ્રાંતિ લેવાના હેતુથી ત્યાંજ પાસે પોતાના એક મેહેલના દીવાનખાનામાં પડેલા પોતાના કોચપર જઇ અઓટાયો. તેના પગ પાસે એક અને મસ્તક પાસે એક—એવી બે શય્યાગૃહની દાસીઓ ભરત ભરતી શાંત મને બેઠી હતી. **કાલિફ**ને થોડી નિદ્રા આવે તો વધારે સારૂં, એવા ઉદ્દેષે તે દાસીઓ પરસ્પર એક શબ્દ પણ બોલતી નહોતી. મસ્તક ભણી બેઠી હતી તેનું નામ **નૂરનિહાર** અને પગ ભણી બેઠી હતી તેનું નામ **નેગમેટોમા સોહી** હતું. **નૂરનિહાર**ને અરબ્બીમાં "ઉષા" અથવા "અરુણોદય" અને **સોહી** ને "તારકા' અથવા "પ્રભાત ચંદ્રિકા" કહેલી છે.

સેહેજ પછાડા માર્યા પછી થોડો વખત વિત્યા બાદ **કાલિફ**ને ઘોર નિદ્રા આવીછે એમજાણી **નૂરનિહારે સોહી**ને કહ્યું,—"બેહેન, સાંભળેછે કે!

મહારાજા જાગૃત થશે એટલે તેમને હું આજ એક અત્યાનંદની વાત કહી સંભળાવવાની છું. એ વાત કયી તે તું જાણે છે કે? અલી, ફ્રાતિમા કંઇ ગુજરી ગઇ નથી! તે પુર્ણાનંદમાં કાળ નિર્ગમન કરે છે! વાહ પ્રભુ! ધન્ય તારી કૃતિને!" એ સાંભળી આનંદાવેશમાં સોહી મોટેથી પોકારી ઉઠી. "શું શું ? તે અપ્રતિમ લાવણ્યવતી મનોહારિણી ફ્રાતિમા હજી જીવતી છે?" તે તારકા એવી રીતે ગભરાયલા આનંદ આશ્ચર્યમાં બોલી ઉઠી કે તેના મોટા ઘોંઘાટથી કાલિફે એકાએક જાગૃત થઇ કહ્યું,–"અરે ઓ દુતિયો? ખાલી બડબડ શી આદરી છે? બકારો કર્યાં વિના ચેહેન પડતું નથી કે?" સોહીએ ધ્રુજતે હૈયડે નમ્રતાથી જવાબ વાળ્યો–"મહારાજ, ક્ષમા કરો, ક્ષમા કરો! અમારી અમર્યાદા માટે. ફ્રાતિમા અદ્યાપિપર્યંત જીવતી છે એવા સમાચાર સાંભળી મારા હૈયડામાં ઉપજેલો હર્ષ દબાવી નહિ શકવાથી મારાથી બોલી દેવાયું!",–"શું? તે મરણ પામી નથી?" કાલિફે પુછ્યું. "ત્યારે તે છે કયાં?" નૂરનિહારે ઉત્તર આપ્યો,–"ખુદાવિંદ, કાલ સંધ્યાકળે એક અપરિચિત માણસે મારી પાસે આવીને એક પત્ર આપ્યો. તે મનુષ્ય અપરિચિત હતો, તથાપિ તેની સાથના પત્રના અક્ષરો મને પરિચિત માલમ પડયા. ફ્રાતિમાના હાથના તે લખેલા હતા. તે પત્રમાં તેણીએ પોતાના જીવપર આવેલું સંકટ વર્ણવીને હકીકત આપને વિદીત કરવાની વિનતિ કરેલી છે. હું આપને આ હકીકત આપ નિદ્રાવશ થતાં પેહેલાંજ નિવેદન કરવાની હતી, પરંતુ આપને ગઈ કાલે અપાર શ્રમ પડવાથી વિશ્રાંતિ લીધા પેહેલાં કહેવું તે મને યોગ્ય લાગ્યું નહીં."–અને કાલીફ તે પત્રિકા વાંચવાને ઘણોજ ઉત્કંઠિત થયાથી તે વચમાંજ બોલી ઉઠયો,–"લાવ જોઇએ તે પત્રિકા કયાં છે? તેં આટલો વખત એ વાત મને કહી સંભળાવી નહીં તેમાં તારી ભૂલ છે."

નૂરનિહારે લાગલીજ તે પત્રિકા કાલિફના હાથમાં આપી. તેણે તેમાંની સઘળી હકીકત વાંચી જોઇ. તેમાં ફ્રાતિમાએ પોતાપર ગુજરેલા સંકટનું વર્ણન કરી છેલ્લો ગનીમે પોતાનો જીવ કેવી રીતે બચાવ્યો અને તે અદ્યાપિપર્યંત પોતાના સંરક્ષણની કેવા પ્રકારે યોજના યોજે છે તે સવસ્તર તેણે તે પત્રમાં લખેલું હતું. કાલિફ સંશયખોર ને અદેખો હાવાથી તેને, વાસ્તવિક રીતે જુબેદીની દોષિત વર્તણુક ઉપર આથી ગુસ્સો ઉપજવો જોઇએ, તે વાત તો એક બાજુએ રહી; પરંતુ ઉલટું ફ્રાતિમા માટે તેને એટલો તો અંદેશા ઉપજયો કે તે કેવળ લાલપિળો થઇ ગયો.

રાજાઓ હંમેશા તેવાજ હોય છે. તેઓ સત્યાસત્ય જોતાજ નથી, પણ તરંગી ને મનોવિકારી હોય છે. કાલિફ ગમે તેવો છતાં રાજાજ! એટલે વિચાર કરવાને થોભે શું કામ? તેની ભુજાઓ ફરકવા લાગી. ચેહેરો સંતપ્ત બન્યો, અંગપર રોમેરોમ ખડાં થયાં અને તે અત્યંત ક્રોધાવેશમાં પત્રિકા વાંચીનેજ હાથ પગ પછાડી બુમ પાડી ઉઠયો,—"હત્ રાંડ દુતિ! ધિકક રાંડ બેઇમાન! ધીટકાર તારા વર્ત્તનને માટે! આજ ચારચાર મહિના સુધી તે તરૂણ વેપારીના ઘરમાં રહી હવે સતી થવા નિકળી છે કે! હવે તારી વાત મને જણાવી પતિવ્રતપણું દાખવવાની યુક્તિ સારી લડાવી છે! હ!! અરે! જો, આ મહિનો થયા મારો કંઠ રૂંધાઈ ગયોછે, ચક્ષુઓ રડી રડી નિસ્તેજ બન્યાંછે, શરીર સુકાઇ સુષ્ક કાષ્ટવત્ બન્યુંછે, પ્રાણ મુંઝાઇ વિરહાગ્નિથી ઝુરી ઝરવા લાગ્યો છે, ને એ રાંડ વિશ્વાસઘાતકી ત્યાં મોજમઝા મારેછે. નિમક-હરામ ડાકણી! હમણાંજ તે વ્યભીચારી તરૂણ લુચ્ચાના સમાચાર લઉં છું. ત્રીસ દીવસ થયા હું બગદાદમાં આવ્યો છું, ને હજી તો મને ખબર આપે છે! તને પણ રાંડ સત્વર યોગ્ય શાસન આપું છું સમજી કે!!" દાંત કચકચાવી એકદમ એટલું બોલી ક્રોધમાંજ કાલિફ ઉભો થયો અને વેગમાંજ બહાર આવ્યો. નૂરનીહાર ને સોહિ બંનો તો કાલફિના ક્રોધથી કંપાયમાન્ થઇ ખુણામાંજ ભરાઈ ગઇ. જોસભેર કાલિફ દ્વાર નજીક ગયો, પેહેલો દરવાજો ઉઘડયો ને વજીર વગેરે જે લોકો મુલાકાતે આવ્યા હતા તે સન્માનાર્થે ઉભા થયા. ગાયફરે કાલિફને સાષ્ટાંગદંડવત્નમસ્કાર કર્યો. તે ઉઠી ઉભો થયાબાદ કાલિફે તેને કહ્યું,—"ગાયફર, હું તને આજ મોટું મહત્વનું કામ સોંપવાનો છું. અને તે તાત્કાળ તારે બજાવવું જોઇયે. જા, આરબોના ચારસો સ્વારો સાથે લઇ જા, અને દમાસ્કસનો વ્યાપારી ગનીમ જ્યાં રહેતો હોય તે સ્થળ ઢુંઢી કહાડ. ફાતિમા આજ ચાર મહિના થયા તેની પાસે રહેલી છે. તેણીને ત્યાંથી કેદી બનાવી લાવ અને ગનીમના ઘરને જમીનદોસ્ત કરી નાંખ. તેની માલમિલકત જપ્ત કરી લે. ફાતિમા અહીંઆ આવ્યા બાદ હું અત્રે તેણીની યથાસ્થિત પુજાપાત્રી કરવાને વિસરવાનો નથી. ગનીમને પણ પુરેપુરૂં શાસન આપવાનો મારો ઇરાદો છે. યાદ રાખ કે આ કાર્યનો ન્યાય ઘણોજ ઘાતકી રીતે-પણ ન્યાયજ—એવો થશે કે ફરીથી એવું નિચ કામ કરવાને કોઇપણ હિંમત કરી શકશે નહી; ને એ દાખલા પછી આવા મુર્ખ માણસ યથાસ્થીત

સમજશે કે મારા પ્રત્યે જે માનમરતબાથી વર્તવું જોઈયે તેમ નહિ વર્તવાના શા પરિણામ ભોગવવા પડેછે." મુખ્ય વજીર **ગાયફરે** તો આ આજ્ઞા સાંભળતાંવાર, "મહારાજાની આજ્ઞા મુજબ સત્વર બંદોબસ્ત કરવાને સેવક એક પગે ખડો રહ્યો છે," એમ બોલી નમન કરીને ચાલતી પકડી. તેણે પ્રથમ **ગનીમ** કયાં રહે છે તેનો પત્તો મેળવવા માટે પોતાના એક સરદારને કેટલાક માણસો સાથે રેશમી ઊંચી જાતના કાપડના વેપારીના મુખી પાસે મોકલ્યો. આ સરદારને કાપડના વેપારીના મુખીએ એવું કહ્યું કે,-"હમણા તે કાપડના બજારમાં જણાતો નથી, અને તેપરથી અનુમાન થાય છે કે તે પોતાના સ્વદેશ તરફ રવાના થયો હશે. તે માણસ આળસુની માફક ઘેર બેસી રહેનારો નથી. તેનું રહેવાનું ઠેકાણું દમાસકસનાં દરવાજા પાસેના પરામાં છે એટલુંજ માત્ર હું જાણું છું." **ગનીમ**ની તે હકીકત, મોકલેલા સરદારે એ પ્રમાણે **ગાયફરને** કહી.

એ બાતમી મળતાંવાર **ગાયફર** તેજ સરદારને સાથે લઇ તુર્ત કોટવાલ પાસે ગયો અને પછી તેને પણ પોતાની સાથે લઇ લીધો. તે ઉપરાંત સુતાર, કડીઆ, લુહાર, મજુર વગેરેને પણ હથિયાર સહિત, તે ઘર જમીનદોસ્ત કરવા માટે પોતાની સાથે લીધા. એ તમામ લોકોને સાથે લઇ **ગાયફર ગનીમ**ના ઘર નજદીક આવ્યો અને તેઓને નહાસી જવાનો લાગ ફાવે નહીં એટલા માટે પોતાના સ્વારો પાસે તે ઘરને ચારે તરફથી ઘેરો નંખાવ્યો, અને તે ઘર સઘળા ઘરોથી કેવળ અલગ હોવાથી તેને ઘેરો ઘાલવાનું કામ મુસીબત ભરેલું મુદ્દલ નહોતું. અફસોસ, **શેહેરાજાદીયે શેહેરિયાર** સુલતાનને કહ્યું, સાહેબ, રાજાઓ-**કાલીફ** જેવા પણ કેટલી મુર્ખાઇ વાપરેછે, તેનો આપરથી આપને યોગ્ય ખ્યાલ આવશે. તેઓ વિચારે કે અવિચારે ઘડીમાં રૂઠે ને ઘડીમાં ત્રુઠે તેવા છે. બિચારી **ફાતિમા** અને બાપડો **ગનીમ** કેટલાં નિર્દોષ છે તેનો ખ્યાલ **કાલિફને** કયાં છે. **હરૂન અલરસીદ** ગમે તેવો શ્યાણો કહેવાતો હતો, તદપિ તે મનુષ્યદોષને પાત્ર હતો.

**ફાતિમા** તથા **ગનીમ** આ ક્ષણે માત્ર જમી ઉઠયાં હતાં અને **ફાતિમા** સેહેજ રસ્તાપરની બારીમાં બેઠી બેઠી પાનસોપારી ખાતી હતી, તેણીએ બારીમાંથી ડોકિયું કરી જોયું તો મુખ્ય વજીર છડીસ્વારીએ **ગનીમ**ના ઘર ભણી આવતો તેની નજરે પડયો. આપરથી તેણે અનુમાન કર્યું કે આપણા તથા **ગનીમ**નાપર આ દુઃખદાયક ધાડું આવવા લાગ્યું છે।

પોતાની પત્રિકા ખચીત **કાલિફ્**ના વાંચવામાં આવી છે એવી તેણીની ખાત્રી થઈ, પરંતુ પરિણામ આવું આવશે એવી કલ્પના તેણીના સ્વપ્નામાં પણ આવી નહોતી. કેમકે **કાલિફ્** પોતાના સંબંધી દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરશે અને પ્રેમબંધનથી વિરહાતૂર થયેલો હોઇને પોતાને મળવાને ઘણોજ તે ઉત્કંઠિત થઇ રહેશે એવી તેણીની ખાત્રી હતી. **કાલિફ્**ને બગદાદમાં પોતાની કાંપમાંથી આવ્યાને એક મહિનો થયો તે તેણી બિલકુલ જાણતી નહોતી. **કાલિફ્**ના સંશયી સ્વભાવથી તે કંઈ અજાણી નહોતી તથાપિ તેણીના હૃદયમાં આ વાતનો બિલકુલ ભય નહોતો; કારણ તેણીનું અંતઃકરણ તેણીને સાક્ષી આપતું હતું કે પવિત્રાઇને નાપાક લાંછન કદીપણ લાગી શકતું નથી. તથાપિ **ગાયફૂર** વજીરને છડી સ્વારીએ આવતો જોઇ તેણી થરથર ધ્રુજવા લાગી. તેણી લાગલીજ ભયભીત બનીને **ગનીમ** ભણી દોડી ગઈ. તેણીને પોતાને માટે બીલકુલ ધાસ્તી ઉપજી નહીં. ધાસ્તી માત્ર તેના અંતઃકરણમાં **ગનીમ**ને માટે ઉત્પન્ન થઇ. તેણીને લાગ્યું કે **કાલિફ્** આપણી તમામ હકીકત સાંભળશે તો તુરત દોષમુક્ત થવાને વીલંબ લાગવાનો નથી. પરંતુ **ગનીમ**નું લાવણ્ય, તેનો સરળ સ્વભાવ અને તરૂણાવસ્થા જોતાં તે વિશેષ સંશય યુક્ત થઇ ક્રોધની નજરથી જોશે ને તેથી પરીણામ બહુ ભુંડુ થશે; કેમકે તે **કાલિફ્**નો પ્રતિસ્પર્ધિ છે એમ તે જાણશે. શુધ્ધ અંતઃકરણથી તેણીની **ગનીમ**પર અપૂર્વ પ્રીતિ હતી, પરંતુ **કાલિફ્** પ્રત્યે બેઇમાની કરવાનો દોષ ન લાગે એટલા માટે તેણીએ **ગનીમ**ની સાથે કેવળ મર્યાદિત વર્ત્તન રાખેલું હતું. તેણીને ચોકસ રીતે લાગ્યું કે **કાલિફ્** પોતાની હજુરમાં મને બોલાવશે અને **ગનીમ** તરૂણ અને સુંદર હોવાથી તેનો સંશય અધીકજ વૃધ્ધિગત થયા વિના રહેશે નહીં; અને તેથી ક્રોધાવેશમાં પ્રિયકર **કાલિફ્** નિરપરાધી–નિર્દોષ ને મહામાયાળુ–મારા હૃદયેશ **ગનીમ**નું ડોકું ઉરાડી દેશે. આવા વિચાર તેણીના મનમાં ઉદ્ભવ થવાથી તેણી અત્યંત ચિંતાગ્રસ્ત થઇ ગઇ. તેણીએ ભયભીત થઇને **ગનીમ**ને કહ્યું, "અરે ઘાત થયોરે ઘાત! આ જોયા કે આપણા ઘરની ચારે બાજુએ ફરી વળેલા લોકો?" **ગનીમે** બારીમાંથી ડોકિયું કર્યું તો મુખ્ય વજીર, કોટવાળ, પુષ્કળ સીપાઈઓ, જે અણીયાળા ચકચકીત ભાલા લઇને ચારે બાજુએ ફરી વળ્યા હતા તે નજરે પડયા. આથી તે એટલો તો ગભરાયો કે તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નિકળી શકયો નહીં. તે કેવળ સ્તબ્ધ થઇ ગયો. તેની

શક્તિનો ખામુખાં લોપ થઇ ગયો. તેને દીગ્મૂઢ બનેલો જાણી **ફાતિમા** બોલી,—"મહારાજ, હવે સ્તબ્ધ થઇ બેસવાનો વખત નથી. સમય ખોવો નહીં જોઇયે. મારે માટે કૃપા કરીને એટલું પણ કરો કે જેથી ભવિષ્યમાં મારી આશાઓ ફળીભૂત થવા પામે. આપ આપના મ્હોંપર કાજળ લગાવી ઘો. આખું મ્હોંડું અને હાથ પગ કાળા કરી મુકો અને માથાપર એઠાં વાસણો ઉંચકી ગુલામનો વેષ લઈ અહીંથી નહાસી જાઓ. તમે સ્વારોની વચ્ચેથી જશો તોપણ તમોને કોઇ ગુલામ જાણી અટકાવ કરશે નહીં. 'તારો શેઠ કયાં છે?' એમ જો તમોને પુછવામાં આવે તો તમારે બિનધાસ્તીએ જવાબ વાળવો કે 'તે અંદર છે.' આમ કરવાથી તમારૂં રૂડી રીતે સંરક્ષણ થઇ શકશે." પ્રેમી **ગનીમ**ને પોતાના કરતાં **ફાતિમા**ની વધારે ચિંતા ઉપજી. તેણે તેણીને કહ્યું,—"તમે મને નહાસી જવાનું કહોછો પણ હાય હાય! તમારૂં શું થશે?" **ફાતિમા** બોલી,—"હં, તમે તેની કશી કાળજી કરશો નહીં. હું મારાપર કશું અરીષ્ટ આવવા દેનાર નથી. અત્રે તમારો જે સરસામાન છે તેને માટે પણ તમારે બિલકુલ કાળજી રાખવી નહીં. તમારા પગરખાની સુખતળીને પણ હું કશી ઇજા થવાદેનાર નથી. તમારી તમામ વસ્તુનું હું મારા જીવ પ્રમાણે સંરક્ષણ કરીશ, અને **કાલીફ**નો ક્રોધ શાંત થયા બાદ સર્વ તમારૂં તમોને મળ્યા વિના રહેશે નહીં. પણ હમણાં તમે અહીંથી નહાસી જવામાં બિલકુલ વિલંબ કરો નહીં, કારણ **કાલીફ** ગુસ્સાના આવેશમાં જે હુકમ કરે છે તે કેવળ પ્રાણઘાતકજ હોય છે!" **ગનીમ** એટલો તો ભયભિત ને આકળો બની ગયો કે તેને કશી સુઝ પડી નહીં. તેનાં હૃદયચક્ષુ અંધ બની ગયાં, તેનું કાનપરૂં કાચું પડી ગયું, તેનું આત્મસ્વરૂપ નિસ્તેજ-નિર્માલ્ય બની ગયું, ને તે હાલતાં ચાલતાં ગોથાં ખાવા લાગ્યો. આવી સ્થિતિમાં તે જરૂર પકડાઇ ગયા વિના રહેત નહીં, પરંતુ **ફાતિમા**એ તેનો વેષ લાગલોજ બદલાવી નાંખી તેને દાદરથી નિચે ઉતારી મુકયો. જુદાં પડતાં તે બંનેની અત્યારે જે દશા થઈ તેનું વર્ણન કરવું-પ્રાણનાથ, **શેહરાજાદી** લટકું કરીને બોલી, મહા કઠીણ છે. તે બંનેની હાલત "ગળે ગાંઠ અને મ્હોંડે ડુચો" આપવા જેવી થઇ પડી હતી. બંને જણાએ પરસ્પર કોટી કરી મૌન્ય કલ્પાંત કરવા માંડયું. બાષ્પ બિંદુની ધારા તેમના ગાલપરથી હૃદયપર દડદડ પડવા લાગી અને આખર નિરૂપાયે લમણે હાથ મુકી ભાંગે પગલે **ગનીમ** પ્રિયંવદા **ફાતિમા**થી દૂર થયો. દરવાજામાં

**તેને ગાયફૂર** વજીર સામો મળ્યો, પરંતુ તે જે પુરૂષને પકડવા આવ્યો હતો તેજ પુરૂષ આવો ગંદો ગોબરો હશે એવી તેના મનમાં કેવળ કલ્પના પણ નહીં આવવાથી તેણે 'જવા દ્યો તેને, તેને રોકવાનું કશું પ્રયોજન નથી' એવું તમામ લોકોને મોટેથી બુમ મારી કહ્યું અને તેથી કોઇએ તેના તરફ નિહાળ્યું પણ નહીં. **ગનીમનો** છુટકારો, માથે એઠાં ગંદાં વાસણ લઈ જવાથી સુખરૂપ થયો ને તે શેહેર બાહાર જઇ પહોંચ્યો. આ પ્રમાણે **ગનીમ** સલામત બગદાદ છોડી ગયો ત્યારે **અત્રે ફાતિમા** જ્યાં બેઠી હતી ત્યાં **ગાયફૂર** વજીર આવી પહોંચ્યો. તે જગોએ **ગનીમનો** પૈસોટકો, કાપડની ગાંસડીઓ તથા બીજો કેટલોક સામાન તેની દૃષ્ટિએ પડયો. **ફાતિમાએ ગાયફૂરને** નિહાળતા વાર તેને સાષ્ટાંગ નમસ્કાર કરી બોલી,–"વજીર સાહેબ, મહારાજાએ મને શી શિક્ષા ફરમાવેલી છે તેનાથી કૃપા કરી પ્રથમ મને માહિતગાર કરો. કારણ તે ભોગવવાને, સદ્ધર્મપ્રતિપાળક મહારાજાની આજ્ઞાપાળક થવાને હું તૈયાર છું." **ગાયફૂર** વજીરે પણ તેણીને સામા સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા. જ્યારે **ફાતિમાએ** તેને ઉઠાડયો તે પછી તે બોલ્યો,–"આર્યે, ઈશ્વર કરે અને કોઈપણ પાતકીના હાથનો આપને સ્પર્શ ન થાય. મારા તરફથી આપની પ્રતિષ્ઠાને તલમાત્ર પણ ધોકો પહોંચવાનો નથી. આપ કશું પણ મનમાં ઓછું આણુતાં ના. આ ઘરમાં રહેનારો **ગનીમ** નામનો **દમાસ્કસનો** વેપારી છે તેને તથા આપને મહારાજાધિરાજની હજુરમાં લઇ આવવાનો, નામદાર મહારાજાએ મને હુકમ ફરમાવેલો છે." "ઠીક છે, હું આવવાને તૈયાર છું." **ફાતિમાએ** ઉત્તર આપ્યો,–"પણ આપ જે વેપારી વિષે કહો છો, ને જેણે મારો જીવ બચાવ્યો છે તે હાલ અત્રે નથી. તે આજ એક મહિનો થયો દમાસ્કસ નગરમાં કંઇ કામને માટે ગયેલો છે, અને તેણે તેનો તમામ સામાન–મિલકત વગેરે તે પાછો આવતાં સુધી મારા કબજામાં સોંપેલું છે–માટે કૃપાકરીને આપ આ તમામ મિલકત પુરા બંદોબસ્તથી દરબારમાં સાચવી રાખશો એવી આશા રાખું છું, કારણ તેમાંથી જો કંઇ જશે આવશે તો ફોકટનો મારાપર દોષ આવશે–જે દોષ તેણે કરેલા ઉપકાર માટે કૃતઘ્ન થવા બરોબર છે."

"ઠીક છે," **ગાયફૂર** વજીરે કહ્યું,–"આપના કહેવા પ્રમાણે હું તમામ યથાસ્થિત વ્યવસ્થા કરૂં છું." પછી તેણે મજુરો બોલાવી મંગાવ્યા અને તેઓ પાસે તમામ સામાન ઉપડાવી તે દરબારમાં લઇ જવાને **મશરૂર**

ખોજાને આજ્ઞા આપી. તે પ્રમાણે હમાલ લોકો સામાન લઈ ગયા. બાદ **ગાયફુર** વજીરે કોટવાલના કાનમાં કહ્યું કે, "**ફાતિમાએ ગનીમ અહીં નથી એમ** કહ્યું તથાપિ તેનાપર ભરોંસો રાખી શકાય નહીં; કારણ કદાચિત તે ઘરમાંજ કોઇ જગોએ છુપાઇ રહ્યો હશે. માટે તેની બારીકીથી તપાસ કરજે અને તપાસ્યા પછી પણ જો તેનો શોધ ન લાગે તો ઘર પાડવાને જે માણસોને આપણે લાવેલા છીએ તેઓને તે ઘર જમીનદોસ્ત કરવાને ફરમાવવું અને તે જમીનદોસ્ત થતાં સુધી તારે અત્રેજ રહેવું." આ પ્રમાણે કોટવાળને કહી વજીર **ફાતિમાને** તેની બંને દાસી સહીત રાજમહેલ તરફ લઈ ચાલ્યો. **ગનીમ**ના જે ગુલામો હતા તેની કોઇએ પુછપરછ કીધી નહી. તેઓ આ ગડબડમાં કોણ જાણે ક્યાં જતા રહ્યા હશે તેના આગળ જતાં કશા વર્તમાન મળ્યા નહીં.

વજીરના ફરમાવ્યા પ્રમાણે **ગનીમ**નું ઘર કોટવાળે ખૂબ ઢુંઢાવ્યું પરંતુ તેનો કશો પત્તો નહીં લાગવાથી તે ઘર જમીનદોસ્ત કરવાનો આખરે માણસોને હુકમ આપ્યો; અને આજ્ઞા આપ્યા પછી તેમાં વળી વખત શો લાગવાનો હતો ? ચાર ઘડીની અંદર તે સુંદર ઇમારતની કશી નિશાનિ પણ હાથ લાગે તેમ રહ્યું નહીં ! કોટવાળે **ગનીમ** મળી આવ્યો નહીં એવા સમાચાર કહેવરાવ્યા અને તે સમાચાર વજીરને રસ્તામાંજ મળ્યા. **કાલીફ** પાસે જઇ પહોંચતાં વાર **હરૂન અલરસીદે** વજીરને પુછ્યું, "કેમ-બરોબર હુકમ બજાવ્યો કે ?" વજીરે મજરો કરી ઉત્તર આપ્યોઃ-"મહારાજ, જે ઘરમાં **ગનીમ** રહેતો હતો તે ઘર જમીનદોસ્ત કરવામાં આવ્યું છે અને હું **ફાતિમાને** આપ નામદાર મહારાજાધિરાજની હજુરમાં લઇ આવ્યો છું. તેણી દરવાજામાં ઉભી છે. આપની આજ્ઞા હોય તો અંદર બોલાવું. **ગનીમ**ની અમે પુષ્કળ શોધ કરી તથાપિ આખરે તેનો પત્તો લાગ્યોજ નહીં. **ફાતિમા** કહે છે કે આજ મહિનો થયો તે **દમાસ્કસ** કંઇ કામ માટે ગયલો છે."

**ગનીમ**નો પત્તો લાગતો નથી એવું સાંભળતાંવાર **કાલિફ** અત્યંત ક્રોધાયમાન થયો. **ફાતિમા** કેવળ જુઠી અને પુંશ્ચલી છે તેવો ગ્રહ મકમપણે તેના મનમાં ઠસી જવાથી તેણીનું સુખાવલોન કરવાનુ પણ તેને યોગ્ય લાગ્યું નહીં. તેણે તાતકાળ **મશરૂર** ખોજાને હુકમ કર્યો કે,-"**મશરૂર,** આ લબાડ, નઠોર, વ્યભિચારણી **ફાતિમાને** લઇજા, અને પેલા કાળા કિલ્લાની અંધારી કોટડીમાં કેદ કર." આ કિલ્લો રાજમહેલની પડોસમાંજ હતો

અને **કાલિફ્**ના કોઇપણ પ્રીતિપાત્ર માણસે કંઇપણ ઘોર અપરાધ કર્યો હોય ને તેનાપરથી પ્રીતિ છુટી હોય તેઓનેજ તે અંધારા દોજખમાં પુરવામાં આવતા હતા.

**મશરૂર**ને આવાપ્રકારના હુકમો બજાવવાનો પ્રસંગ વારંવાર આવતો હતો. તથાપિ આવી અન્યાયથી કોઇને પણ **કાલિફે** શિક્ષા કરેલી નહીં હોવાથી **મશરૂર**ને ઘણું માઠું લાગ્યું. પણ કરે શું ? **કાલિફ્**ની પાસે ચેં કે ચું કરવાની કોની હિમ્મત ! **ફાતિમા** ઉપરનો ઠરાવ સાંભળતાંવાર ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. **કાલિફ્** આપણું બોલવું પ્રથમ સાંભળી લેશે એવું અગાઉ તેણીને ભાસ્યું હતું, પરંતુ દૈવની ગતિ વિચિત્ર હોય છે. દૈવ એકવાર પ્રતિકૂળ થયું એટલે જે પોતાના મિત્રો હોય છે તેઓ પણ શત્રુ થતાં વિલંબ લાગતો નથી, આશાની નિરાશા થાય છે, અને સુખકારક સાધનો દુઃખનાં કારણો થઇ રહે છે. સારાંશ, ચારે બાજુએથી 'પડતીપર પચાશ' એ કહેવત પ્રમાણે કડડડધુસ કરતી લોઢાની પનોતી એવી તો જોરથી ભેટે છે કે માણસનું સુદૈવ કોણ જાણે કયાંએ નહાસી જાય છે, જે શોધ્યું પણ હાથ લાગતું નથી ! હવે કશો ઇલાજ નથી એમ સમજી બાપડી નિર્દોષ **ફાતિમા** શિક્ષા ભોગવવાને નસીબપર હાથ મુકી તૈયાર થઇ ગઈ. અને **મશરૂર** મહા દુઃખથી તેણીને કિલ્લાપરના કારાગૃહમાં લઈ ગયો ને ત્યાં દાખલ કરી, નિરાશ હૃદયે ધીમે પગલે પાછો ફર્યો, કેમકે તે સારી રીતે જાણતો હતો કે **ફાતિમા** નિર્દોષ હોવી જોઇએ, ને **કાલિફ્**નો હુકમ અન્યાયી છે. પણ ચિઠ્ઠીનો ચાકર તે ચાકરજ !

એટલું થયા બાદ વજીર વગેરે લોકોને રજા આપી, **કાલિફે** પોતાના સ્વહસ્તે **સીરિયા**નો માંડળીક રાજા જે તેનો ભત્રિજો થતો હતો તેને અતિ ક્રોધાવેશમાં નીચે પ્રમાણે કાગળ લખ્યો.

**"કાલિફ્ હરૂન અલરશીદ તરફથી**

**"સીરિયાના રાજા મહંમદ ઝેનબી જોગ:**

"લખવાનું કારણ કે **દમાસ્કસ**નો **ગનીમ** નામનો વેપારી જે **આબુ અયુબ**નો પુત્ર થાય છે તેણે અમારી નાટિકાઓ પૈકી અત્યંત પ્રિયકર એવી **ફાતિમા** નામની સુભાષિણીને લલચાવી ફોસલાવી પોતાના કબજામાં લઇ હાલ તે કોઇ સ્થળે ગુમ થઇ ગયો છે. એટલા માટે તમોને એ ઈચ્છા જણાવવામાં આવે છે કે આ પત્ર વાંચતાંવાર **ગનીમ**ને પકડી કેદી

કરવો અને તેના હાથ પગમાં બેડીઓ પેહેરાવી એક સરખો ત્રણ દહાડા સુધી ગામ આખામાં અવળે ગધેડે બેસાડીફેરવવો અને નિત્ય નેતરના પચાસ ફટકા એવા તો જોરથી લગાવવા કે તેની પીઠપર રક્ત ભરેલા લીલામા ઉઠી આવે ! અવળા ગધેડાપર તેને ફેરવતી વખતે એક માણસ પાસે એવી થાળી પીટાવવવી કે 'કાલિફ સરકારની એક નાટિ-કા સાથે બદકર્મ કરનાર આ દુષ્ટ માણસ છે, અને તેના અપ-રાધના બદલામાં તેને ઘણીજ જુજ–નામની શિક્ષા કરવામાં આવે છે.' આટલું થયા બાદ તેની સાથે નાગી તરવારોનો ચોકી પહેરો આપી તેને અમારી હજુરમાં મોકલાવી દેવો. તેનું તમામ ઘરબાર માલમિલકત લુટાવવી અને તેનું ઘર જમીનદોસ્ત કરી તેમાં ખેતરની પેઠે હળ ફેરવા-વવું. તેના ઘરનાં લાકડાં, બારોટિયાં, ઇંટો વગેરે સામાન શેહેરથી દૂર ફેંકી દેવો. શિવાય તેના માબાપ, ભાઇભાંડુ, સ્ત્રી, બેહેન, છોકરાં છૈઆં વગેરે જે કોઈ હોય તેઓને કેવળ નવસ્ત્રાં કરી, ત્રણ દહાડા સુધી શેહેર આખામાં તેઓનું સરઘસ કાઢી ફેરવવું અને તેઓને જાહેર ચોકમાં ડામ દેવા અને થાળી પીટી લોકોને જાહેર કરવું કે 'જો કોઈ તેઓને આશરો આપશે તો તેને ફાંસીએ લટકાવવામાં વિલંબ લાગશે નહીં.' આ પ્રમાણે હુકમ-નો અમલ કરવામાં એક ક્ષણનો પણ વિલંબ લગાડવો નહીં, અને જો હુકમનો કોઈપણ પ્રકારે અનાદર થશે તો તેથી યાદરાખજો કે તમારા હકમાં મહાનુકસાન થયા વિના રહેશે નહીં."

"લી. શુભેચ્છક હરૂન અલરશીદ."

એ પ્રમાણે પત્ર લખી કાલિફે એક સાંઢણીસ્વારને આપ્યો અને તેને બને તેટલી ત્વરાએ જવાનો હુકમ આપ્યો. એટલુંજ નહીં પરંતુ ઝેનબી રાજાએ અમલ શી રીતે બજાવ્યો તેના ઘણીજ ત્વરાથી સમાચાર મળવા માટે કેટલાંક કાસદીયાં ખબુતરો* તે સ્વારને સાથે લઇ જવાને ફરમાવ્યું. બગદાદના ખબુતરોમાં આ ગુણ વિશેષ પ્રકાશિત હતો કે તેઓને ગમે તેટલાં દૂર મુકી દીધાં હોય તોપણ તેઓ વગર ભુલે બગદાદમાં પાછાં આવી શકતાં હતાં. વળી જે ખબુતરો બચ્ચાંવાળાં હોય તેઓ તો નહીં

---

* હાલની નવિ શોધ કરનારાઓ એમ જણાવે છે કે કાસદીયાં ખબુતરોને શિખવવાની રીત પ્રથમ ન્હોતી; તે વાસ્તે તકલીદી છે. આ ખબુતરોનો ઉપ-યોગ છેલ્લા ફ્રેન્કોજર્મન યુદ્ધમાં સારી રીતે થયો હતો.

માની શકાય એટલાં જલદીથી પાછાં આવતાં હતાં. આથી જ્યારે કંઇ વધારે ઉતાવળું કામ હોય ત્યારે ખબુતરની ડોકે પત્ર બાંધી મોકળું મુકયું કે તે તરતજ બગદાદમાં પોતાને સ્થળે દાખલ થઈ જઇ પત્ર પહોંચાડતું હતું. જે કાર્ય એટલું સત્વર કરવાનું, માણસથી કે પશુ વાહનોથી પણ બનવું મહા મુશકેલ તે કાળમાં ગણાતું હતું.

પૂર્વમાં મેં કહ્યા પ્રમાણે **કાલિફનો** હુકમ થતાંવાર સાંઢણી સ્વાર મોટ મોટી રાત ને દિવસ મજલો કરતો દમાસ્કસમાં તાબડતોબ જઇ પહોંચ્યો. તે પરભારોજ **ઝેનબી** રાજાના દરબારમાં દાખલ થયો. સ્વારે પત્ર સિંહાસનારૂઢ થયેલા રાજાના હાથમાં મુકયો અને તેપરના અક્ષર ઓળખતાંવાર **મહમદ ઝેનબી** રાજાએ સિંહાસન ઉપરથી ઉઠી પોતાના મસ્તકપર ચઢાવી તેનું પ્રેમથી ચુંબન લીધું. તેમ કરી તેણે એવું દર્શાવ્યું કે આ કાગળમાં જે કંઇ હુકમ આવેલો હશે તે મને સર્વ પ્રકારે માન્ય છે. પછી તેણે તે પત્ર ફોડી વાંચી જોયો; અને તાત્કાળજ સિંહાસનપરથી ઉતરી ઘોડાપર બેઠો. પોતાના મુખ્ય કારભારીઓ, શેહેરનો કોટવાળ તથા સિપાઇઓને સાથે લઇ તે **ગનીમને** ઘેર ગયો.

**ગનીમે** દમાસ્કસથી ગયાબાદ ઘેર પોતાની માતુશ્રીને બિલકુલ પત્ર મોકલાવ્યો નહોતો. પરંતુ તેની સાથે બીજા વેપારીઓ બગદાદ ગયેલા હતા તેઓ જ્યારે પાછા આવ્યા ત્યારે તેઓએ **ગનીમના** કુશળ સમાચાર કહ્યા હતા. તથાપિ તે તેઓની સાથે પાછો આવ્યો નહીં, અને તેના તરફથી કાગળપત્ર પણ નહોવાથી તેની માતુશ્રી ઘણીજ ખિન્ન થઇ. તેણીને લાગ્યું કે ખચીત મારો પ્રિય પુત્ર મરણ પામ્યો છે. તેણીએ તેથી શોકવસ્ત્રો ધારણ કર્યાં અને તેણીએ પોતાની સમક્ષજ **ગનીમ** જાણે મરણ પામ્યો હોય તેવા પ્રકારનું સુતક પાળી સંસ્કારવિધિ ચલાવવા માંડી. **ગનીમની** માતુશ્રીના જેવો પુત્ર શોક આજ સુધી કોઇનીપણ માતાને થયેલો નહી હશે. તેણીનું દુઃખ દિવસો દિવસ કમી નહીં થતાં ઉલટું વૃદ્ધિગત થતું ગયું. તેણીએ પોતાના આંગણામાં એક દરગાહ બંધાવી; અને તેમાં પોતાના પુત્રનું પુતળું બેસાડયું અને તેને કાળાં વસ્ત્રો પહેરાવ્યાં. આ જગોએ ખરેખર પોતાનો પુત્ર દફનાવ્યો છે એમ માનીને તેણી તે કબર સમક્ષ એક સરખી રડતી બેસી રહેતી હતી અને તેની પરમ્ રૂપવતી કન્યા **અલકોલ્સમ** પણ પોતાના ભાઇના શોકને ખાતર હમેશાં તેની સાથે અશ્રુ પાડતી હતી.

એ પ્રમાણે ઘણા દહાડા સુધી તે મા ને બેહેને એક સરખો ક્રમ

ચાલુ રાખ્યો. તેઓનું રૂદન સાંભળી આડોસી પાડોસીઓને પણ મહા દુઃખ ઉપજ્યું. એ પ્રમાણે મા દિકરી **ગનીમ**ની કબર પાસે શોક કરતી બેઠી હતી તેવામાંજ **ઝેનબી** તેના દરવાજામાં દાખલ થયો ને તેણે દરવાજો ખડખાવ્યો; એટલે અંદરથી એક દાસીએ તે ઉઘાડયો. લાગલોજ **ઝેનબી**એ અંદર પ્રવેશ કરી 'આબુઅયુબનો પુત્ર **ગનીમ** કયાં છે' એવો પોકાર કીધો.

લોંડી, **ઝેનબી** રાજાને કદી ઓળખતી નહોતી, પરંતુ તેનો દિવ્ય ચેહેરો તથા ડોળડમાક નિહાળી તેણીએ અનુમાન કર્યું કે આ કોઇપણ દમાસ્કસનો મોટો રાજદ્વારી પુરૂષ હોવો જોઇએ. તેણીએ **ઝેનબી**ને કહ્યું,–"સાહેબ, આપ કહો છો તે **ગનીમ** તો આજ ઘણા દહાડા થયા મરણ પામ્યો છે. આ જુઓ મારી શેઠાણી, તેની માતુશ્રી, તેની કબર પાસે રડતી બેઠી છે." **ઝેનબી**એ તેણીના બોલવા તરફ બિલકુલ લક્ષ નહીં આપતાં **ગનીમ**નો શોધ કરવા માટે પોતાના માણસોને ઘર ઢુંઢવાનો હુકમ આપ્યો. પોતે તેની કબર પાસે ગયો તો ત્યાં **ગનીમ**ની મા અને બેહેન એક સાદડીપર રડતાં બેઠેલાં હતાં. રડીરડીને તેઓની આંખો સુઝેલી હતી અને અશ્રુથી તેઓનાં સર્વાંગો ભીંજાયલાં હતાં એવું તેના જોવામાં આવ્યું. કબરના દરવાજા પાસે કોઇ પુરૂષ આવેલો છે એવું જાણતાં વાર તે બાપડીઓએ પોતાના મ્હોંપર બુરખાઓ નાંખ્યા. **ગનીમ**ની માતુશ્રીએ **ઝેનબી**ને ઓળખી કહાડયો. તેણીએ તાત્કાળ ઉઠી તેના પગપર માથું મુકી સાષ્ટાંગ નમસ્કાર કર્યો. રાજા **ઝેનબી**એ તેણીને કહ્યું,–"ગુણવંતીબાઇ! તમારા પુત્ર **ગનીમ**ના શોધને માટે હું આવેલો છું. તે અહીંયા છે કે?" તેણીએ ઉત્તર આપ્યો,–"મહારાજ, શું કહું! તે મરણ પામ્યાને ઘણા દહાડા થયા! પ્રભુ ઇચ્છાએ મેં મારે હાથે એને ઠાઠડીમાં મુકયો હોત, ને આરામગાહમાં તેનાં હાડકાં પુર્યાં હોત તો હું કંઇક શાંતિ પામત, પરંતુ કશુંજ પુત્રસુખ મારા નસીબમાં સરજેલું નહીં હશે ત્યાં ઇલાજ શો? અરે બેટા **ગનીયા**!! તું કયાં છે? તારા વગર મારો મનખો ફોકટ છે. તું બગદાદમાં ગયો તે હમેશને માટેજ ગયો! હાય પુત્ર, હાય!" તેણીને એ પછી એટલું તો અપરિમિત દુઃખ થયું કે તેણી એથી એક શબ્દ પણ વધારે બોલી શકી નહીં.

રાજા **ઝેનબી**નો સ્વભાવ દયાળુ હોવાથી તેણીની તેવી અવસ્થા નિહાળી તે પણ ગદગદિત કંઠનો બની ગયો. તે મનમાં બોલ્યો,–"**ગનીમ**

એકલોજ જો ગુન્હેગાર છે તો પછી તેની મા અને બેહેનને શા માટે શિક્ષા આપવી જોઇએ? તે બાપડાંઓએ શો અપરાધ કરેલો છે? અરેરે! નિર્દય–હૃદયરહિત હરૂન અલરશીદ! તેં મારે સ્વહસ્તે આ બાપડાં નિર્દોષને ઝબેહ કરવાનો ઈરાદો રાખ્યો છે? રે હું મંદભાગી છું, અભાગિયો છું કે તારા વેરને માટે મને કસાઇનું કામ કરવાનો હુકમ આપ્યો છે. બસ કર, મારાથી નિર્દોષ તરફ અપરાધ નહિ થાય. બાપડાંઓને ખોટી રીતે તેણે છળ કરવાનો ઇરાદો રાખેલો હોય એમ માલમ પડે છે."

ઝેનબીએ ગનીમનો શોધ કરવા માટે આખું ઘર શોધી વળવાને માણસોને હુકમ આપ્યો હતો તેઓએ પાછા આવીને કહ્યું કે,–"અમે ઘર આખું ઢુંઢી વળ્યા, પરંતુ ગનીમ જડયો નહિ." ત્યારે આ બાઇઓ કહે છે તે કંઇ ખોટું નથી એમ તેને લાગ્યું. તે બંને બાઇઓના ચક્ષુઓમાંથી જે અશ્રુધારાઓ ચાલી રહી હતી તે જોઈને રાજાના મનમાં તેણીઓના બોલવા વિષે બિલકુલ શક રહ્યો નહીં. અને તેથી કાલિફનો હુકમ બજાવવાના કામથી તેને અપાર દુઃખ ઉપજ્યું. પરંતુ તેના મનમાં દયા ઉપજવાથી લાભ શો? પોતાના હુકમનો અનાદર થયો એવું કાલિફના જાણવામાં આવતાંવાર તે કદીપણ આપણને પદચ્યુત કર્યા વિના રહેશે નહીં એવું તેને ભય ઉપજ્યું, કારણ તે કાલિફના ગુસ્સાને સારી રીતે પીછાણતો હતો. અને તેથી આખરે તેણે પણ નિરૂપાયે પોતાનું અંતઃકરણ નિષ્ઠુર કરવું પડયું. તેણે ગનીમની માતાને કહ્યું,–"માતુશ્રી, તમે તમારી કન્યાને લઇને બહાર નિકળો. અહીંયા તમોને રહેવામાં ઘણું જોખમ છે." બહાર આવતાંવાર તે બાઇઓને કોઇ કનડે નહીં માટે ઝેનબી રાજાએ પોતાનો ઝભ્ભો કહાડીને તેઓના અંગપર નાંખ્યો. તે ઘણોજ મોટો હોવાથી તે બંનેનાં શરીર ઢંકાઇ ગયાં. તે બાપડીઓની કોઇપણ અમર્યાદા કરશે માટે ઝેનબીએ તેઓને પોતાની પાસે ઉભાં રહેવાને ફરમાવ્યું. પછી તે ઘર લુટવાને પોતાના દરબારી સિપાઇઓને ફરમાવ્યું. હુકમ મળ્યા પછી પુછવું શું? બે ત્રણ કલાકમાં સઘળું સત્યાનાશ વળી ગયું! દ્રવ્ય અને ઝવેરાતથી ભરેલી મોટમોટી પેટી પેટારાઓ, ઈરાન અને હિંદુસ્તાન દેશની બેમુલ્ય સેત્રંજીયો, ગાલીચાઓ, બેનમુન ચિનાઇ કામ અને બીજો સેંકડો પ્રકારનો સામાન જે ઘરમાં ભર્યો હતો,–જે જાણે પ્રત્યક્ષ લક્ષ્મીરાણીજ ઘરમાં હાજરાહજુર બિરાજેલી છે કે શું એવો ત્યાં સદા આભાસ થતો હતો તે ઘર માત્ર એક પ્રહરની

અંદર જંગલ સરખું ઉજડ વેરાન થઇ ગયું. બદમાસ લોકોને માટે તે દહાડો આનંદનો મનાયો અને પ્રમાણિક સદાચારી લોકોએ સખેદાશ્ચર્યથી બાષ્પબિંદુ પાડયાં. બદમાશ લોકો આનંદથી ઉછળવા લાગ્યા-તેઓએ મ-રજીમાં આવે તેમ લુંટવા ઝુંટવા માંડયું. ગનીમની મા અને બેહેનને આમ થવાનું કારણ મુદલ માલમ નહીં હોવાથી પરાકાષ્ટ આશ્ચર્ય અને દુ:ખ ઉપજ્યું.

ગનીમનું ઘર લુંટાયા બાદ ઝેનબી રાજાએ ગનીમની કબર પણ પાડી નાંખવાનો કોટવાળને હુકમ ફરમાવ્યો. તે કામ જ્યારે ચલાવવામાં આવ્યું ત્યારે ઝેનબી, ગનીમની મા તથા બેહેનને રાજ્યમોહોલમાં લઈ ગયો. કાલિફ્નો હુકમ કહી સંભળાવવા માટે ઝેનબીને મહાદુ:ખ ઉપજ્યું. તેણે નિશ્વાસ નાંખી તેઓને કહ્યું,-"બાઇઓ, તમોને નાગીઉઘાડી કરી ત્રણ દહાડા સુધી દરરોજ ગામમાં ફેરવવાનો કાલિફ્નો હુકમ છે. આ અત્યંત ક્રૂરપણાની શિક્ષા અમલમાં લાવવાનું કામ મને સોંપવામાં આ-વવાથી મને અપાર કષ્ટ ઉપજે છે પણ ઇલાજ શો ? મારાથી તે હુકમનો અનાદર થાય તેમ નથી. જો હું તે કરવા જાઉં તો પછી મારા હાલ તમારાથી પણ વિશેષ ભુંડા થાય." એટલું બોલતાંવાર તેના અંગ-ઉપર રોમાંચ ખડાં થયાં ને અત્યંત શોકને પામ્યો, છતાં તેને લાગ્યું કે આપણે કાલિફ્નો હુકમ બજાવવામાં ઢીલ કરવાથી તે જરૂર પદચ્યુત કરશે-એવા પ્રકારનો જોકે તેના કાળજામાં ભય હતો તથાપિ તે સ્ત્રીઓને કેવળ નાગી ઉઘાડી ફેરવવાનું માંડીવાળી તેણે ખાદીના પાય-જામા તથા ખાદીની ઓઢણી ઓઢવાનો હુકમ આપ્યો.

બીજે દહાડે કાલિફ્ની ક્રોધાગ્નિમાં આહુતિ આપવા માટે આ બંને સ્ત્રીઓનું બળીદાન બહાર કહાડયું. પ્રથમ તેઓનાં મુળ કપડાં ઉતરાવી ખાદીનો પોષાક પહેરવા આપ્યો. તે બાઇઓના કેશ મોકળા કરવાને ફર-માવ્યું અને તેવી હાલતમાં આખા શેહેરમાં તે બાપડીઓને ભુંડે હાલહ-વાલે ફેરવવામાં આવી. અલકોલમના કેશ ઘણા સુંદર મનોહર અને બેહદ લાંબા હતા. જાણે શિરપર નાગણી વિટાળી હોય શું ! તેણી જ્યારે ચાલતી હતી ત્યારે તે જમીનપર ઘસડાતા હતા. કોટવાળ અને તેના હાથ નિચેના માણસો આ વખતે સાથેજ હતા. એક ડાંડીયો પણ સાથે સાથે ફરતો હતો-તે સર્વે લોકોને ડાંડીપીટીને જણાવતો હતો કે " જેઓ સર્વોપરી મહારાજાના કોપમાં આવે છે તેને આ ફળ મળે છે!"

દમાસ્કસના મોહલ્લામાં ખુલ્લે મોઢે, ખુલ્લે પગે ને બુરખા વગર તે નિરપરાધી બાઇઓનું આ પ્રમાણે સરઘસ ફરતું હતું. તે નિહાળી સર્વ લોકોના ચક્ષુઓમાંથી દડદડ આંસુઓ નિકળતાં હતાં. મુખ્યત્વે કરીને સ્ત્રીઓએ તો નિર્દોષ અલકોલમનું સૌંદર્ય અને તારૂણ્ય નિહાળી અરરના ઉંડા નિશ્વાસના એટલાતો ઉદ્‌ગારો કહાડયા કે કેવળ રસ્તામાં કળાહોળ મચી રહ્યો, શત્રુની પણ છાતી ફાટી જાય તેવા પ્રકારે શેહેર આખામાં રડરડાટ થઇ રહ્યો. ડાંડીયાનો પોકાર અને તે બાઇઓનો દયાજનક દેખાવ નિરખી નાહનાં બાળકો પણ રડવા લાગ્યાં! સારાંશ તે વખતે એટલો તો હાહાકાર વર્તાઈ રહ્યો કે એકાદા શત્રુએ આખા શેહેરમાં આગ લગાડી લોકોપર એક સરખી ઉઘાડી તલવાર ચલાવી હોય ને શેહેરને બાળીને ભસ્મ કીધું હોય, પણ એવી દુઃખકારક ભંયકર સ્થિતિ થાય નહિ, તે કરતાં વધારે ભય વ્યાપી રહ્યો.

એ પ્રમાણે મધ્યરાત્રી સુધી ચાલ્યું. પછી તે મા દિકરીને ઝેનબી રાજાના દરબારમાં પાછાં લાવી રાખ્યાં. તેઓને અડવાણે પગે ચાલવાનો કદીપણ પ્રસંગ આવ્યો નહોતો, તેથી થાકીને તેઓ કેવળ આકુળ" વ્યાકુળ બની રહી હતી, એટલુંજ નહીં પરંતુ મુર્છાનાં પણ તેઓ અભાગીયાં ભોગી થઈ પડયાં! તેઓની તે અવસ્થા નિહાળી ઝેનબી રાજાની રાણીને અત્યંત માઠું લાગ્યું અને કોઇએ પણ તેણીનું દુઃખ કમી થાય તેમ કરવું નહીં એવો જો કે કાલિફનો હુકમ હતો તથાપિ તેણીએ પોતાની દાસીઓની પાસે ભોજન મોકલાવ્યું અને તેઓને દિલાસો આપવાનાં વચનો કહેવરાવી આરામ ને થાકના ઉતાર માટે મદ્ય પણ મોકલાવ્યું.

તે દાસીઓએ તેઓની પાસે આવીને જોયું તો મા દીકરી બંને નિશ્ચેષ્ટિત ધરણીપર ઢળી પડેલી હતી. તેઓને પુષ્કળ બુમો મારી, પરંતુ તેઓ શુધ્ધિપર આવવાનાં ચિન્હ જોવામાં આવ્યાં નહીં. પછી દાસીઓએ તેમનાં મ્હોંપર પાણી છંટકાર્યું તથા શિતળ પવન ઢાળ્યો—અને એવી રીતે તે મહાપ્રયાસે શુધ્ધિપર આવી. ગનીમની માતુશ્રીએ રાણીની કૃપા પ્રસાદી માટે મહાઆભાર માન્યો. તે દાસી પૈકી એક જણીએ કહ્યું—"કુળવંતીબાઇ, અમોને તમારી આ અવસ્થા જોઇ મહાવ્યથા પ્રાપ્ત થાય છે. સિરિયાની રાણી સાહેબે અમોને તમારી શુશ્રૂષા કરવા માટે મોકલાવેલી છે અને તેથી અમોને અત્યાનંદ પ્રાપ્ત થયા વિના રહેતો નથી. ખરૂં પુછો તો રાણી સાહેબ અને ખુદ મહારાજા ઝેનબી સુધ્ધાં

તમારી આ કેવળ ક્રૂર શિક્ષાથી કમકમી રહ્યા છે. તેઓને તમારે માટે ઘણી દયા આવે છે." ગનીમની માતાએ તે દાસીને કહ્યું,–"રાણી સાહેબનો અમારાપર જે ઉપકાર થયો છે તેથી અમો કદાચ અમારી ચામડીના જોડા શીવી તેણીના પગમાં પહેરાવીએ તોપણ તેનો બદલો વળે તેમ નથી. તમે કૃપા કરી તેઓને મારો આભાર પ્રદર્શિત કરો." પછી થોડી વાર સુધી મુંગેમ્હોડે પરમેશ્વરનું સ્મરણ કરી વળી તેણે વિશેષમાં તે દાસીને કહ્યું,–"અહો બાઇ, **કાલિફ** મહારાજાએ અમારાપર આ જે જુલમ ગુજાર્યો છે તેનું કારણ શું તે સરકારે અમોને જણાવ્યું નથી તેનું કારણ શું?" તે બાઈએ તેણીને ઉત્તર આપ્યો,–"બાઈ સાહેબ, તમારાપર આટલો જુલમ ગુજારવાનું કારણ તમારો પુત્ર **ગનીમ** છે. તમે તે મરણ પામ્યો છે એમ સમજો છો, પરંતુ તે મરણ પામેલો નથી. તેણે **કાલિફ**ની પ્રિયાંગના **ફાતિમા**ને ફોસલાવી નસાડી એવો તેનાપર આરોપ મેલવામાં આવ્યો છે. પરંતુ ખુદ આરોપી તો કોણ જાણે કયાંએ નહાસી ગયો, અને "ઓલીની બલા ઢોલીપર" એવી ગત **કાલિફ** મહારાજાએ કરી છે. તમારા પુત્રપરનો રોષ તમારાપર ગેરવાજબી રીતે ઉતારવામાં આવ્યો છે અને તે તેના અન્યાયને માટે સર્વ લોકો એક અવાજે તેને દોષ આપે છે. પરંતુ સર્વ કોઇ નિરૂપાય છે–તેની પાસે કોઈની પણ તાકાદ ચાલી શકે તેમ નથી. **કાલિફ**ની ઈતરાજીનો ભય ખુદ નામદાર **ઝેનબી**ને પણ હોવાથી તેણે તે હુકમ નિરૂપાયે અમલમાં આણ્યો છે; તો પછી અમારા હાથથી શું બનવાનું હતું? તમારૂં દુઃખ જોઇને માત્ર અમારે દુઃખી થવું એટલુંજ! તથાપિ બાઈ, અમે તમોને વિનયપૂર્વક કહીએ છિયે કે તમે ધૈર્ય તજશો નહીં. આ આટલું યાદ રાખો કે 'ગર્વ મટે સુખ અવસરે, દુઃખ અવસર હરખાય; જો રાખે હૃદયે લખી, આ દિન પણ વહી જાય.'"

**ગનીમ**ની માતાએ કહ્યું,–"મારા પુત્રની મને ખાત્રી છે. મેં તેને નાહનપણમાં ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપેલું છે અને નામદાર **કાલિફ** પોતાને કેટલા પુજ્ય છે તે તે જાણતો નથી એમ બનેજ નહીં. ખરે, સાચે, હું ખાત્રીથી કહું છું કે જે ગુન્હો કરવાનો તેનાપર આરોપ આવેલો છે તે અપરાધ ખચીત તેના હાથથી બન્યોજ નથી. પરંતુ તમે કહો છો કે તે અદ્યાપિ જીવતો છે તેથી મારા સર્વ દુઃખનો પરિહાર થાય છે!" પછી તેણી આનંદનાં ઉભરાઇ જતાં હૃદયથી બોલી,–"રે **ગનીમ**! શું મારો પ્રિય પુત્ર **ગનીમ** જીવતો છે?! જો તે પ્રભુ કૃપાથી જીવતો

હશે તો મને પછી કોઇપણ વાતનું દુઃખ નથી; મારૂં ઘરબાર અને દ્રવ્ય કે સંપત્તિ તેની પાસે હું કશી બિસાદમાં ગણતી નથી. કાલિફ્ મહારાજા ભલે મને અત્યંત ક્રૂરપણે છળવાનો ક્રમ ચાલુ રાખે તોપણ તે મારા પ્રિય પુત્રને માટેજ કેની? કાંઇ ચિંતા નહીં, તે હું મોટી ખુશીથી અંગીકાર કરીશ! ફક્ત હવે માત્ર આ પુત્રીને માટે મને મહામાઠું લાગે છે, તથાપિ તેણી પોતાના ભાઇને માટે મારી સાથે રહી ખુશીથી દુઃખ સહન કરશે એવી મારી સંપૂર્ણ ખાત્રી છે."

**અલકોલમ** અત્યાર સુધી સ્તબ્ધ બેઠી હતી; તેણીએ પોતાની માતુશ્રીના ઉપરના શબ્દો સાંભળતાંવાર તેણીને સપ્રેમ દ્રઢઆલિંગન આપ્યું અને બહુ પ્રેમથી કહ્યું,–"માતુશ્રી, ભાઇને માટે તને જે જે દુઃખભોગવવું પડશે તેમાં હું પણ તારી અચળ ભાગીદાર છું હો! મારા ભાઇને માટે હું શું નહિ કરૂં?"

એ મુજબ તે માતા કન્યા અશ્રુપાત કરતાં અને નિસાસા નાખતાં પરસ્પર આલિંગન આપી પુષ્કળ વખત સુધી બેઠાં. તે જોઇને દાસીઓને પણ મહાદુઃખ પ્રાપ્ત થયું. દાસીઓએ **ગનીમ**ની માતાને ભોજન કરવાનો અત્યાગ્રહ કરવાથી તેણે તેઓને માઠું ન લાગે માટે બબે ગ્રાસ ભર્યા, તથા **અલકોલમે** પણ તે પ્રમાણે કર્યું.

**ગનીમ**નાં જે કોઇ સગાં સંબંધી હોય તેઓને પણ નાગા ટાટ કરી આખા ગામમાં ઢંઢેરા સાથે ફેરવવાનો **કાલિફ**નો સખ્ત હુકમ છતાં બે દહાડા આ બંને સ્ત્રીઓનું નિરૂપાયે સરઘસ ગામ આખામાં કહાડવામાં આવ્યું. અને તે બંને વખત આખા ગામમાં એક સરખો કલાહોલ થઇ રહ્યો. પેહેલા દિવસ કરતાં બીજે દહાડે અને ત્રીજે દહાડે જ્યારે સરઘસ કહાડવામાં આવ્યું ત્યારે કંઇ નિરાળાજ પ્રકારની છાયા **ગનીમ**ની માતા અને બેહેનની મુખશ્રી ઉપર છવાયલી માલુમ પડી. પેહેલે દહાડે માણસોની રસ્તામાં એકસરખી ગીરદી થઈ રહી હતી. પરંતુ ત્યાર પછીના બે દહાડા સુધી કોઈપણ માણસ તેઓને નિહાળવા ઘરની બહાર નિકળ્યું નહીં. **આબુઅયુબ**ની સ્ત્રી અને કન્યાની આવી દુઃખદાયક સ્થિતિ થયલી જાણી સર્વે વેપારી લોકો સંતપ્ત થઇ ગયા અને પોતપોતાની દુકાનો બંધ કરી તેઓએ હડતાળ પાડી. શેહેર આખાના વેપારીઓની સ્ત્રીઓ તથા બાળકો પણ ઘરમાં ભરાઇ બેઠાં. કોઈ આ દુઃખદાયક દેખાવ જોવાને બહાર નિકળતું નહોતું. કોઇને આ દેખાવ જોવાની ઇચ્છા પણ થતી નહોતી. સર્વે–રાય ને રંક, અમી-

રને આમ સર્વેને આ પીડિત બનાવ કંપાવતો હતો. તેઓ આ વિષાદકારક બનાવ નિરખી રહતાં હતાં. આ પ્રમાણે આખા ગામમાં જ્યાં ત્યાં સામસુમ શૂન્યકાર થઇ ગયું. અને જાણે શેહેર છોડી સર્વે લોકો નહાસી ગયાં કે શું એવો ભાસ થતો હતો.

**કાલિફે ઝેનબીને** જે હુકમ કર્યો હતો તે જો કે અક્ષરસઃ પસંદ પડયો નહીં તથાપિ તેનો અમલ છેવટ સુધી કર્યા વિના ઉપાય નહોતો. અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે ત્રણ દહાડાનું દુઃખદાયક અને દુષ્ટ કૃત્ય પુરૂં થયા બાદ ચોથે દહાડે તેણે શેહેરમાં ચારે તરફ એવી થાળી પીટાવી કે,–"આ શેહેરનું અગર બહારનું કોઇપણ માણસ **ગનીમ**ની મા અને બેહેનને કોઇપણ પ્રકારનો આશ્રય આપશે કિંવા કોઇ પ્રકારનો તેની સાથે વ્યવહાર રાખશે અને એકંદર તેઓને કોઇ પ્રકારની મદદ જો કોઇ મનુષ્ય પ્રાણી કરશે તો તેને તાબડતોબ ફાંસીએ લટકાવવામાં આવશે અને તેઓનું પ્રેત કુતરાંઓ પાસે ખવરાવવામાં આવશે."

આ પ્રમાણે ડાંડીયાએ ડાંડી પિટવા ફરમાવ્યું. **ઝેનબી** રાજાએ તે બંને સ્રીઓને પોતાના દરબારમાંથી નિકળીને ગમે ત્યાં જવાનો હુકમ ફરમાવ્યો. તેઓ ચાલી નિકળતાં નિહાળીને સર્વે લોકો તેમનાથી દૂર દૂર નહાસવા લાગ્યા–આટલો બધો ભય લોકોમાં પેસી ગયો! એ બંને બાઈઓના લક્ષમાં સ્હેજ આવ્યું કે આ સર્વે આપણે માટે નહાસભાગ કરી રહ્યા છે. પરંતુ તેનું કારણ શું તે સમજવામાં નહીં આવવાથી તેઓને અત્યંત સખેદાશ્ચર્ય ઉપજ્યું. જ્યારે એકાદો કોઇ અત્યંત ઋણાનુબંધમાંનો માણુસ–તેઓનો સગો કે સ્નેહી મળતો અને તે જ્યારે અન્ય લોકોની પેઠે તેઓને નિહાળતાંવાર નાહાસી જતો ત્યારે તો તેઓને પરાકાષ્ટ વિસ્મય ઉપજ્યા વિના રહેતું નહીં. **ગનીમ**ની માતાએ નિશ્વાસ નાખી કહ્યું,–"આનો અર્થ પણ શું? અમે શું કેવળ કાલેરાનું દર્દ બની ગયાં છિયે કે શું?–જે, લોકો અમારાથી આટલાં ડરીને નહાસતાં ફરે છે? અમારો અન્યાય અને ક્રૂરતાથી જે આટલી દુર્દશા થઇ છે તેથી શું અમે સર્વેને અળખામણાં બની ગયાં? એમ હોય તો મહાચમત્કાર સમજવો જોઇએ." પછી **અલકોલમને** તેની માતાએ કહ્યું,–"ચાલ બેટા, આ શેહેરમાંથી આપણે જલદીથી જતાં રહીએ. આપણને નિહાળી આપણા ઇષ્ટ મિત્રોને પણ શરીર પર રૂવાડાં ઉભાં થાય છે, છતાં નાસી જાય છે, તો પછી અત્રે એક ક્ષણ પણ ન ઉભાં રહેવું તે વધારે સારૂં છે!"

આ પ્રમાણે બોલતાં તેઓ શેહેરના દરવાજા પાસે જઇ પહોંચ્યાં. ત્યાં એક બાજુપર કોઇની ધર્મશાળા હતી ત્યાં રાતની રાત પડી રહેવાનો તેઓએ મનસુબો કર્યો. કેટલાક લોકોને તેની દયા ઉપજવાથી અંધારૂં થયા બાદ તેઓને ગુપચુપ ખાવાનું આણી આપ્યું. પરંતુ બે વાત સુખની કરવાને તેઓનાથી બિલકુલ મ્હોંડું ઉઘાડી શકાયું નહીં, કારણ કે કાલિફના હુકમનો અનાદર કર્યાનો આરોપ પોતાપર આવવાથી તેનું શું પરીણામ નિપજશે તે તેઓ સારી રીતે સમજતાં હતાં !

પછી રાજા ઝેનબીએ બનેલી તમામ હકીકતનો વિગતવાર પત્ર કાલિફપર લખી તેમાં છેલ્લે જણાવ્યું કે "હવે ગનીમની મા તથા બેહેન સાથે શી રીતે વર્તવું તેનો કૃપા કરી હુકમ ફરમાવશોજી." આવી રીતનો કાગળ લખી બીડી જે સ્વાર કાલિફનો હુકમ લઇ આવ્યો હતો તેને તેની પાસે જે કબુતરો હતાં તેની પાંખ સાથે બાંધી મોકલવાને કહ્યું. આ પત્ર કાલિફને મળતાંવાર પ્રત્યુત્તરમાં કબુતર મારફતેજ તેણે જણાવ્યું કે, "તમે તેઓને શેહેર બાહારનાં ખંડેરમાંથી કહાડી મુકી ત્રણ દહાડાની મજલપર હદપાર મોકલાવી દ્યો અને 'તમોને દમાસ્કસમાં ફરી આવવાની સખ્ત મનાઇછે' એમ તેમને સ્પષ્ટપણે જણાવો."

ઝેનબીના માણસોએ પોતાના રાજાના હુકમ પ્રમાણે કર્યું, પરંતુ હરૂન અલરશીદનો હુકમ બજાવવા માટે ઝેનબીએ તેની પ્રજાને કંઇ વિશેષ રીતનો ભય દીધો નહીં. પુષ્કળ લોકોને દયા આવવાથી તેઓએ તેને નિર્વાહ માટે પુષ્કળ પૈસા તથા ધાન્ય આપ્યું. બે કોથળી પણ કોઈ પ્રભુના લાલે આપી, તેથી તેમાં અનાજ તથા પૈસા ભરી બંનેએ અકેકી પોતપોતાની ખાંધપર લટકાવી અને તેઓ ત્યાંથી સત્વર ચાલી નિકળ્યાં.

માર્ગે જતાં તેઓને વચમાં પ્રથમ એક નાહનું ગામડું આવ્યું. ત્યાંની ખેડુતોની બાઇઓને આ દુખીયારી બાઇઓનો મેળાપ થતાંવાર તેઓને લાગ્યું કે આ સ્ત્રીઓ કોઇ કુળવાન ઘરની હોવી જોઇએ.તે કોઇ વાખાનાં માર્યાં છે. તેઓને એમ લાગતાંજ "તમે આવા પોષાકમાં પ્રવાસ કરો છો તેનું કારણ શું," એમ પુછ્યું. તેઓએ કશો ઉત્તર નહીં આપતાં એક સરખું રડવા માંડયું, અને તેથી પેલી ખેડુતની સ્ત્રીઓએ તેઓના મનનું દીલાસાવાળા શબ્દો બોલી સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. ગનીમની માતુશ્રીએ પોતે તથા પોતાની કન્યાએ ભોગવેલાં સર્વ દુઃખ યથાસ્થિત તેઓને નિવેદન કર્યાં. તે પરથી તે સ્ત્રીઓને તેની દયા આવવાથી પોતાની શક્તિ

મુજબ તેમની સારી રીતે બરદાસ્ત કરી. તેઓએ તેમના અંગપરનાં મેલાં જાડાં ખાદીનાં વસ્ત્રો ઉતરાવી ચોખ્ખાં લાયનાં કપડાં પહેરવા આપ્યાં અને તે ઉપરાંત પગમાં ઘાલવાને જોડા ને શિર રક્ષણ કરવાને શિરઢાંકણુ આપ્યું.

**અલકોલમ** અને તેની માતુશ્રીએ એ દયાળુ સ્ત્રીઓનો આભાર માન્યો; અને ત્યાર બાદ તેઓએ પોતાનો રસ્તો કાપવા માંડયો. આસ્તે આસ્તે પંથ કાપી **એલેપો** શેહેરમાં જવાનો તેઓનો મનસુબો હતો. રસ્તામાં જ્યાં તેઓનો મુકામ થતો ત્યાં એકાદી મસીદ કે ધર્મશાળામાં જઈને તેઓ ઉતરતાં હતાં અને જો સુવાને ફાટીતુટી સાદડી મળી તો ઠીક, નહીં તર છોબંધની ભોંયપરજ પડી રહેતાં હતાં. તોપણ ખાવાપીવાની બાબતમાં તેઓને બિલકુલ બેહાલ ભોગવવા પડયા નહીં; કેમકે જ્યાં જ્યાં તેઓ ઉતરતાં હતાં ત્યાં ત્યાં રોટલી ભાત ને બીજી ખાવાની વસ્તુ તેઓને શ્રીમંત લોકોના અન્નછત્રોમાંથી મળતી હતી.

છેલ્લે તે મા દીકરી **એલેપો** નગરમાં જઇ પેહોંચ્યાં. પરંતુ ત્યાં રહેવું તેઓને યોગ્ય લાગ્યું નહીં. હવે તેઓએ **યુફ્રેટીસ** નદીનો માર્ગ પકડયો અને તે નદી ઓળંગી પેલે કિનારે જે **મેસોપોટેમિયા** પ્રાંત છે તેમાંના **મોસલ** શેહેરમાં તેઓ દાખલ થયાં. એટલી લાંબી–દૂરની મુસાફરી કરવાથી તે બાઇઓ કેવળ હાલહવાલ થઈ ગઇ હતી. તથાપિ તેવાજ હાલહવાલ ભોગવતાં ભોગવતાં **બગદાદ** જઇ રહેવાનો તેઓએ મુનસુબો કર્યો; કારણુ ત્યાં ગયા બાદ પોતાનો પ્રિય **ગનીમ** ત્યાંથી મળી આવશે એવી તેઓના હૃદયમાં આશા ઉત્પન્ન થઇ. વાસ્તવિક રીતે જોતાં **કાલિફ**ની **ગનીમ**પર થયેલી ઇતરાજી વિષે તે બાપડીઓ અજ્ઞાન હતી–વળી ઇતરાજીનું શ્રવણુ કર્યા છતાં તે ત્યાં રહેવોજ નહીં જોઇએ એવો ભાવ બેશક ઉત્પન્ન થયા વિના રહેજ નહીં, તથાપિ મનુષ્યોની માયા મમતા પૂર્વકાળથી ઘેલછાના આકારમાં ગણાતી આવી છે તે લેશ માત્ર ખોટું નથી. **ગનીમ**ની માતા અને ભગિનીને **ગનીમ** શિવાય બીજું કશું સુઝતું નહોતું. તેઓની વાતચીત, ખાવું પીવું, બેસવું ઉઠવું, જોવું સાંભળવું સર્વે **ગનીમ**માં હતું, ને તે માટેનીજ શોધ કીધી પણુ ખરી. હશે, પરંતુ આ બંને સ્ત્રીઓની હકીકત આટલેથીજ બંધ રાખી, **ફ્રાતિમા**નું પાછલું વૃત્તાંત કહી સંભળાવવું જોઈએ માટે તે કહેવાને, પ્રાણુનાથ, **શેહેરાજાદી**એ પોતાના પ્રાણેશને પ્રેમવંદન કરીને કહ્યું, મને પરવાનગી આપશોજ.

**કાલિફ્**ના **હુકમપરથી ફાતિમાને** જ્યારથી કિલ્લાપર કેદી કરવામાં આવી હતી ત્યારથી તે બાપડી દુઃખમાં દિવસો નિર્ગમન કરતી હતી. તેણીને ખુદ પોતાને માટે વધારે દુઃખ લાગતું નહોતું, પરંતુ બાપડા **ગનીમ**ની આગળ જતાં શી વલે થશે અને તે અદ્યાપિપર્યંત જીવતો છે કે નહીં, એવા વિચારો તેણીના મનમાં ઉત્પન્ન થઇ તેનું કાળજું કેવળ તૂટી પડતું હતું. તેણીના મનમાં અહોરાત્ર **ગનીમ**ના સંબંધનીજ વાત ઘોળાયા કરતી હતી. તેણી એકપણ ક્ષણુ તે તેને માટે વિલાપ કર્યા વગર જવા દેતી નહિં.

**કાલિફ્ હરૂન અલરશીદ** એ મહાવિચક્ષણ પુરૂષ હતો. નવું નવુ જોવા જાણવાની ઇચ્છા તેના જેવી જગત્‌માં કોઇના હૃદયમાં હોશે નહિ. તે વેષ બદલીને પોતાના દરબારમાં મધ્યરાત્રીએ પણ ઘણીવાર ગુપ્ત રીતે ફરતો હતો. આથી જનાનાના કાવાદાવા, અમીર ઉમરાવોના પ્રપંચો, નોકર ચાકરોનાં છળકપટો, લોંડીબાંડીની નીચ યુક્તિઓ વગેરે જે ગુપ્ત વાતો તે તેના જાણવામાં આવતી હતી. જે ખબરો તેવી રીત શિવાય તેને કાળાંતરે પણ મળે નહિ. આવા પ્રકારે તે એક દહાડો ફરતો ફરતો **ફાતિમાને** જે કિલ્લામાં કેદી કરી રાખી હતી ત્યાં તે ગયો. કોઇ કંઇ બોલતું હોય તેવો અવાજ કર્ણપર અથડાવાથી કિલ્લાના દરવાજા પાસે જઇ કોણ શું બોલે છે તે સાંભળવા માટે તે ઉભો રહ્યો, તો થોડી જ વારમાં **ફાતિમા**નાં મુખવચનો જે મોટેથી નિકળતાં હતાં તે તેને કાને આ પ્રમાણે પડયાં:-

"અરેરે **ગનીમ**! તું કેટલો દુર્દૈવી! હાય રે! તારૂં દુર્દૈવ તને આ વખતે કયાં લઈ ગયું હશે! મારે માટે અરેરે તને ઘણા માઠા હાલ ભોગવવા પડયા છે. તેં ઉદાર બુદ્ધિથી મને મૃત્યુના પંજામાંથી છોડાવી છે, તથાપિ તેના કરતાં જો મને તેં જમીનમાં દાટી નાંખવા દીધી હોત તો વધારે સારૂં હતું. મારે માટે તેં નાહ્ના પ્રકારની કાળજી કરી ઉત્તમ પ્રકારની બરદાસ્ત રાખવામાં મણા ન રાખી તેનું આ ફળ? અને તું એક પોતાના રાજાની રાણી સમજી મારી સાથે છેવટની ઘડી સુધી એટલી બધી વિશુદ્ધિ સાચવી રહ્યો ને મર્યાદશીળતા બતાવી–જેવી પવિત્રાઇ ધારણ કરવાને હું નથી માનતી કે **કાલિફ્** પોતે પણ સમર્થ હોય તેનું આ ફળ! બેશક તારા ગુણ ઓશિંગણ થવાને બદલે તને આવું શાસન મળવું યોગ્યજ નથી. **કાલિફે**, તને વાસ્તવિક રીતે બક્ષીસ આપવી જોઇએ તે તો એક બાજુએજ રહ્યું, પરંતુ તે તો ઉલટો તારાપર ક્રોધાયમાન થયો! હું કા-

લિફની પ્રિયાંગના રેહેવી યોગ્ય છું એમ માની તું વિશુદ્ધિ ધરી રહ્યો-અને શુદ્ધ અંતઃકરણથી વર્ત્યો તેના બદલામાં વાહ! તને ઘણી મજાની શાબાસી મળી! ધિક્ક એ રાજ્યનીતિ અને ધિક્ક એ ન્યાયને માટે! તારી સર્વ માલમતા જતાં તને અંતે જીવ લઈને નહાસવું પડયું! અરે નિર્દય કાલિફ! ઓ કૃતઘ્ન કાલિફ! જંગલી કાલિફ! અન્યાયી કાલિફ! તું જ્યારે પરમ કૃપાળુ પરમેશ્વરની હજુરમાં તારી કૃતિનો ન્યાય આપવા ઉભો રહીશ ત્યારે આ ગનીમના અન્યાયના કૃત્ય માટે પવિત્ર દૂતો તને પ્રશ્ન કરશે તે વેળાએ તું શો જવાબ આપીશ? આજ તારી એટલી સત્તા છે કે આખું જગત્ અત્યારે તારાથી થરથર કંપી રહ્યું છે, પણ યાદ રાખજે કે ન્યાય પિતા ધર્મરાયની હજુરમાં તારા પાપ કર્મનો કોઇપણ જામીન થનાર નથી!" એટલું બોલતાંવારજ અતિ દુઃખથી ફાતિમાનો કંઠ રૂંધાઇ ગયો. ચક્ષુમાંથી ચોધાર આંસુઓ ચાલી નિકળ્યાં અને તે એટલી તો ગળગળી, બની ગઇ કે તેનાથી આગળ એક શબ્દ પણ બોલી શકાયો નહીં.

એ બોલવું સાંભળતાંજ કાલિફના હૃદયમાં જ્ઞાનજ્યોતિ પ્રદીપ્ત થયો. તેને ખચીત લાગ્યું કે ફાતિમા કહે છે તે વાત જો ખરી હોય તો તે બાપડીનો કશો દોષ નથી; અને મેં જે ગનીમને તથા તેના કુટુંબને શિક્ષા કરવાને આજ્ઞા આપેલી છે તેમાં બેહદ ઉતાવળ થઈછે, જે કરવાનું કંઇ પ્રયોજન નહોતું. બેશક એ વાત આપણા ન્યાયીપણાને કલંક લગાડનારી છે એમ સમજી કાલિફે તે બાબતની પુરી તપાસ કરવાનો નિશ્ચય કર્યો, અને તત્ક્ષણે તેણે પોતાના મેહેલમાં પાછા આવી ફાતિમાને કાળા કિલ્લાના કેદખાનામાંથી લાવવાનો મશરૂરને હુકમ કર્યો.

કાલિફનો હુકમ સાંભળતાંવાર ને તે વધારે બોલતાં મશરૂર તેના બોલવાના સ્વરૂપ પરથી જાણી ગયો કે ફાતિમાને ક્ષમા કરી પુનઃ પોતાના રણવાસમાં દાખલ કરી મહારાજ તેનો સ્વીકાર કરશે તેમાં કશો સંશય નથી. ફાતિમા ઉપર મશરૂરની પણ ઘણી મમતા હતી અને તેણીની થયેલી દુર્દશા માટે તે બાપડાને ઘણું લાગી આવતું હતું. કાલિફના મ્હોંમાંથી ઉપરના શબ્દો નિકળતાંવાર તે આનંદમાંને આનંદમાં દોડતો કુદતો કિલ્લા-પર ચઢી ગયો. તેની મુખમુદ્રાપરથી ફાતિમા સમજી ગઇ કે આ કંઈ આનંદજનક સમાચાર આપવા આવેલો જણાય છે. એટલામાં મશરૂરે દંડવત્ કરી પ્રફુલ્લિત વદને તે પ્રિયાંગનાને કહ્યું,-"બાઈસાહેબ, ચાલો ઉઠો, હવે તમારે પુનઃ આ જગોએ આવવાની જરૂર રહી નથી. મહારાજા-

ધિરાજને તમારી સાથે કંઇ વાતચીત કરવાની છે, અને તેપરથી હું ખાત્રી આપુંછું કે તમારા અનિષ્ટ ગ્રહો હવે પુરુ થયા છે. "

**ફાતિમા** લાગલીજ ઉઠીને **મશરૂર**ની સાથે ચાલી. **કાલિફ** પાસે જઇ સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી **ફાતિમા**એ રડી પડી એટલો તો અશ્રુપાત કર્યો કે તેનાં તમામ વસ્ત્રો ભીંજાઇ ગયાં. **કાલિફે** ઉઠવાની પરવાનગી આપતાંજ પહેલાં કહ્યું, "**ફાતિમા**, તું મારાપર અન્યાય અને જુલમ જફાનો આરોપ મુકે છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. જેના મનમાં મારા વિષે પુજ્ય બુધ્ધિ છતાં તે અન્યાયે કરીને વિપત્તિમાં પડી હોય ને એમ બોલે એ બહુ વિચિત્ર છે! તું મનમાં કશું ખોટું લાવતી ના. જે હોયતે બરોબર સ્પષ્ટ રીતે કહી સંભળાવ. તને માલુમજ છે કે હું કેવળ નિખાલસ હૃદયનો ભડભડીયો ને અંતેપણ અન્યાય થયેલો જોવાને કદીપણ રાજી હોતો નથી તેવો છું."

**કાલિફ**ના બોલવાપરથી **ફાતિમા**ને લાગ્યું કે આપણું બોલવું **કાલિફે** અવશ્ય સાંભળેલું છે માટે હવે આપણા પ્રિયકર **ગનીમ**ના ઉપર વિના કારણે આવેલો આરોપ જડમૂળમાંથી કહાડી નાખવાનો આ વખત જવા દેવો નહીં જોઇએ. તે બોલી,–'સતધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ, મારા મ્હોંમાંથી આપ નામદારની બેઅદબી થયા સરખા શબ્દો કંઇપણ નિકળી ગયા હોયતો તેને માટે ક્ષમા માગુંછું. જે કેવળ નિરપરાધી છતાં દુઃખ ભોગવે છે તે બાપડો **દમાસ્કસ**નો વેપારી **આબુ અયુબ**નો પુત્ર **ગનીમ** છે. તેણેજ મારા પ્રાણનું સંરક્ષણ કરેલું છે અને તેણેજ મને પોતાના ઘરમાં આશ્રય આપ્યો છે. ખોટું શા માટે બોલું? જ્યારે પ્રથમજ તેણે મને નિહાળી ત્યારે તેના મનમાં મારે માટે આસક્તિ ઉત્પન્ન થઇ હતી, અને મને પોતાની પ્રિયાંગના કરી રાખવાનો તેમો મનોદય થયો હતો; અને તે હું સંકટાવસ્થામાં હતી ત્યારે મારી પાસે દાખવેલી અંતર્વૃત્તિપરથી સમજવામાં આવ્યું હતું; છતાં પણ તેણે મારી ઘણીજ ઉત્તમ પ્રતિની બરદાસ્ત રાખેલી હતી. તથાપિ હું આપખુદાવિંદની દાસી છું એવું જ્યારે તેના જાણવામાં આવ્યું ત્યારે તે પોતેજ નિશ્વાસ નાંખી બોલી ઉઠયો,–"બાઇ સાહેબ, શું એમ છે કે? તો પછી 'ધણીનો જોડો ચાકરે પોતાના પગમાં પહેરવો ઉપયોગી નથી, જો પેહેરે તો તેથી ધણીનું અપમાન થાય છે,' અને ત્યાર પછી તે કેવળ બોલવા પ્રમાણે ચાલ્યો. તેની ઉપવૃત્તિ ને રાજ્ય

સેવા જોઇને તેના તે ઉત્તમ ગુણની શી તારીફ કરૂં ? તેનું વર્ણન થાય તેમ નથીજ. તે એક તે એકજ. એકવચની, સત્યવાન ને ટેકી છે. તેવોજ હતો, તેથી મારી શુશ્રૂષા રાખવામાં તેણે લેશમાત્ર અંતર કર્યું નહીં. એમ છતાં સત્ધર્મ પ્રતિપાળક મહારાજ, તેની આપે કેવા પ્રકારે દુર્દશા કીધેલી છે તે અત્યારે કહી સંભળાવવામાં હું બિલકુલ વિશેષતા સમજતી નથી. મારી ખાત્રી છે કે આ એક અન્યાય થયેલો છે અને તેનો જવાબ ખચીતજ પરમેશ્વરની હજુર આપને આપવો પડશે. તે નિયંતા સર્વને સરખી રીતે જોય છે, પાપીને તેના પાપનો બદલો ને પુણ્યાત્માને પુણ્યનો બદલો આપવાને તે સદાય તત્પર રહે છે, તેમાં કોઇનો લાગવગ ચાલતો નથી."

ફાતિમાના આ સ્પષ્ટ બોલવાને માટે કાલિફને બિલકુલ ગુસ્સો ઊપજ્યો નહીં. તે બોલ્યો,—"ગનીમની ભલમનસાઈ માટે તેં જે કંઇ કહ્યું તેનાપર હું ભરોસો રાખું કે ? તેની સાબીતિ આપશે ?" ફાતિમાએ કહ્યું,—"મહારાજાધીરાજ, બેલાશક આપ મારા બોલવાપર વિશ્વાસ રાખો. મને કોઈ આખું જગત્ આપે તોપણ હું કદાપિ જુઠું બોલીને મારી જીભ કલંકીત કરીશ નહીં. મને હજુ એક વાત આપને કહેવાની રહી ગઇ છે. પણ તે વાત એવી છે કે કદાચ તે સાંભળતાંવાર આપને ક્રોધ ઊપજશે, માટે આપ નામદારે પ્રથમથી મને અભય વચન આપવું જોઈએ અને પછી હું વાતની શરૂઆત કરવાને તૈયારછું." હરૂન અલરશીદ બોલ્યો,—"બોલ બોલ, છોકરી, બેલાશક ગમે તે કહે, મારા તરફથી તને સર્વ વાતે ક્ષમાદાન મળેલું છે. તારે મારાથી કંઈ પણ ગુપ્ત રાખવી નહીં જોઇએ." ફાતિમાએ કહ્યું,—"વારૂ ત્યારે ઠીક છે, હું કહું છું તે મહારાજ સાંભળો. ગનીમે મારાપર જે મહદ્ ઊપકાર કર્યા છે ને તેના ઉત્તમોત્તમ સદ્ગુણો નિહાળ્યા છે તેના યોગે તેના પ્રત્યેની મારામાં અપૂર્વ પ્રીતિ ઉત્પન્ન થઈ છે; એટલુંજ નહીં પણ તેના વિષે મારૂં મન ઘણું આસકત થઇ રહ્યું છે. મહારાજ ! હું આપના સમક્ષ એથી વધારે શું કહી શકું ? પ્રેમનો કીડો માણસને કેવી રીતે મોહજાલમાં ઝકડી ઘેલું બનાવી મુકે છે તેનો આપ નામદારને પ્રત્યક્ષ અનુભવ છે ! મારો મનોભાવ ગનીમના લક્ષમાં આવ્યો અને જો કે તે કામજ્વરથી કેવળ આકુલવ્યાકુલ બની રહ્યો હતો, તથાપિ તે પૂર્ણ સત્યધીર હોવાથી મારા બુદ્ધિ ચાંચલ્યની તક સાધી પોતાના સાત્વિકપ-

ણાને કલંક લગાડયું નહીં, પરંતુ ઊલટું મને તેણે મારા અપ્રબુદ્ધપણા-માંથી જાગૃત કરી મનોદયનું શાંત્વન કીધું. આવે પ્રસંગે તે પૂર્વ પ્રમાણેજ સુદ્રઢ રહી પુનઃ બોલ્યો કે 'ધણીનો જોડો ચાકરે પહેરવો યોગ્ય નથી. જો પહેરે તો તેથી ધણીનું અપમાન થાય છે'."

આવું નિષ્કપટ ભાષણ સાંભળી ખચીતજ કાલિફની જગોએ બીજો માણસ હતે તો તેને સંતાપ ઊપજ્યા વિના રહેતે નહીં, પરંતુ કાલિફને તેને માટે કશો ગુસ્સો નહીં ઊપજતાં તે તેણીના ભાષણથી કેવળ ઠંડોગાર થઈ ગયો. તેણે તેણીને ઊઠાડી તુરત પોતાની જોડમાં બેસાડી અને પછી નમ્ર ને મમતાળુ સ્વભાવે કહ્યું,–"તું હવે મને તારી સાદ્યંત હકીકત કહી સંભળાવ." આ ઊપરથી મોટા ઉત્સાહ સાથે તેણીએ પોતાનું વૃત્તાંત કથન કરવા માંડયું. જુબૈદીના સંબંધમાં પ્રથમ ટુંકામાંજ કહી ગનીમનો પોતાપર કેટલો ને કેવડો ઊપકાર થયેલો છે ઈત્યાદિ હકીકત તેણીએ વિસ્તારથી કહી સંભળાવી; તેમજ પોતાના નિ-મિત્તે તે બાપડાના પણ કેવા બુરા હાલ થયા તેનું તેણીએ ઘણુંજ હ્રદયદ્રાવક વર્ણન કર્યું. અને વિશેષે કરી તેના સુશિલપણા ને શહાણપ ણાની તેણે એવી તો ખૂબીથી પ્રશંસા કરી કે કાલિફ કેવળ ગદગ-દીત થઇ કુંઠીત થઇ રહ્યો અને લાગલોજ તેનો હ્રદયભાવ દયાદર્શક જ ણાયો. ત્યાર કેડે ફ્રાતિમાએ જુબૈદીને ,પોતે જીવતી છે એવી બાતમી જાણવામાં ન આવે એટલા વાસ્તે પોતાને ગનીમના ઘરમાં રહેવું જરૂર-નું હતું ઇત્યાદિ હકીકત પણ કહેતાં કહેતાં બરોબર કાલિફના ધ્યાનમાં ઊતરે તેવી ધ્વનિ કરવા માંડી. છેલ્લે ગનીમ બગદાદમાંથી નાસી ગયો ત્યાં સુધી જે જે બનાવો બન્યા તે તે તેણે કાલિફને કહી સંભળાવ્યા, તેમાં હબસી ગુલામ વેશે તે ગયો તે પણ છુપાવ્યું નહિ. અને આખરે એમ પણ બોલી બતાવ્યું કે,–"આપ ગુસ્સાના આવેશમાં કોણ જાણે તે બાપડાનું શું કરી નાખશો એવા ભયથીજ મેં તેને ન્હાસી જવાનું અનુમોદન આપ્યું હતું."

તેણીનું બોલવું પુરૂં થયા બાદ કાલિફે કહ્યું,–"તેં જે કંઈ અત્યાર સુધીમાં કહી સંભળાવ્યું તે તમામપર મારો સંપૂર્ણ ભરોસો છે. પણ તેં હું અત્રે આવતાંવારજ તારી હકીકત કેમ ન જણાવી ? એક મહિના સુધી મૌન્ય ધરવાનું કારણ શું ?" તેણીએ ઉત્તર આપ્યો; "સદ્ધર્મપ્રતિપાલક મહારાજ, ગનીમ બહુધા ઘરમાંજ રેહતો હતો. અને બહાર ક્વચિતજ

જતો હતો. તેથી આપ અત્રે પધાર્યા છો એવી ખબર અમને જલદી મળી શકી નહીં. **નૂરનિહાર**ને આપવા માટે મેં જે પત્ર **ગનીમ**ના સ્વાધિનમાં આપ્યો હતો, તે પહોંચતો થતાં ઘણા દિવસ લાગ્યા."

તે સાંભળી **કાલિફે** કહ્યું,—"**ફાતિમા**, હવે તારૂં બોલવું પુરૂં કર. હું મારો અપરાધ કબુલ કરૂં છું. મારી ભૂલનો સ્વીકાર કરૂં છું. થવા કાળ કોઈ રીતે મિથ્યા થતું નથી. બનવાનું બની ગયું. ગઇ ગુજરી વાત હવે યાદ કરવામાં કે તેનો સંતાપ કરવામાં કશો ફાયદો નથી. ભાંગી રકાબીનો શોક કરવાથી તે પાછી સાજી થતી નથી. તથાપિ **ગનીમ**ના ભલાને માટે મારાથી જે જે બની શકશે તે તે પ્રયત્નો કરવાને હું કદાપિ પછાત પડીશ નહીં. તુંજ કહે જોઉં, કે મારે **ગનીમ**ને માટે શું શું કરવું? તું જે કહીશ તે મારે માન્ય છે." એ સાંભળતાંવાર **ફાતિમા**એ પુનઃ **કાલિફ**ને સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યો અને બેઠી થઇને બોલી,—"સદ્ધર્મપ્રતિપાલક મહારાજાધિરાજ, આ કૃપાને માટે હું આપનો અનંત ઉપકાર માનું છું. મારી આપની પાસે એટલીજ યાચના છે કે '**આબુ અયુબ** પુત્ર **ગનીમ**ના સર્વે અપરાધો ક્ષમા કર્યા છે માટે તેણે બિનધાસ્તીએ અમારી હજુરમાં આવવું' એવું જાહેરનામું આપે સત્વર પ્રગટ કરવું." "એટલુંજ કે! તેમાં તો તેં કશુંજ માંગ્યું નહીં!" **કાલિફ** પ્રેમપૂર્વક બોલ્યો,—"હું વધારે શું કરવા માગું છું તે એકવાર સાંભળી લે. **ગનીમે** તારા પ્રાણનું રક્ષણ કર્યું અને મારે માટે છેલ્લે સુધી પુજ્ય બુદ્ધિથી વર્ત્યો એ તમામ તેના ઉપકારના બદલામાં, તથા તેની માલમિલકતની થયેલી નુકસાની અને તેની મા બેહેનને ભોગવવી પડેલી વિટંબણા ઈત્યાદિ હકીકત લક્ષમાં રાખી હું તનેજ **ગનીમ**ને સમર્પણ કરૂં છું. સમજી કે?" એ સાંભળતાંજ **ફાતિમા**ના હૃદયમાં આનંદનો સાગર ઉછળવા લાગ્યો! **કાલિફ**ની આ ઔદાર્ય બુદ્ધિ માટે તેનો પોતાપર કેટલો બધો ઉપકાર થયો તે શબ્દથી તેણી બોલી બતાવી શકી નહી. પછી રાજમહાલયમાં તેણીનો પૂર્વનો જે રંગમહેલ હતો ત્યાં તે ગઇ. તેણીનો ત્યાં જે સામાન સુમાન હતો તે જેમનો તેમ પૂર્વવત્ સુરક્ષિત હતો. તેને કોઈએ હાથ પણ લગાડયો નહોતો. **ગનીમ**ની કાપડની ગાંસડીઓ તથા દ્રવ્યથી ભરેલી પેટીઓ પણ **મશરૂરે** જતન કરી સાચવી રાખી હતી તેથી તેણીને પરમ સંતોષ પ્રાપ્ત થયો.

બીજે દહાડે **હરૂન અલરશીદે** '**આબુઅયુબ**ના પુત્ર **ગનીમ**ના તમામ અપરાધ ક્ષમા કરવામાં આવ્યા છે' એવું ચારે તરફ જાહેર કરવા માટે મુખ્ય વજીર

**આયફરને** હુકમ કર્યો. પરંતુ તેનાથી કશો લાભ થયો નહીં, કેમકે **ગનીમ** ક્યાં ગયો છે તે શેહેરમાં ઘણા દહાડા થયા કોઇ જાણતું પણ નહીં હતું. **ફાતિમાને** લાગ્યું કે આપણા વિયોગ દુઃખથી આજ સુધી તે ભાગ્યેજ જીવતો રહ્યો હશે અને આ કલ્પનાથી તે બાપડી ઘણીજ ખિન્ન થઇ. ઘણા ભયંકર તરંગો તેના મનમાં રમવા માંડયા, પણ કંઇ છેવટ ન આવ્યું. તથાપિ મનુષ્ય આશા છેવટપર્યંત તજી શકતું નથી. આશા એજ મનુષ્ય જીવનમાં મોટી વસ્તુ છે; તે મૃત્યુવશ થયેલાને સજીવન કરે છે, દુનિયાનો ત્યાગ કરેલાને સંસારમાં પાછા આણે છે, અપુત્રવાનને પુત્ર આપે છે, ને ઇશ્વરદ્વારથી પાછા પડેલાને ઈશ્વર સાનિધ્ય લઈ જાય છે. આહા! આશા, તારા તંતુઓ બહુવજ્ર જેવા છે, જે તોડેલા પણ કહાવતિયે તુટતા નથી. સ્ત્રી પુરૂષના પ્રેમના સંબંધમાં તો આ વાત શબ્દેશબ્દ લાગુ પડે છે. **ફાતિમાએ કાલિફને** વિનતિ કરીકે **ગનીમનો** શોધ કરવા માટે જવાની મને પોતાને કૃપા કરી પરવાનગી આપો. ને તુરતજ આવી પરવાનગી મળ્યા બાદ બીજે દહાડે પ્રભાતમાં તેણીએ પોતાની પેટીમાંથી એક હજાર મ્હોરની થેલી કહાડી અને તે લઇ ઉત્તમ પ્રકારના શૃંગારેલા ખચ્ચરપર સ્વાર થઇ તેણી શેહેરમાં ચાલીનિકળી. તેણીએ પોતાની સાથે બે ખોજા લીધા અને તે બંનેઓ ખચ્ચરની એકેક બાજુએ પાંઉપ્યાદા ચાલવા લાગ્યા.

તેણી ત્યાંની એક મસિદમાંથી બીજી મસીદે એમ ફરી અને તે દરેક સ્થલે જે ફકિર લોકો હતા તેઓમાં મ્હોરના મુઠેમુઠા વહેંચી-ખેરીયાત કીધી. તેણીએ તેઓને કહ્યું-"સાંઇ મહારાજો, મેં મારા મનમાં એક હેતુ કલ્પ્યો છે તો તે પાર પડવા માટે તમે ખુદાની બંદગી કરો. એ હેતુ સફળ થવાપર કોઇ બે માણસના જીવનનો વિશેષાધાર છે. તમારી પ્રાર્થના અલ્લાહ સાંભળશે ને તેથી દુઃખીયાના દુઃખ માટે રહેમનઝર કરશે." પછી તે ત્યાંથી બીજી મસીદમાં ગઇ અને ત્યાંપણ તેજ મુજબ વ્યવસ્થા કરી. એ મુજબ સંધ્યાકાળપર્યંત શેહેરની ઘણીક મસીદોમાં તે ફરી વળી અને ત્યારબાદ રાજમહેલમાં પાછી આવી. જેટલામાં હજાર મહોરોની થેલી પુરી કીધી. બીજે દહાડે પ્રભાતમાં ઉઠી એક હજારની થેલી બગલમાં મારી પાછી ખચ્ચરપર સ્વાર થઇ તેણી જવાહીરના બજારમાં ગઈ અને ત્યાંના વેપારીઓના મુખીની દુકાન સન્મુખ ખચ્ચર ઉભું રાખી, તે મુખીને બોલાવી લાવવા પોતાના એક ખોજાને મોકલાવ્યો. તે મુખી ઘણોજ સજ્જન

અને ધાર્મિક પુરૂષ હતો. કોઇ પરાયો માણસ વિપત્તિમાં આવી પડયો હોય કીંવા આજારી પડયો હોય તો પોતાના ખર્ચથી તેની યોગ્ય બંદોબસ્ત કરવાનો તેણે નિયમ લીધો હતો. આવા પ્રકારના ધર્મકૃત્યમાં તે પોતાની ઉપજનો બે તૃતીયાંશ ભાગ ખર્ચ પુરતો હતો. ફાતિમાને નિહાળતાંવાર તેણીના પોષાક ઉપરથી તેને લાગ્યું કે આ કોઇ સરકારના ખુદ રણુવાસની સ્ત્રી હોવી જોઇએ. તે લાગલોજ ઉઠીને દુકાનની બાહાર આવ્યો. આ વખતે તુરત ફાતિમાએ હજાર મહોરની થેલી તેના હાથમાં મુકી અને તે બોલી,—"શેઠ, જરા તમારી ધર્મનીષ્ટા અને સૌજન્યતા માટે તમે ઘણા નામાંક્તિ ગૃહસ્થ છો અને તમારૂં નામ સાંભળીનેજ હું અત્યારે તમારી પાસે આવી છું. પરાયા નિરાધાર માણસને ખેરીયાત—દાનધર્મ કરી સુખી બનાવી આશિર્વાદ લેવાનો તમારો હમેશનો સંપ્રદાય થઇ પડયો છે. તો અત્યારે જે દ્રવ્ય હું તમોને આપું છું તેનો પણ સન્માર્ગમાં વ્યય કરશોજી. ગરીબ ગુરબાંને સહાય્ય કરવાની તક મળવાથી તમોને જે અત્યાનંદ પ્રાપ્ત થાય છે તેવો આનંદ બીજી કોઇ બાબતમાં ઉપજતો નથી એવું મેં બહુવાર સાંભળેલું છે. અને તેથી આટલી મારે માટે તસ્દી લેશો એવી મારી પૂર્ણ ખાત્રી છે." મુખીએ ઉત્તર આપ્યો,—"કુળવંતિ બાઈ, આપના કહ્યા પ્રમાણે હું મહાનંદથી કરીશ, પરંતુ તમે જે ધર્મ કરો છો તે તમારા પોતાના હાથથીજ કરવાની તમારી ઇચ્છા હોય તો અત્યારેજ મારા ઘર સુધી પધારવાની આપ નામદારે જરૂર તસ્દી લેવી. ત્યાં બે સ્ત્રીઓ દયાજનક હાલતમાં મદદ કરવાજોગ આપના જોવામાં આવશે. તેઓ કાલેજ મને રસ્તામાં મળી. તેઓની સ્થિતિ નિહાળી મને અપાર રડવું આવ્યું છે, ને હજી પણ હું રડું છું. તેઓનું દુઃખ, અરે પ્રભૂ, કોઈપણ સાંખી શકે તેમ નથી. તેઓનાપર જે સિતમ ગુજર્યો છે, તેવો મનુષ્ય પ્રાણીપર કદીપણ ગુજરશે નહિ. જે પથ્થરનો હૃદયવાન્ મનુષ્ય હશે તે પણ દ્રવિત થશે. વળી તેઓ કોઇ કુળવંતિ બાઇઓ સરખી જણાઈ આવવાથી મને તેઓને માટે અતિશયજ માઠું લાગ્યું છે. હું તેઓને મારી સાથે મારે ઘેર લઈ ગયો છું. એ મોટા કુળની સ્ત્રીઓ છે એવી મારી ધણીયાણીએ પણ પાછળથી ખાત્રી કરી લીધી છે. તેણીએ તે બાઇઓને સ્નાન કરાવ્યું તથા સુવસ્ત્રો પહેરવા આપ્યાં અને નોકરો પાસે બિછાનાં પાથરી આપવામાં આવ્યાં. તથાપિ તેઓ કોણ, કયાંનાં રહેવાશી, શા કારણે અહીં આવવું પડયું વગેરે

બાબતસર અમે અદ્યાપિપર્યંત કશું પુછયું નથી. કારણ તેઓ કેવળ થાકીને લોથ પોથ સરખી થઇ ગયેલી હોવાથી તેઓને થોડો આરામ થયા બાદ સર્વ હકીકત પુછવી તે અમોને વધારે સારૂં લાગ્યું."

તે સ્ત્રીઓને નિહાળવા માટે **ફ્રાતિમા** કંઇપણ કારણ જાણ્યા વગર ઘણીજ ઉત્કંઠીત થઇ રહી. તેણીને ઘેર લઇ જવા માટે મુખી પોતે તેની સાથે આવવાને તૈયાર થઇ રહ્યો, પણ તે બોલી,–"તમે શા માટે તસ્દી લ્યો છો? તમારી દુકાનનો એકાદો માણસ તમારૂં ઘર બતાવશે એટલે બસ થશે." મુખીના ઘર પાસે જતાંવાર તેણી ખચ્ચરપરથી નિચે ઉતરી અને તેવામાં દુકાનના માણસે તાત્કાળ ઘરની અંદર પ્રવેશ કરી શેઠાણીને કહ્યું કે "સરકારના રણવાસમાંથી કોઈ સ્ત્રી આવેલી છે." મુખીની સ્ત્રી, અત્યારે પેલી નિરાધાર સ્ત્રીઓ જે **અલકોલમ** ને તેની મા હતી–તે જે ઓરડામાં નિદ્રાવશ થયેલી હતી તે ઓરડામાં બેઠી હતી; તે ચાકરના મુખના એ પ્રમાણેના શબ્દો સાંભળતાંવાર સત્વર ઉઠી **ફ્રાતિમા**ને આદર સત્કારથી ઘરમાં લઇ જવા માટે દોડતી આવી; એટલામાં **ફ્રાતિમાજ** તેની સામે જઈ પહોંચી. મુખીની સ્ત્રીએ તેને નિહાળતાંવાર, આવી મોટા ઘરની કુળવાન સ્ત્રીના દર્શનનો અલભ્યલાભ પોતાને થયેલો સમજી આનંદ દર્શાવવા માટે તેણે સ્મિતહાસ્યે તેણીને સાષ્ટાંગદંડવત્ નમસ્કાર કર્યા. **ફ્રાતિમા**એ તેણીને હાથ ધરીને ઉઠાડી કહ્યું,–"કુળવાન બાઇ, મારી એવી ઇચ્છાછે,–ને તે માટે આવીછું–કે તમારે ત્યાં ગઇ કાલેજ બગદાદમાં આવેલી જે બે સ્ત્રીઓ છે તેની સાથે મારે વાતચિત કરવી છે." તેણીએ ઉત્તર આપ્યો,–"કૃપાળુબાઈ, તે આ બંને સ્ત્રીઓ પાસપાસે પથારી કરીને પડેલીઓ છે, ખુશીથી તેની સાથે વાતચિત કરો." **ફ્રાતિમા**એ તેઓની પાસે જઇ નિરખ્યું અને નિશ્વાસ નાંખી પછી તે બોલી,–"બેહેનો, હું તમોને સહાય્ય કરવા માટે આવી છું. મારો આજ યોગ્ય વખત હોવાથી હું તમોને થોડી ઘણી ઉપયોગી થઈ પડીશ. મને આ કામમાં કંઇ હેતુ છે ને તેથી તમને તમારી સોબતી સાથે મદદગાર થઇ પડું તેમ ઇચ્છુંછું." **ગનીમ**ની માતાએ જવાબ વાળ્યો,–"અમે એટલા તો દુઃખ સમુદ્રમાં બુડી ગયાં છિયે કે કેવળ પરમેશ્વરેજ દયા કીધી છે એવું અત્યાર સુધી અમોને લાગતું હતું! પરંતુ તમારા આ દયાર્દ્ર ભાષણ ઉપરથી અમારી એ મહાન્ પિતા પરમેશ્વરને થોડી વિશેષ દયા આવી હોય તેમ જણાય છે." એટલું બોલતાંવાર તેણીને એટલું તો રડવું આવ્યું કે તે જોઇ **ફ્રાતિમા** અને તે મુખીની સ્ત્રીએ પણ ડળક ડળક આંસુડાં નિગાળ્યાં.

ફાતિમાએ આંખો લુંછી કહ્યું,-"તમે કૃપા કરીને તમારા સુખ દુઃખનું વૃત્તાંત અમોને કહી સંભળાવો, તમોને સુખ પ્રાપ્ત થાય એટલો અમારા તરફથી બનતો પ્રયત્ન કરવામાં અમે પછાત પડીશું નહીં. અને તેથી તમારૂં વૃત્તાંત કહેવાની તસ્દી ફોગટ જશે નહીં." "આર્યે!" આબુ અયુબની નિરાધાર થયેલી વિધવાએ કહ્યું:-"કાલિફ મહારાજાની અત્યંત પ્રિયકરણી ફાતિમા નામની કોઇ સ્ત્રી છે-તેજ અમારા સર્વ દુઃખોનું મૂળ છે!" ફાતિમાને એવા તેના મુખના શબ્દો સાંભળતાંવાર અતિ ખેદ અને આશ્ચર્ય ઉપજ્યું. એ શબ્દો તેને તોપના ગોળા જેવા હૃદયમાં વાગ્યા. તેનું મન કેવળ અસ્થિર થઇ ગયું. તથાપિ તે સ્ત્રીનું બોલવું છેવટ સુધી સાંભળી લેવાના ઇરાદાથી તેણી વચમાં એક શબ્દ સુદ્ધાં બોલી નહીં. તેથી ગનીમની માએ પોતાનું વૃત્તાંત આગળ લંબાવીને કહ્યું,-"દમાસ્કસમાં આબુ અયુબ નામનો જે પ્રખ્યાત વેપારી થઇ ગયો તેની હું સ્ત્રી અને (બીજી તરૂણ સ્ત્રી તરફ આંગળી કરીને) આ મારી કન્યા છે. તેણીનું નામ અલકોલમ છે. મને એક ગનીમ નામનો પુત્ર હતો. તે જ્યારે આ શેહેરમાં વેપાર કરવા આવ્યો ત્યારે કેટલાક દહાડા વિત્યા બાદ પાદશાહ કાલિફની પ્રિયકરણી ફાતિમાને ઘરમાંથી નસાડી મુકવા બાબતનો તેનાપર આરોપ મુકવામાં આવ્યો. કાલિફે તેનો શિરચ્છેદ કરવા માટે તેની ચારે તરફ તપાસ કરાવી, પરંતુ તેનો કશો પત્તો લાગ્યો નહીં. તેણે અમારૂં ઘરબાર લુટાવી તે પાડીને ખેદાન મેદાન કરી નાંખવા, તથા મને અને મારી કન્યાને વસ્ત્ર રહીત નગ્ન કરી અમોને ત્રણ દહાડા સુધી અવળે ગધેડે શેહેર આખામાં ફેરવી સિરિયાથી દેશનિકાલ કરવાનો નામદાર કાલિફે હુકમ ફરમાવ્યો. એવા પ્રકારે અમારી અસહ્ય અપ્રતિષ્ઠા થઈ-અમે દેશો દેશ પુત્રના શોકમાં ગરકાવ બની તેના શોધાર્થે જ્યાં ત્યાં રઘવાયાં ઢોરની માફક ફરતાં ફરીયે છીએ, પરંતુ હાય હાય! તેનો અદ્યાપિપર્યંત કશો પત્તો લાગ્યોજ નથી. જો મારો પુત્ર અદ્યાપિ જીવતો રહ્યો હોય અને તેની અમોને છેવટની મુલાકાત થાય તો અમોને આજ સુધી ભોગવેલાં દુઃખને માટે બિલકુલ માઠું લાગવા જોગ રહેશે નહીં. તેને અમે એકવાર આંખો તૃપ્ત થાય તેમ નિહાળીએ-ધારીધારીને તેના દિવ્ય શરીરનું અવલોકન કરીએ એટલે બસ! અમારા આનંદનો પાર રહેશે નહીં. અને અમારૂં ઘરબાર અને સંપત્તિ ગયાની તથા અમોને જે અનંત દુઃખો ભોગવવાં પડયાં છે તેની યાદદાસ્ત સુધ્ધાં રહેશે નહીં. કાલિફે આટલા કારણ ઉપરથીજ અમારા હીતનો

સર્વ પ્રકારે નાશ કરી અમારૂં ખેદાન મેદાન કરી નાંખ્યું છે, પરંતુ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મારા પુત્રના હાથથી એવી બેઈમાનીની વાત કદીપણ બની શકે તેમ નથી! બેશક, તેના શિક્ષણ તરફ જોતાં તેના હાથથી દૂષણ લાગવા જોગ કારણ બનેજ નહીં!"

"તેમાં સંશય શો!" ફાતિમા એકદમ, તે ડોસીનું છેલ્લું વાકય પુરૂં થયું ન થયું કે બોલી,–"તમો જેવાં કેવળ નિરપરાધી છો તેવોજ તેપણ નિરપરાધી છે એ હું તમોને ખાત્રીપૂર્વક કહુંછું; કેમકે જે ફાતિમાનું તમોએ નામ દીધું છે તે ફાતિમા હું પોતેજ છું. મારા જન્મકાળના અનિષ્ટગ્રહને લીધે આટલા અનર્થ બનવાનું હું કારણભૂત થઈછું. તમારો પુત્ર જો આ જગત્માંથી વિદાય થયો હોય તો તેનો સર્વ દોષ મારા શિરપર છે, પરંતુ તેમ જો બન્યું હોય તો મને કંઇ ઓછું દુઃખ ઉપજશે કે? ગનીમના નિરપરાધીપણાને સૌજન્યપણા માટે મેં નામદાર કાલિફને ખાત્રી કરી આપી છે અને તેણે પોતે ગનીમના સર્વ અપરાધો ક્ષમા કર્યા છે એવું જાહેરનામું પણ પ્રગટ કર્યું છે. મારી પકકી ખાત્રી છે કે તેના તરફથી તમોને જે દુઃખ પ્રાપ્ત થયું છે તેના પ્રમાણમાં તે તમારૂં હવે જોઇતું કલ્યાણ કર્યા વિના રહેશે નહીં. હવે તમારે કાલિફના તરફથી બિલકુલ ભય રાખવાનું પ્રયોજન રહ્યું નથી. ગનીમનો મારાપર જે ઉપકાર થયો છે તેનો બદલો વાળવા સારૂ નામદાર કાલિફ મનેજ તેને સમર્પણ કરનાર છે. અને તેટલા માટે હવે તેનો કયારે શોધ લાગશે એવી જીવની તળપાપડમાંજ હું ઘણા દહાડા થયાં અહીં તહીં ભટકુંછું. હવે તમે મને તમારી પુત્રવધૂ પ્રમાણે માનો. સાસુજી, મારા ખોળીઆમાં જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી હું તમારી આજ્ઞા રૂડી રીતે પાળીશ; ને મારો પ્રાણેશ ગનીમ, અહા! તે કયાં હશે? તેના વગર હું ધીકીઢાંકી ફરૂંછું, મને તેના વગર ક્ષણભર પણ ચેહેન નથી. તે મારો આત્મા છે, મારો તનમનનો પ્રાણ છે, મારો વહાલો છે, મારો સાથીડો છે, મારૂં કાલજડું છે, આ મારા ચિત્તનો ચોરટો છે. તે મને મળશે ત્યારેજ આ જીવડો શાંતિ, આશા ને ધૈર્ય ધરશે! અહા! વહાલા ગનીમ, પ્યારા ગનીમ! તું કયાં છે?" એટલું બોલી સજળ નેત્રે તેણીએ ગનીમની માતુશ્રીને પ્રેમાલિંગન આપ્યું. તે જોઈને એ વૃદ્ધ ડોસીને કેટલું આશ્ચર્ય ઉપજ્યું હશે તેની કલ્પના પ્રિયનાથ, તમારેજ કરી લેવી! ફાતિમાને હવે શો જવાબ આપવો તે ડોસીમાને સુજયું નહીં.

પછી બીજી પથારીપર પડેલી અલકોલમ જે હમણાજ નિદ્રામાંથી જાગૃત થઈ હતી-તેણીને પણ પ્રેમાલિંગન આપ્યું. એ પ્રમાણે ગનીમની માતુશ્રીને આ આપણી વહુ છે અને ગનીમની બેહેનને આ આપણી ભોજાઇ છે એવો ભાવ ઉત્પન્ન થાય તેવો પ્રેમ બતાવ્યા બાદ ફ્રાતિમાએ તે બંનેને કહી સંભળાવ્યું,–"તમો હવે કોઇપણ પ્રકારનો ખેદ કરતાં ના. કોઇપણ પ્રકારનું દુઃખ મનમાં લાવતાં નહીં. 'હોનારત આગળ પદારથ મિથ્યા છે,' ને 'હોનહાર મીટત નહિ, દિલધરનો કાં શોચ,' તેમ દુનિયાનો રાહઘાટ છે. ગનીમની અહીંયા જે માલમિલકત હતી તે તમામ જેમની તેમ દરબારગઢની અંદર મારા રંગમેહેલમાં કાયમ રાખવામાં આવી છે. હવે એટલું તો સત્ય છે કે, જગત્‌ની સર્વે સંપત્તિ જો તમોને આપવામાં આવે તોપણ ગનીમ શિવાય તે તમામ તમોને વ્યર્થ છે–તેનાથી ગનીમની ગેરહાજરીનું દુઃખ તમો બિલકુલ વિસારી શકો તેમ નથી. કેમકે સ્ત્રી-પુરૂષનો પરસ્પર જે પ્રેમ હોય છે, તેના કરતાં પણ માબાપનો પ્રેમ ખરેખર પોતાના બાળકપર અલૌકિક હોય છે. તથાપિ ગનીમના સંબંધે આપને કેવળ નિરાશ થવાનું કારણ નથી. તેનો આપણે સત્વર શોધ કરીશું. તમારો આજે મેળાપ થયો તેથી પરમાનંદ પ્રાપ્ત થયો છે, એટલુંજ નહીં પરંતુ મારી ફિકર ચિંતાનો નાશ થઇ સત્વર તે પ્રાણનો શોધ કરવાને મને અતિ આવેશ ઉપજેલો છે. ગમે તે હો પણ મને લાગે છે કે આજ તમારા સઘળા દુઃખનો નાશ થઇ દમાસ્કસમાં ગનીમ, તમારી પાસે હતો અને તમે જેવાં સુખી હતાં તેના કરતાં પણ વિશેષ સુખ તમે જરૂર ભોગવવાને શક્તિવંત બન્યા વિના રહેશો નહીં."

એ પ્રમાણે તેઓની વાતચિત ચાલે છે એટલામાં તે ઘરનો માલેક પેલો પરોપકારી ઝવાહીરનો વેપારી ત્યાં હાજર થયો. તેણે આવતાંવાર ફ્રાતિમાની વાતમાં વિક્ષેપ નાંખીને કહ્યું,–"આર્યે! આપ મારાથી છુટાં પડયા બાદ મને એક પરમદુઃખી પ્રાણી પ્રભુ ઇચ્છાએ સાંપડેલો છે. તે તરૂણ માણસ છે. તેને હમણાજ એકજણ ઉંટપર લાધી લઇ આવ્યો. અને તે તેને અત્રેની ઋજોપાયશાળામાં લઇ જનાર હતો. ઉંટપર લાધવાનું કારણ એટલુંજ કે તે બાપડામાં ઉંટપર બેસવાની પણ શકિત રહી નથી. તે ઘણોજ ક્ષીણ થયેલો લાગે છે. તેને ઋજોપાયશાળામાં પહોંચાડવાની તૈયારી થતી હતી એટલામાં હું તે રસ્તા તરફ કંઇ કામને માટે ચાલ્યો જતો હતો ત્યાં તે દેખાવ મારી દષ્ટિએ પડયો. હું તેની

પાસે ગયો. મેં તેનો ચેહેરો ધારી ધારીને નિરખ્યો તો તે કોઇ મારો ઓળખીતો જણાયો. મેં તેને તારો દેશ કોણ, તારાં માતા પિતા અને બાળ બચ્ચાં ક્યાં છે વગેરે પુછી જોયું. પરંતુ કશો જવાબ નહીં આપતાં તે એક સરખો રડવા લાગ્યો. તેણે દુઃખથી મહાનિશ્વાસો નાંખવા માંડયા. મને તેની ઘણીજ દયા આવી; અને વળી આજારી માણસોને માટે મને નિત્યનો અનુભવ હોવાથી, મારા લક્ષમાં આવ્યું કે તેને ઋજોપાયશાળામાં ગોંધી રાખવાથી કશો ફાયદો થશે નહીં. તેની નિરાળી રીતિથીજ બરદાસ્ત રાખવી જોઇએ. ઋજોપાયશાળાની બ્યવસ્થાથી હું ઘણી સારી રીતે માહીતગાર છું. ત્યાંના વૈદ્યો તે નકરા ઉંટ વૈદ્યો-નિમહકીમ કહીએ તોપણ ખોટું ગણાય તેમ નથી. તેટલા વાસ્તે ગુલામોની મારફતે તેને ઘેર લાવી પેલી પાસના ઓટલા પાસેની ઓરડીમાં પથારીપર સુવાડયો છે. તેને ઓઢવા પાથરવાનાં સ્વચ્છ વસ્ત્રો આપી તેની ખાવા પીવાની ઉત્તમ પ્રકારની બ્યવસ્થા રાખવાનો બંદોબસ્ત કરેલો છે. એ માણુસની મુખમુદ્રાપરથી સ્પષ્ટ જણાય છે કે તે કોઇ મોટા કુળનો માણુસ છે, ને દૈવેચ્છાથી આ પ્રમાણે વાખાનો મારયો આવ્યો છે, તથાપિ તેની મુદ્રાપર જે લખલખાટ પ્રકાશી નિકળે છે તેપરથી તેની ઉચ્ચ પ્રકૃતિ સ્પષ્ટ દર્શનિય છે. મને તો ભાસે છે કે આ દુઃખી પ્રાણીપર બંનો આફત સામટી આવી છે-આસમાની ને સુલતાની-દૈવી ને માનુષી! ને તેનાં કારણો મેં ઘણા પ્રયત્ને પુછયાં પરંતુ તેણે એક પણ શબ્દ કહ્યો નથી."

એ સાંભળી ફ્રાતિમાનું કાળજું અતિ દુઃખ સાથે ચમક્યું અને મન કેવળ બ્યગ્ર બની ગયું. પરંતુ એમ શા માટે પોતાની સ્થિતિ થઇ હશે તે તેણી પોતેજ સમજવાને કમભાગ્ય હતી. તેણીએ તે મુખીને કહ્યું,-"મને બતાવો જોઇએ તે આજારી માણુસ ક્યાં છે? હું તેને જોવાથી ઘણી ખુશી થઈશ." તે ઉપરથી ફ્રાતિમાને તે આજારી માણુસના ઓરડા ભણી લઇ ગયો. ગનીમની માતુશ્રીએ પોતાની કન્યા અલકોલમને કહ્યું,-"બેટા! આ માણુસની ઘણીજ કઠિણ અવસ્થા હશે તેમાં કશો શક નથી. પરંતુ જો આપણો પ્યારો ગનીમ જીવતો હશે તો હું નથી ધારતી કે તેની પણ આ માણુસ કરતાં સારી સ્થિતિ હોય!"

અહીંયાં બીજા ઓરડામાં તે ગુલામ લોકો તે આજારી માણુસને બિછાનાપર સુવાડી તેની બીજી ઉપર ઉપરની બ્યવસ્થા તેઓ કરતા હતા. ફ્રા-

તિમાને મુખી ત્યાં લઈ જતાંવાર તેણી તે આજારી માણસના બિછાના પાસે ગઇ. જુએ છે તો તેની બંને આંખો અધુકડી મિચાયલીહતી, મ્હોં કેવળ નિસ્તેજ થઇ ગયું હતું; અને બંને આંખોના ખુણામાંથી એક સરખાં અશ્રુઓ ધારા રૂપે ખળખળ વેહેતાં હતાં, એવી સ્થિતિમાં તે તેણીની દૃષ્ટિએ પડયો. તેણી તેના તરફ મોટી મમતાથી ધારીધારીને નિહાળતી ઉભી. તેણીનું ઊર ધડકવા લાગ્યું; અને કદાચ આ મારો ગનીમ તો નહિ હોય? એમ તેનો મનોદય સાક્ષી આપવા લાગ્યો. પણ પુનઃ તેણીને દૃષ્ટિભ્રમ તો નહીં હોય એમ પણ લાગવા માંડયું. કારણ તેણીની દૃષ્ટિ સામે જે માણસ બિછાનાપર પડેલો હતો; તે તો માત્ર ગનીમનો ભાસ તેના ચક્ષુ સામે દર્શન આપી રહ્યો હતો. ગનીમમાં અને તે આજારી માણસમાં તેણીને ઘણો ફરક ભાસ્યો; તથાપિ તે ગનીમજ છે કે નહીં તેની ખાત્રી કર્યા વિના તેણીને બિલકુલ ચેહેન પડયું નહીં. અને એટલા માટેજ તે ધિમેથી કંપતી કંપતી બોલી,–"પ્રાણેશ ગનીમા ! માયાળુ ગનીમ ! અરે આવી હાલતમાં તું પોતેજ મને દર્શન આપે છે કે ?" એટલું બોલી તેને ઉત્તર આપવાનો અવસર મળે માટે તેણી બોલતી અટકી પડી. પરંતુ તેના તરફથી તેણીને કશો જવાબ મળ્યો નહીં, તેથી તે ફરી બોલી,–"હાય ! ઓ પ્રિય ગનીમ ! તું આં શાનો હોય ! મને એક સરખી ગનીમનીજ લેહે લાગી રહી છે. તેથી આ બાપડો મુસાફર તેજ હશે એવો મને મિથ્યાભ્રમ ઊપજ્યો. આ જો ગનીમ, આબુઅયુબનો પુત્ર હોત તો તે ગમે તેટલો આજારી હતે તોપણ ફાતિમાના શબ્દ પારખ્યા વિના રહેત નહીં ! ઓ ગનીમ ! તારી વહાલી ફાતિમાની શી સ્થિતિ છે તે તને ખબર છે ખરૂં ? નહિ હોય ! નહિં હોય !" 'ફાતિમા' એ નામ સાંભળતાંવાર તે માણસે આંખો ઊઘાડી અને પોતાની સાથે કોણ બોલે છે તે જોવા માટે તેણે ઝુપણમાં પોતાનું ડોકું ઊંચકયું. તે ખરેખર ગનીમજ હતો. તેણે તુરત પોતાની પ્રિયાત્મા ફાતિમાને ઓળખી કહાડી. તે બોલ્યો,–"અહો વહાલી, તું છે કે ? આ કેવો અદ્ભુતચમત્કાર સમ-અ-જ—." આથી વધારે એક અક્ષર પણ તે બોલી શકયો નહીં. એકાએક તે મૂર્છાગત થઈ પડયો. સહજ સમાગમ થયો તેના આનંદના ઓઘથી તે બાપડો પોતાનું દેહભાનજ ભુલી ગયો ! ફાતિમાએ તથા તે મુખીએ તેનાં ચક્ષુ તથા મસ્તકપર પાણી છીપી તથા મિઠો પવન નાંખી તેને સાવધ

કર્યો. તેને શુદ્ધિમાં આવતો જાણી ઝવેરીએ ફાતિમાને જરા બહાર જવાની વિનતિ કરી, કારણ તેને નિહાળીને કદાચ તેની પ્રકૃતિ વધારે બગડશે એવી તેને મજબુત ધાસ્તી લાગી અને તે બિલકુલ ખોટી પણ નહોતી.

ગનીમ સાવધ થઇને નિહાળે છે તો ફાતિમા ત્યાં દૃષ્ટિગોચર થઇજ નહીં ! અને ત્યારે તે આંખમાં આંસુ લાવીને બોલ્યો,–"પ્રાણવલ્લભે ! મોહીની ફાતિમા ! તું કયાં ગઇ? શું તું ખરેખર મને દર્શન દઈ નાહાસી ગઇ કે મને માત્ર ભ્રમ થયો !" મુખીએ કહ્યું,–"ભાઇ તેમ નથી, તમોને કશો ભ્રમ કે ભાસ થયો નથી. તે ફાતિમા બેગમજ હતી. તમારી પ્રકૃતિ ઘણીજ નાજુક થઈ છે તેથી તમોને થોડો આરામ થાય એટલા હેતુથી મેં તેને હંઈયાથી દૂર થવા કહ્યું ને તેઓ ગયાં છે. તમો વાતચીત કરવાને માટે યોગ્ય થશો તેટલામાં તે તમોને પુનઃ નજરે પડશે. ગનીમભાઈ નામના ગૃહસ્થ તમેજ છો તે હવે માર જાણવામાં આવ્યું છે. હવે તમારાં દુઃખનો જડમૂળથી નાશ થયો એમ સમજો. નામદાર મહારાજાધિરાજ કાલિફ હરૂને તમોને સર્વ અપરાધની ક્ષમા કરી છે; અને ક્ષમાવાળું જાહેરનામું પણ દેશ પ્રદેશમાં પ્રગટ કર્યું છે. તુરત એટલુંજ હું તમોને કહું છું કે તમો આરોગ્ય થાઓ એટલે બસ ! બાકીની સર્વ હકીકત તમોને ફાતિમા બેગમ કહી સંભળાવશે. હવે માત્ર તમારી પ્રકૃતિ જલદીથી સારી થાય તેની ખોટી છે. હું પણ તમારી આરોગ્યતાને માટે મારાથી બની શકતા ઉપાયો અજમાવવાને મણા રાખીશ નહીં." એટલું બોલી ગનીમને વિશેષ આરામ મળે તે માટે તે ત્યાંથી દૂર થયો, ને તેના દુઃખનો તથા સંતાપનો–મનદુઃખ તથા તનદુઃખનો નાશ થાય તેવા પ્રકારનાં ઔષધપાણીની તજવીજ કરવા માટે મુખી ત્યાંથી ચાલતો થયો.

ફાતિમા, જે ઓરડામાં ગનીમ હતો ત્યાંથી મુખીના કહેવા પ્રમાણે બહાર નીકળી, જ્યાં ગનીમની બેહેન અને માતુશ્રી હતાં ત્યાં આવી. આવતાંવાર તેણીએ કહ્યું કે,–"જે આજારી માણસને માટે મુખી કહેતો હતો તે માણસ ગનીમજ છે." પછી ગનીમ અને ફાતિમાના મેળાપથી જે પ્રકાર બન્યો હતો તે અત્રે પણ બની રહ્યો. તે બંને મા દીકરીના પેટમાં હર્ષ ઉભરાઇ જવાથી તે બન્નો કેવળ બેશુદ્ધ થઇ ગઇ. ફાતિમા અને મુખીએ મળીને તે બંને દુઃખી બાઇઓને સાવધ કરી, અને સા-

વધ થયા બાદ ગનીમને મળવાની ઉત્કંઠાથી તેને મળવા જવાને તે બંને મા દિકરી આગ્રહ કરવા લાગી. પણ મુખીએ કહ્યું કે "કૃપા કરી થોડીવાર તેની પાસે જતાં નહીં, કારણ તે એટલો તો અંત્યાવસ્થ અને ક્ષીણ થયેલો છે કે જો તેની દૃષ્ટિએ તમો હમણાજ પડશો તો આનંદાવેશથી તેની ચિત્તવૃત્તિમાં એટલો તો ગોટાળો થઇ જશે કે કદાચ તેથી ભયંકર પરિણામ પણ નિપજ્યા વિના રહેશે નહીં." આ કરતાં તે સ્હાણીબાઇઓને વધારે કહેવાની અગત્ય નહોતી. આપણે તેનો મેળાપ લઈશું તો તેથી તેના જીવને હાની છે એવું જાણવામાં આવતાંવાર, હાલ તુરત મળવાનું તેઓએ લાગલુંજ માંડી વાળ્યું. શાંતિમાએ કહ્યું,–"પરમેશ્વરે આજ આપણ સર્વેને અકલ્પિત એક જગોએ એકઠાં કીધેલાં છે અને તે જગત્પિતાનો આપણાપર ઘણો મોટો આભાર થયો છે. હવે હું દરબારગઢમાં જાઉં છું અને આ તમામ વૃત્તાંત નામદાર કાલિફ મહારાજાને નિવેદન કરૂં છું. હું પાછી આવતી કાલે પ્રભાતમાં અત્રે હાજર થઇશ." એટલું બોલી તેણીએ તે બંને બાઈઓને પ્રેમથી આલિંગન આપ્યું અને ત્યાંથી ચાલી નિકળી. તેણી પાછી દરબારગઢમાં આવતાંવાર તેણીએ મશારૂરને બોલાવી કાલિફ મહારાજને એકાંતમાં મળવાની પરવાનગી મંગાવી. તેણી લાગલીજ કાલિફને મળવા ગઇ. પ્રથમ રીવાજ પ્રમાણે સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા. કાલિફે તેણીને જમીનપરથી બેઠી કરી કહ્યું 'કેમ ગનીમનો કંઇપત્તો લાગ્યો કે નહીં?' તેણીએ જવાબ વાળ્યો કે, સદ્ધર્મપ્રતિપાલક મહારાજાધિરાજ, મારા પ્રયત્નનું આજે સાર્થક થયું છે. ગનીમ, ગનીમની મા અને તેની બેહેન તે ત્રણેનો શોધ લાગેલો છે. એટલુંજ નહીં પણ તે ત્રણેનો મેળાપદર્શન પણ લઈને હું આવી છું!" એ સાંભળી કાલિફને બહુ આશ્ચર્ય ઉપજ્યું. તે બોલ્યો, "શું? એટલામાં તે સર્વેનો શોધ લાગ્યો?" ત્યારે તેણીએ અથથી તે ઇતિ સુધી સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યું. અને ગનીમની માતા તથા બહેનના સાલસપણા માટે એટલી તો તેણીએ પ્રશંસા કરી ને છેલ્લે નામદાર કાલિફને તે સર્વેનો મેળાપ કરવાની ભલામણ સુદ્ધાં કરવાને તેણી પછાત પડી નહીં.

કાલિફ હરૂન અલરશીદનો સ્વભાવ ઘણોજ સંતાપી હતો; અને સંતાપના આવેશમાં તેના હાથથી કેટલાંક નિર્દયપણાનાં કૃત્યો પણ બની ગયાં છે, તથાપિ તે ઘણોજ ન્યાયી અને ઉદાર દીલનો સદ્ગુણસંપન્ન ગુણજ્ઞ રાજા હતો. ગુસ્સાનો પાસ મનમાંથી નિકળી ગયા બાદ તે કૃતાપરાધનો

વારંવાર પશ્ચાત્તાપ કરતો હતો. **ગનીમ**ની માતુશ્રી અને બેહેનને આપણે કેવળ અન્યાયથી અપાર દુઃખ દીધું છે—સર્વ લોકોના દેખતાં તેની આબરૂ લીધી–ઇત્યાદિ બાબતો તેના અંતરમાં તાજી સ્ફુરી નિકળવાથી તેને અપાર પરિતાપમાં ઝુરી મરવું પડયું. તેનો નિશ્ચય ઠર્યો હતો કે સર્વ લોકોની નજરસામે તેને નિરપરાધી ઠરાવી તેઓને થયેલા નુકસાન કરતાં હજારગણો બદલો આપી અપાર સુખી બનાવવા-તેના સુખવૈભવની રેલછેલ કરી નાખવી. તેણે **ફ્રાતિમા**ને કહ્યું,–"તારો પ્રયત્ન પાર પડયો જાણી મને અપાર આનંદ પ્રાપ્ત થાય છે. આનંદ કેવળ તારા સંબંધમાજ નહીં, પરંતુ મારા પોતાના સંબંધમાંજ પેદા થયો છે, કારણ હવે મેં તને આપેલું વચન પાળવાનો રૂડો અવસર હાથ આવ્યો છે. આ વખતે હું તને કહું છું કે તારાપર મારો હવે કોઇ પ્રકારનો હક રહ્યો નથી. **ગનીમ**ની સાથે હું તારાં લગ્ન કરી આપવાનો છું ને હમણાંથીજ તને જણાવું છું કે હવે તું મારી લોંડી નથી, પણ સ્વતંત્ર છે. તું હવે તે વેપારીની પાસે જા અને તેને સારૂં થાય એટલે તેને, તેની માને તથા તેની બેહેનને મારી મુલાકાતે સત્વર લઇ આવ."

બીજે દહાડે મળસ્કામાંજ **ફ્રાતિમા** મુખીને ઘેર ગઈ. **ગનીમ**ની પ્રકૃતિ કેવી છે વગેરે જાણવા માટે તથા તેને તથા તેની મા બેહેનને **કાલિફ** તરફના સમાચાર જણાવવાને તે એટલી તો ઉત્કંઠીત બની રહી કે તેણી આવેશમાંને આવેશમાં દોડતી ચાલી. દરવાજામાંજ ઘરનો માલેક મળ્યો. તેણે તેણીને કહ્યું કે,–"રાત્રીએ **ગનીમ**ભાઇને સારી રીતે નિદ્રા આવેલી અને ઔષધ આપવાને લીધે તેની પ્રકૃતિ જલદીથી સારી થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં છે. તેને શારીરિક વ્યથા મુદ્દલ નથી–માનસિક દુઃખને લીધેજ તે આટલો જર્જરીત બની ગયો છે. માટે તે દુઃખ કમી થયું એટલે તમારી આરોગ્યતાની તેઓ બરોબરી કર્યાવિના રહેશે નહીં. કાળજી કરવાનું કશું પ્રયોજન નથી. ધીરજ રાખો."

ઉપર કહ્યા પ્રમાણે **આબુ અયુબ**ના પુત્રની પ્રકૃતિમાં ઔષધ ઉપચાર તથા માવજતથી આરામ થવા લાગવાથી મુખીને લાગ્યું કે હવે **ફ્રાતિમા** તથા તેની મા બહેનની મુલાકાત કરાવામાં કંઇ દેહેશત જેવું નથી. **ગનીમ**ની મા અને બેહેન ઘણા દહાડાનાં વિયોગી હોવાથી તેઓ કદાચ મેળાપ દર્શન થતાંવાર આનંદાવેશમાં ઘેલાં બની મૂર્છાગત થઇ પડશે માટે તેઓએ પ્રથમ **ફ્રાતિમાને ગનીમ** પાસે મોકલવાનોજ વિચાર

કર્યો અને તેણીનું તથા **ગનીમ**નું થોડું સંભાષણ થયા બાદ **તે બંનેને** બોલાવવાથી આટલા વખતના મનોનિગ્રહ વડે **ગનીમ** તથા **તેની મા બે**-હેન દૃઢતાવાળાં બની જશે અને કશી અડચણ આવશે નહીં; **અને તેથી** દરવાજાની બાહાર **ગનીમ**ની મા બેહેનને ઉભાં રાખી **ફ્રાતિમા**એ **ઓરડાની** અંદર અત્યાનંદથી પોતાના પ્રિયકરનો મેળાપ લેવાને પ્રવેશ કર્યો.

પ્રથમથીજ **ગનીમ** પાસે મુખી જઇ પહોંચ્યો હતો, તેણે તેને પ્રથમથીજ જણાવી મુક્યું હતું કે **ફ્રાતિમાબાઇ** તમારા મેળાપ માટે આવનાર છે. તે સાંભળી તેને એટલો તો આનંદ ઉપજ્યો કે તેની પૂર્વવત્ સ્થિતિ થવાનો સંભવ હતો,–એટલામાં **ફ્રાતિમા** તેના બિછાના પાસે જઈ પહોંચી. તેણીએ તેને કહ્યું,–"કેમ **ગનીમ**, હું તમારી પ્રિયતમા **ફ્રાતિમા**, તમોને જન્મ સુધી હવે પાછી મળવાની નથી એમ આપ મને કહેતા હતા, તેજ પ્રત્યક્ષ તમારી સાથે અત્યારે વાતચિત કરે છે!" **ગનીમ** બોલ્યો, "અહો આર્યે! તમે છોકે! આ મોટો અદ્ભૂત ચમત્કાર માનવો જોઈએ, કે તમે પુનઃ મારી દૃષ્ટિયે પડયાં!! મને લાગ્યું હતું કે તમારી સર્વ હકીકત સાંભળી લઇને તમોને નામદાર **કાલિફે** કેવળ નિર્દોષ ઠરાવ્યાં હશે; અને પુનઃ તમારો અંગિકાર થવાથી અત્યારે તેને ઘેર તમે આનંદમાંજ મહાલતા હશો."

**ફ્રાતિમા**એ ઉત્તર આપ્યો, "હા પ્રાણેશ **ગનીમ! કાલિફ** મહારાજાના મનમાંથી મેં સર્વ કિલ્મિષ કહાડી નાખ્યું અને તેના હાથથી તમોને જે વિપત્તિ ભોગવવી પડી છે તેને માટે તમોને માઠું ન લાગે એટલા માટે તમોને મનેજ સમર્પણ કરવાનો નામદાર **કાલિફે** મનસુબો કર્યો છે." એ છેવટનું વાકય સાંભળતાંવાર **ગનીમ**ના આનંદનો પાર રહ્યો નહીં! અને હવે વિશેષમાં શું બોલવું તે પણ તેને સુઝયું નહી. તેની મુખમુદ્રા પ્રફુલ્લિત દીસવા લાગી, અને પ્રેમી માણસો ક્ષણભર કેવળ સ્તબ્ધ થઇ જાય છે તેવું બની રહ્યું. અને ત્યાર બાદ આનંદાવેશમાં તે એકાએક મોટેથી બોલી ઉઠયો, "સર્વથી શ્રેષ્ઠ રૂપવતિ સુંદરી, **આબુ અયુબ**ના પુત્રને **કાલિફ** મહારાજાએ ખરેખર તને સમર્પણ કરેલી છે?" તેણીએ પ્રત્યુત્તર આપ્યો, "હવે શું કહું? મારા જાનના કસમ, પ્રાણનાથ **ગનીમ**! પૂર્વે તેણે તમારો જીવ લેવા માટે તમારી તપાસ કરાવી, પરંતુ તમે પકડાયા નહીં. તેથી તેણે ગુસ્સાના આવેશમાં તમારી મા અને બેહેનને નાહ્નના પ્રકારે દુઃખ આપી બેહદ અપમાન કર્યું. પણ તમે ખુદ **કાલિફ**ને માટે મનમાં પુજ્ય ભાવ રાખી છેવટપર્યંત વિશુદ્ધિ સાચવી, પવિત્રાઇથી વર્ત્યા તે બાબત હવે તેની

પૂર્ણ ખાત્રી થવાથી તમારૂં સન્માન કરવા સારૂ તમોને પોતાની પાસે લઈ આવવા માટે મને આજ્ઞા કરેલી છે. અને હવે તે તમારાપર પૂર્ણ કૃપા દર્શાવ્યા વિના રહેશે નહીં."

**ગનીમે** પોતાની માતા તથા બેહનને શી શી વિટંબણાઓ આપવામાં આવી ઇત્યાદિ પુછવાથી **ફાતિમા**એ તેને સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવ્યું. તે વખતે **ફાતિમા** સાથે આપણા વિવાહ થવાનો વખત નજદીક આવ્યો છે એમ સમજી તેનું અંતઃકરણ તે આનંદમાં કેવળ તલ્લીન થઈ ગયું હતું, તોપણ ઉપરની હકીકત સાંભળી તેને બહુજ માઠું લાગ્યું; અને તેના નેત્રમાંથી અશ્રુધારા વેહેવા માંડી. પછી જ્યારે **ફાતિમા**એ તેને કહ્યું કે તે બંને બાઇઓ બગદાદના આજ ઘરમાં છે ત્યારે તેઓને મળવા માટે તેની ઘણી ઉત્કંઠા થવાથી **ફાતિમા**એ જાણ્યું કે હવે વિલંબ કરવામાં કશો સાર નથી, એટલે તુર્ત હાંક મારી ને તે સાંભળતાં વારજ **ગનીમ**ની માતા અને બેહેન જે જગ્યાપર ઉભાં હતાં તેમણે ત્યાંથી અંદર પ્રવેશ કર્યો–તેઓ સીધે સીધાં **ગનીમ**ના બિછાના પાસે ગયાં; અને ઉપરા ઉપરી વગર બોલ્યે **ગનીમ**નું હજાવાર મુખચુંબન લેવા લાગ્યાં. ત્રણે માણસોની આંખમાંથી કેટલોક વખત સુધી એક સરખાં આનંદાશ્રુ ચાલવાથી તેઓનાં કપડાં પણ ભીંજાઇ ગયાં. ડાહી **ફાતિમા**ની પણ તેવીજ અવસ્થા થઇ. તે ઝવેરીઓનો મુખી તથા તેની સ્ત્રીપણ આ સંપૂર્ણ બનાવ જોઇને ગળગળાં બની ગયાં. દુર્દૈવે કરીને તે ચાર માણસો વિરહવેદનામાં ઝુરી મરતાં છતાં સમયાવચ્છેદે કરીને પ્રભુ કૃપાએ તેઓનો આનંદ મેળાપ આપણા ઘરમાં થયો તેથી તે નાયક–નાયકાણીને એવા ઇશ્વરી કૌતુકને માટે બેહદ આશ્ચર્ય ઉપજ્યું. તેઓએ પ્રભૂની પાર્થના ખરા અંતરથી કીધી કે તેનાજ ઘરમાં આ અપૂર્વ–અલૌકિક બનાવ બન્યો. આવા સુજન મનુષ્યને સુખી કરવામાં તેઓ કંઇપણ કારણભૂત થઈ પડયાં તેથી અત્યંત હર્ષને પામ્યાં.

આ પ્રમાણે વિરહશમન થયું તેમ અશ્રુદમન બંધ પડયા પછી **ગનીમ ફાતિમા**ને તજીને નિકળી નાઠા પછીથી તે મુખીના ઘરમાં આવતાં સુધીની તમામ હકીકત, તેમાં જે જે તેને સંકટો ભોગવવાં પડયાં, તે તમામ હકીકત તેણે કહી સંભળાવી. તે બોલ્યો,–"હું અહીંથી નિકળી પ્રથમ એક ગામડામાં ગયો અને ત્યાં જો કે સખ્ત માંદગીમાં આવી પડયો હતો તથાપિ કેટલાક દયાળુ લોકોએ મારી ચાકરી કરવામાં બિલકુલ કસર કરી નહિં. પરંતુ ઔષધોપચારથી બિલકુલ ફાયદો થયોજ

નહીં-ઉલટી મારી પ્રકૃતિ દિવસો દિવસ વધારે બગડતી ચાલી. બેશક આટલું તો યથાર્થજ છે કે મારા પેટમાં દુઃખે ને માથે ઔષધ ચોપડે તેથી કશો લાભ નહિજ થાય. અને જે રોગ હતો તે તન રોગ કરતાં મન રોગ વધારે હતો, ને વિરહદમનનો દબાયલો, દયામણો ને દામણો, સદોદિત દુર્દૈવને શ્રાપતો કે 'ક્યારે મૃત્યુ આવે' ને 'આ વ્યથાથી ક્યારે છુટીશ' એવી પ્રાર્થના કરતો કેટલાક દિવસ સુધી પડયો રહ્યો. મોત પણ આવે વખતે કઠોર ને દયા રહિત થાય છે. તે તાત્કાળમાં માંગ્યું આવતું નથી એવું દૃષ્ટ છે. મારી પીડા ન ખમાવાથી કેટલાકોએ મને બગદાદ ઋજોપાયશાળામાં જવા કહ્યું. એક માણસે મને ઉંટપર બેસાડી અહીંની ધાર્મિક ઋજોપાયશાળામાં પહોંચાડવા અત્રે લઇ આવ્યો. હું રસ્તામાંજ હતો તેટલામાં આ હાતમ દિલના પરદુઃખભંજક પુરૂષની દ્રષ્ટિએ પડયો, અને મારી દુઃખદાયક સ્થિતિથી તેમના દયાળુ અંતઃકરણમાં ઘણું માઠું લાગ્યું. તેઓ લાગલાજ મને પોતાના ઘરમાં લઈ આવ્યા એ મારૂં વૃત્તાંત છે." પછી **ફ્રાતિમાએ**, પોતાને કિલ્લાના કારાગૃહમાં નાંખ્યા બાદ પોતાને રાત્રિ દિવસ પ્રિયની કેટલી કાળજી લાગવાથી તથા અનેક પ્રકારે ઘેનછામાં બકવાદ કરતી અને તેના પરિણામમાં **કાલિફ**ને નિર્દોષતાનો ખ્યાલ આવવાથી તેણે પાછી પોતાની સઘળી હકીકત સાંભળી પશ્ચાત્તાપ પામી **ગનીમ**ના અપરાધો માફ કર્યા વગેરે હકીકત નિવેદન કરી. પોતાની હકીકત પોતે મોકલેલા પત્ર પરથી બંને દાસીઓ-**કાલિફ**ને ઉંઘાયલો જાણી વાતચિત કરતી હતી માટે **કાલિફ**ને પોતે જીવતી છે એમ જાણવામાં આવ્યું અને પછી પોતાને હજુર બોલાવી કેદ નાખ્યા બાદ કેવા પ્રયત્ને પોતાનો છુટકારો થયો તે કહી સંભળાવીને વિશેષમાં **ફ્રાતિમાએ** કહ્યું,-"આપણા તમામનાં સંકટો પરમ કૃપાળુ પરમેશ્વરે દૂર કરી આજનો સુદીન દેખડાવ્યો છે, માટે હવે ગઇ ગુજરી વાતનું વારંવાર સ્મરણ કરી ખાલી સંતાપમાં પડવું આપણી હાલની સ્થિતિને બિલકુલ અનુકુળ નથી. માટે તે ગઇ વાત કેવળ વિસરી જવી જોઇએ." "**ગનીમ** તરફ આંગળી બતાવીને, તમો સારા થયા બાદ આપણે સર્વે નામદાર **કાલિફ** મહારાજની મુલાકાતે જઇશું. પરંતુ મહારાજની સન્મુખ આવી સ્થિતિમાં જવું યોગ્ય નથી; માટે મારે તે બાબતમાં કંઇ તજવીજ કરવી જોઇએ. તમે તમામ અત્રે બેસો; હું માત્ર પા કલાકની અંદર દરબારગઢમાં જઇને પાછી આવું છું."

એટલું કહીને **ફ્રાતિમા** દરબારગઢમાં ગઈ; અને લાગલીજ ત્યાંથી

એક હજાર મ્હોરની થેલી લઇ પાછી આવી; અને તે મુખીના હાથમાં આપીને બોલી,–"મારાં સાસુ તથા નણંદ માટે ઉંચા પ્રકારનાં વસ્ત્રો તૈયાર કરાવો." તે મુખી ઘણોજ ચતુર માણસ હતો. તેણે દરબારી ઠાઠમાઠને શોભે તેવાં રેશમી વસ્ત્રો તૈયાર કરાવ્યાં. આટલા વખતમાં **ગનીમ**ની પ્રકૃતિમાં ઘણી સારી સુધારણા થઇ. પછી એક દહાડો **કાલિફ**ની પાસે જવાની તેઓએ તૈયારી કરી અને તેઓ ચાલી નિકળે છે એટલામાં મુખ્ય વજીર **ગાયફર** દરવાજામાં આવી પહોંચ્યો.

"સાહેબ," વડો વઝીર અશ્વારૂઢ હતો ને તેની સાથે પુષ્કળ અમીર ઉમરાવો પણ હતા, તેણે **ગનીમ** પ્રત્યે કહ્યું,–"હું મહારાજાની આજ્ઞાપરથી આપની પાસે આવ્યો છું. પ્રથમ મહારાજા તરફથી આપની પાસે આવવાનો મને જે હુકમ થયો હતો તેવા પ્રકારનો અત્યારે હુકમ થયો નથી! આ હુકમ દુ:ખદ નહીં પણ સુખદ–પેહેલાના કરતાં કંઇ નિરાળા પ્રકારનોજ છે; મહારાજાએ આપને મુલાકાત કરવા લઇ આવવાને ફરમાવ્યુંછે, માટે કૃપાળુ થઇ મજની સાથે ચાલો." **ગનીમ**થી કંઇપણ જવાબ આપી શકાયો નહિ, પણ નિચે માથે ક્ષણભરથોભ્યો. પછી ઘણાજ વિનય સાથે 'મહારાજાની આજ્ઞા પ્રમાણે' એમ બોલી, તેને માટે જે ઉત્તમ પ્રકારે શણુગારેલો ઘોડો વજીરે આણેલો હતો તેપર તે સ્વાર થયો; અને **ગાયફર** પણ પોતાના ઘોડાપર સ્વાર થઇ તેની સાથે ચાલી નિકળ્યો. **ગનીમ**ની માતુશ્રી તથા તેની બેહેન પણ દરબારમાંથી આવેલા ખચરોપર બેઠાં અને તેઓને જુદાજ માર્ગે **ફાતિમા** દરબારમાં લઇ ચાલી; **ગાયફર ગનીમ**ને જુદેજ માર્ગે લઇ ગયો. નામદાર **કાલીફ** સિંહાસનપર વિરાજમાન થયો હતો. તેની આસપાસ તેના પ્રધાનો અને અમીર ઉમરાવો, વેપારીઓ ને શાહુકારો બેઠેલા હતા. તેમજ ભાલદાર ચોપદાર ઉભા હતા. તેના તાબાના બીજા દેશો એટલે અરબસ્થાન, ઇરાન, મિસર, આફ્રીકા, સીરિયા વગેરેના વકીલો અને માંડલિકો પણ બિરાજી રહ્યા હતા. એ શિવાયના ત્યાં મળેલા લોકોની ગણતરી થવી પણ મુશ્કેલ હતી. એવા ઠાઠમાઠમાં વજીર **ગાયફર ગનીમ**ને નામદાર **કાલિફ**ના સમક્ષ લઈ આવ્યો. **ગનીમે** તેની સામે સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યો. પછી ઉઠી **કાલિફ**ની પ્રશંસાવાળા પોતે બનાવેલા શ્લોક ગાઇસંભળાવ્યા. તે જો કે ત્યાંજ તેણે શિઘ્ર બનાવ્યા હતા તથાપિ એટલા લલીત માધુર્યથી ભરપૂર હતા કે દરબારના તમામ લોકો તેની વાહવાહ બોલવા લાગ્યા.

આ વિનય પછી **કાલિફે** તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું,–"તમારા મેળાપથી મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે. હવે, મારી પ્રિયંવદા **ફ્રાતિમા** તમોને કયાંથી કયે સ્થળે મળી આવી ઈત્યાદી હકીકત તમારા મુખથીજ સાંભળવાની હું ઇચ્છા રાખું છું, તો તે કહી સંભળાવશો." **ગનીમ**ના બોલવામાં બિલકુલ ખોટું નહોતું. તેણે તે તમામ વાર્ત્તા સરળતા, નમ્રતા અને વિનય સાથે કહી સંભળાવી, જેથી તેની સત્યતા માટે **કાલિફ**ને મુદ્દલ શંકા રહી નહીં. જે કોઈને હજુરમાં બોલાવવામાં આવે તેનું સારી રીતે સન્માન કરવાનો રીવાજ હતો, તેથી **કાલિફે** લાગલોજ એક ઉંચો પોષાક બક્ષીસ આપ્યો. પછી **કાલિફે ગનીમને** કહ્યું,–"તમે મારા દરબાર હજુરમાં રહો તેવી મારી ઇચ્છા છે." **ગનીમે** ઉત્તર આપ્યો,–"મહારાજાધિરાજ, હું આપના પગની રજછું, ગુલામ છું તેથી મારૂં સારૂં નરતું કરવું આપ મુરબ્બીના હાથમાં છે." તે સાંભળીને **કાલિફ**ને એટલો તો સંતોષ ઉપજ્યો કે પોતાની ખાસ દરબારમાં તેને લાયક એવી એક પદ્દીનો હોદ્દો આપ્યો. વળી **કાલિફ** સિંહાસનપરથી ઉઠયો અને **ગનીમ** તથા મુખ્ય વજીર **ગાયફૂર** તેને પોતાની સાથે લઇને પોતાની ખાનગી બેઠકમાં ગયો. અત્રે આ દિવાનખાનામાં **ફ્રાતિમા**, ગનીમની મા અને તેની બેહેન તેની માર્ગ પ્રતિક્ષાજ કરતાં બેઠાં હતાં. **કાલિફે** લાગલાંજ તે તમામ માણસોને અંદર પોતાના હજુર બોલાવ્યાં. તે સર્વેએ તેને સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યાં; પછી તેણે તેઓને ઉઠવાનું કહ્યું. **કાલિફ** આ વેળાએ **અલકોલબ**ના સૌંદર્યથી એટલો તો મોહિત થઇ ગયો કે તે તેણીના તરફ એક સરખુ નિહાળીજ રહ્યો. પછી તે તેણીના ઉદ્દેશે બોલ્યો,–"તારા સરખી અપ્રતિમ સુંદરીની અંરેરે મારા હાથથી અપ્રતિષ્ઠા કરવામાં આવી તેને માટે મને ઘણોજ પરિતાપ થાય છે, પરંતુ હવે તેને માટે બિલકુલ માઠું લગાડશો નહીં. મારે લીધે તમને જે દુઃખ ભોગવવું પડયું છે તેના બદલામાં તને અપાર સુખવૈભવ પ્રાપ્ત થાય તેવા પ્રકારની યોજના યોજવાનો મારો વિચાર છે. તને હું પ્રત્યક્ષ મારી પટ્ટરાણી બનાવીશ એટલે બસ, તારા જેવી બીજી કોઇ પણ સુખી નથી એમ માનવું. અને આમ થવાથી **જુબેદી** જે તમારા મહદ્ દુઃખનું કારણ છે તે મહાપરિતાપ પામી તમારા સુખના ઉપાયો યોજવામાં સામેલ થાય તેવી તજવીજ કરવાનો મારો વિચાર છે. આટલુંજ કરીને હું બેસી રહું તેમ નથી." **ગનીમ**ની માતુશ્રી તરફ વળીને તે બોલ્યો,–"બાઇ, તમારૂં આયુષ્ય હજુ કંઇ પુરૂં થઈ ગયું છે

એમ નથી. મારો વિચાર **ગાયફર** પ્રધાનની સાથે તમારૂં લગ્ન કરી આપવાનો છે અને તે તમે માન્ય રાખશો એવી મારી આશા છે." **ગનીમ** તરફ વળીને કહ્યું,–"તમોને તો **ફાતિમા** સમર્પણ કરવાનો હું સંકલ્પજ કરી ચુક્યો છું અને તે તમારા જાણવામાં આવ્યુંજ હશે. કોઇ છેરે સિપાઇ, કાજી સાહેબને હમણાજ બોલાવી લાવ; એટલે આ ત્રણે લગ્ન હમણાને હમણાજ વિધિપૂર્વક સિદ્ધ કરી તેના ખતપત્ર લખાવી તૈયાર કરે." પછી એકે સમયે ત્રણેનાં લગ્ન થયાં, **કાલિફે અલકોલમને** પટરાણી કીધી, **ગનીમની** માતા **ગાયફરને** યોગ્ય થઇ પડી, ને રતિકાંત **ગનીમને** રતિ રૂપી રંભા **ફાતિમા** પ્રાપ્ત થઇ. ત્રણે જણ સંપૂર્ણ સંતોષને પામ્યાં, ને ઇશ્વરનો અપાર ઉપકાર માન્યો. જ્યારે ત્યારે **કાલિફ અલકોલમની** પાસે તેની દૂર્દશા માટે ક્ષમાની યાચના કરતો હતો; ને તેની ભોજાઇ **ફાતિમા** મળવા આવે ત્યારે તેની પણ ક્ષમા માંગતો હતો. **હરૂન અલર-શીદને** આ સર્વે ચમત્કારી કૃત્ય એટલાં બધાં વિસ્મય પમાડનારાં લાગ્યાં કે પોતાના એક નવિસંદાને આ ઇતિહાસનો અપૂર્વ બનાવ લખી લેવાની આજ્ઞા આપી અને પાછળથી તે સર્વે બનાવની વાર્ત્તાની ઘણી પ્રતો કરાવી દેશ દેશાંતરમાં મોકલી. પણ પોતાના પુસ્તકાલયમાં એક સુન્નેરી હરફની પ્રત કરાવીને સાચવી રાખી.

"પ્રાણનાથ!–સાંભળી કે વાર્ત્તા!" **શેહેરાજાદી** પ્રેમ કટાક્ષ મારીને **શેહેરીયારને** કહેવા લાગી,–"આટલેથીજ આ વાર્ત્તા બંધ થાય છે અને જુઓ નાથ, સૂર્યનારાયણ વારતા બંધ કરવાનું પણ સુચવવા લાગ્યો છે. આવતી કાલે જે વાર્ત્તા કહેવાનો મેં ઇરાદો રાખ્યો છે, તે વાર્તાથી ખચીત આપ ઘણાજ આશ્ચર્ય પામશો. **ઝેન અલસનામ** નામના રાજપુત્રનું અને યક્ષના મહારાજનું વૃત્તાંત બહુ ચમત્કારીક છે, જે તમોને ઘણો આનંદ પમાડશે."

**શેહેરીયાર** કંઇપણ બોલ્યા વગર નિમાજ પઢી પોતાને કામે લાગ્યો.



# રાજપુત્ર ઝેન અલસનામ અને યક્ષના મહારાજાની વાર્ત્તા.

બેલસોરામાં એક ઘણો ધનવાન રાજા થયો હતો. તે પોતાની રૈયતને ઘણો પ્રિયોત્તમ હતો. પણ તેને કંઈ સંતાન નહોતું તેજ ભારે દુઃખ હતું. એટલા માટે તેણે પોતાના રાજ્યના સુપાત્ર માણસોને—જોગીજતી, ફકીર, મહંત વિગેરેને ઘણાં ઘણાં દાન કીધાં, એમજ ધારીને કે તેઓના પૈકી એકાદો શુદ્ધવૃત્તિથી પ્રાર્થના કરે ને ઇશ્વર સાંભળે તો તેથી તેને પુત્ર પ્રાપ્તિ થાય. રાજાની આ આશા સફળ થઈ. ખુદાની દરઘાહમાં બેલસોરાના જોગીઓની પ્રાર્થના સાંભળવામાં આવી. રાજાને એક પુત્ર થયો. તેનું નામ **ઝેન અલસનામ** એટલે '**મદનપુતળુ**' એવું પાડયું.

યુવરાજનો જન્મ થતાંજ રાજાએ રાજય માંહેલા સઘળા જોષીઓને તેડાવ્યા, અને તેમને જન્મપત્રિકા બનાવવાનો હુકમ આપ્યો. ગ્રહપરથી તેમણે રાજાને કહ્યું કે, "મહારાજ એ યુવરાજ શતાયુષી, વિરલો અને ધૈર્યવાન થશે; પણ એનાપર એવી મોટી મોટી વિપત્તિઓ પડનારી છે કે તે સામું ટકવાને તેની હિમ્મત રહેશે નહીં." આ ભવિષ્યવાણી સાંભળી રાજાએ કશી ચિંતા કીધી નહીં. તે બોલ્યો, "મારો પુત્ર જો વિરલો થશે તો પછી તેને માટે શોચના કરવાનું કાંઇ કારણ નથી. રાજકુંવરોને તો દુઃખને માટે પ્રીતિજ હોવી જોઇએ, કેમકે દુઃખમાં સદ્‌ગુણની કસોટી થાય છે અને તેથીજ તેઓ રાજ્ય કરવાને વધારે યોગ્ય થાય છે."

તેણે જોષીઓને દાન દક્ષણા આપી વિદાય કીધા અને **ઝેન** જ્યારે વિદ્યા પ્રાપ્ત કરવા યોગ્ય થયો ત્યારે નિપૂણ વિદ્યાગુરૂ રાખી અતિઘણી કાળજીથી ભણાવ્યો. અને તે એક ગુણવાન રાજપુત્ર નિવડે એવી યોજના કીધી, ને ઉત્તરોત્તર તેનું શાહાણપણું વધે તે માટે મોટા ગુરૂઓ નિમ્યા પણ તેટલામાં એકાએક રાજા કંઇ રોગના પંજામાં સપડાયો, તે એવો કે કોઇ વૈદ્યના ઔષધની ટીકડી લાગી નહીં, અને સર્વે ધનવંત્રી જેવા વૈદ્યરાજોએ પણ તેની આશા છોડી. તેને લાગ્યું કે આ રોગ અસાધ્ય છે અને આપણે આમાંથી બચીશું નહીં ત્યારે એણે પોતાના યુવરાજને બોલાવી ઘણી શિખામણ દીધી. તેમાં બીજું તો કંઇજ નહીં, પણ એટલી શિખામણ દ્રઢતાથી

આપી કે "બેટા, તારી રૈયત તારાથી ડરે તે કરતાં તેની પ્રીતિ મેળવવાને વધારે યત્ન કરજે; લબાડ લોકોના કહેવાપર કદી લક્ષ ન આપતો; અને જેમ શિક્ષા કરતાં વિચાર કરે તેમજ બક્ષીસ કરતાં પણ વિચાર કરજે, કેમકે ઘણીવાર એવું બને છે કે રાજાઓ કાવાબાજના ખોટા ડોળથી ભોળવાઇ, દુષ્ટને ન્યાહાલ કરે છે અને નિર્દોષના ઉપર જુલમ ગુજારે છે."

રાજાના મરણથી રાજપુત્ર ઝેને સાત દહાડા સુધી શોક પાળ્યો; અને આઠમે દહાડે સિંહાસનારૂઢ થયો; અને સરકારી ખજાનામાંથી પોતાના પિતાની મ્હોર કહાડી નાખી પોતાની ચલાવી. એવી રીતે રાજ્ય ચલાવવાનો આનંદ અને પોતાના સભાસદો પોતાની આગળ આવી નમન કરે તેની તે ગમત કરવા લાગ્યો અને રાજસેવકો પોતાની હોંશ અને દાસત્વપણું બતાવવા લાગ્યા. સારાંશ કહીએ તો રાજ્યપદ પ્રાપ્તિનું માન અતિ વહાલું લાગ્યું; અને પોતાની પ્રજાએ પોતાને કેટલું માન આપવું તે ઉપરજ નજર રાખી, પણ પોતાની રૈયતનું શું ભલું કરવું તે તો તે ભુલીજ ગયો. અને એવી રીતે રાજ્ય રૂડી રીતે ચલાવવાને કંઇજ કાળજી ન રાખી. વંઠી ગયલા જુવાનીઆની સોબતમાં તેણે અમનચમનમાં દીવસ ગુજારવા માંડયા, અને રાજ્યની ભારે ભારે જગ્યાઓ રાજ્યકારભારથી ગેરમાહીત, મદોન્મત્ત અને કામાંધ માણસોના હાથમાં સોંપી. તેમની સંગતમાં વ્યભિચારાદિક કર્મોમાં પ્રવૃત્ત થયો ને નાના પ્રકારના દુર્વ્યસનમાં ઝેન રાજા લપટાયો. અહોકાળ તેમનીજ સોબતમાં પડયો ને રાજ્યમાં શી શી અવ્યવસ્થા ચાલે છે તેનું કશું ભાન રાખ્યું નહી. રોજ રોજ ગાનતાન ને મદ્યના શીસાઓ ઉડવા લાગ્યા. કળાવંતણીઓ તાગડધિન્ના કરવા મંડી ને વેશ્યાઓ વિષયલંપટ માણસોને પોતાના હાવભાવથી ભોળવી વંઠાવી મુકવા લાગી. ઝેન પણ સઘળી મોજમાં સામેલ થતો હતો. રાંડો ને ભાંડોનું ચલણ થયું ને તેઓના હાથમાં ન્યાય ને ખજાનો આવી રહ્યો. આથી પોતાના હાથમાંની હકુમત છેક જતી રહી અને સ્વાભાવિક રીતે ઉડાઉ પ્રકૃતિનો હતો એટલે ભારે ભારે બક્ષીસો સ્ત્રી ને પુરૂષો–રાંડો ને ભાંડોને કરી ધીરે ધીરે ખજાનો ખાલી કરી મુકયો.

માજી રાજાની રાણી હજી હૈયાત હતી. તે ઘણીજ શાહણી અને વિચારવંત સ્ત્રી હતી. પોતાના પુત્રની ઉન્મત્તતાઇ ને બદફેલી માટે તે રાગે ભરાઈ. ઘણી વખત પોતાના પુત્રનું ઉડાઉપણું અને ખેલીકરાઇ અટકાવવાને

તેણીએ યત્ન કીધા પણ વ્યર્થ ગયા. રાણીએ પુત્રને કહ્યું:-"જો તું તારી રીતભાત બદલશે નહીં તો ફક્ત તારી સંપત્તિનો નાશ થશે એટલુંજ નહીં, પણ તારી પ્રજાનો પ્રેમ તારાપરથી ઉઠી જશે, અને કોઈ દહાડો ભારે બખેડો થશે, તો તેમાં તારી અને તારા રાજ્યની સલામતી ધાસ્તીમાં આવી પડશે." આવો ઘણો બોધ દીધો, ઘણો ડારો દીધો, ઘણીક રીતના ભય બતાવ્યા પણ પથ્થરપર પાણી તેમ તેની અસર થઈ. ઝેને તેપર કંઇજ લક્ષ દીધું નહી. રાણીની ભવિષ્યવાણી ઘણી ખરી સાચી પડી; લોકો રાજ્યદ્રોહ કરવા લાગ્યા અને તેમાંથી આખરે બળવો ઉઠયો, જે આખરે રાણીએ બે ચાર વાતની સમજુતી કરી શાંત પાડયો. આવો ખરાબ મામલો થઇ રહ્યો તે જોઇ રાણીએ તે વાત પાટવીના ધ્યાનમાં ઉતારીને કહ્યું,-"ભાઇરે! રાજ્યનું કામકાજ કંઈ બીનઅનુભવી પોરિયાથી ચાલશે નહી, પણ શાહણા, પ્રમાણીક માણસોની મોટી જરૂર છે, માટે આ સઘળા નાદાનોને કાઢી પૂર્વના પ્રમાણીક માણસોને પાછા પૂર્વપદે સ્થાપ, ને પછી જો રાજ્યવ્યવસ્થા કેવી સરળ ચાલે છે; રે મૂર્ખ પોરિયા, તને હું શું કહું, તું કુળાંગાર નિવડશે, ને દુ:ખ ભોગવી દુ:ખી કરશે." આ સખ્ત શબ્દોથી ઝેનને સારી અસર થઇ. પછી જે વૃધ્ધ માણસો રૈયતપર હકુમત ચલાવી શકે તેવા હતા તેમને રાજ્ય વહીવટમાં દાખલ કીધા.

ઝેન પોતાની સઘળી દોલત ઉડી ગઈ ત્યારે પસ્તાવો કરવા લાગ્યો કે, "રે, રે, મેં કંઇજ સારો ઉપયોગ ન કરી જાણ્યો." આથી તે ઘણોજ ઉદાસ થઈ ગયો, તે એવો કે કશાથી આનંદ ન થયો. એક દહાડો રાત્રે મોટી નિરાશાથી પલંગપર પડયો. ત્યાં જેમ તેમ કરતાં નિદ્રા આવી એટલે એક પૂજ્ય વૃધ્ધ માણસને સ્વપ્નામાં પોતાની પાસે આવતો દીઠો. તેણે હસીને કહ્યું, "બેટા ઝેન, જાણજે કે હસવા પછી રડવું અને દુખની પછાડી સુખ વારાફરતી આવેજ છે. તારા દુ:ખનો અંત લાવવો હોય તો ઉઠ અને ઇજીપ્ત તરફ ચાલી નીકળ; કેરોમાં તારૂં ભાગ્યોદય થવાનો લેખ લખાયોછે."

રાજપુત્ર આ સ્વપ્નાથી વિસ્મિત થયો, તુર્ત તે ઉઠયો, ને જ્યાં પોતાની માતા નિદ્રા વશ થઇ હતી તેના ઓરડા તર્ફ તે ગયો અને પોતાની માને તે વૃત્તાંત મોટા પ્રેમથી કહી સંભળાવ્યું. તેણીએ તો ફક્ત હસવામાંજ તે કાઢી નાખ્યું. તે બોલી,-"બેટા, શું એ સુંદર સ્વપ્નું ખરૂં માની તું ઇજીપ્ત જશે?" રાજપુત્રે જવાબ દીધો, "માતાજી, કેમ નહી વારૂ? શું બધાંજ સ્વપ્નાં ખોટી ભ્રમણાનાં હોયછે? ના, ના, કંઇક તો ગુઢાર્થવાળાં હોયછે. મારા

ગુરૂએ મને હજારો પ્રસંગોપાત વૃત્તાંત કહ્યાં છે, તેથી મને એ બાબત વિષે જરાએ શક રેહેતો નથી. વળી બીજી કોઇ રીતે મારી ખાત્રી ન થઇ હોત તોપણ મારા સ્વપ્નાને સાચું માન્યા વગર મારાથી રહેવાતું નથી. મેં જે વૃધ્ધ પુરૂષને દીઠો તે કોઇ અલૌકિક હતો. ફકત વૃધ્ધાવસ્થાને લીધેજ તે પૂજ્ય ગણવા યોગ્ય નહોતો; એની આકૃતી કંઇક દૈવી હતી. ખરૂં પુછાવો તો તે જાણે આપણો મહાન પેગંબર હતો; અને મને જેવું લાગેછે તેવું કહેવા દો તો, હું તો ધારૂંછ કે મારા દુઃખની દયા લાવી જાણે તેમાંથી છોડવ-વાજ આવ્યો હોયની શું તેવો મને તો તે જણાતો હતો. તેણે મારા મનપર જે વિશ્વાસ બેસાડયો છે તે મને તો ખરો લાગે છે. મને એનાં વચન સાચાં લાગે છે અને તેની સલાહ પ્રમાણે ચાલીશ." રાણીએ તેને તેમ ન કરવા ઘણું ઘણું સમજાવ્યો, પણ કંઈજ વળ્યું નહીં. રાજપુત્રે તેને રાજ્ય સોંપ્યું અને એક દાહાડો રાત્રે પોતાના મેહેલમાંથી ગુલામ આદિ કંઈ પણ લીધા વગર ગુપ્તપણે એકલોજ નીકળી પડયો, અને કેરો જવાને માર્ગે પડયો.

ઘણી મેહનત મુશીબત શોષતો તે પ્રખ્યાત શેહેર કેરોમાં આવ્યો. તે તેને ઘણુંજ ઉત્કૃષ્ટ લાગ્યું; કેમકે શોભા અને વિશાળપણામાં એવું બીજું એકે શેહેર પૃથ્વીપર નહોતું. તે એક મસીદના દરવાજા આગળ આવી રહ્યો અને ઘણો થાકી ગયો હતો તેથી તુરત ઉંઘનો ઝોંકો આવી ગયો. તેની આંખ મળતાંજ પાછો પેલો પૂજ્ય વૃદ્ધ પુરૂષ તેણે સ્વપ્નામાં દીઠો. તેણે આવી ઝેનને કહ્યું, "બેટા, મારા કહેવાપર ભરોસો આણ્યો તે જોઇ હું અત્યાનંદને પામ્યો છું. દૂર દેશાવર અને રસ્તો આવો વિકટ છતાં તું કશાથી ડર્યો નહિ, ને નિર્ધાસ્ત મારા બોલવાપર વિશ્વાસ મુકી અત્રે આવ્યો તો તેનો હેતુ તારે જાણવો જોઇએ. આવી લાંબી વિકટ મુસાફરી કરાવી તેનો બીજો કંઇજ હેતુ ન્હોતો પણ ફકત તારી કસોટી કસવી હતી. હું જોઉંછ કે તારામાં ધૈર્ય અને દ્દઢ નિશ્ચય બન્નો છે. તું સર્વથી શ્રેષ્ટ સુખી અને સંપત્તિવાન થવાને યોગ્ય છે. હવે પાછો બેલસોરા જા, તને તારા મેહેલમાંથીજ અતિશય દોલત મળશે. તે એટલી કે કોઇ પૃથ્વી-પરના રાજા પાસે પણ એટલી સમૃદ્ધી હશે નહીં."

સ્વપ્નું પુરૂં થતાંજ ઝેન ચમકી ઉઠયો, ને ઘણી મુંઝણમાં આવી પડયો. એ સ્વપ્નાથી તો ઝેન રાજાને કંઇજ આનંદ ન થયો. જ્યારે જાગ્યો

ત્યારે તે પોતાના મન સાથે કહેવા લાગ્યો, "અરે રે,! મેં કેવી મ્હોટી ભુલ કીધી. જે વૃધ્ધ માણસને હું પેગંબર ધારતો હતો તે કંઇજ નહીં પણ મારા વ્યગ્રચિત્તનાં ફાંફાં ભામાં હતાં. મને એનું ધ્યાન હતું તેથીજ મેં એને ફરીથી દીઠો હશે, એમાં કંઇ આશ્ચર્ય નથી. માટે હવે તો બેલસોરા પાછું જવું એજ રૂડું. અહીં રહી શું કરીશું ? હજી ભાગ્યશાળી છું કે હું શા સારૂ મુસાફરી કરવા નિકળ્યો છું તેનો હેતુ મારી મા શિવાય કોઇને કહી શંભળાવ્યો નથી; નહીં તો મારી રૈયત મારી ફજેતીના ફાળકા ઉડાવતે. તેઓ મને મૂર્ખ જાણી રાજકાજને માટે હું અયોગ્ય છું તેમ ગણુતે. આખરે હું નાદાન તે નાદાનજ! મેં મારીજ કિંમત કીધી નહિ, ત્યારે બીજાની શું કરવાનો હતો."

આવા વિચારથી તે પાછો પોતાની રાજધાની તરફ આવવા નીકળ્યો; અને પાછો ઘેર આવ્યો ત્યારે એની માએ પુછ્યું, "કેમ ભાઇ દોલત મળી કે?" તેણે જે જે બન્યું તે પોતાની માતુશ્રીને કહ્યું અને એવું ભોળપણું વાપર્યું તેને માટે એટલો શોકાતુર જણાયો કે રાણીએ તેને ઠપકો દઈ અથવા હસી કહાડી વધારે દિલગીર કરવાને બદલે દીલાસો આપવા માંડયો. તે બોલી, "બેટા, હવે શોક શું કરવા કરવો ? હોય! એમ ભૂલ પણ થાય. જો તારા નશીબમાં ઇશ્વરે સંપત્તિ લખેલીજ હશે તો વગર મેહેનતે મળશે. માટે સંતોષ રાખ; અને બીજું સઘળું કરે તે કરતાં સદ્ગુણી થવાને હું તને ભલામણ કરૂં છું. ગાનતાન, નાચરંગ અને દારૂની મઝા એ સર્વે તારા સારા માટે છોડી દે; એ સઘળી મોજ મઝાનો ત્યાગ કર; એણેજ તારી ઘણી ખરી દુર્દશા કરી મુકી છે. તારી રૈયતને સુખી કરવાનો આદર કર; તેઓને સુખી કરશે તો તું પણ સુખી થશે એ પકકું સમજજે."

રાજકુંવર **ઝેને** પ્રતિજ્ઞા કીધી કે હવેથી માતાના કહ્યા પ્રમાણે ચાલવું; અને જે ડાહ્યા વજીરને રાજ્ય કારોબારમાં મદદ કરવા મુકરર કીધો હતો તેની સલાહ પ્રમાણે વર્તવું. પણ રાત્રે જ્યારે તે પોતાના મેહેલમાં ગયો ત્યારે ત્રીજીવાર સ્વપ્નામાં તેજ વયોવૃદ્ધ પુરૂપ દીઠામાં આવ્યો. તેણે એને કહ્યું, "શૂરવીર **ઝેન**, તારા ભાગ્યોદયનો વખત નજદીક આવ્યોછે. કાલે પ્રભાતમાં જેવો તું ઉઠે તેવો એક કોદાળી લઇ આગલા રાજાના ઓરડામાં ખોદવા માંડજે; ત્યાંથી તને અપાર દ્રવ્ય મળશે. સમજ્યો, બીજા કોઇનું કાંઈ સાંભળતો નહિં, તું મારાપર વિશ્વાસ ધર, તને પરિતાપ નહિ થવા દઇશ."

**ઝેન** જેવો પ્રભાતમાં ઉઠયો તેવોજ માતુશ્રીના ઓરડામાં ધસ્યો ધસ્યો

ગયો, અને તે રાતે જે સ્વપ્નું આવ્યું હતું તેનું વર્ણન ઘણી આતુરતાથી કીધું. એ સાંભળી રાણી ખડખડ હસી પડી ને બોલી, "ખરે બેટા! તે સાચોજ બુઢો છે કે! બે વખત છેતરાયો તોપણ હજી ધરાતો નથી; અને હજી પણ એની એજ વાત માનવાનું કરે છે શું?" ઝેને કહ્યું, "ના, માજી, મને એના કહેવાપર કંઇજ ભરોસો નથી. પણ મારા મનની પતીજ કરવા ખાતર માત્ર મારા પિતાજીનો ઓરડો ખોદી જોઇશ." રાણી પાછી ખડખડ હસી પડી, અને બોલી, "હું પણ એમજ ધારતી હતી. એકવાર તારો સંશય દૂર કર. મને એટલોજ સંતોષ છે કે તારા પિતાના ઓરડામાં ખોદવાનું કામ ઇજીપ્તની મુસાફરી જેટલું કઠિણ નથી. જા, ભલે તે કામપર મંડ ને તારી મુરાદ પેગંબર બર લાવે."

રાજપુત્રે પ્રત્યુત્તર દીધો, "માતાજી, મારે કબુલ કરવું પડે છે કે આગલાં બે સ્વપ્નાંના સંબંધમાં આ ત્રીજું સ્વપ્નું આવ્યું છે, માટેજ મને પાછો ભરોસો આવે છે. તેણે પેહેલો મને ઇજીપ્ત જવા ફરમાવ્યું, ત્યાં મને એમ કહ્યું કે મને કસી જોવા એ મેહેનતમાં નાંખ્યો છે. તે સમયે તે વયોવૃદ્ધ પ્રભુપાર્ષદ બોલ્યો હતો કે, 'બેલસોરા જા, ત્યાંજ તને ખજાનો જડશે.' આજ રાત્રે તો તેણે મને બરાબર ઠેકાણું પણ બતાવ્યું છે. મારા વિચાર પ્રમાણે આ ત્રણ સ્વપ્નાં એક બીજા સાથે સંબંધ રાખેછે. એ બધું છતાં તે સંભાવના કલ્પીત પણ હોય; તથાપિ હું ફોકટ પણ શોધ કરીશ, કેમકે નહીં તો વખતે પસ્તાવો થાય કે નકામું વેહેમાઇને અપાર દ્રવ્યનો ખજાનો ગુમાવ્યો. કદી હું નહી ફાવ્યો તો ચિંતા નહી, એમાં તોટો થોડોજ છે. એ મારી મૂર્ખાઇ માટે તું માતુશ્રી શિવાય કોઇ જાણનાર નથી, એટલી મને ધીરજ છે."

આટલું કહી તે રાણીના ઓરડામાંથી બહાર આવ્યો. તુરતજ તેણે એક કોદાળી મંગાવી અને આગલા રાજાના ઓરડામાં એકલો ગયો. તેણે અપાર શ્રમ વેઠી ખોદવા માંડયું અને અડધા ઓરડાની જમીનનાં ચોરસાં ઉખેડી નાંખ્યાં ત્યાં સુધી તો જે શોધતો હતો તેમાંનું કંઇ ચિન્હ માલમ ન પડયું. પછી તે જરા વિશ્રામ લેવા બેઠો અને વિચાર કરવા લાગ્યો કે, "પાછું મારી માને હસવા સરખું થવાનું છે!" તોપણ વળી ધીરજ પકડી અને કોદાળીથી ખોદવા માંડયું અને તુરત પસ્તાવો કરવાનુ મટી ગયું. થોડીવારમાંજ એક સફેત પથ્થરની લાદી દૃષ્ટિયે પડી. તે તેણે ઉંચકી એટલે તેની નીચે એક ગુમદ્વાર દીઠું, જેને મોટું તાળું મારેલું હતું.

પરમ હર્ષને વશ થયેલા ઝેને જે કોદાળીથી જમીન ખોદતો હતો તેથી તે તાળું તોડી નાંખી, દ્વાર ઉઘાડયું. જ્યાંથી તેને તુરત માલમ પડયું કે તે દ્વારનીજ નીચે એક આરસની સીડી છે. તરતજ તેણે એક બત્તી સળગાવી અને ધૈર્ય ધારણ કરી પગથિયાં ઉતરી એક વિશાળ ઓરડામાં ગયો. તે ઓરડાની જમીનપર ચીનાઈ સંગેમરમરનાં ચોરસાં જડયાં હતાં અને ભીત સ્ફટિકની હતી. પણ તેણે વિશેષે કરી ચાર પવાટી ઉપર નજર નાંખી. એ પવાટી જમીનથી જરા ઊંચી હતી અને તે દરેકપર બરણીરોકા દશ દશ ચરૂ ગોઠવેલા હતા. ઝેને ધાર્યું કે તેમાં દારૂ ભરેલો હશે. તે બોલ્યો, "મદ્ય તો મદ્ય, તે મદ્ય પણ જુનું હશે તો ભલા મઝા પડશે. જુનું મદ્ય ઘણુંજ સરસ હશે તેમાં તો કંઇજ શંકા નથી." એમ બોલી ચરૂ માંહેલી એક બરણીને જઇને ઉઘાડી. પણ ઉઘાડતાં તે ડિંગ થઈ ગયો, આનંદ અને વિસ્મયતા વચ્ચે તેણે તે ચીનાઇ બરણીમાં જોયું તો તે ઠીચોઠીચ સોના મોહોરોથી ભરપૂર હતી. આ જોતાં તેને મહા મોટો આનંદ થયો. તેણે બધી ચાળીશે બરણી એક પછી એક તપાસી જોઈ અને દીઠું કે બધામાં એજ ધાતુ ભરેલી છે. પછી તેમાંથી એક ખોબો ભરી સુવર્ણ મહોરો લઈ તે પોતાની માતુશ્રી આગળ ગયો.

ઝેન રાજપુત્રે જે દીઠું હતું તેનો હેવાલ પોતાની માતાને કહ્યો, તે સાંભળી રાણીને સાનંદાશ્ચર્ય ઉપજયું. તે બોલી, "વારૂ પણ બેટા, જેમ તેં તારા પિતાની પુંજી બેવકુફીમાં ઉડાવી દીધી તેમ એ પણ ઉડાવી દઇશ ના. રે બેટા, હું તને વિનવિવિનવિને કહું છું કે તારા શત્રુને ખુશી થવાનું કારણ આપતો નહિં." માજી રાજાએ આટલું બધું દ્રવ્ય સંતાડયું છે એવી કંઇપણ ખબર રાણીને નહોતી તેથી ઝેને કહ્યું, "માજી! જે થયું તે થયું, મેં મોટી ભૂલ કીધી છે, પણ તે ભૂલ સુધારીશ. હવેથી તું યાદ રાખજે કે તારો પુત્ર એવી રીતે ચાલશે કે જેથી તું રાજી થશે."

રાણીએ રાજપુત્રને કહ્યું કે, "મને એ ચમત્કારી ભોંયરૂં બતાવ." એ ભોંયરૂં એવી છુપી રીતે આગલા રાજાએ કરાવ્યું હતું કે એને માટે તેને કશી ખબર નહોતી. રાજપુત્ર તુરત કબુલ થયો. ઝેન પોતાની માને તે ઓરડામાં તેડી ગયો. ત્યાંથી આરસનાં પગથીઆં ઉતરી, જ્યાં પેલા સૂવર્ણથી ભરેલા ચરૂ મુકયા હતા ત્યાં લઇ ગયો. રાણીએ અચંબો પામી બધું જોઇ લીધું. ત્યારે તેણે ખુણામાં એક પથ્થરનો ચરૂ પેલા બીજા જેવોજ દીઠો. રાજ-પુત્રે પેહેલાં આ ચરૂ દીઠોજ નહોતો. તુરત તે પથ્થરનો ચરૂ ઉઘાડયો અને તેમાં એક સોનાની કુંચી દીઠી. એ જોઇ રાણી બોલી, "બેટા આ કુંચી જરૂર

કોઇ બીજા ખજાનાની હશે; માટે સારી પેઠે તપાસ કરો, કદાચ તે કેવા ઉપયોગની હશે તે આપણા જાણ્યામાં આવશે."

તેઓએ એ ઓરડો ઘણીજ બારીકીથી તપાસ્યો, અને આખરે દીવાલના એક બારણામાં કુંચી ફેરવવાનું નાકું દીઠું, અને મા દિકરે અનુમાન કીધું કે આ કુંચી તેનીજ હશે. રાજપુત્રે તુરત કુંચી ફેરવી જોઇ અને તુરત દ્વાર ઉઘાડયું. તેમાં થઇને એક બીજા ઓરડામાં જવાતું હતું. એ ઓરડામાં સોનાની નવ કુંભીઓ દીઠી, એ માંહેલી આઠપર આખા હીરાની પુતળીઓ ઉભી મુકેલી હતી અને તેમાંથી એટલું તો તેજ નીકળતું હતું કે આખો ઓરડો ઝળાંઝળાં થઈ રહ્યો હતો.

ઝેન આશ્ચર્ય પામી બોલ્યો, "વાહ! શો મોટો ચમત્કાર છે! મારા પિતાજીએ આવી અનુપમ વસ્તુ ક્યાંથી મેળવેલી તે ભલા ભગવાન તુંજ જાણે! પિતાજીએ આ રત્નની અણમોલ મુર્ત્તિઓ મેળવી મોટો યશ પ્રાપ્ત કીધો છે, ને મારા જેવાને માટે મોટો વારસો મુકયો છે. પવિત્ર પેગંબરના નામથી કહું છું કે મારા પિતાજીનો હું મોટો ઋણદાર છું. ચોતર્ફ નિહાળતાં તેણે નવમી કુંભી જોઇ. તે કુંભીએ તેથી પણ આશ્ચર્ય વધાર્યું, કેમકે તેપર સફેત સાટીન ઢાંકી હતી અને તેપર લખ્યું હતું કે, "મારા પ્રિયપુત્ર! આ આઠ મૂર્ત્તિ મેળવવામાં મને અપાર શ્રમ પડયો છે, અને અગર જો તે અસાધારણ સુંદર છે તોપણ તારે જાણવું કે એક નવમી મૂર્ત્તિ છે તે એ સઘળીથી અત્યુત્તમ છે. તે એકલી આના જેવી હજારની બરાબર છે. જો તે તારે જોઇતી હોય તો ઇજીપ્ત માંહેલા કેરોનગરમાં જા. ત્યાં મારો એક વૃધ્ધ ગુલામ જેનું નામ **મુબારિક** છે તે રહે છે, તે તને વિના .પ્રયાસે મળશે. નગરમાં પેસતાંજ જે તને પેહેલો મળે તેને એનું ઘર પુછશે તો તે બતાવશે. તેને મળજે અને તારાપર જે જે ગુજર્યું હોય તે કહેજે, તે ઓળખશે કે તું મારો પુત્ર છે એટલે તે તને પેલી નવમી પુતળી બતાવશે જે લઇ તું સુખરૂપ ઘેર આવજે."

આ શબ્દો વાંચી રાજપુત્રે માતુશ્રીને કહ્યું, "પેલી નવમી પુતળી નહીં મળે તો મને કદી જંપ વળશે નહીં. તે જરૂર મેળવવા લાયક અતિ મુલ્યવાન હોવી જોઇએ, કેમકે આ બધી તેની બરાબરી કરે તેવા નથી. હું ફેરો જવા નિકળું છું અને માતાજી, હું નથી માનતો કે તમે ના કહેશો." માતુશ્રી બોલી, "ના, બેટા, હવે ના નથી કહેતી. તેને મારૂં અનુમોદન છે. જરૂર તારાપર આપણા મહાન પેંગબરનો રક્ષક હાથ છે અને તને એ મુસાફ-

રીમાં મરવા.દેશે નહીંજ. તારી ખુશીમાં આવે ત્યારે જજે. તારી ગેરહાજરીમાં હું અને તારો વજીર રાજ્ય ચલાવીશું. તેની કાળજી નહિ રાખતો." રાજપુત્રે તૈયારી કીધી અને ફકત થોડાકજ ગુલામોને સાથે રાખ્યા.

રસ્તામાં જાણવા જેવું કંઇજ બન્યું નહીં. કેરોમાં આવી તુર્ત મુબારિકની ખબર કહાડી. લોકોએ કહ્યું "એ પુરૂષ તો આ શેહેરમાં સર્વથી મોટો શ્રીમંત નાગરીક છે, અને એક ઉમરાવના ઠાઠમાઠથી રહે છે. અને એના ઘરમાં જવાની સર્વે કોઇને સદર પરવાનગી છે. તેમાં પણ પરદેશીને વિશેષે કરીને જવાની છુટ છે." એક નાગરીક ઝેનને તેને ત્યાં તેડી ગયો. તેણે બારણું ઠોક્યું. તુર્ત એક ગુલામે આવી દ્વાર ઉઘાડી ને પુછ્યું કે "શું કામ છે? અને તમે કોણ છો?" તે બોલ્યો: "હું એક પરદેશી છું અને મેહરબાન મુબારિકજીની ઉદારતા સાંભળી એમને ઘેર મુકામ રાખવાનો મારો ઇરાદો છે." ગુલામે ઝેનને કહ્યું, "આવોજી, બેસોજી" અને તે દાસ પોતાના શેઠને જણાવવા ગયો. શેઠે કહ્યું "જે હોય તેને આવવા દે!" ગુલામે આવી કહ્યું "ચાલો સાહેબ, અમારા કુલિન શેઠ તમોને તેડે છે."

ઝેન અંદર ગયો, એક મોટા ઓરડામાં થઇને એક ભપકાદાર દીવાનખાનામાં પેઠો. ત્યાં હાંડી ઝુમ્મરનો ખુબ ઠાઠમાઠ અડાવી દીધેલો હતો. નજીકના મોટા આસનપર મુબારિક બીરાજેલો હતો, જ્યાં ઝેનને તેની મુલાકાત થઇ. તેણે એનો ઘણો સત્કાર કીધો અને પોતાને ઘેર મુકામ કરવા માટે તેનો ઘણો ઉપકાર માન્યો. રાજપુત્રે સમયોચિત જવાબ દઇ મુબારિકને કહ્યું, "હું બેલસોરાના આગલા રાજાનો પુત્ર છું અને મારૂં નામ ઝેન અલસનામ છે." મુબારિકે કહ્યું, "એ રાજા તો આગળ મારો શેઠ હતો, પણ મેહેરબાન તેને કંઇ સંતાન હતું એવું હું જાણતો નથી; તમારૂં વય કેટલાં વર્ષનું છે વારૂ?" રાજપુત્ર બોલ્યો, "હું વીશ વર્ષનો છું, પણ મારા પિતાનો દરબાર છોડયાને આપને કેટલું થયું?" મુબારિકે જવાબ દીધો, "લગભગ ચાળીશેક વર્ષ વિત્યાં હશે ખરાં; પણ તમે તેના પુત્ર છો તેની શી ખાત્રી મને આપો છો?" ઝેને જવાબ દીધો, "સાહેબ, મારા પિતાના ઓરડામાં એક ગુપ્ત ભોંયરૂં છે. અકરમાત કંઇક પ્રસંગથી તે ભોંયરાનું ગુપ્ત દ્વાર મને દ્રષ્ટિગોચર થયું. ત્યાં જઇ તપાસ કરતાં તેમાંથી મેં ચાળીશ સોના મોહોરના ચરૂ દીઠા." ત્યારે મુબારિકે પુછ્યું, "બીજું ત્યાં શું છે?" રાજપુત્ર બોલ્યો, તે ચરૂમાંના એકમાંથી સુવર્ણની કુંચી પ્રાપ્ત થઇ. તે કુંચી કયાંની છે તે તપાસતાં એક બીજા ગુપ્તગૃહમાં જવાનો



બતિ સળગાવી ગ્રેન ભોંયરામાં જાય છે. (પૃ. ૨૯૬.)

માર્ગ દ્રષ્ટિગોચર થયો. ત્યાં પ્રવેશ કરતાં તેજનો એટલો અંબાર જોવામાં આવ્યો કે મારાં નેત્ર ઝંખવાઇ ગયાં. ક્ષણભર પછી હું તે ભોંયરામાં દાખલ થયો, તો ત્યાં સૂવર્ણમય નવ કુંભીઓ (બેઠકો) જોવામાં આવી. તે માંહેલી આઠ ઉપર હીરાજડીત પુતળીઓ છે, અને નવમી ઉપર સાટીનનો કકડો છે, તેમાં સર્વથી અનુપમ નવમી પુતળી આણવાને માટે શું કરવું તે પિતાજીએ લખ્યું છે. તમે જાણો છો કે એ પુતળી કયાં છે; કેમકે સાટીન ઉપર જણાવ્યું છે કે તમો મને ત્યાં તેડી જશો."

રાજપુત્રે આટલી વાત કીધી કે તુરત મોટા આસનપરથી ઉઠી **મુબારિક** તેને પગે પડયો અને તેના હાથને ઘણાંક ચુંબન કરી બોલ્યો, "મહારાજ, ઇશ્વરનો આભાર માનું છું કે તમે આખરે અહીં આવી ચઢયા. તમો બેલસોરાના રાજાના પુત્ર છો એવી મારી ખાત્રી થઇછે. એ અદ્‌ભૂત અમૌલિક પુતળી કયાં છે, ત્યાં જો તમારે જવું હોય તો હું તમને ત્યાં લઈ જઇશ; પણ તમારે થોડા દહાડા અહીં વિશ્રામ લેવો જોઇએ. આજે મારે ત્યાં દરબારના મોટા મોટા કામદારોને જમવા તેડયા છે, અને અમે જમતા હતા તેવામાંજ તમારા આવ્યાના સમાચાર મને મળ્યા; માટે કૃપા કરી તે મિજબાનીમાં પધારશો અને સર્વેને આનંદ આપશો ?" ઝેને જવાબ દીધો, "વાહ સાહેબ, ઘણી ખુશીની સાથે આપની મિજબાનીમાં ભાગ લઇશ. તમો મારા પિતાના ઘણા આજ્ઞાંકિત દાસ છો, ને મારિ સોંપણ તમોને કરી છે તો હું તમારે શર્ણે આવેલો છું, એટલે તમારી આજ્ઞાનો ભંગ કદિયે કરીશ નહિ." તુરત **મુબારિક** તેને એક રંગમંડપમાં તેડી ગયો. જ્યાં સઘળા જમવા બેઠા હતા ત્યાં ઝેનને ટેબલપર બેસાડી, ઘુંટણીએ પડી પીરસ્યું; ને નમ્રપણે કહ્યું, "મહારાજને બહુ શ્રમ પડયો છે; પણ હવે અવકાશે બધી વાત થશે." પછી અત્યાગ્રહથી **મુબારિકે** તેને સુંદર પકવાન્ન પિરસ્યું. કેરોના અમીરો એને જોઇને વિસ્મય થયા અને એક બીજા સાથે ગુસગુસ વાત કરવા લાગ્યા; ને **મુબારિકજી** આટલું બધું માન આપે છે તેથી તેને પુછ્યું:—"**મુબારિકજી** આ પરદેશી કોણ છે?"

જ્યારે તેઓ જમી રહ્યા ત્યારે, સર્વે મિજબાનોને **મુબારિકે** કહ્યું, "મેહેરબાન સાહેબો, આ માણસને હું આવી રીતે પીરસીને માન દેઊં છું તે જોઇ આશ્ચર્ય પામવાનું કંઈજ કારણ નથી. તમોને જણાવવાની રજા લઉં છું કે એ બેલસોરાના રાજાનો પુત્ર છે. એના પિતાએ મને ખરીદ કીધો છે અને મને સ્વતંત્ર કીધા વગર મરણ પામ્યા છે, માટે હું હજી

પણ એનો ગુલામ છું; અને તેથી કરીને આ જે જે કંઈ મારૂં છે તેનો માલીક આ જુવાન રાજપુત્રજ છે." આ વખતે ઝેન વચ્ચેજ બોલી ઉઠયો, "મુબારિક, આ સર્વ અમીરોની સમક્ષ હું કહું છું કે જા તું સ્વતંત્ર છે, અને તારાપરથી અને તારી માલમીલકતપરથી હું હાથ ઉઠાવું છું. આથી વિશેષ તારી શી ઇચ્છા છે તે કહે." મુબારિકે જમીનને ચુંબન દઇ સાષ્ટાંગ નમસ્કાર કરી રાજપુત્રનો આભાર માન્યો, ને કહ્યું, "મહારાજ, આપના પિતા પેરે મને જે ઉદાર બક્ષીસ-સ્વતંત્રતા આપી છે તેને માટે હું પ્રેમપૂર્વક તમારો આભાર માનું છું." પછી ઉત્તમ મદ્ય અણાવ્યું; અને દહાડો આથમતા સુધી મદ્યપાન જારી રહ્યું; તેમ આનંદની ધૂમ મચી રહી. મુબારિકે મિત્રમંડળીને પુષ્કળ નજરાણા આપ્યા અને છેલ્લે પાનસોપારી વ્હેંચી સૌ સૌને ઘેર પાછા વાળ્યા.

બીજે દિવસે ઝેને મુબારિકને કહ્યું, "હવે મેં વિશ્રામ બહુ લીધો; હું કંઈ મોજ મઝા મારવા કેરો આવ્યો નથી; મારો ઇરાદો તો નવમી પુતળી મેળવવાનો છે; અને હવે તે શોધવા જવાનો વખત છે. મને તેનોજ નિદિધ્યાસ તો લાગ્યોછે, તેથી જ્યારે તે મળશે ત્યારે મને ચ્હેન પડશે. હવે તો તે ઉદ્યોગની પેરવી કરો." મુબારિકે જવાબ દીધો, "મહારાજ, આપની આજ્ઞા સ્વીકારવાને તમારો દાસ તૈયાર છે, પણ એ કિમતી પદાર્થ મેળવવામાં શું શું મુશીબત નડશે તે આપ જાણતા નથી. તમોને જરાપણ વિપત્તીનો અનુભવ નથી, તો તમે કેમ તે સહન કરી શકશો?" રાજપુત્રે એનો પ્રત્યુત્તર વાળ્યો. "ગમે તે ભય હશે તોપણ તે ભોગવવાને હું તો અચૂક રહીશ; પછી જોઇએ તો મળે કે મરૂં, ઇશ્વરે નિર્માણ કીધું હશે તેવું દુનિઆમાં થાય છે. લલાટમાં લખેલો લેખ કોઇ પણ મિથ્યા કરવાને શક્ત નથી. ફક્ત તમો સાથે ચાલો, અને મારા જેવાજ દૃઢ મનના થાઓ, એટલે આપણો વિજય થયો જ સમજજો."

મુબારિકે જોયું કે રાજપુત્રે જવાને માટે દૃઢ ઠરાવ કીધો છે, ત્યારે પોતાના ચાકરને બોલાવી તૈયારી કરવાનો હુકમ દીધો. પછી રાજપુત્રે અને તેણે ઈશ્વરપ્રાર્થના કરી આચમન કીધું અને સ્તુતિ-જેને ફાર્તુ કહે છે તે કરી બંનો ચાલી નીકળ્યા. રસ્તામાં ઘણા અદ્ભૂત અને ચમત્કારી બનાવો બન્યા અને ઘણા દહાડા સુધી મુસાફરી કર્યા કીધી. છેવટે એક રમણ્યસ્થાનકે આવી આંબરાઇ નજીક તેઓ ઘોડાપરથી ઉતર્યા. બાદ મુબારિકની સાથે જે નોકર લોકો આવ્યા હતા તેમને તેણે કહ્યું:-"તમો

અંહીંજ ઠરજો અને અમો પાછા આવીએ ત્યાં સુધી સઘળો સામન સુમન બરોબર કાળજીથી જાળવજો." પછી ઝેનને કહ્યું:-"કુંવર સાહેબ, હવે ચાલો આપણે એકલાજ હાલ જ્યાં નવમી પુતળી રાખી છે તે ભયંકર સ્થાનકે જઇએ. ડરવાનું હવે કામ નથી. તમારે તમારી સંપૂર્ણ હોશીઆરી રાખવી જરૂરની છે. હવે મામલો અણીનો છે. ઘણાં ભય સંકટો ને ભયંકર બનાવો અત્રે દૃષ્ટિગોચર થશે, પણ ધૈર્ય ધારણ કરીને સ્વસ્થ ચિત્તે બેસજો, નહિ તો મામલો બગડી જશે."

આમ બોલતાં બોલતાં તેઓ થોડીવારમાં એક સરોવર પાસે આવ્યા. મુબારિક તેની પાસે બેઠો અને રાજપુત્રને કહ્યું: "આ સરોવર આપણે ઓળંગી જવું છે." ઝેન પુછવા લાગ્યો, "હોડી તો છે નહીં, ત્યારે શી રીતે પાર જઈશું?" મુબારિકે જવાબ દીધો, "તમે જો જો, એક ક્ષણભરમાં યક્ષાધિપતિની ચમત્કારથી ભરેલી હોડી આપણે માટે આવશે. પણ હું જે કહું છું તે ભુલશો નહીં; તેપર લક્ષ દેજો. પક્કી રીતે હું બોલું છું તેને ધ્યાનમાં રાખજો. હોડીમાં બેઠા પછી મૌન્યવ્રત ધારણ કરજો, અને હોડીના ખલાસી-ની આકૃતી ગમે તેવીએ વિલક્ષણ લાગે તોપણ એક શબ્દ તેની સાથે બોલતા નહીં. ગમે તેવો ચમત્કારિક બનાવ બને પણ કંઇજ કહેતા ના; કેમકે હું આગળથી ચેતાવું છું કે જો હોડીમાં બેઠા પછી કંઇપણ બોલ્યા તો હોડી ડુબી જશે." રાજપુત્રે જવાબ દીધો, "હું મુંગો રહેવાને ઘણી કાળજી રાખીશ. ફક્ત મારે જે કરવું હોય તેજ કહોની કે હું બરાબર તે પ્રમાણે વર્ત્યો જઇશ, તેમાં કિંચિંત માત્ર પણ ફેર પડે તો પછી મને કહેજો.."

તેઓ વાત કરતા હતા એટલામાંજ સરોવરમાં એક રતાંજળીની બ-નાવેલી હોડી દેખાવા લાગી. તેમાં અંબરના વૃક્ષની ડોલ કાઠી હતી; અને આસમાની સાટીનનો સઢ હતો. હોડીપર ફક્ત એકજ ખલાસી હતો, તેનું માથું હાથીનું અને શરીર વાઘનું હતું. જ્યારે હોડી રાજપુત્ર અને મુબા-રિકની નજીક આવી ત્યારે તે રાક્ષસી પ્રાણીએ પોતાની સુંઢવતી બન્ને જ-ણને એક પછી એક ઉપાડીને તે અદ્ભૂત હોડીમાં મુકયા, અને ક્ષણવારમાં સરોવરમાં હોડી હાંકી ગયો. એક ક્ષણમાં બીજે કીનારે લઇ જઈ પાછા તેમને પોતાની સૂંઢમાં લઇ કીનારાપર મુકી તરત તે અને હોડી બન્ને અદૃષ્ટ થઈ ગયાં.

મુબારિકે રાજ પુત્રને કહ્યું, "હવે આવો સુખે આપણે વાત કરીએ. હવે

બોલવાને હરકત નથી. જે બેટપર આપણે આવ્યા છીએ તે યક્ષાધિપતિનો છે. એવો બીજો સુંદર પ્રદેશ દુનિયામાં છે પણ નહીં. મહારાજ, જરા આજુબાજુ જુઓ તો ખરા, આથી વિશેષ રમણીય જગા હશે ખરી કે? એતો ખરેખર ઇશ્વરે આપણા સ્વધર્મીઓ માટે જે સુંદર દેશ નિર્માણ કીધો છે તેનો એક નમુનો છે. જાણે સાક્ષાત્ વૈકુંઠજ જોઇ લ્યો. જાત જાતનાં ફુલ અને સુગંધીદાર છોડવાનાં ખેતરો તો જુઓ; પેલાં સુંદર ઝાડ જેની ડાળીઓ મીઠા ફળથી લચી રહી છે તે કેટલી વિસ્મય પમાડે છે? તેની ડાળો કેવી જમીનને લાગી રહી છે! બેહેકાટદાર પરીમલનો પમરાટ કંઇ જેવો તેવો છે કે? જરા આમ જુઓ, પેલા પક્ષીઓનાં ટોળેટોળાં. હજારો પક્ષીઓ કે જેવાં બીજા દેશમાં કદી જોયાં પણ નહીં હશે, તેઓનું મધુરૂં ગાવણું સાંભળીને તો ખુશી થાઓ. પૃથ્વીના પડપર તો આના જેવું આનંદદાયી સ્થળ નથી." ઝેન પોતાની આસપાસની રમણ્યતા લક્ષપૂર્વક શી રીતે જોઇ શકે? તેના મનમાં તો નવમી પુતળીની રટણા લાગી રહી હતી. તેજ દૃષ્ટિગોચર હતી. તોપણ જેમ જેમ તે અંદરના ભાગમાં ગયો તેમ તેમ નવું નવું જોવામાં આવતું ગયું ને વિશેષ આનંદ પ્રાપ્ત થતો ગયો.

આખરે તેઓ યક્ષાધિપતિના રાજમહોલ નજીક આવ્યા. તે મહોલ પાનાનો તથા હીરાનો બનાવ્યો હતો. તેની આસપાસ ખાઇ ખોદેલી હતી અને તેની પાળે પાળે એટલાં ઉંચાં ઝાડ હતાં કે આખા મેહેલપર છાયા છવાઇ રહી હતી. વૃક્ષોની ઘટાથી ને તેની શાખાઓના વિસ્તારથી મોહોલપર હુનાળામાં જરાપણ ઉષ્ણતા લાગતી નહોતી. યક્ષના મોહોલના સોનાના દરવાજા હતા. તેની બાજુએ માછલીની સલંગ શીપનો પુલ બાંધેલો હતો અને તે છ વાંમ લાંબો અને ત્રણેકવાર પોહોળો હતો—એ પુલના બારણા આગળ મ્હોટા ઉંચા કદના વિક્રાળ યક્ષોની ટુકડી, હાથમાં ચીનાઇ પોલાદના ખડ્ગ લઇ રક્ષણ કરવા ઉભી હતી.

**મુબારિકે** કહ્યું, "બસ, હાલ એટલેજ ઠેરો. આ યક્ષો આપણને ભાલાથી મારી નાંખવાને તૈયાર ઉભા છે. તેઓ આપણી તરફ આવે નહીં માટે આપણે કંઈ ધંતર મંતર કરવું પડશે." પછી તેણે પોતાના ગજવામાંથી એક કોથળી કાઢી. તેમાંથી પીળા કપડાની ચાર લાંબી લંગોટી કાઢી, ને તે માહેલી એક તેણે પોતાની કંમર આગળ અને બીજી ગળાપર બાંધી અને બાકીની બીજી બે ઝેન રાજપુત્રને આપી, તેને પણ તેમ કરવા કહ્યું.

**પછી મુબારિકે** જમીનપર બે મોટાં પાથરણાં પાથર્યાં અને તેની કોરે કેટલાંક રત્ન, હીરા, કસ્તુરી અને અંબર છાંટયાં. પછી તે પાથરણા પૈકી પોતે એક પાથરણાપર બેઠો. **ઝેનને** બીજા પાથરણાપર બેસાડયો. પછી **મુબારિકે** રાજપુત્રને કહ્યું, "મહારાજ, હવે હું નજીક દેખાતા રાજવાડામાં યક્ષનો રાજા જે મેહેલમાં રહે છે તેને મંત્રના જોરથી બોલાવું છું. ઇશ્વર કરે ને તે આપણી પાસે સૌમ્યવૃત્તિથી આવે તો તો પછી હરકત નહીં. પણ આ રાજેશ્રીની તબિયત બોરજ છે. કેવી તબીયતથી આવે છે તે જોવાનું છે. ભાઈ, ખરૂં છે કે મને એની ધાસ્તી નથી લાગતી તેમ નથી. વખતે ગરમ થઇ જાય છે ત્યારે રાક્ષસી પ્રકૃતિ ધારણ કરે છે, ત્યારે બહુ બિહામણો દેખાય છે આપણે આ ટાપુપર આવ્યા છૈએ તે કદાચ એને ગમતું નહી હોશે તો તો વિકાળ રાક્ષસના રૂપમાં દેખાવ દેશે; પણ જો આપણું આવવું મનપસંદ હશે તો તે સ્વરૂપ સુંદર પુરૂષના રૂપમાં આવશે. જેવો તે આવે તેવાજ તમારે પાથરણાપરથી આઘા પાછા ન થતાં ઉઠીને મજરો કરવો. પણ પાથરણાપરથી ખસ્યા તો તો જરૂર માર્યા જશો. તમારે એને કહેવું કે 'સર્વોપરી યક્ષાધિપતિ મહારાજ! આપના સેવક–મારા પિતાજી દેવલોક થઇ ગયા છે; હું આશા રાખું છું કે આપ કૃપાળુ મહારાજ જેમ મારા પિતાનું રક્ષણ કરતા આવ્યા છો તેમ મને પણ પાળશો. હું તમારો પુત્ર છું, દાસ છું, તાબેદાર છું, મારૂં હીત અણહીત તમારા હાથમાં છે.'" વળી **મુબારિકે** કહ્યું, "જો યક્ષ રાજા પુછે કે 'તારે શું જોઈએ છે,' તો કહેવું કે હું નમ્રતાથી વિનંતિ કરૂં છું કે મને નવમી પુતળી આપો.'"

આવી રીતે શાહજાદા **ઝેનને** સઘળી શિખામણ આપી **મુબારિકે** મંત્ર ભણવાનો પ્રારંભ કીધો. તરતજ વીજળીના ઝપકારાથી તેઓની આંખો ઝંખવાઈ ગઇ અને ભારે મેઘગર્જના થઇ. આખા ટાપુપર અંધારૂ ઘોર થઈ રહ્યું, ભારે પવનનું તોફાન નીકળ્યું, ભયંકર કીકીઆરી સંભળાઇ, ટાપુ થથરવા લાગ્યો અને એવો તો ધર્તિકંપ થયો કે જાણે પ્રલય કાળનો દિવસ પાસે આવ્યો હોય નહિ શું તેમ **ઝેનને** લાગ્યું.

**ઝેન** ચોંકયો, અને આ અવાજથી માની બેઠો કે કંઇ માઠા પરીણામજ થશે. એ વખતે **મુબારિક** જે સઘળી વાત સારી પેઠે જાણતો હતો તેને તો કંઇજ વિચાર થયો નહી. તે હસતે મ્હોડે બોલ્યો, "મહારાજ બિહતા રખે! હિંમત રાખજો, ધૈર્ય ધરજો. સઘળું ઠીક ઠીક ચાલે છે,

અનર્થ કશો નથી." ટુંકામાં તેજ ક્ષણે યક્ષરાજ પરમ સ્વરૂપવાન પુરૂષના રૂપમાં આવી સન્મુખ ઉભો રહ્યો, તોપણ એની કાંતિ કંઇક ડરામણી હતી.

પછી **મુબારિક**ના શિખવ્યા મુજબ રાજપુત્ર **ઝેને** તેને સાષ્ટાંગ દંવડત્ પ્રણામ કરી મજરો કીધો. ત્યારે યક્ષાધિપતિયે હાસ્યવદનથી કહ્યું, "બેટા, હું તારા પિતાને બહુ ચાહતો હતો અને જ્યારે જ્યારે તે મને મળવાને આવતો ત્યારે ત્યારે હું તેને એક એક પુતળી આપતો તે તે લઇ જતો હતો. બચ્ચાજી, હું તને પણ કંઈ ઓછો ચહાતો નથી. તારો પિતા મરણ પામ્યો તે પેહેલાં મને ભેટવા આવ્યો ત્યારે મેં એને સાટીનના કકડાપર તેં જે વાંચ્યું તે લખાવ્યું હતું. તારૂં રક્ષણ કરવાને મેં વચન આપ્યું છે, તેમજ નવમી પુતળી આપવા કહી છે જે સર્વમાં શ્રેષ્ઠ છે. મેં મારી પ્રતિજ્ઞા પાળવાનો આરંભ આદર્યોજ છે. તેં સ્વપ્નામાં જે વૃધ્ધ પુરૂષ દીઠો તે હુંજ હતો; અને જે ભોંયરામાં ચરૂઓ અને પુતળીઓ મુકી છે તે ગુપ્તઘર મેંજ ઉત્રડાવ્યું હતું; અને તારાપર જે જે સંકટ ગુજર્યાં છે તે તે મારાં પ્રેરેલાં હતાં; ને તે સર્વનો કારણભૂત હુંજ છું. તું અત્રે આવ્યો છે તે હું જાણું છું; તારી જે ઇચ્છા છે તે તને સફળ થશે. અગરજો તારા પિતાને એવું વચન નો ન્હોતુંજ આપ્યું કે હું નવમી પુતળી આપીશ; તોપણ તને ખુશીથી આપીશ. પણ ત્યાર પેહેલાં જેનાપર તને આકીન હોય તેના કસમ ખાઇ વચન આ કે 'એક સોળ વર્ષની કુંવારીકા, જેણે પરણવાને સ્વપ્ને પણ ઇચ્છા કીધી ન હોય તેવીને લઇને પાછો આ ટાપુમાં આવવું. તે સંપૂર્ણ સુંદરી હોવી જોઇએ; અને તારે પણ તારી મનોવૃત્તિ એવી દૃઢ રાખવી જોઇએ કે અહીં લાવતાં મનમાં એવો સંકલ્પ સુધ્ધાં પણ ન થાય કે મારે તે પરણવી. આ સઘળું શુધ્ધાંતઃકરણથી કરવાના શપથ લેવા જરૂરના છે. તને એ માન્ય છે?"

**ઝેને**, આવી અવિચારી પ્રતિજ્ઞા, તે યક્ષે લેવડાવી તે વિના વિચારે લીધી. પણ પછી તેણે યક્ષાધિપતિને કહ્યું, "મહારાજ, ધારો કે સુદૈવથી જેવી તમે કહો છો તેવી કન્યા સાંપડી, તોપણ હું શી રીતે જાણું કે તેનામાં આપે કહ્યા તેવા ઉત્તમ ગૂણ હોય ને તેના મનનો સંકલ્પ કેવો થયો હશે?" યક્ષપતિયે સ્મિતહાસ્યથી કહ્યું, "કબુલ કરૂં છું કે એ અડચણ ખરી છે, ને તેના દેખાવથી તું ભુલાવો ખાય; અને તેના મનમાં શું શું ભરેલું છે તે જાણવું કાળા માથાના માનવીની શકિત ઉપરાંતનું કામ છે. અને તેથી કરીને તે વાતમાં તારી સમજ શકિતને આધારે હું ચાલવાનો

નથી. હું તને એક આરશી આપીશ તે તારા વિચારો કરતાં વિશેષ ઉપયોગી થઇ પડશે. જ્યારે તને કોઈક કુમારિકા સોળ વર્ષનીઉમ્મરની અને પરમ્ રૂપવતી દીઠામાં આવે ત્યારે તેની પ્રતિમા એ આરસીનાં તારે જોવી. તે જેવી તું શોધે છે તેવીજ નિષ્કલંક હશે તો તો આરસી સ્વચ્છ અને ડાઘડુઘ વગરની રહેશે અને જો તે મેલી દેખાય તો ખાતરીથી જાણવું કે તે પ્રસન્ન કરવા લાયક નથી. તેના મનમાં પાપવાસના ઉત્પન્ન થયેલી સમજવી. પણ તેં જે પ્રતિજ્ઞા લીધી છે તે ભુલતો ના; અને પ્રમાણીકપણે પાળજે: નહીં તો તારો જીવ લઇશ; અને આ હેતપ્રીત કશાની દરકાર રાખીશ નહીં. તારાપર મારી જેટલી કૃપા છે તેટલીજ અવકૃપા થશે, એ યાદ રાખ." **ઝેન અલસનામે** ફરી પ્રતિજ્ઞા કીધી કે, "હું મારૂં વચન બોલ્યા પ્રમાણે બરાબર પાળીશ."

પછી યક્ષના રાજાએ **ઝેનને** એક આરસી આપી અને કહ્યું, "બેટા, તારી ખુશી પડે ત્યારે આવજે; લે, આ રહી પેલી આરસી." **ઝેન** અને **મુબારિકે** યક્ષરાજની રજા લીધી અને સરોવર તરફ આવ્યા. પેલા હાથીના ડોકાવાળા ખારવાએ હોડી આણી અને અગાઉની માફક તેમને સરોવર પાર પોહોંચાડી દીધા. ત્યાંથી તે બંને પોતાના ઘોડાવાળા ને નોકરોને જઈને મળ્યા અને પછી સુખરૂપ બધા કેરો નગરમાં આવ્યા.

શાહજાદો **અલસનામ** થોડાક દહાડા **મુબારિકને** ઘેર રહ્યો. અને પછી એક દિવસ તેને કહ્યું, "ચાલો આપણે બગદાદ જઇએ અને યક્ષાધિપતિને સારૂ કુમારિકા શોધી લાવીએ." એ સાંભળી **મુબારિકે** પુછયું, "કેમ વારૂ? શું આપણા કેરો નગરમાં નથી જડતી? અહીં સુંદર કુમારિકાના શું તોટા પડયા છે.?"। રાજપુત્રે કહ્યું, "તમો કહો છો તે ખરૂં, પણ તે કયાં છે એ આપણને શી રીતે માલમ પડશે?" **મુબારિકે** જવાબ દીધો, "અહં: તે વાતની તમે કંઈ ચિંતા ન રાખો. મારી પીછાનમાં એક ચતુર ડોસી છે તેને એ કામ સોંપીશ, અને તેણી એ કાર્ય ઉત્કૃષ્ટ રીતે સિદ્ધ કરશે."

આ વૃદ્ધ ડોસી એ કામમાં પૂર્ણ માહિત હતી. **મુબારિકના** કહ્યાપરથી તે ડોસીએ તદબાર કીધી અને ઘણીક સોળ સોળવર્ષની પરમ્ રૂપવતી કુમારિકાઓ રાજપુત્રને લાવીને બતાવી; પણ જ્યારે તે તેઓને જોઇને આરસીમાં તેમને જુએ ત્યારે આરસી મલિન જણાય. રાજ દરબારની તેમજ શેહેરની સઘળી કુમારિઓ, જે સોળ સોળ વર્ષની હતી તેને એક પછી એક

ઝેન જોઈ વળ્યો, પણ આરસી નિર્મળ ચકચકીત રહી નહીં. સઘળી કુમારિકાઓની આ રીતે ફજેતી થઇ ગઇ.

જ્યારે તેમણે જોયું કે યોગ્ય કુમારિકા તો કેરોમાં કોઇ છેજ નહીં ત્યારે રાજપુત્ર ઝેન ત્યાંથી બગદાદ ગયો. ત્યાં ભરવસ્તીવાળા મોહોલ્લામાં એક ભભકાદાર મોહોલ ભાડે રાખી ઠાઠમાઠમાં રહ્યો. તેઓએ રોજ ઘરમાં મીજબાનીઓ જારી રાખી, અને સઘળા જમી ઉઠે કે પાછળથી છાંડયું-છુડયું ભીખારૂઓને આપતા તેથી તેમનો પણ નિર્વાહ થતો હતો.

શેહેરના તેજ લતામાં એક ઇમામ રહેતો હતો. તેનું નામ અબૂ-બેકર મુઆઝીમ હતું. તે ઘણો મિથ્યાભિમાની, ગર્વીષ્ટ અને ઇર્ષાવાન્ હતો. તે શ્રીમંતોને ધિક્કારતો, કેમકે પોતે દરિદ્રી હતો. લોકો ખાય-પીએ, સારાં સારાં વસ્ત્રાભૂષણ સજે ને પોતે તો કડકા બંગાલી, તેથી સદા પેટનો બળ્યો ગામ બાળવા નીકળે. તે પોતાના પાડોસીનું સુખ જોઈ-પોતાના દુઃખથી બળ્યો ધીકયો રહેતો હતો. તેણે ઝેન અલ્સનામની વિખ્યાતી સાંભળી અને તેના ઘરની રેલછેલ પણ જાણી; તેથી એ રાજપુત્ર માટે મત્સર ઉત્પન્ન થવાને આટલુંજ કારણ એને બસ હતું. અને તેનો મત્સર એટલે સુધી વધી ગયો કે એક દહાડો મસીદમાં સાંજની નિમાજ પઢયા પછી, તે લોકને કહેવા લાગ્યો, "બાંધવોરે, મેં સાંભળ્યું છે કે આપણા મોહોલ્લામાં કોઇ એક પરદેશી આવ્યો છે કે તે દરરોજ ઘણી ખેરાત કરે છે, ને સેંકડો રૂપિયા ઉછાળે છે. આપણે જાણીએ તો કેમ, પણ મને એમ લાગે છે કે એ પરદેશી કોઇ ઠગારો હશે; એણે પોતાના દેશમાં કોઇનું ઘર માર્યું હશે, અને અહીં નિર્ધાસ્ત અમન ચમન કરવા આવેલો છે. માટે ભાઇઓ, હોશિયાર રહેજો. એને માટે જરૂર વિચાર કરવો જોઇએ. જો કોઇ કાલિફને જઈને કહેશે કે એવો કોઇ શખસ આપણા મોહોલ્લામાં આવી રહ્યો છે, તો મને ધાસ્તી લાગે છે કે કાલિફ આપણને તેને ખબર ન કીધી તે માટે સજા કરશે. મારી પોતાની તરફથી હુંતો તમને જેમ લાગે તેમ કહી મારો પલ્લોપાક કરૂં છું. બાવા, એથી જો કંઈઅવળું સવળું થયું તો મારે શીર જોખમ નથી"–"દુનિયા ઝુગતી હે, ઝુગાનાવાલા ચાહિયે" તે ન્યાયાનુસાર આખું ટોળું આવી રીતે ભોળવાઇ જઇ એકે અવાજે બોલ્યું, "અબૂબેકર કાકા, તમે કહ્યું તે ખરૂં રે બાવા ખરૂં. આપણે પેહેલી ખબર કરવી એજ ઠીક. એ તમારૂંજ કામ છે–તમેજ સરકારમાં જાહેર કરી આવજો. છેલછબીલા માફક રૂપિ-



જીનો ચળ. (પૃ. ૨૫૪.

યાના કાંકરા કરે છે તે કંઇ વિનાકારણે હોય નહિ. કોઈનું ઘર માર્યું હશે રે હશે! શક શો? પૈસા ઉડાવવા કંઈ સહેલ વાત છે કે?" આમ બોલી ફરફર કરતા લોકો વિખરાઈ ગયા, ને ઇમામ ખુશી થતો ઘેર આવ્યો. ઘેર આવતાં **કાલિફ**ને રજુ કરવા સારૂ એક અરજી લખી કાઢી; ને બીજે દિવસે તે અરજી **કાલિફ**ને આપવાનો નિશ્ચય કીધો.

પણ **મુબારિક** એ બંદગી વખતે તે મસીદમાં હાજર હતો. તેણે એ ઠગ ધર્મગુરૂએ જે જે કહ્યું તે સાંભળ્યું હતું તેથી એક રૂમાલમાં પાંચસો સોના મોહોર બાંધી અને કેટલાક રેશમના તાકાની પોટલી બાંધી **અબૂબેકર**ને ઘેર ગયો. ધર્મગુરૂએ કઠોર ઘાંટે પુછ્યું, "શું કામ છે રે? તું કોણ છે?" **મુબારિકે** નમ્રતાથી અને હાથમાં સોનામોહોર અને લુગડાની પોટલી મુ-કીને જવાબ દીધો, "ગરીબપરવર, ઇમામસાહેબ! હું આપનો પાડોસી અને સેવક છું. મને રાજપુત્ર **ઝેને** મોકલ્યો છે કે જે આ જીલ્લામાં રહે છેઃ તેણે આપની લોકોત્તર પવિત્રાઇ ને ઉત્કૃષ્ટ સભ્યતા જાણી છે અને તમારી મુલાકાત લેવાની વિનતિ કરવા મને મોકલ્યો છે, અને આ અલ્પ ભેટ મોકલી છે તે આપ સ્વીકારશો. એવી વિનતિ કીધી છે." **અબૂબેકર** ખુશ ખુશ થઇ ગયો. તેનો હર્ષ ત્રિભોવનમાં માય નહી! તેણે **મુબારિક**ને કહ્યું, "અહો એમ છે કે, ત્યારે મારાથી તમારા રાજાસાહેબનો મોટો અપરાધ થયો છે. રાંડના લોકોએ તો મને કંઈ અટ્રમગટ્રમ સમજાવી માર્યું હતું કે એ કોઇક લબાડ છે. લ્યાનત છે તેમ-ના બોલવાપર! ભાઇરે, આજે સારૂં કોઇથી ખમાતું નથી. સાહેબ,! મેહરબાની કરી મહારાજને કહેવું કે મને માફ કરે; મેં હજી તેમની મુલાકાત લીધી નથી તેથી ઘણો શરમાઉં છું; પણ મારી ભુલને માટે હું પ્રાયશ્ચિત્ત કરી-શ અને કાલે હું ભેટીશ, ને પછી તેઓના આદરાતિથ્ય માટે હું ગોઠવણ કરીશ."

તુરતજ બીજે દહાડે સવારે નિમાજ પઢયા પછી **અબૂબેકરે** લોકોને કહ્યુંઃ "ભાઈઓરે! અનુભવથીજ તમારા જાણ્યામાં આવશે કે કોઈ માણસ એવો તો છેજ નહીં કે જેના શત્રુ ન હોય. અને વિશેષે કરી દ્વેશ બુદ્ધિ પૈસાદારની પાછળ વધારે જાય છે. લોકો તો શ્રીમંત પછાડી હાથપગ ધોઇને પડે છે. જે પરદેશીને માટે ગઇ કાલે સંધ્યાકાળે તમારી સાથે મેં વાત કીધી તે કંઇ ભુંડો માણસ નથી, એતો એક લબાડ દ્વેશીએ એવો મને ભમાવ્યો કે તેનું સૌજન્યપણું હું વિસરીજ ગયો. ચોરટા લોકોની આપણી

પાસે કંઈ ખોટ નથી. તેઓ દિન ઉગતાં ઘણાકોની નિંદા કરે છે, લબાડી વાતો કહે છે, તેમજ મને એ ગૃહસ્થ માટે કહ્યું હતું. એવા રાંડનાઓ મળે તો હું ખાસડે ખાસડે કુટી નાખું. એ તો એક જુવાન રાજપુત્ર છે. તપાસ કરતાં તે સજ્જન તથા સત્યધીર અને ઘણો સદ્‌ગુણી છે. તેથી કાલિફ્‌ની આગળ આવા પરમયોગ્ય પુરૂષના સંબંધમાં આવી નુકસાનકારક વાત લઇ જતાં આપણે ઘણા સાવધ રહેવું જોઇએ."

આવી રીતે **અબૂબેકરે** આગલે દાહાડે ઠસાવેલો વિચાર લોકોનાં મનપરથી કાઢી નાખ્યો. ઘેર આવી સારાં સારાં કપડાં પેહેરી તે બણીઠણી તરૂણ રાજપુત્રને મળવા ગયો. જ્યાં તેને **ઝેને** ઘણું સન્માન આપ્યું. પછી લોકવ્યવહાર પ્રમાણે સલામ બંદગી વગેરે કરીને **અબૂબેકરે** રાજપુત્રને કહ્યું, "મહારાજ, બગદાદમાં હજી તમો થોડાક દહાડા વધારે રહેશો કેની?" **ઝેને** જવાબ દીધો, "હું એક સોળ વર્ષની એક પરમ રૂપનિધાન કુમારિકા શોધું છું. જેણે પરણવાને કદી મન પણ ન કીધું હોય ને પુરૂષ સંગતીની ઈચ્છા સ્વપ્ને પણ ન કીધી હોય તેવી મળશે નહીં ત્યાં સુધી અહીં રહીશ." ઇમામે જવાબ દીધો, "તમો તો એક અલભ્ય વસ્તુ શોધતા જણાઓ છો. તે જો હું ન જાણતો હોત તો મને નથી લાગતું કે તમારી શોધ સફળ થાત. એવી રૂપનિધાન કુમારિકા ક્યહાં હશે? મારી જાણમાં તેવી એક છોકરી છે. તેનો બાપ પૂર્વાપર **કાલિફ્‌નો** વજીર હતો; પણ તેણે દરબારની ચાકરી મુકી દીધી છે ને એકાંતવાસી થઇ સુખરૂપ કાળ નિર્ગમન કરે છે. તે બધો વખત પોતાની પુત્રીને જ્ઞાન કર્યા કરે છે. જો તમારી ખુશી હોય તો તેને માટે હું માગું કરૂં; અને મને જરાએ શક રહેતો નથી કે તે તમારા જેવા કુલીન ને ગુણવાન જમાઇ અને પોતાની કન્યાને પતિ મળે છે તેથી તેમ કરવાને આનાકારી કરે. બેશક તે ઘણો રાજી થશે." રાજપુત્રે કહ્યું, "એ વાતની એટલી ઉતાવળ ન કરશો, પેહેલાં મારે જાણવું જોઇએ કે તે મને પ્રસન્ન છે કે નહી, ને સદ્‌ગુણી છે કે કેમ. તેના પરમરૂપનિધાનપણા માટે તમો કહોછો તે હું માનું છું, પણ તે નિષ્કલંકી છે તે ગુણ માટે તમો શું ખાત્રી આપો છો?" **અબૂબેકરે** કહ્યું, "વળી બીજી ખાત્રી શી જોઈએ છે?" **ઝેને** કહ્યું, "મારે તેનું મ્હો જોવું જોઇએ, અને તેની પરીક્ષા કરવાને મને તેના મ્હોડાનું લક્ષણ બસ છે." ઇમામે કંઇક હસીને જવાબ દીધો, "ત્યારે તો તમે સામુદ્રિક શાસ્ત્રમાં પણ પ્રવિણ જણાઓ છો? ઠીક, તેની કંઇ ચિંતા

નહિં. ચાલો મારી સાથે તેના બાપ પાસે; તેની સમક્ષજ એક ક્ષણભર તમને જોઇ લેવા દેવાને હું તેને કહીશ."

**અબૂબેકર** રાજપુત્રને વજીરને ઘેર તેડી ગયો. તેણે રાજપુત્રનું નામ ઠામ કુળ ગુણ જાણ્યું એટલે પોતાની પુત્રીને હાંક મારી. આ લોકોત્તર મૂર્ત્તિ શરમાળ વદને, ધિમે પગલે, ·સ્મિતહાસ્ય ને લજ્જાના સંમિલનથી કંઈક કંપતી, ધડકતી છાતીએ, નેત્રનાં અતિ તીવ્ર મદનયોજિત બાણ મારતી પોતાના પિતાની નજીક આવી ઉભી રહી. તુરત તેના પિતાના કહેવાથી મ્હોં-પરથી બુરખો કઢાવી નાંખ્યો. **ઝેન** તેને જોતાંજ મૂઢ થઈ ગયો. તેની સાધ્વીના જેવી ચમકતી મુખમુદ્રા જોઇ તેનું તેજ તે ખમી શક્યો નહિ! બેલસોરાના તરૂણ રાજપુત્રે આવી અનુપમ લાવણ્યમય સુંદરી કદી જોઇજ નહોતી. તે તો સાનંદાશ્ચર્યમાંજ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો; અને પછી જેવી કુમારિકા શોધતો હતો તેવીજ છે કે નહીં તે તપાસી જોવા આરસી કાઢી અને જોયું તો તે નિર્મળ પ્રકાશીત રહી, તેમાં જરાપણ મલિનતા જણાઇ નહી!

જ્યારે તેને લાગ્યું કે હું જેવી શોધું છું તેવી કુમારિકા, જડી; ત્યારે વજીરને વિનંતિ કીધી કે એ મને તમે લગ્નમાં આપો. વજીરે હા કહ્યાથી, તુરતજ કાજીને બોલાવી લગ્નવિધિ કરી. તે થયા પછી **ઝેન** વજીરને પોતાને ઘેર તેડી ગયો, ત્યાં તેનો ઘણો સારો આવકાર કીધો, અને ભારે ભારે બક્ષીસો આપી. બીજે દિવસે **મુબારિક** સાથે ઘણાં ઘરેણાંથી ભરેલી પેટી કન્યાને વાસ્તે મોકલાવી અને તે આપી **મુબારિક** તે કન્યાને ઘેર તેડી લાવ્યો. રાજપુત્રની પદ્ધી મુજબ લગ્નની ધામધુમ મોટા ઠાઠમાઠથી જારી કીધી. જ્યારે હાજર થયલા મિજબાનો ઘેર ગયા ત્યારે **મુબારિકે** પોતાના શેઠને કહ્યું, "મહારાજ, હવે ચાલો. હવે બગદાદમાં ઝાઝા દહાડા રહેવું ન જોઇએ, પણ ફેરો જવું જોઇએ. યક્ષપતિને તમે જે વચન આપ્યું છે તે યાદ કરો." રાજપુત્રે જવાબ દીધો, "ચાલો ત્યારે, તે વચન બરાબર મારે પાળવુંજ જોઈએ. પણ મારા પ્યારા **મુબારિક**, મારે કબુલ કરવું જોઇએ કે યક્ષાધિપતિનો એ હુકમ નાખુશીથી મારે બજાવવો પડેછે. જે ફુટડી સાથે મેં લગ્ન કર્યાંછે તે ખરેજ મોહ ઉપજાવે તેવી છે અને એને બેલસોરે લઇ જઇ પટ્ટરાણી કરવાની મારા મનને લાલસા થાય છે."—**મુબારિકે** કહ્યું, "ધીક્ ધીક્, તમો તમારી મનોવૃત્તિને કેવા આધીન થાઓ છો તેને માટે ક્ષણભર વિચાર કરવો જોઇએ. હું કહું છું કે એમ ન થવું જોઇએ

જરા સુધબુધ ઠેકાણે રાખી વિચાર કરો કે એથી તમને કેટલું મુશ્કેલ થઈ પડશે! જે પ્રતિજ્ઞા યક્ષાધિપતિ સમક્ષ કીધી છે તે પાળો." રાજપુત્રે કહ્યું, "વારૂ, પણ ત્યારે મુબારિક, આટલું કામ કરજે. એ સુંદરીને તું તારા હસ્તકમાં લે, અને મારી નજરે ન પડે તેવી રીતે છુપી જનાનામાં રાખ. પણ મને તો લાગે છે કે હું નિરખવા કરતાં પણ વધારે હવે નિરખી ચુકયો છું; ને તેથી મારૂં મન હિંડોળે ચઢી ચુકયું છે."

**મુબારિકે** કુચ કરવાને તૈયારી કીધી. ઝટપટ તેઓ કેરો આવ્યા અને યક્ષાધિપતિના ટાપુપર જવા નીકળ્યા. જ્યારે તેઓ યક્ષરાજની રાજધાની નજીક આવ્યા ત્યારે પેલી સુંદરી જે ઘોડેસ્વાર છતાં, રાજપુત્રને દૃષ્ટિગોચર ન થાય એવી રીતે પ્રવાસ કરીને આવી હતી, તેણે **મુબારિકને** પુછ્યું,-"આપણે કયાં આવ્યાં છિયે? શું ભાઇ જરા મને કહેશો, કે હવે મારા પ્રાણનાથના મુલકમાં આપણે આવ્યાં હોઇશું?" **મુબારિકે** જવાબ દીધો, "રાણી સાહેબ, તમને ખુલ્લે ખુલ્લું કહેવાનો હવે વખત આવ્યો છે. રાજપુત્ર **ઝેન** તમારી સાથે પરણ્યો તે કંઇ તમને બેલસોરાની પદરાણી કરવા પરણ્યો નથી. એ તો ફકત તમારા પિતા પાસેથી તમને લઈ યક્ષના રાજાએ તમારા જેવી કન્યા માંગી હતી તેને ભેટ આપવાને પરણ્યો છે. યક્ષાધિપતિયે તેની પાસે એક અત્યંત પવિત્ર કુમારકાની માંગણી કીધી હતી. **ઝેન** કુમારે ઘણી ઘણી સ્ત્રી જોઇ, જે સર્વમાં તમેજ પવિત્ર જણાયાં છો. તેથી હવે આપને યક્ષરાજને સ્વાધિન કરવાનાં છે." આ સાંભળીને તે પ્રિયંવદા છાતીફાટ રોવા લાગી અને તેને જોઇને **મુબારિક** અને **ઝેન** બંનેને દયા આવી ગઇ. તેણે કહ્યું, "મહારાજ, કંઇપણ દયા મારાપર કરો, હું તો અણજાણ છું. મારૂં હંઇયાં ઈશ્વર શિવાય કોઈ નથી. મારા પિતા પાસેથી લઇ આ પ્રમાણે વિશ્વાસઘાત કરવા બદલ તમો ઈશ્વરને ત્યાં જવાબદાર છો."

પરંતુ તેનું રડવું અને કરગરવું સઘળું વ્યર્થ હતું. શેઠ ને નોકર બંનો બેટમાંથી યક્ષના રાજવાડામાં આવ્યા; ને ત્યાં તે સુંદરીને યક્ષાધિપતિને ભેટ કીધી. રાજાએ ધારી ધારીને આનંદથી તેને જોઇ પછી **ઝેનને** કહ્યું, "રાજપુત્ર! તારી વર્તણુક જોઇ હું ખુશી થયો છું. તું જે સુંદરી મારી પાસે લાવ્યો છે તેમાં કંઇજ ખામી નથી! તે પરમરૂપનિધાન ને નિષ્કલંક છે. અને તારૂં વચન પાળવાને તેં તારા મનપર જે દબાણ રાખ્યું છે તેથી હું ઘણો આનંદ પામ્યો છું. તું તારી રાજધાનીમાં જા; ભોંયરામાં જઇને જો કે

જ્યાં આઠ પુતળી છે ત્યાં નવમી પણ આવી રહી છે કે નહિ? મારા યક્ષ કિંકરોને ત્યાં લઇ જવા આજ્ઞા કરી છે, તેથી નવમી મૂર્ત્તિ સર્વથી શ્રેષ્ટ હીરા રત્ન પાનાથી પણ વધારે કીમતી, બોલતી, હાલતી, ચાલતી-સાક્ષાત્ મદન મૂર્ત્તિ છે તે તારી દૃષ્ટિયે પડશે." **ઝેને** યક્ષાધિપતિનો ઉપકાર માન્યો અને **મુબારિક** સાથે પાછો ફેરો આવ્યો. તે ત્યાં ઝાઝો વખત રહ્યો નહીં, કેમકે નવમી પુતળી જોવાને તે એટલો અધિરો થઇ ગયો કે તુરત ચાલી નીકળ્યો. તોપણ જે કુમારિકા સાથે પોતે પરણ્યો હતો તેને માટે એને દિલગીરી થયા કરતી હતી; અને તેને છેતરી તેને માટે પોતાને અપરાધી ગણતો હતો, તે મનમાં એમજ કહેવા લાગ્યો કે "હાય! હાય! મારે પાપે તું દુઃખમાં ફસાઇ. અરે રે, મેં તે રૂપસુંદરીને તેના માયાળુ પિતાની છાતીથી વિખુટી પાડી અને યક્ષને ભોગ આપ્યો, એ કેવો અનર્થ! અરે મૃગનયની! તું વધારે ભાગ્યશાળી થવા યોગ્ય હતી. તારી આવી સ્થિતિ નહિ થવી જોઈતી હતી. રે મૂર્ખ **ઝેન**! તેં શું કીધું? તું શું આત્મહત્યારો નથી-ખુની નથી? રે નવમી મૂર્ત્તિ, તારા પાપે મેં મોટો અનર્થ કીધો છે. હાય હાય! સિંહકટીવાળી, મૃગાક્ષી, પ્રિયંવદા, તું કયાં ગઇ! હાય! તું કયાં છે!"

આવા વિચારોથી પીડા પામતો રાજપુત્ર છેવટે બેલસોરા આવી લાગ્યો, અને ત્યાં એની રૈયતે એ પાછો આવ્યો તેનો આનંદોત્સવ કીધો. રાજપુત્ર તુરત પોતાની મુસાફરીનો હેવાલ પોતાની માતાને કહેવા ગયો અને તે નવમી પુતળી મળેલી સાંભળી અતિશય હર્ષ પામી. તે બોલી, "બેટા, ચાલ ચાલ, આપણે તે જોઇએ; કેમકે જરૂર યક્ષાધિપતિયે તને કહ્યું છે કે તને ભોંયરામાં તે મળશે, માટે ભોંયરામાંજ તે હશે." તરૂણ રાજપુત્ર અને તેની મા નવમી પુતળીને જોવાને અધિરાં સરખાં મૂર્ત્તિવાળા ઓરડામાં ગયાં; પણ નવમી કુંભીપર હીરાની પુતળીને બદલે ઘણીજ લાવણ્યમય સુંદરી દૃષ્ટિયે પડી. રાજપુત્રે તેને તુરત ઓળખી કે યક્ષનાથના ટાપુ ઉપર લઈ ગયા હતા તેજ એ છે! ત્યારે રાજપુત્રને પરાકાષ્ટાનું આશ્ચર્ય થયું. પછી તે તરૂણી બોલી, "રાજપુત્ર! તમો મને અહીં જોઇને આશ્ચર્ય પામો છો. મારા કરતાં કંઇ વિશેષ પ્રાપ્તી તમે ધારી હતી નહી? મને જરા પણ શક નથી કે તમે જે મેહેનત લીધી છે તેને માટે પસ્તાવો કરતા હશો; કેમકે શ્રમના પ્રમાણમાં જોઈતી વસ્તુ મળી નથી." ઝેને જવાબ દીધો, "છટ! છટ! પ્રિયે! ઇશ્વર જાણે છે કે મેં કેટલીવાર તમારે માટે વિચાર

કીધો છે કે તમને યક્ષરાજને ન આપતાં મારી પાસેજ રાખું. પણ યક્ષને આપેલું વચન તોડવાની કેમ હિંમત ધરૂં? હીરાની પુતળીની કિંમત બરાબર તો તું મારી છે એટલું કહેવામાંજ સંતોષ થઇ જાય છે; પણ દુનિયાનાં સઘળાં રત્નો કરતાં હું તને ઉમદા ગણું છું. તારી સાથે લગ્ન કીધા પછી તને ન છોડવી એ મારો મનોનિશ્ચય હતો; ને તે મનોનિશ્ચયનો ત્યાગ કરવાને મેં કેટલો શ્રમ લીધો છે તે ખરેખર પરમેશ્વરજ જાણેછે. દુનિયાની સઘળી સંપત્તિ એક બાજુએ હોય ને તારા સમાગમ સુખથી મને જે પરમ આનંદ પ્રાપ્ત થાય તે બીજી બાજુએ હોય તો પેહેલું ત્રાજવું આકાશમાં ડોલા ખાય ને બીજું પોતાના ભારથી પરમ સંતોષ પામી ગર્વથી ફુલાઇ જાય."

રાજપુત્ર એ બોલી રહ્યો તેટલામાં મેઘગર્જના સંભળાઈ અને ભોંયરૂ ધ્રુજ્યું. ઝેનની મા ભયભીત થઇ ગઇ. તેજ ક્ષણે યક્ષરાજે પ્રકટ થઇને બ્હીક મટાડી દીધી. તે બોલ્યો "બાઇ, હું તારા પુત્રને ચાહું છું અને એનું રક્ષણ કરીશ. તેનાપર મારી બહુ કૃપાદૃષ્ટિ છે. એ જયારે પુખ્ત વયનો થાય ત્યારે પોતાના મનોવિકાર મારી શકશે કે નહીં તે તપાસી જોવું હતું. તેની પરીક્ષા હવે પૂર્ણ થઇ છે. હું જાણું છું કે આ તરૂણ કન્યાની સૌંદર્યતાપર તે કેટલો મોહિત થયો હતો અને એણે પોતાનું વચન બરાબર પાળ્યું નથી; (કેમકે મનમાં પરણવાની મરજી થઇ આવી હતી;) તોપણ મનુષ્ય સ્વભાવના દોષ હું જાણું છું ને તેથી તેના તેટલા અપરાધની ક્ષમા કરૂં છું. નવમી પુતળી મેં એને માટે નિર્માણ કીધી હતી તેજ આ છે. એ બીજી કરતાં ઘણી અમુલ્ય અને દુર્લભ છે." પછી રાજપુત્ર તરફ ફરીનો યક્ષનાથ બોલ્યો, "બેટા જીવતો રહે અને આ સુંદરી સાથે સુખમાં દહાડા કહાડ, એ તારી સ્ત્રી છે; અને જો એને તારી સાથે પતિવ્રતાપણામાં દૃઢ રાખવી હોય તો સદોદિત એને ચાહજે, અને એ શિવાય કોઇનાપર પ્રીતિ કરતો ના. એનાપર કોઇ શોક ઉભી કરશે નહીં તો એના પતિવ્રતને માટે હું જવાબ દઇશ. એજ તારી પાણીગ્રહણ કરેલી સ્ત્રી છે; ને બીજી સર્વને માતાં સમાન ગણજે. બેટા હવે તું સંપૂર્ણ સુખી થશે. તથાસ્તુ!" આટલું કહી યક્ષાધિપતિ અદૃશ્ય થયો; અને ઝેને તે સ્ત્રીપર મોહિત થઈ તેજ દિવસે દબદબાવાળો દરબાર ભરી બેલસોરાની પટ્ટરાણી છે એમ સર્વ રૈયતમાં જાહેર કરાવ્યું અને અન્યોઅન્ય એક બીજા પ્રત્યે અધિકાધિક પ્રીતિમાં વૃદ્ધિગત થતા સુખશાતાથી લાંબો વખત સુધી રાજ્ય કીધું.

**શેહેરાજાદીએ** સુલતાનને ટોણો મારીને કહ્યું, "મહારાજ, આ વાર્ત્તાનો મર્મ સમજ્યા?" "હા પ્રિયા, હું સમજ્યો." "ત્યારે નાથ, હવે સૂર્યોદય થયો છે માટે માંગલિક કર્મ કરો. પુરૂષ છટેલ થાય તો સ્ત્રી વંઠેલ બને, પછી તે દોષવાન કેમ ગણાય? પુરૂષ ને સ્ત્રીએ અન્યોઅન્ય પ્રીતિ કરીને સદોદિત આનંદથી દહાડા કાઢવા જોઇયે. તે પછી સુખનો સૂર્ય સદાજ મધ્યમાં રહે છે."

સુલતાન સ્મિતહાસ્યથી લટકાળી **શેહેરાજાદીને** એક પ્રેમચુંબન કરી કામે લાગ્યો.

---

# કોદાદ અને તેના ભાઇઓનું વૃત્તાંત.

હારન શેહેરમાં એક વખત ઘણો બળવાન અને પરાક્રમી રાજા રાજ કરતો હતો. તે મોટો નીતિવાન સંપત્તિમાન અને સદ્‌વિચારી હતો. પોતાની રૈયતને પુત્રની માફક ચહાતો, તેમજ તેની રૈયતનો પ્રેમ તેનાપર પણ પિતા તુલ્ય હતો. તેનામાં સર્વે સદ્‌ગુણ હતા અને તેના સુખમાં કંઇ મણા નહોતી. તેને દુઃખ માત્ર પુત્રજ ન્હોતો, તે હતું. અને તે નિરંતર ઇશ્વર પ્રાર્થના કરી એજ માંગતો હતો. એક દિવસ રાત્રિયે રાજાયે ઉંઘમાં એક સુંદર ભવિષ્યવાદી દીઠો. તે જાણે એ રાજા પ્રત્યે બોલ્યો કે, "તારી રોજની ખરા મનની પ્રાર્થના ઈશ્વરે સાંભળી છે, ને તેને સંતોષ મળ્યો છે. તારી ઇચ્છા સફળ થશે. પ્રભાતમાં જેવો તું જાગે તેવોજ ઉઠીને નિમાજ પઢવા જજે, અને અલ્લાહને બે દંડવત કરજે. પછી તારા મોહોલના બગિચામાં જજે, તારા માળીને બોલાવી એક દાઢમ લાવવા કહેજે; તેમાંથી જેટલા દાણા ખાવાની ઈચ્છા થાય તેટલા ખાજે; એટલે તારી મનકામના પરીપૂર્ણ થશે."

હવે રાજા જાગ્યો ત્યારે પોતાનું સ્વપ્નું યાદ કરતાં મોટો આનંદ થયો; ને તુરત ઉઠીને પુર્ણભક્તિભાવથી ઈશ્વર પ્રાર્થના કીધી અને મસિદમાં જઈ નિમાજ પઢી, બે દંડવત કરી બગિચામાં ગયો. ત્યાંથી એક

દાહાડમના પચાસ દાણા ગણીને ખાધા. આ રાજાને પચાસ સ્ત્રી હતી, જે સઘળીજ વાંઝણી હતી. તે સઘળીને એ દિવસથી ઓધાન રહ્યાં ને એક વર્ષની અંદર દરેક રાણીને એકેક એમ પચાશ પુત્ર થયા. એવું બન્યું કે એ રાણી માંહેલી એક **પિરોજ** કરીને હતી. તેને ઓધાન નહી રહ્યું એમ મહારાજાના જાણવામાં આવવાથી તેનાપર કફગી થઇ; ને રાજાએ માન્યું કે એ અવચિન્હવાન હોવી જોઈએ, તેપરથી રાજાએ તેને ગર્દન મારવાનો વિચાર કીધો. તેણે મનમાં વિચાર્યું કે, "પ્રભુએ કૃપા કરી આ સર્વ પટ્ટરાણીઓને ગર્ભવતિ કરી ને આજ વાંઝણી રહી, તો એ કૃપા પાત્ર નથી." તે ઉપરથી ગર્દન મારવાનો પુખ્તપણે વિચાર કરી, પોતાના વજીરને એ વૃત્તાંત કહ્યું. વજીરે વિચાર કરી કહ્યું,–"મહારાજ ! સર્વ સ્ત્રીઓની શારિરીક પ્રકૃતિ સરખી હોતી નથી, ને **પિરોજ**ની પણ તેવીજ શારિરીક પ્રકૃતિ હશે, તેથી ગર્ભનાં ચિન્હ જણાતાં નથી. પણ તેથી મારી• નાંખવી એ યોગ્ય નથી." રાજાએ કહ્યું–"તું કહે છે તે ઠીક છે, પણ એ મારે ત્યાં નહી જોઈયે, એને ગમે ત્યાં જાય." વજીરે કહ્યું-"એને આપના કનિષ્ટ બંધુને ત્યાં મોકલો." રાજાએ હા કેહેવાથી **પિરોજ** હારન શેહેરથી બહુ દૂર પોતાના દિવર–સેમેરીઆના મહારાજા **સેમર**ને ઘેર સુવાવડ સુવા ગઈ. રાજાએ પોતાના લઘુભાઇને લખ્યું કે, "એની બરદાસ્ત યથા યોગ્ય રાખજો, ને પ્રસવ થાય તો તાત્કાળ તે વર્ત્તમાન નિવેદન કરજો." **પિરોજ** સેમેરીયાના રાજાને ત્યાં જતાંજ ગર્ભનાં ચિન્હ જણાવા લાગ્યાં. નવ મહીના પુરા થતાં પુત્ર રત્નનો જન્મ થયો. તુરત સેમેરીઆના મહા-રાજાએ હારનના મહારાજાને વધામણી પત્ર લખી પોતાની ખુશાલી જણાવી. રાજા ઘણો આનંદ પામ્યો અને પ્રત્યુત્તર વાળ્યો કે "ભાઇ અત્રે આ વખતે પ્રભુ કૃપાથી મને એટલા બધા પુત્રોની ઇશ્વરે મેહેરબાની કરી દીધી છે કે **પિરોજ**ના પુત્રને તમોનેજ ઉછેરવા સોંપું છું, અને એનું નામ **કોદાદ** (અર્થાત્ ઇશ્વરદત્ત) પાડજો અને જ્યારે લખું ત્યારે મારી પાસે મોકલજો."

સેમેરીઆના મહારાજાએ એ પુત્રને કેળવણી આપવામાં કંઈજ બા-કી રાખી નહીં, એક રાજ્યપુત્રને હોવાં જોઇએ તે સઘળાં લક્ષણયુક્ત તેને કરવામાં આવ્યો હતો. ઉત્તમ શિક્ષકના હાથ નીચે ઘણી ઉંચી કેળવણી આપી; જેથી ઘોડાપર બેસવું, તીરંદાઝી કરવી તેમાં તે ઘણો પ્રવિણ થયો. આથી અઢાર વર્ષની ઉમ્મરે તો **કોદાદ** એક અજીત્ય યોદ્ધા જેવો દીસવા



"તારી પ્રાર્થના ઇશ્વરે સાંભળી છે." (પૃ. ૩૦૩.)

લાગ્યો. આ તરૂણ રાજપુત્રમાં એના વંશની સ્વાભાવિક હિમ્મત હતી; તેથી શિકાર કરવો, યુદ્ધ કરવું વિગેરેનો શોખ વધ્યો. એક દિવસ તે પોતાની માને કહેવા લાગ્યો, "માતાજી, મને તો હવે સેમેરીઆમાં રેહેવું ગમતું નથી; અને જાણે કંઇ કીર્ત્તિ મેળવવા જાઊં, ને મારૂં નામ પૃથ્વીમાં ગજાવું એમ થાય છે. માટે લશ્કરમાં લડવા જવાની મને રજા આપો. હારનના રાજા-મારા પિતાજીને ઘણા દુશ્મનો છે. પોતાની મદદે તે મને કેમ બોલાવતા નથી? શું મારે અહીં આળસુ પડી રહેવું? મારા બીજા સઘળા બાંધવો એવા ભાગ્યશાળી છે કે તેની બાજુએ રહી લડત કરેછે, ને હું આમ પડી રહું એ યોગ્ય કે માજી?" પિરોજે કહ્યું, "હા પુત્ર, તું કીર્ત્તિવંત થાય તેને માટે હું કંઇ થોડી અધીરી નથી. મારી એજ ઇચ્છા છે કે તું તારા પિતાના શત્રૂમાં તારૂં નામ કીર્ત્તિવંત કરે; પણ તેવા યોગ વગર પ્રયોજન શું? જ્યાંસુધી તારા પિતાએ લખ્યું નથી ત્યાંસુધી આપણે સબુરી પકડવી પડશે." કોદાદે કહ્યું, "ના ના, માતાજી, મેં ઘણા દહાડા રાહ જોઈ, હવે હું મારા પિતાજીને જોવાને વ્યાકુળ થઇ રહ્યો છું, અને એક તરૂણ યોદ્ધા તરીકે મદદ કરવાને મને ઘણું મન છે. હું કેવળ નામ-વેશ બદલીને છુપો રહીશ. અને મને પુરો ભરોસો છે કે મારૂં શૌર્ય પેખી રાજાજી મને મદદે રાખશેજ, અને જ્યાં સુધી હું કંઇ નામના થાય તેવો વિજય મેળવીશ નહીં ત્યાં સુધી કદીએ છતો પડીશ નહીં. હું, મારા પિતાજી કેટલી પ્રશંસા કરેછે તે જાણવાને ઇચ્છુંછું, તેથી એને જણાવીશ નહીં કે હું કોણ છું." પિરોજે આ ઉદાર ઠરાવ કબુલ રાખ્યો, ને તેમ કરવાને પોતાનું અનુમોદન આપ્યું. પછી એક દહાડો શિકાર કરવા જાય તેવી રીતે રાજપુત્ર સેમેરીઆમાંથી ચાલી નીકળ્યો; ને એ બાબત મહારાજા સેમરને પણ જાણ કીધી નહીં, કેમકે રાજપુત્રને શંકા ઉપજી હતી કે તે મારો ઇરાદો પાર પાડવા દેશે નહીં.

કોદાદે એક સફેત ઘોડાપર સ્વારી કીધી હતી. તેના પગની નાળ, પેંગડાં અને મ્હોડી સુવર્ણનાં હતાં, પલાણ આસમાની રંગની સાટીનનું મોતીથી ભરેલું હતું, તરવારની મૂઠ એક આખા હીરાનીજ હતી. અને મ્યાન સુખડની અને હીરા માણેકે મઢેલી હતી; ખભાપર ધનુષ્ય અને બાણ રાખ્યું હતું. તે મૂળે તો ઘણો ફાંકડો હતો તેમાં આવો પોશાક એના રૂપને અતિશય શોભાવતો હતો. એવી રીતે તે હારન નગરના દરવાજા આગળ આવ્યો અને રાજદરબારમાં જઇ રાજાની નોકરીમાં રહેવાને તુરત અરજ કીધી. રાજ માર્ગમાંથી તે જતો હતો ત્યારે લોકોની ઠઠ તેની આ ફાંકડી ભવ્ય મૂર્ત્તિ નિહાળી ચ-

કીત થઇ ગઇ. ઠેરઠેર લોકોનાં ટોળેટોળાં તેને જોવાને ભેગાં થયાં ને આ દિવ્ય પુ-
રૂષ કોણ છે તે પુછવા લાગ્યાં. કોઈ કંઇ ઉત્તર આપી શકે એમ નોહતું. રાજા પણ
તેનું સૌંદર્ય અને ભપકો નિહાળી મોહ પામ્યો; અને વળી સ્વાભાવિકપણે પુત્ર-
પ્રેમ ઉત્પન્ન થવાથી તથા તે દયાળુ પણ હતો તેથી તેનો સારો સત્કાર કીધો
અને પોતાને યોદ્ધાની જરૂર હતી તેથી મમતાથી એનું નામ તથા કુળ વગેરે
પુછયાં. કોદાદે જવાબ દીધો, "મહારાજ હું કેરોના એક અમીરનો પુત્ર છું,
અને ફકત મૌજ ખાતર મુસાફરી કરવા બહાર નીકળ્યો છું; આપના
મુલકમાંથી જતાં રસ્તામાં સાંભળ્યું કે આપ યુદ્ધમાં ગુંથાયા છો, તેથી
હું આપ નામદારના દરબારમાં નોકરી રેહેવા આવ્યો છું. આપને જો
ગરજ હોય તો મારૂં શૌર્ય-વીરત્વ પ્રકાશીત કરીશ, નહિં તો વળી બીજે
સ્થળે નસીબ અજમાવીશ." રાજાએ એ સાંભળી એનાપર અસાધારણ
પ્યાર બતાવ્યો અને એક પલટણનો તેને સેનાધિપતિ બનાવ્યો.

જુવાન રાજપુત્ર પોતાના વીરત્વથી તુરત વિખ્યાત થયો. કેટલીક તેણે
લડાઇઓ મારી તેથી તેની કીર્ત્તિ ઘણી વધી, અમલદારો એનાં વખાણ કરવા
લાગ્યા, અને સીપાઈઓ એની પ્રશંસા કરતા ધરાતા નોહાતા. એનામાં
હિંમત કરતાં વાકૂચાતૂર્યતા કંઇ થોડી ન્હોતી તેથી રાજાની પ્રીતિ પણ
એટલે સુધી વધી ગઇ કે તે રાજાનો માનીતો થઇ પડયો. સઘળા કામદારો
અને મુખ્ય મંત્રીઓ રોજ કોદાદને ઘેર આવે અને એની પ્રીતિ મેળવ-
વાને એટલા આતૂર થયા કે રાજાના બીજા પુત્રોને વિસારીજ મેલ્યા. પેલા
બીજા રાજપુત્રો શું કરે ? કામદારો, રાજા ને મંત્રી એ સઘળાની આવી
વર્તણુક જોઈ તે રાજપુત્રો બળવા લાગ્યા; અને એ પરદેશીને લીધે આ-
પણું અપમાન થયું છે એમ સમજી તેનાપર ઘણોજ દ્વેષ કરવા લાગ્યા
અને શત્રુવટ બાંધી. પણ રાજાનું હેત દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું જોઇને
કોદાદ હજી પણ વિશેષ પ્રીતિ સંપાદન કરવાને આગ્રહી થયો. તેમ કોઇ-
પણ એના વિરૂદ્ધ મહારાજા આગળ બોલે તો તે ઉપર જરાપણ લક્ષ ન
આપતાં મહારાજની ઉલટી ઇતરાજી થતી હતી. રાજા કોદાદને ખસુસ કરી
પોતાની પાસેજ રાખતો; અને એની ચાતુરી અને ડહાપણ ભરેલી વાતો
તેને ઘણી ગમતી અને એના શાહાણપણ અને દીર્ઘદષ્ટિ માટે એનો એટલો
તો ઊંચો અભિપ્રાય હતો કે અગરજો એ એના બીજા પુત્રોનો બરાબરીઓ
હતો, તોપણ તે રાજપુત્રોને તેની દેખરેખમાં સોંપ્યો ને જણાવ્યું કે એની આ-
જ્ઞા વિરૂદ્ધ જરાપણ વર્તવું નહિં. હવે તે પોતાના ભાઈઓનો વિદ્યાગુરૂ થયો.

પરંતુ આથી તો રાજપુત્રો એનો તિરસ્કાર વિશેષ કરવા લાગ્યા. તેઓ બબડવા લાગ્યા કે "શું એટલો બધોજ જુલમ! અમારો પિતા એક પરદેશીને અમારા કરતાં વિશેષ ચાહે તો ખેર, પણ તેટલાથી સંતોષ ન પામી વળી અમને એના આજ્ઞાપાળક બનાવે, કે એ ભાઇની પરવાનગી વગર અમારાથી કશું થાયજ નહીં? તે પાણી પાય તો પીવું નહીં તો તરસ્યા મરવું? એ અમારાથી સહન થાય નહીં. કોઇ રીતે પણ આ રાજેશ્રીના નિવેડાપરથી આપણો છુટકો કરવો જોઇયે." એ બંધુઓ પૈકી એક બોલ્યો, "ચાલોની આપણે બધા ભેગા થઇને જૈએ અને એને મારીજ નાંખીએ." બીજો બોલ્યો, "નાના, આપણા પોતાપર કંઇ આવી ન પડે તેને માટે સાવધ રહેવું જોઈએ. એને મારી નાખીશું તો પિતાજી આપણાપર ખફા થશે, અને આપણુ સઘળાને રાજ્યને માટે નાલાયક ઠરાવશે. કંઇક તદબીરથી એનો ખોડો કાહાડી નાંખવો. એ વ્યાધિ આપોઆપ પલાયનઃ કરે તેવો પ્રયત્ન કરવો ઠીક છે. મને સુઝે છે કે આપણે શિકાર કરવા જવાની પરવાનગી માગી મોહોલમાંથી નીકળવું, અને થોડે દૂર કોઈ બીજા શેહેરમાં જઈ થોડા દહાડા ત્યાંજ કાઢવા. આપણે પાછા નહી આવીશુ તેથી રાજાને ચિંતા થશે; અને આપણે પાછા ન આવ્યા તેથી ક્રોધાયમાન થઈ કદાચ એ પરદેશીનું ડોકું પણ ઉડાવે અથવા તો આપણને મોહોલમાંથી જવા દીધાના વાંકસર કદાચ એને દેશનિકાળ પણ કરે."

આ તદબીર સઘળા રાજપુત્રોને પસંદ પડી ને બહુ વખાણી. તુરત તેઓ સઘળા એકઠા થઇ કોદાદ પાસે ગયા અને કહ્યું કે અમને સઘળાને શિકારની સેહેલ કરવાની ઇચ્છા થઈછે અને અમે આજેજ પાછા આવીશું માટે રજા આપો. કોદાદે વિચાર્યું કે જો ના કહીશ તો હમણાંને હમણાં મહારાજ પાસે જઇને રાવ ખાશે, હા કહું છું તો કંઇ અનર્થ થશે-"એક બાજુએ કુવો ને બીજી બાજુએ વાવછે" તો કરવું કેમ? અંતે પિરોજનો પુત્ર આ ફાંસામાં ફસાયો અને રજા આપી. સઘળા ચાલી નિકળ્યા અને સંકેત પ્રમાણે પાછા આવ્યાજ નહીં. ત્રણ દહાડા વિતિ ગયા ત્યારે રાજાએ કોદાદને પુછયું, રાજપુત્રો ક્યાં ગયા છે? ઘણા દહાડા થયા તેઓ કેમ જણાતા નથી?

કોદાદે નીચા વળી મજરો કરી પ્રત્યુત્તર દીધો, "હે મહારાજ! તેઓ ત્રણ દહાડા થયા શિકાર કરવા ગયા છે, પણ કોઇએ પણ મને જતી વેળાએ કહ્યું નથી કે હમે કયે દિવસે જલદી પાછા આવીશું." રાજાને આથી

ચિંતા થવા લાગી અને જ્યારે ચોથે દહાડે પણ રાજપુત્રમાંથી કોઇએ પાછો આવ્યો નહિ. ત્યારે તો રાજાના મનમાં ઘણીજ ચટપટી થઇ. તે પોતાના ગુસ્સાને અટકાવી શકયો નહીં. તેથી એકદમ કોદાદ પ્રત્યે બોલ્યો, "મૂર્ખ પરદેશી, સાથે કોઇપણ ભોમિયો-રક્ષક મોકલ્યા વિના મારા પુત્રોને એકલા કેમ જવા દીધા રે? તું શામાટે તેની સાથે નહીં ગયો? તારાપર ભરોસો મેલી મારૂં સોંપેલું કામ આવી રીતે બજાવે છે કે? તાત્કાળ જા અને તેઓને શોધી લાવ, જો લઇ આવ્યા વગર રહ્યો તો તારો જાન જશે તે તું યાદ રાખજે."

આ શબ્દોથી પિરોજના કમનશીબ પુત્રનાં ગાત્ર ભયથી શિથિળ થઇ ગયાં. તેણે ઢાલ, તરવાર, બરછી વિગેરે આયુધ ધારણ કીધાં, ને ઘોડે બેસી નગર બહાર નિકળ્યો. જેમ કોઇક ભરવાડ ખોવાયલાં ઘેટાંને ખોળવા નીકળે તેમ પોતાના ભાઇઓની શોધ ગામેગામ કરતો તે ચાલ્યો; ને જ્યાં ત્યાં પુછતો હતો કે કોઇએ તેઓને દીઠા છે? પણ તેમનો કંઇજ પત્તો ન મળ્યો ત્યારે તો ઘણોજ શોકાતુર થઈ દુ:ખસાગરમાં બુડી ગયો. તે મનમાં બોલ્યો, "હાય હાયરે મારા બંધુઓ, તમારૂં શું થયું હશે! શું આપણા શત્રૂના હાથમાં તમો સપડાયા હશો? શું આટલી બધી રાજાને ચિંતા પેદા કરવા સારૂ હું પિતાના દરબારમાં આવ્યો હઇશ! હાય, હાય, અરેરે મેં તેઓને શિકારે જવા દીધા એ કેવી મુર્ખાઇ! મેં શું કરવા સાથે રક્ષણ સારૂ સોબતી વગર એકલા જવા દીધા!" આમ તે વિલાપ કરતો મહાચિંતામાં પડયો.

કેટલાક દિવસ ફોકટ શોધ કીધા પછી તે એક વિશાળ અરણ્યમાં આવી પહોચ્યો. તે અરણ્યની વચ્ચોવચ એક સંગેમરમરી પાષાણનો મેહેલ હતો. કોદાદ એ મેહેલની નજીક ગયો ત્યારે તેની એક બારીએ એક સુંદરીને બેઠેલી જોઈ. તેના અંગપર તેના લાવણ્ય શિવાય બીજો કશો શણગાર હતો નહીં; કેમકે એના વાળ વિખરાઇ ગયા હતા, તેના શરીરપરનાં વસ્ત્રો જથરવથર થઇ ફાટી તુટી ગયાં હતાં, અને મુખમુદ્રાપરથી સાફ જણાતું હતું કે તે ભારે દુ:ખમાં સપડાયલી છે. જેવો તેણે કોદાદને દીઠો અને લાગ્યું કે હવે એ મારૂં સાંભળી શકશે તેવીજ તે ઘણી ઉતાવળથી બોલી, "હે યૌવનમય પુરૂષ, આ મૃત્યુમય મોહોલ આગળથી નાશી જા, નહીંતો તું આ ઘરના માલીક રાક્ષસના હાથમાં પકડાઇ જશે. તે કાળો સિદ્દિ જેવો છે. તે મનુષ્ય ભક્ષણ કરે છે, ને અહીં રહે છે. જેનું કમનસીબ તેને અહીં આણે છે

તેને તે પકડી લે છે અને કારાગૃહોમાં પુરી મેલે છે અને જ્યાંથી કદી એ તેઓને છોડતો નથી–છેવટે આજે એક, કાલે બીજો એમ એકેકને કહાડીને ખાઇ જાય છે. તું પણ અહિંયાં રહ્યો તો તારા પણ તેવાજ બુરા હાલ થશે. તારૂં લોકોત્તર લાવણ્ય નિહાળી મને ઘણો પ્રેમ છુટયો છે, ને તેથીજ તને આ પ્રેમ શબ્દોથી ચેતવણી આપું છું."

કોદાદે જવાબ દીધો, "હે મૃગાક્ષી, મનોહરી, મદનવેધક રંભા, તારા મનની ભીતિ કાઢીનાખ, ને તું કોણ છે તે મને કહે, પણ મારે માટે ચિંતા ન રાખ." તે બાઇએ જવાબ દીધો, "હું કેરોના એક કુળવાન ગૃહસ્થની સ્ત્રી છું. હું કાલેજ આ કિલ્લા આગળ થઈ બગદાદ જતી હતી. રસ્તામાં એ કાળયવન મળ્યો, તેણે મારા સઘળા માણસોને મારી નાંખ્યા ને મને અહીં લાવ્યો છે. મને પણ મારી નાંખી હોત તો હું પોતાને અહોભાગ્યવંત માનત, પણ તે સુખ કયાંથી હોય ? મારે હવે મોત શિવાય બીજો કશો ડર છે નહીં, પણ મને મોટું દુ:ખ તો એ છે કે મુઓ કાળયવન તો કહે છે કે મારી સાથે પ્રીતિ કર ! અને જો આવતી કાલે એના પશુવત્‌પણાને આધીન ન થઇ તો છેવટે બલાત્કાર કરશેજ. રડયો દેખીતો કાળા કોયલા જેવો છે, ને મુવાનું રૂપ તો એવું છે કે 'દીઠે દેહ બળે ને સુતે સોડ બળે,' તે મને પ્રેમ કરવા કહે છે. પીટયાનું નામ દેતાં તો મને ઓકારી આવે છે, તે આખો દિવસ મને સતાવે છે. તે રડયો ઘોંઘોં કરતો ઉંઘે છે ત્યારેજ મને વિચાર કરવાની ફુરસદ મળે છે." વળી તે બોલી, "પણ તમે નાહાસી જાઓ. એ કાળયવન હમણાં આવશે. મેદાનમાં દૂરથી આવતો કોઇ મુસાફર એની નજરે પડયો તેની પાછળ એ દોડયો છે. હવે એને આવવાનો વખત થયો છે માટે તમો નકામોવખત ન ગુમાવો, હું નથી ધારતી કે જીવ લઈને નાસતાં પણ તમો એનાથીબચી શકશો."

આટલું તે બોલી રહી નહીં એટલામાં કાળયવન સમીપમાં આવી ઉભો. તે અદ્‌ભુત કદનો અને વિકાળ હતો. તેણે એક મોટા તારતારી ઘોડાપર સ્વારી કીધી હતી. અને હાથમાં એવી ભારે તલવાર ધારણ કીધી હતી કે તે એજ ઉપાડી શકે. તેનું આવું વિલક્ષણીક કદાવરપણું જોઈ રાજપુત્ર કોદાદને આશ્ચર્ય ઉત્પન્ન થયું. અને આ ભયંકર પ્રસંગે સાહાય્ય થવાને તેણે ઇશ્વરની પ્રાર્થના કીધી, કે તું સાહાય્ય થજે. તુરત તેણે પોતાની તલવાર કહાડીને આ કાળયવનને સમીપ આવવાની વાટ જોતો ઉભો. કાળયવન આવા મગતરા જેવા શત્રૂ તરફ તિરસ્કાર કરી બોલ્યો; "ચાલરે મૂર્ખ પોરીઆ, શરણ થા, લડવામાં કાંદો નહીં કહાડે." પણ કોદાદના મુખપર પોતાની જીંદગી બચાવવાનો દૃઢ ઠરાવ માલમ

પડયો ને તે બોલ્યો કે, "રે દુષ્ટ મનુષ્યઘાતિ રાક્ષસ, દુર રહે, તારા જેવા અધમ પાપીથી હું ડરૂં તેવો નથી. ચલ આવી જા ને જો મારો હાથ;" અને તુરત ભવાં ચઢાવી તેનાપર ધસી જઈ ઘુંટણમાં ભારે ઘા કીધો. આ ઘા લાગવાથી કાળયવને ભયંકર ચીચીયારી પાડી. તેથી આખું મેદાન ગર્જી રહ્યું. તેને કોપાયમાન થવાથી ફીણ આવી ગયું અને ઘોડાના પેંગડાપર ઉભો થઇ કોદાદપર જોરભેર પોતાની તલવાર ફેંકી. એ ઘા એવો તો જબરો હતો કે તરૂણ રાજપુત્રનાં સોએ વર્ષ પુરાં કરી નાખ્યાં હોત, પણ તેણે ચતુરાઇથી એકદમ ઘોડાપર કુદકો મારી તે ઘા ચુકાવી દીધો. તલવાર હવામાં ઘુંણુંણુંણુંણું અવાજ કરતી ચાલી. કાળયવન વિશેષ ખીજવાયો-પણ તે બીજો ઘા કરે તે પેહેલાં કોદાદે તેના જમણા હાથપર એવા જોરથી ઘા કીધો કે તેના કકડા કરી દીધા. તેના ઘોડાસોત તલવાર ભોંયપર પડી; અને કાળયવન ઘાથી ગભરાઈ જઇ ઢબ દઇને ઘોડેથી નીચે પડયો. રાજપુત્ર તુરત ઘોડાપરથી ઉતર્યો અને તત્ક્ષણે પોતાના દુશ્મનનું માથું ઉડાવી દીધું.

આ વખતે પેલી સ્ત્રી આ ભયંકર દ્વંદ્વયુધ્ધ મોટા ઉત્સૂકતપણાથી જોતી હતી અને જુવાન પુરૂષસારૂ ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતી હતી, તે આ પરિણામને નિહાળી બુમ મારી ઉઠી, "શુકરેઅલ્લાહ! તેં આ બંદાની સહાય કીધી ને તે દુષ્ટ પાપીનો નાશ કીધો છે." પછી કોદાદનું ભવ્ય અને તેજસ્વી સ્વરૂપ નિહાળી અને આ પરાક્રમ જોઇ ખાત્રીથી માન્યું કે આ કોઇ સમર્થ રાજપુત્ર-બાણાવળી છે. તેમ માની આનંદથી કહ્યું એ સતીના પુત્ર, ઘણું જીવજે." પછી કોદાદને કહ્યું, "રાજપુત્ર (કેમકે તમારો વિજય થયો તે જોઇને તથા તમારી અત્યુત્તમ કાંતિજ કહી આપે છે કે તમો કંઇ જેવા તેવા નજ હોવા જોઇએ), તમે જે કાર્ય આરંભ્યું છે તે હવે પુરૂં કરો. આ કિલ્લાની કુંચીઓ એ કાળીઆના અંગરખાના ખીસામાં છે તે લઇ દરવાજો ઉઘાડી મને આ કારાગૃહમાંથી મુક્ત કરો." રાજપુત્રે તે ચંડાળ, જે જમીનપર લાંબો છટ પડયો હતો તેનાં ગજવાં તપાસ્યાં, તેમાંથી કેટલીક કુંચીઓ મળી આવી.

તુરત તેણે મોહોલનો આગલો દરવાજો ઉઘાડયો અને એક દીવાનખાનામાં ગયો. ત્યાં પેલી બાઈને પ્રેમાવેશમાં પોતાને ભેટવા આવતી દીઠી. પ્રથમ ઉપકાર માનવા સારૂ તેણી સાષ્ટાંગ નમસ્કાર કરવા પગે પડી હોત, પણ રાજપુત્રે અટકાવી ધૈર્ય આપ્યું. આ સુંદરીએ એના વીરત્વની પ્રશંસા કીધી અને બોલી કે, "પૃથ્વીપર તમોજ એક નર છો." તેણે તેનો સ-

ત્કાર પૂર્વક જવાબ વાળ્યો, "બાઈ, મનુષ્યનો ધર્મ છે કે મનુષ્યને સહાય થવું. એ દુષ્ટને અધમાગારમાં મોકલ્યો તેમાં મેં વધુ શું કીધું છે!" જ્યારે તે, તે સુંદરીની છેકજ નજીક આવ્યો ત્યારે તે એને ઘણીજ અમોલીક સુંદર દીસવા લાગી. આવી દુઃખદાઈ જગ્યામાંથી તે સુંદરીને છોડવી તેથી તે વધારે ખુશી થઇ, કે આવી મનોરમે–સ્ત્રી રત્નની સેવા બજાવ્યાથી રાજપુત્ર વધારે ખુશી થયો તે હું કહી શકતી નથી.

તેઓ વાતચિત કરતાં હતાં એટલામાં શોકકારક રડારોળ સંભળાઈ. તે સુંદરીને કોદાદે પુછયું, "આ શું સંભળાય છે? આ દુઃખજનક વિલાપ, જે મારા કાનને વિંધી નાખે છે, તે કયહાંથી આવે છે?" પેલી સ્ત્રીએ દીવાનખાનાના એક નાહ્‌ના બારણા તરફ આંગળી કરી કહ્યું, "મહારાજા! ત્યાં જુવો, એ ચંડાળે અત્રે ઘણાકોને કેદ કીધા છે, ત્યાંથી એ રાગડો આવે છે. આમાં ભગવાન જાણે કેટલાએ દુખીઆરા પડયા છે, જેઓના કમનસીબે એ કાળીઆના હાથમાં એમને ફસાવ્યા હશે, તે બધાને બેડી ઘાલેલી છે અને એ રાક્ષસ રોજ તે પૈકી એકએકને ભક્ષ કરવા સારૂ બહાર કહાડતો હતો."

રાજપુત્રે જવાબ દીધો, "એમ કે? આથી તો મારી ખુશીમાં ઉલટો ઉમેરો થયો છે; કેમકે મારા જયથી એ બીચારા કમનસીબવાનો ઉગર્યા છે. સુંદરી, ત્યારે ચાલો મારી સાથે, અને તેમનાં બંધન કાપી આનંદ પામીએ. તમારા પોતીકા દુઃખને જોઇ વિચાર કરો કે તેઓ આપણને જોઇ કેટલો હર્ષ પામશે!" આટલું બોલી કારાગૃહના દ્વાર તરફ તે બંનો ચાલ્યાં, અને જેમ જેમ નજીક ગયાં તેમ તેમ માંહેલા કેદીઓનો વિલાપ સ્પષ્ટ સંભળાવા લાગ્યો. કોદાદને તેમનાપર ઘણીજ દયા આવી ગઇ અને તેમનું દુઃખ નિવારણ કરવાને અધીરો થકો એક કુંચી તાળાને લગાડી. પરંતુ તે ઉઘડતાં જે અવાજ થયો તેથી અંદરના ભાગ્યહીનોને એમ લાગ્યું કે રોજના રવૈયા મુજબ **કાળયવન** આપણા પૈકી એકને ભક્ષ કરવાને લેવા સારૂ આવે છે, તેથી બધાજ સામટા મોટેથી આરડવા લાગ્યા. આ વિલાપ જાણે પૃથ્વીના મધ્ય બિંદુમાંથી આવતો હોયની તેવો લાગતો હતો.

એટલામાં રાજપુત્રે દ્વાર ઉઘાડયું. પછી એક ઉભી સીડીએ થઇ નીચે વિશાળ અને ઘણા ઉંડા ભોંયરામાં ઉતર્યો. તેમાં એક નાહ્‌ના જાળીઆમાંથી જરા જરા અજવાળું પડતું હતું, તેથી માલમ પડયું કે સો કરતાં વિશેષ કેદીઓને એક એક ખુંટા સાથે હાથ જકડી બાંધ્યા હતા.

એ લોકોના પ્રત્યે રાજપુત્ર બોલ્યો, "હે હતભાગ્ય વટેમાર્ગુઓ! હે ક્રૂર રાક્ષસના ભોગો! તમો જે ફક્ત ભયંકર મરણુનીજ આશા રાખતા હતા તેમાંથી મુક્ત થયા છો. હવે તમો ઇશ્વરનો ઉપકાર માનો કે તેણે મારે હાથે તમારો છુટકારો કરાવ્યો છે. જે કાળીઓ તમને ખાઇ જનાર હતો તેના મેં કકડા કરી નાખ્યા છે અને તમારી બેડીઓ તોડવા આવ્યો છું. માટે સર્વેજણુ તે જગનિયંતાની પ્રાર્થના કરો કે તે કાળપુરૂષ ભલે યમસદન સિધાવ્યો."

કેદીઓએ ખુશી અને આશ્ચર્યતાના પોકાર કીધા. કોદાદ અને પેલી બાઇ તેમને છોડવા મંડી ગયાં અને જે છુટતું ગયું તે બીજાને છોડવા લાગ્યું. એવી રીતે થોડીવારમાં બધા છુટા થયા.

પછી તે સઘળા પગે પડયા અને કોદાદનો આભાર માન્યો કે સુખરૂપ તેઓ કારાગૃહમાંથી મુક્ત થયા. જ્યારે દીવાનખાનામાં સઘળા આવ્યા ત્યારે રાજપુત્ર જેને શોધતો હતો અને મળવાની આશા છોડી હતી તે રાજપુત્રો-પોતાના બંધુઓ પણુ તેમાં જણુાયા. તેને જોઇ તે ઘણો વિસ્મય ને આનંદ પામ્યો. તે બોલ્યો, "રાજપુત્રો શું હું ભુલતો તો નથી? શું હું જોઉં છું તે તમોજ છો, કે મને દ્દષ્ટિભ્રમ થયો છે? હે બંધુઓ! આહાહા! શું હું મારા મનમાં રાજી થાઉં કે તમારા પિતા જે તમારા વિના આટલા દુ:ખી છે તેને હુંજ પાછો સ્વાધિન કરી શકીશ? પણુ ત્યારે એકાદ કોઇને માટે તેને શોક કરવાનું તો નથી થયું? શું તમો બધાજ અત્રે જીવતા છો કે? હાય, હાય, તમારા માંહેલા એકનું પણુ મૃત્યુ થયું હશે તો તમને સઘળાને છોડાવ્યાની ખુશીને ધોઇ નાંખવા તે બસ છે." તે વેળા ઓગણુપચાશે રાજપુત્રો કોદાદની આગળ આવી ઉભા અને તેણે બધાને એક પછી એક આલિંગન દીધું; અને કહ્યું કે, "તમારા વિના તમારા પિતા બહુ વ્યાકુળ છે!" તેઓએ પણુ બીજા કેદીઓની માફક પોતાને છોડવનારનાં ઘટિત વખાણુ કીધાં અને તેનો આભાર માનવાને કાંઇપણુ બોલી શકયા નહીં એવા દીનાધિન થઇ ગયા હતા. તેઓને લઇને કોદાદ આખો કિલ્લો તપાસી વળ્યો, તેમાં ઘણું દ્રવ્ય તેના જોવામાં આવ્યું. જેમાં વિચિત્ર રેશમી કાપડ-કીનખાબ; ઇરાની શેતરંજી, ચીનાઇ સાટીન અને અણુહદ બીજી માલમતા તે કાળયવને વણજારો વગેરે લુટીને ભેળી કીધી હતી તે ભરેલી હતી. ઘણી વસ્તુ તો જે કેદીઓ કોદાદે છોડવ્યા હતા તેઓનીજ હતી. દરેક માણુસે પોતપોતાની વસ્તુ ઓળખીને જુદી કહાડી. રાજપુત્રે જેની તેને સ્વાધિન કીધી અને



“આતુરતાથી નિહાળીને જોયું.” (પૃ. ૩૨૧.)

બાકી રહી તે પણ તે લોકોને વેહેંચી આપી. પછી તેઓને કહેવા લાગ્યો, "તમારો સામાન શી રીતે લઇ જશો ? આપણે ઉજડ મેદાનમાં છેએ તેથી અહીં ઘોડા મળે તેવું નથી." ત્યારે તે માંહેલા એક કેદીએ કહ્યું, "મહારાજ, એ કાળયવને અમારાં ઉંટ અને માલમીલકત બધુંજ લુટયું હતું, તેથી તેઓ કિલ્લાની અશ્વશાળામાં હશેજ." કોદાદે કહ્યું, "એમ છે તો ચાલો આપણે ઘોડારમાં જઈને તપાસીએ." એ ઉપરથી તેઓ સર્વ અશ્વશાળામાં ગયા. તે અશ્વશાળા ઘણી વિશાળ હતી અને મોહોલના જેવાજ આરસપહાણની બાંધેલી હતી. તેમાં એકલાં ઉંટજ દીઠાં નહીં પણ હારનના રાજપુત્રોના ઘોડા પણ હતા. આ અશ્વશાળામાં કેટલાક સીદિ ગુલામો પણ હતા. તેમણે સઘળા કેદીઓને છોડી મુકેલા જોયા તેપરથી ધાર્યું કે તેમના સ્વામીને મારી નાખેલો છે તેથી બીજા આડ રસ્તા, જે તેમનેજ માલમ હતા તે રસ્તેથી નાહશી ગયા. તેમની પાછળ જવાની કોઈએ જરૂર ધારી નહીં. સઘળા વેપારીઓ, પોતાની માલમતા અને ઉંટો મળ્યાં અને વળી કેદખાનામાંથી મુક્ત થયા તેથી ખુશી ખુશી થઇ ગયા અને સર્વેએ પોતાને મુક્ત કરનારનો ઉપકાર માની પોત પોતાને રસ્તે લાગવાનું દુરસ્ત વિચાર્યું. તેઓએ પોતાનાં ઉંટોપર માલ લાદ્યો અને ચાલી નીકળ્યા અને થોડીવારમાં દૂર નિકળી ગયા.

જ્યારે તેઓ સર્વે ગયા ત્યારે કોદાદે ગોલી પરમરૂપનિધાનને કહ્યું, "બાઇ, તમારે કયાં જવાની ઇચ્છા છે ? જ્યારે કાળયવને તમને પકડયાં ત્યારે તમો ક્યાં જતાં હતાં ? જ્યાં તમારી જવાની ખુશી હશે ત્યાં હું તમને લઈ જઇશ અને મને કંઇજ શક નથી કે આ સઘળા રાજપુત્રો પણ તેમજ કરશે." હારનના રાજપુત્રોના પાટવીએ પ્રતિજ્ઞા કીધી કે, "તમને તમારા સ્વસ્થાનમાં સગાંને સ્વાધીન કીધા વગર અમે કદિપણ જઇશું નહીં."

તે મધુરાક્ષીએ જવાબ દીધો, "રાજપુત્રો, હું જ્યાંથી ઘણા દૂર દેશની રહીશ છું અને એટલે દૂર સુધી તમને મુસાફરી કરાવવી તે કૃતઘ્નતા કહેવાય. મારે કબુલ કરવું પડે છે કે મેં મારો સ્વદેશ સદાને માટે મુકયો છે. મેં તમોને કહ્યું કે હું કેરો નગરના એક ગ્રહસ્થની સ્ત્રી છું; પણ જ્યારે તમે આટલી બધી મેહેરબાની મારાપર કીધી, અને હું આટલી બધી આપની આભારી થઇછું ત્યારે તો–" કોદાદ તરફ ટગટગર જોઇને તે મૃગનયની બોલી, "તમારા આગળ સત્ય છુપાડું તો તે બહુ ખોટું. એ મોટી કૃતઘ્નતા ને નર્કદ્વારનો સરળ માર્ગ છે. વાસ્તવિક પુછો તો હું એક રાજાની પુત્રી

છું. મારા બાપની ગાદી એક બીનદાવાદારે લઇ લીધી છે, ને મારા પિતાને મારી નાખ્યો ત્યારે હું મારો જીવ બચાવવા નાઠી છુટી છું."

કોદાદ અને રાજપુત્રોએ કહ્યું, "બાઇરે, હરકત નહિં હોય તો તમારૂં સર્વ વૃત્તાંત અમને કહો." તેને ખાત્રી કરી આપી કે તમારા કમનસીબથી અમો ઘણા દિલગીર છીએ, અને તમને વધારે સુખી કરવાને અમારાથી જે બનશે તે કરવામાં જરા આંચકો ખાનાર નથી. પછી તેમણે આપેલા વચનને માટે તેમનો ઉપકાર માની તે સુંદરીએ પોતાનું વૃત્તાંત બીજી વારતામાં કહ્યા મુજબ કહી સંભળાવ્યું.

## દર્યાબારની રાજકન્યાની ઉપકથા.

તે રાજકન્યા બોલી:—રાજપુત્રો, અહિંયાથી ઘણે દૂર એક મહા ગંજાવર સાગર છે. તે સાગરમાં એક વિસ્તિર્ણ બેટ જેને દર્યાબાર કહે છે ત્યાંની હું રેહેનાર છું. ઘણા દહાડા સુધી તેપર એક સંપત્તિમાન્, બળવાન, પરાક્રમી, અને સદ્ગુણસંપન્ન મહારાજા રાજ્ય કરતો હતો. તે રાજાને કંઇ સંતાન નહોતું, અને તેના સઘળા સુખમાં માત્ર એટલીજ ખામી હતી. તે રોજ ઇશ્વરની પ્રાર્થના કરતો અને સાંઇબાવાઓને ખેરાત દેતો હતો. બેશક ઇશ્વિરે તેની પ્રાર્થના થોડી ઘણી સાંભળી; કેમકે તેની રાણીને એક પુત્રી થઇ.

તે દુર્દૈવ રાજકન્યા તે હું છું. મારો જન્મ સાંભળી રાજા હરખ પામવાને બદલે જરા દુઃખી દેખાયો; પણ તેણે ઇશ્વરની મરજીને આધીન થઇ મને ઘણી સંભાળથી રાજકેળવણી અપાવી, અને પોતાને કંઇ પુત્ર નોહતો તેથી મનેજ રાજ્ય ચલાવવાની સર્વે કળાઓ શિખવવાનો ઠરાવ કીધો; અને એના મરણ પછી મને ગાદી આપવાનો વિચાર પોતાની રૈયતમાં જણાવ્યો.

એક દિવસ મારા પિતાજી શિકારની સેહેલઘામાં ગયા હતા, તેવામાં તેણે એક રાની ગધેડો દીઠો, એટલે તેની પાછળ શિકારે લાગ્યા. એના સાથી પાછળ પડી ગયા અને પોતે તેને પકડવાની આતુરતામાંને આતુરતામાં એટલા તો આઘા નીકળી ગયા કે રાત પડી ગઇ. તે પછી ઘોડેથી

ઉતરી એક જંગલના રસ્તા આગળ બેઠા; કેમકે પેલો ગધેડો એ જંગલમાં ભરાઇ ગયો હતો. જ્યારે દિવસ આથમ્યો ને સૂર્યનાં પ્રકાશમાન કીર્ણો ઝાંખાં થવા માંડયાં ત્યારે ઝાડીમાં તેણે એક દીવો દીઠો, તેથી એણે ધાર્યું કે નજીકજ કોઇક ગામડું હશે. આથી તે ખુશી થયો, એવી આશાથી કે ત્યાં રાતવાસો કરીશું; અને સાથે આવેલા માણસોને જાણ કરવા કોઇ માણસને પણ મોકલીશું. એવો વિચાર કરી તે ઉઠયો અને પેલા દીવા તરફ ચાલ્યો.

નજીક જતાં તેને માલમ પડયું કે આ તો આપણે ઠગાયા, કેમકે જે અજવાળું દીઠું હતું તે તો એક ઝુંપડામાં સળગાવેલા દેવતાનું હતું. એમ છતાં પણ તે નજીક ગયો અને એક હબસી જેવા રાક્ષસને જોઇ આશ્ચર્ય થયો. તે એક મંચ ઉપર બેઠો હતો. એ રાક્ષસની આગળ એક દારૂનું ધડીયું પડયું હતું અને એક તરત મારેલા બળદનું માંસ તે શેકતો હતો. ઘડીએ ઘડીએ તે દારૂ પીએ અને ઘડીએ ઘડીએ ગોસમાંથી કકડો લઇ ખાઉધરાની માફક ગટ કરે. પણ મારા પિતાનું ધ્યાન તે ઝુંપડામાં એક પરમ રૂપવતી સુંદરી હતી તેના તરફ ઘણું ખેંચાયલું હતું. તે દિલગીરીના દરિઆમાં ડુબેલી જણાતી હતી. તેના હાથ બાંધેલા હતા અને તેના પગ આગળ બે ત્રણ વર્ષનું બાળક, પોતાની માતાને દુઃખમાં દેખી છાતી ફાટ રડતું હતું અને તેની ચીસોથી ખળીઆણુ કરી મુકયું હતું.

આ દયામણો દેખાવ જોઇ મારા પિતાને ઘણી દયા આવી ગઇ; અને પેહેલા તો એમ વિચાર કીધો કે ઝુંપડામાં જઇ રાક્ષસનાપર હુમલો કરૂં; પણ વળી વિચાર કીધો કે એક બીજાના બળનો બહુ મોટો તફાવત છે. એથી તે સંકોચાઇ રહ્યો અને ઠરાવ કીધો કે સામા ધામાંતો ફાવીએ તેવું નથી માટે છળભેદ કરવો. રાજનીતિનો નિયમ છે કે શત્રૂ સિધો ન પડે તો કાવત્રાંથી પાડવો ઠીક છે. એટલામાં પેલા રાક્ષસે દારૂનું ધડીયું ગટ કરી દીધું અને અડધોક બળદ હોઈઆં કરી જઇ પેલી સુંદરીને કહેવા લાગ્યો, "હે મનોહારિણી મોહન મૂર્ત્તિ! શું તું મારૂં કહ્યું નહીંજ માનવાની? આટલી હઠીલી થઇ જબરજસ્તી વાપરવાને શું કરવા જરૂર પાડે છે? સુખી થવું એ તારા પોતાના હાથમાં છે. ફકત એટલુંજ કરવાનું છે કે તું મારે વશ થઇ મારા મનોરથ સિદ્ધ કર અને મારી સાથે નિમકહલાલ પ્રિયાંગના થઇ વર્ત અને હું તારી સાથે વધારે હેતથી ચાલીશ, પછી તને કશી કમી નથી." તે સ્ત્રીએ લાલચોળ નેત્ર કરી

ક્રોધધરી પ્રત્યુત્તર કીધો, "પીટયા વનચર! મુવા કુતરા! રડયા રાક્ષસ, ફૂટ છે તારા જીવતરપર. તારી જીભના કકડા થતા નથી. રોયા હારૂડીઆ! ધિક્ છે તારાં દુષ્ટ કુકર્મપર! મર મુવા મહા પાપી ચંડાળ! આશાજ ન રાખતો કે હવે હું તારે વશ થઇશ. મારો તિરસ્કાર કદીપણુ તારા તરફથી જવાનો નથી, તારે જોઇએ તે કર, જોઇએ તો મસ્તક કાં નથી છેદતો." આની સાથ એટલાં તો મેહેણાં ઓઠાં માર્યાં કે તે રાક્ષસ કોપાયમાન થઇ લાલચોળ બન્યો, ને પછી તે ક્રોધયુક્ત ધાંટે બોલ્યો, "બસ બસ બસ, બહુ થયું, રાંડ દદ્દા! હવે તારો બોરકુટોજ કરવો જોઇયે. મારા હાથનો તિરસ્કાર કરેછે, ત્યારે હવે ગુસ્સાનાં ફળ ચાખ. તું મને ધિક્કારે છે ત્યારે હવે હું પણુ તને ધિક્કારૂં છું. હવે મારો મનોદય મટી ગયો છે. હવે તારૂં મોત આણુવાજ હું રાજી છું." આટલું બોલી તે દુર્દૈવાધિન સ્ત્રીને ચોટલો સાહી એક હાથે ઉંચી કીધી અને બીજે હાથે મ્યાનમાંથી તલવાર ખેંચી. તક્ષણે તે તેનું માથું ઉડાવી દેતો હતો એટલામાં મારા પિતાજીએ એક સચોટ બાણુ માર્યું, તે તે રાક્ષસની છાતીમાં જઇ ચોંટયું. એ દુષ્ટ તુર્ત તરફડીને નીચે પડયો અને પ્રાણુ છોડી યમલોક સિધાવ્યો.

પછી મારા પિતાજી ઝુંપડીમાં ગયા અને પેલી બાઇના હાથ છોડી તેણે પુછયું, "તમો કોણ છો અને અત્રે કેવીરીતે આવી પડયાં છો?" તે બાઇએ જવાબ દીધો, "મહારાજ, અરબ્બી સમુદ્રને કીનારે કેટલાક સેરેસીન લોકો રહેછે, તેનો જે મુખ્ય સરદાર તે મારો પતિ થાય છે. આ રાક્ષસ, જેને તમે માર્યો તે તેનો એક પ્રધાન હતો. એ ચંડાળને મારો મોટો છંદ લાગ્યો, પણ મને કહાડી લઈ જવાનો ઇરાદો હતો તેથી છેવટ સુધી તે છુપાવી રાખ્યો હતો. મહારાજ, તમો જાણોછો કે સજ્જનની ઇચ્છા કરતાં, દુર્જનની ઇચ્છા; શુભ ધારણા કરતાં દુષ્ટ ધારણા, વેહેલી પાર પડેછે, તે મુજબ હું અને મારા છોકરાપર આકસ્માત એક ગલીમાં હુમલો કીધો. તેણે અમો બન્નેને પકડયાં અને પછી નાઠો. મારો પતિ શોધ કરશે એમ એ જાણુતો હતો તેથી પકડાય નહીં માટે સેરેસીન લોકોનું રેહેઠાણુ ત્યાગ કરી હમને આ જંગલમાં લાવ્યો અને અહીં મને ઘણા દહાડા થયા રાખી મુકી છે. મને અત્રે લાવ્યા પછી આ દુ:ખમાં સુખ જેવું કંઇજ નહોતું. પણુ જરાક આશા એજ હતી કે તે નિર્દય છતાં કામાંધ હતો, ને તેથી મુજપર જુલમ કીધો નહી. કામાંધ મનુષ્ય પોતાની ઇચ્છાને અનુસાર વર્તાવવા માટે નિર્દય થાયછે ખરો, પણ પ્રેમવશ પડેલો એટલે તેટલો પરાધિન-

ને પરાધિન મનુષ્યથી કદી પણ સ્વેચ્છાથી વર્તાયજ નહિં. અહિયાં લાવી તેણે મને ઘણી ફુસલાવી, દારો દીધો, પરંતુ મેં મારી હઠ નહી છોડી. તેને વશ થવા માટે મને હજારો વેળા અત્યંત ભયભીત કરનાર દારૂણ ભય આપ્યો હતો. છતાં હું સદાજ તેનો તિરસ્કાર કરતી હતી, ત્યારે તે રાગે ભરાઇ મારો ને મારા બાળકનો વધ કરશે એવી બીતિ દેતો હતો પણ તેમાંથી ઇશ્વરે બચાવી છે."

સેરેસીનના મહારાજાની સ્ત્રીએ કહ્યું, "મહારાજ, આ મારા દુઃખનો ખરેખરો હેવાલ છે. અને હું જરા પણ શક રાખતી નથી, કે તમો દીનના નાથ થઇ મને બચાવશો—તમો મારાપર જરૂર દયા લાવશો; અને આટલી ઉદારતાથી મને છોડવી તેને માટે પસ્તાવો કદી કરશો નહીં એવી મને પૂર્ણ આશા છે." મારા પિતાએ જવાબ દીધો "બાઇ, ખાતરી રાખજો કે તમારા દુઃખથી મને ઘણીજ દયા આવે છે અને તમને પાછાં સુખી કરવાને મારાથી જે બનશે તે કરવાને કદી ચુકીશ નહીં. કાલે સૂર્યોદય થતાંજ આપણે જંગલ છોડી જઇશું, અને દર્યાબારને સરીયામ રસ્તે પડવાની તદબીર કરશું કે જે શેહેરનો હું મહારાજા છું. અને જો તમને ઠીક લાગે તો તમારા પતિ તમને શોધતા આવે ત્યાં સુધી મારા દરબારમાંજ રહેજો."

સેરેસીનના રાજાની રાણીએ એ વાત માન્ય રાખી અને બીજે દિવસે મારા પિતાની જોડે થઇ. બંનો જંગલ વટાવી તે મેદાનમાં આવ્યાં કે તેમને પોતાની સાથેના માણસો જંગલની સરહદ આગળ મળી ગયા. તેઓએ મહારાજાને માટે આખી રાત શોધ કર્યા કીધી અને એકાએક અલોપ થઈ ગયા હતા માટે ચિંતા કર્યા કીધી હતી. જ્યારે તેમણે મહારાજાને જોયા ત્યારે તેઓ ઘણા હર્ષાનંદને પામ્યા, પણ સાથે અનુપમ સુંદરીને દીઠી ત્યારે વિશેષ આશ્ચર્ય ઉપજ્યું. મારા પિતાએ તે તેમને કેવી રીતે પ્રાપ્ત થઇ હતી તે કહી સંભળાવ્યું અને તે ઝુંપડા પાસે જવામાં કેટલી ભારે આફતમાં મહારાજ પડયા હતા તે પણ જણાવ્યું. જો રાક્ષસે મારા પિતાને દીઠા હોત તો જરૂર એમનો જીવ જતે. તુરતજ એક સેવકે તે સેરેસીન લોકોની રાણીને પોતાની પાછળ ઘોડાપર બેસાડી દીધી અને બીજાએ તેના બાળકને લઇ લીધું; ને તેઓ રાજધાનીમાં આવ્યાં.

આવી રીતે તેઓ મારા પિતાના રાજવાડાના મોહોલમાં આવ્યાં.

પછી તુરંત પેલી સેરેસીન સુંદરીને એક મકાનમાં મારા પિતાજીએ જુદોજ ઉતારો આપ્યો; તેમ તેના પુત્રને જતનથી વિદ્યાભ્યાસ કરાવા માંડયો. રાજાની ભલમનસાઇ તે બાઇના ધ્યાનમાં નહોતી તેમ ન્હોતું, તેથી જેટલો ઉપકાર ઘટે તેટલો માનતી હતી. પેહેલાં તો તે ઘણી બેચેન અને અધીરી દિસતી હતી કે મારો પતિ મારે માટે કંઇજ તલાસ કેમ કરતો નથી; પણ ધીરે ધીરે તે અસ્થિરતા મટી ગઇ. મારા પિતાએ તેને જે માન મરતબો આપ્યો તેથી તેની ફિકર દૂર થઇ; ને તેથી પોતાનું પતિ વિરહનું દુઃખ કમી થતું ગયું–અને મારૂં મત તો એવું છે કે તે પોતાના સગાઓથી છુટી પડી તે કરતાં તેમના ભેળી થઇ ત્યારે તે પોતાના ભાગ્યને ઉલટો દોષ દેતી હશે! સારાંશ પોતાના ઘર કરતાં તે દર્યાબારમાં દશગણું સુખ ભોગવતી હતી.

એમ વખત વિતતાં તે બાઇનો પુત્ર મોટો થયો. તે ઘણો સુંદર અને ચતુર હતો. તેની શક્તિમાં પણ કંઈ ખામી નહોતી. તેથી મારા પિતા એને જોઇ ઘણા રાજી થતા અને એનાપર બહુ ચાહના રાખતા હતા. તેના વગર ઘડી પણ મારા પિતાને ચેહેન પડે નહી. સઘળા દરબારીઓએ આ જોઇને ધારણા બાંધી કે એ તરૂણ પુરૂષ આખરે મારો (દર્યાબારની રાજકન્યાનો) ધણી થશે, ને ઘર જમાઈ થશે. આવા વિચારથી અને હવે પછી થનાર રાજગાદીના વારસ તરીકે ગણી તેઓ તેને ત્યાં જવા લાગ્યા અને દરેક જણ તેની પ્રીતિ સંપાદન કરવાનો પુરતો પ્રયત્ન કરવા લાગ્યું. તેઓના વિચાર તે તુરત સમજી ગયો અને તેથી ઘણો ગર્વિષ્ટ થઇ ગયો. અને અમારી ને તેની સ્થિતિ વચ્ચે જે મોટો તફાવત હતો તે ભુલી જઇ પોતે પોતાના મનમાં મકલાવા લાગ્યો કે રાજા બીજા સર્વ પૃથ્વીના રાજા કરતાં મનેજ પ્રસન્ન કરશે. એટલુંજ બસ ન્હોતું, પણ એટલે સુધી વાત આગળ ચાલી કે એની મરજી પ્રમાણે રાજાએ મને તેને આપવાનું કહ્યું નહીં ત્યારે કૃતઘ્ન થઇ એટલે સુધી હિંમત કીધી કે તેણે પોતે મારી માંગણી મારા પિતા સમક્ષ નિર્લજ થઇને કીધી. એના ઉદ્ધતપણા માટે ગમે તેવી શિક્ષાને એ પાત્ર હતો, તોપણ મારા પિતાએ તેને ફક્ત એટલોજ જવાબ દીધો કે, "મારી પુત્રીના સંબંધમાં મેં બીજોજ વિચાર કીધો છે." એથી વિશેષ કંઇપણ પોતાનો રાગ જણાવ્યો નહીં. આ નકાર સાંભળી એ જુવાનીઆનું માથું ફાટયું અને મહારાજાએ પોતાની રાજકન્યા સાથે પાણીગ્રહણ કરવા નાપાડી તેથી તિલપાપડ થયો

ને જાણે કોઈ સાધારણ ઘરની કુમારિકાને માંગી હોય યા તેના સમોવડિયા રાજાની રાજકન્યા માંગી હોય ને નાપાડી હોય તેમ અપમાન લગાડી ફુણાયો.

આટલુંજ કરી તે ઠર્યો નહીં; પણ રાજા ઉપર વેર લેવાનો ઠરાવ કીધો; અને મારા પિતાજીએ તેનું પાલણ પોષણ કીધું તેની યોગ્ય બક્ષીસ આપવા તત્પર થયો! એ દુષ્ટ કૃતઘ્ન મનુષ્યે બંડ મચાવ્યું. મારા પિતાને મારી નાંખી પોતે દર્યાબારનો મહારાજા કહેવડાવવા લાગ્યો. મહારાજ! આ સર્વ સમાચાર મેં જાણ્યા ત્યારે મેં પુષ્કળ આક્રોશ કીધો ને આખો મેહેલ ગજાવી મુકયો. મારો વહાલો પિતા, સદોદિત મારા લાલન પાલનમાં ઉત્કંઠીત તેના મૃત્યુ સમાચાર જાણતાં મારૂં કાળજું વિંધાઇ ગયું. પણ આમ મારૂં રૂદન શમન થયું નથી તેટલામાંતો મારા પુજ્ય પિતાને મારી તે પાપી પેહેલો તો મારાજ ઓરડામાં બંડખોરોને લઇ આવ્યો. તેની ઇચ્છા એ હતી કે કાં તો મારી સાથે પરણવું ને જો ના કહું તો મારો જીવ લેવો. રાજ્યમાં આટલો બધો ફેરફાર થયા છતાં પણ મુખ્ય વજીર પોતાના સ્વામી તરફ હંમેશ પ્રમાણિક ને રાજભક્ત હતો તેવોજ રહ્યો. તેથી જ્યારે આ પ્રમાણે બલાત્કારે તે દુષ્ટ તરૂણ મારા પિતાનું ખુન કરતો હતો તેવામાં મને મેહેલમાંથી લઇ તે નાઠો અને એક સ્નેહીના ઘરમાં છુપાડી. તાત્કાળ એક વહાણુ તૈયાર કરાવી મને બીજા દૂરના દેશમાં ઉતારવાને તેડી ગયો. એક દાસી અને મારા પિતાના એકનિષ્ટ વજીર સાથે મેં તે બેટ છોડયો; કેમકે આવા જુલમગાર દુષ્ટને શરણુ થવા કરતાં પોતાના સ્વામિ, જેનું અન્ન તેના ઉદરમાં હતું તેની પુત્રીની સાથે રહેવું વજીરને વધારે દુરસ્ત લાગ્યું.

મુખ્ય વજીરે મને પાડોશના રાજાના દરબારમાં લઇ જઇ તેમની મદદ મેળવી મારા પિતાનો વધ કરનાર કૃતઘ્ન દુષ્ટનાપર વેર લેવાનો ઠરાવ કીધો હતો. પણ તે બાપડે સદ્ધર્મે વર્ત્તિ આવા વાજબી વિચાર કીધા તેની પણ આડે ઇશ્વર આવ્યો. થોડા દહાડા સમુદ્રમાં મુસાફરી કીધા બાદ એવું ભારે તોફાન થયું કે ખલાસીઓએ પોતાની સઘળી ચતુરાઈ વાપરયા છતાં પવન અને મોજામાં હમારૂં વહાણુ તણાતું ચાલ્યું, અને ક્ષણમાં એક ખડક સાથે અફળાઇ તેના ફુરચેફુરચા ઉડી ગયા. હવે હમારૂં વહાણુ ભાગ્યું તેનું વર્ણન વધારે વિસ્તારથી કરતી નથી: ફકત એટલુંજ જણાવું છું કે મારી દાસી અને મુખ્ય વજીર તે બાપડાંએ જાણે કોઇ સંત જળશાયી થાય તેમ સાગરને તળિયે પોતાની સમાધિ કીધી. મારી હાલત ધાસ્તીની મારી હું બ-

રાબર તપાસી શકી નહીં. હું તો બેભાન થઇ ગઇ અને કોણ જાણે ભાગેલા વહાણના કકડા સાથે ધસડાઇ કિનારે પોહોચી કે પછી બીજાં વિશેષ સંકટો ભોગવવા મને કંઇ ઇશ્વરી ચમત્કારેજ કિનારાપર લાવી નાંખી તે હું કંઈ કહી શકતી નથી; તથાપિ જ્યારે ભાન આવ્યું ત્યારે કીનારાપર બેભાન હાલતમાં હું પડેલી હતી. મનુષ્યપર સંકટ આવી પડે છે એટલે તે ચિત્તભ્રમ થઈ જાય છે. તેથી કર્તુંમ્ અકર્તુંમ્ સર્વે આપણે ક્ષણમાં વિસરી જઇએ છીએ. દુર્દૈવે જેપર કોપ કીધો હોય છે તે માટે દૈવને દોષીત કરીએ છીયે, ને અહોકાળ આપણે સંતપ્ત થઇએ છીએ. પરમ કૃપાળુ પરમાત્માએ મજ રંકપર દયા કરીને આવો અસાધારણ ઉપકાર કીધો તેને માટે ઇશ્વરની સ્તુતિ કરી તેના પ્રત્યે પ્રેમ દર્શાવવાને બદલે ઉલટી મને જીવતી રાખી તેને માટે તેને ઠપકો દેવામંડી. મારા મનમાંનો ઉદ્વેગ વધવા માંડયો ને ચિત્તવૃત્તિ એવી ઉદાસિનતાને પામી કે કોઇપણ રીતે સમુદ્રના તળિયામાં પાછી જઇને ડુબી મરવાનો નિશ્ચય કીધો; ને તેથી મેં ઇશ્વર પ્રત્યે વિના પ્રયોજને અભાવ બતાવ્યો. હું બોલી કે, "હે ઇશ્વરા ! તેં મજ દુઃખિણીને શીદ બચાવી. હે દિનાનાથ! મને સમુદ્રમાંજ સમાધ કરવા દેવી હતી ને!" અહો સચરાચર વ્યાપક પરમાત્મા! મેં શું એવાં અધમ પાપ કીધાં છે કે હજી મને દુઃખમાં ડુબાડવા માંગે છે? તું નોધારાનો આધાર કેહેવાય છે, અનાથનો નાથ કેહેવાય છે, તો મને કેમ તારા બિરદનું સાર્થક કરી બચાવતો નથી? હું પાપિણી, દુઃખિણીનું રક્ષણ કરો, રક્ષણ કરો." મારા મનથી જળવાસ કરેલા વજીર અને દાસીને માટે શોક કરવાને બદલે હું તેમને પૂર્ણ ભાગ્યશાળી ગણવા લાગી; અને દુઃખની ભયંકર કલ્પના મારા હૃદયમાં સ્ફુરી ઉઠતાં ઉઠતાં મારા મનમાં દૃઢ ભાવ થયો કે હવે પાછી સાગર તળીયે ઝીપલાવું. હું તેમ કરતી હતી એટલામાં મારી પાછળથી ઘણાક માણસો અને ઘોડાની ખરીના અવાજ સંભળાયા. મેં ફરીને જોયું કે એ શું છે. હું દુઃખિણી તો હતીજ ને તેમાં વળી આ નવી વિપત્તિ આવી કે શું, એવા મનોદયથી થરથર કંપતી ધર્ણિપર ઢળી ને તેટલામાં મેં ઈશ્વર પાસે માંગ્યું કે, "હે કૃપાધના, આ રાંકડી દાસીને શા માટે હવે વિપત્તિ સાગરમાં ડુબાડી દે છે? તારા કોપને પાત્ર થઈ છે તો તું તેને તારે શરણે રાખ. હવે આ દુનિયામાં જીવાડીને શું લાભ છે, અને મને દુઃખ ખમવાનો જન્મથીજ અભ્યાસ નથી, તે કેમ હવે ખમાશે?" પાછી સાવધ થઇને બાજુએ જોતાં મને દૃષ્ટિગોચર થયું કે કેટલાક શસ્ત્ર સજેલા ઘોડેસ્વાર

મારી તરફ આવતા હતા, અને તે સર્વ વચે એક કાંતિમાન્ પુરૂષ અરબ્બી ઘોડાપર સ્વાર થયેલો હતો. તેનો પોશાક ભરજરીનો કારચુબનો ભરેલો હતો અને હીરા જડીત કમરબંધ તસતસતો બાંધ્યો હતો. મસ્તકપર સોનાનો રાજમુગટ હતો. એના પોશાક, ઠાઠમાઠ ને ડોળદમામપરથી મારી ખાતરી થઇ કે તે એ ટોળીનો સરદાર છે; તોપણ તેનો તેવો ઠાઠમાઠ નહિ હોત ને આટલા સ્વારો પણ સાથે નહિ હોત, તોપણ તેની મુખમુદ્રાપર જે લખલખાટ ને તેજપ્રકાશ છવાઈ રહ્યો હતો તેપરથી હું માની લેત કે તે કોઇ મોટો મહાત્મા છે, ને રાજતેજ પુરૂષ છે. તે પુરૂષ તરૂણાવસ્થાને પામેલો અતિઘણો લાવણ્યયુક્ત અને સૌંદર્યથી પ્રકાશતો હતોઃ જેથી તેને મદનરાજની ઉપમા યોગ્ય થઈ પડે. તે નવયૌવાન પુરૂષ તે દેશનો રાજા હતો. હું તરૂણ અને સુંદર નવયૌવનાને આમ અરણ્યમાં એકલી જોઇ તે આશ્ચર્ય પામ્યો; અને તેના થોડાક માણસોને મોકલી તજવીજ કરાવી કે હું કોણ છું. મેં તો જવાબ દેવાને બદલે પુષ્કળ રૂદન કરવા માંડયું. કિનારા નજીક વહાણના કકડા પડયા હતા તે નિહાળી તેપરથી તેમણે અનુમાન કીધું કે આ બાઈ કોઇ વહાણના નાશ થવાથી ડુબતી બચી છે ને મરતી ઉગરી છે. હું કોઈ રીતે વહાણ ભાંગવાથી એકાદું લાકડું હાથ આવવાથી તેને વળગીને જીવ બચાવી શકી છું. આવી ધારણા બાંધી અને મારી દુઃખદ દયામણી હાલત નિહાળી રાજાની તથા તેના કામદારોની જિજ્ઞાસા મારૂં વૃત્તાંત જાણવાને ઉશ્કેરાઇ. પછી મને એક કામદારે કહ્યું, "નિરાધાર બાઇ, તું તારા મનમાં કંઈ અંદેશો લાવતી નહિ, તારી જે કંઇ હકીકત હોય તે અમને જણાવ, અમારા મહારાજા સાહેબ ઘણા કૃપાળુ, સજ્જન છે, જેઓ તારાં દુઃખ સંકટો કાપશે, ને આશ્રય આપશે." આમ કહી સર્વે મને હજારો સવાલ કરવા લાગ્યા અને ખાત્રી આપવા લાગ્યા કે રાજાજી ઘણા ઉદાર, સદ્ગુણસંપન્ન ને મહાત્મા છે અને તમને અમારા દરબારગઢમાં સર્વ પ્રકારનો આશ્રય મળશે.

હું કોણ હતી તે જાણવાને તે રાજાજી એટલા બધા અધીરા થઇ ગયા હતા કે પોતાના કામદાર પાછા ફરે તેની વાટ જોઇ શકયા નહીં; અને તે સ્વતઃ મારી પાસે આવ્યા. મારી તરફ દયાર્દ્રદૃષ્ટિ કરી ઘણી આતુરતાથી નિહાળીને જોયા કીધું, અને હું તેમને જવાબ આપી શકતી નથી અને પુષ્કળ રડયા કરૂં છું અને કલેશ કર્યા કરૂં છું તે જોઇ તે લોકોને વાર્યા કે હવે એને પુનઃ પુનઃ પ્રશ્નો પુછીને હાલમાં નકામા ન સંતાપો;

અને પછી તે પોતે કહેવા લાગ્યા, "અહો બાઈ, હું વિનતિ કરૂં છું કે તમો આટલો બધો સંતાપ ન કરો, ને તમો જરા શાંત થાઓ. અગરજો દુર્દૈવે કરીને તમને આ સંકટાવસ્થા પ્રાપ્ત થઇ છે અને ઇશ્વરે આ દુઃખ તમારાપર પાડવું સરજ્યું છે તો તમારે નાસીપાસ થવું ઘટતું નથી. તમો વધારે હિંમત પકડો; કેમકે નશીબ, જેણે અત્યાર સુધી તમારાપર કેહેર વર્તાવ્યો છે તે ફરતું છે તેથી તે તરત ફેરવાઇ જશે. તમે વધારેને વધારે આક્રોશ કરશો તેથી શો લાભ થવાનો છે? જરાક વિવેક પકડો, ધીર ધરો, શાંત થાઓ. દુઃખ પછી સુખ પ્રાપ્ત થાય એ સાધારણ જગનિયમ છે, તેમ હવે તમારી સ્થિતિ બદલાઇ છે. તમે સુખમાં આવી પડયાં સમજો. હું ખાત્રી કરવાને પૂર હિંમત ધરૂં છું કે જો તમારો નશીબો કંઈ સ્વાસ્થ્યપણું ગ્રહણ કરી શકશે તો તે જરૂર મારા રાજ્યમાં મળશે. મારો રાજમહેલ હું તમારી સેવામાં અર્પણ કરૂં છું. મારી માતા પાસે તમો રહેજો અને તે તમારી દિલગીરી શાંત પાડશે. તે તમને કદીપણ ઉણું પડવા દેશે નહિ. હજી હું જાણતો નથી કે તમો કોણ છો, પણ મને લાગે છે કે તમને સુખી કરવાને હરેક પ્રકારે સહાય થવાપર મારૂં દીલ લાગી રહ્યું છે; ને તેથી મેં તેનો નિશ્ચય કીધો છે."

મેં એ તરૂણ રાજાનો તેના દયાળુપણા તથા વિવેકીપણા માટે બહુ બહુ ઉપકાર માન્યો, અને જે સુશીલ વિવેકવાળી માંગણી કીધી તે મેં માન્ય રાખી. મારી સ્થિતિ તેને નિવેદન કરી ખાત્રી કરી આપી કે દયા ને આશ્રયની માંગણીને પાત્ર હું છું. મેં પેલા દુષ્ટ તરૂણ સેરેસીનની કૃતઘ્નતા ને ઉધ્ધતપણાનો હેવાલ એવી દયાર્દ્રવ રીતિએ વર્ણવ્યો કે તેઓ સર્વને એમ લાગ્યું કે મારા દુઃખનો હેવાલ બહુ કરૂણાજનક છે. તેઓએજ 'બસ બસ' કહ્યું; કેમકે રાજા અને તેના કામદારો જેણે મારી વાત સાંભળી તે બધાને મારાપર ઘણી દયા ઉત્પન્ન થઇહતી. હું જ્યારે મારે કહેવાનું સઘળું કહી રહી ત્યારે રાજા પુનઃ મારી ખાત્રી કરવા લાગ્યો કે, "તમારી આ દુઃખકારક સ્થિતિથી મને અતિશય ચિંતા થાય છે, ને એ વૃત્તાંતથી મારૂં કાળજું કપાઇ જાય છે." પછી તે મને પોતાના રાજમહેલમાં તેડી ગયો અને ત્યાં જતાંજ પોતાની માતા સમીપ લઈ જઇને મને સોંપી, અને તેના આગળ મારે વળી ફરીથી મારા નષ્ટ નસિબનું સર્વ વૃત્તાંત કહેવું પડયું, અને તે કેહેતાં કેહેતાં પાછાં મારે આંસુ ઢાળવાં પડયાં. રાણીને મારા દુર્ભાગ્યને લીધે ઘણું લાગ્યું હોય એમ જણાયું અને તે

મારાપર બહુ હેત રાખવા લાગી. તેણીએ ઘણા પ્રકારે મારા મનોદયનું સાંત્વન કીધું; ને પોતાના પુત્ર કરતાં મારાપર વધુ મમતા રાખવા લાગી. બીજી તરફથી એનો પુત્ર જે રાજા, તેની મારાપર અત્યંત પ્રીતિ બેઠી. તેણે મને પરણી પોતાની પટ્ટરાણી કરવાની ઇચ્છા દર્શાવી. પેહેલ પ્રથમ મારી પાસે તેણે નમ્રતાથી માંગણી કીધી. મારાપર તેણે નૂતન નૂતન પ્રકારનો પ્રેમ દર્શાવ્યો, ને મને એટલી તો સંતોષીત કીધી કે તેની પ્રીતિ કુદરતી છે એમ મને ભાસ્યું. તથાપિ હું મારા દુઃખોમાં એટલી ગર્ક થઇ ગઇ હતી કે તે રાજકુંવર ઘણો ફાંકડો ને ફુટડો હતો, તેટલું છતાં મારા મનપર કોઈ બીજી વખતે અસર થઇ હોત તેવી આ સમયે થઇ નહિ. પ્રથમ મેં તે બાબત કંઇપણ મનપર લીધું નહિ; તે છતાં પણ મારાપર થયલા ઉપકારનું સ્મરણ કરી મેં તેને સુખી કરવા ના પાડી નહીં. એ પછી ઘણીજ ધામધુમથી અમારો વિવાહનો પ્રસંગ ચાલુ થયો.

જ્યારે સઘળા લોકો પોતાના રાજાના વિવાહોત્સવના આનંદમાં ગુલતાન થઇ રહ્યા હતા તેવામાં પડોશનો એક રાજા, જે મારા તે પતિનો શત્રૂ હતો તેણે ચીડવાઈ તે ટાપુપર મોટું સૈન્ય લઇ ચઢાઇ કીધી. તે બળવાન શત્રૂ ઝાન્જીબારનો રાજા હતો. તેણે એકાએક છાપો મારી તે રાજા–મારા પ્રાણપતિની રૈયતના તથા તેના સરદારોના કકડે કકડા કરી નાંખ્યા, અને અમને બન્નેને પણ પકડી લેત તેવો રંગ આવ્યો હતો, પણ ઘણીજ બારીકથી ઈશ્વરકૃપાએ અમો બચી ગયાં. તે પોતાના કેટલાક માણસોને લઈને મેહેલમાં પણ પ્રવેશ કરી ચુકયો હતો, પણ સુદૈવે કરીને છટકી જવાનો ઉપાય હમને હાથ આવ્યો અને સમુદ્ર કિનારા તરફ નાશી ગયાં. ત્યાં એક માછીનો મછવો સુદૈવે તુરત હાથ આવ્યો, તેમાં બેશી બીજે દેશ જવા ઉપડી ગયાં. બે દિવસ પર્યંત પવનને સુમારે મછવો તણાયા કીધો અને હમને ચિંતા પણ થવા લાગી કે અમારૂં શું થશે. ત્રિજે દિવસે એક વહાણ સઢ ચઢાવેલું હમારી તરફ સડસડાટ ધસી આવતું જોયું. અમે અનુમાન કરી લીધું કે એ વહાણ કોઇ વેપારીનું હશે, ને તે અમોને સારી રીતે મદદ કરશે; અને સુખરૂપ કોઈ સ્થળે મુકી દેશે. વળી અમે રાજા છીએ તે જાણતાં અમારી યોગ્ય બરદાસ કરવામાં પણ તે પાછળ પડશે નહિ. આ વિચારથી પેહેલાં અમે ઘણાં ખુશી થયાં. પણ આશા એ ભયંકર વસ્તુ છે, તે દગો દેતાં ચુકતી નથી. જ્યારે તે વહાણ નજીક આવ્યું ત્યારે અમારી દૃષ્ટિએ પડયું કે દશ બાર ચાંચિયા હથિયારબંધ સજ થઇ તુતકપર ઉભા છે. એ જોઇ અમને

પુષ્કળ ગભરાટ થયો. અમે ઘણાં ભયભીત થઇ ગયાં. તે નૌકા નજીક આવતાં તુરતજ તે માંહેલા પાંચ છ ચાંચિયા ચોર હમારા મછવામાં કુદી પડ્યા અને અમને પકડ્યાં. મારા પતિ-રાજાને મુશ્કાટાટ કરી દીધો, અને અમને પોતાના વહાણમાં ઘસડી લઈ ગયા. ત્યાં તેઓએ તુરત મારો બુરખો કહાડી નાંખ્યો. મારી તરૂણાવસ્થા અને અપ્રતિમ લાવણ્ય નિહાળી તેઓ વિસ્મય થયા. મને જોઇને તે સઘળાજ મોહીત થઇ ગયા. પછી પ્રત્યેક જન માહોમાંહે લડવા લાગ્યા કે એ સ્ત્રીપર મારો હક છે. દૈવ અજમાવવાને બદલે બધાજ પોત પોતાને માટે દાવો કરવા લાગ્યા. પરસ્પર વાત વધી પડી અને મારા મારી ચાલી અને મદ્યમસ્તની માફક તેઓની શુધ સાન ઠેકાણે ન રહી. તુતકપર થોડીવારમાં એક પછી એક જીવ વગરનાં મુડદાંઓ પડવા લાગ્યાં. તરવારના ખણખણાટથી લોહીની નદી વેહેવા લાગી ને સમુદ્રજ રણમય થઇ ગયો હોય તેમ સર્વ સ્થળે લોહી-લોહાણ થઈ રહ્યું. એક ચાંચિયા શિવાય બધાજ માર્યા ગયા. પછી પેલો બચી ગયલો ચોરટો મારી પાસે આવી કહેવા લાગ્યો, 'બાઇસાહેબ, તમો હવે મારાં છો. તમને કેરો લઈ જઇ મારા એક મિત્રને મેં પ્રતિજ્ઞા કીધી છે કે એક ઉત્તમ પ્રકારની નાટિકા આણી આપીશ તે મુજબ હું તમોને તેને સ્વાધિન કરીશ. તે તમને સદોદિત આનંદમાં રાખશે." પછી મારા પતિ-પેલા રાજા તરફ જોઈ પુછવા લાગ્યો, "આ મનુષ્ય કોણ છે? એ તમારા શું ધણી બણી થાય છે કે?" મેં જવાબ દીધો, "અલ્યા ભાઇ, એ મારો પ્રાણેશ છે." "જ્યારે એમ છે ત્યારે તો," તે ચાંચિયો બોલ્યો, "એની પીડા તો મારે ઝટપટ પતાવી દેવી જોઇએ; કેમકે તમને મારા મિત્રના સ્વાધિનમાં ગયલાં જોઇ એને ઘણોજ ક્લેશ ઉત્પન્ન થશે. એના એક ઘાથી બે ટુકડા કરતાં વિલંબ શો? એટલે પછી એને દેખવું પણ નહિ ને દાઝવું પણ નહિ." આટલું બોલી તેણે તે દુઃખિયારા રાજાને જેવો બાંધેલો હતો તેવોને તેવો ઉપાડી, મેં ઘણાએ કાલાવાલા કીધા, પુષ્કળ કલ્પાંત કીધું, આક્રોશ કીધો, તેટલું છતાં પણ સમુદ્રમાં નાંખી દીધો.

આ નિર્દયપણાનું અમાનુષી દુષ્ટ કૃત્ય જોઇ મને શું થયું હશે તેનો મહારાજ તમેજ ખ્યાલ કરો; મારાથી તેનું વર્ણન થાય તેમ નથી. તુરત મેં કારમી ચીસ પાડી અને લાગલીજ સમુદ્રમાં ઝંપાપાત કરવા દોડી, પણ તે ચાંચિયાએ મને જોરથી પકડી રાખી અટકાવી. તેણે મારો મનોદય જાણ્યો એટલે મને ડોલ સાથે દોરડું લઈ બાંધી રાખી, કે ફરીથી તેમ કરવા પ્રયત્ન ન કરૂં.

પછી સઢ ચઢાવી જમીન તરફ વહાણુ હંકાર્યું અને થોડે સમયે કીનારે આવ્યાં. કીનારાપર પગ મુકતાંજ તેણે મને છુટી કીધી અને એક પાસેના નગર તરફ તેડી ગયો. ત્યાંથી તેણે તંબુ, ઉંટ, અને ગુલામો વેચાતા લીધા અને ફેરા તરફ કુચ શરૂ કીધી. તે હજી પણ મને એમજ કહેતો હતો કે મારા એક મિત્રને હું તમને ભેટ આપનાર છું. મારા દુઃખનો પારાવાર નહોતો ને હું મારો મનોદય, મનમાં થતો ગોટાળો, ચિત્તભ્રમતા જેમતેમ કરીને મુશ્કેલીથી શમાવી શકતી હતી. પ્રવાસ ઘણો કંટાળો આપનાર અને મનને ત્રાસ આપનાર હતો. વચેવચે હું તે નિર્દય ચાંચિયાની પ્રાર્થના કરતી હતી કે "ભાઈરે, તું મને તે દુષ્ટને સોંપીશ નહીં. મને જોઇએ તો જીવથી છોડવ, પણ તે અધમ કૃત્ય મા કરીશ." પણ તે હૃદયવિનાનો હોવાથી મારી કોઈ વિનતિ કાને ધરી નહિં. અંતે ઘણા દહાડા વિત્યા બાદ કેટલાક દિવસ એમ પ્રવાસ કરતાં વહી ગયા. ગઇ કાલેજ આ અરણ્ય ઓળંગી જતાં હતાં તેવામાં આ કિલ્લામાં રહેનાર **કાળયવન** અમોને દ્રષ્ટિગોચર થયો. દૂરથી તો તે એક મિનારો હોય એવું હમને લાગ્યું, પણ નજીક આવ્યાં ત્યારે તો તે રાક્ષસ હોય એવું અમે માની પણ શક્યાં નહીં. અમારી નજીક તે આવ્યા પછી તેણે પોતાની અમાનુષી તલવાર ખેંચી અને પેલા ચાંચિયાને કહ્યું કે, "એ રાંડના ગમાર, મારે શરણે થા, અને તારા સઘળા ગુલામો અને જે સ્રીને તું લઈ જાય છે તે મારે સ્વાધિન કરીદે, નહિં તો તારા ટુકડેટુકડા કરી નાંખીશ." પરંતુ તે ચાંચિયો હિમ્મતવાળો હતો ને ઘડાયલો હતો. પ્રથમ તેણે પોતાના ગુલામોની મદદ પુછી. તેઓએ કહ્યું કે, "ડરોના, અમે મદદમાં છિયે, મરતાં સુધી લડીશું. પછી તે સામો થયો અને **કાળયવન**પર હુમલો કીધો. ઉભય પક્ષનું યુદ્ધ કેટલીકવાર સુધી ચાલ્યું પણ આખરે ચાંચિયો ચોર તે **કાળયવન** શત્રૂની પ્રાણઘાતક તલવારના ઘાથી યમસદન સિધાવ્યો. એ જોઇને તે ચાંચિયાના સાથી ગુલામો તે **કાળયવન**પર એકે સામટા કોપ કરીને ધડધડાટ તુટી પડયા, ને મારામાર કરી મુકી. પણ તે **કાળયવન**ના શસ્રથી સર્વે ક્ષણવારમાં કપાઇ મુઆ, કેમકે તેઓએ શરણ થવા કરતાં મરણ પામવું વધારે પ્રસન્ન કીધું હતું. એ સંહારમાંથી માત્ર હુંજ જીવતી રહી, એટલે પછીથી તે **કાળયવન** મને અહીં લાવ્યો અને પેલા ચાંચિયાના પ્રેતને પણ ઉઠાવી લાવ્યો. રાત્રિના તે પ્રેતને શેકીને વાળુમાં ભક્ષ કરી ગયો. હું તો સદાકાળ આક્રંદ કરતીજ રહી. તેણે જ્યારે જોયું કે હજી હું રડતી છાની રહેતી નથી, ત્યારે તે બોલ્યો, "હે તરૂણ નાટિકા, મનોરમે, શાંત થા. અયે લાડકડી!

રડયા શું કરેછે, મારાપર પ્રીતિ કર. કાળનો વિચાર કરીને આજે શરણુ થા. હવે તું નિરાધારછે, ને મારે શરણે છે, માટે કેમ વર્તવું એ તારે વિચારવા જોગછે. આ અરણ્યનો હું સિંહરાજ છું, મારી સાથે રેહેવાથી તું સુખી થશે ને મારી મનકામના પૂર્ણ કરવાથી તું એક સિંહણ જેવી થઇ પડીશ. પડયા તો કે દંડવત્ વળ્યા તેમ ગણી મારૂં કહ્યું માન. કાલ સુધી વિચાર કરવાને તને મેહેતલ આપુંછું. શાંત થઇને જવાબ દેજે. મારા જેવો મહાપરાક્રમી વીરલો મળ્યો માટે ભાગ્યોદય માની આનંદે કલોલ કર."

આટલું કહી તે મને એક ઓરડામાં તેડી ગયો અને કિલ્લાનાં સઘળાં બારણાં બંધ કરી તાળું મારી પોતાના ઓરડામાં પેઠો. તે બારણાં એણે પાછાં આજે સવારે ઉઘાડયાં અને દૂર જગાપર કેટલાક મુસાફરો આવતા એની દ્રષ્ટિયે પડયા તેથી પાછાં તાળાં મારી તેની પૂઠે ચાલ્યો. પણ એવું બન્યું હશે કે તેઓ નાસી ગયલા, કેમકે એ એકલોજ પાછો ઘેર આવ્યો અને સાથે કંઇજ લુટનો સામાન પણ નહોતો લાવ્યો. તે આવ્યો તેવામાં તમે એનાપર હુમલો કીધો ને પછી તે કેવી અવસ્થાને પામ્યો તે મહારાજ તમે સારી રીતે જાણોછો.



આ પ્રમાણે તે રાજ કન્યાએ પોતાનું વૃત્તાંત સંપૂર્ણ કીધું કે કોદાદ બોલ્યો, "તમારા દુર્ભાગ્ય માટે મને ઘણું લાગેછે." અને વળી કહ્યું, "પણ બાઇ, ભવિષ્યને માટે ધીરજ ધરો નહી તો તેમાં તમારી પોતાની ભુલછે. હવે તમારા અનિષ્ટગ્રહનો લોપ થયો છે, ને સુગ્રહો પાછા બેઠાછે. રાજા હારનનો પુત્ર તેના પિતાના દરબારમાં તમને અભય રક્ષણ આપેછે; તે મેહેરબાની કરી માન્ય રાખો. આ રાજપુત્રો તમારી સારી માવજત રાખશે અને સર્વ પ્રકારે તમને માનપાન આપી યોગ્ય રીતે તમારૂં લાલનપાલન કરશે. હું, તું મનોહારીણીને પ્રેમપૂર્વક જણાવુંછું કે તારાપર મારો અત્યંત પ્રેમ ચોંટયો છે. તમને દુઃખમાંથી છોડવનારના પ્યારનો જો તમે તિરસ્કાર કરશો નહી ને મને અંગીકાર કરશો તો ખાત્રી કરી આપું છું કે આ સર્વ રાજપુત્રો સમક્ષ હું તમોને પ્રાણપ્રિયા તરીકે અંગીકાર કરૂંછું; અને એ સર્વ આપણા શુભ સમયની લગ્નગાંઠના સાક્ષીછે." રાજકન્યાએ મોટા આનંદ-પ્રેમથી તે માન્ય કીધું, અને તેજ દિવસે તેજ કિલ્લામાં ઉભયની લગ્ન ક્રિયા થઈ. ત્યાં જોઇતી સર્વે સામગ્રી મળી આવી.

આ કિલ્લામાં સર્વ પ્રકારની અન્ન સામગ્રી તૈયાર હતી; ને રસોડુંને માંસ અને બીજી ખાધાની ચીજોથી ચીકાર થઈ રહ્યું હતું. તે **કાળયવન** જ્યારે નરમાંસનું ભક્ષણ કરતાં કંટાળો આવતો ત્યારે, રૂચીકર નવી નવી ચીજો ખાતો હતો. રસોડામાં જાત જાતનાં ઉત્કૃષ્ટ ફળફળાદિ હતાં; અને એથી પણ સરસ મઝા એ હતી કે ઉંચી જાતનો સ્વાદિષ્ટ મદ્ય અને બીજી મદિરાના સુંદર શીશા પણ હાજર હતા.

**કોદાદ** ને બીજા રાજપુત્રો લાંબા ચવરંગપર ભોજને બેઠા. ભોજનાનંતર સારી પેઠે મદિરા પીને ચકચૂર થઈ આનંદી બન્યા. પછી રહેલી સામગ્રી લઈ તેઓ **હારન** રાજાના દરબારમાં જવા નિકળ્યા. તેઓએ કેટલાક દિવસ મુસાફરી કીધી અને જ્યાં જ્યાં સારી સારી જગ્યા જણાય ત્યાં ત્યાં મુકામ કરતા હતા. જ્યારે **હારન** નગર એક મજલ દૂર રહ્યું ત્યારે સર્વેએ એક આંબરાઇ નિચે વિશ્રામ લીધો. ત્યાં ભોજન તૈયાર કરી યથેચ્છ મદ્યપ્રાશન કરી સર્વેએ રમત ગમ્મત ઉડાવી. સર્વે રાજપુત્રોએ ત્યાં વિચાર કીધો કે હવે નગર નજીક છે માટે મદ્ય આદિ પદાર્થ વાપરવામાં અડચણ નથી—હવે પછી તેની કંઈ જરૂર નથી. આંબરાઇ નિચે સર્વે અનેક પ્રકારની વાતચીત ને તડાકા મારવા લાગ્યા ને રંગ રાગ ને ગાનતાન ઉડાવીને મઝા કરવા લાગ્યા. આ સમયે **કોદાદે** વિચાર કીધો કે હવે પોતાની વાત છુપી રાખવાની કંઇ જરૂર નથી; તેથી સઘળા રાજપુત્રો તરફ ફરીને બોલ્યો, "રાજપુત્રો, હું કોણ છું તે આજ પર્યંત મેં તમારાથી છુપું રાખ્યું છે. પણ હમણાં કહું છું કે હું તમારો બંધુ છું, સમજ્યા? આ હું તો તમારો ભાઇ **કોદાદ** છું! જેમ તમો રાજા **હારન**નાં સંતાન છો તેમજ હું પણ છું. સેમેરના રાજાએ મને પોતાને ઘેર મોટો કીધો છે, ને મારી માતાનું નામ **પિરોજ** રાણી છે." પછી **દર્યાબાર**ની રાજકન્યા તરફ જોઈ તે બોલ્યો, "પ્રિયે, આજ પર્યંત મારી ઉત્પત્તિ તમારાથી છુપી રાખી તેને માટે તમો પણ મને ક્ષમા કરશો. કદાચ આ વાર્ત્તા પૂર્વેજાણ પાડત તો મારી સાથ લગ્ન કરવામાં કંઇ અયોગ્ય વિચાર ઉત્પન્ન થઈ આવે ને મારી તમારી પદવીમાં મહદંતર ગણો ને તમે નાપાડો એવાજ વિચારો ને હેતુથી મેં એ વાત છુપાવી રાખી હતી." રાજકન્યાએ જવાબ દીધો, "નારે ના, મહારાજ, તમારે એવો વિચારજ આણવો નહિ. પેહેલાંજ તમારે માટે મેં જે મત બાંધ્યું ને જે પ્રીતિ બેઠી તે દરેક ક્ષણે મજબૂત થતી ગઇછે અને આજપર્યંત તે વૃધ્ધિગત થતી ગઇ છે. હમણા જે ભરમ આપે ખોલ્યો તે ખોલી મને વધારે સુખિયારી કરવાની કંઇ જરૂર નહોતી."

રાજપુત્રોએ કોદાદની ઉત્પત્તિ સાંભળી ને એ આપણો બાંધવ છે તે જાણી તે સ્થળે આનંદ બતાવ્યો અને ઘણો સંતોષ દર્શાવ્યો. પ્રકટ તેઓએ તેમ બતાવ્યું ખરૂં, પરંતુ ખરૂં જોતાં તો એવા સુશીલ ભાઇને જોઈ ખુશી થવાને બદલે તેમના અંતરમાં અદેખાઇ વધી. રાત્રિયે જ્યારે કોદાદ અને રાજકન્યા ઉભય પોતાના તંબુમાં ભર નિદ્રામાં પડયાં હતાં ત્યારે તે સર્વે ભેગા થયા. એ નિચ કૃતઘ્ન હરામખોર અદેખા ભાઇઓએ, એ પિરોજના શૌર્યવાન પુત્રને ઠાર કરવાનો ઠરાવ કીધો. કોદાદ ન હોત તો તેઓ કાળયવનના કોળીઆ થઇ ગયા હોત, તે જીવતદાનની વાત ભૂલી ગયા; ને પોતાના કૃતઘ્નપણાની દુષ્ટતા બતાવવા તેને મારી નાંખવાને તત્પર થયા. એ બાંધવો પૈકી એક જે ઘણો દુષ્ટ ને ઘાતકી હતો તે બોલ્યો, "મને તો બીજો કોઈ માર્ગ સુજતો નથી. એકજ માર્ગ સુજે છે, ને તે વિના આપણું રક્ષણ થવાનું નથી. જે ક્ષણે આપણા પિતાને માલમ પડશે કે આ પરદેશી, જેના પર તે આટલો રીઝ્યો છે તે તેનોજ પુત્ર છે અને વળી તેણે એકલાએ એક મહાસમર્થ કાળયવનનો પરાજય કીધો, જેને આપણે બધા મળીને પણ જીતવા સમર્થ ન થયા, ત્યારે આપણે રખડતા રહીશું ને આ કોદાદને તે કોઈ દેહેરાનો દેવ જાણીને પુજવોજ બાકી રાખશે. એ કોઇ મહાન્ પ્રતાપિ પુત્ર છે, અને વળી અતિઘણો સમર્થ છે એમ જાણીને તે એને પોતાની ગાદીનો વારસ ઠરાવશે અને આપણે એના કબ્જામાં હંમેશ રહેવું પડશે. એને પગે પડવું પડશે, એના પગ ધોઇને પીવા પડશે, એની સર્વે આજ્ઞા આપણે ઉઠાવવી પડશે ને એના દાસાનુદાસ થઇશું." તે દુષ્ટે બીજું ઘણું ઘણું કહ્યું તેથી જેમના મનમાં અદેખાઇ પેહેલેથી ઉત્પન્ન થઈ હતી, તેઓનાં મનમાં આ ભાષણથી વળી આગમાં તેલ પડયું હોય તેમ ભડકો થાય.એટલી અસર થઈ. સર્વે એકસંપ કરી તુરત કોદાદ પાસે ગયા, ને તે મહાચંડાળોએ તે નિર્દોષ વીરપુરૂષ ઉંઘતો હતો તે વખતે એક પછી એક હજારો ખંજરના ઘા કરી મારી નાંખ્યો. રાજકન્યા ને કુંવર જાગૃત થયાં, પણ હજારો ખંજર અને ભાલા આગળ નાચાર થઇ પડયાં. તુરતજ તે ચંડાળો દર્યાબારની રાજકન્યાના ખોળામાં કોદાદને મરી ગયલો ધારી તેને તેવીજ રડતી રાખી હારન શેહેર તરફ કુચ કરી ગયા ને બીજે દિવસે તેઓ પોતાના પિતાની રાજધાનીમાં જઇ પોહોંચ્યા.

તેનો પિતા તેઓને પાછા આવેલા જોઇ ઘણો આનંદને પામ્યો; કેમકે તે તો તેમને ફરી જોવાની આશા મુકીને બેઠો હતો. તેઓ શા માટે બહાર એટલા



કોબાદને તેના ભાઇઓએ મારી નાંખ્યો. (પૃ. ૩૨૭.)

દિવસ પડી રહ્યા હતા તેનું કારણ પુછતાં પિતા બોલ્યો, "બાળકો, તમે આટલા દિવસ કયાં રહ્યા હતા?" પણ તેઓએ પેહેલેથી સંકેત કરી રાખ્યો હતો તે મુજબ પેલા **કાળયવન** અને **કોદાદ**નું નામ તો દીધુંજ નહીં અને ફકત એટલુંજ કહ્યું કે, "પિતાજી, અમને આ પ્રવાસમાં પુષ્કળ થાક લાગ્યો હતો તે કારણે એક શેહેરમાં બે દિવસ રહ્યા, પછી બીજે ઠેકાણે બે દિવસ રહ્યા એમ રમતા રમતા અત્રે આવ્યા છિયે, ને તેમાં આટલા દિવસ લાગ્યા છે, બાજું કંઇ કારણ નથી."

હવે પ્રાણનાથ, આપણે **કોદાદ**ની ત્યાં કેવી સ્થિતિ છે તે તરફ પાછાં જોઇયે. એ સઘળો વખત **કોદાદ** પોતાના તંબુમાં પોતાનાજ લોહીમાં નાહી વળ્યો હતો અને અધમુઓજ થઇ રહ્યો હતો. તેને પુષ્કળ તાવ આવ્યો; અને તેની સ્ત્રી–**દર્યાબાર**ની રાજકન્યા પણ એના કરતાં વધારે સારી સ્થિતિમાં નહોતી, યાસ્તવ રાજકન્યાની તે દુર્દશાનું વર્ણન થાય તેમ નથી. તેણીએ પરાકાષ્ટ શોક કીધો. તેણે પોતાના અનિવાર્ય આક્રોશ ને ચિસોથી ગગન ગજાવી મુકયું હતું, વાળ પીંખી નાંખ્યા, ને તોડી નાંખ્યા; અનેક રીતે શોક કરીને પોતાના અશ્રુથી પોતાના ધણીને ન્હવાડી મુકયો. બહુ મોટેથી આક્રોશ કરતાં તે બોલી, "હાય! હાયરે! **કોદાદ**! પ્રિય **કોદાદ**! શું આ પ્રાણ ત્યાગ કરી જતાં હું તને જોઉંછું? કીયા ઘાતકી માણસોએ તારી આ દશા કરી દીધી? શું હું માનું કે આ તારા ભાઇ હતા? તારા ભાઇ હોય તો આ પ્રમાણે વર્તે, તને રક્તમય કરીદે, તારો નાશ કરે? નારે ના, તે તારા ભાઇ શાના? એતો સાત જન્મના તારા વેરી હોવા જોઇયે. જેણે તારાપર આટલું નિર્દયપણું વાપર્યું તેને ભાઇ કેહવાય કેમ! જે ભાઇઓને તારી બહાદુરીએ બચાવ્યા છે તે ભાઇ કે? ના, ના, એ તો દૈત્યથી પણ ભુંડા, કે વહાલા થઇને વેરી નિ-વડયાછે. અરે ચંડાલો, દુષ્ટો! તમે કોઈપણ હો, તોપણ તમારા પ્રાણર-ક્ષણના બદલામાં આટલી નિમકહરામી તમોથી કેમ કરી શકાય? પણ હવે તમને શું કહું? તમે કયાંછો? હાય! હાય! દુર્ભાગી **કોદાદ**, હું તારા બાંધવોના શિરપર શીદને દોષ મુકુંછું, તારૂં મરણ તો મેંજ કરાવ્યુંછે. હુંજ હત્‌ભાગિણીના દુર્ભાગ્યમાં તું ભળ્યો તેથી આ અનર્થ થયો. મેં મારા પિતાનો મેહેલ છોડયો, ત્યારથી જે જે મારાપર વિત્યું છે તે જોતાં મારૂં દુર્ભાગ્ય તને ફળ્યુંછે. અરે દૈવ, ઓ ભગવંત! જો તેં મારે માટે એવુંજ નિર્માણ કીધું હોય કે મને પતિનું સુખજ ન છાજે, દુઃખમાંજ દહાડા

કહાડવાના હોય, તો તું મને પતિ શીદને મેળવી આપેછે? તું જો કે બે જણને તો તેં મારા હાથમાંથી તેમનાપર પ્રેમ કરૂં છું તેટલામાંજ ઝુંટવી લીધાછે. પૂર્વે એક આવ્યો હતો તેની મહાદુર્દશા થઇ, અને હવે આવા પરાક્રમીને તેં તેડી લીધો. હાય દૈવ! હાય દૈવ! તું શું કરેછે?"

આવું આવું બોલી **દર્યાબાર**ની દુખિયારી રાજકન્યાએ શોકાગ્રસ્થ થઇને વિલાપ કીધો અને સઘળો વખત તે મંદભાગિણી કોદાદને ટગર ટગર જોતી બેઠી રહી, જે એનો એકપણ બોલ સાંભળતો નહોતો. તેમ તે મરણે પામ્યો નહોતો, કેમકે તેની છાતી ધડકતી હતી. એ જોઇને રાજકન્યા નજીકના શેહેરમાં શસ્ત્રવૈદ્યની ભાળ કહાડી દોડતી દોડતી તેડવા ગઇ. સુદૈવે કરીને માર્ગમાં એક રાહદારી મળ્યો, તેણે એક શસ્ત્રવૈદ્યનું ઘર બતાવ્યું, તેને લઇને તે પાછી ફરી. પણ જ્યારે તેઓ તંબુમાં આવ્યાં ત્યારે કોદાદને ત્યાં દીઠો નહી. તેથી તેણે એવું અનુમાન કીધું કે કોઇ જંગલી પ્રાણી તેને ખાઈ જવાને તાણી ગયું હશે. રાજકન્યાએ આ વિચારતાંજ અતિઘણા તિવ્રપણાથી પાછું રૂદન કરવા માંડયું, અને પસ્તાવો કરવા લાગી. તેનો શોક કોઇપણ રીતે વાળ્યો વળે તેવો નહોતો. તેણે જે કલ્પાંત કીધું તેથી સૂર્ય સ્થંભી રહ્યો ને પશુ પક્ષીઓ આસપાસથી આવીને તેના રૂદનમાં સ્થિરચિત્તે ભાગ લેવા લાગ્યાં. આ જોઇને તે શસ્ત્રવૈદ્યને ઘણું દુ:ખ લાગ્યું ને ઘણી દયા આવી; તેથી રાજકન્યાને આવી સ્થિતિમાં એકલી મુકવી એ ઠીક ન લાગ્યું. પછી ઘણા પ્રેમ સાથે તે બોલ્યો, "બાઇ, કૃપા કરીને હવે તમે શેહેરમાં ચાલો અને હું ને મારૂં ઘર આપની સેવામાં હાજર છીએ. હું તમને કોઈવાતે દુ:ખ પડવા દઇશ નહિ. મારી પાસે જે કંઇ હશે તે તમારી સેવામાં મુકીશ. હવે અહિયાં રેહેવાથી શું લાભ છે? અહિંયાં રેહવાથી કશો વધુ લાભ જણાતો નથી." પછી પોતાના મન સાથે વિચાર કીધો કે આવા અરણ્યમાં રેહેવા કરતાં એક સ્થળે રેહેવું તે ઠીક, એવો નિયમ કરીને **દર્યાબાર**ની રાજકન્યા પેલા શસ્ત્રવૈદ સાથે તેને ઘેર જવાને તૈયાર થઇ. વૈદ્ય તેને પોતાને ઘેર તેડી ગયો, અને તે કોણ હતી, કહોની સ્ત્રી હતી તે જાણ્યા વગર પણ તેની ઘણી સારી બરદાસ્ત કીધી અને ઘણું સન્માન દીધું. પોતાથી બન્યા તેટલા ઉપાયો તેનું દુ:ખ ઓછું કરવાને તેણે લીધા. તેને દીલાસો આપ્યો; પણ તેની દિલગીરી દૂર કરવાના વિચાર ફોકટ હતા. તેતો વધારે દિલાસો મળેથી વધારે ઉગ્ર થતી હતી. એક દિવસ તે વૈદ્યે કહ્યું, "બાઇ સાહેબ, આપના દુર્ભાગ્યની વાત, તમને હર-

કત નહીં હોય તો મને જરા કહો; તેથી તમારા દુઃખ નિવારણાર્થે જે મજથી બનશે તે કરીશ. તમો સારો દિવસ રડતાં માત્ર બેસોછો, પણ તેથી શું લાભ? કંઇ વિચાર કરવો જોઇયે. તમારો દેશ કયો અને તમો કોણછો? જો તમારા દુઃખની વાત જાણું તો કદાચ હું તમને કંઇ સારી સલાહ આપી શકું. ઘણા અસાધ્ય રોગોને માટે પણ ઈલાજો મળી આવે છે. તમો તો ફકત શોક કર્યા કરોછો પણ કશો ઇલાજ તો કરતાં નથી. ઘણીવાર એમ બનેછે કે નિરાશામાંથી આશાનાં ઝગઝગતાં કીર્ણું જણાઇને પ્રભાત થાયછે."

વૈદ્યનું કહેવું એટલું અસરકારક હતું કે રાજકન્યાનું મન પીગળ્યું અને ધૈર્યતાથી પોતાના આજપર્યંતના સઘળા દુર્ભાગ્યનું વર્ણન કીધું. તે સર્વ વૃત્તાંત કહી રહી ત્યારે વૈદ્યે તેને કહ્યું, "બાઈ સાહેબ, આમજછે તો હવે તમારે કૃપા કરીને રૂદન બંધ કરવું. આમ છેક શોકાધિન તમારે થઇ જવું ન જોઇએ; તમારે તો ઉલટી ધીરજરૂપી ઢાલ પકડી સ્ત્રી ધર્મ અને સ્ત્રી નામની પુરી ફરજ બજાવવી જોઈએ, ને પતિવ્રતાપણું દર્શાવવું જોઇયે. તમારા પતિનું વૈર લેવા તમો ધર્મથીજ બંધાઇ ચુકયાંછો. જો તમારી ખુશી હોય તો હું આપના સેવક દાખલ જોડે થાઉં, અને ચાલો આપણે **હારન**ના દરબારગઢમાં જઇએ. તે ઘણો ભલો, પ્રમાણીક, ન્યાયી અને દયાળુ રાજાછે. ત્યાં ગયા પછી તમારૂં કામ એક છે જે તમો સારી રીતે કરશો એમ મને લાગે છે—કે દયાર્દ્રભાવથી, રાજપુત્ર **કોદાદ**ની તેના ભાઈ-ઓએ કેવી વેતરણ કીધી તેનુંજ વર્ણન તમારે જાતેજ રાજા આગળ કરવાનું છે. સર્વ હકીકત તમારે હુબેહુબ કહી જવી. મારૂં તો મન એમજ કહે છે કે તે તમને ઇનસાફ આપશે." રાજકન્યાએ જવાબ દીધો, "તમો કહોછ તે ખરૂં છે, તમારી યુક્તિ ઉત્તમછે. **કોદાદ**નું વૈર લેવું એ મારો ધર્મ છે; તે દુષ્ટોને યોગ્ય શાસન કરાવવું એ મારૂં કર્તવ્ય કર્મ છે; અને તમો એટલા બધા ઉપકારી થઇ સાથે આવવા કહોછો તો ચાલો હું ચાલી નીક-ળવા તૈયારછું. તમો મારી પીઠે છો તેથી મને કશાની કાળજી નથી. તમો કહેશો ત્યારે આપણે તૈયાર થઈશું." રાજકન્યાએ આવો ઠરાવ કીધો કે તુરત વૈદ્યે બે ઉંટ ભાડે મંગાવ્યાં અને તેપર પોતે અને રાજકન્યા સ્વારી કરી **હારન** શેહેરમાં ગયાં.

ત્યાં જતાં પેહેલી ધર્મશાળા આવી ત્યાંજ તેઓએ મુકામ કીધો. તે વૈદ્યે ધર્મશાળાના રક્ષપાળને રાજદરબારના શા હાલહવાલ છે તેના સમાચાર

પુછયા. તે રખેવાળે કહ્યું, "શું કહું ? અમારા મહારાજ બહુ દુઃખીછે, તેથી દરબારગઢ તો શોકસદન થઇ રહ્યુંછે. મહારાજાનો એક કોદાદ નામનો કુંવર હતો, તે ઘણા દિવસ સુધી પરદેશી સરખો તેની પાસે રહ્યો હતો. મહારાજાની આજ્ઞાથી કંઈ કાર્યનિમિત્તે તે બાહેર ગયો, જ્યાંથી તે પાછો આવ્યો નથી ને તેનું શું થયું તે કોઈ કહી શકતું નથી, તેમ તેનો પત્તો પણ લાગતો નથી. પિરોજ નામની રાજાની એક રાણી તેની મા થાયછે; તેણે પોતાથી બનતી સઘળી તપાસ કરાવી ને પુરતો પ્રયત્ન કીધો પણ કંઇ વળ્યું નહીં. સર્વ પ્રયત્ન વ્યર્થ ગયા છે. તે રાજપુત્ર અતિ ગુણવાન, લાવણ્યયુક્ત, વીરપુરૂષ, ને મહદ્કાર્ય કરવામાં સદાજ તત્પર હતો, તેમ સર્વેની તેના પ્રત્યે પ્રીતિ હતી. તેવા પુરૂષના ગુમ થવાથી દરેક જણ શોચનામાં પડયુંછે. રાજાને બીજી રાણીઓના પગે પગે અથડાય તેટલા ઓગણપચાસ કુંવરો છે પણ કામના શું ? કોદાદનું મરણ રાજાને ભુલાવે એવો તેમાં એક પણ નથી. તે સર્વે પ્યાજીના પ્યાજી છે. હું તે રાજપુત્રનું મરણ એટલા માટેજ કહું છું, કે તે હજી જીવતો હોય એ અસંભવિત છે. જીવતો હોય તો સત્વર આવ્યા વિના રેહે નહી. આજ પર્યંત આટલી બધી તજવીજ કરાવી પણ તેનો કંઇજ પત્તો મળ્યો નહીં, તો હવે જીવતો હોયજ શાનો ?

વૈદરાજે ધર્મશાળાના રખેવાળની વાત સાંભળી વિચાર કીધો કે સૌથી સરસ રસ્તો તો એછે કે રાજકન્યાએ પેહેલાં રાણી પિરોજને જઇ મળવું. પણ તેમ કરવું કંઇ સહેલું નહોતું. તેમાં ઘણી કૌશલ્યતા વાપરવાની હતી, કેમકે રાજા હારનના પુત્રોને જાણ થાય કે તેમની ભોજાઈ શેહેરમાં આવીછે તો સહજમાંજ તેનું કારણ જાણી જાય-કે તેના આવવાનું કારણ કીયું છે. તેઓ પેહેલે તો પિરોજ રાણી તથા રાજકન્યાનો મિલાપ જથવા દે નહિ; ને વધારે કરે તો કોઈપણ રીતે મેલાપ થયા પેહેલાંજ તેને પકડી લઇ જઇને ઘાટ ઘડાવી નાંખે. આ સઘળી વાતનો વૈદરાજે વિચાર કીધો તે ભેળાં પોતાપર પણ શું આફત આવી પડે તેનીપણ કલ્પના કીધી. છેલ્લે ડહાપણથી કામ પાર પાડવા સારૂ રાજકન્યાને કહ્યું કે, "તમો ધર્મશાળામાંજ હમણાં રહો અને એટલામાં હું મેહેલમાં જઈ તપાસ કરી આવુંછું કે તમોને રાણી પિરોજ પાસે કીયે રસ્તે થઈ સહીસલામત લઇ જવાય. નિર્ભય માર્ગ આપણને મળવો જોઇ."૯

તે વૈદ્ય તુરતજ શેહેરમાં રાજવાડામાં જવા નિકળ્યો, અને જાણે રાજ મેહેલ જોવાની જિજ્ઞાસા હોય તેમ રસળતો રસળતો રાજમેહેલ તરફ ચાલ્યો. તેવામાં ઉત્તમ પ્રતિના શણગારેલા ખચ્ચરપર બેશીને એક ભારે દબદબાવાળો પોશાક પેહેરી જતી સ્ત્રી દૃષ્ટિગોચર થઇ. તેની આસપાસ ખચ્ચરપર બેઠેલી કેટલીક દાસીઓ પણ હતી, અને સાથે ઘણાક સિપાઇ સપરાઓ અને બીજાઓ પણ ચાલતા હતા. તેને જવાને માટે સઘળા લોકો આજુબાજુએ ઓળ બંધાઇ રસ્તો આપતા હતા; તેમ જમીનપર લાંબા થઇ સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી તેને માન આપવા મજરો કરતા હતા. તે વૈદ્યે પણ તેજ મુજબ તેને મજરો કરીને માન આપ્યું અને પાસે એક પરદેશી ઉભો હતો તેના પ્રત્યે કહ્યું, "શું એ રાજાની રાણીછે? રાજ દરબાર પૈકી તે કોણ સ્ત્રીછે?" તે દરવેશે ઉત્તર દીધો, "હા ભાઇ, એ રાજાની એક રાણીછે અને લોક એને આટલું બધું માન આપેછે અને ચાહેછે તેનું કારણ એજ કે રાજાનો **કોદાદ** નામનો મહાપરાક્રમી કુંવર હતો તેની એ માતાછે. જેને માટે તમે સર્વ વાત સાંભળી તો હશેજ."

તે વૈદ્ય વધારે પુછપરછ કીધા વગર રાણીની પુઠે પુઠે ચાલ્યો. એક મશીદમાં રાણી **પિરોજ** દાખલ થઈ. રાણી, ત્યાં ખેરાત વેંહેચવા તથા રાજાએ રાજપુત્ર **કોદાદ** સહીસલામત પાછો આવે તેને માટે જાહેર-પ્રાર્થના કરવા રાજઆજ્ઞા કીધી હતી તેમાં સામેલ થવા ગઈ હતી. અત્રે કાજી મુલ્લા વગેરે ધર્મના મોટા પવિત્ર સાંઇઓ નિમાજ પઢતા હતા, ને અમીર ઉમરાવો તેમાં એકદિલીથી સામેલ થઇ ગયા હતા. લોકો પણ રાજપુત્ર માટે ઘણી ચિંતા કરતા હતા તેથી તેમનાં ટોળેટોળાં ફકીરો સાથે પ્રાર્થનામાં સામેલ થવા મશીદમાં આવ્યાં હતાં ને તમામ મશીદ લોકોની ઠઠથી ચિકાર થઈ ગઇ હતી. આ મામલો નિહાળી વૈદ્ય ભીડમાં ઘુસ્યો અને રાણી **પિરોજ**ના સીપાઇપાસે ગયો. તે નિમાજ પઢતાં સુધી મૌન્ય ધારણ કરી રહ્યો. નિમાજ પઢી રહ્યા પછી રાણીએ ગરીબ ગુરબાંને એકેક મહોર ખેરાત તરીકે આપી ને સર્વે સાંઇબાવાઓએ **કોદાદ** જલદીથી આવી મળે તે માટે અલ્લાહના દરબારમાં પ્રાર્થનાનો અવાજ સંભળાય તેવી રીતે ગણગણાટ કર્યો. જ્યારે રાણી બહાર આવી ત્યારે તેના એક ખોજા-ના કાનમાં જઇ વૈદ્યે કહ્યું, "અહો ભાઇ, મારે કંઇ અગત્યની ગુપ્ત વાત રાણી **પિરોજ**ને કહેવીછે. તું મને એમની મુલાકાત કરાવશે ને લઇ જઇ શકશે તો મોટો ઉપકાર થશે." ખોજાએ જવાબ દીધો, "જો તે છુપી વાત

રાજપુત્ર કોદાદ સંબંધી હશે તો આજેજ તમારી ભેટ કરાવી દઇશ. અને જો તેના સંબંધી નહીં હશે તો તેની ભેટ માટે માથું ફોડવું ફોકટ છે. તમારો શ્રમ વ્યર્થ જશે. રાણી સાહેબના રાત દિવસ સઘળા વિચાર પોતાના પુત્રને માટેજ છે. તેમને કોદાદજ નજર આગળ રમી રહ્યોછે. અને તેથી તે બીજી કંઈ વાત સાંભળશે નહીં. તેના વગર બીજું કંઇ સુઝતું નથી."

વૈદે જવાબ દીધો, "હું જે કહેવાનોછું તે એના પુત્ર સંબંધીજ છે; તે વિના બીજું કંઇ નથી." ખોજાએ કહ્યું, "જો એમ હોયતો રાજમેહેલ સુધી તમે મારી પાછળ પાછળ આવો અને તરત તમને તક આપી રાણી સાહેબ સાથે ભેટ કરાવીશ."

અહિંયાં અટકી સુલતાના સુલતાનને કેહેવા લાગી, "મહારાજ, આ સ્થળે મારે કહેવું જોઇએ કે રાણી પિરોજ, જે પોતાના દિવરને ત્યાં ગઈ હતી, ત્યાંથી થોડાક દિવસ વિત્યા કેડે પોતાના પ્રાણેશને એક પત્ર લખ્યો. હારન રાજાને તે પત્ર મળતાં તેના પુત્ર સહિત આવવાને કાસદો મોકલ્યા. રાણી ઘણી ધામધુમથી આવી, ને રાજાએ પોતાના પુત્ર માટે પુછગાછ કીધી. રાણીએ જણાવ્યું કે જે ઘણો વખત થયા તમારા દરબારમાં સેવક તરીકે રહ્યો છે, ને ઘણા શત્રુઓને હંફાવી તમારો પ્રેમ ખેંચી લીધો છે તે બીજો કોઇજ નહિં, પણ તમારો પુત્ર કોદાદજ છે. આ સાંભળતાંજ રાજાના પેટમાં ધ્રાસકો પડયો, ને જ્યારે રાજપુત્રો પાછા ફર્યા ને કોદાદ આવ્યો નહિં ત્યારે તેને ઘણો ઉચાટ થયો. રોજ રોજ કોદાદ માટે તપાસ કરાવવા માંડી, ને તે નહિં આવ્યો, ને તેનો શોધ કરવા છતાં પત્તો ક્યાંહિ નહિ લાગ્યો ત્યારે પછી એમ ધારવામાં આવ્યું કે તે મૃત્યુવશ થયો હશે. રાજા રાણીએ ઘણો આક્રોશ કીધો, પણ રાજપુત્રોમાંથી કોઇએ કંઇ પણ ભાળ આપી નહિં. અંતે થાકીને નિશ્ચય કીધો કે કોદાદ હૈયાત નહિં હોય. પરંતુ સાસ ત્યાં લગણ સોચ છે, તેમ આશાએ પ્રભુપ્રાર્થના કરાવી કે કંઇ ભાળ લાગે છે. એ પ્રમાણે અગાડી કહી ગઇ તેમ પ્રભુપ્રાર્થના થઈ હતી.

તે વૈદ્ય પછી ધીમે ધીમે રાણીની સ્વારી પુઠે ચાલ્યો. જ્યારે રાણી પિરોજ રાજવાડામાં પહોંચી ને પોતાના ઓરડામાં ગઇ કે તુરતજ તે ખોજે મજરો કરીને તેને કહ્યું, "બાઇ સાહેબ, કોઇ પરગામી માણસ આવ્યો છે, તેને આપ નામદારને કંઇ અગત્યની વાત કહેવી છે

ને તે રાજપુત્ર **કોદાદ** સંબંધી છે." આટલું બોલતાંજ રાણીએ તેને મળવાની આતુરતા જણાવી ને તે ખોજાને કહ્યું, "આણ આણ, તેને સત્વર મારી પાસે, તે શું કહે છે તે જાણવા ઘણી ઉત્કંઠીત થઈછું." ખોજો તુરત વૈદ્યને રાણીના ઓરડામાં લઇ ગયો, ત્યાં તેણે બીજા બધા ખોજા તથા લોંડીઓને બહાર કાઢી ફકત જે બે લોંડીથી તે કશું છુપું રાખતી નહોતી તેનેજ પાસે રાખીને પેલા પરગામી વૈદ્યપર વિશ્વાસ મુકયો. જેવો તેણે વૈદ્યને દીઠો કે તુરત પુછયું કે, "મારા પ્રિય પુત્ર **કોદાદ** વિષે શું સમાચાર તું કહેવા આવ્યોછે? જે કંઇ હોય તે મને તું શીઘ્ર જણાવ."

વૈદ્યે સાષ્ટાંગદંડવત્‌નમસ્કાર કરી કહ્યું, "માતાજી, મારે જે વૃત્તાંત કેહેવાનુંછે તે બહુ લાંબો હેવાલછે ને તે તમને બહુ આશ્ચર્ય પમાડશે." પછી તેણે **કોદાદ** અને તેના ભાઇઓ વચ્ચે જે જે બનાવ બન્યો હતો તે સર્વે અથેતિ માંડીને કહ્યો ને રાણી **પિરોજે** તે વૃત્તાંત ઘણા ઉત્સુકતપણાથી લક્ષપૂર્વક સાંભળ્યું. પણ જ્યારે તેનું ખુન કીધાના શબ્દો તેના કાનપર પડયા ત્યારે તુરત તેની વહાલી માતા પોતાના પુત્રપર જેમ ખંજરના ઘા પડયા ને મુર્છાગત થઇ ગયો તેમજ તેજ ઘા જાણે પોતાપર પડયા હોયની શું તેમ મુર્છાગત થઇ કોચપર પડી. તે સેહેજમાં લવવા લાગી, ને અનેક પ્રકારે કલ્પાંત કરીને ચોધાર અશ્રૂ વરસાવિ મુકયાં. તે એટલી તો મુર્છામાં પડી હતી કે તેની બે દાસીઓને ઘટતા ઉપચાર કરી તેને સાવધ કરતાં બહુ વખત લાગ્યો. વૈદ્યે પાછી વાત ચલાવી, અને જ્યારે તે સઘળું કહી રહ્યો ત્યારે **પિરોજ** રાણીએ કહ્યું **દર્યાબાર**ની રાજકન્યા પાસે સત્વર તમો જાઓ અને મારે નામે તેને ખાતરજમા કરો કે મહારાજ ને હું તેમને પોંતાના પુત્રની વધૂ તરીકે કબુલ રાખીશું." અને પછી તે વૈદ્યરાજને કહ્યું, "અને તમે પોતે પણ સંતોષ રાખજો કે તમોએ જે શ્રદ્ધાપૂર્વક સેવા બજાવીછે તેનો બદલો રૂડા ઇનામથી તમોને વાળી આપીશ."

વૈદ્ય ગયો ત્યારે **પિરોજ** કોચ ઉપર એવી દુઃખી અવસ્થામાં પડી રહી હતી કે તેની કલ્પના સેહેજે કરી શકાય. **કોદાદ**ના સ્મરણથી અતિ ઘણા પ્રેમને વશ થઇ ઘડી ઘડીમાં રૂદન કરતી તે અપાર શોક કરવા લાગી. તેનું રડવું કેમે કરીને રેહે નહિ. તે બોલી, "હાય! હાયરે! મારા દીકરા! હાય! હાય! હુંતો હવે તને ફરી દેખવાનીજ નહિં! અરે જ્યારે સેમેરના રાજ્યમાંથી તું મને મળીને જવા નિકળ્યો ને મેં

તને જવા દીધો અને તેં મારી પાસે રજા માગી ત્યારે હું નહોતી જાણતી કે તું આમ દુર્દૈવને આધિન થઇ મૃત્યુવશ થશે. એવું મારા સ્વપ્નામાં પણ નહોતું. મેં ચંડાળણીએ તને જવા નહિ દીધો હોત તો કેવું રૂડું થાત? પણ મજ પાપણીના પાપે મને ઘેરીને તારા કેહેવાને પ્રમાણ ગણી, મેં તને દૈવ વશ છોડયો! પણ દુષ્ટ દૈવડા! તું કોને નથી છેતરતો? તેં હજારો સનાથ અનાથ કીધી છે, ને હજારો સંતાનવાળીને સંતાન વગરની કીધીછે, ને તેઓને મૃત્યુવશ કીધીછે. હે દુર્ભાગી **કોદાદ**! તું શું કરવા મને છોડી ગયો? ખરૂં છે કે તું મારી પાસે રહ્યો હોત તો આટલી કીર્ત્તિ મેળવત નહીં; પણ તું સુખરૂપ હોત તો તારી માતાને આટલાં આંસુ ઢાળવાં પડત નહિં." આટલું બોલી છાતીફાટ રૂદન કરવા લાગી અને હેને જોઈ હેની બે દાસીઓ, જેઓ પણ પાસેજ હતી તે પણ રડવા લાગી.

જ્યારે એ પ્રમાણે ત્રણે જણ શોકાકુળ થયેલાં એક બીજાથી શોકમાં સરસાસરસી કરતાં હોય તે સ્થિતિમાં હતાં, તેવામાં રાજા તે ઓરડામાં આવ્યો. તેણે આવી હાલતમાં **પિરોજ** રાણીને જોઇ પુછ્યું, "**કોદાદ**ની કંઇ આજે તને વધુ ખબર મળી છે કે શું?" તેણે ઉત્તર આપ્યો, "પ્રાણનાથ, મહારાજ, હાય હાય, થઈ રહ્યું. મારો છોકરો તો જાનથી ગયો! તેની હવે કંઈ પણ વાર્ત્તા બાકી રહી નથી. હવે તે આપણને છોડીને ગયો, તે હવે નહિં મળે, ઇશ્વર સાનિધ્ય તે જઈ ચુકયો. વહાલો **કોદાદ**, મારો પ્રાણાત્મા **કોદાદ** હવે આપણને મળશે નહિં. તેની છબી મારી સમીપમાં રમ્યા કરેછે. રે તે ગયો તેનું તો મને ઝાઝું ન લાગત, પણ તેનું પ્રેત પણ હાથ નથી આવવાનું કે તેની પ્રેતસંસ્કારવિધિ પણ કરાય. નિઃસંશય ફાડી ખાનારાં જાનવર તેને ખાઇ ગયલાં હોવાં જોઇએ." પછી વૈદ્યે જે જે વાત અથેતિ કહી હતી તે તેને કહી સંભળાવી, અને વિશેષ કરીને ક્રૂર **કોદાદ**ને તેના ભાઇઓએ મારી નાંખ્યો તે ક્રૂર ને નિંદ્ય કર્મની વાત સારી પેઠે લંબાવીને હૃદયભેદક રીતે વર્ણિ બતાવી રાજાને ભય ઉપજાવ્યો.

રાજાએ રાણી **પિરોજ** પોતાની વાત પુરી કરે તેટલો વખત પણ આપ્યો નહીં. તેને પરાકાષ્ઠ દુઃખ થયું; તેથી અત્યંત આવેશમાં તલ્લિન થઇ પોતાના દુષ્ઠ પુત્રોના કૃત્ય માટે રાણી પ્રત્યે બોલ્યો, "પ્રિયે! જે કૃતઘ્ની મહાઘાતકી પુત્રોએ તને આટલાં આંસુ પડાવ્યાંછે ને અત્યંત દુઃખ



"હારન રાજાના શત્રુની પુઠે પડી." (પૃ. ૩૪૩.)

ઉત્પન્ન કીધુંછે, અને મને આટલો સંતાપ કરાવ્યોછે તેઓને તેમના અપરાધના ફળની પુરેપુરી શિક્ષા થોડીવારમાંજ મળશે." આટલું બોલીરહ્યા પછી રાજા, ક્રોધથી આંખો લાલચોળ થઇ રહેલી એવો સપાટાબંધ સભાસ્થાનમાં ગયો. ત્યાં સઘળાજ દરબારી માણસો, પ્રધાન, કાજી, અમીર, ઉમરાવ સર્વે હાજર હતા, અને કેટલાક અરજદારો પણ આવ્યા હતા. રાજાની અત્યંત ક્રોધયુક્ત મુદ્રા નિહાળી સઘળાને ડર લાગ્યો અને સર્વેને લાગ્યું કે તે આજે કોઇ મોટા સવાલને માટે ક્રોધ સંતપ્ત થયો હોવો જોઇયે. રૈયતની છાતી તો બ્હીકથી ઠંડીગાર થઈ ગઈ. હારૂન રાજાએ રાજ્યાસનપર ચઢી બેઠા પછી પોતાના મુખ્ય મંત્રી હસનને કને બોલાવી કહ્યું, "હસન, આજ તને કંઇ જરૂરીયાતનો હુકમ આપવાનોછે; ને તે એટલોજ કે એકદમ રસાલા પૈકી હજાર સ્વાર લઇને જા, અને મારા બધાજ કુંવરોને પકડી લાવ. તેઓને ખુનીઓને કેદ કરવાના કારાગૃહમાં પૂર. એટલું કામ આ ક્ષણે કરી નાંખ. એમાં કંઇપણ ફેર ચાલશે નહિં. અયોગ્ય વર્તનથી તારૂં માથું જશે." આ વિચિત્ર હુકમ સાંભળી જે સભાસદો હાજર હતા તે બધા થરથર કાંપવા લાગ્યા; ને મનમાં બોલ્યા કે, "આજે આ કેવો વિલક્ષણ પ્રસંગ મહારાજ આણેછે તેનું કારણ સમજાતું નથી." અને મુખ્ય મંત્રી પણ એક શબ્દ બોલ્યા વગર માથે હાથ મુકી, "જેવી મહારાજની આજ્ઞા" એવું બોલી રાજાજીનો હુકમ અમલમાં લાવવા ચાલી નીકળ્યો. પછી રાજાએ બીજા સભાસદોને અને વજીરોને રજા આપી અને કહ્યું કે, "આજથી એક માસ સુધી હું કંઇ કામકાજ સાંભળીશ નહીં. તમો સૌ પોતપોતાને ઘેર પધારો." પછી વજીર પાછો આવ્યો ત્યાં સુધી રાજાજી સભાસ્થાનમાંજ બેસી રહ્યા. તે પાછો આવતાંજ વજીરને રાજાએ પુછ્યું, "બધાજ છોકરાઓને કારાગૃહમાં નાંખ્યા કે? કોઇ કમબખ્તનો જણ્યો બાકી તો નથી રહ્યો?" વજીરે જવાબ દીધો, "મહારાજ, હુકમ પ્રમાણે સઘળાને કારાગૃહમાં પુર્યાછે ને આપનો આજ્ઞાનુસારી થયોછું." રાજાએ કહ્યું, "એટલું બસ નથી, હજી બીજી આજ્ઞાછે," એટલું કહી તે રાજમંડપમાંથી ઉઠી રાણી પિરોજના રંગમેહેલમાં ગયો અને વજીર પણ તેની પાછળ પાછળ ત્યાં ગયો. રાજાએ પિરોજ રાણીને પુછ્યું, "કોદાદની વૈધવ્યવતિ રાણીએ ક્યાં મુકામ રાખ્યોછે?" પિરોજની દાસીઓએ ધર્મશાળાનું તે ઠેકાણું બતાવ્યું, કેમકે વૈદ્ય વાત કરવામાં તે જણાવી ચુક્યો હતો. પછી વજીર તરફ ફરીને રાજાએ કહ્યું, "એ ધર્મશાળામાં જા અને એક તરૂણ રાજકન્યા ત્યાં રહેછે તેને તેની યોગ્યતા પ્રમાણે સન્માન સાથે રાજમેહેલમાં તેડી લાવ."

રાજાએ જે કામ સારૂ વજીરને પ્રેર્યો હતો તે કામ તેણે ઝટ કરી નાંખ્યું. તે અમીર ઉમરાવો અને સભાસદોને લઇ ઘોડેસ્વાર થયો અને **દર્યાબારની** રાજકન્યા જે ધર્મશાળામાં હતી તે ધર્મશાળામાં આવ્યો. **દર્યાબારની** રાજકન્યાને મજરો કરી વજીરે લળીલળીને કહ્યું, 'આર્યે, મહારાજાધિરાજ **હારન** આપને રાજમોહોલમાં તેડે છે માટે આપ પધારો." અને પછી એક શ્વેત્ રંગનું અતિ ઉત્તમ ખચ્ચર જે રાજાના હુકમથી લાવ્યો હતો તે ભેટ કીધું. એ ખચ્ચરપર જીન અને લગામ સઘળું સુવર્ણ જડીત હીરા માણેકનું હતું. પછી વજીરે કહ્યું, "મહારાણીશ્રી, આપ કૃપા કરીને આ ખચ્ચરપર સ્વાર થાઓ એવો મને સરકારનો હુકમછે." તુર્ત તેપર રાજકન્યાએ સ્વારી કીધી અને તે રાજમંડળી સહિત રાજવાડાના મેહેલમાં આવી. વૈદ્ય પણ એક સુંદર તાર્તારી ઘોડો, જે વજીરે આણ્યો હતો તેપર સ્વાર થઇ એની હજુરમાં ભેળો રહ્યો. આ પ્રકારના સરઘસનો ઠાઠ જોવાને લોકો બારી અટારીપર ચઢી બેઠા અને કેટલાક રસ્તામાંજ હાર બંધાઇ ઉભા રહ્યા ને ઠામઠામ ગીરદી થઈ રહી. ગામગપાટો ચાલી રહ્યો કે જે રાજકન્યાને દરબારગઢમાં તેડી જાયછે તે **કોદાદ**ની વધૂ છે, ત્યારે તો આખા શેહેરમાં આનંદ ઘોષ થઇ રહ્યો; સર્વે દિશા ડોલવા લાગી; ને જય જયકારથી આકાશ ગાજી રહ્યું. પણ તે સઘળાને બદલે જો લોકોએ રાજપુત્ર **કોદાદ**ના મરણની વાત સાંભળી હોત તો રડારોળ થઇ રહી હોત, કેમકે તે સઘળાંને રાજપુત્ર **કોદાદ** અત્યંત પ્રિય હતો.

તુરતજ તે મંડળી રાજવાડા નજીક આવી પહોંચી. **દર્યાબારની** રાજકન્યાને લેવા માટે રાજા મેહેલના દરવાજા આગળ મળ્યો, કેમકે તે એનો સત્કાર કરવા આવીને ઉભો હતો. તે તેનો હાથ પકડી રાણી **પિરોજ**ના મેહેલમાં તેડી ગયો, અને તુરત ત્યાં કાળોકેર વર્તિ રહ્યો—જેથી પાપાણ હૃદયનો પુરૂષ પણ રડયા વિના રેહે નહિં. **કોદાદ**ની પત્નિ તો પોતાના પતિનાં માતપિતાને, અર્થાત્ પોતાનાં સાસુ સસરાને જોઇ બમણી શોકાતૂર થઇ. તેમજ માબાપ પણ પોતાના પુત્રની સ્ત્રીને જોઈ હૈયું હાથ રાખી શક્યાં નહીં. તેઓએ મહા મોટું કલ્પાંત કીધું. રાજકન્યાએ રાજાના પગમાં માથું મુકી દીધું અને તે આંસુથી ભીંજાવી નાખ્યા. અને તેને એટલો ડુમો ચઢી આવ્યો કે એક શબ્દ પણ બોલી શકી નહીં. રાજા તો આ સર્વે જોઇને દિગ્મૂઢ થઇ ગયો ને તેની આંખોમાંથી ચોધારાં આંસુ ચાલી રહ્યાં. **પિરોજ** રાણીની હાલત પણ કંઇ એથી વધારે સારી ન-

હોતી. તેનાપર દુઃખનો પર્વતજ આવી પડયો હતો. આવો દુઃખદાઇ દેખાવ જોઇ રાજા શોકાધિન થઇ છાતીફાટ રડવા લાગ્યો. ત્રણે જણે થોડીવાર સુધી તો ધ્રુસ્કે ધ્રુસ્કે રડયા કીધું અને કંઈજ બોલી શક્યાં નહીં—ચોબાજુએ કાગારોલ થઇ રહ્યો. પછી જ્યારે કલ્પાંત બંધ પડયું ત્યારે છેવટે દર્યાબારની રાજકન્યાએ જરા સ્વસ્થ થઇ કિલ્લામાં બનેલો અકસ્માત અને કોદાદના દુર્ભાગ્યનું વર્ણન કીધું. પછી રાજપુત્રોની લુચ્ચાઇ માટે યોગ્ય શાસન કરવાને વિનતિ કીધી. રાજાએ તેના જવાબમાં કહ્યું, "હા બેટા, તે ચંડાળોને કાલેજ હું દેહાંત શાસન કરીશ, સમજી? પણ કોદાદના ખુન કરનારા તે લોકોછે, ને તેનેજ હાથે તેનું મૃત્યુ થયુંછે એવું મારી પ્રજામાં પેહેલ પ્રથમ જાહેર કરવું જોઇયે, કે તેથી મારા કુંવરોની શિક્ષા માટે રૈયત કોપાયમાન થઇ બંડ ન મચાવે. અગર જો મારા પ્રિય પુત્રનું શબ અત્રે તો છે નહીં, તોપણ તેનો અંત્યેષ્ટિ સંસ્કાર કરી, છેલ્લું માન આપવું જોઇયે એ મારૂં સર્વથી છેલ્લું, પણ અગત્યનું કર્તવ્ય છે. તે કીધા પછી આપણે બીજી વાતોચીતો કરીશું." એટલું કહી વજીરને હુકમ કીધો કે હારન શેહેરના આંબરાઇવાળા મેદાનની વચમાં એક રમણ્ય જગ્યામાં સફેદ સંગેમરમર પાષાણુની દેવડી ચણાવ. પછી દર્યાબારની રાજકન્યાને રાજવાડામાંનો એક સુંદર સ્વતંત્ર ઓરડો રહેવા સારૂ બતાવી તેને પોતાના પુત્રની સ્ત્રી તરીકે સ્વીકારી પ્રજાને તે વર્તમાન વિદિત કીધા; તેમજ તેની તેહેનાતમાં પુષ્કળ દાસ દાસી વગેરે સર્વ કંઇ જે જોઇયે તે પુરૂં પાડી તેની ઘણા ઉત્તમ પ્રકારે રેહેવાની વ્યવસ્થા કરી આપી.

હસન વજીરે તે દેવડી બાંધવાનું કામ એટલા આગ્રહથી ઘણાક કારીગરો બેસાડી કરાવ્યું કે થોડા દહાડામાં તે તૈયાર થઇ. તેની અંદર એક સમાધ ચણાવી અને તે ઉપર એક કીનખાબની ચાદર ઓઢાડી. તેમજ દેવડીના મુખપર કોદાદનું એક અતિ ભવ્ય સુંદર પુતળું મુક્યું. જ્યારે સઘળું તૈયાર થયું ત્યારે રાજાએ પ્રાર્થના કરવાનો અને પોતાના પુત્રની ઉત્તરક્રિયા કરવાનો એક દિવસ મુકરર કીધો. એ ક્રિયા થાય તે જોવા સારૂ આખું શેહેર તે મેદાનમાં ઉલટી આવ્યું હતું. બાળક તરૂણથી વૃદ્ધપર્યંત સર્વ લોકોની રાજપુત્ર કોદાદ પ્રત્યે અતિ ઘણી મમતા ને કાળજી હતી તેથી સર્વે ત્યાં આવ્યા હતા. સ્ત્રીઓ પણ રાજઆજ્ઞાને માન આપીને આવી હતી. આ આંબરાઇમાં આ પ્રમાણે ક્રિયા થઇ

હતી:—રાજા પોતાના મોટા મોટા સમર્થ મંત્રી અને અમીર ઉમરાવોને લઇ તે દેવડી આગળ આવ્યો અને ત્યાં કાળી સાટીનપર જરીના ભભકાદાર બુટા ભરેલી જાજમ તેઓને બેસવા માટે બીછાવી હતી. ઘોડેસ્વારની એક મોટી ટુકડી માથાં નમાવી ઘણીજ શાંતિથી દેવડી નજીક ઉભી હતી. તેઓ એવા તો ચુપચાપ ઉભા હતા કે તેમની તે શાંતિ જુદુંજ ભય ઉત્પન્ન કરતી હતી. તે સ્વારોની બંનો ટુકડીએ બેવાર દેવડીની પ્રદક્ષણા કીધી. પછી ત્રીજી પ્રદક્ષિણા વખતે દરવાજા આગળ ઉભા રહી બધાજ મોટે અવાજે બોલ્યા, "અરે રાજપુત્ર! જો તરવારના બળથી અને મનુષ્યના પરાક્રમથી તારૂં દુર્ભાગ્ય નસાડી શકાત ને તને પુનઃજીવીત કરવાને અમારી સર્વે શક્તિ કામ લાગત તો તને પાછો જીવતો કરત; પણ તે વાત ઇશ્વરાધિન છે. જ્યાં ઇશ્વરના ઇશ્વરનો હુકમ થયો અને યમરાજાના દૂતો તે આજ્ઞાને આધિન થયા, ત્યાં પછી મનુષ્યનું કોઇપણ પ્રકારે ચલણ નથી, એટલે નાચાર."

આટલું બોલી તેઓ ત્યાંથી ખસી ગયા. તેમની પછી લાંબી લાંબી શ્વેત દાઢીવાળા એક સો વૃદ્ધ પુરૂષો કાળારંગના ખચ્ચરપર બેસીને ત્યાં આવ્યા. આ ફકીરો અરણ્યમાં સદાજ ગુફામાં પોતાની જીંદગી ગુજારતા હતા. તેઓ દુનિયાના લોકોને કદી જોવામાં આવતાજ નહોતા; તેમ દુનિયાને જોવાની તેઓને પણ ઇચ્છા થતી નહિં. ઇશ્વરોપાસના કરવી, સ્તવનો ગાવાં, કુરાનના કલમાઓ પઢવા, મનુષ્ય પ્રાણીની ઉન્નતિ માટે પ્રભુ પ્રાર્થના કરવી, એ શિવાય તેમનું બીજું કંઇ કર્તવ્યજ નહોતું. ફક્ત હારનના રાજાના ઘરમાં કે તેમના રાજપુત્રોના ઘરમાં કોઈ મૃત્યુ પામતું ત્યારે તેમના પ્રેત સંસ્કાર કરવાને સમયેજ પોતાનો દેખાવ દેતા હતા, તે વગર કદીપણ લોકોને દર્શન દેતા નહોતા. આ દરેક વૃદ્ધના માથાપર કુરાનનું એકેક પુસ્તક હતું જે તેઓએ એક હાથે પકડી રાખ્યું હતું. તેઓએ મૌન્યધારણ કરી તે દેવડીની ત્રણ પ્રદક્ષિણાઓ કીધી, અને પછી દ્વાર નજીક ઉભા રહ્યા. પછી તે ફકીરો પૈકી એક વૃદ્ધ ફકીર ઇશ્વર સ્તવન કરતો બોલ્યો, "અહો રાજપુત્ર! અમે તારે માટે શું કરીએ! જો અમારી પ્રાર્થના અને જ્ઞાનથી તું જીવતો થતો હોય તો અમારી શ્વેત બરફ જેવી દાઢી તારા પગ સાથે ઘસી પ્રાર્થના કરત; પણ પરમેશ્વરે તારો જીવ હરણ કરીને અમારી પાસેથી સદાને માટે તને બોલાવી લીધો છે; ને તે સર્વશક્તિમાન, સર્વવ્યાપક, સર્વાંગામી છે, તેના હુકમ આગળ કોનું ચલણ ચાલનાર છે? તું શાંતિને પામ."

આટલું બોલી તે વૃદ્ધ ફકીરો તે દેવડીથી થોડેક દૂર ગયા એટલે પચાસ નવયૌવનથી ભરપૂર સુંદરીઓ ત્યાં આવી. તે દરેક જણીએ અચ્છા શણગારેલા શ્વેત ટટ્ટુપર સ્વારી કીધી હતી. દેવડી નજીક આવતાં તેઓએ પોતપોતાના મ્હોંપરનો બુરખો કાઢી નાંખ્યો. તેમના માથાપર સૂવર્ણના ડાબડા હતા જેમાં સઘળી જાતનાં અમુલ્ય રત્ન ઘાલી લાવી હતી. તે દેવડીની આસપાસ સર્વ સુંદરી ત્રણ પ્રદક્ષિણા ફરી અને બીજાઓની માફક પૂર્વ પ્રમાણેજ ત્રીજી વેળાએ દ્વાર સમિપ ઉભી રહી; બાદ તે સર્વ પૈકી એક જે ઘણી મદમાતિ ગજગામિની, નવયૌવનથી ભરપૂર, દેખાવે ભલા ભલા ઋષિઓના પણ ગર્વ મુકાવે, જેના નેણનો ચળકાટ તિરથી પણ વધુ કારી, બોલવે કોયલથી પણ શ્રેષ્ટ, હાલનમહાલનમાં ભલી ભલી નાયીકાઓ પણ હારી જાય, ને જે વળી નૃત્યના ભેદ પણ યથાવિધિ જાણનારી તેણીએ નૃત્ય કીધું ને પછી, પોતાની બેહેનીઓની વતી બોલી, "અરે રાજપુત્ર! તું એકવાર અમારા જેવો સૌંદર્ય સંપન્ન હતો, તે તું હમારી પાસેથી શું શાંતિની આશા રાખે છે? જો અમારા સૌંદર્યનો પ્રતાપ તને પુનઃ સજીવન કરતો હોય તો અમે તારા ચર્ણકમળની દાસી થઇ રહીએ. પણ તું હવે અમારા સૌંદર્યનો ઉપભોગ કરી શકતો નથી, પ્રભાવ જોઈ શકતો નથી, યા સ્તવ અમે વૃદ્ધ કુબડી હોઇયે તોપણ ઠીક કે નવયૌવનમય લીલી કુંજાર હોઇયે તોપણ ઠીક."

જ્યારે તે નવયૌવનથી ભરેલી કુમારિકાઓ વિદાય થઇ ત્યારે રાજા અને સભાસદોએ ઉઠીને દેવડીની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કીધી, ને **કોદાદ**ના પુતળાને નમન કીધું. પછી રાજા બોલ્યો, "અરે મારા પ્રિય પુત્ર! મારી ચશ્મોના નૂર! મારા હૈયાના હાર! મારા જીવના જીવ, હું અંધનાં નેત્ર! હું પંગુના પગ! રે મજના જીવન **કોદાદ**! શું સદાને માટે હું તને ખોઇજ બેઠો!" આટલું બોલતાં તે ધ્રુસકે ધ્રુસકે રોયો અને દુઃખનો મોટો સુસકાર કીધો, જેથી સર્વેનાં હૃદય દ્રવિત થઇ ગયાં. તેના રડવાની અશ્રુધારાથી સમાધ લચકાબોળ થઇ ગઇ. એના સભાસદો પણ એની સાથે રૂદન કરતા હતા. તેઓના નેત્રમાંથી ખળખળાટ અશ્રુધારા વહેતી હતી. પછી સર્વે તે દેવડીમાંથી નિકળીને બહાર આવ્યા ને શેહેરમાં આવીને પોતપોતાને કામે વળગ્યા. બીજે દિવસે સઘળીજ મસીદોમાં રાજાના હુકમથી જાહેર પ્રાર્થના ચાલી ને કાજીઓએ નિમાજ પઢી; સતત એજ મુજબ આઠ દિવસ સુધી ક્રિયા જારી રાખી. નવમે દહાડે રાજાએ

પોતાના કુંવરોનો શિરચ્છેદ કરવાનો ઠરાવ કીધો. રાજપુત્રોના દુષ્ટપણાથી, નિર્દોષ કોદાદના બંધુહત્યારા ભાઈઓ માટે, સર્વેને ઘણો ધિક્કાર છુટયો હતો. તેઓના જીવ લેવા માટે સર્વેને ઘણો સંતાપ થયો હતો, પણ સર્વે તેઓને ધિક્કારતા હતા તેથી તેઓનો શિરચ્છેદ થવોજ જોઈયે એમ ચોબાજુએથી લોક પોકાર ઉઠી રહ્યો. વધસ્થંભો દટાતા હતા એટલામાં એવી ખબર આવી કે રાજા હારનનો પુર્વકાળનો શત્રુ ભારે લશ્કર લઇ કડેકોટ તૈયારી કરીને ચઢી આવેછે; અને તે શેહેરથી ઝાઝો દૂર નથી. એ બનાવથી તુર્ત માટે રાજપુત્રોની શિક્ષા મુલતવી રાખી. ઘણા દહાડા થયા અફવા ચાલી રહી હતી કે શત્રૂરાજા ભારે તૈયારી કરેછે, પણ તેની કશી ધારતી રાખી નહોતી; પરંતુ આ ખબરથી પ્રજામાં મોટો ગભરાટ થઇ રહ્યો. આ વેળાએ રાજપુત્ર કોદાદના મરણ માટે વધારે શોક થયો કેમકે, તે, એજ શત્રુ સામે યુદ્ધ કરી જય મેળવી આટલો પ્રસિદ્ધ થયો હતો. લોકો બોલવા લાગ્યા, "રે રે, વીરપરાક્રમી કોદાદ, તું જો જીવતો હોત તો આ શત્રુ રાજા, જે આપણાપર હુમલો કરવા આવ્યો છે તેની જરાપણ દરકાર કરત ખરા કે? તું તેઓને દમાને તેઓની સ્ત્રીઓની કોમળ છાતિના કુંભો નિસ્તેજ કરત; તેઓના શિર કેશમાં રક્ષા ઘલાવતે, ને તેઓની નથની બળીદાનમાં અપાવતે. પણ હાય કોદાદ, તું કયાં છે?" પરંતુ આ ભયથી રાજા જરાપણ ગભરાયો નહીં. તેણે ઝડપબંધ માણસો ભેગાં કરી સૈન્ય તૈયાર કરી દીધું. શત્રુ આવે તેની વાટ જોઇ બેશી રહે તેવો તે નાદાર નહોતો, તેથી બહાદૂરીથી સૈન્ય સહિત નગર બહાર પ્રથમ હલ્લો કરવાને અતિઘણા ઉત્સાહથી મેદાનમાં ગયો. શત્રુને પણ તેના દૂતોએ ને મોખરાના માણસોએ જાણ કીધી કે હારનનો રાજા સઘળા પ્રકારની તૈયારી કરીને આપણાપર હલ્લો કરવાને સામો આવે છે; ત્યારે તેણે પણ એક મોટા મેદાનમાં પડાવ નાંખ્યો અને સૈન્યને એકત્ર કરીને રાજા હારનના આવવાની વાટ જોતો સ્થંભ્યો.

હારન રાજાએ પણ પોતાના સૈન્યને એકત્ર કરી બરાબર વ્યૂહ રચના કરી, ને શત્રુ સાથે નજરોનજર થતાંજ હુકમ આપ્યો કે તુરત શત્રુપર અસાધારણ પરાક્રમ બતાવવા તુટી પડયા. સામાવાળા પણ કંઈ બેશી રહ્યા નહોતા. પ્રથમ તો હારનની સેનાએ શત્રુની સેનાનો પરાજય કરીને હઠાવી, પણ તેઓ પાછા આવીને ઉભા રહ્યા. શત્રુ પક્ષે મોટા આવેશમાં અતિ ઘણો સખ્ત હલ્લો કીધો. બંને બાજુપર ભારે કતલ ચાલી રહી અને

ઘણીવાર સુધી કંઇ કળી શકાયું નહીં કે કોનો જય થશે. અસંખ્ય સિપાઈઓ મરણ પામ્યા ને રણભૂમિપર રક્તનો પ્રવાહ વેહેવા માંડયો. છેવટે **હારન**ના રાજાના શત્રુની સંખ્યા મોટી હતી તેથી તે લોકોએ વિચાર કીધો કે એને ઘેરી લઇને પરાજય પમાડવો. આથી રાજાને તથા તેની સેનાને ઘણો મોટો ભય ઉત્પન્ન થયો. પણ એટલામાં દૂરથી યુધ્ધક્ષેત્રમાં ઘોડેસ્વાર મોટી ફોજ આવતી દીઠી અને તે બંને સૈન્યની નજીક દોડ કરતી આવી પોંહોચી. આ જોઇ ઉભય પક્ષ વિચારમાં ને ધાસ્તીમાં પડયા કે એ કોણ હશે? ને તે કોની કુમકે આવે છે તે માટે પણ ઉભય પક્ષમાં મોટી ચટપટી થઇ રહી. પણ આ સંશય તુરતજ દૂર થયો, કેમકે તે સેના આવતા સાથે મોટા આવેશથી **હારન** રાજાના શત્રુની પુંઠે પડી અને તેઓની ભારે કતલ કરીને નસાડી મુકયા. એટલુંજ કરી તે બેસી ન રહ્યા પણ તેઓ તેની પૂંઠે લાગ્યા ને હાથ આવ્યા તેની મોટી કતલ કરી નાંખી.

**હારન**નો રાજા સ્તબ્ધ રહીને આ જે બન્યું તે જોયા કરતો હતો અને પેલા જે ઘોડેસ્વારો આવ્યા તેઓના પરાક્રમને લીધે પોતાને સહાય મળ્યાથી ને તેના અણચિંત્યા આગમનથી પોતાને જય મળ્યો તે જોઇને તે દિંગ થઇ ગયો. પણ એ સઘળા કરતાં તો તેના મુખ્ય સરદારનું અદ્વિતીય શૌર્ય જોઇને તે મોહ પામી ગયો, ને બહુ આશ્ચર્ય પામ્યો; કેમકે રાજાએ સાધારણ શૌર્ય પરાક્રમના આવેશ કરતાં પણ વિશેષ બળથી તેને લડતાં દીઠો. યુધ્ધક્ષેત્રમાં તે જાણે ગાંજીવધર કે શૂરો પેહેલવાન રૂસ્તમ લડતો હોય તેમ જણાતું હતું. એ ઉદાર ને શૂરવીર પુરૂષનું નામ જાણવાને તથા તેની ભેટ કરવાને **હારન** રાજા ઘણો અધીરો થઇ ગયો હતો. એને મળવાને અને શાબાશી આપી આભાર પ્રદર્શિત કરવાને તે એટલો બધો ઉત્સુક થયો હતો કે તે અજાણ્યા માણસની નજદીક ગયો, પણ થોડેજ જતાં તેણે દીઠું કે તેજ પોતે પોતાને મળવા આવે છે. બન્ને એક એકની નજીક આવી લાગ્યા; તત્ક્ષણે તેને જોતાંજ રાજાને એવો તોઅગાધ આનંદ ને આશ્ચર્ય થયું કે તેના યોગે તે દેહભાન ભુલી ગયો. રાજા **હારન**ને માલમ પડયું કે તે શૌર્યવાન લડવૈયો, જેણે હમણાં શત્રુના લશ્કરને હાર પમાડી હતી તે તો **કોદાદ** છે ત્યારે ખુશી અને આશ્ચર્યતાથી તે દિગ્મૂઢ થઇ ગયો. **કોદાદે** પોતાના પિતાની નજીક જઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા, ને પછી તેના પિતાએ ઉઠાડયા પછી તે હાથ જોડીને ઉભો રહ્યો, ને મોટા વિનય સાથે પોતાના પિતાને કહ્યું,

"પિતાજી, આપની હજુરમાં એકાએક આવ્યો તેથી તમને આશ્ચર્ય પામવાને ખરેખર પુરતું કારણ છે, કેમકે તમોએ મને મરી ગયલો આજપર્યંત ધારી રાખ્યો હતો. અને ખરેખર મારૂં તેમજ થયું હતે, જો ઇશ્વરે પોતાની અદ્ભૂત શકિત વડે તમારા શત્રુની સામા તમારા ચરણની સેવા બજાવવા રક્ષણ કીધું નહોત તો." રાજા અદ્ભૂત પ્રીતિપૂર્વક બોલ્યો, "પ્રિય પુત્ર **કોદાદ**, શું ખરેજ તું મને પાછો પ્રાપ્ત થયો! શું તુંજ મારી સાથે બોલે છે કે? બેટા, પ્રિય પુત્ર, મેં તો તને ફરી જોવાની આશાજ છોડી હતી." એટલું કહી તેણે પોતાના હાથ પસાર્યા, તેમાં અતિ સ્નેહથી રાજપુત્ર દોડી કોટે વળગી પડયો. ઉભયે દૃઢાલિંગન કીધું ને પિતાએ અનેકવાર મીઠી લીધી.

ફરી રાજાએ **કોદાદ** કુંવરને ઘણીવાર સુધી બાથમાં ભીડી રાખી કહ્યું, "બેટા, હું મારા બધા કુંવરોને સારી પેઠે જાણું છું. હું જાણું છું કે તેં **કાળયવન**ના હાથમાંથી તેમને છોડવ્યા તેનો કેવો બદલો તે ચંડાળોએ વાળ્યો છે. એ સર્વ મને માલમ છે, પણ કાલેજ તેના બદલાનું વૈર લેવામાં આવશે; તું કંઇપણ ખેદ કરીશ નહિ ને તેઓના દુષ્ટ કર્મનું ફળ યથાસ્થિત મળશેજ. હમણા તો ચાલો મેહેલમાં જઇએ; તારી માતા જે તારે માટે અહોરાત્ર અન્નપાણી તજીને વાટ જોતી હશે તેને ભેટ ને સુખી કર. અને મને આજે જે જય પ્રાપ્ત થયોછે ને આપણા શત્રુનો પરાજય થયો તે તારાજ શૌર્ય પરાક્રમના યોગથી થયો છે,તે જાણીને તેને પરમ હર્ષ થશે અને તારે માટે જે પરાકાષ્ટ દુઃખ પ્રાપ્ત થયું હતું, ને તેનું ફળ અલ્લાહે આ પ્રમાણે આપ્યું છે તે જાણીને જો તેણીને ઘેલછા પ્રાપ્ત નહિ થાય તોજ પછી હું તને ને મને પરમ ભાગ્યશાળી ગણીશ."

**કોદાદે** કહ્યું, "પિતાજી, તે કિલ્લામાં **કાળયવન** સાથે મારે શું શું પ્રસંગ બન્યા તે આપે શી રીતે જાણ્યું? મેં મારા બાંધવોને ત્યાંથી છોડવ્યા તે વાત આપના જાણવામાં શી રીતે આવી? શું મારા ભાઇઓ પૈકી કોઇએ પોતાના કૃતકર્મનો પશ્ચાત્તાપ કરી તે વૃત્તાંત કહ્યું છે?" રાજાએ જવાબ દીધો, "ના ના, તારા ભાઇઓના દુષ્ટ કૃત્યનું વૈર લેવાને તારી પત્નિ-**દર્યાબાર**ની રાજકન્યાએ સઘળા વર્ત્તમાન અત્રે આવી નિવેદન કીધા છે. તે આપણા મેહેલમાં છે." **દર્યાબાર**ની રાજકન્યા આપણા પિતાના દરબારગઢમાં છે એવું જાણી **કોદાદ**ને કેવું સાનંદાશ્ચર્ય લાગ્યું, જેની કલ્પના થઇ શકે તેમ નથી, ને વર્ણવી શકાય તેમ પણ નથી. તે પોતાના

પિતાને કહેવા લાગ્યો, "પિતાજી, ચાલો—ચાલો હવે સત્વર રાજવાડામાં મારી માતા પાસે જઇએ, તે આપણી રાહ જોતી હશે. હું તેનાં આંસુ લુંછવાને અને મારી પ્રિય પત્નિ દર્યાબારની રાજકન્યાનો શોક નિવારણ કરવાને અત્યાતુર છું."

રાજા પોતાની સેના સહિત જય જયકારનો પોકાર કરતો પાછો નગરમાં આવ્યો. રાજા જીત મેળવી પોતાના મેહેલમાં દાખલ થયો તે વખતે સંખ્યાબંધ લોકો જયજય શબ્દના ઉચ્ચારણ કરતા અને "દીર્ઘાયુષી થાઓ," એમ આશિર્વાદ વદતા પાછળ આવતા હતા અને કોદાદની પ્રશંસાથી અંબર ગાજી રહ્યું હતું. પ્રજાએ ઉમંગ સહિત દરબારગઢના ચોગાનમાં "કોદાદ ચિરાયુ રહો," "હારન રાજા શત વર્ષ જીવો," એમ બોલીને પોતાનો પ્રેમ દાખવ્યો. પિરેજ અને દર્યાબારની રાજકન્યા- બંને સાસુ વહુ, રાજાને આવતો સાંભળી તેમને આવકાર દેવાને તથા વિજયનો આનંદ પ્રદર્શિત કરવાને ચાતકપેરે માર્ગપ્રતિક્ષા કરતી હતી; તેમણે જ્યારે યુવાન રાજપુત્ર કોદાદને પણ સાથે દીઠો ત્યારે તો તેમને પારાવાર આનંદ પ્રાપ્ત થયો, જેનું વર્ણન કરવુંજ અશક્ય છે. તેઓએ જ્યારે વિશેષમાં એમ જાણ્યું કે ચઢી આવેલા શત્રુને પાદાક્રાંત કરનાર પણ કોદાદ છે ત્યારે તો તે ઉભય આનંદસાગરમાં નાચવા લાગી; તેઓએ મળી ભેટી નેત્રમાંથી આનંદાશ્રુ કેટલોક સમય એક સરખાં પાડયાં—જે આગળ કરતાં જુદાજ પ્રકારનાં હતાં. ઉભરા સમાયા પછી તેમણે કોદાદને પુછ્યું કે, "ભાઇ કોદાદ મૃત્યુના મોંઢામાંથી તું કયા પ્રકારે ઉગર્યો ?,"

તેણે જવાબ દીધો, "હું તે તંબુમાં બેશુદ્ધ થઇ અચેત પડયો હતો, તેવામાં દૈવયોગે ત્યાં એક કણબી પોતાના ખચ્ચરપર બેસી આવી ચઢયો. તેણે મને એકલો અટુલો અને કેટલેક ઠેકાણે જખમી થયેલો દીઠો, તેથી મને પોતાના ખચ્ચરપર ઝટપટ બાંધી પોતાને ઘેર લઇ ગયો અને કંઈક જડીબુટ્ટી મોંઢાથી ચાવી મારા જખમપર લગાડી તેની બુટ્ટીનો કંઇ એવો વિલક્ષણ ગુણ હતો કે થોડા દિવસમાં હું સારો થઇ ગયો." વળી તેણે કહ્યું, "જયારે હું સારો થયો ત્યારે મેં તે કુણબીનો આભાર માની તેને મારી પાસે જે જવાહીર, હીરાઓ, માણેકાદિક હતું તે બક્ષિસ આપ્યું. પછી હારન રાજધાની તરફ આવવા નિકળ્યો—માર્ગમાં આવતાં સાંભળ્યું કે પડોશના આપણા શત્રૂ રાજા સૈન્ય ભેગું કરી આપણી રૈયતપર ચઢી આવે છે ત્યારે હું કુણબીઓમાં છતો પડયો અને તેમને પોતાનો બચાવ કરવા ઉશકેર્યા. મેં સર્વને ધૈર્ય ધારણ કરાવ્યું, ને આપણા રાજાને સહાય કરવાને ઘણાક જુવાનીઆઓને શસ્ત્ર સજાવી

દીધાં અને તેમની સરદારી લઈ જ્યારે એ સેનાનું તુમૂલ યુદ્ધ મચી રહ્યું હતું તેટલામાંજ આવી ચઢયો, ને પિતાજી તમારી સેવા યથાયોગ્ય બજાવી."

જ્યારે કોદાદ પોતાની વાત કહી રહ્યો ત્યારે રાજાએ કહ્યું, "ઈશ્વરનો આભાર માનો કે તેણે તારૂં રક્ષણ કરી જીવતો રાખ્યો; પણ જે દુષ્ટ રાજદ્રોહીઓએ તારા નાશ માટે પ્રયત્ન કીધોછે, તેઓને તેઓના અપરાધ બદલ દેહાંતદંડની શિક્ષા જરૂર થવી ઘટે છે." આ સાંભળીને ઉદાર દીલનો રાજપુત્ર બોલ્યો, "પિતાજી, તેઓ ગમે તેવા દુષ્ટ અને કૃતઘ્ની છે તથાપિ તે તમારાંજ રક્ત માંસથી જન્મેલા છે. વળી તેઓ મારા ભાઇ છે વાસ્તે હું તેમના સઘળા અપરાધ ક્ષમા કરૂં છું અને તમો પિતાજીને વિનંતિ કરૂં છું કે તમો પણ ક્ષમા કરશો." આ કોદાદની અનુપમ ઔદાર્યતા જોઈને રાજાની આંખમાંથી આનંદાશ્રુ વેહેવા માંડયાં ને તેનો કંઠ ગદગદિત થઇ ગયો. તેણે તત્કાળ સભા ભરી કોદાદને જાહેર રીતે પાટવીકુંવર પ્રસિદ્ધ કીધો. પછી પેલા રાજપુત્રોને બેડી પેહેરેલાજ કારાગૃહમાંથી તેડી આણ્યા. પિરોજના પુત્રે તેમની બેડી પોતાને હાથે તોડી એક પછી એક દરેકને પ્રેમાશ્રુથી ભીજવતો ભેટી વળ્યો. તે વખતે પણ તેનો પ્યાર પેલા કાળયવનના કારાગૃહમાં જેટલો જણાવ્યો હતો તેટલોજ હતો—બલકે તેથી પણ વિશેષ હતો, તેવો તે ઔદાર્યતાનો આત્મા ને સુશિળતાનો ચંદ્ર હતો. કોદાદની અમીરાઈથી લોકોનો મોહ વધ્યો અને ચાર ચાર મોંઢે વખાણ કરવા લાગ્યા. પેલા શસ્ત્ર વૈદ્યને દર્યાબારની રાજકન્યાની જે સેવા બજાવી હતી તેને માટે સારી પેઠે ઈનામ આપી નવાજ્યો. તેણે તો કોદાદની તારીફમાં ફક્કડ ગઝલો બનાવી ચોબાજુએ ગવાડી. મૃત્યુના મોઢામાંથી ઉગારનાર પેલા કણબીને પણ કોદાદ ભૂલી ગયો નહિ. કોદાદ અને દર્યાબારની રાજંકન્યાએ તે પછી અમનચમનમાં દહાડા કાઢયા.

આ પ્રમાણે વાર્ત્તા સમાપ્ત કરીને રઢીયાળી શેહેરાજાદી માધુર્યતાથી ભરેલા લવઝો બોલીને પોતાના પ્રાણેશને કેહેવા લાગી, "મહારાજ! કોદાદ ને તેના બંધુની આ તવારીખ અત્રે પુરી થાયછે. આપની આજ્ઞા હશે તો હવે પછી તમોને હું એક એવી ચમત્કારી વાર્ત્તા કહીશ કે જેથી તમો વિશેષ આશ્ચર્ય ને આનંદના સરોવરમાં બુડી જશો." "તું કહેછે તે કદાપિ સત્ય થશે, પણ જનસ્વભાવ વૃત્તાંતનું આ જે અનુપમ ચરિત્ર, સાથે વાત્સલ્યભક્તિ, પિતૃભક્તિ ને બંધુ ભક્તિ એ સર્વ જોતાં ને સાંભળતાં મને અપાર આનંદ પ્રાપ્ત થયો છે. વિશેષ શું કહું, તું જેવી મનોહારિણી પ્રીયકરિણી છે, તેવીજ તારી પ્રત્યેક વાર્ત્તા પણ છે." આમ બોલી સુલતાન નિમાજ પઢવા ગયો.

# અબૂહસન અથવા નિદ્રામાથી જાગૃત થયેલો તેની વાર્તા.

બીજે દિવસે અરૂણોદય થયો નથી તે પેહેલા, **દિનારજાદીએ શેહેરાજાદીને** ઉઠાડી કહ્યું કે "બેહેન, પેલી ચમત્કારી વાર્તા ચલાવની," એટલે સુલતાનાએ સુલતાન તરફ નમન કરી કહ્યું; મહારાજ!

**કાલીફ હરૂન અલરશીદ** જ્યારે રાજ્ય કરતો હતો ત્યારે બગદાદમાં એક અતિ ધનાઢ્ય વેપારી રહેતો હતો. તેણે એક વયે પોંહોચેલી પરંતુ સુંદર સ્ત્રી સાથે લગ્ન કીધું હતું. આ સ્ત્રી ગૃહકાર્યમાં બહુ કુશળ હોઇને સદ્ગુણુ સંપન્ન, પતિ આજ્ઞાપાળક, સુશીળ ને સર્વના હૃદયને શાંતિ પમાડે તેવી હતી. મોટી વય થયા છતાં તેને સંતાન નહિ હોવાથી ઉભયનું મન શાંત્વન નહિ પામવાથી તેઓ સદાજ અલ્લાહની પ્રાર્થના કરતાં હતાં. એમ કરતાં જ્યારે તે સ્ત્રીની વય ૩૦ વર્ષની ઉપર થઇ ગઇ ત્યારે તેને ત્યાં એક પુત્ર રત્ન સાંપડયું. જ્યારે પુત્ર જન્મ થયો ત્યારે તે વેપારીને ત્યાં જાણે નવેનિધિ ને અષ્ટમા સિદ્ધિ પધારી હોય ને જે આનંદ પ્રાપ્ત થાય તેવો આનંદ પ્રાપ્ત થયો. વેપારીએ પુષ્કળ ખેરાત કીધી ને તે પુત્રનું નામ તેણે **અબૂહસન** પાડયું. પુત્ર ઘણો લાડકવાયો હતો, તદપિ તેને દૂષણુ લાગે તેવી રીતે વર્તવા દીધો નહિ. માતા પિતાની આજ્ઞા વિરૂધ્ધ તે કંઈ પણુ કરી શકે તેમ નહોતું. તેને ઘણા સખ્ત શિક્ષાગુરૂને સોંપી કેળવણી આપી હતી. જ્યારે **અબૂહસન** ૩૦ વર્ષનો થયો ત્યારે પેલો વેપારી મરણુ પામ્યો અને તેનું બોહોળું દ્રવ્ય જે ઘણીજ કરકસર અને અથાક શ્રમથી મેળવ્યું હતું તેનો તે વારસ અને ભોક્તા થયો. બાપ જીવતાં **અબૂહસનને** સ્વેચ્છા પ્રમાણે કદીપણુ વર્ત્તવાનો સમય આવ્યો નહોતો. ખાઇપી મઝા કરવી એજ બસ, ને તેટલાજ પૈસા તેનો બાપ તેને આપતો હતો. એક પૈસો જાસ્તી ખરચ કરવો હોય તો તે કદીપણુ મળતો નહિ, ને પોતાના સમવયી તરૂણુ સ્વેચ્છાચારી થઇ મનમાં આવે તેમ મોજ મારતા તે જોઇને તેને અપાર દુઃખ થતું હતું.

**અબૂહસનના** વિચારો અને મનોવૃત્તિ પોતાના પિતા કરતાં જુદાંજ હતાં તેથી બાપની દોલતનો સ્વતઃ મુખત્યાર થતાંજ તેણે પોતાની

દોલતનો નિરાળોજ ઉપયોગ કરવાનું નિશ્ચય કીધું. પોતે નિરંકુશી થતાંજ ઠરાવ કીધો કે મારી મીલકતના પ્રમાણમાં મોજ મઝા મારી એકવારકી તો નામના કરવી. આવા વિચારથી તેણે પોતાની મીલકતના બે ભાગ પાડી દીધા; એક ભાગમાંથી તેણે કસબામાં ઘરો અને પરગણામાં જમીન લીધી; અને તેનો હેતુ એ હતો કે એની ખરી ઉપજ આવે તેમાંની એક પૈને પણ હાથ અડાડવો નહીં. એ ઉપજ પણ એટલી હતી કે તેવડે સારી રીતે નિર્વાહ ચાલી શકે; પણ તે સઘળી આવતી તે એ સંચય કરીનેજ રાખતો. અને બીજા ભાગવડે, પોતાના પિતાના દબાણથી મનમાં મુઝાયા કરતો હતો ને કંઇપણ મોજમઝા મારી શકતો નહિ તે મોજમઝા મારવા લાગ્યો. હવે સ્વછંદપણે ગયલા વખતનો બદલો સઘળો વાળી તાગડધિન્ના કરવાનો તેણે યોગ્ય ઠરાવ કીધો. તરૂણ માણસો આવતા વખતને માટે કંઇપણ વિચાર કરતા નથી તેવો **અબૂહસન** હતો. પેહેલાં તેણે સુકું જોયલું, પણ લીલામાં એકદમ પ્રવેશ થવાથી તે લીલાવનનો સુડલો અનેક પ્રકારના રંગ ઉડાવવા લાગ્યો.

આવા વિચારથી **અબૂહસને** પોતાની વય અને આબરૂમાં સમોવડીયા શ્રીમાનોની એક ટોળી ઉભી કીધી, જેથી મોજ ને આનંદમાં કાળક્ષેપ થાય. તેઓ બીજો કશો વિચાર કરતાજ નહીં, પણ નવી નવી ગમતજ શોધી કાઢવા પાછળ ઉદ્યોગી હતા. દરરોજ બપોર ને રાત્રીના મીજબાનીઓ ચાલવા માંડી અને તેમાં ભારે ભારે પકવાન્નો અને ઉંચામાં ઉંચા પ્રકારનું મદ્ય ને ફળફળાદિ પીરસાવા લાગ્યાં. મોટા મોટા ઉસ્તાદ ગવૈયા પાસે ઉત્તમ પ્રકારના ગાયનોની ધૂન લાગી રહી ને નવયૌવના એવી તરૂણ કળાવંતણીઓ નૃત્ય કરવાને હાજરાહજુર ચાલી આવતી હતી. તેઓના હાવભાવ નિરખી આ નિરંકુશ મદોન્મત્ત ભેળા થયેલા ફાંકડા જુવાનીઆઓ ગાવા લાગે, બજાવવા લાગે ને પછી હાથમાં મદ્યથી છલાછલ ભરેલા પ્યાલા લઇ તાન તોડવા મંડે, એમ બહાર ઉડી રહે. આ મીજબાનીઓમાં સાથે સાથેજ બગદાદની એ નૃત્ય કરનારી ઉત્તમ કળાવંતણીઓ પુરૂષ જોડે નાચ પણ કરતી હતી. રોજ રોજ કંઇ નવોજ ઢંગરંગ ચાલુ થતો. આમ એક વર્ષ ચાલ્યું. આ ઉત્સવોમાં **અબૂહસનને** એટલો ખરચ થતો કે એક વર્ષ પછી તેમ વધારે વાર તેનાથી જારી ન રખાયું; કેમકે એ મોજ શોખ સારૂ રાખેલી કુલ રકમ તે વર્ષ પુરૂં થયા સાથ ખતમ થઇ ગઇ. એણેજેવી મીજબાનીઓ આપવી બંધ કીધી કે એના મિત્રો પણ

આવતા બંધ થયા. તેઓ વધારેવાર શું કામ આવે? હવે **અબૂહસન** ખાલી ખમ્મ હતો; એટલે મળે શું કામ? તેઓ એની દૃષ્ટિયે પડે તો આડું જોવા લાગ્યા, અને એમ કરતાં એવું બને ને આકસ્મારિતક મિલાપ થઇ જાય કે એ જાતે પાસે જઈ વાત કરવા માંડે તો તેઓ ઉભા ન રહેતાં કંઈક બાહાનાં કાઢી પલાયન કરી જાય. મહારાજ, આ દુનિયા પૈસાની છે એ નિશ્ચયજ જાણવું જોઇએ.

પોતાના મિત્રો માટે આટલા બધા પૈસા ઉડાવી દીધા તે માટે **અબૂહસનને** કંઈપણ લાગ્યું નહોતું, પણ જ્યારે પોતાના મિત્રોની આ વિચિત્ર વર્તણુક જોઈ ત્યારે તે ઘણો આશ્ચર્ય પામ્યો. તે લોકોએ અતિ દૃઢ પ્રીતિના કોલ દીધા હતા અને હવે આમ નીચપણે અને કૃતઘ્ન થઇ તેનો ત્યાગ કીધો, તે તેને પોતાની બેવકુફાઈથી ઉડાવી દીધેલા પૈસા માટે લાગતું ન્હોતું તેથી સેંકડો ગણું વધુ સંતાપ કરવા જોગું લાગ્યું. તે ઉદાસીન થઇ વિચારમાં ગરક થઇ ગયો અને ભારે દિલગીરીથી ખિન્નવદને એક દિવસ પોતાની માતાના ઓરડામાં જઇ તેનાથી દૂર એક માંચાને છેડે જઇ બેઠો. તેને આવો શોકાતુર જોઈ તેની માએ પુછયું, "ભાઇ, શું થયું છે? આજે ખિન્નવદનનો કેમ છે? કેમ આમ છેકજ બદલાઇ ગયો? ઉદ્વેગી કેમ થઇ ગયો? આ તારી રોજની પ્રકૃતિજ કેમ ફેરવાઇ ગઈ છે વારૂ? ખરેજ તારી પાસે હતું તે તેં બધુંજ ઉડાવી દીધું હોત તોપણ તું આથી વધારે ચિંતાતુર નહીં થાત. હું જાણું છું કે તેં લખલુટ ખરચ કરી નાંખ્યો છે અને તારા સઘળાજ પૈસા પુરા થઇ ગયા છે એવું મને લાગે છે. મેં તો નિર્માણ કીધું હતું કે ભાઇ તારા હાલ આ રીતે બુરા છે. તારા ઉડાઉપણા આગળ એ પૈસા ઝાઝા દિવસ ચાલેજ નહિ. તે છતાં પણ હજી તારી પાસે સારી જાગીર છે; તું તારો મુખત્યાર હતો તેથી તારી વિચાર વગરની ઉડાઉડ અટકાવવા કંઇજ બોલી નહીં તે એટલાજ માટે કે હું જાણુતી હતી કે તેં અડધો અડધ પૈસાની જાગીરની ઉપજ ડહાપણુથી અગમચેતી કરી ઉંચી મુકી છાંડી છે. તેથી તું આટલી દિલગીરી શા માટે કરે છે તે હું કળી શકતી નથી."

આ શબ્દો સાંભળતાંજ **અબૂહસનની** આંખમાં આંસુ આવી ગયાં અને ધ્રુસકાં ખાતાં બોલ્યો, "અરે માતાજી, હું જોઉં છું કે દરિદ્રતા એ કેવી અસહ્ય છે. હવે મને અક્કલ આવી ને આંખ ખુલી કે તે સઘળા આનંદનો નાશ કરે છે. જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેવીજ

રીતે દરિદ્રતા આપણી સઘળી પ્રશંસા આપણી દુર્દશા પેહેલાંજ ભુલાવી દે છે અને આપણને આપણી ખરી હાલત છુપાડવા જરૂર પાડે છે. તેથી આપણને આખી રાત જંપ વળતો નથી અને રડી રડીને પુરી કરીએ છિયે. અર્થાત્, ગરીબને સગાંવહાલાં, ભાઈબંધ અને દોસ્તદાર બધાજ ઓળખતા નથી; તેના પ્રત્યે પ્રેમ રાખતા નથી ને તેને મનથી સર્વે અળખામણા થઈ પડે છે, ને સર્વેના મનથી તે અળખામણો થઇ પડેછે. જાણે કોઈ કોઇની ઓળખાણુજ નહિ હોય તેમ પરાયા માણસ જેવા સર્વે જણાય છે. માતાજી, તમો જાણો છો કે આ ગયું આખું વર્ષ મેં મારા મિત્રાને કેવાં લાડ લડાવ્યાં છે; મેં મારા સઘળા પૈસા પુરા થયા ત્યાંસુધી જે જે મનકામના તેઓએ કીધી તે બધીજ ઉદારતાથી પુરી પાડી છે; અને હવે જ્યારે હું પૂર્વેના ઠાઠમાઠથી તેઓને મિજબાની આપતો નથી, ને આપવાનો નથી ત્યારે તે સર્વે જણે મારો ત્યાગ કીધો છે. ઇશ્વરનો પાડ માનવો જોઇએ કે મેં મારી જાગીર માટે જે વિચાર કીધો હતો તેમાં મને દૃઢ રાખ્યો અને મારી પ્રતિજ્ઞા પ્રમાણે એક પૈપર પણ હાથ નાંખ્યો નહીં. એ અડધું દ્રવ્ય મને ઇશ્વરેજ સાચવી રાખવાની બુદ્ધિ આપી છે. તેને હવે કદીપણ હાથ નહિ લગાડું. તેનો સદ્વ્યય કરીશ. હવે મને સમજ પડી છે કે બાકી રહેલા દ્રવ્યનો કેવો ઉપયોગ કરવો. પણ પેહેલાં મારે અજમાયસ કરવી છે કે મારા મિત્રો—જેઓ તે ઉપમાને પાત્ર નથી તેઓ, પોતાની કૃતઘ્નતા કયાં સુધી દર્શાવે છે! હું એકવારકી એ બધાને ઘેર જઇશ. તેમને કહીશ કે જુઓ મેં તમારે માટે શું શું કીધુંછે; અને કંઇપણ ઉપકારીપણું રહ્યું છે કે સઘળું પાર પડી ગયું છે તે અજમાવી જોવા તેમને કહીશ કે મારૂં દુઃખ નિવારણ કરવા નાણાનું ઉઘરાણું કરી આપો. તેઓ પાસથી દ્રવ્ય લઇને કંઇ ઉપયોગ કરવાનો મારો મૂખ્ય હેતુ તો નથી, પણ જોવાનું માત્ર એટલુંજ છે કે તેઓમાં કૃતજ્ઞતાનો કંઇ અંશ છે કે નહિં."

અબૂહુસનની માતુશ્રીએ કહ્યું, "બેટા, હું મિથ્યા ડોળ ઘાલી તારા વિચાર પ્રમાણે ચાલતાં અટકાવ કરવા માંગતી નથી; તોપણુ આગળથીજ હું તને કહું છું કે એ વાતમાં તારે જરાપણ આશા રાખવી નહીં. એ સર્વે તારી ભ્રાંતિ છે; તેમની પાસે જવાથી કશો લાભ થવાનો નથી. તારો મિત્ર કે સાથી આ જે તારૂં દ્રવ્ય છે તે શિવાય કોઈ નથી. મારૂં કહ્યુંજ માન કે તારી જાગીર જે રહેલી છે તેપરજ વિશ્વાસ રાખ, પણ બીજો કોઇ

તને મદદ કરનાર નથી. હું જોઉં છું કે તારા વિચાર જુદાજ છે, પણ થોડીવારમાં તારી પૂર્ણ ખાત્રી થશે કે તારા મિત્રો કેવા છે. તારા જેવા બાળ મિત્રોમાં કોણ એવો છે કે જેને તું મિત્ર ગણી શકે? અને ઇશ્વિર કરે ને જેવી રીતે તેવાને ઓળખવા જોઇએ તેવા જડી આવે; એટલે કે તારા પોતાના ભલા સારૂ ઘણું થયું. સંપત્તિ મિત્ર તો અનેક છે, પણ વિપત્તિ મિત્ર તો દુર્લભજ મળી શકે છે.” **અબૂહસને** પ્રત્યુત્તર દીધો, “માતાજી, તમે જે કહો છો તે સઘળું હું પક્કાપણાથી જાણું છું ને તે માટે મારી પૂર્ણ ખાત્રી છે. પણ જે વાતની મને આટલી બધી ચિંતા થાય છે તે વધારે બારીકીથી તપાસવી જોઇએ કે તેમનું નીચપણું અને જડપણું માલમ પડી આવે ને મારા મનનો શક દૂર થાય.” પછી લાગલોજ **અબૂહસન** પોતાના મિત્રોને ઘેર ગયો ને વખત એવો સાંધ્યો કે જ્યાં તેઓ સઘળાજ એકઠા મળી આવ્યા. તેણે પોતાનાપર ગુજરેલું સંકટ નિવેદન કરી તેમની પાસથી પૈસાનો આશ્રય માંગી અનેક પ્રકારે વિનવણી કરી. વિશેષમાં તેણે કહ્યું કે હું દસ્તાવેજ લખી આપું છું કે મારૂં કામકાજ સુધારી દુર્દશા જે શરૂ થઈ છે તે અટકી ને પાછો સરળતાથી મારો કારભાર ચાલતો થયો કે તમારા બધા પૈસા પાછા આપીશ; તેની સાથે એવું પણ બતાવી આપ્યું કે આ સઘળી મુસીબત તમારે લીધે આવી પડી છે. મિત્રોની ઉદારતાને લલચાવવા માટે એટલે સુધી પણ કહેતાં ચુકયો નહીં કે થોડા દહાડામાં પાછા આગળની માફક મિજબાનીઓ શરૂ કરીશું એવું સામર્થ્ય મારામાં આવશે, ને હું તમોને પૂર્વ પ્રમાણે સંતુષ્ટ કરીશ તેમાં કંઇપણ સંશય નથી. તેમને, આ દુઃખી **અબૂહસન** વિનવી વિનવી થાકયો પણ તેના એક શબ્દે તેમના મનપર જરા જેટલી પણ અસર ન કીધી; અને ઘણાકે તો એમ પણ કહ્યું કે અમે કંઈ તને ઓળખતા નથી. તે સાંભળી તેને ઘણો સંતાપ થયો. જ્યારે **અબૂહસન** બોલી રહ્યો ત્યારે કેટલાકે તો તેને ધડકાવી નાખ્યો, ને પુછયું કે તું કોણ છે? ને કયાંથી આવ્યો છે? તને ઓળખે છે કોણ? તને અમે કદીપણ જોયોજ નથી, અહિંયા આવવાનું તને કારણ શું, ચાલ નિકળ હંઈયાથી, હરામખોર લબાડ, ભોળવવા આવ્યો છે કે? આમ કહીને હડધૂત કરી મુકયો. આ પ્રમાણે અપમાન થયું તેથી તે બાપડાની કેવી અવસ્થા થઈ તે કહેવામાં માલ શો? તે સંતાપ ને દુઃખ કરતો બળ્યો ધીકયો ઘેર પાછો ફર્યો, અને પોતાની માતાના ઓરડામાં જઇ કહેવા લાગ્યો, “અરે

માતાજી ! તમારૂં કેહવુંજ આખરે ખરૂં પડયું. કોઇ મિત્ર તો મને માલમ પડયોજ નહીં; સઘળા જુઠા, કૃતઘ્ની, અધમ, ઘાતકી, હરામખોર, કમબખ્તોજ નજર આવ્યા ! તે મિત્રના નામને યોગ્યજ નથી. તે મારા મિત્ર તે કેવા ? હું તેમનો સર્વથા ત્યાગ કરૂંછું અને પ્રતિજ્ઞા કરૂંછું કે તે દુષ્ટોનું ફરીથી મોંઢું કાળાંતરે પણ જોઇશ નહિં."

આ નિશ્ચય કીધા પછી **અબ્બુહસન** કદીપણ તલ જેટલો પણ પાછો હઠ્યો નહિં અને આગળના ઉડાઉપણાથી જે તંગી આવી પડી હતી તેને માટે ઘણો સાવચેત રહેવા લાગ્યો કે ફરીથી તેવું ન થાય; તેમજ કોઇને જણાવવા દીધું નહિં કે તે આમ ફસાઇ પડયો છે. તેણે એવા પણ શપથ લીધા કે જીંદગી પર્યંત બગદાદ નગરના એક પણ રહીશને કોળીઓ ધાન ન ખવાડવું. તેણે જે ત્રીજોરીમાં જાગીરની ઉપજ જમા કીધી હતી તે, ગુપ્તગૃહ ખાલી બહાર કાઢી અને જે ખાલી પેટીઓ ખલાસ થઇ હતી તેને સ્થળે આ નવી પેટીને ગોઠવી; ને તેમાંથી ફક્ત એટલાજ પૈસા દરરોજ કાઢતો કે પોતે અને પોતા સાથે એક મિજબાન જમે તેના રોજના ખરચ માટે બસ થાય. તે વળી નવો આવનાર પહ્રોણો પણ એના શપથ પ્રમાણે બગદાદ શેહેરનો રહિશ તો હોયજ નહીં, પણ તેજ દિવસે બગદાદ નગરમાં આવી ચઢેલો એકાદો પરદેશી હોવો જોઇયે. અને તેને પણ બીજે દહાડે સવારે રૂખસદ લઈ લેવી જોઇયે. ફકત એકજ રાત્રિ તેની આગતાસ્વાગતા માટે જગ્યા આપી, તેની યોગ્ય બરદાસ્ત કરવી ને બીજે દિવસે પ્રભાતમાં તે પોતાનો માર્ગ પકડે એવી તેની સાથે બોલી કરી તેડવો.

આ યોજનાને દઢ વળગી રહી **અબૂહુસન** નિત્ય સવારે જેટલી જોઇયે તેટલી સામગ્રી કાળજી રાખી મંગાવતો અને સંધ્યાકાળ થતાંજ બગદાદ શેહેરના પુલપર જઈને બેસતો. ત્યાં કોઈ પરદેશી આવતો દીઠામાં આવે કે તુરત તેને આવકાર દઇ બોલાવે અને તે રાત્રિના પોતાનો પહ્રોણો થઇ રહી પોતા સાથ પોતાને ઘેર જમવા પધારે તે માટે આમંત્રણ કરતો. પછી પોતે પોતાને માટે બાંધેલો રોજનો વહીવટ કહી સંભળાવીને તેને પોતાને ઘેર તેડી લાવતો. **અબુહસન** પોતાના પહ્રોણાને જે પંચવાણીના પકવાન્નનું ભોજન કરાવતો તે કંઇ બહુ ભારે કરાવતો નહીં; પણ સારી રીતે ઘી તેલ વાપરેલાં હોય અને સાથે ઉત્તમ પ્રકારનું મદ્ય પણ પુષ્કળ હોય તેટલુંજ હતું. જેથી પહ્રોણાને ઠીક મઝા પડતી હતી. એ રંગરાગ સારી પેઠે મધ્યરાત્રિ વિતે ત્યાં સુધી ચાલતો. વળી ગામ ગપાટા પણ ત્યાં ચાલતા હતા

**અબૂહસન** કદિ રાજકાજની, અને સમયે પોતાનાં કુટુંબ અને ધંધા રોજગાર સંબંધી વાતચિત કરતો હતો. વખતે વળી જૂદાજ મનોરંજક વિષયપર મોટું સંભાષણ કરતો. તે સ્વાભાવિક રીતેજ એવો ગમ્મતિ અને આનંદી હતો કે જે વિષયપર વાત કરે તેને તેવીજ રસમય કહી દેતો. એકાદો વિષય નિકળ્યો જોઈયે, ને નિકળ્યો કે પછી જોઇ લ્યો **અબૂહસન**ની સંભાષણ શક્તિ! તે સડસડાટ બોલ્યો જતો અને ગમ્મત એવી ઉડાવતો કે જ્યારે બીજે દહાડે સવારે પહ્રોણો જાય ત્યારે તે બેશક દિલગીર થતો. પોતાના પહ્રોણાને વિદાય કરતો ત્યારે કહેતો કે "ઇશ્વર જ્યાં જ્યાં તમો જાઓ ત્યાં ત્યાં તમારૂં રક્ષણ કરો. જ્યારે ગઇ રાત્રે મેં આપને મારી સાથે વાળુ કરવાને તેડયા ત્યારે મેં મારો નિયમ આપને કહી સંભળાવ્યોજ છે; માટે હું આપને કહું છું કે આપે ફરી મેળાપ ઘરમાં કે બહાર ન કરવો ને ભેળા બેસી મદ્યપાન પણ ન કરવું. આ આપણી ભેટાભેટ છેલ્લી છે ને એ કહેવા માટે તમો કંઇ રાગ ધરતા નહિં. કેમકે એને માટે મારે કંઇક કારણ છે તે હુંજ જાણું છું! માટે ઇશ્વર તમારાં સુખ માટે સહાય થાઓ."

**અબૂહસન** પોતાની પ્રતિજ્ઞા પાળવામાં ઘણોજ સાવધાન હતો. એક વખત જેને જમાડયો હોય તે માર્ગમાં કે પૂલપર કદી મળી જતો તો તેની સામું કદિ બાડી આંખે પણ જોતો નહીં કે તેની સાથે ફરી બોલતો પણ નહીં. પાછળથી જો તે મોહોલ્લામાં, ચકલામાં કે કોઇ જાહેર મિલાવડામાં મળી જતો તો નજર ચુકાવી દેતો ને ત્યાંથી ખસી જતો કે તેઓ એની સાથે કંઈ બોલી શકે નહીં કે તે એની સાથે કંઇ વાતચિત પણ કરી શકે નહીં. આવી રીતે પુષ્કળ દિવસ પર્યંત તે વર્ત્યો. એવામાં એક દિવસ સંધ્યાકાળે સૂર્યાસ્ત પૂર્વે, જરા વેહેલાં, પોતે નિયમ પ્રમાણે બગદાદના પુલપર બેઠો હતો તેવામાં **કાલિફ હરૂન અલરશીદ**ની સ્વારી ત્યાં આવી ચઢી. પણ તેણે એવો વેષ ધારણ કીધો હતો કે તે **કાલિફ** હતો એ ઓળખવો મુશ્કેલ હતો. એ રાજાને, અગરજો પોતાના મૂખ્ય મંત્રી અને ન્યાયખાતાના કાર્યભારીઓ પોતાનું કામ ઈમાનદારી અને પ્રમાણિકપણાથી કર્યા જતા હતા તોપણ, પોતે જાતે નગરની તપાસ કરવી એવી હોંસ હતી; અને એટલાજ માટે એ મહારાજ બગદાદ શેહેરમાં અને પરાંઓમાં પ્રત્યેક માસની પેહેલી મિતિયે કોઈ વખત કોઈ રસ્તે તો કોઇ વખત કોઈ રસ્તે, વિધવિધ જાતના વેષ ધારણ કરી ફરવા નીસરતો હતો.

જે દિવસે તે પૂલની નજીક **અબૂહુસનને** મળ્યો તે દિવસે તે માસનો એકમનો દિવસ હતો, તેથી રાજવહીવટ તપાસવાને એ નિસર્યો હતો. તેણે મૌસલના એક વેપારીનો વેષ ધારણ કીધો હતો અને તેની પાછળ પાછળ એક ઉંચો રૂષ્ટપુષ્ટ હબસી દાસ ચાલ્યો આવતો હતો. એવી રીતે તે નામદારની સ્વારી **અબૂહુસનના** પૂલ નજીક આવી પહોંચી.

આ વેષધારી સંભાવિત વેપારીનો દેખાવ એવો ગંભીર અને દબ-દબા ભરેલો હતો કે **અબૂહુસને** ધારી ધારીને તેને જોયો, ને તે મૌસલનો વેપારી છે એમ નિશ્ચય થયા પછી લાગલો ઉઠીને ઉભો થયો અને અદબ ભરેલી રીતે સલામ કરી હાથનું ચુંબન કરી બોલ્યો, "મહારાજ ! બહુ સારૂ થયું; આપ સુખરૂપ આવી પોંહોચ્યા, તે માટે અલ્લાહનો પાડ માનું છું. પ્રવાસથી તમો થાકેલાપાકેલા હશો, માટે આપને વિનંતી કરૂં છું કે આપે મારે ઘેર આજ રાત્રિયે વાળુ કરી મારૂં ઘર પાવન કરવું. મારાથી બનશે તેટલી આપની પહુરોણાગત કરીશ. તેથી આજની રાત મારે ઘેર આરામ કરશો તો મોટો ઉપકાર થશે." પછી તે ગૃહસ્થ ના ન પાડે માટે પોતાનું વૃત્ત, કે જે પેહેલો પરદેશી મળે તેને જમાડવો તે કહી સંભળાવ્યું. **અબૂહુસનનો** તુરંગ કંઇ વિચિત્રજ **કાલિફને** લાગ્યો. તે તેનું કારણ જાણવા ઘણો આતૂર જણાયો, અને બોલ્યો, "ઠીક છે ભાઇ! પરદેશી માણસપર કોઇ આટલી મેહેરબાની કરે નહીં તે છતાં જો હું આપનું આમંત્રણ પાછું ઠેલું તો તે ઠીક નહીં લાગે, માટે આપની ઉપકાર-ભરી માગણી કબુલ રાખુંછું. બગદાદમાં પેસતાંજ આ પ્રમાણે અનાયાસે જે સત્કાર તમારી તરફથી મળે છે તે ઇશ્વરી છે એમ ગણું છું. ચાલો, કયાં તેડી જાઓ છો? અમે આવવાને તૈયાર છિયે."

**અબૂહુસન** જાણતો ન્હોતો કે કંઇક દૈવયોગે આવી ચઢેલો આ પહુરોણો, જેને પોતાને ઘેર તેડેછે તે પોતા કરતાં કેટલો શ્રેષ્ટ છે; તેથી **કાલિફ** સાથ પોતાના બરોબરીયા તુલ્ય વર્ત્યો. પછી તેને ઘેર તેડી ગયો અને એક સ્વચ્છ ઓરડામાં એક ઉંચે આસને માનભરી રીતે બેસાડયો. વાળુની તઇયારી થઇ એટલે તુરત મેજપર કપડું પાથર્યું. બંનો સાથે ભોજન માટે બેઠા. **અબૂહુસનની** મા જાતેજ રસોડાની તજવીજ રાખતી હતી. તે પકવાન્ન બનાવવામાં બહુ સુઘડ હતી. તેણે ત્રણ ખુમચા પીરસી મોકલ્યા. પેહેલામાં મૃગ અને ચાર મ્હોટી કુકડી હતી; બીજા બે જે આજુબાજુ મુકયા હતા તેમાં એકમાં એક રૂષ્ટપુષ્ટ હંસ સેકીને મુકયું

હતું અને ત્રીજામાં ઉકાળેલાં કબુતર હતાં. ભોજન સાદું હતું પણ તે ઘણું સરસ હતું. બરાબર રસોઇની તેવડ રાખી રીતસરના મરી મસાલા અને રસાદિક પદાર્થથી તેને સ્વાદીષ્ટ કીધું હતું.

**અબૂહસન** પોતાના મિજબાનની સામું આવી બેઠો અને તેણે અને **કાલિફે** જેને જે ભાવ્યું તેનું યથેચ્છ ભોજન કીધું, અને દેશાચાલ પ્રમાણે કંઇપણ બોલ્યા નહીં કે સાથે બેસી કંઇ પીધું પણ નહીં. જમી રહ્યા પછી **કાલિફ**ના ચાકરે તેમના હાથ ધોવાને પાણી આણ્યું અને તેટલામાં **અબૂહસન**ની માતાએ મેજ સાફ કરી નાંખી અને મુખ શુદ્ધિ માટે તે વખતની ૠતુમાં મળતા મેવા, જેવા કે દ્રાક્ષ, સીતાફળ, જમરૂખ, ખજુર અને સુકી બદામ પસ્તા વગેરે પદાર્થની રકાબી ભરીને આણી. રાત્રિ થઇ એટલે મીણબત્તીઓ સળગાવી; અને **અબૂહસને કાલિફ**ના ચાકરની સરભરા કરવા પોતાની માને ભલામણ કરીને પોતે ઉત્તમ જાતના મદ્યના શીશા કાઢી, પ્યાલાઆદિ વાસણ **કાલિફ**ની સમીપ મુકયાં.

પછી **અબૂહસને** આ વેષધારી મૌસલના પાતશાહ વેપારી પાસે પુનઃ મેજપર બેસી તે મેવો ખાવા માંડે તે પેહેલાં દ્રાક્ષારસનું એક પ્યાલું ભર્યું; ને તે પોતાના હાથમાં લઇ **કાલિફ** આગળ ધરી બોલ્યો, "મહારાજ! આ વાત જગજાણીતી છે કે મરઘો પાણી પીવાનો થાય છે, ત્યારે પોતાની મરઘીને બોલાવ્યા વગર કદીપણ પીતો નથી. હું આપને મારા અનુસંગી થવા આમંત્રણ કરૂં છું. હું નથી ધારતો કે આપ મારે માટે શું ધારણા બાંધશો. ગમે તે મત બાંધો, પરંતુ જો મને પુછો તો હું તો એમજ કહું કે જેને દ્રાક્ષારસનો શોખ નહોય ને તેનો તિરસ્કાર કરી શહાણો થવા ઇચ્છે તે શહાણો ગણાતોજ નથી. એવા મૂર્ખ ને ઉદાસવૃત્તિના હોય તેને પોતાના ઉદાસ શોકકારક વિચારોમાં મરી રહેવા દો અને ચાલો આપણે તો મોજીલા થઈ જઈયે. અહા! આ છલકાતું પ્યાલું મને કેવું આનંદમય લાગે છે! એનું જે સેવન કરે તે પણ એવોજ આનંદમય થઇ જશે."

**અબૂહસન** પ્યાલું ગટ કરતો હતો તેવામાં **કાલિફે** પોતા માટે મુકેલું પ્યાલું સ્વતઃ ઉઠાવી કહ્યું, "મને પણ એનો શોખ છે ખરો. તમે ઘણા પ્રમાણીક માણસ છો; તમારો આનંદી સ્વભાવ મને બહુ ગમે છે, અને આશા રાખું છું કે બીજું એટલુંજ પ્યાલું ભરી મને આપશો."
**અબૂહસને** પોતાનું પ્યાલું ગટ કરી જઇને **કાલિફ**નું પ્યાલું પુનઃ ભરી તેને

આપતાં આપતાં બોલ્યો, "મેહેરબાન, આ દ્રાક્ષારસની લ્હેઝત જરા જુઓ તો ખરા. હું ખાત્રી કરૂં છું કે એ મદ્ય ઘણું ઉત્તમ છે, એની ખુમારી વળી ઓરજ છે." કાલિફે હસતાં હસતાં જવાબ દીધો, "અંહ! ઠીકજ છે. હું બરાબર તમારૂં કહ્યું માનું છું. સૌથી સરસમાં સરસ ચીજ પારખી કાઢવામાં હું જાણું છું કે તમો ઘણા કુશળ છો. તમો ન પારખો તો પારખશે કોણ?" પોતાનું મદ્યનું પ્યાલું કાલિફ લઈ પ્રાશન કરતો હતો એટલામાં અબૂ હસન બોલ્યો, "અરે સાહેબ, આપનું મ્હોડું જોઇનેજ હરકોઇ પારખી કાઢશે કે તમે દુનિયા જોઇ છે અને દુનિયાને જાણો છો કે કેમ સારી રીતે તે ભોગવવી! લૌકીક સુખની લ્હેઝત મને પણ છે ખરી." વળી તેણે અરબ્બી ભાષામાં એક લાવણી ગાઈ, જેનો અભિપ્રાય એવો હતો કે, "જ્યારે ઘર જો મારૂં પોતાનું મન સમજે અને સમજાવી શકે, તો તે તમને રાખવાને માટે કેટલું સુખીઆરૂં થાય! આનંદી બનીને તમારે પગે પડીને કહેશે કે, 'આજે મારા સુખનો પારાવાર નથી. તમારા સરખા સંભાવિત ગૃહસ્થ, મજ ગરીબપર મેહેરબાની કરનાર, આજે આ ઝુંપડીમાં રહ્યા એ મારૂ મોટું નસીબ.' વધારે શું કહું? આજે તમારા જેવા ફક્કડ લાલા સાહેબની મૈત્રી થઇ એ મારૂં ધન્ય ભાગ્ય છે. તમારા સમાગમથી મારૂં મન આનંદથી રેલછેલ થઇ ગયું છે."

કાલિફ સ્વાભાવિકપણે મશ્કરો ને ગમ્મતિ હતો તેથી અબૂહસનની આ ટોળથી તેને ઘણી રમુજ પડી અને પીવામાં ખૂબ મશગુલ થઇ તેનો ચડસ વધારવા લાગ્યો; એવા વિચારથી કે પોતાને જમવા તેડનારના વિનોદી સ્વભાવથી પોતાની જિજ્ઞાસા તૃપ્ત થઇ શકશે. કાલિફે દમબેદમ પ્યાલા આપીને અબૂહસનને ઘણો રંગીલો બનાવ્યો. પછી તેનું નામ, કામ અને કેવી રીતે વ્યવહાર ચલાવે છે તે પુછ્યું. તેણે જવાબ દીધો, મહારાજ મારૂં નામ અબૂહસન છે. મારા પિતા બગદાદ શેહેરના એક વેપારી હતા અને તે હાલ ઘણા દિવસ થયા અલ્લાહ પાસે ગયા છે. તે કંઇ મોટા ધનાઢ્ય તો નહોતાજ, તોપણ ઘણા સુખ ચેહેનમાં રહેતા હતા. કોઇ વાતની તેઓને કમીના નહોતી. તેમના મરણ વખતે મને જે વારસો મળ્યો તે ખાઈ પીને બેઠા ચેહેનબાજી કરવાને પુરતો હતો. લૌકિક વ્યવહાર તેથી સારી રીતે ચાલી શકે તેમ હતું. બાપાજી જીવતા તો મારાપર બહુ સખત રહેતા હતા. કદીપણ સ્વચ્છંદે વર્તવાનું તો તેમના જીવતા જીવત મુશ્કેલજ હતું, તેથી જ્યારે તેવણ મરણ પામ્યા ત્યારે જે જુવાનીનો વખત મેં ગુમાવ્યો

હતો તેનો પણ સારી રીતે બદલો વાળી લેવાનો મેં ઠરાવ કીધો. વળી આટલું છતાં પણ," અબૂહસને કહ્યું કે, "હું બીજા ઘણાખરા તરૂણો જેવો અવિચારી નહોતો, કે જેઓ વિચાર કીધા વગર મોજમઝામાં ગુલતાન થઇ જાયછે. તેઓ ભોગવિલાસમાં એવા તો લદબદ થઇ જાય છે કે પાઇએ પાઇ ઉડાવી દે છે; અનેક પ્રકારના વ્યસનમાં પડે છે, ને પૈસાની ધૂળધાણી કરી નાંખે છે, પછી તેમાંને તેમાં દારિદ્રાવસ્થાને પહોંચે છે; અને તેને માટે જન્મભર પ્રશ્ચાત્તાપ કરવો પડે છે. એ દુર્ભાગ્ય દૂર કરવા મેં મારી પાસે જે પુંજી હતી તેના બે ભાગ કીધાઃ–એક ભાગમાં ઘર જમીન વગેરે જાગીર ખરીદેલી તે ને બીજા ભાગમાં રોકડ પુંજી. જે રોકડ પુંજી રાખી હતી તે તો મારા મિત્ર આસનાવ સાથે ચેહેનબાજીમાં ઉડાવવાનો નિશ્ચય કીધો; પણ જાગીરની ઉપજ આવે તેની એક કોડીને પણ હાથ ન લગાડવો એવો મેં મનમાં દૃઢ ઠરાવ રાખ્યો. હું મારા સમવયી તરૂણ સોબતિયોમાં સામેલ થયો, અને મારી પાસે જે રોકડ નાણાં હતાં તે વડે દરરોજ મોટા ઠાઠમાઠથી ઉજાણી મિજબાની ખૂબ ઉડાવવા લાગ્યો અને ખરૂં પુછાવો તો કોઇપણ લ્હેઝત બાકી રાખી નથી. તેમજ મારા મિત્રોના મનમાં જે હોંસ થતી તે મારે પૈસે પુરી પાડતો હતો. પણ એવી રેલછેલ ઝાઝા દહાડા ચાલી નહીં. એક વર્ષ પુરૂં થયું એટલામાં તો ત્રીજોરીનું તળીયું દેખાયું અને મારા મેજપર મારી સાથે બેસી જમનારા મિત્રો પણ ગચ્છંતિ કરી ગયા. પછી હું તે બધાને ઘેર વારા ફરતી મળી આવ્યો અને હું જે દુર્દશામાં આવી પડયો હતો તે જણાવ્યું, પણ કોઇએ મને મદદ કરવાને હા પાડી નહીં.

"આ ઉપરથી મેં તેમની મિત્રાચારી છોડી દીધી, અને એટલો હાથ ખેંચી પકડયો કે બસ ઉપજના પ્રમાણમાંજ ખર્ચ કરવો જારી રાખ્યો છે. અને પ્રતિજ્ઞા લીધી છે કે કોઇ મંડળીમાં સામેલ થવું નહિ ને કોઇને તેડવો પણ નહીં, પણ ફક્ત દરરોજ બગદાદ શેહેરમાં આવતો જે પરદેશી પેહેલો મળે તેને ઘેર સાથે જમવા આમંત્રણ કરવું અને ફક્ત તેજ એક રાત્રિ તેની સાથે ગાળી તેની યોગ્ય બરદાસ્ત કરવી. બાકીનું તો સર્વ વૃત્તાંત મેં આપને આગળ કહેલુંજ છે. આપના જેવા યોગ્ય માણસની મુલાકાત થઇ તેથી આજનો દિવસ હું બહુ મોટા ધન્યભાગ્યનો માનું છું."

આ વૃત્તાંત સાંભળી કાલિફ ઘણો સંતોષ પામ્યો અને અબૂહ-

**સનને** કહેવા લાગ્યો, " તમે જે વર્ત્તણુક ધારણ કીધી છે તેને માટે અને તમે તમારી આગલી વૃત્તિ મુકી દેવામાં કેટલું ડહાપણ વાપર્યું છે તેને માટે હું શું સ્તુતિ કરી શકું ? જેટલી તારીફ કરૂં તેટલી થોડી છે. તમારા જેવા તરૂણો ભાગ્યેજ એવા દૃઢઠરાવના મળી આવે; અને તમારી વધારે પ્રશંસા એટલા માટે કરવાની કે તમો તમારા ઠરાવને દૃઢપણે વળગી રહ્યા છો. એકવાર કરેલો નિશ્ચય કદી પણ છોડવો નહિ એ તમારી મોટી ખૂબીછે. જે રસ્તે તમો ચાલ્યા હતા તે ઘણોજ દુસ્તર હતો. હું વિસ્મય થયા વગર રહેતોજ નથી કે તમારાં રોકડ નાણાં બરબાદ થયા પછી તમારી જાગીરની ઉપજ યા જાગીરપર તમારી દાનત બગડી નહીં અને કોણ જાણે કેવી રીતે તમારા જીવને સાધ્ય રાખી શક્યા ! યોગ્ય કહું તો તમારા જેવો તરૂણ પોતાની મનોવૃત્તિ કદાપિજ સાધ્ય કરી શકે છે. તે તો રોકડ સાથે મીલકતના પણ ફનાફાતિયા ઉડાવી દેવાને ચુકે તેમ નહિંજ. ખરૂં પુછાવો તો હું તમારી સ્થિતિને માટે ઇર્ષા કરૂં છું; તમો દુનિયામાં ખરા સુખી નર છો કે દરરોજ કોઇ કોઇ પણ તમારી સાથે છુટથી વાતચીત કરવાને સાથી જડી આવે છે; જેને સંતોષ પમાડી તમો પણ સંતોષ પામો છો. તેની રીતભાત વગેરે સર્વે તમે જાણો છો ને તમારી પૃચ્છક બુદ્ધિને ધન્ય છે. એતો ખરૂં, પણ બોલવા ચાલવામાં ને આપણી વાતોના તડાકામાં હું મારૂં ભાનજ ભૂલી ગયો છું, આપણે ફોકટમાંજ બેસી રહ્યા. ભલા માણસ, ચાલો તમે પણ એક પ્યાલું ઉઠાવો અને મારે માટે પણ ભરો. હૂં ચલાવો."

આ પ્રમાણે **કાલિફ** અને **અબૂહુસને** જુદા જુદા વિષયપર વાતચીત કીધી અને મદ્યનાં પ્યાલાં સારી પેઠે રાત વહી ગઇ ત્યાં સુધી ચઢાવ્યા કીધાં. પછી **કાલિફે** ઢોંગ કરીને કહ્યું કે, "આજના પ્રવાસથી મને ઘણો થાક ચઢયો છે માટે હવે આરામેશ જોઇએ. પણ," વળી તે બોલ્યો, " મારે લીધે હું તમારી નિદ્રામાં વિક્ષેપ પાડવાને રાજી નથી તેથી કાલે સવારે હું, તમો ઉઠશો તે પેહેલાં ચાલ્યો જઈશ. આપે જે લાયકી જણાવી છે અને આનંદથી મારી પહુરોણાચાકરી કરી સત્કાર કીધો છે તેને માટે મારી ખુશી જણાવી લેવી જોઇએ; ને ખાત્રીથી કહું છું કે આ બરદાસ્ત કદી પણ વિસરનાર નથી.ફકત મને એટલીજ મુઝવણ થાય છે કે તમારી સેવાનો કેવી રીતે બદલો વાળવો તે હું જાણતો નથી. માટે હું આપને વિનતિ કરૂં છું કે તે કેવી રીતે વાળવો તે તમેજ મને જણાવશો. તમારા મનમાંજે કંઇ

વાત હોય તે મને કહો, અથવા કંઈ વસ્તુ તમારે જોઈતી હોય તો તે કહો, કે કંઇ હેતુ પાર પાડવો હોય તો તે પણ કૃપા કરીને જણાવો કે તે પાર પાડવાની તજવીજ કરૂં. એ કહેવાથી તમને માલમ પડશે કે હું કૃતઘ્ની નથી. તમારા જેવા માણુસને કંઇપણ કામ, કંઇ તંગી, કે કંઇ મનગમતું કરાવવાની ઇચ્છા નહોય એ અસંભવિત છે. તેથી કંઇપણ સંકોચ ન રાખતાં કહી દો અને તમારા મનનો ખુલાસો કરો. અગરજો દેખીતો તો હું માત્ર એક વ્યાપારી છું, તદપિ આપની સેવા કદાચ સ્વતંત્રપણે કરી શકું નહિ તો કોઇ મિત્ર પાસે પણ કરાવી શકીશ."

**અબૂહસન**, કાલિફનું આ કહેવું સાંભળી, હજી પણ તેને મૌસલનો વ્યાપારીજ સમજી બોલ્યો, "મહારાજ, મારી પંડે ખાત્રી થઇ છે કે આપ જે વાતો કહો છો તે ફક્ત એક વિવેકવચન દાખલજ કહેતા નથી, પણ ખરા પ્રમાણીક મિત્ર તરીકે કહો છો જે હું જાણું છું, ને તે કરવાનું સામર્થ્ય તમારામાં છે તે પણ હું પક્કેપણે જાણું છું. પણ મને કશાની અભિલાષા નથી, કંઇ કામ પણ કરાવવાનું નથી, તેમ કંઈ ઇચ્છા પણ નથી; અને હું કોઇ પાસે કંઈ માગતો પણ નથી. ઇશ્વરે પોતાની પૂર્ણકૃપાથી મને સર્વ વાતે સુખી કીધો છે. મેં આપને જણાવ્યું છે કે મને કશી લાલચ છેજ નહીં, અને હું મારી હાલની સ્થિતિ ઉપર સંતોષ માનું છું, માટે આપની કૃપા ભરિત માગણી માટે આભાર માનું છું. તેમજ આપ કૃપા કરી મારે ત્યાં દાળ રોટલો ખાવાને પધાર્યા તેને માટે પણ ઉપકાર માનું છું. તોપણ મારે તમને કેહેવું જોઇયે." **અબૂહસન** બોલ્યો, "ફક્ત એકજ વાત છે તે મને ઘણો સંતાપ આપે છે; તે છતાં પણ તેથી કરીને મારા ઉદાસી આનંદમાં કશી ખલેલ પડતી નથી. તમો જાણો છો કે બગદાદ શેહેરમાં અનેક પરાં છે અને તે દરેકમાં એકેક મસીદ છે, અને તેમાં એકેક ઇમામને મુકરર વખતે ઈશ્વર પ્રાર્થના કરવા નિમ્યો છે. તે ત્યાંના જે લોક ભેળા થાય છે તેનો અગ્રેસર થઇ પ્રાર્થના શરૂ કરે છે. હું જે પરામાં રહું છુ તેનો ઇમામ એક ખરેખરો પાપી ચંડાળ છે, તે મોટો દુષ્ટ જણાય છે, ને પક્કો લુચ્ચો પણ સાથે લાગો છે. તેના મોંહપરજ કઠોરતા વ્યાપી રહેલી છે. તેનાજ જેવા આ પડોસના ચાર વયોવૃધ્ધ ડોકરા ચંડાળોછે. તે સર્વે એ ઈમામને ઘેર નિત્ય ભેગા થાય છે. જેવી એ ચંડાળ ચોકડી એકઠી થઈ કે આખા પરાની નિંદા કરે છે. કંઈ તેને ઉણું પડયું તો સર્વની બદઓ કરીને ભુંડું બોલે છે. તેઓ આડોશી પાડોશીમાં કલહ કરાવે છે અને કજીયા વ

ધારે છે. તેમના આવા કૃત્યથી અમને ઘણો ત્રાસ સોષવો પડે છે, ને તેમના ક્રૂરપણાથી અમારૂં પરસ્પર વૈમનસ્ય થાય છે. કેટલાકને તેઓ ધમકી આપે છે, કેટલાકને ડરાવે છે અને જાણે તેઓ બધાના માલીક થઇ બેઠા હોય તેમ વર્તે છે. તેઓ એમ જાણે છે કે સર્વેએ તેમનીજ મરજી મુજબ ચાલવું જોઇએ, અગરજો પોતે કેમ ચાલવું તે પોતેજ જાણતા નથી. ખરે મને એટલીજ દિલગીરી તેમને જોઈને થાય છે કે તે દુષ્ટો, ધર્મની ને પવિત્ર કુરાનની વાર્ત્તા પડતી મુકી ઠાલી કુથલી કરીને લોકોને ઠરીને બેસવા દેતા નથી. એજ મારા અંગનો મોટો સંતાપ છે."

કાલિફે કહ્યું, "ઠીક, હું ધારૂંછું કે તમારે એ પીડા પતાવવી છે, ને તેનો યોગ્ય બંદોબસ્ત કરવો એટલું મનમાં છે. નહિ વારૂ ?" **અબૂહુસને** જવાબ દીધો, "હા, એમજ છે. તમારી ધારણા યથાર્થ છે. જો કદી મને આપણા ધર્મધુરંધર ધર્માત્મા મહારાજાધિરાજ **કાલિફ હરૂન અલરરશીદને** આસને ફકત એકજ દિવસ બેસાડે ને હું કહિ **કાલિફ** થાઉં, તો મારા મનને જુગતું એટલું કરૂં !" **કાલિફે** પુછ્યું, "જો તમો **કાલિફ** થાઓ તો પછી શું કરશો ?" **અબૂહુસને** ઉત્તર વાળ્યો; "જો હું **કાલિફ** થાઉં તો પ્રથમ તો એવું કરૂં કે સઘળા ભલા માણસો થાય ને મને પુષ્કળ આશિર્વાદ દે તેવું એક કામ કરૂં. હું પેલા ચાર બુઢિઆઓને પગને તળીએ પ્રત્યેકને સો સો ફટકાના સપાટા મરાવું અને પેલા ગુલામના જણ્યા ઇમામને ચારસો ફટકા મરાવું, કે જેથી તેઓ શિખે કે ફરીને પોતાના પાડોશીની બદબો ન કરવી અને વિનાપ્રયોજને મને ગાળો નદેવી. તે શિવાય તેમની ખોડ જશે નહિ."

**અબૂહુસનના** આ વિચારથી **કાલિફને** ઘણુંજ હસવું આવ્યું, અને તેને સાહસ કર્મોને માટે બહુ પ્રસન્નતા હતી તેથી આ એક ઓર તરેહનું સાહસ કરવા નિશ્ચય કીધો. મનમાંજ તે બોલ્યો કે "એમ થવાથી મોટો બહાર ને ગમ્મત પડશે." પછી તેણે પ્રગટપણે કહ્યું, "ખરે, હું તમારી ઇચ્છા જાણીને ઘણી સારી પેઠે પ્રસન્ન થયો છું. એ ઇચ્છા ફક્ત એક પ્રમાણીક લાગણીને લીધેજ ઉત્પન્ન થઇ છે, કેમકે એવા માથામારૂ ઢોંગીઓની નિંદા તમારાથી સહન થતી નથી; તેથી એ ઇચ્છા પાર પડે એવી મારી ખુશી છે; તમો કંઇ તે દુષ્ટ જેવા દુષ્ટ નથી, પણ સજ્જન છો, ને તેથીજ આવા ઢોંગીને કોઇ શાસન કરતું નથી તે જોઇને પેટમાં બળત્રા થાય છે. જેમ તમે ધારો છો તેમ ન બને તેવું પણ કંઇ નથી. **કાલિફ**-



અબુહસન ઉંઘમાં પડે છે. (પૃ. ૩૬૨.)

ના અધિકારપર બેસીને તે દુષ્ટને પારિપત્ય કરવાની તમને મોટી ઇચ્છા છે, ને તમોજ કહોછો કે તે દુર્ઘટપણુ નથી, તેમ અશક્ય કર્તાં શક્ય વધારે છે. જો તમારો સ્તુત્ય ઉદ્દેશ અને તમારા હાથમાં આવેલી સત્તાનો જે સદુઉપયોગ કરવા ધારો છો તે કાલિફના જાણ્યામાં આવે તો મને તો એમ લાગે છે કે તે નામદાર એક ચોવીશ કલાક પોતાની સત્તા તમારા હાથમાં સોંપે ખરો. અગરજો હું એક પરદેશી વ્યાપારી છું, તોપણુ કાલિફ સાથે એ યોજના પાર પાડવા જેટલી તાકાત ને વગ ધરાવું છું." અબૂહસને કહ્યું, "હું સમજું છું કે તમો મારી બેવકુફી ભરેલી કલ્પના માટે મશ્કરી કરો છો, કેમકે એ બને તેમ છેજ નહિ. અને કાલિફ પણુ જો જાણુશે તો મારો અત્યાચાર જોઇ હસી કાઢશે; તોપણુ કદાચિત એમ બનવાથી એ ઇમામ અને તેની ચાંડાળ ચોકડીનાં દુષ્ટ આચરણુ તેને કાને પડશે તો તે એને શિક્ષા કરાવશે એ બને એમ છે."

કાલિફે જવાબ દીધો, "શું હું મશ્કરી કરૂં છું? તમે મને આવી રૂડી રીતે જમાડયો, રમાડયો ને સત્કાર કીધો તે હું ભૂલી જઈ શું તમને હસી કાઢું? મારે ને તમને કશી પીછાન નથી તેટલું છતાં આવી આગતાસ્વાગતા કીધી, તેવા સુજન મનુષ્યની મશ્કરી કદીપણુ હું કરૂં નહિં. તોપણુ હું માનતો નથી કે એ સાંભળી કાલિફ નારાજ સરખોએ થાય. પણુ હવે વાત માંડી વાળો, લગભગ મધ્યરાત્રિ થઈ ગઈછે માટે હવે સુઇ જાઓ." અબ્બૂહસને કહ્યું, "મારા ખરા દીલથી કહુંછું કે આપ આરામ કરશો તેમાં હું જરા પણુ વિક્ષેપ નહીં કરૂં. પણ હજી શિશામાં થોડું મદ્યછે તે આપણે ચઢાવી જઇએ ને પછી તમારી ખુશી છે તો સુઇ જાઓ. હવે ફકત તમોને એટલુંજ કહેવાનું છે કે જ્યારે આપ પ્રભાતમાં ઉઠીને વિદાય થાઓ ત્યારે જો હું ઉઠયો ન હોઉં તો જતી વેળાએ બારણું ઉઘાડું મુકીને ન જશો, જરા તે બંધ કરવાની તસ્દી લેશો તો મોટી કૃપા થઇ સમજીશ." કાલિફે કહ્યું:–"કંઈ ફીકર નહીં, દેતો જઇશ." અને અબૂહસન વાત કરતો હતો તેવામાં તેણે મદ્યનો શિશો અને બે પ્યાલાં લઈ તેમાંનું એક પોતા સારૂ ભરીને કહ્યું, "આપના ઉપકાર દાખલ આ એક પ્યાલું લઉંછું," અને પછી બીજું ભરીને તેમાં કંઈ કેફી ભુકો પોતાની સાથે લાવ્યો હતો તે ચતુરાઇથી નાંખ્યો અને અબૂહસનને આપી બોલ્યો, "આખી રાત આપે મારે સારૂ પ્યાલા ભરી શ્રમ લીધો છે માટે આ છેવટનો પ્યાલો હું આપને માટે ભરૂં છું તે આનંદથી લ્યો. અને આપની પાસ

માગી લઉં છું કે આપ પી જાઓ, મારે ખાતર એટલું ચઢાવી જાઓ.”

અબૂહુસને તે પ્યાલું લીધું, અને પોતાના પહરોણાને તે કેટલી ખુશાથી લીધું હતું એવું બતાવી આપવા તુરત એકદમ તે પાર કરી ગયો; પણ તે પ્યાલું મેજપર પુનઃ મુકતાં પેહેલાં તો પેલી ભુકીની અસર થવા લાગી. અને તે એકદમ ભર નિદ્રાવશ થઇ ગયો. એણે એવું તો ડોલ્લું ખાધું કે એનું માથું એના ઘુંટણ સાથે એકદમ અથડાયું. એ જોઇ કાલિફને ઘણું હાસ્ય ઉત્પન્ન થયું. કાલિફ પોતા સાથે જે દાસ તેડી લાવ્યો હતો, તે વાળુ કરીને પાછો એ ઓરડામાં આવી પોતાના સ્વામીની આજ્ઞા સાંભળવા તત્પર થઇ ઉભો હતો, તેને કાલિફે કહ્યું, “વત્સ, એને તારી પીઠપર ઉંચકી લે, ને મારી સાથે સાથે ચાલ. પરંતુ આ ઘર લક્ષમાં રાખજે. પછી જ્યારે હું તને કહું ત્યારે તારે એને પાછો અત્રે લાવીને સુખરૂપ સુવાડવો જોઇશે. ધ્યાનમાં રહ્યું કે?” આ પ્રમાણે આગળ કાલિફ અને પાછળ અબૂહુસનને ઉપાડીને ચાલતો દાસ, અબૂહુસનના કહેવા મુજબ તેના ઘરનું બારણું મુદ્દામ વાસવું ભુલી જઈ, સીધા રાજવાડા તરફ ચાલ્યા અને એક ગુપ્તદ્વારે થઇ કાલિફના ઓરડામાં ગયા. તે દાસને મહારાજે કહ્યું કે મારા મહોલના શયનગૃહમાં એને લઇ જા. દાસ તેને ત્યાં લઇ ગયો. ત્યાં તેના ખાનગી સભાસદો રાહ જોઇ બેશી રહ્યા હતા. તેઓને કાલિફે કહ્યું કે, “આ મનુષ્યનાં પોતાનાં કપડાં કાઢી લઇ ઉંચાં મુકો, ને પછી મારી શય્યાપર સુવાડો. એ પછી શું કરવાનું છે તે તમને કહીશ.” આજ્ઞા મૂજબ અબૂહુસનનાં કપડાં કાહડી નાખી ખાસ પલંગ પર સુવાડવાનો હુકમ કીધો હતો તે મુજબ તેને સુવાડયો ને તેના અંગપર કાલિફનો રાત્રિનો પોષાક પહેરાવ્યો. પછી કાલિફે મેહેલના સઘળા માણસો અને સ્ત્રીઓને બોલાવી તેમને કહ્યું કે, “કાલે પ્રભાતમાં જે જે મારી આગળ હાજર થવાના હોવ તેમણે આ જે મનુષ્ય સુતેલો છે તેની હજુરમાં રહેવું, અને જે માન તમો મને આપતા હો તેજ એને આપવું. એ જે આજ્ઞા કરે તે પ્રમાણે અમલ કરવો. જે માગે તે કશાની ના પાડતાજ નહીં. બોલવા ચાલવામાં જાણે હું પોતેજ હોઉં તેમ ધર્મધુરંધર મહારાજાધિરાજ કરી બોલજો; મારા એના વચ્ચે અંતર જરા પણ બતાવતા નહિં.”

આ સંભાષણ સાંભળી સ્ત્રી અને પુરૂષો સમજ્યાં કે કાલિફ મહારાજે આજે કંઇ નવું ટીખળ કરવા ધાર્યું છે, તેથી નિચાં વળી નમસ્કાર

કરીને આજ્ઞા માથે ચઢાવી અને પોતપોતાને ઠેકાણે ગયાં, અને સર્વે જણ પોત પોતાનો વેષ બરાબર બજવી બતાવવાને તત્પર થયાં.

પછી કાલિફે મૂખ્ય મંત્રી ગાયફરને તેડાવી તેને કહ્યું, "ગાયફર, આ, જે મનુષ્ય અત્રે સુતો છે તેને કાલે પ્રભાતના, તું દીવાને આમમાં આવે ત્યારે મારો પોષાક પેહેરી મારા સિંહાસનપર બેઠેલો જોઈ વિસ્મય થતો નહિં, અને તેવો અને તેવા નોતમ વેશમાં નિહાળી કિંચિત પણ આશ્ચર્ય બતાવતો નહિં. જે માન મરતબાથી મારી જોડે તું વાતચીત કરે છે તેજ મુજબ એની સાથે કરવી અને અદબ રાખીને બોલજે ચાલજે. જાણે મેં પંડેજ કંઈ કામ કરવાની આજ્ઞા કીધી હોય તેજ મૂજબ બરાબર વખતસર એ જે કરવાનું કહે તે ધ્યાન રાખી કરજે ને એ કદાચ ભારે ઉદારપણું પણ વાપરે અને કંઇ મોટું ઇનામ આપવા ફરમાવે અને કદાચ મારી તિજોરી ખાલી થઇ જાય તેટલી સખાવત કરે, તોપણ ના ન કહેતો. એજ મુજબ બીજા બહારના અમીર ઉમરાવોને પણ તાકીદ કરજે કે જે માન તેઓ મને આપતા હતા તેજ મુજબ એ સભામાં આવે ત્યારે એને પણ આપે, અને તારે સાવધ રહી એટલે સુધી કામ કર્યા જવું કે એને કંઇપણ એવું નજર ન આવે કે જેથી મારી ધારેલી ગમ્મતમાં તેથી કંઇ વિક્ષેપ થાય. એજ તને કહેવાનું છે. પ્રભાતમાં એજ કાર્ય મુખ્ય કરવાનું છે."

મૂખ્ય મંત્રીના ગયા પછી કાલિફ બીજા ઓરડામાં જઇને સુઇ ગયો, અને મશરૂરને જે જે કંઇ કરવાનું હતું તે તે માટે આજ્ઞા કરી દીધી કે પોતાના ધાર્યા મુજબ દરેક વાનાં, ક્રમ પ્રમાણે થયાં જાય અને માલમ પડે કે અબૂહુસને થોડા વખત સારૂ માગેલી સત્તાનો તે કેવો ઉપયોગ કરે છે! એ બધું છતાં તેણે મશરૂરને આજ્ઞા કીધી હતી કે અબૂહુસનને ઉઠાડયા પેહેલાં મને ઉઠાડવો. પાદશાહની ઇચ્છા જે ચમત્કાર થાય તે સ્વતઃ જોવાની હતી.

કાલિફે આજ્ઞા કીધી હતી તે મુજબ કરવાને મશરૂરે કંઇ મણા રાખી નહોતી. આજ્ઞા પ્રમાણે મશરૂરે કાલિફને જાગૃત કીધો. તુરત કાલિફ અબૂહુસન સુતો હતો તે ઓરડામાં ગયો અને ત્યાંથી એક નાહની ઓરડીમાં ભરાઇ બેઠો કે ત્યાંથી જે જે કંઇ બને તે તે, તે જોઇ શકે. હુકમ પ્રમાણે મેહેલનાં સઘળાં સ્ત્રી પુરૂષો પણ તે ઓરડામાં રાજદર્શને આવ્યાં અને પોત પોતાની પદી પ્રમાણે યોગ્યસ્થાનકે બેઠાં—જાણે કાલિફ પોતેજ ઉઠવાનો હોય તે મુજબ પોત પોતાનું કામ કરવા તત્પર

થઈ રહ્યાં; ને તે ઉઠવા પછી શું હુકમ કરે છે તેની વાટ જોતાં બેઠાં.

પોહ ફાટયો હતો અને સૂર્યોદય પેહેલાંની નિમાજ કરવાનો વખત થયો હતો તેથી જે શય્યારક્ષક સેવક માથા આગળ ઉભો હતો તેણે સરકામાં બોળીને એક કાકડી અબૂહસનના નસકોરામાં મુકી. અબૂહસને પોતાનું માથું તુરત તકીઆ તરફ ફેરવ્યું અને છીંક ખાધી, પરંતુ આંખ ઉઘાડી નહિં પણ બોં કરતો કે થુંક્યો, જેથી બીછાનું બગડે નહિ તે માટે દાસે સોનાની થુંકદાની મોં આગળ ધરી. અત્યાર સુધી કાલિફે ગઇ રાત્રિના જે ઔષધ આપ્યું હતું તેની લ્હેર લાગી રહી હતી. પછી ઉસીકાપર માથું મુકી અબૂહસને નેત્ર ખોલ્યાં. અને પરોઢના પ્રકાશથી તેણે દીઠું કે તે એક મોટા ઓરડામાં સુતો છે. તે મંદિરની છાત સુંદર મીનાકારી કામથી શણગારેલી છે એમ તેણે જોયું.ને નાહના પ્રકારનાં નકસીનાં ચિત્રો પણ જોયાં. પાસે સુંદર સુના રૂપાનાં પાત્રો મુકેલાં જોયાં. જમીનપર સુંદર રેશમી ગલીચો પાથરેલો જોયો. તેણે દીઠું કે આસપાસ ઘણીક તરૂણ સુંદર સુંદરી વીટાયલી છે. તે પૈકી કેટલીકના હાથમાં તો વગાડવાનાં વાજિત્રો પણ હતાં, જે પર વગાડવાની તૈયારી કરતી જણાતી હતી. વળી બીજી બાજુએ સુંદર પોષાક પેહેરીને હબસી ગુલામો ઘણીજ નમ્રતા અને અદબથી ઉભા દેખાયા. જ્યારે તળાઇની ચાદરપર નિઘા કરી ત્યારે તો દીઠું કે તે સુંદર કીનખાબની હીરા અને મોતીથી ભરેલી છે, અને પાસેજ એક તકીયાપર હીરા માણેકના ભરતકામવાળો ઝભ્ભો અને કાલિફનો મુકટ મુકેલાં દીઠાં.

આ ઝળકતા પદાર્થો જોઈ અબૂહસનને કહેવાય નહિં તેટલો આનંદ ને અનહદ આશ્ચર્ય લાગ્યું, અને જે જે દીઠું તે સઘળું જાણે સ્વપ્નું હોય એવુંજ માન્યું. પણ જેવું એણે ઇચ્છયું હતું તેવું સ્વપ્નું હો● એમ બનેજ નહિ . તે પાછો આંખો મિંચીને પડયો. તે પછી તે પોતાના મનમાં પુછવા લાગ્યો કે, "શું હું કાલિફ થયો છું?" પણ વળી યાદ લાવી કહેવા લાગ્યો, "એ ફક્ત સ્વપ્નુંજ છે. હું વળી કાલિફ કેવો. છીઃ એ તો હોયજ નહિ. કાલે રાત્રિયે મારા પહરોણાને મારી મરજી કહી સંભળાવી હતી તે ઝંખનામાં આ સઘળું સ્વપ્નમય જણાય છે." પછી આજુબાજુ ફરીને ઉંઘવા સારૂ પુનઃ આંખ મિંચી. તેજ વખતે એક સેવકે અદબથી કહ્યું, "ધર્મધુરંધર મહારાજ, આપને ઘણી ખંમા! ઉઠો! આપ નામદાર ફરી ઉંઘવાનો પ્રયત્ન ન કરો. નિમાજ પઢવાનો વખત થયો છે. મહારાજ! દહાડો ચઢવા આવ્યો છે તે જુઓ." આ શબ્દોથી અબૂહસ-

નને મોટો અચંબો લાગ્યો. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો, "હું તે જાગું છું કે ઉંઘું છું? અરે રે! ખરેજ હું ઉંઘું છું." વળી પોતાની આંખો બંધ કરી તે બોલ્યો; "પણ હું શ્વાસોશ્વાસ લઉં છું તેથી વેહેમ ખાવાનું કંઇ કારણ નથી."

તરતજ પેલા સેવકે જોયું કે **અબૂહસન** હજી ઉઠવાની મરજી બતાવતો નથી તેથી પુનઃ તે ખોજાએ કહ્યું, "હું બોલું છું તે માટે ક્ષમા કરશો. આપ નામદારને વળી યાદ દેવડાવવાની રજા લઉં છું કે પ્રભાતની નિમાજ પઢવાનો વખત થયો છે. એ નિયમિત નિમાજ પઢવાનો વખત જવા દેવો હોય તો આપની મરજી. એમ જાણ્યો કે સૂર્યોદય થશે અને આપ એટલી સેવા કર્યા વગર રહેતા નથી. આપ ખુદાવિંદની જેવી મરજી." ત્યારે **અબૂહસને** કહ્યું, "હું ભુલ કરૂં છું. હું ઉંઘતો નથી પણ જાગું છું; જાગતો નહિ હોત તો કંઇ સાંભળતે નહિ! હું સાંભળું છું કે કોઈક મારી સાથે બોલે છે." પછી પુનઃ આંખો ઉઘાડી ત્યારે આગળ જે દીઠું હતું તેજ સૂર્યોદય થયાથી વધારે ઉજેશમાં સ્પષ્ટતાથી દીઠું. જેમ એકાએક કોઇ મોટી પદ્દીએ ચઢી ગયેલા મનુષ્યને અપાર આનંદ થાય તેવા આનંદથી હસતે મોઢે ઝબકીને તે ઉઠયો ને બિછાનાપર બેઠો. તે બોલ્યોઃ "રે કાલે હું કોણ હતો ને આજે હું આટલો બધો ઐશ્વર્યવાન કેમ થઇ ગયો! કંઇ સમજ પડતી નથી. ખરેખર આ કંઈ માયીક બનાવ બન્યો છે." **કાલિફ** જે છુપો રહી જોયા કરતો હતો તેણે તેની આનંદમુદ્રા જોઈ મનોદયની વાત બરાબર કળી લીધી અને પછી ઘણો આનંદ પામ્યો.

હવે પેલી જનાનખાનાની તરૂણ સ્ત્રીઓ **અબૂહસન** આગળ જમીનપર લાંબી થઇને પગે પડી, અને જેમના હાથમાં વાજિંત્ર હતાં તેમણે પણ વીણા, કરતાળ, પખાજ વગેરે વગાડી આશિર્વચન ગાયાં. તે સાંભળી તે મોહ પામી ગયો અને એટલી ખુશી થઇ કે પોતે પોતાનું દેહભાન પણ ભુલી ગયો. પુનઃ તેને આગળના વિચારો આવ્યા અને ભ્રમમાં પડયો કે, "જે કંઈ સાંભળ્યું અને દીઠું તે તે ખરૂં છે કે કંઇ સ્વપ્નુંજ છે?" તેણે પોતાના હાથ પોતાની આંખોપર દીધા, અને નીચું ઘાલી મનમાં બોલવા લાગ્યો; "આ તે શું હશે? મને સમજણ પડતી નથી. હું કોણ છું? આજે મને થયું છે શું? આ મેહેલ કોનો? આ સઘળા સેવકો, સુંદર પોષાક ધારણ કરેલા અમલદારો, સુંદર સ્ત્રીઓ, અને ગાનારી નાયિકાઓ એ તે શું હશે? આ સઘળો ઠાઠમાઠ ને ઠમઠમાટ

શાનો ? આ મોકાણુ છે શી ? શું કંઇ મને ભૂત પ્રેત વળગ્યું છે કે હું માયાની જાળમાં સપડાયો છું ? હું તે જાગૃત છું કે સ્વપ્નાવશ છું એ કંઇ હું સમજી શકતો નથી."

પછી આંખોપરથી હાથ ખસેડીને આંખો ઉઘાડીને ઉંચું મોં કરી જોયું તો સૂર્ય ઓરડાની બારીએથી બરાબર પ્રકાશી રહેલો દીઠો. એટલામાં ખોજાઓનો મૂખી મશરૂર આગળ આવી ભોંયપર પડી મજરો કરીને મોટી નમ્રતાથી બોલ્યો, "ધર્મધુરંધર મહારાજ, હાસને આપને કંઇ વિનંતિ કરવી છે તે માટે ક્ષમા કરશો. આપને વિદિત કરૂં છું કે આપ નામદાર આટલા મોડા કોઈ દહાડો નથી ઉઠતા; હવે નિમાજ પઢવાનો વખત વિતિ ગયો છે. જો રાત્રિમાં પ્રકૃતિમાં અસ્વસ્થતા ન થઇ હોય તો હવે રાજ્યાસનપર પધારો, સભા મેળવવાનો વખત થયો છે. દીવાનેઆમમાં સરદારો, ફોજના નિમેલા અધિપતિઓ, મુલક મુલકના સુબાઓ અને વડાઓ, ને અમીર ઉમરાવો આપને માટે રાહ જોતા અધીરા થઇ રહ્યા છે. તેઓ આપની સ્વારીની અતિ આકાંક્ષાથી વાટ જોય છે."

આ વખતે અબૂહુસનની ખાત્રી થઈ કે હું ઉંઘતોએ નથી અને આ સ્વપ્નું પણ નથી. જે દેખાય છે ને થાય છે તે ખરૂં જ છે. પણ હવે શું કરવું તેને માટે તે ગભરાવા લાગ્યો. છેવટે મશરૂર તરફ આતુર ચેહેરે જોયું અને ગંભીર મુદ્રા કરી કહ્યું, "અરે તું કોની સાથે બોલે છે, ને કોને ધર્મધુરંધર મહારાજ કરી કહે છે ? હું તને બીલકુલ ઓળખતો નથી; તું મને કોઇ ભલતોજ સમજી મારે માટે ભુલતો તો નથી ?"

આ સમયે મશરૂરને બદલે કોઈ બીજો હોત તો તે અબૂહુસનનો સવાલ સાંભળી ગભરાઇ જાત, પણ મશરૂરને કાલિફે એવો શિખવી મુક્યો હતો કે જેથી એણે પોતાનો વેષ અચંબો પમાડે તેવી રીતે ભજવ્યો. તેણે કહ્યું, "મહારાજ, હે સ્વામીન્, આપ નામદાર આજે કંઇ મજ ગરીબની પરીક્ષા કરવા એવું પુછો છો કે કેમ ? મહારાજ, આપ પૂર્વથી પશ્ચિમ સુધીની સર્વે પૃથ્વીના સત્તાધિકારી ને ઇશ્વરના મોકલેલા પેગંબરના પ્રતિનિધિ, ધર્માધ્યક્ષ ને સદ્ધર્મપ્રતિપાળક શું નથી કે ? ખાવિંદની આટલા વર્ષ તુલીક ચાકરી કરી ને તમારો તાબેદાર ગુલામ આટલાં વર્ષ થયાં આપની સેવામાં મશગુલ રહેવાને માનવંતો થયો, તે પછી આપને ભુલી ગયો નથી. જો આપની કોઇ રીતે ખફગી થઇ હોય તો કૃપા કરી મેહેર નજર કરવી જોઇયે અને દિલગીરી અને નમ્રતાથી વિનંતિ કરૂં છું કે મને ખાસ્તીમાંથી

મુકત કરશો. પણ હું એમ ધારું છું કે કદાચ ગઇ રાત્રીમાં મહારાજને કંઇક દુઃખદાયક સ્વપ્ન થયું હશે."

મશરૂરનું આ ભાષણ સાંભળી અબૂહસનને ખડખડાટ હસવું આવ્યું, અને તે જુસ્સામાં તકીઆપર પુનઃ લોટી પડયો. બીજી બાજુએ કાલિફને પણ એટલું હસવું આવ્યું કે તેપણ તેટલેજ મોટેથી હસી પડયો હોત, પણ એને ધાસ્તી હતી કે તેમ થાય તો જે રમુજ કરવાની પ્રતિજ્ઞા છે તે પળશે નહીં, તેથી જેમ તેમ કરી હસવું ખાળી શકયો.

અબૂહસન જ્યારે હસી હસીને થાકયો ત્યારે પાછો બેઠો થયો અને એક નાહનો ખોજાનો પોરિયો, જે મશરૂર જેવોજ કાળો હતો તેને કહ્યું "બોલતો, હું કોણ છું?" તે છોકરો વળી મોટી નમ્રતાથી બોલ્યો, "મહા-રાજ! આપ નામદાર ખરા ધર્મીઓના અધિપતિ અને પેગંબરના બંદા છો. ઇશ્વરના નિમેલા ધર્માધ્યક્ષ છો." અબૂહસને કહ્યું, "કાળા મ્હોના, તું પણ જુઠો છે! એ લુચ્ચાના પિર, તું પણ જુઠું બોલે છે." પછી એક સ્ત્રી જે નજીક ઉભી હતી તેને બોલાવી, અને કહ્યું, "અહીં આવરે સુંદરી," અને પછી પોતાનો હાથ આગળ ધરી બોલ્યો, "આ મારી આંગળીનુ ટેરવું તો કરડી જો કે મને સમજ પડે કે હું તે જાગું છું કે ઉંઘું છું."

હવે તે સ્ત્રી જાણુતી હતી કે કાલિફ મહારાજ જે જે બને છે તે જોયા કરે છે તેથી તેને ખુશ કરવાને પોતાને હાથ આવેલી તક ઝડપી લઇ ચાતુર્યતા બતાવવાને ઘણી આનંદ પામી. તે ઠાવકું મોઢું કરી પાસે ગઇ અને પોતાના દાંતમાં આંગળું લઇ એવું કરડયું કે અબૂહસનને બુમ પડાવી. પછી ઝટ કરી અબૂહસને હાથ ખેંચી લીધો ને તે બોલ્યો, "સાચે, હું ઉંઘતો તો નથી. જાગુંજછું. પણ એક રાતમાં કેવા ચમત્કારથી હું કાલિફ થઇ ગયો! ખરેજ દુનિયામાં આ ઘણોજ વિચિત્ર અને આશ્ચર્યકારક બનાવ બન્યો છે." પછી તેજ સ્ત્રીને તેણે કહ્યું, "હું તને, જે ઇશ્વરને તું અને હું બન્ને પુજીએછિયે તેના રક્ષણના સોગન દઇ પુછુંછું. જો મારાથી તું કંઇ છુપું ન રાખતી. બોલ, શું હું ખરેજ ધર્મધુરંધર કાલિફ છું?" તે સ્ત્રીએ ગંભીર મુદ્રા કરીને જવાબ દીધો, "મહારાજ આપ કાલિફજ છો. જેમ હમે આપના ગુલામો છિએ તેમ તમો અમારા કાલિફ છો. ને તમો તેમ નથી માનતા તેથી આશ્ચર્ય થાય છે." અબૂહસન બોલ્યો, "ચલરે ચલ લબાડી! તું પણ બડી ઠગારી છે! હું સારી પેઠે જાણું છું કે હું કોણ છું." પછી મશરૂરે જોયું કે અબૂહસનને ઉઠવું છે, તેથી પોતાના

હાથનો ટેકો આપી બીછાનામાંથી તેને ઉઠાડયો. અને જેવો તેણે જમીનપર પગ મુકયો કે તુરત આખા ઓરડામાં, સેવકો અને દાસોએ "જય જય રાજાધિરાજ ધર્મધુરંધર મહારાજ" એમ એકે સામટાં બોલી ઘોરધ્વની કરી મુકી. અબૂહુસન બોલ્યો, "અહા અલ્લાહ! કેવો ચમત્કાર! ગઇ રાત્રિના તો હું અબૂહુસન હતો અને આજે સવારે કેવી નવાઇ જોઉછું કે હું ધર્મ ધુરંધર મહારાજ કાલિફ! આ આશ્ચર્યકારક અને એકદમ થયેલો ફેરફાર હું માની શકતો નથી." તુરત કેટલાક ખોજાઓ તેને કાલિફનો પોષાક પેહેરાવવા લાગ્યા, અને તે સઘળો પોષાક પેહેરી રહ્યો. એટલે મશરૂર તેની અગાડી થયો, ને બે બાજુએ સઘળા મેહેલનાં સ્ત્રી પુરૂષોની હાર પડી ગઇ, તેની વચમાં થઇને અબૂહુસનને સભાસ્થાનના દરવાજા આગળ તેડી લાવ્યો. એક સેવકે તે દરવાજો એકદમ ઉઘાડયો. મશરૂર તેના કરતાં પેહેલો રાજ્યાસનના પગથીઆ આગળ જઇ ઉભો, અને એક હાથને બગલમાં રાખી બીજા સેવકોએ પણ તે મુજબ કરી તેને સિંહાસનપર ચઢાવ્યો. સઘળા કામદારોએ કાલિફના નામનો "જય જયકાર" કીધો અને "બહુ જીવો, બહુ જીવો." એવો અવાજ થઇ રહ્યો હતો તેવામાં તે આસનપર બિરાજમાન થયો. પછી જમણી ડાબી બાજુએ જોયું તો સમશેરબંદ રસાલાના માણસો સુંદર પોષાકમાં હારબંધ ઉભા રહી નેકી પોકારતા હતા.

એટલામાં કાલિફ ઓરડીમાં છુપાઇ બેઠો હતો ત્યાંથી નિકળી સભાસ્થાનમાં નજર પડે તેવી બીજી ઓરડીમાં જઇ બેઠો, જ્યાંથી સભામાં જોજે બને તે દેખાય અને સંભળાય. પણ તેને ઘણું આશ્ચર્ય તો એથી લાગ્યુ કે જેવી ગંભીર મુદ્રાથી પોતે સિંહાસનપર વિરાજમાન થતો હતો તેવીજ રીતે અબૂહુસન પણ વિરાજ્યો હતો—એ જોઈને તેને ભારે સંતોષ પેદા થયો.

અબૂહુસન વિરાજીત થયો કે ગાયફર વજીરે, રાજ્યાસનના પગથીઆ આગળ જઇ દંડવત્ કીધા. તે પછી ઉઠીને બોલ્યો, સદ્ધર્મ પ્રતિપાલક "મહારાજ, ઇશ્વર આપને દીર્ઘાયુષ્ય આપો, અને આ દુનિયામાં ઘણી સુખ સંપત્તિ આપો અને પરલોકનાં સઘળાં ઐશ્વર્ય પ્રાપ્ત થાઓ, અને તમારા શત્રુપર પાતાળનો મોટો અગ્નિ વરસાવો."

પ્રભાતમાં જે જે કંઇ બનાવ બન્યો હતો અને હમણા મુખ્ય વજીર ગાયફરનું આ ભાષણ સાંભળી અબૂહુસનની શંકા દૂર થઈ ને પોતે ઇચ્છા રાખી હતી તે મુજબ ખરેખર કાલિફ થયો છે એમ માનવા લાગ્યો. પરંતુ આ ચમત્કાર કેવી રીતના અકસ્માતથી બન્યો તેની



કાલીદ્નો જયજય (પૃ. ૩૬૮)

વિશેષ ચોકશી કીધા વગર તે પોતાની **કાલિફ્**ની પદવીની સત્તા વાપરવા લાગ્યો. પછી વજીર તરફ ગંભીર મુદ્રા કરીને જોયું ને પુછ્યું, "તારે કંઇ કહેવું છે?" વજીરે જવાબ દીધો, "ધર્મધુરંધર મહારાજ, આપણા દરબારના વજીર, અમીર, અને બીજા અમલદારો, જે રોજના ધારા મુજબ આપની હજુરમાં સલામ ભરવા આવે છે તેમને આપના તખ્ત આગળ આવવાની આજ્ઞા આપવી જોઇએ, તે મૂજબની આપના હુકમની ઈચ્છા જાણવાને ઉભો છું." **અબૂહસને** દરવાજો ઉઘાડવાની રજા આપી એટલે મુખ્ય મંત્રીએ દરવાન તરફ ફરીને કહ્યું, "સદ્ધર્મ પ્રતિપાળક મહારાજની પરવાનગી થઈ છે, બારણું ઉઘાડ."

બારણું ઉઘડયું કે તુરત અમીર ઉમરાવો અને કામદારો ઉત્સવના દિવસ સરખા સુંદર પોષાક પેહેરીને આવ્યા હતા તેમણે **અબૂહસન** આગળ આવી રીવાજ પ્રમાણે નમન કીધું. પોતાનું મસ્તક ગલિચાપર મુકી એક ધુંટણીએ પડી, તેઓએ (વજીરના શિખવ્યા મુજબ) ધર્મધુરંધર મહારાજ કહી સલામ કીધી, અને પછી સર્વે પોતપોતાને સ્થાનકે બેઠા.

આ ક્રિયા થઇ રહી અને સઘળા બેસી રહ્યા એટલે સભામાં ભારે ચુપકીદી વ્યાપી રહી. મૂખ્ય મંત્રી રાજ્યાસન નજીક ઉભોજ થઇ રહ્યો અને હાથમાં કામના કાગળો લઇ **કાલિફ્**ને તે સંબંધી નિવેદન કરવા લાગ્યો. પણ એ કામકાજ કંઇ બહુ અગત્યનું નહતું. તદપિ **અબૂહસન** આવી ઊંચી પદ્વીએ ચઢીને પણ જરાપણ અચકાયા વગર કે ગભરામણ વગર પોતાના બુધ્ધિબળે એવી રીતે કામ કર્યો ગયો કે તેથી **કાલિફ્**ને ઘણું આશ્ચર્ય લાગ્યું. કિંચિત્ પણ નહિ ગભરાતાં પોતાની સમજ પ્રમાણે તેણે કામનો નિકાળ કીધો. જે લોકોની અર્જો હતી તેના સંબંધમાં હા કે નાનો જવાબ દેવામાં એટલું તો ડાહાપણ વાપર્યું કે તે યથાન્યાય થયોછે એમ સર્વેએ કહ્યું. મૂખ્ય વજીર પોતાનો હેવાલ પુરો કરે તે પેહેલાં તેણે પોલીસના વડા અધિકારીને સભામાં દીઠો. નગરરક્ષકને તેની જગ્યાપર બેઠેલો માત્ર ઊપલા દેખાવથીજ વર્તિ કાઢયો. વજીરને વચમાંજ અટકાવી **અબૂ** બોલ્યો, "રાખો, મારે પોલીસ ન્યાયાધિકારીને એક અગત્યનો હુકમ કરવાનો છે." પોલીસ ન્યાયધિકારીએ જોયું કે **અબૂહસન** મારી તરફ જુએ છે અને જ્યારે તેનું નામ દેતાં સાંભળ્યું કે તુરત પોતાની જગ્યાએથી ઉઠીને રાજ્યાસન સમીપ ગંભીરતાથી આવી સાષ્ટાંગ નમસ્કાર કીધા. **અબૂહસને** કહ્યું, "પોલીસ ન્યાયાધિકારી, ફલાણા લત્તામાં ફલાણા મોહલ્લામાં જેટલી ઉતાવળ થાય

તેટલી ફરી જા. ત્યાં તું એક મશીદ જોશે. ત્યાં જઇ તેના ઇમામ અને તેના મિત્ર ચાર બુઢા શેખોને પકડ (તેઓનાં નામ તેણે લીધાં હતાં.) અને દરેક બુઢાને સો સો અને તે ઇમામને ચારસો ફટકા પગપર મરાવ. પછી ફાટેલાં વસ્ત્ર પેહેરાવી અવળે મોહોડે ગધેડાપર બેસાડી પાંચે જણને શેહેરમાં ફેરવ; અને સાથે એક ડાંડિયાને રાખી જાહેર કરાવ કે જે લોક બીજાના કામમાં માથું ઘાલી નકામા કુથલા કરે છે, અને કજીયા કંકાસ, પાડોસીના કુટું-બમાં લડાલડ વઢાવઢ કરાવવાનો જે રોજગાર માંડી બેસેછે અને પોતાથી બને તેટલી હેરાનગતી કરે છે તેના આવા હાલ થાય છે. મારી એવી પણ ઇચ્છા છે કે તેમને તે જીલ્લામાંથી કાઢી મુકવા, અને કહેવું કે ફરી તે જીલ્લામાં તેઓ પગ ન મુકે. અને તમારો મદદનીસ તેમને શેહેરમાં ફે-રવવા લઇ જાય ત્યારે તમે મારા હુકમનો કેવો અમલ કીધો છે તે સર્વ મજકુર જણાવવા અત્રે સત્વર આવજો." પોલીસ ન્યાયાધિકારીએ આ હુકમ સાંભળી રીવાજ મુજબ પોતાનો હાથ માથે મુકી દર્શાવ્યું કે હુકમ માથે ચઢાવું છું ને એ હુકમ નહિ બજાવીશ તો મારૂં મસ્તક કપાવવા તૈયાર છું. પુનઃ તે સાષ્ટાંગ નમસ્કાર કરી તે હુકમને અમલમાં લાવવા ગયો.

જે દૃઢ ઠરાવથી **અબૂહસને** આ હુકમ આપ્યો તે જોઇ **કાલિફને** અતિશય આનંદ થયો. એણે જોયું કે ઇમામ તથા તે જીલ્લાના ચાર બુઢાઓને શિક્ષા કરવાની તક તે જવા દે તેવો નથી. કેમકે તે તેના હૃદયમાં મડાગાંઠ પેઠે વળગેલા છે; ને તેથીજ તે **કાલિફનો** અધિકાર માં-ગતો હતો. મૂખ્ય વજીરે પાછો પોતાનો હેવાલ જાહેર કરવા માંડયો. તે તેણે પુરો કીધો એટલામાં નગરરક્ષક પોતાને સોંપેલું કામ કરી પાછો ફર્યો, ને રવૈયા મુજબ વિનય કરી રાજ્યાસન પાસે આવી બોલ્યો, "ધર્મ ધુરંધર મહારાજ, આપે બતાવેલી મસીદમાંથી તે ઇમામ અને તેના ચાર સાથીઓ મારા હાથમાં આવ્યા; અને આપનો હુકમ હું બરાબર અમલમાં લાવ્યો છું તેની સાબીતી એજ કે તે જીલ્લાના આગેવાન ગૃહસ્થોની સ-હીની એક અરજી હું લાવ્યો છું." અને પછી તુરત પોતાના ખીસામાં-થી એક પત્ર કાઢીને આ વેષધારી **કાલિફના** ચરણ સમીપ મુકયો.

**અબૂહસને** તે પત્ર લઇ ધ્યાન દઇને વાંચ્યો અને તેમાં જેની જેની સહી હતી તે બધાજ લોકને તે ઓળખતો હતો તેથી નગરરક્ષકને હ-સીને કહ્યું, "જે થયું છે તે ઠીકજ થયું છે, મને આજે ઘણો સંતોષ થયો છે. જાઓ, તમારી જગ્યાપર બેસી જાઓ." પછી જાણે સંતોષ

પામ્યો હોય તેવી રીતે પોતે પોતાના મનમાંજ કહેવા લાગ્યો ,"આ ઘરડા ધર્મ ઠગો, જે મારા કૃત્યની નિંદા કરવાને યોગ્ય ધારતા હતા, અને હું સભ્યજનોને મિજબાનીએ તેડતો તે માટે એ લુચ્ચા મને ઘણી ગાળો આપતા હતા, તેઓ એજ શિક્ષાને પાત્ર હતા. ગુલામના જણ્યાની ઠીક ખાળ નિકળી ગઈ." **કાલિફ** આ સઘળો વખત, **અબૂહુસન**ની મુખમુદ્રા તરફજ જોયા કરતો હતો તે તેના મનમાં રમતા આ વિચાર જાણી ગયો ને આવી પોતાની ગમ્મતથી ઘણોજ આનંદ પામ્યો.

પછી **અબૂહુસને** મૂખ્ય વજીરને બોલાવીને કહ્યું, "મારા ખજાનામાંથી એક હજાર સૂવર્ણ મોહોરની એક થેલી લઇ આવ, અને એક **અબૂહુસન** નામનો ગૃહસ્થ છે, જે એજ લત્તામાં ઉડાઉના નામથી ઓળખાય છે તેની માને આપી આવ. જે જીલ્લામાં મેં નગરરક્ષકને મોકલ્યો હતો તેજ જીલ્લામાં તે રહે છે, ત્યાં નામ પુછતાં તુરત તેનો પત્તો મળી આવશે. એ કાર્ય કરી જલદી પાછો આવજે."

મૂખ્ય વજીર **ગાયફરે** મસ્તકપર હાથ મુકી આજ્ઞા બજાવ્યાની સૂચના દાખવવા તત્પરતા બતાવી, **કાલિફ**ને દંડવત્ કરી ખજાનચી પાસે ગયો. ખજાનચીએ તે પૈસાની થેલી આપી તે એક દાસની પાસે ઉપડાવી **અબૂહુસન**ની માને ત્યાં ગયો. **અબૂ**ની માને માત્ર એટલુંજ કહ્યું કે **કાલિફે** આ થેલી બક્ષીસ તરીકે મોકલાવી છે. પ્રથમની કંઈ વાત તે બાપડીને ખબર નહિ હોવાથી, તેને અત્યંત આશ્ચર્ય પ્રાપ્ત થયું. તે બોલી, આ દ્રવ્યથી ભરપૂર થેલી મને આપવાનો "**કાલિફ** મહારાજનો હેતુ શું હશે તે હું બિલકુલ સમજી શકતી નથી." પછી તે થેલી લઇ તેણીએ પેટીમાં સાચવી મુકી.

વજીર ઉપલા કામસર ગયો ત્યારે નગરરક્ષકે પોતાના હોદ્દાનો કેટલોક હેવાલ કહેવા માંડયો, તે જ્યાં સુધી વજીર પાછો આવ્યો ત્યાં સુધી પોહોંચ્યો. જેવું વજીરે દરબારમાં આવી જાહેર કીધું કે "હુકમ પ્રમાણે અમલ કીધો છે મહારાજ," કે તુરત ખોજા **મશરૂરે** નેકી પોકારી જાહેર કીધું કે સભા બરખાસ્ત છે. તુરત અમીર ઉમરાવો ઉઠીને આગળની માફક સિંહાસન સમિપ જઈ દંડવત્ કરી પોતપોતાને ઘેર ગયા. માત્ર **કાલિફ**નો ખાસ ખોજો **મશરૂર** અને વજીર તેજ માત્ર **અબૂહુસન** પાસે રહ્યા. **અબૂહુસન કાલિફ**ને, આસનપરથી આગળની માફક આજ્ઞાંકીત **મશરૂર** અને એક બીજા ખોજાએ હાથ પકડી ઉતાર્યો. પછી

જે ઓરડામાંથી તેઆવ્યો હતો તેજ ઓરડામાં રાજસ્વારી પાછી ગઇ. વજીર પણ આગળથી ત્યાં ગયો હતો. અબૂહસને વજીરને વિદાય થવાને આજ્ઞા કીધી, એટલે તે તુરતજ નિકળી ગયો. પછી રંગમેહેલમાં મહારાજ પધાર્યા તો ત્યાં ખોજામાં દોડાદોડી થઈ રહી.

બીજા ઓરડામાં ગયા પછી ગાયફરે કાલિફ સમીપ જઇ દંડવત્પ્રણામ કરીને સર્વ વૃતાન્ત નિવેદન કર્યું; તે સાંભળીને તેને બહુ આનંદ પ્રાપ્ત થયો. તુરત મશરૂર અબૂહસનને જનાનખાનાના ઓરડામાં તેડી ગયો કે જ્યાં એક મેજપર ભોજન પીરસી રાખ્યું હતું. કેટલાક દાસો, ગાયનકારોને ખબર કરવા દોડી ગયા કે વેષધારી કાલિફ મહારાજ આવે છે, એટલે તેમણે વાજિત્રના સ્વર સાથ તાન તોડવા માંડયું. એ સર્વેથી અબૂહસનને એટલો આનંદ પ્રાપ્ત થયો કે જે જે દીઠું અને જે જે સાંભળ્યું તેને માટે શું કહેવું તેની પણ તે કલ્પના કરી શકયો નહીં. ખરી રીતે તે પોતાનું દેહભાન ભૂલી ગયો હતો. તે મનમાં બોલ્યો, "જો ખરેખર આ સ્વપ્નું હશે, તો તે એક ઘણુંજ મોટું સ્વપ્નું છે. પણ તે કયાં સુધી પહોંચશે તે કોણ જાણે." પણ વળી તે બોલ્યો, "છીઃ છીઃ ખરેજ આ સ્વપ્નું તો નથીજ, કેમકે હું જોઇ શકું છું અને મને લાગણી પણ થાય છે; ચાલું છું, સાંભળું છું, અને કારણ સાથ તકરાર કરૂં છું. બેશક હું પુર શુદ્ધિમાં છું. હવે સ્વપ્ન કેવું? જે હો તે હો, હું તો ઈશ્વરપરજ વિશ્વાસ કરૂં છું, તે જાણે કે ખરૂં શું છે! હું માનતો તો નથીજ, તોપણ હું ધર્મધુરંધર મહારાજ કાલિફ છું તો ખરોજ. આવા ઠાઠમાઠમાં ને ઐશ્વર્યમાં બીજો કોઇ કાલિફ વિના કેમ રહી શકે નહીં? સર્વજન મને માન પ્રતિષ્ટા આપેછે, મારા હુકમને આધિન થયા છે ને તાબડતોબ હુકમનો અમલ થયોછે, એ સઘળું હું કાલિફ છું એમ બતાવવાને પુરતું છે."

ટુંકામાં કહેતાં અબૂહસને મન સાથે નિશ્ચયજ કીધો કે તે કાલિફજ છે. અને જ્યારે તે ભભકાદાર રંગબેરંગી સુન્નેરી નકસી કામથી શણગારેલા સુંદર શોભાયમાન મોટા દીવાનખાનામાં આવ્યો ત્યારે તો એની ખાતરીજ થઇ ગઈ. એ ઉત્કૃષ્ટપણું જોઇ તે ડિંગ થઇ ગયો. તે રંગમેહેલના સભાસ્થાનમાં આજુબાજુ સાત ગાનારી તાયફા મંડળી બેઠી હતી. તેજ પ્રમાણે સાતસાત સુનનાં સાતસાત ઝુમ્મરો છાંત સાથે લટકાવી દીધાં હતાં ને તેથી સુંદર ભુરી અને સુવર્ણમય નકસી પાડેલી એવી છાંત શોભી રહી હતી. એ રંગસ્થાન ના મધ્યે એક મેજ બીછાવી હતી અને તેપર ભારે ભારે સુન્નાના

ખુમચાઓ અને તાસકો સુંદર તેજાનાદાર પકવાન્નથી ભરેલી મુકી હતી. તે પકવાન્નથી આખા ઓરડામાં બેહેક બેહેકાટ થઇ રહ્યો હતો. એવીજ રીતે પરમ રૂપવતી સાત તરૂણ સ્ત્રીઓ હાથમાં પંખા લઇ અબૂહુસન જમવા બેસે ત્યારે વા ઢોળવા સારૂ ઉમદામાં ઉમદો ભભકદાર રંગનો પોષાક પેહેરી, મેજની આસપાસ ઉભી હતી.

જો એમ કહીએ કે એથી મનુષ્ય માત્ર મોહ પામે તો હું કહું છું સ્વામિનાથ, કે અબૂહુસને જ્યારે એ વૈભવગૃહમાં પ્રવેશ કીધો ત્યારે તેપણ પામ્યો હતો. ઝગઝગાટ મારતા શોભાયમાન મેહેલનો ભભકો જોઇ તેને જે અપાર આનંદ થયો તેનું વર્ણન હું કરી શકતી નથી. તે ડગલે ડગલે વિચાર કર્યા વગર રહેતો નહોતો. જે જે સુંદર નવાઇઓ તે જોતો તેને નિહાળી જોવા તે આ બાજુએ ફરે ને તે બાજુએ ફરે. એ જોઈ કાલિફ જે એક ઓરડીમાં બેઠો બેઠો જોયા કરતો હતો તેને ઘણી રમુજ થતી હતી. છેવટે તે જઇને મેજપર બેઠો. બેઠો કે તુરત પેલી સુંદર સ્ત્રી ચારે બાજુથી વા ઢોળવા મંડી પડી. તે, પેહેલાં એકને, પછી બીજીને એમ વારા ફરતી જોવા લાગ્યો અને તેમના વા નાખવાના લટકાપર કુરબાન થઇ ગયો. તેણે હસતાં હસતાં એક જણીને કહ્યું, "તમારા પૈકી મને લાગે છે કે ફકત એક જણીજ પવન ઢાળશે તો બસ થશે, સર્વની મને જરૂર નથી. તમો સર્વ પૈકી ત્રણ સુંદરી જમણી અને ત્રણ ડાબી બાજુએ મારી સાથે ભોજન કરવા બેશી જાઓ." તે મેજ ગોળ હતી તેથી તેમને એવી રીતે બેસાડી કે જેણી તરફ અબૂહુસન ફરે તે તરફ તેના નેત્ર સમિપ અતિ લાવણ્યમયી મૃગાક્ષીઓ દ્રષ્ટિગોચર થાય.

તે છ સ્ત્રીઓ એની આજ્ઞાનુસારી થઇ, પણ અદબ રાખી પોતાના મુરબી સાથે ભોજન લેવા માડયું નહિં. જ્યારે અબૂહુસને આગ્રહથી તેમને કહ્યું ત્યારે ખાવાના પદાર્થપર હાથ નાંખ્યો. પછી તેણે તેમનાં નામ પુછયાં, જે પ્રત્યેકે તે કહ્યાં. આરસ સરખા કંઠવાળીનું નામ કંઠશ્વેતા, પરવાળાં સરખા ઓષ્ટવાળી **વિંદુઔષ્ટિ, ચંદ્રવદની, જયોત્સ્નપ્રભા, નેત્રરંજની ઉર્ફે ચક્ષુઃસ્પૃહા, મનોરમે** અને જે પવન નાખતી હતી તેનું નામ **ઇક્ષુયષ્ટિ** હતું. તેઓનાં નામ સાંભળી અબૂહુસન ધીરે ધીરે વિનોદપર સંભાષણ ચલાવતો ગયો, તેથી એ કેવો વિનોદી મનુષ્ય હતો તે માલમ પડી આવ્યું ને કાલિફ મહારાજ જે આ સઘળું જોયાજ કરતો હતો તેના મનમાં એમ આવ્યું કે એ ચાતુર્ય-પુર્ણ મનુષ્ય છે; અને તેને માટે ઉંચો મત બાંધ્યો. કાલિફને લાગ્યું કે બેશક

એ એક રાજપુરૂષ છે, પણ નસિબના ભોગે આ સ્થિતિને પામ્યો છે. આવા મનુષ્યને એક દિવસની કાલિફ્રાત આપી તેનો વિચાર પૂર્ણ કરવાને માટે એને અત્યંત આનંદ ઉપજ્યો.

જ્યારે તે સ્ત્રીઓએ દીઠું કે **અબૂહુસન** જમી રહ્યો છે કે તુરત તેમણે એક ખોજાને કહ્યું, "જારે, જલદી પાણી લાવ, ધર્મધુરંધર મહારાજ મુખશુધ્ધિ કરવા બીજા મેહેલમાં પધારશે." તુરત તે સર્વે સુંદરીઓ ઉઠીને ઉભી થઇ. ખોજો પાણી લાવ્યો કે એકે સોનાની કુંડી, એકે ઝારી, એકે હાથ લુછવાનો રૂમાલ, એમ સર્વે એક એક વસ્તુ લઇ તેના આગળ ધુંટણીએ પડીને હાથ ધોવા સર્વવસ્તૂ ધરી. હાથ ધોઇ રહ્યો કે તુરત **અબૂહુસન** ઉઠીને ઉભો થયો. તુરતજ એક સેવકે બીજા મેહેલનું દ્વાર ઉઘાડયું. આગળ **મશરૂર** ચાલ્યો, કેમકે તે હંમેશ એની હજુરમાંજ રહેતો હતો, અને પાછળ **અબૂહુસન** ચાલ્યો. તે મેહેલપણ પેહેલા જેવોજ મોટો હતો. પૂર્વના જેવુંજ તેપણ એક ઉત્કૃષ્ટ દિવાનખાનું હતું. પરંતુ અત્રેનો ઠાઠમાઠ વળી ન્યારોજ હતો. તેમાં પણ નામાંકિત ચિતારાઓએ નકસી પાડી હતી. માંહે સોના રૂપાનાં પાત્રો, ગાલીચાઓ, અને બીજો કિમતી શણગાર હતો, જે પૂર્વના રંગમેહેલ કરતાં નિરાળો હતો. ત્યાં પ્રથમ પ્રમાણેજ ગાનારી સ્ત્રીના સાત તાયફા ઉભા હતા. જેવો **અબૂહુસને** ત્યાં પગ મુકયો કે સાતે જણીઓએ વીણા, સારંગી, તાઉસ, નરઘા વગેરે વજાડવાના યંત્રો હાથમાં લઇ આરંભ કરી અલાપ કીધો. એ દીવાનખાનામાં સાત મોટાં ઝુમ્મર હતાં, અને મધ્યમાં એક મેજ હતી. તેપર સાત સુંદર સોનાની રકાબીમાં સિખરબંધ સીંચીને મીઠાઇ અને તે રૂતમાં પ્રાપ્ત થતા ભાવતા મેવા ગોઠવ્યા હતા. અત્રે પણ પૂર્વ પ્રમાણેજ સાત લાવણ્યયુકત મનોહરી હાથમાં પંખા લઇ મેજની આસપાસ ઉભી હતી.

આ નવો દેખાવ ને નવો મેહેલ જોઇ **અબૂહુસનને** વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે થોડીવાર ઉભો રહ્યો અને સઘળું નિહાળી જોઇને ખુલ્લી રીતે આશ્ચર્યતાથી ચોંકયો. પછી મેજપર જઇ બેઠો ને થોડીવાર સુધી તે સાતે સુંદરી સામું ટગર ટગર જોયા કીધું. એ સાતે એવીતો અપ્રતિમ લાવણ્યયુકત હતી કે તે વખતે એ ગભરામણમાં પડયો કે કેઇને પ્રસન્ન કરવી. છેવટે સઘળી તર્ફ ફરીને કહ્યું, "હે મનોરમા, પંખા મુકી દઇ મારી સાથે ફળ ખાવા બેસો. મને ઉકળાટ લાગતો નથી માટે એવો વ્યર્થ શ્રમ લેવાની કંઇ જરૂર નથી."

પછી તે સુંદરીઓ તેની આસપાસ બેસી ગઇ. પેહેલાં તો તેણે તેમનાં નામ પુછ્યાં. એ નામ પેલી આગલી સાત જણી કરતાં નિરાળાં હતાં, ને તે તેમના ગુણ પ્રમાણે આપ્યાં હતાં. તે નામની ખૂબી એ હતી કે તે મનસંબંધી યા તો શરીર સંબંધી અલૌકીકપણું બતાવતાં હતાં. **અબૂહસન** તેમને મેવો અને બીજી જેજે ચીજ આપતો ગયો તે વખતે કંઇકંઇ ફાંકડાઇ ને ચાતુર્યતાનું ભાષણ કરતો હતો. પ્રથમ પોતાની જમણી બાજુપર જે સ્ત્રી બેઠી હતી તેને કહ્યું, "હે **હૃદયાંગુરે**! મારા સમ, આ અંજીર ખા, અને જે મોહપાસમાં મને સપડાવ્યો છે તે મારાથી ઉંચકાય તેવું કર." પછી બીજી તરફ ફરીને કહ્યું "અયિ **મનસ્તાપિની** ! આ દ્રાક્ષનો ઝુમખો લે અને તારે ખાતર મને જે હૃદય સંતાપ ઉત્પન્ન થયો છે ને થાય છે તેનું શમન કર !" એજ મુજબ બીજીઓને પણ કંઇ કંઇ વિનોદ વચન કહેતો ગયો. આવા આવા વિનોદી વચનથી **અબૂહસનપર કાલિફ્**ની અધિકાધિક પ્રીતિ ઉત્પન્ન થઇ, કેમકે તે એના શબ્દ અને કૃત્યોથી ઘણો રંજીત થયો અને તેણે વિચાર કરતાં આનંદ થવા માડયો કે એ એક ખરો વિનોદી, ચતુર ને ગુણોત્કૃષ્ટ મનુષ્ય છે.

રકાબી માહેલાં સઘળાં ફળ ચાખ્યા પછી **અબૂહસન** મેજ પરથી ઉઠીને ઉભો થયો અને **મશરૂર**ની પાછળ પાછળ ત્રિજે ઓરડો, જે આગલા કરતાં પણ ઘણોજ ભવ્ય ને ભભકાભેર સુશોભિત કીધો હતો તેમાં ગયો. ત્યાં એનો સત્કાર કરવાને પ્રથમ પ્રમાણે ગાયન કરનારી સાત સુંદરીનો તાયફો હજૂરમાં તૈયાર હતો. તે સેવકીઓ જાત જાતના પકવાન્ન ભરી મેજની આસપાસ ઉભી હતી. પોતાની આસપાસની નવાઇને તાજુબીથી નિહાળ્યા પછી, **અબૂહસન** મેજ પાસે ગયો અને તેના બેસતા સુધી તે ગાયક સુંદરીઓએ ગાયન જારી રાખ્યું. તે સાત સુંદરીઓ એના હુકમથી એની સાથે જમવા બેઠી, અને એની ઈચ્છાનુસારી થઇ જે જે ભાવ્યું તે ખાધું. પછી તેણે તેમનાં નામ પુછી લીધાં, તે ચિત્રવિચિત્ર નામો સાંભળી તે આગળની માફક ખુશ થયો, અને ઘણાંક માર્મિક વચનો બોલી તે નામોના અર્થપર એક ચમત્કારથી ભરપૂર વિનોદી ભાષણ કીધું. એથી **કાલિફ્** જે શબ્દે શબ્દ સાંભળી શકયો હતો તેને ઘણો આનંદ થયો. એમજ તે સ્ત્રીઓ પણ પુષ્કળ ખુશ થઇ હતી. એટલામાં સંધ્યાકાળ થયો અને **અબૂહસન**ને એક ચોથા ઓરડામાં તેડી ગયા. તે વળી

એથી પણ ઘણાજ ઠાઠથી શણગારેલો હતો. રાત્રિ થઇ હતી, વાસ્તવ તેમાં જે સાત સુન્નાના ઝુમ્મર હતા તેમાં મીણબતીના હજારો દિવા સળગાવી દીધા. તેથી ઘણોજ ઉજવળ પ્રકાશ થઇ રહ્યો હતો. **અબૂહસને** અત્રે પણ આગળના ત્રણ ઓરડાની માફક સર્વોત્તમ રંભા જેવી કળાવંતણિયોને ગાતી દીઠી. તેઓ કાનને ઘણુંજ મધુરૂં લાગે તેવું ગાન કરતી હતી, અને ઝીણો પણ વધારે તિણ્ણો આલાપ ચઢાવી ગાતી હોય એવું લાગ્યું. મેજપર સાત સુવર્ણના ખુમચામાં, પૂરી, પોળી, સુકાં કેળાં વગેરે સુકો મેવો મુક્યો હતો. બીજા મેજપર પીવાને ઉત્તેજન આપે એવા વસ્તૂ ઉત્તમ મદ્ય તેથી ભરેલાં સુવર્ણપાત્ર મુક્યાં હતાં. તેની પડોસમાં સાત સુવર્ણના સુંદર કોચો ગોઠવેલા હતા. ટેબલની આસપાસ સુંદરીઓ પણ તેટલીજ ઊભી હતી. બીજા કોઇ આરડામાં નિહાળ્યું નહોતું તેવું અત્રે એણે દીઠું. એક મ્હોટા મેજપર સાત જલદ મદિરાથી ભરેલાં વાસણો હતાં. અને તેની પડોસમાં ઘણાજ સુશોભિત પારદર્શક પ્યાલા મુકયા હતા.

અત્યાર સુધી પેહેલા ત્રણ ઓરડામાં **અબૂહસને** પાણી શિવાય બીજું કશું પીધું નહોતું. બગદાદમાં એવોજ રીવાજ હતો કે કોઈપણ ગૃહસ્થ સંધ્યાકાળ પેહેલાં મદ્ય પિયે નહીં. ખુદ **કાલિફના** મેહેલમાં પણ દિવસના મદ્યપાનની બંધી હતી. રાત્રેજ મદ્ય પ્રાશન થતું હતું. આ રીવાજ ઘણો વખાણવા યોગ્ય હતો,. કેમકે કામકાજમાં ઘણા સ્વચ્છ મગજનો દિવસે ખપ પડે છે. રાત્રિ સુધી કોઇ શરાબ પિતા નહિં એટલે દિવસે શેહેરમાં પીને તોફાન કરતું કોઇ નજરે પડતું પણ નહિં. જો કોઇ દિવસનાં મદ્યપાન કરે તો લોકો તેને હલકો યાને દારૂડીઓ માની ધિઃકારતા હતા. બેશક **કાલિફનો** આ ધારો ઘણો રૂડો હતો.

જેવો **અબૂહુસન** ચોથા ઓરડામાં દાખલ થયો કે તુરત ટેબલપર જઇ બેઠો. જે સાત પ્રમદાઓ એને વિટાઇ વળી હતી તેમને જોઇ ઘણીવાર સુધી તો એ સ્તબ્ધજ થઇ ગયો, કેમકે એ નાટિકાઓ આગળ દીઠી હતી તે કરતાં પણ ઘણી સુંદર હતી. તે બધીઓનાં નામ જાણવાને તે ઘણો અભિલાષી હતો; પણ ગાયન એટલે મોટેથી થતું હતું અને તેમાં પણ વિશેષ કરી તંબુરો એટલા જોરથી વાગતો હતો કે તેઓ ધીરે ધીરે બોલતી હતી તે સાંભળી શકાતું નહોતું. તેટલામાં **અબૂહસને** તાળી પાડી એટલે ગાનારાઓના મોંડા ને હાથ બંનો સાથે બંધ પડી ગયા. તુરત બધું શાંત થઇ ગયું. પછી જે સ્ત્રી તેની સોડમાં જમણી બાજુએ ઉભી હતી તેનો હાથ



અબુ હસન અને સાત દાસી. (પૃષ્ટ ૩૭૩)

પકડી બેસાડી દીધી અને એક પુરી આપતાં તેનું નામ પુછ્યું. તે સ્ત્રી બોલી, "ધર્મધુરંધર મહારાજ, આ દાસીનું નામ **મૌક્તિકમાળા** છે." **અબૂહસને** જવાબ દીધો, "બીજું કોઇ નામ તારી યથાર્થ કિમ્મત ક-રત નહીં! તને એજ નામ છાજે છે. પણ મને લાગે છે કે આ પૃથ્વીપરના અત્યુત્કૃષ્ટ મોતી તર્ફ જોતાં તારા દાંતો વિશેષ તેજસ્વી છે. પણ અવિ પ્રિય **મૌક્તિકમાળા**, જ્યારે તારૂં એવુંજ નામ છે ત્યારે તો તારા સુંદર હસ્તે મને એક મદ્યનું પ્યાલું પ્રાસાદી તરીકે ભરી આપ, જે હું પ્રેમપૂર્વક પ્રાશન કરૂં." તુરત તે લટકાળી બાઇ મદ્યના મેજ નજીક ગઇ અને એક સુંદર પ્યાલું મદ્યથી ભરી હસતે મુખડે આણી આપ્યું. **અબૂહસને** પણ હસીને તે લીધું અને **મૌક્તિકમાળા** પ્રત્યે કામાતુરપણે એકી નજરે જોઇ રહી બોલ્યો, '**મૌક્તિકમાળા**, હું પેહેલાં તારૂં આરોગ્ય પાન કરૂં છું. હવે મારી ઇચ્છા છે કે તારે પોતાને માટે પણ એટલુંજ ભર અને મારે નામે પી જા." **મૌક્તિકમાળા** તુરત મદ્યના પાત્ર નજીક દોડતી ગઇ અને બીજું ભરી લાવી તે પીધા પેહેલાં એક એવો રાગ અલાપ્યો કે તેના મધૂર સુસ્વરથી અને તે નવિન તરેહનો હતો તેથી **અબૂહસન** મોહ પામી ગયો. **મૌક્તિક-માળાએ** જે ધમક ને લટકાથી આ આ લાપ અલાપ્યો હતો તેથી **અ-બૂહસનને** પાછી ભ્રાંતિ થઇ કે તે જાગૃત છે કે નિદ્રાવશ છે. તેમજ **કાલિફ્**ને પણ તે સાંભળી ઘણો મોહ ઉત્પન્ન થયો.

**અબૂહસને** એ પ્યાલું પી જઇ બીજી સુંદરીને પાસે બેસાડી અને તેને જે ભાવ્યું તે ખુમચામાંથી આપી તેનું નામ પુછ્યું. તેણે કહ્યું "મહારાજ! આ સેવકીનું નામ **નક્ષત્રપ્રભા** છે." એ સાંભળી **અબૂહસન** બોલ્યો, "તારી ચકચકતી આંખો, જે તારાનું નામ તેં દીધું છે તે કરતાં પણ વિશેષ ચળકે છે. માટે જરા ઉઠ તો, લાવ મારે માટે થોડુંક ઉત્તમ મદ્ય." **નક્ષત્રપ્રભાએ** તેની આજ્ઞા માન્ય કરી ઘણીજ ભારે છટાથી ને અદાથી એક પ્યાલું આપ્યું. પછી ત્રીજી જેનું નામ **સૂર્યપ્રભા** હતું તેને પણ તેમજ કરવા આજ્ઞા દીધી. તેણે વળી એવી લટાછટાથી મદ્યનું પ્યાલું ભર્યું ને મેજ નજીક લાવી ખડી રહી કે **અબૂહસન** ચકિત થઇ રહ્યો અને એમ કરતાં કરતાં સાતમીને પણ એજ આજ્ઞા કીધી. એ સર્વ નિહાળી **કાલિફ્**ને ઘણો સંતોષ થયો.

જ્યારે સઘળી વારા ફરતી મદ્યનાં પ્યાલાં ભરી રહી ત્યારે **મૌક્તિકમાળા**, જેની સાથે **અબૂહસન** વાત કરતો હતો, તે મદ્યના

મેજ નજીક પુનઃ ગઇ. તેણીએ એક દ્રાક્ષારસનું પ્યાલું ભર્યું અને તેમાં **કાલિફે** આગલી રાત્રે જે ઔષધની ભુકી નાખી હતી તેજ ચપટી ભરીને નાખી. તુરત તે મૃગાક્ષી તીક્ષ્ણ નેણબાણ મારતી **અબૂહુસનને** પ્રેમમોહિત કરતી અજબ છટાથી નામદાર નામના **કાલિફ** સમીપ આવી ઉભી રહી, ને મદ્યનું પ્યાલું ધરીને બોલી, "સદ્ધર્મ પ્રતિપાળક મહારાજ! આપનું આયુષ્ય વૃદ્ધિ પામે તે માટે આ દ્રાક્ષારસનું પ્યાલું લેવા આ દાસી વિનંતિ કરે છે. આપ એ પી જાઓ તે પહેલાં કૃપાધના, મારી એક ગઝલ સાંભળવાનો આદર કરશો તો મારૂં અહોભાગ્ય સમજીશ. એ મેં આજેજ જોડી કાઢી છે ને હું એટલું તો અભિમાન ધરૂં છું કે તે આપને નાખુશ નહીં કરશે. મેં આગળ એ કદી ગાઈજ નથી." **અબૂહુસને** પ્યાલું હાથમાં લેતાં કહ્યું, "પ્રિય **મૌક્તિકમાળા**, હું ઘણી ખુશીની સાથ તને આજ્ઞા કરૂં છું કે તું ગા; કેમકે મારી ખાત્રી છે કે તારા જેવી નૌતમ સુંદરી, ચાતુરી અને રમુજ વિનાનો રાગ બનાવી શકેજ નહીં. તું જેવી લાવણ્યવતિનું ગાયન મનોવેધક ને રસભરિત હશેજ." પછી **મૌક્તિકમાળાએ** એક વીણા હાથમાં લીધી અને સુંદર રાગમાં અલાપ કીધો. **અબૂહુસન** તે આખો વખત તલ્લીન થઇ રહ્યો, અને એટલો ખુશ થયો હતો કે તેણે **મૌક્તિમાળાને** તે ફરી ફરી ગાવાને આજ્ઞા કીધી અને પ્રત્યેક વેળે એને એટલીજ રમુજ પડી.

જ્યારે **મૌક્તિકમાળા** ગાઇ રહી ત્યારે **અબૂહુસન** દ્રાક્ષારસ પી ગયો, અને તેનાં ઘટીત શબ્દમાં વખાણ કીધાં, ને તેના સામી દૃષ્ટિ કીધી. પણ તે બરાબર તેમ કરી શકયો નહીં, કેમકે મદ્યમાં નાખેલા ભુકાએ તુરત તેનાપર અસર કરી દીધી, તેથી તેનું મોઢું પોહોળું રહી ગયું; આંખો મીચાઇ ગઇ; માથું મેજ ઉપર ઢળી પડયું અને **કાલિફે** એ ભુકો આગલી રાત્રિના આપ્યાથી જેવો ઘસઘસાટ ઉંઘમાં પડયો હતો તેવોજ તે ઘોરવા મંડયો. આ સમયે **કાલિફને** ઘણી મઝા પડી. એક સ્ત્રી તેના હાથમાંથી પ્યાલું લેવા મોં આગળ તૈયાર ઉભી રહી હતી તેણે તે હાથમાંથી પડયું કે તુરત ઝોલી લીધું. **કાલિફ** મહારાજ પોતાની યોજના પાર પડી જોઇ અતિ ઘણો પ્રસન્ન થતો થતો તે દીવાનખાનામાં આવ્યો. તે નામદારે જે જે બન્યું તે બધું જોયાજ કીધું હતું અને પોતે ધાર્યું હતું તે કરતાં પણ વિશેષ ગમ્મત પડી હતી. તુરતજ **અબૂહુસનને** તેનાં પોતાનાં અસલ કપડાં પેહેરાવવાનો અને પાછો તેને પોતાને ઘેર લઇ જવાનો, જે ગુ-

લામ તેને ઉપાડી લાવ્યો હતો તેનેજ હુકમ કીધો. તેને જણાવ્યું કે એને જે ઓરડામાંથી ઉપાડી લાવ્યા હતા તેજ ઓરડામાં એનાજ પલંગ ઉપર ગૂપચૂપ મુકી આવજે અને બારણું પાછું બંધ કરતો ના. તે દાસે **અબૂહસનને** પોતાની ખાંધ ઉપર લીધો, અને તેને ઘેર લઈ જઇ જે પ્રમાણે આજ્ઞા મળી હતી તે પ્રમાણે પલંગપર સુવાડયો અને **કાલિફ** મહારાજને સઘળું વિદિત કરવા સારૂ જલદી પાછો ફર્યો. **કાલિફ** બોલ્યો, "ઠીક થયું. **અબૂહસનને**, ઇમામ અને તેના ચાર લુચ્ચા સાથીઓ, જેણે એનું અપમાન કીધું હતું તેને પારિપત્ય કરવા સારૂ એકજ દહાડો **કાલિફ** થવું હતું તે પ્રમાણે મેં તે કૃત્ય કરવાને તક આપી; અને હું ધારૂંછું કે તેના મનથી સંતોષ થવો જોઇએ, કેમકે તેનું ધાર્યું પાર પડયું છે."

બીજે દિવસે પ્રભાતના **અબૂહસન**, જેને તેનાજ પલંગપર **કાલિફ**નો દાસ મુકી આવ્યો હતો તેણે સારી પેઠે દહાડો ચઢતા સુધી ઉંઘ્યા કીધું. જ્યારે પેલા ઔષધનું ઘેન ઉતર્યું ત્યારે તે જાગ્યો, અને આંખ ઉઘાડી જોયું તો માલમ પડયું કે તે પોતાનાજ ઘરમાં છે. એ જોતાં તો તેને ઘણોજ અચંબો ઉત્પન્ન થયો. તે મોટેથી મેહેલની વારાંગનાઓનાં નામ દઇ બુમ પાડવા લાગ્યો: "ઓ **મૌક્તિકમાળા**, રે **વિદ્રુમૌષ્ટિ**, કયાં છે **જયોત્સનપ્રભા**, અલી **ચંદ્રમુખી**", વગેરેનાં નામ યાદ હતાં તેમને હાક મારી મારી કહેવા લાગ્યો, "કયાં છો તમે, અહીં આવો રે અહીં આવો."

**અબૂહસને** એટલે મોટેથી બુમ પાડી કે તેની માતા, જે પોતાના પાસેના ઓરડામાં હતી તેણે સાંભળ્યું અને આ બકવા કરતો હતો તેથી તેની પાસે ઉતાવળી ઉતાવળી દોડી આવી કહ્યું, "તને શું થાય છે બેટા? શું થયું છે? તું બુમો કાં પાડે છે?" આ શબ્દ સાંભળી **અબૂહસને** પોતાનું મોં ઉંચું કીધું, અને પોતાની માતાની તરફ નિષ્ઠુરપણાથી જોઈ બોલ્યો, "ભલી બાઇ, તું કોણ છે? કોને તું બેટા કહે છે?" તેની માતા પુછવા લાગી, "કોને કહુંછું? કેમ બેટા, તને-શું તું **અબૂહસન** મારો દિકરો નથી? ઘણી તાજુબીની વાત છે કે આટલામાં તું મને ભુલી ગયો!" **અબૂહસને** જવાબ દીધો, "કેમરે ડોકરી! શું હું તારો બેટો? તને ભાન છે કે નહિ? તું જુઠું બોલે છે, અને તું શું કહે છે તે હું સમજતો નથી. હું તને કહુંછ કે હું **અબૂહસન** નથી, હું તો ધર્મધુરંધર **કાલિફ** મહારાજ છું! સમજી કે ડોસી?" તેની માતાએ કહ્યું, "છાનો રહે, છાનો રહે! કોઈ આમ બકવાદ કરતો સાંભળશે તો કહેશે કે ચળી ગયો છે!" **અબૂહસન**

બોલ્યો, "ડોકરી, તુંજ ચળી ગઈ છે. હું તને પુનઃ કહું છું કે હું તો ધર્મધુરંધર કાલિફ઼ મહારાજ છું, આ પૃથ્વીપર ઇશ્વરનો બંદો છું, તેનો પ્રતિનિધિછું." તેની માતા અત્યંત દુઃખ ધરી બોલી, "અરે ભાઇ આ તે શું ? તું આમ ઢંગ ધડા વગર બોલે છે શું? આવું અવરચવર કયાંથી બોલેછે? અરે તને કંઇ ભૂત બલા તો વળગી નથી કે આમ બકે છે; કે જેણે તને આવો લવારો કરતો કરી દીધો હોય. અરે પ્રભુ, તું સહાય થા અને સેતાનના પંજામાંથી તું એનું રક્ષણ કર. ભાઇ **અબૂહુસન**, એતો હું તારી માતાછું, ને તું મારો દિકરો છે, કેમ ભુલી ગયો બા ?"

પછી હું **કાલિફ઼** છું એવી **અબૂહુસન**ને ભ્રાંતિ પડી તેમાંથી શુદ્ધ સાન ઠેકાણે લાવવા કંઇ કંઇ દાખલા, જે યાદ આવ્યા તે તેની માતાએ આપ્યા; અને કેટલો દહાડો ચઢી ગયો છે તે બતાવી આપી, તેનું આશ્વાસન કરી, છેવટે **અબૂહુસન**ની માતા બોલી; "ભાઇ, તું જોતો નથી કે જે ઓરડામાં તું છે તે તારો પોતાનો ઓરડો છે, એ **કાલિફ઼**નો નથી. છતાં એ કેવો સુંદર છે કે જાણે જેવો **કાલિફ઼**ના મેહેલમાંનો ખુદ **કાલિફ઼**ને સુવાનો ઓરડો હોય. એ ઓરડામાં તું જન્મ્યો ત્યારથી મારી સાથે રહે છે, તે તું ભુલી ગયો ? માટે હું જે કહું છું તે ધ્યાન દઇ સાંભળ અને જે કોઇ દહાડો બને તેવું પણ નથી તેને માટે નકામો ચાળાચસ્કા ન કર, ને ભળતી કલ્પના મનમાંથી કાઢી નાંખ. એકવાર ધ્યાન દઇ વિચાર કર."

**અબૂહુસને** પોતાની માતાનું સઘળું ભાષણ નીચું ઘાલી પોતાને લમણે હાથ રાખી સ્વસ્થ ચિત્તથી સાંભળ્યું અને વિચાર કીધો કે મેં જે કંઇ જોયું, સાંભળ્યું, કાર્ય કીધું તે માત્ર કલ્પનાજ છે કે કેમ ? તે એવી રીતે વિચાર કરવા લાગ્યો કે પોતે જે કંઇ સાંભળે છે ને જુએ છે તે જાણે ઘણા દહાડાનું ભુલી ગયલું યાદ કરી તપાસતો હોય! તે સ્વસ્થપણે બેઠો. બહુ વિચાર કીધો, આસપાસ દૃષ્ટિ કરી જોઈ, ને મનમાં સ્વપ્નું થયું છે એમ માન્યું, પણ વળી વિચાર કરી જોયો કે ત્યારે હું **કાલિફ઼** તે કેવો ? આખરે જાણે ભરાનદ્રામાંથી જાગ્યો હોય તેવી રીતે પોતાનો હાથ, જેમ ગાલપર ધરી રાખ્યો હતો તેમજ રહેવા દઇ તે પોતાની માતા પ્રત્યે બોલ્યો, "બરાબર છે. તું કહે છે તે ખરૂં છે. મને લાગેછ કે હું **અબૂહુસનજ** છું અને તું મારી માતા છે, ને હું મારા પોતાનાજ ઓરડામાં છું." પછી પાછુ તેની તરફ઼ અને આસપાસના સઘળા પદાર્થોનું ધ્યાનપૂર્વક અવલોકન કરી તે બોલ્યો, "નિઃસંશય હું **અબૂહુસનજ** છું, અને મને નથી સમ-

જાતું કે આ નવીજ કલ્પના મારા મનમાં કયાંથી પેસી ગઇ! મને બહુ આશ્ચર્ય થાય છે કે હું **કાલિફ** હતો એ વાત મનમાં કયાંથી ઘુસી ગઇ."

આ સાંભળી તેની માતા સમજી કે હવે એનું ચિત ઠેકાણે આવ્યું છે, ને ભ્રાંતિ દૂર થઇ છે. એ કંઇક સ્વપ્નાવશ હતો તેથી ભ્રાંતી પડી ગઇ હશે તેથી હવે તેને જોઇ હસવા લાગી કે ભાઇ પવનપર ચઢયા છે. એ જોઇને તો **અબૂહસન** એકાએક ચોંકયો અને પોતાની માતા સામું નિષ્ઠુરદ્રષ્ટીથી જોઇ બોલ્યો, "રાંડ ડાકણ, તું શું બોલે છે તે સમજતી નથી કે? હું કંઇ તારો દિકરો નથી ને તું કંઇ મારી મા નથી. તું પોતે ભુલાવો ખાય છે ને મને પણ ભુલાવો ખવાડવા માગે છે કે? હું તને સાફ કહુંછું કે હું તો સદ્ધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ **કાલિફ** છું, ને એથી ઉલટું સમજાવવાને કદી તારે જીદ્દ કરવી નહિં. તે હું માનનાર નથી." તેની માતાએ જવાબ દીધો, "બેટા, પરમેશ્વરને વાસ્તે હવે એ વાત જવા દે. ઇશ્વરનું સ્મરણ કર, નહીં તો કંઈ નવી પીડામાં આવી પડીશું! કંઇ બીજી વાત કાઢ. લે મારી વાત સાંભળ: કાલે આપણા મહોલ્લામાં મસીદના ઇમામ અને આપણા પાડોસના ચાર શખ્સોના શા હાલ થયા તે સઘળી હકીકત તને કહું છું. કાલે નગરરક્ષક સાહેબ આવ્યા હતા, તેમણે તેઓને પકડીને કોણ જાણે કયા કારણસર કેટલાક ફટકા મરાવ્યા અને હાંડિયા પાસે દાંડી પીટાવી સાદ કરાવ્યો કે જે કોઇ પારકી પંચાત કરે અને પોતાના પાડોસીમાં વૈમનસ્ય કરાવે તેના આવા હાલ થાય છે! આ પ્રમાણે ગલીએ ગલીએ ફેરવી પછી તેમને આપણા મોહોલ્લામાંથી હાંકી કાઢયા અને તેમને હુકમ કીધો છે કે ફરીને પાછા એ મોહોલ્લામાં કદિપણ આવવું નહીં." **અબૂહસન**ની માતાને જરાપણ ખ્યાલ નહોતો કે એ બનાવ બન્યો તેમાં પોતાના દીકરાનો હાથ હતો, તેથી તેના મગજમાં જે મહારાજા **કાલિફ**પણાની ધૂન પેસી ગઇ હતી તે કાઢી નાખવા એ વૃત્તાંત કહ્યું, પણ તેથી તો એની ધૂન નિકળી જવાને બદલે વાસ્તવ ઉલટું મજબુતપણે ઠસી ગયું કે પોતે ખરેખર **કાલિફ** છે, પણ માત્ર કપોળ કલ્પિત નથી. એવી ભ્રાંતી સજ્જડ ચોંટી બેઠી.

તેથી **અબૂહસને** જેવી એ વાત સાંભળી કે તુરત બરાડી ઉઠયો; "ચાલ ચાલ રાંડ ડાકેણ! હું તારો પુત્ર નથી કે હું **અબૂહસન** નથી; હું તો બસ ધર્મધુરંધર **કાલિફ** મહારાજ છું. આ જે વાત તેં મને

કહી તે ઉપરથી હવે, મને જરા સંશય રહેતો હતો તે પણ દૂર થયો છે. તું ખાત્રીથી સમજ કે એ ઈમામ અને ચાર શેખને શિક્ષા થઈ તે મારા હુકમથી થઈ છે. હું તને કહુંછું કે હું ખરેજ ધર્મધુરંધર **કાલિફ** મહારાજ છું; માટેજ કહું છું કે હવે એમ ન કહેતી કે કંઇ સ્વપ્નું થયું છે. હું કંઇ ઉંઘતો નહિ હતો, પણ જેવો હમણા જાગું છું તેમ જાગતો હતો-માટે ઓ ડોસી, મેહેરબાની કરીને સાચું માનજો કે તે નગર રક્ષકે આવીને મને જ્યારે કહ્યું કે 'મહારાજ તમારા હુકમ પ્રમાણે તેણે બરાબર અમલ કીધો છે' ત્યારે હું અત્યંત ખુશ થયો હતો. એ ઇમામ અને ગામની પીડા જે ચાર શેખ તેમને ઠીક પારિપત્ય થયું છે. હવે જો તું મને એટલુંજ કહેશે કે હું અહીં શી રીતે આવ્યો, તો ઘણો રાજી થઇશ. મને પણ નથી સમજાતું કે આ કેમ બન્યું હશે. મુદ્દાની એજ વાત છે. જે જે બન્યું છે તેને માટે ઇશ્વરનો પાડ માન. પણ હું ખરેજ સદ્ધર્મપાળકછું ને તેથી ઉલટું સમજાવવા તું જેજે દાખલા દલીલ લાવશે તે ફોકટ છે. તે હું બિલકુલ માનનાર નથી."

હવે **અબૂ**ની માતાના ખ્યાલમાં તો આવ્યુંજ નહીં કે પોતાનો છોકરો શા કારણથી પોતે **કાલિફ** છે એવું માની બેઠો છે. તે તો એમજ ખાત્રી કરી બેઠી કે જરૂર મારો દિકરો ચળી ગયો છે, કેમકે જે માન્યામાં ન આવે તેવી વાતની એ જીદ કરે છે. હું **કાલિફ**, હું **કાલિફ**, એવો વિલક્ષણ નાદ એને લાગ્યો કયાંથી એમ તે મનને પુછવા લાગી. તે મનમાં સમજી કે ભાઇ શુદ્ધિમાં બોલતા નથી. એવા વિચારથી તે બોલી, "ભાઇ, **અબૂઆ**! પ્રભુને પાડે કહુંછું કે તારાપર તે દયા કરે ને તું આવાં ઘેલાં ન કાઢે. ઇશ્વર સ્મરણ કર કે તને ક્ષમા કરે ને મેહેરબાની કરી તારૂં ચિત્ત પાછું ઠેકાણે લાવે. તેં કંઇપણ ઇશ્વરાપરાધ કીધો હશે, તેથીજ તું આમ જેવું તેવું બડબડે છે. તને આવો બડબડાટ કરતાં લોકો સાંભળશે તો શું કહેશે? તું જાણતો નથી કે નાગી ભોંયરામાં નાચે તો તે વાત પણ છાની ન રહે તો તારો આ લવલવાટ કેમ રેહેશે? એક કાનથી બીજે કાન જતાં વિલંબ શો? ને ત્યારે તારા હાલ કેવા થશે?"

આવી રીતના વારવાથી તો **અબૂહસન** અધિક કોપિત થયો. અને પોતાની માતાપર એટલો ખીજવાઇ ગયો ને બોલ્યો કે, "ઓ બુઢ્ઢીદદ્દા, એકવાર મેં તને ન કહ્યું કે તું મુંગી મર; અને જો તેમ તું નહીં કરશે તો હું એવું કરીશ કે તું આખી જીંદગીભર તારી ખોડ ભુલી મને યાદ

કરશે. ચૂપ રહે, બસ હું **કાલિફ** છું, અને જ્યારે હું એમ કહું ત્યારે બસ તારે હાજ કહેવી; ને મારૂં બોલવું માનવું."

આ ભલી બાઇએ દીઠું કે આતો ઉલટો વધારે હાથથી ગયો ત્યારે તેણીને પરાકાષ્ટ રડવું આવ્યું અને પોતાનો પુત્ર આવો બાહ્વરો કેમ બની ગયો તેને માટે વિસ્યમ થવા લાગી. તે અત્યંત શોકથી વ્યાકૂળ થઇ મોટો સંતાપ કરવા લાગી. એવી અવસ્થા નિહાળીને **અબૂહુસન** શાંત થવો જોઇએ, પણ તેમ ન થતાં ઉલટો માતા પ્રત્યેની પુત્રભકિત પણ ભુલી ગયો; અને લાગલો ઉભો થઇ રાગે ભરાઈ નેતરની સોટી લઇ શૂરભેર પોતાની માતાને મારવા દોડયો. એ ઠેકાણે તેની માતા શિવાય કોઇ બીજી હોત તો જરૂર ડરી ગઇ હોત, એવી રીતે ધમકાવી તે તેને પુછવા લાગ્યો; "બોલ સીધું, દુષ્ટા, હું કોણ છું?" તેની માએ તેની સામે ટગર ટગર જોઇને યત્કિંચિત ભય પામ્યા વિના, પણ ગળગળી થઇ જવાબ દીધો, "દિકરા, હું નથી માનતી કે ઇશ્વર તારાપર એવો રૂઠયો હોય કે તારી જનેતા, જેણે તને જન્મ આપ્યો છે ને નાહ્નાથી મોટો કીધો છે તેનેજ તું ભુલી જાય, અને તારા પોતીકા દેહનું તને ભાન ન રહે કે તું કોણ છે. ભાઇ તું ખરેખર મારો પુત્ર **અબૂહુસન** છે; અને આપણા સ્વામી **કાલિફ હરૂન અલ-રશીદ**, જેણે આટઆટલી ઉદારતાથી આપણને ગઇ કાલે ન્યાલ કીધાં છે તેની પદવી તું ધારણ કરે, એ બિલકુલ અયોગ્ય છે. હું તને કહેવાનું ભુલી ગઇ કે કાલે મુખ્ય મંત્રી **ગાયફર** મારી પાસે આવ્યો હતો, અને મારા હાથમાં હજાર સોના મોહરની થેલી નજરાણા તરીકે આપી કહ્યું કે, '**કાલીફ** મહારાજે આ નજરાણું મોકલ્યું છે તે મેહેરબાની કરી અંગિકાર કરો. અને તેમના કલ્યાણાર્થ ઈશ્વર પાસે યાચના કરો.' ત્યારે શું એ ઉદારતા તારે દિલમાં ન ધરવી? હવે મારે કેટલા કાળ જીવવું છે?"

આ સાંભળીને તો **અબૂહુસન**નું કલેજું બિલકુલ હાથમાં ન રહ્યું. **કાલિફ**ની ઉદારતાની ને મોહરોની વાત સાંભળીને તો તેને પકી ખાત્રી થઈ કે ના ના, હું હતો તો **કાલિફ**જ, ને મેંજ વજીર **ગાયફર**ને મોકલ્યો હતો. તે બોલ્યો; "વારૂ ડોકરી, પણ હવે હું કહુંછું કે મેંજ તે હજાર સોના મોહર મારા વજીર **ગાયફર** સાથે મોકલી હતી તો તે વાત તું માનેછ કે નથી માનતી? વજીર મારા હુકમથી આવ્યો હતો અને હું પોતે **કાલિફ** છું. પણ એ સઘળું માનવાને બદલે ઉલટી તું મને ભમાવે

છે અને ખોટું માથું ફેરવાવે છે ને કહે છે કે હું તારો દિકરો છું તો ઠીક, હું હવે તને શિક્ષા કીધા વગર નહીં છોડું." એટલું બોલી તેણે પુષ્કળ રાગે ભરાઈ ધૂનમાંને ધૂનમાં પોતાની માતાને દુષ્ટપણે ઝુડી નાખી. તે બિચારી માતા એમ નહોતી ધારતી કે આમ મોંઢે બકવાદ કરતાં કરતાં તે હાથ ચલાવશે; તેથી "આવોરે આવો," "દોડો દોડો," "મારી મારી" એમ બુમ તેનાથી પાડી દેવાઇ, એટલે આડોસી પાડોસી દોડી આવ્યા. **અબૂહુસન** હજી પણ પોતાની માતાને ઝુડતો હતો અને એક એક સપાટો લગાવતાં પુછતો હતો કે, "બોલ, હું **કાલિફ** છું કે નહીં ?" અને તેની માતા પણ એમજ કહ્યા કરતી કે, "છીઃ તું તો મારો બેટો **અબૂહુસન** છે."

એટલામાં આડોસી પાડોસીઓ આવી પુગ્યા અને **અબૂહુસનનો** મીજાસ જરાક નરમ પડયો. જે પેહેલો પાડોસી ઓરડામાં આવ્યો તે માતા અને પુત્રની વચમાં પડયો અને કહેવા લાગ્યો, "**અબૂહુસન** ! એ શું કરેછે ? શું એમ કરતાં તને ઈશ્વરનો ડર પણ લાગતો નથી કે અલ્યા ? આ તારી મા, તને ખાવાપીવાને આપે છે ને પ્રીતિપૂર્વક તારૂં લાલન પાલન કરે છે તે માતાપર હાથ ઉગામતાં શરમ નથી આવતી ? મૂર્ખ, કંઈ અક્કલ બક્કલ ગઇછે કે શું ? શું તારા જેવા સ્યાણા છોકરા પોતાની માતાને મારે ખરા કે ? જે તારાપર આટલું હેતભાવ રાખે તેનો આમ અનાદર કરતાં શું લજવાતો નથી ? ૫ટભુંડા, માતૃહત્યારા, તારા જીવતરપર થુઃ !" આ પ્રમાણે જે પાડોસી બોલતો હતો તેની તરફ **અબૂહુસન** વ્યગ્રપણે એકી નજરે ટગર ટગર જોયા કરતો હતો, પણ એક શબ્દ સરખો તે બોલ્યો નહીં. પછી બીજા પાડોસીઓ પણ તેની પાછળ આવી લાગ્યા હતા તેમની તરફ થોડીવાર બાહ્વરો થઇ નિહાળ્યા કીધું અને પુછવા લાગ્યો, "તમે જેને **અબૂહુસન અબૂહુસન** કહો છો તે કોણ છે ? શું એ નામથી તમે સર્વ મને બોલાવો છો ?"

જેણે આ પ્રસંગે **અબૂહુસન** સાથે વાત કીધી હતી તે આ સવાલ સાંભળી ડીંગ થઇ ગયો. વળી બીજા શખસે તેને કહ્યું, "કેમરે ! તું તારી મા, જેણે તુને જન્મ આપ્યો અને જેના ભેળો તું આજપર્યંત રહેતો આવ્યોછે તેને પણ ભુલી ગયો કે શું ?" **અબૂહુસને** પ્રત્યુત્તર વાળ્યો, "જાઓરે જાઓ રખડતા ભામટાઓ, તમે સઘળા લુચ્ચા લોક છો. હું તો ધર્મધુરંધર **કાલિફ** છું. પણ થોભો, હું તમને તે યથાર્થ સમજાવું કે હું તેજ છું કે નહિ !"



અબુ હસન અને તેની મા. (પૃષ્ઠ ૩૮૦)

આ સાંભળી પાડોસીઓની ખાત્રી થઇ કે ભાઇની ડાગળી ચસકી ગઇ છે. કદાચીત્ આ પ્રમાણે ઘેલછામાં રાગે ભરાઇ કોઇનો ઘાત કરશે એવું ભય સર્વને થયાથી, તે ધિંગામસ્તી કરતો હતો તેવો તેને પકડીને હાથ પગ જકડીને બાંધ્યા. એમ કીધાથી તેમણે જોયું કે હવે ધિંગામસ્તી નહિ કરી શકશે, તોપણ તેને અને તેની માને એકલાં ઘરમાં રહેવા દેવા યોગ્ય ન ધાર્યું. તે માહેલા બે જણા તો દીવાનાશાળાના અધ્યક્ષ પાસે ગયા. તે અધિકારી પોતાના હાથમાં ચાબખ ને સાથે સીપાઈનું ધાડું લઇ આવ્યો. જ્યારે તે ઘરમાં આવ્યો ત્યારે **અબૂહસને** થોડુંજ ધાર્યું હતું કે તેની કેવી વેતરણ થશે, તેથી બંધનમાંથી છુટવાનો ખુબ પ્રયાસ કરતો હતો. પણ પેલા દીવાનાશાળાના અધિકારીએ નેતરના એક બે સપાટા વાંસામાં એવા ઝાડયા કે તે તો સડકજ થઇ ગયો. પછી તે અધિકારી અને તેના માણસોએ જેમ કીધું તેમ **અબૂહસને** કરવા દીધું. તુર્ત તેના હાથે પગે બેડી ચઢાવી દીધી. પછી તે તેને પોતાની સાથે દીવાનાશાળામાં લઇ ગયો. જ્યારે તેને ઘરમાંથી બહાર રસ્તામાં લાવ્યા ત્યારે લોકનું ટોળું તેની આસપાસ દોડી આવ્યું. કોઇ લાત મારે, કોઇ કાંકરા મારે, કોઇ ગાંડો ગાંડો કરી બુમો પાડે, એમ તેની ફજેતી ફજેતી ઉડી રહી. આ બધાના જવાબમાં તે એટલોજ ઉત્તર વાળતો કે "ઇશ્વર શિવાય બીજું કોઇ મહાન અને શક્તિવાન નથી. અગરજો મારૂં કાળજું તો ઠેકાણે છે, પણ મને સઘળા દીવાનો ગણી કાઢે છે. પ્રભૂ ઇચ્છાએ આ સઘળું દુઃખ અને અપમાન હું સહન કરૂં છું તે ફકત ઇશ્વર પ્રત્યે પ્રેમભાવથીજ સહન કરૂં છું." પછી તેને દીવાનાશાળામાં લઇ ગયા અને એક પીંજરામાં પુર્યો. પણ તેને અંદર પુરી દ્વાર બંધ કરે તે પેહેલાં ત્યાંનો રખેવાળ, જેનું હૃદય એવી શિક્ષા કરી કરી નઠોર ને કઠોર થઇ રહ્યું હતું તેણે આવી બીજા પચીશ ફટકા લગાવ્યા અને કહેતો ગયો કે યાદ રાખ કે તું **કાલિફ** નથી. એવી રીતે ત્રણ અઠવાડીઆં સુધી મનમાં કંઇ પણ દયા લાવ્યા વગર તે નિર્દય મનુષ્યે શિક્ષા કર્યા કીધી. **અબૂહસન** તેને કહેતો કે હું કંઇ દીવાનો નથી, પણ તમે મને પૂરેપૂરો દીવાનો કરી મુકશો.

**અબૂહસનની** મા તેની ખબર પુછવા રોજ દવાખાનામાં જતી હતી, અને દરરોજ પોતાના પુત્રની અવસ્થા નિહાળીને તેની આંખમાં પાણી ભરાઇ આવતાં હતાં. તે બાપડીને દિન દિન અધિકાધિક દુઃખ ને પ્રેમભાવને લીધે સંતાપ થતો હતો. **અબૂહસન** તેને પોતાનું સંકટ કહેતો. પ્રાણનાથ, ઝાઝું ન

લંબાવતાં એટલુંજ બસ થશે કે રોજના મારથી **અબૂહુસન**ના ખભા, પીઠ અને બાજુઓ એવી તો છોલાઇને આગી થઇ રહી હતી કે તેનાથી જરા મચક પણ અપાતી નહોતી. તેનું સર્વાંગ કાળું સાહિ જેવું થઇ ગયું હતું. દિલપર પુષ્કળ છાબા પડયા હતા. બીછાનાપર તેનાથી બરાબર સુવાતું સરખું નહિ. તેની માના મનમાં તો આવતું કે એને જરા દીલાસો આપવો કે જેથી એનું દુઃખ હલકું થાય, અને પુછી જોવું કે હજી એના મનમાંથી **કાલિફ** થવાની ભ્રાંતિ ગટી ગઈ છે કે નહીં; પણ તે કરે શું? તે એ સંબંધી એક શબ્દ પણ કાઢવા જતી કે તુરત **અબૂ** તેનું મોં એવો ધુરકીને બંધ કરી દેતો કે તે તુરત પાછી ફરતી અને તેની છદ જોઇ અત્યંત દુઃખથી વ્યાકુળ થઇ પાછી ઘેર આવતી હતી.

એમ છતાં ધીરે ધીરે, જે મજબુત અને મનગમતા વિચારો **અબૂહુસન**ના દિલમાં ઠસી રહ્યા હતા, ને જાણે એક દિવસે **કાલિફ**નો પોષાક પેહેર્યો છે, તખ્તપર બેસી અમલ ચલાવ્યો છે; **કાલિફ**ની માફક સર્વ આપણી આજ્ઞા માનીને 'જીજી' કરતા હતા, અને જ્યારે જાગ્યો ત્યારે એવું મનાઇ રહ્યું હતું કે પોતે તો **કાલિફ**જ છે, તે સઘળું મનસૃષ્ટિ નજીકથી દૂર થવા લાગ્યું. તે કોઇ કોઇવાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "અરે જો હું ખરેખર **કાલિફ** થયો હતો તો પાછો મારા સ્વપોષાકમાં, મારે ઘેર, મારા ઓરડામાં શી રીતે પાછો આવ્યો? મારી સાથે તેના સરદારો, ખોજાઓ અને સુંદર નાટીકાઓ કેમ નહિ આવી? મારો મુખ્ય વજીર **ગાયફર** અને બીજા અમીર ઉમરાવો, જે મારી આગળ આવી પગે પડતા હતા તે મને કેમ વિસારી મુકે? અને મને કેમ જવા દે? ખરેજ, જો તેઓ આજ્ઞાંકિત હોત તો તેઓ મને જરૂર આ દુઃખી હાલતમાં નાંખી મુકત નહિ. નહીં નહીં, ખરેજ મારે એ સઘળું એક સ્વપ્નુંજ માનવું જોઇએ, બીજો રસ્તો નથી. આટલી વાત તો ખરીજ છે કે તે ચાંડાળ ઇમામ અને તેના ચાર સોબતીને શિક્ષા કરવાનો હુકમ નગર રક્ષક-સેનાના વડાને તો મેંજ કીધો હતો; તેમજ મુખ્ય વજીર **ગાયફર**ને એક હજાર સોના મોહરની ભરેલી થેલી લઇ મારી મા પાસે મેંજ મોકલ્યો હતો અને એ મારા સઘળા હુકમ અમલમાં પણ આવી ચુકયા છે. આ સઘળું જોતાં એ સ્વપ્નું હતું એમ પણ મારાથી મનાતું નથી. તો પણ ઉલટી વાતો એવી બની છે કે તેનેમાટે હું કંઇજ કરી શકતો નથી અને સમજી શકાય તેવું પણ લાગતું નથી. એ સર્વ અકલિત બનાવ છે. હવે

તો ઇશ્વરપર ભરોસો રાખીને બેઠા શિવાય છૂટકો નથી. તે સર્વનો જાણુ-નહાર છે."

**અબૂહુસન** આવા આવા વિચારો કરતો હતો તેવામાં એક દિવસે તેની મા પાછી તેને જોવાને આવી. આટલા દિવસ દીવાનાશાળામાં કાઢયા તેથી તેની પૂર્વની કળા બદલાઇ તે એવો તો લેવાઇ ગયો હતો અને બદશીકલ થઇ ગયો હતો કે તેને જોઈને તેની મા છાતીફાટ રડવા લાગી. પછી હંમેશની માફક તેને આશિર્વાદ દીધો તે, **અબૂહુસને** આ દીવાનાશાળામાં પ્રવેશ કીધા પછી પેહેલ વેહેલાંજ સૌમ્યવૃત્તિથી નમન કરી અંગિકાર કીધો. આ જોઈને તેણીને ધૈર્ય આવ્યું કે જરા તરા તેની મનેંદ્રિમાં સુધારો થયો છે ખરો.તે આંસુ લુછી પુછવા લાગી,"ભાઇ,હવે તને કેમ છે? હજુ તારા મનમાંથી તે કલ્પના ગઇ કે નહિ? કોઇ મેલા ભૂતભૂતે તારા મનમાં એવી ભ્રાંતિ ભેરવી મારી હોય તો કોણ જાણે." **અબૂહુસન**, ગંભીરમુદ્રાએ અને સૌમ્યવૃત્તિએ, તેમજ પોતાની માતા પ્રત્યે જે ઉધ્ધતપણું વાપર્યું હતું તેને માટે દિલીગીરી ભરેલે સ્વરે કેહવા લાગ્યો, "ખરેજ માતાજી, મને મારી ભૂલ માલમ પડે છે, તેથી તારો જે અઘટીત અનાદર ને ઘોર અન્યાય થયો છે તેને માટે હું પસ્તાઉં છું. હું તારી પાસે ક્ષમા માંગું છું. વળી આપણા પાડોશીઓ કે જેના પ્રત્યે મેં દુર્ભાષણ કીધું છે તેની પણ માફી માંગવી છે. એ સર્વ અનર્થ મારા સ્વપ્નાનો છે ને સ્વપ્નાએ મને છેતર્યો છે. પરંતુ એ સ્વપ્નું એવું અલૌકિક હતું, તે સાથે એટલું તો સત્ય હતું કે હું ખાત્રિથી કહું છું કે મારી જગ્યાએ જો કોઇ બીજો મનુષ્ય હોત તો તે એથી પણ વધારે મોટાઇ અખત્યાર કરવાનો અપરાધ કરત. આ ક્ષણે પણ હું આમ તારી સાથે સંદેહ ભરેલું બોલું છું ખરો, તથાપિ તે એટલું સત્ય ભાસે છે કે મેં જે જે દીઠું છે અને અનુભવ્યું છે તેને ખોટું માની શકતો નથી. સર્વ બનાવો એટલા પ્રત્યક્ષ હતા કે જાણે જાગૃત અવસ્થામાં સઘળું દીઠું હોય. પણ હવે તે ગમે તે હો, વાસ્તવિક નજર કરતાં તેને હું ફક્ત એક સ્વપ્નું કિંવા મિથ્યા ભ્રાંતિજ માનું છું. મારી હવે પૂર્ણ ખાત્રિ થઈ છે કે હું ધર્મધુરંધર મહારાજ કાલિફનું પ્રતિબિંબે નથી; પણ તું જે મારી માતા, જેને હું તે દુર્ભાગ્ય કાળ આગમજ પૂજ્ય ગણતો આવ્યો હતો, –અને તે કાળનું સ્મરણ મને હમેશ શરમિંદો કરતું રહેશે અને જે ત્રિકાળે પણ હું વિસરનાર નથી–અને જેને મારા આખા જન્મારા સુધી પૂજ્ય ગણી સન્માન આપવાની મારી ફરજ છે એવી તું માતાનો હું પુત્ર છું."

થયેલું ભ્રમિષ્ટપણું ટળી જઇ આવાં સમજણ સહિત વચન સાંભળી **અબૂહુસન**ની માતા, જે દિલગીરીથી શોકાશ્રુ ઢાળતી હતી તે હવે બદલાઇ ગયાં અને તેનાં ચક્ષુમાંથી આનંદાશ્રુ પડવા લાગ્યાં. તેનું અંતઃકરણ અત્યંત આનંદથી ગદગદીત થઇ ગયું. તે બોલી, "દિકરા, તું આજે શુદ્ધિપર આવી, આવી ડાહી ડાહી વાતો કરે છે તે સાંભળી મને જે પરમાનંદ પ્રાપ્ત થાય છે તે હું તને કેવી રીતે જણાવું? જો કે એક વાત તારા ધ્યાનમાં પણ રહી નહીં હશે, તોપણ હું તને કહું છું કે આ શોચનિય બનાવ કેમ બન્યો. મારૂં મન તો એમ કહે છે કે તને આવો ચિત્તભ્રમ થયો તેની આગલી રાત્રે જે મિજબાનને તું ઘેર જમવા તેડી લાવ્યો હતો તણે તારા કહ્યા પ્રમાણે પ્રભાતના જતી વેળા તારા ઓરડાનું બારણું બંધ કર્યું નહોતું. હું ધારૂં છું કે તેથી કોઇ ભૂત પ્રેતે તારા ઓરડામાં પ્રવેશ કરી આવું ચમત્કારીક સ્વપ્નું પાડી તારી મતિ આમ ફેરવી નાંખી છળ્યો હશે. માટે દિકરા, હવે જે મારે કેહેવાનું છે તે એટલુંજ છે કે તને આ ભૂત બલાના વળગાડમાંથી ઇશ્વરે છોડવ્યો, યાસ્તવ તું તે પરમાત્માનો પૂર્ણ પ્રેમથી પાડ માની સ્તવન કર કે હવે પછી એવા સેતાનથી તને બચાવી તારૂં સંરક્ષણ કરે."

**અબૂહુસને** જવાબ દીધો, "ઓ માજી, મારી કમબખ્તીનું ને આ અનર્થનું એ કારણ તેં ખરૂં શોધી કાઢયું છે. તે વ્યાપારીને ભોજન માટે જમવા તેડયો તેજ રાત્રિયે મને એ વિલક્ષણ સ્વપ્નું આવ્યું હતું અને મારૂં માથું ફરી ગયું હતું. મેં તે વ્યાપારીને ખુલ્લી રીતે જણાવ્યું હતું કે જતી વેળાએ દ્વાર બંધ કરતા જવું; પણ હવે મને ખચિત માલમ પડે છે કે તેણે તેમ નહીં કીધેલું હશે. મને પણ એવો તર્ક ઉત્પન્ન થાય છે ને જેમ તું કહે છે તેમ મારા માન્યામાં પણ આવે છે કે દ્વાર ખુલ્લું દેખી કોઇ દુષ્ટાત્મા પિશાચ અંદર પેઠો અને મારા મગજમાં ભ્રમણતા ઘાલી દીધી. મૌસલ કે જ્યાંથી એ વ્યાપારી આવ્યો હતો, ત્યાંના લોક આપણા બગદાદના લોકની માફક એવું માનતા નહીં હશે કે દ્વાર ખુલ્લું રહેવાથી ઘરમાં પ્રવેશ કરી દુષ્ટાત્મા ભમાવી મારે ને કંઇ કંઇ સ્વપ્નવત્સૃષ્ટી સર્જી દેખાડે છે. ખેર, થયું તે થયું. પણ માજી હવે તું જોય છે કે ઇશ્વરની કૃપાથી હું તે ભ્રમિષ્ટપણામાંથી છુટયો છું તો હવે મને આ કારાગૃહમાંથી છોડવ, નહીં તો અહિંયાં ઝાઝા દિવસ રહીશ તો જરૂર મારી હૈયાતીના દિવસ આંગળીના ટેરવાપર ગણાઇ રહેશે." **અબૂહુસન**ની માતા પોતાના પુત્રની કાલિફ થયાની ધૂન જતી રહી જોઇ આનંદ પામતી તે

સ્થાનકના રખેવાળ પાસે ગઇ અને તેની ખાત્રી કીધી કે હવે તેના પુત્રનું મગજ ઠેકાણે આવી ચુકયું છે અને હવે સારો થઇ ગયો છે, માટે તેને છોડવો એવી વિનંતિ કીધી. તે ઉપરથી તેણે આવીને તપાસી જોયો. પછી તે અધિકારીએ **અબૂહસન**ને કંઇક સવાલ કરી તેની યોગ્ય તપાસ કરી અને જ્યારે તેને માલમ પડયું કે તે સારો થયો છે એટલે તેની માતા સમક્ષ તેને છોડી મુકયો.

ઘેર આવ્યા પછી **અબૂહસન** કેટલાક દિવસ સુધી ઘરના દ્વારબહાર નિકળ્યોજ નહીં. તેનું શરીર ઘણું ક્ષીણ થઇ ગયું હતું. દીવાનાશાળામાં જે ખાનપાન મળતું હતું તે ઘણું ખરાબ હતું, વાસ્તવ તેણે કેટલાક દિવસપર્યંત પૌષ્ટિક ખોરાક ખાઇ પોતાની આરોગ્યતા સુધારી. એમ કરતાં કરતાં પોતાની કેદ અવસ્થામાં જે સખતાઇ ભોગવવી પડી હતી તેની સઘળી અસર જતી રહી ત્યારે સાંજના એકલાં રહેવું ગમવા ન માંડયું તેથી પુનઃ પૂર્વવત્ પોતાનો ક્રમ આરંભ્યો અને રાત્રિયે પોતા સાથે એક મિજબાન જમે તેને માટે નિત્ય પ્રભાતથી તૈયારી કરવા માંડી.

**અબૂહસને** પોતાનો નિત્યનો પૂર્વવત્ ક્રમ પુનઃ શરૂ કીધો. તે પોતાના ઘરમાંથી બહાર નિકળી બગદાદના પુલપર આવી જે પેહેલો પરદેશી મળે તેને પોતાને ઘેર જમવા આવવાનું નિમંત્રણ કરવા પેહેલ વેહેલો ઘરબહાર નિકળ્યો તે દિવસ નવા મહિનાનો પ્રતિપદા હતો. એજ દિવસે **કાલિફ** હંમેશ પોતાને હાથે સ્થાપેલા અને તેપર શરૂઆતથી રાજ્ય કરતા આવેલા બગદાદ શેહેરના કાર્યભારમાં કંઇ અંધેર, કંઇ અન્યાય, કંઇ અવ્યવસ્થા, કંઇ લાંચ રૂસવત, કંઇ દુઃખ ચાલતું હોય તે પોતાની નજરો નજર જોવા વેષધારણ કરી શેહેરના ગમે તે દરવાજેથી બહાર ફરવા નિકળી પડતો હતો. આમ ફરતો ફરતો તે પુલ તરફ આવતો હતો. પૂર્વે કહ્યા પ્રમાણે પુલ આગળ આવ્યાને **અબૂહસન**ને ઝાઝી વાર ન થઇ એટલામાં પોતાની આજુબાજુ નજર કરતાં તેણે **કાલિફ**ને મૌસલના વ્યાપારીના વેષમાં અને પાછળ આગલી વખતનોજ દાસ આવ્યો આવે છે એવી રીતે દૂરથી જોયો. પોતાપર જેજે વિટંબણા આવી પડી હતી તેનું કારણ એજ વ્યાપારી હતો એવો વિચાર થતાં તેને જોઇને **અબૂહસન**ને થરથર કંપારી છુટી. તે પોતાના મનમાં કહેવા લાગ્યો, "જો હું ઠગાતો નહોઉં તો મને મોહિની નાખનાર તેજ જાદુગર આવે છે. એજ મનુષ્ય વ્યાપારી સરખો થઇ તે દિવસે મારે ઘેર આવ્યો હતો, પણ એ વ્યાપારી નથી;

ખચિત તે કોઇ દુષ્ટ ચેટક છે. એણે પાછા જતી વેળાએ મારૂં દ્વાર બંધ કીધું નહિ, ને મારા ઘરમાં ભૂતને પેસવા દીધું; જેથી મને આટલું દુઃખ પ્રાપ્ત થયું છે. રેરે તેજ દુષ્ટ છે. હે ઇશ્વરા! હવે મને સંભાળજે." એમ વિચારી તે ઉઠીને ઉભો થયો અને પુલના કઠેરા તરફ ફરી જઇ નદીના પાણી તરફ જોવા લાગ્યો કે જેથી **કાલિફ** ચાલ્યો જાય તોપણ પોતાની દ્રષ્ટીએ ન પડે.

**કાલિફ**ના રાજમેહેલમાં **અબૂહુસને** જે ગમ્મત કીધી હતી તેવી ગમ્મત પાછી કરવાને ઠરાવ કરી તે મેહેલમાંથી નિકળ્યો હતો. **અબૂહુસન**પર જેજે વિત્યું હતું તે સઘળાથી તે વાકેફ થયો હતો. રાજવાડામાંથી ઘેર આવ્યા પછી **અબૂહુસને** શું શું કીધું હતું તે, તેની માતાને મારી તે સર્વે તેણે જાણ્યું હતું. તેમાં પણ તેણે સાંભળ્યું કે એને દીવાનાશાળામાં પૂર્યો છે તે સાંભળી એને માઠું ન લાગતાં ઉલટી અધિકજ રમુજ પડી હતી. પરંતુ પ્રાણેશ, આ **કાલિફ** ઘણો ઉદાર મનનો અને ન્યાયી હતો. **અબૂહુસન** કિંવા બીજા કોઇને કંઇપણ દુઃખ થાય તે જોવા તે રાજી નહતો. તે બહુ ગમ્મતિ હતો તે સાથે દયાનો સાગર હતો. **અબૂ**ની દુર્દશા થયા પછી તે પાછો ઠેકાણે આવ્યો છે કે નહિ તેની તપાસ લેવા એ નિકળ્યો હતો. **કાલિફ** બન્યાની ભ્રાંતિ મટી ગયા પછી તે પાછો પોતાના નિત્યક્રમે સરળપણે લાગે છે કે નહિ તેને માટે **કાલિફ**ને ભારે શક ઉત્પન્ન થયો હતો. વાસ્તવ તેને પોતાના મેહેલમાં પૂર્વ પ્રમાણે તેડી લાવવાના મનસુબાથી તેણે પૂર્વ પ્રમાણે મોસલના વ્યાપારીનો વેષધારણ કરી તેનીજ મુલાકાતે તે નિકળી પડયો હતો. પરંતુ જે વખતે **અબૂહુસન** અને **કાલિફ**ની નજરોનજર એક થઇ કે તુરત **અબૂહુસન** નદીની તરફ પુઠ ફેરવીને ઉભો એટલે **કાલિફ**ના મનમાં તેના વલણ ચલણપરથી આવ્યું કે તે કંઇ આપણાપર રાગે ભરાયલો હોય તેવું જણાય છે અને તેથી પોતાના મનમાં આપણી પીડા ટાળવા માગે છે. એવું જોઇને **કાલિફ** કઠેરાની મુદ્દામ અડોઅડ ચાલવા લાગ્યો. તે જ્યારે નજીક આવી પોંહોંચ્યો ત્યારે પોતાનું માથું આગળ કાઢી તેના મોઢા સામું નિહાળી બોલ્યો, "ઓહો, ભાઇ સાહેબ **અબૂહુસનજી**, તમે છો કે શું? સલામ, સલામ અલેકુમ; આવો આપણ મળીએ. મારા મનમાં તમને મળવાનો ઘણો વખત થયા ઇરાદો હતો, તે આજે પાર પડયો તેથી મને બહુ હર્ષ થાયછે." આ વેષધારી મોસલના

વ્યાપારી તરફ જોયાવગર **અબૂહુસન** મોટેથી બોલ્યો, "મારે તને નથી મળવું. મારે તારી સલામ પણ નથી જોઇતી ને ભેટવું પણ નથી. ભાઇ તારૂં મળવું અને સલામ પોંહોચી, તું તારે રસ્તે ચાલ્યો જા એટલે બસ." **કાલિફે** જવાબ દીધો, "કેમ, શું તમો મને ઓળખતાએ નથી કે? શું આજથી એક મહિનાપરની સાંજે આપણે ભેગા બેસી તમારે ઘેર ગમ્મત કીધી હતી અને તમે કેટલી રીતે મારૂં આદરાતિથ્ય કીધું હતું ને મોજમઝામાં રાત્રિ ગાળી હતી તે સૌ ભુલી ગયા કે?" **અબૂહુસને** પૂર્વ પ્રમાણેજ જવાબ દીધો, "હા હા. હું તમને નથી ઓળખતો અને તમે શું કહોછો તે પણ હું જાણતો નથી. હું તમને પુનઃ કહું છું કે તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ."

આ ઉદ્ધતપણા ઉપરથી **કાલિફ** રાગે ભરાઇ ચાલ્યો જાય ને પોતાનો ધારેલો હેતુ પાર ન પાડે તેમ નહોતું. **અબૂહુસને** પોતાનેમાટે બાંધેલો નિયમ તે સારી રીતે જાણતો હતો કે જે પરદેશીને એક ફેરો જમાડયો તેની સાથે ફરીથી કંઈ બોલવું ચાલવું પણ નહિં. એ નિયમ **કાલિફને** માલુમ હતો, તેથી તે નિયમ તોડાવવા માટે તેણે ઘણુંએ કીધું. **અબૂહુસનને** તે માટે ઘણુંએ કહ્યું, તોપણ જાણે તે વાતથી એ તદન અજાણ્યો હોય તેવોજ ઢોંગ તેણે કર્યા કીધો. **કાલિફ** બોલ્યો કે, "હું નથી માનતો કે તમો મને પુનઃ નજ પીછાણો. આટલા થોડા દિવસમાં તમે મને ભુલી જાઓ એ કદી બનેજ નહીં. હજી તો એક મહિનો થયો છે. ખરેજ તમારાપર કંઈ સંકટ આવી પડયું હશે તેથી તમે મારો આટલો કંટાળો—અભાવ બતાવો છો; પણ તે તમને યોગ્ય નથી. તે છતાં પણ તમારે યાદ રાખવું જોઇએ કે તમે જે મોટા આદરથી મારૂં આતિથ્ય કીધું હતું તેના બદલામાં મારા ખરા દિલથી મેં તમારો ઉપકાર માન્યો હતો; અને એક મોટી વાત જે તમારા મનમાં ઘણી ખુંચ્યા કરતી હતી તેમાં મારી મદદ આપવાને વચન આપ્યું હતું; તે મદદ કંઈ જેવી તેવી નહોતી. તે સઘળું ભુલી જવાય તેવું નથી. એ બાબત તમે કેમ બોલતા નથી **અબૂહુસનજી**?"

**અબૂહુસને** કહ્યું, "તમે કોણ જાણે શી મદદનું કહેતા હશો તે હું કંઇ જાણતો નથી. મારે તમારી મદદ નથી જોઇતી. **કાલિફ** પાસે તમારો કેટલો વગ છે તે મને ખબર નથી, ને હવે મારૂં કાર્ય સાંધવા તમારા વગની જરૂરીયાતે નથી. પણ મને એટલું તો ખાત્રિપૂર્વક મા-

લમ છે કે તમારા આશિર્વાદના રૂડા પ્રતાપે તો હું ગાંડો બની ગયો હતો, બીજું કંઈ નહિં. માટે કૃપા કરીને, ફરીથી વધુ કહું છું કે તમે તમારે માર્ગે પડો, મને નાહક શું કરવા હેરાન કરો છો?"

આટલો બધો તિરસ્કાર કીધો તે છતાં **કાલિફ** **અબૂહુસનને** આલિંગન કરીને બોલ્યો, "અરે ભાઈ **અબૂહુસન**, શું આમ હું તારાથી છુટો પડીશ કે? મને આજે ધિક્કાર નહિ. જયારે મારે રૂડે ભાગ્યે મને પુનઃ તારી ભેટ થઇ ત્યારે તો એક મહિના ઉપર તે દહાડે રાત્રિયે જેમ તારે ત્યાં મારાપર મેહેરબાની કરી મારી પહરોણાચાકરી કરીને ભોજન તથા મધુપાન કરાવ્યું હતું તેમ આજે પણ તેવી પહરોણાગત કરી મને માન આપો."

**અબૂહુસને** કહ્યું કે, "એ માટે તો મારે સોગનજ છે, અને મારૂં મન એવું મારે હાથ છે કે તમારા જેવા કપગલાના માણસને બીજીવાર તેડવાને કદી હા પાડશે નહીં. તમો એ કહેવત સારી પેઠે જાણતા હશો કે એકવાર મળ્યા તેને પોતાના પોટલા લઇ કુચ કરવી. એ કહેવત તમો તમારાપર લાગુ પાડો. મારે કેટલી વખત તમોને નાપાડવી? હું કંઈ હવે ઘેલો નથી કે આજે આવી સાવધગીરી નહીં રાખું. તમારે લીધેજ હું દુઃખી થયો અને તેથી હવે હું તમારો વિશ્વાસ કરતો નથી. ઇશ્વર તમને સન્માર્ગ દર્શાવે. તમે તમારે માર્ગે પડો એટલે હું ભરીપુરી પામ્યો." **કાલિફે** તેને કોટી કરી કહ્યું, "મારા ભલા મિત્ર **અબૂહુસનજી**, વાહ! અમારો આવો સત્કાર કરો છો, કે જેવો મેં કદી તમારાથી થવો ધાર્યો નહોતો. તમો આટલા નિઠુર છો એ મને ખબરજ નહોતી. હું તમને હાથ જોડી વિનવું છું કે આમ કઠોર ભાષણ મારી સાથે ન કરો; અને હું જે મૈત્રી રાખવા માંગું છું તે સામું જોઈ મારો સત્કાર કરો. મેં તમારૂં બુરૂં કદીપણ ઇચ્છયું નથી, સદાકાળ હિતજ ચિંતવું છું. મને જરા કહો તો ખરા કે શું બન્યું છે? અને વળી જો તમને ખરેજ મારા હાથથી કંઇ નુકશાન કે કંઇ ઇજા થઇ હશે તો હું આશા રાખું છું કે તેનો બદલો તો હું વાળી શકીશ. તમારાપર કિયું સંકટ આવ્યું છે તે મને કૃપા કરી કહો." **કાલિફની** આ વિનવણીથી **અબૂહુસનનું** મન પિગળ્યું ને પોતાનો આગ્રહ છોડયો. તે બોલ્યો, "બસ, તમો એવા હઠીલા અને આગ્રહી છો કે મારૂં કંઇજ ચાલી શકતું નથી. જે રીતે તમો મારૂં વૃત્તાંત પુછો છો તે જો હું તમોને જણાવીશ તો એકવારકી તો તે

તમને ખરૂં ભાસશે નહીં. છતાં તમને મળ્યા પછીનો સઘળો હેવાલ કહેવોજ જોઇએ, જેથી હમણા હું તમને કહું છું તેપરથી તમારી ખાત્રિ થશે કે હું તમને મિથ્યા બદનામી નથી આપતો."

પછી **કાલિફ** **અબૂહસન**ની સોડમાં બેઠો. પછી **અબૂહસને** જે જે પોતાપર વિત્યું હતું તે અથથી ઈતિ સુધી કહી સંભળાવ્યું. પોતે **કાલિફ**ના મેહેલમાં જાગ્યો ત્યારથી તે પાછો પોતાના ઘરમાં આવીને જાગ્યો ત્યાં સુધીનું સઘળું વૃત્તાંત, તે સઘળું એક સ્વપ્નવત્ વાત તરીકે વિસ્તારપૂર્વક તેણે કહી સંભળાવ્યું. એ સઘળું **કાલિફ** સારી પેઠે જાણતો હતો; છતાં પણ પુનઃ એ વૃત્તાંત સાંભળતાં તેને નવિન રમુજ પડી. પછી **અબૂહસન**, સ્વપ્નામાં પોતે **કાલિફ–ધર્મધુરંધર** મહારાજા થયાની જે ભ્રાંતિ રહી ગઇ તે વાતને વધારે રસ આપી કહેવા લાગ્યો. તેણે કહ્યું કે, "એ સ્વપ્ને મારો વિલક્ષણ અનર્થ કીધો છે. એ મોહિની મારા મનપર એવી છવાઈ રહી કે મારા પાડોસીઓને મને દીવાનાશાળામાં પુરવાની જરૂર પડી. મારા શું ભુંડા હાલ થયા તે બસ તોબા. પણ જો હું કહીશ કે એ સઘળાના કારણભૂત તમો છો તો તમને આશ્ચર્ય પ્રાપ્ત થશે. દીવાનાશાળાના દુષ્ટ ચંડાળ અધિકારીએ જે નિર્દયપણાથી મારા હાલહવાલ કીધા તેનું સ્મરણ કરતાં મારાં રોમાંચ થાય છે. જોકે એ તમે જાણીને કીધું નહિજ હોય, તદપિ એ સર્વ અનર્થ તમારે પગલે થયો છે. તમને યાદ તો હશેજ કે મેં તમને સુતી વેળાએ કહ્યું હતું કે પ્રભાતના જતી વખતે દ્વાર બંધ કરીને જજો પણ તેમ કરવું તમો ભુલી ગયા ને તેટલામાં ભમતા ભૂતે દ્વાર ઉઘાડું જોઇ અંદર પ્રવેશ કીધો અને મારા મગજમાં **કાલિફ** થયાનું સ્વપ્નું મુકી દીધું. અગરજો તે ઘણું સુખદાયી હતું; પણ વાસ્તવિક જોતાં તેથી આ જે હું કહી ગયો તેવા ભુંડા હાલ મારા થયા હતા. મેં ચંડાળે મારી માતાપર હાથ ચલાવ્યાનું દુષ્ટ કર્મ કીધું. તે મને પોતાનો પુત્ર કહેતી હતી અને હું **કાલિફ–ધર્મધુરંધર** મહારાજ છું તે માન્ય કરતી નોહતી તેટલાજ માટે મારી પણ નાખી માતૃવધનો પાતકી થયો હોત. એ વાત યાદ આવતાં મને ઘણી શરમ આવે છે. તે પાપનો ભાર પણ તમારે શિર ચઢવો જોઇએ. વળી મારી ગરીબડી માતાની બુમ સાંભળી મારા પાડોસીઓ અંદર દોડી આવ્યા અને મારી માતાને રાગે ભરાઈ લાત મારી પાડી નાંખતાં મને દીઠો તે પણ તમારેજ લીધે. જો મારા કહ્યા પ્રમાણે તમે દ્વાર બંધ કરી ગયા હોત તો તેઓ આવી શકત નહીં. મારી પરવાનગી વગર તેમનાથી ઘરમાં પેસાત નહીં–અને વધારે મને

ખોટું એટલાજ માટે લાગેછે કે તેઓ મને અહાવો ડાગળી ચસ્કેલ જોવા પામત નહીં. તેમજ મારા રક્ષાણાર્થે મારે તેમને મારવા પણ પડત નહીં, અને મને બાંધી જકડબંધ કરી દીવાનાશાળામાં પૂરવાની તેમને ફરજે પડત નહીં. એ યમસદનની દીવાનાશાળામાં તો ખરૂં કહુંછું કે જેટલા દહાડા રહ્યો તેટલા દહાડામાં રોજના વિસવિસ ફટકા ખાધા છે." આ સઘળી દુઃખની કહાણી અબુહુસન પુષ્કળ આવેશથી કહેતો હતો. તે જેમ તે પોતે જાણતો હતો તેમજ કાલિફ પોતે પણ તેથી કંઇ અજાણ્યો નહોતો. પરંતુ એ સાંભળી તેની ખાત્રી થઈ કે જે આંધળો બેહેર કુટાવાની યુક્તિ તેણે ઘડી હતી તે યથાસ્થિત પાર પડી છે અને હજી તેનો બરાબર ખુલાસો થઇ શકયો નથી, તેથી ખુબ આનંદ પામ્યો. અબૂહુસન ભોળાપણથી પોતાનું ઇથંભૂત વર્ણન કરતો હતો તે સાંભળી કાલિફને ઘણું હસવું આવતું હતું.

અબુહુસને ધાર્યું કે મારી આ હકીકત જે સાંભળે તેને કરૂણા છુટવી જોઇએ અને જેમ તેને પોતાને લાગતું હતું તેમ બીજાને પણ પોતાને માટે તેવુંજ લાગવું જોઇએ, તે છતાં આ વેષધારી મૌસલનો વ્યાપારીતો હસે છે, એ જોઇ અબૂહુસન ઘણો ખીજવાઇ ગયો. તે રાગે ભરેલો કહેવા લાગ્યો, "કેમ રે, શું તમે મારા મોઢાપરજ મારી હાંસી કરો છો કે ? ભલા માણસ ઠઠોલી કરતાં શરમાતા નથી ? હું જે ખરેખરી ગમગીનીથી મારા દુઃખની કહાણી કહું છું તે તમો મશ્કરી સમજો છો કે? તમારે એ બાબતની સાબિતી જોઇતી હોય તો જુઓ આ રહી તે સાબિતી !" એટલું કહી વાંકાવળી પોતાના ખભાને પીઠ ઉઘાડી કરી ફટકાના સપાટાના ઉઝરડા અને ચકામા હજી જણાતા હતા તે કાલિફને બતાવ્યા.

આ ક્રૂરપણાની નિશાની નિહાળી કાલિફને કમકમી છુટી. તેને અબુહુસનપર ઘણી દયા આવી ગઈ અને પોતે આટલી બધી મશ્કરી આખર સુધીની કીધી તેને માટે બહુ પસ્તાવો કરવા લાગ્યો. તેણે અબૂહુસનને ઘણા પ્રેમભાવથી બાથમાં ઘાલી કહ્યું, "અબુહુસનજી, મારા વહાલા ! ચાલ ઉઠ, ચાલ. મારા મનમાં છે કે આપણે તારે ઘેર જઇએ અને આજ રાતના ખુબ મોજમઝા મારીએ, અને કાલે જો ઇશ્વર કૃપા હશે તો સર્વે રૂડાવાનાજ થશે."

હવે અબૂહુસનનો દઢ ઠરાવ હતો કે એક પરદેશીને એક વખત મિજબાન કીધા પછી તેને ફરીથી કદી ઘરમાં ઘાલવો નહીં તે ઠરાવને,

**કાલિફ,** જેને હજી તે મૌસલનો વ્યાપારીજ જાણે છે, તેના અતિશય હેત ભાવ આગળ એનાથી હઠીલાઈથી વળગી રહેવાયું નહીં. તેણે પોતાનો નિયમ તોડવાનો વિચાર કીધો. તે બોલ્યો, "હું તમો કહોછો તે સ્વીકારૂં છું, પણ એવી શરતે કે તમારે એક પ્રતિજ્ઞા કરવી. જ્યારે તમો જાઓ ત્યારે મારૂં દ્વાર બંધ કરતા જવું કે તેથી કોઇ પિશાચ મારા મગજમાં ભરાઇને દુષ્ટ સ્વપ્નું નપાડે." **કાલિફે** પ્રતિજ્ઞા લીધી કે દ્વાર બંધ કરતા જઇશું. તુરત બંને ઉઠીને ઉભા થયા અને શેહેર ભણી ચાલવા માંડયું. **કાલિફનો** ચાકર પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. સંધ્યાકાળ સુધીમાં **અબૂહસનને** ઘેર ત્રણે આવી પોહોંચ્યા.

પરંતુ માર્ગમાં **અબૂહસનને** વિશેષ છેતરવાને **કાલિફે** તેને કહ્યું, "મારો જરા વિશ્વાસ રાખો, હું શપથપૂર્વક કહું છું કે મારા વચનથી હું કિંચિત પણ ફરીશ નહિ. મારા જેવા મનુષ્ય માટે શક રાખવો ન જોઇએ, કેમકે મારા શુદ્ધાંતઃકરણથી હું તમારૂં કલ્યાણ ઇચ્છું છું, તેથી તેવો વિશ્વાસ રાખ્યાથી તમારી પ્રતિતિ થશે કે શું શુભ પરિણામ થાય છે." એ **કાલિફનું** ભાષણ સાંભળી **અબૂહસન** તેને ઉભો રાખી કહેવા લાગ્યો, "ભલામાણસ, મારે તેની કશી ઇચ્છા નથી. હું તો ફકત તમારા આગ્રહ આગળજ નરમઘેંસ થઈ ગયો છું, ને તમો જે પહ્રોણા ચાકરી માંગો છો તે મોટા આનંદથી આપું છું. પણ તમારી કલ્યાણ કરવાની વૃત્તિ માટે માફ કરો. ઇશ્વરને વાસ્તે તેવી કંઈ ઇચ્છા કરશો નહીં. જે જે વિત્યું છે તે તમારી એ મુજબનું ભલું કરવાની પ્રતિજ્ઞાપરથી અને મારૂં દ્વાર ખુલ્લું મુકવાથી થયું છે." હજી **અબૂહસનને** આમ બેસમજણો બોલતો સાંભળી **કાલિફને** પુષ્કળ હસવું આવ્યું અને કહેવા લાગ્યો, "રહ્યું ભાઇ, તમારી જેવી મર્જી. તમારૂં ભલું ભુંડું કરવાનો હું કંઇપણ વિચાર નહીં કરૂં. તમારી એમજ ઇચ્છા છે તો એમજ થશે, બસ ?" **અબૂહસને** કહ્યું, "વાહ ! ઠીક ! એ વાત હવે મને ગમી. મારે બીજું કંઇ જોઇતું નથી. ફકત તમો તમારી પ્રતિજ્ઞા પાળશો અને જે કંઈ મારાથી બોલાયું ચલાયું હોય તેને માટે મને માફ કરશો તેટલેજ બસ છે."

આમ બોલતા ચાલતા **અબૂહસન, કાલિફ** ને તેનો દાસ સર્વે તેને ઘેર આવી પહોંચ્યા. ઘેર ગયા કે સંધ્યાકાળ થઇ હતી. ઘરમાં પેસતાંજ **અબૂહસને** પોતાની માતાને બુમ પાડી અને દીવાબત્તી લાવવાને કહ્યું. પોતાના પહ્રોણાને એક કોચપર બેસાડી પોતે પણ તેની બાજુએ

બેઠો. થોડીવારે વાળુ માટે પીરસણુ આવ્યું અને બન્ને જણા કંઇ આ-દરસત્કારની કનવાર કર્યા વગર અતિઘણા પ્રેમી થઇ હળી ગયા હોય તેમ મન મુકી જમ્યા. ભોજન પુરૂં થયા પછી **અબૂહુસન**ની માતુશ્રીએજ મેજ સાફ કરી નાખી. પછી ફળ ફળાદિની રકાબી અને મદ્યના પ્યાલા લાવી મુકયા. તે પછી તુરત ચાલી ગઇ જે પાછી ફરીને આવીજ નહીં. **અબૂહુસને** પેહેલાં પોતાનું અને પછી **કાલિફ**નું પ્યાલું ભર્યું. એવી રીતે સાત સાત પ્યાલા પીધા પછી કંઇ કંઇ વાતચીત કરતાં **કાલિફે** જોયું કે **અબૂહુસન** જરા રંગપર આવવા લાગ્યો છે એટલે તેણે પ્રીતિ ને આશક માશુક સંબંધી વાત કાઢી તેણે પુછયું, "તમે કદી માશુકના અધરોષ્ટનો સ્વાદ લીધો છે કે નહીં?"

**અબૂહુસન** પોતાના પહૂણાને પોતાનો બરોબરીનો મિત્ર સમજી કેહેવા લાગ્યો, "ભાઇરે, પ્યાર અને પણિયતને તો હું સ્વતંત્રપણામાંથી છુટી જવા કરતાં કંઇ ઓછું ગણુતો નથી, અને એવા દાસત્વપણાને વશ થવાને હું રાજીજ નથી. કબુલ કરૂં છું કે અમસ્થી મઝા મશ્કરી, મિષ્ટાન્ન અને સુંદર મદ્ય શિવાય બીજો વિશેષ આપણને શોખજ નથી. ચાર મમા તેજ આપણી પ્રિયા ને મિત્ર ને માશુક! હું તો ફકત મિત્ર મંડળમાંજ ખ્યાલી ખુશાલી કરી મોજમઝા મારવામાં આનંદ માનું છું. એજ આપણને પસંદ છે. પરંતુ મારે કબુલ કરવું જોઇએ કે લગ્નનોજ મને તિરસ્કાર છે ને એવોજ દુરાગ્રહ છે કે નજ પરણવું તેવો કંઇ મારો નિયમ નથી. પણ પરણવી તો એવી સ્ત્રી પરણવી કે જેથી સુખ આનંદ પ્રાપ્ત થાય. પેહેલે દિવસ તમો આવ્યા હતા અને મારૂં દ્વાર ખુલ્લું મુકી ચાલ્યા ગયા તે દહાડે સ્વપ્નમાં મેં એક અત્યંત મધુરી, સૌંદર્યવાન અને સુશીળ સ્વભાવની સ્ત્રી દીઠી હતી. લગ્ન કરવાં તો તેની સાથેજ કરવાં એમ અંદાએ ઠરાવ કીધો છે. જેની વૃત્તિ પોતાના રાગ રંગ અને વાજિંત્રથી મને ખુશ ખુશ અને ખુશજ કરે; મારી સાથે ઉત્તમપ્રતિનુ સુરસભરિત સંભાષણ કરે, સારી રાત બેસી મધુરૂ મધુરૂ બોલે, જેથી મારૂં મન રંજન થાય તેવી યુક્તિ લડાવ્યા કરે તેવી સ્ત્રીને પરણાય તો પરણવું; પછી આ મઝા છોડી દઉં અને તેંનાપર અત્યંત પ્રેમ મુકી તેનો કુલ આધિન થઇ જાઉં. મને લાગે છે કે તેની સાથે ઘણા સુખમાં દહાડા કહાડું. પણ એવી સ્ત્રી મળવીજ દોહ્યલી. એવી સ્ત્રી તો માત્ર **કાલિફ**ના મેહેલમાં કિંવા મુખ્ય વજીર, કિંવા કોઇ મોટ મોટા અમીર ઉમરાવના ઘરમાં હોય

તો હોય. પણ એ વ્યર્થ ઇચ્છા–સ્વપ્નવત્ ઇચ્છા શું કામની? હું તો મારાં મદ્યનાં પ્યાલાંજ પસંદ કરૂં છું કે જે મને ઘણી સસ્તી ને સુલભ મઝા આપે છે; જે મોટાને મળે છે તેમ મને પણ મળી શકવાને મુશકેલ પડતી નથી." એટલું કહી તેણે પોતાનું અને **કાલિફનું** પ્યાલું મદ્યથી છળાંછળ ભર્યું અને બોલ્યો, "લ્યોજી, આ એક પ્યાલું તમે, અને આપણી આનંદી મઝાની લેહેજત ચાખો ને ગમ્મત ચલાવોજી"

અન્યોઅન્યે પ્રેમથી પ્યાલા લીધા, પછી **કાલિફે** કહ્યું, "કેમછો **અબૂહસનજી**, તમારા જેવા ફાંકડા રંગીલા નર, વળી પ્યારની વાતમાં કંઈ છેક અજાણ્યા પણ નથી તે આમ કુંવારા દહાડા કહાડો એ મોટા દુઃખની વાર્ત્તા છે.' **અબૂહસને** જવાબ દીધો, "તમો કહોછો તે ખરૂં, પણ મને તો એ એકલવાયી સ્થિતિજ સારી લાગે છે. કંઇ પંચાત તો નહીં! સુખે દહાડા કહાડવાના. સ્ત્રીના વળી આપણે તાબેદાર રેહેવું, ને તે કહે તે કરવું એ દાસપણું શું કામનું? વળી કોણ જાણે તે સ્ત્રી કેવીએ મળે. મને સ્ત્રી મળે તે ફાંકડી, મોજીલી, રંગીલી ને છેલ છબીલીજ મળે તેવો કંઇ નિશ્ચય નથી. એકાદિ મળી ને તે દેખાવડી હોય તો તેનાં આચરણ ઠીક નહિ હોય, આચરણ સારાં હોય તો કલેડા જેવું રૂપ હોય! પછી આપણે તો મુંવાંજ છુટયા. શું તમને આ કેહેતી ખબર નથી કે "રૂપ હોય ત્યાં ગૂણ નહિ ને ગૂણ હોય ત્યાં રૂપ નહિ." એટલે કોઇ કૃત્યા મળી તો તેના કકળાટથી સારો દિવસ તોબા તોબા પોકારવી પડે તે કરતાં આ એકલવાઈ સ્થિતિ બહુ રૂડી છે." એવી એવી વાતચીત્ત પુષ્કળ વખત સુધી ચાલી અને **કાલિફે** જોયું કે **અબૂહસને** ચકચુર બને તેટલું મદ્ય મનમાનતી રીતે ઉડાવ્યું છે, ત્યારે મનમાં વિચાર કીધો કે **અબૂહસન** એક ફાંકડી સુંદર સ્ત્રી મળે તો લગ્ન કરે એવી ઇચ્છા ધરાવે છે તો તે બર આણવી. પછી તે બોલ્યો, "સાહેબ ચાલો હવે ઉઠીએ, અને તમારી એવીજ ઈચ્છા છે કે કોઇ સુંદર અને સુશીળ સ્ત્રી સાથેજ પરણવું તો હું કહુંછું કે તમારે માટે તેવીજ હું એક સુંદરી શોધી કહાડીશ. તેને માટે તમને ખર્ચ કે ખટપટ પડશે નહિ." એટલું કહી **કાલિફે અબૂહસનનું** એક પ્યાલું મદ્યથી ભર્યું ને તેમાં પેલી પૂર્વેનીજ ભુકી નાંખી અને તે **અબૂહસનને** આપીને કહ્યું, "લ્યોજી, આ એક સલામતિનું પ્યાલું, જે સુંદરી તમારી ભાર્યા થનારી છે ને તમોને સુખ આપનારી છે તેના નામપર. મને ખાતરી છે કે તમો તેને ચાહાશોજ, ને તે તમારી થશેજ."

**અબૂહસને** કિંચિત હસીને પોતાનું પ્યાલું ઉઠાવ્યું અને માથું હલાવી

બોલ્યો, "લાવો, તમારી એવીજ મરજી છે તો લઇશું. જ્યારે તમારી એવી ઇચ્છા છે તો મારે પણ એવી નજીવી વાત સારૂ તમારા જેવા પહ્-રોણાનો અનાદર નજ કરવો. ત્યારે હવે હું, જેસ્ત્રીને માટે તમો પ્રતિજ્ઞા કરો છો તે સ્ત્રીની સલામતી માટે આ પ્યાલું પીઉંછું; તોપણ વાસ્તવિક રીતે જોતાં મારી સાંપ્રત સ્થિતિ માટે હું તો હંમેશ સંતોષીતજ રહું છું. તમારી પ્રતિજ્ઞાપર કંઈ ભરોસો રાખી બેઠો નથી." **અબૂહસને** જેવું પોતાનું પ્યાલું પીધું કે તુરત પૂર્વ પ્રમાણે ઘેંઘટ થઇ ગયો. તુર્ત **કાલિફે** પોતાના દાસને કહ્યું કે એને ઉઠાવી રાજવાડાના મેહેલમાં લઈ આવ. દાસે તે મુજબ કીધું, અને **અબૂહુસનને** પાછો તેને ઘેર આ-ગળની માફક મોકલવો નહોતો તેથી જતી વખતે, પ્રતિજ્ઞા મુજબ **કાલિફે** દ્વાર બંધ કીધું અને ગુલામની પાછળ ચાલતો થયો. **કાલિફની** ઇચ્છા **અબૂહસનનાં** લગ્ન કરી આપી પોતાની પાસે રાખવાની હતી.

મેહેલમાં પોંહોચ્યા ત્યારે મહિના ઉપર જે ઓરડામાંથી **અબૂહસનને** તેને ઘેર બેભાન કરી મુકી આવ્યા હતા તેજ દીવાનખાનામાં એક પલંગ ઉપર તેને સુવાડવા કહ્યું. પેહેલાં તેને **કાલિફનો** પોષાક પેહેરાવ્યો કે જે પોષાકમાં તેણે આગળ એકવાર **કાલિફની** હકુમત ચલાવી હતી. પછી તેણે પૂર્વના સઘળા કામદાર, ખોજા અને ગુલામો સુંદરીઓ આદિઓ, તે દીવાનખાનામાં તેણે સુવા જતાં પેહેલાં મદ્યનું પ્યાલું પીધું તે વખતે હાજર હતાં તેમને **અબૂહસન** ઉઠે ત્યારે પોત પોતાનું કામ બરાબર બતાવવાનો હુકમ કીધો. પછી પોતે સુઇ ગયો અને **મશરૂરને** કહ્યું કે તમો સઘળા દીવાનખાનામાં ઉઠીને જાઓ તે પેહેલાં મને ઉઠાડજો કે છાનોમાનો ઓરડીમાં ભરાઇ રહી બધું જોવાને બની આવે.

**મશરૂર** નિમેલો વખત થયો કે ઉઠયો ને **કાલિફને** ઉઠાડયો. **કાલિફે** ઉઠતાવાર તેને પોતાનો પોષાક સજ્યો ને તુરત જે દીવાનખાનામાં **અબૂહસન** ઘસઘસાટ ઉંઘતો હતો ત્યાં જઇ એક અંદરની ઓરડીમાં ભરાઇ બેઠો. ત્યાં **મશરૂર**, ખોજાઓ, ગાનારીઓ, ચાકરડીઓ ને ગવૈયાઓ જે એની રાહ જોઇ ઉભાં થઇ રહ્યાં હતાં તે પણ આસપાસ કોચ ઉપર એવી રીતે બેસી ગયાં કે **અબૂહસનનાં** સઘળાં કર્તવ્યો **કાલિફ**, તે ઓરડીમાંથી કંઇપણ અડચણવગર બરોબર નિહાળી શકે. **કાલિફની** ભરાવાની ઓરડીને એક જાળી જડેલી હતી, જે **અબૂહસનના** પલંગ સામે હતી.

આમ સઘળી વ્યવસ્થા થઇ રહી અને **કાલિફના** ભુકાની અસર

પણ મટી રહી એટલે **અબૂહસન** સળવળવા લાગ્યો. **મશરૂર** અને બીજા ખોજાઓ **અબુહસન**ના પલંગની આસપાસ ઉભા રહ્યા, પણ તેથી **કાલિફ**ની દૃષ્ટિને કંઇ આન્તરણ થાય તેમ નહોતું. **અબૂહસને** અદ્યાપિ પર્યંત આંખ ઉઘાડી જોયું નહોતું. પેહેલે જરાક થુંકવાને ખોંખારે કીધો, એટલે તુર્ત સુવર્ણની પીકદાની ધરી, ને તુરતજ ગાયનકારોએ પોતાના સુંદર સરોદથી મૃદંગ વગેરે વાજિત્ર લઇ મધુર ઝીણું ગાયન કરવા માંડયું. આ સુંદર સુસ્વર સાંભળી **અબૂહુસન** વિસ્મય થયો, પણ જ્યારે આંખ ઉઘાડી જોયું અને સુંદરીઓ અને નોકર ચાકરો વગેરેને તે ઓળખી શક્યો ત્યારે તો તેની વિસ્મયતા અતિ ઘણી વધી ગઈ. તેણે જોયું કે મારા આગળના સ્વપ્નામાં જે દીવાનખાનું દીઠું હતું તેજ એ દીવાનખાનું છે તથા સરવે સરંજામ, હાંડી તકતા ઝુમ્મર વગેરે જોયાં હતાં તેનાં તેજ અત્રે જોવામાં આવે છે.

**અબૂહુસન**ને આશ્ચર્ય પ્રાપ્ત થવાથી તેની મુખમુદ્રા કેવી વિલક્ષણ થાય છે તે જોવાને, તથા તે શું બોલે છે તે સાંભળવામાં આવે તે હેતુથી ગાનારી સ્ત્રીઓએ ગાયન લાગલુંજ બંધ પાડયું. તે સુંદરીઓ, **મશરૂર** વગેરે સર્વ મંડળી, ગૂપચૂપ શું થાય છે તે જોતાં મોટી અદબથી પોતપોતાની જગ્યાએ સ્તબ્ધ થઈ રહી. વાજિત્ર બંધ થયાં કે **અબૂહુસને** પોતાની આંગળી કરડી અને **કાલિફ** સાંભળી શકે તેટલે મોટેથી બોલ્યો, "અરે રે પ્રભૂ! વળી તે દુષ્ટ દેખાવ અને વળી તે દુષ્ટ સ્વપ્નું! એક મહિનાપર જે સ્વપ્નું આવ્યું હતું તેજ સ્વપ્નામાં પાછો હું ફસાગો છું; અને પાછો વિભ્રાંતિઆલય અને ચામડાના ફટકા ને લોઢાનું પિંજર મારા નસીબમાં લખાવી લાવ્યો છું. હે સર્વ શક્તિમાન પ્રભો! હું તારી ઉત્કૃષ્ટ શક્તિને આધિન છું. હું દીન પ્રાણી તારે શરણે છું, કૃપા કરી મને આ દુષ્ટ પાસમાંથી છોડાવ. જે મનુષ્યને મેં ગઇ કાલે મારે ઘેર જમવા તેડ્યો હતો તે ખરેજ કોઇ મોટો દુષ્ટ અને લુચ્ચો મનુષ્ય હતો. અને તેણે આ મોહ જાળ રચી મને તેમાં પુનઃ ફસાવ્યો છે. રે રે તેના કૃત્રિમ ફંદથી મારે હવે શું શું દુઃખ ભોગવવું પડશે! હાય હાય! તે દુષ્ટે બારણું બંધ કરવાના શપથ લીધા છતાં પણ તેમ કીધું નહીં ને મને વાહયો છે. મારૂં હવે શું થશે? પાછો એ દુષ્ટાત્મા સેતાને મારા મગજમાં પ્રવેશ કીધો છે ને તેણે મને ભમાવી દઈ **કાલિફ** થયો છું એવું સ્વપ્ન આણી નાહના પ્રકારના દેખાવો મારી દૃષ્ટિ સમીપે આણ્યા છે. હે ઇશ્વર,

તું એ ચંડાળ સેતાનને ગભરાવી કોઈ પહાડ નીચે ચગડી નાંખ એટલે બસ."

આટલું બોલી **અબૂહુસને** પોતાની આંખ પાછી મીંચી દીધી; અને કેટલીકવાર વિચારમાં ચિંતાક્રાંત થઇ. લાંબો વખત તેમનો તેમજ ગભરાટમાં પડી રહ્યો. વળી ક્ષણવાર પછી આંખ ઉઘાડી ને આગળ કરતાં જરા ઓછા આશ્ચર્યથી પોતાની આસપાસના તેના તેજ પદાર્થો જોઇ જરા આનંદ પામ્યો. પછી હસતે ચેહેરે તે બીજીવાર બોલ્યો, "મહારાજ જગદીશ્વર ! હું તારી મરજીને આધિન થાઉં છું. તારા વગર બીજો ત્રાતા નથી; તું કરે તે ખરૂં. આ સેતાનની ભ્રાંતિમાંથી મારૂં રક્ષણ કરજો." વળી પાછાં નેત્ર બંધ કરી તે બોલ્યો, "હું જાણું છું કે મારે શી યુક્તિ કરવી જોઇયે ! એ સેતાન ચાલ્યો જાય ત્યાં સુધી ઉંઘયાજ કરીશ, પછી બપોર કાં નથી થતા." આ પ્રમાણે **અબૂહુસને** યુક્તિ કીધી ખરી, પણ તે પ્રમાણે અમલ ન થયો. પેલી સુંદરીઓ અને દાસોએ એને ફરી ઉંઘવા ન દીધો; તે સ્ત્રી પૈકી એક સ્ત્રી, જેનું નામ **મનોરમા** હતું, ને જેને તેણે આગળ જોઇ હતી તે સમીપ આવી એની પાસે પલંગપર બેઠી અને વિનયપૂર્વક હાથ જોડી બોલી, "સદ્ધર્મ પ્રતિપાળક મહારાજ, દાસીના બોલવાથી ક્રોધ કરશો નહીં. હું આપને વિનંતી કરૂં છું કે સૂર્યોદય થઇ ગયે છે, માટે આપે હવે નિદ્રાનો ત્યાગ કરવો જોઇયે. મહારાજ, દિવસ થયો છે અને હવે ઉઠવાનો વખત છે માટે ઉઠો." **અબૂહુસને** એ શબ્દો સાંભળતાંજ ઘાંટો પાડી કહ્યું, "ચાલ, જા દૂર થા સેતાનજાદી ! તું વળી મારી પૂઠે ફરે છે કે ?" પણ વળી પેલી સામું જોઈને તે કહેવા લાગ્યો "શું ? કેમ બાઇ, તું મને સદ્ધર્મ પ્રતિપાળક મહારાજ કહે છે ? **મનોરમા** ખરેજ, તું કોઇ બીજાને બદલે મારે માટે ભુલ કરે છે. ખરે આંધળે બેહેરૂં કુટાય છે." **મનોરમાએ** તેનો પ્રત્યુત્તર દીધો કે, "મહારાજ, સદ્ધર્મિ લોકોના આપ પ્રભુ છો તેથી હું આપ માનવંતનેજ એ ઉપનામથી બોલાવું છું. એ નામ આપ મહારાજનું ખાસ છે, કેમકે આપ તો આ દુનિયાના અધિરાજ છો ને હું આપની દીન દાસી છું." વળી તેણે કહ્યું, "ખરેજ આપનો હાલનો પ્રકાર કંઇ નિરાળોજ જણાય છે. આપ પોતે પોતાનેજ ઓળખતા નથી એવો ઢોંગ કરી કાં તો અમારી મશ્કરી કરવા ધારી હશે અથવા તો કંઈ ખરાબ સ્વપ્નું આવેલું ને તેથી કંઈ વિલક્ષણ ભ્રાંતિમાં પડી આપ આમ બોલો છો. પણ મહારાજ, આપ આંખ ઉઘાડી જોશો તો જે કંઈક ભ્રાંતિ હશે તે દૂર થશે અને માલમ પડશે કે



ખલીફ જાળીમાંથી જોય છે. (પૃષ્ઠ ૩૯૮)

આપ આપના પોતીકા મેહેલમાંજ સુતા છો અને આપના સેવકો અને સેવકીઓ સર્વે આપની આજ્ઞા લેવા તત્પર રહેલાં આપની સમીપ જોશો. પણ આપને જો કંઇ નવલ દિસે કે આ દીવાનખાનામાં કેમ ને આપના શયનગૃહમાં કેમ નહિ, તો તે જોઇ આશ્ચર્ય પામતા નહિં. આપ એકા એક પોઢી ગયા તેથી ફરી આપની નિદ્રાને ખલેલ ન પોંહોચાડવાના ઇરાદાથી અત્રેજ એક પલંગપર ઉપર આપને સુવા દીધા, ને અમો શયનગૃહમાં તેડી ન ગયાં." **મનોરમાએ** એટએટલી વાતો **અબૂહુસનને** કહી કે તે તેના ધ્યાનમાં કંઈક ઉતરી અને આખરે આંખ ઉઘાડી પલંગપર બેઠો. પછી તેની દૃષ્ટિ બીજી સુંદરીઓપર પડી; તેને સર્વને તુર્ત ઓળખી કાઢી. તે સઘળીઓ નજીક આવ્યા પછી **મનોરમાએ** વાત જારી રાખી કહ્યું, "ધર્મ ધુરંધર મહારાજ, ધર્મરક્ષક ક્ષમા કરજો; પણ આપને વિનંતિ કરી કહું છું કે દિવસ ચઢી ગયો છે અને હવે ઉઠવું જોઈએ."

પછી આંખો ચોળી ચોળી **અબૂહસન** બોલ્યો, "તું બડી કોઈ જીદ્દી અને દુરાગ્રહી છે. તને માલમ છે કે હું કંઇ **કાલિફ** નથી, પણ હું તો **અબૂહસન** છુ ? હું એ વાત સારી પેઠે જાણું છું અને હવે તું મને ખોટું ભમાવવાને માથાફોડ ન કર. ગમે તેમ કરશે તોપણ હું તને માનનાર નથી." **મનોરમાએ** પ્રત્યુત્તર વાળ્યો, "મહારાજ આપ કહોછો તે **અબૂહુસન** કોણ છે? તેને હમો બિલકુલ જાણતાંએ નથી ને જાણવાની ઇચ્છા કરતાંએ નથી. અમે તો સારી પેઠે જાણીએ છિયે કે આપ તો સદ્ધર્મપાળક મહારાજ **કાલિફ** છો ને એ વિના બીજું જે કંઈ કહેશો તે હમો માનનાર નથી."

એ ભાષણ સાંભળી, આજુબાજુ નજર કરતાં **અબૂહસનને** માલમ પડયું કે પૂર્વે જે મેહેલમાં તે હતો તેજ મેહેલમાં હવણા પોતે છે. પછી વિચાર કરી સ્વપ્નની ઇંદ્રજાળ સમજી શું માઠા પરીણામ થશે તેની બ્હીક ધરવા લાગ્યો. એના મનની ખાત્રી હતી કે પૂર્વે જેમ સ્વપ્નાવસ્થામાં હતો અને જે જે જોયલું ને તેથી દુઃખ ભોગવેલું તેમજ આ વેળા પણ થશે. જેમ એકાદો મનુષ્ય ગભરાયલો બેબાકળો થયો હોય તેવી અવસ્થા **અબૂહસનની** થઇ. પોતાની આંખો ઉંચી આકાશ તરફ કરીને અને જાણે પોતે ક્યાં છે તે પણ જાણતો નહોય તેમ દીનસ્વરે ઉંચા હાથ કરી તે બોલ્યો "હે પ્રભો ! મારાપર દયાળુ થા ! તારા વગર બીજો ત્રાતા નથી. ખચિત મારા ઓરડાનું બાર ઉઘાડું રહી ગયું ને પિશાચ. પેસી ગયો છે. મને જરા પણ શક નથી ને જે કંઇ હું જોઉંછું તે ઉપરથી સાફ દીસે છે કે હુ

ભૂતના પાસમાં સપડાયો છું અને ભુતચેષ્ટાએ મારા મગજમાં આ સઘળી મોહ રચના રચી જણાય છે."

**કાલિફ** જે સઘળો વખત થયા આ બધું જોયા કરતો હતો તે આ પ્રાર્થના સાંભળી મોટેથી ખડખડાટ હસી પડયો, કેમકે આવાં આવાં વચનો સાંભળી એને બહુજ આનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું હતું.

છેવટે **અબૂહુસન** પાછો પલંગપર આંખો મીંચી સુઇ ગયો, એટલે **મનોરમા** પાછી બોલી, "ધર્મધુરંધર મહારાજ, હમારા ધર્મ મુજબ આપને કહ્યા છતાં આપ ઉઠતા નથી અને સરકારી કામકાજ સારૂ આપને પધારવાનું છે તે લક્ષમાં લેતાં નથી તો એવે સમયે આપે જે અખત્યાર આપ્યો છે તેનો અમો ઉપયોગ કરીશું." એમ કહી તેણે **અબૂહુસન**નો એક હાથ પકડયો અને બીજી સ્ત્રીને તેમજ કરવા કહી તેના પાખોટા પકડી ઉભો કરી બલજોરીથી દીવાનખાનાના મધ્યે આણી એક કોચપર બેસાડયો. પછી સઘળી સ્ત્રીઓ એકએકનો હાથ પકડી તેની આસપાસ નાચવા અને કુદવા મંડી પડી. વાજિંત્રના ઘર્ઘરા સ્વરનો એવો તો શોરબકોર કરી મુકયો કે કાને પડયું સંભળાય નહિ.

આ સર્વ પ્રકાર નીહાળીને **અબૂહુસન** તો બેહદ ભ્રાંતિમાં પડયો અને આશ્ચર્યતાથી બોલ્યો, "કેમરે, ત્યારે શું હું ખરેખરજ **કાલિફ** છું કે ? ધર્મોપાધ્યાય છું કે ?" એવી ભ્રાંતિમાં કંઇ વધારે બોલ્યો હોત, પણ ગાયન એટલે મોટેથી ચાલતું હતું કે એનું બોલવું કંઇ સંભળાઈ શકયું નહીં. આખરે તેણે **મૌકિતકમાળા** અને **ઉષ:પ્રભા** નામની સુંદરીઓ જે ત્યાં નાચતી હતી તેને સાન કરી પોતા સમિપ બોલાવી અને કહ્યું કે મારે કંઈ પુછવું છે. તે ઉપરથી તેઓએ નાચવું ગાવું બંધ રાખ્યું ને **ઉષ:પ્રભા** **અબૂહુસન**ની પાસે ગઇ. તેની પ્રત્યે **અબૂહુસન** બોલ્યો, "જોજે રે, જુઠું ન બોલીશ પણ ખરેખરૂં કહેજે, હું કોણ છું વારૂ ?"

**ઉષ:પ્રભા** બોલી, "ધર્મધુરંધર મહારાજ, કાં તો આપ અમને મશ્કરીમાં ઉડાવવા માગો છો, કે કાંતો આપને કંઇ દુષ્ટ સ્વપ્નું થયું છે, જેથી આપને ભ્રાંનિ થયેલી ને પોતે કોણ છો તે ભુલી ગયા છો. તમે કોણ તે તમને ખબર નથી ? આપ તો ધર્મરાજ છો—ના, જે પૃથ્વી ઉપર અમો વસીએ છેએ અને જે નવી દુનિયામાં હવે પછી જઈશું તેના પતિ છો, ધર્મરક્ષક છો. ઇહલોક ને પરલોકનો સ્વામિ જે ઇશ્વર તેના તમે પ્રતિનિધિ છો. એ બેમાંનું કંઇપણ ખરૂં તો હશેજ, કેમકે આપ નાજ-

દાર હંમેશ કરતાં આજ ઘણુંજ ઉંઘ્યા છો. તેમ છતાં જો મહારાજની ઇચ્છા હોય તો કાલે શું શું વૃત્તાંત થયું છે તે નિવેદન કરાવું; જેથી આપની ભ્રાંતિ ટળી જાય." પછી તેણે તેને કહ્યું, "મહારાજ, કાલે આપ બરાબર વખતે દરબારમાં ગયા હતા. ત્યાં જઇ શેહેરના એક ઇમામ અને ચાર શેખને શિક્ષા કરી હતી. બાદ કોઇ **અબૂહુસન** નામના મનુષ્યની માતુશ્રીને એક હજાર મોહોરની ભરેલી થેલી બક્ષિસ તરીકે વજીર સાથે મોકલી હતી." પછી રાજમેહેલના અંદરના ભાગમાં જે જે બન્યું તથા જુદા જુદા ત્રણ દીવાનખાનામાં ભોજન લીધું ને ત્યાં જે જે બન્યું તે ઇત્થંભૂત નિવેદન કીધું. પછી તે ચોથા મેહેલમાં શું બન્યું હતું તે કહેતાં બોલી, "મહારાજ, ચોથામાં આપ નામદારે કૃપા કરી હમને આપની પાસે, હમારું ગાયન સાંભળવા તથા હમારે હાથે મદ્ય પિવા બેસાડી, ને **મનોરમા**ના કહેવા મુજબ આપને અત્રેજ ગાઢ નિદ્રા આવી ગઇ, ને આપ પોઢી ગયા. તે વખતથી આપે હંમેશના નિયમ કરતાં ઉલટું ચાલી ભર નિદ્રામાં અત્યાર સુધી ઉંઘ્યાજ કીધું. હું જે કહું છું તે ખરૂં છે એવી સાક્ષી હું આશા રાખું છું **મનોરમા, મૌકિતકમાળા** આદિ બીજી દાસીઓ અને સઘળા ચાકરો, જે હાજર હતા તે આપશે. હવે વખત થયો છે ને આપ નિમાજ પઢવા પધારો."

**અબૂહુસન** પોતાનું માથું ધુણાવી બોલ્યો, "ઠીક ઠીક, એ ખરૂં રે ખરૂં! એ સઘળું તમો મને સાચુંજ મનાવવા માંગો છો; ને ફરી ફસાવવા માંગો છો. મને લાગે છે કે તમો બધીજ ચળી ગઇછો અથવા બેવકુફ બની છો, તેને માટે હું દિલગીર છું. તમો શુધ્ધિમાં બોલતી નથી. તમો આવી સૌંદર્યસંપન્ન છો તે છતાં અસત્ય ભાષણ કરો છો એ બડો ચમત્કાર છે. હવે તમને વાસ્તવિક વૃત્તાંત કહું છું તે સાંભળો. તમને જોયા બાદ તો હું મારે ઘેર ગયો હતો. ત્યાં મારી માતાને આ સર્વ વૃત્તાંત કહી તેની સાથે લડાલડી કીધી ને તેને માર માર્યો. પછી લોકોએ મને દીવાનાશાળામાં મોકલ્યો. ત્યાં મને મારી મરજી ઉપરાંત ત્રણ અઠવાડિયાં પર્યંત કેદ રાખ્યો અને ત્યાંનો વડો મને નિર્દયપણે રોજ પચાસ ફટકા મારતો હતો, કદી પણ જવા દેતો નહોતો. એ સ્વપ્ન માટે તમો મને શું કહો છો? હવે શું તમો મને એવું મનાવવા માગો છો કે એ સઘળું તો સ્વપ્નું હતું? તમો સર્વ મારી મશ્કરી કરો છો નહિં વારૂ?"

**ઉષઃપ્રભા** બોલી, "ધર્મધુરંધર સ્વામિ, તમોને અમે શું કહીએ!

એતો તમો કંઇ ભુલાવો ખાઓ છો. આપ જે કહો છો તે ફક્ત સ્વપ્નુંજ હતું. એમ કહેવાને આપની પ્યારીમાં પ્યારી વસ્તુના શપથ લેવાને અમે સર્વે તૈયાર છિયે. ગઈ કાલના આપ આ દીવાનખાનામાંજ છો. બહાર આપે જરાપણ પગ મુકયોજ નથી; પણ આખી રાત અત્રેજ ઉંઘ્યા કીધું છે."

**ઉષ:પ્રભા**નું આ ખાત્રીપૂર્વકનું બોલવું સાંભળીને **અબૂહુસન** વિમાસણમાં પડયો. તેણે તે વખત પછી ઓરડાની બહાર પગ મુકયોજ નથી એ સાંભળી **અબૂહુસન**ની અકકલ કામ કરવાજ ન લાગી. તે વિચારમાં ગર્ક થઇ ગયો. વાસ્તવિક હું કોણ છું તે તેને માલમજ પડયું નહિ. તે પોતાના મનને પુછવા લાગ્યો, "અહો, હું કોણ છું વારૂ? હવે શું માનવું ને શું ન માનવું. હે જગદીશ્વર! હું તે **અબૂહસન** છું કે **કાલિફ** છું તે તુંજ જણાવ. હે સર્વ શકિતમાન ઈશ્વર! મારી આંખ ઉઘાડ ને બુધ્ધિ ખોળ ને જણાવ કે જેથી સત્યાસત્ય શોધી મારી ભ્રાંતિ મટે ને મને માલમ પડે કે શું માનવું ને શું ન માનવું." પછી તેણે પોતાના ખભા ઉઘાડી જે સપાટા પડયા હતા તેનાં ચિહ્‌ન તે સ્ત્રીઓને બતાવ્યાં અને કહ્યું, "જુઓ, આ સળ મને સ્વમનામાં પડેલા માનવા કેજયારે જાગૃત હતો ત્યારે પડેલા કબુલ કરવા? હું પોતે તો એમજ માનું છું કે એ ખરેખરા ફટકાજ પડયાછે. મને હજુએ તે ચમચમેછે. હવે મને સંશય શાનો? હવે જો આ સપાટા ઉંઘમાંજ પડયા હોય તો એ એક ચમત્કાર એવો છે કે આજપર્યંત કદીપણ બન્યો નહિ હોય! ખરેખર આ વિષે વિચાર કરતાં મારી બુદ્ધિ ઘણી ભ્રમણામાં પડે છે." આ પ્રમાણે **અબૂહુસન** ભ્રમણામાં પડેલો છે તેવામાં એક સમીપના રાજદ્વારી મનુષ્યને પાસે બોલાવ્યો અને તેણે કહ્યું, "અહીં આવ, મારા કાનની લાલી કિંચિત કરડી જો, કે મને ખબર પડે કે હું તે ઉંઘું છું કે જાગું છું!" તે દાસે આજ્ઞા પ્રમાણે એવો જોરથી કાન કરડયો કે **અબૂહુસન** મોટેથી બુમ પાડી ઉઠયો; ને એજ વખતે મોટા શોરથી સીતાર સરોદા વાગવા લાગ્યા અને સ્ત્રી ને ગવૈયા વગેરે રાજદરબારીઓ ગાવા ને નાચવા મંડી પંડયા. તે સર્વેએ **અબૂહુસન**ની આસપાસ કુદવા માંડયું અને એવો તો ઘોંઘાટ કરી મુકયો કે **અબૂહુસન**ને ખરોજ ભ્રમિષ્ટ કરી દીધો, જેથી તે હજારો રમુજી ચેષ્ટા કરવા લાગ્યો. તેણે તુરત **કાલિફ**નો પોષાક ઉતારીને જમીનપર ફેંકી દીધો, મુગટ ઉરાડી દીધો, ને એક સાદું બદન પેહેરી લઇ, બે સુંદરીઓના હાથ પકડી તે પણ આનંદ ને આવેશમાં નાચવા લાગ્યો, ગાવા લાગ્યો અને કુદવા મંડી પડયો. સર્વેએ આ ચમત્કાર નિહાળી એટલા તો આનંદનો

ઘોષ કરી મુકયો કે આખો મેહેલ ગાજી રહ્યો. તેમાં **અબૂહસન**ની આ આનંદની લહર નિહાળી **કાલિફ**થી પોતાનું હસવું ખાળી શકાયું નહીં. તે એવો તો જોરથી હસ્યો કે પોતાની જગ્યાપર ઢળી પડયો એટલુંજ નહીં પણ તે હસવું આ વાજિત્રના ઘોંઘાટમાં પણ સંભળાયું. એ હસવું એટલું તો જોરથી બહાર આવ્યું કે એના આંતરડાંએ ઉચાં આવ્યાં. આખરે જાળીની ફરેઠી ઉઘાડી બહાર માથું કહાડી તે બોલ્યો, "ઓ **અબૂહસન, અબૂહસન** કેમરે, તારે શું મને હસાવી હસાવી મારી નાખવો છે કે શું ?"

**કાલિફ**નો અવાજ સાંભળતાંજ સર્વ જણ સ્તબ્ધ થઇ ગયાં ને વાજિત્રનો અવાજ બંધ પડયો. **અબૂહસન** પણ ચુપ થઇ ગયો અને કયાંથી એ શબ્દ આવ્યો તે તરફ જોયું. તુર્ત **કાલિફ**ને ઓળખ્યો અને પીછાન પડી કે મૌસલનો વેપારી થઈ આવેલો ગૃહસ્થ તે એજ; તે માટે એને જરાપણ ભ્રાંતિ રહી નહીં. ઉલટી એની ખાત્રિ થઇ કે પોતે જાગે છે અને જે જે કંઈ જુએ છે તે ખરૂં છે ને જે જે બન્યું તે કંઇ સ્વપ્નું નહોતું. પછી તે **કાલિફ**ના શણગારગૃહમાં પેઠો. તેણે જોયું કે **કાલિફ** મહારાજ આપણી ઠઠ્ઠામશ્કરી કરે છે તેથી તેણે તેવાજ ઠઠ્ઠામાં કહ્યું કે, "હં હં, તમોજ કે તે મૌસલના વ્યાપારી? હવે તમે શાની બુમ પાડોછો કે મારી નાખવો છે કે શું ? ઠીક એ પણ તાલ લગાવી દીધી! મહારાજ! મારી માતાની અવગણના કરાવનાર તમોજ છો, અને મને દીવાનાશાળામાં કેદ કરાવનાર ને આટલી બધી વિપત્તિ ભોગાવનાર પણ તમોજ છો. પેલા ઇમામ અને ચાર શેખને દંડ દીધો તેના કારણભૂત પણ તમો જણાવો છો. પણ હું તે પાપથી મારા હાથ ધોઇ નાખું છું. મારાં સઘળાં દુઃખ અને સંતાપના કારણભૂત તમેજ છો, અને ટુંકાણમાં કહું છું કે તમો પીડનાર અને હું પીડીત છું અને એ બધું છતાં હું તમને મારી નાંખું છું એમ કહો છો ? અરે શાબાસ રે મહારાજ." **કાલિફે** હસતાં હસતાંજ ઉત્તર દીધો, "**અબૂહસનજી**, તમો કહોછો તે વાત ખરી છે. પણ હવે તમને સુખી કરવાને અને એ સઘળા સંકટનો બદલો વાળવાને ઇશ્વર જાણે છે કે હું કેટલો તદ્પરછું અને હવે તમે જે કહો તે વસ્તૂ હું તમને આપવા તૈયારછું." એટલું બોલી તે નામદાર ઓરડીમાંથી દીવાનખાનામાં આવ્યો. પછી એક અતિ ઉત્કૃષ્ટ પ્રકારનો રાજદરબારી પોષાક મંગાવ્યો અને તે **અબૂહસન**ને પેહેરાવવા માટેની આજ્ઞા ત્યાં ઉભેલી સુંદરીઓ તથા દરબારીઓને કીધી. તેઓ પોષાક પેહેરાવી રહ્યાં એટલે **કાલિફ** **અબૂહસન**ને આલિંગન

કરી બોલ્યો, "**અબૂહુસન!** આજથી તું મારો ભાઇ થયો છે, તારી ઇચ્છામાં આવે તે માંગ, હું તને તે આપવા તૈયાર છું."

**અબૂહુસને** પ્રત્યુત્તર દીધો, "ધર્મધુરંધર મહારાજ, આપને મારી પ્રથમ વિનંતિ એટલીજ છે કે મારા મગજમાં ભ્રાંતિ ઉત્પન્ન શી રીતે કીધી હતી તે મને કહો–તે જાણું તો મારૂં મન સ્વસ્થ થઇ ઠેકાણે આવશે; અને એમ કરવામાં આપનો શો હેતુ હતો એ જાણવું પણ મને અગત્યનું છે."

**અબૂહુસન**ની એ વિનંતિ સાંભળી **કાલિફ** તેનો ખુલાસો કરવાને તૈયાર થયો. તેણે કહેવા માંડયું કે, "**અબૂહુસન**, પેહેલાં તો તારે જાણવું જોઈએ કે મારા અમલદારો બગદાદ નગરમાં યોગ્ય બંદોબસ્ત રાખે છે કે નહિ, તે ગુપ્તપણું જાણવા માટે હું નાહના પ્રકારના નવિન નવિન વેષ ધારણ કરીને રાત્રિના નગરચર્યા કરવાને નિકળું છે. તેમજ આ શેહેરની આસપાસની ખબર મેળવવાનો પણ પ્રયત્ન કરૂં છું. શેહેરની હદમાં શું શું બનેછે તે જાણુવા ખાતર પ્રત્યેક મહીનાનો પેહેલો દિવસ મેં એજ કામ માટે નિર્માણ કરી મુકયો છે. હું ચર્યા કરતાં કરતાં ઘણે લાંબે સુધી ફરી આવું છું. તે દિવસે હું કોઇ વખત એક ગમથી, તો કોઇ વખત બીજી ગમથી ચકર મારવા નીકળું છું, પરંતુ હંમેશા પુલપર થઇને જાઉં છું. જે રાત્રિયે તેં મને વાળુ કરવા પ્રથમ આમંત્રણ કીધું તે રાત્રે હું નગર ચર્યા કરવા નિકળ્યો હતો. આપણુ વચ્ચે વાતચીત થઈ તેમાં તું એમ બોલી ગયો કે જો ફક્ત ચોવીશ કલાક સારૂજ મને **કાલિફ**ની પદવી મળે તો તે મોહલ્લાની મસીદના ઇમામ અને તેના મસલતદાર ચાર શેખનું ઘણું અચ્છી રીતે પારિપત્ય કરૂં. એક દિવસપર્યંત **કાલિફ**નો અધિકાર ભોગવવાની તારી મોટી ઇચ્છા જોઇ મેં વિચાર્યું કે આ તારી મનકામના સિદ્ધ કરવાથી મને ગમ્મત થશે. તેથી મેં વિચાર કીધો કે શી યુક્તિ યોજવી કે જેથી તારી ઇચ્છા બર આવે. મને તુરત યુક્તિ સુઝી આવી. મારી પાસે એક પ્રકારનો ભુકો છે જે એવો છે કે જે માણસ તેનું પાન કરે તે કેટલોક વખત સુધી ભરનિદ્રામાં પડી જાય ને નિમેલા વખત પેહેલાં કદી જાગેજ નહિ. તું જાણે નહીં એવી રીતે તારા મદ્યના છેલ્લા પ્યાલામાં તે ભુકો મેં નાંખી તને મદ્યનું પ્યાલું આપ્યું. તે પિતાંજ તું ભરનિંદ્રામાં પડયો. તુરતજ મારી સાથે જે દાસ હતો તેને હુકમ કીધો કે તને મારા રાજવાડામાં લઇ આવે, અને તે વેળાએ તારા ઓરડાનું દ્વાર દીધા વગર ચાલી આવ્યો. પછી રાજ-

વાડામાં તારા જાગ્યા પછી સંધ્યાકાળપર્યંત જે જે વૃત્તાંત બન્યું તે કહેવાની વધુ જરૂર નથી, જે તું જાણેજ છે. મારી આજ્ઞા પ્રમાણે તને સારી પેઠે જમાડી રમાડી જે સુંદરા તને મધ પાવા ઉભી રહી હતી, તેણે રાત્રિના પુનઃ તે ભુકો નાંખી મધનું પ્યાલું આપ્યું. તે પ્યાલું લેતાંજ પૂર્વવત્ તને ગાઢ નિદ્રા આવી ગઇ અને જે દાસ તને લાવ્યો હતો તેજ તને પાછો તારે ઘેર લઇ ગયો અને દ્વાર ઉઘાડું મુકયું. પછી જે વૃત્તાંત બન્યું તે તો તેં મને કહ્યુંજ છે. મેં નહોતું ધાર્યું કે તને એટલું બધુ દુઃખ પડશે. હશે, હવે તે વાતની સોચના શી? તારે માટે મને ઘણું લાગે છે તેથી તને દિલાસો આપવા અને તારૂં દુઃખ ભુલાવવા મારાથી જે બનશે તે સઘળું કરીશ. તારી જે ઇચ્છા હોય તે મોકળા મનથી મારી પાસે માગ, જે હું તને તુરત આપીશ. મારે તને શી રીતે બદલો આપવો તેનો વિચાર કરી કહે." **અબૂહસને** ઉત્તર વાળ્યો, "ધર્મધુરંધર મહારાજ! મારાં દુઃખો ગમે તેવાં ભારી હતાં, તોપણ જ્યારે મને ખબર પડી કે તેમાં આપ મહારાજે પણ ભાગ લીધો છે ત્યારે તે સર્વ હવે હું વિસરી જાઉં છું. આપ પ્રસન્ન થયા છો એટલે આપ માનવંતના ઔદાર્ય માટે હું જરાપણ સંશય રાખતો નથી. તમે જે ચાહશો તે થશે. પણ હું સ્વાર્થ લોભી નથી. ઇશ્વર કૃપાએ મને સર્વ અનુકૂળ છે; પરંતુ આપ યથેચ્છિત વર માગવા કહોછો તો હું એટલું માગી લઉંછું કે મહારાજની રોજ મુલાકાત આ દાસનુદાસને મળે અને આપના સદ્ગુણની પ્રશંસા કરવામાંજ મારો જન્મારો જાય. એથી આપના ઔદાર્ય વર્તનક્રમ નિહાળી મને અપ્રતિમ સુખ પ્રાપ્ત થશે ને મારૂં સમાધાન થશે." **કાલિફ** મહારાજ **અબૂહસન** માટે જે ઉંચો મત ધરાવતો હતો તે એ વચન સાંભળી વિશેષ સંતુષ્ટ થયો. તે બોલ્યો, "તારી વિનતિ સાંભળી હું અતિ પ્રસન્ન થયો છું અને કહુંછું કે સર્વ સમય અને સર્વ કાળે તને રાજવાડામાં મારી સમીપ આવવાની છુટ છે. તને કોઇપણ અટકાવ કરી શકશે નહિ." તત્ક્ષણ **કાલિફે અબૂહસનને** રેહેવા માટે મેહેલમાં એક ઓરડો કઢાવી આપ્યો અને સરકારી કંઇપણ હોદ્દો આપવાને બદલે પોતાના મિત્ર તરીકે રાખ્યો. તેને કહ્યું કે "ખર્ચ ખુટણ માટે મારા ખજાનચી પાસેજ આવજે." પછી તત્ક્ષણે ફીલીદારને એક હજાર સોના મહોરની થેલી કાઢી આપવા હુકમ કીધો. **અબૂહસને** નીચા વળી મજરો કરી તે થેલી લીધી અને તુરત તે રાજવાડામાંથી નિકળી ગયો.

આ તકનો લાભ લઇને પોતાના સુભાગ્યનો ઉદય થયાની ખબર પોતાની માતાને કહેવાને તે દોડયો અને પોતાની માતાને મોઢે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું અને કહ્યું કે, "જે જે કંઇ બન્યું હતું તે કંઈ સ્વપ્નું નહોતું. પરંતુ હું ખરેખરજ એક દિવસ લગણ **કાલિફ્**પદને પામ્યો હતો અને તે હોદ્દો પણ બજાવ્યો હતો. **કાલિફ્** જેવું સઘળું માનપાન પણ પામ્યો હતો. હું ધારૂંછું કે તને એ વાતમાં કંઈ શક આવશે, પણ ખુદ **કાલિફે**જ પોતે એ વાતની મારી ખાત્રી કરી આપી છે."

ઝાઝા દહાડા ન થયા એટલામાં **અબૂહસન**ની આ ચમત્કારિક વાર્તા આખા બગદાદમાં પસરી ગઇ અને ત્યાંથી દૂર અને નજીકના દેશોના લોકોમાં ઈત્થંભૂત તે વાર્તા ફેલાઈ રહી. લોકો તે સાંભળી **અબૂહસન**નાં અપાર વખાણ કરતાં હતાં.

નવો માનીતો **અબૂહસન** હંમેશા **કાલિફ્**ની સાથેનો સાથે રહેતો હતો. એનો સ્વભાવ મોજીલો ને વિનોદી હોવાથી એ મેહેલમાં કે મેહેલ બહાર જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં બટકબોલું બોલી અને ગમ્મતદાર વાણીથી સર્વને રંજન કરતો. એથી **કાલિફ્**ને એના વગર કોઇપણ રીતે ચ્હેન પડતું નહિ. કોઇ કોઇ વખત **કાલિફ્ ઝુબૈદી** પાસે જતો ત્યારે પણ એને જોડે લઇ જતો. તેની આગળ તેણે એના સંબંધી સઘળી વાત કહી હતી, જે સાંભળી તેને અપાર આનંદ થયો હતો. રોજના મિલાપ ને સહવાસથી **ઝુબૈદી**એ દીઠું હતું કે જ્યારે જ્યારે તે **કાલિફ્**ની સાથે આવતો હતો ત્યારે ત્યારે પોતાની **નૂઝાતૂલ ઓદાત*** નામની દાસી તરફ તે ધારી ધારીને જોતો હતો. આમ તેણે અનેક પ્રસંગે જોયું હતું, તે ઉપરથી એ વાત તેણે **કાલિફ્**ને કહેવાનો નિશ્ચય કીધો. એક દાહાડો **ઝુબૈદી** બોલી, "વહાલા પ્રાણેશ, આપના લક્ષમાં કદિ આવ્યું નહિ હોય, પણ મેં પુષ્કળ વાર જોયું છે કે **અબૂહસન** સાથે જ્યારે જ્યારે મારે ત્યાં આપ પધારેલા ત્યારે ત્યારે એ **નૂઝાતૂલ ઓદાત**નેજ જોયા કરે છે, અને પ્રત્યેક વેળા તેણી શરમાઇને નીચું જોય છે. એથી ખચિત જણાય છે કે એ વાત તેને પણ મનગમતી છે. જો આપ મારી વાત માન્ય રાખતા હો તો એ બંને જણનાં લગ્ન કરી દેયેં."

**કાલિફે** પ્રત્યુત્તર દીધો, "પ્રિયે, મારે જે તારા કહ્યા અગાઉ કરવાનું હતું તેતો હું તદન ભુલીજ ગયો છું. તેં ભલું યાદ કરાવ્યું. લગ્ન સંબંધી **અબૂહસન**-

---

* નૂઝાતૂલ ઓદાત એટલે નવિનવિ ગમ્મત આપનારી રમણી.

નો કેવો મત છે તે મેં એના પોતાથકી જાણ્યો છે. મેં પણ એના પ્રત્યે પ્રતિજ્ઞા કીધી છે કે તને મનગમતી સુંદરી પરણાવીશ. બહુ સારૂં થયું કે તેં મને એ વાત યાદ દેવાડી. હું તો કોણ જાણે કેમે ભૂલી ગયો. પણ **અબૂહસન** સ્વતઃજ પોતાને માટે કાંતા પસંદ કરે તો વધારે સારૂં અને જો **નૂઝાતૂલ ઔદાત**ને એ વાત અણગમતી ન હોય તો તેઓનાં લગ્ન કરવામાં આપણને કંઇ પણ વિલંબ નથી. અને વળી એ ઉભય જ્યારે એક એકની સમક્ષ છે ત્યારે એ બંનેનેજ કહેવા દો કે એમને એ વાત પરસ્પર કબૂલ છે; ને કબુલત આપી એટલે થયું." આ પ્રમાણે વાતચિત થયા પછી તે બંનેને બોલાવી મંગાવી તે વાતચિત કહી સંભળાવી. **અબૂહસન કાલિફ** અને **ઝુબૈદી**ને પગે પડયો અને તેઓના કૃપાળુપણા માટે કેટલો કૃતજ્ઞ છે તે બતાવી આપ્યું. પછી ઊભો થઇને બોલ્યો, "મહારાજ, આપ નામદાર કરતાં કોઇ વધારે શ્રેષ્ઠ હાથથી એ બક્ષીસ મને મળે એવું નથી. તમારે હાથે મારૂં લગ્નનું સાટું થાય એવો હું ભાગ્યવાન્ છું, પણ મને આશા નથી કે જેવો સત્વર **નૂઝાતૂલ ઔદાત**ને મારો હાથ આપવાં હું તૈયાર થાઊં છું તેમજ તે પણ મને પોતાનો હાથ આપવાને આનંદથી અનુમોદન આપશે." આટલું બોલીને તેણે રાણીની દાસી સામું જોયું અને દાસીએ પણ અદબ ભરેલી ચુપકીદી ધરી રહી ગુરૂમાન ધર્યું, પરંતુ મોઢાના શબ્દ જે કહી શકવે અશકત થઇ પડયા તે ચિહ્નોથી જણાઇ આવ્યું. તેના ગાલપર એકાએક જે સુરખી જામી આવી તેપરથી જણાઇ ગયું કે તે પોતે પણ **કાલિફ** અને **ઝુબૈદી**ની આજ્ઞાને અનુમોદન આપવાને તત્પર છે. તુરત તે ઉભયનાં લગ્ન નક્કી કીધાં અને બડી ધામધુમથી મહેલમાંજ તેમને પરણાવ્યાં. તેની ધામધુમ ઘણા દિવસ પર્યંત **કાલિફ**ના મહોલમાં પહોંચી, **ઝુબૈદી**એ પોતાની દાસીને કન્યાદાનમાં ભારે ભારે વસ્ત્રાલંકાર આપ્યા અને **કાલિફે** પણ **અબૂહસન**ને એવીજ નવાજેસ કીધી. એવો મોટો સમારંભ પુરો થયા પછી **કાલિફે અબૂહસન**ને જે મેહેલ આપ્યો હતો ત્યાં કન્યા આવી પહોચી. **અબૂહસન** પણ અત્યુત્કંઠાથી તેની રાહ જોતો બેઠો હતો. કન્યારાણી આવતાંજ નાના પ્રકારનાં વાજિંત્ર વાગવા માંડયાં, ને તેમની જોડેજ સ્ત્રીઓ ને પુરૂષોએ અતિઘણા મંજુલ સુસ્વરથી એકત્ર થઇ ગાયન કીધું ને કન્યારાણીને વધાવી લીધી.

એ પ્રમાણે લગ્નની ધામધુમમાં કેટલાક દિવસપર્યંત નાચ રંગ ને મિજબાનીનો ઉત્સાહ નૂતનનૂતન રીતે ચાલુ રહ્યો. પછી પરસ્પર બંનો સ-

માગમ સુખ અનુભવવા લાગ્યાં. આ નવું જોડું સલાહ શાંતિથી અમનચમનમાં દિવસ કાઢવા લાગ્યું. દંપતી અન્યોઅન્ય મોહિત થઇ ગયાં હતાં અને તેઓ સલાહસંપથી રહેતાં હતાં. તેઓ એક બીજાથી કવચિતજ જૂદાં પડતાં હતાં. કદિ **અબૂહસન કાલિફ** પાસે સલામ ભરવા ગયો હોય અથવા તો **નૂઝાતૂલ ઔદાત ઝુબેદી**ને નમન કરવા ગઇ હોય ત્યારેજ વિખુટાં પડતાં હતાં; બાકી સદાકાળ એકત્રજ રહેતાં. **અબૂહુસને કાલિફ** સમિપ સ્રીના ગુણો વર્ણવેલા તે સઘળા ગુણો **નૂઝાતૂલ ઔદાત**માં હતા. તે એવીજ સ્રી હતી કે જેવી એ માંગતો હતો. એજ સ્રી એના ભોજનના મેજપર બેસવાને લાયક હતી. જ્યારે માગ્યા પ્રમાણેની વસ્તૂ પ્રાપ્ત થઇ ને અન્યોઅન્યના સ્વભાવ મળ્યા ત્યારે તેઓ પોતાની જીંદગી હળીમળીને કાઢવામાં કદિપણ નિષ્ફળ થાયજ નહીં. આનંદ માસમાં રત રતનાં ભાવતાં ભોજનો તેઓના મેજપર પડયાં રેહેતાં હતાં. રૂચીકર પંચવાણીના પકવાન્નથી ભરેલી રકાબીઓ તેમનો રસોઇઓ આણી આપવાને તૈયાર રેહેતો હતો. તેજ પ્રમાણે ભોજનકાળે ઉચ્ચા મદ્યની પણ રેલછેલ ચાલી રહેતી હતી. તે મદ્યપાત્ર મેજપર મુકવાની વ્યવસ્થા એવી કીધી હતી, કે ભોજનકાળે બંનેના હાથ ત્યાં પહોચી શકે ને યથેચ્છ રંગમાં પાન કરે. બંનો એકજ ભોજનપાત્રમાં જમતાં, ને જમતાં જમતાં સુંદર વાતો ચલાવતાં અને પછી એકબીજાની ઠઠોલી કરી અત્યંત હાસ્ય વિનોદ કરી ખુશી થતાં હતાં. રાત્રી મોજમજાહ માટે નક્કી કરી મુકી હતી. દિવસ કરતાં પણ અધિક બહાર તે વેળાએ ઉડતો હતો. તેઓ ઘણું ખરૂં પકવાન્ન, તાજા મેવા, પોળીઓ, પુરી, પકોડા, બરંજઆદિ પદાર્થ ખાતાં હતાં. પછી મદ્ય પ્રાશન વેળાએ બંનો નવી નવી લાવણી ને ટપ્પા ગાતાં, જેમાં કેટલેક પ્રસંગે તો બોલચાલની વાતપરજ શીઘ્ર કાવ્ય બનાવતાં હતાં, ને મધુરમધુર વાગતી સારંગી સિતાર ઉપર તે વગાડી રંગ ઉડાવતાં હતાં.

આવી શોખીન જીંદગી ગુજારતાં **અબૂહુસન** અને **નૂઝાતૂલ ઔદાતે** ખરચ ઉપર કંઇપણ નિઘા રાખી નહિ. મોદી આંખ મીચીને માંગી વસ્તૂ મોકલાવી આપતો હતો. પણ કેટલાક દિવસ સુધી પૈસા બરાબર મળ્યા નહિ એટલે જે મોદી આ સઘળી ચીજો લાવતો હતો તે બીજા પૈસા લેવાને સારૂ એક મોટો હીસાબનો આંકડો ઉતારી લાવ્યો. તે જોતાં જણાયું કે ખરચ તો ઘણો વધી પડયો છે. પછી પોતાને

તથા પોતાની સ્ત્રીને માટે કેટલુંક રેશમી કાપડ મંગાવ્યું તેનો આંકડો આગલા આંકડા સાથે મેળવતાં જણાયું કે **કાલિફ** અને મહારાણી **ઝુબેદીએ** લગ્ન વખતે જે નજરાણો આપ્યો છે એ બધો દેવું પતાવતાં ખલાસ થઇ જાય તેમ હતું. આ જોઇને તેઓને ઘણી ચિંતા ઉત્પન્ન થઈ. પણ બન્યું તેતો બન્યુંજ, તે કંઇ ચિંતા કરે ટળે નહીં. હાલમાં શું કરવું તેનો તેઓને વિચાર થયો. તેઓએ મોદીનું દેવું તો પતાવવાનો નિશ્ચયજ કીધો ને તેને બોલાવી સઘળું દેવું ચુકાવી આપ્યું. પણ પછી શું મુસીબત પડશે તેનો યત્કિંચિતપણ વિચાર કીધો નહીં. **નૂઝાતૂલ ઓઆદાત**ને પણ તુરત તો તે રીત ઠીક લાગી. તેણે પણ પાછળનો વિચાર કીધો નહીં. આવી મોટી નાણાંની રકમ લઇને મોદી તો ખુશી થતો ઘેર ગયો. તે ગયા પછી **અબૂહસન** અને તેની સ્ત્રી થેલી ખાલી થઇ ગયેલી જોઈ ઉદાસ થયાં. ઘણો વખત સુધી તો તેઓ એકબીજા સાથે બોલ્યાચાલ્યા વગર મુંગાં બેસી રહ્યાં, અને લગ્નને એક વર્ષ ન વિત્યું તેટલામાં આવી અવદશા થઈ તે જોઇ ગભરાવા લાગ્યાં. તેમના મનમાં પેહેલે તો એમ હતું કે આપણને ખર્ચની કદિ તંગી પડનારજ નથી. **અબૂહસન**ને યાદ આવ્યું કે **કાલિફ** જ્યારે તેને પોતાના મેહેલમાં તેડી ગયો ત્યારે તેણે એવી પ્રતિજ્ઞા કીધી હતી કે તેને કદી ભીડ પડવા દઇશ નહી. પણ પુનઃ **કાલિફ** પાસથી પૈસા માગવાની તેને હિમ્મત આવી નહિ. તેણે વિચાર કીધો કે આવું ઉડાઉપણું વાપર્યું છે અને તેની ઉદારતાનો આવો ગેરલાભ લીધો છે એ જો **કાલિફ** જાણશે તો શરમાઇ મરવું પડશે. હવે પૈસા તો જોઈએજ, ત્યારે ઉપાય શો કરવો? જ્યારે **કાલિફે** તેને પોતાની સમીપ રાખ્યો ત્યારે તેણે પોતાનો વારસો જે હતો તે પોતાની માના નામનો કરી દીધો હતો, તેથી તેની પાસે માગવા જતાં પણ તે ડર્યો. તેમ કીધાથી, દૈવયોગે પુનઃપૈસા પ્રાપ્ત થયા તે પણ ઉડાવી દીધા. એમ માતા પણ જાણશે, એટલે તે ખચીતજ કહેશે કે દીકરા દીવા ઉઠયા ! વળી તે કહેશે કે જેવા બાપના મરણ પછી ઉડાઉ હતા તેવાને તેવાજ રહ્યા છે. એટલે મા પાસે જવાની વાત માંડી વાળી. **નૂઝાતૂલ ઓઆદાત**ને પણ તેવોજ સંકોચ ઉત્પન્ન થયો. તેણે વિચાર કીધો કે તે નામદારે દાસી છતાં આપણાપર આટલીબધી કૃપા કીધી, વળી રૂડા વર સાથે લગ્ન કરવાની પરવાનગી આપી, વળી તુષ્ટિદાનમાં પુષ્કળ દ્રવ્ય આપ્યું એ કંઇ થોડી વાત નથી. લોંડીપર વળી એટલો ઉપકાર કોણ કરેછે? એજ પ્રમાણે બંનો જણ વિચાર કરતાં એકબીજાનાં મોઢાં જોતાં મૂઢ માફક સ્વસ્થ બેસી રહ્યાં.

છેવટે **અબૂહસન** મૌનપણું છોડી **નૂઝાતૂલ ઔદાત** તરફ આનંદયુક્ત મુદ્રા કરી બોલ્યો, "હું તારા મોઢાપરથી સ્પષ્ટ જોઊં છું કે તું પણ મારી પેઠે હવે શું ઉપાય કરવો તે માટે ગભરાટમાં પડી છે અને વિચાર કરતી જણાય છે કે આમ અણચિંત્યા પૈસા ઘટી ગયા તે વાસ્તે શું કરવું. તારા વિચાર શા હશે તે તો હું જાણી શકતો નથી, પણ આપણે તો નક્કી કીધુંછે, કે ગમે તેમ થાઓ તોપણ ચેહેનબાજીના ખરચમાં તો એક કોડી પણ કમ કરવી નહી. અને તું પણ મારા મતને મળતી થશે કે એસઆરામમાં કમતી કરવું નહીં. ત્યારે હવે આપણે એક યુક્તિ કરવી કે જેથી **કાલિફ** અને **ઝુબેદી**ની પાસે જવાથી આપણને પૈસા મળે. તે માટે મને જે યુક્તિ હાથ લાગી છે, તેમાં આપણે અરસ્પરસ એક બીજાને સહાય કરી પાર ઉતરવું."

**અબૂહસન**ની એ વાત સાંભળી **નૂઝાતૂલ ઔદાત**ના મનનું સમાધાન થયું. તેને કંઈક હિંમત આવી અને જરા ખુશ થઇ,આનંદથી બોલી, "હું પણ એજ વિચાર ને ચિંતા કરતી હતી, પણ તે જણાવવાની હિમ્મત ચાલી નહીં. તેનું કારણ એ કે મને કંઇ યુક્તિ સુઝી નહિ. તમારી વાત સાંભળીને મને બહુ ધૈર્ય આવ્યું છે હોં કે? હવે અરસ્પરસનું બળ શી રીતે સહાયભૂત થાય તે કહો. તમારી વાત સાંભળી હું ઘણીજ ખુશી થઈ છું. તમો કહો છો કે એક ઉપાય હાથ લાગ્યો છે ને તેમાં મારી મદદ જોઈએ છે તો બહુ સારી વાત છે, તમો સુખે જણાવો કે મારે શું કરવું જોઈએ; હું મારાથી બનશે તેટલું ખુશીથી કરીશ."

**અબૂહસને** પ્રત્યુત્તર દીધો કે, "ઠીક છે, જે કાર્ય આપણ બન્નેને માથે આવી પડયું છે તેમાં તું નિષ્ફળ થશે નહીં, એવીજ ઉમેદથી તને કહું છું. આ પૈસાની જે ભીડ પડીછે તે ટાળવા એક યુક્તિ રમવી; જેથી હાલ તુરત તો કંઇ નહીં તો થોડા પણ પૈસા મળશેજ. હવે એ યુક્તિ એજ છે કે તારે **ઝુબૈદી** સાથે અને મારે **કાલિફ** સાથે જરાક પેચ રમવો પડશે. અને તેથી મને ખાત્રિ છે કે એ બંને જણને રમુજ થશે ને આપણને બક્ષિસ આપશે, જેથી આપણું કામ થઈ જશે. તે હીકમત એજ કે મારે ને તારે, આપણ બંને જણે મરી જવું!" એ સાંભળતાં વારનેજ **નૂઝાતૂલ ઔદાત** છણછણી પડી ને બોલી ઉઠી, "શું, શું? આપણે બે મરી જઈએ? હું તો મરનાર નથી; તમારી ખુશી હોય તો ભલે તમો તમારી મેળે મરી જાઓ. હું તો કંઇ એટલી બધી આ દુનિયાથી કંટાળી નથી; મારે તો

હજી જીવવું છે. તમારે જોઇએ તો રાજી થાઓ, જોઇએ તો નારાજ થાઓ, પણ આપણે કંઈ એટલામાં મરવા બરવાનાં નથી. જો બીજું કંઇજ સુજ પડતું ન હોય તો તમો તમારી મેળે મરો. હું તો સાફ ના પાડું છું કે તમારી સાથે એ હિકમતમાં સામેલ થનાર નથી."

**અબૂહુસન** એ સાંભળી બોલ્યો, "અરે ઓ મુર્ખિ, થોભ, ઉતાવળી શું થાયછે! તારી ચંચળતા તો કંઇ ઓર તરેહનીજ છે! હું કહું છું શું ને તું સમજે છે શું. જરા ખુલ્લી પાડીને મારી યુક્તિ સમજાવવાનો તો મને વખત આપ. જરા તો સબુરી પકડ! તને માલમ પડશે કે જેવું મરવાનું હું કહું છું તેવું મરવાનું તો તું ખુશીથી કબુલ કરશે. ખરેજ, મને તો નહોતું લાગ્યું કે તું ખરે ખરૂંજ મરવું ધારશે. અરે ખરેખરૂં મરવાનું નહિ, પણ ઢોંગ કરવાને મરવાનું છે." એ સાંભળી પેલી બોલી, "હં એમ કે? એ સમજ્યું છે કોણ? તમે! માણ માણનું મરવાનું કહેતા હશો, ને મારા મનમાં તો સત્ય મરવાની કલ્પના આવી! તેમ હોય તો હું મરવાને તૈયાર છું. અને ખાત્રિ રાખજો કે જુઠમુઠનું મરવામાં હું પુરી પક્કીછું; એ કામમાંતો તમારા વચન બહાર નથી. પણ જેવું મરણ હું પેહેલું સમજી તેવું મરવાને તો આપણે બિલકુલ તૈયાર નથી."

પછી **અબૂહુસન** બોલ્યો, "ત્યારે જરા ચુપ રહે અને સાંભળ કે તારે શું કરવું છે. હું મરી ગયાનો ઢોંગ કરીશ. તું તુરતજ જઇને એક ઠાઠડી આણજે ને તેમાં મને પ્રેત પ્રમાણે મુકીને પછી રીવાજ પ્રમાણે મને દીવાનખાનાની વચ્ચોવચ સુવાડજે; મારા પગ મક્કા તરફના કરી મારા મ્હોડાપર મારી પાઘડી ઢાંકવી ને જાણે મસાણ કાંઠે લઇ જવા કાઢયો હોય તેમ સઘળું કરી મુકવું. સઘળું આટોપ્યા પછી મોટેથી રડી છાતી માથાં કુટી કળાહોળ કરી મુકજે, અને એવે પ્રસંગે જેમ લોકો કેસ ચુંટી નાંખે છે, લુગડાં ફાડી નાંખે છે તેમ પુરા ઢોંગ કરી આંખમાં આંસુ આણી છુટે માથે ઝુબેદી રાણી પાસે જજે. એ જોઇ એ મહારાણી જરૂર તારી દિલગીરીનું કારણ પુછશે. ત્યારે તારે પુષ્કળ ઘુસકા ખાતાં ને બોર બોર જેટલાં અશ્રુ પાડતાં સઘળી હકીકત કહેવી; જે સાંભળી તેને તારાપર ઘણી દયા આવશે, અને તને મારી ઉત્તર ક્રિયા કરવા સારૂ કંઇ પૈસા અને મારા શબપર ઓરાડવા સારૂ સુંદર કિન-

ખાબનો તાકો આપશે, કે જેથી મારી મરણ ક્રિયા શોભી નીકળે. તને વળી ફાડી નાંખવા બદલ નવાં વસ્ત્ર મંગાવી આપશે, અને તું કીનખાબનો તાકો અને પૈસા લઇને પાછી આવશેકે લાગલો હું ઉઠીને ઉભો થઇશ અને મારે ઠેકાણે તને સુવાડીને કાલિફ પાસે જઈ તારા પ્રમાણેજ ઢોંગ કરીશ. ઝુબૈદી જેટલી તારાપર દયાળુ થશે તેવો કાલિફ પણ મારાપર દયાળુ થઇ જશે, ને તે મને કપડાં પૈસા આપશે તે લઇ ચાલ્યો આવીશ."

આ પ્રમાણેની **અબૂહુસન**ની યોજના **નૂઝાતૂલ ઓદાત**ને ખૂબ પસંદ આવી, અને પછી **અબૂહુસન**ને કહેવા લાગી કે, "ચાલો ત્યારે હવે વખત શીદ ગુમાવો છો? મને લાગે છે કે આ યુક્તિથી ખૂબ રંગ ઝામશે, ને **કાલિફ** ને **ઝુબૈદી** જાણશે ત્યારે તેઓનાં હસતાં હસતાં આંતરડાં ઉછળી આવશે; ને આપણને શાબાશી આપશે. થાઓ તૈયાર, ને હું ચાદર કહાડું છું. સુવાડવું કેમ તે હું સારી પેઠે જાણું છું; કેમકે જ્યારે હું **ઝુબૈદી**ની સેવામાં હતી ત્યારે જે કોઇ દાસી મરી જતી તેની ઉત્તરક્રિયા હુંજ આગળ પડી કરતી હતી. હવે વેશ પુરેપુરો ભજવવાનો છે, આપણે તેમાં કંઇ ઓછાં નથી, તમે જુઓ તો ખરા કે કેવો રંગ ઝામે છે!" પૂર્વે કહ્યું હતું તેમ, **અબૂહુસન** ઓરડાની વચોવચ પાથરેલી ચાદરપર લાંબો છટ થઇ પડયો. જેવી તેણે અદબ વાળી કે તુરત **નૂઝાતૂલે** તેને ચાદરમાં લપેટી દીધો ને તેના પગ મક્કા તરફ કરી દીધા. તેનાં મોંપર સુંદર મખમલનો કડકો ઢાંકી ઉપર પાઘ મુકી, તે એવી જાળવીને મુકી કે સુખે શ્વાસોશ્વાસ લેવાય, ને ઠાઠડીમાં એવી રીતે સુવાડયો કે જાણે સ્મશાન લઇ જવાનીજ માત્ર ખોટી હોય. એટલું થયા પછી તેણે પોતાના કેસ છુટા કીધા ને પછી લાગલું માથાપરથી ઓઢણું કહાડી નાંખ્યું, વાળ પીંખી નાંખ્યા અને કાગારોળ કરતી ચોકમાં થઇને **ઝુબૈદી**ના ઓરડામાં ગઇ. **ઝુબૈદી** પોતાના મેહેલમાં સુખે બેઠી હતી તે મ્હોટેથી આરડતો **નૂઝાતૂલ ઓદાત**નો દુઃખયુક્ત કરૂણ સ્વર સાંભળી પોતાની દાસીને હુકમ કીધો કે તપાસ કર, એ કોણ રડેછે. દ્વાર પાસે જતાંજ **નૂઝાતૂલ ઓદાત** તેમની દૃષ્ટિએ પડી એટલે દાસીઓએ પાછાં દોડી જઇ ખબર કીધી કે, "બાઇસાહેબ એતો **નૂઝાતૂલ ઓદાત** આમ રડારોળ કરતી આવેછે."

શું બન્યું તે જાણવાને ધાબરી ધાબરીથકી મહારાણી લાગલી ઉઠીને ઉભી થઇ ને પોતાના દ્વારપર્યંત તેને મળવાને દોડતી ગઈ. "હા

નાથ! હા ભર્તાર! તમે કયાં ગયા? હું કાં ન મુઈ ને તમો મૃત્યુ કેમ પામ્યા. હું એ દારુણ દુઃખ કેમ ખમીશ;" એમ ઉચ્ચ સ્વરે દીનવાણીએ **નૂઝાતુલ** પોકારવા લાગી, ને વિલાપ ને શોક કરવામાં ને બતાવવામાં **નૂઝાતૂલ ઓદાતે** એવો સોંગ ભજવ્યો કે સર્વે ચકિત થઇ ગયાં. તેમાં વળી **ઝુબેદીને** દ્વાર પકડીને ઉભેલી જોતાંજ તે બમણી બમણી બુમો મારવા લાગી, ઉર પીટવા લાગી ને બાથકે બાચકા વાળ તોડી કાઢ્યા. પાસે જતાંજ **ઝુબેદીના** પગમાં પડી છાતી માથાં કુટી નાંખ્યાં અને આંસુથી તેના પગ ધોઇ કાઢ્યા. આવી અવસ્થા તેની કદી પણ જોવામાં આવી ન હોતી.

આમ અત્યંત વિલપન્તી ને શોચન્તી પોતાની દાસીને જોઇને **ઝુબેદીને** વિસ્મય પ્રાપ્ત હવું ને પુછ્યું; "શું ધાડ આવીછે. શું થયુંછે?" **નૂઝાતૂલ ઓદાત** જવાબ દેવાને બદલે ઉલટી વધારે ફ્રુસ્કા ખાવા લાગી અને જાણે મહા કઠીણતાથી તેના દુઃખનું રોધન કરી અચકાતી અચકાતી બોલતી હોય તેવો ઢોંગ કીધો, "ઓઓ! અંઅં! મારી, હું! હું! હાંહાં! માનવંત અં:અં: બાઈ! આ કરતાં શું ભારે સંકટ હવે મારાપર આવી પડવું બાકી રહેશે. હું તો નાચારથકી આપને શરણે આવી પડીછું. આજે તો ઇશ્વરનો પ્રકોપ મારાપર થયો છે. આજ હું અનાથ થઇ પડી છું! હે ઇશ્વર! તું અમારાં બાઇ સાહેબને આયુષમાન્ કર અને લાંબો કાળ સુખમાં કહડાવજે. પણ ઓ માજી! મારૂં કપાળ ફુટયું. **અબૂહસન**, હાય હાય, ગયો! બાપડો **અબૂહસન**! તમારૂં લાલનપાલન ભોગવતો **અબૂહસન**! જેને મારા ભુંડા ભાગ્યમાં ધાલ્યો તેને હું ખોઇ બેઠી છું. મહારાજે તથા બાઇ સાહેબે કૃપા કરી એ રત્ન મને આપ્યું, પણ તે મને સહ્યું નહિ! બાઇસાહેબ તે ગયો. હાય હાય રે **અબૂ**!"

આટલું બોલી **નૂઝાતૂલ ઓદાતે** આગળ કરતાં બમણું કલ્પાંત કરવા માંડયું અને રડતી અને ફ્રુસ્કાં ખાતી પુનઃ **ઝુબેદીના** પગમાં જઇ પડી. આ વર્તમાન જાણતાંજ કરુણાળી **ઝુબેદી** પણ અત્યંત શોચના કરવા લાગી ને ગભરાયલી પુછવા લાગી, "શું **અબૂહસન** મરણ પામ્યો? તેને શું થયું હતું? તે અંગે તો નિરોગી ને રૂષ્ટપુષ્ટ હતો. અરે, કેવો રમુજી, કેવો મીઠડો હતો? કેવો મનમિલાપી હતો. અરેરે, મેં તો આટલામાં એને મરવો ધાર્યોજ ન્હોતો. હું તો જાણતી હતી કે એ લાંબું આવરદા ભોગવશે અને ખરે, લાંબો કાળ જીવવાને યોગ્યજ હતો." એટલું બોલી તે પણ રડવા લાગી; અને તેનું જોઇ, કાલિફ તેની પાસે જ્યારે આવતો અને

સાથે **અબૂહુસનને** લાગ્યો હશે તે વખતની તેની રમુજ જે દાસીએ દીઠી હશે તે પણ ભેળી રડવા લાગી. સર્વેએ **અબૂહુસનનું** મૂરણ ખરૂં માની ઘણીવાર સુધી રૂદન કીધું. કેટલીક વેળા વિત્યા પછી **ઝુબેદી** મહારાણી છાની રહી, અને બહુવાર વિચારીને પેલી જુઠી વિધવા પ્રત્યે બોલી, "દુષ્ટા, કદાચ તેંજ એનું મોત આણ્યું હશે. તું એવી કજાત છે કે તારા દુષ્ટ સ્વભાવથી તે બહુ પિડિત થયો હશે ને તેથી આખરે મરણ પથારીએ જઇ પોંહોંચેલો હશે. તું પાપણીના દુ:ખમાંથી બાપડો છુટયો."

**ઝુબેદીનાં** મેહેણાં સાંભળી **નુઝાતુલ ઓદાત**, જાણે અપાર કષ્ટ થયું હોય તેવો ઢોંગ કરવા લાગી. એ કેહવા લાગી, "રે રે માતાજી, હું આપની સેવામાં હતી ત્યારે મારો સ્વભાવ ને વર્તણુક કેવાં હતાં તે સ્વત: ખબરજ છે. હવે બાઇ સાહેબ તમોજ મને ચાંડાલણી કહો તો પછી આ પૃથવિપર રેહેવા જોગ જગા કયાં છે? તમો આવો અયોગ્ય વિચાર લાવો એવું મેં કંઇ કીધું નથી. અને જો આપને એવુંજ લાગતું હશે તો મારા જેવી દુર્ભાગણી કોઇ નહીં હોય. હું તો **અબૂહસન** સાથે એક પ્રિય સ્ત્રી પોતાના પતિ સાથે વર્ત્તે તેવી રીતે વર્તિછું; અને હું કંઈ ગર્વ લાવતી નથી, પણ તમને કહું છું કે જેટલી તેની મારાપર ચાહેના હતી તેટલીજ મારી તેનાપર પણ છે. પણ હું હવે કહું તેનું પ્રયોજન શું? જો તે જીવતા હોત તો આપ બાઇસાહેબની પૂર્ણ ખાત્રિ કરી આપત કે હું જે કહુંછું તે ખરૂં છે. પણ માતાજી," રડી પડીને તે બોલી, "માતાજી, આપ ધર્મજ્ઞ ને સત્યવાદી છો, ને આવું કઠોર આળ કેમ મુકો છો. એમનું આવી બન્યું ને એ ચાલતા થયા, કાળે ઝડપી લીધા, એ કંઇ મરવા જેવા નહોતા. હવે શું કરૂં રે મારા જીવનચંદ્ર **અબૂહુસન**! તું કયાં ગયો રે!"

જ્યારે **નૂઝાતુલ ઝુબેદીની** સેવામાં હતી ત્યારે **કાલિફાએ** દીઠું હતું કે એ ઘણીજ સરળ સ્વભાવની, નમ્ર, કહ્યાગરી, પોતાનું કામ કરવામાં અતિ ઉત્કંઠાવાળી ને આસ્થાવંત હતી અને એ ઉત્કંઠા પોતાની ફરજ સમજી રાખતી હતી તેમ ન્હોતું, પણ તેનો સહેજ સ્વભાવજ એવો ઉત્કંઠીત હતો; તેથી એણે જે કહ્યું તે તુરત મનાઇ ગયું અર્થાત્ **કાલિફાએ** લાગલો, પોતાની કીલીદારને હુકમ કીધો કે સો સોના મ્હોર તથા એક ભારે કીનખાબનો તાકો કહાડી આપ.

પેલી કીલીદારબાઇ તુરત સોના મ્હોરની થેલી તથા કીનખાબનો તાકો

લઇ આવી અને ઝુબૈદાની આજ્ઞા મુજબ **નૂઝાતુલઐાદાત**ને આપ્યો. આ ઢોંગી વિધવા પાછી **ઝુબૈદા**ને પગે પડી અને ભારે ઉપકાર માન્યો ને અંદરથી ખુશી થવા લાગી કે ઢોંગ સજ્જડ પાર ઉતર્યો. પછી **ઝુબૈદા**એ કહ્યું, "જા, હવે આ કીનખાબ તારા પતિના પ્રેતપર ઓરાડજે અને આ જે પૈસા આપું છું તે વડે એની ઉત્તરક્રિયા જેવી એને ઘટે તેવી કરજે; કંઇ કમી પડવા દેતી નહિ. એ સઘળું કરી સ્વસ્થ મનની થા. ધીરી પડ, તું કંઇ ફીકર ન રાખતી, હું તને ઓછું પડવા નહીં દઉં, તારી સંભાળ કરનાર હું છું."

**નૂઝાતુલ ઐાદાતે** મહારાણીના સમીપથી પાછાં ફરી આંસુ લુછી નાંખ્યાં, અને આનંદ પામતી **અબૂહુસન** આગળ પોતાના કાર્યની સિદ્ધીનું વર્ણન કરવા લાગલીજ ચાલી આવી. ઘર આગળ આવી તો ત્યાં પોતાનો **અબૂહુસન** હજી જેમનો તેમ લાંબો છટ થઇ પ્રેતવસ્ત્ર પેહેરીને પડેલો હતો, તેને જોઇ **નૂઝાતુલ** ખૂબ હસવા લાગી અને તેની યુક્તિથી જે કમાણી કરી લાવી હતી તે ઉઠીને જોવાને કહ્યું. "**અબૂ** જો જો, **રાણી**ને ફસાવી હું શું શું લાવી છું." **અબૂહુસન** તુરતજ ઉઠીને ઉભો થયો અને કીનખાબનો તાકો તથા પૈસાની થેલી જોઈ ખૂબ આનંદ પામ્યો. પોતે કીધેલો ઢોંગ સંપૂર્ણ રીતે પાર ઉતર્યો તેનો હર્ષ તો **નૂઝાતુલ ઐાદાત**ના હૃદયમાં સમાતો ન્હોતો, તેથી તે લાગલી બોલી, "સ્વામીનાથ ચાલો, હવે હું મરી જાઉં અને હું જોઉછું કે તમે કેમ ફતેહ પામો છો!" જેવી મેં **ઝુબૈદા**ને ઠગી તેમ તમો **કાલિફ**ને ઠગી આવો." **અબૂહુસન** બોલ્યો, "સ્ત્રી જાતનો સ્વભાવજ એવો છે કે પોતે અતિ ડાહી ને શ્હાણીનું ગુમાન રાખે, પણ તે ગુમાન શા કામનું? પુરૂપ વગર કયું કામ પાર પડેછે? મેંજ આ યુક્તિ રચી ને હુંજ પાર નહીં પાડી શકું તો એ પુરી મૂર્ખાઇજ ઠરે. તોપણ હવે નકામી માથાકુટ જવા દે, ચાલ મારે ઠેકાણે તું સુઇ જા, ને મરવાનો સોંગ લે, અને જોકે તારી માફકજ જીત મેળવી આવું છું કે નહીં તે તું જો."

પછી **અબૂહુસને** પોતાની જગ્યાએ પોતાની સ્ત્રીને લપેટી લીધી, ને તેના પગ મક્કા તરફના કરી, જાણે મહાભારત દુઃખમાં આવી ગયલા મનુષ્યની માફક પાઘડી ફેંકી દીધી, પોષાક અસ્તવ્યસ્ત કરી નાંખ્યો, ને ગભરાયલો ગભરાયલો પોતાના ઓરડા બહાર ગયો. એ વેળાએ વજીર **ગાયફર** અને બીજા વિશ્વાસુ વજીરોને ભેળા કરી **કાલિફે** ખાનગી

સભા કીધી હતી ત્યાં તે દોડી ગયો. સભાદ્વાર આગળ જઇ પોતે કોણ છે તે કહાવી મોકલ્યું કે તુરત અંદર જવાની પરવાનગી મળી. પોતે એક હાથે જુઠાં આંસુ છુપાડવા આંખે રૂમાલ દઈ બીજે હાથે છાતી કુટતો હાય હાયનો પોકાર કરતો **કાલિફ** સમીપ જવા પ્રવેશ કીધો.

**કાલિફ અબૂહસનનો** સદાજ વિનોદી ચેહેરો જોતો તેને આજે આમ રડારોળ કરતો દેખી વિસ્મય પામ્યો. **અબૂહસન** સદોદિત આનંદી ને બીજાને આનંદ પમાડનાર, હર્ષને વિવર્ધન કરનાર હતો. તેનું આજનું વૈષમ્યરૂપ તો કંઇ જુદુંજ હતું. **કાલિફ** તેથી તુરતજ સભાનું કામ મુકી દઇ એની દિલગીરીનું કારણ પુછવા લાગ્યો. તેના પ્રત્યે **અબૂહસને** ઘ્રુસ્કાં ખાતાં ખાતાં જવાબ વાળ્યો કે, "ધર્મધુરંધર મહારાજ, આપની ગાદી સલામત રહો ને આપ દિર્ઘાયુષ્યને પામો. મારૂં તો નસીબ ફુટ્યું—આથી વધું શું દુઃખ પડવાનું બાકી છે? હાય હાયરે, મારી **નૂઝાતૂલઔદાત**, તેને તમે તો મને મારા દુઃખનિવારણાર્થે આપી હતી, પણ હાય હાય શું કહું, તે એ, હા, હાયરે—" એટલું બોલી મુંગો થઇ ગયો તે જાણે એવો કે છાતી ભરાઈ આવવાથી બોલાતું નહીં હોયની તેમ શૂન્યમૂઢ થઇ ગયો ને ધડધડાટ આંસુ વેહેવા માંડયાં.

દુઃખથી હણાયલા, તીવ્ર શોકને પામેલા, વિવર્ણવાન ગતઃભાર્યાના શોકસાગરમાં ડુબેલા પતિના વચનપરથી **કાલિફ** સમજી ગયો કે એ પોતાની સ્ત્રીના મરણની ખબર કરવા આવ્યો છે, તેથી ગદગદિત કંઠે કહ્યું, "બહુ ખોટું થયું. ઇશ્વર એ બાઇનું ભલું કરો, બહુ રૂડી બાઇ હતી. સ્વભાવે ઘણી સજ્જન હોં! તને સુખી કરવાના ઈરાદાથી મેં તને આપી હતી; અરે એને આમ મરવી ધારી નહોતી." એટલું કહેતાં એની પોતાની આંખોમાંથી આંસુ ઢળી પડયાં તે રૂમાલ કહાડી લુછી નાંખ્યાં. **અબૂહસનનું** કલ્પાંત અને **કાલિફની** આંખમાં આવી ગયલા અશ્રુપ્રવાહથી વજીર **ગાયફર** અને બીજાઓની આંખમાંથી પણ અશ્રુ ધોધ વેહેવા લાગ્યો. તેઓ **નૂઝાતૂલ ઔદાતના** મરણ માટે શોક કરવા લાગ્યા, જ્યારે **નૂઝાતૂલઔદાત** પોતે તો **અબૂહસન** કેવો ઢોંગ પાર પાડી પાછો વળે છે તે જાણવાને આતુર થકી ઘરમાં પડી હતી!

હવે **ઝુબેદીને** જે સંશય **નૂઝાતૂલઔદાત** માટે આવ્યો હતો તેજ સંશય **કાલિફને અબૂહસન** માટે આવ્યો. તે ગુસ્સો કરી બોલ્યો ,'ચંડાળ, શું તેંજ દુઃખ દઇ દઇને તે બાપડીને નથી મારી નાંખી?

એમાં તલમાત્ર પણ સંદેહ નથી. કંઈજ નહીં તો ફક્ત મારી રાણી સામું પણ જોયું નહીં કે તે એને બીજી બધી દાસીથી કેટલી બધી વ્હાલી હતી અને તેણે તને ખુશીથી આપી હતી. કેમ આ તારૂં કૃતઘ્નપણું કે? તેની દાઝનો આ બદલો કે?"

**કાલિફ** આપણાપર રાગે ભરાયલા છે તેમ જોઇ આગળ કરતાં પણ વધુ સંતાપ કરતો હોય એવું ડોળ કરી **અબૂહસન** બોલ્યો, "મહારાજ, આપે મારાપર આટઆટલી કૃપા કીધી, કે જે કૃપાને હું બિલકુલ પાત્ર નહોતો, ત્યારે **અબૂહસન** એવું કૃતઘ્નપણાનું કામ કરશે એવી આપને શંકા એક પળ માત્ર પણ થવી ઘટે છે વારૂ? અરે, આપે અર્પી હતી તેટલા માટેજ નહીં ને તે રાણીની દાસી હતી તેટલાજ માટે નહીં, પણ **નૂઝાતૂલઔઘાત**માં જે જે ઉત્તમ ગુણો ભરેલા હતા તેથી તેણે તો મારૂં તન મન ને ધન સઘળું હરણ કીધું હતું. તે પતિઅનુરકતા સર્વાંથે કુશલા, અને સુભાષિતા હતી; તેને વશ વર્તનાર હું હતો. મોહિત થકો હું તેનુંજ સેવન કરતો, તે સુહૃદયની, પ્રેમપાન કરનારી હતી, ને હું પ્રેમ પાન કરાવનાર હતો. પણ મહારાજ, મારૂં ભાગ્ય ફુટેલું ને ઈશ્વર વિરોધિ એટલે જે સુખ તમો બન્ને જણે ભોગવવા આપેલું તે કેમ ભોગવવા દે? તેણે મરવીજ નિર્માણ કીધેલી ત્યાં શો ઉપાય?"

હવે ટુંકામાં કહેતાં **અબૂહસને** ઢોંગ એવો સજ્જડ કીધો હતો કે એ દમ્પતી કેવાં ઉડાઉપણે વર્ત્યાં હતાં તે વાત તે જાણતો નહોતો એટલે **કાલિફને** સઘ ખરૂં લાગ્યું. તેને એના ખરાપણા માટે શક ન આવ્યો. તુરત પોતાના કીલીદારને સો મોહોરની એક થેલી તથા કીનખાબનો એક તાકો કાઢી આપવાનો હુકમ કીધો. **અબૂહસન** લાગલો પગે પડયો અને એ બક્ષીસ માટે ઉપકાર માન્યો. **કાલિફે** આજ્ઞા કીધી કે "કીલીદારની સાથે સાથે જા અને જે કીનખાબ આપે તે તારી સ્ત્રીના શબપર ઓઢાડજે, અને જે પૈસા આપે તે વડે એની યોગ્યતા પ્રમાણે બરાબર ઉત્તરકાર્ય કરજે."

**કાલિફના** આ પરોપકારશીલ શબ્દોનો કશો પણ પ્રત્યુત્તર **અબૂહસને** વાળ્યો નહીં, પણ અતિ ઘણા માનથી નમન કરી પાછો ફર્યો અને કીલીદારની સાથે સાથે જામદારખાનામાં ગયો. ત્યાંથી મોહોરની થેલી અને કીનખાબનો તાકો મળ્યો તે લઇ ખુશ થતો ઘેર આવ્યો, ને જે પૈસાને માટે આટલો ચિંતામાં પડયો હતો તે આમ સેહેલથી મેળવવામાં ફતેહ પામ્યો.

**નૂઝાતૂલઆદાત** પણ ઘણીવાર સુધી ઠાઠડીમાં પડી રહીને થાકી ગઇ હતી તેથી **અબૂહસન** ઉઠવાને આજ્ઞા કરે તેટલી પણ સબુરી ન પકડી, પણ જેવું બારણું ઉઘડતું સાંભળ્યું કે તુરત ઉઠીને પોતાના પતિને વળગી પડી પુછવા લાગી કે "જેવી મેં **ઝુબેદાને** ઠગી તેમ તમો **કાલિફને** ઠગવામાં ફાવ્યા કે શું ?" થેલી ખખડાવીને અને કીનખાબનો તાકો મ્હોં આગળ મુકી **અબૂહસન** બોલવા લાગ્યો કે, "જેમ તું જીવતા ભર્તારને રડવામાં પાવરધી બીબી છે તેમ ન ધારતી કે બંદા પણ જીવતી ભાર્યાને રડવામાં કાચા પોચા હશે. હવે તારી ખાત્રી થઇ કેની કે કામ સાધવામાં હું ઓછો નથી." પણ **અબૂહસનના** પેટમાં ધાસ્તી હતી કે આમ એવડી ઠગાઇ કીધી છે તેનો કંઇ માઠો પરીણામ થશે. તેણે ઠરાવ કીધો કે હવે સાવચેત રહી ઉભયે એકકો કરી ચાલવું, અને જો **કાલિફ** અને **ઝુબેદાને** હજી પણ છેતરપીંડીમાં ગુંચવી શકીશું તો કદાચ તેઓની અધિક પ્રિતિ સંપાદન કરીશું ને એથી પણ ભારે ઉદારતા કીધા વગર રહેશે નહી. એવી ઉમેદથી તેઓએ તેમનાં કર્તુકો અગાડી વધારવાનો નિશ્ચય કીધો.

આણી તરફ **કાલિફે અબૂહસનની** પાછળ લાગલીજ સભા વિસર્જન કરી દીધી. દરબારમાં કામ ઘણુંજ જરૂરીયાતનું હતું, તે બીજા દિવસપર મુલતવી રાખી **નૂઝાતૂલઓદાતના** મરણ પાછળ શોક પાળવા તરીકે બંધ રાખીને મહારાણી આગળ ખરખરો કરવાને ઉતાવળો ગયો. પોતાનો ખવાસ **મશરૂર** જે હમેશ જ્યાં એ જાય ત્યાં સાથે જનાર અને સભામાં પણ સમીપે રહેનાર તેને તેણે કહ્યું, "ચાલો **ઝુબેદાને** પોતાની વ્હાલી દાસીના મૃત્યુથી ઘણી દિલગીરી થતી હશે માટે આપણે તેને દીલાસો આપીએ."

તુરત તેઓ **ઝુબેદાના** મેહેલમાં આવી પોંહોચ્યા. ત્યાં **ઝુબેદાને** પોતાના પલંગપર ઘણીજ ઉદાસ બેઠેલી દીઠી. તેનાં નેત્રમાં અશ્રુ આવી રહ્યાં હતાં. **કાલિફ** તેની પાસે જતાં જતાં બોલ્યો "હે સ્થિત પૂર્વાભિ ભાષિણી, તમારે દુઃખે હું કેટલો દુખિયારો થાઉછું તે કહેવું ફોકટનું છે; કારણ કે તમે જાણો છો કે તમે સુખી તો હું સુખી ને તમે દુઃખી તો હું દુઃખી. પણ આપણે સર્વે મોતને આધિન છૈયે તેથી જે જીંદગી ઇશ્વરે આપી છે તે તેને જ્યારે પાછી જોઇએ ત્યારે તેને સ્વાધીન કરવીજ પડે. તેમાં ઇલાજ નથી. તારી કૃતજ્ઞ દાસી **નૂઝાતૂલઓદાત** ઘણી ડાહી ને અમૂલ્ય રત્નથી

ભરેલી હતી; અને તું જે એનાં વખાણ કરતી હતી તે ખરેખર એને છાજતાંજ હતાં. હવે તેના મરણ પછી મારે તેનાં વખાણજ કરવાં જોઇએ તેમ નથી. તે સર્વાર્થે કુશલા, ભર્તાઅનુરકતા, ચતુરા, સુહૃદયા ને સુભાષિતા હતી. પણ તું વિચાર કર કે તું કેટલી પણ દિલગીરી કરશે તો તેથી શું તે પાછી જીવતી થવાની છે? હે અનઘા, જો તમો મને ચહાતાં હો અને મારી સલાહ પ્રમાણે ચાલતાં હો તો તો દિલગીરી મુકી દો અને જે જીંદગી મને ઘણી અતિપ્રિય છે ને વધારે કીમતી છે તેનું રક્ષણ કરો, કેમકે તમારાપરજ મારૂં સઘળું સુખ આધાર રાખે છે."

કાલિફનું આ સ્નેહાતુર ભાષણ સાંભળી ઝુબેદીને આનંદ થયો ખરો, પણ કાલિફના મુખથી નૂઝાતુલઓદાતનું મરણ સાંભળી તેને અતિ ઘણું આશ્ચર્ય પ્રાપ્ત થયું, ને તેની ઉત્તરક્રિયા કરવી એ સાંભળીને તે અચંબો પામી. એ ખબર સાંભળી તે એવીતો સુનકાર જેવી થઇ કે કેટલીકવાર સુધી તો કંઇ જવાબ પણ આપી શકી નહીં, કેમકે તે જે જાણુતી હતી તે તદન નિરાળુંજ હતું. આખરે જરા સ્વસ્થ થઇ મહારાણી દયાર્દ્ર વદનથી બોલી, "હે વસુધાધિપતિ, આપનું ભાવપૂર્વક ભાષણ સાંભળી મને આનંદ થયો ખરો પણ મારી દાસી જે સાજી તાજી છે તેના મરણની ખબર આપ શી રીતે લાવ્યા તેની મને સમજ પડતી નથી. હું તો એના પતિ અબૂહસન માટે આટલી દિલગીર છું કે જે તમારો પ્યારો સેવક છે. અને તેટલાજ માટે હું તેને ચાહું છું એમ નહી પણ તમો મેહેરબાની કરી મારે મંદિરે એને લઇ આવતા અને મને રમુજ ઉપજાવતો તેથી જેટલી તમો એની કદર પીછાનો છો તેટલીજ હું પણ એની પ્રશંસા કરૂં છું. પણ જે મિત્રને માટે તમો એમ કહેતા કે એના વિના મને ગમતું નથી, તેને તમો આમ ઝટ વિસારી મુકોને જાણે તેને માટે કંઇજ તમને લાગતું નહોય એમ દેખી મને આશ્ચર્ય લાગે છે; અને એ મનની કઠોરતા એથી પણ વધારે ધાડી માલુમ એટલા માટે પડે છે કે વળી તેના મરણને સાટે મારી દાસી નૂઝાતુલ ઓદાતનું મરણ ઠરાવવાની તદબીર કરી તેવું ભલતું ભલતુંજ કંઇ બોલો છો, એ શું?"

કાલિફની પૂર ખાત્રી થઈ હતી કે નૂઝાતુલ ઓદાત મરણ પામી છે, કારણ અબૂહસનને તો નજરે નજર દીઠો પણ હતો અને મોઢામોઢ વાતચીત પણ થઇ હતી તેથી ઝુબેદીને આમ બોલતાં સાંભળી ખભા ચઢાવી તે ખૂબ હસવા લાગ્યો. પછી ઝટ પૂઠ ફેરવી મશરૂરને પુછવા

લાગ્યો "અલ્યા, **મશરૂર** આ રાણી શું વાત કેહે છે તે સમજ્યો? કોઇ કોઇ વખત ઓરત જાતની બુદ્ધિમાં ભ્રમ પેસી જાય છે. મેં તેમજ તમે બધાએ પણ જે બન્યું તે સઘળું જોયું અને સાંભળ્યું છે." પછી **ઝુબૈદી** તરફ ફરીને કહેવા લાગ્યો "મરું **અબૂહુસન** માટે નકામાં આંસુ મા પાડો, હું ખાત્રિથી કહુંછું કે તે સારી પેઠે છે. પણ તમારી પ્યારી દાસીના મરણને રડો. તેનો ધણી પોતાની વહાલી સ્ત્રીના મરણ માટે આક્રંદ કરતો મારી પાસે આવી ગયો તેને ઝાઝીવાર પણ લાગી નથી. મેં તેને સો મોહોરની થેલી અને એક કીનખાબનો તાકો ઉત્તરકાર્ય કરવા સારૂ આપ્યો, એ વાતનો આ **મશરૂર** સાક્ષી છે, તેને પુછી જુઓ."

આ સઘળું **કાલિફ**નું બોલવું, **ઝુબૈદી**એ મશ્કરી દાખલ ગણી લીધું, ને એણે ધાર્યું કે હમેશના રવૈયા મુજબ ઠઠ્ઠો કરતા હશે, તેથી તે રોષથી બોલી, "મહારાજ! આ વખત મશ્કરી કરવાનો છે કે? હું ખચીત કહું છું કે તમારી ઠઠ્ઠા મશ્કરી મને જરા પણ રૂચતી નથી. આપને હું જે કહું છું તે સત્ય છે. હું મારી દાસીનું મરણ નથી કહેતી પણ તેના પતિના મરણ માટે સંતાપ કરૂંછું અને આપે પણ તેમજ કરવું ઘટે છે. **નૂઝાતૂલ ઔદાત** મરણ પામી છે એવો ઠઠ્ઠો આપ મૂકી દો, ને હું કહું છું તે ખરૂં માનો!" **કાલિફે** જરા ગંભીરતાથી જવાબ દીધો, "એમજ કે? તો સાંભળો, હું મશકરી કરતો નથી, પણ ખરૂંજ કહું છું કે તમોને ભ્રાંતિ થઇ છે! **નૂઝાતૂલઔદાત** મરણ પામી છે ને **અબૂહુસન** તો જીવતો સારી પેઠે છે."

**કાલિફ**ના આવા શબ્દો સાંભળી **ઝુબૈદી** ઘણી ગુસ્સે થઇ ને ઠણઠણાટ કરતી બોલી, "મહારાજ! ઇશ્વર આવી ભુલથી હવે પછી પનાહ રાખે. ખચીત મને તો એમ લાગેછ કે આપની ચિત્ત વૃત્તિનું આજ કંઇ ઠેકાણું જણાતું નથી. પુનઃ મને કૃપા કરી કહેવા દો કે આપનો મિત્ર **અબૂહુસન** મરી ગયો છે ને **નૂઝાતૂલ ઔદાત** વિધવા થઇ છે, પણ સાજી તાજી છે. એને અહિંયાથી ગયાને હજી એક કલાક પણ થયો નથી. તે મારી પાસે આવી ત્યારે તેની એવી અવસ્થા થઇ હતી કે તેણે પોતાનું દુઃખ ન કહ્યું તે છતાં તેનો ચેહ્રો જોઇનેજ મારી આંખમાં આંસુ આવી ગયાં, તો એના દુઃખનું પુછવુંજ શું. આ મારી સર્વ દાસીઓ મારી સાથે દિલગીરીમાં ભાગ લેનારીઓ છે તે સાક્ષી છે. મેં તેને સો મોહોરની થેલી અને એક કીનખાબનો તાકો અપાવ્યો; અને મને જે દિલગીરીમાં તમો જુઓ છો

તેનું કારણ એનો પતિજ છે. હું તો આપ આવ્યા ત્યાર પેહેલાં ખરખરાનો સન્દેશો મોકલવાનું કરતી હતી; પણ તેટલામાં આપ સ્વતઃ પધાર્યા."

**ઝુબેદી**નાં આવાં વેણ સાંભળી **કાલિફ** ખડખડ હસવા લાગ્યો, પણ તુર્ત હસવું બંધ રાખીને બોલ્યો, "આ કેવી વિલક્ષણ હઠ છે, પરંતુ મારૂં સાચું માનો કે **અબૂહસન** જીવતો છે ને **નૂઝાતૂલઑદાત** મરણ પામી છે." **ઝુબેદી**એ પ્રત્યુત્તર દીધો, "હું કહું છું કે એમ નથીજ; **અબૂહસન**જ મરણ પામ્યો છે, અને બીજી વાત હું કદીપણ માનનારી નથી."

આ સાંભળી **કાલિફ** રોષે ભરાયો. મહારાણીથી દૂર એક કોચ ઉપર તે બેઠો. ત્યાંથી મોટે ઘાંટે **મશરૂર**ને કહેવા લાગ્યો, "રે જારે, હમણાજ જઇ જાતે તપાસ કરી આવ કે કોણ મરણ પામ્યું છે ને પછી ઝટ મને જણાવ. **નૂઝાતૂલઑદાત** મરણ પામી છે એ મારી તો પકકી ખાત્રી છે, પણ જે વાતની આપણને ખાત્રી હોય તેને માટે નકામી જીદ્દ શી કર્યા કરવી. માટે તપાસ શિવાય બીજો ઉપાય નથી." **કાલિફ**નો હુકમ થતાંજ **મશરૂર** ચાલી નીકળ્યો. **કાલિફ** પછી **ઝુબેદી**ને કહેવા લાગ્યો, "હવે એક ક્ષણમાં ખાત્રી થશે કે કોણ સાચું છે–હું કે તું." **ઝુબેદી**એ જવાબ દીધો, "હવે હું શું કામ બોલું ? મને તો સારી પેઠે ખાત્રી છે કે હુંજ ખરી પડીશ, અને હવે આપની ખાત્રી થશે કે **અબૂહસન** મરણ પામ્યોછે." એ સાંભળી **કાલિફે** કહ્યું, "મારી પૂર ખાત્રી છે કે **નૂઝાતૂલઑદાત** મરણ પામી છે અને એ વાત માટે ચાલ ખુશીમાં આવે તે માર શરત, તું શું હારશે ? હું કહું છું કે **અબૂહસન** અખ્યાત છે."

**ઝુબેદી**એ જવાબ દીધો, "એમ ખાટી જવાના નથી. ઉતાવળા શીદ થાઓ છો ? હું આપની શરત સ્વીકારૂં છું. મને પકકી ખાત્રી છે કે **અબૂહસન** મરણ પામ્યો છે ને તે બદલ હોડમાં તમારી ગમે તેવી નજીવી ચીજ સાટે મારી કિમતીમાં કિમતી વસ્તુ આપવા કબુલ છું. મારી પાસે કિમતીમાં કિમતી મારીજ એવી શી ચીજ છે તે તમો સારી પેઠે જાણો છો માટે તમારી ખુશીમાં આવે તે શરત ઠરાવો, તેનો મને સ્વીકાર છે."

**કાલિફે** કહ્યું, "જયારે એમજ છે ત્યારે તમારા ચિત્રગૃહ સાટે હુ મારી વિલાસવાડી હોડમાં મુકું છું. અગરજો કિંમતમાં તો એક બીજામાં આસમાન જમીન જેટલો ફરક છે." **ઝુબેદી** ફફડી ઉઠી, "પેહેલો પ્રશ્ન

તો એજ છે કે મારા ચિત્રગૃહ કરતાં શું તમારી વિલાસવાડી વધારે ખૂબસુરત છે? એમૂલી કે?" "એ સવાલ કંઇ જરૂરનો નથી;" કાલિફે કહ્યું, "તેં નથી કહ્યું કે 'તમારી ખુશીમાં આવે તે વસ્તુ સાટે મારી વહાલામાં વહાલી વસ્તુ હોડમાં મુકું', અને તે પ્રમાણે મેં શરત કીધી છે, તે તારે કબુલ રાખવીજ પડશે." "ઠીક છે, મારી તરફની કંઇ હરકત નથી. હું શપથ લઉં છું કે આ સરતમાં હું કદી હારનાર નથી." કાલિફે પણ તેવીજ પ્રતિજ્ઞા કીધી ને બંનો **મશરૂર** કયારે આવે તેની રાહ જોતાં બેઠાં.

આ પ્રમાણે **અબૂહુસન** મરણ પામ્યો કે **નૂઝાતુલઔદાત** મરણ પામી, તે સંબંધે **કાલિફ** અને **ઝુબેદી** ઘણા જોસમાં આમ રકજક કરતાં હતાં તે વાત **અબૂહુસને** આગળથી ધારી રાખી હતી, તેથી હવે શું વૃત્તાંત બને છે તે ધ્યાનમાં રાખી તપાસતો તે બેઠો હતો. તેટલામાંજ જે બારીમાં બેઠો બેઠો તે પોતાની સ્ત્રી સાથે તડાકા મારતો હતો ત્યાંથી **મશરૂરને** પોતાના ઓરડા તરફ ધસીને આવતો દીઠો. તેનું કારણ તે ઝટ સમજી ગયો. તુરત પોતાની સ્ત્રીને કહ્યું કે, "ચલ, વખત ન ગુમાવ. ઝટપટ પુનઃ એકવાર મરી જા." વખત એટલો ટુંકો હતો કે **અબૂહુસનને** પોતાની સ્ત્રીને ચાદરમાં લપેટી દેતાં બડી મુશ્કેલી પડી, તોપણ જેમતેમ કરી સઘળું તૈયાર કરી **મશરૂર** ઓરડામાં દાખલ થાય તે પેહેલાં **કાલિફે** આપેલો કીનખાબ ઉપર ઓરાડી દીધો ને પુનઃ પૂર્વ પ્રમાણેજ મક્કા તરફ પગ કરીને **નૂઝાતુલઔદાતને** સુવાડી. પછી **અબૂહુસને** પોતાના ઓરડાનું બારણું ઉઘાડયું અને અતિ ખિન્ન વિવર્ણ વદને મ્હોંપર રૂમાલ દઇ જુઠમુઠ મરણ પામેલી ત્રીયાના માથા આગળ જઈ અતિ આક્રોશ કરતો બેઠો.

એ સર્વ તૈયારી થયા પછી **મશરૂર** ઓરડામાં આવી પોહોંચ્યો. ત્યાં **નૂઝાતુલ ઔદાતના** પ્રેતની સર્વ તૈયારી જોઇ, મનમાં તો તે અત્યંત આનંદ પામ્યો કે આપણા સ્વામિ કહે છે તેજ વાર્તા ખરી છે. **મશરૂર**-ને જોતાંજ **અબૂહુસન** લાગલો ઉઠી ઉભો થઇ તેને સામો તેડવા ગયો અને તેને હાથે ચુંબન કરી ડુસકા ભરીભરીને વિલપન્તો ને શોચન્તો બોલ્યો, "ભાઇ **મશરૂર** ! આજે મારા દુઃખનો પારાવાર નથી. આથી કીયું દુઃખ વધારે પડવાનું હતું ? મારી પ્રિય પત્ની **નૂઝાતુલઔદાત** જેનાપર આપના ચારે હાથ હતા તે મરણ પામી."

આ વિલાપ વચન સાંભળી **મશરૂરની** આંખમાં આંસુ આવ્યાં. તેણે માથા આગળથી જરા વસ્ત્ર ઉંચું કરી તેનું ખુલ્લું મ્હોં નિચા વળી

જોયું અને પુનઃ પેહેલાં પેઠે ઢાંકી દઈ નિશ્વાસ મુકી બોલ્યો, "ઇશ્વરનો કોઇ ઇશ્વર નથી. ભાઇ ઇશ્વરેચ્છા આગળ ઉપાય નહિ. તેની મરજીને આધીન થવું જોઇયે; અને આપણ સર્વની કોઇ દિન એજ ગતી છે. બેહેન નૂઝાતૂલઔદાત, આમ થોડા દિવસમાં ચાલતી થઇ! બહુ ભલી, બહુ શ્હાણી! હશે, ઈશ્વર એનાપર દયા કરો." પછી અબૂહુસન જે એ સઘળો વખત આંસુ ઢાળ્યા કરતો હતો તેની તરફ જોઇ મશરૂર કહેવા લાગ્યો, "ભાઇ, આપણે બધાએ શ્યાણા થઇ કહીએ છીએ કે સ્ત્રી જાત કોઇ કોઇવાર જીદ્દી થઈ પડે છે અને એટલી કમઅકલ થઇ જાય છે કે આપણા હાથમાં ખામોશ રહેતી નથી. આપણી ઝુબેદી કેવી ભલી રાણી છે તોપણ તે હાલમાં એવીજ બની ગઇ છે. તે એવીજ જીદ્દ કરે છે કે તું મરણ પામ્યો છો, નૂઝાતૂલ ઔદાત મરણ પામી નથી. મહારાજે કેટલુંએ કહ્યું પણ કંઈ ધ્યાનમાં ઉતરતુંજ નથી. તમો જ્યારે કાલિફને એ દિલગીરી ભરેલું વૃત્તાંત કહેવા આવ્યા ત્યારે તમો જાણો છો કે હું ત્યાં હતો, તેથી મારી સાક્ષી અપાવી, તોપણ તે બધું ધૂળપર લીપણ– બંને જણ હઠ પકડી બેઠાં છે. અને કાલિફ મહારાજે ઝુબેદીની ખરી હકીકત મેળવવાને ફરી પાકી ખબર કાઢવા મને અહીં મોકલ્યો છે, પણ કોણ જાણે મારૂં માનશે પણ ભાગ્યે. સ્ત્રી હઠ લે નહીં, ને લે તો મુકે પણ નહીં. સ્ત્રી હઠ બહુ ખોટી છે."

એના જવાબમાં અબૂહસને રડતાં રડતાં અને ડુસકાં ભરતાંજ તુટક તુટક શબ્દે કહ્યું, "ઇશ્વરની કૃપાથી મહારાજની બુદ્ધિ પવિત્ર રહો; તેમાં કદી પણ ફેર ન પડે. તમો જુઓ છો કે કેવો બનાવ બન્યો છે ને તેમાં હું કંઇ એમની સાથ પ્રપંચ રમ્યો નથી. હું તો એવું ઇચ્છતો હતો કે ઇશ્વર એમની આગળ એવી દિલગીરી અને સંતાપકારક ખબર કહેવાદહાડો ન આપે. પણ હાય હાયરે મારૂં હવે સત્યાનાશ ગયું." મશરૂરે કહ્યું, "તમો કહોછો તે સત્ય છે અને તમારે માટે હું પણ ઘણો દિલગીર છું. પણ તમારે દિલગીરી દૂર કરી જીવને થોડી ધિરજ આપવી ને છેક આમ હિંમત હારી જવું ન જોઇએ. શું કરૂં, મારે કાલિફ કને તમને આ સ્થિતિમાં મુકી જવું પડે છે તે નાચારે જાઉં છું, પણ આપને વિનંતિ કરૂં છું કે હું પાછો આવું ત્યાં સુધી એ પ્રેતને સ્મશાન લઇ જશો નહીં. હું પાયદસ્તમાં સામેલ થઇશ અને પ્રાર્થના કરવા લાગીશ." અબૂહુસને આ માટે મશરૂરનો મોટો ઉપકાર માન્યો. પછી આ મુલાકાતનું વૃત્તાંત

કહેવા મશરૂર ચાલ્યો. અબૂહુસન તેને દ્વારપર્યંત વળાવા ગયો અને જતી વખતે કહ્યું કે, આપ મને જે માન આપવા કહોછો તેટલા બધા માનને હું યોગ્ય નથી;" અને કંઇ કહેવાને ભીસે તે પાછો ન ફરે તેને માટે તે દૂર ગયો ત્યાં સુધી ઉભા ઉભા પૂઠેથી જોયા કીધું ને પછી પોતાની ઓરડીમાં આવી નૂઝાતૂલઔદ્દાતના ઉપરથી કપડાં કાઢી ઉઠાડીને છુટી કીધી. તે બોલ્યો "જાણ્યું કે ? આ વળી વચમાં નવું ટીખળ થયું છે. પણ હું નથી ધારતો કે એટલામાંજ પતી જશે. નાટક હજી ઘણો બાકી છે, કેમકે મશરૂરની વાત ઝુબેદી કદી પણ ખરી માનશે નહીં; પરંતુ ઉલટો તેને હસી કહાડશે. કારણ કે એથી ઉલટું માનવાને તેને પુરતું કારણ છે; પોતાની દાસી સહવર્તમાન તને હૈયાત જોઇ છે; ને તારો આક્રોશ પણ જોયો છે." હવે કંઇક નવી વાત બનવી ધારી રાખી અબૂહુસને નૂઝાતૂલઔદ્દાતને તેનો અસલ પોષાક પેહેરાવ્યો અને બન્નો જણ બારીની સામે મંચ ઉપર જઇ બેઠાં અને ત્યાંથી જે જે બને તે જોયા કીધું, એટલામાં મશરૂર ઝુબેદીના મેહેલમાં જઇ પહોચ્યો. તે હસતો હસતો અને તાળીઓ પાડતો જાણે કંઇ ભારે ખુશીની ખબર કહેવાનો હોય તેમ કુદતો કુદતો મેહેલમાં દાખલ થયો.

કાલિફ સેહેજેજ અધિરો પડી ગયો અને મહારાણીના ખોટારાથી ગુસ્સે થઇ રહ્યો હતો તેથી મશરૂરને દીઠો કે તરત પુછવા લાગ્યો, "જંગલી, શું આ હસવાનો વખત છે કે ? કેમ કેહેતો નથી, કોણ મરી ગયું છે અબૂહુસન કે તેની સ્ત્રી ?" મશરૂરે હસવું આવરી ગંભીર મુદ્રાથી જવાબ દીધો, "મહારાજ, નૂઝાતૂલઔદ્દાત મરણ પામી છે ને અબૂહુસન જેવો આપની હજુર આવ્યો હતો તેવોજ તેને માટે શોક કરતો બેઠો છે." વધુ બોલતું કંઇપણ સાંભળ્યા વગર કાલિફ ખૂબ હસી પડી બોલી ઉઠયો, "વાહ વાહ ખરી ખબર !! એક ક્ષણ ઉપર તો તારી મહારાણી કાળના કાળ સુધીની ચિત્રગૃહની માલીકી ધરાવતી હતી પણ આ ક્ષણે હવે તે મારૂં થયું છે. તું અત્રેથી ગયો તે પછી અમે શરત મારી હતી કે એ હારે તો ચિત્રગૃહ મને આપે અને હું હારૂં તો વિલાસવાડી આપું. એથી વધારે શું તું મને ખુશ ખબર કરી શકતે ? હવે હું તને ઇનામ આપીશ; પણ તેં જે દીઠું તેનો સવિસ્તર હેવાલ કહે." મશરૂરે કહ્યું, "મહારાજ, હું જયારે અબૂહુસનના ઓરડા આગળ ગયો ત્યારે મેં તેનું બારણુ ઉઘાડું દીઠું અને માંહે અબૂહુસન બેઠો બેઠો નૂઝાતૂલઔદ્દાતના મ-

રણુ માટે પૂર્વે પ્રમાણેજ રડયા કરતો હતો. તે એની મૃતભાર્યાના માથા આગળ બેઠો હતો અને તેના પગ મક્કા તરફ કીધેલા હતા. તેને ઓરડામાં વચ્ચોવચ્ચ સુવાડી હતી, અને આપે જે કીનખાબ આપ્યો હતો તે તેના અંગપર ઓરાડેલો હતો. તેનું દુઃખ જોઇ મને પણ દિલગીરી લાગી. હું જરા દિલગીરી બતાવવાના ચાર શુકન કહી તેની નજીક ગયો અને **નૂઝાતૂલઔદાત**ના માથા આગળનો ચાદરનો છેડો ઉંચકી તેનું મુખ જોયું, તે જરા સુજી ગયું હતું; તોપણ મેં પારખ્યું કે તે **નૂઝાતૂલઔદાત**જ છે. પાછા ફરતાં મેં તેનું પુષ્કળ રીતે શાન્તવન કરી કહ્યું પણ ખરૂં કે હું પાયદસ્તમાં આવું છું માટે પ્રેતને સ્મશાન લઇ જશો નહીં. એટલી વાત થઈ છે મહારાજ !" સમાચાર સાંભળી **કાલિફ**નાં આંતરડાં ઉંચાં આવ્યાં. પછી હસીને કહ્યું, "બસ, વધારે વાતની કંઇ જરૂર નથી, તારી વાત બરાબર છે."–પછી **ઝુબૈદી** તરફ વળીને પુછવા લાગ્યો, "કેમ બેગમ સાહેબ, હવે તમારી ખાત્રી થઇ કે નહિ ! આ પ્રત્યક્ષ પ્રમાણ સામું હજી કંઇ કહેવાનું બાકી છે કે ? તમો તો એમજ માનવાનાં કે **નઝાતૂલઔદાત** તો જીવતી છે ને **અબૂહસન** મરી ગયો ! પણ હવે કબુલ નથી કરતાં કે તમો હોડમાં હાર્યાં !"

**મશરૂરે** કહેલી હકીકત જરાપણ **ઝુબૈદી**એ ખરી માની નહીં. આ વર્ત્તમાન સાંભળતાંજ હોઠ કરડતી હતી; પછી અત્યંત ક્રોધમાં કહ્યું, "મહારાજ એમ કેમ બને ! એ પીટયો લુચ્ચો ગુલામડો, રડયાને મ્હોંડાની તો ખબર નથી કે કયાં બળ્યું છે, તેનું માને છેજ કોણ ? એ જુઠા બોલો છે, એટલે એ શું બોલે છે તેનો કશો નિમ નથી. હું આંધળીએ નથી ને બેશુદ્ધ પણ નથી. આ આંખે મેં **નૂઝાતૂલઔદાત**ને ભારે આક્રોશ કરતી વિલપન્તી ને શોચન્તી આવતી જોઇ મેં સ્વતઃ તેના મ્હોડા મ્હોડે ભાષણ કીધું છે ને તેણે મને કહ્યું પણ હતું કે તેનો ધણી મરણ પામ્યો છે." વચમાં **મશરૂર** બોલ્યો, "માતાજી, આપ બન્નેની જીંદગી કરતાં મને કશું વધારે વહાલું નથી. તમારા પગપર હાથ મુકી શપથ ખાઇ કહુંછું કે **નૂઝાતૂલઔદાત** મરણ પામી છે ને **અબૂહસન** જીવતો છે."

એ બોલવું સાંભળી **ઝુબૈદી**એ અત્યંત ગુસ્સો દાખવ્યો અને કહ્યું, "મુવા નીચ ! રડયા પ્યાજી ! જુઠાના સરદાર ! હમણા તને જુઠો પાડું છું. તને જુઠી વાતો કરતાં કંઇ વિલંબ લાગે છે ! રડયા મોઢે આવ્યું તેમજ બકયો જાય છે કે ? કરૂંછું તારી વલે !" એટલું કહી તાળી પાડી પોતાની દાસીઓને

બોલાવી એટલે સઘળી ટોળાંબંધ ધાઇ આવી. **ઝુબેદીએ** કહ્યું; "આમ આવોરે, અને ખરેખરૂં કહો. મહારાજા અત્રે આવ્યા તે પેહેલાં મારી પાસે કોણ આવ્યું હતું ?" સઘળી દાસીઓ એકદમ બોલી ઉઠી, "ગરીબ બિચારી કમનસીબ **નૂઝતૂલઔદાત** !" પછી પોતાની ફીલીદાર દાસીને કહ્યું, "મેં તને **નૂઝાતૂલઔદાતને** આપવા શું કહ્યું હતું ?" તેના ઉત્તરમાં તે બાઇ બોલી, "બાઈ સાહેબ મેં તેને તમારી આજ્ઞા પ્રમાણે સો મોહોરની એક થેલી તથા કીનખાબનો એક તાકો આપ્યો તે, તે પોતાની જોડે લેતી ગઇ." પછી **મરારૂરને** ગુસ્સામાંને ગુસ્સામાં **ઝુબેદી** પુછવા લાગી, "હવે આવી તારી કમબખ્તી, રડયા હરામના ટુકડા ખાઉ! મુવાના કાળા મોઢાપર મેંસ ફેરવાવીશ. બોલ આની સામા તું શું કહેવા માંગે છે ? કેમ, હવે કોનું મારે સાચું માનવું તે કહે ? તારૂં કે મારી ફીલીદારનું, કે દાસીઓનું ને મારી પોતાની નજરે જોયલું ?"

મહારાણીને ખોટી પાડવા માટે **મશરૂર** પાસે કંઇ ઓછો પુરાવો નહોતો, પણ તે વધારે જેમ જવાબ દેશે તેમ તેણી વધારે રાગે ભરાશે એવું ધારી ચુપ રહેવુંજ તેને બેહેતર લાગ્યું, કેમકે એણે તો જે જોયું હતુ તેની ખાત્રિજ થઇ હતી કે **નૂઝાતૂલઔદાતજ** મરણ પામી છે, પણ **અબૂહુસન** નહીંજ.

**મશરૂર** અને **ઝુબેદી** અથડાતાં હતાં તેને જોઇને **કાલીફ** ખૂબ હસવા લાગ્યો: એવું સમજીને કે એ કેવી નકામી ઉછળે છે. તેણે તો ખાત્રીથી માન્યું કે **ઝુબેદીની** જક ખોટી છે. **કાલિફે** કહ્યું કે મેં સ્વતઃ **અબૂહુસનને** નજરો નજર દીઠો હતો, તેની સાથે વાત કીધી હતી એટલુંજ નહીં પણ વળી પાછો **મશરૂર** તેજ મુજબની ખબર લાવ્યો. હવે તો માત્ર **ઝુબેદીની** ભ્રાંતિજ છે એમાં સંશય નહિ. યાસ્તવ **ઝુબેદીને** **મશરૂરનો** વાદ નિહાળી તેણે ખુબ હસતાં કહ્યું, "પ્રિયે, એ કેહવત તે કોણે કહાડી હશે કે સ્ત્રીની બુધ્ધ પગની પહાનીએ! એ વાત ખરી છે ને તે તમો ખરી પાડો છો. જો **મશરૂર** હમણા **અબૂહુસન** પાસેથી ચાલ્યો આવેછે ને તે કહે છે કે **નૂઝાતૂલ ઔદાતનું** શબ ઓરડાના મધ્યમાં છે તે મેં આંખે આંખ જોયું છે ને **અબૂહુસન** તેની પાસે જીવતો બેઠો છે. આટલું બધું કહે છે તે કશુંજ તમો માનતાં નથી ? આ શાબિતી તમો ન માનો તેમ નથી. મિથ્યા હઠ તમો કરો છો તો હવે તમને શું કેહેવું ?"

પણ **ઝુબેદી** **કાલિફની** એક પણ વાત સાંભળે તેમ નહોતું. તે

બોલી, "મહારાજ, દાસીના બોલવા માટે માફ કરો, પણ મને ભારે સંદેહ છે. મને લાગે છે કે તમે મને ચિહડવવા તથા મારી ધીરજ જોવા **મશરૂર** સાથે કંઇ સંકેત કરી આવ્યા છો એમ ભાસે છે. હું જોઉં છું કે એ ખબર તમો બે હળીમળી લાવ્યા છો તેથી હું તે જરાપણ ખરૂં માનનાર નથી. ખરૂં શું છે તે જાણવા મારી તરફથી હું બીજું માણસ **અબૂહુસનને** ઘેર મોકલવા માંગું છું; અને જાણવા માંગું છું કે હું ખરી છું કે ખોટી! તેમાં તમારે હરકત કરવી નહિ."

**કાલિફે** એ માંગણી માન્ય રાખી, અને **ઝુબૈદીએ** એક વૃદ્ધ ધાત્રી, જે નાહનપણથી તેની હજુરમાં હતી ને તેનાપર પૂરતો વિશ્વાસ ને મમતા હતી તેને એની તપાસ કાઢવા મોકલી. **ઝુબૈદીએ** તેને કહ્યું, "માજી તું જાણે છે કે મારે અને **મશરૂર** સાથે શું વાદ ચાલે છે–એટલે હવે તને વધારે કહેવાનું નથી. જા ઝટપટ **અબૂહુસનને** ઘેર, ખરૂં કહેવાકે તો **નૂઝાતુલ ઔદાતને** ઘેર, **અબૂહુસન** છે કયાં? તે તો મરી ગયો છે,– અને ત્યાં જઇ ખરી ખબર લાવ–જો તું ખુશીની ખબર લાવશે તો તને ભારે ઇનામ આપીશ. માટે જા ઝટ જઇ આવ."

પેલી ડોસી ત્યાંથી તુરત ચાલી નીકળી, તેને જોઇને **કાલિફ** મનમાં બહુ મલકાવા લાગ્યો કે **ઝુબૈદીને** ખૂબ ચટપટ લાગેલી છે. પણ **મશરૂરપર** તો **ઝુબૈદી** રાગે ભરાઇ હતી તેથી તેનાં તો મોતિયાંજ મરી ગયાં હતાં. એ તો જેમ તેમ કરી **કાલિફ** અને એ બંને સમજી જાય તેમ કરવા લાગ્યો. પણ જ્યારે **ઝુબૈદીએ** દાઇને મોકલી ત્યારે તે ઘણો ખુશ થવા લાગ્યો, ને ધૈર્ય આણ્યું. તેના મનની એવી ખાત્રી હતી કે એ જે ખબર લાવશે તેથી પોતે સાચો ઠરશે અને એનાપરનો રાગ મટી જઇ પાછી પ્રીતિ ધશે.''

હવે પેલી બાજુએ **અબૂહુસન** જે બારીએ બેઠો બેઠો જોયા કરતો હતો તેણે રાજધાત્રીને દૂરથી આવતાં દીઠી, અને અટકળ બાંધી કે **ઝુબૈદી** તરફથી તે શોધ કરવા આવે છે. તુરત પોતાંની સ્ત્રીને બોલાવી કહેવા લાગ્યો કે "રાણીની ધાત્રી આવે છે ને તે ખરૂં શું તેની તપાસ કરવા આવે છે. ચલ જલદી કર ને મને ભોંય નાંખ. હવે નાટકનો વેશ ભજવવાની મારી વારી આવી છે." એમ બોલી તે ઓરડાની મધ્યમાં લાંબો છટ થઇ પડયો. તુરત **નૂઝાતુલઔદા** તે રાણીએ આપેલો કીનખાબનો કકડો ઓરાડયો અને તેના મ્હોંપર પાધ

મુકી. એટલામાં તે ધાત્રી ધસી ધસી પોતાનું કામ ઝટ કરી નાંખવાની હોંસથી આવી. ઓરડામાં પેસતાં જુવે છે તો **નૂઝાતુલઓદાત**ની આંખમાં અશ્રુ, વાળ છુટા, અને છાતી માથું કુટતી અને મર્મભેદક વિલાપ કરતી અસ્તવ્યસ્ત થયેલી પોતાના ધણીના માથા આગળ બેઠેલી દૃષ્ટિયે પડી. પેલી ભલી બુઢીઆ લાગલી તે જુઠી વિધવા પાસે ગઇ. પછી મોટા કરૂણ સ્વરથી કેહેવા લાગી, "મારી વ્હાલી **નૂઝાતુલઓદાત**, તારો પ્રિય પતિ, જેને તું આટલા વહાલથી ચાહતી હતી તેના મરણ માટે તું શોક કરે તેમાં હરકત કરવા હું કંઇ આવી નથી." એ સાંભળી પેલી ઢોંગી વિધવાએ મોટા કરૂણસ્વરે કહ્યું "માજી, તમો જુઓછો કે મારૂં આ કર્મ ફુટયું છે! મારો વહાલો **અબૂહુસન**, હાય હાય! મેં એવું શું પાપ કીધું કે તું મને મુકી ગયો? હાય હાય! હું તો તમારૂં બોલ્યું ઉપરનું ઉપર રાખતી હતી. હાયરે હાય! તમને એમ પણ વિચાર ન થયો કે રાંકડી **નૂઝાતૂલ-ઓદાત**નું શું થશે! બાઇ આપણા શેઠે ને મહારાણીએ મોટી મેહેરબાની કરી મારાં લગ્ન કરી આપ્યાં, તે **અબૂહુસન**, મારો વાહલો પોપટો આજે મને આમ રણમાં મુકી ગયો!!"

હવે ખોજા **મશરૂરે** જે વાત આવીને **કાલિફ**ને કહી હતી તેથી તદન વિપરીતજ હકીકત જોઇ આ બુઢિયા બહુ વિસ્મય થઇ. પછી તે રાગે ભરાઇને પોતાના હાથ ઉંચા કરી બોલી, "કાળા મોઢાનો **મશરૂર**, મુઆને મારી નાંખ્યો હોય તોએ પાપ લાગે નહિ! પિટયાએ આવીને જરેજર જુઠી વાત ઠોકી પાડી ને મારી રાણી અને મહારાજા વચ્ચે જુઠું બોલી કજીઓ સળગાવ્યો છે! રડયો ચોરનો ચોર! ફાટી મુવાને લાજ પણ ન આવી ને કહેવા લાગ્યો કે, દીકરી, 'તું મરણ પામી છે ને **અબૂહુસન** સારી પેઠે છે'." **નૂઝાતૂલઓદાત** બોલી; "માજી, ઈશ્વરે દયા કરી ને એમ કરયું હોત તો ઠીકજ તો. મારો રંડાપો જાત અને મારા પોપટડાનો શોક ન કરવો પડતે." એટલું બોલી મોટે મોટે ચીસાળીઓ નાંખી અધિક અધિક શોક કરવાને હાય વરાળ કરવા મંડી ને સજ્જડ કરૂણજનકવેશ ભજવ્યો.

આ બુઢિયા એના ઢોંગથી એટલી તો ગદગદિત થઈ ગઇ કે તે પણ એની પાસે બેઠી ને રડવા લાગી. પછી આસ્તે રહીને **અબૂહુસન**ના મોંપરની પાઘ ખસેડી ચાદરનો છેડો ઉંચો કરી એનું મોંઢું જોયું. પછી પાછો છેડો ઢાંકી દઇ તે બોલી, "અરેરે ભાઇ **અબૂહુસન**! ઇશ્વર તારી

સદ્દગતિ કરશે." પછી **નૂઝાતૂલઐાદાત**ને કહ્યું, "બેટી જાઉંછું, જવાનું મન તો થતું નથી પણ શું કરૂં, મારાથી ઝાઝીવાર થોભાય તેમ નથી. મુવા પેલા કાળિયાએ આવીને એવુંજ જુઠું મહારાણી આગળ ભેરવી માર્યું કે, તુંજ મરણ પામી છે અને વળી મુઓ મહારાજના પગપર હાથ મુકે છે તેથી મારે જલદી જઈ, બાઇ સાહેબ **ઝુબૈદી**ની ચિંતા નિવારણ કરવાની છે. હવે હું જાઉછું."

એટલું બોલી તે ધાત્રી નિકળીને ગઇ ને તે પાછી આવનાર નથી એમ ખાત્રી થયા પછી **નૂઝાતૂલે** તુરત પાછી આવીને આંખો લુછી નાંખી અને **અબૂહસન**ને ઉઠાડયો. પછી બન્ને જણ બારીની નજીકના કોચ ઉપર જઇ બેઠાં ને આગળ શું બનાવ બને છે તે જોયા કીધું, કે જેવો વખત આવે તે પ્રમાણે વર્ત્તાય.

એટલામાં પેલી ધાત્રી પણ જેમ બન્યું તેમ ધસમસતી રાજવાડામાં **ઝુબૈદી** પાસે ગઇ. જાતે ડોકરી અશકત હતી, પણ એક તો મહારાણી પોતાની હોડમાં જીતે અને બીજું પોતાને બક્ષીસ મળવાની હતી તેથી એના ટાંટિયામાં બમણો કસ આવ્યો, એટલે હાંફળી ફાંફળી રાણીના ઓરડામાં દોડી. પછી જે જે દીઠું હતું તેનું વર્ણન રાણીશ્રી સમીપ, જોયા પ્રમાણે વર્ણવી ગઈ. આ ધાત્રીનું વૃત્તાંત **ઝુબૈદી**એ મોટા સંતોષથી સાંભળ્યું અને તે સઘળું બોલી રહી એટલે જાણે પોતાની જીત થઇ ગઈ હોય તેવે સાદે, મોટા આનંદથી તે બોલી, "જા જઇને મહારાજને બધું ફરીથી કહી સંભળાવ; કેમકે એ તો આપણ બધાંને જાણે ઘેલાં ધારે છે અને એવું કબુલ કરાવવા માંગે છે કે જાણે આપણને તો ધર્મનો કે ઈશ્વરનો કોઇનો ડરજ નથી. અને પેલા ચંડાળ કાળા મ્હોડાનાને તારી સઘળી વાત કહે કે મુવો શું મ્હોડું લઇને જુઠું બોલ્યો હતો!"

**મશારૂરે** તો આશા રાખી હતી કે **કાલિફ**ની ધાત્રીની ખબર એના લાભમાં ઉતરશે પણ જ્યારે તે આશા એકાએક નિષ્ફળ થઇ ને હકીકત બીલકુલ ખોટી પડી ત્યારે તેનું મ્હોડું શ્યામ થઇ ગયું. **અબૂહસન** જીવતો છે, ને તે નજરેનજર જોયું છે એવી ખાત્રી છતાં **ઝુબૈદી** રાગે ભરાઇ છે, ને આપણાપર કોપિત થશે તેવું ધારી તેનું કાળજું ધબકવા લાગ્યું. પોતાના મનનો ઉભરો **ઝુબૈદી** ઉપર તો ન કઢાય પણ પેલી ધાત્રી ઉપર કાઢવાને તે તલપાપડ થઇ રહ્યો. તેણે ધાર્યું કે રાંડ દદાએ આ બધી બનાવટ કીધી છે, તેથી રાગે ભરાઇ ધાત્રીને કહેવા લાગ્યો, "રાંડ ડોકરી, જુઠી, કૃત્યા,

તારો એકપણ બોલ સાચો નથી. મેં નજરો નજર **નૂઝાતુલઓદાતને** ઓરડાની વચોવચ પડેલી દીઠી છે તે ખોટું કે?"

એટલાજ ક્રોધથી તે ધાત્રી કહેવા લાગી, "રડયા કાળા મોંના! તું જાતેજ સાત જુઠાનો એક જુઠો છે. હું નજરોનજર હમણાજ જોઈને આવી છું કે **અબૂહુસનને** ઓરડામાં ભોય નાંખ્યો છે ને એની વહુ જીવતી બેઠી છે, છતાં તું મને જુઠી પાડવા માંગે છે! પિટયા જીભ સંભાળ." **મશરૂર** બોલ્યો, "મેરમેર દુષ્ટા, હું જુઠો નથી, તુંજ બધાંને ભલતું ભલતું બોલી વધારે ભુલાવામાં નાંખે છે."

ધાત્રી બોલી, "અરે આ કેવું બેશરમીપણું છે! હું મારી આંખે જોઈને ચાલી આવું છું તે પ્રમાણે મહારાજા અને મહારાણી આગળ કહું છું તેમાં તેમની સમક્ષજ મને તું જુઠી પાડવા માંગે છે એ કેવું ઉદ્ધતપણું!" **મશરૂર** બોલ્યો, "દદ્દા, ચૂપ રહે, બહુ બકવા નકર. તને ઘેલછા લાગી છે તેથી આમ બકે છે, બીજું કંઇજ નહિ!"

**મશરૂરે** **ઝુબૈદીની** આમન્યા ન રાખી અને બેઅદબીથી બિચારી ધાત્રીની અવગણના કરી તેથી તે પુષ્કળ રાગે ભરાઇ, તેનો મીજાજ છેક જતો રહ્યો. **મશરૂરે** ધાત્રીને બોલવા ન દીધી ને ધૂળ ઝાટકી તેથી તે **કાલિફને** ગુસ્સાથી કહેવા લાગી "શું આપણે બન્ને બેઠાં બેઠાં જોયા કરવું ને એ શું એટલો આપણે માથે ચઢી જઇ આપણી અવગણના કરે! એને માટે આપ શું કરવા માંગો છો! મને ઇનસાફ આપવો જોઇયે." એટલું કહી આગળ બોલાયું નહીં એમ જણાવી સ્ત્રીચરિત્ર ભજવવા તે રડી પડી.

**કાલિફ** આ સઘળું સાંભળ્યાજ કરતો હતો. તેણે વિચાર્યું કે આ શી ગુંચવણ છે! તેણે ઘણીવાર સુધી તો વિચાર કર્યા કીધો કે એકબીજાની બોલીમાં આટઆટલો ફરક કેમ? મહારાણી પોતે, દાસીઓ, **મશરૂર** અને બીજાં સર્વે, જે નજીક હાજર હતાં તે થાંભલા જેવાં થઇ સર્વે ગભરાવા લાગ્યાં ને શૂન્યમુઢ થઇ ગયાં. છેવટે **કાલિફ** **ઝુબૈદીને** કહેવા લાગ્યો "**ઝુબૈદી**, મને હવે સ્પષ્ટ દીસે છે કે આપણ બધાંજ જુઠાં છિયે; તેમાં પેહેલો હું ને પછી તું, પછી **મશરૂર** ને છેલી આ ધાત્રી! તેમ નહીં તો આ પૈકી કોની વાત સત્ય માનવી ને કોની ન માનવી તે નક્કી નથી કેહવાતું. મને બીજો કોઇ રસ્તો સુઝતો નથી, પણ આપણે સર્વેએ જાતેજ જઇને પાકી ખોજ લાવવી. એ શિવાય આનો નિવેડો બીજો નથી."

એટલું બોલી **કાલિફ** ઉઠીને ઉભો થયો, તેની પાછળ મહારાણી

પણ તૈયાર થઇ. મશરૂર દરવાજા ઉઘાડવા આગળ થયો. તે બોલ્યો, "મહારાજ! આપે આ રસ્તો લીધો તેથી મને ઘણો આનંદ થયો છે; અને જ્યારે ખુલ્લેખુલ્લું માલમ પડી આવશે કે આ ધાત્રી, મેં જેમ કહ્યું છે તેમ શુદ્ધ ઠેકાણે રાખ્યા વગર બોલે છે, તે ખરૂં ઠર્યાથી એથી પણ ભારે આનંદ થશે. અગરજો કમનશીબે મારૂં એ બોલવું થયું તેથી રાણી સાહેબ કોપાયમાન થયાં છે, એટલે વધુ નથી બોલતો, પણ આટલું તો સત્યજ છે કે એ દદાનું બોલવું એને પાલવે વળગાડીશ ને પુછીશ કે કોણ જુઠું?"

તે ધાત્રી તુરત પ્રત્યુત્તર વાળવાને પાછી હઠે તેવી નહોતી. તે ઝટ બોલી ઉઠી, "મુંગો રહે કાળા મ્હોંના, તારીજ શુદ્ધ ઠેકાણે નથી." પરંતુ મશરૂરે વિના કારણ પુનઃ ધાત્રીની આમ નિર્ભાવના કીધી તેથી ઝુબેદી-નો મીજાજ હાથમાં ન રહ્યો. તે બોલી, "મુવા ગુલામડા! બોલ જેટલું બોલાય તેટલું, તારો એક બોલ હું માનતી નથી; તું શું કહે છે? હુંજ કહું છું કે મારી ધાત્રી સાચીજ છે." તેના ઉત્તરમાં મશરૂરે કહ્યું, "માતાજી, જો ધાત્રી કહે છે કે નૂઝાતુલ ઔદાત જીવતી છે ને અબૂ-હસન મરી ગયો છે એ વાત ખરી ઠરે તો જે કહે તે શરત કરવા તૈયાર છું." દાઈ પણ એની પેઠે શરત કરવા તત્પર હતી, તેથી ઝટ બોલી, "હા હા, તુંજ કહે, તે શરત મારે કબુલ છે, કોણ નાપાડે છે?" મશરૂરે પોતાનું વચન પાળ્યું; અને કાલિફ અને મહારાણીને મધ્યસ્થ રાખી એક બુટ્ટેદાર સોનેરી કીનખાબનો તાકો હોડમાં મુકયો.

અબૂહસન તથા નૂઝાતુલઔદાતનો મેહેલ કાલિફના મેહેલની સામાંજ હતો. કાલિફ, મહારાણી, મશરૂર અને દાસીઓ વગેરે સઘળું મામેરૂં નિકળ્યું, ને અગરજો તે દૂર હતું તોપણ અબૂહસને બારીમાંથી દીઠું. એ દેખાવ નીહાળી પોતાની સ્ત્રીને તે કહેવા લાગ્યો કે એ લોકો સોવસા તો અહીંજ આપણે દર્શને પધારે છે. નૂઝાતુલ ઔદાતે તુરત બારીમાંથી જોયું; ને તે તેમની તરફ આવેછે તેથી ઘણી ભયભીત થઇ બોલી, "હાય, હાય! હવે કેમ કરશું, માર્યાં તો!" એ સાંભળી જરાપણ ન ગભરાતાં સ્વસ્થપણે અબૂહસને કહ્યું, "અરે ડરે છે શેની! ગભરાય છે શું કામ, મેં યુક્તિ કહી તે વિસરી ગઈ એટલામાંજ કે? જેમ આપણે વારાફરતાં મૂવાનો ઢોંગ કીધો છે તેમ હવે ચાલો આપણે બંનેજણાં સાથે મરી જઈએ. એ સર્વ ત્યાં આવશે તેટલામાં તો આપણે મરી જઇશું!" એમ કહી પેલી રાજસ્વારી ધીરી

ધીરી આવતી હતી એટલામાં ચાદરમાં લપેટાઇ રાજવાડામાંથી આણેલો કીનખાબ અંગપર ઓઢી લાંબાં થઈ દિવાનખાનાની મધ્યમાં બન્નો સુઇ ગયાં. અને સઘળું મામેરૂં આવી પોહોંચે તેની વાટ જોતાં રહ્યાં.

અહિંયાં આવતાં સુલતાન બોલ્યો, "**શેહેરાજાદી**, વહાલી પુતળી, હવે હસવાનું બંધ કરશે કે નહિ? મારા તો પેટમાંનું છઠ્ઠીનું ધાવણુ પણ નિકળી ગયું છે." "મહારાજ હવે છેલ્લુંજ હસી લ્યો. વધારે નહિ હસાવું. વાત આવી રહી છે;" સુલતાનાએ કહ્યું. "હં એમ કે, ત્યારે ઠીક ચલાવ."

પછી સઘળી મંડળી દ્વારપર આવી. **મશરૂર** આગળથી આવ્યો, તેણે પેહેલાં બારણું ઉઘાડયું, અને **કાલિફ** અને મહારાણી પ્રથમ દાખલ થયાં. પછી તેના સેવકો સઘળા પૂઠે, મૂખ્ય ઓરડામાં દાખલ થયા. ત્યાંનો દેખાવ જોઇ સર્વે કંપી ગયાં, ને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું; ને સર્વે સ્તબ્ધ થઇ ગયાં. આ શું બન્યું છે તેનો તર્ક કોઇને આવ્યો નહી. તેઓ શોચનામાં પડયાં કે આ શું થઈ ગયું. આખરે **ઝુબેદી** બોલી, "હાય હાય! બંનો બિચારાં મરી ગયાં છે!" **મશરૂર** અને **કાલિફ** બંને તરફ ફરીને કહેવા લાગી, "જોયું, તમારા આગ્રહનું ફળ? મારી વહાલી **નૂઝાતૂલ** મરી ગઇ છે એવું કબુલ કરાવવા તમે ઘણું કીધું તે હવે હું જોઉછું કે ખરૂં પડયું. **નૂઝાતૂલ ઓદાતે** જરૂર પોતાના સ્વામિના મરણુ દુઃખથી આપઘાત કીધો હશે." એ સાંભળી **કાલિફ**, જે જુદુંજ માનતો હતો તે બોલ્યો, "છીઃ એમ નથી. એમજ કહોની કે **નૂઝાતૂલઓદાત** પેહેલી મરણુ પામી ને પોતાની પ્રિયપત્નિના શોકમાં **અબૂહસને** દેહત્યાગ કીધો! એ બેગમ સાહેબ, તમે એજ પકડું જાણો, બેશક તમે ફસ્યાં! તમો હાર્યાં ને હવેથી ચિત્રગૃહ મારૂં થયું."

**કાલિફે** ખોટી પાડયાથી તપી જઇ **ઝુબેદી** બોલી, "રાખો રાખો, એમ કદિ નહિ થાય. તમે હાર્યાછો. તમારી વિલાસવાડી મારી થઇ છે. **અબૂહસન** પ્રથમ મરી ગયો છે. મારી ધાત્રી **નૂઝાતૂલઓદાતને** પોતાના ધણી માટે શોક કરતી પ્રત્યક્ષ જોઇ ખબર લાવી હતી અને હું પણુ કહેતી હતી કે **અબૂહસન** મરી ગયો છે ને તેની સ્ત્રી વિલાપ કરે છે." **કાલિફ** અને **ઝુબેદી** વચ્ચે તકરાર થતાં **મશરૂર** અને ધાત્રી વચ્ચે પણ સળગી. તે બંને જણુ હોડ જીત્યાનો દાવો કરવા લાગ્યાં તે એટલે સુધી કે આખરે ગાળા ગાળીપર આવી ગયાં કે સામસામાં ગાળો ભાંડવા ને મુક્કા ફફડાવવા લાગ્યાં!

છેવટે બંનો પક્ષનો વિચાર કરતાં કાલિફે નક્કી કીધું કે જેટલું મારી વાત મને ખરી માનવાને કારણુ છે તેટલુંજ ઝુબૈદીને પોતાની વાત ખરી માનવાને કારણુ છે; તેથી હવે નક્કી કરવાનું અશક્ય થઇ પડયું છે ખરૂં. પણુ આમ નક્કી કરવામાં અડચણુ આવી તેથી કાલિફને બહુ માઠું લાગ્યું. પછી તે પ્રેતની નજીક જઇ માથા આગળ બેઠો અને આજુ બાજુ તપાસ કરવા લાગ્યો કે ઝુબૈદી ઉપર જીત મેળવવાનું કંઇ જડી આવે. પછી તેણે કહ્યું કે "આ બેમાંથી કોણુ પેહેલું મરી ગયું એવી જે ખાત્રીભરી ખબર મને આપે તેને મારે હજાર સોના મોહોર આપવી એવી પ્રતિજ્ઞા છે."

આટલા શબ્દ કાલિફના મ્હોંમાંથી નિકળ્યા કે તુરત અબૂહસન કીનખાબ ઓઢયો હતો તેમાંથી બોલ્યો, "મહારાજાધિરાજ! હું પેહેલો મરી ગયોછું માટે લાવો હજાર સોના મોહોર." એટલું બોલી ઝટ કીનખાબનું વસ્ત્ર કહાડી નાંખી ઉભો થઇ કાલિફને પગે પડયો. તેની સ્ત્રી પણુ તેવીજ રીતે ઝુબૈદીને પગે પડી; પણુ મર્યાદા માટે બુરખો રાખ્યો. પેહેલાં તો મહારાણી આ ચમત્કાર જોઇ થરથરી ગઇ, ને મોટેથી ચીસ પાડી, તેમજ સર્વને પણ અધિક ભીતિ ઉત્પન્ન થઇ; પણુ કાલિફા જરા સ્વસ્થ થઈ એટલે પોતાની વહાલી દાસી પાછી ઉઠી તે જોઇ એટલોજ હર્ષ થયો કે જેટલી તેને મરી ગયલી સાંભળી ઘણી દિલગીરી પેદા થઇ હતી. તે તેને કહેવા લાગી, "અરે દુષ્ટ નૂઝાતુલઓફાત, રે ભુંડી! તારે માટે મારે કેટલું દુઃખ સહન કરવું પડયું. પણુ જા તું જીવતી છે એ જાણી તે સઘળું માફ કરૂં છું."

અબૂહસનનો અવાજ સાંભળી કાલિફ એટલો બધો વિસ્મય પામ્યો ન્હોતો. બન્નોએ પોતપોતાનાં વસ્ત્ર દૂર નાંખી દીધાં ને અબૂહસનને થંડે પેટે કેહેવા પ્રમાણે હજાર સોના મોહોર માગતો સાંભળી વિચાર કીધો કે આ હકીકત સ્પષ્ટ થતાં તો હસી હસીને મરી જવાનાં, ને એનોજ વિચાર કરતાં તે ખુબ હસ્યો. પછી તે કહેવા લાગ્યો, "અબૂહસનજી, તમે તો આજે પરાકાષ્ટ કીધી છે, તમે બન્ને જણે મળી હમને હસાવી હસાવી મારી નાંખવાંનો ઠરાવ કીધો છે કે શું? મને અને ઝુબૈદીને ઉચમૂચ આમ ડીંગ કરવાની યુક્તિ તમને કયાંથી સુજ પડી?"

અબૂહસન બોલ્યો, "મહારાજ, હું આપને બધુંજ નિવેદન કરી દઉંછું, કંઇ છુંપું રાખનાર નથી. તો સાંભળો મહારાજ; આપને માહિતજ

છે કે સારૂં સારૂં ખાવું ને સારૂં સારૂં પીવું એવા એશઆરામની તો મને પૂર્વેથીજ મ્હોટી આદત પડી ગઇ છે. તે આદત આપે જે સ્ત્રી મને આપી છે તેનાથી ઉલટી અધિક થઇ, પણ ઘટી નહિ. હવે કરવું શું? મહારાજ હમારો સ્વભાવ જોઇ સેહેજેજ કળી શકો કે હમારા જેવા તો જાગીરની જાગીરો ઉડાવી દે. માટે ઝાઝું લંબાણ ન કરતાં કહું છું કે આપે જે જે આપ્યું હતું તે ઉડાવી દેવામાં કંઈ આડો હાથ રાખ્યો નહીં. આજે પ્રભાતમાં હમારા મોદીનો અમે હીસાબ કીધો, તેણે જે જે હમને મોકલાવ્યું હતું તે તપાસી જોઇ નાણું ચુકવ્યાં તો એક પૈ બચી નહીં. સર્વ નાહી ધોઇ પરવાર્યાં હતાં એથી ઘણો ખેદ થયો ને હવે કેમ કરવું તેનો વિચાર કીધો.ત્યારે જે બન્યું તે બન્યું પણ હવે પછી એથી પણ સારી રીતે કેમ રહેવું તે સંબંધી વિચારો ઘુંટાવા માંડયા ને હજાર હજાર યુકિતઓ સુઝી, પણ ધ્યાનમાં એકે ઉતરી નહીં. છેવટે, આપના મોં આગળ આવાં ભુખડુંબારસ થઇ ઉભાં રહીએ તેની તો ઘણી શરમ લાગી અને આપની પાસે હૈયું ખોલવાની તો હિમ્મત ચાલી નહીં; ત્યારે આપને મોજમઝા કરાવી હમારૂં દુઃખ દૂર કરવા આ ઢોંગ કીધો, તેને માટે હમને ક્ષમાદાન દેશો.

**અબૂહુસને** નિખાલસ મનથી સર્વે હકીકત કહી તે સાંભળી **કાલિફ**ને ઘણો સંતોષ થયો. અને **ઝુબેદી** રાણી ઉભી ઉભી સઘળું સાંભળ્યા કરતી હતી તે **અબૂહુસન**ની યોજના ઉપર વિચાર કરી પુષ્કળ હસવા લાગી; ને પછી તો અટહાસ છુટયો. **કાલિફ** આ નવાઇ જેવું કૌતક નિહાળી હજી હસી રહ્યો નહોતો તોપણ ઉઠીને ઉભો થયો અને **અબૂહુસન** અને તેની સ્ત્રી **નૂઝાતૂલઔદાત**ને કહેવા લાગ્યો, "ચાલો મારી સાથે, તમોને જીવતાં જોયાં તેની ખુશાલી દાખલ કબૂલ કરેલી હજાર સોનામોહોર આપું છું." **ઝુબેદી**એ પોતાની ઇચ્છા જણાવી કે "મારી **નૂઝાતૂલઔદાત**ને પણ એટલાજ કારણસર હજાર સોના મોહોર મળવી જોઇએ. પણ તે હું આપીશ." એમ કહી પોતાના પદરથી **ઝુબેદી**એ **નૂઝાતૂલઔદાત**ને હજાર સોના મહોર અપાવી આ કૃત્યથી **અબૂહુસન** અને તેની સ્ત્રી **કાલિફ હરૂન અલરશીદ** અને મહારાણી **ઝુબેદી**નાં લાડીલાં થઈ રહ્યાં અને તેમની કૃપાથી સારી પેઠે અમનચમનમાં દહાડા કહાડયા.

"લાડલી," સુલતાને કહ્યું; "તેં તો ખૂબ ગમ્મત કરાવી દીધી છે. **કાલિફ** ને **ઝુબેદી** સાથે જો આ વેળા **અબૂહુસન** મારી સમક્ષ હોત તો એક હજાર સોના મહોર આપી દેત. પણ તે નથી તો તું તો છે, લે મારો

આ હિરાજડીત હાર," એમ બોલી પોતાની કોટની માળા **શેહેરજાદી**-ની ડોકમાં પેહેરાવી. "મહારાજ, પ્રાણનાથ," ઘણા પ્રેમ ભર્યા મટકાથી **શેહેરજાદી** બોલી, "તમારી તો મજપર કૃપા છેજ કેની ? પણ હવે પછી હું તમને એવી વાર્ત્તા કહીશ કે તેના જેવી ચમત્કારી વાર્ત્તા તમોએ કદીપણ સાંભળી નહોય." "બેશક તું કહે છે તે ખરૂં હશે, તારી એકેક વાર્ત્તા એકેકથી વધારે અણમોલ છે. ચાલ હવે નિમાજ પઢીએ." "જેવી નાથની આજ્ઞા." એમ બોલી સર્વે ધંધે લાગ્યાં.

---

# અલ્લાદિન અથવા અદ્ભુત દીવાની વાર્ત્તા.

---

અરૂણોદય થયા પેહેલાં **દીનારજાદીએ** પોતાની બેહેન **શેહેરજાદીને** કહ્યું કે, "બેહેન, પેલી અદ્ભુત વાર્ત્તા જે કહેવાની છે તે હવે ચલાવની, જો પૂર્વની અંદર સૂર્યનારાયણ પોતાનું દર્શન આપવા તૈયાર થયો છે." **શેહેરજાદીએ શેહેરીયાર** સુલતાનની આજ્ઞા લઇને નીચે પ્રમાણે વાર્ત્તા શરૂ કીધી. તે બોલી કે, મહારાજ !

ચીન દેશમાં એક વિશાળ અને ફળદ્રુપ, જેનું નામ હાલ મને યાદ આવતું નથી તેવો એક પ્રાંત હતો. તેના એક નગરમાં **મુસ્તફા** નામનો એક દરજી રેહેતો હતો. તે એવો તો ગરીબ હતો કે પોતાનું નાનું સરખું કુંટુંબ, જેમાં માત્ર એક સ્ત્રી ને એકજ પુત્ર હતો તેનો ઉદરનિર્વાહ કઠાવતિએ કરતો હતો. એક દિવસની કમાણીથી એક દિવસ પુરો થતો ન્હોતો. પોતાના ધંધા કરતાં તેને બીજી માહિતી નોહતી.

એ દરજીના પુત્રનું નામ **અલ્લાદિન** હતું. તેને કંઈજ કેળવણી આપવામાં આવી ન હતી; અને તેથી સ્વચ્છંદીપણે વર્તવા દેવાથી સઘળ કુછંદો વળગ્યા હતા. તે પોતાનાં માતપિતા સાથે એવો હઠીલો, દુષ્ટ, અને અનાજ્ઞાંકીત હતો કે, જ્યારે તે મ્હોટો થયો ત્યારે તેઓ તેને ઘણીખરી વાર ઘરમાંથી કહાડી મુકતાં. રોજ સવાર પડે કે ઘરમાંથી પલાયનઃ કરી જાય અને એનાજ જેવા નઠોર છોકરાઓની સાથે ચકલે ચકલે ને શેરીએ શેરીએ ભટકી ભટકીને દહાડો પુરો કરતો.

જ્યારે મોટો થયો અને કંઇ ધંધો રોજગાર શિખવાને લાયક થયો ત્યારે એનો બાપ એને બીજું કશું શિખવી શકયો ન્હોતો તેથી તેને પોતાની દુકાને બેસાડી સીવતાં શિખવવાનો ઠરાવ કીધો; પણ છોકરો જાતે ચગડોળ હતો તેથી ધમકી કે શિખામણ કશાને પત કીધું નહીં. કામપર ધ્યાન આપે તેવું કરવાને એના બાપના પુષ્કળ પ્રયત્નો નિષ્ફળ ગયા; કેમકે એના બાપની પુંઠ ફરી કે **અલ્લાદિન** સટકયોજ છે, એટલે પછી તેટલો તે દિવસ તો પાછો હાથ આવેજ શાનો! **મુસ્તફા** તેને મારી મારીને પણ થાકયો, કદિ કદિ ઉત્તમ શિખામણ દીધી, સમજુતી દીધી, પણ કંઈ નહિ. અને જોયું કે એ કંઈ સુધરે તેવો નથી ત્યારે આખરે નિરાશ થઇ રઝળતો મુકયો; ને "મુવો" કરીને મન વાળ્યું, પણ તેને સુધારી શકયો નહીં. તેનો ઝુરાપો કરવા લાગ્યો ને તેથી તે માંદો પડયો અને ઝુરાપામાં ને ઝુરાપામાં થોડા દિવસમાં દેહ તજ્યો.

એની માએ જોયું કે છોકરો કંઇ બાપનો રોજગાર ચલાવે તેવો નથી; તેથી દુકાન બંધ કીધી અને તે માંહેલું રાચરચીલું વેચી સાટી જે પૈસા આવ્યા તેમાંથી રોજ રેંટીઓ કાંતી તે વડે પોતાનું તથા પોતાના છોકરાનું ગુજરાન ચલાવવાનો વિચાર કીધો.

**અલ્લાદિન**ને હવે એના બાપની બ્હીક તો રહીજ નહીં અને એની માને તો ગણકારતોજ ન્હોતો, કેમકે તે તો જરા ધમકાવે તો લાગલોજ સામી ગાળ દેતો એટલે હવે તે નફ્કરો સાંઢ જેવો મતબાલો થઇ રખડવા લાગ્યો. પોતાના સમવયી દુષ્ટાચરણવાળા કેટલાક છોકરાઓ સાથે તે નિરંતર ગામમાં રઝળવા લાગ્યો. આવી રીતે પંદર વર્ષનો થયો ત્યાં સુધી ચલાવ્યું. ધંધારોજગારપર કદિપણ મન લગાડવાનું સુઝયું નહિ. જ્યારે મોટા થઇશું ત્યારે શું થશે એવી કંઈજ ફીકર એના મનમાં થઇ નહીં. આવી રીતે પોતાના સરખા રઝળતા સોબતી ભેળો એક દિવસ હંમેશની માફક ખેલતો હતો તેવામાં એક પરદેશી મુસાફરની નજરે તે પડયો. **અલ્લાદિન**ને જોતાંજ તે પરદેશી સ્થંભી રહ્યો, ને કંઇ વિચાર કરવા લાગ્યો.

આ પરદેશી મુસાફર જાદુગર હતો અને તે આફ્રિકાના જાદુગરના નામથી પ્રખ્યાત ને વિખ્યાત હતો. જાદુવિદ્યામાં તે મોટો પ્રવિણ ને નિષ્ણાત હતો. ચિનમાં તેને **શિદી** જાદુગરના નામથી ઓળખતા હતા. હજી આ નગરમાં આવ્યાને એને બે દિવસ માત્ર થયા હતા.

આ **શિદી** જાદુગર સામુદ્રિક લક્ષણ જાણવામાં બહુ નિપૂણ હતો.

તેથી તેણે **અલ્લાદિનને** જોઇ પોતાના ધારેલા કાર્યની સિધ્ધિ એનાથી થશે એવું એની મુખમુદ્રા નિહાળી નક્કી કીધું. તે જે અત્રે ઘણો લાંબો પ્રવાસ કરી આવ્યો હતો, તે જેવા તેવા કામ માટે નહોતું. પણ તે હેતુ કોઈને જણાવ્યો નહોતો. **અલ્લાદિનને** જોતાંજ, તે કોણ, એના કુટુંબની હકીકત વગેરે બારીકીથી શોધી કાઢયું; અને એ શું કરે છે વગરે સર્વે પુછી લીધું. જે જે હકીકત એને જાણવી હતી તે સઘળુ પુછી લઇને તે તરત તેની નજીક ગયો અને એના સાથીઓથી દૂર ખેંચી લઇ જઇ કહેવા લાગ્યો, "ભાઇ, તારા બાપનું નામ **મુસ્તફા** હતુંની? અને તે દરજીનો ધંધો કરતો હતો, કેમ વારૂ?" **અલ્લાદિને** જવાબ દીધો, "હાજી, તે તેજ ધંધો કરતો હતો, પણ તેને મરી ગયાને આજ બહુ સમય વિતિ ગયો છે."

એ બોલવું સાંભળી પેલા જાદૂગરે **અલ્લાદિનના** ગળામાં હાથ નાંખી આંખમાં અશ્રુ લાવી ઘણીકવાર ચુંબન કીધું. એના નેત્રમાં આવેલાં અશ્રુ નિહાળી **અલ્લાદિન** પુછવા લાગ્યો, "તમો રડો છો શા માટે?" પેલા **શિદી** જાદૂગરે દીર્ઘ નિશ્વાસ મુકી જવાબ દીધો, "હું રડું નહીં તો શું કરૂં? આ સમાચાર હું કેવી રીતે સહન કરી શકું? હું તો તારો કાકો થાઉં ને તારા પુજ્ય પિતા તે મારા ભાઇ થાય. મારે ને તેને અતિશય પ્રીતિ હતી. હું તો ઘણાં વર્ષ થયાં પરદેશ ગયો હતો તે પુનઃ તેને મળવાની આશાથી પાછો આવ્યો હતો, પણ તું કહે છે કે તે તો મરી ગયો, હવે શું કરૂં? તે સુખ મારા નસીબમાં નહિ; હવે મારૂં મન કેમે શાંત થનાર નથી. રે રે, મારી સર્વ આશા ભંગ થઇ ગઇ, હું હવે એને કયાં જોઇશ? પણ ભાઇ, દુઃખમાં સુખ એજ છે કે તને જોઇને મારી આંખો ઠરે છે. તારો ચેહેરો મારા ભાઇને એટલો તો મળતો આવે છે કે તને જોતાંને વારજ મને શક ગયો કે તું મારો ભત્રિજોજ હશે, ને તે શક ખરો પણ પડયો." પછી પોતાની ઝોળીમાં હાથ ઘાલીને **અલ્લાદિનને** પુછયું કે, "તારી માતુશ્રી—મારી ભાભી કયાં રહે છે?" અને તેણે તે કહ્યું એટલે તેના હાથમાં થોડીક સૂવર્ણ મ્હોરો મુકી દઇ કહ્યું, "બેટા તારી માતાને જઇને કેહેજે કે મારા કાકાએ યથાયોગ્ય કહ્યા છે ને તેવણુ કાલે સવારે તમને મળવાને આવશે. હું જોઉં તો ખરો કે મારો ભાગ્યશાળી ભાઇ કયાં ઘણા દહાડા સુધી રહ્યો ને કેવી રીતે મરણ પામ્યો—જે જોઇને પણ મને નિરાંત વળશે."

એટલું કહીને પેલો શિદ્દી જાદૂગર તરત ખોળે લીધેલા ભત્રિજાને મુકીને ચાલતો થયો અને અલ્લાદ્દિન પણ પોતાના કાકાએ આપેલા પૈસાથી ખુશ થતો દોડતો દોડતો ઘેર જઈ પોતાની માને કહેવા લાગ્યો, "મા, મા, મને કહે કે મારા કાકા છે?" તેની મા બોલી, "છી: દિકરા તારે કાકો એ નથી ને મામોએ નથી." અલ્લાદ્દિને કહ્યું "પણ મા મને હમણાજ એક મનુષ્ય માર્ગમાં મળ્યો તેની પાસેથી હું આવું છું. તેણે મને કહ્યું કે હું તારો કાકો થાઉં છું ને તારો બાપ મારો ભાઇ લાગે. અને મેં જ્યારે કહ્યું કે મારા બાપ તો મરણ પામ્યા છે, ત્યારે તે મોટેથી આક્રંદ કરવા લાગ્યો ને મને ચુંબન કરવા લાગ્યો. આપણા ઘરનું ઠરઠેકાણું પૂછ્યા પછી મેં બરાબર પત્તો આપ્યો. તેણે મને આ બધી મોહોરો આપી છે. તે જો." એમ બોલી પોતાની પાસેથી મ્હોરો કહાડી મોં આગળ મુકી કહેવા લાગ્યો કે "જો આ શું આપ્યું છે? અને મા, તેણે મને જતાં જતાં એમ પણ કહ્યું કે મારા રામ રામ તારી માને કહેજે ને જો મને પુરસદ મળશે તો કાલે સહવારે એને મળવાને આવીશ. મારે મારા ભાઇએ કીયા ઘરમાં દેહ મુકયો તે જોવું છે." એ સાંભળી તેની માતાએ જવાબ આપ્યો "હા, હા, ભાઈ, તારા બાપનો એક ભાઇ હતો ખરો, પણ તે તો ઘણા દહાડા થયા મરી ગયો છે ને બીજો હતો એવું હું તો જાણુતી નથી. તેમ તારા બાપે પણ કંઇ કહ્યું નથી."

આ મા દિકરો પુનઃ પુનઃ પેલા જાદૂગરની વાતજ કરતાં હતાં, બીજી વાતજ નહિ. બીજે દિવસે અલ્લાદ્દિનના કાકાએ તેને બીજાંજ છોકરાંઓ ભેળો બીજે રસ્તે ખેલતો દીઠો ને તેણે તેને આગળની માફક હાંક મારી તેડી કોટી કીધી ને તેના હાથમાં બે સોના મોહોર મુકી કહ્યું, બેટા, લે, અને એ તારી માને આપજે, ને કહેજે કે આજે સંધ્યાકાળે હું આવવાનો છું, માટે કંઇ વાળુ સારૂ તૈયાર કરી રાખજે. આ મોહોરોમાંથી સઘળો સરસામાન મંગાવજે, પણ પેહેલાં તું મને બતાવ કે તુ કયાં રહે છે. જેથી મને ઘર ખોળતાં વિલંબ લાગે નહિ."

પેલા જાદૂગરને પોતાનું ઘર દેખાડી, અલ્લાદ્દિને પેલી બે સોના મોહોર પોતાની માને લઇ જઈને આપી, અને કહ્યું કે, "મા, કાકા આજે રાત્રિયે આપણે ત્યાં વાળુ કરવા આવવાના છે." એ સાંભળી પેલી બાઈ તુરત વાળુનું ખાવાનું લેવા નિકળી પડી. તેની પાસે પુરાં વાસણ પણ નહોતાં તે આડોશીપાડોશીનાં માંગી લાવી, ને સારો દિવસ વાળુ સારૂ ભોજનનો



ભાભી તમે મને દીઠા નથી. (પૃષ્ઠ-૪૪૧)

સામાન તૈયાર કરવામાંજ ગયો. અને રાત્રે જ્યારે સઘળું તૈયાર થયુ ત્યારે પોતાના દિકરાને કહ્યું, "તારા કાકાને કદાચ ઘર નહીં જડશે, માટે જા તું તેમની નજરે પડે તેમ રસ્તામાં ફર ને મળે ત્યારે અહીં તેડી લાવજે."

અગરજો અલ્લાદિને પેલા જાદૂગરને ઘર તો બરાબર બતાવ્યું હતું, તોપણ પોતે જવાને તૈયાર થયો; પણ એટલામાંજ કોઈકે આવીને બારણું ઠોકયું. અલ્લાદિને દરવાજો તુરત ઉઘાડયો, ને પેલો જાદૂગર પોતાની સાથે ફળ અને મઘના શિશાઓ લઇને ઘરમાં આવ્યો.

પછી પોતે જે લાવ્યો હતો તે સઘળું અલ્લાદિનના હાથમાં આપી, પેલા જાદૂગરે તેની માને નમસ્કાર કીધો; અને પુછ્યું કે મારો ભાઇ મુસ્તફા કીયા મંચ ઉપર બેસતો હતો, તે જરા બતાવશો ? તે બતાવ્યો કે તુરત તેને સાષ્ટાંગ નમસ્કાર કરી ચુંબન કરવા મંડી પડયો ને રૂદન કરી વિલાપ કરવા લાગ્યો કે, "હાય, હાય, હું કેવો અભાગીયો કે મારાથી છેલ્લો મિલાપ પણ નહીં થયો. કેવું દુર્દૈવ !" અલ્લાદિનની માએ તેને તે ઉપર બેસવા કહ્યું, પણ તે બેઠો નહીં. તે બોલ્યો, "એમ કેમ થાય? હું અહીં એ સ્થાનક સન્મુખ બેસું છું કે તેથી અગરજો મને મારા ભાઇનો વિયોગ તો થયો, તોપણ એની બેસવાની જગ્યા નિહાળી, તેનું સંસાર સુખ જોઇ મારાં નયણાં તૃપ્ત કરીશ." પેલી વિધવા બાઇએ તેનો આવો આગ્રહ જોયો, એટલા માટે વધુ આગ્રહ ન કીધો ને કંઈ બોલી નહિ. અને તે જ્યાં બેઠો ત્યાં બેસવા દીધો.

પછી તે જાદૂગર પોતાની ઇચ્છામાં આવ્યું ત્યાં બેઠો ને અલ્લાદિનની મા સાથે વાતો કરવા લાગ્યો: "ભાભી, તમો મારા ભાઇ સાથે પરણ્યાં ત્યારપછી મને કદી દીઠો નથી તેથી તમને ઘણો મોટો અચંબો લાગશે. પણ વાસ્તવિક જોતાં એમાં આશ્ચર્ય મૂળેજ નથી. હું અને મારો ભાઈ બન્નેની જન્મભૂમી આજ દેશ છે. પણ એ દેશ છોડયાને મને આજ ચાળીશ વર્ષ થયાં છે. આટલો કાળ હું હિંદુસ્તાન, ઇરાન, અરબસ્તાન, સિરિયા, અને મિસર દેશ વગેરેનાં સુંદર અને મોટાં મોટાં શેહેરોમાં જઇ રહ્યો હતો. પછી હું આફ્રિકા ખંડમાં પ્રવાસે ગયો અને ઘણા દહાડા ત્યાંજ રહ્યો. પછી મને વિદેશમાં વિખુટા પડવાનો ત્રાસ છુટયો. એતો સ્વાભાવિક છે કે ગમે તેટલે દૂર દેશ ગયો હોય પણ મનુષ્ય માત્રને પોતાનું વતન સગાંવહાલાં અને ઈષ્ટ મિત્રો સાંભરી આવે; તેમ મને પણ સાંભરી આ-

ત્યાં ને મારા પ્રિયકર બંધુની અને ઇષ્ટ મિત્રોની ભેટ લેવાની આતુરતા થઇ. એ વિચાર થતાંજ મને એવી આતુરતા છુટી કે હવે કયારે મિત્રોને તથા બંધુને જઇ મળું. મેં જોયું કે એટલી લાંબી મુસાફરી કરવાની હજી મારામાં તાકાત છે, તેથી તુરત સઘળી સામગ્રી તૈયાર કરી હું ત્યાંથી નિકળ્યો; અને અહીં આવતા સુધીમાં કેટલા દહાડા વહી ગયા. શું શું વિપતો પડી ને શી શી મુશીબતો પડી તે હું કહેતો નથી; તોપણ મારા ભાઇના મરણની વાતે મને જેટલો દિલગીર કીધો તે કરતાં વિશેષ માઠો બનાવ બન્યો નહોતો. આહા! મારો ભાઇ, મને કેટલો વહાલો હતો! અને તે મારાપર કેટલી મમતા રાખતો હતો! આ તમારો છોકરો ઘણાંક છોકરાંઓ રમતાં હતાં તેમાંથી એનું મ્હોડું જોઇનેજ મેં ઓળખી કાઢયો કે એ મારો ભત્રીજો હશે, તાદૃશ્ય મારા ભાઇના જેવુંજ એનું રૂડું વદન છે. એણે તમને કહ્યું હશે કે કેવી રીતે મારા ભાઇના શોકકારક સમાચાર એને મ્હોડેથી આ મારા કાને પેહેલ વેહેલા સાંભળ્યા. પણ જે બન્યું તેને માટે ઇશ્વરનો પાડ માનું છું, કે મારા ભાઇની યાદદાસ્ત તેના પુત્રમાં સજીવ રહેલી છે; ને તે ક્ષણભર મને વિશ્રાંતિનું કારણ છે."

પછી પેલા જાદૂગરે જોયું કે તેના સ્વામીના સ્મરણથી **અલ્લાદિનની** માતા રોવા લાગી તેથી તેણે તુરત વાત ફેરવી નાંખી, અને તેના છોકરા તરફ ફરીને પુછવા લાગ્યો, ભાઇ તારૂં નામ શું? તેણે જવાબ દીધો, "મને **અલ્લાદિન** કહે છે." તે સાંભળી પેલા જાદૂગરે કહ્યું, "ઠીક **અલ્લાદિન**, ત્યારે તું શું કામ કરે છે? કંઇ ધંધો રોજગાર શીખ્યો છે કે નહિ?"

આ સવાલ સાંભળી **અલ્લાદિને** નીચું ઘાલ્યું, અને જ્યારે તેની માએ પ્રત્યુત્તર વાળ્યો કે **અલ્લાદિન** આળસુ ઠોઠ છે, ત્યારે તેને કંઇ થોડીક શરમ લાગી. તેણીએ કહ્યું, "રમવા જવામાંથી પરવારે ત્યારે કંઇ ધંધો શિખે કેની. એના બાપ જીવતા હતા ત્યારે એને કંઇ પણ ધંધો રોજગાર શિખવવાને બહુ પરાકાષ્ટા કીધી, પણ એમના મરણપર્યંત એ કંઈ શિખ્યો નહિ. તેમના મુવા પછી તો હું ગમે તે કહું તે કશાને ગણકારતો નથી ને નકામો તમે દીઠો તેમ સવારથી તે સાંઝપર્યંત છોકરાઓમાં રમતો ફરે છે, પણ હજી કંઈ સાન આવતી નથી કે હવે હું મોટો થયો, હવે કંઇ નાહાન નકહેવાઊં, તેથી ધંધો રોજગાર કરવો જોઇએ. હું કંઈ બોલું છું તો મને દમે છે. જો તમારાથી એ શરમાઇને એની ખરાબ ટેવ છોડશે નહીં તો પછી એ કદી પણ સુધરશે એવું મને લાગતું નથી. એ જાણે

છે કે એના બાપ ઉદરનિર્વાહ માટે કશું મુકી ગયા નથી, ને હું કાંતી પીંજીને જેમ તેમ કરી પુરૂં કરૂં છું. મેં તો હવે નિશ્ચય કીધોછ કે હવે હું એને એક દહાડો કહાડી મુકીશ, પછી એને ફાવે તેમ કરે. જોઇયે તો મુલકમાં ભિક્ષા માંગી ખાય."

આટલું બોલતાંજ **અલ્લાદિન**ની માની આંખમાં આંસુ આવ્યાં, અને પેલા જાદુગરે **અલ્લાદિન**ને કહ્યું કે, "ભાઇ એ કંઈ સારૂં નહીં. હવે તો તારે કમાવું જોઇએ, ને તારો ખરચ તારી મેળે કાઢવો જોઇએ, દુનિયામાં ઘણીએ જાતના ઉદ્યમ છે; માટે વિચારી જો કે કયો ઉદ્યમ તને મનગમતો છે. કદાચ તારા બાપનો ધંધો નાપસંદ હશે તોપણ કોઇ બીજો તો ગમશે? ચાલ તારા વિચાર મને કહે ને હું તે બર લાવવાને તને સહાયભૂત થઇશ. હં ચલ, બોલ તને કીયા ધંધાની હોંસ છે?" પણ તે જાદુગરે જોયું કે **અલ્લાદિન** કંઇ જવાબ આપતો નથી ત્યારે પોતેજ બોલ્યો, "કે જો તને કોઇ હસ્ત ક્રિયા નહીં આવડતી હોય તો તારે માટે એક દુકાન લઇશ ને તેમાં સુંદર તરેહ તરેહનું ઉનનું કાપડ ભરીને તને તે વેચવા બેસાડીશ. ને જે પૈસા આવે તેનું પુનઃ કાપડ લેજે ને તેમ કીધાથી તું માન આબરૂમાં રહેશે. માટે વિચાર કરીને મને કહે કે મેં જે કહ્યું તે તારાથી બનશે કે નહીં? તું જાણજે કે હું જે કહું છું તે પ્રમાણે હું હમેશ કરવાને તત્પર છું."

**અલ્લાદિન**ને કામ કરવું ગમતું નહોતું, પણ આવી દુકાનોમાં ઘણા ગ્રાહક આવે છે તેવું જાણતો હતો અને એવા દુકાનદારોને ઘણું માન પાન મળતું હતું તે સમજવાની એનામાં શક્તિ હતી, તેથી આ યોજના તેને ઘણી ઉત્કૃષ્ટ લાગી. તેણે પેલા જાદુગર કાકાને પોતાનો નિશ્ચય કહ્યો ને ઉપકાર માન્યો નેપછી મનમાંને મનમાંજ તે બોલ્યો, "આતો ઠીક છે. બીજા ધંધામાં કોણ કાળક્ષેપ કરે? આવો ધંધો હોય તો મઝા. મારી દુકાને ઉત્તમ પ્રતિનો માલ હોય તો પછી પુષ્કળ ગ્રાહકની ધમાલ પડે, ને વેપારે વસંતિ લક્ષ્મિ તેમ હું પુષ્કળ દોલતવાન થઇ જઇશ. પછી કમીના શું છે? હું રવાબબંધ પોષાક પેહેરી જઈશ, એટલે લોકોમાં મારો સત્કાર ઘણો વધશે." પછી તે જાદુગર કાકા પ્રત્યે બોલ્યો, "બીજા બધા ધંધા કરતાં એ મને વધારે પસંદ છે, અને તમો એટલો ઉપકાર કરશો તો ભારે પાડ માનીશ." જાદુગર કાકાએ કહ્યું, "જ્યારે એ ધંધો તને મનગમતો છે ત્યારે કાલે હું તને મારી સાથે તેડી જઈશ, ને એક સારા

વેપારીના જેવાં તને કપડાં પેહેરાવીશ અને પછી મોટમોટા વેપારીની દુકાને તેડી જઇશ; તે પછી એક દુકાન ઉઘાડવાનો વિચાર કરીશું."

પેલી બાઇ, જેને આ જાદૂગર પોતાના ધણીનો ભાઇ છે એવી ખાત્રી હજીસુધી થઇ ન્હોતી તે આ પ્રમાણે દિયરજી તરફથી થતી આગતાસ્વાગતાથી રંજીત થઈ ને સંદેહ મુક્ત થઇ! તેણે તેની ઉદાર યોજના માટે શુધ્ધ મનોભાવથી તે જાદૂગરની પ્રંશસા કીધી; અને પોતાના કાકાની યોજના પાર પડે એવી રીતે **અલ્લાદિન**ને વર્ત્તવા સંબંધી શિક્ષા દેતાં તે બોલી, "બેટા! તારા કાકાની તારા પ્રત્યે કેટલી મમતા છે તે જોઇ કેની? હવે તારે હોશિયાર થવું જોઇયે." પછી વાળુ તૈયાર હતું તે લાવી ભોજનના કટોરા પિરસવા મંડી. પછી જમતાં જમતાં કંઇ કંઇ વિષયો-પર વિવેચન ચલાવ્યાં. પછી પેલા જાદૂગરે જોયું કે હવે રાત્રિ બહુ વિતિ ગઇ છે એટલે ઉઠીને રજા લઇ ચાલતો થયો.

પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે જાદૂગર બીજે દિવસે આવ્યો, અને **અલ્લાદિન**ને તેડીને એક વેપારીને ત્યાં ગયો. એ વેપારીની દુકાનમાં નાહનાં મોટાં તૈયાર અને શિવવાનાં સઘળી જાતનાં કપડાં લુગડાં મળતાં હતાં. તે પૈકી એક પોષાક **અલ્લાદિન**ને બેસતો આવે એવો કઢાવ્યો અને પોતાને જે પસંદ આવ્યાં તે રાખી બીજાં જે નાપસંદ હતાં તે આઘાં કરી **અલ્લાદિન**ને કહ્યું, "આમાં તને કીયો પોષાક બહુ ગમે છે? જે પસંદ હોય તે ઉપાડી લે." **અલ્લાદિન** પોતાના આ નવા કાકાની ઉદારતા જોઈ આશ્ચર્ય પામ્યો અને એક પોષાક પસંદ કીધો, તેના પેલા જાદૂગરે તુરત કંઇપણ કમી જાસ્તી બોલ્યા વગર પૈસા ચુકાવી આપ્યા.

આ ભરગજીનો કિમતિ પોષાક પેહેરી **અલ્લાદિન** પોતાના મનમાં હર-ખાવા લાગ્યો ને તેને જે આનંદ પ્રાપ્ત થયો તે ત્રિભુવનમાં માય તેવો નહોતો. પછી તેણે પોતાના કાકાનો ઘણો ઘણો આભાર માન્યો. તેના કાકાએ પણ તેના જવાબમાં કહ્યું કે, "બેટા હું તને હવે વેગળો કદી કરીશ નહીં;" અને કહ્યા મુજબ તે તેને શેહેરનાં ઘણાં જાણુવાજોગ બજારોમાં અને સારા વેપારીઓને ત્યાં લઇને ફર્યો. ફરતાં ફરતાં તે કાપડગલીમાં આવ્યો. ત્યાં તરેહ તરેહના કાપડના તાકાઓ ઝગઝગી રહ્યા હતા, ને રૂપિયાનો ખણુખણાટ જોઇયે તેટલો થઇ રહ્યો હતો. ત્યાં આવ્યા પછી તે જાદૂગરે **અલ્લાદિન**ને કહ્યું, "ભાઇ **અલ્લાદિન**! જ્યારે તું હવે થોડા દહડામાં વેપારી થશે ત્યારે તારે આ દુકાનોમાં રોજ આવવું જોઇશે; અને

તેટલા માટે આ તને બતાવું છું. એ લોકોનો સ્નેહ પ્રીતિ તારે સંપાદન કરવાં જોઇએ." પછી તેણે તેને એક મોટી સુંદર મસીદ બતાવી. અને ત્યાંથી વેપારીઓ તથા મુસાફરોને ઉતરવાનાં મુસાફરખાનાં, તથા સુલતાનનો રાજમેહેલ બતાવ્યો. એ રાજવાડામાંના મેહેલમાં તેને જવાની સદર પરવાનગી હતી. એ રીતે તે જાદૂગરે સર્વ જગ્યા બતાવી, બાદ તે તેને પોતાને ઉતારે તેડી ગયો અને ત્યાં આવી બીજા વેપારી સાથે ઓળખાણ પીછાણ થઇ હતી તેમને આ નવા ભત્રિજાની ઓળખાણ કરાવવા ખાતર ભોજને તેડયા હતા, તે સર્વ સાથે **અલ્લાદિન**ની પણ પીછાણ કરાવી.

આ ભોજનનો સમારંભ પુરો થતાં થતાંમાં રાત્રિ પડી ગઇ, અને **અલ્લાદિન**નું મન રજા માગી ઘેર પાછું ફરવાનું થયું. તે જાદૂગરે તેને એકલો જવા દીધો નહીં, પણ પોતે તેની મા સમીપ તેડી ગયો. તેની મા તેને આવો સુંદર પોષાક પેહેરેલો જોઇ ઘણી હરખાઇ અને પોતાના બાળક સારૂ આટલો બધો ખરચ કીધો તેને માટે જાદૂગરનો ઘણો પાડ માન્યો. તે બોલી, "ભાઇજી: મારા પુત્ર માટે આપે આટલો બધો ખરચ કીધો તે માટે હું આપનો કેટલો આભાર માનું? હું સારી પેઠે જાણું છું કે આ છોકરો આપના પ્રેમને એટલો બધો પાત્ર નથી; અને કદાચ એ તમારો આભાર માનતો હશે અને તમારી આજ્ઞાનુસારે ચાલવાનો વિચાર રાખતો હશે, તોપણ એ એટલા બધા ઉપકારને યોગ્ય નથીજ. અને મારી તરફથી હું કહું છું કે આપ ઘણું જીવો ને એ પુત્ર આપનો આજ્ઞાનુસારી થાય તે જુઓ. એ કદિ કૃતઘ્ન થાય તો એનું દુર્દૈવ, બાકી તમારા જેવા સુજન કાકાનો એ આજ્ઞાપાળક થવો જોઇએ. હું ઇચ્છુંછું કે તમો એને જે સારી સ્થિતિપર લાવવાને ઇંતેજાર છો તેને એ પુરેપુરો પાત્ર થાય ને એના મનમાં કંઇ સદ્ભાવ પ્રકટ થાય. ખરેખર આ કૃત્ય બદલ હું તમારી મોટી ઋણુદારછું, ને ઇશ્વર પાસે સદ્ભાવથી પ્રાર્થના કરૂંછું કે તમો દીર્ઘાયુષ ભોગવો, ને આ મારો દિકરો સતત તમારો આજ્ઞાનુસારી થાય. ઈશ્વર એની મતી ફેરવે ને એ આપની શિખામણ પ્રમાણે ચાલે."

તે જાદૂગર બોલ્યો, "અરે બાબી! **અલ્લાદિન** તો બહુ સારો છોકરો છે અને હવેથી રૂડી રીતેજ ચાલશે. એ ઘણો હોશિયાર છે. જેજે કહું છું તે ઝટપટ સમજી લેછે. પણ એક વાતને માટે દિલગીર છું ને તે એજ કે મેં જે પ્રતિજ્ઞા કીધી છે તે કાલે પાળી શકીશ નહીં, કારણ કે કાલે તો શુકરવાર છે, તેથી સઘળા વેપારીઓ દુકાનો બંધ રાખશે, માટે

કંઇ નવો માલ અથવા દુકાન લઇ શકાશે નહીં; તેથી શનીવાર સુધી સબુર પકડવી પડશે–પણ હું કાલે આવીશ અને શેહેરબહાર એને મોટા લોકો ફરવા હરવા જાય છે તે વાડી જોવા તેડી જઈશ. ત્યાં મોટા મોટા તાલેવંતો આવીને પોતાનો કાળક્ષેપ કરે છે; તેથી તે લોકોનો રીવાજ કેવો છે, પ્રકૃતિ કેવી છે તે એના જોવા જાણુવામાં આવશે. હું ધારૂંછ કે એણે તે જગ્યા કદી જોઈ હશે નહીં. એણે તો આજ સુધી છોકરાંઓમાંજ ફર્યા કીધું લાગે છે, પણ હવે એણે પુખ્ત માણસોમાં બેસવું ઉઠવું જોઈએ." પછી મા દિકરાની રજા લઇ પેલો જાદુગર પાછો ફર્યો. **અલ્લાદિન** નવીન પોષાક પેહેરીને અત્યંત આનંદીત થયો હતો, તે વાડી જોવાની વાત યાદ કરી નાચવા કુદવા લાગ્યો. તે શેહેરબહાર કદી ગયોજ નહોતો ને વાડીઓની કુંજો ને લતાઓ એવી તો સુંદર આવી રહી હતી કે તે જોવાથી ભલભલા રંજિત થાય.

બીજે વસે **અલ્લાદિન** સવારમાં વેહેલો ઉઠયો અને પોતાનો કાકો બોલાવવા આવે તે પેહેલાં કપડાં પેહેરી તૈયાર થઈ રહ્યો. અને ઘણી વાર સુધી અત્યંત ઉત્કંઠાથી રાહ જોયા પછી ઘણો અધીરો થવા લાગ્યો અને બારણે આવી રાહ જોતો ઉભો–જેવો તેણે પોતના **શિદિ** કાકાને આવતો જોયો કે લાગલો પોતાની માની રજા લઇ સામો દોડતો ગયો.

પેલા જાદુગરે **અલ્લાદિન**પર અતિશય પ્રેમ જણાવ્યો ને હસીને કહ્યું, "ચાલ મારા વહાલા દીકરા, તને કંઈ કંઇ બતાવીશ." પછી બંનો ફરવા નિકળ્યા પેહેલે તેણે તેને શેહેરના એક દરવાજા બહાર કેટલાંક ભવ્ય મકાનો બતાવ્યાં. ખરૂં જોતાં તે મેહેલ સરખાં હતાં. દરેકને લગતી એકેક સુંદર વાડી હતી અને તેમાં હરકોઈને જવાની છુટ હતી. એ દરેક મકાન **અલ્લાદિન**ને બતાવતો જાય અને પુછતો જાય, "કેમ સરસ છે કે નહીં?" તેમ તેમ **અલ્લાદિન** પણ બીજું મકાન આવે તે પેહેલાં કલ્લોલ કરવા માંડે: "કાકાજી! આ વળી સૌથી સરસ આવ્યું હો કે." આવી રીતે વાતચીત કરતાં, યુક્તિભેદથી પેલો જાદુગર **અલ્લાદિન**ને કેટલેક દૂર એક ગામડામાં લઈ ગયો. તે જાદુગર આ પ્રમાણે ભૂલથાપ આપતો હતો. હજી પણ એને પોતાનો ધારેલો ઇરાદો પાર પાડવા માટે દૂર તેડી જવો હતો તેથી થાકી જવાને મીસે એક વાડીમાંના નિર્મળ હોજની પાળપર બેઠો. એ હોઝમાં એક પીતળના સિંહમુખમાંથી પાણી પડતું હતું. અને

વિશ્રાંતિ લેવાને બંનો બેઠા. મન રંજન કરે તેવો પવન ત્યાં આવતો હતો ને ધીરૂં ધીરૂં પાણી ઉડતું હતું તે જોઇને તે બોલ્યો, "આવ બેટા, હું થાકી ગયો ત્યારે તું પણ થાકી ગયો હશે, માટે જરા થાક ખાઇએ ને પછી પાછા તાજા થઈ ચાલવા માંડીશું."

બન્ને જણા બેઠા અને પછી પેલો જાદુગર, જે પોતાની સાથે એક રૂમાલમાં કંઇ ફળ અને પુરી લેતો આવ્યો હતો તે પોતાની કમરેથી છો-ડીને હોજની પાળપર મુક્યાં. પછી તેણે પેલી પુરીના બે કકડા કીધા, ને અડધી અલ્લાદિનને આપી અને અડધી પોતે લીધી. અને પેલા ફળને માટે તો અલ્લાદિનને કહ્યું કે, "જે ગમે તે કેકડો લે." ખાતાં ખાતાં પે-લા જાદુગરે પોતાના ભત્રીજાને શિખામણ આપી કે, "ભાઇ હવે રખડતા સોબતીઓનો ત્યાગ કરી ડાહ્યા અને વિચારવંત માણુસો સાથે હેત કરવું, કે તેમની વાતચિતથી અક્કલ આવે. હવે તું મ્હોટો થયો, ચારમાં બેસતો, આઠમાં ઉઠતો થશે ત્યારે હવે મોટા માણુસોની રીતભાત શિખવી કેની, સમજ્યો!" પછી ખવાયું તેટલું ખાઇને તેઓ ચાલતા થયા અને વાડીમાં થઈ કેટલીક ખાઇઓ ઓળંગી આગળ વધ્યા. એ ખાઇઓ દરેક વાડીની હદને માટે કીધેલી હતી. એ શિવાય એક બીજી વાડીની હદ જુદી પાડવા માટે બીજું કંઈજ ન્હોતું, કેમકે ત્યાંના રહીશને એટલો એક બીજાનો ભરોસો હતો. આવી રીતે પેલા જાદુગરે પુષ્કળ વાડીઓ વટાવી દીધી અને આગળ ચાલતાં ચાલતાં એક પહાડ આવ્યો ત્યાં સુધી અ-લ્લાદિનને તે તેડી ગયો.

અલ્લાદિનને એટલું લાંબું ચાલવાની ટેવ ન્હોતી, તેથી બહુ થાકી ગયો અને પોતાના કાકાને કહેવા લાગ્યો, "કાકાજી હવે આપણે કયાં જઇશું? વાડીઓ તો આપણે કયારનીએ પાછળ મુકી દીધી અને હવે તો ડુંગરા-ડુંગરી શિવાય બીજું કશું હું તો દેખતો નથી. હવે આગળ જઈશું તો તો મને લાગતું નથી કે આપણે પાછા શેહેરમાં પોહોચી શકીશું એટલી મારામાં તાકાત રેહે." પેલા જુઠા કાકાએ કહ્યું, "કંઇ ફીકર નહીં બાપુ! હું તને એક બીજી એવી વાડી બતાવવાનો છું કે તે વળી એ બધીને કોરે મુકી દે તેવી છે. હવે કંઇ તે બહુ દૂર નથી. તે આવશે અને તું જોશે ત્યારે તું કહેશે કે આટલે સુધી આવ્યા ને એ જોયા વગર ગયા હોત તો ખરેજ પસ્તાવો થાત. આટલે સુધી આવ્યા તો થોડા સારૂ મઝા શું કામ ગુમાવીએ." એમ કરીને અલ્લાદિનને પુનઃ સમજાવ્યો,

અને રસ્તો કઠણ ન લાગે માટે કંઈ કંઇ મનોરંજન વાતો ચલાવી તેનો થાક વિસરાવ્યો.

છેવટે બે સાધારણ ઉંચાઇના અને એક સરખા બે પાહાડોની વચ્ચે તેઓ આવી પહોંચ્યા. તેમની વચ્ચે એક સાંકડી ખીણ હતી. એજ ઠેકાણે એ અલ્લાદિનને તેડી લાવવાનો પેલા જાદુગરનો ઈરાદો હતો; અને એજ ઠેકાણે પોતાનો ધારેલો ઇરાદો પાર પાડવાના હેતુથી તો છેક આફ્રીકાથી ચાલ્યો ચાલ્યો ચીન સુધી આવ્યો હતો. પછી તેણે અલ્લાદિનને કહ્યું, "હવે આગળ દૂર જવાનું નથી. હું તને એવી અનોપમ વસ્તુઓ બતાવીશ કે તે જોઇને તું મારો ઘણોજ ઉપકાર માનશે. એ ચમત્કાર કોઇપણ મનુષ્યે કદીપણ જોયો નથી. એ જોતાં તને એટલો અચંબો પ્રાપ્ત થશે કે તેવો તારી જીંદગીમાં કદી થયો નહિ હોય. પણ હું સળી ઘસું એટલામાં જે કંઇ સુકાં લાકડાં જડે તે તું ભેગાં કરી લાવ, આપણે દેવતા પાડીશું."

તે જગાપર સુકાં લાંકડાં તો એટલાં પડયાં હતાં કે પેલા જાદુગરે સળી ઘસી તે પેહેલાં તો અલ્લાદિન ઘણાંક ભેગાં કરી લાવ્યો. તરતજ જાદુગરે તે સળગાવી દીધાં અને બધાંનો જેવો ભડકો થયો કે તેમાં કંઇ ધૂપ નાંખ્યો, તેમાંથી ધુણીના ગોટે ગોટા ઉંચા ચાલ્યા. આ ધુણી થતા સાથે તે શિદિ કંઈ વીરમંત્ર ભણતો ગયો ને પોતાને હાથે વતી આઘી પીછી કરતો ગયો. પણ એ મંત્ર શું હતા તે અલ્લાદિન કંઇ સમજ્યો નહીં. પણ તે મંત્ર સાથે પૃથ્વિનો ધણધણાટ થયો ને તેજ ક્ષણે અલ્લાદિન અને એ જાદૂગરની સમક્ષ પૃથ્વિ ફાટી, અને એક સમચોરસ શીલા દૃષ્ટિયે પડી. તે શિલા જમીનપર આડી પડી હતી અને તેની વચમાં એક પીતળનું કડું જડેલું હતું. અલ્લાદિન આ જોઇને ભયભીત તો એવો થયો કે ત્યાંથી નાસી જાત, પણ પેલા જાદૂગરે તેને પકડી રાખીને ગાળ દઇ તમાચો તો એવો માર્યો કે તે ઘુમરી ખાઇને જમીનપર પડયો ને તેના દાંતમાંથી લોહી વેહેવા લાગ્યું. ગરીબ બિચારો અલ્લાદિન ! ! ધ્રુજતો ધ્રુજતો પાછો ઉભો થયો અને રડતાં રડતાં કહેવા લાગ્યો, "કાકાજી, મેં એવું શું કીધું કે આપ મને આમ સતાવો છો?"

તે શિદિ જાદૂગર કાકાએ જવાબ દીધો, "કંઇ કારણ હશેજ તો! તું કેમ કારણ પુછે છે? જાણતો નથી કે હું તારો કાકો છું, તેથી તારા બાપની જગ્યાએ છું? માટે મારી આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ." આવાં નિષ્ઠુર વચન સાંભળી અલ્લાદિન કંપવા લાગ્યો. પછી જરા ધીરા પડી



અલ્લાદિન ગુફામાં. (પૃષ્ટ ૪૫૧)

જાદૂગરે કહ્યું, "બેટા બીહીતો ના, મારે તારી પાસેથી કંઇ જોઇતું નથી, માત્ર હું કહું એટલું તું તત્ક્ષણે કર, તેમાં તારૂં કલ્યાણ થશે." આ તેનાં ગુલાબ જેવાં શુભેચ્છક વચનો સાંભળી **અલ્લાદિન**ની બીક નરમ પડી અને શોક મટ્યો. જાદૂગરે જોયું કે તે હવે જરા શાંત થયો છે ત્યારે તેણે કહ્યું કે "મારા ધૂપ અને મંત્રના બળે મેં શું કીધું તે તેં જોયું? માટે જો આ શિલા નીચે એક ખજાનો દાટેલો છે તે તને મળવાને માટે સરજિત છે. અને એ મળ્યાથી મોટા મોટા રાજા કરતાં પણ તું વિશેષ ધનાઢ્ય થશે. પણ તારા શિવાય બીજા કોઈએ એ શિલા ઉંચકવી ન જોઇએ, માટે હું જે જે કંઈ કહું છું તે તે ઉપર તું લક્ષ આપજે ને બરાબર તેજ પ્રમાણે કરજે; કેમકે એમાં તારૂં ને મારૂં બન્નેનું શ્રેય રહેલું છે."

જે જે કંઇ દીઠું તેથી **અલ્લાદિન**ને ભારે આશ્ચર્ય લાગ્યું અને પેલા જાદૂગરે જે ખજાનો મળવાની વાત કીધી તેથી ખુશી થતો આગળની વાત ભુલી ગયો. તે પોતાના કાકાને કોઈએક મોટો મનુષ્ય ધારવા લાગ્યો, એટલે જે માર પડયો હતો તે ભુલી જઇ, ઉઠીને ઉભો થયો અને બોલ્યો; "કહો કાકાજી, શું કરવાનું છે? જે કહેશો તે કરવાને હું તત્પર છું. હવે મારા જેવો ભાગ્યવાન કોણ થશે?" એ સાંભળી પેલા જાદૂગરને મોટો આનંદ થયો ને પછી પ્રેમાંલિગન કરી તેને કહ્યું, "બેટા, તારી દૃઢતા જોઈ હું ઘણો ખુશ થયો છું. ચાલ ત્યારે આ કડું પકડ અને શિલાને ઉંચી કર." **અલ્લાદિને** કહ્યું, "પણ કાકા, હું કંઇ એટલો બધો તો જબરો નથી કે એકલો ઉપાડી શકું માટે તમારે હાથ દેવો પડશે." પેલા જાદૂગરે કહ્યું, "છીઃ છીઃ તને મદદની કંઇ જરૂર પડનારી નથી. જો હું મદદ કરીશ તો આપણાથી કંઇ બનશેજ નહીં માટે તારે એકલાએજ એ શિલા ઉપાડવી પડશે. માટે કડું પકડ અને તારા બાપદાદાનું નામ દે એટલે ઝટ ઉંચકાશે." પેલા જાદૂગરના કહ્યા મુજબ **અલ્લાદિને** કીધું અને તે શિલાને ઉપાડી બાજુપર મુકી દીધી.

શિલા ઉપાડી એટલે ત્યાં એક ત્રણ ચાર ફુટ ઉંડો ખાડો ને ગલી દૃષ્ટિયે પડી ને તેમાં એક બારણું દેખાયું તથા માંહે ઉતરવાને પગથીઆં પણ જણાયાં. પછી પેલા જાદૂગરે **અલ્લાદિન**ને કહ્યું કે, "હું જે કહું છું તે ધ્યાન દઇ સાંભળી લે; અને બીન ચૂક તે પ્રમાણે કરજે. એ ખીણમાં જે દ્વાર દેખાય છે તેમાં તું ઉતર અને જ્યારે તળીએ પોંહોચશે ત્યારે

એક બીજું ઉઘાડું બારણું દેખાશે તેમાં થઈને એક મોટા રોનકદાર ઘુમટમાં જવાશે ને તેમાં તને ત્રણ દિવાનખાનાં દૃષ્ટિયે પડશે–જે દરેકમાં ચાર ચાર તાંબાના સોનું રૂપું ભરેલા ચરૂ છે. પરંતુ તે પૈકી એકને પણ તું છેડતો નહીં. વળી પેહેલા ઓરડામાં પેસે તે પેહેલાં તારો અંગરખો ઉંચો કરી કમરે બાંધી લેજે અને બીજા ઓરડામાં થઇને ઝટ ત્રીજા ઓરડામાં ઘુસી જજે–વચમાં ઉભો રહેતો નહીં. પણ એ બધી વાત કરતાં એટલી સાવચેતી રાખજે કે દિવાનખાનાની ભીતે તારૂં વસ્ત્ર જરા સરખું પણ અડે નહીં, નહીંતો જો વસ્ત્ર અડયું તો તું ત્યાંને ત્યાંજ એકદમ એ કાળિયાં થઈને મરી જશે. તું જો કદી ભુલી જાય તો હમણાંથીજ અંગરખો કમ્મરે બાંધી લે. ત્રીજા ઓરડામાં તું એક બારણું જોશે ને તેમાં થઇને બહાર જતાં એક સુંદર ફળફળાદીથી ઝુકી રહેલી વાડી દૃષ્ટિયે પડશે. પણ ત્યાં અટકતો નહીં; સીધો ચાલ્યો જજે. ત્યાંથી જવાનો રસ્તો જોશે. આગળ જતાં એક પચાસ પગથીઆં જણાશે કે તે પગથીઆં તું ચઢી જજે. ત્યાંથી એક ધાબાપર જવાશે અને ત્યાં એક ગોખલો તું જોશે અને તેમાં એક દીવો બળતો જોશે. તે દીવો તું ઉતારી લઇને ઓલવી નાંખજે. તેમાંની દીવેટ નાંખી દઇ તેલ ઢોળી નાખ્યું કે તુરત તારા બદનના ગજવામાં ઘાલી દઇને દીવો મારી પાસે લાવજે. ડર ન રાખતો કે કોડીયું તારાં કપડાં બગાડશે, કારણ કે તેમાં કંઈ તેલ નથી. જેવું કોડીયું ઉંધું વાળશે કે તુરત તે કોરૂં પડી જશે. જો તે વાડીમાંથી કંઇ ફળ લેવાની તારી મરજી થાય તો લેવાં હોય તેટલાં લેજે–આ બધી બાબત તું બીન ચૂક કરજે, જો જરા ભુલ કીધી તો મરી જશે."

આ પ્રમાણે તે અલૌકિક વાડીને લગતી હકીકત કહીને પેલા જાદૂગરે પોતાની આંગળીએથી ઉતારીને એક વીંટી **અલ્લાદિન**ની આંગળીએ પેહેરાવી; એવું કહીને કે એ સર્વ સંકટમાં રક્ષણ કર્ત્તા છે, અને વળી કહ્યું કે, "મેં જે કહ્યું છે તે તે ધ્યાનમાં રાખજે અને બેટા, તને મેં જે યુક્તિ કહીછે તે ખૂબ સાવધ રહી કરજે, ને આ વીંટી તારૂં રક્ષણ કરશે. પરંતુ કદાચિત્ એકાદા કામમાં તું ભૂલ્યો તો આ વીંટી તને સમાલશે. પણ મેં કહી તે સર્વ વાત લક્ષપૂર્વક યાદ રાખજે. તેમાં ચુકતો નહિ. હું સમજયો, જા હવે, ઉતર જલદી, મનમાંની બીતિ કાઢી નાંખ, એથી તું તારા આયુષ્યપર્યંત સુખઐશ્વર્યથી ગબ્બર થઇ જશે."

આ સર્વ વાત સાંભળી **અલ્લાદિન**ને અત્યંત હર્ષ પ્રાપ્ત થયો ને

મોટી ઉમેદ આવી. તે ઝટ દેતો કે ગુફામાં કુદી પડયો, ને દેખાતાં પગથીઆં ઉતરી નીચે ચાલ્યો. તુરત પેલા જાદૂગરે વર્ણુન કીધું હતું તેવા ત્રણ ઓરડા દીઠા. એ ઓરડા, મોતની બીક જેટલી સાવચેતી રખાવે તેટલી સાવચેતી રાખી પસાર કીધા; અને વાડી પાર કરી દઈ ધાબાપર ચઢી પેલો દીવો ગોખલામાંથી ઉતાર્યો. તે માંહેલી દીવેટ તથા તેલ ઢોળી નાંખ્યાં અને કોડીયું જાદૂગરે કહ્યું હતું તે મુજબ પોતાની છાતી ઉપર રાખ્યું. પણ ધાબેથી નીચે ઉતર્યો ત્યારે તેણે જોયું કે તે તત્ક્ષણે તદ્દન કોરૂં પડી ગયું છે; એટલે ગજવામાં ઘાલ્યું. પછી તે ધાબાપરથી નિચે ઉતર્યો ને વાડી માંહેલાં ફળ નીહાળી જોવાને તે ઉભો રહ્યો, કેમકે જતાં જતાં તો ફક્ત નજરજ પડવા પામી હતી. ત્યાંના ઝાડપર કંઈ તરેહ-તરેહ જાતનાં ફળ હતાં અને તે પણ દરેક ઉપર જુદા જુદા રંગ દીસતા હતા. કેટલાંક બીલકુલ શ્વેત હતાં અને કેટલાંક નિર્મળ નિતરા પારદર્શક કાચ જેવાં હતાં. નિર્મળ પ્રકાશિત કાચ જેવાં તે હીરા હતા, ઘેરાં લાલ તથા ખુલ્લાં લાલ માણેક હતાં; પીળાં ગોમેદ હતાં; ભૂરા બ્રહસ્પતી; જાંબુઆ શનીશ્ચર; અને જે પીળાં હતાં તે પોખરાજ હતાં. **અલ્લાદિન** એની કિંમત બીલકુલ જાણતો ન્હોતો, તેથી દ્રાક્ષ અથવા અંજીર કે કંઇ એવોજ સ્વાદિષ્ટ મેવો હોત તો વધારે રાજી થાત. તોપણ રંગ રંગનાં નિર્જીવ કાચનાં રમકડાં ધાર્યાં. તે જુદા જુદા રંગનાં તથા સુંદર આકૃતિનાં દેખીતાં ફળ સરખાં હતાં તેથી તેને તે ઘણાં સારાં લાગ્યાં અને બધા રંગનાં થોડાં થોડાં લેવાનો ઠરાવ કીધો. તુરત પોતાનાં બે ખીસાં તથા એના કાકાએ જે ડગલો અપાવ્યો હતો તેનાં પણ બે ગજવાં ભરી દીધાં. કેટલાંક પોતાના રેશમી ડગલાની ચાળમાં બાંધી લીધાં અને બીજાં જ્યાં જ્યાં જગ્યા જોઈ ત્યાં ત્યાં ભર્યાં. છાતીપરના પડદામાં પણ ઠાંસી ઠાંસીને માયાં તેટલાં ભરી લીધાં. આવી રીતે જે દ્રવ્યની કિંમત તિલ માત્ર ખબર નથી તેવું પુષ્કળ દ્રવ્ય લઈ **અલ્લાદિન** પૂર્વની માફક સાવચેતીથી ત્રણે ઓરડામાં થઇને ઉતાવળો ઉતાવળો, પોતાનો કાકો ખોટી ન થાય માટે ગુફાના મૂખ આગળ આવ્યો. પેલો શિદિ જાદૂગર પણ ઇંતેજારીથી રાહ જોયા કરતો હતો. **અલ્લાદિને** તેને દીઠો કે તુરત બુમ પાડી કહેવા લાગ્યો, "કાકા, કાકા, મને જરા તમારો હાથ આપો તો મારાથી ઉપર ચઢાય." પેલા જાદૂગરે કહ્યું, "મને પેહેલાં પેલું કોડીયું આપી દે, એ તને અડચણ કર્ત્તા થશે. પછી ઉપર આવતાં

વાર નહિ લાગે." **અલ્લાદિને** કહ્યું, "નાના, કાકાજી, હમણાં તો તે હું આપી શકતો નથી, અને મને એથી કંઈ અડચણ પણ પડતી નથી, ઉપર આવીને તુરત તમને આપી દઈશ." આ જાદૂગરને પણ એવી જીદ્દ આવી કે તે કોડીયું પેહેલું આપે તોજ પછી કહાડું; અને **અલ્લાદિન** તો પોતાનાં લીધેલાં ફળથી એવો તડાતુમ થઇ રહ્યો હતો કે તેનાથી કોડીયું કહાડી શકાય તેમ નહોતું તેથી તેણે પણ એમજ કહ્યા કીધું કે "બહાર કાઢો તો આપું." આ હઠથી જાદૂગર રાગે ભરાઇ ગુસ્સે થઇ ગયો અને પોતા પાસે જે ધૂપ હતો તે અગ્નિમાં નાંખી એજ વિરમંત્ર ઉચ્ચારણ કીધા કે લાગલી પેલી શિલા આપોઆપ ઉપડીને જ્યાંની ત્યાં સજ્જડ થઇ ગઇ; અને ત્યાં નજીકની જમીન, **અલ્લાદિન** અને તે જાદૂગર ત્યાં આવ્યા તે વખતે જેવી હતી તેવી થઇ ગઈ!

આ કૃત્યે ખુલ્લું પાડી આપ્યું કે આ જાદૂગર **અલ્લાદિન**નો કાકો અથવા **મુસ્તફા**નો ભાઇ નહોતો, પણ ખરેજ શિદિ હતો. આફ્રીકાના રહીશો જાદૂના ઘણાજ શોખીન છે, અને આ જુઠ્ઠો કાકો પણ બાળપણાથી એ કામમાં પડયો હતો. ચાળીશ વર્ષ એ વિદ્યા સંપાદન કરવામાં ગાળ્યાં હતાં. છેવટે કંઇ ધંતર મંતર દોરા ચીઠી ધુપ દીપ તથા જાદૂઈ ગ્રંથો વાંચી એવું સિદ્ધ કીધું હતું કે દુનિયામાં એક ચમત્કારિક દીવો છે ને તેનું સામર્થ્ય એવું છે કે, જો તે હાથ લાગે તો તે આખી પૃથ્વીના રાજા કરતાં પણ મહા પ્રરાક્રમી થાય. પણ તે દીવો કયાં છે તેનો પત્તો લાગ્યો નહોતો. અથાક શ્રમે તેને માલમ પડયું હતું કે ચિન દેશના મધ્ય ભાગમાં એક ભોંયરામાં તે છે. તેનું જે વર્ણન મેં અગાડી કહ્યું, તે સઘળું એ શિદિ જાદૂગરે ચિન પ્રયોગથી જાણ્યું હતું. આ શોધની પૂર ખાત્રીથી તે આફ્રિકાના દૂર દેશથી અતિ કષ્ટ વેઠી ચાલ્યો ચાલ્યો ચિન આવ્યો હતો, અને ઘણું દુઃખ અને થાક વેઠી એ દ્રવ્યભંડારની પાડોસના શેહેરમાં આવી વસ્યો હતો. અગરજો એને માલમ પડયું કે કેવી જાતનો એ ખજાનો છે; ને તે કયાં છે; તોપણ તે તેને જાતે ભોંયરામાં ઉતરી લેવાની મના હતી, તેથી બીજાને હાથે કઢાવવાની તેને જરૂર પડી. આટલાજ માટે તેણે **અલ્લાદિન**ની ઓળખાણ કીધી; કેમકે એણે ધાર્યું કે આ ધીટ મનનો ને બહાદૂર છોકરો છે ને એનો જન્મારો વ્યર્થ સરખો છે; તેથી પોતનું કાર્ય સાધવા માટે ઠીક છે. અને તેથી ઠરાવ પણ એવોજ કીધો

હતો કે દીવો મળ્યા બાદ પોતાની પાપી દુષ્ટતાને એનોજ ભોગ ધરી દેવો, તે એવીજ રીતે કે ધૂપ કરી જગા જેમની તેમ કરી દઈ હમણાની માફક એને ત્યાંજ પુરી દઇ ચાલ્યા જવું કે જેથી એના કૃત્યનો કોઈ સાક્ષી ન રહે. **અલ્લાદિન**ને પ્રથમ જે તમાચો માર્યો હતો અને ધમકી આપી હતી તે એટલાજ હેતુથી કે તેના ઉપર પોતાનો કુરબ રહે તો જેવો તે કોડીયું લાવે કે તુરત પોતાને ગાગતાની વારમાં સ્વાધીન કરી દે. પણ એ દુષ્ટ જાદૂગર **અલ્લાદિન** ઉપર પોતાનું ઘાતકીપણું કરવામાં ઉતાવળો થયો; પણ એવી ધારતી લાગી કે રખેને કોઇ એ રસ્તે આવી ચઢે તો પોતાનો શોધી કાઢેલો ખજાનો, જે ગુપ્ત રાખવો છે તે એમ રકઝક કરતાં જણાઈ જાય તેથી પ્રથમ નરમ પડી ગયો.

તે શિદિ જાદૂગરે જોયું કે પોતાની આશામાં તે પૂર્ણ નિષ્ફળ થયો છે એટલે તેણે તેજ દિવસે આફ્રિકાનો રસ્તો લીધો. પણ શેહેરથી બહારના બહાર છેટે છેટે ચાલ્યો, કેમકે કોઈ માણસે એને પેલા છોકરાની સાથે જતાં જોયો હોય અને હવે તેને એકલો જોઈ કંઇ શક ઉપરથી અટકાવે એવી મજબુત ભીતિ એના દુષ્ટ હૃદયમાં પેઠી હતી.

સઘળું જોતાં હવે **અલ્લાદિન**નો પત્તો લાગે તેવું કંઇજ દીસતું નહોતું. ઘોર સંકટમાં તે પડયો હતો. પણ પેલા જાદૂગરે તેને પાર કરી દેવાની યુક્તિ કીધી ત્યારે તેની આંગળીએ જે વીંટી પેહેરાવી હતી તે પાછી લેવાની ભુલી ગયો, અને તે વીંટીએ **અલ્લાદિન**નો જાન ઉગાર્યો. અગરજો **અલ્લાદિન**ને એના ગુણની ખબર ન્હોતી, પણ પરમેશ્વર પાધરો ત્યાં વેરી આંધળો તેવું **અલ્લાદિન**ને થયું.

આ વીંટી ગઇ તથા કોડીયું પણ ગયું તેથી પેલા જાદૂગરનું મગજ ખસી કેમ ન ગયું, એ નવાઈ હતી. વાસ્તવિક જોતાં તેમ હતું ખરૂં, કેમકે એ જણસો મેળવતાં એ જન્મભર દુઃખી થયો હતો. પણ એના જેવા જાદૂગરોને કંઇ કંઇ વિટંબણાઓ પડે અને કંઈ નાસિપાસીઓ આવી ચઢે તેથી તેઓ હાય અફસોસ કરતા નથી, અને આખી જીંદગી સુધી હવામાં બંગલા બાંધવાના વિચારોમાં મશગુલ રહે છે. એવાઓ પોતાના મંત્ર સામર્થ્ય ઉપર ઘણા મુસ્તાક રહે છે.

પોતાનો જૂઠો કાકો આટલાં આટલાં લાડ કરીને અને વહાલ જણાવી આવી દગાબાજી કરશે એવું **અલ્લાદિને** ધાર્યું ન્હોતું; તેથી તે આ નિષ્ઠુર કર્મથી કેટલો વિસ્મય થયો હશે એ કહેવા કરતાં સેહેજે કળી

શકાય તેવું છે. જ્યારે તેણે દીઠું કે આતો મને જીવતો દાટી દીધોછે ત્યારે તે અત્યંત કલ્પાંત કરવા લાગ્યો. પોતાના કાકાને બૂમો પાડીને કહેવા લાગ્યો, "ઓ કાકા! ઓ કાકા! હું કોડીયું આપી દઉંછું, આપી દઉંછું, એકવાર શિલા દૂર કરો, હું તમો કહેશો તેમ કરીશ, મને બહાર કાઢો." પણ તે સઘળું વ્યર્થ હતું, કેમકે એની બૂમો કંઇ હવે સંભળાય તેવું ન્હોતું. આખરે રડી રડીને થાકયો ત્યારે પગથીઆં ઉતરી વાડીમાં જવાનો મનસુબો કીધો; પણ બારણાં જે જાદૂના બળે કરી ઉઘડયાં હતાં તે દેવાઇ ગયલાં દીઠાં. પછી બમણા જોરથી તે રડવા લાગ્યો અને પગથીઆં પર જઈ બેઠો. હવે સૂર્યનું દર્શન થશે એવી એને આશા બીલકુલ રહી નહીં, અને આ અંધારામાંને અંધારામાં ગુંગળાઈને મરી જવું પડશે એવી ખાત્રી થઇ ચુકી. એ વેળાએ એની જે અવસ્થા થઇ તે કેહેવાય તેવી નથી! તેમાં વળી અન્નપાણી વગર પણ મરી જવાનો એમ નિઃસંદેહ તે સમજ્યો, એટલે ધૈર્ય તજી તે અત્યંત ઉદાસ થયો. આવી હાલતમાં **અલ્લાદ્દિન** બે દિવસ સુધી તે ગુફામાં રહ્યો, અને ત્રીજે દહાડે જોયું કે હવે તો મરવાનાજ. એટલે પુષ્કળ પોકળ શ્રાદ્ધ કરવા માંડયું. અન્ન પાણીવગર તે નિર્ગત થઈ પડયો. પોતાના હાથ જોડી ઇશ્વર ઇચ્છાને આધીન થઈ ગદ્દગદ્દિત સ્વરે બોલવા લાગ્યો, "હે ઇશ્વરા! તારા આગળ કોઈ સમર્થ અને સત્તાવાન નથી, તુંજ મારો રક્ષણહાર છે." આમ કરવાથી જે વીંટી પેલા જાદૂગરે આંગળીએ પેહેરાવી હતી અને જેનો ગુણ એને માલમ ન્હોતો તે ભીત સાથે ઘસાઇ એટલે તેથી એક મહા મોટા કદનો અતિ વિકરાળ રાક્ષસ જમીનમાંથી નીકળી આવ્યો, તેનું માથું તો ઘુમટને લાગ્યું હતું. તે મોટે શબ્દે કહેવા લાગ્યો, "બોલ, મારૂં શું કામ પડયું છે? તારો અને તારી આંગળીએ જે વીંટી છે તે જે ધારણ કરે તેનો હું અને એ વીંટીના જે જે દાસો છે તે કોઈ પણ આજ્ઞા પાળવાને તત્પર છે."

કોઇ બીજા પ્રસંગ ઉપર તો **અલ્લાદ્દિન**, કે જેણે આવો દેખાવ કદી જોયોજ ન્હોતો તે આવા મ્હોટા રાક્ષસને દેખી બીહીકનો માર્યો એક બોલ બોલત નહીં; પણ આ સમે તો એનાપર એવો દારૂણ પ્રસંગ હતો કે એ ત્રાસથી કંટાળી ગયો હતો, એટલે ધીરજ ધરીને ન ગભરાતાં બોલ્યો કે, "તું જે હોય તે હોય, પણ તારાથી બને તો તું મને અહીંથી બહાર કાઢ." એટલું બોલતાંજ પૃથ્વી ફાટી અને જાદૂગરે જે સ્થાને અગ્નિ પ્રગટ કીધો હતો

ત્યાં તે નીકળી આવ્યો. આટલી બધી વાર સુધી ઘોર અંધારામાં રહ્યો તેથી તેની આંખોને ઘણીક વાર સુધી તો ઝાંપ વળી ગઇ હતી, પણ આંખો ઉઘાડમીંચ ઉઘાડમીંચ કરતાં તે દેખવા લાગ્યો ત્યારે જમીન જોવીને તેવી દીઠી તથા પોતે કેવી રીતે પોતાના કારાગૃહમાંથી મુક્ત થયો તે જાણી શકયો નહીં તેથી અતિ આશ્ચર્ય લાગ્યું. ફકત જે ઠેકાણે અગ્નિ લગાડયો હતો તેટલી કાળી જગ્યા ગુફાનું મ્હોં જાણવાનેમાટે સાધન હતું તે શીવાય બીજું કંઇજ માલમ પડતું નહોતું. ત્યાં નહિ ગુફા, નહિ વાડી ને નહિ રાક્ષસ! પાછું ફરીને જોયું ત્યારે વાડીઓની મધ્યે **અલ્લાદિને** પોતાનું શેહેર તથા ત્યાં જવાનો રસ્તો દીઠો કે જે રસ્તે તે જાદૂગરની સાથે આવ્યો હતો. પછી એક વખતે ફરીને દુનિયા દીઠી તેને માટે ઇશ્વરનો ઉપકાર માની સત્વર શેહેરમાં જવા લાગ્યો. કેમકે અંધારી ગુફામાં તો મોત શિવાય બીજો રસ્તોજ નહોતો. માત્ર ઇશ્વર કૃપાથીજ આમ છુટકો થયો હતો! જ્યારે પોતાની માતાના ઘરના બારણામાં તે આવ્યો અને જ્યારે પોતાની માતાને દીઠી તેથી ઉપજેલા હર્ષાનંદ અને ત્રણ દિવસના કડાકા થયા હતા તેની નબળાઇને લીધે શરીરને ક્ષીણતા પ્રાપ્ત થવાથી તે મુર્છિત થઇ મુડદા સરખો પડયો. એની માતાએ તો તે ગુમ થયો જાણી આશાજ મુકી હતી, તેથી તેણે એને આવી હાલતમાં જોઇ સાવધ કરવાને કંઇજ બાકી રાખ્યું નહીં. પણ **અલ્લાદિન** ઝટ શુદ્ધિપર આવ્યો નહિ. જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તે પેહેલાં તો એજ બોલ્યો કે, “મા, મને કંઇ ખાવાનું આપ, કેમકે આજ ત્રણ દહાડા થયા એક કોળીઓ સરખો મ્હોમાં જવા પામ્યો નથી.” એ સાંભળી તત્ક્ષણ પોતા પાસે જે હતું તે લાવીને તેની માએ તેની આગળ મુકયું. પછી તે બોલી, “બેટા, આટલા ઉપવાસ કીધા પછી ખાવાને ઉતાવળો ના થા, ધીને ધીમે ખા; કેમકે ઉતાવળું ખાતાં નુકસાન છે; થોડું થોડું કરીને ખા. હવે હું તને વાત કરવાનું કહેતી નથી, કેમકે જયારે તું હોશિયાર થશે ત્યારે જે જે બન્યું હોય તે કહેવાને ઘણોએ વખત મળશે. છેક શુક્રવારના દહાડાની તારે માટે શોધ કરી કરીને અને રડી રડીને હું થાકી ગઇછું. રાત્રિના તું ન આવ્યો તેવીજ શોધ કરવા માંડી ને તું જ્યારે નહિ મળ્યો ત્યારે મેં નિરાશ થઇ આશા છોડી; પણ ઇશ્વર કૃપાએ આજ તને દીઠો એથી વધારે ખુશી થવા જેવું બીજું કંઇજ નથી.”

**અલ્લાદિને** પોતાની માતાની શિખામણ માની જરાક ખાધું અને

થોડુંક પાણી પીધું. તે બોલ્યો, "મા, તને કહ્યા વિના ચાલતું નથી કે તે દુષ્ટ કાકાને સ્વાધીન મને કીધો તે બહુ ભુડું કીધું! તું કેવી ભોળી છે! કે જે માણસનો મને મારી નાખવાનો ઇરાદો હતો અને જે હાલમાં એમજ માનતો હશે કે હું મરી ગયો હઈશ તેને સ્વાધીન મને ઝટ કીધો, એ સારૂં નહિ થયું. તેં ખરૂં માન્યું કે એ તારો દિવર ને મારો કાકો હતો, અને મેં પણ તેમજ માન્યું. અને જે આટલું હેત જણાવે ને મીઠું મીઠું બોલે તેને માટે આપણે ધારીએ પણ શું? પણ હું તને કહુછું કે મા, તે લુચ્ચો ઠગારો હતો અને મને મારી નાંખવાનોજ તેનો ઈરાદો હતો; પણ તેમ કરવાનો શો હેતુ હશે તે તું કે હું કોઇ કળી શકીએ તેવું નથી. હું તારી પાસેથી ગયો ત્યારથી તેણે પોતાની જે દુષ્ટતા મારાપર વાપરી તે સઘળું માંડીને તને કહીશ ત્યારે તને તેને માટે ખરૂં અનુમાન કરવાનું બનશે.'

પછી શુક્રવારથી લઇને આજ પર્યંત પોતાપર જે જે વિત્યું હતું તે તેણે પોતાની માતાને કહી સંભળાવ્યું. કેવી રીતે પેલો જાદુગર તેને વાડીઓ બતાવતો બતાવતો પેલા બે પાહાડ વચ્ચેની ખીણમાં, જ્યાં આ મહા અનર્થકારક બનાવ બનવાનો હતો ત્યાં લાવ્યો અને રસ્તામાં શું શું બન્યું તે સઘળું જણાવ્યું. વળી કેવી રીતે તે જાદુગરે કંઇ લોબાનનો ધૂપ કીધો અને જમીન ફાટી તથા અનહદ દોલતનો ભંડાર ઉઘડયો તે સઘળું વર્ણવ્યું. પોતાને પેલા જાદુગરે તમાચો માર્યો હતો તે વાત પણ તેણે મુકી દીધી નહિ, બાદ કેવી રીતે આશ્વાસના કરી પટાવી ફુસલાવી ગુફામાં ઉતાર્યો, કેવી કેવી લાલચ આપી, કેવી રીતે વીંટી પેહેરાવી તે માંહેલું કશું પણ ભુલ્યા વગર કહી ગયો. ત્રણ ઓરડામાં શું દીઠું, ગુફામાં ગયા પછી તેમાં થઇને કેવી રીતે વાડીમાં ગયો, કેવી રીતે દીવો લીધો, તે કહી રહ્યા પછી તુરતજ કાઢીને પોતાની માને તે કોડીયું તથા પેલાં નિર્મળ ફળો, જે તે વાડીમાંથી પાછા ફરતી વખતે એકઠાં કરીને લાવ્યો હતો તે બતાવ્યાં. અર્થાત્ એ ચમત્કારિક વૃત્તાંત હુબેહુબ વર્ણવી બતાવ્યું, ને કંઇજ કહેવું બાકી રાખ્યું નહીં. પણ આ સૂર્ય સરખાં તેજસ્વી ફળ—ખરેખરાં કીમતી રત્ન હતાં, જેની પ્રભા ઝગકી રહી હતી. અને પેલો દીવો જે ઓરડામાં ઝળાંઝળાં કરી રહ્યો હતો તેપરથી તે-ઓને વિચાર કરવો જોઇતો હતો કે એ ઘણી કીમતી વસ્તુઓ હશે. તો પણ એ મા, દીકરાના જેવીજ તેની ખરી કીમતથી અણજાણ હતી તેથી તેને માટે કંઇજ હરખ શોક કીધો નહીં. તે બાઈ એક સાધારણ કુટુંબમાં રહી હતી, અને તેનો ધણી ઘણો નિર્ધન હતો તેથી એની પાસે ઝવેર તો



વિકરાળ રાક્ષસ (પૃષ૪૫૪)

કંઈ આવવાજ પામ્યું નહોતું, તેમ તેનાં સગાંવહાલાં અને આડોસીપાડોસીઓએ કદિ પણ રત્ન જોયાં નહોતાં. તેથી આ અનુપમ વસ્તુઓ તેઓએ નકામી જેવી ગણી કાઢી તે કંઇ મ્હોટા આશ્ચર્યની વાત નહોતી. તેઓએ એમજ જાણ્યું કે એ ફક્ત રંગબેરંગા કાચ છે ને તે માત્ર નેત્ર તૃપ્ત કરનારાજ છે.

**અલ્લાદિને** પોતાના મંચના અઠીંગણુ પાછળ એ સર્વે રત્ન નાંખી દઇ પોતાની વાત આગળ ચલાવી. તે પોતાની માને કહેવા લાગ્યો કે, "જ્યારે હું તે ગુફાના મોઢા આગળ આવ્યો ત્યારે મેં આ દીવો પેલા જાદૂગરને બહાર નિકળ્યા પેહેલાં આપવાની ના કહી, તેથી તેણે રાગે ભરાઇને અગ્નિમાં કંઈ ધૂપ નાંખ્યો અને એક બે શબ્દ ઉચ્ચારણ કીધા કે પેલી શિલા પુનઃ પૂર્વ પ્રમાણે ભોંયરાના મ્હોંપર ઢંકાઇ ગઇ અને જમીન જેમની તેમ થઇ ગઈ. હવે હું કેવી દુઃખી અવસ્થાએ પોંહોચ્યો તેનો ખ્યાલ હે મા તુંજ કર! મેં તો નક્કીજ કીધું હતું કે આ ભયંકર ગુફા મારી ઘોર થવાની ને ચિરંકાલ ત્યાંજ નિવાસ કરવાનો!" પણ છેવટે વીટી ઘસવાથી શું પરિણામ થયો તે હજી જાણતો નહોતો તેથી તે સર્વ વૃત્તાંત કહેતાં તેને છાતીફાટ રડવું આવ્યું; અને ખરું પુછાવો તો જાણે તેને હમણાંજ જીવમાં જીવ આવ્યો હતો. આ સઘળું વૃત્તાંત કહી રહ્યા પછી તે બોલ્યો, "હવે બીજું કહેવાનું બાકી નથી. બીજું તો તું જાણેજ છે. તેં મને દીઠો ત્યારથી હમણાં સુધીમાં એ સઘળું મારાપર વિત્યું હતું અને કહ્યું તેવું સાહસ મારે હાથે થયું છે."

**અલ્લાદિનની** માનો પોતાના પુત્રપર ઘણો પ્રેમભાવ હતો તોપણ આ આશ્ચર્યકારક વૃત્તાંત ધીરજથી સાંભળ્યા કીધું ને વચમાં કંઇજ બોલી નહીં; પણ જ્યારે પેલા શિદિ જાદૂગરની લુચ્ચાઇ ને દુષ્ટતા જણાઇ અને તે વાત સાંભળવામાં આવી ત્યારે તેની મુખમુદ્રાપર ઘણોજ આવેશ અને તિરસ્કાર આવેલો જણાયા વગર રહ્યો નહીં. જ્યારે **અલ્લાદિન** પોતાનું વૃત્તાંત કહી રહ્યો ત્યારે તે શિદિ દુષ્ટ ઠગારાને હજારો હજાર ગાળ તે ભલી બાઇ ભાંડવા લાગી. નીમકહરામ, દુષ્ટ, ઘાતકી, ઠગ, કાળાં કર્મનો કરનારો, દૈત્ય, રાક્ષસ વગેરે વગેરે તે બોલી ને પછી કહ્યું, "બેટા! ખરેજ તે મૂઓ જાદૂગર હતો. પ્રભૂ, એ તો પીટયા દુનિયાના ભારરૂપ છે; એ તો મુઆઓ પોતાના મંતર મંતરથી ભૂત રાક્ષસને વશ કરી રાખે છે. ઇશ્વરનો પાડ માન કે તેં એની પાસે સાહેતા માગી અને તે તારી વહારે ધાયો, નહીં તો એના દુષ્ટ પ્રયોગમાંથી ઉગરવાનો આરોજ ન્હોતો. રઝા ચંડાળની તારે ક્યાંથી

ભેટ થઇ! મૂવા રાક્ષસોનો નાશ પણ ઇશ્વર કરતો નથી. હત્ તારૂં સત્યાનાશ જાય મુવા યમ! તારૂં તે કેમ સારૂં થશે! હું રાંડીરાંડની આંતરડાં કકળાવીને ફાટી મૂવા તું કદી સુખી થવાનો નથી! રઝા નરકમાં પડજે!" એવી રીતે જાદૂગરની ઠગાઇ ઉપર તો તે ઘણું ઘણું બોલી અને વાત કરતાં કરતાં તેનો છોકરો **અલ્લાદિન** ઝોકાં ખાવા લાગ્યો; કેમકે ત્રણ રાત ને ત્રણ દહાડા સુધી તે ઉંઘ્યોજ ન્હોતો, તેથી તેને નિરાંતે સુઇ જવા દીધો અને પોતે આઘી ખસી ગઈ અને પછી પોતે પણ સુઇ ગઇ! **અલ્લાદિન**ને ગાઢ નિદ્રા આવી ને તે બીજે દિવસે પ્રભાતનાજ ઉઠયો. વિચારમાંને વિચારમાં અસુરૂં થતાં સુધી **અલ્લાદિને** ઉંઘ્યાજ કીધું; અને ઉઠયો ત્યારે પેહેલું વેણુ તો એજ કાઢયું કે પોતાની મા પાસે કંઇ ખાવાનું છે? તેણે કહ્યું કે "કંઈ પણ ખાવા આપે તો બહુ સારૂં થાય. મારો જીવ આકૂળ વ્યાકૂળ થાયછે." ત્યારે તે બાઇએ પ્રતિઉત્તર દીધો, "અરેરે દીકરા! મારી પાસે તો એક કકડો પણ આપવાનો નથી; કાલે તો જે હતું તે તું ખાઇ ગયો. હવે એક ભાખરી પણ નથી. પણ ધીરજ રાખ, થોડીવારમાં હું કંઇ લાવું છું. થોડુંક રૂ કાંતી મુકયું છે તે જઇને વેચી આવું અને રોટલી ને શાક ભોજન કરવા સારૂ લઇ આવુંછું." **અલ્લાદિન** એ સાંભળી બોલ્યો, "મા, રૂ આગળ તને કામ લાગશે. હાલમાં તો હું જે દીવો લાવ્યો છું તે લાવ. હુંજ જઇને તે વેચી આવું છું અને એના પૈસા આવશે તે હુંગો પાણી અને કદાચ વ્યાળુ માટે પણ ચાલશે. નહિ વારૂં?"

**અલ્લાદિન**ની મા તે દીવો જ્યાં મુકયો હતો ત્યાંથી લાવી અને બોલી, "બેટા આ લાવી. પણ એ ઘણો મેલો છે. જો જરા ઘસીપીસીને ઉજળો કીધો હોય તો અધિક કિમ્મત આવશે." એમ કહીને જરા ધૂળ અને પાણી લઇ માંજવા બેઠી, અને જરાતરા ઘસ્યું ન ઘસ્યું તેટલામાં તો એક મ્હોટો અકાળ વિકાળ રાક્ષસ જમીન ફાડીને તેના બે ભાગમાંથી નિકળી આવી ઉભો રહ્યો અને મેઘનાદ સરખો ઘાંટો કહાડી પુછવા લાગ્યો;– "ચાલ, તારે શું જોઇએ છે? શું કામ છે? હું અને એ દીવાના બીજા દાસો તારા અને જે કોઇ આ દીવો રાખે તેના દાસાનુદાસ થઈ આજ્ઞા પાળવા તત્પર છિયે."

**અલ્લાદિન**ની મા આવા અકાળવિકાળ રાક્ષસને દેખી બેશુદ્ધ થઇ ગઈ ને તે રાક્ષસ શું બોલ્યો તે પણ સાંભળ્યું નહિ. **અલ્લાદિન** પણ પાસેજ બેઠો હતો. તેણે પૂર્વે ગુફામાં એવોજ એક રાક્ષસ દીઠો હતો તેથી આને

જોઇને તેને કંઈ ભય લાગ્યું નહિ. તે લેશભર પણ ગભરાયા વગર પોતાની માતાના હાથમાંથી દીવો લઇને બહાદુરીથી બોલ્યો,-"હું ભૂખ્યો છું, કંઇ ખાવાનું લાવ." રાક્ષસ તુરત અદ્રષ્ટ થયો અને જરાવારમાં એક મ્હોટો રૂપાનો ખુમચો, અને તેમાં બીજી બાર તેવીજ ધાતુની તાસકો સહિત, અત્યુત્તમ સ્વાદીષ્ટ પકવાન્ન ભરી લાવ્યો. વળી છ સફેદ પુરીઓ એક બીજી બે તાસકમાં હતી, જે બહુ મનભાવતી હતી. બે ઉત્કૃષ્ટ મદ્યના શીસા તથા બે રૂપાના પ્યાલા પણ લાવ્યો હતો. આ સઘળું એક શેત્રંજીપર મુકી તે તુરત અદ્રષ્ટ થઇ ગયો. આ સઘળું **અલ્લાદિન**ની મા સાવધ થાય તે પેહેલાં એટલું જલદી તૈયાર થયું કે જ્યારે તે ડોસી ઉઠી ત્યારે બહુ આશ્ચર્ય પામી.

**અલ્લાદિન** પોતાની માના મોંપર છાંટવા થોડું પાણી લાવ્યો ને તે છાંટી તેને પુષ્કળ પ્રયત્નથી સચેત કીધી. કેટલીકવાર સુધી તો તે ડોસી સાવધ થઇજ નહિ, પણ કોણ જાણે મિષ્ટાન્નની સુગંધીથી કે પછી પાણીથી પણ તે તુરત સાવધ થઇ ગઇ. મા શુદ્ધિપર આવી કે **અલ્લાદિને** કહ્યું, "મા બીહી નહીં, ઉઠ, ચાલ આપણે જમીએ. જો તો ખરી, તું જોઇને ખુશ થઈ જશે. આવ, મને તો કકડીને ભુખ લાગી છે. આવું સ્વાદીષ્ટ ભોજન તાઢું શું કરવા કરવું? તું થોડું પણ એ ખાશે કે તુરત સ્વસ્થ થશે. આવા ઉત્કૃષ્ટ પદાર્થ સદા મળતા નથી." તે ડોસીએ શેતરંજીપરનો એ ખુમચો જોયો નહોતો એટલે નજર કરતાં એક મ્હોટો ખુમચો, બાર તાસકો, છ રોટલીઓ, બે મદ્યના શીસા, બે પ્યાલા જોયા, અને રકાબીઓમાંથી જે મઘમઘાટ નિકળતો હતો તે નાકમાં જવાથી એની મા તો આનંદથી દિગમૂઢ થઇ ગઈ. તે **અલ્લાદિન** પ્રત્યે બોલી, "બેટા! આટલો બધો ઉપકાર આપણાપર કોણે કીધો? શું સુલતાનને આપણી દરિદ્રતાની ખબર પડી અને તેણે આપણાપર દયા આણી છે?" પણ એમ કેમ બને? અને આપણી દારિદ્રયાવસ્થા કોણ નિવેદન કરે? એ બધાં પકવાન્ન કોણ લાવ્યું? બોલ બેટા આ શી રીતે આવ્યું છે. **અલ્લાદિને** કહ્યું, "મા, મને ભૂખ લાગીછે, તેથી એ પંચાતી વેગળી મુક. એ ગમે તેમ હશે, હમણાં ચાલ, આવ આપણે જમીએ; કેમકે તું પણ મારી માફક ભુખી થઇ ગઇ હશે; માટે જમીને હું તને સઘળું વૃત્તાંત કહીશ." પછી મા અને દિકરો જમવા બેઠાં, અને જમણ પણ મનભાવતું હતું એટલે ઉઠાવ્યું પણ ઠીક. આવું પકવાન્ન કદિ ચાખ્યું નહોતું તેથી દમ બાંધીને ખાધું. જમતાં જમતાં **અલ્લાદિન**ની માતા ખુમચો અને રકાબીઓ ધારી ધારીને પુનઃ પુનઃ જોવા લાગી

અને વખાણ કર્યા વગર તેનાથી છાના બેસી રહેવાયુંજ નહીં; તોપણ હજી એને એટલી ખબર ન પડી કે એ રૂપાનાં કે કોઇ બીજી ધાતુનાં છે. કેમકે એવી ચીજ બાપ જન્મારે જોઇ હોય ત્યારે તેની કિમ્મત પિછાણે કેની? મહારાજ, તેનું ધ્યાન એનાપર ખેંચાયું તેતો ફક્ત તે નવાઇ સરખાં હતાં એટલુંજ માત્ર, બાકી કિંમત કોણ જાણે છે! મા દિકરો ખાવા બેઠાં તે છેક ઘણો વખત થયો ત્યાં સુધી ખાધાજ કીધું; કેમકે આ મિષ્ટ પદાર્થ ઘણા રૂચીકર હતા, ને તેથી ઠેઠ સુધી ભોજન કરી લીધું, તોપણ વાળુમાં ચાલે અને બીજે દિવસે બે વાર ભોજન થાય તેટલું બચ્યું. ખાતાં ખાતાં ભોજનનાં બંનેજણે ખૂબ વખાણ કીધાં.

જે અપૂર્વ ભોજન બચ્યું તે ઉપાડી લઇ અલ્લાઉદ્દીનની માએ ઉંચું મુકયું અને પોતે પોતાના દિકરાની પાસે મંચપર આવીને બેઠી. તે બોલી "અલ્લાદ્દિન, હું આશા રાખું છું કે હું મૂર્છાગત હતી ત્યારે પેલા રાક્ષસ સાથે તારે શું વાતચિત થઇ તે કહી મારી જિજ્ઞાસા તૃપ્ત કરશે."

પછી અલ્લાદ્દિને તે રાક્ષસને જોતાં કેવો ત્રાસ ઉપજ્યો, ને તે બોલે તે પેહેલાં કેમ તે મુર્છાગત થઇ પડી, વગેરે સર્વ વૃત્તાંત પોતાની માને કહ્યું. પોતાના દિકરાએ જે કહ્યું તે સાંભળી જેવો રાક્ષસને દેખીને ત્રાસ ઉપજ્યો હતો તેવાજ ભયથી ડોસી થરર કંપતી કહેવા લાગી, "બેટા! એ તું શું બોલેછે! તેં રાક્ષસ જોયો? પણ દિકરા, આપણે રાક્ષસ સાથે શું કામ છે? મેં તો મારી આખી જીંદગીમાં ને આપણા કોઇ પાડોસીએ પણ રાક્ષસ જોયો સાંભળ્યો નથી. તેં જ્યારે ગુફામાં દીઠો હતો ત્યારે મારી નજરે શું કરવા પાડયો? તારીજ જોડે આવીને તે મૂવાએ વાત ન કીધી ને મારી સાથે કેમ બોલવા લાગ્યો? હાય હાય! બાપરે! એ મૂવો રાક્ષસ તો બહુ ભુંડોરે બાઇ! હવે તે મૂવાને રખેને બોલાવતો; હું તો તેને જોતાંજ મરી જઇશ." અલ્લાદ્દિને જવાબ દીધો, "મા, એ કંઇ મેં ગુફામાં જોયો હતો તેજ નહોતો, અગર જો તે પણ એવડોજ હતો. એ બંનો ભયંકર ને ઉંચા રાક્ષસજ હતા; છતાં નિરનિરાળા પોષાક ને નિરનિરાળી રીતભાતવાળા હતા! અને તે જુદા જુદા અધિકારીઓના દાસ હતા. જો તને યાદ હશે તો મેં તને કહ્યું હતું કે જેને મેં પેહેલો દીઠો હતો તે તો આ મારા હાથપરની વીટીને વશ હતો; અને આજે આવ્યો હતો તે કહેતો હતો કે તારા હાથમાં જે દીવો હતો તેનો સેવક છું! પણ હું ધારૂં છું કે તેં એનું બોલવું સાંભળ્યું નહીં

હશે; કારણ કે તે તારી પૂઠે હતો; અને તે દષ્ટિએ પડે તે પેહેલાં તો તું મુર્છાગત થઇ પડી હતી."

એ સાંભળી એની મા બોલી, "શું ત્યારે એ દીવો રડ્યા રાક્ષસને ઉત્પન્ન કરનારો છે? કે જેથી તારી સાથે વાત કરવાને બદલે મારી સાથે વાત કરવા લાગ્યો? અરે રે દિકરા! લઇ જા, લઇ જા મારી નજર આગળથી એ સર્વે વસ્તુ! અને તારી ખુશીમાં આવે ત્યાં મૂક. હું તો હવે એને પુનઃ અડકીશ પણ નહીં. એને અડકીને તે રાક્ષસને પુનઃ નિહાળી બીહીને મરી જવા કરતાં હું તો તે વેચી નાંખવાને રાજી છું, અને જો મારી સલાહ માન્ય રાખશે તો હું તો કહું છું કે આ વીંટી પણ વેચી નાંખ! આપણે રાક્ષસ ને પરીઓ સાથે શું કામ છે? એ તો આપણા પેગંબરો કહે છે કે ભૂત છે; ને તેનો સમાગમ નહિ કરવાની આજ્ઞા આપી છે."

એ સાંભળી અલ્લાદિન કહેવા લાગ્યો, "માતાજી! જે દીવો મને અને તમને આટલો બધો ઉપયોગી છે તે તમેજ કહો, મારે કેમ વેચી નાંખવો જોઇએ? મને તમારી સલાહ રૂચતી નથી. જુઓ એનો કેવો અપૂર્વ ચમત્કાર છે. એ આપણે માટે શું શું લાવ્યો છે તે તમે નજરો નજર દીઠું નહિ? અને એ હવે પછી પણ આપણું ભરણપોષણ અને જીવનગાળો પુરો પાડશે. એને ફેંકી દેવાને હું તૈયાર થયો હતો; પણ હવે એનું ઉપયોગીપણું જાણ્યા પછી તેમ થઇ શકે તેમ નથી. તેનો અદ્ભુત ચમત્કાર જોઈને હવે એમ કરવામાં ગાંડાપણું છે. એ દીવો આપણી પાસે છે ત્યાં સુધી કદીપણ આપણને કોઇપણ ચીજની પંચાતી પડનાર નથી, એનાથી સદાજ આનંદમાં રહીશું. મારી માફક તું પણ અટકળ કરી શકશે કે મારા ધૂર્ત કાકાએ આટલી મોટી મુસાફરી કરી અને શ્રમ વેઠયો ને સંકટ સોષ્યાં તે એ દીવો પ્રાપ્ત કરવાના હેતુથીજ હોવાં જોઇએ, અને એ દીવામાં તેણે એટલો માલ દીઠો હતો કે ત્યાં ઓરડામાં સુનું રૂપું મેં મારી નજરોનજર જોયું તે કિંચિત્ પણ લેવાને તેણે ચોખી નાપાડી હતી અને માત્ર એજ લાવવા કહ્યું હતું. અને એ શું છે તે એ જાણતો હતો. એને આ દીવાની ખરી કિંમત, ગુણ ને સામર્થ્યની ખબર હતી તેથી તો એટલા ભારે ખજાના કરતાં પણ એને વધુ ગણ્યો. ત્યારે દૈવયોગે એવડો અલભ્ય લાભ સહજ થયો ને અચાનક એના ચમત્કારની આપણને ખબર પડી ત્યારે હવે કંઇ ભારે ડોળ દમામ કીધા વગર એ સંપત્તિ સાચવી રાખવી. આ આપણા પાડોસી અદેખાઇ અથવા બળત્રા ન કરે તેવી રીતે એનો લાભકારક ઉપયોગ કર્યા કરીશું તે-

થી કોઇને સંશય આવશે નહિં. એમ છતાં રાક્ષસની તને ઘણી ધાસ્તી લાગેછે તો હું એ દીવો તારી નજર આગળથી દૂર કરૂં છું, અને જ્યારે જોઇએ ત્યારે મળી આવે તેમ મુકી છાંડીશ. એ પ્રમાણે આ વીટી પણ હું જવા દેનાર નથી; કેમકે એ નહોત તો તે ભયંકર ગુફામાંથી નિકળી અવાત નહિ ને તેં મારૂં મ્હોં કદી દીઠું નહોત. અને અગરજો હાલમાં હું જીવતો છું તોપણ કદાચ એ જતી રહેતો કંઇ ઘોર સંકટ પ્રાપ્ત પણ થાય; માટે આશા રાખુંછું કે તું એ હમેશાં મારી પાસે રાખવા અને આંગળીએ પેહેરવા દેશે. કોને ખબર છે કે આપણાપર શું શું સંકટો ને વિટંબણાઓ આવશે ને એ મને મૃત્યુભયમાંથી કેમ ઉગારશે !" **અલ્લાદિન**ની તકરાર વાજબી હતી તેથી તેની મા એથી વિરૂદ્ધ કંઇ બોલી નહીં, ફક્ત એટલુંજ બોલીને ચુપ રહી કે, "બેટા ! તારી ખુશીમાં આવે તેમ સ્વતઃ કર; પણ મારે જાતે તો તે રાક્ષસ સાથે કંઇજ કામ નથી; મને તેનાં પુનઃ દર્શન ન કરાવતો. હું તો મારો પાલવ ખંખેરૂં છું અને હવે એની પંચાત કદી કરનાર નથી."

તે રાક્ષસે જે ખોરાક આણ્યો હતો તે તેમને બીજે દહાડે રાત સુધી ચાલ્યો. ત્રીજે દહાડે પ્રભાતમાં ભૂખ લાગવાથી **અલ્લાદિન** તે ખુમચા પૈકી રૂપાનો એક નાહ્નો ખુમચો પોતાના અંગરખાની ચાળમાં રાખી નજીકના બજારમાં વેચવાને નિકળ્યો. તુરત એક યાહુદી મ્હોલ્લામાં મળ્યો. તેને બોલાવી બાજુએ લઇ જઇ પેલી રકાબી અંગરખામાંથી કહાડીને બતાવી અને પુછ્યું કે આ વેચાતી લેશે ? તે યાહુદી પક્કો ઉસ્તાદ ને લુચ્ચો હતો. તેણે રકાબી હાથમાં લઇ તપાસી જોઇ તો ખરી ચાંદીની માલમ પડી. પછી તેણે **અલ્લાદિનને** પુછ્યું, "તું એનું શું લેશે ?" **અલ્લાદિન**ને એની કિમ્મત ખબર પણ નહોતી અને એવો રોજગાર કોઇ દિવસે કીધો નહોતો; યાસ્તવ કહ્યું કે, "તમોને જે વાસ્તવિક ભાસે તે તમારા ઇમાનપર મને આપો." આવું સરળ સાટું જોઇ યાહુદી પેહેલાં તો જરા ગભરાયો. તેના મનમાં એમ શંકા ઉત્પન્ન થઇ કે **અલ્લાદિન** એ શેની છે તે જાણતો હશે અને એની ખરી કિમ્મતની પણ ખબર હશે ! તોપણ પોતાના ગજવામાંથી એક સોના મોહોર કહાડી તેને આપી, અગરજો તે ખુમચાની કિંમતનો તે સાઠમો ભાગ પણ નાહોતો. **અલ્લાદિને** ઘણી આતુરતા ને હર્ષથી તે લીધી, અને એટલો ઉતાવળો ચાલતો થયો, કે પેલા યાહુદી બ્યાપારીને આટલો નફો થયા છતાં સંતોષ પ્રાપ્ત થયો નહિ. ને તેના મનમાં એમ આવ્યું કે આપણે થોડું નાણું દીધું હોત તો ઠીક પડત. તેથી

એ આપેલા પૈસાથી કંઇ થોડું બીજું ફાંસી લેવા તે તેની પુંઠે દોડયો પણ **અલ્લાદિન** એટલો ઝપડથી દોડયો ગયો અને છેટું એટલું પડી ગયું કે તેને પછી પકડી પાડવાનું મુશ્કેલ જણાયું.

ઘેર ગયા પેહેલાં **અલ્લાદિને** એક ભઠિયારાની દુકાને જઇ મોહોર વટાવી; ને તેમાંથી એક દિવસ ચાલે તેટલો ખોરાક લઇ બાકીના પૈસા બચ્યા તે ઘેર લાવી પોતાની માને આપ્યા. તે તેમાંથી કેટલાક દહાડા ચાલે તેટલું અન્ન લાવી. આ પ્રમાણે પોતાનો નિર્વાહ ચાલે છે, એટલામાં પૈસા ખુટયા કે એકેક ખુમચો વેચવા કાઢતો. આવી રીતે બારે રકાબી એક પછી એક **અલ્લાદિને** તેજ યાહુદીને એટલાજ પૈસા સારૂ વેચી અને પોતાનો કારભાર ચલાવ્યો. તેમ પેલા યાહુદી **મોસીસ**ની પણ એથી ઓછું આપવાની હિંમત ન ચાલી; કેમકે આવો લાભકારક સોદો સમૂળગો બંધ થઇ જવાની ધાસ્તી લાગી. તેથી તે કમી જાસ્તી કંઇ બોલ્યા વગર મુંગોમુંગો આપ્યાં જતો હતો. રકાબીઓ પુરી થઇ એટલે મોટા થાળાનો વારો આવ્યો. પણ એ તો રકાબીઓ કરતાં દશગણો ભારે હતો. **અલ્લાદિન** એને પણ તેના આગલા ખરીદદાર પાસે લઈ ગયો હોત, પણ તે વજનમાં અતિ ભારે હતો તેથી તે યાહુદીને પોતાની સાથે પોતાને ઘેર તેડી લાવ્યો અને પેલા યાહુદીએ તે તપાસી જોઈ વજન કીધું તો તે દશગણો ભારે થયો અને તે પણ ખરી ચાંદીનો હતો તેથી **અલ્લાદિનને** દશ મોહોર આપી; એટલે એ પણ ખુશ ખુશ થઇ ગયો, ને તે ડોસી ને દિકરો બંનો પરમ સંતોપ પામ્યાં.

આ દશ મોહોરો કરકસરથી ઘણાક દહાડા ચલાવી. અગરજો **અલ્લાદિન** આળસુ ફર્યા કરતો હતો તોપણ પોતાની ઉમ્મરના છોકરાઓ સાથે રમવાનું છોડી દીધું હતું. તે ઘણું ખરૂં આમ તેમ ફર્યા કરતો અને જે જે લોક સાથે ઓળખાણ પીછાણ થઇ હતી તેમની સાથે વાતોચીતો કરી વખત ગાળી નાખતો હતો. કોઇ કોઇ વખત મુખ્ય મુખ્ય વેપારીની દુકાનો ઉપર બેસી રહેતો અને ત્યાં સારા સારા માણસો આવે જાય તેની વાતોચીતો સાંભળતો ને તેનો સ્નેહ સંપાદન કરતો હતો. આથી કંઈક વેપારની તથા દુનિયાદારીની રીતભાત તે સમજવા લાગ્યો. આ પ્રમાણે જ્યારે સઘળા પૈસા થઇ રહ્યા ત્યારે **અલ્લાદિનને** પાછો પેલા દીવાનો ઉપયોગ કરવો પડયો. એ દીવામાંથી પૈસા પુનઃ પ્રાપ્ત કરવાનું તેના મનમાં આવ્યું. તે દીવો બહાર કાઢી હાથમાં લઇ જે ઠેકાણે તેની માએ ધૂળ લઇ ઘસવા

માંડયું હતું તેજ ઠેકાણું જોઇ કહાડી એણે પણ ઘસ્યું, એટલે એક રાક્ષસ આવીને હાજર થયો. આ રાક્ષસ પૂર્વના રાક્ષસ જેવોજ કદમાં હતો, પણ સ્વભાવમાં ઘણો સૌમ્ય ને નિર્મળ મુદ્રાવાળો હતો. પેહેલો અકાળ વિકાળ રાક્ષસ હતો તેનું કારણ એજ કે **અલ્લાદિન**ની માએ તે દીવાને ખુબ ઘસ્યો હતો; ને **અલ્લાદિને** તો સહજ હાથ લગાડયો હતો. તે રાક્ષસે હાથ જોડી મૃદુ ભાષણથી કહ્યું, "બોલ, તારે શું જોઇએ છે? હું તથા આ દીવાના બીજા દાસો તારી આજ્ઞા માનવાને સદા તૈયાર છિયે. જેના હાથમાં આ દીવો છે તેના અમે દાસનુદાસ છિયે, માટે ફરમાવ તારો હુકમ, તાત્કાળ બજાવીશ." **અલ્લાદિને** કહ્યું, "ઠીક! હું ભૂખ્યો છું, માટે કંઈ ખાવાનું લાવ." તુરત તે રાક્ષસ અદ્રષ્ટ થયો અને પૂર્વ પ્રમાણે એક મ્હોટા થાળામાં એટલાજ નાહ્ના ખુમચા તથા મદ્યના શીસા તથા પ્યાલાં સહીત હાજર થયો ને તે સર્વને એક મેજપર મુકીને ચાલ્યો ગયો.

**અલ્લાદિન**ની માયે જાણ્યું કે હવે દીકરો શું કરવાનો છે, તેથી એવો રાક્ષસ પુનઃ નજરે ન પડે માટે તે ડોસી ઘરમાંથી જાણી જોઇને આઘી પાછી થઇ ગઇ હતી; પણ પાછી આવીને એ દીવાની મહત્તા દીઠી. પૂર્વ પ્રમાણેજ મેજપર પકવાનથી ભરેલી રકાબી ને થાળો પ્યાલાં તૈયાર હતાં. એ જોતાંજ તે હર્ષઘેલી થઇ ગઇ. એમ છતાં પણ તે પોતાના દીકરાને લઇને જમવા બેઠી અને બીજું બે ત્રણ દહાડા ચાલે તેટલું તેમાંથી કહાડીને ઉંચું પણ મુકયું અને ભાવ્યું તેટલું ખાઇ પણ લીધું.

બે ત્રણ દહાડાનું અન્ન પુરૂં થયું એટલે **અલ્લાદિન** પુનઃ પૂર્વવત્ એક નાહ્નો ખુમચો લઇ પોતાના યાહુદીને શોધવા નિકળ્યો, પણ રસ્તે જતાં એક સોનીની દુકાન આવી. તે સોની સાચવટ અને પ્રમાણિકપણા માટે લોકવિખ્યાત હતો. તેણે એને દીઠો અને બોલાવી કહ્યું, "બેટા! આવી રીતે કંઇ કંઇ લઇને મેં તને ઘણી વખત અહીં થઇને એક યાહુદી પાસે જતાં જોયો છે અને જ્યારે જ્યારે તું પાછો ફર્યોછે ત્યારે ત્યારે ખાલી હાથે ફરેલો દીઠો છે. હું ધારૂંછું કે તું કંઈક એને ત્યાં વેચવાને લઇ જાય છે. પણ કદાચ તને ખબર નહીં હશે કે સઘળા યાહુદીમાં લુચ્ચામાં લુચ્ચો એ છે, અને એટલાજ માટે એવો નામાંકિત થઇ રહ્યો છે કે કોઇ ડાહ્યો માણસ એની સાથે કામ પાડતો નથી. હું જે કહુંછું તે તારા સારા માટે કહુંછું. તું જે કંઇ લઇ જાયછે તે મને બતાવશે, અને તે જો વેચવાનું હશે–તેમ મારે તે રાખવા જેવું હશે તો હું તે ખરીદીશ અને તને તેની પુરેપુરી કિંમત આપીશ; અ-

થવા તેમ નહીં તો હું તને બીજા સાહ વેપારીઓને ઘેર મોકલીશ કે જે તને ઠગશે નહીં."

અલ્લાદિને એ વાકય સાંભળતાં કે મનમાં નકકી કીધું કે એને સ્વાધીન આપણી રકાબી કરવાથી અધિક નાણું પ્રાપ્ત થશે. તેથી વધારે પૈસા મળવાની આશાથી રકાબી પોતાના અંગરખાની ચાળમાંથી કહાડી તે સોનીને દેખાડવાની લાલચ થઇ. તે વયોવૃદ્ધ માણસે હાથમાં લેતાંની વાર પારખ્યું કે તે શુદ્ધ ચાંદીની છે, તે ઉપરથી પુછ્યું કે એવી આગળ કેટલી રકાબી તે યાહુદીને વેચી હતી? ને શું મળ્યું છે?" એ સાંભળી અલ્લાદિને કહ્યું, "એવી બાર રકાબી દરેક એકેક મોહોર સારૂ મેં વેચાતી આપી હતી." એ સાંભળી તે સોની ગુસ્સાથી બોલ્યો, "અહાહા! કેવો ઠગારો! એ ચંડાળ ઘણો લુચ્ચો છે! પણ બની તે બની, હવે કંઇ તેનો ઉપાય નથી. જે શુદ્ધ ચાંદી અમે અમારી દુકાનોમાં વાપરીએ છિયે તેની આ રકાબી બનાવેલી છે, અને તેની કિંમત જ્યારે તારા મ્હોં આગળ હું મુકીશ ત્યારે તને સ્પષ્ટ માલમ પડશે કે તેણે તને કેટલો ઠગ્યો છે."

પેલા સોનીએ તુરત કાંટો કાઢયો અને વજન કરી નક્કી કીધું કે આટલા ઔંસની તે છે; તે પરથી ગણત્રી કરી કહ્યું કે, "બેટા! એની કિંમત સ્હાઠ મોહોર થવી જોઇએ." એમ કહી લાગલી તેટલી મોહોરો ગણી આપી અને પછી કહ્યું, "જો મારા પ્રમાણિકપણા માટે કંઇ સંશય જેવું હોય તો કોઇ બીજા સોનીની દુકાને બતાવ; અને તે જો એક પાઇ વધારે આપે તો હું એથી બમણા દામ છોડી દઈશ. એ ખરીદવામાં મને નફો ઘડામણનો છે. પણ ગમે તેવા પ્રમાણિક યાહુદી પાસે તું જશે તો તે એટલા નફાપર કદી પણ સંતુષ્ટ થશે નહિ!" આવું વાજબી સાટું, જે કેટલું બધું પોતાના લાભમાં થયું હતું તેને માટે તે પ્રમાણિક સોનીનો મોટો આભાર માની જે સોનું આપ્યું તે લઈ અલ્લાદિન ઘેર ગયો ને ત્યાર બાદ બીજા કોઇને ત્યાં પોતાની રકાબીઓ તેણે બતાવી નહીં. તે સર્વે રકાબી તથા થાળો એજ સોનીને ત્યાં વેચ્યાં! ને જે તોલમાં જેટલું ઉતર્યું તેટલા તેના પૈસા મળ્યા.

અગરજો અલ્લાદિન અને તેની માના હાથમાં જે દીવો આવ્યો હતો તેમાં અક્ષય દ્રવ્યનિધિ ભરેલી હતી, ને ઘટિત પદાર્થ પ્રાપ્ત થાય તેમ હતું. તોપણ તે લોકો આગળના જેવીજ કરકસર કરતાં હતાં. ફેર માત્ર એટલોજ કે અલ્લાદિન જરા કપડાં સારાં પેહેરવા લાગ્યો; પણ તેની મા તો રેંટીઓ કાંતીને જે મળે તેમાંથી જે કપડાં આવે તે શિવાય બીજું કંઇજ

પેહેરતી નહિ. હવે એવી રીતે રહેતાં હતાં તેપરથી સાફ જણાય છે કે એ રકાબી અને થાળો જેટલા પૈસા સારૂ વેચ્યાં તે ઉપર ઘણાક દહાડા નિર્વાહ ચાલ્યો હશે. જ્યારે પૈસાની તાણ પડે ત્યારે પુનઃ પુનઃ તેજ પ્રમાણે રકાબી ને થાળા મંગાવી વેચતો હતો.

એ દરમ્યાન **અલ્લાદિન** મોટી મોટી દુકાનો, જ્યાં સુનેરી રૂપેરી કીનખાબ, બનાત, રેશમી કાપડ અને જવાહીર વેચાતાં હતાં ત્યાં જઇ જઇને બેસતો અને ઘણીખરી વાર તેમની સાથે વાતચિતમાં સામેલ થવાથી સંસારનું કંઇ વિશેષ જ્ઞાન તેને પ્રાપ્ત થયું હતું. તે રીતભાત ને સંસાર વ્યવહારમાં એક્કો થવા માંડયો, ને તાઝીમ તવાજો શિખ્યો ! ઝવેરીઓ સાથે ઓળખાણ પીછાણ થવાથી તેને ખબર પડી કે તે જે ફળો પેલા દિવ્ય બાગમાંથી વીણી લાવ્યો છે તે કંઇ રંગએરંગી કાચ નથી, પણ અમૂલ્ય રત્ન છે. પણ એટલો ડાહ્યો હતો કે એ વાત તેણે કોઈને કહીજ નહોતી—પોતાની માને પણ નહોતી કહી. તેણે જોયું કે આ રંગએરંગી અમૂલ્ય રત્નો તો દ્રવ્યની ખાણ છે. એવી એની પૂર્ણ ખાત્રી થઇ. અને આ વાર્ત્તા કોઇને કહી નહિ તેથી એનો નસીબો ર્ય્યો.

એક દહાડો **અલ્લાદિન** શેહેરમાં ફરતો હતો તેવામાં સુલતાને દાંડી પીટાવી કે, 'રાજપુત્રી **બદ્રુલબદુર** (પૂર્ણ ચંદ્ર) સ્નાનગૃહમાં સ્નાન કરવા જાય અને ત્યાંથી પાછી ફરે ત્યાં સુધી સર્વ કોઇએ પોતપોતાની દુકાને બંધ કરી, ઘરમાંજ ભરાઇ રહેવું.' એ ઢંઢેરો એના સાંભળવામાં આવ્યો.

આવો હુકમ સાંભળ્યાથી રાજપુત્રીનું મ્હોં જોવા માટે **અલ્લાદિનને** અતિશય ઉત્કંઠા ઉત્પન્ન થઇ આવી. તેણે ઇચ્છયું કે રાજપુત્રીને બુરખા વગર જોવી, પણ તે માટે તો કોઇ ઓળખીતાના ઘરમાં જઇ બારીએથી જોય તોજ જોવાય. પણ તેથી કંઇ સંતોષ પમાય તેવું ન હતું; કારણ કે એણે વિચારી જોયું કે રાજપુત્રી સ્નાનકરવા જશે ત્યારે બુરખો ઓઢીને જશે; ને તેવી સ્થિતિમાં જોઇ તેમાં માલ શો ? તેથી તુરતજ પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવાને એક યુક્તિ શોધી કહાડી, અને તેમાં તે ફતેહ પામ્યો. તે યુક્તિ એ હતી કે સ્નાનગૃહના દ્વાર પાછળ સંતાઇ રહેવું. તે બારણાં એવાં આવી રહ્યાં છે કે ત્યાંથી તેનું મ્હોંઢું સ્પષ્ટ જોવાય તેમ હતું.

આવી રીતે ભરાઇ રહ્યાને ઘણીવાર ન થઇ, એટલામાં રાજપુત્રી આવી પહોંચી અને તે દ્વારની ફાટમાંથી કોઇ દેખે નહિ તેવી રીતે સર શુદ્ધ અલ્લાદિન તેને જોઇ શકયો. તેની સાથે પુષ્કળ દાસીઓ અને ખોજાઓ હતાં.

તે તેની આગળ પાછળ વીટાઇ વળ્યાં હતાં. જ્યારે સ્નાનગૃહ ત્રણ ચાર ડગલાં દૂર રહ્યું ત્યારે તેણે બુરખો મ્હોંપરથી કહાડી નાંખ્યો. આથ **અલ્લાદિનને** સ્વસ્થપણે નિહાળવાનો પુરતો લાગ મળ્યો.

અત્યાર સુધી **અલ્લાદિને** પોતાની માતા શિવાય કોઇપણ સ્ત્રીને બુરખા વગર જોઇ નહોતી. એની માતાનું વય વૃદ્ધ હતું, ને તરૂણાવસ્થામાં-જ તેનામાં સૌંદર્ય હતું નહિ. યાસ્તવ સ્ત્રીનું સૌંદર્ય ને યૌવન શું છે તેનું **અલ્લાદિનને** ભાનજ નહોતું. અતિ સ્વરૂપવાન સ્ત્રીઓ દુનિયામાં છે એવું લોકના બોલવાથી તેણે સાંભળ્યું હતું ખરૂં, પણ બીજાના કહેવાથી તેની કંઇ કલ્પના કરી શકયો નહોતો. પણ આજે સાક્ષાત્ ચંદ્ર-નાં દર્શન થતાં તે બેભાન જેવો થઇ પડયો. રાજપુત્રીને જોતાબાર-માંજ **અલ્લાદિનનું** મન વિહ્વળ થયા વગર રહ્યું નહીં. તેના મનમાં તો તેની ઝંખના લાગી. રાજપુત્રી **બદ્રુલબદુર** ઘણીજ સ્વરૂપ સૌંદર્યથી ભરપૂર હતી. તેનાં નેત્રમણી મ્હોટાં પાણીદાર, સુંદરીઓને પણ મોહ ઉપજાવે તેવાં ને ચોગરદમ ફરતાં અને તેજસ્વી હતાં; તેની મુખમુદ્રા ઘણીજ સુશીળ સૌમ્ય હતી. તેના નાકમાં કંઇ પણ ખોડખાંપણ નહોતી. મ્હોડું નાનું સરખું અને અધરોષ્ટમાં અમૃત ભરેલું હતું. તેના અધરોષ્ટ સ્વાભા-વિકજ લાલ હતા; અને સઘળા અવયવો મોહ ઉપજાવે તેવા ઘાટદાર હતા. ટુંકાણમાં કહું તો એનો દેખાવ વર્ણવી શકાય તેથી પણ વ-ધારે શોભાયમાન હતો. આવી લાવણ્યવતિ સુંદરી, મોહિનીથી ભરપૂર **અલ્લાદિને** પૂર્વે કદી જોઇજ નહોતી, તેથી તે દિગમૂઢ થઈ જાય તેમાં કંઇ નવાઈ જેવું નહોતું. એ સઘળા સાથે રાજપુત્રીનો ઘાટ અને ચાલ-વાનો લટકો ને મટકો એવો હતો કે તેને જોઇને મોહ પામ્યા વગર રહેવાયજ નહીં. તેની મુખાકૃતિ ભવ્ય હતી તે જોતાંજ તેના પ્રત્યે **અલ્લાદિનને** સન્માન બુદ્ધિ ઉત્પન્ન થઈ.

રાજપુત્રી મ્હોં આગળ થઇને ચાલી ગઇ અને સ્નાનગૃહમાં પેઠી ત્યાર બાદ **અલ્લાદિન** તો ડિંગ થઇ જડની માફક ઉભો થઇ રહ્યો, અને જાણે દીવાનાની માફક આવા પ્યારા ને સુંદર પદાર્થનું ચિંતવન કરતો હોય તેવો જણાયો. તે પુનઃ પુનઃ તેના સ્વરૂપનું સ્મરણ કરી અંતઃકરણમાં અધિકાધિક શોક કરવા લાગ્યો. પણ આખરે વિચાર આવ્યો કે રાજ-પુત્રી પાછી ફરશે ત્યારે તો તેની પુંઠ તેની તરફ થશે; અને તેપણ વળી બુરખો ઓઢીને નિકળશે એટલે પ્રત્યક્ષ દર્શન કદિપણ થશે નહિ

માટે ત્યાંથી ચાલી નીકળી ઘેર પાછા ફરવું એ વધારે સારૂં છે. જ્યારે ઘેર આવ્યો ત્યારે એની દિલગીરી ઢાંકી રહી શકી નહિ. તેની માના જોવામાં આવ્યું કે એ કંઇક વ્યગ્રચિત્તનો જણાય છે. તે સદા આનંદવૃત્તિનો જણાતો હતો તે આમ ઉદાસ કેમ છે તે જાણવાના ઇરાદાથી તેણે તેને પુછયું, "ભાઇ શું થયું છે, કંઈ જીવને સારૂં નથી શું?" **અલ્લાદ્દિને** આનો કંઇજ જવાબ વાળ્યો નહીં, પણ ધબદઇને કોચ ઉપર પડતું મુકયું અને સૂનમૂન પડી રહ્યો. અને **બદ્રુલબદુર** સુંદરીનું ધ્યાન ધરવા લાગ્યો. જ્યાં જોય ત્યાં તેને **બદ્રુલબદુર** દીસવા લાગી. એની મા વાળુ માટે રસોઈ કરતી હતી તેથી કંઇ વધુ પુછપરછ કીધી નહીં. જ્યારે રસોઇ થઇ રહી ત્યારે ભાણું પિરસ્યું. પણ તેણે જોયું કે એતો કંઈ લક્ષ આપતો નથી, ત્યારે જમવા સારૂ ઉઠવાનું કહ્યું, અને ઘણી મેહેનતે ઉઠાડયો ત્યારે હમેશ કરતાં ઘણુંજ થોડું ખાઇને ઉઠયો. એ બધો વખત તે નીચું ઘાલી રહ્યો હતો અને ભારે ગમગીનીમાં પડેલો જણાતો હતો. તેની માએ આવા એકાએક ફેરફારનું કારણ જાણવા ઘણાક સવાલ કીધા પરંતુ તેનો કંઇપણ પ્રત્યુત્તર વાળ્યા વગર તે નીચું ઘાલી સ્તબ્ધ થઇ રહ્યો

વાળુ કરી રહ્યા પછી પાછું તેણે પુછયું કે, "ભાઇ તું ઉદાસ કેમ છે?" પણ કંઈજ ખુલાસો મળ્યો નહીં; અને તેને કંઇપણ જણાવવા ક-રતાં ગૂપચૂપ સુઇ જવાનું ઠીક લાગ્યું. હવે **અલ્લાદ્દિને** કેવી રીતે રાત કહાડી તે હું જણાવતી નથી, પણ એના મનપર રાજપુત્રી **બદ્રુલબદુરની** લાવણ્યમૂર્ત્તિની મોહિની છવાઇ રહી હતી તેથી તેનું સારી રાત ધ્યાન કર્યા કીધું! બીજે દિવસે પોતાની માતા રેંટીઓ કાંતતી હતી અને પોતે મંચ ઉપર બેઠો હતો તેવામાં તે બોલ્યો, "મા, હું જોઉંછું કે કાલે હું કાંઇ બો-લતો નહોતો તેથી તને ઘણી બેચેની લાગી છે. અને હું ધારૂં છું કે તું મને કંઇ દુઃખ થયું સમજે છે. પણ તેમ નથી, પણ ખરેજ મને તો એક મહાભારત રોગ થયો છે તે બીજા કરતાં ઘણો પીડાકારક છે. મને શી પીડા થાય છે તે તો હું જણાવી શકતો નથી, પણ હું જે તને કહું છું તે પરથી તું સમજી જશે કે મને શું રોગ થયો છે."

"આપણા શેહેરના આ ભાગમાં કંઇ ડાંડી ફરી નથી એટલે તને ક-શી ખબર હશે નહીં, પણ સુલતાને એવી ડાંડી પિટાવી હતી કે રાજપુત્રી **બદ્રુલબદુર** કાલે પ્રભાતના સ્નાન કરવા જશે. એ વાત શેહેરમાં ફરતાં

હતો ત્યાંથી મેં સાંભળી અને સાથેસાથે એવો પણ હુકમ થયો હતો કે જે રસ્તે થઇને તે જનાર હતી તે રસ્તાના તમામ દુકાનદારોએ તેના માન ખાતર દુકાનો બંધ રાખી દ્વાર બંધ કરી ઘરમાંજ રહેવું અને તેને નિર્ભયપણે રસ્તો આપવો. હું એ સ્નાનગૃહથી ઝાઝો દૂર ન્હોતો, તેથી રાજપુત્રી બદ્રુલબદુરનું મ્હોં જોવાની જિજ્ઞાસા થઇ, અને મને વિચાર આવ્યો કે રાજપુત્રી સ્નાનગૃહમાં પ્રવેશ કરે તે વખતે બુરખો ઉઘાડી નાંખશે ત્યાં જઈ તેનું મોંઢું જોવું, ને તેથી મેં તેના દ્વાર પાછળ ભરાઇ રહેવાનો નિશ્ચય કીધો. એ દ્વાર કેવી રીતે આવી રહ્યું છે તે તો તું જાણેજ છે. તું સેહેજે જાણી શકશે કે મેં તેને બરાબર ધારીધારીને જોઇ હશે. રાજપુત્રીએ પોતાનો બુરખો ઉઘાડી નાંખ્યો અને મને નિરાંતે તેના સુંદર મુખનું દર્શન કરવાનો લાગ મળી ગયો. તે વેળાએ માતા! મારી આનંદમયવૃત્તિ કેવી થઇ હતી તે તને શું કહું? તેને જોતાંજ હું દિવાના સરખો થયો! મા, ગઈ કાલથી આજપર્યંત હું ઉદાસ અને સૂનમૂઢ રહ્યો હતો તેનું કારણ એ હતું. અહા! મને તે રાજપુત્રી કેવી પ્યારી લાગે છે કે શું કહું! તને કંઇ કહી શકતો નથી. મારો તે રાજકન્યાપર જે ઉત્સખળ પ્રેમ જડાયો છે તે કદી ઓછો થનાર નથી. પળે પળે મારામાં એવો જુસ્સો થઇ આવે છે કે એ સ્નેહાકર્ષક રાજપુત્રી બદ્રુલબદુર ગમે તેમ કરીને પણ મેળવાય નહીં તો હું જીવી શકીશ નહીં. મેં તો સંકલ્પ કીધો છે કે એના બાપ સુલતાનની પાસે જઇ લગ્નનું માગું કરવું."

અલ્લાદ્દિને જે જે કહ્યું તે લક્ષ્યપૂર્વક સાંભળી તેની મા આશ્ચર્ય પામ્યા વગર રહી નહીં; અને જ્યારે રાજપુત્રી બદ્રુલબદુરનું પરણવા સારૂ માગું કરવાનું કહ્યું, ત્યારે તો તેને ખડખડાટ હસવું આવી ગયું. આવા ગાંડા ગાંડા વિચારો હજીપણ અલ્લાદ્દિન આગળ ચલાવતે; પણ એની મા વચમાં બોલી ઉઠી, "રે દીકરા! તું શું વિચાર કરે છે? કંઇ ગાંડો બાંડો થયોછે કે શું?" અલ્લાદ્દિને કહ્યું, "મા, ખરૂંજ માનજે કે હુ ગાંડો નથી થયો પણ પૂર્ણ શુદ્ધિમાં છું. મેં આગળથી ધારીજ રાખ્યું હતું કે આવી બેવકુફી અને મોટી મોટી વાતો સાંભળી તું મને વારશે; પણ મેં દૃઢ નિશ્ચય કીધો છે કે સુલતાન આગળ રાજપુત્રી સારૂ માગું કરવું; અને તેમાં તું આડે આવશે તે ફોકટ છે."

અલ્લાદ્દિનનો આવો દૃઢ ઠરાવ જોઇ તેની મા જરા ઠાવકાઇથી બોલી; "અરે, મારાથી બોલ્યાવગર રહેવાતું નથી. તું કોણ છે તેનું પણ

તને ભાન નથી રહ્યું કે શું? આપણી યોગ્યતા કેટલી? એમ કરતાં પણ કદાચ તું તારા ઠરાવમાં દૃઢ હશે તોપણ એ માગું કરવા મોકલશે કોને?" તત્ક્ષણે **અલ્લાદ્દિન** બોલી પડયો કે, "તનેજ તો! વળી બીજું કોણ જાય?" એ સાંભળી આશ્ચર્ય અને વિસ્મયતા સહીત તેની મા બોલી, "શું હું જઈશ? એવું કામ હું માથે લીધા પેહેલાં ઘણી સાવચેતી રાખીશ. તું તે કોણ? આ કામ મારાથી કેમ થશે? તું એવો તે કોણ મોટો કે તને સુલતાન પોતાની રાજકન્યા આપે? શું ભુલી ગયો કે તારો બાપ તો એક અત્યંત દરિદ્રી દરજી હતો, અને હું તે કીયા ઉંચા કુળની છું? અને તને ખબર નથી કે સુલતાનો પોતાની કુંવરીઓ પોતાના જેવાજ સુલતાનો અને રાજકુંવર શિવાય બીજાને પરણાવતા નથી? વખતે મોટા મોટા રાજારજવાડાને પણ આ પ્રમાણે કન્યા મળવી કઠીણ તો તારી શી આશા?"

આ સાંભળી **અલ્લાદ્દિને** જવાબ દીધો, "મા, તેં જે જે કહ્યું અને વળી હજી પણ કહેશે તે સઘળું મેં આગળથી ધારી રાખ્યું હતું; તોપણ તને ફરીથી કહું છું કે તારી ગમે તે વાત અને ગમે તેટલી ના, મારૂં મન ફેરવી શકનાર નથી. મારા હૃદયમાં જે રાજકન્યાએ ઘર કીધું છે તે હૃદયમાંથી તે કન્યાની છાયા ખસનાર નથી. હું તને કહીજ ચુકયો છું કે રાજપુત્રી **બદ્રુલબદુર** માટે તારે માગું કરવુંજ પડશે; એટલી મેહેરબાની તારી પાસે માગી લઉં છું ને હું આશા રાખું છું કે તું ના નહીં પાડશે: નહીં તો તારે મારા જીવવાની આશા રાખવી નહીં. જો તું હા પાડશે તો એમજ માનીશ કે જાણે મને નવો અવતાર આપ્યો. હું તારો આજ્ઞાપાળક પુત્ર છું ને તું મારી માતા છે તે અર્થે તારે જવુંજ પડશે."

**અલ્લાદ્દિનને** આવી અવિચારી યોજનામાં દૃઢ જોઇ પેહેલાં તો એની માને ઘણીજ ગભરામણ થઇ. પણ ક્ષણભર વિચાર કરી તે બોલી, "મારા બેટા, મેં તને આ જગત્માં જન્મ આપ્યોછે તો તું કરવા જેવું જે કહે તે હું ન કરૂં એમ કેમ હોય? આટલું તો ખરૂં છે કે તે પ્રત્યેક કાર્ય સમજવાળું હોવું જોઇએ. આપણા સમોવડિયા પડોસીની કન્યા સાથે લગ્ન કરવાનું કહેતો હોય તો હું મોટા આનંદથી પુછવા જાઉં. અને સત્ય કહું છું કે તેઓ પણ જરા વિચારમાં પડી પુછે કે તું તે શું રોજગાર કરે છે યા તારી પાસે શું ઠામ ઠીકરૂં છે? તારી સ્ત્રીનું પેટ ભરવાને તું સમર્થ નહિ હોય

તો કોણ તને કન્યા આપે? આપણા જેવા નિર્ધન માણસે તો પરણવા પહેલાં વિચાર કરવો જોઇએ કે આપણે કેવી રીતે ઉદર નિર્વાહ કરીશું. તારા કુળનો કંઈ વિચાર નથી કરતો અને તારામાં શા ગુણ છે અથવા શી સંપત્તિ ને શી યોગ્યતા ને સામર્થ્ય છે કે આટલી મોટી ભારે હોંશ રાખે છે? અને તે પણ કેવી હોંસ! રાજાની કન્યા પરણવી છે, કે જે એક શબ્દ બોલે તે પહેલાં તારી સર્વે આશા ભંગ થઇ જાય, ને એક ક્ષણમાં તું રાખોડી થઇ પડે. એ સર્વે તારે માટે છે, ને એનું પરિણામ કેવું ભયંકર આવે તેનો તને યત્કિંચિત્ પણ વિચાર નથી. સાથે સાથે મને મારો પોતાનો પણ વિચાર આવે છે. તારા મનમાં એ વિલક્ષણ કલ્પનાજ કેમ આવી કે મારે સુલતાન હજુર જઇ તેની કુંવરીનું માગું તારે માટે કરવું? કદાચ ધાર કે હું એવીજ હિમ્મત-અરે કહેવા દે કે મૂર્ખાઇ કરૂં તોપણ સુલતાનની મુલાકાત કરાવવા મારે કહેવું કોને? તને વિચાર નથી આવતો કે જેના મ્હોં આગળ એવી વાત કરૂં તે સાંભળતાંજ મને ગાંડી ગણી મારા મોંઢાપરજ છીઃ થુ કરી મારી કહાડે અને ઘટીત શિક્ષા કરે! સુલતાન પોતાની રૈયતને બરાબર ન્યાય આપે છે, તેથી એવી યુક્તિ કરૂં કે એક અર્જદાર તરીકે ધાર કે સુલતાનની હું ભેટ લઉં. હું જાણું છું કે તે મુશકેલ નથી. પણ ત્યાં જઇ કીયે મોઢે માંગણી કરૂં? સુલતાનની મુખમુદ્રા જોતાંજ મારા હાંજા ગગડી જાય તેમાં શક નથી! જો આપણી યોગ્યતા હોત તો નિરાળી વાત છે; પણ ત્રણ કોડીના તરકડાને બાદશાહી જોઇયે તે કેમ બને? અને હું સારી પેઠે જાણું છું કે જેની પાસે આપણે કંઇ માગીએ તે પાત્ર જોઇ દાન કરે છે; ત્યારે તુંજ કહે કે તું પાત્ર છે? તું ધારે છે કે જે ઈચ્છા સંપાદન કરવા ધારે છે તેને પાત્ર તું થયો છે? શું તને તે કન્યા પ્રાપ્ત થવી જોઇએ? એવો વર માગવાને તેં એવું શું ભારે કૃત્ય કીધું છે? તારા રાજાની તેં કોઇ સેવા બજાવી છે? તેં તારા રાજા અથવા પ્રજાને માટે એવું શું કીધું છે કે જેથી કરી તે સંતુષ્ટ થઇ તને આ ભારે સન્માન આપે? અને જ્યારે એટલું મ્હોટું ભારે માન મેળવવા લાયક તેં કંઇજ કીધું નથી તો મારે શું મોઢું લઇ તે માગવું? સુલતાન આગળ એવું માગું કરતાં મારી જીભજ કેમ ઉપડે? હું તારા બાપની પાસે કંઇ માગવું પડતું તો થર થર ધ્રુજતી તો સુલતાનનો વૈભવ અને દરબારનો ઠાઠ જોઇ મારી છાતી કેમ હાથ રહે? વળી દીકરા, બીજું એક

કારણ મને યાદ આવ્યું છે. સુલતાન પાસે કોઇ પણ મુલાકાતે જાય છે તેણે કંઇ પણ નજરાણું લઇ જવું જોઈએ. એવા નજરાણાથી રાજા કૃપા ભરી નજર કરે તેમાં શક નથી; પણ તારી પાસે નજરાણામાં મૂકવાનું શું છે? અને ધાર કે એવો મહાન રાજા ક્ષણભર નીધા કરે તેવું તારી પાસે કંઈ હોય તોપણ જે બક્ષીસ તું ઈચ્છે છે તેની આગળ તે કિંચિત્ માત્ર થશે. માટે વિચાર કર કે તું શું કરવા ધારે છે અને જે પદાર્થ તને અલભ્ય છે તેવાને માટે વ્યર્થ આશા શામાટે રાખે છે."

અલ્લાદિનનો વિચાર માંડી વાળવા માટે તેની માએ જે જે કહ્યું તે અતિઘણા લક્ષપૂર્વક સ્વસ્થપણાથી તેણે સાંભળ્યું; પછી સઘળી વાતનો પૃથક્ પૃથક્ વિચાર કરી તે બોલ્યો, "મા, હું કબુલ કરૂં છું કે મારી કામના મારી યોગ્યતાની બહાર છે, અને એકદમ વગર વિચારે યોગ્ય સન્માન થાય તેવી તજવીજ કીધા વગર ઝટ સુલતાન પાસે જઇ આવી માંગણી કરવાનું કહ્યું તેમાં મેં ઘણી મુર્ખાઇ વાપરી છે તેને માટે હું તારી ક્ષમા માગું છું. પણ જે સુખ મેળવવા હું ઉત્સુક થઈ રહ્યો છું તેના મોહથી આગળ પાછળનો સર્વ વિચાર ભુલ્યો તે કંઇ નવાઈ જેવું નથી. મારા હૃદયમાં એ રાજપુત્રીએ મોટું ઘર કીધું છે.—અરે ખરૂં કહુ તો તેને પુજ્ય ગણું છું અને 'પરણીશ તો એનેજ પરણીશ.' એવા વિચારથી હું આગલું પાછલું સર્વ ભુલી ગયો, ને મોહાંધ થઇ રહ્યો! તેં જે સૂચના કીધી છે તેને માટે તારો ઉપકાર માનું છું; અને મારો મનોર્થ પાર પડશે એવી ઉમેદ રહે છે કારણ કે એ જાણે પ્રથમની પાયરી હાથ લાગી ગણું છું. મને રાજકન્યા દેવી સરખી લાગેછે, ને તેમાં હું આસક્ત થઇ રહ્યો છું. હવે તેનો હાથ મેળવવાનો ઉપાય કરીશ. તું કહે છે કે 'સુલતાનની સમીપ જવું ત્યારે નજરાણું લઇ જવું જોઇએ, તે વગર કંઈ કામનું નહિ. અને આપણી પાસે તેને નજર કરવા જેવું કંઇ નથી.' હવે નજરાણું જોઈએજ એ વાત હું કબુલ કરૂં છું, અને ખરૂંજ કહુંછું કે તેનો વિચાર મારા મનમાં આવ્યો ન્હોતો; પણ એમ ન જાણતી કે મારી પાસે તેને નજર કરવા જેવું કંઈ નથીજ. જે દિવસે મોતના પંજામાંથી છુટીને હું આવ્યો તે દિવસે હું જે જણસો તે અલૌકિક બાગમાંથી ઘેર લાવ્યો છું, તથા મેં અને તેં બન્નેએ જેને રંગબેરંગી કાચ ગણી કાઢયા છે તે એમ ન ધારતી કે ફકત કાચ છે. તે તો અમૂલ્ય રત્નો છે અને સુલતાનને નજરાણા તરીકે કામ લાગશે! હવે મને ખબર પડી અને તને કહું છું કે તે વાસ્તવિક કાચન



અલ્લાદિનની મા ને સુલતાન. (પૃષ્ટ ૪૭૮)

કકડા નથી, પણ અમૂલ્ય રત્ન છે, જે રાજારાણીઓને ઘેરજ હોવાં જોઈએ. ઝવેરીઓની દુકાને જવાથી મને તેની કિંમતની ખબર પડી; અને હું કહું છું તે સાચુંજ માનજે કે આ દેશના મોટા મોટા ઝવેરીઓની દુકાનોમાં મેં જે જે ઝવેરાત જોયું છે, તેમાં આપણી પાસે છે તેવા મ્હોટા અને તેજસ્વી હીરા રત્ન કોઈને ત્યાં જોયાં નથી–છતાં પણ તેની કિમ્મત તેઓ ઘણી ભારે ભારે કરે છે. ટુંકામાં કહું છું કે હું કે તું એમાંથી એક પણ આપણી પાસે છે તેની ખરી કિંમત જાણતું નથી. પણ એ તો ગમે તેમ હોય, તોપણ મારા થોડા અનુભવથી એટલું તો કહી શકું છું કે સુલતાન તે ભેટ લઈને રાજી રાજી થશે. અને તેને ભરવાને માટે તારી પાસે એક મ્હોટી ચીનાઇ તબક છે તે લાવ તો, જોઈએ વારૂ જુદા જુદા રંગનાં રત્નો બરાબર ગોઠવીને મુકયા પછી તે કેવાં દેખાય છે!"

**અલ્લાદિન**ની માએ તે ચીનાઈ તબક આણી આપી. તેમાં **અલ્લાદિને** જુદી જુદી કોથળીમાં ઘાલેલાં રત્નો કાઢીને પોતાની મરજી પ્રમાણે ગોઠવ્યાં. વખત દિવસનો હોવાથી તે રત્નોની પ્રભા–ઝલક એવી મારી કે સઘળે ઝગઝગાટ થઇ રહ્યો ને બંનેના ડોળા દીપવા લાગ્યા! એ પેહેલાં તે રત્નો રાત્રિના જોયાં હતાં તેથી તેની પ્રભા જોવામાં આવી નહોતી. આથી તેનો ચળકાટ નિહાળી તેઓને આશ્ચર્ય ને આનંદ પ્રાપ્ત થયાં. અગરજો **અલ્લાદિને** તો તે ઝાડપર ફળની માફક લટકતાં દીઠાં હતાં અને તે આંખને ઘણાં રળીઆમણાં લાગે છે એટલીજ ખબર હતી. તે વખતે તે ઘણો મંદબુદ્ધિ હતો તેથી તેની ખરી ખૂબી જાણતો નહોતો. તે તો ધારતો હતો કે તે ચકચકીત રમકડાં છે; વધુ કંઇ નથી.

આ પ્રમાણે તે રત્નોની પ્રભા નિહાળી તેના ચમત્કારથી સ્તબ્ધ બની મા દિકરો વિચાર કરતાં બેઠાં. પછી **અલ્લાદિન** કહેવા લાગ્યો, "મા, હવે સુલતાન પાસે ન જવાને તારે એવું બહાનું રહ્યું નથી કે હવે નજરાણું નથી. કેમકે આ નજરાણું એવું છે કે સુલતાન તારો સારો સત્કાર કરશે. ચાલ હવે ઝટપટ તૈયાર થા."

અગરજો રત્નનું તેજ અપરમપાર હતું, તે છતાં એ ભોળી બાઈની એવી ખાત્રી થઇ નહોતી કે પોતાનો દિકરો કહે છે તેટલાં બધાં એ અમૂલ્ય રત્ન છે! તોપણ એટલું તો લાગ્યું કે સુલતાનની આગળ નજર કરવા જોગ તો છે. છતાં હજી પણ આનાકાની કરવા લાગી. તેના મનમાં ભય પેઠો કે કોણ જાણે સુલતાન શુંનું શું કરી નાંખશે, ને તેથી

મોટી ચિંતાક્રાંત થઇ ગઇ! પછી તે બોલી બેઠા, "હું નથી ધારતી કે આ તારૂં નજરાણું તું ધારે છે તે કામ પાર પાડશે, અને સુલતાન મારા ઉપર કૃપા દૃષ્ટિએ જોશે. મને ખાત્રી છે કે તારી વિચિત્ર માગણી કરવા તો કદાચ હું જઈશ, પણ મારૂં મ્હોંજ ઉઘડનાર નથી; અને કદાચિત્ એમજ થયું તો મારો ફેરો ફોકટ જશે અને જે નજરાણું તું આટલું કિંમતી ગણે છે તે પણ ફોકટ જશે, અને વીલે મ્હોડે ઘેર આવી કહેવું પડશે કે 'ભાઇ મોકાણુ! કંઇ વળ્યું નહીં!' પરિણામ તો હું તને આગળથી કહી સંભળાવું છું, પણ તારૂં મન સંતોષિત કરવા મારાથી બનશે તેટલું કરીશ, ને બનતા સુધી તો છાતી ચલાવી તું કહેવાડે છે તે સંદેશો સુલતાનને કહીશ! પણ ખરેજ, મને ભય છે કે તે મારૂં બોલવું સાંભળી અત્યંત ઉપહાસ કરશે; અને ઘેલી કહી હાંકી મુકાવશે! અથવા તો જો ગુસ્સે થઇ જશે તો આપણા બંનેના ભોગ ફરી વળશે."

**અલ્લાદિન**નું મન ફેરવવા તેણે બીજી ઘણી ઘણી આ પ્રમાણેની વાતો કીધી, પણ **બદ્રુલબદુર**ની મોહિની એની આંખપર એવી ફરી વળી હતી કે તે ડગેજ શાનો? તેના સૌંદર્યે તેને મોહાંધ કીધો હતો. તેથી તે પોતાના આગ્રહમાં દૃઢ રહ્યો અને પોતાની માને એમજ કહેવા લાગ્યો કે "ગમે તેમ, પણ બસ જા." ત્યારે બિચારી વયોવૃદ્ધ માએ, પુત્ર સ્નેહ અને ભાઈ કંઇ નવનું સાડી તેર કરી બેસે એવી દેહેશતથી જવા કબુલ કીધું.

આટલી વાતચીત થતાંજ સુલતાનના મેહેલમાં જવાનો વખત થઇ ગયો, તેથી બીજા દિવસપર વાત મુલતવી રાખી. પ્રથમનો દિવસ **અલ્લાદિન**ને ઉત્સાહમાં ગયો. એ દિવસ તો મા દિકરાએ કંઇ કંઈ વાતોચીતો કરી પુરો કીધો. **અલ્લાદિને** તેમાં પોતાની માને, પોતાના ધારેલા પ્રયત્નમાં ઉત્સાહ પેદા કરવાનું કરતો હતો, ત્યારે પેલી વૃદ્ધ ડોસી ઘણાએ દાખલા દલીલો બતાવી એવું મનાવતી કે કાર્ય સિદ્ધ થાય તેવું નથી; અને વાતે ખરી કે તે શક લાવે તેને માટે પુરતાં કારણ હતાં. માત્ર આ કાર્ય દૈવાધિન છે, ને તેમાં મનુષ્ય પ્રયત્ન વ્યર્થ છે એમ તે કેહેતી હતી. **અલ્લાદિન**ને તે કહેવા લાગી, "ધાર કે તારી ઇચ્છા પુર્ણ કરવા હું જાઊં છું અને સુલતાને જેવો જોઇએ તેવો સત્કાર પણ કીધો, અને હું જે કહું તે સ્વસ્થચિત્તે સાંભળી લીધું, અને પછી વાતચિતમાં (તારે માટે તો નહીં પણ તારી દોલત માટે) કદાચ મને પુછે કે તમારાં ઘરબાર ઠામઠેકાણું ક્યાં? ત્યારે મારે શું જવાબ દેવો?"

**અલ્લાદિને** ઝટ જવાબ વાળ્યો, "મા, હજી જે બન્યું નથી તેની

વાત શી કરે છે? પેહેલાં એટલું તો જો કે સુલતાન કેવો સત્કાર કરે છે, ને શું જવાબ દે છે. કદાચ તું જેમ કહે છે તેજ રસ્તે ઉતર્યો તો મારી પાસે જવાબ દેવાનું છે, અને મને ખાત્રી છે કે જે દીવાએ આપણા બન્નેનો આટલા બધા દહાડા નિર્વાહ કીધો તે અણીની તકે આપણને અવશ્યે કામમાં આવશેજ."

આ પોતાના દિકરાએ જે કહ્યું તેની વિરૂદ્ધમાં ડોસીને કંઇ બોલવા જેવું હતું નહીં. અને વિચાર કીધો કે જે દીવો અત્યાર સુધી ફક્ત અન્ન સામગ્રી પુરી પાડે છે તે ભારે ચમત્કાર કરી શકે તેવું છે. આ વિચારથી તેના મનને સંતોષ વળ્યો, અને જે કારણસર સુલતાન પાસે જવું હતું તેમાં જે જે વિક્ષેપ આડા આવવા ધારતી હતી તે બધા દૂર થયા. **અલ્લાદિન** પણ પોતાની માનો વિચાર પાછો ગયો તેથી કહેવા લાગ્યો, "મા, ગમે તે થાય પણ આપણી પાસે જે દીવો છે તે વાત તું કોઇને કહેતી નહીં, કારણ કે એના ઉપર તો આપણો બધો આધાર છે." આટલી અગમચેતી કરી બંને જણાં છુટાં પડયાં ને સુઈ ગયાં. પણ અત્યંત પ્યાર, અને જે અલભ્ય ખજાનો મળવાનો છે તેની આશામાં અનેક વિચારોના તુરંગ ઉઠયા કીધા તેથી જેવી જોઇએ તેવી વિશ્રાંતિ સાથની **અલ્લાદિનને** ઉંઘ આવી નહીં. છતાં તેનું મન ઉલ્હાસ ભરેલું હતું. પ્રભાત થતાં તે ઉઠયો. તુરત પોતાની માને જગાડી અને કહેવા લાગ્યો, "ચાલની, લુગડાં લત્તાં પેહેરી તૈયાર થા, સુલતાનના દરબારમાં જવું છે કે નહીં? તારે તો મુખ્ય વજીર અને બીજા અમીર ઉમરાવો સુલતાનની સહાયતામાં હાજર થાય તે પેહેલાં દાખલ થઇ જવું જોઇએ."

**અલ્લાદિનની** માએ, આગલે દહાડે તેઓએ જે રકાબી રત્ન ગોઠવી તૈયાર કરી રાખી હતી તે હાથમાં લીધી અને તેપર એક બારીક રૂમાલ લપેટયો અને તે પછી એક ઝોળીમાં મુકી; કે જેથી લઈ જવું સેહેલું પડે. એવા વેશમાં તે ડોસી પોતાના દિકરાને રાજી કરવા સુલતાનના રાજવાડામાં જવા નીકળી. તે જ્યારે રાજવાડાના દ્વાર આગળ ગઇ ત્યારે દરબારીઓ આવ્યા નહોતા. બીજા વજીર અમીર ઉમરાવો વગેરે આવી પોત પોતાને સ્થાનકે બેસી જાય તે પેહેલાં ડોસી દરબારમાં ગઇ. અને કામકાજવાળા ઘણાક લોકોની ત્યાં ઠઠ હતી તોપણ તે દરબારમાં દાખલ થવાને ફતેહ પામી. એ દરબાર ઘણું વિશાળ હતું અને તેનાં દ્વાર પણ ભારે શોભાયમાન હતાં. સુલતાન, મુખ્ય વજીર અને બન્નેબાજુપર

બેઠેલા મ્હોટા અમીર ઉમરાવોની બરાબર સન્મુખ જઇને તે ડોસી ઉભી રહી. એક પછી એક કેટલાક કજીઆ અનુક્રમે કહાડવામાં આવ્યા અને તેપર તકરારો ચાલી અને નિકાલ થયા, અને આખરે સભા વિસર્જન થઇ. સુલતાન ઉઠીને ઉભો થયો અને મુખ્ય મંત્રીને સાથે લઇ પોતાના ઓરડામાં ચાલ્યો. પછી બીજા કામદારો અને અમીર ઉમરાવો પોતપોતાને ઘેર પાછા ફર્યા, તેમજ જેઓ કંઇ કંઇ કામસર આવ્યા હતા તેપણ પાછા ફર્યા. આમાંના કેટલાકના લાભમાં ન્યાય થવાથી ખુશી થતા હતા, કેટલાક જેની વિરૂદ્ધ ગયા હતા, તે દિલગીર દીસતા હતા અને કેટલાકને પાછું બીજે દહાડે આવવાનું રહ્યું તેની સોચનામાં પડયા હતા; કેમકે રાજદરબારી ન્યાયને બેસણું હોતાં નથી.

અલ્લાદિનની માએ જોયું કે સુલતાન તો ઉઠી ગયો અને લોકો પણ પાછા ફરે છે તેથી અનુમાન કીધું કે આજે પુનઃ તે પાછો હવે દરબારમાં પધારશે નહિ, તેથી તેણે પણ પાછા ઘેર ફરવાનો ઠરાવ કીધો. સુલતાનને ભેટ કરવા લાવેલું નજરાણું લઇ પોતાની માને પાછી આવતી જોઇ ત્યારે અલ્લાદિનની આશા ભંગ થઇ, કે કોણ જાણે શું થયું હશે. અને રખેને કંઇ માઠી ખબર લાવી હોય એવી ધાસ્તીથી કંઇપણ પુછપરછ કરવાની હિંમત ચાલી નહીં. પણ આખરે એની મા, બીચારીએ બાપ જન્મમાં કોઇ દહાડો સુલતાનનો દરબાર જોયલો નહીં અને ત્યાં શું થાય છે તે જાણુતી પણ ન્હોતી તેણેજ લવારો કરવા માંડયો અને બધું ભાગવત માંડીને કહી સંભળાવ્યું કે ભાઇ આમ થયું ને ભાઇ તેમ થયું! જાણે દરબારમાં જવું તે તો કંઈ ભારે કામજ ન્હોતું તેમ સટ દઇને કહેવા લાગી, "ભાઇ, સુલતાનને તો મેં દીઠો, અને મને ખાત્રી થાય છે કે તેણે મને પણ દીઠી છે; કેમકે હું તો બરાબર તેની સામુંજ જઈને ઉભી હતી તેથી મને જોય તેમાં કંઇ નવાઇ ન્હોતી. પણ ભાઈરે! બિચારાને તો આમથીને તેમથી લવ લવ કરતા મોટા વજીરે કાવરો ને કુતરો કરી મુકયો હતો,! તોપણ ધન્ય છે એની ધીરજને કે એણે બહુ મોટી બુદ્ધિપૂર્વક ન્યાય છણી નાંખ્યા છે! તે પ્રત્યેક અરજદારની વાતપર લક્ષ દેતો હતો. છેલ્લે, મને પાકી ખાત્રી થાય છે કે એ થાકી ગયો, કેમકે એકદમ ઉઠીને ઉભો થયો અને બીજા ઘણાક વાતચીત કરવા આવ્યા હતા તેમને પડતા મુકયા અને પોતે ચાલતો થયો. અને હું પણ ખુશી થઇ; કેમકે હું ઉભાં રહી રહીને થાકી ગઇ હતી તેથી કંટાળો આવ્યો હતો. પણ

તેમાં કંઇ બગડયું નથી; પાછી કાલે જઇશ; અને કદાચિત્ કાલે સુલતાનને કામ પણ થોડું હશે તેથી તારી ઇચ્છા પાર પાડીશ."

અગરજો **અલ્લાદિન** તો આશક હતો અને ઘણો ઈચ્છાતુર થઇ રહ્યો હતો, તોપણ આ જે ઢીલ થઇ તે સ્વસ્થપણે ખમવી પડી, અને ધૈર્યતા ધારણ કીધી. તેને મોટામાં મોટી પંચાત પોતાની મા સુલતાનની રૂબરૂમાં કેમ જઇ શકશે તે હતી તે દૂર થઇ જાણી ખુશી થયો. તેણે મનમાં વિચાર કીધો કે બીજાઓ સુલતાનની આગળ કેમ બોલે ચાલે છે તે જોયું છે એટલે હવે પોતાની માને બોલવાની હિંમત આવશે, અને તેથી જ્યારે અનુકૂળ વખત આવશે ત્યારે ધીરતાથી બોલી પોતાનું કરવા મોકલેલું કામ યથાર્થ પાર પાડી આવશે. આ પ્રમાણે **અલ્લાદિન** શાંત રહ્યો. બીજે દહાડે આજની માફકજ નજરાણું લઈ વેહેલી ઉઠીને **અલ્લાદિન**ની મા સુલતાનના રાજવાડા તરફ ચાલી; પણ ત્યાં આવી ત્યારે તો મેહેલના દરવાજા બંધ દીઠા, અને જાણ્યું કે દરબાર એકેક દહાડાને અંતરે ભરાય છે તેથી પાછું બીજે દહાડે જવાનું રાખ્યું. આટલા વર્ત્તમાન તેણે પોતાના છોકરાને જઇને કહ્યા, અને એને પણ બિચારાને ધીરજ રાખવા શિવાય છુટકો ન્હોતો. ત્યારબાદ પણ છ વખત તે દરબારમાં ગઇ અને પ્રથમ દિવસની માફક બરાબર સુલતાનની સન્મુખ જઈ ઉભી રહી; ને દરબાર વિસર્જન થયા પછી પાછી ફરી; એમ તેનું કંઇ વળ્યું નહીં. અને પ્રાણનાથ ! જો દૈવયોગે સુલતાને પોતે નજરમાં રાખી ખબર લીધી નહોત'તો હજારો વખત જાત તોપણ શું થાત? કેમકે અરજી લઇને જે આવતા હતા તેને એક પછી એક બોલાવતા હતા ને તેની સુણાવણી થતી હતી. પણ **અલ્લાદિન**ની મા પાસે કંઇ અરજી નહોતી; એટલે તેનો સુલતાન સમક્ષ જવાનો પ્રસંગ આવેજ શાનો? એમ છતાં પણ છટ્ઠે દહાડે સભા વિસર્જન થઇ અને સુલતાન પોતાના ઓરડામાં ગયો ત્યારે તેણે પોતાના મુખ્ય મંત્રીને કહ્યું, "વજીર! આજ કેટલાક દહાડા થયા હું જોઉં છું કે એક વૃદ્ધા જે જે દિવસે દરબાર ભરાય છે તે તે દિવસે રૂમાલમાં કંઇક વિંટાળેલું લઇને હંમેશ આવ્યા કરે છે; અને તે હંમેશ સભા ભરાય છે તે પૂર્વે આવે છે ને તે વિસર્જન થતાં સુધી ઉભી થઇ રહે છે. તે મારી સમક્ષ આવવા કરે છે, પણ હિંમત હારી જાય છે. તમો જાણો છો, તેને શું કામ છે?"

મુખ્ય મંત્રીને આ બાબત કંઇજ ખબર નહોતી. જેટલી સુલતાનને ખબર હતી તેટલીજ એને પણ હતી. તોપણ તે પોતાનું અજાણપણું કહેતાં શરમાયો તેથી

બોલ્યો, "મહારાજ, ડોકરીઓને કંઇ કામ ધંધો હોય છે? આતો મને ફલાણાએ લોટ ખરાબ આપ્યો ને ફલાણાએ દાળ ખરાબ આપી એવી ધૂળ જેવી ફરિયાદો હશે! બીજું શું? મને નથી ભાસતું કે એને ફરિયાદનું કંઇ વિશેષ કારણ હોય." આ જવાબથી સુલતાનને સંતોષ વળ્યો નહીં ને કહ્યું કે, "એ બાઇ જો પુનઃ દરબારમાં આવે તો અચૂક મારી રૂબરૂ બોલાવજે. હું જોઉં તો ખરો કે એને શું કામ છે!" મુખ્ય મંત્રીએ તેના હાથપર ચુંબન કીધું અને હાથ ઉંચકી પોતાને માથે ચઢાવ્યો એટલે એથી એવું જણાવ્યું કે જો ભૂલું તો માથું મુકવાને ખુશી છું.

આટલા આટલા ફેરા જઇ આવ્યાથી અલ્લાદિનની માને દરબારમાં જવાની અને સુલતાનની સમક્ષ ઉભાં રહેવાની ટેવ પડી ગઇ તેથી પોતાના પુત્રને રાજી કરવાને જે કંઇ કરવું હોય તે કંઇજ મુશ્કેલ લાગ્યું નહીં. બીજી વખત દરબાર ભરાવાનો હતો તે દહાડે પણ તે હંમેશની માફક દરબારી દિવાનેઆમમાં જઈ સુલતાનની બરોબર સન્મુખ જઇ ઉભી રહી. ત્યાં મુખ્ય મંત્રી હમેશ પ્રમાણેનું વૃત્તાંત કહે તે પેહેલાં સુલતાને તેને દીઠી અને આટલા બધા દહાડા થયા ધક્કા ખાતી હતી તેથી દયા લાવી વજીરને કહ્યું, "બીજું કામ કહાડો તે પેહેલાં મેં જે બાઇ માટે કહ્યું છે તે વાત ધ્યાનમાં રાખો. તેને પ્રથમ બોલાવો અને એનું કામ સાંભળી વિદાય કરો!" મુખ્ય મંત્રીએ તુરત પોતાના ચોપદારને હુકમ કીધો કે પેલી વૃદ્ધાને કહેકે "મહારાજ બોલાવે છે." ચોપદારે આજ્ઞા પ્રમાણે અલ્લાદિનની મા પાસે જઇ ઇસારત કીધી કે તુરત તે તેની પાછળ પાછળ ચાલી અને ચોપદારે તેને સિંહાસનની પાયરી આગળ લાવીને ઉભી રાખી, અને પોતે નમન કરી મુખ્ય મંત્રી પાસે જઈ ઉભો. સુલતાનને બીજાઓ કેવી રીતે સલામ કરતા હતા તે અલ્લાદિનની માએ જોઇ લીધું હતું, તે મુજબ છેક રાજ્યાસનના ગાલીચાસુધી નીચી વળી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા અને સુલતાને ઊઠવાને ફરમાવ્યું ત્યાં સુધી તેવી રીતે પડી રહી. સુલતાનના કેહવાથી જ્યારે ઉંચું જોયું ત્યારે તે નામદાર બોલ્યો, "કેમ બાપુ, હું તમને ઘણા દિવસ થયા દરબારમાં જોઉં છું. તમે દરબાર ભરાય છે ત્યારથી તે વિસર્જન થતાં સુધી ઉભાં રહો છો, માટે તમારે શું કામ છે તે જણાવશો."

આ સાંભળી અલ્લાદિનની માએ બીજી વખત સાષ્ટાંગ પ્રણામ કીધા અને આજ્ઞા થતાં ઉભી થઇને બોલી, "રાજાધિરાજ! આપના આગળ જે મહાભારત અને માન્ય ન થાય તેવા કામ સારૂ આવી છું તે

કહી સંભળાવું તે પેહેલાં કેહવાને હિમ્મત ધરૂં છું કે મારૂં કામ-ખરૂં કહેવાડો તો નહિ ક્ષમા થાય તેવો અવિનય છે. તેને માટે હું મહારાજ, અભયવચન માગું છું. હું જે માંગણી કરનાર છું તે એટલી વિજાતીય છે કે મને તે કરતાંજ કંપારી છુંટે છે ને લાજ લાગે છે કેઃ મારા છત્રપતિની સમક્ષ એવી વિનંતિ થાયજ કેમ?" આમ બોલી તે સજળ નેત્રની થઇ. તે ડોસી નિરાંતે સઘળું કહે માટે સુલતાને દિવાનખાનામાંથી બીજા સર્વેને બહાર જવા કહ્યું. ફક્ત મુખ્યમંત્રીજ ત્યાં બેશી રહ્યો, અને પછી સુલતાને કહ્યું, "હવે તારે જે કહેવું હોય તે સ્વસ્થચિત્તે, કંઇ પણ ડર વગર બોલ!"

દરબારમાંથી સર્વે લોકોને વિદાય કીધા એટલે **અલ્લાદિન**ની માને ગભરાવાનું કારણ ઓછું થયું. છતાં તેને કેહેવાનું હતું તે કહેતાં ઘણો ગભરાટ વછુટયો! તેને ભય વ્યાપ્યો કે રખેને સુલતાન કોપે! તેથી પોતાની વાતનો પુનઃ પ્રારંભ કરી બોલી, "મહારાજ! હું જે માગુંછું તેથી આપને જરાપણ ગુસ્સો થાય નહિ અને હું જે કહું તેને માટે મને ક્ષમાદાન દેશો અને જો તે માંગણી વિજાતીય ને અવિનયવાળી હોય તો જવા દેશો એવું વચન પેહેલાં આપો તે શિવાય હું કંઈ બોલી શકીશ નહિ." એક નિશ્ચયથી સુલતાને ઉત્તર દીધો, "વારૂ ચાલ બોલ, ગમે તે માગશે તોપણ તને માફ કરીશ. અને તારા એક વાળને પણ ઇજા નહિ કરીશ; માટે હિંમતથી સત્ય હોય તે કહેજે."

સુલતાનના ગુસ્સાના ડર માટે આગળથી તેનું અભયવચન લઇને **અલ્લાદિન**ની ડોસીએ, કેવી રીતે **અલ્લાદિને** રાજપુત્રી **બદ્રુલબદુર**ને નિરખી, અનેતેને નિરખ્યાથી તે કેવો મોહિત થઇ ગયો, નેઘેર આવી પોતે શું ઠરાવ કીધો છે તે કહી સંભળાવ્યો. રાજ કન્યાની મોહિનીથી એ કેવો પીડિત થાય છે ને તે કરતાં રાજપુત્રી બદ્રુલબદુરને કેટલું બધું વિશેષ અપમાન ભરેલું થાય છે, તેને માટે તેણે તેમ ન કરવા પોતે કેટલી સમજુતી આપી, તે સઘળું ઇત્થંભૂત જણાવ્યું. "મહારાજ," વળી તેણે કહ્યું, "મેં તેને ઘણા પ્રકારે વિનવિને સમજાવ્યું કે બેટા, તું શું આકાશના તારા ઉતારવાને સમર્થ છે કે આપણા પ્રભુ, પુજ્ય સુલતાન પ્રત્યે આટલો બધો અવિનય કરી તેની કન્યાની પ્રાપ્તિ માટે આકાંક્ષા રાખે છે? પણ મહારાજ, શું કહું, તે તો મારી શિખામણ સામા જીદજ લઇબેઠો છે કે એમ કરવું કરવું નેકરવુંજ કહે છે! અને આપ નામદાર સમીપ મને રાજપુત્રીના લગ્ન સારૂ માગું કરવા મોકલી છે. તેનામાં જે પ્રેમનો પ્રવાહ વેહેવા

લાગ્યો છે તે દિનપ્રતિદિન અધિક વૃદ્ધિંગત થતો જાય છે, તેથી મને કહે છે કે, 'જોતું આ માગણી કરશે નહિ તો મારો પ્રાણ જશે!' મહારાજ! આ પ્રમાણે હોવાથી જીવતું જોખમ ખેડી ઘણીજ નાખુશીથી એવું કહ્યું કરવા નિકળીછું. પણ તેને માટે ફક્ત મનેજ નહીં, પણ મારા દિકરા અલાદિનને એવું અઘટીત લગ્ન કરવાની અવિચારી ઈચ્છા કીધી તેથી તેને પણ ક્ષમા કરશો; કેમકે તે યોગ્યતા વિચાર્યા વિના આ સઘળું બોલ્યો છે." સુલતાને આ સઘળી વાત ઠંડે કલેજે સાંભળ્યા કીધી અને યત્કિંચિત્ રાગ જણાવ્યો નહિ. પણ તેને કંઇ પણ જવાબ આપ્યા પેહેલાં તેને પુછ્યું કે "રૂમાલમાં શું આપવાને બાંધી લાવી છે?" એ સાંભળી નમન કરતી વખતે સિંહાસનના પગથિયાપર જે ચીનાઇ રકાબી મુકી હતી તે છોડીને સુલતાનને નજર કીધી.

સુલતાન પણ આટલાં મ્હોટાં સુંદર અને અમૂલ્ય રત્નો એક રકાબીમાં ભરેલાં જોઈ ચકિત થયો. તે કેટલીકવાર સુધી તો સાનંદાશ્ચર્યથી મૌન ધરી રહ્યો! તેને અતિ આશ્ચર્ય પ્રાપ્ત થયું કે આવી નિધિ ક્યાંથી પ્રાપ્ત થઇ. બાદ પોતાની અસલ વૃત્તિ ઠેકાણે આવી ત્યારે અલ્લાદિનની માના હાથમાંથી રકાબી લીધી, અને આનંદની લેહેરમાં બોલી ઉઠયો, "અહાહા! શું ઉમદા રત્ન! કેવાં સરસ!" પછી સઘળાં રત્ન એક પછી એક હાથમાં લઇ ધારી ધારીને જોયાં. પછી પોતાના મુખ્ય મંત્રી તરફ વળી તેને રકાબી બતાવી બોલ્યો, "જુઓ, તપાસો, અજાયબ થાઓ અને કબુલ કરો કે તમે આગળ કદી આવાં અમૂલ્ય અને સુંદર રત્ન જોયાં નથીજ. શું એનું તેજ છે!" વજીર પણ તે રત્નો જોઇને છક થઇ ગયો. પછી પાછું સુલતાને વજીરને કહ્યું, "વારૂ, આ નજરાણા માટે તું શું કહે છે? શું એ મારી કન્યાને લાયક નથી? અને ત્યારે જે પુરુષ મારી પુત્રીને આટલાં અમૂલિક રત્ન ભેટ કરે છે તેને શું મારી કન્યા આપવી યોગ્ય નથી?"

સુલતાનના મોઢામાંથી આ વચન સાંભળી મુખ્ય વજીરને તો બહુ ગભરામણ છુટી. થોડો વખત અગાઉ સુલતાને વજીરના એક પુત્ર સાથે પોતાની પુત્રીને પરણાવવાનું વચન દીધું હતું, તેથી એને ધાસ્તી લાગી કે આવું ભારે નજરાણું અને અમૂલ્ય રત્ન જોઇ રાજાનું મન ફરી જશે ને પૂર્વનું વચન પાળશે નહિ. પછી વજીરે સુલતાન નજીક જઈ ધીરે ધીરે તેના કાનમાં કહ્યું, "મહારાજ! આ સુંદર રત્ન તો નામદાર રાજકન્યાને યોગ્ય છે તે તો મારે કાન પકડીને કબુલ કરવું પડે છે; પરંતુ આપ કંઇ



છત્રપલંગ ઉઠાવી લીધો. (પૃષ્ઠ ૪૮૫)

પણ પાકો ઠરાવ કરો તે પેહેલાં મારે સરકારને એટલીજ વિનંતિ કરવાની છે કે આ વાતને સમ્મતિ દેવા માટે ત્રણ માસની મેહેતલ આપવી. હું ધારૂં છું કે એટલા વખતની અંદર મારો પુત્ર, જેના ઉપર આપે એક વખત કૃપાદૃષ્ટિ કીધી છે તે, **અલ્લાદિન** કે જે કોણ છે તે પણ જાણતો નથી તેના કરતાં પણ શ્રેષ્ટ રત્ન લાવી શકશે. પછી સરકારે જે વિચાર કરવો હોય તે કરવો."

હવે સુલતાનની તો ખાત્રી થઈ ચુકી હતી કે આવાં ભારે રત્નો તે કે કોઇ બીજો પણ આણવા સમર્થ નથી, અને વજીરનો પુત્ર કદીપણ તે આણી શકવાનો નથી, છતાં પણ પોતે પૂર્વમાં વચન આપ્યું હતું તેથી ઘણી ખુશીથી ઉપલી વાતચીતપર લક્ષ દઈ ત્રણ માસનો અવકાશ આપવા કબુલ્યું. પછી **અલ્લાદિન**ની મા તરફ ફરીને તે બોલ્યો, "બાઇ, ઘેર જઇ તારા પુત્રને કહેજે જે તારી માંગણી કબુલ રાખી છે, પણ જ્યાં સુધી મારી પુત્રી માટે લગનનો કેટલોક સરસામાન તૈયાર કરાવવાનો છે તે તૈયાર થાય નહિ ત્યાં સુધી હું હાલ લગ્ન કરી શકતો નથી. સર્વે તૈયાર થતાં ત્રણ માસ લાગશે અને એટલા દહાડા વિત્યા પછી પુનઃ તું આવીને મને મળી જજે."

**અલ્લાદિન**ની મા એ સાંભળી પ્રફુલ્લિત વદને પાછી ફરી. કેમકે આગળ જે ગભરામણ થવી ધારી હતી તથા સુલતાનની ભેટ કેમ થશે, તે રાગે ભરાઇ નાજ કહેશે એવી આશા હતી તેને બદલે તો ઘણો સંતોષકારક જવાબ મ-ળ્યો હતો. **અલ્લાદિન** તેની રાહ જોઇને દ્વાર આગળ બેઠો હતો. જ્યારે ડોસીને ઘેર પાછી આવતાં દીઠી ત્યારે બે વાતપરથી **અલ્લાદિને** અ-નુમાન કીધું કે બેહેડો પાર છે. એક તો એ હતું કે તે જલદી પાછી ફરી; બીજું તેનું મ્હોં હસતું હતું. તે પાસે આવી ત્યારે **અલ્લાદિને** પુછ્યું, "કેમ મા, કંઇ આશા છે કે આરતમાંને આરતમાં મરવાનો! હવે મને જલદીથી કહે કે શું થયું છે! તારા ઉત્તરમાં મારો જીવ જડાઇ રહ્યો છે." પછી તે ડોસીએ પોતાનો બુરખો કહાડી નાંખ્યો અને માચડાપર સ્વસ્થ જીવે પોતાના દિકરા પાસે બેસી દરબારનું વૃત્તાંત કેહેવા માંડ્યું:–"ભાઇ, તને ઝાઝી-વાર હુંહવે ટટળાવવા માગતી નથી. હાલ તો તને એટલુંજ કહું છું કે મરે શું કરવાને! ઇશ્વર સૌ રૂડાં વાનાં કરશે." એમ કહી વાત આગળ ચલાવતાં કેવી રીતે સુલતાને સર્વે કરતાં તેને પેહેલી બોલાવી કે જેથી કરીને એટલી જલદીથી પાછી આવી; તથા રાજકન્યા **બદ્રુલબદુર**નું એકદમ માગું કર-

તાં રખેને સુલતાન ગુસ્સે થઇ જાય તેની તજવીજ આગળથી કેવી રીતે કીધી, તથા સુલતાને પોતાને મ્હોડે કેવું અભયવચન આપ્યું તે સઘળું ઇત્થંભૂત કહી સંભળાવ્યું. અને પછી બોલી કે, "ભાઈ, સુલતાન યત્કિંચિત્ પણ આપણા ઉપર રાગે ભરાયો નથી. મને તો એમજ લાગે છે કે નજરાણાનાજ એ સઘળા પ્રતાપ ! ! પ્રથમ તો કંઇજ આશા નહોતી પણ નજરાણું જોતાંજ તે આનંદમાં આવી ગયો. મને લાગ્યું કે સુલતાન મનવાંછિત જવાબ દેતો હતો એટલામાં મુખ્ય વજીરે કંઇ ધીરેધીરે તેના કાનમાં કહ્યું તેથી મને ભાસેછે કે તે સુલતાનની ઇચ્છાની આડે આવ્યો છે. મને ભાસે છે કે સુલતાનનું મન તેણે ફેરવ્યું છે, ને વખતે કંઇ વધારે ફેરવશે." આ ખબર સાંભળી **અલ્લાદ્દિને** પોતે પોતાને ધન્યભાગ્ય માન્યો, અને મનમાંજ બોલ્યો કે 'મારા જેવો સુખી આ ત્રિભુવનમાં આજે કોઇ નથી.' અને પોતાની માતાએ જે શ્રમ કીધો હતો ને પોતે મરવાની અણી ઉપર આવ્યો હતો તેમાંથી બચાવ્યો તેને માટે તેનો અત્યંત ઉપકાર માન્યો. પોતાનો ઇચ્છિત પદાર્થ સંપાદન કરવા માટે અગરજો ત્રણ માસ તો ત્રણ ભવ જેટલા વિકટ લાગ્યા, તોપણ તે ધીરજ રાખી બેઠો—એવું ધારી કે સુલતાન મનોરથ પૂર્ણ કરશે ને તેનું વેણ બદલાશે નહીં. એ બધો વખત તે આંગળીના ટેરવાપર દહાડે દહાડા, કલાકે કલાક, અને મીનીટે મીનીટ અત્યંત ઉત્કંઠાથી ગણવા લાગ્યો.

આમ ત્રણ માસ માંહેલા બે માસ વિત્યા પછી એક દહાડે **અલ્લાદ્દિનની** મા સંધ્યાકાળે દીવો કરવા ગઈ તેવામાં કોડિયામાં તેલ દીઠું નહિં, ત્યારે તે લેવા સારૂ બજારમાં ગઇ. શેહેરમાં જતાં તો તેણે ભારે ઉત્સાહ ભરેલી ધામધૂમ દીઠી. દુકાનો બંધ હોવાને બદલે ઉઘાડી હતી અને દુકાનદાર લોક બણીઠણીને બેઠા હતા. દ્વારે દ્વારે તોરણો બંધાયાં હતાં અને દરેક જણ પોતાનો ઉત્સાહ જણાવતું હતું. મોહોલ્લામાં કામદાર લોકો પણ ઠાઠમાઠની સાથે, ઘણાક પાઉપ્યાદા અને કેટલાક સુંદર શણગારેલા ઘોડાપર બેશી દોડધામ કરતા હતા. આ ઘોડાઓ પણ ઉત્કૃષ્ટ રીતે સુશોભિત કીધા હતા. આ જોઇ **અલ્લાદ્દિનની** માંને ઘણો મોટો અચંબો થયો; તેથી તેણીએ પેલા તેલવાળાને પુછ્યું કે, "આં સઘળી દોડધામ શા માટે છે?" તેલવાળાએ ઉત્તર દીધો, "અરે બુઢી, તું કીયા જંગલમાંથી આવી છે? જાણતી નથી કે મુખ્ય વજીરનો પુત્ર આજે રાજકન્યા **બદ્રુલબદુર** સાથે રાત્રે પરણવાનો છે! એમ જાણ કે રાજકન્યા સ્નાનગૃહમાંથી પાછી

ફરશે, અને આ સઘળા દરબારી માણુસો તું જોય છે તેમ મેહેલમાં જશે. એ સર્વે સમારંભ રાજવાડામાં ફુલેકું લઇ જનાર છે, ને ત્યાં આજે લગ્ન થનાર છે."

આટલી ખબરજ **અલ્લાદિન**ની માને બસ હતી. તે ડોસી તો લાગલી શ્વાસભેર દોડતી પોતાનો પુત્ર, જે આ સંબંધી કંઇજ જાણતો ન્હોતો તેની પાસે આ દુઃખદ વર્તમાન જણાવવા આવી. તે શ્વાસભેર બોલી, "દિકરા, સત્યાનાશ ગયું! તેં સુલતાનના વચનપર ભરોસો રાખ્યો છે અને યથેષ્ટ મન વાળી બેઠો છે, પણ હવે બધું ધુળમાં મળી ગયું." આ સાંભળી **અલ્લાદિન**ના કાળજામાં મોટો ધ્રાસ્કો પડયો. તે બોલ્યો, "મા, તેં કેમ જાણ્યું કે સુલતાને પોતાનું વચન તોડયું છે?" ડોસીએ પ્રત્યુત્તર વાળ્યો, "પુછે છે શું? આજ રાત્રે રાજકન્યા **બદ્રુલબદુર** મુખ્ય મંત્રીના પુત્ર જોડે પરણે છે." પછી પોતે જોયલો બનાવ તેને આબેહુબ કહી સંભળાવ્યો. એ ઇત્થંભૂત સમાચાર જાણીને તેના મનની સંપુર્ણ ખાત્રી થઇ કે આ બાબત સત્ય છે ને તેમાં કંઇ શંકા લાવવા યોગ્ય છેજ નહિ.

એ સઘળું વૃત્તાંત સાંભળ્યું ત્યારે તો **અલ્લાદિન**ના પેટમાં ચિચરવટો પડયો, તેમજ તેના પેટમાં આમળગોટા થઇ આવ્યા. અને જો કોઇ બીજુ એને ઠેકાણે હોત તો તે એ વૃત્તાંત સાંભળીને ત્યાંજ મરી જાત. પણ પોતાના પ્રતિસ્પર્ધિ ઉપર જય મેળવવાની એક ગુપ્ત ઉમેદથી એને હિ-મ્મત આવી. તેણે પોતાના મનને ધીરજ આપી, કે કંઇ ચિંતા નથી; તેની દુર્દશા કરીને પણ જય મેળવીશ, એવો નિશ્ચય કીધો. જે દીવો તેને આજ સુધી ઉપયોગી થઇ પડયો હતો તેનું સ્મરણ મનમાં કીધું. સુલતાન વજીર અથવા વજીરના છોકરા સામે ફોકટ થુંક ઉરાડી ઉભરો કાઢવાને બદલે, તે ફક્ત એટલુંજ બોલ્યો કે, "વજીરનો છોકરો આજ રાત્રે કદાચ એટલો બધો અહોભાગ્ય નહિં નિવડે કે પોતાની ઉમેદ હાંસલ થાય. તે અહોભાગ્ય છે કે દુર્ભાગ્ય છે તે હવે સત્વર જણાશે." પછી પોતાની માને કહ્યું કે "તું વાળુ તૈયાર કર, એટલામાં હું જરા મારા ઓરડામાં જઇ આવું છું." ડોસીએ પણ અટકળ બાંધી કે બને તો લગ્ન અટકાવવાના ઇરાદાથી દીવાનો ઉપયોગ કરવા જતો હશે તેથી પોતે પોતાને કામે વળગી ગઈ.

પછી ઓરડામાં જઇને **અલ્લાદિને** દીવો હાથમાં લીધો; અને એક સ્થળે પુર્વવત્ ધુળ ઘસી કે લાગલો એક રાક્ષસ પ્રગટ થયો. તે કહેવા લાગ્યો, "કેમ શું કામ પડયું? હું અને એ દીવાના બીજા આજ્ઞાપાળક સર્વે

રાક્ષસો જેની પાસે એ દીવો હોય તેના તાબેદાર છિયે." અલ્લાદિને" કહ્યું, "હું કહું તે એકચિત્તે સાંભળ. આજ સુધી તો ફક્ત મારે સારૂ તું ભોજન સામગ્રી લાવતો હતો, પણ હમણા ઘણું અગત્યનું કામ પડ્યું છે, જે તારે સત્વર કરવું જોઇયે. મેં રાજકન્યા બદ્રુલબદુર સાથે પરણવાનું સુલતાન પાસે માગું કીધું હતું અને તેણે તે સ્વીકાર્યું હતું. એ સંબંધમાં તેણે મારી સાથે ત્રણ મહિનાની મુદત ઠરાવી હતી. પણ તે વચન પાળવાને બદલે સુલતાન આજ રાત્રે વજીરના પુત્ર સાથે રાજકન્યાને પરણાવી દેવાનો છે, માટે હું જે કરવાનું કહું છું તે આટલું છે. સર્વ સાજન ઉઠી જાય, અને વરકન્યા એકાંતે શય્યાપર પોઢે કે તુરત બન્નેની શય્યા ઉપાડી અહીં લાવવી." તે રાક્ષસે નમનતાઇથી પ્રતિઉત્તર દીધો, "બહુ સારૂં માહારાજ! આપના કહ્યા પ્રમાણે કરીશ. બીજી કંઈ આજ્ઞા છે?" અલ્લાદિને જવાબ દીધો, "હાલમાં એજ;" અને તુરત તે રાક્ષસ અદૃષ્ટ થયો.

પછી અલ્લાદિને નીચે જઇ હંમેશની માફક સ્વસ્થપણે પોતાની મા સાથે વાળુ કીધું. પણ રાક્ષસ સાથની વાતચિત સંબંધી કંઈજ બોલ્યો નહિ; કેમકે તેને ભય હતો કે તેની મા વખતે તેમાં ભંગાણ પડાવશે. ત્યાર બાદ વાતમાંને વાતમાં તે એમ બોલી ગયો કે રાજકન્યાના લગ્નને માટે હું કંઇજ કાળજી રાખતો નથી. પછી પોતે પાછો પોતાના ઓરડામાં આવ્યો, અને પોતાની માને સુઇ જવા દીધી, પણ પોતે તો જ્યાં સુધી રાક્ષસ આજ્ઞા પ્રમાણે કાર્યસિદ્ધ કરીને પાછો આવ્યો નહિં ત્યાં સુધી બેસીજ રહ્યો.

રાજવાડાના મેહેલમાં રાજકન્યાના લગનની સર્વ સામગ્રીઓ તૈયાર થઇ હતી. રવૈયા મુજબની સર્વે રીતભાતોમાં સંધ્યાકાળ નીકળી ગઇ અને મધ્ય રાત્રિનો સમય થયો ત્યારે રાજકન્યાના એક ખાનગી ખોજાએ વજીરના પુત્રને સાન કીધી એટલે તે મંડળીમાંથી સર્વની નજર ચુકાવી છાનોમાનો સટકી ગયો. એક ચાકર તેને રાજકન્યા માટે તે રાત્રે જે ભભકાદાર રંગમેહેલ તૈયાર કીધો હતો તેમાં તેડી ગયો. એ ઠેકાણે તે રાત્રે તેમને ભેળા રહેવાનું હતું. વરરાજા પેહેલો સુઇ ગયો. પછી થોડીવારે સુલતાના, પોતાની તેમજ રાજ્ય કન્યાની સહચરીઓ સહિત તે શયનગૃહમાં આવી. લજ્જાવંત કન્યા રંગ મેહેલમાં જવાને આનાકાની કરવા લાગી, પરંતુ સુલતાનાએ સમજાવ્યાથી તે મેહેલમાં ગઇ. ત્યાં શયનકાળનો પોષાક પોતાની કન્યાને પેહેરાવી એક પ્રેમનું ચુંબન કરી આશિર્વાદ દઇ સુલતાના બહાર નિકળી અને છેલ્લું જે બહાર આવ્યું તેણે દ્વાર દઇ દીધું.

જેવું દ્વાર દેવાયું કે તરતજ રાક્ષસે જેની પાસે તેનો દીવો હતો તેનો કૃતઘ્નદાસ થઈ પેલો છત્રપલંગ ઉઠાવી લીધો, અને પોતાની રાક્ષસી માયાને બળે તે લઇને આકાશમાં ઉડતો ચાલ્યો. એ પ્રમાણે છત્રપલંગ હવામાં ઉડતો જોઇ વરકન્યા ઉભય તો સડકજ થઇ ગયાં. એક ક્ષણમાં તે પલંગ લાવીને **અલ્લાદિન**ના ઓરડામાં મુકયો. રાક્ષસે રાજકન્યા સાથે વજીર પુત્રને એક ચુંબન પણ કરવા દીધું નહિ. **અલ્લાદિન** આટલા માટે તો અત્યાર સુધી રાહ જોયા કરતો હતો તેનાથી વજીરનો પુત્ર રાજકન્યાની સોડમાં રહે તે દેખી ખમાયું નહીં તેથી રાક્ષસને કહ્યું કે, "હં! ઉચક આ વરરાજાને ને કોઇ કાળા અંધકારવાળા ભોંયરામાં લઇ જા ને ત્યાં પુરી મુકજે, અને પ્રભાત થતાં પેહેલાં પાછો આવજે." તે રાક્ષસે તુરત વજીરના પુત્રને ઉંચકી લીધો ને જ્યાં **અલ્લાદિને** કહ્યું હતું ત્યાં લઇ ગયો. પછી કંઇક ફુંક મારી તેથી તેનું હાલવા ચાલવાનું બંધ થઇ ગયું અને દિગ્મૂઢ માફક બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો.

રાજકન્યા **બદ્રુલબદુર** ઉપર **અલ્લાદિન**નો પરાકાષ્ટાનો પ્રેમ હતો; તેથી તે એકલી પડી તોપણ વધુ કંઇપણ બોલ્યો ચાલ્યો નહીં; પણ મોહાતુર થકો એટલુંજ બોલ્યો, "દેવી! કંઇ ડરતી ના! અહીં તારા એક વાળને પણ અડચણ થનાર નથી. તારા મનનો ભય કાઢી નાંખજે. કેમકે તારા સૌંદર્યના બાણે મારૂં હૃદય ભેદી નાખ્યું છે, તોપણ જે પુજ્યપણું મારે તારી સાથે રાખવાનું છે તેની મર્યાદા હું નહીં છોડીશ. તારા પ્રત્યે મારી સન્માન બુધ્ધિ છે. મારે આટલો બલાત્કાર કરવો પડયો તેનું કારણ એટલુંજ કે તારા પિતાએ મને પુરૂં વચન આપ્યું હતું, કે તને મારી સાથે પરણાવીશ. પાછળથી તેણે તે વચન તોડયું. તે તેના વચન વિરૂધ્ધ કૃત્યને લીધે મારા પ્રતિસ્પર્ધિને કદીપણ સુખી થવા નહિં દઇશ."

રાજકન્યા આમાંનું કશું જાણુતી નહોતી તેથી **અલ્લાદિને** જે કંઇ કહ્યું તેપર તે બરાબર લક્ષ આપી શકી નહિ. આવો અણધાર્યો અપૂર્વ ચમત્કાર જેવો બનાવ બન્યો હતો તેથી તે એવી તો ભયભીત થઇ ગઇ હતી કે આમાંનો એક બોલ સમજી શકી નહીં. પછી **અલ્લાદિન** પોતાનો પોષાક કાઢી, વજીરના પુત્રની જગ્યાએ તે પલંગપર રાજકન્યાની પડોસમાંજ સુઇ ગયો. વચોવચ એક તરવાર આડી રાખી ને તેથી એવી સૂચના રાજકન્યાને કીધી કે મારાથી કંઇ અપરાધ થાય તો યથાર્થ પારિપત્ય કરવાને તું મુખત્યાર છે. પછી તે ઘસઘસાટ ઉંઘી ગયો. પણ રાજકન્યા **બદ્રુલબદુર**ની

તો આખી જીંદગીમાં કોઈ દહાડો આવી દુઃખદાઇ રાત વિતી નહિ હશે; અને જો પેલા વરરાજાની ખબર લૈશું તો એમ કહ્યા વિના નહિં ચાલશે કે ભોંયરામાં તેની દશા તો એથી પણ માઠી હતી. તે એ રાત્રિના અહોભાગ્ય માનનાર હતો, તે અત્યારે દુર્ભાગ્યને યોગે ઘોર કારાગૃહમાં પડયો હતો.

બીજે દહાડે પ્રભાતના પેલા રાક્ષસને બોલાવવા સારૂ દીવો ઘસવાની અલ્લાદિનને જરૂર પડી નહિ. અલ્લાદિને ઉઠીને કપડાં પેહેર્યાં કે તે વખતસર આવીને ઉભો અને કહ્યું, "મહારાજ, હાજર છું, શી આજ્ઞા છે?" અલ્લાદિને કહ્યું, "જા, વજીરના પોરિયાને જ્યાં મુકયો છે ત્યાંથી આણીને રાજકન્યાની સોડમાં સુવાડ અને સુલતાનના મેહેલમાં, જયાંથી પલંગ ઉઠાવી લાવ્યો ત્યાં પાછો તે મુકી આવ." તે રાક્ષસ તત્ક્ષણ વજીરના પુત્રને ભોંયરામાંથી લાવ્યો અને અલ્લાદિને પોતાની તરવાર લઇ લીધી કે તે બંને જણને સુલતાનના મેહેલના જે ઓરડામાંથી તે ઉઠાવી લાવ્યો હતો તેમાં પાછો મુકી આવ્યો. પણ પ્રાણનાથ, એટલું ધ્યાનમાં રાખવું કે રાક્ષસે રાજકન્યા અથવા વજીરના પુત્રને અત્યાર સુધી દેખાવ દીધો નહોતો; કેમકે એનો બિહામણો દેખાવ જોઈનેજ બિહિકથી થરર ધ્રૂજી તેઓ કયારનાં મરી ગયાં હોત! તેમજ અલ્લાદિન અને તે રાક્ષસ વચ્ચે જે વાતચિત થઇ તે પણ તેઓએ સાંભળી ન્હોતી. ફકત એક ઠેકાણેથી બીજે ઠેકાણે બીછાનું લઇ ગયો એટલુંજ દેખાતું હતું; અને એ સહજેજ માનવામાં આવે કે તે અતિઘણું બિહામણું હતું. જે સંભાષણ અલ્લાદિન અને રાક્ષસ વચ્ચે થતું તે સાંભળવામાં આવતે તો બેશક તેઓને અત્યંત ધાસ્તી ઉત્પન્ન થયા વગર રહેતેનહિ. પેલા રાક્ષસે જેવો પલંગ જયાંનો ત્યાં મુકયો કે તુરત સુલતાન પોતાની પુત્રીનું મુખ જોવા આવ્યો અને દ્વાર ઠોકયું. વજીરનો છોકરો, બિચારો આખી રાત ભોયરામાં તાઢથી ઠુંઠવાયો હતો, તેણે તે સાંભળ્યું કે લાગલો ઉઠીને જે ઓરડામાં આગલે દહાડે લુગડાં ઉતાર્યાં હતાં ત્યાં દોડયો ને જેમ તેમ વસ્ત્ર પેહેરી લીધાં.

દ્વાર ઉઘડયું એટલે,સુલતાને જઇને ચીન દેશના રીવાજ પ્રમાણે કપાળમાં રાજકન્યાને ચુંબન કીધું અને આશિર્વાદ દીધો ને કિંચિત હસી રાત્રિના સમાચાર પુછયા. પણ રાજકન્યાને ઘણીજ ઉદાસ દેખી તે વિસ્મય થયો. તુરત કન્યાનાં નેત્રમાં પાણી આવી ગયાં અને ઘણીજ શોકાતુર જણાઇ! સુલતાને પુછપરછ કરવા માંડી ને તેનું મોઢું ઉંચું કરીને પુછયું, પણ જે નવોઢા નાયકા લજ્જાશિળ એવે વખતે થાય તેમાંનું કંઇપણ જણાયું

નહિ, પણ તેણે માત્ર દિર્ઘ નિઃશ્વાસ મુકયો. એ જોઇ સુલતાનને અત્યંત આશ્ચર્ય પ્રાપ્ત થયું. તેની પાસથી સર્વ વૃત્તાંત જાણવા પ્રયત્ન કીધો પણ વ્યર્થ. પોતાની કન્યા લજ્જાને લીધે બોલતી નથી એમ તેણે ધાર્યું નહિ પણ કંઇ ગુપ્ત બનાવ બન્યો છે એમ ધારીને તે સુલતાનાના ઓરડામાં ગયો અને તેનો પુત્રીએ કેવો સત્કાર કીધો અને તેને કેવી હાલતમાં જોઇ તે સઘળા દુઃખ કારક સમાચાર કહ્યા. સુલતાના બોલી, "મહારાજ, આપ શું કહોછો? એ બાબતમાં ગભરાવાનું નથી. લગ્નને બીજે દિવસે સર્વ કન્યાઓ એમજ મૌન ધારણ કરે છે, તેમજ બદ્રુલબદુર પણ લજ્જાને લીધે ધરી રહી હશે, વિશેષ કંઇ નહિ હોય; હમણાં જઇને હું સર્વ સમાચાર પુછી આવું છું." એમ કહી સ-જ્જ થઇ કે તુરત રાજકન્યાના ઓરડામાં ગઇ. બદ્રુલબદુર હજી તેવીજ પલં-ગપર બેઠી હતી. રાણીએ મુખપરનો પડદો ઉંચો કરી, ચુંબન કીધું અને આશિર્વાદ દીધો. પણ તેનો પ્રત્યુત્તર કંઇજ મળ્યો નહીં ત્યારે તે ઘણીજ ખેદને પામી. પછી કન્યા સામું ટગરટગર જોઇ રહી તો તેને હાંજા ગગડી ગયલી જોઇ, ત્યારે તર્ક કીધો કે કંઇક નવું જુનું થયું જણાય છે, પણ માલમ પડતું નથી કે છે શું. પછી સુલતાના બોલી, "કેમ દીકરી, હું કાલા-વાલા કરૂં છું તોપણ મને જવાબ કેમ નથી આપતી? આજ ખિન્ન વદનની કાં છે? શું તારી મા જોડે તારાથી એમ થાય કે? મને હવે એમ લાગે છે કે કંઈક વિલક્ષણ કારણ છે; માટે ચાલ જલદી ખુલ્લે ખુલ્લું કહી દે અને આમ મને દેહેશતમાં રાખી ન મુક. તું આટલી કષ્ટિ કેમ થઈ છે?"

આખરે ભારે નિશ્વાસ મુકી રાજકન્યા બોલી, "અરેરે, પુજ્ય માતુશ્રી, આપનું જે અપમાન થયું હોય તેને માટે મને ક્ષમા કરો. આજ રાત્રિયે મારાપર જે ગજબ ગુજર્યો છે તેની અસર હજી મારી નજર આ-ગળથી ટળી નથી. માજી, કાલ રાત્રિના અમે પલંગમાં પડયાં ન પડયાં તેટલામાં અમારો પલંગ અદ્ધર હવામાં ઉડયો, ને તુરતજ કાંઇ અંધારા ધુળધોયા સરખા ઓરડામાં કોઇ ઉપાડી લઇ ગયું. ત્યાં જતાંજ મારા સ્વામીને તો વળી કોણ જાણે કયાંએ લઇ જવામાં આવ્યો તે હું જાણતી નથી; પણ મને તો એક તરુણ પુરુષની પાસે મુકી દીધી. તે તરુણ મારી સાથે કંઇ બોલ્યો ખરો, પણ હું તો ભયભીત થઈ ગઇ હતી તેથી કંઇ સાંભળ્યું નહીં. મારી શય્યામાં વચોવચ તરવાર મુકીને તે સુતો હતો. પછી આજ સવારે મારા સ્વામીને પાછો મારી પાસે લાવીને મુંકયો અને પલંગને ઉઠાવીને પાછો અહીં મારા ઓરડામાં આણ્યો. આ સઘળું મારા પિતાજીએ

આવીને બારણું ઠોકયું તેટલી વારમાં થયું હતું. હું તો એવી બેહેબાકળી થઇ ગઇ હતી કે મારાથી તો પિતાજી સમીપ કંઇ બોલાયું નહીં; અને મને ડર લાગે છે કે તેમનું અપમાન થયું તેથી ગુસ્સે થયા હશે. પણ મારાપર જે શોકકારક ગજબ ગુજર્યો છે તે તે સાંભળશે તો મને આશા છે કે મને ક્ષમા કરશે."

રાજકન્યાયે જે કંઈ કહ્યું તે સઘળું ધીરજથી સુલતાનાએ સાંભળ્યું, પણ તેમાંનો એક શબ્દ પણ માન્યામાં આવ્યો નહિ. પછી તે બોલી, "દીકરી! આમાનું તારા બાપને કશું ન કહ્યું તે ઘણુંજ સારૂં કીધું; વળી કોઇને પણ કહેતી નહીં, કેમકે જે સાંભળશે તે તને ગાંડામાં ગણી કાઢશે." રાજકન્યા બોલી, "માજી, હું કહુંછું તે ખરૂંજ માનજો. મારો જીવ ઠેકાણે છે. ગમે તો મારા પતિને પુછી જો અને તેપણ એજ પ્રમાણે કહે છે કે નહિ તે તપાસ." સુલતાનાએ કહ્યું, "ઠીક ઠીક, હું પુછી જોઇશ. પણ જો તે પણ એમજ કહેશે તોપણ હું તે ખરૂં માનનાર નથી. ચાલ ઉઠ, અને એવી મિથ્યા ભ્રાંતિ ન રાખ! આમ રંગમાં ભંગ ફકત એવા ખોટા સ્વપ્નાથીજ થાય તો તે ઘણું અચંબા ભરેલું કહેવાય. સલામતીની દુંદુભી વાગે છે તે સાંભળતી નથી? અને આ નાના પ્રકારનાં વાજિંત્રો કેવા સુસ્વરમાં વાગે છે! એ સઘળું સાંભળી તને પરમાનંદ ઉપજતો નથી? અને તારી જંખના વિસરતી નથી?" એટલું કહી સુલતાનાએ રાજકન્યાની દાસીને બોલાવી અને તેને બેસાડી વેણીફણી સમારવાની આજ્ઞા આપી. એટલે સુલતાના સુલતાનના ઓરડામાં ગઇ અને કહ્યું કે બેહેનને કંઇ ચમત્કારિક તરંગજ આવ્યો હતો, બીજું કંઇ નથી.

પછી સુલતાનાએ વજીરના પુત્રને બોલાવી મંગાવ્યો; એવા હેતુથી કે રાજકન્યા જે કંઇ કહે છે તેજ પ્રમાણે તે કહે છે કે કેમ? પણ સુલતાનને ઘેર આપણો વિવાહ છે તે તુટી જાય તો વળી રવડી મરીએ, ને નગરમાં અપ્રતિષ્ઠા થાય, વળી રાજકન્યા જતી રહે તેવી બિહિકનો માર્યો તે તો સઘળી વાતનો ઇનકારજ કરવા લાગ્યો. વળી મનમાં ભય કે રખેને ગાંડો ગણાઉં! સુલતાનાએ પુછ્યું, "જમાઇરાજ! મારી દિકરીની માફક તમને તો ભૂત ભરાયું નથી કે?" જરાક ગભરાઇ જમાઇજી બોલ્યા, ""સાસુજી! આપને પુછવાની રજા લેવા દેશો કે એવો સવાલ કેમ કરો છો?" સુલતાનાએ જવાબ દીધો "બસ બસ, એટલું બહુ થયું. હવે મારે બીજું કંઇ પુછવું નથી. મારી ખાત્રી થઈ કે તમારી ચિત્તવૃત્તિ ઠેકાણે છે."

તે દહાડે મેહેલમાં આખો દહાડો ઉત્સવ ચાલ્યા કીધો અને રાજકન્યાને ખુશ કરવાને કંઈ કંઇ રમુજ ઉપજાવવા રાણી નજીકની નજીક રહી ને જેટલું બન્યું તેટલું કીધું. પણ રાત્રિના જે વિલક્ષણ બનાવ બન્યો હતો તેનું પ્રતિબિંબ રાજકન્યાના ચક્ષુ સમક્ષ રમ્યા કરતું હતું. તેનું વ્યગ્રચિત્ત તે શિવાય બીજી કંઇજ જંખનામાં હતું નહિ એવું ખુલ્લું દિસતું હતું. તેમજ વજીરના પુત્રને કંઇ થોડી ચિંતા નહોતી. તથાપિ મોટા લોભમાં પોતાની મનોવૃતિઓ એવી મારી રાખી હતી કે વરરાજાને કંઇપણ ઉદ્વેગ છે એવો કોઇને શક પણ આવ્યો નહિ. લોકો કહેતા હતા કે એના જેવો ભાગ્યશાળી આજે આ પૃથ્વીપર કોઈ નથી! છતાં તેનું તો હૃદય કંપતું હતું.

રાજવાડામાં શું શું બનાવ બન્યો તેની ખબર **અલ્લાદિન**ને પડી. તેણે ધાર્યું કે વજીરના પુત્રના કેહેવાથી આજે પણ પાછાં બંને એક શય્યામાં સુતા વિના રહેશે નહિ. તેથી તે દિવસે પણ તેણે પાછું તેમનું તેમ કરવાનો ઠરાવ કીધો: તત્ક્ષણ તે માટે દીવાનો ઉપયોગ કીધો, કે તુરત દીવાના દાસ રાક્ષસે દેખાવ દીધો અને સલામ કરી ઉભો રહ્યો. તેણે પુછયું, "શો હુકમ છે?" **અલ્લાદિને** તુરત કહ્યું, "વજીરનો પુત્ર ને રાજકન્યા આજ રાત્રિના પણ એકજ શય્યાએ શયન કરવાનાં છે, તેમને પૂર્વરાત્રિ માફક આજે પણ ઉપાડી લાવી વ્યવસ્થા કર!"

આગલા દિવસની માફકજ રાક્ષસે **અલ્લાદિન**નો આજ્ઞાનુસારી થઇ ઉત્તમ પ્રકારે કાર્ય બજાવ્યું. પૂર્વ પ્રમાણેજ વજીરના પુત્રને આખી રાત ટાઢે હુંઠવાવું પડયું ને પુષ્કળ સંકટ સોષવું પડયું. તેમજ રાજકન્યાને પૂર્વવત્ **અલ્લાદિન** સાથે વચ્ચે તરવાર રાખીને સુવું પડયું. એથી કરીને તેમની સ્થિતિ એવી દુઃખપ્રદ થઇ કે જેનું વર્ણન થઈ શકે તેમ નથી. તેમજ એકનું દુઃખ બીજાને કેહેવાથી મટે તેમ પણ નહોતું. ત્રીજા પ્રભાતના રાક્ષસ આવ્યો ને **અલ્લાદિન**ના હુકમ પ્રમાણે વજીરપુત્ર તથા રાજકન્યાને પલંગ સમેત ઉપાડી રાજવાડામાં પૂર્વવત્ મુકી આવ્યો.

**બદ્રુલબદુરે** જે અનાદર કીધો હતો તેથી બીજી રાત્રિ તેણે કેવી રીતે ગુજારી તે જાણવાને સુલતાન અત્યાતુર હોવાથી પૂર્વ દિવસની માફકજ વેહેલો ઉઠીને તેના શયનગૃહમાં ગયો. વજીરના પુત્રપર આજે જે અતિ કઠીણ પ્રસંગ ગુજર્યો હતો તેથી તે ઘણો કષ્ટી થઇ ગ્લાની પામ્યો હતો. તે બીછાનામાં હજી પડીને સ્વસ્થ થાય છે તેટલામાં તો દ્વાર ઠોકાયું.

તે તુરત ઉઠીને નાઠો ને પૂર્વે પ્રમાણેજ કપડાં પેહેરવાના ઓરડામાં ગયો. સુલતાન પ્રવેશ કરતાંજ રાજકન્યાના પલંગ આગળ ગયો. તેણે રાજકન્યાની આસનાવાસના કરી ગઇ સવારની માફક પ્રેમનું ચુંબન કીધું અને પછી સ્મિત હાસ્યથી પુછ્યું, "કેમ બેટા! આજ તો કાલ કરતાં સારી પેઠે છેની ?" તો-પણ રાજકન્યા તો ન બોલી કે ન ચાલી; અને સુલતાને તેને આગળ કરતાં વધારે ભયભીત થયલી અને ગભરાયલી પ્રકૃતિની દીઠી. તેણે ધાર્યું કે જરૂર કંઈ વિલક્ષણ કારણ હશેજ; પણ પોતાની પુત્રી પોતાથી તે છુપું રાખે છે એવું જાણી તેને અપરંપાર ગુસ્સો વ્યાપ્યો. ક્રોધાવેશમાં સુલતાન તરવાર ઉગામી બોલ્યો, "કમબખ્ત છોકરી! મને કહે, શું કારણ છે; નહીં તો હમણા તારૂં માથું ઉડાવી દઇશ."

નાગી તરવાર ઉગામેલી હતી તે કરતાં પણ સુલતાનની અત્યંત ક્રોધિષ્ટ અને ભયંકર મુદ્રા નિહાળી અને હકુમત ચલાવતાં વેણુ સાંભળી રાજકન્યા ઘણી ડરી ગઇ અને થરથર કંપવા લાગી. તે બાપડી આંખમાં આંસુ આણી બોલી, "પિતાજી! મેં ગઇ રાત અને આજની રાત કેવી દુઃખદાયક અને સંકટભરી કહાડી છે તે જ્યારે તમે જાણુશો ત્યારે મને સંપૂર્ણ ખાત્રી છે કે આપને મેં ગુસ્સે કીધાછે તેને માટે ક્ષમા કરશો. હું તે સર્વે તમને સવિ-સ્તર કહું છું."

આટલાં વિનય વચનથી સુલતાનનો ક્રોધ નરમ પડયો, પણ તે ઘણો આશ્ચર્ય પામ્યો ખરો. પછી જે વૃત્તાંત બન્યું હતું તે એવી દયામણી રીતે ઇત્થંભૂત કહી સંભળાવ્યું કે સુલતાન અતિ નમ્ર થઇ ગયો. એ કુંવરી સાસ-પ્રાણ હતી તેથી તેને અત્યંત દિલગીરી થઇ. તેમજ કન્યાપર અપરિમિત પ્રેમ હતો તેથી તેના મુખમાંથી પુષ્કળ નિશ્વાસ નિકળ્યો. આ વૃત્તાંત પુરૂં થતાં રાજકન્યાએ કહ્યું, "પિતાજી, આ જે હું કહુંછું તે તમને સત્ય ભાસશે નહિ, પણ મારા પતિને પુછી ખાત્રી કરો. મારૂં ને તેમનું બોલવું એક સરખું હશે તો પછી તમારી ખાત્રી થશે."

રાજયકન્યાપર આવું વિલક્ષણ સંકટ ગુજરેલું સાંભળી સુલતાન ઘણો દિલ-ગીર થયો અને દયા આવી ગઇ. તે કહેવા લાગ્યો, "બેહેન! તેં મને કાલે એ વૃત્તાંત ન કહ્યું તેને માટે તને ઠપકો ઘટેછે; કેમકે એ વાતમાં મારૂં અને તારૂં બન્નેનું હીત રહ્યુંછે. મેં કંઇ તને દુઃખી કરવાને અથવા સંકટ ભોગવવા સારૂ પરણાવી નથી; પણ તારો પતિ તને ઘટિત માન આપી સુખમાં અધિકાધિક આનંદ પમાડે તે માટે પરણાવી છે. હું જાણુંછું કે તે તને મનગમતો

છે અને તમો સુખી થાઓ એવો મારો તો હેતુ હતો. તેનો સમાગમ તને સુખદ છે એટલે તું ખોટું નહિ બોલે. પણ હું તને કહુંછું કે હવે તુ એવા એવા દુઃખદાયક વિચારો દૂર કર; એવી દુઃખદાયક રાત્રી ફરી નહીં દેખે તેને માટે હું સંભાળ રાખીશ; ને તારૂં સંકટ નિવારણ કરીશ."

સુલતાન તુરત પોતાના મેહેલમાં ગયો અને વજીરને તેડાવી મંગાવ્યો. તેના પ્રત્યે તે બોલ્યો, "વજીર, તારા પુત્રને તું મળ્યોછે કે નહીં ? શું તેણે તને કંઇ કહ્યું નથી ?" વજીરે જવાબ દીધો, "ના સાહેબ." પછી સુલતાનને રાજકન્યા બદ્રુલબદુરે જે વૃત્તાંત કહ્યું હતું તે કહી સંભળાવ્યું અને કહ્યું કે, "મારી પુત્રીએ ખરૂંજ કહ્યું છે તે માટે મને કંઇજ શક નથી; તોપણ તારો પુત્ર પુરવાર કરે તો વધારે સારૂં; માટે હમણાંને હમણાં મેહેલમાં જઇ એ બાબત નક્કી કર."

પછી વજીર તુરત પોતાના દિકરાને આવીને મળ્યો, અને સુલતાને જે કંઇ કહ્યું હતું તે કહી સંભળાવ્યું અને હુકમ કીધો કે, "કંઇ પણ છુપાવતો ના; અને ખરેખરૂં જે હોય તે કહી દેજે. નહિ તો સુલતાન ઘણો ક્રોધિષ્ટ છે તે ઘણો અનર્થ કરશે."

વજીરપુત્રે જવાબ દીધો, "પિતાજી! હું આપથી કંઇ છુપું રાખીશ નહિ. હું ખાત્રીપૂર્વક કહુંછું કે રાજકન્યાએ સુલતાન પાસે જે કંઇ કહ્યુંછે તે અક્ષરે અક્ષર ખરૂં છે. પણ મને પોતાને જે વિત્યું છે તેતો તે જાણુતીજ નથી. અને તે જાણવાને બને તેમ પણ નહોતું. મારા લગ્ન પછી જે બે રાત્રિ વિતિ તે એવી કાળ જેવી ગઇછે કે તેનું યથાર્થ વર્ણન, અથવા તેની યથાયોગ્ય કલ્પના કરવી એ મનુષ્ય શક્તિની બહાર છે ! અમારો પલંગ ચાર ચાર વખત ઉંચકાયો અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ને બીજે સ્થળેથી અસલ સ્થળે લઇ જવામાં આવ્યો તે વખતે જે ભય ઉત્પન્ન થયું તેનું તો હું કંઇ કહેતોજ નથી. કેમકે મારા લક્ષમાં પણ આવતું નથી કે એ કેમ થયું. મારા અંગપર પુરાં કપડાં પણ નહીં, વળી મારાથી હલાય ચલાય કે જરા ખસાય પણ નહીં તેવી સ્થિતિમાં ભયંકર અંધારા ભોંયરામાં ઉભાં ઉભાં બે આખી રાત કહાડવી પડી તે કેવી દુઃખપ્રદ થઇ પડી હશે તેની કલ્પના તમેજ કરો ! એ ગમે તેવી મારી વેતરણ થઇ તોપણ રાજકન્યાપરનો મારો પ્રેમભાવ, આદર, અને કૃતજ્ઞતા જરાપણ ઓછી થતી નથી, અને તે નામદાર એ સર્વને પાત્ર પણ છે. મારે કબુલ કરવું પડે છે કે રાજકન્યા સાથે પરણ્યાથી હું ભારે સન્માન પામુંછું; તોપણ

એની સાથે પરણી આવી કઠણ ભુંડી રાતો કહાડવી પડે તે કરતાં તો મરણને હું સારૂં ગણુંછું. મને કંઇજ શક નથી કે રાજકન્યા પણ એવોજ વિચાર કરતી હશે, અને તેથી અમો ઉભય અન્યોઅન્ય ઘટસ્ફોટ કરવામાં તૈયાર થઇયે તેમાં આશ્ચર્ય નથી. હમારા બન્નેની સુખ શાંતી માટે તેમ થવું અવશ્યનું છે. માટે હે પિતાજી, જે પિતાભાવથી આપે મારૂં લગ્ન કરવાની સુલતાનની સંમતિ મેળવી છે, તેજ પિતાભાવથી પાછાં તે રદ કરવાનું માગી મેળવવાની તમને મારી પ્રાર્થના છે. તમે જઈ ઝટપટ સુલતાનને એ વિદિત કરો."

સુલતાનની પુત્રી સાથે પોતાના પુત્રનાં લગ્ન થાય તે ઉમેદ તો વજીરની પાર પડી, પણ તેણે જોયું કે પોતાના પુત્રે પાકો ઠરાવ કીધોછે કે હવે ઘટસ્ફોટ કરવો ત્યારે તેવો નિશ્ચય જોઈ તે ઘણો ગભરાયો, ને આવો અપૂર્વ સંબંધ તોડી નાંખવાને તે ઝટ રાજી થયો નહિ. પણ આવું સંકટ સદાજ ચાલુ રહે છે કે નહિ તે તપાસી થોડા દહાડા સબુર કરી શું બનેછે એ જોવાની ઢીલ કરવી પણ તેને ઠીક લાગી નહિ. પછી પુત્રે જે વાત કરી તે સુલતાન આગળ કહેવાને વજીર દરબારમાં ગયો. ત્યાં જઈ તેણે કહ્યું, "મહારાજ, પુત્ર પાસથી સાંભળતાં મારી સંપૂર્ણ ખાત્રી થઈછે કે એ વાત ખરી છે." વાત સાંભળતાંજ સુલતાનની મુખમુદ્રાપરથી જણાયું કે ઘટસ્ફોટ કરવો એ બહુ રૂડું છે. ક્ષણભર થોભી સુલતાને પોતેજ કહ્યું કે, "ત્યારે લગ્ન રદ કરો, ને તમારા પુત્રને કહો કે મેહેલમાંથી પાછો જાય. તેને માટે બીજું કંઈજ કારણ નથી પણ એજ કે તમારા પુત્રને ખાતર મારી પુંત્રીને એવા દુઃખમાં વધારે રાખીશ નહિ."

જે માંગ્યું તે મેળવવામાં વજીરને કંઈજ અડચણ પડી નહિ. પ્રધાનપુત્ર તુરત રાજવાડામાંથી નિકળી ગયો. સુલતાને લગ્ન નિમિત્તની સઘળી ધામધુમો બંધ પડાવી દીધી અને શેહેરમાં ખબર કરાવી કે આગલો હુકમ રદ કીધો છે ને લગ્ન ફેરવવાં પડયાં છે. જરા વારમાં બધી મોજમઝા બંધ થઇ ગઇ. દુંદુભી ને દદામા બંધ પડી ગયાં ને ઉત્સવ ઉત્સવને ઠેકાણે થઈ ગયો.

આ એકદમ અણચિંત્યો ફેરફાર સાંભળી દેશ અને નગરમાં ચકચાર થઇ રહી અને નાના પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા. પણ તે બધાનું વર્ણન અહીં થઇ શકતું નથી, માત્ર એટલુંજ કહેવાનું કે વજીર અને તેનો પુત્ર ઘણે વીલે મૂખે પાછા ફર્યા. વજીરને હજારો પ્રશ્ન થવા, પણ તે એકનો પણ ઉત્તર આપી શકયો નહિ. આ ભેદ અલ્લાદિન શિવાય બીજું કોઇજ

જાણતું નહોતું. પોતાના દીવાના પ્રભાવથી શું ફાયદો થઇ ગયો તે જોઈ તેને તેના મનમાં અત્યાનંદ પ્રાપ્ત થયો. અને જ્યારે તેના જાણવામાં આવ્યું કે વજીર પુત્ર તથા રાજકન્યાનો ઘટસ્ફોટ થયોછે, ને આપણો પ્રતિસ્પર્ધિ રાજવાડામાંથી વિદાય થયો છે એટલે તે પરમ સુખને પામ્યો. હવે ફરીને રાક્ષસને પણ તસ્દી આપવાનું પ્રયોજન રહ્યું નહિ. સુલતાન અને વજીર, જેઓ **અલ્લાદિન** અને તેની માંગણી ભુલી ગયા હતા તેમને પણ શક ન ગયો કે લગ્ન રદ થયાં તે એના અજીત્ય પરાક્રમને લીધે ને ઇંદ્રજાળ-વિદ્યાથી થયાં છે.

આમ ગડબડમાંજ રાજકન્યા **બદ્રુલબદુર** સાથે લગ્ન કરવાને સુલતાને ત્રણ માસની મુદત ઠરાવી હતી તે વિતિ ત્યાં સુધી **અલ્લાદિન** નિરાંત કરી બેઠો. તે મુદત વિતિ કે તુરત બીજે દહાડે પોતાની માને રાજવાડામાં સુલતાનને તેનું વચન યાદ દેવાડવા મોકલી. **અલ્લાદિન**ની મા મેહેલમાં ગઈ અને સભામંડપમાં પૂર્વપ્રમાણે સુલતાનની સમીપમાં જઇને ઉભી રહી. સુલતાનની નજર એનાપર પડી કે તુરત એને ઓળખી, અને શા કારણસર એ અગાઉ આવી હતી અને કેટલા માસની મેહેતલ આપી હતી તે બધાનું સ્મરણ થયું. અર્થાત્ તાત્કાળજ મુખ્ય મંત્રી કેટલાક કામોની રજુઆત કરવા લાગ્યો તેને અટકાવી તે નામદાર બોલ્યો, "વજીર! જે બાઈએ મને કેટલાકવખતપર અનુપમ રત્ન ભેટ કીધાં હતાં તે હું ધારૂં છું કે પુનઃ આવીછે, માટે તે શું કહેછે તે સાંભળું ત્યાં સુધી તમારી રજુવાત જરા રહેવા દો." પછી વજીરે મંડપ તરફ નિધા કરી અને **અલ્લાદિન**ની માને દીઠી, કે તુરત ચોપદારને હુકમ કીધો કે પેલી બાઇને બોલાવી લાવ. તત્ક્ષણે સુલતાનની સમીપે **અલ્લાદિન**ની મા આવીને ઉભી રહી. રાજ્યાસનની પાયરી આગળ આવી તેણે રવૈયા મુજબ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા ને આજ્ઞા થતાં ઉઠીને ઉભી થઇ, ત્યારે સુલતાને પુછ્યું કે, "તારે શું કહેવું છે?" ડોસી બોલી, "મહારાજ! હું મારા પુત્ર તરફથી વિનંતિ કરવા આવી છું. આપે ત્રણ માસની મુદત ઠરાવી હતી તે વિતિ ગઈછે; અને આપ આપનું વચન યાદ કરો એટલુંજ માગું છું."

આ બચારી ડોસીની અરજને માટે જ્યારે ત્રણ માસની મુદત ઠરાવી ત્યારે સુલતાનના મનમાં એવો તો કંઈ ખ્યાલ આવ્યોજ નહીં કે આવી ચીંથરેહાલ ડોસીનો દિકરો **અલ્લાદિન** રાજકન્યાને પરણવા પુનઃ પણ તૈયાર થશે. એ વાતનું સ્મરણજ થયુંજ નહિ; તેથી પોતાનું વચન પાળવાને

પુનઃ માંગણી થઇ ત્યારે તે ગભરામણમાં પડયો. તેણે પોતાના વજીર સાથે વિચાર કરતાં સુધી કંઇ જવાબ આપ્યો નહિ. વજીરને નજીક બોલાવી કહ્યું કે, "આવી હલકા કુળની અને સાધારણ સ્ત્રીના પુત્રને મારી કન્યા આપવાની જરાપણ મને ઇચ્છા નથી, પણ હવે કરવું શું તે તું જણાવ."

વજીરે ખુલ્લે ખુલ્લા પોતાના વિચારો જણાવ્યા. તેણે કહ્યું, "મહારાજ, મારા ધાર્યા પ્રમાણે તો એક સજ્જડ યુકિત છે તે કરો તો એવાં અયોગ્ય લગ્ન કરવાની, **અલ્લાદ્દિન**ને જો તમો ઓળખતા હો તોપણ ના ન કહેવી પડે અને તેનાથી પણ કંઇ બોલાય નહીં. એ યુકિત એજ કે રાજકન્યા માટે એવી ભારે રીત માગો કે કોટયાધિશથી પણ તેવી રીત જલદી આપી શકાય નહિં. અને તે યુકિત અવિચારી તો ન કહેવાય, પણ પરાક્રમી દેખાતી નથી, તોપણ એથી **અલ્લાદ્દિન**ના મનની મુરાદ આપો આપ ભાંગી પડશે."

વજીરની એ યુક્તિ માન્ય કરી સુલતાને **અલ્લાદ્દિન**ની મા તરફ જોઇને કહ્યું, "ભલી બાઇ, ખરૂં છે કે સુલતાને પોતાનું વચન પાળવું જોઇએ. અને તે પ્રમાણે મારી રાજકન્યા તારા પુત્ર સાથે પરણાવી તેને સુખી કરવા હું તૈયાર છું. પણ તારા પુત્રપાસેથી કેટલીક કિંમતી રીત ભાત મળ્યા વગર હું પરણાવી શકતો નથી. મારે જાણવું જોઇયે કે મારી કન્યા સાથે રેહેવાને અને તેના દરજ્જા પ્રમાણે વ્યવસ્થા રાખવાને તારો પુત્ર તૈયાર છે કે નહિં. માટે તારા પુત્રને કહેવું કે જેવાં રત્ન તેં મને નજરાણામાં આપ્યાંછે તેવાં રત્નોથી ભરેલા ચાળીશ સોનાના ખુમચા, તેટલા હબસી ગુલામોને માથે ચઢાવી તથા તેટલીજ સૌંદર્યથી ભરપૂર, મારી પુત્રીની સેવામાં રહેનાર દાસીઓને આગળ કરીને પલ્લામાં આપવું. એ સર્વે સુંદરીઓ અત્યંત સ્વરૂપવાન, અને બહુ મૂલ્યવાન વસ્ત્રાલંકાર ધારણ કરેલી હોવી જોઇયે. એ શરત પૂરી કરે તો મારી પુત્રી એને આપવાને તત્પર છું. માટે ભલી બાઇ જા, અને તારા પુત્રને પુછી આવ. તું શું જવાબ લાવે છે તેને માટે હું રાહ જોતો બેઠો છું."

**અલ્લાદ્દિન**ની મા બીજી વખત તખ્તને પૂર્વવત્ નમન કરી ઘર તરફ પાછી ફરી. રસ્તે ચાલતાં ચાલતાં તે પોતાના પુત્રના મુર્ખાઈ ભરેલા વિચારો જોઈ હસવા લાગી. તે મનમાં કહેવા લાગી કે 'સુવર્ણના ચાળીશ ખુમચા! અને કીમતી રત્નો એ કયાંથી લાવશે ? શું એ પુનઃ પેલા બાગમાં જઇ તે માંહેલાં ઝાડ ઝુંડી લાવશે ? પણ તેતો બંધ થઇ ગયોછે, તેનું

કેમ! અરે તે તો ગમેતેમ થાય, પણ સુલતાને માગ્યા છે તેટલા ગુલામો એ કયાંથી લાવશે? એ સઘળી એના ગજા ઉપરાંતની વાત છે, અને આ વખતનું મારૂં વસ્ટાલું સાંભળી તે રાજી થશે નહીં." આવા આવા વિચાર કરતી કરતી તે ઘેર આવીને પોતાના પુત્રને કહ્યું, "ભાઇ, ખરેજ હવે હું કહુંછું કે બદ્રુલબદુર રાજકન્યા સાથે લગ્ન કરવાની વાત તું વેગળી મૂક. સુલતાને ઘણી માયાળુ રીતે મારો સત્કાર કીધો, અને હું ધારૂંછું કે તારાપર તેની કૃપાદૃષ્ટી હતી; પણ જો હું મારી ધારણામાં ઠગાતી ન હોઉં તો વજીરે તેનું મન ફેરવી નાંખ્યું છે. એ હું તને કહું છું તેપરથી તું સેહેજે અનુમાન કરી શકશે. મેં મહારાજાધિરાજ સમક્ષ જઇને કહ્યું કે, 'મહારાજ, આપના કેહેવા પ્રમાણે ત્રણ માસ વિતિ ગયા અને આપે જે વચન આપ્યું છે તેનું સ્મરણ કરાવવા આવીછું.' એ સાંભળી મને ઉત્તર આપતાં પેહેલાં સુલતાને વજીર સાથે કંઇ ગુસપુસ ગુસપુસ થોડીવાર વાતચીત કીધી, તે મેં ધ્યાન દઇ જોયા કીધું." એટલું વૃત્તાંત કહી સુલતાને જે ઉત્તર દીધો હતો તથા લગ્ન શી શરતે કરવા કહ્યું તે કહી સંભળાવ્યું. વળી પણ તે ડોસીયે કહ્યું કે, "સુલતાને તારો જવાબ તુરત માગ્યો છે; અને તે મારી રાહ જોઇને બેઠોછે." પણ પછી જરાક હસીને ડોસી બોલી, "ભાઈ અલ્લાદિન! મને લાગે છે કે તે હવે રાહ જોઇને સદાનોજ બેસી રેહેશે!!"

આ સાંભળી અલ્લાદિને પ્રત્યુત્તર દીધો: "માજી, તમે ધારો છો એટલી બધી વાર રાહ જોવી નથી પડનારી. એટલી ભારે માગણી કરીને રાજકન્યા બદ્રુલબદુર ભુલાવવા ધાર્યું તેમાં સુલતાને સજ્જડ થાપ ખાધીછે. મેં તો એથી પણ ભારે મુશ્કેલી ધારી હતી, અને ધાર્યું હતું કે તે પુજ્ય દેવીની અપ્રતિમ લાવણ્યતા માટે કોઇ વધારે મ્હોટી માંગણી કરશે. કદાચ આથી હજારગણું નજરાણું માંગશે! પણ મને અત્યાનંદ પ્રાપ્ત થાયછે કે એ અપ્રતિમ લાવણ્યવતીને માટે મેં જે ઉત્કંઠા રાખી છે તેના પ્રમાણમાં એની માંગણી કંઇજ નથી. એની માંગણી કેમ પુરી કરવી તેમાટે હું જરા વિચાર કરૂંછું એટલામાં તું જઈને બજારમાંથી અન્ન સામગ્રી લઇ આવ. તું બેફીકર રેહેજે; હું મારૂં લાગ્યું યથાયોગ્ય ફોડી લઇશ." તુરત અલ્લાદિનની મા બજારમાં ગઇ એટલે તેણે પેલો દીવો હાથમાં લઇ નિયમ પ્રમાણે જરા ઘસ્યો કે તત્કાળ એક રાક્ષસે દર્શન દીધું. તે હંમેશની માફક આજ્ઞાનુસારી થઇ ઉભો રહ્યો, અને પુછ્યું, "શી આજ્ઞા છે મહારાજ!" અલ્લાદિને તેને કહ્યું કે, "સુલતાન પોતાની રાજકન્યા મને આપવા તેયાર છે, પણ જે વાડીમાંથી મેં આ દીવો લીધો તે વાડીમાંનાંજ ફળ ભરી ચાળીશ સુવ-

ર્ણના ખુમચા સાથે એકેક શિદ્દિ ગુલામ લઇને મોકલાવી આપવો જાઇયે. એ પ્રત્યેક ગુલામની પુઠે અત્યંત સ્વરૂપવાન્ તરૂણુ, અને પુષ્કળ વસ્ત્રાલંકાર સજેલી એવી નવયૌવના સુંદરીઓ રીતમાં માંગીછે. તેમ બને તો રાજ-કન્યા આપે, નહિંતર નહિં આપે. એ કાર્ય સિદ્ધ કરવાનું છે. જા ને હમણા ને હમણા એ નજરાણું જેમ બને તેમ જલદી લઇ આવ કે સભા વિસ-ર્જન થાય તે પેહેલાં હું મોકલી શકું." "બહુ સારૂં મહારાજ!" એટલું બોલી તે રાક્ષસ તુરત અદ્રશ્ય થયો.

થોડીવારમાં તે રાક્ષસ ચાળીશ હબસીઓના મસ્તક ઉપર ચાળીશ સોનાના ખુમચા લઇ હાજર થયો. તે પ્રત્યેક ખુમચામાં સુલતાનને નજરાણામાં આપ્યાં હતાં તે કરતાં ઘણાં મોટાં અને ઘણાંજ સુંદર મોતી, હીરા, માણેક, પન્ના અને દરેક જાતનાં રત્ન ભરેલાં હતાં. એ સર્વ એટલું મૂલ્યવાન હતું કે **અલ્લાદિને** સુલતાનને પૂર્વમાં જે ભેટ આપી હતી તે એના મોં આગળ તુચ્છ જેવી હતી. પ્રત્યેક ખુમચાપર રૂપેરી કીનખાબમાં સુનેરી બુટ્ટા ભરેલા રૂમાલો ઢાંકયા હતા. આ હબસીયો સાથે આવેલી ચાળીશ ગોરી સુંદરીઓથી તેનું ઘર જે ઘણું નાનું હતું તે તથા આંગણું અને વાડો સઘળું ભરાઇ ગયું. પછી રાક્ષસે પુછ્યું, "મહારાજ! બીજી કંઇ આજ્ઞા છે?" **અલ્લાદિને** કહ્યું કે "હાલ બસ એજ." તે સાંભળી રાક્ષસ અદૃશ્ય થયો. **અલ્લાદિ-નની** મા બજાર લઇ જેવી ઘેર આવી ત્યારે તેને જે સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું તેનું વર્ણન થાય તેમ નથી. પોતે લાવેલી અન્નસામગ્રી જમીનપર મુકી બુરખો કહાડી ગૃહકૃત્ય કરવા તે જતી હતી તેટલામાં **અલ્લાદિને** તેનો અટકાવ કીધો અને બોલ્યો, "મા, આપણે ફોકટ વખત કહાડવો ન જોઇએ. દરબાર વિસર્જન થાય અને સુલતાન ઉઠી જાય તે પેહેલાં મારે તને પાછી મેહેલમાં મોકલવી છે, માટે આ નજરાણું રાજકન્યા **બદ્રુલબદુરના** પલ્લા દાખલ માગ્યુંછે તે લઇને સુલતાન પાસે જા, કે તેના ધ્યાનમાં વાત ઉતરે કે પાણીગ્રહણ કરવા સારૂ હું કેટલો આતૂર અને દૃઢ મનનો છું!" પછી પોતાની મા શું જવાબ દે છે તે સાંભળવાની કિંચિત્ પણ રાહ જોયા વગર આગલું બારણું ઉઘાડી ગુલામોને શેરીમાં કહાડયા. પ્રત્યેક કાળા હબસીના મસ્તકપર રત્નોથી ભરેલા ખુમચાઓ હતા; ને તેની પુઠે એકેક સુન્દરી હતી. તે સર્વને હારદોર ઉભાં રાખ્યા પછી પોતાની માતાને સર્વની પાછળ કરી. બધાંજ બહાર નિકળ્યાં ત્યારે **અલ્લાદિનની** મા છેલ્લી દાસીની સાથે બહાર નિકળી, કે તુરતજ **અલ્લાદિન** બારણું દઇ પોતાના ઓરડામાં



"કમબખ્ત છોકરી મને કહે શું છે?" (પૃષ્ઠ ૪૯૦)

ગયો, અને પૂર ઉમંગમાં આવી બોલ્યો, "મ્હોં માંગ્યું નજરાણું લઈ સુલતાન જરૂર મને પોતાનો જમાઇ કરશે."

અલ્લાદ્દિનની શેરીમાંથી પેહેલી નવયૌવના રસ્તામાં નિકળી તેને જોઇ, જતાંઆવતાં લોક સ્થંભી રહ્યાં. તેનું લાવણ્યયુક્ત સ્વરૂપ, ને તેના અંગપર ધારણ કરેલા બહુ મૂલ્યવાન વસ્ત્રાલંકાર નિહાળી તેઓને બહુ આશ્ચર્ય પ્રાપ્ત થયું; ને તેઓ ટગર ટગર તે જોતાં ચિત્રવત્ થઇ ગયાં! બધાંજ હાર દોર ઘરમાંથી બહાર નિકળ્યાં તે પેહેલાં તો મ્હોલ્લામાં ભારે ગીરદી મચી ગઇ ને ઘણાંને તો એ દેખાવ વિલક્ષણ ને મનોહર લાગ્યો. બધાજ આવું સરઘસ જોવાને દોડાદોડ કરવા લાગ્યા. દરેક ગુલામનો પોષાક એવો કિંમતી હતો કે તેઓ ચકિત થકા ઉભા રહ્યા! તેઓનાં વસ્ત્ર તથા તેપરનું ઉમદા ભરત કામ તથા અલંકાર વગેરે મળી, ઝવેરી લોકો આંકણી કરવા લાગ્યા કે તે લાખ્ખો રૂપીઆનો હશે. તે પ્રત્યેકનાં પ્રફુલ્લિત અને સુરેખ વદન, ને અંગની ઢબછબનું વર્ણન જે કરીએ તે થોડું છે. એ ગુલામોની ઠાવકી ચાલ, મુખાકૃતિ એવાંતો અનુપમ હતાં કે તેનો જોડો શોધ્યો ન મળે. એક બીજાથી બરાબર અંતરે સભ્યતાથી ચાલવું એ તેમની ખાસ ખૂબી હતી. તેમના સોનાના કમરપટામાં અજાયબ રીતે જડેલાં રત્નોની પ્રભા, તેમની વિચિત્ર પણ શોભાયમાન પાઘ પરના સુંદર હીરા જડીત શીરપેચોની અપ્રતિમ શોભા, એ સર્વેને જોઇ, ત્યાં મળેલાં સંખ્યાબંધ લોકો અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયાં. સર્વે લોકો જ્યાં સુધી નજર પોહોંચી ત્યાં સુધી તાકી તાકીને જોતાં ઉભાં રહ્યાં. મહોલ્લામાં ગીરદી એવી તો થઇ હતી કે જે જ્યાં ઉભો ત્યાંથી ખસી શકતો ન્હોતો. હવે રાજમેહેલ સુધી જતાં વચમાં ઘણી શેરીઓમાંથી તેમને જવું પડયું તેથી શેહેરના લગભગ સર્વે લોકને આ વિલક્ષણ સરઘસ જોવાની તક મળી.

આ સરઘસ પૈકી એક હબસી દાસ રાજ્યમેહેલની દેવડી ઉપર પોહોંચ્યો કે એના કીમતી પોષાકના ભભકાથી અંજાઈ જઇ, તેને કોઇ રાજ પુરુષ ધારી દરવાનો સજ્જ થઇ હાર બંધાઇ તાઝીમતવાજો કરવા ઉભા રહ્યા. પેહેરેગીરોને ભાસ્યું કે કોઇ રાજા હશે, તેથી તેઓ તે દેશના રીવાજ પ્રમાણે ઝભ્ભાની ચાળ લઇ ચુંબન કરવા જતા હતા, પણ એ ગુલામોને દીવાના દાસ રાક્ષસે શિખામણ આપી હતી તેથી તેમ કરવા ન દીધું અને બોલ્યા કે એમ નહિ થાય. અમને તું ઓળખતો નથી? અમે તો ગુલામ છિયે અને હમારો શેઠ વખત થયે આવશે."

પેહેલો ગુલામ બીજા બધાને સાથે તેડી રાજમેહેલનો બીજો ચોક, જે ઘણો વિશાળ હતો તેમાં ગયો. એ ઠેકાણે સુલતાનનાં સગાં સંબંધી સર્વે ભેળાં થઇ બેઠાં હતાં. ત્યાંના ચોપદારોના પોષાક ઉત્તમ ગજીના હતા. પણ આ નવા ગુલામો દાખલ થયા એટલે તેઓના પોષાકના અંબારે ત્યાં જે લખલખાટ ઉત્પન્ન કીધો તે જોઈને તેઓ અત્યંત આશ્ચર્ય પામ્યા; હવે વધારે તેનું શું વર્ણન કરૂં પ્રાણનાથ! દરબારના લશ્કરના સરદારોનો ભભકો પણ **અલ્લાદિન**નાં નજરાણાં લાવનાર ગુલામો આગળ ઝંખવાઇ ગયો. રાજવાડામાં આવો સુંદર અને પ્રકાશમાન દેખાવ આગળ કદી થયોજ ન્હોતો અને સુલતાનના સઘળા અમીર ઉમરાવોની જાહોજલાલી એની આગળ કંઇ બીસાતમાં નહોતી. આ ગુલામો રાજવાડામાં આવવા નિકળ્યા છે એ ખબર સુલતાનને આગળથી કરવામાં આવી હતી, તેથી તેમને મેહેલમાં જતાં કંઇ અડચણ પડી નહીં અને અંદર જવાની સદર પરવાનગી મળી હતી. સર્વે અનુક્રમ પ્રમાણે એક જમણી અને બીજી ડાબી એવી બે હારમાં દીવાનખાનામાં ગોઠવાઇ ગયા. સર્વે દીવાનખાનામાં આવી રહ્યા અને સુલતાનના રાજ્યાસનની આસપાસ ચંદ્રાકારે ઉભા રહ્યા ત્યારે તે હબસી ગુલામોએ પોતાના શિરપરથી ખુમચા ઉતારી ગાલીચાપર મુક્યા અને સુલતાનને છેક ગાલીચા સુધી નમી સાષ્ટાંગ દંડવત્ કીધા. તેજ પ્રમાણે નવયૌવના કુંમારિકાઓએ પણ કીધું. પછી ઉભા થઇને હબસી ગુલામોએ પોતાની છાબોપરના કીનખાબના રૂમાલો લઇને તે ઉઘાડી મુકી અને સર્વે અદબ કરી મોટા માનથી પૂર્વવત્ ઉભા રહ્યા.'

તુરત **અલ્લાદ્દિન**ની મા રાજ્યાસન આગળ આવી પહોંચી. તેણે રીત મુજબ સાષ્ટાંગ દંડવત્ કસ્યા ને પછી સુલતાન પ્રત્યે બોલી, "મહારાજ! મારો પુત્ર સારી રીતે સમજે છે કે તેણે જે રીત મોકલી છે તે કરતાં રાજકન્યા **બદ્રુલબુદુર**ની કિંમત ઘણી છે, એમ છતાં પણ તે એવી આશા રાખે છે કે સરકાર મેહેરનજરથી આ નજીવી ભેટ માન્ય રાખશો અને આપે જે શરત કીધી હતી તે પાળશો—એવી તે પુરતી ઉમેદ રાખે છે. આપ સર્વ રીતે રંજિત થયા હોવ તો **બદ્રુલબદુર** મારા પુત્રને પરણાવશો."

**અલ્લાદિન**ની માના આ વિનય વચનપર સુલતાનથી જરાપણ ધ્યાન અપાયું નહીં, કારણ કે કદી જોયલાં નહી એવાં પ્રકાશિત રત્નો અને અમૂલ્ય હીરા માણેકથી ભરેલી ચાળીશ છાબો, તથા ઉત્તમ વસ્ત્રાલંકાર સજેલાં અને રાજવાડાને પણ શોભાવે તેવાં એંસી દાસદાસીઓ મળી જે આ-

કારમાં ઉભાં હતાં, તેમજ તેમના પોષાકના ભભકાથી જાણે સર્વે રાણીજાયા હોયની તેવા લાગતા હતા તેમને જોઇ એ એવોતો આશ્ચર્ય ચકિત થઈ ગયો હતો કે એને એ સર્વે સ્વપ્નવત્ ભાસ્યું ! જેમ જેમ તે મનમાં વધારે વિચાર કરતો હતો તેમ તેમ તેની અકકલ મુઝાતી હતી. તે આ આશ્ચર્યકારક બનાવનું વર્ણન કરવાને તૈયાર થયો નહિ ! તેથી અલ્લાદિનની માને જવાબ દેવાને બદલે તે વજીર સાથેજ વાત કરવા લાગ્યો. પણ જેમ સુલતાન તેમજ વજીર પોતે પણ આટ આટલી સંપત્તિ કયાંથી આવી હશે તે ધારી શકયો નહીં. સુલતાને વજીરને કહ્યું, "અહો વજીર ! આવું અનુપમ નજરાણું કે જેની કિંમતની કલ્પના પણ થઇ શકતી નથી તે કરનાર પુરુષ તે કોણ હશે કે જેને હું કે તું કોઇ પીછાણતા નથી ! તું ધારતો નથી કે તે મારી કન્યા બદ્રુલબુદુરને લાયક વર છે?"

વજીરને પણ આ અપાર સંપત્તિ જોઇ સુલતાન પ્રમાણે પરાકાષ્ટાનું આશ્ચર્ય થયું હતું; પણ પોતાના પુત્રને યોગ્ય કન્યારત્ન પોતાના પુત્રને ન મળતાં બીજાને પ્રાપ્ત થાય તેથી તેના હૃદયમાં અત્યંત ખેદ થયો; તોપણ આવી રીદ્ધિના તેજથી અંજાઇ જઇ તેનાથી પોતાના વિચાર જણાવ્યા વગર રહેવાયું નહીં. એ તો ખુલ્લુંજ હતું કે અલ્લાદિનનું નજરાણું પોતે રાજાના કુટુંબ સાથે જોડાય તેને માટે જોઈએ તે કરતાં પણ અધિક હતું, તોપણ રાજાનું મન જોઇ વજીરે જવાબ વાળ્યો કે, "ખુદાવિંદ ! ! મને તો ભાસે છે કે આવું અમૂલ્ય નજરાણું જે મનુષ્યે આપની કન્યા માટે મોકલ્યું છે, કે જેની કલ્પના થવી પણ અશકય છે, તે મનુષ્ય આપની કન્યાને યોગ્ય વર છે એ ખરૂં; પણ આપની પુત્રી તો આ અપાર સંપત્તિ કરતાં પણ વધારે છે, છતાં મારે સૌમ્યવૃત્તિથી કહેવું જોઇયે કે એ પુરુષ આપ નેકનામદારનો જમાઇ થવા યોગ્ય છે." તે સભામાં જે અમીર ઉમરાવો હાજર હતા તેમણે પણ એ બોલવું માન્ય રાખ્યું.

એ વાત માટે સુલતાને જરાપણ આનાકાની કીધી નહીં, અને જેને પોતાનો જમાઈ કરવોછે તેના જ્ઞાન ગુણ જાણવાની પણ કાંઇ દરકાર કીધી નહીં. જેની પ્રાસે આટલી સંપત્તિ આપવાની શકિત છે તે સર્વગુણસંપન્ન હશે એમજ તેણે જાણ્યું. જે શરત કીધી હતી તે માટે કંઇપણ રકઝક કીધા વગર તાબડતોબ અલ્લાદિને આવી મહાભારત માંગણી પણ મોકલી આપી તેની ગહતા જોઈ એની ખાત્રી થઇ ગઇ કે એનો મોકલનાર જેવો જોઇએ તેવોજ હોવો જોઇએ, તેમાં કંઇ ખોડખાંપણ નહિ હશે. તેથી અલ્લાદિનની માને જેમ

બને તેમ સંતોષિત કરી પાછી વાળવા માટે એણે તેને કહ્યું, "ભલી બાઇ ! તારા પુત્રને જઇને કહે કે હું તેની ભેટ લેવા સારૂ આ હાથ લંબાવી તત્પર થઇ બેઠો છું; અને મારી પાસે આવવાને એ જેમ ઝડપ કરશે ને મારે હાથે મારી પુત્રીનું પાણીગ્રહણ કરશે તેમ મને અપાર આનંદ થશે."

**અલ્લાદિન**ની મા તો હર્ષની રેલમાં તણાઇ ગઇ. એના જેવી સ્ત્રી, પોતાના છોકરાનું ભાગ્ય ખુલી જાય અને આવી મોટી પદવીએ પોહોંચે તેથી તેને કેટલો આનંદ થવો જોઇએ તેનો ખ્યાલ હે નાથ, આપેજ કરવો. તેણી રાજાનાં એ વચન સાંભળી એટલી બધી ખુશીથી છલકાઇ ગઇ કે તેનો આનંદ ત્રિભુવનમાં સમાય તેમ નહોતું. જેવી તે બાઇ દરબારમાંથી ગઇ કે સુલતાન સિંહાસનપરથી ઉઠી ઉભો થયો અને સભા વિસર્જન કીધી. પછી રાજકન્યાના માણસોને સર્વે ખુમચા રાજકન્યાના મેહેલમાં લઈ જવાનો હુકમ કીધો, અને ત્યાં પોતે પણ નિરાંતે ધારી ધારીને જોઇ શકાય તે સારૂ પોતાની કુંવરી પાસે ગયો. હંસી દાસ દાસીઓને મેહેલમાં તેડી ગયો અને તેમના સૌંદર્યનું ને ભવ્યપણાનું વર્ણન રાજકન્યા આગળ કીધું. તેમાં કંઇપણ અતિશયોક્તિ નથી તેની ખાત્રી કરવા તે ગુલામોને તેના મેહેલની સામા બોલાવ્યા ને રાજકન્યાએ જાળીમાંથી સર્વને નિરખ્યા ને તે અત્યંત આશ્ચર્ય પામી.

એટલામાં **અલ્લાદિન**ની મા ઘેર પોહોંચી. તેની પ્રફુલ્લિત મુખમુદ્રા અને હાવભાવપરથીજ માલમ પડી આવ્યું કે ઘણા આનંદના વર્તમાનજ તે લાવી છે. તે બોલી, "દીકરા, દુનિયામાં આથી વધારે ખુશી થવાનું બીજું કાંઇજ નથી. તારા સર્વે મનોરથ સિદ્ધ થયા છે. હું તો આશા રાખતી ન્હોતી, પણ તારી ઇચ્છા પરીપૂર્ણ થઇ છે. હવે તને વધારે ઇંતેજાર ન રાખતાં કહું છું કે સુલતાને પોતાના આખા દરબારની સંમતિથી એકમત થઇ કબુલ કીધું કે રાજકન્યા **બદુલબદુર** તારેજ યોગ્ય છે. તને આલિંગન દેવા અને રાજકન્યા અર્પણ કરવા તે અંસત આતુર છે. હવે તું તેમને મળે, ને તારો વૈભવ તથા દમદમાટ અત્યંત વધે ને તું તેજઃપુંજ થઇ રહે તે માટે તારે જે ઠાઠમાઠ કરવો હોય તે કર. અદ્યાપિપર્યંત જે જે અદ્ભુત ચમત્કાર તેં કીધા છે ને મેં જોયા છે, તેથી મારી ખાત્રી છે કે તને કંઇપણ કરવું અશક્ય નથી. પણ એટલું કહેવું રહી ન જવું જોઈએ કે સુલતાન ઘણી અધિરતાથી તારી રાહ જૂએ છે; માટે મળવા જવાને હવે ઢીલ કરવી ન જોઇએ."

**અલ્લાદિન** આ અતિ આનંદજનક વર્તમાન સાંભળી, મનકામના

પૂર્ણ થવાથી આનંદના પૂરમાં ડુબી ગગે હતો તેથી કંઇજ જવાબ વાળી શકયો નહીં. જે મનમોહન પુતળીને પ્રાપ્ત કરવામાં તેના પંચપ્રાણ તલસી રહ્યા હતા, ને જે મૂર્ત્તિ તેના ચક્ષુ સમીપ સદાજ રમણ કરયા કરતી હતી, ને જેણે તેનું કાલજડું કોરી નાંખ્યું હતું તે મળશે એવા વર્ત્તમાન સાંભળી જે પરમાનંદ પ્રાપ્ત થયો તેથી તે ધુમ થઈ ગયો. તુરતજ પોતાની માતાને 'ઠીક છે' કહીને પોતાના ઓરડામાં ગયો. ત્યાં જઈ પોતાનું કલ્પવૃક્ષ જે દીવો તેને ઘસી રાક્ષસને બોલાવ્યો. તે તાબેદાર રાક્ષસ જેણે કંઇ વાતની ખામી રાખી નથી તેને **અલ્લાદ્દિને** કહ્યું, "દૂત! મારે હાલ તુરતાતુરત સ્નાન કરવું છે, તેની તૈયારી કર. પછી એવો કિમતી ઉમદા પોષાક જોઇશે કે જેવો કોઇ રાજારાણીએ પણ આજ પર્યંત કદિ પેહેર્યો નહોય તે લાવ." તે એટલું બોલી ન રહ્યો એટલામાં તે રાક્ષસ પોતે પણ અલોપ થયો અને **અલ્લાદિનને** પણ અલોપ કરી દીધો, અને એક અતિ સુંદર રંગ બેરંગી આરસ જડીત સ્નાનગૃહમાં તેડી ગયો. ત્યાંના એક વિશાળ ભપકાદાર ઓરડામાં તેનાં કપડાં કહાડી નાંખ્યાં, પણ તે કોણે કહાડયાં તે એના દીઠામાં આવ્યું નહીં. પછી તે ઓરડામાંથી તેને આરસ જડીત કુંડ ઉપર તેડી ગયો. તે કુંડનું પાણી સેહેજસાજ ગરમ હતું. આ ઠેકાણે તેને અનેક પ્રકારના સુગંધમય તેલ ફુલેલાદિ પદાર્થો ચોળી સ્નાન કરાવ્યું. પછી એકએકથી વિશેષ ગરમ પાણીના કુંડમાં પ્રવેશ કરાવ્યો કે એના શરીરની કાંતી એવી તો ફરી ગઇ કે જાણે એ **અલ્લાદિનજ** નહિ હોય!! સર્વ સ્નાન વિધિ કીધા પછી તેનું શરીર નિર્મળ, ગૌરવર્ણું, અને તેજઃપુંજ થયું ને સ્વાભાવિક રીતેજ તે જાતે હોશિયાર જણાવા લાગ્યો. પણ આ સઘળું કાર્ય કોણે કીધું તે એને કંઈ જણાયું નહિ. તે જયારે પાછો પૂર્વના દિવાનખાનામાં આવ્યો ત્યારે તો ત્યાં પોતાના પોષાકને બદલે એક એવો તો ઉત્તમ પોષાક મુકેલો દીઠો કે તે તેનાં ઝગાંહળાંથી ચકિત થઇ ગયો. પછી પેલા રાક્ષસે તેને કપડાં પેહેરાવ્યાં અને સર્વે ઠીકઠાક કરી પુનઃ તેના પોતાના ઓરડામાં આણ્યો. પછી પુનઃ પાછું પુછયું, "કંઇ વિશેષ આજ્ઞા છે?" **અલ્લાદ્દિને** કહ્યું, "હા, સુલતાનની પાયગાના સૌથી શ્રેષ્ટ ઘોડા કરતાં પણ શ્રેષ્ટ—એક સુંદર ઘોડો મને બેસવા જોઇયેછે તે જેમ બને તેમ જલદી લાવ. તેનાં લગામ, પલાણ વગેરે સર્વે અનુપમ શોભાવાળાં અને વળી તે અદ્ભુત હોય! વળી મારી બે બાજુ ચાલવા માટે જેવા ગુલામો સુલતાનને ત્યાં રીતમાં મોકલ્યા છે તેવા, અને ભારે ભારે પોષાક પેહેરેલા એવા ૨૦ ગુલામો, તથા મારી

આગળ હાર થઈ ચાલવાને એટલા બીજા જોઇશું. તે પણ લાવ. તેઓના વ-સ્ત્રાલંકારોમાં કંઇ પણ મણા નહિ હોવી જોઇયે. એ ઉપરાંત મારી મા સારૂ, રાજકન્યા બદ્રુલબુદુરના જનાનખાનામાં એક પણ ન હોય તેવી છ દાસીઓ આણ. તે પ્રત્યેકના હાથમાં મારી મા સારૂ કોઇ સુલતાના પાસે પણ ન હોય તેવો પોષાક લઈ મોકલજે. શિવાય હજાર હજાર મોહોરથી ભરેલી દશ થેલીઓ મને જોઇશે. એ સઘળું જેમ બને તેમ જલદી કરજે."

**અલ્લાદિને** આ હુકમ કીધો કે તુરત રાક્ષસ અદૃશ્ય થઇ ગયો. તે કેહેવા પ્રમાણે તુરત એક સુંદર ઘોડો, ચાળીશ ગુલામો, તે માહેલા દશના માથાપર મ્હોરોની થેલીઓ તથા છ દાસીઓ-દરેકને માથે રૂપેરી રૂમાલે બાંધેલા જુદા જુદા રંગના એની મા સારૂ પોષાકો મુકેલા હતા તે **અલ્લાદિન**ને સ્વાધીન કરીગયો.

**અલ્લાદિને** આ દશ થેલી પૈકી ચાર લઈને પોતાની માને આપી અને કહ્યું કે આ લે, તારે ખરચ ખુટણ સારૂ ચાલશે. અને બાકીની છ જે ગુલામો લાવ્યા હતા તેની પાસેજ રેહેવા દીધી; અને તેણે તેમને હુકમ કીધો કે, "સુલ-તાનના મેહેલમાં જતી વખતે રસ્તે જે જે લોકો મળે તેમને ખેરાત કરવા એ મુઠ્ઠે મુઠ્ઠે ઉરાડવી. એણે બીજા ગુલામોને કહ્યું કે દશ દશ જણે મારી બન્ને બાજુએ રહેવું." પછી પેલી છ દાસીઓને પોતાની માની સેવામાં મુકી અને પોતાની માને કહ્યું કે એ તારી તૈનાતમાં રહેશે અને તેઓ મનગમતો પોષાક લાવી છે તે તારે માટે છે.

આમ સર્વે વ્યવસ્થા કર્યા પછી **અલ્લાદિને** રાક્ષસને કહ્યું, કે "જા, વળી કામ પડશે તો બોલાવીશ" કે તે તત્કાળ અલોપ થઇ ગયો. હવે **અ-લ્લાદિન**નો વિચાર, જેમ બને તેમ જલદી સુલતાનને જે ઉત્કંઠા થઇ હતી તે પુરી પાડવા તરફ વળ્યો. તેણે ચાળીશ પૈકી એક ગુલામને રાજવાડામાં મો-કલ્યો, અને તજવીજ કરવા કહ્યું કે ખુદ ચોપદારને જઇ પુછી આવ કે **અલ્લાદિને**, સુલતાન સાહેબનાં ચરણદર્શન કરવા ક્યારે આવવું. ગુલામ આજ્ઞા માથે ચઢાવી ખબર કાઢવા ચાલ્યો, અને ખબર લાવ્યો કે સુલતાન તમારીજ માર્ગપ્રતિક્ષા કરે છે.

**અલ્લાદિન** લાગલોજ ઘોડેસ્વાર થયો અને હું આગળ વર્ણન કરી ગઇ તેમ અનુક્રમે રાજવાડામાં જવા માંડ્યું. અગરજો ભાઇ શ્રી પાંચને આગળ બાપ જન્મારે ઘોડાની પીઠ પગે લાગી નહોતી, તોપણ અત્યારે તે એવી તો હો-શિયારીથી બેઠેલો દેખાતો હતો કે ઘણા પ્રવિણ પટાઇત સ્વારોના કબ્જામાં

પણ આવી શકયું નહીં કે આ કોઇ શિખાઉ સ્વાર છે. જે જે શેરીઓમાં થઈને તેની સ્વારી ગઈ ત્યાં ત્યાંના લોકોનાં ટોળે ટોળાં જમા થઇ ગયાં અને પેલા છ ગુલામો મુઠે મુઠે મોહોરો ઉછાળતા, તે વખતે તો શોરબકોર થઈ રહેતો હતો. અને આ શોર બકોર અને જયજયકારના પોકાર જેઓ પૈસા રસ્તામાંથી સાંભરી લેતા હતા તેમનોજ ફકત ન્હોતો, પણ જે શ્રીમાન્ હતાં, તે પણ **અલ્લાદિન**ની મોટી ઔદાર્યતા નિહાળી આશ્ચર્ય ચકિત થતા, માટે 'રંગ છે ! રંગછે !' એવા જયઘોષથી આસમાન ગજાવી મુકતા હતા. જે લોકો સાથે **અલ્લાદિન** થોડા દિવસ ઉપર હરાયા ઢોરની માફક રખડ્યા કરતો હતો તે પણ એને ઓળખી શકતા ન્હોતા એટલુંજ નહીં પણ જેઓના સમુહમાં એ આગલા દિવસ સુધી ફર્યો હતો તેને પણ પીછાણ ન પડી, એવો એની કાંતિમાં મહદંતર થઇ ગયો હતો. એ સઘળા પુણ્ય પ્રતાપ પેલા દીવાના હતા. તેનો એવો પ્રભાવ હતો. એ જેવી જેવી સ્થિતિએ પોહોંચ્યો તેને અનુસરતી સર્વે રીતની સંપૂર્ણતા એનામાં પ્રાપ્ત થતી ગઇ. એના રસાલાના કરતાં એની તેજઃ પુંજકાંતિ સૌ ધારી ધારીને જોવા લાગ્યા, કેમકે રસાલાના સરખો દેખાવતો જ્યારે એક વખત નજરાણું મોકલ્યું ત્યારે સર્વના જોવામાં આવ્યો હતો. સાથે તેના ઘોડાનાં વખાણ પણ ઘણાંજ થવા લાગ્યાં, કેમકે નિપુણ અશ્વપરીક્ષકો પણ એની ખુબી જોઇ આશ્ચર્ય પામ્યા. તેઓ એના કિંમતી સાજ અને રત્નમય અલંકાર તરફ ધ્યાન ન આપતાં એ પ્રાણીનેજ ટગર ટગર જોયા કરતા હતા. જ્યારે આખા નગરમાં વાત ચાલી કે સુલતાન પોતાની રાજકન્યા **બદ્રુલબદ્દુરને અલ્લાદિન** સાથે પરણાવે છે ત્યારે કોઇએ પણ એના હલકા કુળની અથવા અદૃષ્ટ ખુલ્યાની અદેખાઇ કીધી નહીં. આ સર્વ જોતાંજ લોકોની તેના પ્રત્યે અત્યંત પ્રીતિ થઈ ! **અલ્લાદિન** જ્યારે રાજવાડામાં આવી પહોચ્યો ત્યારે તેને આવકાર દેવાની સર્વે ગોઠવણ થઇ રહી હતી. બીજા દિવાનખાનાના દરવાજા આગળ આવ્યો ત્યારે પોતાના અશ્વપરથી વજીર, સેનાધીપતિઓ અને મોટા સરસુબાઓ, રીવાજ પ્રમાણે ઉતરે તે મુજબ તે ઉતરવાનું કરતો હતો; પણ સુલતાનના હુકમથી જે ચોપદાર ત્યાં હાજર હતો, તેણે તેમ ન કરવા દીધું. પણ તેની ખીજમતમાં રહી સભાસ્થાન સુધી ઘોડા ઉપર ને ઘોડા ઉપર તેને લઇ ગયો. પછી પોતાનો હાથ આપી તેને ઉતાર્યો. આટલું બધું સન્માન મળ્યું તે **અલ્લાદિન** તત્કાળમાં સમજી શકયો નહિ. દરબારના સભામંડપથી તે દ્વારપર્યંત દરબારના સર્વે ચોપદાર હાર

દોર તેને નમન કરવાને તૈયાર હતા. તે સર્વેને નમતો નમતો અલ્લાદિન રાજસિંહાસન નજીક ગયો.

જ્યારે સુલતાને અલ્લાદિનને દીઠો ત્યારે પોતે પણ કોઇ દિવસે પેહેરેલો નહીં એવો મૂલ્યવાન ને ઝગઝગીત પોષાક જોઇને તે અત્યંત આશ્ચર્ય પામ્યો. પણ તે કરતાં, તેનો તેજ:પુંજ તથા દિવ્ય ચેહેરો, સુંદર આકૃતિ અને એની માતાના થોડા વખતપરના દરિદ્રાવસ્થાથી ભરેલા દેખાવ કરતાં તદન જુદી દબદબા ભરેલી મુદ્રા નિહાળી તેને વિલક્ષણ આશ્ચર્ય ઉત્પન્ન થયું.

તોપણ એવી દિગ્મૂઢ સ્થિતિમાં પણ પોતાના રાજ્યાસનપરથી ઉઠી બે ત્રણ પગથીઆં તે નીચે ઉતરી અલ્લાદ્દિન પગે પડે તેને ઝડપથી થોભાવવાને ચુકયો નહીં. 'તે આવી પોંહોંચ્યો તેથી પોતે ઘણો ખુશી થયો' એવાં એવાં વિનય વચનોના ઉચ્ચારણ સાથે અત્યંત પ્રેમપૂર્વક આ-લિંગન દીધું. આવો વિનોદ થવા પછી પાછો અલ્લાદ્દિન પગે પડતો હતો, પણ સુલતાને તેનો હાથ જોરથી પકડી રાખ્યો અને પરાણે પોતાની સમીપના આસનપર, વજીર ને પોતાની વચ્ચે તેને બેસાડયો!

પછી અલ્લાદ્દિને સુલતાનને કહ્યું:—"મહારાજ! આપ પરમ કૃપાળુ થઇ જે માન મને આપો છો તે હું અંગીકાર કરૂંછું; પણ આપને કહે-વાની રજા માગી લઉંછું કે હું આપનો દાસછું તે વાત કંઇ ભુલી જનાર નથી. હું આપની ગહત્તા ને પરાક્રમ સારી પેઠે જાણુંછું. હું એવો તો અજ્ઞાન નથી કે કોણ મારી જાત અને કેવું મારૂં કુળ અને કેઈ ઉંચી પદવીને પામ્યો, તે જાણું નહીં. એ સર્વે મારા પૂર્ણ લક્ષમાં છે. મારો આટલો બધો આપે સત્કાર કીધો તે માટે હું યોગ્ય નથી. જો કોઇપણ રીતે આપની આટલી બધી કૃપાને પાત્ર હું થયો તો તે મારે કબૂલ કરવું જોઇએ કે ફકત મારામાં કાંઇ દૈવયોગે એવીજ હિમ્મત આવી ગઇ, તે શિવાય વિશેષ કંઈ નથી! મારી નજર આપની દેવી સ્વરૂપ રાજકન્યાપર પડી અને મારા વિચારો એજ મનમોહના પ્રાપ્ત કરવા પાછળ લાગ્યા. તે દૈવી બનાવ હું માનુંછું. મેં તેને મારૂં તનમન ધનબળ સર્વ સમરપણ કીધું છે. મેં જે કંઇ અઘટીત કીધું તેને માટે આપ નામદારની પાસે ક્ષમા માગુંછું, તથાપિ મારા પંચપ્રાણ જે દેવી માટે વ્યાકુળ થયા છે, તે જ્યારે મને પ્રાપ્ત થશે ત્યારેજ મને શાંતિ થશે! નહિ તો તે દુ:ખે મારો પ્રાણ ખચીત જશે, એ તમારા ચરણ સમીપ જણાવ્યા શિવાય રેહેવાય તેમ નથી."



અલ્લાદિનનાં લગ્ન. (પૃષ્ટ ૫૦૫)

ફરી તેને આલિંગન કરી સુલતાને જવાબ દીધો, "બેટા, મારે માટે તું હજી પણ યત્કિંચિત્ અંદેશો રાખે છે તેથી મને ભાસે છે કે તેં મને બરાબર પારખ્યો નથી. હવેથી તારી જીંદગી મને એટલી કીમતી થઇછે કે જેનો ઉપાય મારા હાથમાં છે તે અયોગ્ય રીતે ખોઇ દઉં તો એથી વધારે નુકશાન બીજું ગણુતો નથી. તને જોઇને–તારી મુખમુદ્રાનાં દર્શન કરી મને જે આનંદ થાય છે તે આનંદનું વર્ણન સાક્ષાત્ શારદા પણ કરી શકે તેમ નથી."

આટલું કહી સુલતાને ઇશારત કીધી કે તુરત દુંદુભી, અને અનેક જાતનાં બીજાં વાજિંત્રોના સુસ્વરથી આકાશ ગાજી રહ્યું. અને પછી તુરતજ સુલતાન અલ્લાદિનને લઈને એક મ્હોટા રંગ મંડપમાં ગયો. ત્યાં સુંદર ભોજનનો અપ્રતિમ ઠાઠ જામેલો હતો. સુલતાન અને અલ્લાદિન એલાયદાજ બેસીને જમ્યા અને વજીર તથા બીજા અમીર ઉમરાવો પોતપોતાની યોગ્યતા પ્રમાણે જુદા જુદા મેજપર જમવા બેઠા. જમતાં જમતાં અનેક વિષયોપર સંભાષણ ચાલ્યું અને તે બધોજ વખત સુલતાને પોતાના થનાર જમાઇ ઉપર એવી તો એકી નજરે જોયા કીધું કે તેણે પોતાની આંખને મટકું પણ મારવા દીધું નથી એમ કહીએ તો ચાલે. તેને અલ્લાદિનને જોઇને પરાકાષ્ઠાનો આનંદ થયો હતો. જેટલી વાતચીત થઇ તેમાં અલ્લાદિને એવું તો સરસ ડહાપણ ને ચાતુર્ય બતાવ્યું કે સુલતાને તેને માટે જે ઉંચું મત બાંધ્યું હતું તે સુદૃઢ થતું ગયું.

ભોજન થયા પછી સુલતાને પોતાના દરબારના મુખ્ય કાજીને બોલાવી રાજકન્યા બદ્રુલબદુર અને અલ્લાદિન વચ્ચેનો લગ્નનો કરારપત્ર તૈયાર કરવાનો હુકમ આપ્યો. એટલામાં સુલતાન, અલ્લાદિન સાથે પોતાના વજીર તથા અમીર ઉમરાવોની વચ્ચે બેઠાં બેઠાં વાતચિત કરવા લાગ્યો. તે વેળાએ અલ્લાદિનની દિર્ઘદષ્ટિ, ચાતુરી, સમયસૂચકતા, બોલવાની છટા, ગંભીર વિચાર, અસીલ તથા મનોવેધક ભાષણ એ સર્વથી તે ઘણો ચકિત થયો. કાજીએ રીવાજ પ્રમાણે કરારપત્ર ઘડી તૈયાર કીધો ત્યારે સુલતાને અલ્લાદિનને પુછયું, "તમો મેહેલમાં રહેશો અને આજેજ લગ્નવિધિ કરી નાંખીશું કે કેમ?" અલ્લાદિને જવાબ દીધો, "મહારાજ! આપના પ્રસાદનો પૂર્ણ ઉપભોગ કરવાને હું પરાકાષ્ટાનો ઉતાવળો થયો છું, તોપણ રાજકન્યાને યોગ્ય એક મહાલય બાંધવો છે તે તૈયાર થાય નહિ ત્યાં સુધી લગ્ન થોભાવો એવી મારી વિનંતિ છે. એટલા માટે આપના મેહેલની નજીક એક ઉચતી જગા માટે અરજ કરું છું, કે મારાથી

આપનાં ચરણ દર્શન વારે ઘડીએ કરવાનું બની શકે. હું બનતી ત્વરાથી મેહેલ પુરો કરાવી નાંખીશ." સુલતાને આનંદ સાથે કહ્યું, "દીકરા, ગમે તે જગ્યા પસંદ કરી લે; પણ ધ્યાનમાં રાખવું કે મારી પુત્રીનું જેમ જલદી પાણીગ્રહણ થાય તે જોવાને હું અત્યાનંદથી તલપી રહ્યો છું; તેથી વધારે દિન નિકળે નહિ તે તપાસજે. તમો દંપતિ થયાં કે મારા જીવને શાંતિ થશે." આટલું કહી તેણે પુનઃ **અલ્લાદિન**ને કોટી કીધી, અને **અલ્લાદિને** પણ જેમ રાજદરબારમાં હંમેશ આવતો જતો હોય અને જાણે રાજવંશીમાં જન્મ્યો હોય તેવીજ સભ્યતાથી સુલતાનની રજા લીધી. તેનું સભ્યપણું ને નમ્રતા અપ્રતિમ હતાં.

જેવી રીતે **અલ્લાદિન** મેહેલમાં ગયો હતો તેવીજ રીતે જે લોકો એનું ભલું અને કલ્યાણ ઇચ્છતા હતા તેમના આશિર્વાદ લેતો અને જયજયનો આનંદ ઘોષ સાંભળતો તે ઘેર પાછો ફર્યો. ઘોડેથી ઉતર્યો કે લાગલો પોતાના ઓરડામાં ગયો અને દીવો ઘસી રાક્ષસને આગળની માફક બોલાવ્યો. રાક્ષસ પણ હંમેશની માફક શરણાગત થઈ ઉભો રહ્યો. તે પ્રત્યે **અલ્લાદિન** બોલ્યો, "રાક્ષસરાજ ! મેં જે જે આજ પર્યંત માંગ્યું છે તે તે બરાબર વખતે અને જેવું જોઇએ તેવું આણી આપવામાં તારી ચાલાકી અને હોશિયારી માટે તારાં જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં છે. પણ હવે તારા શેઠ દીવાનું કંઇપણ સામર્થ્ય હોય તો તેં અત્યાર સુધીમાં બતાવીછે તે કરતાં પણ વિશેષ ચાલાકી ને શક્તિ હવે તો તારે બતાવવી પડશે. સુલતાનના મેહેલની સામાં, પણ તેથી જોઇએ તેટલે છેટે, મારી પ્રિયા ને સુલતાનની કન્યા બદ્રુલબદુરને યોગ્ય માન આપવા માટે મારે એક મેહેલ બંધાવવો છે. તે જેમ બને તેમ જલદીથી થવો જોઇએ. તે કેવા ઘાટનો અને કેવા સામનસુમનનો બાંધવો એ તારા વિચાર ઉપર રાખુંછું. જોઇએ તો ગોમેદ, પન્ના, સ્ફાટીક અથવા કોઇપણ સુંદર જાતજાતના રંગના આરસનો બાંધવો તેમજ મકાનમાં કેવી કારીગરી કરવી તે પણ તારી પસંદગીપર રાખુંછું. પણ મકાનની ઉપર જે અગાસી કરે તેમાં મારે માટે બરાબર વચ્ચોવચ્ચ ઘુમટદાર એક બંગલી તૈયાર કરશે એવી આશા રાખુંછું; અને તે બંગલીની ભીંત, ઇંટ અને ચુનાના ચરની બનાવવાને બદલે નક્કર સોના અને રૂપાના થર મુકી બનાવવી અને દરેક ભીંતમાં છ છ બારી મુકવી. તે પૈકી એક અધુરી મુકી બાકીની બીજી એવી તો હીરા માણેક પન્નાથી જડી શોભાયમાન કરવી કે તેનો જોડો દુનિયામાંથી ન મળે. વળી મેહેલની આગળ

ઓટલો અને પડશાળ રાખવી તથા એક સર્વોત્કૃષ્ટ વિશાળ બગીચો બનાવવો. સારાંશ એ સઘળું અનુપમ શોભાવાળું બનાવવું. એ સર્વમાં એક વાત ધ્યાનમાં રાખજે–તે એ કે જે મેહેલ તું તૈયાર કરે તેમાં એક ભોંયરૂં કરવું. તેમાં મારે સારૂ સુન્ના અને રૂપા નાણાનો એક ખજાનો ભરી આપવો. તે માટે પુરતી કાળજી રાખવી. વળી એ મકાનમાં ઋતુ ઋતુને અનુકુળ વસ્તુઓ રાખવા માટે રસોડું, ભંડાર, બેઠક માટે દિવાનખાનું, સમાગમગૃહ વગેરે સર્વે જોગવાઈ કરવી. મારી હયશાળામાં સૌથી સારી જાતના ઘોડાઓ, તેના રક્ષકો અને રાવતો સહીત, તેમનાં સાહિત્ય સાથે તૈયાર કરવા. તેમજ શિકારખાનું પણ જોઇશું. રસોડાનું કામકાજ કરનાર રસોઇઆ અને કોઠારી, પુષ્કળ ચાકરો તથા રાજકન્યાની શુશ્રુષા કરવાને અત્યંત શોભાયમાન દાસીઓ પણ એ મેહેલમાં હોવી જોઇયે. સર્વ રીતે તારે એમાં એવી ગોઠવણ કરવી કે કોઇપણ વાતની ખામી નહિ પડે. આ મેં જે કહ્યું તે સઘળું ધ્યાનમાં રહ્યું કે? જા, અને સઘળું તૈયાર થાય કે આવીને મને ખબર કરજે."

અલ્લાદિને રાક્ષસને આ સઘળી સોંપણ કીધી તે વખત સૂર્યાસ્તનો હતો. પણ બીજે દિને પોહોપ્રાટતાં સુધી રાજકન્યાના પ્યારમાં ગુલતાન બનેલા અલ્લાદિનને જરાપણ નિદ્રા આવી નહિ. આખી રાત્રિ તે જાગતો રહ્યો. જેવો તે ઉઠયો કે રાક્ષસ આવીને ઉભો અને કહેવા લાગ્યો, "મહારાજ, આપનો મેહેલ તૈયાર થયો છે માટે આવીને જરા નિધા કરી જાઓ. અને તપાસો કે તે પસંદ પડે છે કે નહીં!" અલ્લાદિને પોતાની મરજી જણાવી કે રાક્ષસ તેને નિમિષમાત્રમાં નવા મેહેલમાં લઇ ગયો. અલ્લાદિને તે મેહેલ જોયો તો તે પોતાની ધારણા કરતાં પણ ઘણોજ સરસ દીઠો! તે પોતેજ તેનાં વખાણ કરી શકયો નહિ. તેને એ મેહેલ નિરખતાં અત્યંત આનંદ થયો. રાક્ષસે તેને જુદા જુદા ઓરડામાં ફેરવી ફેરવીને સઘળું બતાવ્યું તો તેમાં સુંદરતા શિવાય બીજું કશુંજ દીઠામાં ન આવ્યું. જ્યાં જોય ત્યાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા ને લખલખાટ જોવામાં આવ્યો. સર્વે કારભારી અને નોકર ચાકરો પોત પોતાના કામના પ્રમાણમાં જોઇયે તેવા પોષાકમાં સજજ થઇ ઉભા હતા. પછી રાક્ષસ અલ્લાદિનને જામદારખાનામાં તેડી ગયો. ત્યાં જામદાર હતો તે આવીને તુરત હાજર થયો ને જામદારખાનાનાં દ્વાર ઉઘાડી તેમાંની નાની મોટી થેલીઓ છેક છાંત પર્યંત ખીચોખીચ સિંચી હતી તે બતાવી. તેની વ્યવસ્થા ઘણી સારી હતી અને તે જોઇ અલ્લાદિને પૂર્ણ

સંતોષ બતાવ્યો. રાક્ષસે જામદારના પ્રમાણિકપણામાટે ખાત્રી પણ આપી. પછી હયશાળામાં તે તેને તેડી ગયો. તેમાં દુનિયામાં કોઇ ઠેકાણે હોય નહિ તેવા ઉમદા ઘોડાઓ અને તેમની સેવા કરતા ચરવેદારો દિઠામાં આવ્યા. ઘોડાના અલંકાર, પલાણ લગામ વગેરે સર્વે સાહિત્ય તે રાક્ષસે બતાવ્યાં. પછી ભંડારમાં જઇ ગૃહશૃંગાર અને ખાદ્ય ખોરાકીની સર્વે સામગ્રી બતાવી.

આ પ્રમાણે જ્યારે આખો મેહેલ ઉપરથી નીચે સુધી લક્ષપૂર્વક તે જોઇ વળ્યો ત્યારે તે હર્ષથી નાચવા લાગ્યો! તેમાં પણ વિશેષે કરી પેલી ચોવીસ બારીની બંગલી જોઇ તેની ખાત્રી થઈ કે પોતે કલ્પના કરી શકે તે કરતાં પણ એ મેહેલ ઘણો ઉત્તમ બંધાયો છે. તે ચોવીસ બારીની બંગલીનું ઝવેરાત, તેજ, અનૂપમ નકસી ને દિલને બેહેકાવનારી રચનાનું કૌશલ્ય જોઈ તેને અપરંપાર સંતોષ થયો. પછી તે રાક્ષસ પ્રત્યે બોલ્યો, "હે રાક્ષસરાજ! તેં હદવાળી છે, એમાં કંઇ પણ ખોડ કહાડું તો મારા જેવો મૂર્ખ કોઇ ન કહેવાય. તારા ઉત્તમ કાર્યથી હું ઘણો આનંદ પામ્યો છું. આવું અલૌકિક કામ થશે એવું મારા સ્વપ્નામાં પણ નહોતું. પણ ફક્ત એક વાત હું કહેવાની ભૂલી ગયો ને તેટલી જરૂરની છે તે તત્કાળમાં કર. સુલતાનના મેહેલથી તે શાહાજાદીના ઓરડા સુધી એક ઉમદા મખમલની જાજમ પાથરી દે કે તે ઉપર થઇને રાજકન્યા આવે." તુરત રાક્ષસ અલોપ થયો અને એક પળમાં પોતાની ઇચ્છા પૂર્ણ થયેલી **અલ્લાદિને** દીઠી. પછી રાક્ષસ મેહેલના દરવાજા ઉઘડે તે પેહેલાં **અલ્લાદિનને** ઘેર તેડી ગયો.

રાજમેહેલનો દરવાજો ઉઘાડવાને જે દરવાનો આવ્યા તે રોજ સામે મોટું મેદાન જોતા હતા, તેઓને દરવાજા ઉઘાડતાં પ્રથમજ અડચણ પડી. તેઓ મખમલની સુંવાળી જાજમ પાથરેલી જોઇને ઘણું આશ્ચર્ય પામ્યા. તે ક્યાં સુધી પાથરી હતી તે તરફ તો પેહેલાં તેમની નિઘા પણ ન ગઇ, પણ જ્યારે **અલ્લાદિનનો** અત્યંત ભવ્ય ને વિશાળ મેહેલ સારી રીતે જોવામાં આવ્યો ત્યારે તો તેમની વિસ્મયતા પુછવીજ શું? આ અદ્ભુત આશ્ચર્યતાની ખબર તુરતજ આખા રાજ્યમેહેલમાં પસરી ગઈ. દરવાજો ઉઘડયા પછી થોડીવારે મુખ્ય વજીર આવ્યો, તે પણ આ ચમત્કાર નિહાળી બીજા કરતાં ઓછો ચકિત થયો નહિ. તેણે તો સુલતાન આગળ દોડી જઇ જાણ કરી કે આ સઘળી ઇંદ્રજાળ છે. એ વાત મનમાં ઠસાવવા ઘણી તજવીજ કીધી, પણ તેના જવાબમાં સુલતાને કહ્યું, "વજીર, સઘળી ઇંદ્રજાળ છે એમ શામાટે તું આજે કહે છે? તું જાણે છે તેમ મને પણ ખબર છે કે એ **અલ્લાદિનનો** મેહેલ હોવો જો-

ઈએ અને એ મારી પુત્રીને રાખવા માટે બંધાવવાની મેંજ પરવાનગી આપી છે. તેની પાસે સંપત્તિ કેટલી છે તેનો અનુભવ આપણને થયો છે. તેથી એટલી ટુંકી મુદતમાં એ મેહેલ ઉઠાવે તે શું નવાઈની વાત છે? **અલ્લાદિન** આપણને આશ્ચર્યમાં ગરકાવ કરવા માંગે છે, તે એવું બતાવીને કે પૈસાથી માણસ કેવા ચમત્કાર કરી શકેછે-તે વડે એક રાતમાં મેહેલ પણ તૈયાર કરે છે. પૈસાથી શું નહિ થાય તે તુંજ કહેની? તને ઇંદ્રજાળ લાગે છે તે ફકત તારો પુત્ર રખડતો થયો તેના મત્સર શિવાય બીજું કંઈ અગત્યનું કારણ જણાતું નથી." એટલામાં દરબારમાં બિરાજવાનો વખત થયો એટલે વાત ત્યાંથીજ અટકી.

**અલ્લાદિન** ઘેર આવ્યો અને તેણે રાક્ષસને રજા આપી. પછી ઓરડામાંથી બહાર નીકળ્યો. ત્યાં તેની મા પોતાને માટે આણેલો પોષાક પેહેરતી હતી. રાજમેહેલમાં સુલતાનનો દરબારમાંથી ઉઠવાનો વખત થયો એટલામાં પોતાની માને તૈયાર કરી દાસીઓને લઇ રાજવાડામાં જવાની વિનંતિ કીધી. **અલ્લાદિને** પોતાની માતા પ્રત્યે કહ્યું કે, "સુલતાન પોતે મળે તો તેને જઈને કેહેજે કે આજ સંધ્યાકાળે તેની રાજકન્યા **બદ્રુલબદુર** પોતાના મેહેલમાં જાય, તેને તેડવા હું પોતે આવીશ." **અલ્લાદિને** એ પ્રમાણે કહ્યું કે તેની મા રાજવાડા તરફ ચાલતી થઇ. તે ડોસી પોતે અને તેની દાસીઓ ઝળાંઝળાં પોષાકથી સુલતાના સરખી બણીઠણીને નીકળીઓ હતી. તોપણ આગલા દિવસ જેટલી લોકોની ઠઠ જોવા મળી નહિ, કારણ કે. સર્વે દાસીએ મ્હોંપર બુરખા નાંખેલા હતા, અને સર્વેએ પોતાના પોષાક ઉપર એક જાતનું ઉપવસ્ત્ર ઓઢયું હતું, તેથી તેઓનો મૂલ્યવાન પોષાક લોકોના જોવામાં આવતો નહોતો. આણી પાસ **અલ્લાદિને** પોતે પણ ઘોડેસ્વાર થઇ પોતાના બાપીકા ઘરને છેલ્લી સલામ કરી. પણ જે દીવાના પ્રભાવથી આટલો ચમત્કાર કીધો હતો અને જેના પ્રતાપે તેણે આટલો અલભ્ય લાભ મેળવ્યો હતો, અલૈકિક વૈભવ પ્રાપ્ત થયો હતો ને સર્વ મનોરથ સંપૂર્ણ થયા હતા તેને કાળજીની સાથે લેવાને તે વિસર્યો નહિ. તેનો ઠાઠમાઠ પૂર્વના દિવસ પેરેજ હતો.

પ્રાણનાથ, જ્યારે **અલ્લાદિન**ની મા રાજવાડાના મેહેલની દેવડીએ પહોંચી કે ઉભેલા દરવાનો પૈકી એકે જઈને સુલતાનને ખબર કીધી. અને સુલતાને તે સાંભળી તુરત દુંદુભી, નગારાં, શરણાઇ, તુરી, વગેરે અનેક સુસ્વર વાજિંત્રોવાળાની ટોળીઓ મેહેલમાં જુદે જુદે ઠેકાણે બેસાડી હતી તે સર્વેને

પોતપોતાનાં વાજિંત્રો વગાડવાનો હુકમ કીધો. તેનો ધ્વની એક ક્ષણમાં આકાશ સુધી પહોંચી ગયો; અને તેથી એવો ઘોર થઈ રહ્યો કે આખા શેહેરના લોકોને તે સાંભળી આનંદ-આનંદ થયો. વેપારીઓ પોતાનાં ઘર અને દુકાનો શણગારવા લાગ્યા અને જાજમો અને રેશમી ગાલીચા પાથરી રાત્રે રોશની કરવાની ગોઠવણો કરી મુકી. કારીગર લોકોએ અણોજા પાળ્યા અને **અલ્લાદિન** અને સુલતાનના મેહેલની વચ્ચેના મેદાનમાં ટોળું વળી આવ્યા. **અલ્લાદિનનો** મેહેલ સર્વે સાનંદાશ્ચર્યથી જોતા હતા; કારણ કે તે નવો હતો, એટલુંજ નહિ પણ રાજવાડાના મુકાબલામાં તે એવો તો અપ્રતિમ દીસતો હતો કે તેઓ તેની કલ્પના પણ કરી શકયા નહિ. એ સાથે બીજું પણ વધારે આશ્ચર્ય એ લાગ્યું કે આગળ કંઇ સરસામાન ભેગો કરવામાં આવ્યો ન્હોતો, ત્યાં પાયો ધરાધરી ખોદાયો ન્હોતો; અને તે ઠેકાણે-એક રાતમાં-આવો સુંદર મેહેલ શી રીતે તૈયાર થયો એવું કદી કાને પણ ન સાંભળેલું, ને તે નજરે જોઇ બહુ વિસ્મય પામ્યા. એવો ચમત્કાર કેમ થયો તે કોઇના કળ્યામાં આવી શકયું નહિ. આ ન ભૂતો ન ભવિષ્યતિ બનાવ જોઇને તેઓનું મન પણ કહ્યું કરવા લાગ્યું નહિ. કેટલાકોને તે સ્વપ્નવત્ બનાવ લાગ્યો.

**અલ્લાદિનની** માનો મેહેલમાં સારો સત્કાર થયો અને **બદ્રુલબદુરના** ઓરડામાં મુખ્ય ખોજો તેને તેડી ગયો. રાજકન્યાએ તેને દીઠી કે તુરત ઉઠીને સામી સત્કાર કરવા ગઇ અને વિનય વચનથી પોતાનાં સાસુજીને કોચ ઉપર બેસવા કહ્યું; પ્રેમભરિત આલિંગન દીધું અને પોતાની દાસી, **અલ્લાદિને** મોકલેલા ઘરેણા ગાંઠાથી શણગારી રહી તેટલામાં ઉપહારની તૈયારી કરાવી. એટલામાં સુલતાન, પોતાની પુત્રી પોતાથી છુટી પડે તે પેહેલાં જેમ બને તેમ તેનાથી દૂર ન રહેવું એવા ઇરાદાથી એની પાસે આવ્યો. તેણે પણ પેલી ડોસીનો ઘણો સત્કાર કીધો. **અલ્લાદિનની** માસાથે ભરી સભામાં સુલતાને વાતચિત કીધી હતી, તોપણ હમણાની માફક ઉઘાડે મ્હોડે તેને તેણે કદી જોઇ ન્હોતી. અને અગરજો હવે તેની વૃદ્ધાવસ્થા થવા આવી હતી, તોપણ તરુણાવસ્થામાં તે કંઇક ખુબસુરત હશે એમ ભાસ ઉત્પન્ન થતો હતો. અત્યાર સુધી સુલતાને તેને ફાટાંતુટાં કપડાં પેહેરેલી, ભીખડી જેવી જોઇ હતી, પણ આજે તો કોઇ રાજપત્નિ જેવા મોટા ઠાઠમાઠથી તેને જોઇ સુલતાનને પરાકાષ્ટાની વિસ્મયતા પ્રાપ્ત હવી. આથી એણે **અલ્લાદિનની** ચાતુરીનું પ્રમાણ કીધું કે એ જે જે કંઈ કરે છે તે ડાહાપણ ભરેલું અને વિચારપૂર્વક કરેછે !

જ્યારે રાત પડી ત્યારે રાજકન્યા બદ્રુલબદુરે પોતાના બાપ સુલતાનની રજા માગી. તેમની છેલ્લી ભેટ ઘણી અસરકારક હતી અને બન્નેના નેત્રમાંથી બોર બોર જેવાં અશ્રુની ધારા વેહેવા માંડી. ઘણી ઘણી એક બાજાને કોટી કરી ને પિતાએ પોતાની પુત્રીને ઘણાં પ્રેમ ભરેલાં ચુંબન કીધાં. ઉભયના મુખમાંથી એકપણ શબ્દ નિકળ્યો નહિ. આખરે રાજકન્યા પોતાના ઓરડામાંથી નીકળી પોતાના પતિના ગૃહમાં જવાને તૈયાર થઇ. તે મધ્યે ચાલતી હતી, તે વખતે તેની આસપાસ સુશોભિત વસ્ત્રાલંકારથી સજ્જ થયલી સો દાસીઓ જોડે હતી. અલ્લાદિનની મા મેહેલમાં આવી ત્યારથી જેટલી જોડ વાજાંવાળાઓ વાજાં વગાડયાંજ કરતા હતા તે સર્વે એ સરઘસની સાથે થયા અને તેમની જોડે સો ચોપદારો તથા ખોજાઓ અને તેમના અધિકારીઓ સુધાં બે પંક્તિમાં છુટા પડી સરઘસમાં ચાલવા મંડયા. તે વખતે સુલતાનના ચારસો તૈનાતિ તરુણ દાસો હાથમાં મસાલ લઇ ચાલતા હતા તેનો પ્રકાશ તથા સુલતાનના અને અલ્લાદિનના મેહેલના દીપોત્સાહનો લખલખાટ એ સર્વે એકત્ર થવાથી દિવસ પ્રમાણે સર્વે સ્થળે પ્રકાશમય થઇ રહ્યું હતું. આવા ઠાઠથી રાજકન્યાએ સુલતાનના મેહેલથી અલ્લાદિનના મેહેલ સુધી પથરાવેલા ગલીચાપર થઈ ચાલવા માંડયું. એ વખતે જે આગળ વાજાંવાળાઓ વાજાં વગાડતા ચાલતા હતા તેનો શોર તથા અલ્લાદિનના મેહેલ પરની ટોળીએ વગાડવા માંડેલાં વાદ્યોનો શોર તે બન્નેના રાગની એવી તો ધૂન ઉઠી કે ચોકમાં જે ઠઠ મળી હતી તે એકલીજ નહીં, પણ બન્ને મેહેલમાં, શેહેરમાં અને પરાંઓમાં જે જે હતા તે બધેજ આનંદ આનંદ વ્યાપી રહ્યો.

આખરે રાજકન્યા નવા મેહેલમાં આવી પોંહોંચી. અલ્લાદિન અત્યંત હર્ષ ભરિત થઇ તેની સ્વાગતા કરવા દ્વાર પર્યંત સામો તેડવા આવ્યો. અલ્લાદિનની આજુબાજુ જે કામદારો હતા તેમાંથી રાજકન્યાનો પતિ કયો હતો તે ઇસારતથી અલ્લાદિનની માએ રાજકન્યાને અગાઉથી જણાવ્યો હતો. તેની મનમોહક મૂર્ત્તિ જોઇ રાજકન્યા પણ તેને જોઇને મોહવશ થઇ ગઇ. પછી રાજકન્યાને માનપૂર્વક બોલાવી સત્કાર કરી અલ્લાદિને નમ્રપણે કહ્યું, "સર્વોત્તમ સુંદરી! પરમ ભૂષિત રાજકન્યા! મને અત્યંત પુજ્ય એવા મારા રાજાની અપ્રતિમ લાવણ્ય યુક્ત પુત્રી જે તું, તેને પ્રાપ્ત કરવા જે દુર્ઘટ ઇચ્છા મેં ધરીને જે સાહસ કીધું છે, તેથી જો તું રાગે ભરાઇ હોય તો ક્ષમા કરજે; પણ હું ખચીત કહું છું કે તે અપરાધ મારો નથી, પણ તે તારા અનુપમ સૌંદર્યનો

પ્રભાવ અને એથી મને ઉત્પન્ન થયેલો જે મોહ તેનો, તેમજ તારાં મોહક બે નેત્ર, ને તેના કટાક્ષ જે તીવ્ર બાણ જેવા છે તેનો છે." રાજકન્યાએ પ્રત્યુત્તર કીધો, "મહારાજ,–હવે મારે તમને એ નામ આપવું જોઇએ–હું મારા પિતાની ઇચ્છાને તાબે છું. અને હું કંઇ પણ આનાકાની કીધા વગર તેની ઈચ્છાને તાબે થાઉંછું એમ તમને મળીને કહેવાની તક મળી એ ઘણું સારૂં થયું છે."

આવા સંતોષકારક મનમોજી અને મધુરા જવાબથી **અલ્લાદિન** આનંદી થયો. રાજકન્યાને ચાલવાનો સહવાસ નહિ, તેથી તેને અપાર શ્રમ પડયો જાણી તેને થોભાવી નહીં, પણ ચાલતાં ચાલતાંજ હાથ પકડી ઘણા આનંદથી તેના હાથપર **અલ્લાદિને** પ્રેમચુંબન કીધાં અને એક મ્હોટું દીવાનખાનું, જેમાં અગણીત ઝુમ્મરોથી રોશની કરી મુકી હતી અને જેમાં રાક્ષસે કાળજીથી પાંચે વાનીનાં પકવાન્ન પીરસી મુકયાં હતાં તેમાં તે તેણીને તેડી ગયો. ટેબલપર બીછાવેલા સર્વે થાળ નક્કર સોનાના હતા અને તેમાં ઘણાં સ્વાદિષ્ટ પકવાન્ન ભરેલાં હતાં. પ્યાલાં, કટોરા, આબખોરા વગેરે સર્વે સુન્નાનાં અને કુશળ નકસીકામથી ભરેલાં હતાં, અને એ રંગસ્થાનમાં જે જે ગૃહશૃંગારનો સામાન હતો તે સર્વે એજ મુજબ ભભકાદાર હતો. એક ઠેકાણે આટલી બધી રિદ્ધિ સિદ્ધિ ભેગી થયેલી જોઇને અને તેની અપૂર્વ શોભા નિહાળી રાજકન્યાની આંખો ઠરી ગઇ. તે પ્રેમપૂર્વક **અલ્લાદિનને** કહેવા લાગી, "મહારાજ! આજ પર્યંત મને એમજ ભ્રાંતિ હતી કે મારા બાપના મેહેલ સમાન દુનિયામાં બીજું કંઇ છેજ નહિ, પણ ફક્ત આ એકજ ઓરડો જોઇ મારી ખાત્રી થઇ કે હું ભૂલ કરતી હતી."

પછી **અલ્લાદિને** રાજકન્યાનો પોતાનો ઓરડો બતાવ્યો. ત્યાં રાજકન્યા અને **અલ્લાદિનની** મા જમવા બેઠાં કે તુરત સુસ્વર વાજિત્ર સાથે અત્યંત રૂપવતી સ્ત્રીનું મનોરંજક ગાયન શરૂ થયું; તે જ્યાં સુધી ભોજન પૂરૂં થયું ત્યાં સુધી જરાપણ ટૂટ પડયા વગર ચાલ્યાં કીધું. રાજકન્યા તે સાંભળી એટલી ખુશ થઈ ગઈ કે તેનાથી બોલ્યા વગર રહેવાયું નહિ, કે, "મારા બાપના ઘરમાં આવું ગાયન કદી મેં સાંભળ્યુંજ નથી!" રાજકન્યાને આવું આશ્ચર્ય થાય તેમાં નવાઇ નથી; કેમકે એ ગુણકાઓ સામાન્ય સ્ત્રીઓ નહોતી, પણ દીવાના તાબેદાર રાક્ષસે પસંદ કીધેલી યક્ષિણીઓ હતી.

વાળુ કરી રહ્યાં કે નોકર ચાકરો આવી ટેબલપરનો સઘળો અસબાબ

ઉઠાવી ગયા. અને પેલી ઉત્તમ રૂપવતી યક્ષિણીઓ પણ ત્યાંથી ચાલી ગઇ. તેની જગ્યાએ નાયિકાઓનું ટોળું આવ્યું. તેમણે દેશના રીવાજ મુજબ કંઇ કંઈ તરેહના ફેરબા વગેરે નૃત્ય કરી વરકન્યાની સ્તુતીનાં કેટલાંક ગાયનો ગાયાં. તે નૃત્ય કરનારી નાયિકાઓની ઠમકતી ચાલ અને લાવણ્યતા પણી અદ્દ્ભુત હતી. તેઓના પગનો લટકો ને નૃત્યમાં કુશળતા ને હાવભાવ કોઈને પણ વિસ્મય પમાડે તેવા હતા. સ્ત્રી અને પુરુષો સમયે એકત્ર ને સમયે જુદા જુદા રંગમાં નૃત્ય કરતાં હતાં. પખવાજ ને સીતાર સરોદાનો ધ્વનિ પણ કાન ને મનને તલ્લીન કરી મુકતો હતો. ગુણીકાઓની કુશળતા નિહાળી, તેઓની ચતુરાઈના હાવભાવ ભાળી, તેઓ અન્યોઅન્ય તાળી આપતાં તે પેખી, ને તેમનું અદ્દ્ભુત સૌંદર્ય દેખી, રાજકન્યા અદેખી થયા વગર રહી નહિ! મધ્યરાત્રિ થઇ ત્યારે તે દેશના રીવાજ પ્રમાણે **અલ્લાદિન** અને રાજકન્યા **બદ્રુલબદુર** બંનો ઉઠયાં, ને હાથમાં હાથ મેળવી નૃત્ય કરવા લાગ્યાં. એ ઉભયે પણ એવું ઉત્તમ નૃત્ય કીધું કે સર્વે જોઇ રહ્યા. પછી સર્વે દાસદાસી મેહેલમાંથી નિકળી ગયાં, એટલે **અલ્લાદિન** પોતાની પ્રિય પત્નિનો હાથ પકડી તેણીને વિલાસભુવનમાં તેડી ગયો. ત્યાં ગયા પછી તેની દાસીએ તેનો પોષાક કાઢયો, ને પછી તેની શય્યાપર બેસાડી. તેમજ **અલ્લાદિન**ના ખોજાએ–તેને પણ રાત્રિ પોષાક પેહેરાવ્યો. પછી સર્વે રંગ મેહેલમાંથી નિકળી ગયાં. આ પ્રમાણે રાજકન્યા **બદ્રુલબદુર** ને **અલ્લાદિન**ના લગ્નનો ઠાઠ પુરો થયો.

બીજે દહાડે **અલ્લાદિન** જાગ્યો કે તુરત એના સેવકો, આગલે દહાડે ધારણ કીધો હતો તે કરતાં જુદીજ તરેહનો અને ઘણો મૂલ્યવાન પોષાક આણી પેહેરાવવા મંડી પડયા. પછી તેણે પોતાના ખાસ ઉપયોગ સારૂ રાખેલા ઘોડા પૈકી એક તૈયાર કરી લાવવા હુકમ કીધો. તે ઘોડાપર બેસી મોટા રસાલાની સાથે તે સુલતાનના મેહેલમાં ગયો. સુલતાને આગળની માફકજ એની સ્વાગતા કીધી, તેને આલિંગન દીધું અને રાજ્યાસનપર પોતાની નજીક બેસાડયો, અને જમવાની તૈયારી કરવા વર્દી આપી. એ સાંભળી **અલ્લાદિને** કહ્યું, "મહારાજ! આજનો દહાડો તો જરા માફ કરો! હું તો આપને, આપના મુખ્ય વજીર અને અમીર ઉમરાવો સહવર્તમાન, રાજકન્યાના મેહેલમાં જમવા પધારવાનું આમંત્રણ કરવા આવ્યો છું." સુલતાને પણી ખુશીની સાથે તે આમંત્રણ કબુલ રાખ્યું અને તુરત ઉઠીને ઉભો થયો. પછી પોતાની સાથે દરબારના મોટા મોટા કામદારો અને

અમીર ઉમરાવો તથા સર્વે ભાલદાર ચોપદાર ને રાજવાડાના સિપાઇ આદિને લઇને **અલ્લાદિન** સાથે તેને મેહેલે ગયો.

સુલતાન જેમ જેમ **અલ્લાદિન**ના મેહેલની નજીક ગયો તેમ તેમ તેની સુંદરતા જોઇ અધિકાધિક આશ્ચર્ય થવા લાગ્યું, પણ જ્યારે તે અંદર ગયો ત્યારે તો એટલો વિસ્મિત થઇ ગયો કે મોટેથી "વાહવા ! વાહવા! શું વખાણ કરવાં!" એમ તેનાથી બોલી પડાયું. જ્યાં જોય ત્યાં એકેકથી ચઢતી કળા કૌશલ્યતા તેની દૃષ્ટિએ પડી. એ જોતાં તેને અત્યંત આનંદ થયો, ને તેની ઘણી તારીફ કરી. પણ જ્યારે **અલ્લાદિન** તેને ચોવીસ બારીના દિવાનખાનામાં લાવ્યો અને તે માંહેલી તેવીસ જે મોટા મોટા ખરા અને પાણીદાર હીરા, માણેક, પન્ના વગેરેથી રચેલી, અતિ વિલક્ષણ ને લખલખાટથી ભરેલી શોભાયુક્ત જોઈ ત્યારે તેને પ્રશ્ન થયો કે 'આ સ્થળની રચના ખચીત મયાસૂર દાનવેજ કરી છે કે શું?' થોડીવાર સુધી તે દિગ્મૂઢ બની રહ્યો. હું જાગું છું કે ઉંઘું છું એમ તેને સવાલ થયો. પછી પાછી શુદ્ધિ આણી વજીરને કહેવા લાગ્યો, "કે અરે મારા મેહેલની આટલી નજીક આવો એક રાજ્યમેહેલ હોય અને તેની મને કંઇ આજ સુધી ખબરજ નહોય એવું બની શકે ખરૂં?" મુખ્ય વજીરે જવાબ દીધો, "માહારાજ! આપને યાદ હશે કે પરમ દહાડે આપે **અલ્લાદિન**ને જ્યારે જમાઇ કીધો ત્યારે એક મેહેલ બાંધવાની પરવાનગી આપે તેને આપી હતી. સાંઝ સુધી તો એ ઉજડ જમીન પડી હતી ને કાલે સવારે મેં આપને પ્રથમજ જાણ કીધી હતી કે મહારાજ મેહેલ બંધાઇને તૈયાર થયોછે." સુલતાને કહ્યું, "મને યાદ તો છેજ, પણ મેં એમ નહોતું ધાર્યું કે એ મેહેલ દુનિયામાં એક નવાઇની ચીજ હશે; કેમકે આપણે કયાંઇ જોયુંછે કે ઇંટ, ચુનો અને પત્થરની દીવાલને ઠેકાણે નક્કર સોના રૂપાના થરની ભીંત કીધી હોય, અને બારીઓમાં ખીચોખીચ હીરા માણેક અને પન્ના જડયાં હોય ! ઘણું તો સંગેમરમરી પત્થર વાપર્યો તો બસ—પણ આ તો અજબ જેવી ચીજ છે."

સુલતાન સઘળી બારીઓની સુંદરતા ધારી ધારીને જોવા લાગ્યો અને વખાણ કરતો ગયો. ગણી જોઈ તો તેવીશ બારીઓ એવી ઉમદા રીતે નંગ જડિત કરી હતી, પણ ચોવીશમી અધુરી રહેવા દીધી હતી, એ જોઈ સુલતાન બહુ આશ્ચર્ય પામ્યો. વજીર, જે એનાથી જરાપણ દૂર રહેતો નહોતો તેને બોલાવી સુલતાને કહ્યું, "વજીર, મને તાજુબી ઉપજે છે કે આ મેહેલનું આવું લોકોત્તર કામ છે તેમાં આટલી બારી અપૂર્ણ રહી ગઇ છે તેનું કારણ શું ? મને તે ઘણું આશ્ચર્ય ઉત્પન્ન કરે છે."

મુખ્ય મંત્રીએ જવાબ દીધો, "માહારાજ! બીજી બધી બારીઓ તૈયાર કરતાં એ પૂરી કરવા જેટલો **અલ્લાદિનને** બેશક વખત નહીં મળ્યો હશે; પણ રત્નાદિક નહિ મળ્યાં હોય એવી શંકા રાખવાનું કંઇ કારણ નથી. તેના તો ઢગલા છે. **અલ્લાદિન** ફુરસદ મળે પોતા પાસે ઘણાંક રત્નો હશે તેવડે એ તૈયાર કરાવી દેશે."

વજીર ઉપર મુજબ કહી રહ્યો એટલામાં **અલ્લાદિન** કાંઇ કામકાજની ગોઠવણ કરવા ગયો હતો ત્યાંથી તુરત સુલતાન સમીપ આવી પોહોંચ્યો. તેને સુલતાન પુછવા લાગ્યો, "જમાઈરાજ, દુનિયામાં કંઈપણ જોવા લાયક વસ્તુ હશે તો તે ફક્ત આ દિવાનખાનુંજ છે. આ મેહેલ જેવો બીજો મેહેલ ત્રિભુવનમાં હશે નહિ. પણ તેમાં એક વાતે મને અચંબો પમાડયો છે—તે એજ કે એમાં એક બારી અધૂરી કેમ રહી? એ તે કંઇ કારીગરોની ભૂલ ચૂક હશે, કે પૂરો વખત નહીં મળ્યો તેથી અપૂર્ણ રહી છે. મને પ્રશ્ન થાય છે કે આવો ઉત્તમ શિલ્પકલાનો નમુનો પુરો કેમ કરી શકયા નહિ?" એ સાંભળી **અલ્લાદિને** કહ્યું, "મહારાજ એ અધૂરી રહી છે તેને માટે એ માંહેલું કોઇ કારણ નથી. મેં જાણીજોઇને કારીગરોને હુકમ કીધો હતો કે એક બારી અધુરી રાખવી અને તે એવા હેતુથી કે તેટલી આપ પુરી કરો તો એ દિવાનખાનું તથા આખો મેહેલ આપે પુરો કીધો એવી કીર્ત્તિ મારે આપને આપવી છે. આ મારી ઈચ્છા પૂર્ણ કરો એવી આપ મહારાજના ચરણ સમીપ મારી વિનંતિ છે. કેમકે તેથી આપે મારાપર જે અતિ મોટી કૃપા કીધી છે તેને માટે, આથી બહુ કાળ સુધી યાદગારી રેહે તેનો યોગ્ય બદલો આપેલો ગણાશે." સુલતાને કહ્યું, "જ્યારે તમારો એવો હેતુ છે તો હું તે ઘણી ખુશીથી કબુલ રાખું છું અને એ બારી એકદમ પુરી કરવા કારીગરોને હુકમ કરીશ." એમ કહી તુરત શેહેર માંહેલા જાણીતા અને કીસબી ઝવેરીઓ તથા સોનીને બોલાવી મંગાવ્યા.

પછી **અલ્લાદિન** સુલતાનને, જે રંગમંડપમાં આગલી રાત્રે પોતાની પત્નિને ભોજન કરવા બેસાડી હતી ત્યાં તેડી ગયો. રાજકન્યા પણ થોડી વારે ત્યાં આવી અને પોતાના પિતાને નમન કરી આ લગ્નથી ઘણી સંતોષ પામી છે એવો આનંદ પોતાની મુખમુદ્રાપર બતાવ્યો. તુરત ભોજનગૃહમાં પાટ નંખાવ્યા અને તેપર ભાતભાતનાં ઉત્તમ પકવાન્ન સોનાના થાળોમાં ભરીને આણ્યાં. પેહેલા પાટપર સુલતાન, મુખ્યમંત્રી, રાજકન્યા અને **અલ્લાદિન** જમવા બેઠાં, અને બીજો જે ઘણો લાંબો હતો તેપર દરબારના અમીર

ઉમરાવો સર્વે બેઠા. પાકશાસ્ત્રયુક્ત બનાવેલા પક્વાન્નથી સુલતાન ઘણો ખુશ થઇ ગયો અને કહેવા લાગ્યો કે, "ખરેજ, મારા જન્મમાં મેં કદી આથી વધારે સ્વાદિષ્ટ ભોજન ચાખ્યુ નથી." તેજ મુજબ મદ્ય જે ઘણું સ્વાદિષ્ટ હતું તેને માટે પણ બોલ્યો, પણ એ બધા કરતાં જેની ઘણી પ્રશંસા કરવા લાગ્યો તે મ્હોટા ચાર કબાટ, જેપર મ્હોટા મ્હોટા ચાર ચંબુ, જામ, પ્યાલા, લોટા, જે સઘળું નક્કર સોનાનું અને હીરા માણેક જડેલું મુકયું હતું તે હતું. વળી ગવૈયાની કેટલીક ટોળીઓ તે દિવાનખાનાની આજુબાજુ બેસાડી હતી તે ઘણુંજ મધુરૂં મધુરૂં ગાન કરતી હતી તે સાંભળી સુલતાનુ વિશેષ ખુશ થયો.

સુલતાન જમીને પાટપરથી ઉઠયો કે તુરત તેને ખબર કરવામાં આવી કે, "મહારાજ! જે ઝવેરીઓ તથા સોનીઓને આપે બોલાવ્યા હતા તે હાજર થયા છે." એ સાંભળી પોતે પાછો પેલા ચોવીસ બારીવાળા દિવાનખાનામાં ગયો અને અધુરી બારી તે લોકોને બતાવી. પછી તેણે તેમને કહ્યું કે, "મેં તમને એટલા સારૂ બોલાવ્યા છે કે આ બારી બીજી સર્વેની માફક રત્નજડિત કરવી. માટે એ સઘળી જોઇલો અને ઝડપબંધ તૈયાર કરી આપો."

સોની અને ઝવેરીઓએ મળી તેવીસે બારી અતિ ઘણા લક્ષપૂર્વક તપાસી જોઇ. પછી એક બીજા સાથે, તેમાં કેટલો સામાન જોઇશે તથા શું ખરચ લાગશે તેનો વિચાર કરી સુલતાન પાસે ગયા. સર્વે ઝવેરીમાંના એક મ્હોટા ઝવેરીએ બીજા બધાની વતી સુલતાનને કહેવા માડયું, "મહારાજ! આપનો હુકમ માન્ય કરવાને હમો સર્વે ઘણા તત્પર છીએ, અને હમારાથી બનશે તેટલું કરીશું. પણ હમો બધાનું ઝવેરાત એકઠું કરીએ તોપણ તે એવડા મ્હોટા કામને પુરતું નહીં થાય." તે સાંભળી સુલતાને કહ્યું, "તમારે જોઈએ તે કરતાં મારી પાસે ઘણું ઝવેર છે, માટે મારા મેહેલમાં આવી જેવું જોઇએ તેવું લઈ જાઓ, પણ એ બારી ઝટપટ તૈયાર કરો."

સુલતાને મેહેલમાં આવી તુરત જામદારખાનામાંથી પોતાનું સર્વ ઝવેરાત મંગાવ્યું. તેમાંથી વિશેષે કરી અલ્લાઉદ્દીને નજરાણા દાખલ જે આપ્યું હતું તે ઝવેરી લોકે પસંદ કીધું. પણ ઝાઝું કામ ચાલ્યું નહીં તેટલામાં તો તે સર્વે ખપાવી દીધું. કેટલીક વખત આવી આવીને સુલતાનના જામદારખાનામાંથી ઝવેરાત લઇ ગયા અને એક મહીનો સુધી તે

કામ પાછળ લાગ્યા તેટલું છતાં બારીનું કામ અડધું પણ ન થયું. ટુંકમાં એટલુંજ કહેવાનું કે સુલતાનનું સર્વ ઝવેરાત, તેમજ વજીરનું પણ માગી લાવીને તેમાં ધાલી દીધું, પણ બારી અડધી પણ ન જડાઇ!

**અલ્લાદ્દિનને** ભાસ્યું કે એક બારી બીજી સર્વ જેવી કરવામાં સુલતાનના સર્વે મનોરથ વ્યર્થ ગયા છે ને તે છતાં પણ બીજી સર્વની બરાબર તે થઇ શકવાની નથી. ત્યારે તેણે તે મેહેલમાં જઇને સઘળા ઝવેરી અને સોનીઓને બોલાવી કહ્યું કે કામ કરવું માંડી વાળો; અને બધું ઝવેરાત પાછું ઉકેલી, સુલતાનનું સુલતાનને તથા વજીરનું વજીરને આપી દો. એ સાંભળતાંજ સોનીઓએ જે દોઢ મહીનો થયો કામ કીધું હતું તે થોડા કલાકમાં ભાંગી તોડી છુટું પાડી દીધું, અને **અલ્લાદ્દિનને** એકલાને તે ઓરડામાં રહેવા દઇ પોતે ચાલી નિકળ્યા. **અલ્લાદ્દિને** તુરત કલ્પવૃક્ષરૂપી દીવો ઘસ્યો કે તત્કાળ તેની સમીપ આવીને રાક્ષસ ઉભો રહ્યો, ને પુછ્યું કે, "મહારાજ! શી ઈચ્છા છે?"

**અલ્લાદ્દિને** કહ્યું; "રાક્ષસરાજ, મેં ચોવીશ બારી માંહેલી એક અધુરી રાખવાનો હુકમ કીધો હતો અને તે હુકમ બરાબર તેં બજાવ્યો છે. પણ હવે હું કહુંછું કે તે બારીને બીજી સર્વ જેવી કરી દે; કે જેથી તે કેઇ છે તે માલમ પણ પડે નહિ." રાક્ષસ તુરત અદૃશ્ય થયો; અને પોતાનું કામ યથાવિધિ પાર પાડયું. **અલ્લાદ્દિન** જરાકવાર ઓરડામાંથી બહાર નિકળ્યો, પણ પાછા ફરીને અંદર આવી જોયું તો જેવી પોતાની બીજી બારીઓ હતી તેવી તેને પણ જોઇ!

એટલામાં ઝવેરીઓ અને સોનીઓ સુલતાનના મેહેલમાં જઇ પહોંચ્યા. ખબર કરતાં તેમને સુલતાનની સમીપ તેડી જવામાં આવ્યા. ત્યાં એક આગેવાન ઝવેરીએ પાછું લઇ ગયલું ઝવેરાત સુલતાનના ચરણ નજીક મુકી સર્વની વતી કહેવા માંડયું, "મહારાજ, આપે જે કામ અમને સોંપ્યું હતું તે અમે કેટલા બધા દિવસ કીધું તે આપના ધ્યાનમાં છે અને તેમાં અમારાથી બની તેટલી ચાલાકી વાપરીછે. ઘણાક દહાડા સુધી આ કામ કીધા છતાં તે પુરું ન થતાં **અલ્લાદ્દિન** સાહેબે—આપના જમાઇરાજે—તે બંધ પડાવ્યું છે! એટલુંજ નહી, પણ જેટલું કામ કીધું હતું તેટલું બધું પાછું ઉકેલી આપનું ઝવેરાત આપને પાછું મોકલાવ્યું છે." એ ઉપરથી સુલતાને તેમને પુછ્યું, "**અલ્લાદ્દિને** એમ કરવાનું કાંઇ કારણ બતાવ્યુંછે કે નહિ?" તેના જવાબમાં તેમણે જણાવ્યું કે, "કારણ કંઇજ બતાવ્યું નથી." તે સાંભળી તુરત

ઘોડો મંગાવી, ઝટપટ પોતે સ્વાર થઇ પોતાના જમાઇના મેહેલમાં થોડાંક પગલાં પગપાળો થઇ ગયો. ત્યાં આવતાં જે દાદરે થઇને ચોવીશ બારીના દિવાનખાનામાં જવાતું હતું ત્યાંજ ઘોડો ઉભો રાખી, અલ્લાદિનને આગળથી ખબર કીધા વગર સુલતાન સીધોજ ઉપર ચઢી ગયો. પણ એવું બન્યું કે સહસાજ અલ્લાદિન ત્યાંજ હતો, તેથી દ્વાર પર્યંત તેડવા આવી આવકાર દઇ શકયો એટલો વખત તેને મળ્યો.

સુલતાને અલ્લાદિનને આગળથી પોતાના જવા સંબંધી ખબર આપી નહીં અને તેથી અલ્લાદિનથી તેનું ઘટિત સન્માન ન કરાયું, તેને માટે તે કંઈ કહે તે પેહેલાંજ પોતેજ કહેવા મંડી પડયો, "જમાઇ રાજ! ઝવેરી તથા સોનીઓને તેમનું કામ કરતાં અટકાવ્યા અને જેટલું કીધું હતું તેટલું પણ પાછું ઉકેલાવી નાંખ્યું તેનું કારણ શું તે હું જાણવાને જાતેજ આવ્યો છું." વાસ્તવિક જોતાં તે કામ પુરૂં કરવા જેટલું સુલતાન પાસે ઝવેરાતજ નહોતું; પણ અલ્લાદિને ખરૂં કારણ છુપાવ્યું, ને પોતે કહેવા લાગ્યો, "મહારાજ! આપને એટલીજ વિનંતિ કરૂંછું કે આપ તપાસી જુઓ કે કામ કયાં અપૂર્ણ દેખાય છે!"

સુલતાન તુરતજ જે બારી અધુરી મુકી હતી ત્યાં ગયો, અને જ્યારે તે બીજી બધી જેવી દીઠી ત્યારે એમ વિચાર આવ્યો કે કદાચ હું ચુકયો હઇશ,–તેથી આજુબાજુની બીજી બધી બારી તપાસી અને એવી રીતે ચોવીશ જોઇ વળ્યો: જ્યારે એની ખાત્રી થઇ કે ઘણાક કારીગરો મળી ઘણા ઘણા દહાડા સુધી કામ કીધું પણ તે પુરી કરી શકયા નહિ, તે એણે ક્ષણવારમાં પુરૂં કરી દીધું, ત્યારે તે સ્નેહાતુર થકો અલ્લાદિનને ભેટવા મંડયો અને કપાળમાં પુષ્કળ ચુંબન કીધાં ને મસ્તક સુંઘ્યું! તે કહેવા લાગ્યો, "ભાઇ, તું કેવો વિચિત્ર છે કે આંખ મટકું મારે તેટલામાં આવી આવી તાજુબી પમાડે છે! તારાં તે હું શું વખાણ કરૂં? મને લાગેછે કે તું કોઈ અલૌકિક દૈવી પુરુષ છે! તારૂં એક એક કૃત્ય જેમ જેમ જોઇએ છિયે તેમ તેમ અમને અધિકાધિક આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. હું ધારૂંછું કે તું તે તુંજ છે; તારા જેવો બીજો દુનિયામાંથી મળે એવું દીસતું નથી. તારો જેમ જેમ પરીચય પડે છે તેમ તેમ વિલક્ષણતા વિશેષ દીઠામાં આવે છે!"

આ સઘળાં વખાણ અલ્લાદિને લજ્જાયુક્ત સાંભળ્યા કીધાં, પણ તેને જરાપણ ગર્વ આવ્યો નહી. તે બોલ્યો; "મહારાજ! આપ

રાજી થઈ મને સાબાશી આપોછો તે હું મોટું માન સમજું છું, અને ખાત્રીથી જણાવું છું કે તે માનને બરાબર યોગ્ય થાઉં તેને માટે મારો ઉદ્યમ જારી રાખીશ."

સુલતાન જેવો આવ્યો હતો તેવોજ પોતાના મેહેલમાં પાછો આવ્યો, પણ અલ્લાદિનને સાથે આવવા દીધો નહી. ત્યાં આવતાં પોતાના વજીરને પોતામાટે રાહ જોતો દીઠો. સુલતાન તો મોટા આશ્ચર્યમાં ગરક થઇ ગયો હતો, એટલે વજીરને જોતાંજ પોતાની નજરોનજર જે ચમત્કાર જોયો હતો તે કહી સંભળાવ્યો. વજીરની ખાત્રી થઇ કે એણે જે કહ્યું તે તેમજ છે; તોપણ એની એથી તો વધારે ખાત્રી થઇ કે અલ્લાદિનનો મેહેલ તે કંઈ ખરો મેહેલજ નથી, પણ ઇંદ્રજાળ વિદ્યાનો દેખાવ છે, કે જે મુજબનું મત તેણે સુલતાનને આગળ જણાવ્યું હતું. તે મત ફરીથી સુલતાન આગળ કહેવાનું કરતો હતો, તેટલામાં વચમાં સુલતાનેજ બોલવા માડયું કે, "તેં મને એકવાર એ મુજબ આગળ કહ્યું હતું. પણ વજીર, હું જોઉંછું કે મારી પુત્રી સાથે તારા પુત્રના લગ્નની વાત તું હજી ભુલી ગયો નથી. તેથી તારા મુખમાંથી આવાં વચનો નિકળે છે, બીજું શું છે વારૂ?"

મુખ્ય મંત્રીને ઉઘાડું દીસતું હતું કે સુલતાનને અલ્લાદિને મોટી મોહિની નાંખી છે. તેથી કંઇ જીકર ન કરતાં તે જેમ માનતો હતો તેમ માનવા દીધું. સુલતાન રોજ પ્રભાતમાં ઉઠી અલ્લાદિનનો મેહેલ પોતાના મેહેલમાંથી જોયા કરતો અને દહાડામાં ઘણીવાર તેનું ચિંતવન કરી તેની ઘણી તારીફ કરતો હતો.

અલ્લાદિન પોતાના મેહેલમાંજ ભરાઇ રહેતો હતો તેમ નહોતું. તે અઠવાડિયામાં એક બેવાર નગરમાં ફરવા જતો હતો. વખતે કોઇ મસજીદમાં પ્રાર્થના સારૂ; તો વખતે કોઈમાં ખેરાત સારૂ જતો હતો; વખતે મુખ્ય મંત્રી, જે કોઇ કોઇ દિવસ એને ત્યાં મળવા આવવાનું ડોળ ઘાલતો હતો તેની વળતી મુલાકાતે જતો હતો; તો વખતે કોઇ અમીર ઉમરાવને ત્યાં, પોતાને ત્યાં તેઓને જમાડયા હોય તે બદલ પોતે જમવા જતો હતો. મુખ્ય વજીરની પોતા પ્રત્યે ભુંડી નજર છે તેથી દરેક વખત તે બહાર જતો હતો ત્યારે પોતાના ઘોડાની આસપાસ બે ગુલામોને સાથે રાખી તેમને હાથે મુઠે મુઠે પૈસા ઉડાવતો હતો. જે જે મોહોલ્લા અને ચૌટામાં થઈને એ જતો તે મોહોલ્લા ને ચૌટામાં એ વખતે ભારે ગીર્દિ થતી હતી.

આવુંતેનું ઔદાર્ય નિહાળી એ બહાર નિકળતો કે જ્યાં ત્યાં તુરત લોકોની મોટી ઠઠ થતી હતી. પોતાના મેહેલપર ભિક્ષાર્થે જે કોઈ આવતું તે સંતોષાયા વગર પાછું ફરતું નહીં. ટુંકામાં કહિયે તો એણે પોતાના વખતની એવી રીતે વેંહેંચણ કીધી હતી કે તે યથાયોગ્ય રીતે સર્વે કામ પાર પાડતો હતો. એક અઠવાડિયું ન થાય તેટલામાં એક કે બે વખત શિકાર કરવા પણ જતો હતો. કોઇ વખત શેહેરની સીમમાં ને કોઇ વખત જરા દૂર જતો હતો. વખતે જે જે ગામમાંથી તે જતો ત્યાંના ગામડિયાઓ એની ઔદાર્યતાથી ન્યાહાલ થતા હતા; અને એથી એનાપર સૌની માયા મમતા વધી ગઇ હતી. એનું નામ એવું લોકપ્રિય થયું કે લોકો તેને સોગંન ખાવામાં વાપરવા લાગ્યા. વાત કરતાં સત્ય સાબીત કરવાને "અલ્લાદિનના ગળાના કસમ!" એમ કેહેતા હતા. તે સુલતાનનો આજ્ઞાનુસારી દાસ બની રેહેતો હતો; ને તેને સદાજ સુપ્રસન્ન રાખતો હતો. આવી રીતે સુલતાનની કીર્તિને કંઇ પણ ઝાંખ લગાડયા વગર, એણે ઔદાર્યતાથી લોકોનો પ્યાર મેળવ્યો અને સુલતાન કરતાં પણ એ બહુ પ્રજાપ્રિય થઇ પડયો. આ સઘળા સદ્ગુણોની સાથે, લોકોપયોગી કાર્ય કરવામાં ઘણો આગ્રહી અને હિંમત દેખાડતો તેથી એની વાહ વાહ જ્યાં ત્યાં બોલાવા માંડી.

એક સમયે રાજ્યની સરહદપર બંડ ઉઠયું તો તે વખતે પણ જોઇએ તેવી હિંમત એણે બતાવી, અને બળવાખોરોને વિખેરી નાંખવા જે લશ્કર મોકલવામાં આવ્યું તેની સરદારી પણ એને માગતાં મળી હતી. જેવો એને અખત્યાર આપવામાં આવ્યો કે તુરત એટલી વિલક્ષણ ત્વરાથી તે લશ્કરને લઈને બળવાખોરોની સામો ધસ્યો કે સુલતાનને, અલ્લાદિન લશ્કર લઈ પાછો આવ્યો તે વાતના સમાચાર મળ્યા અવલ બળવાખોરોના પરાભવના સમાચાર જાણવામાં આવ્યા. અને અગરજો આ કૃત્યથી એ ઘણો પ્રસિદ્ધીમાં આવ્યો તોપણ તેનો એને કશો ગર્વ આવ્યો નહીં, પણ જેવો જીતની અગાઉ મીલનસાર હતો તેવોને તેવો હજી પણ હતો. તેના પૂર્વેના સ્વભાવમાં કિંચિત્ પણ અંતર પડયો નહિ.

આમ કેટલાક વર્ષપર્યંત અલ્લાદિને સુખચેનમાં દહાડા કાઢયા એટલામાં પેલો શીદી જાદુગર, જે એના આટલા બધા સુખ વૈભવનો કારણભૂત થઇ પડયો હતો, તે પોતાને વતન આફ્રીકામાં ચીનની મુસાફરી કરી પાછો ફર્યો હતો તે વિધ્ન કરવા તત્પર થયો. તેના મનમાં અલ્લાદિન રોજ યાદ આવતો હતો. તેણે દઢપણાથી માન્યું હતું કે જે અંધારી ગુફામાં તેણે અ-

લ્લાદ્દિનને પુછ્યો હતો ત્યાં તે મરણ પામ્યો હશેજ ! તોપણ તેને કંઈક એ-વીજ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ આવી કે, "ના, ના, જોઇએ તો ખરા કે એના શા હાલ થયા છે!" પછી એ શિદ્દીભાઇ રમળવિદ્યામાં પૂરતો પ્રવીણ હતો તેથી પોતાના કબાટમાંથી રમળના પાસાની સમચતુષ્કોણ પેટી કાઢી, જે પેટી આવી કોઈ બાબતની જરૂરીયાત હોય ત્યારે તે કાઢતો અને તે પોતાની વિદ્યાના બળે જોઇતી વાત જાણતો હતો. આ પેટી એક મંચ ઉપર બેશી તે છોડવા લાગ્યો. પછી તે માંહેલી રેતી બરાબર પાટલાપર નાંખી પાસા ખેલ્યા; અને તેની ગણુત્રી પ્રમાણે લગ્ન બાંધી કુંડળી તૈયાર કીધી. પછી સર્વ ગ્રહનો વરતારો લઇ તપાસવા માંડયું કે અલ્લાદ્દિન ભોંયરામાં મરી ગયો છે કે જીવતો છે? ત્યાં તો એના જોવામાં એમ આવ્યું કે અલ્લા-દ્દિન સુરક્ષિતપણાથી બચી ગયો છે ને મોજ મારે છે. પેલો દીવો એની પાસે રહ્યો છે તથા એક શાહાજાદી જોડે પરણ્યો છે. તે સાથે તે જગવિખ્યાત થયા પછી અત્યંત માનને પામ્યો છે.

એ દુષ્ટ જાદુગરને પોતાની રમળ વિદ્યાથી માલમ પડયું કે અલ્લાદ્દિન આટલો બધો ભાગ્યશાળી થઇ પડયો, ત્યારે તેને અત્યંત ક્રોધ વ્યાપ્યો; અને તે બોલ્યો, "કમબખ્ત દરજીડા! તને એ અદ્ભુત દીવાનો ચમત્કાર મા-લમ પડયો કેમ? હું તો એમજ માનતો હતો કે તું નિશ્ચય મરણ પામ્યો છે, પણ તું તો વર્ષો પર્યંતની મારી મેહેનત અને અધ્યયનના ફળનો ભોગી થઈ પ-ડયો!! ઠીક, ઠીક, કંઇ ચિંતા નહિ; હવે તુંને ઝાઝા દહાડા એ સુખ નહીં ભો-ગવવા દઉં. હું તારા વૈભવમાં ભંગ પાડીશ, તારા સુખના સૂર્યને અસ્ત પમાડીશ! જોઈયે તો હવે હું રસાતલમાં જાઉં; અથવા મોતને પામું, પણ તારા હાલહવાલ કરીશ." પછી શું કરવું તેનો કંઇ એને ઝાઝીવાર વિચાર કરવો ન પડયો. બીજેજ દહાડે સવારે એક ઘોડાપર સ્વાર થઇ ચીન તરફ કુચ શરૂ કીધી. તે એવો તો દડમજલ કાપતો ચાલ્યો આવ્યો કે રસ્તામાં પોતે થાક ખાવા સારૂ યા ઘોડાને વિસામો આપવા સારૂ જ-રાતરા થોભતો તેજ, બાકી વિશ્રામનું નામજ લેતો નહિ! એવી રીતે તે ચી-નની રાજધાનીમાં આવી પોંહોંચ્યો; ને ઘોડેથી ઉતરી એક ભઠિયારખાનામાં ઉતારો કીધો. પ્રવાસથી એ અત્યંત થાકી ગયો હતો તેથી તે આખો દહાડો અને રાત તેણે આરામ લીધો.

બીજે દહાડે અલ્લાદ્દિનને માટે લોકો શું બોલે છે તેની તપાસ કરવાનો ઉદ્યોગ આરંભ્યો. શેહેરમાં ફરતો ફરતો જ્યાં ઘણા પ્રતિષ્ઠિત ને

શ્રીમાનૂ માણુસો જઇને મદ્ય પીતા હતા; અને જ્યાં તેણે પોતાની આગલી મુસાફરી વખતે મદ્ય પીધું હતું ત્યાં આવ્યો. એ આવીને તે મંડળીમાં બેઠો કે તુરત એક મદ્યનું પ્યાલું એની આગળ ધરવામાં આવ્યું. તે એણે પીધું, પણ પીતાં પીતાં એની આજુબાજુના લોકો જે અલાદ્દિનના મેહેલની વાતો કરતા હતા તે ધ્યાન દઈ સાંભળ્યા કીધી. મદ્યનું ગલાસ પી ગયા બાદ તે શિદ્દીભાઇ પણ વાતમાં સામેલ થઇ ગયા અને પાકી બાતમી મેળવી લીધી કે એ લોકો કીયા મેહેલની પ્રશંસા કરે છે. એણે પૂછયું કે, "તમો જે મેહેલની તારીફ કરો છો તે મેહેલ તે કોનો છે?" જે ગૃહસ્થને એણે પૂછવા માંડયું તે ગૃહસ્થે તુરત એને પૂછયું કે, "વાહરે વાહ! તમો કયાંથી આવ્યા છો? પાદશાહ અલ્લાદ્દિન (લગ્ન પછી એને એ મુજબ કહેતા હતા.) નો મેહેલ જેણે જોયો ન હોય કે તેની વાત સાંભળી ન હોય તે જરૂર પરદેશી હોવો જોઇએ." તે માણુસ વળી વિશેષ બોલ્યો, "સાહેબ! હું એમ નથી કહેતો કે દુનિયામાં ઘણી ચમત્કારી વસ્તૂઓ માંહેલો એ એક છે, પણ હું તો એમજ કહું છું કે એ જેવી ચમત્કારી વસ્તૂ દુનિયામાં બીજી છેજ નહીં; એ તે એ—એકજ છે. તે એક ખરેખરી અમૌલિક વસ્તૂ છે. એવું ભવ્ય, સુંદર, રમણીય મકાન કોઇપણ સ્થળે દર્શન દેનાર નથી. જરૂર તમો કોઇ દૂર દેશાવરથી અથવા તો કોઇ ખુણેખાંચેથી આવેલા જણાઓ છો, તેથીજ તમો અલ્લાદ્દિનનો મેહેલ જાણુતા નથી! આખી દુનિયામાં તો એની ખ્યાતી થઇ રહી હોવી જોઇએ. જરૂર તમે જાઓ અને જુઓ, અને પછી વિચારી જોજો કે મેં જે જે કહ્યું તે બરાબર છે કે નહિ!"

તે જાદૂગર એ સાંભળી બોલ્યો, "ભાઇ! હું અજાણ્યો છું, માટે માફ કરો. વાસ્તવિક રીતે તે મેહેલ સંબંધી મને કંઇ માહિતગારી નથી. હું તો અહિંયાં માત્ર કાલેજ છેક આફ્રિકાને છકે ખુણેથી ચાલ્યો આવ્યો છું. અને હું નિકળ્યો ત્યાં સુધી તો એ મેહેલની કીર્ત્તિ ગાજી રહી ન્હોતી. મારે અત્રે આવવાનું પ્રયોજન એવું તો જરૂરનું હતું કે કોઇ ઠેકાણે મુકામ પણ કીધો નથી, તેમ કંઇ પુછપરછ પણ કીધી નથી. તોપણ એ જઇને જોઇશ તો ખરોજ. મારી ઉત્કંઠા એટલી બધી ઉશ્કેરાઇ ગઈ છે કે જાણે હમણુાંજ જઇને જોઉં અને મારી જિજ્ઞાસા તૃપ્ત કરું, જો આપ મેહેરબાની કરી ત્યાં સુધી આવીને બતાવો તો મોટી કૃપા!"

જે ગૃહસ્થ સાથે વાતચીત થઈ તે ગૃહસ્થ સજ્જન હતો. એ જા-

જાદુગરની ઇતરાજી જોઈ લાગલો ઉઠીને તેની સાથે ગયો ને જાદુગરને અલ્લાદિનના મેહેલનો માર્ગ બતાવ્યો. જાદૂગર કહેલે માર્ગે સીધો ગયો, અને અલ્લાદિનના મેહેલ આગળ આવ્યો ત્યારે તેણે તે જોઇ અત્યંત વિસ્મયતા બતાવી. ચોગરદમ ફરીને તે મેહેલ જોયો ત્યારે એને જરા પણ શક ન રહ્યો કે આ પરમ ઉત્તમ મેહેલ છે. તે બોલ્યો કે, "આવો વિલક્ષણ ને જબરજસ્ત મેહેલ બાંધવા માટે એણે દીવાનો ઉપયોગ કીધોજ હોવો જોઇએ. અહા! એક ભિખારી દરજીના પોરિયાની ગુંજાસ ઘણી વધી છે. એ બાંધવામાં દીવાના દાસ રાક્ષસોએ એને મદદ કીધી હોવી જોઇએ. તે દીવો મારે હાથ આવવાની તક આવી હતી! પણ રેરે! તેટલામાં મારો દાવ તદ્દન ફોકટ ગયો, ને એ ભીખારડાને હાથ તે રહી ગયો. આજે તે રાજા પ્રમાણે ઠાઠમાઠ ભોગવે છે—આજે એ તો રાજેશ્રી થઇ પડયો છે! એ તો શાહનો શાહ ને બાદશાહનો બાદશાહ થઇ પડયો છે. ઠીક; હું પણ હવે એને જોઉં છું. એના વૈભવનો નાશ ન કરૂં તો થૈ ચુકયું!" આમ બોલીને પાછો જે ધર્મશાળામાં પોતે મુકામ કીધો હતો ત્યાં એ શિદ્દી જાદૂગર આવ્યો.

હવે એને એ જાણવાનું અવશ્યનું હતું કે એ દીવો અલ્લાદિન કયે ઠેકાણે રાખેછે! તે દીવો અલ્લાદિન પોતાની સાથેજ લઇ જાયછે કે કોઇ ઠેકાણે મુકીને જાય છે તે જાણવાને એ ઉત્કંઠિત થયો. અને એ પણ એને રમળ વિદ્યાથી જાણવાનું હતું તેથી મુકામે પોંહોચ્યો કે તુરત પોતે પોતાની મુસાફરીમાં પણ જે રેતીની પેટી પોતાની સાથેજ રાખી હતી તે કહાડી. પછી રેતી પાથરી પૂર્વવત્ કુંડળી કાઢી પાસા નાંખી ગણત્રી કરી શોધી કહાડયું કે દીવો મેહેલમાંજ છે. એટલું જાણી તે એટલો તો મગ્ન થયો કે એનો આનંદ એના હૃદયમાં સમાઇ શકયો નહિ. પછી તે મનમાં બોલવા લાગ્યો, "ઠીક, ઠીક, કંઈ ફીકર નહીં, મને એણે એ દીવો ન લઇ જવા દીધો, પણ હવે એની વેતરણ કરૂં છું! ભાઇ શ્રી પાંચ ખૂબ છાપરે ચઢયા છે પણ ત્યાંથી ગગડાવી પાડી પાછો હતો તેવોજ કંગાલ કરી મુકું ત્યારે હું શિદ્દીભાઇ ખરો! એ રસ્તે રસ્તે રઝળે નહિ તો મારૂં નામ શિદ્દી જાદૂગર નહિં!"

દુર્દૈવથી અલ્લાદિન એ વખતે શિકાર કરવા નિકળ્યો હતો, અને તે આઠ દહાડા સુધી બહાર રહેવાનો હતો. શિકારે ગયાને ફકત ત્રણ દહાડા વિત્યા હતા. એ વાતની જાદૂગરને આગળ મુજબની તદબીરથી ખબર મળી. પૂર્વે કહ્યા મુજબનું ધંતરમંતર કરી ખુશ થયા બાદ તે ધર્મશાળાના માલીક પાસે ગયો. ત્યાં કંઈ ઇદરતીદરની બાબતપર વાતચીત કરતાં તેણે વાત

કહાડી કે, "મેં આજે અલ્લાહદિનનો મેહેલ જોયો, ને ખરેખર શું કહું? એવો સુંદર અલૌકિક ઈંદ્રભુવન જેવો મેહેલ ત્રિભુવનમાં નહિ હોય!!" પછી તેણે જે જે દીઠું હતું તેની અત્યંત પ્રશંસા કરી, છેલ્લે કહ્યું કે, "એ મેહેલ કોહોનો હશે તે માણસને જ્યાં સુધી મેં જોયો નથી ત્યાં સુધી મારૂં મન ઘણું ખિન્ન રહે છે." પછી પેલી ધર્મશાળાના માલીકે કહ્યું, "ભાઇરે; એ વાત બહુ મુશ્કેલ નથી. જો એ મેહેલનો માલીક શેહેરમાં હોય છે તો તો એક દહાડો પણ એને જોયા વગર ખાલી જતો નથી, પણ હાલમાં તે મહાત્મા મેહેલમાં નથી. તે દિવ્ય પુરુષ ત્રણ દહાડા થયા શિકાર કરવા ગયો છે; ત્યાં આઠ દહાડા સુધી સેહેલ મારનાર છે. શિકારેથી પાછો ફરે ત્યારે તેને તમે જોઇ શકશો."

પેલા જાદૂગરને આટલુંજ જાણવું હતું. પછી પેલા ધર્મશાળાના માલીકની રજા લઇ તુરત તે પોતાને ઓરડે આવી વિચાર કરવા લાગ્યો કે આપણુને આ સારી તક મળી છે તેને એળે જવા દેવી ન જોઇએ. તુરતાતુરત તેણે વિચાર કીધો ને એક કંસારાને ઘેર જઇ એક દઝન દીવા માગ્યાં. તે દુકાનદારે કહ્યું, "ભાઇ એટલા બધા દીવા તૈયાર તો નથી, ને જો કાલે કહો તો બનાવી આપું." પછી જાદૂગરે વખત મુકરર કરી કહ્યું, "પણ જોજે ફક્કડ અને સુંદર રોબદાર દીવા બનાવજે. તેનો ભભકો ને લખલખાટ એવો તો કરજે કે કોઇ જોઇજ રહે." વળી તેણે વધારે કહ્યું કે, "સારા બનાવશે તો ખુશી કરીશ." આટલું કાર્ય કરીને પોતાને ઉતારે આવ્યો.

બીજે દહાડે પેલા જાદૂગરે પેલા બાર દીવા વેચાતા લીધા અને તેની બરાબર કીમત ચુકવી આપી. પછી તે દીવા મુકવા માટે લીધેલી એક ડાલીમાં સર્વેને ઠીકઠાક ગોઠવી ખભે લટકાવી સીધો અલ્લાહદિનના મેહેલ આગળ આવ્યો. જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ તે બૂમ પાડતો ગયો કે, "કોઇને જૂના દીવા આપી નવા લેવા છેએએ?" તે જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ પાછળ છોકરાઓની ધમાલ ચાલુ થઇ અને તેને દિવાનો યા બેવકુફ ધારી-(કારણ કે જૂનાને બદલે નવા આપતો હતો) સર્વે બાળકો તેનો હુરિયો હુરિયો કરવા લાગ્યા.

બાળકો તેનો હુરિયો હુરિયો કરે, મશ્કરી કરે, ગમે તેમ બોલે તે કશું ગણુકાર્યા વગર એ મતલબી જાદૂગર "કોઇને જૂના દીવા આપી નવા લેવા છેએએ!" કરતો બૂમ મારતો આગળને આગળ ચાલ્યો ગયો. તેણે મેહેલ

આગળ આમથી તેમ ને તેમથી આમ આવજા કર્યા કીધી અને બૂમ પાડયા કીધી કે, "અરે ભાઇ કોઇ નવા દીવા લઇ જૂના આપશો ?" એ બૂમ આખરે રાજકન્યા બદ્રુલબદુર, જે તે વખતે ચોવીશ બારીની બંગલીમાં હતી તેણે ત્યાંથી અસ્પષ્ટપણે ગડબડાટ ભરી રીતે સાંભળી; કારણ કે છોકરાઓનો કલબલાટ અને લોકોની હોહા ને ગડબડાટ એટલો બધો વધી ગયો હતો કે કોઈ શું બોલે છે તે સમજાતું નહોતું. તુરત તેણે પોતાની દાસીને 'એ શું છે' એમ કહી નીચે જોવા મોકલી. રાજકન્યાની આજ્ઞા પ્રમાણે તે દાસી ગઇ ને જરાકવારમાં પાછી આવી એવી તો હસવા લાગી કે રાજકન્યા બદ્રુલબદુરનાં પણ હસી હસીને આંતરડાં ઉંચાં આણ્યાં. શાંત થયા પછી રાજકન્યા બોલી, "પણ મને કહે તો ખરી કે આવડું હસે છે શાને ?" દાસી હજી પણ હસતી ગઇને કહેતી ગઈ, "બાઇ સાહેબ ! હસવા સરખી વાત છે તેથી હસું છું. એક ગાંડો મનુષ્ય સુંદર ચકચકતા દીવાની ખભે ટોપલી લટકાવીને આવ્યો છે ને કહે છે કે કોઈ નવા દીવા લૈને જૂના આપોછ ? જુઓ તો ખરાં, એની આજુ બાજુ નાનાં ને મોહોટાં એટલાં ટોળે મળ્યાં છે કે એનાથી ખસાતું પણ નથી ! બધા એની હાંસી કરે છે. એવો ગાંડો મનુષ્ય તમેજ કહો બાઈસાહેબ, કે કદી જોયો કે સાંભળ્યો છે ખરો ?"

બીજી દાસી એ સાંભળી બોલી, "જયારે તમો કહોછો કે જૂના દીવાને બદલે નવા આપે છે તો કદાચ બાઇ સાહેબે દીઠો હશે કે નહીં દીઠો હોય, પણ નામદાર મહારાજના ઓરડામાં પવાટીપર એક જૂનો દીવો પડેલો છે તે વેચી મારીએ. તે ગમે તેનો હશે, તોપણ જૂનાને બદલે નવો જોઈ કોઇ દિલગીર થનાર નથી. માટે બાઇ સાહેબની ઇચ્છા હોય તો એ ચળેલાની પરીક્ષા કરી જોઇએ કે કંઇ પણ લીધા વગર જૂના બદલે નવું આપે છે કે કેમ ?"

આ દીવો જે દાસીએ દીઠાનું કહ્યું તે પેલો કલ્પવૃક્ષરૂપી ચમત્કારી દીવો હતો. અલ્લાદિન તેને ખોવાઈ જવાની બ્હીકથી પોતે શિકાર કરવા ગયો તે પેહેલાં પવાટીપર મૂકી ગયો—અને એ પ્રમાણે આગળ પણ ઘણીવાર એવી સાવચેતી વાપરી હતી; તોપણ કોઈવાર એ દાસી, રાજકન્યા યાનો નોકર ચાકર પૈકી કોઇના જોવામાં તેઆવ્યો નહોતો. અલ્લાદિન શિકાર કરવા જતો તે શિવાય અહોરાત્રી તેને તે પોતાની સાથેનો સાથેજ રાખતો હતો. હવે ખરૂં છે કે જ્યારે મૃગયા કરવા ગયો ત્યારે એ દીવો તાળામાં ઘાલી ગયો હોત તો સારૂં થાત, પણ એવી ભૂલ આજે હજારો વર્ષ થયાં થતી આવી છે ને થાય છે ને

સહેજે જાણ્યા છતાં ઘણા કરે છે-તેમજ એવી ભૂલ થયાજ કરવાની એટલે તેમાં હે સ્વામિનાથ! કોઇનો ઉપાય નથી એમ શેહેરાજાદીએ કહ્યું.

ચીનની રાજકન્યાને એ દીવાની ખરી કિંમત માલમ નહોતી, તેમજ અલ્લાદિને એ સંબંધી કોઇ દહાડો કંઇ વાત પણ કીધી નહોતી કે એ બહુ સાચવી રાખવાનો છે. દાસીનું એ બોલવું સાંભળી તેણી પણ ગમ્મત મેળવવા તૈયાર થઇ અને એક દાસને આજ્ઞા કીધી કે, "જા, જા, જોતો ખરો! તે ગાંડો અદલો બદલો કરે છે કે નહિ?" ખોજાએ રાજકન્યાની આજ્ઞા પાળી અને લાગલો બંગલીમાંથી નીકળી મેહેલના દરવાજા આગળ આવ્યો કે પેલા શિદ્દી જાદૂગરને દીઠો તેને પાસે બોલાવી જૂનો દીવો બતાવ્યો અને કહ્યું કે, "લાવ નવો આપે છે?"

પેલા જાદૂગરને કંઇજ શક રહ્યો નહિં કે આજ તે કલ્પવૃક્ષ છે. એની ખાત્રી થઇ કે મારે જે દીવો જોઇયે છે તે એજ છે. આ મેહેલ કે જેમાં બધુંજ સુનાનું ને રૂપાનું છે તેમાં એવું બીજું કંઇજ હોવું ન જોઇએ-પણ ખરા મહત્વનો એ દીવોજ હોવો જોઇયે. તેથી ઝટ દઇને તે દીવો હાથમાંથી ઝુંટાવી લીધો અને પોતાની છાતીના ગજવામાં ઘાલ્યો અને પછી આખી ટોપલી પેલા ખોજાની આગળ મૂકી કહેવા લાગ્યો કે તારી પ્રસન્નતામાં આવે તે કહાડી લે. તે ખોજાએ એક દીવો ઉપાડી લીધો અને રાજકન્યા બદુલબદુર પાસે લઇ ગયો. આવું વિચિત્ર સાટું થતાં એ સાટાના કરનારની મૂર્ખાઇ જોઇ છોકરાંઓએ કીકીઆરી પાડી કુળાહોળ કરી મૂક્યો.

લોકોના હસવાને આ જાદૂગરે જરા પણ લક્ષ દીધું નહિ, પણ ઉલટો સર્વેને કહેતો ગયો કે, "હસો ભાઈઓ હસો." પછી અલ્લાદિનના મોહોલ આગળ ઝાઝીવાર તે ઉભો રહ્યો નહીં પણ ઝટપટ ચાલ્યો ગયો-તેમ ફરી બૂમ પણ પાડી નહીં કે નવા બદલ કોઇ જૂના દીવા આપશો! પોતાની મતલબ પાર પડી અને એ બૂમ પાડતો ચૂપ રહ્યો એટલે છોકરાંઓનો કકળાટ પણ મટી ગયો.

ત્યાંથી તે બે મેહેલ વચ્ચેના ચોકમાંથી પસાર થઇ જે રસ્તે કોઈ આવતું જતું નહોય તેવી ગલી કુંચીમાં તે ચાલ્યો ગયો; અને હવે દીવા અને ટોપલી કોઇનું કંઇ કામ રહ્યું હતું નહીં તેથી તેને કોઇ ન દેખે એમ એક ગલીમાં સર્વે ઠાલવી દીધા. અને પછી બીજા એક બે મોહોલ્લામાં થઇને ચાલ્યો ચાલ્યો શેહેરના દરવાજા આગળ આવ્યો; ત્યાંથી બહારનાં પરાંઓ બહુ લાંબાં હતાં તે વટાવી આખરે એક એકાંતસ્થળમાં આવ્યો. અને તે પોતાનો ધારેલો વિચાર પાર પાડવા થોભ્યો. પ્રથમ સહેજ દરાણ કરી

લીધું. પોતાના ઉતારાની ધર્મશાળામાં જે ઘોડો મૂકયો હતો તેની પણ એણે દરકાર ન કીધી; કેમકે તેણે જોયું કે જે વસ્તુ પ્રાપ્ત થઈ છે તે અમૂલ્ય છે. એનાથી હજારો ઘોડા પ્રાપ્ત થાય તેમ છે.

શેહેર બહારના પરામાં તે જાદુગરે રાતવાસો કીધો ને જ્યારે મધ્યરાત્રિનો સમય થયો ત્યારે પેલો દીવો ગજવામાંથી કહાડીને ઘસ્યો. એ તેડાને માન્ય કરી એક રાક્ષસ ત્યાં તત્કાળ આવ્યો અને કહેવા લાગ્યો, "શું કામ છે મહારાજ! હું તેમજ એ દીવાના બીજા દાસો તું યા જેની પાસે એ દીવો હોય તેની આજ્ઞા પાળવા તત્પર છિયે." જાદુગરે આજ્ઞા કીધી, "હે રાક્ષસરાજ! તેં ને તારા જે જે સોબતીઓએ આ શેહેરમાં પેલો અપૂર્વ મેહેલ બાંધ્યો છે તે જેવોને તેવો આફ્રિકામાં મારા મુકામપર લઇ જા, ને મને પણ ત્યાં લઇ જા!" તે રાક્ષસે કશો પણ પ્રત્યુત્તર વાળ્યો નહીં, પણ બીજા રાક્ષસોની મદદ લઇ તેને તથા મેહેલને જ્યાં કહ્યું ત્યાં પોંચાડયા. મહારાજ! આ પ્રમાણે તે જાદુગર, રાજકન્યા બદુલબદુર, અને અલ્લાદિનનો રાજમેહેલ સર્વે ઉઠાવીને પોતાને દેશ લઇ ગયો! હવે ચીનમાં શું થયું તે સાંભળોઃ

બીજે દહાડે પ્રભાતમાં સુલતાન ઉઠયો અને પોતાના ઓરડામાંથી નિત્ય નિયમ પ્રમાણે અલ્લાદિનના મેહેલનાં દર્શન કરવા ગયો. પણ તે તરફ જોતાં તો મેહેલને ઠેકાણે એકલી ખુલ્લી જમીન દીઠી. તે પણ કેવી કે જેવી મેહેલ ન્હોતો તે પેહેલાં હતી તેવીને તેવીજ જોઈ! જાણે નેત્ર ઝંખ-વાયાથી બરાબર તે દેખતો ન હોય તેમ પ્રથમ તેને લાગ્યું એટલે બાદશાહ પોતાની આંખો ચોળવા લાગ્યો! પછી પાછું જોયું, તો આ બીજી વખત પણ આગળ જોયું તેનું તેજ દીઠું, વધુ કંઇજ નહિ! અગરજો દિવસ કોરા હતા, આકાશ નિર્મળ હતું અને દિવસ પણ ઠીક ચઢયો હતો ને સર્વે પદાર્થ સ્પષ્ટ જણાતા હતા તે છતાં પોતાનો સંશય નિવૃત્ત કરવાને તેણે પાછા ફરી જમણી અને ડાબી બાજુએ નિધા નાંખી; પણ પોતાની બારીએથી આગળ જે કંઈ જોતો હતો તેમાંનું કંઇજ દીઠું નહીં! એ એટલો તો વિસ્મય થઈ ગયો કે થોડીવાર તો ભ્રાંતિમય બની જઇ જ્યાંનો ત્યાં આમ તેમ ફરતો ગયો ને જોતો ગયો. આવડું મોહોટું મકાન, આટલા બધા દહાડા થયા જોયા કરતો હતો તે એકદમ અલોપ થઇ જાય અને પાછળ તેની કંઇ નિશાની પણ રહે નહીં એ શું થોડું આશ્ચર્ય? પછી પોતે પોતાના મનને કહેવા લાગ્યો, "ખરેજ, એ મેહેલ હતો તો ત્યાંજ. પણ ત્યારે ગયો ક્યાં? જો તે પડી ગયો હોય તોપણ ઇંટનો ઢગલોએ પડી રહે કે નહીં! કાલ

સંધ્યાકાળ સુધી તો તે નક્કી હતોજ. જો ધર્તીકંપમાં ગરક થઈગયો હોય તોપણુ તે ઠેકાણે કંઇ નિશાની રહેવી જોઇએ. બેશક ત્યાં મેહેલ હતો, ને ફીર હતો. પણુ આજે કયાં ગયોછે?" અગરજો એની ખાત્રી થઈ કે મેહેલ તો એ ઠેકાણે નથીજ, તોપણુ થોડીવાર સુધી પોતાની બારીએ જોતો ઉભો રહ્યો, કે રખેને કંઇ ભૂલથાપ તો થતી નથી. આખરે એક નિશ્ચય કીધો કે મેહેલની કંઇપણુ નિશાની નથી એટલે પોતાના ઓરડામાં જઇ મુખ્ય મંત્રીને સત્વર તેડી લાવવા હુકમ કીધો અને પોતે ગભરામણુમાં અનેક તર્કવિતર્ક કરતો બેઠો. ઘણુા ઘણુા વિચાર કીધા ને પછી દૃઢ નિશ્ચય કીધો કે તે ભ્રાંતિમાં પડયો નથી.

મુખ્ય વજીરે સુલતાનને ઘણી વાર ખોટી થવા દીધો નહીં. તે એટલો તો ઝડપથી આવી પોંહોચ્યો કે તેણે કે તેના નોકર ચાકરે કોઇએ અલ્લાદિનનો મેહેલ ત્યાં છે કે નહિ તે તરફ કશું લક્ષ દીધું નહિ; તેમ દરવાનો, જે દરવાજા રોજ ઉઘાડતા હતા તેમને પણુ તે દિશા તરફ કંઈ ફેરફાર થયલો લક્ષમાં આવ્યો નહિ.

વજીર સુલતાનની પાસે આવી કહેવા લાગ્યો, "મહારાજને ઘણી ખંમા! આપે આ સેવકને ઘણી ઝડપથી બોલાવ્યો તેથી એવું લાગેછે કે કંઇ અસાધારણુ કામ આવી પડયું હશે. આપ જાણોછો કે આજે જાહેર દરબાર છે ને દરબારમાં તો વખતસર અચૂક આવત. મને ભાસે છે કે કંઇ વિલક્ષણુ કારણુ હોવાથી આપે મને હમણાંજ તેડાવ્યો છે." સુલતાને વિસ્મિત મુદ્રા કરી કહ્યું, "ખરેજ, તું કહેછે તેમજ વિલક્ષણુ કારણુ છે, ને તે અસાધારણુ છે એવું તું પણુ કબુલ કરશે. મને કહેં તો ખરો કે અલ્લાદિનનો મેહેલ કિયા જાહાનમમાં ગયો?" મુખ્ય વજીરને આ પ્રશ્ન સાંભળતાં પરાકાષ્ટ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પછી તે વિચાર કરી બોલ્યો, "શું અલ્લાદિનનો મેહેલ! મહારાજ, આ શું? હું તો ધારૂંછું કે હું આવ્યો ત્યારે તો તે હતો! એવાં મોહોટાં મકાનો કંઇ ઝટ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાતાં નથી." એ સાંભળી સુલતાને કહ્યું, "મારા શયનગૃહમાં જઇ જો ને મને કહે કે તને તે દેખાય છે?"

મુખ્ય વજીર શયનગૃહમાં ગયો અને એ દિશાએ નજર કરી તો કંઈ દેખાયું નહિ એટલે તે સુલતાન કરતાં કંઇ ઓછો વિસ્મયચકિત થયો નહિ. જ્યારે તેની સારી પેઠે ખાત્રી થઇ કે મેહેલનો એક કાંકરો પણુ ત્યાં દેખાતો નથી ત્યારે તે પાછો સુલતાનની પાસે આવ્યો. તેને સુલતાને પુછ્યું, "કેમ, અલ્લાદિનનો મેહેલ દીઠો કે?" મુખ્ય વજીરે જવાબ દીધો, "મહારાજ! આપને સારી પેઠે યાદ હશે કે જે મેહેલ અને તેની અનરગળ દોલત દેખી તે ઉપર આપ ખૂબખાન થઇ ગયા હતા તે કંઈજ નથી પણુ એક જાદૂગરની



શિદિ જાદુગર. (પૃષ્ઠ ૫૨૧)

માયિક વિદ્યા છે; નજરબંધી છે એમ હું પ્રથમથીજ કહેતો હતો. પણ હું જે કહેતો હતો તેપર આપે કંઇજ લક્ષ આપ્યું નહિ તેનું ફળ આ છે!"

મુખ્ય વજીરે જે જે કહ્યું તેની સામે સુલતાનથી કંઈજ બોલાયું નહિ. તેને રોમેરોમ સંતાપથી ક્રોધ વ્યાપી રહ્યો-પછી તેણે દાંત પીસી બખારવા માંડયું, "એ ઠગ, દુષ્ટ, ચંડાળ, ક્યાં છે? લાવ તેનું માથું ઉરાડી મૂકું." મુખ્ય વજીરે કહ્યું, "મહારાજ! અલ્લાદિન થોડા દહાડાપર આપની પાસે શિકાર કરવાને બહાને આજ્ઞા માંગવા ન્હોતો આવ્યો? તેને તેડાવીને મંગાવવો જોઇએ; કેમકે જે કંઈ બન્યું છે તેથી તે અજાણ્યો નહીંજ હોય." સુલતાન એ સાંભળી બોલ્યો, "ઘણી છૂટ આપી દેવાઇ છે! હવે એનાપર મેહેર કરવી? છીઃ છી: મારવો એને ગર્દન! કાઢવો એનો કાટ! મારી પુત્રી ક્યાં છે? ચાલ ઉઠ. ત્રીસ ઘોડેસ્વારને હાથ કડી આપી મોકલ ને એ ચંડાળ કાફરના જણ્યાને પકડી મંગાવ!" વજીરે ત્રીસ ઘોડેસ્વારની એક ટુકડીને તાત્કાળમાં વર્દી આપી અને તેના ઉપરીને કહ્યું કે જોજે, અલ્લાદિન નાસી ન જાય. તે ટુકડી હુકમ અમલમાં લાવવા તત્ક્ષણે ઉપડી ગઈ; અને શેહેરથી પાંચ માઇલ દૂર અલ્લાદિનને શિકારમાંથી પાછો આવતો પકડયો. પેલી ટુકડીના સરદારે વિનયપૂર્વક નમન કરી કહ્યું, "અલ્લાદિન સાહેબ, સુલતાન સાહેબ આપને મળવાને ઘણા ઉત્કંઠિત છે માટે હમારી સાથે તાકીદે ઘેર ચાલો."

આવી રીતે એ ટુકડી એને મળી તેણે જે કારણ બતાવ્યું તે માટે અલ્લાદિનને કંઇજ વેહેમ પડયો નહીં, અને શિકાર પાછળ લાગવું જારી રાખ્યું. આખરે શેહેરથી ત્રણ માઇલપર સ્વારી આવી ત્યારે તે ટુકડીએ તેને ઘેરી લીધો અને તેના અધિકારીએ નીચા નમી કહ્યું, "અલ્લાદિનજી, ઘણી દિલગીરી સાથે મારે તમને કહેવું પડે છે કે આપને કેદી કરી અપરાધી તરીકે સુલતાન પાસે પકડી લઈ જવાનો મને હુકમ થયો છે. મારે માથે જે ધર્મસંકટ આવી પડયું છે તે બજાવું તે માટે આપ માઠું લગાડશો નહિ, એટલીજ આપને વિનંતિ કરૂં છું."

પોતે નિર્દોષ છે એવી અલ્લાદિનને ખાત્રી હતી તેથી પેલા અમલદારને પૂછવા લાગ્યો કે, "મેં તે શું અપરાધ કીધો છે ને શું આરોપ મારાપર મૂકવામાં આવ્યોછે તે તમે જાણો છો?" તે અમલદારે કહ્યું કે તેની મને કંઇજ ખબર નથી. પછી અલ્લાદિને જોયું કે મારો રસાલો આ લશ્કરની ટુકડીને જેર કરી શકે તેવું નથી તેથી લાગલો ઘોડેથી ઉતરી પડયો, અને પેલા અમલદારને કહ્યું, "ઠીકછે, તમારો હુકમ સુખેથી

બજાવો. મેં સુલતાન યા સુલતાનના રાજ્ય વિરૂદ્ધ કંઈ પણ અપરાધ કીધો હોય કે મારાથી થયો હોય એવું મને લાગતું નથી." આમ બોલતાંજ એક ભારે સાંકળ એના ગળામાં નાંખી અને શરીરની આસપાસ ફેરવી બાંધી તેના બંને હાથ જકડબંધ કરી લીધા. પછી તે જમાદાર પોતાની ટુકડીની આગળ થયો અને એક સીપાઈએ સાંકળનો છેડો ધરી રાખ્યો અને મુખ્ય અમલદારના ઘોડાની પાછળ પાછળ **અલ્લાદ્દિનને** પગે ઘસડતા ઘસડતા શેહેરમાં લાવ્યા.

જ્યારે લશ્કરની ટુકડી મ્હોલ્લાઓમાં આવી લાગી ત્યારે જે લોકોએ **અલ્લાદ્દિનને** આવી રીતે કેદી તરીકે લઇ જતાં દીઠો, તેમની ખાત્રી થઇ ગઇ કે જરૂર એનો શિરચ્છેદ કર્યા વિના સુલતાન રહેશે નહિ. **અલ્લાદ્દિને** સર્વેનો પ્યાર એટલો મેળવ્યો હતો કે આ દેખાવ જોતાંજ સર્વેને અસંત દુઃખ પ્રાપ્ત થયું અને તેનો જીવ બચાવવાને સર્વે તૈયાર થયા. પ્રજાજનમાંથી કોઇએ તલવાર, કોઇએ બરછી અને જેની પાસે કંઇ નહોતું તેમણે લાકડીઓ અને પત્થરો લઇ આ સરઘસ પાછળ ચાલવા માંડયું. પાછળ રહેલા પાંચ સ્વારો તેમને વિખેરી નાંખવાને મથન કરવા લાગ્યા; પણ ધીરે ધીરે નગરજન ને ગામડીઆઓનું ટોળું એટલું વધી ગયું કે સિપાઇઓ ડરી ગયા. તેઓએ ધાર્યું કે હવે તો **અલ્લાદ્દિનને** છોડાવી દે તે પેહેલાં સુલતાનના મેહેલમાં જેમ તેમ કરતાં ઘુસી જવાય તો ઠીક. લોકોની ભીડ નડે નહિં માટે સિપાઇઓ વિશાળ મ્હોલ્લામાં છૂટા પડી જતા તથા સાંકડા મ્હોલામાં ખીચો ખીચ થઇ જઇ રસ્તો વટાવી જતા હતા. જ્યારે મેહેલના દરવાજા આગળ સર્વે આવી પોંહોચ્યા ત્યારે તેઓ એક પંક્તિબંધ બચાવ કરતા ઉભા રહ્યા, અને તેમનો સરદાર તથા **અલ્લાદ્દિનને** પકડી ચાલનારા સિપાઇ દરવાજામાં દાખલ થઇ ગયા કે તુરત દરવાજો બંધ કરવામાં આવ્યો.

પછી **અલ્લાદ્દિનને** સુલતાનની હજુર ઘસડી લઇ ગયા. તે વખતે સુલતાન પણ પોતાના વજીર સહિત એની રાહ જોતો ઝરૂખામાં ઉભો હતો. **અલ્લાદ્દિનને** ફાંસી દેવા માટે ફાંસીગરાઓ પણ ત્યાં તૈયારજ રાખ્યા હતા. એને જોતાંની વારમાંજ ત્યાં એટલાજ માટે હાજર રાખેલા મારાને સુલતાને હુકમ કીધો કે "એનું માથું એકદમ ઉરાડી મૂકોઃ મારે એને કંઈજ પૂછવું નથી યા એનું કંઇજ સાંભળવુંએ નથી."

તુરતજ **અલ્લાદ્દિનને** જે સાંકળથી જકડી લીધો હતો તે તેના અંગપરથી મારાએ ઉતારી લીધી અને જે ચામડાપર આગળ ઘણાક અપરાધીઓને

વધ કરી ચૂકયા હતા તેવું લોહીથી લચબચ થઈ રહેલું ચામડું પાથરી તેપર અલ્લાદિનને ઘુંટણીએ બેસાડી આંખે પાટા બાંધ્યા. પછી પોતાની તરવાર કહાડી ત્રણ વખત ઘુમાવી અને સુલતાન ઘા કરવા હુકમ કરે તે માટે એક મારો સામું જોઇ રહ્યો.

એ વખતે વજીરે જોયું કે રૈયત, પોહોરેગીર સ્વારોની સામે થઈ ટોળાબંધ એકઠી થઇ કોટ ઉપર ચઢી અંદર ઉતરે છે ને હથોડાવતી બારણાં તોડી જબરજરતીથી અંદર આવવાનું કરેછે. એ નિહાળીતે સુલતાન આખરનો હુકમ કરી દે તે પેહેલાં વચમાં પડી તે બોલી ઉઠયો, "મહારાજ! આપ કંઇપણ કરો તે પેહેલાં જરા આપને વિચાર કરવો ઘટે છે એવી આ દાસની વિનંતિ છે. જુઓ જુઓ મહારાજ! લોકો રાજમેહેલ તોડીને અંદર આવવાનું કરે છે ને તેમ થશે તો શું માઠું પરિણામ થશે એ કહી શકાતું નથી." સુલતાને જવાબ દીધો, "શું મારો મેહેલ તોડી પ્રજા અંદર આવે છે? એવું ઉન્મત્તપણું કોણ કરે છે?" વજીરે કહ્યું, "મહારાજ! મુજ ગરીબનું માની આપ જરા ચોકમાં નજર કરશો તો માલમ પડશે કે કેટલું લોક એકઠું થયું છે ને કયાં કયાંથી ચઢવા માડયું છે તે દૃષ્ટિગોચર થશે."

રૈયતની મોટી ગીર્દી તથા તેમનો ક્રોધ ભરેલો દેખાવ જોઇ સુલતાન એટલો ગભરાઇ ગયો કે તુરત મારાને કહ્યું કે, "તરવાર મ્યાનમાં ઘાલી દે, ને અલ્લાદિનને છોડી મૂકો." તુરતજ દરવાનને હુકમ કીધો કે "રૈયતને જાહેર કરો કે અલ્લાદિનને માફી બક્ષી છે ને હવે તમો વિખેરાઇ જાઓ."

પછી જે લોકો દિવાલપર ચઢી ચૂકયા હતા અને જે જે બન્યું હતું તે જોઇ શકયા હતા તેઓ અંદર કુદી પડવાનું માંડી વાળી પાછા બહાર ઉતરી પડયા. તેઓ અત્યંત ખુશી થવા લાગ્યા કે પોતાના પ્રિય સરદારનો જાન બચાવી શકયા છે. લોકોએ ઘણા હર્ષથી જયજયકારનો પોકાર કીધો. તે લોકોએ બીજા સર્વેમાં એ વાત જાહેર કીધી તેમજ અગાસીપરથી નેકી પોકારનારાઓએ પણ એ મુજબનો પોકાર કીધો. સુલતાને અલ્લાદિનને ઇનસાફ આપ્યો તેથી લોક ઠંડા પડયા, ક્રોધાગ્નિ શાંત થયો અને ટોળાબંધ ભેગા થયેલા લોકો વિખરાઇ ગયા.

બંધનમુકત થયા પછી અલ્લાદિન ઝરૂખા તરફ ફરીને ઉભો અને સુલતાનને જોઇ મ્હોટેથી નમ્રપણે દીનવાણીએ કહેવા લાગ્યો, "મહારાજ! મારો જે અનુગ્રહ કીધો છે તે ઉપરાંત વિશેષ એટલોજ બીજો માગું છું

કે મેં શું અપરાધ કીધો છે તે મને જણાવો." એ સાંભળી **સુલતાન** ક્રોધ કરી બોલ્યો: "રે પાપી ચંડાળ! તું શું બોલે છે? તારો અપરાધ! ગુન્હો! અલ્યા ચંડાળ, હરામખોર, કાફર, તું તે જાણુતોજ નથી કે? આવ અહીં, તને બતાવું છું કે તેં શું અપરાધ કીધો છે!"

આમ બોલી સુલતાન ઊઠ્યો અને પોતાના શયનગૃહ તરફ ગયો. **અલ્લાદિન** તેની પૂઠે પૂઠે ગયો. એ સમયે સુલતાને એની સામું પણ ન જોયું. તેણે આગળ ચાલવા માંડી માત્ર એટલુંજ કહ્યું કે, "આવ મારી પાછળ!" જ્યારે સુલતાન ઓરડાના બારણા આગળ પોહોંચ્યો ત્યારે ત્યાં ઉભા રહી **અલ્લાદિનને** કહ્યું, "અંદર જઇને જો કે તારો મેહેલ ક્યાં બળી ગયો છે? તપાસ કરી મને કહે કે તેનું શું થઇ ગયું?" **અલ્લાદિને** એક બારીમાંથી આમ તેમ જોયું પણ કંઈજ દીઠું નહીં. જે સ્થળપર મેહેલ હતો તે જેવું અસલ ખુલ્લું મેદાન પડયું હતું તેવું જ જણાયું. પોતાનો મેહેલ કેમ ગેપ થઈ ગયો તેનો તેને કંઇજ ખ્યાલ ન આવ્યો અને તે એટલો તો ગભરામણમાં પડયો કે કંઈ જવાબ પણ વાળી શક્યો નહીં.

સુલતાન જવાબ સાંભળવા ઘણો અધીરો થઇ રહ્યો હતો તે **અલ્લાદિન** બોલ્યો નહિ તેથી વધારે ક્રોધ ભર્યો થયો ને પુનઃ પુનઃ પૂછવા લાગ્યો: "કેમ, ક્યાં ગયો તારો મેહેલ અને ક્યાં છે મારી પુત્રી?" પછી **અલ્લાદિન** લથડતી જુબાને કહેવા લાગ્યો, "મહારાજ! મેં જે મેહેલ બાંધ્યો હતો તે તો કંઇ દેખાતો નથી, તેમ તે ક્યાં છે તે પણ હું કહી શકતો નથી. પણ આપની એટલી ખાત્રી કરવા માંગું છું કે એને કોઇ બીજે ઠેકાણે લઇ જઈ મૂકવામાં આવ્યો છે કે કેમ તે સંબંધી હું કંઈજ જાણતો નથી; એ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું."

એ સાંભળી સુલતાને કહ્યું, "તારા મેહેલને આગ ઉઠી તેનો મને કંઇજ સંતાપ નથી; પણ મારી પુત્રી ક્યાં છે તે બતાવ. એવા દશ હજાર મેહલ કરતાં મને તે અધિક વહાલી છે, માટે બતાવ ને ક્યાં છે? નહીં તો થવાનું હોય તે થાય, પણ તારૂં તો માથું ઉરાડી મેલીશ! ઓ મારી બદ્રુલબદુર! તું ક્યાં છે?"

**અલ્લાદિને** કહ્યું, "મહારાજ! મને તપાસ કરવા સારૂ ચાળીશ દિવસની મેહેતલ આપો; અને એટલા વખતમાં મારી ધારેલી ઉમેદ બર નહીં આવશે તો હું પ્રતિજ્ઞાપૂર્વક અલ્લાહના કસમ લઇ કહું છું કે હું જાતેજ આવી આપના ચરણ સમીપ આ માથું ખુશીથી મુકી દઇશ, પછી આપની ખુશીમાં

આવે તેવો હુકમ કરજો." સુલતાને કહ્યું, "જા, તારા માગ્યા પ્રમાણે તને ચાળીશ દહાડાની છૂટ આપું છું, પણ એમ ન જાણતો કે જે મેહેરબાની તને બક્ષવામાં આવી છે તેનો ગેરઉપયોગ કરી મારી શિક્ષામાંથી છટકી જવાશે; કેમકે તું પૃથ્વીના કોઇ પણ ખુણામાં સંતાઇ ભરાશે ત્યાંથી પણ તને પકડી મંગાવીશ એમ ખચીત માનજે. જોઇયે તો પાતાળમાં જજે, ને જોઈયે તો બેહેસ્તમાં કે દોજખમાં જજે, પણ ત્યાંથી પકડી આણી તારો નાશ કરીશ."

આ વચન સાંભળી **અલ્લાદિન** સુલતાનની હજુરમાંથી વીલે મ્હોડે અને દયામણે ચેહેરે પાછો ફર્યો. તેણે નીચું ઘાલી મેહેલના ઓરડા વટાવી દીધા અને એવો તો તે ખસિયાણો પડી ગયો કે કોઇને મ્હોં બતાવી શકયો નહીં. દરબારના મુખ્ય મુખ્ય અમલદારો, જેના ઉપર એણે ઘણાક ઉપકાર કીધા હતા અને સર્વે એના મિત્ર કહેવડાવતા હતા તે એને દિલાસો સરખો પણ આપવા આવ્યા નહિ. તેઓ ઘરમાં આશ્રય આપવાને બદલે મોં બતાવવાના પણ અખાડા કરી ગયા. કદાચ તે લોકે એને બોલાવ્યો હોત અથવા ઘેર તેડયો હોત તોપણ શું થાત? ખબર કોને પડત? પણ સ્વાર્થિ મિત્રો એવાજ હોય છે. તેઓ પોતાના સ્વાર્થમાં મસ્ત હોય છે. બાપડા **અલ્લાદિનને** પોતાના દેહનુંજ ભાન રહ્યું નહોતું. ખરૂં પૂછાવો તો તેની અક્કલ ઠેકાણેજ રહી નહોતી. એ ગાંડા જેવો થઇ ગયો હતો. કોઇ મળતું તેને એ પૂછતો કે, "મારો મેહેલ દીઠો છે? તે કયાં છે, કોઇ કહેશો?" આવી દયામણી અવસ્થાથી તે રસ્તાપર ફરતો હતો.

આવું તેનું ગાંડું ઘેલું બોલવું સાંભળી સર્વેની ખાત્રી થઇ કે **અલ્લાદિન** ભ્રાંતિમય-ગાંડો થઈ ગયો છે. કેટલાક તેને જોઇને હસવા લાગ્યા; કેટલાક તાળીઓ પીટતા હતા. પણ જે વિચારવંત અને દયાળુ હતા તથા જેને **અલ્લાદિન** સાથે કામકાજ યા મૈત્રીનો સંબંધ હતો તે ખરેજ એની દયા ખાતા હતા! "મારો મેહેલ કયાં છે? મારી પ્રિયા કયાં છે?" એમ પોકાર કરતો તે ત્રણ દહાડા સુધી શેહેરમાં ભટકયો, પણ કંઈ મન સાથે દૃઢ નિશ્ચય કરી શકયો નહીં, તેમ ખાન પાન પણ કોઇએ દયા લાવી જબરજસ્તીથી બેસાડી ખવાડયું હશે ત્યારેજ ખાધું હતું.

આખરે જે શેહેરમાં થોડા વખતમાં તે ઘણો પંકાઇ ગયો હતો, પુષ્કળ ઠાઠમાઠથી રહ્યો હતો તેજ શેહેરમાં આવી દુ:ખી ને દીન અવસ્થામાં દહાડા કાઢવા તે ઠીક ન લાગ્યું તેથી શેહેર છોડી ગામડાનો રસ્તો લીધો.

તે ક્ષણે તેના માનસિક દુઃખની પરમાવધિ થઇ હતી! તેના હૃદયમાં અગ્નિ સળગ્યો હતો. હવે જવું ક્યાં, કરવું શું ને પૂછવું કોને તે પણ તેને સુઝયું નહિ. આવી અનિશ્ચિત સ્થિતિમાં ને વિચારમાંને વિચારમાં કેટલાંક ખેતરો તે વટાવી ગયો અને રાત પડવા આવી ત્યારે એક નદીના કિનારાપર આવી વિચારમાં બેઠો. ત્યાં નિઃશ્વાસ મૂકી મન સાથે વાત કરવા લાગ્યો, "રે, રે, મારો મેહેલ તે મારે ક્યાં જઇ ખોળી કાઢવો વારૂ ? અને તે દુનિયાના કિયા દેશમાં યા ગામમાં હશે ? મારો સસરો સુલતાન મારી પાસે માંગે છે તે મારી પ્યારી પત્ની મને ક્યાં મળશે ? હાયહાય! હવે તેને મળવાની આશાજ શી રાખવી! અયે વહાલી તું ક્યાં છે? રે બદુલબદુર તને કોણ લઇ ગયું? તું મને નહિજ મળે? હાય હાય હવે શું કરૂં?" પછી માથે હાથ દઇ ધ્રુસ્કે ધ્રુસ્કે રડતો તે બોલ્યો, "પણ એ સોચના કરવી તે વ્યર્થ ફાંફાં છે; એ ફોકટ શ્રમ અને દુઃખદાયક દિલગીરીનો લાવ હવે અહીંજ અંત આણી મુંકું!" એમ કહી નદીમાં ઝંપલાવવા તૈયાર થયો; પણ એકીનદાર ખરા મુસલમાન તરીકે એણે વિચાર કીધો કે પેહેલાં અલ્લાહની નિમાજ પઢી લઉં, પછી બીજી વાત! પછી બંદગી કરવા તૈયાર થવા સારૂ રીતિ મુજબ નદીમાં કોગળા કરવા ગયો. ત્યાં પાણીની પુષ્કળ છોળો વાગી વાગીને તે નદીનો કિનારો સરી પડાય તેવો સીધા ઢાળનો થઈ ગયો હતો તેથી તેનો પગ ખસી જઇ તે નદીમાં પડી જાત, પણ વચ્ચે એક બે ફૂટનો ખડક આડે આવી ગયો, તેને પકડી ટંગાઇ રહ્યો. સારે નસીબે જ્યારે એ પેલા ભોંયરામાં દીવો લેવા ઉતર્યો હતો તે વખતે પેલા શિદ્દિ જાદૂગરે જે વિંટી એની આંગળીએ ઘાલી હતી તે હજી એના હાથમાંજ હતી. એ વિંટી ખડક પકડવા જતાં એવી જોરથી ઘસાઇ, કે જે રાક્ષસ તેને જાદૂગરે પૂરી દીધેલી ગુફામાં મળ્યો હતો તેજ તત્ક્ષણે ત્યાં આવીને ઉભો રહ્યો; અને પૂછ્યું, "મારૂં શું કામ પડ્યું છે ? હું તથા વિંટીના દાસો તારી, તેમજ જેની પાસે આ વિંટી છે તેની આજ્ઞા પાળવા તત્પર છિયે."

આવા મહાસંકટ સમયે, વળી એકાએક, આ રાક્ષસ આવીને ઉભો રહેશે એવી એને બીલકુલ ભ્રાંતિ નહોતી, તેથી તેને જોતાંજ એ આનંદ અને આશ્ચર્યમાં ગરક થઈ ગયો, ને બોલ્યો, "હે રાક્ષસરાજ! એકવાર મારો જીવ બચાવ. અને પછી મને કહે કે મારો બાંધેલો મેહેલ ક્યાં છે? તે સ્થળ બતાવીને તે મેહેલ ત્યાંથી પાછો જ્યાં હતો ત્યાં તુરત લાવીને મૂકીને મારો જીવ બીજી વખતે

ઉગાર." તે રાક્ષસે જવાબ દીધો, "મહારાજ! આપે જે આજ્ઞા કીધી તે સંપૂર્ણ મારાથી અમલમાં અણાય તેમ નથી. હું તો ફક્ત વિંટીનો તાબેદાર છું, માટે તમારે દીવાના દાસોને બોલાવી એ હુકમ કરવો જોઇએ." એ સાંભળી **અલ્લાદ્દને** કહ્યું, "જો એમજ હોય તો આ વિંટીના બળે તને આજ્ઞા કરૂં છું કે જ્યાં મારો મેહેલ છે ત્યાં મને લઈ ચાલ. તે દુનિયાના કોઈપણ ભાગમાં હોય તો તે ખોળી કહાડવાનું કામ તારૂં છે. મને મારી પ્રિયા **બદ્રુલબદુર**ની બારી નીચે મુકી આવ." આટલા શબ્દ એના મોંહોંડામાંથી બહાર પડયા કે તે રાક્ષસ તુરત અદૃશ્ય થયો અને **અલ્લાદ્દિન**ને ઉંચકી આફ્રિકાના એક શેહેર નજીકના એક વિશાળ મેદાનમાં એનો મેહેલ હતો ત્યાં **બદ્રુલબદુર**ની બારીની બરાબર નીચે મુકી ચાલતો થયો. આ સઘળું કૃત્ય એક મિનીટના અર્ધા વખતમાં થયું હતું.

જો કે **અલ્લાદ્દિન** ત્યાં પોહોંચ્યો ત્યારે રાત્રિનો સમય હતો ને અંધારૂં ઘોર થયેલું હતું, તોપણ તેણે પોતાનો મેહેલ ઓળખ્યો; અને તુરત રાજકન્યાનો ઓરડો પણ પાછો શોધી કહાડયો. રાત ઘણી ગઈ હતી અને મેહેલમાં કોઇ સસ્યું વસ્યું જણાતું ન્હોતું તેથી આઘે જઈ એક મોટા ઝાડના થડ આગળ તે બેઠો. દૈવયોગથી આ મેહેલ પાછો દેખાયો તેથી હ્યાં એની સર્વ આશા પુનઃ સજીવન થઇ, અને અચાનક જે સૂખ પ્રાપ્ત થયું હતું તેના વિચારમાં **અલ્લાદ્દિન** પોતાને વધારે સુખિયારો માનવા લાગ્યો. સુલતાનની પાસે પકડી લઈ જવામાં આવ્યો હતો તે વખતે જે દુઃખનો સાગર એને જણાતો હતો તેના કરતાં એને અંત્યત સુખ આ ક્ષણે પ્રાપ્ત થયું. તે હવે પોતાનો જીવ જવાની ધાસ્તી જતી રહી છે એ વિચારથી ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. આવા આવા આનંદમય વિચારોમાં તે તલ્લીન થઇ ગયો, છતાં ઘણાક દહાડા થયા બિલકુલ ઉંઘ્યો નહોતો તેથી આંખો ઘેરાઇ ગઇ અને ત્યાંજ ઘસઘસાટ ઘોરવા માંડયું.

બીજે દિવસે સૂર્ય ક્ષિતિ ઉપર આવતાંજ જે ઝાડ નિચે **અલ્લાદ્દિને** વિરામ કીધો હતો તે ઝાડપર રહેનારાં પક્ષી તેમજ એ ઝાડની ઘેરી ઘટામાં આવનારાં ખેચરોનાં સૂસ્વર ગાયનથી તે જાગી ઉઠયો. જ્યારે તેની નજર પોતાના અદભુત ભવ્ય મેહેલ ઉપર પડી ત્યારે તેને અણુહદ આનંદ થયો ને નિશ્ચય કીધો કે આપણે પુનઃ એ મેહેલના ધણી થઇશું; તેમજ વહાલી રાજકન્યા–પ્રિયા **બદ્રુલબદુર**ના અધરોષ્ટનું પાન કરીશું. આમ અત્યાનંદમાં ગરક ગયેલો ને આશામાં ચકચુર બનેલો તે વિશ્રામના સ્થળેથી ઉઠીને રાજકન્યાના ઓરડા તરફ

ચાલ્યો અને તેની બારી નીચે આંટા મારવા માંડયા કે રાજકન્યા ઉઠે તો તેને જોઇ લઉં. આવી ઉમેદમાં એને વિચાર આવ્યો કે આ દુર્ભાગ્ય કેમ પ્રાપ્ત થયું? તુરતજ પુષ્કળ વિચાર કીધા પછી એને જણાયું કે આપણે આપણી નજર આગળથી દીવો દૂર કીધો એજ કારણ આ દુર્ભાગ્યનું હોવું જોઇએ. દીવો મેં આગળથી દૂર કીધો એ બહુ ખોટું કીધું એમ એને લાગ્યું. એને વળી પાછી ઘણી ગભરામણ એમ થઇ કે મારો એવો વેરી કોણ હશે કે જે મારૂં સૂખ દેખી બળી ઉઠયો હોય. તે એક નિમેષમાત્ર પોતાની નજરથી દીવો વેગળો કરવાની ગાફલતા માટે પસ્તાવો કરવા લાગ્યો. પણ જો એને એમ માલમ પડયું હોત કે તે પોતે તથા પોતાનો મેહેલ આફ્રિકામાં છે તો તો તેનો શત્રુ કોણ હતો તે ધ્યાનમાં આવત અને લક્ષમાં લેત કે એ પેલો શિદ્દિ જાદૂગર એનો જનમનો કટ્ટો વેરીજ આ સઘળાં સંકટનું કારણ છે. પણ વિંટી આધિન રાક્ષસે એ જગ્યાનું નામ દીધું નહોતું, તેમજ **અલ્લાદ્દિને** કંઇ પુછયું પણ નહોતું.

પેલા શિદ્દિ જાદૂગરે રાજકન્યા **બદ્રુલબદુર**ને આફ્રિકામાં મોકલી દીધી ત્યાર પછી હંમેશના રવૈયા કરતાં આજે તે વેહેલી ઉઠી હતી. જાદૂગર દહાડામાં એકવાર રોજ આવતો તેની પીડા રાજકન્યાને કઠાવતિએ સહન કરવી પડતી હતી. પણ હવે એ બાપડી કરે પણ શું? હવે તે શિદ્દીભાઈ ઘરધણી થઇ પડયો હતો. રાજકન્યા તેનો એટલી બધી કઠોરતાથી તિરસ્કાર કરતી કે તેનાથી મેહેલમાં ક્ષણભર ટકી શકાતું નહોતું. હશે. એ દિવસે રાજકન્યા ઉઠીને પોષાક બદલતી હતી તેવામાં તેની દાસી પૈકી એક દાસીની નજર બારી તરફ ગઇ અને અકસ્માત્ **અલ્લાદ્દિન**પર દૃષ્ટિ પડી કે તુરત પોતાની શેઠાણીને વધામણી ખાવા દોડી. રાજકન્યાના માન્યામાં આ ખુશ ખબર આવી નહિ, તોપણ સત્વર બારીએ જોવા આવી અને **અલ્લાદ્દિન**ને દીઠો કે તુરત બારી ઉઘાડી. બારીના ઉઘડવાથી જે ખખડાટ થયો તે સાંભળી **અલ્લાદ્દિન**ની નજર પણ બારી તરફ ખેંચાઇ, અને પોતાની પ્રિયાને જોતાંને વારમાં સહવિનય નમન કર્યું અને તેટલામાં તો તેનું મૂખ કમળ વિકાશિત થયું–તે પ્રફુલ્લિત વદનનો જણાયો. તુરતજ રાજકન્યાએ કહ્યું, "મહારાજ! વિલંબ ન કરશો, મેં પાછલું બારણું ઉઘાડવા દાસીને મોકલી છે, તે રસ્તેથી સુખરૂપ ઉપર આવો." એટલું કહી બારી બંધ કરી દીધી.

એ પછીતનું દ્વાર રાજકન્યાના ઓરડાની હેઠળજ આવી રહ્યું હતું, તે તુર્ત ઉઘાડયું; અને **અલ્લાદ્દિન**ને તે દાસી ઝટપટ રાજકન્યાના મેહેલમાં તેડી



શાહજાદી બદ્રુલબદુર. (પૃષ્ટ ૬૩૬)

ગઇ. આ વિયોગ થયા પછી એ આશુક માશુકનો જે પુનઃ મિલાપ થયો તે હર્ષનું વર્ણન કરવું અશકય છે. બંનો જણે માન્યું હતું કે કાળાંતરે પણ હવે પાછાં મળવાનાં નથી, પણ ઇશ્વરે આવી અચાનક રીતે મેળવ્યાં તેથી તેમના મનનો આનંદ વર્ણવાય તેવો રહ્યા નથી. પ્રથમ તો બંનો ગદગદાં થઇ રહ્યાં, પછી પ્રેમભરીત ચુંબન લીધાં; અને અલ્લાદ્દિન એટલો બધો તો આવેશમાં આવી ગયો કે બદુલ્લબદુરના ઓષ્ટનું પાન કરતાં જરા પણ ધરાગો નહિ. સારાંશ, ઉભયનો અત્યંત સરખો પ્રેમ અને મમતા હતાં તેનાં પ્રત્યેક ચિન્હ તે વેળાએ દેખાયાં. બન્ને જણ એક બીજાને ભેટી મળી આનંદના અશ્રુપાત કરી બેઠા બાદ અલ્લાદ્દિને કહ્યું, "પ્રિયે, બીજું સઘળું પુછવું મુકવું મોકુફ રાખી હાલ એટલુંજ પુછું છું કે હું શીકાર કરવા ગયો ત્યારે ચોવીસ બારીની બંગલીની પવાટીપર એક જુનો દીવો મુકયો હતો તે કયાં છે? તેટલી ખબર મારી, તારી અને તારા પરમ પૂજ્ય પિતાની આબરૂ, સુખ ને સંપત્તિ માટે મને કહે."

રાજકન્યા એકદમ ચકિત થકી બોલી, "અરેરે! પ્યારા પ્રાણનાથ! આપણે મરી ગયાં! મને લાગે છે કે એ પાત્રેજ આપણું નશીબ ઉંધું વાળ્યું છે. મને ઘણો સંતાપ તો એથીજ થાય છે કે મારે હાથેજ મારૂં નશીબ ફુટયું છે. આ સર્વ સંકટનું કારણ હુંજ છું." અલ્લાદ્દિને ધૈર્ય આપી કહ્યું, "પ્રિયે, તેમાં તારો વાંક શું કરવા કહાડે છે? એ દોષ મારોજ છે. હુંજ અનાડી થયો હતો, કેમકે મારે તે વધારે કાળજીથી રાખવો જોઇતો હતો. પણ હવે બની તે બની. 'બની બની તે ના બને કરનહાર કીરતાર.' જે બગડયું તે હવે સુધારવું જોઇએ, માટે મને સવિસ્તર સર્વ હકીકત નિવેદન કર કે કેવી રીતે ને કોના હાથમાં તે દીવો ગયો છે."

પછી રાજકન્યાએ એ વાત વિસ્તારીને કહી અને કેવી રીતે તેણે એક નવા પાત્રને બદલે તે દીવો એક શિદ્દીને આપી દીધો તે યથાર્થ રીતે કહ્યા પછી તે નવો દીવો તેને દેખાડવાને મંગાવ્યો. પછી તે બોલી; "આ પ્રમાણે બન્યા પછી બીજે દિવસે પ્રભાતમાં આ તદ્દન અજાણ પ્રદેશમાં હું આવી પડી છું. જે દુષ્ટે જાદુના યોગે મને અત્રે આણી છે તેના કેહેવાથી જણાય છે કે આ પ્રદેશને આફ્રિકાખંડ કહે છે."

આફ્રિકાનું નામ સાંભળતાંજ અલ્લાદ્દિન પાઇ ગયો કે એ દગલબાજ કોણ હોવો જોઇએ, તેથી તે વચમાંજ બોલી ઉઠયો, "બસ બસ, મેં જાણ્યું કે એ ચોર કોણ છે! એ ચંડાળનો ચંડાળ છે! પણ એની દુષ્ટતાનું

ઈત્થંભૂત વૃત્તાંત આપવાનો આ વખત નથી. માટે તને એટલુંજ પુછ-વાનું છે કે એ દીવાનું તેણે શું કીધું છે? ને તે તેણે ક્યાં મુક્યો છે?" રાજકન્યા બોલી, "એ હમેશ પોતાની છાતીપર વિંટાળીને યત્નથી રાખીને ફરે છે; અને એ વાતની ખાત્રી એટલાપરથીજ થઇ છે કે તેણે એક વખત કહાડીને મને બતાવ્યો હતો ને જય હર્ષે બતાવ્યો હતો."

અલ્લાદિન કહેવા લાગ્યો, "પ્રિયે, હું તને સવાલો કરીને કાયર કરૂંછું તેથી નાખુશ ન થતી; કેમકે આપણા ઉભયના સુખદુઃખનો આધાર તેપર છે. મને પોતાને જે વાતની ચિંતા થાય છે તેનોજ ખુલાસો કર કે તે તારી જોડે કેવી રીતે વર્તે છે? તેની વર્ત્તણુંક તારા પ્રત્યે પ્રેમભરીત છે કે નહિ?" રાજકન્યા બોલી, "મારા અહિયાં આવ્યા પછી તે દહાડામાં એકવાર રોજ આવી જાય છે. અને મને લાગે છે કે તેની ઈચ્છા મુજબ સ્વાગતા પામ-તો નથી તેથીજ વધારે અહીં આવતો નથી. જે કરારથી હું આપની થઈ રહીછું તે કરાર તોડી એની થાઉં એજ એનો રોજનો ઉદ્યોગ છે. મારા પાતિવ્રત્યપર તે બળાત્કાર કરતો નથી, પણ મને રોજ રોજ સમજાવે છે કે 'તમારે તમારા પતિને મળવાની હવે આશા રાખવી તે ફોકટ છે; કેમકે તમારા પિતા તેને હવે જીવતો રહેવા દેશે નહીં, પણ ક્યારનું એ માથું ઉડાવી દીધું હશે.' વળી પોતા માટે પોતાની બડાઇ મારતો જણાવે છે કે,–'હે દુષ્ટા! તું કૃતઘ્ની શું કરવા થાય છે? આ સઘળા પુણ્ય પ્રતાપ મારા જાણ. તારો ધણી ઘણો કૃતઘ્ન મનુષ્ય છે!' 'વગેરે ઘણું ઘણું બોલ્યો છે પણ તે બધું હવે હું કહેતીજ નથી. પણ એ સઘળાના જવાબમાં અત્યંત વિલાપ અને નાના પ્રકારના આક્રોશ સિવાય તે બીજું કંઈ સાંભળવા પામતો નથી, અને ત્યારે તે જેવો આવે છે તેવોજ વીલે મોહોડે પાછો ફરે છે. બેશક એનો ઇરાદો એમ હોવો જોઇએ કે હરેક પ્રયત્ને ધીરે ધીરે મારી દિલગીરી મટાડવી, એટલે પછી હું મન ફેરવી તેને તાબે થાઉં. અને છેવટે મને જો હઠીલીજ દેખશે તો પછી બલાત્કાર વાપરવા ધાર્યો હશે. પણ પ્રાણપતિ, હવે તમારા દર્શનથી તે સર્વે ધાસ્તી જતી રહી છે."

રાજકન્યાએ એ મૂજબ ઇત્થંભૂત વૃત્તાંત કહ્યા પછી અલ્લાદિને કહ્યું, "પ્રિયે, તને ફરીને મળ્યો એ અત્યંત આનંદની વાર્ત્તા થઇ છે, અને હું ધારૂં છું કે તે પાપી ચંડાળનો હવે કેવી રીતે ઘાટ ઘડવો તે મને સુઝી આવ્યું છે. પણ એ ધારણા પાર પાડવા સારૂ મારે નજીકના

શેહેરમાં જવું પડશે. હું બપોરે પાછો આવીશ અને મારો શું વિચાર છે તે જણાવીશ; અને તે પછી કેવા પ્રકારે તમારે તેની સાથે વર્તવું તે જણાવીશ; ત્યારે તમારી ખાત્રી થશે કે આપણે કેવાં પાર પડીશું. પણ તમને અચંબો ન થાય માટે જણાવી દઉં છું કે સંધ્યાકાળે હું વેષ બદલવાનો છું, તેથી પાછો આવી જરા બારણું ઠોકું કે તુરત તે ઉઘાડવાનો હુકમ કરજે, પણ ઝાઝીવાર બારણે ખોટી ન કરતી." રાજકન્યાએ એ સર્વ વાત સાંભળી બરાબર તે મુજબ કરવાનું કહ્યું; અને પછી અલ્લાદિન મેહેલ છોડી નિકળી પડ્યો.

મેહેલમાંથી નિકળીને અલ્લાદિન આમ તેમ જોતો ઉભો હતો એટલામાં એક ગામડિયાને ગામ ભણી જતાં દીઠો. તેની પાછળ પાછળ તે ઉતાવળો ઉતાવળો જઇ પોહોંચ્યો અને તેને પકડી પાડીને કહ્યું કે "મારા લુગડાં તું લઈ તારા મને આપશે?" ગામડિયાએ તેમ કરવા ખુશી જણાવી અને તેઓએ એક બીજાનાં લુગડાં એક ઝાડને ઓથે ભરાઇ અદલબદલ કરી લીધાં. પછી ગામડિયો પોતાને માર્ગે ચાલ્યો ને અલ્લાદિન શેહેરમાં પેઠો. કેટલીક ગલીકુંચીઓમાં થઇને શેહેરના જે ભાગમાં અનેક પ્રકારનો વેપાર ચાલતો હતો અને કારીગર લોકોની ધમાળ પડતી હતી તે મોહલ્લામાં અલ્લાદિન આવ્યો. ત્યાંથી એક ઔષધ વેચનારની મોટી દુકાનમાં ગયો, અને તે દુકાનદાર પાસે જઈને એક જાતની ઔષધની ભુકી માગી.

તે ગાંધીએ અલ્લાદિનનો વેષ જોઈ વિચાર્યું કે આ ભીખારી જેવો તે અમૂલ્ય ભુકીના પૈસા કયાંથી આપશે? એમ ધારીને કહ્યું, "ભાઇ, તે ભુકી મારી પાસે છે તો ખરી, પણ ઘણી મોંઘી છે." એ સાંભળી અલ્લાદિને પોતાની પાસેની મોહોરની કોથળી કાઢી કહ્યું, "એક અડધો તોલો તે ઔષધ આપો." ગાંધીએ તુરત તોળીને કાગળમાં પડીકું બાંધ્યું અને અલ્લાદિનને આપીને કહ્યું, "એક મોહોર એની કિમ્મત છે." તુરતજ અલ્લાદિને તેના હાથમાં મોહોર મુકી દીધી. પછી તેણે ત્યાં જરા વિશ્રામ લીધો અને ફરાળ કરી શેહેરમાંથી પાછો ફર્યો અને સિધોજ મેહેલ પ્રત્યે આવ્યો. ત્યાં બારણા આગળ તેને કંઈ ખોટી થવું પડયું નહિ.

રાજકન્યાના ઓરડામાં આવી અલ્લાદિન કહેવા લાગ્યો, "પ્રિયે, તમો કહો છો કે પેલા જાદુગરથી ઘણાં કંટાળી ગયાં છિયે, તેથી હું જે કરવાનું તમને કહું છું તેમ તમો કરવાને ના પાડશો નહિ. પણ હું તમને કહું છું કે, આ વખતે તમારે જરા ઢોંગ કરવો જોઈએ, અને જો એ પીડામાંથી છૂટવું હોય અને

મારા મુરબ્બી સુલતાન સાહેબ ને તમારા પિતાનાં દર્શન કરવાની અ-ભિલાષા હોય, ને પાછો સુખમાં વિશ્રામ કરવો હોય તો તમારે તમારી રુચી વિરૂદ્ધ એક વખત આચરણ કરવાનું છે. તમારી અભિલાષા ધરનાર તે જાદુગર—જેનો તમને અત્યંત કંટાળો છે, તેના પ્રત્યે તમારે ઢોંગ કરવાનો છે. એ સંબંધી હું તમને કહું છુ તે ધૈર્ય ધરી સાંભળો."

પછી અલ્લાદિને કહ્યું, "પ્યારી, જો મારી સલાહ પ્રમાણે ચાલે તો આજે તારે સૌથી ઉમદા પોષાક ધારણ કરવો, અને તે જાદુગર આવે કે તરતજ વિના સંકોચે તેને બહારના વિવેક સાથે પુષ્કળ આવકાર દેવા ઉઠવું; મંદ મંદ હાસ્ય કરતાં સામે જવું અને એવું બતાવી આપવું કે તારો શૌક સંતાપ સર્વે ફીટી ગયો છે. વાત કરે તેમાં પણ એવો અંકુર જણાવવો કે જાણે તેં મને તદ્દન વિસારી મુકયો છે. આ તારા પ્રેમ લક્ષ-ણથી તે મોહાંધ થશે. પછી તારે તે હૈયાફૂટા દૃષ્ટને રાત્રે વાળુ કરવાનું આમંત્રણ કરવું. એટલે તેની ખાત્રી થશે કે તેં જે જે કીધું છે તે ખરા જીગરથીજ કીધું છે. વળી એવું પણ કહેજે કે 'તમારા દેશનું સૌથી ઉંચું મદ્ય ચાખવાનું મને ઘણું મન થયું છે.' એ સાંભળી તે તુરત તારે સારૂ મદ્ય લેવાને જશે. એ ગેરહાજરીના વખતમાં તું જે પ્યાલાવતી મદ્ય પ્રાસન કરે છે તેવા એક પ્યાલામાં આ ભુકી નાંખી દેજે અને પાસે મુકી જે દાસી તે વખતે નજીક રહેનારી હોય તેને કંઇ સાનમાં સમજાવી મુકજે કે તે પ્રમાણે સંકેત કરતાં તુરતજ તે તને એ પ્યાલું લાવી આપે. પછી તારે તથા જાદુગરે બેસીને અત્યાનંદ સાથે ભોજન લેવું અને રુચી મુજબ પાન કરી, પેલું પ્યાલું મંગાવવું. વાતમાંને વાતમાં અન્યોઅન્ય પ્યાલા એક બીજા સાથે અદલબદલ કરવા. આ વિનયની તે એટલી મહતા માનશે કે તુરતજ પ્રેમપૂર્વક તારા હસ્તકમળના મદ્યનું પાન કરી જશે. એ પી ગયો કે તે તુરત પાછળ ઢળી પડશે. એના પ્યાલાનું મદ્ય પીવાનું તને ન ગમે તો ફકત પીવાનો ઢોંગ કરજે, પણ તે ઢોંગ પકડાઇ જવાની ધાસ્તી ન રાખતી; કેમકે આ ભુકીનું જોર એટલું જલદ છે કે તું પીએ છે કે નથી પીતી તે જોવા જેટલો વખત પણ એને મળવાનો નથી."

આ સઘળું અલ્લાદિન કહી રહ્યો ત્યારે રાજકન્યા બોલી, "પ્રાણપ્રિય, જાદુગર જોડે એવા હાવભાવ કરવામાં ઘણો અપરાધ થનારો છે, પણ જ્યારે એમ કરવું અવશ્યનું છે તો હું કરીશ, કેમકે એક દુષ્ટ અને ક્રૂર દુશ્મનનો નાશ કરવામાં કોણ શું ન કરે? માટે પ્રિયનાથ, હું તમારી

સલાહ પ્રમાણે ચાલીશ, કેમકે એમાં મારૂં સુખ અને તમારૂં ભલું સમાયલું છે." અલ્લાદિનનો યોજેલો ઘાટ ઘડવાનું રાજકન્યાએ સ્વીકાર્યું, તે પછી તે ત્યાંથી રાજકન્યાને પ્રેમાલિંગન દઇ ચાલી નિકળ્યો. તેણે મેહેલની આજુબાજુએ ભમ્યા કીધું, એવી ધારણાથી કે રાત પડે તો સહીસલામત પાછલે બારણેથી અંદર ધુસી જવાને તક મળે.

રાજકન્યા બદ્રુલબદુરે જ્યારથી પોતાના સ્વામીને પેહેલ વેહેલો દીઠો ત્યારથી તેનાપર રીઝી થઈ હતી અને હજી પણ તેને સ્વાભાવીક રીતેજ ચાહાતી હતી. તે શુદ્ધ પતિવ્રતા સ્ત્રી હતી, ને અદ્યાપિ પર્યંત પોતાના સ્ત્રીધર્મમાં રહી હતી. પતિથી તથા પોતાનો પિતા, જે તેને પંચપ્રાણથી પણ વિશેષ ચહાતો હતો તેનાથી વિયોગી થયા પછી તે હંમેશ ચિંતાતુર રહેતી હતી. એ દુખદાયક વિયોગ પછી પોતાના શરીરનું જતન કરવું પણ તેણિયે છોડી દીધું હતું. જ્યારથી જાદૂગરે તેની પેહેલી મુલાકાત લીધી ત્યારથી ખસુસ કરીને, એક રાજ્ય કુંવરી, તેપણ વળી ફુટડી, જે જે ઠાઠમાઠ કરે, ચતુરાઈ બતાવે, શણગાર સજવામાં પોતાની સુઘડતાની જાળવણી કરે તે સઘળાનો તેણીએ ત્યાગ કીધો હતો. પોતાની વેણી ફેણી તથા સૌભાગ્યના શણગારનો પણ ત્યાગ કીધો હતો. જ્યારથી કેટલીક દાસીઓએ તે શિદ્દી જાદૂગરને ઓળખ્યો અને રાજકન્યાને કહ્યું કે 'બાઇ સાહેબ જુના દીપક પાત્ર બદલે નવું આપી જનારો એજ શખસ હતો, ત્યારથી રાજકન્યાને તો તેના પ્રત્યે ઘણોજ તિરસ્કાર આવ્યો હતો. તે કાળસ્વરૂપ જ્યારે જ્યારે આવતો હતો ત્યારે ત્યારે રાજકન્યા કંપતી હતી. એમ છતાં પણ એનો ઘટતો બદલો વાળવાની તક મળેલી જોઇ અલ્લાદિનનું કહેવું માન્ય કરવાનો તેણીએ નિશ્ચય કીધો. જેવો અલ્લાદિન ચાલતો થયો કે તુરત બદ્રુલબદુર શણગાર સજવા બેઠી અને એની દાસીઓએ પણ એવી ટાપટીપ કીધી કે જાણે સર્વે ખરાં હૃદયનુંજ હોય એમ ભાસ્યું ! રાજકન્યાને ઘરમાં સૌથી શ્રેષ્ટ પોષાક હતો તેજ કહાડીને ધારણ કરાવ્યો. એણે જે કમરપટો પેહેર્યો હતો તે મોટા મોટા પાણીદાર હીરાથી જડીત હતો. એણે સતલડો પેહેર્યો હતો તેનાં મોતી એવાં મોટાં અને ચઢા ઉતરી બરાબર ગોઠવેલાં હતાં કે મોટી મોટી સુલતાનાઓ પણ માત્ર તે માહેલી નાનામાં નાની બેજ શેર તેમની પાસે હોય તો ભારે ગર્વ રાખે. એણે ચુડ પેહેરી હતી તે હીરા અને માણેક મઢેલી હતી અને તે સતલડો અને કમરપટાને જેબ આપે તેવીજ હતી.

સર્વે શણગાર સજી રહ્યા પછી રાજકન્યા બદ્રુલબદુરે આરસી લઇ પોતાનું મોં જોયું અને પોતાની દાસીને પુછવા લાગી કે "પેલા મુવા કાળમૂખા આફ્રિકન જાદૂગરની મૂર્ખાઈ ભરેલી કામવાસનાને મોહ ઉપજાવવામાં કાંઇ ખામી દીસે છે કે?" પછી તેણી ઠીકઠાક ઠાઠમાઠ કરી તેના આવવાની રાહ જોતી એક સુંદર પલંગપર બેઠી.

જાદૂગર નિત્યનિયમ પ્રમાણે વખતસર આવીને ઉભો, અને તે પેહેલા દિવાનખાનામાં આવ્યો ત્યાંજ રાજકન્યા તેને આવકાર દેવા સજ્જ થઇને બેઠી હતી. તેને જોતાં તેણી મલકાતે મુખડે મોહક હાવભાવ કરતી ઉઠી અને શ્રેષ્ટ આસનપર બેસવાનું કહી તે બેઠો ત્યાં સુધી પોતે ઉભી રહી. જાદૂગર બેઠા પછી તેની સાથે પોતે બેઠી. આવું માન જાદૂગરને આગળ કદી રાજકન્યાએ આપ્યું નહોતું. આ સુંદર પ્રેમલતી, કેવળ મદનમૂર્ત્તિ, વળી સાથે અત્યંત તરુણ ને વસ્ત્રાલંકારના અપ્રતિમ ઠાઠમાં બીરાજેલી સુંદરીને નિહાળીને જાદૂગર ચિતભ્રમ થઇ ગયો.

રાજકન્યાના શણગારના પ્રકાશ કરતાં તેણીના આંખના ચમકારા જોઇનેજ જાદૂગર બેભાન થઈ ગયો; અને નેત્ર કટાક્ષરૂપી બાણથી તેનું હ્રદય કેવળ વિદારણ થઇ ગયું! બદ્રુલબદુરને આગલી વર્તણુક કરતાં તદ્દન જુદીજ વર્તણુક ધારણ કરી ખુશનુમા મોહેડે વિનયપૂર્વક સત્કાર કરતી જોઇનેજ તેનું મન વિહ્વલ થઇ ગયું. તે શિદ્દોને કંઇ આશ્ચર્ય ન લાગે, તે માટે તે બેઠો કે રાજકન્યાએ પોતેજ બોલવાનું શરૂ કરવાનો ભાવ ભજવ્યો. તેણી તેની સામું એવી રીતે જોવા લાગી અને હાવભાવ જણાવવા લાગી કે જાદૂગરને એમ ખાત્રી થઇ કે જેવી એ આગળ અકારી લાગતી હતી તેવી છેજ નહીં. આ સર્વ નિહાળી તેને પરાકાષ્ટાનો આનંદ વ્યાપ્યો ને તે પ્રફુલ્લીત મુદ્રાનો જણાયો. રાજકન્યાએ તેનું સમાધાન કરવા માટે મધુર મંજુલ સ્વરે કહ્યુંઃ "આમ એકાએક મારામાં ફેરફાર જોઇ તમને નવાઇ લાગતી હશે. પણ મારો સ્વભાવજ એવોછે કે મારાથી ઉદાસી, શોકાસંતાપભરેલી અને બળિયેલપણે તો મારાથી જરા વાર રહેવાયજ નહીં, અને તેવો પ્રસંગ જાય કે તુરત તેને વેગળો ધકેલી મુકું છું. અલ્લાદિન માટે તમે કહ્યું તે વાતપર સારી પેઠે મેં મનન કીધું છે, અને મારા પિતાનો સ્વભાવ હું સારી પેઠે જાણું છું તેથી તમારૂં કહેવું મને બરાબર લાગે છે કે એ તેના કોપનો ભોગ થઇ પડયો હશેજ. અને એને માટે આખી જીંદગીપર્યંત શોક કર્યા કરૂં તો મારાં આસું કંઈ એને પાછો લાવવાને સમર્થ થનારાં નથી. એટલાજ માટે હવે એ

તો ગત થયો અને એના સ્મરણાર્થે ઘટીત શોક કરી ચુકી, હવે હું ધારૂં છું કે મારે મારૂં સુખ સંભાળવું જોઇયે. મારામાં જે ફેરફાર તમો જુઓ છો તેનું કારણ એજ છે. દિલગીરી બીલકુલ હાંકી કહાડવાનો મેં દૃઢ ઠરાવ કીધો છે, અને આજ રાતે આપ મારી સાથે વાળું કરશો એવા પૂર વિશ્વાસથી ભોજન તૈયાર કરાવ્યું છે. પણ અત્યાર સુધીમાં ચીનાઈ મદ્ય સિવાય બીજો કોઈ મેં ચાખ્યો નથી તેથી મને આફ્રિકાની બનાવટનો મદ્ય ચાખવાનું ઘણું મન થયું છે, માટે મને પૂર આશા છે કે આપ સારામાં સારો મદ્ય એ પ્રસંગ માટે મંગાવશો.

રાજકન્યા બદ્રુલબદુર તુષ્ટમાન્ થાય તે બીલકુલ અસંભવિત લાગતું હતું તેજ રાજકન્યાને આમ ઝટ દેતી સેહેજમાં તુષ્ટમાન્ થયેલી જોઇ તે શિદ્દી જાદૂગર પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યો. પોતાનો આનંદ અને સંતોષ શી રીતે જણાવવો તેને માટે પુરતાં વાક્ય પણ તેના મુખમાં આવી શકયાં નહીં. પણ જે વાતચિત એને ગભરામણમાં નાંખી દે તેવું લાગ્યું તે બંધ કરી આફ્રિકાના મદ્યનો વિષય ઉપાડી લઇ તે બોલ્યો; "આફ્રિકા જો કોઇ પણ નવાઇને માટે મગરૂર થતું હોય તો તે પોતાના અનુપમ મદ્યને માટેજ છે. મારી પાસે સાત વરસનું જુનું પીપ ભરેલું છે ને તે કદી ઉઘાડયું નથી તેથી તેનાં વખાણ હાલ મોઢે ઝાઝાં ન કરતાં એટલુંજ કહું છું કે તે ઘણોજ શ્રેષ્ટ મદ્ય છે." વળી તે બોલ્યો, "દિલોજાન મેહેબુબ! તું કહે તો હું બે શીશા ભરીને લઇ આવું." રાજકન્યાએ જવાબ દીધો, "દિલગીર છું કે તમને એટલી તસ્દી આપવી પડે છે, પણ આપ મંગાવી લો તો કેવું સારૂં!" તે શિદ્દી જાદૂગર બોલ્યો, "મારેજ જવું પડે તેવું છે, કેમકે કોઠારની કુંચી કયાં મુકી છે તે બીજું કોઇ જાણતું નથી, તેમ એ બારણું પણ કોઈ ઉઘાડી જાણતું નથી." એ સાંભળી રાજકન્યાએ કહ્યું, "જ્યારે એમજ છે ત્યારે નાંચાર છું! પણ જો જો, જલદી પાછા પધારજો; કેમકે તમને જેમ વાર થશે તેમ મારો જીવ તલપાપડ થઇ જશે. તમે આવશો ત્યારેજ વાળું કરીશું."

એ શિદ્દી જાદૂગરના આનંદનો તો કંઈ પારજ રહ્યો નહિ. એ તો દોડતો તો શું પણ ઉડતો કહીએ તો ચાલે, તેમ પોતાને ઘેર ગયો, ને મદ્ય લઈ સત્વર પાછો ફર્યો. રાજકન્યાને પૂર ખાત્રી હતી કે એ ઝટપટ પાછો ફરશે, તેથી અલ્લાદિનની આપેલી ઔષધી એક પ્યાલામાં નાંખી તે તૈયાર કરી સંકેત સ્થળે અલગ મુકી છાંડયું. જાદૂગર પાછો ફરતાં તેઓ

એક બીજાની સામાં મેજપર જમવા બેઠાં અને જાદૂગરની પુંઠ મધના ત્રીપાઇ તરફ રહે તેમ બેઠક રાખી.

રાજકન્યાએ ભાવતાં ભોજન પિરસાવ્યાં હતાં. જમતાં જમતાં રાજકન્યા બોલી, "આપની મરજી હશે તો હું સિતાર લઇ ગાયન સંભળાવીશ. પણ આપણે બે એકલાંજ છીએ તેથી હું ધારૂં છું કે વાતચિત કરવાની વધારે ઠીક મઝા પડશે." આ વળી નવીજ મેહેરબાની થયલી જાદૂગરે ગણીને તે તો જીવતાં જીવત સ્વર્ગમાં સિધાવ્યો હોય તેવા આનંદમાં આવી ગયો.

થોડીવાર જમ્યા પછી રાજકન્યાએ મધ મંગાવ્યું, અને જાદૂગરની આરોગ્યતા ઇચ્છી તે ગટગટાવી ગયાનો ઢોંગ કરી પછી તે કહેવા લાગી, "ખરેજ, પ્રાણનાથ! તમો જે તારીફ તમારા દેશી મધ માટે કરતા હતા તે વાજબીજ છે! મેં આવો ઉત્તમ મધ મારી જીંદગીમાં કદી ચાખ્યો નહોતો." જાદૂગરને જે પ્યાલું આપવામાં આવ્યું હતું તે હાથમાંજ ધરી રાખી તે બોલ્યો, "રાજકન્યા! હે હિરણાક્ષી! તારાં વખાણથી મારો મધ વળી વધારે ઉત્તમ બન્યો છે." એ સાંભળી રાજકન્યાએ કહ્યું, "જ્યારે મારી સલામતીમાં એનું પાન કરો ત્યારે હું જાણું કે તમને મધની ને મારી કીંમત કેટલી છે!" પછી રાજકન્યાની કુશળતા વાંચ્છી તે જાદૂગર પાન કરી ગયો અને પ્યાલું પાછું મુકી બોલ્યો, "પ્રિયે! કોઇ સમયને માટે સંઘરેલો મધ આવો અમોલીક ઉપયોગી થઇ પડયો તેથી મને ઘણી ખુશાલી ઉપજે છે; અને હું કબુલ કરૂં છું કે આગળ આવો ઉત્તમ મધ કદી મેં પણ ચાખ્યો નથી."

જ્યારે બન્ને જણ બીજાં બબે ત્રણ ત્રણ પ્યાલાં ગટગટાવી ગયાં ત્યારે રાજકન્યાએ પોતાના હાવભાવ અને મોહકપણાથી જાદૂગરને પૂર મોહિત કરી નાંખ્યો અને પછી જે દાસી તેમને મધ આપતી હતી તેને રાજકન્યાએ ઇસારત કરી કહ્યું કે પેલું પ્યાલું જે મારે માટે ભરી મુક્યું છે તે લાવ અને જાદૂગરને માટે એક છલાછલ કટોરો ભરી લાવ. જ્યારે બન્ને જણાના હાથમાં પ્યાલાં લાવીને તે દાસીએ આપ્યાં ત્યારે રાજકન્યાએ જાદૂગરને કહ્યું, "તમારા દેશમાં જ્યારે આશુક માશુક ભેળાં બેશી મધ પ્રાસન કરે છે ત્યારે પોતાનો પ્રેમ કેવી રીતે દર્શાવે છે તે તો હું જાણતી નથી, પણ અમારા ચીનમાં તો આશુક માશુક એક બીજાનાં પ્યાલાં અદલ બદલ કરી એક બીજાની આરોગ્યતાનું પાન કરે છે." એમ કહી તેના મોં આગળ પોતાના હાથમાંનું પ્યાલું ધર્યું અને તેનું પ્યાલું લેવા

પોતે હાથ લાંબો કીધો. જાદૂગરે તુરત ઘણી ખુશીથી તે પ્યાલાની અદલા બદલી કીધી, કેમકે આ રીતે રાજકન્યાનો પૂર્ણ પ્રેમ પ્રત્યક્ષ જણાવાથી તે દિવાનો બની ગયો હતો; ને એ અતિ માનપૂર્વક પ્રેમની નિશાનિ નિહાળી પોતે પોતાને પરીપૂર્ણ ભાગ્યશાળી માનવા લાગ્યો. પછી રાજકન્યાવાળું પ્યાલું હાથમાં લઇ પ્રાશન કીધા પેહેલાં પારાવાર આનંદમાં મસ્ત થયેલો તે કેહેવા લાગ્યો, "સ્વરૂપવતિ રાજકન્યા! ખરેજ, પ્રેમની બાબતમાં અમો આફ્રિકાના જંગલી તે જંગલીજ રહ્યા! તમો ચીનવાળા એ વાતમાં ઘણા પ્રવિણ છો. જે રીતને માટે હું તદન અજ્ઞાન હતો તે પ્રેમની રીત શિખાડી તેને માટે મારે તમારો બહુ બહુ ઉપકાર માનવો ઘટે છે. હે મનમોહના! હે છબીલી! જે સખતાઇ તેં આગળ મારાપર વાપરી હતી તે જો એમની એમ જારી રાખી હોત તો મારા શું ભૂંડા હાલ થનારા હતા તે સઘળું આ તારા હાથનો મધ પ્રાશન કરતાં હું ભુલી જઇશ. હે લલિતમૂર્તિ! તેં મને આ ક્ષણે જીવતદાનનું આ પ્રેમ પ્યાલું અમૃતથી ભરેલું આપ્યું છે."

રાજકન્યા બદ્રુલબદુર તે શિદ્દી જાદૂગરનાં આવાં ટાયલાંથી કંટાળી ગઇ હતી તેથી વચમાંજ બોલી ઉઠી, "પેહેલાં આપણે પી તો જઇએ, પછી તમારે જે કહેવું હોય તે કહેજો." એટલું બોલી પોતાને હોઠે પ્યાલું લગાડયું એટલે આફ્રિકન જાદૂગરે પેહેલો થવા એકે ગુંટડે તે પ્યાલું ખાલી કરી નાંખ્યું. પી રહ્યો કે પોતાનું માથું તકીઆપર નાંખી દઇ ટગર ટગર બેહેબાકળો થઇ જોવા લાગ્યો અને તેવી સ્થિતિમાં થોડીવાર પડી રહ્યો. રાજકન્યાએ તેની આંખો ફરી જાય અને મગજ ભમવા માંડે ત્યાં સુધી પ્યાલું પોતાના ઓષ્ટ નજીક ધરી રાખ્યું, એટલામાં જાદૂગરના પ્રાણ ગયા અને મેજ ઉપર ઢબ દેતો કે ઢળી પડ્યો.

અલ્લાદિન માટે પાછલું દ્વાર ઉઘાડવાનો હુકમ કરવાની કંઈ પણ જરૂર રહી નહીં, કેમકે દાસીઓ એવી ચતુર ને ચપલ થઇને ઉભી રહી હતી કે જાદૂગર પડયો એટલું બોલતાંજ પાછલું બારણું ઉઘાડી દીધું.

અલ્લાદિને દિવાનખાનામાં આવીને જોયું તો જાદૂગરની લોથ મેજ ઉપર લાંબી થઇને પડી છે. રાજકન્યા ઉઠીને ઘણી ખુશી થઇ પ્રેમાવેશમાં ભેટવા દોડી, પણ તેણે તેને અટકાવી અને કહ્યું, "પ્રિયા! ધીર ધર! જરા કૃપા કરી તારા ઓરડામાં જા અને એક ક્ષણભર મને એકલો રેહેવા દે. જેમ તું નિમિષાર્ધાંતમાં ચિનથી અત્રે આવી છે તેમ તુને ત્યાં પાછી મો-

કહ્યું નહિં ત્યાં સુધી મારા ચિત્તને સ્થિરતા આવવાની નથી. હું તને હમણાં ચિન મોકલી દઉં છું."

પછી રાજકન્યા, તેની દાસીઓ અને બીજા સર્વે ખોજા તે ઓરડામાંથી બહાર નિકળી ગયા. તુર્ત **અલ્લાદિને** બારણું બંધ કીધું અને જાદૂગરની લાસ પાસે જઇ તેનું બદન ઉઘાડી માંહેથી દીવો કહાડી લીધો. તે જેવી રીતે રાજકન્યાએ કહ્યું હતું તેવીજ રીતે સંભાળથી વીંટાળીને રાખ્યો હતો. તે દીવો હાથમાં લઇ ઘસ્યો એટલે તુર્ત એક રાક્ષસ આવીને ઉભો. તેણે પુછ્યું, "મહારાજ શો હુકમ છે !" **અલ્લાદિને** તેને કહ્યું, "રાક્ષસ ! આ દીવાની ભલી દેવીની તરફથી તને આજ્ઞા કરૂં છું કે મારો મેહેલ ચીનમાં જ્યાં હતો ત્યાં પાછો ઉપાડી લઇ જઇ સ્થિર કર." તેરાક્ષસ આજ્ઞાંકિતપણે નમન કરી અદૃષ્ટ થયો, અને તાત્કાલ તે મેહેલને ચીન દેશમાં પૂર્વને સ્થળે આણીમુકયો અને તેમ કરતાં માત્ર બેજ આંચકા તેને લાગ્યા. એક જ્યારે તે આફ્રિકામાંથી ઉપાડયો ત્યારે અને બીજો ચીનમાં લાવી મુકયો ત્યારે. આ બધું સેહેજવારમાં થઇ ગયું, ને તેથી કેટલાંક માણસોએ જાણ્યું ને કેટલાંકના તો જાણવામાં પણ આવ્યું નહીં.

પછી **અલ્લાદિન** રાજકન્યાના ઓરડામાં ગયો અને તેને પ્રેમથી ભેટી બોલ્યો,"પ્રિયે, આપણા બન્ને જણની ખુશી કાલે સવારે સંપૂર્ણ થઇ ગણાશે!"

રાજકન્યાએ અનુમાન કીધું કે **અલ્લાદિન** ભુખ્યો હશે તેથી દિવાનખાનામાંથી પીરસેલી રકાબીઓ મંગાવી. પછી **અલ્લાદિન** અને રાજકન્યા બન્ને જણે ભાવ્યું તેટલું ખાધું અને તે શિદ્દિ જાદૂગરના મધનું યથેચ્છ પાન કીધું અને પૂર્ણ સંતોષનીજ વાતો કરતાં ગયાં. એ વેળાનો તેમનો પ્રેમ ને આનંદ અત્યંત હતાં. પછી મોડી રાતે પોત પોતાના ઓરડામાં જઇ બંને સુઇ ગયાં.

જ્યારથી **અલ્લાદિનનો** મેહેલ રાજકન્યા સહિત અલોપ થયો હતો ત્યારથી રાજકન્યાના પિતાની દિલગીરીની કંઇ સીમા રહી નહોતી. તેને ઉંઘ તો આવતીજ નહોતી, અને જેથી પોતાને ઘણીજ દિલગીરી થાય તે કારણ દૂર કરવાને બદલે તે અહોનીશ તેનીજ ચિંતામાંને ચિંતામાં પડી રહેતો હતો. તે નિરંતર એજ વાતનું સ્મરણ કરતો હતો. આ દુઃખદાયક બનાવ બન્યા પેહેલાં તો સુલતાન પોતાના ઓરડામાં જઈ મેહેલની સૌંદર્યતા જોઈ રોજ પ્રભાતે ખુશી થતો હતો, તે ઠેકાણે હવે દહાડામાં ઘણીવાર ઓરડામાં જઇ અશ્રુપાત કરવા લાગ્યો; અને એને એવાજ વિચારો આવતા કે જે જોઇને

અતિશય આનંદ થતો હતો તે હવે ફરીથી દેખવાનો નથી અને પોતાની જે અત્યંત વહાલી પુત્રી હતી તે કેવી મૂર્ખાઇથી ખોઇ બેઠોછે—એવો વિચાર કરી તે પહોરના પહોર સુધી અત્યંત રૂદન કરતો.

જે દિવસે **અલ્લાદિન**નો મેહેલ પાછો સ્વસ્થાનપર આવી રહ્યો તે દિવસે પણ રોજ પ્રમાણે સુલતાન પોહોપ્રાટતાંજ અશ્રુપાત કરવા પોતાના ઓરડામાં ગયો. અને ઉદાસી અને નિરાશામાં આગળ જ્યાં મેહેલ હતો ત્યાં કંઈજ નહીં પણ ઉજ્જડ જગ્યા જોવાની આશાથી નજર કીધી. પણ તે જગા તો પુરાઇ ગયલી જોઇ. ત્યારે એને લાગ્યું કે કદાચ ધુમસના બળથી આંખને કંઇ ઝાંખ મારતી હશે. એવો તર્ક કીધા પછી ઘણું ધ્યાન દઇને જોતાં પક્કી ખાત્રી થઈ કે એ તો મારા જમાઇનોજ અતિ ઉત્તમ મેહેલ છે. એટલેજ તાત્કાળ દુઃખ અને ઉદાસીનતા તેના મનમાંથી નાશી ગઈ ને તેજ સ્થળે આનંદ અને હર્ષ વિહાર કરવા લાગ્યા. એમજ થાય છે. જે વસ્તુ કાળાંતરે પણ પાછી જોવાની આશા નહિ તે પાછી અકસ્માત્ નિહાળી જે આનંદ થાય છે તેવો બીજે ટાંણે થતો નથી. સુલતાન લાગલો પોતાના મેહેલમાં ગયો અને પોતાનો ઘોડો તૈયાર કરી લાવવા હુકમ કીધો અને તે લાવતાંજ ઝટપટ સ્વાર થઇ મેહેલમાં જવા નિકળ્યો, ને તે એવી ત્વરાથી દોડયો કે જાણે બને તેટલો જલદી પોહોંચી જાઉં!

**અલ્લાદિને** આગળથી ધારી રાખ્યું હતું કે શું બનાવ બનશે, તેથી તે દિવસે પ્રભાત થયા પેહેલાં ઉઠયો અને પોતાના કબાટમાં જે સૌથી સારામાં સારો પોષાક હતો તે પેહેરીને ચોવીશ બારીની બંગલીમાં જઇ સુલતાનની માર્ગપ્રતિક્ષા કરતો બેઠો. ત્યાંથી સુલતાનને આવતો જોઇ નીચે દાદરના પગથીઆ સુધી સામો તેડવાને ગયો અને હાથ પકડીને તે નામદારને ઘોડાપરથી ઉતાર્યો. સુલતાન તેને કહેવા લાગ્યો, "**અલ્લાદિનજી**, જ્યાં સુધી મારી દિકરીને દીઠી નથી ત્યાં સુધી હું તમારી સાથે વાત કરીશ નહીં."

તુરતજ **અલ્લાદિન** સુલતાનને રાજકન્યાના ઓરડામાં હાથ પકડીને તેડી ગયો. તેણીને પ્રભાતમાં ઉઠતાંજ જણાવ્યું હતું કે હવે કંઇ તે આફ્રિકામાં જાદૂગરના તાબામાં નથી, પણ પોતાના પિતાની રાજધાનીમાં છે; એટલે તે ઝટપટ ઉઠી, પોતાના પિતાને મળવાને ઉત્કંઠીત થકી, પોષાક સજી માર્ગ-પ્રતિક્ષા કરતી બેઠી હતી. સુલતાને પોતાની પુત્રીને જોઇ એટલે વ્યથા રહીત પિતાએ અત્યંત પ્રેમભરીત કોટી કીધી અને આનંદનાં અશ્રુ પાડયાં;

તેમ પુત્રીએ પણ એટલીજ મમતાથી પિતાનું મૂખ જોવાની ખુશાલી જણાવી. બંનેના નેત્રમાંથી આનંદાશ્રુની ધારા વહી ચાલી.

કેટલીકવાર સુધી તો સુલતાનથી કંઇ બોલાયુંજ નહીં, કેમકે પોતાની પુત્રી, જેને તે સદાને માટે ખોવાયલી માનતો હતો તેને પુનઃ જોયાથી તે આશ્ચર્યચકિત થઇ ગયો; તેમ રાજકન્યાએ પણ પિતાને જોઈને પ્યાર અને આનંદનાં પુષ્કળ આંસુ ઢાળ્યાં.

આખરે શુદ્ધિમાં આવ્યા પછી સુલતાન બોલ્યો, "બેહન, મને દીઠાથી તારૂં સઘળું દુઃખ બેશક દૂર થઇ ગયું હશે. તોપણ મારી ખાત્રી થાયછે કે તારાપર ભારે આફ્ત ગુજરી છે. છતાં હમણાં એમ ભાસેછે કે તારાપર કોઇ જાતનું સંકટ પડેલુંજ નહિ હોય–એવી તારી વિચિત્ર સ્થિતિ જણાય છે. ખરેખર આવડો મોટો મેહેલ એક ઠેકાણેથી ઉપડી બીજે ઠેકાણે જાય, તો જીવ ઉડી ગયા વગર રહેજ કેમ? એથી જીવને પરાકાષ્ટાનું દુઃખ ને ભય પ્રાપ્ત થાયજ. માટે મારી ઇચ્છા એવી છે કે જે જે કંઇ બન્યું હોય તે સઘળું મને તું માંડીને કહે, કંઇ પણ છુપાવતી નહીં."

રાજકન્યાએ ઘણી ખુશીથી પોતાના પિતાને રાજી કરવાનું માથે લીધું. તે બોલી, "પીતાજી, આ મારા શરીરનું વાન સેહેજ ફરેલું દેખાય છે તેનું કારણ તો આપને એટલુંજ જણાવું છું કે મારા પતિ પ્રિતમ–મને દુખમાંથી છોડાવનાર મારા **અલ્લાદિન**નાં દર્શન થતાંજ સર્વે દુઃખ દૂર થયાં હતાં, અને જાણે નવે જન્મ આવી હોઉં તેમ મને લાગ્યું હતું, તેથીછે. મોટામાં મોટું દુઃખ મારાપર જે પડયું તે એજ હતું કે આપ માનવંત અને મારા પ્રિય-પતિનો વિયોગ હતો. તેમાં પણ મારા પતિપરનો અત્યંત પ્યાર મુખ્ય હતો તેમ નહોતું; પણ હું જાણતી હતી કે એ જાતે નિર્દોષ છતાં આપના ક્રોધનો ભોગ થઇપડશે–એ વિષેનો સંતાપ મને ઘણો થતો હતો. જે ચંડાલ મને લઇ ગયો હતો તેની ઉદ્ધતાઇ પણ એટલી બધી દુઃખકર્ત્તા નહોતી; કેમકે તેનાપર તો ઉપર હાથ રાખી તેને એવો દૂરનો દૂર રાખ્યો હતો કે અઘટીત એક પણ વેણ બોલી શકતો નહોતો. તેની સાથે જેવી હમણાં બેદરકાર છું તેવીજ બેદરકારપણે રહેતી હતી. હું અહીંથી અદૃશ્ય થઇ ગઇ તેમાં **અલ્લાદિન**નો કંઇજ દોષ નહોતો, મારી પોતાનીજ બેસમજથી હું ફસાઇ છું." પછી પોતે જે કહેતી હતી તે વાતની સુલતાનને પક્કી ખાત્રી થવા માટે શિદ્દિ જાદૂગરે કેવી રીતે જુના દીવા પાત્ર બદલે નવા આપવાનો ઢોંગ કીધો હતો, પોતે તે ચમત્કારીક દીવાના ગુણથી કેવી અજાણ હોવાને

લીધે ગમત તરીકે કેવી રીતે જુનું આપી નવું પાત્ર લીધું, બાદ મેહેલ પોતે કેવી રીતે આફ્રિકામાં જઇ પડયો તે સઘળું વૃતાંત ઇત્થંભૂત કહી સંભળાવ્યું. તે પછી રાજકન્યાએ કહ્યું, "મહારાજ, જે દાસીએ આગળ કહ્યા મુજબ જુનું પાત્ર આપી નવું લીધું હતું તેણે એ જાદૂગરને ઓળખ્યો પણ ખરો, તેમ જાદૂગરે પણ હરખ સહીત પાત્ર બતાવી મને કહ્યું કે હવેથી તું મારી થા. અને જ્યાં સુધી અલ્લાદિનનો મિલાપ થયો ત્યાં સુધી રોજ એટલા સારૂજ તે આવતો ને મારી પુંઠ પકડી હતી. પછી એની પાસેથી એ ચમત્કારી દીવો લઇ લેવાની મેં અને અલ્લાદિને મસલત કીધી અને જાદૂગરને કૃત્રિમ હાવભાવથી જમવા તેડી મદ્યમાં ઝેર પાયું; જેથી અમારી ધારણા પાર પડીછે. હવે જે કંઇ બાકી હોય તે હું ધારૂંછું કે મારો પ્રિયનાથ પોતે કહેશે."

અલ્લાદિનને એથી વિશેષ કહેવાનું હતુંજ નહીં. ફક્ત તેણે એટલુંજ કહ્યું કે, "પાછલું બારણું ઉઘડતાંજ હું દિવાનખાનામાં ગયો તો ત્યાં મેજ ઉપર જાદૂગર લોથ થઇ પડયો હતો. પછી મેં વિચાર કીધો કે રાજકન્યાએ એવે ઠેકાણે ઝાઝું ઠરવું ન જોઇએ. તેથી એને એની દાસી સહવર્તમાન પોતાના ઓરડામાં જવાનું કહ્યું. જ્યારે હું એકલો પડયો ત્યારે જાદૂગરની બગલમાં સંતાડેલો દીવો કહાડી લીધો અને જે યુક્તિ તેણે અત્રેથી મેહેલને અને રાજકન્યાને ઉડાવી લઇ જવાને કીધી હતી તે ગુપ્ત યુક્તિનો મેં પ્રયોગ કીધો અને મેહેલ જ્યાંનો ત્યાં આવી ઉભો રહ્યો; અને આપની આજ્ઞા મુજબ રાજકન્યા આપને સ્વાધીન કરી શકયો. આ જે કંઈ હું કહું છું તેમાં કંઇ થાપ દેતો હોઉં એમ ન જાણવું, પણ આપ જરા તસ્દી લઇ દિવાનખાનામાં ચાલો, ત્યાં જાદૂગરને યોગ્ય શિક્ષા થયલી આપ જોશો."

પછી પોતાની ખાત્રી કરવા સારૂ સુલતાન તુરત ઉઠીને દિવાનખાનામાં ગયો. ત્યાં તે શિદ્દિ જાદૂગરને મુવો પડેલો અને તેનું મોં ઝેરથી લીલુંછમ થઇ રહેલું જોયું, એટલે અલ્લાદિનને પ્રેમાલિંગન કરીને સુલતાન કહેવા લાગ્યો, "જમાઇરાજ! આગળની મારી વર્ત્તણુંક માટે ક્ષમા કરી કૃપા રાખજો. તમે જાણો છો કે એક બાપનો પોતાની પુત્રી તરફ કેવો પ્યાર હોવો જોઇએ! એ પ્યારે મને આંધળોભીત કરી દીધો હતો; માટે હું આશા રાખુંછું કે એ સઘળું વિસારી મુકશો." એ સાંભળી અલ્લાદિને કહ્યું, "મહારાજ! આપનો ધર્મ હતો અને તે આપે બજાવ્યો તેમાં મારાથી કંઇ

બોલાય તેવું નથી. આ દુષ્ટ જાદૂગર, મહા ચંડાળ, મારા દુઃખનું કારણ હતો. એ ચંડાળે બીજું એથી પણ કેવું ભારે નિર્દય રાક્ષસી કામ કીધું હતું અને તેમાંથી ઈશ્વરની કૃપાથી કેવો અચાનક ઉગર્યો હતો તે વાત ફુરસદની વખતે કહી સંભળાવીશ." એ સાંભળી સુલતાન બોલ્યો, "ફીકર નહીં, એક વખત જરૂર જરૂર તક આપી તે વૃત્તાંત સાંભળીશ, પણ હાલ તો સુદૈવે કરી આ આનંદ પ્રસંગ પ્રાપ્ત થયો છે તો આનંદ આનંદની વાતો કરો અને આ પાપ વચમાં પડયું છે તેને ઠેકે કરાવો."

**અલ્લાદિને** તુરતજ જાદૂગરની લાસને વગડામાં ફેંકાવી દીધી. ત્યાં ગીધ અને કાગડાએ તેને ફોલી ખાધો. સુલતાને પડઘમ, શરણાઇ, તૂરી, ભેર વિગેરે વાજીંત્રો વજડાવી દશ દિવસ સુધી રાજકન્યા **બદુલબદુર** અને **અલ્લાદિનની** પુનઃ ભેટ થઇ તેની ખુશાલીમાં મહોત્સવ પાળવાનો રૈયતને હુકમ કીધો.

આવી રીતે **અલ્લાદિન**, જે મોતની ચુંગાલમાં બીજી વેળાએ સપડાયો હતો તેમાંથી છટકી ગયો. પણ આ એનું છેલ્લુંજ છટકી જવું નહોતું. એ ત્રીજીવાર હજી સપડાવાનો છે તે વાત તો, હે મહારાજ, હવે પછી કહીશ.

આ મરણ પામેલા આફ્રિકન જાદૂગરનો એક નાનો ભાઇ હતો. એ વામનજી, મરનાર ભાઇને એક વરસ થયાં મળ્યો નહોતો, તેથી **અલ્લાદિન** ઉપર મૈયતે જે અજમાયશ કીધી અને તેમાં નિષ્ફળ થયો તેની હકીકત એને ખબર નહોતી. આ નાનો શિદ્દિભાઇ, પોતાના મોટા ભાઇ પેઠેજ જાદૂ વિદ્યામાં ઉસ્તાદ ને રમળ વિદ્યામાં પ્રવિણ હતો; પણ દુષ્ટપણામાં મોટાથી ચાર ચંદા સરસ હતો. એણે પાસા નાંખી પોતાના ભાઈ પ્રમાણેજ ગણીત માંડી જોયું કે મારો ભાઇ કયાં છે ને તે શું કરે છે ને કેવી હાલતમાં છે. પછી લગ્નકુંડળી માંડી તપાસી જોતાં માલમ પડયું કે એનો ભાઇ જીવતો નથી; તેને કોઈએ ઝેર દઈ મારી નાંખ્યો છે. બાદ બીજી તપાસ કરતાં માલમ પડયું કે તે ચીનના રાજ્યમાં છે અને જે માણસે એને ઝેર દીધું છે તે નીચ કુટુંબનો, પણ ચીનના સુલતાનની સ્વરૂપવતિ રાજકન્યા સાથે પરણેલો માણુસ છે.

જ્યારે પેલા જાદૂગરને આટલી ખબર પડી ત્યારે તેને માટે વ્યર્થ શોક કરવામાં વખત કહાડયો નહીં, કેમકે શોક કીધાથી કંઇ તે પાછો આવે તેવું નહોતું. પણ પોતાના ભાઈના મોતનું વેર લેવાનો નિશ્ચય કરી ઘોડે ચઢી ચીન આવવા નિકળ્યો. મોટાં મોટાં મેદાન, ભયંકર જંગલો, બી-

હામણા પાહાડો, વિશાળ નદીઓ વિગેરે ઓળંગી દડમજળ તે ચીન દેશમાં આવી પોહોંચ્યો.

ચીનના રાજધાની નગરમાં આવીને તેણે એક ધર્મશાળામાં મુકામ કીધો. બીજેજ દિવસે તે શેહેરમાં ફરવા નિકળ્યો. એમ કરવાનું કારણ કંઈ શેહેરની શોભા તેને જોવી નહોતી, કેમકે શોભા તો એને ઉલટી દુઃખા લાગતી હતી. પણ પોતાના મન સાથે પોતાનું દુષ્ટ કાર્ય કેમ સિદ્ધ કરવું તેના મનસુબામાં નિકળ્યો હતો. તે જે જે જગ્યાએ ઘણા લોકો આવે જાય તે તે ઠેકાણે જઇને ઉભો રહ્યો અને તે લોકોની વાતચીતો સાંભળવા લાગ્યો. એક રમણિય સ્થળે લોકો વિધ વિધ જાતની રમત ગમત કરી ખુશી થતા હતા કોઇ અમથા બેઠા બેઠા ગપાંસપાં મારતા હતા. ત્યાં તેવામાં એક પુરુસને મૂખે ફતિમા નામની સાધવી અને સદ્‌ગુણસંપન્ન, ધર્મનિષ્ટ અને અનેક પ્રકારના ચમત્કાર કરવાવાળી બાઈના ચમત્કારની વાતો સાંભળી, જે તેણે ઘણા લક્ષપૂર્વક સાંભળી. એણે ધાર્યું કે આપણું કામ પાર પાડવામાં એ બાઇ ઠીક સાધનભૂત થઇ પડશે, તેથી તેણે તે વાત કરનાર પૈકી એકનો હાથ પકડી આઘો લઈ જઈ પુછ્યું, "ભાઈસાહેબ, એ બાઇ કોણ છે, એ શું ચમત્કાર કરે છે? કૃપા કરીને મને તેનું ઠેકાણું બતાવો તો તેનાં દર્શન કરી પાપમુક્ત થાઉં."

જે માણસને તે શિદ્દિભાઇ આશ્ચર્ય પામી પુછતો હતો તે તેને કહેવા લાગ્યો, "શું ભાઇ, તમે તેને ઓળખતા નથી? આખું શેહેર તેને ઓળખે છે ને તમે નહિ? વાહ! કેવી ઉગ્ર ત્યાગી તપસ્વીબાઈ છે. તે ઘણા ઉપોષણ ને વ્રત કરે છે; અને સોમવાર અને શુક્રવાર વગર કોઈ દિવસ પોતાનો મઠ છોડી બહાર આવતી નથી, તે જોગણ જે દહાડે શેહેરમાં આવે છે તે દહાડે પરોપકારનાં અસંખ્ય કામો કરે છે. આ સાધુડી શેહેરમાં એકેએકના માથાંપર હાથ મુકી સર્વના માથાં દુ:ખવાની પીડા નીવારણ કરી ચુકી છે, એવી પ્રતાપી એ બાઈ છે."

જાદૂગરને આથી વધારે જાણવાની કંઇ ગરજ રહી નહીં. તેણે ફક્ત એટલુંજ પુછી લીધું કે એ સાધવી સ્ત્રીનો મઠ ક્યાં છે? એટલો પત્તો મેળવી તેણે તે બાઇને મારી નાંખી તેનો વેષધારણ કરી પોતાનું દુષ્ટ કામ કાઢવાનો નિશ્ચય કીધો. આ શોધ કીધા પછી પેહેલે દહાડે જ્યારે તે બાઇ બહાર ફરવા નિકળી તે દહાડે સાંઝ સુધી જ્યાં સુધી તે પાછી પો઼તાના મઠમાં દાખલ થઇ ત્યાં સુધી તેની પાછળ પાછળ ભમી તેની સઘળી રીત-

ભાત ચાલચલગત ધારી ધારીને એ દુષ્ટે જોઇલીધી. પછી તેનો મઠ સારી પેઠે ધ્યાનમાં રાખી તે એક દારૂની દુકાનમાં આવ્યો. એ સ્થળે ગરમીના દિવસોમાં તળાઇ અને પથારીમાં સુવા બેસવા કરતાં સાડદીઓ ઉપર પડી રહેવાને ઘણા લોકો આવતા હતા. પછી આ દુષ્ટ મધ્યરાત્રિયે ઉઠીને તે દારૂવાળાનું જે કંઇ લેહેણું હતું તેના પૈસા ચુકાવી આપી સિધો સિધો પેલા મઠમાં ગયો. તેનું દ્વાર ઉઘાડી નાંખવામાં તેને કંઇ મુશકેલી નડી નહીં, કેમકે ફક્ત આગળોજ નાંખેલો હતો. ગુપચુપ દ્વાર ઉઘાડી આગળો પાછો પાડયો. જ્યારે તે મઠમાં ગયો. ત્યાં ફાતિમાબાઇ એક જુની સરખી સાદડી એક કોચપર નાંખી ભીતને અઢીંગણુ દઇ સુતેલી હતી, તેને ચંદ્રના અજવાળાથી આ શિદ્દિએ જોઇ. પછી તે નિર્દોષ સાધવી જોગણને જગાડી અને તેની છાતીમાં એક ખંજર દબાવી એ દુષ્ટ ઉભો.

બિચારી ફાતિમાની આંખ ઉઘડી અને પોતાની છાતીમાં ખંજર દાબી ઉભેલા માણસને જોઇ ઘણી ગભરાઇ. એ સમે તે બોલતો હતો કે "ખબરદાર, બુમ પાડી કે જરાપણ સણસણાટ કીધો તો મારીજ નાંખીશ; પણ ચાલ ઉઠ અને હું કહું તેમ કર."

ફાતિમા, જે ફરવાનાં લુગડાં પેહેરીનેજ સુઇ ગઇ હતી તે બિહકથી ધ્રુજતી ધ્રુજતી ઉઠી. જાદુગરે તેને કહ્યું ડરવાની કંઇ જરૂર નથી, મારે ફક્ત તારો પોષાકજ જોઈએ છિયે. માટે ચાલ, તે મને આપ અને આ મારો તું લે." એટલું કહી બન્ને જણે અરસપરસ પોષાકની અદલાબદલી કીધી. પછી તે દુષ્ટ બોલ્યો, "મારા મોંપર એવો રંગ લગાડ કે તારા જેવોજ દેખાઉં." પણ તે ટાંણે તેણે જોયું કે બાપડી બહુ ધ્રુજેછે તેથી હિમ્મત આપવા તે બોલ્યો, "મારૂં કહ્યું માન કે તારે કંપવાનું કંઈ કારણ નથી; અલ્લાહના કસમ કે તને મારી નહિં નાખું." પછી ફાતિમાએ દીવો સળગાવ્યો, અને તેને પોતાની ઓરડીમાં તેડી ગઈ. ત્યાં આગળ એક સુવાળું પીછું હાથમાં લઇ એક જાતના પ્રવાહીમાં બોળી તેને મોઢે રંગ દીધો અને કહ્યું કે એ ધોવાઇ નહીં જશે; અને રંગ પણ મારી ચામડીના રંગેરંગનો થયો છે. પછી પોતાનું અંગવસ્ત્ર તેને પેહેરાવી કેવી રીતે કે બુરખો રાખી શેહેરમાં ફરવુ કે તેનું મોં દીઠામાં ન આવે તે બતાવ્યું. બાદ એક મોટી માળા પેહેરાવી, તે એવડી મોટી હતી કે કેડ સુધી લટકતી હતી. પછી જે લાકડી લઈ પોતે ચાલતી હતી તે હાથમાં આપી એક આરસી આણી આપી તેમાં તેનું મોંઢું જોવાડી કહ્યું, "કેમ, મારા જેવાજ દેખાઓ છો

કે નહીં ?" પોતાને જેવો સોંગ લેવો હતો તેવો થયલો જોઇ જાદુગર ખુશી થયો; પણ તે ભલી બાઈ **ફાતિમા** પ્રત્યેનું પોતાનું વચન તેણે પાળ્યું નહીં. ખંજરનો ધા કરી મારી નાંખે તો લોહીવાળાં લુગડાં જણાઈ આવે તેથી તે જોગણ બાઇનો તોટો પીસી નાંખ્યો; અને જોયું કે તે મરી ગઇ છે એટલે નજીકમાં એક તળાવ હતું તેમાં તે નિર્દોષ સાધવીને ફેંકી દીધી!

આ પ્રમાણે આ અતિ ભયંકર ઘોર કર્મ કર્યા પછી જાદુગરે **ફાતિમા**નો વેશ લઇ આખી રાત એ મઠમાંજ કહાડી. બીજે દહાડે સૂર્યોદય થયા પછી કલાક એક ગયા ન ગયા એટલે, અગરજો પેલી સાધવી તો એ દિવસે કોઇ દહાડો બહાર જતી નહોતી તોપણ એ તો મઠમાંથી બહાર નિકળ્યો, અને એને ખાત્રી હતી કે પુછનાર કોણ છે? ને એમ કરતાં પુછ્યું તો જવાબ રોકડો દઇશું. મોહલ્લામાં આવીને તુરત પેહેલું કામ તો એણે એજ કીધું કે (**અલ્લાદિનનો** મેહેલ કયાં છે તેની શોધ મેળવી હતી તેથી પોતાની ધારણા પાર પાડવા) સીધોને સીધો મેહેલ તરફજ ચાલ્યો. લોકોએ આ સાધવી સતીને જતાં દીઠી એટલે ટોળેટોળાં દોડી આવ્યાં. કેટલાક આશિર્વાદ માગવા લાગ્યા, કોઇયે હાથે ચુંબન કીધું, કોઇ જરા શરમાળ હોય તેમણે ફકત તેના લુગડાંની કોરનેજ ચુંબન કીધું, તો કોઈ પોતાનું માથું દુખતું હોય ને એ પીડા કોઈ દહાડો થાયજ નહિ એવી ઉમેદથી તેનો હાથ પોતાના મસ્તકપર મુકાવવા નિચાં વળી ઉભા રહ્યાં. તેના માથાંપર કંઇક પ્રાર્થનાના શબ્દોચ્ચારણ કરી તે ઢોંગી **ફાતિમા** હાથ મુકતી હતી. સારાંશ, તેણે એવો આબેહુબ વેષ ભજવ્યો કે કોઈ લોકના પારખ્યામાં ન આવ્યું કે એ **ફાતિમા** નથી.

આવી રીતે લોકોના મનને રંજન કરતા ઉભો રહેતો અને પોતાનો હાથ મુકી લોકનો આશિર્વાદ લેતો તે, **અલ્લાદિનના** મેહેલ નજીક આવ્યો. તેણે આશિર્વાદ આપ્યા તેથી કોઇને લાભ હાનિ થઈ નહિ; છતાં લોકોની ઠઠ એટલી બધી વધી ગઈ કે એની સમીપમાં આવવાની જેની તેની આતૂરતા પણ એટલીજ વધવા લાગી. જે જબરા અને વધારે આતુર હતા તે બધાને ઠોંસા મારી આગળ થતા હતા. આથી એવી મારામારી અને ગડબડાટ થઇ રહ્યો કે રાજકન્યા જે ચોવીસ બારીની બંગલીમાં બેઠી હતી ત્યાંથી શ્હોર સાંભળ્યો, એટલે તુર્ત તપાસ કરવા દાસીને પુછ્યું કે રસ્તામાં શું ગડબડાટ છે? પણ કોઈ બરાબર કહી શકયું નહીં, ત્યારે તેમને જઇને જોવાની આજ્ઞા કીધી. તે દાસી પૈકી એક બારીએથી જોઇ

આવી કહ્યું, "બાઇ સાહેબ, એતો પેલી સાધવી સતી ફાતિમા આવી છે. તે પોતાનો પવિત્ર હસ્ત મસ્તકપર મુકી માથું દુઃખતું હોય છે તો તે સારૂં કરે છે. તેની આસપાસ માથાંપર હાથ મુકાવવા લોકોની ભીડ પુષ્કળ ભેગી થઇ છે."

રાજકન્યા બદ્રુલબદુરે એ બાઈની કીર્તિ ઘણા દહાડા થયા સાંભળી હતી, પણ તેને નજરે દીઠી નહોતી તેથી તેની સાથે વાતચિત કરવાની ઇચ્છા જણાવી. એ જોઈ તેના ખવાસે કહ્યું, "એ બાઇને મેહેલમાં તેડી લાવવી એ ઘણું સેહેલું છે. આપની આજ્ઞા હોય તો તેડી આણાવું." પછી રાજકન્યાની મરજી જોઇ તેણે ચાર દાસી આ વેષધારી ફાતિમાને તેડવા મોકલી.

આ દાસીઓને આવતી દેખી લોકોનું ટોળું આઘું પાછું થઇ ગયું, અને પેલા જાદૂગરે પણ જોયું કે એ પોતાનેજ માટે આવે છે એટલે એમની સન્મુખ ચાલ્યો; અને પોતાની તદબીર આટલે સુધી ઉત્કૃષ્ટ રીતે સફળ થવાથી ખુશી થવા લાગ્યો. પેલી દાસીઓ પૈકી એક બોલી, "માતાજી, અમારાં બાઇ સાહેબ આપના દર્શનની અભિલાષા રાખે છે, તે માટેજ તમને તેડવા સારૂ અમને મોકલી છે તો કૃપા કરી પધારો!" ફાતિમા બોલી, "રાજકન્યાએ મારાપર ભારે કૃપા કીધીછે; હું તેમની આજ્ઞા પાળવાને તત્પર છું." એટલું કહી પેલી દાસીની પાછળ પાછળ ફાતિમા જાદૂગર ગયો.

આવી રીતે પવિત્ર સતીના વેષમાં દુષ્ટાત્માવાળો મહાકપટી જાદૂગર જ્યારે મોટા દિવાનખાનામાં આવ્યો અને રાજકન્યાને દીઠી એટલે અનેક આશિર્વાદનાં વચનો બોલવા લાગ્યો: "બાઈ સુખી થાઓ, કલ્યાણ થાઓ, ઘણું જીવો, ઐશ્વર્ય સદાદિત દિવ્ય રહો! મનકામના પુર્ણ થાઓ!" વગેરે વગેરે. પછી રાજકન્યામાં પુરો ભકિત ભાવ બેસાડવા સારૂ ભકિતના ડોળમાં ઘણાક જુઠા ઢોંગો કીધા; અને રાજકન્યા જાતે ભલું માણસ એટલે સર્વેને ભલાજ જાણતી તેથી ઠગાય તેમાં નવાઇ પણ શી? તેમ આને તો ઇશ્વર આરાધના કરનારી સાધવી જાણી, એટલે ઠગાવામાં કસરપણ શાની રહે?

જ્યારે વેષધારી ફાતિમા પોતાનો લાંબો આશિર્વાદ ભણી રહી ત્યારે રાજકન્યા બોલી, "માતાજી, આપે આશિર્વાદ દઇ મને કૃતાર્થ કીધી તેને માટે હું બહુ બહુ ઉપકારી થઇ છું. મને પૂર વિશ્વાસ છે અને માનું છું કે ઈશ્વર

એ પ્રાર્થના સાંભળશેજ. આવો, અહીં મારી પાસે બિરાજો." પછી વેષધારી ફાતિમા સંકોચ દાખવતી રાજકન્યાની પડોસમાં જઇ બેઠી.

પછી રાજકન્યા બદ્રુલબદુરે પાછી પોતાની વાત કહાડી કહેવા માંડયું, "માતાજી, મારી એક વિનંતિ છે; તે એ કે તમો મારી પાસે રહો અને કેવી રીતે મારે ઇશ્વર ભક્તિ કરવી તે શિખવો. ઇચ્છા છે કે તમારૂં જોઇ મને પણ આવડે ને જીવને શાંતિ થાય."

વેષધારી ફાતિમા બોલી, "બાઇ, આપની પાસે એટલું માગી લઉં છું કે મારાથી જે વાત માન્ય ન રખાય તે માગવું ન જોઇએ; કેમકે ઇશ્વરનું ભજન સ્મરણ મુકી મારાથી અહીં રહેવાય તેમ નથી."

રાજકન્યાએ કહ્યું, "અહીં રહેવાથી માતાજી, આપના ભજન સ્મરણમાં કંઇ વિક્ષેપ પડવાનો નથી; કેમકે મારા ઘરમાં ઘણા ખાલી ઓરડા પડયા છે, તેમાંથી તમને જે ગમે તે પસંદ કરી લ્યો, અને તેમાં રહી જાણે તમારી પોતાની મરૂઢીમાં બેઠાં હો તેમ નિર્ભયપણે ઇશ્વર ભજન સ્મરણ કરો."

આ જાદૂગરને અલ્લાદિનના મેહેલમાં જેમ તેમ કરીને પેસવું હતું તેથી આથી વધારે હવે એને શું જોઇતું હતું ? રાજકન્યાની બાંહ્યધરી નીચે રોજ મરૂઢીમાંથી નિકળી મેહેલમાં આવે જાય; તેવી રીતે કરતાં ત્યાં રહી પોતાનું ધારેલું કામ પાર પાડવું એને વધારે સેહેલ હતું; તેથી રાજકન્યાએ જે અનુગ્રહ માગ્યો તે આપવામાં ઝાઝી આનાકાની કીધી નહીં. તે બોલ્યો, "બાઇ સાહેબ, અમારે રાજા રાણાના મેહેલ અને તેની મોજશોક શા કામની? એનો તો અમારે સદા સર્વદા ત્યાગ છે! ઇહલોકના સર્વ સુખ વૈભવ જોગીઓને અગ્રાહ્ય છે. પણ તમારા જેવી ભક્તિનિષ્ટ અને ધર્માત્મા રાજકન્યાનું કેહેવું મજ જેવા ગરીબને માનવું યોગ્ય છે, માટે ના કેહેવાતી નથી."

એ સાંભળી મોટા ઉત્સુક મનથી રાજકન્યા ઉઠીને ઉભી થઇ અને કહ્યું, "પૂજ્ય માતા, ચાલો, મારા ઘરમાં નકામા ઓરડાઓ છે તે તમને બતાવું તેમાંથી જે તમને પસંદ પડે તે તમારે માટે રાખો." પછી તે જાદૂગર, રાજકન્યા બદ્રુલબદુરની પાછળ પાછળ ગયો અને જે જે ઓરડા બતાવ્યા તે પૈકી સૌથી ખરાબમાં ખરાબ હતો તે પસંદ કરી કહ્યું, "આ ઘણો સારો છે. શું કરૂં, તમને રાજી કરવા રહેવું પડે છે. અમારા જેવા ત્યાગી મનુષ્યને ઠાઠમાઠ શા?"

પછી રાજકન્યા તેને પાછી મોટા દિવાનખાનામાં લાવી પોતાની સાથે જમવા પણ બેસાવાની વિનંતિ કીધી. પણ જાદૂગરે વિચાર્યું કે એમ કરતાં તો મોઢું બતાવવું પડે તેથી તે ઢાંકીઢાંકીને રાખતો હતો અને પેટમાં ધાસ્કો પણ હતો કે રખેને રાજકન્યા જાણી જાય કે એ ફાતિમા નથી, તેથી આજીજી કરી જમવા સારૂ માફ માગી લીધી. તે બોલ્યો, "મને રોટલી અને સુકા મેવા સિવાય બીજું કંઇ ખાવું ગમતું નથી; અને તે પણ જરાતરા મારા ઓરડામાંજ મોકલી આપજો." પછી રાજકન્યાએ તેનું કહ્યું માન્ય રાખ્યું અને કહ્યું, "માજી, આ ઘરને તમારી મરૂઢીજ જાણજો, કોઇ વાતનો સંકોચ ન રાખશો. તમારે માટે ભોજન મોકલી આપીશ, પણ જમી રહીને બોલાવું એટલે જરૂર મારી પાસે આવજો."

રાજકન્યા ભોજન કરીને ઉઠી એટલે એક દાસીએ જઇને પેલી વેષ-ધારી ફાતિમાને ખબર કીધી કે "બાઇ સાહેબ જમી રહ્યાં છે ને આપને બોલાવેછે." તે સાંભળી તુરત જાદૂગર તેની પાસે આવીને બેઠો. તેની સાથે રાજકન્યા બોલી, "માજી, આપના પવિત્ર પગલાંથી મારો મેહેલ પાવન થયો જોઇ હું ઘણી ભાગ્યશાળી થઈ છું. આપ આશિર્વાદ આપશો કે મેહેલ ઘણો કાળ જેવો ને તેવો રહે. પણ વારૂ માજી, મેહેલ કેવો છે? આપને પસંદ પડયો? હું તમને બધો મેહેલ બતાવીશ, પણ પેહેલાં તો આ દિવાનખાનું જોઇ મને કહો કે એમાં કંઇ ખામી છે?"

આ સવાલ સાંભળી જુઠી ફાતિમાએ બરાબર ઢોંગ કીધો અને નિચું ઘાલ્યું–તે એવું બતાવવાને કે ઉંચું જોવાનું કંઇ કામજ હોય નહિ. પણ છેવટે ઉંચું જોઈ આસપાસ નિંધા કરી એક છેડાથી બીજા છેડા સુધી તે મેહેલ તપાસી જોયો. પછી સારી પેઠે જોઇને તે રાજકન્યાને કહેવા લાગ્યો, "બાઇ, અમારે ત્યાગી માણસને સારાં નરશાંની શી ખબર પડે? પણ હું ધારૂં છું કે આ દિવાનખાનું ખરેખરૂં વખાણવા લાયક અને સુંદર છે; એનું નકશીકામ ખરેખર અપ્રતિમ છે એમાં સંશય નથી. પણ એક વાતની ખામી આ મેહેલમાં મને જણાય છે."

એ સાંભળી રાજકન્યા બદુલબદુરે આશ્ચર્ય થકાં પુછ્યું, "માતાજી, શી ખામી છે, તે કૃપા કરીને મને કહેશો? હું તો એમ જાણતી હતી કે સર્વ રીતે આ મેહેલ સંપૂર્ણ છે, તેમ કોઇએ અદ્યાપિપર્યંત કંઈ ખામી કહાડેલી પણ સાંભળી નથી; તથાપિ જો કંઈ હશે તો તુરત સુધારો કરાવીશું." વેષધારી ફાતિમા ઢોંગ કરી બોલવા લાગી, "માફ કરજો બાઇ

સાહેબ, મારાથી એટલું કહેવાઇ ગયું. પણ મારા મત ઉપર જો કંઇ વજન રાખો તો મારૂં કહેવું એવું છે કે એના ઘુમટમાં જો રૂખ પક્ષીનું ઇંડું લટકાવ્યું હોય તો ચોખંડ પૃથ્વીમાં આ મેહેલની બરાબરી કોઇ કરી શકશે નહીં, અને આખી સૃષ્ટીમાં નામના થઈ રહેશે."

રાજકન્યા પુછવા લાગી, "માતાજી, **રૂખ** જાતનું પક્ષી કેવું હોય, અને તેનું ઈંડું કયાં મળે?" વેષધારી **ફાતિમા** બોલી, "રાજ બેહની! એ એક મોટું પક્ષી થાય છે ને તે કોકેસસના પાહાડપર રહે છે. જે કારીગરે આ મેહેલ બનાવ્યો છે તે તેનું ઈંડું આણી આપશે."

રાજકન્યા **બદ્રુલબદુરે** આ વેષધારી **ફાતિમાનો** તે માટે ઉપકાર માન્યો, કેમકે એ જાણુતી હતી કે એણે મને સારી સલાહ આપીછે. તેનું કપટ તે કંઇ થોડુંજ જાણુતી હતી. પછી ઉભય વચ્ચે બોલીપોલી કેટલીક વાતો પણ થઈ. પછી બંનો છૂટાં પડયા છતાં રાજકન્યાના મનમાંથી **રૂખ** (રૉક*)નું ઇંડું મનમાંથી વિસરતું નહોતું. તેણે મનમાં નિશ્ચય કીધો કે **અલ્લાદિન** શિકાર કરીને પાછો આવે ત્યારે જરૂર એ મંગાવવું. તેને શિકાર કરવા જવાને છ દિવસ થયા હતા અને પેલા જાદૂગરે પણ એની ગેરહાજરી જાણીજ લાભ લીધો હતો. એજ સાંજરે, જુઠી **ફાતિમા** રાજકન્યા પાસેથી રજા લઇ પોતાના ઓરડામાં ગયા બાદ **અલ્લાદિન** ઘેર આવી લાગ્યો. **અલ્લાદિન** જેવો આવ્યો તેવોજ રાજકન્યા પાસે સિધો ચાલી આવ્યો, ને પ્રેમાંલિગન દીધું,પણ તેનું જરાક કમન દીઠામાં આવ્યું ને જે મુદ્રા હંમેશ પ્રફુલ્લિત રહેતી તે તેવી દીસી નહિ. તેથી તે પુછવા લાગ્યો, "કેમ, આજ કંઇ ખપ્ગીમાં છો કે શું? આમ કેમમોઢું ચઢાવીને બેઠાં છો સરકાર સાહેબ? મારી ગેરહાજરીમાં કંઇ એવો તો બનાવ નથી બન્યો કે જેથી તમે નારાજ થયાં હો! કંઈહરકત થઈ છે કે ફકત નારાજજ થયાંછો? ઇશ્વર સાનિધ્ય સપથ આપી કહુંછું કે કંઇપણ છુપું ન રાખતાં મને જરાએ જરા કહી દેશો? તમને ખુશ કરવા માટે મારાથી જે બનશે તે કરીશ, પણ કંઇ કસર નહીં કરૂં." રાજકન્યા બોલી, "વાતમાં કંઇ જીવ જેવું નથી: અને તેને માટે મને કંઈ દરકાર પણ નથી. મારી ઉદાસીનતા કોણ જાણે કેમ તમને માલમ પડી ગઇ, બાકી મારે જણાવવાની પણ કંઈ ઉત્કંઠા નહોતી. પણ મારામાં

---

* રૉક અથવા રૂખ પક્ષી સંબંધી વૃત્તાંત પેહેલાં પુસ્તકને પૃષ્ટ ૨૫૩ મે છે. સિનબાદ વહાણવટીની બીજી જળયાત્રામાં એ પક્ષી સંબંધી કેહેવામાં આવ્યુ છે; એ એક કલ્પિત પક્ષી છે.

કંઇ ફેરફાર થયલો તમને લાગ્યો ત્યારે હવે મારે જે વાત બહુ જીવ જેવી નથી તે વાત ઝાઝી છુપી પણ રાખવી નહિ એમ ધારી કહું છુ."

એટલું કહી રાજકન્યા કહેવા લાગી, "હું તો એમજ જાણુતી હતી કે આપણો મેહેલ તો દુનિયાવિરામ અને પૂર્ણ વૈભવ ને વસ્તુથી ભરેલો હશે, ને એમાં કંઈ ખાંમી નહિ હોય! એ જેવો મોટો, ભભકાવાળો અને સર્વ વાતે સંપુર્ણું બીજો નથી એ વાત ખરી; પણ ચોવીસ બારીની બંગલી જોઇ તેમાં એક ખામી માલમ પડી છે. તમો પણ કહેશોજ કે એના ઘુમટમાં રૂખ પક્ષીનું ઈંડું લટકાવ્યું હોય તો એની શોભામાં કાંઇ મણા નહિ રહે." અલ્લાદિને કહ્યું, "પ્રિયે એવા કંઈપણ અલંકારની ખામી લાગી એટલુંજ કે? તારે માટે જે કહે તે કરવા તત્પર છું. હમણાંજ એ ખોટ પુરી પાડું છું, પછી કંઈ?"

એટલું કહી અલ્લાદિન રાજકન્યા બદ્રુલબુદ્દર પાસેથી ચોવીસ બારીની બંગલીમાં ગયો. ત્યાં પોતાપર આફત ગુજર્યા પછી હમેશાં પોતની કમ્મરેજ પેલો ચમત્કારીક દીવો રાખતો હતો તે કહાડીને ઘસ્યો, એટલે રાક્ષસ આવી હાજર થયો. તેને અલ્લાદિને કહ્યું, "રાક્ષસરાજ! આ ઘુમટમાં રૂખ પક્ષીનું ઇંડું ટાંગવું જોઇએ; માટે આ દીવાને નામે તને હુકમ કરૂં છું કે એટલી ખોટ પુરી પાડ." અલ્લાદિનના મોંમાંથી આટલા શબ્દ નિકલતાની વારમાં તે રાક્ષસે એટલી મોટી વિક્રાળ અને ભયંકર ગર્જના કીધી કે આખું દિવાનખાનું થરથર કંપવા લાગ્યું, અને અલ્લાદિનના પગ પણ સ્થિર રહ્યા નહીં. ધાડી છાતીવાળાની પણ છાતિ તડકે તેવે સાદે તે રાક્ષસ બોલ્યો, "અરે દુષ્ટ! મેં અને મારા સાથીએ આટઆટલું તારે માટે કીધું તે બસ નથી થયું કે? ધિક:ધિક: હરામખોર, ચંડાળ! તું એવો નિમકહરામ થયોછે કે તારા જેવો તો મેં કોઇ દહાડો દીઠોએ નથી ને કોઇ સાંભળ્યો પણ નથી. તું હવે મારા શેઠને પણ અહીં લાવીને લટકાવવાની આજ્ઞા કરે છે કે? ફિટકાર છે તને હે દુષ્ટ, તને શરમ નથી આવતી? તારા એ મહાપરાધ બદલતો તને, તારી સ્ત્રીને અને તારા મેહેલને બાળીને ભસ્મ કરવાં જોઇએ. પણ એટલો ભાગ્યશાળી છે કે એ માંગણી તારા હૃદયમાંથી નિકળી નથી. તને જણાવું છું કે એ કૃત્યનો કરાવનાર પેલો આફ્રિકન જાદુગર, જે તારો કટ્ટો શત્રુ હતો અને જેને તેં ઘટીત શિક્ષા કીધી છે તેનો ભાઈ છે. તે હમણાં તારા મેહેલમાં પવિત્ર સાધવી ફાતિમાનો વેષધારી રહેલો છે ને તે બાઇને પણ એણે

મારી નાંખી છે; અને એણેજ આવી અઘટીત માગણી કરવાનું તારી સ્ત્રીને કહ્યું છે. એ તને મારી નાંખવા આવ્યો છે, માટે ચેત, સાવધ રેહે!" એટલું કહી તે રાક્ષસ અદૃશ્ય થયો.

તે રાક્ષસે જે જે કહ્યું તે સઘળું **અલ્લાદિને** ધ્યાનપૂર્વક સાંભળી લીધું. તેણે પવિત્ર સાધવી **ફાતિમા**ની વાત સાંભળી હતી, અને સાંભળ્યું પણ હતું કે તે માથું દુખતું સારૂં કરવાનો પ્રયોગ કરે છે. પછી તે તુરતજ રાજકન્યાના ઓરડામાં ગયો અને જે કંઇ બન્યું તે સંબધી કંઈજ બોલ્યા ચાલ્યા વગર ગૂપચૂપ આવીને બેઠો. થોડીકવાર થોભ્યા પછી તે કહેવા લાગ્યો કે "મારૂં માથું બહુજ દુખે છે કોણ જાણે એકાએક શું થયું ને શું નહીં?" એ સાંભળી રાજકન્યાએ પેલી વેષધારી **ફાતિમા**ને બોલાવી મંગાવી. પછી કેવી રીતે તેણે તેને મેહેલમાં બોલાવી અને તેને મેહેલમાં ઓરડી રહેવાને કહાડી આપી છે તે સઘળું વૃત્તાંત **અલ્લાદિન**ને રાજકન્યાએ કહ્યું.

એટલામાં જુઠી **ફાતિમા** ત્યાં આવી પહોચી. તે બાઇને **અલ્લાદિને** કહ્યું, "માતાજી, અહીં આવો; આવે રૂડે સમય તમો અહીં આવ્યાં જાણી હું ઘણો આનંદ પામ્યો છું. મારૂં માથું સજ્જડ દુઃખે છે. મને પૂર વિશ્વાસ છે કે તમારી પ્રાર્થનાથી તે સારૂં થઇ જશે. મને આશા છે કે તમોએ ઘણાનાં એ દુઃખ મટાડયાં છે, તો મારૂં માથું સારૂં કરવા ના પાડશો નહીં. તમે મોટાં ધર્મનિષ્ટ અને પરોપરકારી છો તો એટલી દયા કરો." એમ બોલી તે ઉભો થયો; પણ પોતાનું માથું નીચુંજ રાખી મુકયું. આ સમયે તે વેષધારી **ફાતિમા** તેની નજીક ગઇ; જે વખતે તેનો હાથ તો તેના કમરપટામાં છુપાવી રાખેલા ખંજરપરજ હતો, જે **અલ્લાદિને** સારી પેઠે જોઇલીધું. આ દુષ્ટ ખંજર ખેંચી કહાડે તે પેહેલાં તેનો હાથ ઝટ પકડી લીધો, અને તેનું પોતાનુંજ ખંજર તેની છાતીમાં **અલ્લાદિને** ઘોંચી ઘાલ્યું, અને તાત્કાળ તેનો પ્રાણ લઈ તેને જમીનપર ગગડાવી પાડયો.

**અલ્લાદિન**ના આ કૃત્યથી રાજકન્યાને મોટું વિલક્ષણ લાગ્યું, ને એ વિસ્મય થયેલીજ પુછવા લાગી, "મારા પ્યારા જાન, એ શું કીધું? શું સાધવી સતીની હત્યા કીધી?" **અલ્લાદિન** જરાપણ આશ્ચર્ય પામ્યા વગર બોલ્યો, "મારી પ્યારી, મેં **ફાતિમા** મારી નથી, પણ એ કપટી ચંડાળને માર્યો છે. એ દુષ્ટને જો મેં અટકાવ્યો ન હોત તો તે મનેજ મારી નાખતે. આ દુષ્ટે," એમ કહી તેના મોઢાપરનો બુરખો કાઢી કહેવા લાગ્યો, "જે **ફાતિમા**ને

મેં મારી નાખી એમ તું કહે છે, તેનેજ એ પાપીએ સધામ પહોંચાડી દીધી છે ને તેનો ખોટો વેષ ધારણ કીધો છે. હવે એની વધારે ઓળખાણ કરાવું છું. જાણજે કે એ પેલા આફ્રિકન જાદૂગરનો ભાઈ છે. એ શિદ્દિ, મહા દુષ્ટ જાદૂગર છે ને પોતાના ભાઇનું વેર લેવાને આવ્યો હતો, તે પોતાના દુષ્ટ કૃત્યમાં કેવો પાર પડ્યો છે તે તું નિહાળ!" પછી કેવી રીતે એ સઘળી વાતો એના જાણવામાં આવી તે સઘળું કહી સંભળાવી તે દુષ્ટ જાદૂગરના મુડદાને બહાર કહાડી નાંખવાનો હુકમ કીધો. આવી રીતે બે ભાઈઓ જે જાદૂગરો હતો તેના હાથમાંથી **અલ્લાદિન** ત્રીજી વેળાએ બચી ગયો; અને તેનો કોઇપણ શત્રુ રહ્યો નહિ. એ અજાત શત્રુ કેહેવાયો. થોડેક વર્ષે સુલતાન વૃદ્ધ અવસ્થાએ પોંહોચી મરણ પામ્યો, અને તેને કંઇ સંતાન નહોતું, એટલે રાજકન્યા **બદ્રુલબદ્દુર** તથા **અલ્લાદિનને** રાજ-ગાદી સોંપી. પછી પ્રજાના આશિર્વાદ સાથે બંને જણે ઘણા વર્ષ સુધી રાજ કીધું અને પાછળ ઘણાક પ્રતાપવંત છૈયાં છોકરાં મુકી મરણ પામ્યાં હતાં.

આ પ્રમાણે **શેહેરાજાદીએ** સુલતાનને આ અદ્ભુત વાર્ત્તા પુરી કરી સંભળાવી. એ સાંભળી સુલતાન ઘણો રંજન પામ્યો ને કહ્યું, "પ્રિયે, તારી મનોહર, મધુર વાણી સાંભળતાં હું કદી પણ તૃપ્ત થતો નથી, તેમાં તારી આ વાર્ત્તાએ તો હદ કીધી છે. તારી રસનાએ જે રસ ઉત્પન્ન કીધો છે તે જેવો તેવો નથી."

"પ્રાણનાથ, આપ મારાપર તુષ્ટમાન્ છો તો સાંભળો, આ વળી તેવીજ બીજી વાર્ત્તા છે." આમ બોલી સુલતાનને પોતે પ્રેમનું ચુંબન કીધું ને અગાડી વાર્ત્તા ચલાવી.





"મેં ફાતિમાને મારી નથી." (પૃષ્ઠ ૫૫૫)

# કાલિફ હરૂનઅલરશીદની નગરચર્યા.

પ્રાણનાથ, દિન પ્રતિદિન જે જે નવળ નવળ વાર્તાઓ હુ આપને નિવેદન કરૂં છું, તેથી આપ પરમ્ સંતોષ પામી, હું રંક કીંકરીપર જે અસાધારણ ઉપકાર કરો છો, તે માટે બહુ આભારી થઈ છું. આજે જે વાર્તા હુ આપને સંભળાવા માંગું છું તે મહાન્ પ્રતાપિ મહમદ પેગંબરના સાક્ષાત્ વંશમાંથી ઉતરી આવેલા કાલિફ અલરશીદની અંતર સ્થિતિ તથા નગરચર્યાને લગતી છે.

પ્રાણનાથ, કોઇ કોઈ સમયે મનુષ્ય આનંદ સાગરમાં એટલો દબોકિયા ખાય છે, ને તેની તનમય કરતી લહરોમાં એવો તો ગુલતાન થઇ જાય છે કે તે આનંદ-પરમાનંદની પ્રાપ્તિ કેમ, કયાંથી થઇ તે તે પોતેજ જાણી શકતો નથી-સમજાવી શકતો નથી,-પણ તેના આનંદમાં આપણે ઝટોઝટ સામેલ થઇ જઇયે છિયે; અથવા જો બીજાને તેવો આનંદ પ્રાપ્ત થાય છે તો તેને પ્રશ્ન પુછવામાં આવે છે, પણ તેનો પ્રતિઉત્તર યથાર્થ મળતો નથી; અને કોઇ કોઇ સમયે આપણી સ્વભાવવૃત્તિ એટલી મંદ થઇ જાયછે, તથા આપણો જુસ્સો એટલો મરણ પામે છે કે દુઃખના-ઉદાસિનતાના દરિયામાં ડોલા ખાઇએ છિયે; અને આવી સ્થિતિનું યથાસ્થિત કારણ સમજવા-સમજાવવાને આપણે એટલા બધા અશકત થઇ પડિયે છિયે કે તેનું વર્ણન આપણા પોતાથીજ અપાતું નથી.

કાલિફ હરૂન અલરશીદ એક દિવસ, ઉપર કહી તેવી બીજી સ્થિતિમાં આવી પડયો હતો. તેટલામાં તેનો પરમ્ વિશ્વાસુ ને અત્યંત પ્રીતિ પાત્ર એવો મુખ્ય વજીર ગાયફર તેની હજુરમાં આવી પહોંચ્યો. તેણે આવતા સાથે મહારાજને નમન કીધું. કાલિફ કદીપણ એકાંતમાં બેસતો નહિં, છતાં તે આજે તેવી સ્થિતિમાં દૃષ્ટિએ પડયો. જ્યારે ગાયફર તેની છેક નજીક ગયો ત્યારે તેની મુખમુદ્રા બહુ ઉદાસીથી ભરપૂર જણાઇ આવી; તે એટલે લગણ કે પોતાના નેણનું એક મટકું પણ તેની તરફ લટકું કરી શકયું નહિં. અને આમ હોવાથી વજીર કેટલોક સમય સુધી સ્તબ્ધ થઇ ઉભો રહ્યો.

કાલિફના મનમાં પોતાને માટે કંઈ ઉલટો વિચાર આવ્યો છે કે

શું એવું કેટલીક વાર ગાયફરને લાગ્યું; પણ થોડીકવારે કાલિફે તેના તરફ નેણ ફેરવ્યું; પણ તત્ક્ષણે તે પાછું ફેરવ્યું, ને પૂર્વની પેઠેજ સ્તબ્ધ ને શાંત રહ્યો. વડા વજીરના મનમાં ધિરજ આવ્યા પછી, પોતાના સદાના નિયમ પ્રમાણે તે નમ્રપણાથી બોલ્યોઃ—"સદ્ધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ! આપના મનમાં કદીપણ ઉદાસિનતા આવી નથી, તો આજે આપ ખુદાવિંદ આ પ્રમાણે કેમ શુષ્કવૃત્તિના થઇ ગયાછો તે પુછવાની આપનો ચર્ણુરજદાસ છૂટ લેશે?" આ પ્રમાણેના વજીરના પ્રશ્નમાં કાલિફે ઉત્તર દિધોઃ—"ખરેખર વજીર, મારા મનની સ્થિતિ આવી કદી નથી થતી. આજે જાણે મને વૈરાગ્ય આવ્યો હોય તેમ જણાય છે. આજની સ્થિતિ એવી છે કે તું આવ્યો તે પણ મને બરાબર માલમ પડયું નથી. પણ હવે એવી સ્થિતિમાં હું વધારે વાર રહું નહિ એવા પ્રકારની કંઇ ગોઠવણ તું કરશે. જો તું કંઇ નવું કામકાજ નહિ લાવ્યો હોય તો આ પ્રમાણેની સ્થિતિમાંથી નિકળવાની એકાદ યુક્તિ ખોળી કાઢ એટલે બસ; પછી મારી સ્વભાવ વૃત્તિ ચંચળ થશે."

"મહારાજાધિરાજ," વજીરે પ્રતિઉત્તર દિધો; "હુ મારૂં કર્તવ્યકર્મ બજાવવા માટેજ આપ નેકનામદાર ખુદાવિંદની હજુર હાજર થયોછું. આપ રાજાધિરાજને યાદ કરાવું છું કે આપણી રાજધાની તથા આસપાસના પ્રદેશમાં યથાયોગ્ય બંદોબસ્ત છે કે નહિ, તે બાબત નગરચર્યા કરવા જવાનો, આજનો નિર્માણ કરેલો દિવસ છે એમ આપને જણાવવાની આપનો નમ્રદાસ રજા લે છે. અને એ પ્રસંગથી આપ ખુદાવિંદના મન પર જે ઉદાસિએ ચેહેરો ધાલ્યો છે તે દૂરથશે. મહારાજ, આ સંધી ઘણીજ યોગ્ય ને સહજમાં પ્રાપ્ત થયેલી છે."

"વાહ! તેં બહુ સરસ યાદ આપી," કાલિફે વજીરને કહ્યું. "મારા લક્ષમાંથી એ વાત જતીજ રહી હતી. જા, જઇને સત્વર તારો પોષાક બદલીને આવ, તેટલામાં હું મારો પોષાક પેહેરીને સજ્જ થાઉં છું."

પછી તરત બંનો જને, પોતપોતાના નિયમ* પ્રમાણે વ્યાપારીના જેવો પોષાક પેહેરી લીધો. પછી રાજવાડાના પાછળા બાગની કુંજવાટિકાના ગુપ્ત દ્વારમાંથી તે બંનો જન બહાર નિકળ્યા. નગરમાં પ્રવેશ કરી, ઘણી નિરનિરાળી જગ્યામાં ફરી, ફરતાં ફરતાં યુફ્રેટિસ નદિના તટપર આવી પહોચ્યાં. આ સઘળાં સમયમાં કોઇપણ સ્થળે, કોઇપણ પ્રકારની અવ્યવસ્થા નજરે પડી નહિ. કોટથી થોડે દૂર જઇને જે પેહેલી હોડી

મળી તેમાં બેસીને બન્ને નદિને પાર ગયા. ત્યાં કેટલેક સ્થળે ફર્યા અને નદિની અદ્ભુત રચના, લોકોની આવજાવ, વટેમાર્ગુની દોડાદોડી ને ધામધુમ જોતાં જોતાં, જે સ્થળેથી નગરના બે વિભાગ થતા હતા, તે પુલની નજીક આવ્યા. આ પુલના એક નાકાપર એક સુરદાસ ભિખારી મળ્યો, જેણે ભીખ માંગી. કાલિફે પાછા ફરી, તેના હાથમાં એક સુવર્ણ મુદ્રા મુકી એટલે તે સુરદાસે તરતજ તેનો હાથ પકડી ઉભો રાખ્યો; અને પછી તે આંધળા ભિક્ષુકે કહ્યું, "અન્નદાતા મહારાજ, તમે ગમે તે હો, પણ જે ઇશ્વરે તમોને મને ખેરાત કરવાની સદ્બુદ્ધિ આપી, તો તેનેજ માટે મારી એક અલ્પ વિનંતિ છે, તે તમારે કોઇપણ પ્રકારે માન્ય કરવી જોઇએ. તે વિનંતિ એ કે, મારા ગાલપર એક સજ્જડ તમાચો લગાવો; એટલુંજ નહિ, પણ એનાથી પણ જાસ્તી શિક્ષાને હું પાત્ર છું." આટલું બોલીને કાલિફ તેના ગાલપર તમાચો મારે તેટલા માટે તેનો હાથ છોડી દીધો. પણ કદાચિત્ તે નહાસી જાય તેટલા માટે તેના અંગરખાની ચાળ પકડી રાખી.

કાલિફને તે આંધળાનું બોલવું અને તેનું વિચિત્ર વચન એ બંનેથી અત્યંત ચમત્કાર ઉત્પન્ન થયો. તેણે તેને કહ્યું 'અલ્યા ભલા માણસ! તારૂં બોલવું મારાથી કબુલ રખાય તેમ નથી. તેં જેમ કહ્યું તેમ કરૂં તો, મેં જે ધર્મદાન આપ્યું તેનું શ્રેય-પુણ્ય કમી થાય, તો તેમ કેમ કરૂં?" આટલું કહીને તે સુરદાસથી છુટા પડવાનો તે નામદરે પ્રયત્ન કીધો.

તે સુરદાસને બહુ દિવસના અનુભવથી ખબરજ હતી કે આ તેની માંગણી તુરતાતુરત કોઇપણ કબુલ કરે નહિ. તેથી તેણે પેહેલે તો કાલિફના અંગરખાની ચાલ મજબૂતાઈથી પકડી; ને પછી કહ્યું, "મહારાજ, મારી આ અસભ્ય માંગણી ને મારા દુષ્ટ દુરાગ્રહ બદલ હું તમારી પાસથી ક્ષમાદાન યાચું છું; પણ મારી માંગણી એવી છે કે જોઇયે તો મારા કાનપર સજ્જડ તમાચો લગાવો, નહિ તો કૃપા કરીને આપની આ ખેરાત પાછી લ્યો કેમકે તેમ કર્યા વગર મારાથી એ ખેરાત લેવાશેજ નહિ. જો તે હું લઉં તો જે પરમેશ્વર હજુર મેં પવિત્ર કસમ લીધા છે, તેનો ભંગ કરવાથી મહા પાતકી થાઉં, ને મારા થયેલા પાતિકમાં ઉમેરો થાય; અને જ્યારે તમો આ હકીકતનું કારણ જાણશો ત્યારે તમો પોતે પણ કહેશો કે આ શિક્ષા મને ઘણીજ થોડી છે."

કાલિફ, આ હુજ્જતિ મનુષ્યની હુજ્જત મુકાવા માટે ઘણો વખત

રોકાઈ રહેવાને કંટાળતો હતો; તેથી એ સુરદાસની અસભ્ય માંગણીને વશ થયો; અને તેના ગાલપર એક ધીમેસથી તમાચો માર્યો. તુરતજ તે સુરદાસે તેના અંગરખાની ચાળ છોડી દીધી; ને ઘણા ઉદારદિલથી આભાર માની, અનેક પ્રકારે આશિર્વાદ દીધા. કાલિફ અને વજીર, તે સુરદાસ પાસથી થોડે દૂર ગયા પછી કાલફે વજીરને કહ્યું, "આ સુરદાસ આ પ્રમાણે, પોતાના ખેરાત કરનાર પાસથી માંગણી શા માટે કરે છે તેમાં કંઇક ગુહ્ય, મોટું કારણ હોવું જોઇયે. એ કારણ જાણવાની મને મોટી ઇચ્છા થઇ છે. તેથી તું એની પાસે જા, હું કોણ છું તે જણાવ, ને સાથે કહે કે પ્રભાતના નિમાજ પઢતી વેળાએ તે રાજમહેલમાં આવે, કેમકે મારે કંઇક વાતચિત કરવી છે."

ગાયફર, કાલિફના હુકમ મુજબ તે સુરદાસ પાસે ગયો. તેના હાથમાં એક હોન આપ્યો, ને નિયમ પ્રમાણે તેના ગાલપર તમાચો માર્યો; પછી તેના કાનમાં પઠીને ધીમેસથી કાલિફનો હુકમ કહ્યો; અને તુરતજ પાછો ફરી કાલિફને આવી મળ્યો. પછી તે બંનો જણ શેહેરમાં આવ્યા. ત્યાં ચૌટામાં આવતાં તેઓના જોવામાં પુષ્કળ લોકની ઠઠ આવી. આ ઠઠ વચોવચ એક અતિ સૌંદર્યવાન પુરુષ, એક સરસ ઘોડીપર બેસીને તેને આમ તેમ ખેલાવતો હતો, અને લોકો તે દૃષ્ટિયે જોતાં હતાં. ખેલાવતાં ઘોડીને એ સ્વાર એવી તો નિર્દય રીતે ચાબકા મારતો તથા એંડી ઠોકતો કે તે ઘોડીનો દમ ભરાઇ આવીને નિર્ગત થઇ ગઇ, ને તેના શરિરમાંથી પુષ્કળ રક્ત ઝરવા લાગ્યું! તે રહાણા-સુંદર ઘોડેસ્વારનું અમાનુષિકપણું જોઇને કાલિફને અતિ આશ્ચર્ય પ્રાપ્ત હતું; ને આ પ્રમાણે કરવાનું કારણ શું તે જાણવા માટે તે તેજ સ્થળે થોભ્યો. ઘણા લોકોને તે બાબત પુછ્યું, પણ કોઇ તરફથી ખરેખરું વૃત્તાંત મળ્યું નહિ. માત્ર એટલુંજ જાણવામાં આવ્યું કે આજ બે દિવસ થયા, આજ કલાકે, આ ચૌટાની મધ્યે આવી, આજ પ્રમાણે અમાનુષિક વર્તન તે ચલાવે છે. લોકોની ઠઠ વિખરાયા પછી કાલિફ અને ગાયફર બંનો લોકસમુહમાંથી આવ્યાં. તે પછી કાલિફે કહ્યું કે આ સ્થળ યાદ રાખી, કાલે જે સમયે, પેલા સુરદાસને મારી હજુર આવવાનું ફરમાવ્યું છે, તેજ સમયે આ મનુષ્યને પણ ત્યાં લાવવાને ભુલીશ નહિ.

કાલિફ રાજવાડામાં જવાને ત્યાંથી નિકળ્યો. જે માર્ગે થઇને તે જતો હતો, તે માર્ગપર થઇને તે બહુ કાળ થયા ગયો ન્હોતો, તેથી અત્રે તે ધીમે

ધીમે શોભા નિરખતો જતો હતો. માર્ગમાં થોડુંક ચાલ્યા પછી એક મહોલ્લામાં તે આવ્યો; ત્યાં એક અતિ ઉત્કૃષ્ટ તરેહનું ભવ્ય મકાન જોવામાં આવ્યું. તેના ડોળ દમામથી એમ માલમ પડયું હતું કે તે કોઇ મોટા અમિર ઉમરાવનું મકાન છે. તેણે તે જોઇને વજીરને પુછ્યું, "આ હવેલી કોની છે તે તને માલમ છે કે?" "નહિ મહારાજ! પણ હું તેની ચોકસી કરૂં છું." એમ બોલી વજીરે, તે હવેલીના પડોસમાંના એક ગૃહસ્થને જઇને પુછયું. તેણે ઉત્તર આપ્યો કે, "એ મકાન કોજીયાહસન ઉર્ફે અલહાબલ નામના ગૃહસ્થનું છે. તે પૂર્વાપર દોરડાં વણવાનો ધંધો કરતો હતો એટલો બધો દારિદ્રનો દાસ થયો હતો. કયી રીતે તે આટલી બધી દોલત-સંપત્તિનો માલિક થઇ પડયો છે તે કોઈ જાણતું નથી, જો કે હું ધારૂં છું કે તેણે એટલી બધી સંપત્તિ મેળવી છે કે આ મેહેલ બાંધવા સિવાય તેની પાસ પુષ્કળ દ્રવ્ય છે. તેણે કંઈ નાણું પણ કરજે કીધું છે કે ઉછીનું લીધું છે તેમ પણ નથી. તે દોરડા વણતો હતો ત્યારનો હું તેને જાણું છું કે તે ઉદ્યોગી ને પ્રમાણીક છે. છતાં એટલો ધનાઢ્ય કેમ થયો તે સમજ પડતી નથી."

આ પ્રમાણે ખબર મેલવી, વજીર કાલિફ પાસે આવ્યો, ને જે વૃત્તાંત જાણતો હતો તે તેને નિવેદન કીધું. ત્યારે કાલિફે કહ્યું, "મારે એ કોજીયાહસન ઉર્ફે અલહાબલને મળવું જોઈયે; તેથી તું જા ને એને જઇ કહે કે, કાલે જે સમયે પેલા બે મનુષ્ય આવનાર છે તે ટાણે રાજમોહોલમાં પધારે." આજ્ઞાધારી વજીર આ હુકમને તાબે થયો.

બીજે દિવસે મધ્યાન્હ કાળની નિમાજ પઢયા પછી, કાલિફ પોતાના ખાનગી બેઠકવાળા વિચારભોવનમાં પધાર્યો. તે સમયે વજીર ગાયફર પેલા ત્રણ મનુષ્યોને લઈને મહારાજાની સમક્ષ હાજર થયો. તે ત્રણેએ કાલિફને ઘણા માન સાથે નમન કીધું, ને કાલિફના પગનું ચુંબન કીધું. તેમ કીધા પછી વજીરની ઇસારતપરથી એ ત્રણેજન પોતપોતાની ઠેરવેલી જગ્યાએ બેઠા. સુરત સદ્ધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ! કાલિફે સુરદાસને તેનું નામ પુછ્યું, જેના ઉત્તરમાં તેણે કહ્યું કે મારૂં નામ બાબા અબદલ્લા છે.

"ઠીક, ભાઇ બાબા અબદલ્લા! મને તારી ભિક્ષા માંગવાની રીતિ ગઇ કાલે રાત્રિના એટલી બધી તો ચમત્કારી લાગી કે તે વેળાએ મને અનેક પ્રકારના વિચાર આવ્યા હતા, પણ મેં માત્ર જેમ તેમ મન

મારીને તારી માંગણી બહાલ રાખી હતી; બાકી હું તારી માંગણી કદીપણ બહાલ રાખત નહિ. અરે એટલુંજ નહિ, પરંતુ કોઇ મનુષ્યપર તું એટલી સખ્તાઈ પણ નહિ કરે, ને કોઇ તારી માંગણી પણ બહાલ નહિ રાખે તેવો હુકમ કરતે. પણ આજે મેં તને અત્રે એટલા માટે બોલાવ્યો છે કે તેં નહિં તોડી શકાય એવા શપથ શા માટે લીધા છે તે જણાવે. તારી હકીકત સાંભળ્યા પછી હું વિચારીશ કે તું જે કર્તવ્ય કરે છે તે યોગ્ય છે કે નહિં, ને પછી તને તેમ કરવા દેવાની પરવાનગી આપવી કે નહિ તેનો નિર્ણય કરીશ, કેમકે તારા આવા દુરાગ્રહી વર્તનથી કદાચિત્ ખરાબ પરિણામ આવવાનો સંભવ છે. ત્યારે હવે તું જણાવ કે આવા અતિ વિચિત્ર ઠરાવપર આવવાનું તને કીયું કારણ મળ્યુંછે—તે સવિસ્તર જણાવજે, મારી પાસે કંઇપણ છુપાવવાની જરૂર નથી; કેમકે તારી પાસથી યથાર્થ હકીકત મેળવ્યા વગર હું તને છોડીશ એમ ધારતો નહિં."

કાલિફનું આવું કડક ને જોસ્સાભરેલું ભાષણ સાંભળી બાબા અબદલ્લા થરથર ધ્રુજવા લાગ્યો. તુરતજ તેણે કાલિફના રાજ સિંહાસનપર મસ્તક મુકીને બીજીવાર નમસ્કાર કીધા; અને પછી જ્યારે તે ઉઠયો ત્યારે બોલ્યો કે, "રે સદ્ધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ, હું તમારા ચરણપર મારૂં મસ્તક ધરીને એટલુંજ માગું છું કે, મારા કોઇ પણ કૃત્યથી વાસ્તવિક રીતે આપને એમ માલમ પડે કે મારૂં તે કૃત્ય અયોગ્ય ને દુરાગ્રહપૂર્વક દુષ્ટ છે તો તે માટે મને શિક્ષા નહિ કરતાં ક્ષમા કરશો. હું મારો અપરાધ કબુલ કરૂં છું, પણ મેં તે આપ મહારાજને પિછાનીને કંઇ પણ કીધો નથી. આપ દયાનિધિ છો. મારા તે અજ્ઞાનપણા ઉપર કંઇ પણ લક્ષ દેશો નહિ. મારૂં તે વર્તન મુર્ખપણાની નિશાનિ છે એમ જેમ આપ ખુદાવિંદને જણાય છે તેમજ મને પણ જણાય છે; ને કોઇપણ મનુષ્યને તેમજ લાગે તેમાં કંઇપણ સંશય કરવા યોગ્ય નથી. પણ મારે હાથે જે અતિ મહાન અપરાધ થયો છે તેના બદલામાં ઇશ્વરની દૃષ્ટિએ મને આ શિક્ષા થાય છે તે બહુ નિરજીવ છે; એટલુંજ નહિં, પણ મારા ગાલપર એકેક તમાચો મારવાથી પણ મારા તે મહાન્ અપરાધમાં કંઇ ઓછું થવાનું નથી. આપની આજ્ઞાને અનુસરીને મારા તે અપરાધનું યથાર્થ વર્ણન કંઇપણ છુપાવ્યા વગર કરૂં છું, તેપરથી આપ મહારાજના લક્ષમાં યથાર્થ ઉતરશે કે મારો તે અપરાધ કેટલો મોટો નહિં માફ થઇ શકે તેવો છે."

# બાબા અબદલ્લા નામના સુરદાસની (અંતર) વાર્ત્તા.

**બાબા અબદલ્લાએ** કહ્યું, સદ્ધર્મપ્રતિપાળક મહારાજ, મારો જન્મ બગદાદ શેહેરમાં થયો છે. મારી મા તથા મારો બાપ મારા જન્મ પછી થોડા દિવસને આંતરે મરણ પામ્યાં છે. મારે માટે વારસામાં તેઓ પુષ્કળ દ્રવ્ય મુકી ગયાં હતાં. હું તે વેળાએ તરુણ હતો. તોપણ બીજા તરુણ પુરુષો પેઠે મેં મારૂં દ્રવ્ય વિના પ્રયોજને ખરચી નાંખ્યું નહિં, કે દુર્વ્યસનમાં પડયો નહિં. પણ મેં મારૂં દ્રવ્ય, બુદ્ધિનો ઉપયોગ કરીને, અતિશય શ્રમ વેઠીને દિનપ્રતિદિન પુષ્કળ વધાર્યું. ઉદ્યમથી સર્વ સાંપડે છે, ને ઉદ્યોગ એ સર્વ સુખનું મોટું મૂળ ગણાય છે. જે પુષ્કળ દ્રવ્ય હું ધીમે ધીમે, મારા ઉદ્યોગથી મેળવતો ગયો, તે દ્રવ્ય એટલું વધી ગયું કે મેં તેમાંથી મારી રોજી ચાલે તે માટે ૮૦ ઉંટ ખરીદ્યાં. તે ઉંટો હું વણજાર તરીકે વેપારીઓને ભાડે આપતો હતો; જેઓ મને દરેક વેળાના સારા દામ આપતા હતા. આ વણજાર સાથે, મહારાજ, આપણા રાજ્યની ચોદિશાએ હું ફરી વળતો હતો.

આ પ્રમાણે મારો ધંધો ધીકતો ચાલતો હતો, ને હું પૈસે ટકે સુખી થતો ગયો તેમ તેમ મારી દ્રવ્ય મેળવવાની લલુતા દિનપ્રતિદિન અધિકાધિક વધતી ગઇ. એક દિવસે કેટલાક વેપારી લોકોનો હિંદુસ્થાન માલ મોકલવાનો હતો, તેથી તેઓની વેપારની ગાંસડીઓ ઉંટપર લાધીને હું બેલસોરા બંદરે ગયો. તે માલ મેં ત્યાં આપ્યો, ને ત્યાંથી પાછા ફરતાં અત્રેના અરણ્યમાં પુષ્કળ લીલો ઘાસ ચારો જોવામાં આવ્યો, તેથી ત્યાં ઉંટોને ચરવાને મુકયા ને હું વિશ્રાંતિ લેવાને બેઠો. તેટલામાં એક ફકીર, બેલસોરાથી જતો હતો તે મારી પાસે આવ્યો. તેણે મારી સાથે ઘણી મિત્રાઇ ભરેલી, ને સાલસાઇવાળી વાતચીત કરી. પછી તે મારી નજીકમાં બેઠો. પછી મેં તેને પુછયું કે તું કયાંથી આવ્યો ને કયાં જનારો છે, તેમજ મને પણ તેણે એજ પ્રમાણે પ્રશ્નો પુછયા. અમે બંનોએ એકેકના પ્રશ્નોનું સમાધાન મન માનતી રીતે કીધું, એટલે અમારી પાસે જે ભાથું હતું તે ખાવાને કહાડયું અને પ્રેમપૂર્વક અરસપરસ આપીને, પછી બંનો જણ ખાવાને બેઠા.

એક બીજાએ ખાતાં ખાતાં કુદરતીકરની, ગામની ને લોકની ને પાસેના ડુંગરની ઘણી ઘણી નવી નવી વાતો કીધી. ફકીર બાવો તે સમયે ઘણો મોટો વિચાર કરતો હોય તેમ મારા જોવામાં આવ્યું. મેં તેને તેનું કારણ પુછયું. ત્યારે તે ફકીરે કહ્યું કે "ભાઇ રે, આ પાસેજ એક ઠેકાણે અસંત દ્રવ્ય છે, ને તે મને માલમ છે. તે દ્રવ્ય એટલું તો છે કે આ તારા એંસી ઉંટોપર લાધી જાય તોપણ ખુટે નહિ. ત્યાં પુષ્કળ હીરા, મોતી, માણેક, રત્ન, મણી, પરવાળા, સુન્નું, રૂપું ને નિલમો છે કે જેમાંથી અનેક પાદશાહી ઉભી થાય; છતાં તેમાં કંઇ ફુટકો પડેજ નહિ!"

ફકીર બાવાની આ વાત સાંભળતાં મને અસંત આશ્ચર્ય ઉત્પન્ન થયું, ને મને હર્ષ તો એટલો બધો વ્યાપ્યો કે ત્રણભુવનમાં પણ તેનો સમાસ થઇ શકે નહિ. મહારાજ, એ હર્ષ મારા નહાના પેટમાં કેમ સમાય? કેમકે વાતચિતપરથી મારી સંપૂર્ણ ખાત્રી થઇ હતી કે એ ફકીર, કે જેને જુઠું બોલવાનું કંઇપણ કારણ નથી તે મને છેતરે નહિજ. પછી હું જ્યાં બેઠો હતો ત્યાંથી ઉભો થયો, અને તે ફકીરને પગે પડયો. અસંત ગળગળો થઇને મેં તેને કહ્યું, "ફકીર બાવા, તમને ઇહલોકનો વૈભવ જરેજર તુચ્છ છે એ તો તમે જે ભેખ ધારણ કીધો છે તેજ કહી આપે છે; ત્યારે પછી આ દ્રવ્યના કોઠારો તમોને ખબર છે તે તમને શું કામ લાગવાના છે? આ દુનિયાની ખટપટો તમને કશા કામની નથી; અર્થાત્ એ દ્રવ્ય તમને કંઇ સુખ આપવાનું નથી. તો ઓ કૃપાનિધાન મહારાજ, હે સાધુજન, કૃપા કરીને એ દ્રવ્ય મને બતાવો; તમારો મારાપર અત્યંત ઉપકાર થશે. હું તે સઘળું દ્રવ્ય આ ઉંટોપર ભરિશ અને તેના બદલામાં હું તમોને એક ઉંટ આપીશ, જે તમોને તો ઘણું થઇ પડશે."

તે ફકીર બાવાને આટલી બધી દોલતના બદલામાં મેં એકજ ઉંટ આપવાની માંગણી કીધી તે બહુજ થોડું હતું એમાં તો રતિ ભાર પણ સંશય નથી. પણ હું લોભીના મનમાં તો તે પણ ઘણું લાગ્યું, કેમકે જ્યારે તે પરમાર્થિ ફકીરે મને આ અતિ વિશાળ ખજાનાની વાત કહી ત્યારે મને એટલો તો લોભ છૂટયો હતો કે તેની કોઇ ઠેકાણે હદજ નહોતી. મને એવું લાગ્યું કે મારી પાસના ૭૯ ઉંટો, એ ફકીરને જે એક ઉંટ આપવાનો છું તેના પ્રમાણમાં કંઇજ નથી. રે! તે એક ડુંગર આગળ કંકર જેવા છે! મારૂં આ અત્યંત દુષ્ટ લોભીપણું તે ફકીરના લક્ષમાં



મારા ગાળપર તમાચો લગાવો. (પૃષ્ઠ ૫૯૩)

તાત્કાળ આવી ગયું; પણ તે દયાનિધિ પુરુષના મનમાં યત્કિંચિત્ રોષ ઉત્પન્ન થયો નહિં. જોકે મારી માંગણી અતિ અધમ હતી, તોપણ તેણે અતિ શાંતતાથી, દૃઢ રહી પોતાની પરમાર્થિ બુદ્ધિનો ત્યાગ કીધો નહિં; પણ ધીરજ અને પ્રફુલ્લિત વદને કહ્યું કે, "ભાઈ સાહેબ, મારી પાસથી તમને જે કંઇ લાભ હાંસલ થનાર છે, તેના પ્રમાણમાં તમારી ભેટ તો કંઇજ નથી એ તમારે સ્હજમાં સમજવું જોઇએ. સમજ્યા કે? તમે ઘણા બુદ્ધિશાળી ને વિચારવંત છો, તો વિચારો કે મેં તમોને આ દ્રવ્યની વાત કહી નહિં હોત ને હું એકલે હાથેજ તે લઇ ગયો હોત, કે જેમ કરતાં મને કંઈ હરકત નથી તો એથી તમને કંઇપણ લાભ થાય તેમ નહોતું. ને ત્યારે તમને શું મળતે વારૂં? પણ મેં તમારાથી કંઇ પણ છુપાવ્યા વગર, મોકળા મનથી સર્વ હકીકત જણાવી, તો તમારે મન સાથે ઘણો વિચાર કરવો જોઇએ. ત્યારે હવે હું એક બરોબર વાત કહું છું, ને તે એ કે આપણા બંનોનું કલ્યાણ જન્મભર થાય એવો મારો વિચાર છે. તેથી આપણા બંનોમાંથી કોઇને ઘણો ફાયદો થાય કે કોઇને ઘણું નુકસાન જાય તેવું કરવું નહિં, તેવું હું ધારૂં છું. મારૂં કહેવું માનવું ન માનવું એ તમારી મરજીપર છે—માનશો તો જન્મભર સુખી થશો અને ન માનશો તો પસ્તાશો પણ જન્મભર! મારી સરત આ છે કે, તમારી પાસે જે ૮૦ ઉંટ છે તે આપણે જ્યાં દ્રવ્ય છે ત્યાં લઇ જઇએ ને ત્યાં જઈને પુષ્કળ દ્રવ્ય—હીરા, મોતી, માણેક, પન્ના ભરિયે, ને સર્વે બરાબર ભરાઇ રેહે, એટલે તે ઉંટોમાંથી નિમ્મે ઉંટ તમારે મને આપવા, ને બાકીના તમારે તમારી પાસે રાખવા; પછી જેમ જેની મરજી આવે ત્યાં તે લઇ જાય. આ એક બરાબર સરત છે. એથી કોઇને કંઇ પણ બડબડવાનું કારણ મળશે નહિં. જોકે આ સરતથી તમનેતમારા ૪૦ ઉંટ મને આપવા પડશે એ તો ખરૂં, પણ તેમાં તમને કંઈતોટો ન સમજવો. કેમકે મારા યોગથી તમને જે દ્રવ્ય મળવાનું છે, તેમાંથી તમો હજારો તો શું પણ લાખો ઉંટો ખરીદી શકશો."

ફકીરનું તે બોલવું તદન વાજબી ને અદલ હતું એમ મારે ખુલ્લું સ્વીકારવું જોઇયે. મારે તેની વિરૂદ્ધ બોલવા જોગ કંઇપણ નથી. ફકીરની આ સરત કબુલ કરવાથી મને કેટલો મોટો ફાયદો થનારો છે તે બીલકુલ લક્ષમાં નહિ લેતાં, મારા ૪૦ ઉંટ જશે તેને માટે હું અત્યંત સંતાપ કરવા લાગ્યો, ને મનમાંને મનમાં ફકીરને શ્રાપ દેવા લાગ્યો. જેવું મેં જાણ્યું કે ફકીર પણ મારી પેઠેજ શ્રીમંત થઇ પડનાર છે, તેવુંજ મારૂં દુઃખ

વધ્યું, ને 'પરસુખે દુ:ખીતા' તેમ મનમાંબળી જવા જેવો થઇ પડયો. જ્યારે તે બીચારો ઉદાર દિલથી મારાપર અત્યંત તુષ્ટમાન્ થયો છે, ત્યારે હું તેના પ્રત્યે અત્યંત દુષ્ટ રાગથી ભરાયો. મારા મનમાં તો ઉથલપાથલ થવા માંડયું ને હું થંડો થઇ ગયો. પણ ઉપાય નહિ, ને તે વેળાએ વિચાર કરવાનો વખત પણ નહોતો—માત્ર ઉપાય એટલોજ હતો કે ફકીરનું કહ્યું કબુલ કરવું, અથવા તો હાથમાં આવેલી અપાર સંપત્તિનો ત્યાગ કરી, જન્મભર માથે હાથ દઇ રડવું; એ સિવાય કોઇપણ બીજો માર્ગ મારે માટે હતોજ નહિ. તુરતજ મેં મન સાથે ઠરાવ કીધો, ને અલ્લાહ તાલાનું નામ દઈ ઉઠયો. મે આસપાસ ચરતાં સર્વે ઉંટો ભેગા કીધાં, ને પછી હું; ને તે ફકીર સર્વ તે સ્થળેથી ઉપડયા. અમે થોડે દૂર ગયા કે બે પહાડ વચ્ચે ખીણુમાં આવી પહોચ્યા. ત્યાંથી જવાનો માર્ગ એટલો તો સાંકડો હતો કે ઉંટોથી તેમાં જઈ શકાય તેમ નહોતું. આથી અમે એકેક ઉંટ લઇ જવા લાગ્યા. જ્યાં બે પર્વતો એકઠા થયા હતા, ત્યાં અર્ધવર્તુળ જગ્યા હતી; તેમજ તે વળી અતિ ઉંચી, ભયંકર ને સીધી હતી, તેમ તેની આસપાસ એટલી તો ઝાડી વિંટાઇવળી હતી કે તે સ્થળે કોઇપણ મનુષ્ય પ્રાણી આવી પહોંચશે તેવો તલ માત્ર પણ ભય નહોતો.

તે બે પર્વતના મધ્ય આગળ આવ્યા કે તે ફકીરબાવાએ મને કહ્યું, "હવે અહિયાં તમારા ઉંટોને રાખો, ને તેઓને બેસાડી દો, કે આપણને સઘલી દોલત તેનાપર લાધવી ઠીક સવલ પડશે. તમે તેને બેસાડો એટલે હું ત્યાંથી દ્રવ્ય કાઢવાની તજવીજ કરૂં." ફકીરના આ બોલવાથી મને ઘણો અચંબો પ્રાપ્ત થયો, કેમકે તે રખેને મને ભમાવનો હોય તેવો હવે સંશય આવ્યો. આ પર્વતોમાં ઝાડી ને પાણી સિવાય બીજું કંઇ નહોતું, ત્યાં તે દ્રવ્યની વાત કરે છે એ શું ? પણ પછી મેં ઉંટોને બેસાડી દીધાં; ને તુરતજ તે ફકીરની પાસે ગયો. તેણે પોતાના હાથમાં ચકમક ને લોઢું લીધું, ને અગ્નિ પાડવા માટે આસપાસથી કાષ્ટ એકઠાં કીધાં. આ કામ તેણે ઘણી ઉતાવળથી કીધું. તુરત અગ્નિ પ્રદિપ્ત કીધો, ને તેનાપર થોડોક ધૂપ મુકયો; ને પછી મોંઢેથી કંઈક મંત્ર ભણ્યો. તુરતજ ત્યાં મોટો વાદળ જેવો દેખાવ થઈ આવ્યો ને જાણે મેઘઘટા છાઇ રહી હોય તેમ થઇ આવ્યું. પેલા ધૂપમાંથી જે ધુમ્ર નિકળ્યો તે ઠેઠ આકાશ તુલીક ગયો, ને પછી તે દુભાગ થઈ ગયો. તે વચ્ચે મને મોટા ચમત્કાર સાથે માલમ પડયું કે પેલા અતિ વિકાળ પર્વતની જગ્યાએ એક સુંદર દરવાજો જણાયો.

તુરત તે દરવાજો ખુલી ગયો, ને તેની અંદર જાણે ઇન્દ્રનું નંદનભુવન હોય તેવી રીતનો મોટો મેહેલ દેખાયો. આ કૃત્ય કંઇ મનુષ્ય પ્રાણીનું નહિ હોય, પણ કોઇ યક્ષ ગાંધર્વનું હશે એમ મને તે વેળાએ લાગ્યું; કેમકે મનુષ્ય પ્રાણીની તો આવું દિવ્ય ને ભવ્ય મકાન કરવાની શક્તિજ હોય નહિ.

પણ મહારાજ, આ વિચાર કંઇ મને તે ક્ષણે આવ્યો નહોતો; કેમકે તે વેળાએ તો મારૂં ધકધ્યાન પેલા દ્રવ્ય ને હીરા માણેક મોતિ-પરજ હતું. આ પર્વત ને ભવ્ય મેહેલ એ બધો વિચાર તો પાછળથી આવ્યોહતો; તો પછી તે વેળાએ ત્યાં શું શું હતું તેનો વિચાર કેમ કહી શકું? તે મેહેલમાં જે શબ્દથી નહિ વર્ણિ શકાય તેટલી સંપત્તિ પડેલી હતી; તે એવી રીતે ગોઠવેલી હતી, કે તે મનુષ્ય કૃત્ય નહિજ હોય! હું તો ત્યાં સ્તબ્ધ થઇ રહ્યો—જેમ કોઇ ગીધ પક્ષી પોતાના ભક્ષને તાકી તાકીને જોતો હોય ને પછી તે ઝડપવાને એકદમ ઉતરી પડે તેમ જ્યારે તે મેહેલમાં હું પેઠો ત્યારે મને પ્રથમ તો સુવર્ણની મોહોરોનોજ ઢગલો જણાયો તેપર હું તુટી પડયો! આ મોહોરો મોટ મોટી પેટીમાં મેં ભરી લીધી, જે પેટી વળી ઘણી સરસ હતી. તડામાર મેં એક પેટી ભરી કે બીજી ભરવા લાગ્યો; ને તે એટલી ભરી કે ઉંટોથી ઉંચકાશે પણ નહિ, એવો મને ભય ઉત્પન્ન થયો. ફકીરે પણ મારી પેઠેજ કરવા માંડયું, પણ તેણે તો સુનાને બદલે હીરા, મોતિ, માણેક, રત્નનેજ હાથ લગાડયો. તેથી તેનું જોઇને મેં તેજ પ્રમાણે કરવા માંડયું. આ રત્નો બહુ મૂલ્યવાળાં હતાં. અમે સુવર્ણ કરતાં રત્નજ વધારે ઉપાડયાં; પછી તે સર્વે પેટી ભરીને જેમ તેમ ઉંટોપર ચઢાવી. પછી તે મેહેલના દરવાજા બંધ કરીને પાછા રસ્તાપર પડયા સિવાય અમને બીજું કંઇ કામ નહોતું. અમે બંનો જન બહાર નિકળ્યા, ને ઉંટોને દરવાજાથી દૂર કાઢયા, પણ તેટલામાં ફકીર બાવા પાછા તે મેહેલમાં ગયા, ને એક સ્થળે જ્યાં મોટી મોટી સોનાની બરણીઓ પડેલી હતી, તે બરણીમાંથી એક લોઢાની દાબડી ઉપાડી લીધી. તે દાબડીમાં એક જાતનો મલમ હતો, તે મને ફકીરે બતાવ્યો, ને પછી પોતાની કમ્મરમાં ફકીરે તે દાબડી બાંધી લીધી.

આ પ્રમાણે થયા પછી, પૂર્વપેરે ફકીરે દરવાજો બંધ કરવા માટે ધૂપ મંત્ર આદિ ક્રિયા કીધી. જેવો મંત્ર તે બડબડવા લાગ્યો કે દરવાજા બંધ થઇ ગયા, ને અસલ પેઠે વિક્રાળ પહાડ દેખાવા લાગ્યો. ડુંગરથી બહાર નિકળી અમે બંનો જને પેલા ઉંટો નિમેનિમ વેહેંચી લીધા, ને

પેલી ખીણુ વટાવીને રાજ માર્ગપર આવ્યા. થોડે સુધી તો અમે બંને સાથે સાથેજ ચાલ્યા, પણ ફકીરને જે અપાર સંપત્તિ મળી તેથી મારો જીવ ઘણો બળવા લાગ્યો. થોડેક ગયા કે અમારે છુટા પડવાનો વખત આવ્યો—તેને બેલસોરા જવું હતું, ને મારે તો બગદાદ આવવું હતું. આ પરમાર્થિ ફકીર મને પ્રેમથી ભેટયો. તે વેળાએ મેં તેણે મારાપર જે મહદુપકાર કીધો હતો તેને માટે અતિઘણી કાલજીથી, પણ ગળગળતે ચેહેરે ઘણો ઉપકાર માન્યો. ફરીથી અમે અતિઘણા પ્રેમથી અન્યોઅન્યને આલિંગન કીધું; અને અમે પોતપોતાને માર્ગે પડયા.

હું મારા ઉંટને લઇને માર્ગપર આવ્યો ને સો પચાસ ડગલાં ચાલ્યો નહિ ચાલ્યો તેટલામાં મારા દુષ્ટ મનમાં ભૂત પિશાચે એકદમ વાસ કીધો, ને હું ઘણોજ કૃતઘ્ન થઇને મત્સરથી ભરાયો. મારા ચાલીસ ઉંટ ગયા તેથી મને અત્યંત સંતાપ થયો; તેમાં વિશેષ કરીને તેનાપરનું પુષ્કળ દ્રવ્ય મારે હાથ નહિં આવ્યું તેથી વધુ—અતિ ઘણું મારૂં મન કલ્પાંત કરવા લાગ્યું. મેં મનમાંને મનમાં કહ્યું, 'એ ફકીરજીને વળી તે દ્રવ્ય લઇને શું કરવું છે? તે તો પર્વતમાંની બધી મોટી જાગીરનો માલીકજ છે તો! તેમાંથી લેતાં એને કોણ અટકાવનાર છે! મને તો મારા ચાલીસ ઉંટ પાછા મળે તો કેવું સારૂં?' આમ વિચારતાંજ મારા મનમાં ભરાયલા ભૂતે મને કહ્યુ કે 'ચાલીશ ઉંટ તું ફકીર પાસથી પાછા લે.'

હવે જ્યારે આ પ્રમાણે મારા મનમાં વિચાર થયો ત્યારે પછી તે કેમ પડાવી લેવા તેના વિચારમાં હું ગુંથાયો. પ્રથમ તો મેં મારા ઉંટો ઉભા રાખ્યા; ને પછી મેં તે ફકીરને ઘણા મોટા સાદે હાક મારીને કહ્યું કે 'ઓહો ફકીર બાવા! તું તારા ઉંટ ખડા રાખજે ખડા.' ને પછી હું તેની પાસે દોડયો. મારી હાક સુંણુતાંજ તેણે પોતાના ઉંટ ઉભા રાખ્યા. તેની પાસે મેં સ્વાસભેર દોડતાં જઇને કહ્યું, "ભાઇ સાહેબ, હું તમારાથી છુટો પડયો, ને થોડેક દૂર ગયો તો મને એક વિચાર આવ્યો, જે વિચાર પ્રથમ આવ્યોજ ન્હોતો. જો આ વિચાર પ્રથમ આવ્યો હોત તો મારે ઉભા રાખવા પડત નહિં. તે વિચાર એ છે કે, તમે પડયા બાવાજી! તમારે તો ઇહલોકની સઘળી ખટપટ છોડી પરલોકનાં સુખ સાધન મેળવવા માટે ઇશ્વર ભજન કરવું જોઇએ, ને એકાંતવાસમાં રહીને સંસારી ખટપટનો ત્યાગ કરવો જોઈયે. તમે તેમ કરો તો આ બધા ઉંટ તમે

કેમ સાચવશો? તેને અંકુશમાં રાખવા એ કંઇ તમારો ધંધો નથી. ઉંટો હાંકવા રાખવા તેથી તમે માહિતગાર નથી, ને આ ઉંટો એટલી બધી તમોને પિડા આપશે, ને તમારી અલ્લાહના પવિત્ર નામની સેવામાં ભંગ પાડશે કે ત્યારે તમો ઘણા પસ્તાશો. આ વિચાર આવ્યો તેથી તમોને હું કહુંછું કે તમારી પાસે એ ૪૦ પૈકી ૩૦ ઉંટ રાખી બાકીના મારે સ્વાધિન કરો. એટલા બાકીનાજ તમે સંભાલશો તો બસ. મારી વાત નિરાળી છે! મારો તો ધંધો છે તેથી મને હરકત પડશે નહિં.'

આ મારૂં બોલવું સાંભળીને ફકીર નિરભય થઇ ગયો; ને મારૂં બોલવું તુરતજ કબુલ કરતો જણાયો. તેણે મને કહ્યું, 'તું કહે છે તે કંઇ ખોટું નથી. મને પણ ભાઇ એમજ લાગેછે. પેહેલાં મને આ વાત જરા પણ યાદ આવી નહિં. તેં આ હકીકત કહી તેથી મને મોટી ચટપટી થાય છે. તેથી આ દશ ઉંટ તું લઈ જા, એટલે તને પચાસ થશે.' મેં તેની પાસથી દશ ઉંટ લીધા; અને બાકીના ઉંટો તેને માટે રેહેવા દીધા. પણ ફકીર આ પ્રમાણે દશ ઉંટ આપવાને તત્પર થયો, ને કંઈ પણ આનાકાની કીધી નહિં, અને ઝટોઝટ મારી માંગણી સ્વીકારી તેથી મને વધારે લોભનો હરખ છુટયો. મેં મારા મન સાથ કહ્યું, 'વાહ, આમ ઝટ દશ ઉંટ મળ્યા, તો બીજા દશ એની પાસથી પડાવી લેવા કંઇ કઠિણ નથી.' તેથી મેં તેના દશ ઉંટ લીધા તેને માટે આભાર માનવાને બદલે મેં 'પાપનું મૂળ જે લોભ' તેને વશ વર્તિને કહ્યું કે, "ભાઇ રે, તારા જેવા અણુભ્યાસીને તો આટલા ત્રીશ ઉંટડા પણ સાચવવા ઘણા દોહિલા છે. તું તારા મનથીજ વિચાર કરની કે, એટલા તારાથી સચવાશે ખરાં? ત્યારે ભાઈ, તને તો એથી ઘણો ત્રાસ ને શ્રમ પડશે; ને તેથી મને અપરિમિત દુઃખ થશે. તો તેમ કરવાની કંઈ એ જરૂર નથી. નાના ભાઇ, તમો ફોકટમાં દુઃખી શું કામ થાઓ? મારો શબ્દ માનો તો તમને કંઇ હરકત નડવાની નથી; કેમકે, મારો તો નિત દહાડીનો ધંધો છે. હું જે કંઇ કહુંછું તે તમારા સારા માટે છે. મારે તો એક સંભાળવું ને સોને સંભાળવાં એ સરખાં છે! માટે બીજાં દશ ઉંટની ખટપટ કાઢી નાંખો.'

આ મારા બોલવાની તે ફકીર બાવાને અસર થઇ. તેણે તુરતજ મારે સ્વાધિન બીજા દશ ઉંટ આપ્યા. હવે તેની પાસે માત્ર વીશ ઉંટ હતા; ને મારી પાસે તેનાથી ત્રમણા એટલે સાઠ થયા; ને મોટામાં મોટા

રાજાથી પણ હું વધારે શ્રીમંત બન્યો હતો, તેથી મને ઘણું વિનયવત્ થવું જોઇએ, ને જરાપણ સંતોષ પકડવો જોઇએ. પણ મને તેમ થવાને બદલે મારી તૃષ્ણા વધી ને તૃપ્તિને મારી હઠાવી. ઉલટું એમ થયું કે કોઈ જલંદર થયેલા માણસને જેમ જેમ વધારે પાણી મલે તેમ તેમ અધિક અધિક તૃષા લાગે તેમ મને થયું. દશ વધુ ઉંટ મળ્યાથી મને અધિક અધિક લોભ છુટવા લાગ્યો; ને તે ફકીર પાસથી બાકી રહેલા વીસ ઉંટ પણ લઈ લેવાનો ઘાટ ઘડવા લાગ્યો. મેં તે ફકીરને વળી ઘણી ઘણી રીતે સમજાવ્યો, ને કહ્યું કે તમે સાધુ લોકોને, જેઓએ સંસાર ત્યાગ્યો છે તેઓને આ દ્રવ્ય દુઃખનું કારણ થઇ પડશે. માટે ભલા માણુસ, સાથે રાખીને શું કામ પીડા હોરે છે. આમ કહ્યા પછી બીજા દશ ઉંટ તેણે મને તુરતજ આપ્યા. જે આપતાં તે જરા કચવાયો સરખો પણ નહોતો. હવે બાકી તેની પાસ માત્ર દશ રહ્યાં, જે લેવાને માટે હું તેને પગે પડયો, તેની દાઢી પકડી, મેં કહ્યું કે જાણે તું મને ભિક્ષા દેતો હોય તેમ છે, પણ આ બાકીના દશ મને આપ, જેથી તારો મારાપર અનંત ઉપકાર થશે. આ મારી માંગણી પણ તેણે સ્વીકારી ને તુરતજ મને બાકી રહેલા દશ ઉંટ આપી દીધા. હવે મારો આનંદ ત્રિભુવનમાં સમાય નહિ. હું હર્ષથી દોડવા કુદવા લાગ્યો. છેલ્લે તે ફકીર બાવાએ મને કહ્યું, "ભલાભાઇ, આ દ્રવ્યની સારી રીતે સંભાળ કરજે, ને સદોદિત આટલી વાત ધ્યાનમાં રાખજે:-આપણી આ સંપત્તિ અનાથ દરિદ્રિના કલ્યાણ માટે ને તેને સહાય્ય કરવા વાસ્તે છે, ને તેના ઉપયોગમાં આપવી તેથી પરમેશ્વર પણ પ્રસન્ન થશે, ને આપણું પણ કલ્યાણ કરશે; ને જો તેમ નહિ કીધું તો આ સંપત્તિ તે છીનવી લેશે; કેમકે આપવાની ને લેવાની એ બંનો શક્તિ તેની પાસે છે. જે સંપત્તિ લોક કલ્યાણ અર્થે, ને દરિદ્રિના રક્ષણ અર્થે ખરચે છે તેને સેંકડોગણું પુણ્ય પ્રાપ્ત થાય છે, તેથી આવી સંપત્તિનો ઉપભોગ પીડિતોના સુખ માટે કરજે.'

પણ મહારાજ ! મને તો હડખવા એવો છુટયો હતો કે આવી પ્રાર્થનાની કીટકીટ કે મનુષ્ય હિત મારા મનમાં જે દુષ્ટવાસનાએ ઘર કર્યું હતું ત્યાં વાસ કરવા જેવું નહોતું. આવી પવિત્ર વાર્તાને રહેવાનું સ્થળજ નહોતું. મારા ઉંટ મળ્યા, ને મને અપાર સંપત્તિ મળી, તોપણ મારા મનમાં તૃપ્તિ-હાય! તૃપ્તિ-સંતોષ થયો નહિ. મારા મનમાં આવ્યું કે જે ફકીર પાસથી આટલી બધી સંપત્તિ મને મળી તે ફકીર પાસ પેલી મલમની દાબડી છે

તે વધારે કિમતિ હોવી જોઇયે, તેનું મહત્વ અધિક હશે, કેમકે તે દબ્બી સંભાળીને મુકવાની ફકીરની રીતપરથી મને એમ લાગ્યું હતું. વળી જે સ્થળે એ દબ્બી હતી તે સ્થળનો વિચાર કરતાં મને એમ લાગ્યું કે તેમાં કંઇ અલૌકીક અસાધ્ય વિલક્ષણ ગુણ હશે, એમાં સંશય નથી. તેથી હરેક યુક્તિથી તે મલમની દબ્બી લેવાની મેં પ્રેરવી કીધી. મેં તેને આલિંગન દિધું; સલામઅલેકુમ કીધી, ને પછી બે દગલાં પાછો ફર્યો; પણ તેટલામાં જાણે કંઇ મોટું યાદ આવી ગયું હોય તેમ એકદમ પાછો ફરવાનો ઢોંગ કીધો ને પુનઃ મેં તે ફકીર બાવાને કહ્યું, "ભાઇ સાધુરામ! તમારી પાસે પેલી નહાની મલમની દબ્બી છે તે વળી તમને શું ઉપયોગમાં આવવાની છે? હવે કૃપા કરીને તે પણ મને આપી દોની! તે ઘણી નજીવી છે, તે તમારા જેવા પુરુષને લઇ જવી યોગ્ય નથી. મને તે એક બક્ષીસ દાખલ આપો, અને જે ફકીરે દુનિયાની માયા મમતાનો–સર્વ અસગતનો પરિત્યાગ કીધો છે તેને વળી આ માયા શા કામની? તેઓને સુગંધી ને પોમેટમના શા ખપ?"

રે પ્રભૂ! તેણે મને એ દબ્બી આપી નહિ હોત તો કેવું સારૂં થાત! પણ મહારાજ, મારા લોભનો થોભ નહોતો, મને ઉપરાચાપરી લોભે ગુંગલાવી નાંખ્યો હતો. ખરી વાત એ છે કે જો તે ફકીર બાવાએ મને એ દબ્બી નહિ આપી હોત તો હું તેપર બલાત્કાર કરત, ને તે લેત ત્યારેજ તેનો પીછો છોડત; કેમકે હું તેનાથી વધારે બળવાન પણ હતો. પણ મહારાજ! તે ફકીરે મને એ દબ્બી આપવાને ના નહિ પાડી, એટલુંજ નહિ, પરંતુ પોતાનાં ખીસામાંથી તે ઝટ કાઢી, પટ મારા હાથમાં સ્વાધિન કીધી; અને પછી કહ્યું, 'ભાઇ સાંભળ! હવે તારી ઇચ્છા પૂર્ણ થઈ કે હજી કંઇ બાકી છે? કંઇપણ બાકી હોય તો કેહે, તારી મરજી બહાર હું નથી. મારી પાસે જે હતું તે પૈકી હવે કંઇ બાકી રહ્યું નથી. સંકોચ કંઈ ધરતો નહિ. મારા હાથમાં જે હશે તે સર્વ તને આપીશ.'

જ્યારે મારા સ્વાધિનમાં તે દબ્બી આવી ત્યારે મને ત્રિબ્રહ્માંડમાં સમાય તેથી દશ, સો કે સહસ્ત્રગણો આનંદ પ્રાપ્ત થયો. મેં તે દબ્બી ઉઘાડીને તેમાંનો મલમ જોયો, ને પછી તે ફકીર સાહેબને કહ્યું કે, "ફકીર ભાઇ, ઓ મહાત્મા, જે અર્થે તેં મારાપર આટલો અપાર ઉપકાર કીધો, અને અદ્યાપિપર્યંત કરવાની તારામાં અધિક ઉત્કંઠા છે, તેજ અર્થે હે કૃપાસિંધુ, મને જણાવ કે આ મલમમાં કયો ગુણ છે–તે મને જલદી કહે'

ફકીરે કહ્યું: "એના અંગમાં જે ગુણ છે તે મહા ચમત્કારી છે ને અતિ અદ્‌ભૂત છે. એનો થોડો ભાગ જો તું તારી ડાબી આંખમાં આંજશે, તો તુંને આ પૃથ્વીના પેટામાં જે મણી રત્નનો ભંડાર સમાયલો છે તે તારી દૃષ્ટિયે પડશે; પણ જો એ મલમ તું તારી જમણી આંખમાં આંજશે તો, એ નેત્રના અંજનમાં એવો ગુણ છે કે તને અંધત્વ પ્રાપ્ત થશે.'

મેં તે ફકીરને કહ્યું, 'ભાઇરે, એનો જ્યારે આવો ગુણ છે, ત્યારે એનો અનુભવ તો હુંજ પેહેલો લઇશ.' એમ કહીને મેં એ દબ્બી તેના હાથમાં આપી; ને પછી કહ્યું, 'કૃપા કરીને એને મારી આંખમાં આંજ. મારા કરતાં તને, એનો કેમ ઉપયોગ કરવો તે વધારે માહિત હશે, કેમકે તું તો ભોમિયો છે. ભાઇ ઝટપટ કરની, વાર શાની લગાડે છે? આવો અલૌકીક પ્રકાર કેમ બને છે તે જાણવા જોવાની મારી ઘણી મોટી ઇચ્છા છે.' પછી મેં મારી ડાબી આંખ મીચી ને તેના ઉપલા ભાગપર ફકીરે તે અંજન મસળ્યું. તે મસળી રહ્યો ને આંખ ઉઘાડી, તો ફકીરે કહેલી જરેજર વાત ખરી પડી. રત્નાદિક અણમોલ પદાર્થના અપરંપાર ભંડાર ને હજારો પ્રકારના નાણાં, તે પર્વતની નજીકમાં મને દિસવા લાગ્યાં. ત્યાં જે જે ભવ્ય ને સુંદર ને દિવ્ય પ્રકારની સંપત્તિ મારા જોવામાં આવી તેનું વર્ણન કરવું કેવળ અસક્ય છે. પણ જમણી આંખ બંધ રાખવી પડી તેથી મને ઘણી ચટપટી થઇ, ને તે મને સારૂં લાગ્યું નહિં; તેથી મેં તે ફકીર સાહેબને કહ્યું, 'ભાઇ, વધારે કૃપા કરીને મારી જમણી આંખની પાંપણપર તે અંજન ઘસની!' તેને ઉત્તર આપ્યો, 'મને તે માટે કંઇ હરકત નથી, પણ મેં તને પૂર્વે શું કહ્યું છે તેનો ફરી વિચાર કર. મેં તને કહ્યું છે કે જો જમણી આંખપર તે જરા પણ અડશે તો તું બંને નેત્રે આંધળો થશે, એવો અદ્‌ભુત ચમત્કાર એ અંજનમાં છે.'

ફકીર સાહેબનું આ બોલવું મને ખરૂં ભાસ્યું નહિં, પણ ઉલટું મને એમ ભાસ્યું કે અંજનમાં કંઇ બીજો વિશેષ ચમત્કાર હશે તે મને નહિં બતાવવા માટે મને ફકીર વાહી જાય છે. મેં મનમાં કહ્યું, 'વાહ! ફકીર બડો પાકો છે, તે વળી મને છેતરે છે, પણ એમ એને પતવા નહિં દઉં.' આમ ધારીને મેં કહ્યું, 'ભાઇરે, એમ તું મને ફસાવે તે વાજબી નહિં. હું એમ કદી પણ ફસવાનો નથી. એકજ અંજનના બે જૂદા જૂદા ગુણો હોય એ કોઇ કાળે પણ સંભવિત હોયજ નહિં. વળી

એક નેત્રમાં આંજતાં આ પૃથ્વીમાંના રત્નાદિક પદાર્થો દેખાય ને બીજા નેત્રમાં આંજતાં અંધત્વ પ્રાપ્ત થાય એમ તે હોય ? છટ્ છટ્ ગાંડા ભાઈ એમ જૂઠું કાં બોલે છે ?' ફકીરે કહ્યું, 'એમ કેમ હોય તે મને માલમ નથી, પણ હું ઇશ્વર સાનિધ્ય કસમ લઇને કહું છું કે મેં જે કંઇ તને કહ્યું તે ખરૂં છે. તારા મનમાં તું કોઇ પણ રીતનો સંશય આણ નહિ, પ્રાણાંતે પણ હું અસત્ય ભાષણ નહિં કરૂં. મારી પ્રતિજ્ઞા છે કે મારે સત્ય સિવાય બીજું કંઇ બોલવું નહિં."

આ પ્રકારે તે સત્ય ભાષણી સાધુએ મને વિનવિ વિનવિને કહ્યું, પણ મારા દુષ્ટ હૃદયમાં ઉતર્યું નહિં. પૃથ્વીના પેટામાં જે અપાર સંપત્તિ મારા જોવામાં આવી, ને તેથી જે મને હર્ષ વ્યાપ્યો, ને તેનો ઉપભોગ કરવાના વિચારથી મને જે તૃષ્ણા માલમ પડી, કે મનમાં કે જાણે જગત્‌ની સંપત્તિનો માલિક થાઉં એમ ભાસ્યું,—એ સર્વ લોભે કરીને તે ભલા ફકીરનું બોલવું મારા કાનના અંદરના ભાગમાં જવા પામ્યુંજ નહિં. તેની કહેલી કોઇ પણ વાત મારે ગળે ઉતરે નહિં; કેમકે મારૂં દુર્દૈવ ઘણું પાસે આવ્યું હતું, ને જે પાપનું મૂળ લોભ તે મને મારી રગે રગમાં વ્યાપિ રહ્યો હતો. મને તો પૃથ્વીના માંહેલા ભાગની સંપત્તિ પ્રાપ્ત થવાની આશા હતી, ને તેથી મેં ખાત્રીથી ધાર્યું કે જમણા નેત્રમાં અંજન પ્રસરવાથી વળી વધારે અદ્‌ભુત ચમત્કાર જણાશે. મેં તો હઠ પકડીને તે ફકીરને કહ્યું કે મારા જમણા નેત્રમાં આંજજ ! પણ તે ભલા માણસે મને નાની નાજ પાડી. તે બોલ્યો, 'રે ભોલા ભાઇ, જ્યારે મેં તારૂં આટઆટલું કલ્યાણ કીધું, ત્યારે વળી મારે હાથે તારૂં અણહિત થાય એમ કેમ કરૂં ? સર્વે ઇંદ્રિમાં શ્રેષ્ટ જે નેત્રેંદ્રિ, તેનાથી જે દુર્દૈવે કરીને કમનસીબવાન્ થાય છે તેને કેટલું દુઃખ થાય છે, તેનો ઓ ભલા માણસ, તું તારા મન સાથે ક્ષણભર વિચાર કર; પછી જે કૃત્ય તું કરવા કેહે છે તેનો હું વિચાર કરિશ. એ કૃત્ય કરવાથી તું દારૂણ પશ્ચાતાપમાં જીંદગીપર્યંત પડશે, તેવું કામ, કૃપા કરીને મારી પાસે કદી પણ કરાવ નહિ, એટલું હું માગી લઉછું.'

આટલું આટલું તેણે કહ્યું પણ મેં મારો દુરાગ્રહ છોડયો નહિ, ઉલટી મારી તૃષ્ણા ને જીજ્ઞાસા વધુ ઉસકેરાઇ. મેં તેને કહ્યું 'ભાઇરે, બાવારે, સાધુરે, હું તને હાથ જોડીને કહું છું, પગે પડીને કહું છું, વિનવિને કહું છું કે હવે તું કોઈ વાતની અડચણ વચ્ચે લાવ નહિ. અત્યાર સુધીમાં મેં તને

જેટલું કહ્યું તેટલું તેં માન્ય કીધું છે, તો હવે આટલી ક્ષુલ્લક બાબતમાં તું મને નારાજ કરે છે કાં? તને ઇશ્વરના સપથ આપીને કહું છું, કે ગમે તેમ, તારા મને કે કમને પણ મારી આ વિનંતિ તારે માન્ય કરવીજ પડશે. એ કર્તવ્ય કરવાથી કંઇ પણ માઠું પરિણામ આવશે તો તેનો દોષ મારે શિર છે, તને તેમાં કંઇ પણ લાગે વળગે નહિ.' મારો દુષ્ટ દુરાગ્રહ છોડવા માટે ફકીરે પોતાની પરાકાષ્ટા કીધી, પણ હું એકનો બે થયો નહિ, પણ ઉલટો વધારે મમતી બન્યો. અને તે ફકીરે જાણ્યું કે જો મારી વિનંતિ તે માન્ય નહિ કરશે તો હું તેનાપર જબરજસ્તી કરીશ; ત્યારે પછી તે બોલ્યો, 'જ્યારે તું કંઇપણ સમજતો નથી, ત્યારે તારૂં દૈવ! પણ હજી પણ યાદ રાખ કે તારી જીંદગીનું સર્વ સુખ તું ક્ષણમાં ખોશે.' મેં કહ્યું, 'ફકીર બાવા, હવે માફ કરીને તારી કીટકીટ છોડી દે.' ફકીરે કહ્યું "ઠીક! જ્યારે તું તારા દૈવપર પડવાને તૈયાર થયો છે તો તને સંતોષી કરૂં છું.' એમ કહીને તેણે મારી જમણી આંખ કે જે અત્યાર સુધી બંધ રાખી હતી, ને તેનાપર મારો હાથ મુકયો હતો, તે ખસેડી તેપર પેલી દબ્બીમાંથી મલમ લઇને મસળ્યો. અને પછી મેં આંખ ઉઘાડીને જોયું તો સર્વત્ર ઘોર અંધકાર! બંનો ડોલા જતા રહ્યા ને તેજ દિવસની મારી આ બંને આંખ તેવીને તેવીજ રહી છે.

મેં મારૂં માથું કુટ્યું, તુરતજ અત્યંત નિશ્વાસ મુકયો, ને કહ્યું 'રે ઓ ફકીર! ઓ સંત! તેં જે વાર્ત્તા કહી તે અક્ષરસઃ ખરેખરી પડી છે! હાય! હાય! મને આવી દુષ્ટ બુદ્ધિ કેમ સુઝી? હાયરે! અનિવાર દ્રવ્યની પ્રાપ્તિના લોભે મને કેવા દુઃખ સમુદ્રમાં ગબડાવી દીધો છે? રે! મેં હાથે કરીને મારા શિરપર દુઃખ હોરી લીધું. પણ હવે ઉપાય શો? રે દુષ્ટ દૈવડા! તું મારાપર આટલો બધો કોપાયમાન કેમ થયો?' પણ પછી મેં બુમ મારી; 'ઓ ફકીર બાવા! તું ઉદાર ધર્મિષ્ટ છે, ને તેથી તને આવી અદ્દ્ભુત ગુણવાળી હજારો ચિજની ખબર હશે; તો મારી આ અંધત્વ પ્રાપ્ત થયેલી સ્થિતિ પાછી પૂર્વવત્ થાય—મારી દૃષ્ટિ ખુલી જાય તેવી કંઈ ચીજ નથી?'

પેલા ફકીરે કહ્યું, 'રે ચંડાળ! દુર્દૈવવાળા! હતભાગી! હવે કપાળ કુટીને કાં રડેછે? મેં જ્યારે તને કહ્યું ત્યારેજ સમજ્યો હોત તો આ દસા શિદને પામત! તું વિચારાંધજ થઇ ગયો, ત્યારે તારા નસીબમાં આ અંધાપો આવ્યો છે, તો હવે ભોગવ, કોને કહે છે? આ અપાર સંપત્તિનો ઉપ-

ભોગ કરવાને તારી યોગ્યતાજ નથી, તારે તો અરણ્ય વાસજ કરવો જોઇયે! તેં કહ્યું તેમ અદ્‌ભુત ગુણ કરનારી એવી અનેક ચિજો મને માહિત છે, એ તારૂં બોલવું સત્ય છે; અને મારો ને તારો આ સહજ સમાગમ થયો તેપરથી એમ તું માને છે તે ખરૂં છે, તથાપિ રે દુષ્ટ દૈવને વશ પડેલા, હું સત્ય કહું છું કે મારી પાસે તેવી એક પણ ચિજ નથી કે જેથી તારી ગયેલી આંખ પાછી આવે. જો તને ઇશ્વરપર આસ્થા હોય તો, હવે માત્ર તેનીજ પ્રાર્થના કર, કે જે એકલોજ શક્તિમાન છે કે તને તારાં નેત્ર પાછાં આપે, તે સિવાય કોઈના પણ હાથમાં એ વાત નથી. ઇશ્વરે તને સંપત્તિ આપી, પણ તેના ઉપભોગ માટે તું પાત્ર નહોતો, તેથી એ સંપત્તિનો ઉપભોગ કરવાને જે પાત્ર હશે તેને દેવા માટે આ સંપત્તિ મારે સ્વાધિન આપી છે.'

તે ફકીર સાહેબ, એક પણ શબ્દ વધારે બોલ્યો નહિં, ને મારી પાસે તેનો કંઇ ઉત્તર હતો નહિ. તેણે મને ત્યાંજ પડતો મેલ્યો, ને સઘળા ઉંટોને ભેગા કરીને બેલસોરાનો માર્ગ પકડયો. હું ત્યાં બહુજ ગિરફતારીમાં પડયો રહ્યો ને ઘણો ગુંચવાયો કે કેમ કરૂં! જ્યારે ફકીરે ચાલવા માંડયું, ત્યારે મેં તેને હાથે પગે પડીને કહ્યું કે મને સિધા માર્ગપર મુકી, બગદાદ જતી વેપારીની વણજાર ભેળો કર, પણ મારૂં કંઈપણ બોલવું તેણે સાંભળ્યું નહિ, ને કહ્યું કે 'તારા જેવા દુષ્ટને તેના નસિબનેજ સ્વાધિન કરવો એ ઠીક છે.' મહારાજ! મને જે અપાર દુઃખ પ્રાપ્ત થયું તેનું વર્ણન કરવાને અસકત છું. મારા હાથમાં આવેલી અપાર સંપત્તિ ગઇ એટલુંજ નહિ, પણ મારાં નેત્ર પણ ગયાં; ને મારૂં પોતાનું જે કંઇ હતું તે પણ ગયું. મારૂં સર્વ ગયાથી હું છેકજ નિરાધાર થઇ પડયો. આવી સ્થિતિમાં ભુખ અને દુઃખથી હું ત્યાં પડયો પડયો થોડીવારમાં મરીજ જાત, પણ દુઃખમાં સુખ એટલા માટેજ માનું છું કે, બીજે દિવસે બેલસોરાથી કેટલાક વેપારીઓની વણજાર તે રસ્તાપર આવી પહોંચી; તેઓએ કૃપા કરીને મને ઉંટપર બેસાડયો ને બગદાદ આણ્યો.

આ પ્રકારે, એક મહાન પ્રતાપિ રાજા પણ મારી સંપત્તિની ઇર્ષા કરે તેટલી અપરંપાર સંપત્તિમાંથી છેકજ નઠારી એવી સ્થિતિમાં આવી પડયો, ને મારી સઘલી આશા નષ્ટ થઇ ગઇ, ને જે હવે ફરી પ્રાપ્ત થશે તેનો સ્વપ્ને પણ ભાસ નથી, એટલે મારો નિર્વાહ કરવાનો માત્ર જે રસ્તો રહ્યો તે ભિક્ષા માંગવાનોજ માત્ર હતો. જે ધંધો હું અદ્યાપિ

પર્યંત કરૂં છું. આ પ્રમાણે મેં પ્રભુનો મોટો અપરાધ કીધો છે, તેથી મેં નિશ્ચય કીધો કે જે ધાર્મિક ગૃહસ્થ મારાપર કૃપા કરીને કંઈપણ આપે, તે વેળાએ તેની પાસથી મારા આવા અઘોર અપરાધના પ્રાયશ્ચિત બદલ મારા ગાલપર એક તમાચો મરાવવો.

સદ્ધર્મપ્રતિપાળક મહારાજ! કાલ રાત્રિના મારી કૃતિ જે આપને વિચિત્ર જોવામાં આવી, તેને માટે મારાપર આપની ઈતરાજી થાય તેનું ખરેખરૂં કારણ એજ છે; તેમ કરવાનો મારો હેતુ શું છે તે આપના ચરણુ હજુર મેં નિવેદન કીધો છે. હું તો તમારો દાસ છું, ને તમે તો મહા મોટા પ્રભૂ છો, ક્ષમાના મોટા દાતા છો, તો મને પૂર્ણ આશા છે કે મને જે શિક્ષા થઇ છે તે આપના મનમાં ખચીતજ આવશે કે મારા અપરાધ બદલ ઘણી કમતી છે.

આ પ્રમાણે બાબા **અબદલ્લાએ** પોતાની હકીકત કહી; ત્યારે **કાલિફે** કહ્યું, "બાબા **અબદલ્લા**, તારે હાથે જે મોટું પાપ થયું છે તેની કશી શિક્ષાજ નથી; પણ પ્રભૂનો ઉપકાર માન, કે જેને તું પિછાને છે; ને તેથી તું જે પશ્ચાતાપ કરી, તારે હાથેજ જે શિક્ષા ભોગવે છે તે અતિ ઉત્તમ છે. તને આ પ્રમાણે બુદ્ધિ ઉત્પન્ન થઇ તે માટેજ તારે પ્રભૂનો ઉપકાર માનવો જોઇએ; તથાપિ આજપર્યંત તેં જે પાપ બદલ પ્રાયશ્ચિત કીધું છે તે, ને તેં જે રીતે પ્રભુ પાસે અપરાધ માટે ક્ષમા માંગી છે તે, પુરતા હોવાથી વધારે કરવાની કંઇ જરૂર નથી. માત્ર દરરોજ નિમાજ પઢવાની વેળાએ, તારા સર્વ અપરાધની ક્ષમા માગતો જા એટલે બસ. તારો નિર્વાહ કરવા માટે, ભિક્ષા માંગતાં કદાચિતને કંઈ નહિં પણ મળે; માટે આજથી તારો નિર્વાહ નિર્વિઘ્ને ચાલે તેટલા માટે હું વજીરને હુકમ કરૂં છું કે તને દરરોજ એક હોન આપે. આજે તું જા નહિં, વજીર તને આજની ભિક્ષા આપે ત્યાં સુધી થોભ." આ આજ્ઞા સાંભળતાંજ બાબા **અબદલ્લાએ** પોતાની બેઠકપરથી ઉઠીને **કાલિફના** સિંહાસન આગળ જઇ ફરીથી સાષ્ટાંગ નમસ્કાર કીધા, ને મોટે મોટે શબ્દે તેનો આભાર માની આશિર્વાદ દીધો.

બાબા **અબદલ્લા** અને તે ફકીરની વાર્તા સાંભળીને **કાલિફ હરૂન અલરશીદ** ઘણો આનંદ પામ્યો. પછી બીજી બાજુએ ફરીને જે સખ્સે ભરચૌટામાં નિર્દયપણે ઘોડીને મારી હતી, તેને પુછ્યું, "તારૂં નામ શું રે?" "મારૂં નામ મહારાજ **શિદિ નૂમ્હાન** છે" એમ તેણે કહ્યું.

"કાલિફે તેને કહ્યું, "શિદ્દિ નૂરહાન, હજારો લોકોને ઘોડા વાપરતાં મેં જોયા છે, પણ ગઇ કાલના નગરના મધ્યના ભરચૌટામાં તારી પોતાની ઘોડીને જે ક્રૂરપણાથી તેં મારી છે, તેવું ક્રૂરપણું મેં આ કાળપર્યંત કદી દિઠું સાંભળ્યું નથી. ચૌટાની આસપાસના લોકમાં તેથી ઘણો કમકમાટ ઉપજયો છે, ને ત્યાંથી ફરિયાદ આવી છે. તેમજ મુને પોતાને કંઇ એથી થોડું ખરાબ લાગ્યું છે એમ ન સમજતો. મારા મનમાં તેજ વેળાએ આવ્યું હતું કે મારે તેજ સ્થળે પ્રકટ થઇને તાબડતોબ એ બાબતનો બંદોબસ્ત કરવો; પણ મારા મનમાં એમ આવ્યું કે તારા ક્રૂર કર્મ જેવું તારૂં અંતઃકરણ ક્રૂર નથી, એમ તારી મુદ્રાજ કહી આપતી હતી. અર્થાત્ આવું ઘાતકી કામ કરવાને તને ઘણું મજબુત કારણ મળ્યું હશે, એમ મેં મનમાં અનુમાન કર્યું ને એક દિવસનોજ અંતર છે એમ મનમાં વિચારી તે સ્થળે હું પ્રગટ થયો નહિ. તારૂં આ કામ કંઇ કાલનું પેહેલ વેહેલુંજ નથી, પણ દરરોજનું છે એમ પણ મારા જાણવામાં આવ્યું છે. માટે એમ વર્તવાનું તને શું કારણ મળ્યું છે તે જાણવા માટે મેં તને બોલાવ્યો છે. જે હકીકત હોય તે તારે મને યથાસ્થિત કહેવી જોઇએ. કંઇપણ છુપાવવી નહિ."

શિદ્દિ નૂરહાને કાલિફનું બોલવું પુરૂં થતાંજ, તે શું જાણવા માંગે છે તે સમજી ગયો, ને તેથી તેના અંતરમાં ધિરજ આવી. જે હકીકત કેહેવાની છે તે તેને ઘણીજ દુઃખદાયી હતી. તેના મોંનો રંગ ઘણીવાર બદલાઇ ગયો, ને આ વાત કેહેવાથી કેટલો પરિતાપ તેને થનાર છે તેનાં ચિન્હ તેના મુખપરથી જણાઇ આવ્યાં. એની ખાત્રી હતી કે કાલિફને એ વાત કેહેવીજ પડશે, તેથી શિદ્દિએ તે શરૂ કીધા પેહેલાં કાલિફના પગપર માથું મુકીને નમસ્કાર કીધા, ને પછી ઉઠીને બોલવાની શરૂઆત કીધી, પણ એક શબ્દ બોલે તે પેહેલાં તે ઘણો ગુંચવાડામાં પડયો. કાલિફના દબદબાથી થરથર કંપી ત્રાસથી બિહિને તે ગભરાયો નહિ, પણ વાર્તા જોડે પોતાને કેવો સંબંધ છે તેથી તે ગુંચવાડામાં પડયો. કાલિફે આ સઘળો ફેરફાર જોયો ને તે ઘણો શહાણો હોવાથી શિદ્દિ નૂરહાનની ચુપકદીથી કંઈ પણ ગુસ્સે થયો નહિ. તેણે ખુલ્લું જોઇ લીધું તો માલમ પડયું કે શિદ્દિ કંઇ બોલવામાં ગુંચવાય છે, ને તેનો અવાજજ બંધ થઈ ગયો છે; અથવા તો આ વાતમાં કંઈ ઘણું ગુહ્ય કારણ છે. આપર વિચાર કરીને કાલિફે શિદ્દિ નૂરહાનને કહ્યું, "યાદ કર;

પણ તારી વાત જેમ કોઈ તારા દિલોજાન દોસ્તને કહે તેમ કહે. આ વાતમાં કોઇપણ રીતનો તારો સંબંધ ઘણો દુ:ખદાઇ હોય, ને તું તારા મનમાં એમ જાણતો હોય કે હું ગુસ્સે થઇશ, તો હું કહું છું કે હું તને ક્ષમાદાન આપીશ; તેથી નાખુશ ન થા. છુટથી બોલ, પણ કંઈ છુપાવીશ નહિ."

આ શબ્દોથી શિદ્દિનૂમ્હાનને ઘણું ઉત્તેજન મળ્યું. તે ધૈર્ય ધરી બોલ્યો:–"સદ્ધર્મપ્રતિપાળક મહારાજાધિરાજ, આપ નેકનામની સમક્ષ કોઇ પણ આવે તો તેને ઘણો ભય પ્રાપ્ત થાય. પણ મારા વિષે તો આપ નામદારે ખાતરજમા રાખવી કે જે હકીકત આપે હમણાં પુછી છે તે સિવાય બીજી કોઇ હકીકત હોત તો જરાપણ ભય વગર તમારા હુકમને તાબે થઈને હું આપને સંતોષ પમાડવાને ઘણો સત્વરે ઉપાય કરત. હું કંઇ ઘણો શ્હાણો છું એમ કેહેવાની હીંમત કરતો નથી; તેમજ હું એવો પણ નિર્દય, ઘાતકી જંગલી નથી કે કાયદાનો ભંગ કરીને તેના વિરૂદ્ધ એકાદ કૃત્ય કરવાને તત્પર થાઉં. અથવા તેનો મનમાં વિચાર પણ લાવું. એવા સર્વ દોષથી હું મુકત છું. તથાપિ અજ્ઞાનપણામાં પણ મારે હાથે પાપ થયું નહિ હોય તેમ કેહેવાને તૈયાર નથી. મેં હજુ મારી હકીકત તમોને કહી નથી, તેટલામાં તમોએ મને જે અભયવચન આપ્યું છે તેપર મને ભરોસો નથી એમ પણ જાણતા નહિં, મને તેપર પૂરતો ભરોસો છે; છતાં આ બાબતમાં હું તમારી પાસથી ક્ષમાદાન જાચતો નથી, પણ તમારી પાસથી માત્ર ન્યાય જાચું છું, ને જો શિક્ષાપાત્ર હોઉં તો તે પણ માંગું છું. હું કબુલ કરૂં છું કે હું મારી ઘોડીને આજ કાલ કરતાં ઘણા દિવસ થયા અતિશય ક્રૂરપણાથી મારૂં છું, જે આપે ગઇ કાલ રાત્રિના નજરોનજર જોયું છે; ને તેથી તમો નામદાર ઘણો અચંબો પામ્યા છો. પણ આ પ્રમાણે કરવાનું મને સબળ કારણ મળ્યું છે. હું નિગ્રહને બદલે અનુગ્રહને વધારે પાત્ર છું, એમ સર્વ વર્તમાન જાણ્યા પછી આપના ધ્યાનમાં ઉતરશે એમ મારી ઉમેદ છે. હવે વધારે લાંબો વખત આ પ્રમાણે પ્રસ્તાવના કરીને આપ ખુદાવિંદને ખોટી કરવાને બદલે હું મારી હકીકતનોજ પ્રારંભ કરૂં છું."



# શિદ્દિ નૂમ્હાનની (અંતર) વાર્ત્તા.

કાલિફ્ હરૂન અલરશીદને નમન કરી શિદ્દિ નૂમ્હાન બોલ્યો, મહારાજાધિરાજ! મારો જન્મ ક્યાં, કેવાં કુળમાં થયો છે એ વિગેરે વૃત્તાંત સાંભળવાની આપને જરાપણ તસ્દી આપતો નથી, કેમકે તે વૃત્તાંત કંઇ આપને રસ આપશે નહિ, ને તે ઉપયોગી પણ નથી. મારી માલ મીલકતના સંબંધમાં આપને એટલુંજ નિવેદન કરૂં છું કે, મારા મા બાપે કરકસરથી ખરચ ખુટણ કરી, ચાર પ્રતિષ્ઠિત લોકોમાં મારી આબરૂ વધે તેવી ગોઠવણ કીધી હતી. આથી મારો નિભાવ સારી રીતે થાય તેવા પ્રકારનો મારી પાસે પૈસો હતો, એટલે મારે કોઇના ઓશિંગણુ થવાની જરૂર નહોતી. એ પ્રમાણે ઇશ્વર કૃપાથી હું સુખમાં દિવસ નિર્ગમન કરતો હતો. મારા સુખમાં કાંઇ પણ ખામી હોય તો તે સ્ત્રી નહોતી તેજ હતું. મારાં મનમાં એમ હતું કે જો કોઇ સારી સ્ત્રી મળે તો મારા જેવો કોઇપણ સુખી ગણાય નહિ. પણ મહારાજ, મારા નસીબમાં સ્ત્રી સુખ બિલકુલજ નહિ, એટલુંજ નહિ, પણ એક સ્ત્રી સાથે મારાં લગ્ન થયાં એટલે બીજેજ દિવસથી મને તેનો પરાકાષ્ટાનો ત્રાસ ઉત્પન્ન થયો; તે એવો કે તેવી કોઇ રાક્ષસી સાથે જો પ્રસંગ પડે તેના ભોગજ ફરી વળેલા જાણવા. આ વૃત્તાંત જે હું કહું છું તેની કલ્પના કદી પણ તમોને આવનારી નથી.

આપણા લોકોનો એવો રિવાજ છે કે જે સ્ત્રી સાથે લગન થાય તે કોણ છે, કેવાં કુળની છે, સદ્દગુણી છે કે દુર્ગુણી છે એની કંઇપણ તપાસ કરતા નથી. એટલે પછી નસીબના જોગે સ્ત્રી કદી હેડંબા જેવી, અથવા નાક કાન કટ્ટી, આંધલી કે લુલી લંગડી જે કંઇ મળે તેપર બેસી રેહેવું પડે છે. તેની હોશિયારી, ચાલચલગત, તેની કામની આવડ એ કોઇ સંબંધી આપણા લોકો કંઇ પણ તપાસ કરતા નથી. પણ મહારાજ, મને સ્ત્રી મળી હતી તે અત્યંત લાવણ્યવતિ હતી. મારાં લગન થયાં ને તે મારે ઘેર આવી ત્યારે તેનો બુરખો ઉંચો કરીને મેં તેનું કમળમૂખ જોયું તો આ ચંદ્રવદની છે, ને ચંદ્રમાં તો કંઇ લાંછન છે, પણ એનામાં તલ માત્ર પણ તેવું નથી એમ જોઇને મને પરમાનંદ

થયો ને હર્ષથી હું અલ્લાહની શુકરગુજારી કરવા લાગ્યો. સારાંશ કે તેના સ્વરૂપસૌંદર્યમાં કંઇ પણ ખામી નહોતી.

લગ્ન થયાં તેને બીજે દિવસે મેં પંચવાણીનું પક્વાન કરાવ્યું હતું. ભોજન પ્રસંગ થયો ને હું જઈને પાટલાપર બેઠો તોપણ મારી અર્ધાંગના આવી નહિ, તેથી મેં તેને તેડવાને માણસ મોકલ્યું. બરાબર અડધો કલાક બેસાડી મુક્યા પછી બાઇશ્રી પાંચ પધાર્યાં. આ પ્રમાણે મને ખોટી કીધો તે માટે ઘણો ગુસ્સો થયો હતો, પણ તે મેં તેને બતાવ્યો નહિ. જમવાનો પ્રારંભ કીધો ને પેહેલે અમે ભાત ભાણામાં લીધો. મેં નિયમ પ્રમાણે મમતાથી ખાવાનો આરંભ કીધો, પણ મારી સ્ત્રીએ તો તેમ નહિ કરતાં પોતાના ખીસામાંથી એક દબ્બી કાઢી, ને તેમાંથી કાન ખોતરવાની કડછી કાઢી પોતે તેના વતી ખાવા લાગી. આ તેનો જમવાનો પ્રકાર નિહાળી મને પરાકાષ્ટાનું આશ્ચર્ય ઉત્પન્ન થયું! મેં તેને કહ્યું, "**અમીના**, (જે તેનું નામ હતું) તારા બાપના ઘરમાં ભાત ખાવાની તને આવીજ રીત શિખવી છે કે શું? શું તારૂં ભોજન નાજુક છે તેથી એમ કરે છે? અથવા એકવેળાએ વધારે ને એક વેળાએ ઓછું એમ તું જમે છે? કદાચિત્ કરકસર કરવાના હેતુથી અથવા બીજા કોઇ કારણથી તું આ પ્રમાણે કરતી હોય ને આપણા ઘરમાં બચાવ કરવા ધારતી હોય તો તેમ કરવાની કંઇપણ જરૂર નથી. ઘરનો ખરચ કેમ ચલાવવો તે મને માલમ છે. ઇશ્વર કૃપાથી આપણી સ્થિતિ એટલી સારી છે કે આપણા બાટલામાંનું મદ્ય કદી ખુટવાનું નથી ને આપણને અન્ન વસ્ત્રની કદી પણ ખોટ પડવાની નથી. તેથી પ્રાણપ્રિય **અમીના**, તું મનમાં કંઇપણ સંકોચ ધર્યા વગર હું જેમ જમું છું તેમ તું પણ જમ."

એ પ્રમાણે તેનું મન સમાધાન કરવાને ઘણા નમ્ર અવાજે મેં ભાષણ કીધું, અને આશા રાખી કે તેણી પોતાના ગૌરવ પ્રમાણે આનો ઉત્તર આપશે. પણ તેણી કંઇ બોલી નહિ. તેનાં મોઢાંમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ, પણ પૂર્વ પ્રમાણે તેણે પોતાનો ખાવાનો ક્રમ જારી રાખ્યો, અને મને અધિક સંતાપ ઉત્પન્ન કરવાને માટે જેમ બને તેમ ઘણુંજ ઓછું ખાવા લાગી ને વળી ઉલટી મંદ મંદ હસવા લાગી. તે એકેક દાણોજ ખાતી હતી. આ પ્રમાણે ભાત ખાવાની વિધિ પૂર્ણ થઇ. બીજા ભોજનના પદાર્થને તો તેણીએ હાથ પણ લગાડ્યો નહિ. તેણે માત્ર પુરીનો



મોટો મેહેલ દેખાયો. (પૃષ્ટ ૫૭૧)

એક ઘણો નાનો કકડો ખાધો, જે એટલો તો નાનો હતો કે તેની કડછીનું પણ એકવાર પૂર પેટ ભરાય, નહિ. તેની આ હઠ-સ્ત્રી હઠ જોઇને મને ઘણો સંતાપ થયો. પણ આ બાબતમાં મેં તુરત ગઈ કીધી. મેં મનમાં અનુમાન કીધું કે પુરુષ સમીપમાં હોય તો એને જમતાં સંકોચ થતો હશે; ને હું તેનો પતિ જેની સાથે જમવાનો આ પેહેલ વેહેલોજ પ્રસંગ હોવાથી, ને તેણી અતિ ઘણી શરમાળ હશે તેથી આ પ્રમાણે કરતી હશે-એમ મને લાગ્યું. આવા વિચાર આવ્યાથી આ બાબતમાં મને જરાક ધૈર્ય આવ્યું, પણ વળી વિચાર થયો કે પતિની તે શરમ કેવી? વળી મને બીજો વિચાર આવ્યો કે કદાચિત્ પેહેલાંથી તેણીએ ઢુંગોપાણી કીધાં હશે, ને તેથી ભુખ નહિં હોય માટે આમ કીધું હશે; નહિં તો પોતે એકલી બેસી જમવાની હશે. આવા આવા વિચાર આવવાથી જેથી તેનું મન નાખુશ થાય તેમ નહિ કરવું એમ ધારી મેં એ વાતપર કંઇ પણ દરકાર બતાવી નહિ. જમી રહ્યા પછી તેના આ વિલક્ષણ વર્તન બદલ હું કંઈપણ નાખુશ થયો છું એવું લેશ પણ બતાવ્યા વગર પાટલાપરથી ઉઠીને હું ચાલતો થયો

સંધ્યાકાળે પણ વાળુ ટાંણે તેણે એવોજ ઢોંગ કીધો. અને તેજ પ્રમાણે બીજે દિવસે પણ કીધું; ને પછી તો જ્યારે જ્યારે હું તેની સાથે જમવા બેસતો હતો ત્યારે ત્યારે આજ પ્રમાણે ઢોંગ ચાલુ થતો હતો. મને વિચાર આવ્યો કે આવી લઠ્ઠીપઠ્ઠી બાઈના હાથપગ આટલાજ આહારપર ચાલે એ તદ્દન ન બને તેવી વાત છે; તેથી આ બાબતમાં કંઇ અતિ ગહન ભેદ હોવો જોઇએ; તથાપિ એ બાબતપર મેં ઘણો વિચાર કીધો નહિ. ધીમે ધીમે વખત જતાં એ પોતે આપો આપ ઠેકાણે આવશે એમ મેં ધાર્યું; ને તેથી તેની આવી અદ્ભુત કૃતિ ઉપર કંઇ પણ લક્ષ દીધું નહિ; ને મેં તેને પણ તેમજ બતાવ્યું. પણ આ મારો પ્રયત્ન સર્વ વ્યર્થ! સત્વર મને માલમ પડયું કે તેણીએ મારી સર્વ આશાને રસાતળમાં મોકલી દીધી છે.

એક દિવસે રાત્રિના મને સૈયાપર ગાઢ નિદ્રા આવી છે એમ અમીનાને ભાસ થતાંજ તે પલંગપરથી ઉઠી, ને રખેને હું જાગી ઉઠું એ ભીતિથી કિંચિત્ પણ ખડખડ ભડભડ નહિ થાય તે તપાસી પોતાનાં કપડાં પેહેર્યાં. હવે એ શું કરવાની છે તેની કંઇ પણ કલ્પના મને આવી નહિં; તેથી તે જાણવાને મેં ગાઢ નિંદ્રા આવવાનો ઢોંગ કીધો ને ઘરડ ઘરડ

ને ઘુરડ ઘુરડ પુષ્કળ નસકોરાં બોલાવ્યાં. આ મામલો જોઈ બાઇ શ્રી પાંચ તો કપડાં પેહેરી ઘરમાંથી બહાર નિકળ્યાં. જેવી તેણી બહાર પડી તેવોજ હું પલંગપરથી છલંગ મારી ઉઠીને ઉભો થયો; ને મારો ઝબ્બો અંગપર નાંખીને દ્વાર નજીક એક બારી હતી ત્યાં જઇને તેમની સઘળી ચિકિત્સા જોવાને ઉભો રહ્યો; તો મને માલમ પડયું કે રાજમાર્ગનો દરવાજો ઉઘાડી બાઈ સાહેબ બહાર ભટકવા નિકળ્યાં છે! હું તરતજ દરવાજા પાસે ગયો. દરવાજાનું એક બારણું તેણે ઉઘાડુંજ રાખ્યું હતું; આથી તુરતજ તેની પૂઠેપૂઠે મને જવાની ઘણી સેહેલાઈ થઇ પડી. રાત્રિના ચંદની ઝગઝગતી હતી, એટલે તે કયાં જાય છે તે મને તુરતજ સ્પષ્ટ જણાયું. તેણીએ સ્મશાન તરફ જવાનો રસ્તો પકડયો હતો, ને એક સ્મશાન ભૂમિ પાસે હતી ત્યાં તે ગઇ. હું તે સ્મશાનભૂમિની એક ભીતની આડે ઉભો રહ્યો, કે જ્યાંથી હું તેનું સર્વ કર્તવ્ય બરાબર જોઇ શકું, જોકે મને તે જરાપણ જોઇ શકે તેમ નહોતું. નજર કરતાં મને માલમ પડયું કે **અમીના** બાઈ એક ઘૂળી* પાસે બેઠાં છે.

ઘૂળ અને ઘૂળી જાતનાં ભૂતોની વસ્તી ભાંગાતુટા ઘરોમાં, ખંડિયેરોમાં ને મસાણમાં હોય છે. તેઓને રાન અને ઉજ્જડ જગ્યામાં રેહવાનો ભારે શોખ હોય છે. રસ્તે જતો આવતો કોઇ માણસ તેમની દૃષ્ટિએ પડયો ને તે એકલદોકળ હોય તો પછી તે તેનાપર અકસ્માત્ મોટો હલ્લો કરે છે; ને પછી તેને મારી નાંખી તેનું માંસ ભક્ષણ કરે છે. આવો કોઇ શિકાર તેને મળતો નથી ત્યારે રાત્રીના ઉઠી તે મસાણમાં જાય છે, ને ખાડાઓમાંથી તાજાં પ્રેતને કાઢી તેનું માંસ ભક્ષણ કરે છે.

આવા ઘૂળી પાસે **અમીના**ને બેઠેલી જોઇ મને પરાકાષ્ટનુ આશ્ચર્ય પ્રાપ્ત થયું! ને ભયનો માર્યો હું થરથર કંપવા લાગ્યો. આ બંનેએ તેજ દિવસનું ભૂમિદાહ કરેલું એક પ્રેત ખોદી કાઢયું, જે પછી તેના માંસના કટકા કીધા. પછી બેઉ જણે તે માંસનું ભોજન ઘણા મોટા ઠાઠમાઠથી ને હર્ષ કરતાં કીધું. આ અઘોર કામ કરતાં ગપાંસપાં મારતાં બંનો એટલાં તો આનંદ પામતાં હતાં કે તે જોઇને મને ઘણો સંતાપ થયો. તેઓ શું ગપાંસપાં મારતાં હતાં તે હું દૂર હોવાથી સાંભળી શકયો નહિં, પરંતુ હે મહારાજ, તેઓનો ખાવાનો એવો તો રાક્ષસી પ્રકાર હતો કે તેઓ

---

*ઘૂળી એ એક ભૂતની કલ્પીત જાત છે. પુરૂષને ઘૂળ ને સ્ત્રીને ઘૂળી કહેછે.

પોતાના માંસના આહારના સંબંધમાંજ વાતોના તડાકા મારતાં હશે એમ મને લાગ્યું. તેઓનો ખાવાનો એવો તો દુષ્ટ પ્રકાર હતો કે તે વાત મનમાં યાદ કરતાં તેનો દેખાવ હજી આબેહૂબ મારી દૃષ્ટિએ પડે છે, ને મારા અંગનાં રોમ ખડાં થાય છે. તેઓનું આ રાક્ષસી ખાનું પુરૂં થયું કે તે પ્રેતનો બાકી સાકી રહેલો ભાગ ઉભયે પાછો ખાડામાં નાંખી દીધો, ને તેપર પાછી મીટ્ટી નાંખી. આ કામ પૂર્ણ થયું કે હું દોડયો દોડયો મારે ઘેર આવ્યો; ને દરવાજાનું એક બારણું પૂર્વ પ્રમાણે ઉઘાડી મારા ઓરડામાં જઈ પાછો પલંગપર ધ્રુજતો પડયો, ને જાણે ગાઢ નિદ્રા આવી છે એવો સજ્જડ ઢોંગ કીધો. મારી પાછળ **અમીના** પણ ઘણી ઝડપથી આવી. પૂર્વ પ્રમાણેજ કંઈપણ ખડભડાટ ભડભડાટ નહિ કરતાં પોતાના અંગપરનાં કપડાં ઉતાર્યાં. તે ચાલતી હતી તે માત્ર આંગળીઓપરજ ચાલતી હતી. પછી ધીમેધીમે તે પલંગપર આવીને પડી. પોતાના અતિ ઘોર કૃત્યનો મને જરા પણ સંશય આવ્યો નથી એમ જાણી તેને મોટો આનંદ થયલો મેં છુપી રીતે જોયો.

તેનું દુષ્ટ, વળી મનમાં અત્યંત ત્રાસ ઉત્પન્ન કરે તેવું કૃત્ય જોઇને **અમીના** માટે મને એટલો ત્રાસ છૂટયો કે તે મારી પડોસમાં સુતેલી એટલે તેનું અંગ મારા અંગને લાગતાં મને જરા પણ નિદ્રા આવી નહિ. મને તેના આ ચરિત્ર માટે ઘણા વિચાર આવ્યા. તેટલામાં મને જરાક નિદ્રા આવી ન આવી તો કુકડો બોલ્યો ને નિમાજ પઢવાની વેળા થઇ. હું તુરતજ જાગ્યો ને પલંગપર ઉઠીને બેઠો થયો. પછી ઇશ્વરની પાસે પ્રાર્થના કીધી ને મસીદમાં નિમાજ પઢવા ગયો.

નિમાજ પઢીને આવ્યો કે તુરતજ ગામ બહાર હું ગયો, ને **અમીના** આ અતિ ઘોર દુષ્ટ રીતિનો ત્યાગ કરીને રૂડી રીતે રહે ને સ્ત્રી ધર્મે વર્તે તે બાબતપર વિચાર કરતો એક બગીચામાં પુષ્કળ વખત સુધી ભટકયો. **અમીનાને** રૂડા રસ્તાપર આણવા માટે પેહેલે તો એવો વિચાર આવ્યો કે ઘણા સખ્તાઈના ઉપાય યોજવા. પણ વળી વિચાર આવ્યો કે તેમ કરવાથી કંઇ લાભ થનાર નથી. વિચાર કીધો કે સૌમ્યોપચાર કરવો એજ ઉત્તમ માર્ગ છે. વાસ્તવ એજ પ્રમાણે કરવાનો નિશ્ચય કીધો. અને આ વિચાર નક્કી થતાંજ જમવાની વેળા થયલી જાણીને હું તુરતજ ઘેર આવ્યો.

ઘરમાં પેસતાંજ મેં **અમીનાને** જમવા માટે થાળી પીરસવાનું

કહ્યું, ને તરતજ અમે ભોજનપર બેઠાં. પૂર્વે પ્રમાણે એકેક કણ ખાવાને તેણે આરંભ કીધો એટલે મેં શાંતપણાથી તેને કહ્યું, "પ્રિય **અમીના,** તને માલમજ છે કે આપણાં લગ્ન થયાં તેને બીજે દિવસે આપણે ભોજનપર બેઠાં તે વેળાએ તને આ પ્રમાણે એકેક કણ ખાતાં નિહાળી મને અત્યંત આશ્ચર્ય પ્રાપ્ત થયું હતું. બેશક, મારી સંપૂર્ણ ખાત્રી છે કે જો મારી જગ્યાએ કોઇ બીજો હોત તો તારા આ કૃત્યથી તેને અતિ ઘણો સંતાપ થયા વિના રેહેત નહિં ને તે પોતાનો મીજાસ હાથમાં રાખી શકત નહિં. પણ મને આવા તારા વિલક્ષણ કૃત્ય માટે કંઇ પણ મનમાં આવ્યું નહિ, ને મેં માત્ર એટલુંજ કહ્યું કે આ કંઇ તમારી જમવાની રીતિ બહુ વિચિત્ર ને તે સાથે વિલક્ષણ પણ છે. મેં તને ઉત્તમ પ્રતિનાં બીજાં પકવાન્ન ખાવાને કહ્યું, પણ તે તરફ પણ તેં લક્ષ દીધું નહિ. તને એક વાણી નહિ ભાવે તો બીજી ખા, તે ન ભાવે તો ત્રીજી ખા, એમ ધારીને હું રોજ રોજ નવી નવી વાણી તૈયાર કરાવું છું. નાના પ્રકારનાં પકવાન્નો એવાં તો સ્વાદિષ્ટ થાય છે કે કોઈ માણસ તો તે ટપાટપ ઉડાવી જાય, પણ તમે બાઇ સાહેબ તો તેનાપર આડી કે સિધી દૃષ્ટિ પણ કરતાં નથી. મેં તને ઘણી સમજાવી પણ તું કંઇ સમજી નથી, ને હજી સૂધી આપણો પેહેલો દિવસ હતો તેમનો તેમજ છે. તને ખરાબ નહિ લગાડવા માટે હું આજ પર્યંત કંઈ બોલ્યો નથી, પણ આજે તને ખુલ્લું કહું છું કે તારા આ કૃત્યથી હું અત્યંત દિલગીર છું. પણ હે **અમીના!** મને કૃપા કરીને કહે કે મરણ પામેલા મનુષ્યના માંસ કરતાં આ પંચવાણીના પકવાન્નમાં વધારે મીઠાસ નથી શું?"

આ છેલ્લા શબ્દ મારા મૂખમાંથી નિકળ્યા કે **અમીના** ચેતી ગઇ કે ગઈ કાલ રાત્રિના જે કૃત્ય તેણીએ કીધું છે તે હું જાણી ગયો છું. એથી તે એટલી બધી તો ક્રોધાયમાન થઇ ગઇ કે તેની કલ્પના, હે સદ્ધર્મ પ્રતિપાળક મહારાજ, આપને કેહેવાથી આવી શકવાની નથી. તેની મૂખમુદ્રા અતિશય ઉગ્ર દિસવા લાગી, તેના ડોળા અગ્નિ જેવા લાલચોળ થઇ ગયા, ને ક્રોધને લીધે તેનું મોઢું વિક્રાળ—ભયંકર થઈ ગયું. આવું તેનું ભયંકર રુપ નિહાળી મારા અંગમાં ઘણો ગભરાટ થયો, ને હું નિચેષ્ટ થઇ ગયો. તે એટલે લગણ કે જે જાદૂનો દુષ્ટ પ્રયોગ તે મારાપર કરવાને તૈયાર થઇ તેનાથી મારૂં સંરક્ષણ કરવાની શક્તિ પણ મારામાં રહી નહિં. ક્રોધમાં ને ક્રોધમાંજ નજીકમાં પાણીનું જે એક વાસણ

પડેલું હતું તેમાંથી થોડુંક પાણી તેણીએ હાથમાં લીધું; ને પછી કંઈક મંત્રનો પટપટારો કીધો, કે જેનો અર્થ હું સમજી શકયો નહિ, પણ એટલું મનમાં નક્કી કીધું કે આપણી મોંકાણના કંઇક સમાચાર છે! મંત્ર ભણી રહ્યા પછી મારા મોઢા ઉપર પાણીની એક છાલક મારી મોટા આવેશથી તે બોલી, "રે દુષ્ટ પાપી ચંડાળ, તારે લોકોના કામ વચ્ચે નકામા આવવાની શી જરૂર છે! હત્ રઝ્યા પાપી! હવે તું થા કુત્રો,ને ભોગવ તારા કર્મનાં ફળ!"

અમીના કોઇ મોટી જાદૂગરણ છે એવી મને તે વેળાની પૂર્વે ખબરજ નહોતી. પણ તેણી આ શ્રાપ ભરેલા શબ્દો બોલી રહી તે સાથેજ હુ તુરતજ કુત્રો બની ગયો ને ભોં ભોં ભસવા લાગ્યો! આ પ્રમાણે એકાએક મારા રૂપમાં ઉલટ પુલટ થઈ ગઇ તેથી મને પરાકાષ્ટાનું આશ્ચર્ય ને વિસ્મય ઉત્પન્ન થયું. મારો ધટસ્ફોટ ત્યાંજ જાણે થઇ ગયો, એટલે કે મારા સંરક્ષણનો પણ કંઇ ઉપાય રહ્યો નહિ. મને નાસવાનો પણ રસ્તો જડયો નહિ એટલે તે પાપીણીએ મારાપર પૂર્ણ ક્રોધથી વેર લેવાનો નિશ્ચય કીધો. પછી આ ચંડાલણીએ એક નેતરની સોટી હાથમાં લીધી ને મારી પીઠપર એવાતો સપાટા લીધા, ને મને એટલી તો ત્રાહે ત્રાહે ને તોબા તોબા પોકરાવી કે તે વેળાએ હું કેમ જીવતો રહ્યો તેની મને કંઇજ સમજ પડતી નથી. એ રંડાના હાથમાંથી છૂટવા માટે હું છેક આંગણા તરફ નાઠો, પણ તે મારી પૂઠે દોડતી દોડતી આવી. તેનો માર ચુકાવવા માટે હું જ્યાંથી ત્યાં ને ત્યાંથી જ્યાં એમ દોડાદોડી કરતો હતો, ત્યારે તે અત્યંત રાગે ભરાઇને મને ખૂબ સપાટા લેતી હતી. તેણે મારી યથાસ્થિત સેવા કીધી.રે મહારાજા! જાણે તેણે પતિના પાદારવિંદનું યથાસ્થિત પૂજન કીધું! જ્યારે તે મારતાં મારતાં થાકી ગઇ, ને લોથ થઈ પડી ત્યારેજ અટકી. તેનો વિચાર તો મારો જીવ લેવાનો હતો, પણ તે પાર પડયો નહિ; તેથી તેણી ઘણી સંતપ્ત થઇ. મારો જીવ લેવાને તેણે એવી યુક્તિ રચી કે રસ્તાના બારણાનું દ્વાર ઉઘાડવું ને તેમાં હું સીકડાઇ જાઉં એટલે તે દઇ દઇને મને ચગડી મારવો. આમ નકકી કરીને તેણે દરવાજાની એક બારી ઉઘાડી; પણ હું કુત્રો થયો હતો, તેટલું છતાં મારૂં જ્ઞાન યથાયોગ્ય હતું તેથી આ તેનો દુષ્ટ હેતુ સમજી ગયો. જ્યારે જીવપર જોખમ આવે છે ત્યારે કોઈ પણ જાતની યુક્તિ સુઝી આવે છે, તેમ મને પણ એક યુક્તિ તાત્કાળમાં સુઝી આવી. મેં એમ કીધું કે તેની નજર અને હીલચાલ મારા પ્રત્યે છે નહિ, ને તેનું દુર્લક્ષ્ય છે એટલે તેના હાથમાંથી દોરી તોડાવી બારણા ભણી નાઠો;

અને નાઠો કે તે પાપીણીએ તુરતજ બારણું એટલું તો ઉતાવળથી દઈ દીધું કે મારી માત્ર પુછડી ચગડાઈ, પણ બીજી કંઇ ઇજા થઇ નહિ, ને એ રીતે હું જીવતો નિકળ્યો; ને નિકળ્યો કે જોરભેર નાઠો.

મારા અંગપર પુષ્કળ માર પડ્યો હતો તેથી પરાકાષ્ઠા દુઃખ ને દુઃખની યાતના થતી હતી. દુઃખે કરીને હું રસ્તામાં મોટે મોટે બરાડતો ને ભસતો હતો. એ જોઇને ચારે દિશાના કુત્રાએ મારી તરફ આવ્યા; ને કેટલાકોએ ઉલટો મને માર્યો. એ ત્રાસથી છુટવા માટે હું એક ખાટકીની દુકાનમાં ધુસી ગયો. પેલા રઝળતા કુત્રાઓ પણ મારી પુઠે દોડી આવ્યા. પણ પ્રભૂ કૃપાએ ખાટકીને મારી દયા આવવાથી તે સઘળાને ફટકાવી કાઢ્યા. તે કુત્રાઓ ગયા પછી મને બેસવા માટે કંઇ જગ્યા મળે તે માટેની મેં તજવીજ કીધી, પણ ફોકટ. કેટલાક મનુષ્યો એવું માનનારા હોયછે કે કુત્રો અપવિત્ર પ્રાણી છે ને તેનો સ્પર્શ થાય તો સોવાર સ્નાન કરેથી શુદ્ધિ થાય છે. આવું માનનારા મનુષ્યો હોયછે તે પૈકી આ ખાટકી પણ એક હતો.† રખડતા કુત્રાઓ દૂર થયા કે તે ખાટકીએ મને દુકાનમાંથી હાંકી મૂકવાનો પ્રયત્ન કીધો. પણ હું નિર્ભય થઇને જરા પણ ડગ્યો નહિં ને ત્યાં રાત દિવસ પડી રહ્યો. અમીનાએ મને મારી નાંખવાનો પ્રયત્ન કીધો હતો તેમાંથી આ રીતે બીજી વેળાએ બચ્યો ને બેસવાને માટે વિશ્રાંતિ સ્થળ મળ્યું તે માટે મેં ખરા હૃદયથી તે પરમાત્માની પ્રાર્થના કીધી.

બીજે દિવસે પ્રભાતના તે ખાટકીએ દુકાન માંડી કે તેની દુકાનપાસે પુષ્કળ કુત્રાનો જમાવ થયો. આ કુત્રાઓને એવી આશા હતી કે આપણને કાંઇ મળશે. હું પણ દીન સરખો તે મધ્યે જઇને ઉભો. હું તે દુકાનમાં ગયો ત્યારથી કંઇ પણ ખાધું નથી એમ જાણીને ખાટકીએ મને બીજા કરતાં ઘણાક કટકા નાંખ્યા. પછી ઘણી દીનમુદ્રાથી તે ખાટકીના સામે હું ઉભો રહ્યો, અને પુછડી હલાવી પુનઃ મને તેની દુકાનમાં આવવા દે એવી ઈચ્છા દર્શાવી, પણ તેના હૃદયમાં કંઇ દયા છૂટી નહિં. મને આ રીતે દુકાનમાં પાછો ધુસતો જોઈ મોટા ડોળા કાઢ્યા ને દરવાજાપર સોટી લઈને તે ઉભો રહ્યો એથી મારે તે જગ્યાપરથી નાસવું પડ્યું.

ત્યાંથી કેટલાંક ઘર છોડીને એક ભઠીયારાની દુકાન આગળ જઇને હું ઉભો રહ્યો. આ ભઠીયારો તે ખાટકી જેવો દયારહિત અને દુષ્ટ નહોતો,

---

† મુસલમાન લોક એમ માને છે કે જેના ઘરમાં કુત્રો હોય ત્યાં ફિરસ્તો આવતો નથી.

પણ ઘણો આનંદી ને રંગીલો હતો. તે તુરતનોજ દુકાન માંડી બેઠો હતો, એટલે હું તેની સામે જઈને ઉભો રહ્યો, પણ મેં કંઇ ખાવાને નાંખે એવી આતૂરતા દર્શાવી નહિં તે છતાં તેણે મને એક રોટલીનો તુકડો નાંખ્યો. બીજા કુત્રાઓની પેઠે તે તુકડો ઝટપટ ખાઇ નહિ જતાં આ તેની કૃપા બદલ મેં પુછડું હલાવી તથા નાચી કુદીને તેનો ઉપકાર માન્યો. આ જોઇને તે પુષ્કળ ખુશ થયો ને હાસ્યવદન કીધું. જોકે મને કંઈ ભુખ ન હતી, પણ તેના ઉપકારનો બદલો જણાવવા તે તુકડો ખાધો ને મારે માટે તેના મનમાં સારી બુદ્ધિ ઉત્પન્ન થાય તેટલા માટે કેટલોક ભાગ બાજુએ રાખી સાવકાશ ખાધો. આ સઘળું તે ભઠીયારાએ લક્ષપૂર્વક નિહાળી મને તેની દુકાનની પડોસમાં રેહેવાની સદરપરવાનગી છે એમ મૂખમુદ્રાપરથી બતાવ્યું. આવો તેનો ભાવ જોતાં હું તેની દુકાન નિચે બેઠો, ને તેણે જે કૃપા કીધી તે માટે ગુણ ઓશિંગણ છું એમ મેં બતાવ્યું. પછી તેણે મારા અંગપર હાથ ફેરવી તેની દુકાનમાં જવાની પણ પરવાનગી છે એમ બતાવ્યું. પણ આ પરવાનગી જાણ્યા છતાં હું આવતો નથી એમ ધારીને તેણે મને હાથની ઇસારતથી દુકાનમાં આવવાને નિશાની કીધી; ને એક ખુણામાં મને બેસવાની જગ્યા આપી. જ્યાંસુધી હું તેના ઘરમાં રહ્યો ત્યાં સુધી તેજ જગ્યાએ હું બેસતો હતો.

આ ભઠીયારાની મારાપર પૂર્ણ કૃપા હતી. પ્રભાતમાં, બપોરે ને સંઝયાકાળે એ ત્રણ વેળાએ તે મને ખાવાનું આપ્યા વગર કદીપણ રેહેતો નહિ. હું તેનો ઉપકાર પૂર્ણપણે જાણું છું એવું જણાવવાની કંઈ જરૂર નહોતી. મારૂં લક્ષ સદાય તેની તરફજ હતું. તે કદી મદી નજીકમાં જતો અથવા નગરમાં કંઇ કામ સારૂ જતો ત્યારે હું તેની દુકાન સારી રીતે સાચવતો હતો. તેને પ્રેમથી નિહાળતો તેથી તે મારી સેવા કરવાની એક નિષ્ટા જોઈને તેને ઘણો આનંદ થતો હતો; ને તે મારી કદર બુઝતો તેથી કામ પર લક્ષ લગાડવાનું મને ઘણું ઉત્તેજન મળતું હતું.

આ પ્રમાણે ઘણા દિવસ પર્યંત તે ભઠીયારાની દુકાનપર રહ્યો. એવામાં એક દિવસ એક બાઇ તેની દુકાને રોટલી લેવાને આવી. તેણે જે પૈસા આપ્યા તેમાં એક પૈસો ખોટો હતો. તે પૈસો આ ભઠીયારાએ પાછો આપી બીજો માગ્યો. તે બાઈએ તે પૈસો પાછો ફેંકી કહ્યું, "લે, વળી એ પૈસાને શું થયું છે? ન ચાલે તો મારો પાછો!" પરંતુ દુકાનદારે તે પૈસો લીધો નહિ. આ પ્રમાણે તે બંનોને આમન સામન રકઝક

ઘણીવાર ચાલી, તે પછી તે ભઠીયારાએ કહ્યું, "અરે બાઇ સાહેબ, આ પૈસો તદ્દન ખોટો છે તે છતાં તમે હઠ લઈ બેઠાં છો, તો હવે વધારે શું કહું ?" પછી મારા તરફ હાથ કરીને કહ્યું, "વધારે શું, પણ આ અવાચક જનાવર પણ એ પૈસો ખોટો છે કે નહિ તેની ખાત્રી આપશે !" પછી તે ભઠીયારાએ મારા પ્રત્યે આંગળી કરી કહ્યું, "ભલા મોતિયા, અહિયાં આવ તો !" એમ કહીને મને પાસે તેડયો. હું તુરતજ તેની પાસે ગયો. તે વેળાએ તેણે પેલા સઘળા પૈસા મારા મોંઢા આગળ મુકી કહ્યું, "મોતિયા, તુંજ કહે કે આમાં કીયો પૈસો ખોટો છે!" મેં તે સર્વે પૈસા જોયા, અને જે પૈસો ખોટો હતો તેના પર પગ મુકીને આગળ આણ્યો, ને બાકીના પૈસા દૂર કીધા; ને પછી તે બંનો સામા હું જોતો ઉભો રહ્યો.

તે દુકાનદારે મને પૈસો પારખી કાઢવાનું કહ્યું તે કંઇ વિશેષ અર્થ આણીને નહિ કે સાચેજ તેનો ખોટો પૈસો હું પારખી કાઢીશ, પણ માત્ર ગમ્મત ખાતર કહ્યું હતું. પણ મેં તો ખરેખર ખોટો પૈસો પારખી કાઢયો તે જોઇને તેને અત્યંત આશ્ચર્ય પ્રાપ્ત થયું. પેલી બાઇને તો હવે બોલવાનું રહ્યુંજ નહોતું. તેને તો પોતાનો તે પૈસો પાછો લઇને બીજો આપવોજ પડયો. તે બાઇ ગયા પછી તે ભઠીયારાએ પડોસમાંના કેટલાક જતા આવતાને મારી ચમત્કાર ભરેલી વાત કહી, ને મારા શ્હાણપણાની ઘણી તારીફ કીધી. વળી તે લોકોની ખાત્રી કરવા માટે મારી નજીક પુષ્કળ ખરા ખોટા પૈસાનો ઢગલો કીધો ને મને પારખી કાઢવા કહ્યું. આ ઢગલામાંથી જેટલા ખરા ખોટા પૈસા હતા તે મેં નિરનિરાળા કાઢી બતાવ્યા.

પૂર્વે કહી ગયેલી બાઇએ મારા સંબંધી જે ચમત્કાર જોયો હતો તે રસ્તે જતાં જે જે મળ્યાં તે પ્રત્યેકને આ વાર્તા કહી. ખરા ખોટા પૈસા પારખી કાઢવાનો મોટો ગુણ મારામાં રહ્યો છે એ વાત શેહેરના તમામ લોકોમાં પસરી ગઇ ને સર્વ ચકિત થઇ ગયા. મારા પ્રત્યે તો આથી એક ઉદ્વેગજ થઇ પડયો; કેમકે તે ભઠીયારા પાસે જે લોકો રોટલી ખરીદવાને આવતા હતા તે સર્વને મારી પરિક્ષા કરવાની હોંસ થતી હતી; ને તે હોંસ મારે પુરી પાડવી પડતી હતી. ઘણા દૂરના પરાંનાં લોકો પણ એથી મારા ધણીના ગ્રાહક થયાં. ને એથી તેનો ધંધો એટલો તો ધમધુકાર ચાલ્યો કે તેને આખા દિવસમાં જરાપણ જંપીને બેસવાનો વારો આવે નહિ. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી વહીવટ ચાલ્યો. આથી મારા ધણીને પુષ્કળ પૈસા મળ્યા ને તેથી તેણે પોતાના ઇષ્ટ મિત્ર ને પાડપડોસી આગળ મારી



પાઘડી ઉપાડી સમળી ઉડી. (પૃષ્ઠ ૬૦૪)

એટલી બધી તારીફ કીધી કે "આ મોતિયો તો ખરેખર મને પારસમણી મળ્યો છે!"

મારા ધણીને આ પ્રમાણે પુષ્કળ કમાણી થવાથી ધણા લોકોને તેની ઈર્ષા આવી ને મને હરયુક્તિથી કાઢી લઇજવાનો ઘણો યત્ન કીધો. આથી તે ભઠીયારાને મને ઘણો સાચવીને રાખવો પડતો હતો. એક દિવસે એક બાઇ મારી પરિક્ષા લેવાના ઇરાદાથી મારા માલીકની દુકાનપર રોટલી ખરીદવાને આવી. હું તે દુકાનપર બેઠો હતો, એટલે તે બાઈએ પોતાની પરીક્ષાનો પ્રારંભ કીધો. તેણે મારી તરફ છ પૈસા ફેંકયા, જેમાં એક કેવળ ખોટો હતો. મેં તુરતજ તે એકઠા કરીને એકપર પગ મુકી જણાવ્યું કે તે ખોટો પૈસો છે. આમ બતાવીને હું તેનું મોં જોતો ઉભો રહ્યો. તે બાઇ બોલી, "તેં ખરી પરીક્ષા કરી, એજ પૈસો ખોટો છે." પછી મારી તરફ લક્ષપૂર્વક નજર ઠેરવી, તે બાઇ કંઇક આશ્ચર્ય બતાવવા લાગી. પછી ક્ષણભર ઉભી રહીને મારા ધણીના પૈસા આપી ચાલવા માંડી, પણ પાછી ફરિને મને પોતાની પૂઠે આવવાને ઈસારત કીધી.

મારૂં જે વિલક્ષણ રૂપાંતર થયુંછે તેમાંથી કોઈપણ રીતે મારો છૂટકો થાય એવા પ્રકારના ઉપાય હું સદાજ શોધ્યા કરતો હતો. જો કે હું ગમે તેવો જનાવર હતો તથાપિ મારી બુદ્ધિ તથા જ્ઞાન તો પૂર્વવતજ હતાં. તેવામાં એ બાઇએ મારા પ્રત્યે પ્રેમ મમતાથી લક્ષપૂર્વક નિહાળી જોયું તેથી મેં ધાર્યું કે મારી દુઃખપ્રદ સ્થિતિ સંબંધી એના મનમાં કંઇપણ આવ્યું હશે. તથાપિ હું કંઇપણ વિશેષ નહિ કરતાં તેના મોંઢા સામું જોઇ રહ્યો; ને એટલેજ સંતોષ માન્યો. તે થોડાંક ડગલાં અગાડી ગઇ ને પછી પાછું ફરીને જોયું તો હું મારી જગ્યાપર જેમનો તેમ બેઠેલો છું એવું જોયું, એટલે તેની પૂઠે આવવાને પાછી ઇસારત કીધી. આ વખતે મારો ધણી રોટલીઓ ભરવાને માટે પરાળ સાફ કરવામાં ગુંથાયલો હતો તેથી મારી તરફ તેનું લક્ષ નહોતું. તે જોઇ હું કંઇ પણ વધુ વિચાર નહિ કરતાં દુકાનપરથી કુદી પડયો ને તે બાઇની પૂઠે દોડયો. આ જોઇને તેને પુષ્કળ હર્ષ થયો એમ મને જણાયું.

તે બાઈની પૂઠળ પૂઠળ થોડે ગયો એટલે એક ઘર આગળ તે ઉભી રહી ને પછી તે ઘરનું દ્વાર ઉઘાડીને તેમાં ગઇ ને મને પણ ત્યાં આવવાને ઇસારત કીધી ને પછી કહ્યું, "મોતિયા, અંદર આવ. એમાં તારૂં કલ્યાણ છે." હું અંદર ગયા પછી તેણે તે દરવાજો બંધ કીધો, ને પો-

તાને બેસવાની ઓરડીમાં ગઇ. ત્યાં એક નવયૌવના શીવવા બેઠેલી મે જોઈ. આ તરુણીના મોંપરનો લખલખાટ નિહાળીને કોઇને પણ આનંદ થાય તેવી તેની કાંતિ હતી. આ બાઇ તે મૂળ સ્ત્રીની પુત્રી હતી, ને તે પણ જાદૂવિદ્યામાં પ્રવિણ હતી એમ મને પાછળથી માલમ પડયું. ઓરડીમાં પ્રવેશ કીધા પછી તે બાઇએ પોતાની દીકરીને કહ્યું, "પેલા ભઠિયારાનો ખરા ખોટા પૈસા પારખનારો કુત્રો આ રહ્યો. આ વાર્ત્તા પ્રથમ જ્યારથી આપણા કાનપર આવી ત્યારથીજ મેં તને ખાત્રીપૂર્વક કહ્યું હતું કે કોઈ દુષ્ટે જાદૂના યોગે તેનું રૂપાંતર કરીને મનુષ્યનો કુત્રો બનાવી દીધો હશે. એ વાર્ત્તા તને ખબરજ હશે. આજે હું તે ભઠિયારાની દુકાને રોટલી લેવા ગઇ હતી. ત્યાં જતાં એ કુત્રાનો અલૌકીક ચમત્કાર મેં મારી દૃષ્ટિથી નિહાળ્યો. આખા બગદાદ શેહેરમાં જે કુત્રાનાં આ પ્રમાણે અત્યંત વખાણ થાય છે તે કુત્રો કંઇ જેવો તેવો નથી. તુંજ કહેકે આ કુત્રો કેવો છે?" પછી તે તરુણ પુત્રીએ પોતાની માતાને કહ્યું, "માજી, તારો તર્ક ખરો છે તેની પ્રતિતિ તને હમણાંજ કરી આપું છું."

આ બોલતાંની સાથે તે તરુણ બાઇ ઉઠીને તુરતજ એક પ્યાલામાં પાણી ભરીને લાવી ને મારા મોંઢાપર પાણીની થોડીક છાલક મારી; ને પછી કંઇ મંત્રોચ્ચાર કરીને બોલી, "જો તું જન્મથીજ કુત્રો હોય તો ભલે કુત્રોજ રહેજે, પણ જો તું પૂર્વાશ્રમમાં મનુષ્ય હોય ને કોઇ દુષ્ટના પ્રયોગથી કુત્રો થયો હોય તો આ મંત્રેલાં પાણીના સામર્થ્યથી પાછો પૂર્વની સ્થિતિને પામ." આમ તે બોલી રહી કે **અમીના**એ જે મંત્ર પ્રયોગ મારાપર અજમાવ્યો હતો તે નિષ્ફળ થઇ ગયો ને મારા પૂર્વના મનુષ્ય દેહને હું પામ્યો.

તે તરુણ સ્ત્રીના આવા મહદુપકારના બદલામાં તેનો ઉપકાર કેવા પ્રકારે–તેના આ આવાં અલૌકીક ઇશ્વર જેવાં કર્તવ્યમાટે–માનવો, તે મને સમજ પડી નહીં. પણ હું તુરતજ તેના પગપર પડયો, ને મેં કહ્યું, 'બાઈ, તારી અદ્વિતીય કૃપાથી આજે હું અશુભ દેહ છોડીને મનુષ્ય થયો છું. મારા જેવા અનાથ, સાથે અપરિચિત મનુષ્યપર, માત્ર પરાર્થ બુદ્ધિથી–નિરપેક્ષ બુદ્ધિથી જે ઉપકાર ને દયા તમે બતાવી છે તેનું વર્ણન હુ શબ્દથી કરી શકતો નથી. તમારા આ ઉપકારનો બદલો કેમ વાળવો તે મને માલમ નથી. મારાં અંગનાં ચામડાનાં ખાસડાં કરાવીને તમારા પગે

પેહેરાવું તો તે ઓછું છે. સર્વ પ્રકારે તમારો તાબેદાર છું. તમારી ઈચ્છામાં આવે તે કરો, આ દાસ તે હુકમ બજાવવાને તત્પર છે. મારી હકીકત આટલી ટુંકાણમાં છે." એમ કહી મેં મારૂં વૃત્તાંત સંક્ષેપમાં કહ્યું. પ્રથમ મારૂં નામ, મારાં લગ્ન, ને તે પછીનું વૃત્તાંત, મારા સૌમ્યપણાનો બદલો, ને મારી સ્ત્રીનું દુષ્ટપણું એ સર્વે મેં યથાર્થ રીતે કહી બતાવ્યું. અમીનાએ તે ધૂળી સાથે બેસી મનુષ્ય માંસ કેમ પ્રાશન કીધું, ને પછી કેવા પ્રકારે મારો કુત્રાનો અવતાર કીધો એ સર્વ વૃત્તાંત યથાર્થ કહેતાં તે તરુણ સ્ત્રીને મારી અત્યંત દયા છુટી. પછી તે બાઇએ જે અણુહદ ઉપકાર મારાપર કીધો તેને માટે મેં વારંવાર તેનો ઉપકાર માન્યો ને બહુવાર તેને પગે પડયો.

મારૂં વૃત્તાંત સાંભળી તે તરુણી બોલી, "શિદ્દિનૂમ્હાન, મારો તારાપર ઉપકાર થયો છે ને તે અત્યંત થયો છે એમ જે તું કહે છે તે માટે તને એટલુંજ જણાવું છું કે એમાં મેં કંઇ પણ વધારે કીધું નથી. મનુષ્યનું કર્તવ્ય છે કે એક બીજા પ્રત્યે ઉપકાર કરવો. તારા જેવા સજ્જન અને નિરપરાધી મનુષ્યપર ઉપકાર કરવાની તક મને મળી એ મારૂં મોટું નસીબ સમજું છું. હવે તારી સ્ત્રી અમીના, જે આવી દુષ્ટ છે તેની થોડી હકીકત તને જણાવું છું: તારાં લગ્ન થયા પ્રથમ તે મારી સખી હતી. તેને જાદુ વિદ્યા આવડે છે એ જેમ મને માલમ છે તેમ તે મારી વિદ્યા સંબંધી પણ જાણે છે; કેમકે અમે બંનેએ એકજ ઉસ્તાદ પાસથી તેનો અભ્યાસ કીધો છે. અમે એક બીજાને હરહંમેશ સ્નાનગૃહમાં મળતાં હતાં. પણ અમારા અન્યોઅન્યના સ્વભાવ તદ્દન નિરનિરાળા હોવાથી અમને પાછળથી કોઇપણ રીતે બનતું નહોતું, ને તેથી અમારી મૈત્રી તુટી ગઇ—જેથી હું આજે ઘણી સુખી છું, કેમકે રખેને મને પણ તેની સંગતીનો દોષ લાગતે! તેણે આવું અતિ દુષ્ટ કૃત્ય કીધું તેમાં આશ્ચર્ય શું છે? એ તેનો હંમેશનો જાતી સ્વભાવ છે. હશે. પણ એ દુષ્ટાને તેના અતિ અધમ પાપી કર્મનો બદલો યથાર્થ મળવો જોઇયે. જે દુષ્ટ મંત્ર પ્રયોગથી તે પાપણીએ તને લોકોને બારણે બારણે રખડાવ્યો છે તેને માટે જ્યાં સુધી તે પાપીણીને શિક્ષા થાય નહિ ત્યાં સુધી કદી પણ તેને યોગ્ય બદલો મળેલો ગણાશે નહિ. હવે તું તારે ઘેર જા, ને તારાં ઘરબાર તથા માલ મીલકત, તે અધમાપાપીણી અધમપણાથી પંચાવી બેઠી છે તે તારા તાબામાં લે; ને તેના અધમપણા માટે યોગ્ય શાસન કર. તેનું સર્વ સાહિત્ય તને આપું છું. હમણાં તું મારી માતા પાસે બેસ, હું તક્ષણમાં આવું છું."

આમ બોલતાં તે પરોપકારી બાઇ એક બીજા ઓરડામાં ગઈ. હું તેની માતા પાસે બેસીને તેનો ઘણો ઘણો ઉપકાર માનતો હતો, એટલે તે બાઇ બોલી, "ભાઇ રે, કોઇપણ પ્રકારે મનુષ્યે મનુષ્યને ઉપયોગી થઇ પડવું એ તેનું કર્તવ્યજ છે. **અમીના**થી મારી પુત્રી જાદૂવિદ્યામાં કંઇ ઓછી પ્રવિણ નથી. પણ એ તે વિદ્યાનો રૂડો ઉપયોગ કરે છે, અને એ બંનેની વિદ્યાના ઉપયોગમાં મોટો ફરક છે. જે જે મનુષ્યો એના પ્રસંગમાં આવ્યા છે તેમનાપર આજપર્યંત અનેક ઉપકારો મારી દિકરીએ કીધા છે, એ જ્યારે તમે જાણશો ત્યારે મોટું આશ્ચર્ય પ્રાપ્ત થશે! એને હાથે એકાદું સત્કર્મ નહિ થયું હોય તેવો દિવસ તો કોઇકજ ! અને તેમ હોવાથીજ મેં એને આ વિદ્યા જાણવા દીધી છે. જો કોઈ દિવસે એના હાથથી અપકૃત્ય થયું એમ મારા જાણવામાં આવે તો હું લાગલીજ તેનો અટકાવ કરૂં છું."

પછી એ બાઇએ પોતાની પુત્રીને હાથે થયેલા સત્કર્મનો ઇતિહાસ, જે ઘણો અદ્‌ભુત હતો તે મને કહી સંભળાવ્યો. એટલામાંજ તે પરોપકારી બાઈ હાથમાં એક લોટો લઇને તે ઓરડામાં આવી પહોંચી. પછી તે બોલી, "શિદ્દિ **નૂમ્હાન**, મારે મારા તાંત્રીક ગ્રંથના લખાણ મૂજબ વર્તવું જોઇયે. એ ગ્રંથ મેં જોયો, તે જોતાં મને માલમ પડે છે કે હમણાં **અમીના** ઘરમાં નથી, તે બહાર ગઇ છે; પણ તે સત્વરે ઘરમાં આવશે. વળી મને એમ માલમ પડે છે કે જે દિવસે તને કુત્રાના અવતારમાં બદલ્યો તે દિવસે તેણે ચાકર નફરોને સજ્જડ થાપ આપી છે, ને પોતાનું દુષ્ટ કૃત્ય છુપાવ્યું છે. તેણે ચાકર માણસોને કહ્યું કે 'તારે કંઇ ઘણું અગત્યનું કામ હોવાથી કેટલાક દિવસ માટે બહાર ગામ ગયોછે. તે આવ્યા નહિ તેથી મને સંતાપ થયો છે, ને તેટલામાં ઘરમાં કોઇ અણજાણ્યો કુત્રો આવ્યો તેને મેં હાંકી કાઢયો છે.' આ પ્રમાણે ચાકરોને છેતરીને તે નિશ્ચિંત જીવે બેઠી છે. હવે તું જલદીથી આ લોટો લઇને તારા ઘરમાં જા, ને ત્યાં ઓરડામાં બેસ. તુરતજ તારી સ્ત્રી ઘરમાં આવશે, એટલે તું તુરતજ તેની સામા જઇને ઉભો રહેજે. હવે તું કદી પણ પાછો આવશેજ નહિ એમ એ ખાત્રીથી માનેછે, એટલે તને આ પ્રમાણે ઉભો જોતાંજ સ્તબ્ધ થઇ જશે, ને પછી ત્યાંથી નાસી જવાનો પ્રયત્ન કરશે. પણ તું ત્વરા કરીને એની સામા જજે ને તેના મોઢાપર આ લોટામાંના પાણીની છાલક મારીને કહેજે કે, 'ભોગવજે હવે તારા દુષ્ટ કૃત્યનું ફળ!' હવે હું તને કંઇ

પણ વધારે કહેતી નથી, પણ જે થાય તે તું તારી દૃષ્ટિથી જોજે." આ પ્રમાણે તે પરમાર્થિ બાઈએ કહ્યું એટલે તે મા દિકરીને મળી ભેટી હું ત્યાંથી નિકળ્યો. મેં તેઓનો પુનઃ પુનઃ આભાર માન્યો ને કહ્યું કે મારા જીવમાં જીવ છે ત્યાં સુધી તમને વિસરીશ નહિ. પછી હું ત્યાંથી નિકળી ઘેર આવ્યો; ને તે તરુણીના કહેવા પ્રમાણે તાત્કાળ **અમીના** પણ ઘરમાં આવી પહોંચી. આંગણામાં પગ મૂકતાંજ પાણીનો લોટો લેતો કે હું તેની સામા ગયો. મને જોતાંજ તેણે મોટી ચીચીયારી પાડી, ને દરવાજા તરફ નાઠી. મેં દોડીને તેના મોંઢાપર પાણીની છાલક મારી ને તે તરુણ સ્ત્રીએ કહેલા શબ્દનું ઉચ્ચારણ કીધું, એટલે પછી મહારાજ શું ચમત્કાર જોઉં ! તુરતજ તે ચંડાળણી સ્ત્રીનું રૂપ બદલી ઘોડી બનીને ઉભી રહી.

આ વખતે તેને પરાકાષ્ઠાનું આશ્ચર્ય ઉત્પન્ન થયું, ને તે ઘણી ગોંધળમાં પડી. મેં તેની યાલ તુરતજ પકડી લીધી, એટલે તેણીએ પુષ્કળ તોફાન કરવા માંડયું, પણ મેં તેને છોડી નહિ. પછી અશ્વશાળામાં લઇ ગયો ને મજબૂત દોરડાથી બાંધી. તેના અધમપણા બદલ મેં તેની ઠીક સેવા કીધી. પુષ્કળ ચાબકાના માર, જ્યાં સુધી હું શ્વાસોશ્વાસ થઈ ગયો ત્યાં સુધી માર્યો. જ્યારે મારા હાથ થાકીને લોથ થયા ત્યારેજ હું બંધ પડયો. તે વખતથી એજ પ્રમાણે મારી દુષ્ટ સ્ત્રીને રોજ માર મારૂં છું.

આ પ્રમાણે **શિદ્દિ નૂમ્હાને** પોતાની વાર્ત્તા પુરી કીધી ને પછી **કાલિફ્**ને સાષ્ટાંગ નમસ્કાર કરીને કહ્યું, "રાજાધિરાજ ! મને એવી આશા છે કે મારૂં વૃત્તાંત સાંભળ્યા પછી આપની ખાત્રી થઇ હશે કે મારી કોઇ જાતની કસુર નથી. તેમજ આ દુષ્ટ સ્ત્રીને તેના અધમ અપરાધ બદલ જે શિક્ષા કરૂં છું તે શિક્ષા કંઇ બહુ નથી, પણ ઘણી કમી છે એમ પણ આપના ધ્યાનમાં આવશે." **શિદ્દિ નૂમ્હાન**ને હવે બોલવાનું બાકી રહ્યું નથી એમ નિહાળી **કાલિફ્** મહારાજે કહ્યું, "**શિદ્દિ નૂમ્હાન**, તારી વાર્ત્તા અતિ ઘણી વિલક્ષણ છે; અને નિસંશય છે કે તારી સ્ત્રીનો અતિ મોટો અપરાધ ક્ષમાપાત્ર નથી. તેમજ તેં તેને આજપર્યંત આટલી શિક્ષા દીધી તે માટે તારો યત્કિંચિત્ પણ હું દોષ કાઢી શકતો નથી. પણ મનુષ્ય ટળી પશુ થવું એ ઘણું દુઃખકારક છે એમાં તો કંઈ પણ સંશય નથી ને તેની તું પણ નાપાડી શકે તેમ નથી. પણ ભાઈ, હવે તું વિચાર કર કે તેં જેટલી શિક્ષા અદ્યાપિ પર્યંત કીધી છે તે બસ છે કે નહિ? જે પરોપકારી તરુણીએ તને આ પ્રમાણે તારી સ્ત્રીને ઘોડી કરવાનો મંત્ર આપ્યો છે તેની

પાસે જા ને વિનંતિ કર કે હવે તારી સ્રીને પાછી પૂર્વની સ્થિતિમાં લાવે એમ કદાપિ તને હું કહેત, પણ મારી પૂર્ણ ખાત્રી છે કે મંત્ર તંત્ર જાણનારાઓ ઘણીવાર હઠવાળા ને ક્રૂર હૃદયના હોય છે, તેથી કદાચિત તારી સ્રી પોતાના દુષ્ટ પાસમાંથી છુટવા પછી પાછી તને સંતાપે તેનો મને મોટો ભય છે, ને તેથીજ આ વાતને મેં પડતી મૂકી છે."

કાલિફ મહારાજ જાતે ઘણો દયાળુ હોવાથી કોઇને પણ દુઃખદ સ્થિતિમાં જોવાને રાજી થતો નહિ, તેથી આ વાત એટલેજ પડતી મુકીને મુખ્ય વજીર તરફ ફરીને કહ્યું કે પેલા ખોજાને આગળ લાવ. ખોજા હુસનને મોઢા આગળ લાવ્યા પછી કાલિફે કહ્યું કે, "કોઞ્જીયાહુસન, ગઇ કાલે રાત્રીના તારા ઘરની પડોસમાં થઇને જતાં તારાં ભવ્ય ને શોભાયુક્ત મકાનની કારીગીરી જોઇને હું ઘણો અચંબો પામ્યો છું, ને મને પ્રશ્ન થયો કે આ મકાન કોનું છે ! તપાસ કરતાં માલમ પડયું કે તે મકાન તારૂં છે. હવે તારો ધંધો ઘણો હલકો છે. વાસ્તવિક બોલું તો પેટ ભરવાની પણ મારામારી છે. તે ધંધામાંથી એકદમ આ પ્રમાણેની મોટી ઇમારત બાંધવી એ મને ઘણું આશ્ચર્ય પ્રાપ્ત થાય તેવું છે. તેમજ ઇશ્વર કૃપાથી તું તારી પૂર્વની સ્થિતિ પણ ભૂલી ગયો નથી, પણ તારી સંપત્તિનો તું સદુપયોગ કરે છે; તેનાં તારાં પાડપડોસી ઘણાં વખાણ કરે છે. એ સઘળાથી મને ઘણો સંતોષ પ્રાપ્ત થાય છે. પણ પરમેશ્વર કૃપાથી આ પ્રમાણે તને જે અપાર સંપત્તિ પ્રાપ્ત થઇ તે કોઈ વિલક્ષણ પ્રકારથીજ થઇ હશે એમ મને લાગે છે, ને એ સર્વ વૃત્તાંત તારા મુખથી સાંભળવાની ઈચ્છા છે તો તે સંભળાવ. જે પ્રમાણે તારૂં વૃત્તાંત હોય તે કહે જેથી તારાપર દૈવની કૃપા કેમ થઇ છે તે સાંભળીને મને ઘણો મોટો સંતોષ થાય. તારૂ વૃત્તાંત સાંભળવાનો મારો બીજો કોઇપણ ઉદ્દેશ નથી, તેમજ તું ખાત્રીથી જાણજે કે મારા હાથથી તને કંઇ નુકસાન પણ થશે નહિ; પણ ઉલટુ તને જણાવું છું કે તારી સંપત્તિનો તું યથેચ્છ ઉપયોગ કરી શકશે એવું તને અભયવચન પણ આપું છું."

કાલિફ મહારાજનું આ પ્રમાણેનું ભાષણ સાંભલીને કોઞ્જીયાહુસનને ઘણી ધીરજ આવી; ને તેણે પ્રેમપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કીધા. પછી સિંહાસનની નજદીકમાંથી ઉઠીને તે બોલ્યો, "સદ્ધર્મપ્રતિપાળક મહારાજ, જેનું પોતાનું વર્તન ચોખ્ખટવાળું ને સત્યતાવાળું નહિ હોય તેને પોતાને

તમારો હુકમ થતાંજ પેટમાં ધ્રાસકો પડે છે, ને અત્રે આવતાં થર થર ધ્રુજારી છૂટે છે; પણ મારી હકીકત તેવી નથી. મારા પ્રમાણીકપણા માટે ને સત્યપણા માટે મને સંપૂર્ણ વિશ્વાસ છે; તેમજ સરકાર કે સરકારના કાયદા વિરૂદ્ધ મેં એક પણ કર્તવ્ય કીધું નથી, તેથી મારી હકીકત બેધડક કહેવાને તૈયાર છું. એટલુંજ નહિ, પણ મહારાજ પ્રત્યે મારો પૂર્ણ પૂજ્યભાવ ને એકનિષ્ટા છે કે મને માત્ર એટલોજ ભય હતો પણ આ વૃત્તાંત નિર્ભયપણાથી કહીશ, તે બતાવવા મહારાજનો તેજ પ્રભાવ મારાથી ખમાશે કે નહિ ! પણ મહારાજે પૂર્ણ ધૈર્યતાથી મને જે માન આપ્યું છે ને જે કોમળ સ્વરથી આ મારી વાર્તા જાણવાની ઉત્કંઠા બતાવી છે, ને જે મંદમંદ હાસ્યપૂર્વક પ્રશ્ન પુછયો છે તે સાંભળતાંજ મારા મનની સર્વ ભીતિ દૂર થઇ ગઇ છે ને હું પૂર્ણ ધૈર્યતાથી તમોને પુનઃ પ્રણામ કરૂં છું. હું અભયપણાને યોગ્ય છું તે નહિ તપાસ્યા પૂર્વેજ આપે અભય-વચન દીધું છે તે આપના પરમ્ ઉદાર મનનું ને સૌજન્યપણાનું અપૂર્વ લક્ષણ છે. આપ મહારાજની આજ્ઞા પ્રમાણે હું વૃત્તાંત કહું છું; ને મને પૂર્ણ ઉમેદ છે કે મારૂં વૃત્તાંત સાંભળતાંજ આપની મારાપર પૂર્ણ કૃપા છે તેવીજ રેહેશે.”

આ પ્રમાણે કાલિફ મહારાજનું અંતર જીતવા તેના મનરંજનાર્થ કોજીયાહસન અલ્લહાબલે એક ઘણું સુરસ ભરિત, છટાયુક્ત ભાષણ કીધું; ને પછી ક્ષણભર થોભી પોતાનું વૃત્તાંત આ મૂજબ કહેવા માંડયું.

# કોજીયાહસન અલહાબલનો (અંતર) વાર્તા.

**કોજીયાહસને** કહ્યું, મહારાજ, જે વૈભવનો ઉપભોગ કરવાને હું ભાગ્યશાળી થયો છું તે કેવા સાધનથી પ્રાપ્ત થયું છે, તે યથાર્થ રીતે સમજાવવા માટે ત્રાહિત બે સજ્જન ગૃહસ્થોનું એક વૃત્તાંત તમો ખુદાવિંદને જણાવવાની જરૂર છે. એ બંનો એક બીજાના દિલોજાન મિત્રો છે. તેઓ આ બગદાદ નગરનાજ રહેવાસી છે, ને અદ્યાપિપર્યંત હૈયાત છે. અર્થાત્ હું જે કંઈ કહું છું તેની સત્યતા સાબિત કરવાને આપ મહારાજ પાસે મજબુત પુરાવો છે. સર્વ સુખ દુઃખનું કારણ માત્ર પરમેશ્વર છે એ વાત વાસ્તવિક છે, ખરૂં પણ જો મારા પોતાના સંબંધમાં હું કંઇ પણ કહું તો મહારાજ, તે બંનો સજ્જનો આ મારા ઉત્કર્ષના સર્વદા કારણભૂત છે. આ બે ગૃહસ્થોનાં નામમાં એકનું નામ **સાદી** ને બીજાનું નામ **સાદ** છે. **સાદી** જાતે શ્રીમાન્ છે. તેનો એવો મત છે કે જે મનુષ્યને બીજાપર બીલકુલ આધાર રાખવો પડતો નથી તેજ આ પૃથ્વીપર સર્વથા સુખી છે; અને તે સ્થિતિ પ્રાપ્ત કરવા માટે તેની પાસે પુષ્કળ દ્રવ્ય જોઇએ. પણ **સાદનું** મત તેથી નિરાળું છે. તેનું કહેવું એવું છે કે આ જગત્માં દ્રવ્યની વિશેષ આવશ્યકતા છે ખરી, પણ મનુષ્યના સર્વ સુખનું તેજ કારણ નથી, પણ તેની સાથે સદાચાર, સદ્વર્તન ને નીતિ જોઇએ. પૈસા એ તેની પોતાની ગરજ પુરવાને પુરતા છે, પણ દાનધર્મ કરવું તથા ગરીબ ગુરબાં પ્રત્યે પરમાર્થ બુદ્ધિ રાખવી. ખરી ખૂબી એમાંજ છે. **સાદ** જાતે એવીજ પ્રકૃતિનો મનુષ્ય છે, ને તેથી તેને તેવા પ્રકારના મનુષ્યને જોઇને અત્યાનંદ પ્રાપ્ત થાય છે. **સાદ** જાતે થોડો પૈસાવાળો છે; તે છતાં આ બંનોની મૈત્રી કૃત્રીમ છે તેમ નથી, તેમ **સાદી** કંઈ **સાદને** પોતાથી ઉતરતી પદવીનો ગણતો નથી. તે બંનોના મત ભેદ આજ બાબતમાં નિરાળા છે, પણ બીજી સર્વ રીતે તેઓનું તન મન ઐકયતા કરી રહેલું છે.

એક દિવસે તે બંનો મિત્ર વચ્ચે આવો સંવાદ થતો હતો તેટલામાં **સાદી** બોલ્યો, "લોકો દારિદ્રાવસ્થાના ભોગ થઈ પડે છે તેના કારણમાં એક તો એ છે કે તેઓ જન્મથીજ દુઃખી હોય છે અથવા જન્મના દુઃખી નથી હોતા ને શ્રીમંત હોય છે તો પુષ્કળ એશઆરામમાં પડીને

અને કુવ્યસનમાં ગરકાવ થઇ જઇને આધું પાછું કંઈ પણ જોયા વગર પૈસાની રેલછેલ કરી મુકે છે, ને તેથી દારિદ્રાવસ્થાને પામે છે, અથવા તો કોઇક યોગે કરીને ધનનો મોટો નાશ થવાથી તે દશાને પામે છે. ઘણા લોકોને દારિદ્રાવસ્થાને પામવાનું કારણ તો એટલુંજ કે તેમના નિર્વાહ કરતાં તેઓ વધારે ઉત્પન્ન કરી શકતા નથી; તેમ વિશેષ પૈસા મેળવવા માટે કોઇ નવિનજ ઉદ્યોગ શોધીને તેપરથી પોતાની સંપત્તિ વધારવાનો તેઓ પાસે કોઇ પણ જાતનો માર્ગ પણ નથી. પણ કદી એકાદો પ્રસંગ હાથ લાગે ને તેથી ચાર પૈસા પેદા કરે તો ઉત્તરોત્તર તે પોતાની દોલતમાં ઘણો વધારો કરી શકે છે, ને તેથી તે કાળે કરીને મોટો શ્રીમાન્ બની જાય છે. વાત એટલીજ ખરી છે કે કોઇક પ્રસંગ—કંઇક જોગાનજોગથી તેને હાથ આવવો જોઇયે."

સાદના હૃદયમાં આ દલીલ ઉતરી નહિ. તે બોલ્યો, "ગરીબ મનુષ્યને શ્રીમંત થવાનો જે ઉપાય તમે કહો તે નિઃસંશય ફળદ્રુપ થાયજ એવું સર્વ વાતમાં બનેજ નહિં—હું કહું છું કે થોડા પ્રસંગમાં પણ બને નહિ. તેને માટેનો ઉપાય કરવો એ મોટા જોખમનું કામ છે. તમારો સિદ્ધાંત મિથ્યા છે ને તે માટે હજારો પ્રમાણ આપી શકીશ; પણ તેમ કરવાથી આપણો વાદ ઘણો વધશે. મને તો એમ ભાસે છે કે ગરીબ મનુષ્યને પૈસા આપવાથીજ તે શ્રીમંત થાય, બીજા ઉપાયથી થાય નહિ એ કેવળ મિથ્યા મનોરથ છે. કેવળ નસીબના યોગથી કેટલાક લોકો રંકના રાજા બની ગયા છે તે તમને ખબર નથી? સંપત્તિવાન્ થવામાં નસીબ, યોગ ને બુદ્ધિની જરૂર ઘણી છે. મને ભાસે છે કે તમે કહો છો તે પ્રમાણે કોઈ એકાદા રંક મનુષ્યને પૈસા આપ્યા હોય ને પછી ઘણી દક્ષતાથી પોતાનો ધંધો કીધો હોય ને ઘણી કરકસર કરવાથી તે કદાચિત્ શ્રીમંત પણ થયો, તથાપિ હું જે કંઇ કહું છું તેમાં ને તમારા કેહેવામાં આસ્માન જમીનનો તફાવત છે."

સાદીએ સાદના આ કેહેવાનો ઘણો કડકં જવાબ દીધો. તેણે કહ્યું, "ભલા ભાઇ, મને લાગેછે કે હજારો ને લાખો દાખલા દલીલથી તમારી દલીલ તોડી નાંખીશ તોપણ તમારા મનનું કાળાંતરે પણ સમાધાન થનાર નથી. અર્થાત્ હવે મારે તમારી ખાત્રી કરી આપવા માટે કાંઇ બીજોજ રસ્તો લેવો જોઇયે. જેની સાત પેઢીમાં એક સરખોજ દારિદ્રે વાસ કીધો હોય, ને આજે શું ખાઇશું, કાળ કેમ જશે, હાય હાય ઉદ્યોગ મળે નહિ, એવી જેને સૂર્યોદય થતાંજ હાય વરાળ વળગેલી છે એવો એકાદો

કારીગર શોધી કાઢીને તેને પૈસા આપવા, ને પછી તેનું નસીબ કેમ ફરે તે તમોને બતાવી આપીશ. જો તે પ્રસંગમાં મારા કહેવા પ્રમાણે નહિજ થયું તો પછી તમારૂં કહેલું ખરૂં ગણીને તે પ્રમાણે વર્તિશું." આ પ્રમાણે તે બંનોના વચ્ચે વાદ વિવાદ થયા પછી થોડોક સમય વિત્યા બાદ બંનો ગૃહસ્થો નગરમાં ફરવાને નિકળ્યા. ફરતાં ફરતાં બંનો મારા ઘર આગળ આવ્યા. તે સમયે મારી દુકાનમાં હું દોરડાં વણતો હતો તે તેઓની દૃષ્ટિએ પડયો; મારી પેઢીદર પેઢી દોરડાંના દોરડાં વણતો હતો, એટલું છતાં આપણે તો જોવાના તેવાજ રહ્યા હતા, એ મારી સ્થિતિ, લુગડાંલત્તાં, રાચરચીલું ને રેહેવાની રીતભાતથી સ્પષ્ટ જણાતું હતું; ને આપણે કેવા દારિદ્રી છિયે તેની કલ્પના સહેજમાં થતી હતી. અંગરખાપર સતર ઠીંગડાનાં કપડાં હતાં, પગમાં સાબીત જોડા નહિ, માથે પાઘડીનાં પણ ઠેકાણાં નહિ; એવું સર્વ પ્રકારે નિહાળતાં તેઓને મારી સ્થિતિનો પૂરતો ખ્યાલ આવ્યો હતો.

સાદીને સાદે પૂર્વની વાર્ત્તાની યાદ આપી ને કહ્યું, "કેમ ભાઇ, તે દિવસે આપણા વચ્ચે વાદવિવાદ થયો હતો તે તમોને યાદ છે કે? હવે ત્યારે આ મનુષ્યને જુઓ. હું જો ભૂલતો નહિ હોઉં તો મારી યાદદાસ્ત પ્રમાણે આજ કેટલાંક વર્ષોનાં વર્ષો થયા એ દોરડાં વણ્યાં કરે છે, ને દારિદ્ર દેવી એની પૂઠળ જેમની તેમ ફેરા મારે છે. હવે જો તમારી ઔદાર્યતાથી જો તમે એને શ્રીમાન્ બનાવવા માંગતા હોવ તો આ પાત્ર ઠીક છે—તમારો અનુભવ સિદ્ધ કરવા માટે આ યોગ્ય સ્થળ છે." સાદીએ કહ્યું, "હા, એ વાત તો મારા મનમાં સદાજ ઘોળાયા કરે છે; ને તેટલા માટે એક મહોરોની થેલી હું મારી પાસેની પાસે રાખુંછું. તે થેલી આ મનુષ્યને આપી મારા કેહેવાની તમને પ્રતિતિ કરી આપીશ. આજપર્યંત હું સ્થંભ્યો તેનું કારણ તો એજ કે તમારી સમક્ષ આ પ્રમાણે બને તો ઠીક. ચાલો ત્યારે હવે આપણે એ મનુષ્ય પાસે જઇયે ને એ ખરેખર કંગાળજ છે કે કેમ તે તપાસીએ." પછી તે બંનો ગૃહસ્થો મારી પાસે આવ્યા. તેઓને મારી સાથે કંઈ વાતચિત કરવી છે એમ મને જણાતાં મેં મારૂં કામ બંધ કીધું. રીવાજ પ્રમાણે સલામઅલેકુમ થયા પછી સાદીએ મને પુછયું, "તમારૂં નામ શું?" મેં પ્રતિઉત્તર દીધો, "મારૂં નામ હસન છે! પણ મારા ધંધાને સંબંધે મને લોકો કોઝીયાહસન અલહાબલ કહે છે."

સાદીએ કહ્યું, "હસનભાઇ, દુનિયામાં કોઇ એવો ધંધો નથી કે જેમાંથી મનુષ્યનું ગુજરાન સારી રીતે નિકળી શકે નહિ. હવે તમારો ધંધો

કયો છે તે કહેશો? તેમાંથી તમો તમારૂં ગુજરાંન સારી રીતે ચલાવી શકતા તો હરરોજ. પણ તમે આટઆટલા દિવસ થયા આ ધંધો કરોછો, તે છતાં થોડાંક વધારે મનુષ્ય રોકીને તમારૂં કારખાતું વધારે માણસથી ચલાવી શકો તેટલા પૈસા તમારી પાસે નથી એ મને બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં જણાય છે!" મેં કહ્યું, "મહારાજ, શું કહું? મારી સ્થિતિ ઘણી ચમત્કારી છે. સૂર્યો- દયથી તે સંઝયાકાળપર્યંત દોરડાં વણવણ કરૂં છું તો સાંઝના મારા કુટુંબને જાડી પાતળી રોટલી માન માન આપી શકું છું. અને હવે તમેજ કહો કે હું ગાંઠે વધારે પૈસા કયાંથી બાંધુ ને કયાંથી આ કારખાતું વધારૂં? ઘરમાં એક સ્ત્રી ને પાંચ છોકરાં છે. આ છોકરાંઓ પૈકી એક જણ એવો નથી કે મને મદદ કરે. મારેજ તેઓનાં અન્નવસ્ત્ર પુરાં કરવાં પડે છે. મારી ગરીબ સ્થિતિ પ્રમાણે તેઓને હજારો જરૂરીયાતની ચીજો પુરી પાડવી પડે છે. જે વસ્તુ વગર તેઓને ચાલેજ નહિ તે નહિ આપું તો શું કરૂં? અને મજ જેવું ગરીબ ઘર નિભાવવા માટે હજારો ચીજની જરૂર પડે છે તે આપ્યા વગર કેમ ચાલે? ને તેના પૈસા કયાંથી લાવું? દોરડાં વણતાં જે પૈસા બાકી રહે છે તે આ રીતે ઇદરતીદર ખેંચાઇ જાય છે, એ મારા દુઃખની વાત શી કહુ? વાસ્તવિક કહું તો 'કંઇ રોટીમાં ને કંઇ લંગોટીમાં' પૈસા ખરચાય છે! એ પ્રમાણે દિવસ નિભાવી લઉં છું. અને એ પ્રમાણે દહાડા ને રાતની ચિંતામાં વખત ગુજારૂં છું તો પછી ચાર પૈસા સાચવી રાખું કયાંથી ને કારખાતું વધારૂં પણ કયાંથી તેનો તમોજ સાહેબો વિચાર કરોની! પરમેશ્વર જે કકડોકોર જાડો મોટો રોટલો આપે છે તે પરજ આપણે સંતોષ રાખીને બેસીયે છીયે, ને જે વસ્તુ મળવાની નથી તે માટે કોઈ પણ પ્રકારની આતૂરતા રાખતો નથી. ને જેમ ઇશ્વર કૃપાથી જન્મ્યો ત્યારથીજ દહાડાપર દહાડો ચાલ્યો જાય છે તે પ્રમાણે મૃત્યુ પર્યંત દહાડા જાય એટલે બસ! પરમેશ્વરની કૃપાથી ઘર ઘર બારણે ભિક્ષા માંગવાનો વખત આવ્યો નથી એટલીજ બહુ કૃપા છે."

આ પ્રમાણે મેં સાદીને મારી હકીકત કહ્યા પછી તે બોલ્યો, "હુસનભાઇ, તારી સ્થિતિ સંબંધી મને પેહેલાં જેટલું આશ્ચર્ય ઉત્પન્ન થયું તેવું હવે થતું નથી; ને તમોને આ સ્થિતિમાં સંતોષ માનીને પડી રેહેવું પડે છે એ સંબંધી બીના મારા લક્ષમાં યથાર્થરીતે આવી છે. પણ જો હું તમોને ૨૦૦ સુવર્ણ મુદ્રા બક્ષીસ આપું તો તેના યોગે તમો તમારા ધંધામાં ને તમારી ન્યાતમાં જે શ્રેષ્ઠ હોય તેની બરાબરી કરી

શકો કે નહિ ?" પછી મેં મોટા હર્ષથી ઉત્તર દીધો, "મહારાજ ! તમો મોટા સજ્જન પુરૂષ છો, તેથી મનરંજનની આવી બાબતમાં મશ્કરી નહિજ કરો એમ મારી સંપૂર્ણ ખાત્રી છે, ને તેથી એટલુંજ કહું છું કે ૨૦૦ સુવર્ણ મુદ્રા મળે તો પછી શી વાત કહું ? અરે ! ૨૦૦ મોહોરો તો રહી, પણ ૧૫૦ કે ૧૦૦ મોહોરો મળે તોપણ મારી ન્યાતના શેઠની બરાબરીઓ તો ઘણો જલદીથી થઇ શકું એવું સામર્થ્ય આવે; એટલુંજ નહિ પણ આ બગદાદના સર્વ દોરડા વણનારથી પણ શ્રેષ્ઠ થઇ શકું એવો શ્રીમંત્ થઇ શકું !"

આ મારૂં ભાષણ સાંભળીને ઉદારવૃત્તિના તે પુરૂષે મારી પ્રતિતિ કરવા માટે તત્ક્ષણેજ મારા હાથમાં ૨૦૦ સુવર્ણ મુદ્રાની થેલી મુકી દીધી. પોતાના ગજવામાંથી થેલી કહાડતાં કહાડતાં તે સજ્જન મનુષ્ય બોલ્યો, "આ થેલીમાં ૨૦૦ મહોરો છે. આ તમોને અલભ્ય લાભ થાય છે, ને મારી ઇચ્છા એવડીજ છે કે એનો તમો રૂડો ઉપયોગ કરો એવી તમોને ઇશ્વર બુદ્ધિ આપો. આ દ્રવ્યના યોગથી તમારો રૂડો દિવસ આવે તો તે જોઇને હું અને મારો આ મિત્ર એ બંનેને અપરંપાર આનંદ પ્રાપ્ત થશે." મારા હાથમાં તે દ્રવ્યની કોથળી આપી તેથી મને એટલો બધો તો હર્ષ છૂટયો કે તે ઉદારવૃત્તિના સજ્જન મનુષ્યનો કેમ ને કેવો ઉપકાર માનવો તે માટે તત્ક્ષણે એક પણ શબ્દ મારા મોઢામાંથી નિકળ્યો નહિ ! પણ ક્ષણભર થોભ્યા પછી મારા આ કલ્યાણકર્તા મહાત્માનો ઉપકાર પ્રકટ કરવા માટે તેના ઝભ્ભાને ચુંબન કરવાની ઇચ્છાથી તે પકડયો, પણ તેને લાગલોજ તે મારા હાથમાંથી મુકાવી દીધો, ને તુરતજ તે પોતાના સ્નેહી સાથે ચાલતો થયો.

આ બન્નો ગૃહસ્થો મારી નજીકમાંથી ગયા પછી આ દ્રવ્યની કોથળી સુરક્ષિતપણે કયે સ્થળે મુકવી તેનો મને વિચાર પ્રથમજ આવ્યો. અમારા ભીખારીના ઝુંપડામાં પેટી પેટારાનું તો નામજ નહિ દેવું, અને બીજી કોઇક જગ્યાએ મુકી ને કોઇ દુષ્ટની દૃષ્ટિએ પડી તો પછી અમારા ગરીબના સર્વ જીવનનો નાસજ થયો સમજવો. તેથી હવે કેમ કરવુ તે મને સુઝ પડયું નહિ. છેવટે મારા જેવા ગરીબ લોકોના પૈસા સંગ્રહવાની જે પેટી—કે રહેલા સહેલા પૈસા પાઘડીને છેડે બાંધીને પછી તે છેડો પાછો પાઘડીમાં ખોસી મુકવો, તેજ પ્રમાણે આ દ્રવ્યની પણ વ્યવસ્થા કરવી એમ મને યોગ્ય લાગ્યું. પછી પાઘડીને છેડે દ્રવ્ય બાંધવાને

માટે હું તુરત ઘેર ગયો, ને મેં મારૂં કામ એટલી તો સીતાબીથી કીધું કે મારી સ્ત્રી તથા મારાં છોકરાંઓના લક્ષમાં તે સંબંધી કંઇજ આવ્યું નહિ. તે થેલીમાંથી મેં દશ મહોર તુરતના ખરચ માટે બહાર કાઢી ને બાકીની મહોરો પાઘડીના છેડા સાથે સીવી લીધી ! એ દિવસે મારે બે પ્રકારનો ખરચ કરવાનો હતો :–એક તો જરાતરા સારાં કપડાં લાવવાનાં હતાં, ને બીજું તો બચ્ચાં છોકરાંઓમાંથી કોઇએ કેટલા દિવસ થયા ઠીકઠાક ભોજન કીધું નહોતું તેને માટે સામાન લાવવાનો હતો. તુરતજ મેં ઠરાવ કીધો કે સંઝયાકાળે એ સામાન લાવીશું. સંઝયાકાળે હું બજારમાં ગયો ને ત્યાંથી કેટલીક જણસ લઈને આવતો હતો તેવામાં એક મોટી સમડીની મારા હાથમાંના ગોળપર નજર પડતાંજ તેણે તત્કાળમાં તેપર ઝડપ મારી. પણ તે ગોળના પડીકાને મેં એટલું તો મજબૂત પકડયું હતું કે તે સમડીની ગમે તેટલી ગડમથળ ને લપટઝપટ છતાં મેં તેને જરા પણ ફાવવા દીધી નહિં. પણ મહારાજ શું કહું ? મેં તે ગોળનું પડીકું છોડી દીધું હોત તો ઘણુંજ ભલું થાત. તેમ કરત તો મારા પૈસા બચતે. મેં જેમ જેમ તે ગોળને મજબૂત પકડયો તેમ તેમ તે સમડી તેપર વધારે બળ કરવા લાગી, ને ફડાફડ પાંખ મારવા ને મને હંફાવવા મંડી પડી, ને તેથી મારા અંગના સંરક્ષણ માટે મારે આમથી તેમ ને તેમથી આમ નાસભાગ કરવી પડી. આમ દોડાદોડ કરતાં મારા માથાંની પાઘડી જમીનપર પડી ગઇ. તે હું ઉંચકી લઉં તેટલામાં સમડીએ ગોળપરથી લક્ષ છોડી દઇને તે પાઘડીજ ઉપાડી લીધી, ને ઝટ લેતી કે ઉડી ગઇ. અને તેમ થતાં મેં એટલે મોટેથી બુમાબુમ પાડી મુકી કે આસપાસના લોકો પણ ત્યાં દોડી આવ્યા. તેઓ મને પુછવા લાગ્યા કે શું થયું છે ? મેં તેઓને મારી પાઘડી બચાવવા કહ્યું ને તેઓએ ઘણા પ્રકારે તે સમડીની પાસથી મારી પાઘડી છોડાવી દેવાનો પ્રયત્ન કીધો, પણ સઘળાની મેહેનત અફળ ગઈ ! પાઘડી લઈને તે સમડી એટલી તો જલદીથી ઉડી ગઇ કે અમારી જ્યાં સુધી નજર પોહોંચી ત્યાં સુધીમાં તેણે પાઘડી નાંખી દીધી નહીં. અને તેથી તેની પૂઠે જવાનો સર્વ પ્રયત્ન વ્યર્થ ગયો. હવેનો શ્રમ વ્યર્થ છે એમ માનીને તે સર્વે પાછા ફર્યા ને હું મોટું દુઃખ ધરતો ઘેર આવ્યો.

આ પ્રમાણે પૈસાના પૈસા ગયા ને મારી પાઘડી ગઇ તેથી મને અપાર દુઃખ પ્રાપ્ત થયું. મારે હવે બીજી પાઘડી લેવી પડી ને તેથી

બાકી રહેલી દશ મહોરોમાંથી તે ખરીદવી પડી. હવે બાકી જે કંઈ રહ્યું તેમાંથી મારૂં ભાગ્યોદય થશે એવી આશા મને યત્કિંચિત્ પણ રહી નહિ. તથાપિ એટલાથીજ મને વિશેષ ખરાબ લાગ્યું નહિ. મને જે અપાર સંતાપ થયો તેનું મુખ્ય કારણ તો એજ કે તે મોટા પુરુષે પોતાની ઔદાર્યવૃત્તિથી જે આટલા પૈસા આપ્યા તેમાંથી હું મારૂં ભાગ્યોદય કરી શકયો નહિ તે જાણતાં તેઓને અપાર ખેદ થશે; ને મારા પૈસા ગયાની સત્ય વાતનું કારણ તેઓના મનમાં કદી પણ ખરૂં આવશે નહિ, પણ ઉલટા તેઓ મને નિચ અને અપ્રમાણિક ગણશે—એમ મને સંતાપ થયો. વળી મને એમ પણ વિચાર થયો કે કંઈ બીજું કારણ બતાવ્યું હોય તો પણ ઠીક છે! હવે તો જે થાય તે ખરૂં એમ નસીબપર હાથ મુકી હું બેઠો; અને જે દશ મોહોર બાકી રહી હતી તેથી તે પહોંચી ત્યાં સુધી મારા કુટુંબના નિર્વાહ માટે ખાવાપીવાની કંઇપણ અડચણ પડી નહિ. પણ ઘણી જલદીથી અમારી પૂર્વવત નિકૃત દશા પ્રાપ્ત થઇ ને તેમાંથી નિકળવાનો એક પણ આરો બિલકુલ રહ્યો નહિ. એટલું છતાં મેં એ બાબતમાં લેશ ચિંતા રાખી નહિ. મેં મન વાળ્યું કે મને દ્રવ્ય પ્રાપ્ત થવાનો યત્કિંચિત્ પણ સંભવ કે આશા નહોતી, છતાં ઇશ્વરે તે દ્રવ્ય આપ્યું અને તેણે પાછું તે છીનવી લીધું—તો તેની જેવી મરજી! તે જેમ ચાહે છે તેજ પ્રમાણે થાય છે, સર્વ સત્તા તેના હાથમાં છે. તથાપિ તે ગૃહસ્થે મારાપર જે અપાર ઉપકાર કીધો છે તે હું વિસરનાર નથી. દ્રવ્ય મળ્યા પાછળથી જે કંઇ બનાવ બન્યો છે તે યથાર્થ તે ગૃહસ્થને સાદર કરીશ! સારાંશ મેં આ પ્રકારે મારા મનનું સાંત્વન કીધું.

મારી જે આ હાનિ થઇ તેનું સર્વ વૃત્તાંત મારી સ્ત્રીને કહ્યા વગર મને ચાલ્યું નહિ. જ્યારે મેં એ હકીકત મારી સ્ત્રીને કહી ત્યારે તેને અમર્યાદ દુઃખ ઉત્પન્ન થયું. અમે ઘણી ઘણિયાણી દુઃખાર્ત હૃદયે વાતચિત કરતાં હતાં તેવામાં મારાં પાડપાડોસી આવી પહોંચ્યા ને મારી સ્ત્રીના દુઃખનું કારણ પુછતાં મેં કહ્યું કે મારી પાઘડી સમડી લઈને ઉડી ગઈ તેની સાથે મારી એકસો નેવું મહોરો પણ ગઇ છે! પણ તેઓને મારી સ્થિતિ યથાર્થ માલમ હોવાથી, ને મારા ધંધામાંથી આટલા પૈસા પ્રાપ્ત થવા અશક્ય છે એવી તેઓની ખાતરી હોવાથી આ મારા બોલવાપર તેઓએ કશું વજન મુકયું નહિ ને તેઓને અટ્ટહાસ છૂટયું, ને કેટલાકે મને ગાંડો પણ ગણ્યો.

પણ આ બનાવને છ મહિના વિતિ ગયા પછી એક દિવસે સાદ

તથા સાદી બંનો હું જે મોહોલ્લામાં રેહેતો હતો તે રસ્તે થઇને જતા જણાયા. તેઓ મારા ઘરની નજીક આવ્યા એટલે સાદને મારૂં સ્મરણ આવ્યું ને સાદીને કહ્યું, "કેમ ભાઈ, હસન અલહાબલ જે ઘરમાં રહેછે તે આ નજીકમાંજ રહે છે ને ? તો ચાલો આપણે તેની પાસે જઇએ ને તેમને જે બસો મહોરો મળી છે તેના યોગથી તેની સ્થિતિ કેટલે અંશે સુધરી છે તે આપણે તપાસીએ." સાદીએ તેના ઉત્તરમાં કહ્યું, "ભાઇ, ખરેજ આજ કેટલાક દિવસ થયા આ વાત મારા મનમાં ખૂબ ઘોળાયા કરતી હતી, તો આજ અનાયાસે આપણે બંનો આ સ્થળે આવી પહોંચ્યા એ તો ઠીકજ થયું છે. હવે તમારા જોવામાં સેહેજ આવશે કે મારી યુક્તિ કેવી સફળ થઇ છે. મારી તો સંપૂર્ણ ખાત્રી છે કે તેની પૂર્વની ને સાંપ્રત સ્થિતિમાં જમીન અસ્માનનો ફરક પડી ગયો હશે. મને હવે જે મોટો ભય રહે છે તે એટલોજ કે તે આપણને બોલાવશે કે નહિ!!"

આટલી વાતચિત કરતા કરતા તે બંનો જણ હું જે મહોલ્લામાં રહેતો હતો તેની ગલીમાં વળ્યા, ને જે સ્થળે હું રહેતો હતો ત્યાં આવી ઉભા. મને દૂરથી જોતાંજ સાદીએ સાદને કહ્યું, "અહો ભાઈ! મને તો લાગે છે કે આપણે તે દિવસે આવ્યા હતા ને જેવા વેશ હસનભાઇ સાહેબના હતા તેવાને તેવાજ હમણાં પણ જણાય છે. અરે ! જુઓ તો ખરા સાદભાઇ, તેની સ્થિતિમાં મને તો કંઇપણ તફાવત જણાતો નથી! પ્રથમને દિવસે તેના અંગપર જે કપડાં હતાં તેવાં ને તેવાંજ કપડાં આજે પણ છે! પણ હા ભાઇ, તેની પાઘડી જરાક દમામપર છે ખરી! હવે ભાઇ તમેજ એને મળીને એની સ્થિતિની તપાસ કરીને મને જણાવો." મારા ઘર નજીક આવતાંજ સાદે મને યથાર્થ જોયો ને સાદી કહે છે તે ખરૂં છે એ તેના લક્ષમાં આવ્યું. પણ હું જેવો ને તેવો કેમજ રહ્યો એ તેના સમજવામાં આવ્યું નહિ. તેની અક્કલજ બેહેર મારી ગઇ ને મારી પાસે આવ્યા પછી શું પ્રશ્ન કરવો એ તેને સુઝયુંજ નહિ. પણ પછી સાદે મને કહ્યું, "કેમ હસનભાઇ, અમારો ને તમારો સમાગમ થયા પછી તમારી સ્થિતિ કંઇ ઠીકઠાક થઈ હશે એમાં તો કશો સંદેહ નથી, તો હવે ભાઇ, તમારી આગલી ને હાલની સ્થિતિ સંબંધી યથાર્થ વૃત્તાંત કહો." મેં તે બંનોને ઉદ્દેશીને કહ્યું, "સજ્જન ગૃહસ્થો, મને કહેવાને અત્યંત શરમની સાથે સંતાપ પણ થાયછે કે તમારા મનમાં મારે માટે જે ઉમેદ થઇ હતી ને મને જે મોટમોટી આશા હતી તે સઘળી રસાતળમાં

ગઇ છે! મારાપર એક એવો વિલક્ષણ પ્રસંગ ગુજર્યો છે કે તેની હકીકત તમોને કહીશ ત્યારે તમો તે વૃત્તાંત સત્ય છે એમ કદીપણ કહેનાર નથી. તથાપિ હું કસમપર કહું છું કે હમણાં જે વિલક્ષણ પ્રસંગ તમોને કહું છું તેમાં અસત્ય જેવું લેશ પણ નથી; ને તેપર તમો બેલાશક વિશ્વાસજ રાખજો." પછી મારી પાઘડી, સમડી ને દ્રવ્ય ગયાનું વૃત્તાંત ઈત્યંભૂત મેં તેઓને કહી સંભળાવ્યું.

**સાદીને** મારા બોલવાપર જરાપણ વિશ્વાસ આવ્યો નહિ. તે બોલ્યો, "**હસનભાઇ**! તમોએ સમડી ને સમડાની આ વાત કહી તે અમને તો જરાપણ સત્યવાળી ભાસતી નથી! તમારા મનથી અમને ફસાવવાનો વિચાર જણાય છે! તે સમડીને તમારી પાઘડીની શી ગરજ? તેને માત્ર ભક્ષની જરૂર હોય, પણ પાઘડીને તે શું કરે? ખાય કે કરડે? છટ્ છટ, તમારી આ પોશાગીરી અમારી પાસે નહિ ચાલે! તમારા લોકોનું આવું અધમ કર્મજ છે! તમ લોકોને એકાએક આ પ્રમાણે દ્રવ્ય મળે છે કે પછી તમારી અક્કલ બળી જાય છે! તમે તમારો ઉદ્યોગ ધંધો છોડીને પૈસા પહોંચે ત્યાં સુધી આળસમાં ને એસઆરામમાં પૈસા ગુમાવી દો છો! ને પૈસા પુરા થયા કે 'લે લોટી ને માર લંગોટી,' તેમ 'બાબુકા ભાઈ દરવેશી બન લે' તેમ પાછા જેવા ને તેવા થઇ બેસોછો! વાહ! કેવું નિર્લજ કર્તવ્ય! તમને ખાત્રીપૂર્વક કહું છું કે તમારૂં સુખ વધારવાનો ને તમોને સપંત્તિવાન્ કરવાનો પ્રયત્ન કરવો એ રેતીમાં નાવ ચલાવ્યા જેવું છે!"

મેં ઘણી દીનમુદ્રાથી જવાબ દીધો, "મહારાજ! તમોએ જે કહ્યું તે માટે શું કહું? એ માટે મારી કંઇ તકરારજ નથી. હું આ સર્વ ઠપકાને દેખીતી રીતે પાત્ર છું. તમો મને વિશેષ ઠપકો આપશો તો તે પણ ઘણી મોટી ધીરતાથી ખમીશ; કારણ કે વાસ્તવિક જોતાં હું નથી ધારતો કે હું તેને ખરેખરો પાત્ર હોઉં. જોકે મારો મોટો અપરાધ થયો છે પરંતુ મહારાજ, આ બનાવ આ લત્તાના સર્વ લોકોમાં એટલી પ્રસિદ્ધિને પામ્યો છે કે કોઇને પણ પુછશો તો તે સર્વ એ વૃત્તાંત યથાર્થ છે એમજ કહેશે; ને પછી ખાત્રી કરો કે હું કહું છું તેજ ખરૂં છે કે નહિ. એક મોટી સમડી મારી પાઘડી લઇ ગઇ એટલુંજ મેં સર્વેને કહ્યું છે, કંઇ એમ નથી કહ્યુ કે મારી મહોરો પણ સાથે ગઇ છે! હું પોતે પણ, કોઇએ કહ્યું હોય કે સમડી પક્ષી પાઘડી લઇ ગયું છે તે કહેવું ખરૂં માનું નહિ. પણ

આ પ્રસંગ મારાપર ગુજર્યો છે, તે સત્ય છે, ને જેમ કેટલીક અકલ્પ્ય બાબતો માનવામાં નથી આવતી તેમજ આ બાબત પણ તેમાંની એક છે, ને તે વળી ઘણી ગૂઢ પણ છે !"

સાદે મારો પક્ષ પકડી લીધો. તે બોલ્યો, "સમડી પાઘડી ઉંચકી નહિજ લઇ જાય એમ હું કહી શકતો નથી. આ મોટું જાનવર કેવાં કેવાં વિલક્ષણ પરાક્રમ કરે છે તે મેં સાંભળ્યાં છે, ને કેટલાક બનાવો તો મેં નજરોનજર જોયલા પણ છે. અને તેથી **હસનભાઇ** જે કંઇ કહે છે તે ખોટું છે એમ હું તો કદી કહીશ નહિં." આ પ્રમાણે તેનું બોલવું સાંભળીને **સાદીને** મારી વાતો 'સત્ય છે, ને એ કંઇ લબાડી કરતો નથી' એવું નક્કીપણે મનમાં ઠસી ગયું. તે પછી તેણે તાત્કાળ-માંજ એક બીજી પૈસાની થેલી પોતાના ગજવામાંથી કહાડી, ને પછી મારા હાથમાં બસો સુવર્ણ મુદ્રા મુકી. મારા હાથમાં તે પૈસા આવ્યા કે તુર્તજ તે પૈસા મેં મારા બદનના ગજવામાં મુકયા. તે પછી **સાદી** સાહેબ બોલ્યા, "**હસનભાઇ**, આ બીજી વેળાએ આ બસો મહોર હું તમોને બક્ષીસ આપું છું. એને સાચવીને મૂકજો, પણ પૂર્વ પ્રમાણે ગમે તેમ સાચવી ન રાખતાં એનો કંઇ રૂડો ઉપયોગ કરજો." મેં તેને પ્રતિઉત્તર આપ્યો, "મહારાજ, મારે હાથે એકવાર આ પ્રમાણે મુર્ખાઇનું કૃત્ય થયા પછી પણ કૃપા કરીને તમોએ મને આ પ્રમાણે પુનઃ બક્ષીસ આપી તે માટે હું તમારો કેટલો આભાર માનું ? બેશક, મારાથી જે મુર્ખાઇ ભરેલું કૃત્ય થયું છે તે તરફ જોતાં પુનઃ દયાને હું પાત્ર નથી. તથાપિ જે અર્થે તમોએ મારી પૂર્વની વાર્ત્તાપર લક્ષ નહિ આપ્યું ને તમારો ઉદાર હાથ મજ રંક તરફ લંબાવ્યો તેજ અર્થે હું તમોને ખાત્રી પૂર્વક જણાવું છું કે પુનઃ મારા હાથથી કિંચિત્ પણ ગેરલક્ષ દેવામાં આવશે નહિ. તમોએ મને જે પૂર્વે બોધ આપ્યો છે તે મારા હૃદયમાં અહોરાત્રી જાગૃત રેહેશે." હું એ શિવાય તે બંનેનો પુષ્કળ આભાર માનવાનો હતો, પણ મને સમયજ મળ્યો નહિ. તે બંનો લાગલાજ ઉઠયા ને રસ્તે પડી ગયા.

એ બંનો સુજનો ગયા પછી હું ઘેર ગયો. ઘેરમાં મારી સ્ત્રી કે બાળકો કોઇ નહોતાં, એટલે મેં ગજવામાંથી મહોરો કાઢી. તેમાંથી મેં દસ મહોર પૂર્વપેરે બહાર કાઢી ને બાકીની રૂમાલમાં બાંધી દીધી. આ મહોરો સુરક્ષીતપણે કયાં રહેશે તેનો મેં પુષ્કળ વિચાર કીધો. ક્ષણભર વિચાર કીધા

પછી મારા મનમાં આવ્યું કે એક લખોટાની બરણી કંઇ વર્ષો થયા અલગ પડી છે, તેમાં લોટનું થુલું ભરેલું હતું તેમાં એ સાચવીને મુકી હોય તો કશી હરકત નથી. આ બરણી એક ખુણામાં પડી રહી હતી; ને તેપર કોઇની નજર પણ પડવાની નથી એમ મને લાગ્યું. મેં ખૂબ સાચવીને તેમાં મહોરો મુકી. પછી તુરતજ મારી સ્ત્રી ઘરમાં આવી; અને તુરતજ હું ઘેરમાંથી બજારમાં કંઇ સામાન ખરીદવાને નિકળી ગયો. પણ મેં મારી સ્રીને જરા જેટલું પણ એ બંનો મિત્રો આવ્યા હતા તેના સંબંધમાં કહ્યું નહિ.

હું બજારમાં ગયો ત્યારે મારે ઘેર કેવો રંગ મચ્યો તે જુઓ. એક ફેરીયો માથાં ધોવાની ખડી વેચવાને આવ્યો ને બોલવા લાગ્યો કે “કોઇને ખડી જોઇએ છિયે ખડીઈઈ!” આ બોલવું સાંભળી મારી સ્રીનું તેના પર લક્ષ ગયું કેમકે તેને માથું ધોવાને ખડીની જરૂર હતી. આ સમયે તેની પાસે પૈસા નહિ હતા, ને હું પણ ઘરમાં નહોતો; છતાં તેણીએ તુરત તે ખડી વેચનારાને બોલાવ્યો. પછી પેલું થુલું ને વાસણ બતાવ્યું ને તેનું ‘શું આપશે’ એમ પુછ્યું. આ થુલું ને વાસણ તેને પસંદ પડ્યાં ને તેઓ વચ્ચે અદલાબદલીનું સહિસાટું થયું ને તે ખડીવાળો ખડી આપી વાસણ લઇ ચાલતો થયો! થોડી વારમાં હું તથા બીજા પાંચ હેલકરી એમ છ જણા ઘેર આગળ કેટલોક સામન ખરીદીને આવી પહોંચ્યા. તે હેલકરીઓની મજુરી ચુકવી આપી થાક લાગવાથી વિશ્રાંતિ લેવાને એક બાજઠપર હું બેઠો. આસપાસ નજર કરતાં પેલું થુલાંવાળું વાસણ મારા જોવામાં આવ્યું નહિ, ને તે જ્યાં હતું તે જગ્યા ખાલી જણાઇ! આ વેળાએ મારા મનની જે સ્થિતિ થઇ તેનું, હે મહારાજ, વર્ણન થાય તેમ નથી! પેટમાં તો ઉનું ઉનું થઈ જવા માંડયું ને જીભ તો કેમે કરતાં ઉપડે નહિ. મારી સ્રીને બોલાવીને મેં પુછ્યું કે ‘પેલું થુલાંવાળું વાસણ કયાં છે?’ તેણે ખુશી થતાં કહ્યું કે, ‘તે તો મેં ખડી લેવા માટે વેચી નાંખ્યું. તે સાટે પાટે આપ્યું.’ ને વધારેમાં તે બોલી કે, ‘આજે આપણને ઠીક ફાયદો થયો છે.’

મેં ક્રોધમાં ને ક્રોધમાં તેને કહ્યું, “અરે ચંડાળણી, તેં એ શું કીધું? તારા એ ફાયદાપર આગ કાં નથી લાગતી! એને લીધે તો આજે આપણું સર્વસ્વ નાશ થયું છે! હાય હાય! આપણું દુર્દૈવ આપણા મોંઢા આગળ ને મોંઢા આગળ રસળ્યા કર છે. એ મૂર્ખિ, તને માલમ છે કે તેં ખડી સાટે આપણુના ભવિષ્યનો, આપણુના સુખનો સર્વસ્વ નાશ કીધો છે. તેણે

આપણુને લુંટી લીધા છે. તે બરણીમાં સાહીએ હમણુાંજ આપેલી બસો મ્હોરો હતી તે પૈકી એકશો ને નેવું મેં તેમાં મુકી હતી; ને તેથી તારૂં ઘર ભરાત તેટલી ખડી આવતે ! પણ હાય દૈવ, તેં અમોને ઠાર કીધા છે."

તેની એક નજીવી ભૂલથી કેટલો મોટો અનર્થ થયો છે તે મારી સ્ત્રીના ધ્યાનમાં ઝટપટ આવી ગયું; ને તેથી આ સમાચાર જાણતાં તે તો હેબક ખાઇને ઢળી પડી. મોટે મોટે તે રડવા લાગી, પોકો મુકી, કપાળ કુટયું, કેસ ચુંટયા, ને લુગડાં ફાડીને માથામાં ધૂળ ઘાળવા લાગી. તે રડતાં રડતાં બોલી, "મારે હાથ આટલું બધું નુકસાન થયું છે, તે છતાં હું કેમ કરીને જીવતી રહી શકુંછું ? ઓ દૈવ! મેં શું તારો આટલો બધો અપરાધ કીધો કે તેં આ પ્રમાણે મને ગર્દન મારી છે ? રે! હવે તે ખડી-વાળાને હું કયાંથી શોધી કાઢું ? તે મારો પીછાણુવાળો પણ નહોતો, ને પૂર્વે કદી પણ તે આ ગલીમાં આવ્યોએ નહોતો." ક્ષણુભર વિચારીને પછી તે બોલી, "પણ તમોએ મને આ મહત્વની વાત પૂર્વમાં કેમ કહી નહિ ? એ નહિ કેહેવાથી તમને શો ફાયદો થયો ? તમે મને પેહેલાંથીજ એ વાત કહી હોત તો આપણું નુકસાન કેમ થાત ?" આ પ્રમાણે તે એટલું બધું બોલી જે બધું કહેતાં તો રામનું રામાયણ થઇ જાય, ને તેથી મારી કથાનો કંઇ પણ અંત આવે નહિ. તમો જાણો છો કે સ્ત્રીને દુઃખા-વેશમાં બોલવાને થોડું મળતું નથી, એનો તો સર્વને અનુભવ છે.

પછી મેં મારી સ્ત્રીને કહ્યું, "હવે ઘણું થયું, જરા શાંત થા. હવે રડવા ને આરડવાથી કંઇ અર્થ સરવાનો નથી. 'ગરથ ગયા પછીનું ગ્નાન ને રાંડયા પછીનું ડાહાપણુ શા કામનું.' 'જો મતિ પિછે ઉપજે, સો મતિ આગે હોય ! કાજ ન બિનસે અપનો, દુર્જન હસે ન કોય,' એ કેહેતી ખરી છે. તું આમ રડારોળ કરી મુકશે તો આડોસીપાડોસી વિના કારણે ઘરમાં દોડ્યાં આવશે ! ને 'શું થયું' 'શું થયું' એમ પુછવા મંડી પડશે. અને તેથી નુકસાન આપણુને ને હસવાનું તેમને થશે ! એજ લાભ થશે, માટે ધીરી થા. ઇશ્વરની એમજ મરજી છે તો હવે આ બાબતમાં આપણે સ્વસ્થ રહેવું ને કંઇ પણ બુમાટો કરવો નહિ એજ ઉત્તમ માર્ગ છે. ઇશ્વરે આપણુને આ દશ મ્હોરો આપીને કંઇ થોડો ઉપકાર કીધો છે કે ? તેજ માટે આપણે તેની સ્તુતિ કરવી જોઇયે; કેમકે એજ મ્હોરોથી આપણુને પુષ્કળ સહાયતા મળશે."

અમારાં ઘરવાળાંને આ બોલવું જરા પણ રુચ્યું નહિ. તેઓ તો ઉલટાં

વધારે રડવા મંડી પડ્યાં. પણ થોડીક વેળા વિત્યા પછી તેની દિલગીરી કમી થઈ ને શાંત થઇ, ને ઘણો લાંબો વખત વિત્યા પછી તો આ વાત બની નહિ બની સમજીને તે વિસરી પણ ગઈ. મેં તેના મનનું સમાધાન કરવાને માટે ધીમે ધીમે ઉપદેશ કીધો કે, "જો તુ વિચાર કર કે ગરીબનાં નસીબ ગરીબ તે ગરીબજ ! એ શું ખોટું છે કે ? વળી તું વિચાર કર કે શ્રીમંત્ મનુષ્યોને આપણા કરતાં વધારે શું મળે છે? હવા, અજવાળું ને ઉંચાં ઉંચાં મકાનો તેમના નસીબમાં વધારે તેજ! તેનો આપણા નસીબના પ્રમાણમાં આપણે પણ જોઇતો ઉપયોગ કરી શકીએ છિયે. આપણા કરતાં તેઓને કંઈક સુખ વધુ છે એ વાત ખરી, પણ તેટલા માટે આપણે તેઓની ઇર્ષા કરવી અથવા તેઓના સુખને માટે હલકો વિચાર બાંધવો એનું કારણ નથી. એને માટે ઉપાય કરવો શો ? વાસ્તવિક વિચાર કરતાં તેઓનું સુખ ઘણું ક્ષુલ્લક છે; કેમકે તે કંઇ ચિર સ્થિર નથી; તે ક્ષણભંગુર છે. મરણ વખતે તેનો અંત આવે છે! અને મરણ કેવારે થશે તેનો નિશ્ચય આપણને નથી, તેમજ શ્રીમંતોને પણ નથી. તાત્પર્ય એટલુંજ કે આપણે પ્રભૂપર વિશ્વાસ મુકવો, ને સુખદુઃખ તેનીજ ઈચ્છાપર રાખવું એજ ઉત્તમ ને સર્વથી હિતકારક માર્ગ છે."

વિશેષ આ નીતિયુક્ત વિચારો, જે મેં તેને કહ્યા તે હવે વધુ લંબાવતો નથી. એટલુંજ કહું છું કે આવી આવી વાતોથી અમે ઉભયે અમારૂં મન સમાધાન કીધું. થોડે થોડે આંતરે આ પ્રમાણે મને બે મોટા ધક્કા લાગ્યા તેથી મારૂં મન દિલગીરીમાં ગરકાવ નહિ કરતાં ઘણી સાવધતા ને હોશિયારીથી મેં મારો ઉદ્યોગ પૂર્વ પ્રમાણેજ ચલાવ્યો. એકજ વાતે મારૂં મન ઉદાસિન રેહેતું હતું; તે એજ કે **સાદી** આવીને મને પુછશે કે મેં તને બસો સુવર્ણ મુદ્રા આપી હતી તેનો તેં કેવો ઉપયોગ કીધો ને તેથી તારી સ્થિતિ કેટલે અંશે સુધરી છે, ત્યારે તેને શો ઉત્તર દઇશ? આ દુઃખકારક સ્થિતિના સંબંધમાં, પૂર્વ પ્રમાણેજ મારો કોઈ પણ પ્રકારનો દોષ નહોતો, તેથી **સાદી** સમીપ કીયે મોઢે બોલીશ ને તે શું ધારશે એજ મને ઘણો ગુંચવાડો ઉત્પન્ન કરતું હતું. મેં વિચાર કીધો કે હોનાર આગળ કોઈનું ચલણ નથી. 'હોનારત આગળ પદાર્થ મિથ્યા છે.' હવે એ બાબતમાં કશો ઉપાય નથી, વાસ્તવ મેં નક્કી કીધું કે જે હકીકત બની છે તે ઈત્થંભૂત કહી દેવી. એથી તે બંનો મિત્રોને દુઃખ તો લાગશે પણ બીજો ઉપાય નહોતો.

આ વખતે તે બંને મિત્રોને મારી પાસે આવવાને પૂર્વ કરતાં વધુ દિવસ લાગ્યા. **સાદે સાદીને** તે બાબત ઘણી વેલાએ યાદ આપી, પણ **સાદીએ** મને મળવાની વાત લંબાવ્યા કીધી. તેણે કહ્યું, "આપણને જતાં જેમ જેમ વધારે દિવસ થશે તેમ તેમ **હસન** વધુ શ્રીમાન્ થશે, ને તેથી મારા મનનું અધિક સમાધાન થશે." **સાદીને** પોતાના ઔદાર્ય માટે તથા મારી સ્થિતિના ફેરફાર માટે પૂર્ણ ખાત્રી હતી, પણ **સાદને** તો લેશ માત્ર પણ નહોતી. તેથી તેણે **સાદીને** કહ્યું, "ત્યારે શું તમારા મનમાં એમ ખાત્રી છે કે તમારી બસો મહોરથી **હસનનું** દળદર ગયું ને તેનો રૂડો ઉપયોગ થયો હશે? મારૂં કહ્યું માનો તો ભલા માણસ, એ વાતપર પૂર્ણ વિશ્વાસ ન મૂકો! કેમકે તમે ધારો છો એમ ભાગ્યેજ થયું હશે–જોકે આમ કહીને તમારી ઉલટને તોડી પાડતો નથી." **સાદીએ** કહ્યું, "બહુ સારૂં! વારંવાર કંઈ સમડી પાઘડી લઇને ઉડી જનારી નથી! હવે તો **હસનભાઇ** ઘણી સાવધતાથી વર્ત્યો હશે." **સાદે** કહ્યું, "તું કહે છે તે યથાર્થ છે. **હસન** હવે તો ઘણો સાવધ રહ્યો હશે; પણ આપણા મનમાં કલ્પના પણ કરી શકીયે નહિ તેવો એકાદો પ્રકાર બન્યો ને તમારા સર્વ મનોરથ રસાતળમાં ગયા નહિ હોય કેમ વારૂં? હું તમને ફરી ફરીથી કહું છું કે **હસન** શ્રીમંત થયો હશે એ વાતની મિથ્યા કલ્પના આ ઘેર બેઠાં બેઠાં કરવી નહિ! એમ સુજમાં રોજા નહિ ખોલો! મારૂં બોલવું તમને રૂચશે નહિ એ નક્કીપણે હું જાણું છું; પણ મારી તો ખાત્રી છે કે તમારા મનના મનોરથ મનમાંજ રહેશે. પણ ગરીબ મનુષ્ય પૈસા વિના બીજા સાધનથી ઘણોજ જલદી શ્રીમંત્ થઈ શકે છે એ સિદ્ધ કરવાનું જે મારા નસીબમાં લખેલું છે તેને માટે મને મનોદેવતા બહુ ઉશ્કેરે છે. બેશક તે બાબતનો યશ મારા નસીબમાંજ છે! તેથી તમારા વૃક્ષને ફળ નહિ આવે."

આ પ્રમાણે **સાદ** તથા **સાદીને** સંવાદ થયો હતો તે બાબત મને **સાદે** જણાવી હતી. પછી **સાદે સાદીને** કહ્યું, "એટલું બોલતાં અમારી વાર્ત્તા બંધ પડી. મેં દૃઢાવ કીધો કે આજે આ બાબતનું નક્કી કરવું. ચાલો **સાદીજી**, હવે શેહેરમાં ફરવા જવાનો સમય થયો છે, આપણે તપાસીએ કે આપણા બેમાંથી કોણ હારે છે!" તુરતજ એ ઉભય ગૃહસ્થો મારા ઘર આગળ આવ્યા. તેમને જોતાંજ મારી છાતિ તો ધડક ધડક થવા લાગી ને મનમાં એક ક્ષણ વિચાર આવ્યો કે દુકાનનું કામ આટોપીને ઘેરમાં

ભરાઇ એવું ને તેઓને મારૂં મોઢું બતાવું નહિ. પણ તત્ક્ષણમાં તે મારો વિચાર ફરી ગયો, ને વિચાર્યું કે એમ વિના કારણે શા માટે અપ્રમાણીક ઠરૂં? છતાં હું મારા કામમાં એવો તો ગુંઠાઇ ગયો કે મેં તેવો તરફ નજર પણ કીધી નહિ. હું નિચી મુંડીએ કામ કર્યો ગયો; તે છેવટે તે બંનો મારી સમીપમાં આવીને ઉભા ને મને સલામ કીધી કે 'કેમ **હુસનભાઇ**, શી ખબર છે?' ત્યારેજ મેં તેમની તરફ નજર કીધી. પછી મેં નિચી મુંડીએ મારા દુર્દૈવનું વૃત્તાંત ઇત્થંભૂત તેઓને સવિસ્તર કહી સંભળાવ્યું. પછી છેલ્લે મેં કહ્યું, "હવે તમોજ કહોની સાહેબ, કે તે મહોરો મેં બરણીમાં મુકી તેમાં મારી શી ભૂલ થઇ છે? તે જો મેં એ સ્થળે મુકી નહોત તો આવું માઠું પરિણામ નહિ આવતે, પણ કયાં મુકું? વાસ્તવિક જોતાં તેમાં મારી જરા પણ ચૂક નહોતી; કેમકે તે બરણી કેટલાં વર્ષો થયાં અવાવરી પડી રહી હતી. બહુ વર્ષો થયાં તે પડી રહી હતી ને મારી સ્ત્રી એ ઘણાં વાસણો વેચી નાંખ્યાં હતાં, પણ તે બરણી વેચીજ નહોતી. વળી અધુરામાં પુરૂં તેજ દિવસે હું ઘરમાં નહિ ને ખડી વેચનારો આવ્યો, ને મારી સ્ત્રી પાસે પૈસા નહિ હતા ને ખડી લેવાનો વિચાર કીધો! વળી આ પ્રમાણે સાટું પાટું મારી સ્ત્રી કરશે એનું મને સ્વપ્નું પણ નહોતું. તમે મને કદી કહેશો કે આ પ્રમાણે તે મહોરો મુકી છે એમ મારી સ્ત્રીને મેં શા માટે કહ્યું નહિ? પણ મારી ખાત્રી છે કે તમારા જેવા ગૃહસ્થ મને કદી પણ આવી સલાહ આપોજ નહિ કે આવી બાબતમાં તે સ્ત્રીને કંઇ પણ કહું. વળી કદી બીજે સ્થળે આ પ્રમાણે મહોરો મુકી હોત તો તે સુરક્ષિતપણે રહેત એની પણ શી ખાત્રી છે?" પછી **સાદીને** ઉદ્દેશી મેં કહ્યું, "મહારાજ, પ્રભુ લીલા અગાધ છે. તેનો કોઇ પણ પાર પામી શકતો નથી. મને ભાસે છે કે તેની ઇચ્છા એવી છે કે તમારી અપ્રતિમ ઔદાર્યતાથી મારૂં સારૂં થવુંજ જોઇયે નહિ, પણ મારે જન્મભર દારિદ્રીના દારિદ્રીજ રહેવું જોઇયે. અધાપિ તમારી ઔદાર્યતાનું ફળ મને મળ્યું નથી તોપણ તે મળ્યું છે એમ ધારીને હું આપનો પુષ્કળ ઉપકાર માનું છું. તમારી ઔદાર્યતામાં કંઇ પણ ન્યૂનતા થઇ છે એમ હું જરા પણ સમજતો નથી."

આટલું બોલીને મેં મૌન્ય ધર્યું. એટલે સાદી બોલ્યો, "**હુસનભાઇ**, તમે જે કંઈ કહો છો તે સત્ય છે એમ હું માનું છું, ને તમે અવ્યવસ્થિતપણાથી અથવા દુર્વ્યસનમાં આ નાણાં ઉડાવી દીધાં છે એમ હું

માનતો નથી. પણ હવે મારે પુખ્તપણાથી વિચાર કરવો જોઇયે. કેવળ અનુભવ મેળવવા માટે આ પ્રમાણે બસો બસો મહોરો તમને આપવી એથી તો મારે જલદીથી ભીખારી થવું પડે. તમારૂં કલ્યાણ કરવા માટે મેં જે ચારસો મહોરો આપી, તેનું મને હવે યત્કિંચિત્ પણ દુ:ખ લાગતું નથી: તે તો મેં તમોને માત્ર ધર્માર્થ આપી છે. એ દ્રવ્યથી મને પોતાને કંઇ પણ લાભ થાય એવી મને પોતાને જરા જેટલી પણ ઇચ્છા નહોતી; માત્ર એથી તમારૂં કલ્યાણ થાય એજ મારી ઈચ્છા હતી. મને જે દુ:ખ લાગે છે તે એટલુંજ કે આ પૈસા તમને નહિ આપતાં બીજા કોઇને આપ્યા હોત ને ત્યાં અજમાયસ કીધી હોત તો ઠીક પડતે; કેમકે તે રાંક મનુષ્યને તમારાથી વધારે સારો ઉપયોગ કરવાની તક મળતે. ખેર. બની તે બની!" પછી તે પોતાના મિત્ર સાદ તરફ ફરીને બોલ્યો, "ભાઇ સાદ, હમણાં જે કંઈ હું બોલ્યો તે તમોએ સાંભળ્યું હશે, ને તેપરથી તમે જાણ્યું હશે કે મેં મારો પક્ષ છોડી દીધો છે તેમ નથી. હવે બીજે પ્રસંગે ને બીજે સ્થળે હું મારી યોજનાની પરિક્ષા કરીશ. પણ હવે તમે તમારા કહેવા પ્રમાણે કરો, ને પૈસા આપ્યા વગર આ ગરીબ મનુષ્યને કેમ શ્રીમાન્ બનાવો છે તેની મને પ્રતિતિ કરી આપો. આ હસનભાઈ યોગ્ય છે કેની? તમારી મરજીમાં આવે તે એને આપો. જોઇયે તો થોડા પૈસા ને જોઇયે તો બીજું કંઇ! જે કંઇ એને આપો તેનો ઉપયોગ મારી ચારસો મહોરોથી કંઇ પણ સારો થશે તો મારૂં નામ ફેરવી નાંખીશ." સાદે આ સર્વ સાંભળ્યું, ને તુરતજ ત્યાં પડેલો એક સીસાનો કકડો હાથમાં લઇને સાદીને બતાવીને બોલ્યો, "જુઓ સાદીભાઇ, આ સીસાનો કટકો મેં હમણાંજ જમીન પરથી ઉંચકયો છે, જે તમે જોયો પણ છે. જુઓ! એ હું હસનભાઇને આપું છું. એનાથી કેવો ચમત્કાર થાય છે તે તમે જોજો."

આ સાંભળી સાદી તો પેટ પકડીને એટલો હસ્યો કે હાસ્યનો મોટો પર્વત થઇ રહ્યો! તેનું હસવું કેમે કરીને અટક્યું નહિ. તેણે સાદની પુષ્કળ મશ્કરી કરી. તે બોલ્યો, "ભાઇ રે, આ સીસાની શી મોટી કિમ્મત છે? ઘણું તો એક પૈસો હશે. એનું આપણા હસનભાઇ શું કરશે તે પ્રભૂ જાણે." પછી સાદે તે સીસાનો કટકો મારા હાથમાં આપ્યો ને બોલ્યો, "હસનભાઈ, તું એને પેટ ભરીને હસવા દે. તું આ લે ને સાંભળ; એનાથી તારૂં દૈવ ખુલશે, ને તેના અપાર આનંદની ખબર અમને તું આપશે એવી મારી સંપૂર્ણ ખાત્રી છે." મને તે વેળાએ લાગ્યું કે સાદ આ માત્ર એક ગમ્મત ખાતરજ

બોલે છે; ને ફકત મારી થયેલી કરે છે. તથાપિ મેં મોટા ઉપકાર સાથે તે સીસાનો કટકો લીધો; ને તે માટે મેં સાહ તથા સાદીનો આભાર માન્યો. એમ થયા પછી તે બંનો મારી પાસથી વિદાય થયા; ને હું મારા કામપર પાછો મંડયો.

રાત્રિના વાળુ વેળા થઇ ત્યારે મેં અંગપરથી બદન કાઢયું તે વેળાએ તે સીસાનો કટકો મારા ખીસામાંથી ભોંયપર પડયો. સાદે તે મને આપ્યો તે વેળાથી તે અત્યાર સુધીમાં મને તેની સ્મૃતિ પણ રહી નહોતી. આમ હોવાથી જેવો તે પડયો તેવોજ સેહેજમાં જે જગ્યાપર ધ્યાન પહોચ્યું ત્યાં બેદરકારીથી મેં તે મુકી દીધો. એવું બન્યું કે તેજ રાત્રિના મારા મોહલ્લામાં એક માછીમાર રેહેતો હતો, તેને જાળ ગુંઠતાં સીસાના કટકાની ગરજ પડી. રાત્રિ પુષ્કળ વીતિ ગઇ હતી, ને તેથી વેપાર ધંધાની સર્વ દુકાનો બંધ હતી. એમ હોવાથી તે વેચાતી લાવવાનો તેને રસ્તો નહોતો. અધુરામાં પુરૂં પ્રભાતના તો તેને માછલાં પકડવા જવું હતું, ને જો તેમ નહિ કરે તો તેના બાળબચ્ચાંને તે દિવસે ભોજન વગર ભુખે ઠોકાવું પડે તેમ હતું. આમ સર્વ ઠાઠ હોવાથી હવે કેમ કરવું તેની તેને મોટી ચિંતા ઉત્પન્ન થઇ. પછી આસપાસથી કોઈ પાડપડોસીને ત્યાંથી એકાદો સીસાનો કટકો શોધી લાવવા માટે પોતાની સ્ત્રીને કહ્યું. તે બાઇ કેટલેક ઘેર રખડી, પણ કોઇ સ્થળેથી તેને સીસાનો કટકો મળ્યો નહિ. 'રડતી ગઇ ને મુવાની ખબર લાવી' તેમ બાઈસાહેબ પોતાના ધણીપાસે વિલે મૂખે પાછાં આવ્યાં,ને આ વર્તમાન નિવેદન કીધા કે કોઇપણ સ્થળેથી સીસાનો કટકો મળતો નથી.પોતાના ધણીને સઘળા ઘરનાં નામ ગણાવ્યાં, ત્યારે તેણે પુછયું કે '**હસન અલ્લાહાબલ**ને ત્યાં ગઇ હતી કે નહિ?' તેપરથી તેણે ઉત્તર આપ્યો કે, "તેને ત્યાં હું કંઇ ગઈ નથી. તેનું ઘર ઘણું દૂર છે, ને તેથી આટઆટલે સ્થળે ગઇ ને કોઇને ત્યાંથી મળ્યો નહિ તો એને ત્યાંથી શું મળશે? વળી ઘણી વેળાએ એને ત્યાં ગઇ છું, પણ એને ત્યાંથી કંઇપણ લાવી હોઉં તેવું મને જરાપણ માલમ નથી." તે માછીએ દમમાંજ પોતાની સ્ત્રીને કહ્યું, "તારે શું, તું તેને ત્યાં જા તો ખરી, પછી નહિ કામ થયું તો ઠીકજ છે. તારે ત્યાં જઈને માત્ર કેહેવાતું છે. એમ આળસ શેનું રાખે છે? જા, જલદી જા, સોવાર ગઇ ને કામ નહિ થયું તેથી આ વેળાએ નહિ થશે એવું અનુમાન મિથ્યા છે. ચલ જલદીથી જા, વખત નહિ ખો."

તે માછીની સ્ત્રી ગુસ્સામાં ને ગુસ્સામાં બડબડ ને ફડફડ કરતી ઉઠી;

ને મારે ઘેર આવી. તે વેળાએ મને પુષ્કળ નિંદ્રા આવી હતી. તેણીએ મોટેથી બુમ મારીને કહ્યું, "હસનભાઇ, મારે એક સીસાનો કટકો જોઇયે છિયે, તમારી પાસે હોય તો મારા ધણીએ માંગ્યો છે તે આપો તો!" સાહે આપેલો સીસાનો કટકો મારી સ્મૃતિમાંથી કંઈ ગયો નહોતો; કેમકે એ તેજ દિવસનો બનાવ હતો, ને મારા ગજવામાંથી તે પડયો તે મેં ક્યે ઠેકાણે મુકયોછે તેને ઘણો વખત પણ વિતિ ગયો નહોતો. તેથી મેં તે સ્ત્રીને કહ્યું, "બાઇ, મારી પાસે એક કટકો છે. તું જરા થોભ, એટલામાં કીકાની મા તને શોધી આપે છે." આ વખતે તે માછણની બુમથી મારી સ્ત્રી પણ જાગી ઉઠી હતી. તે ઉઠી એટલે મેં નિશાનિ આપી તે પ્રમાણે તેણે તે જગ્યાપર હાથ મુકતાંજ હાથમાં તે કટકો આવ્યો. મારી ઘરવાળીએ બારણું ઉઘાડયાં ને સાદનો આપેલો સીસાનો કટકો તે માછણને આપ્યો. તે સીસાનો કટકો જોતાંજ તે માછણને પુષ્કળ આનંદ થયો. તેણે મારી સ્ત્રીને કહ્યું, "તેં આજે મારૂં મોટું કામ કીધું છે; ને તેથી મારા ધણીને પેહેલી જાળ નાંખતાં જેટલાં માછલાં મળશે તેટલાં હું તમને લાવીને આપીશ."

તે માછીને આ પ્રમાણે સીસાનો કટકો પ્રાપ્ત થવાની બીલકુલ આશા નહોતી તેથી તે જોતાં ઘણો હરખ થયો ને પોતાની સ્ત્રી જે વચન આપી આવી હતી તે પાળવાને તુરતજ કબૂલ કીધું. તેણે પોતાની જાળ તુરતજ ગુંઠી નાંખી ને પ્રભાત થતાંજ પોતાના ધંધાપર ચાલ્યો ગયો. દરિયા કીનારે જઇને પોતાની જાળ નાંખી, પણ કર્મસંજોગે પેહેલી જાળમાં માત્ર એકજ માછલું આવ્યું—જે બે અઢી હાથ લાંબુ ને વજનમાં ભારે હતું. તે પછી પુષ્કળ વેળાએ તેણે જાળ નાંખી, તેમાં બહુ નાહનાં નાહનાં માછલાં આવ્યાં, પણ પેહેલા જેવું એક પણ આવ્યું નહિ. માંછલાં પકડવાનાં કામથી પરવાર્યા પછી તે સઘળાં માંછલાં લઇને ઘેર આવ્યો. ઘેર જતાંજ મારા હિસ્સાનું માછલું તુરતજ મારે ઘેર લઇ આવ્યો. એ વેળાએ હું મારા ધંધાપર બેઠો હતો. તે માછી આવડું મોટું માછલું લઇને આવ્યો એ જોઈને મને બહુ આશ્ચર્ય પ્રાપ્ત હતું. પછી માછીએ નમ્રતાથી માછલું મુકતાં કહ્યું, "હસનભાઇ, કાલ રાત્રિના મારી ઘરવાળીએ તમારી સ્ત્રીને વચન આપ્યું હતું કે પેહેલી ખેપમાં જેટલાં માછલાં મળે તેટલાં તમોને આપીશું, તે વાત મેં સ્વીકારી હતી પણ શું કરૂં? ઇશ્વરની ઇચ્છા તમને એકજ માછલું આપવાની હતી ને તેથી પેહેલી ખેપે આ મોટું એકજ માછલું જાળમાં આવ્યું હતું; તે આ હું ભેટ લાવ્યો છું. એ તમો લો એવી મારી વિનંતિ છે. તમારા નસીબના

જોગે સઘળી જાળ ભરાઇને આવ્યાં હોત તો તે હું મોટી ખુશીથી તમોને આપતે."

મેં ઉત્તર આપ્યો, "અહો, તે સીસાના કટકામાં શું વિસાત હતી? દોઢ દમડીનો તે કટકો! તેને બદલે તમો મને આટલું મોટું માછલું આપો છો! છટ્ છટ્! એ તો ઘણું થઈ ગયું! એમ નહિ હોય! પાડપડોસી એક બીજાને કામ નહિ લાગે તો કામ કયારે આવશે? ને આ પ્રમાણે આપણે આપ લે કરિયે તે કંઇ આબરૂ ભરેલું નહિ કહેવાય! મને કંઈ વસ્તુની જરૂર પડી તો હું પણ તમારે ત્યાંથી મંગાવી લઇશ, તે તમો મારૂં કામ શું નહિ કરો? તેમજ આ મેં તમારૂં કામ કીધું હતું, તેમાં મેં અધિક શું કીધું છે? પણ હવે તમે પ્રેમપૂર્વક આ માછલું લાવ્યા છો તેથી લઉં છું, નહિ તો નહિ લેત! એ તમે માત્ર મેહેરબાની દાખલ આપો છો એમજ તમો સમજજો. જો એ નહિ લઉં તો તમને ઘણું માઠું લાગે, ને તેથી ના પડાતી નથી." આટલી બોલચાલ થયા પછી તે માછી પોતાને ઘેર ચાલ્યો ગયો.

પછી તે માછલું હું ઘેર લઈ ગયો; ને મેં મારી સ્ત્રીને તે સ્વાધીન કીધું. મેં તેને કહ્યું, "કાલ રાત્રિયે આપણે તે માછીની સ્ત્રીને સીસાનો કટકો આપ્યો હતો તેના બદલામાં તેણે આ માછલું આણી આપ્યું છે. ગઇ કાલે સાદ આ સીસાનો કટકો મને આપતી વેળાએ કહ્યું હતું કે આનાથીજ કદાચિત્ તારૂં નસીબ ઉઘડશે, તેનો અર્થ આજ, બીજો શો? આ એક માછલું મળ્યું બીજું શું?" તે પછી સાદ અને સાદી વચ્ચે જે ભાષણ થયું હતું તે મેં મારી સ્ત્રીને કહી સંભળાવ્યું.

તે મોટું માછલું નિહાળી મારી સ્ત્રી તો ઘણા ગોટાળામાં પડી ગઇ. તે બોલી, "હું એનું શું કરૂં? આવડું મોટું માછલું રાંધવા આપણા ઘરમાં પતેલી પણ નથી." મેં તેણીને કહ્યું, "તારી ઇચ્છામાં આવે તેમ કર, એ બાબતમાં આપણે કંઇ સમજીયે નહિ. આપણે તો ખાવાના સરીગત!" આમ કહી પાછો હું દુકાને આવીને મારા ધંધાપર બેઠો. પછી મારી સ્ત્રીએ તે માછલાંને કાપ્યું તો તેના પેટમાંથી એક મોટો હીરો જડી આવ્યો. તે તેણે ધોઇ ધોઇને સાફ કીધો તો તેણીને લાગ્યું કે આ કોઈ મોટો કાચનો કટકો છે, કેમકે તે બાપડીએ બાપ જન્મે હીરા જોયા શાના હોય કે તેની પરિક્ષા કરે? હીરો કેવો છે એ તેણે જાણ્યુંએ નહોતું. અને કદાચિત્ તેણે હીરો પ્રત્યક્ષ જોયો હોત તોપણ આ કટકો મોટો હીરો છે એવી પરિક્ષા તે બાઇ સાહેબ કરી શકે એવો સંભવજ કયાંથી હોય?

તેણે તો તુરતજ તે હીરો મારા એક છોકરાને રમવાને આપ્યો. તેન હાથમાંથી બીજાએ ઝુંટાવી લીધો, ને એમ એક બીજા એક એકના હાથમાંથી ઝુટાઝુટ કરીને તેની વિલક્ષણ પ્રભા જોઇને મનમાં પુષ્કળ મલકાવા લાગ્યા. તેઓને મનથી આ એક કૌતકવાળું રમકડું હતું.

રાત્રિના દીવો થયો ત્યાં સુધી તે હીરા સાથે બાળકો ખેલ્યા કરતાં હતાં. દીવો થયા પછી તેની પ્રભા કંઇ કમી થઇ, પણ એટલામાં કંઇ કામ પડતાં મારી સ્ત્રીએ દીવીપરથી દીવો ઉઠાવ્યો, ને તે ઓરડામાં અંધારૂં પડયું. પણ તે સમયે તે હીરાનો પ્રકાશ ઘણો દીપી નિકળ્યો ને તેથી દરેક જન એ હીરો પોતાના હાથમાં લઈને ખેંચા ખેંચી કરવા લાગ્યાં ને રમતમાં ખૂબ મંડી પડયાં. સૌથી નાહનો બાળક એ હીરાને પોતાના હાથમાંથી આપનો નહોતો, તે જ્યારે છીનવી લીધો ત્યારે તેણે પુષ્કળ રડવા માંડયું. ને એથી એક બીજા વચ્ચે પુષ્કળ કોલાહલ થઇ રહ્યો. તે બાળકો રમત ખાતરજ આ પ્રમાણે રડારડ ને લડાલડ કરી રહ્યાં છે એમ ધારીને પ્રથમથીજ હું સ્વસ્થ બેસી રહ્યો હતો, અને તેથી આ પ્રમાણેના રડ-વાથી તપાસ કરવાને ઉઠયો નહિ. તેટલામાં મારી સ્ત્રીએ નાહના બાળકના હાથમાં ખાવાનું આપ્યું ને સઘળાં વાળુ કરવા બેઠાં એટલે સઘળો ગડબડાટ બંધ પડયો.

વાળું કીધા પછી પાછાં સઘળાં છોકરાંઓ એકઠાં થયાં ને પૂર્વ પ્રમા-ણેજ ઘોંઘાટ કરવા મંડી પડયાં. તુરત મેં મોટા છોકરાને બોલાવ્યો ને આ ગડબડનું કારણ પુછ્યું. તેણે તેનું કારણ કહ્યું ને બોલ્યો, "બાવાજી, એક કાચનો કટકો છે તેને માટે આ ગડબડાટ ચાલે છે. તમે દીવો દૂર કરો, એટલે તેનું તેજપુંજ તમારા જોવામાં બરાબર આવશે. બાવાજી, એ કાચંનો કટકો બહુ સારો ને ઝગઝગતો છે." મેં તે કાચનો કટકો અ-ણાવ્યો, ને તેણે કહેલી વાતનો સ્વતઃ અનુભવ લેવાને દીવો દૂર કરાવ્યો. એ જોતાં મને પુષ્કળ આશ્ચર્ય પ્રાપ્ત હવું; ને મેં મારી સ્ત્રીને પુછ્યું કે એ શું છે? તે બોલી, "એ કાચનો કટકો છે. મેં માછલું સમાર્યું ત્યારે તેના પેટમાંથી એ કટકો નિકળ્યો હતો."

મારી સ્ત્રીના કેહેવા પ્રમાણે મારી પણ એમજ ધારણા પહોંચી કે એ કાચનોજ કટકો હશે, બીજું કંઇ નથી; કેમકે આપણે પણ તે બાઇ શ્રીપાંચથી વધારે હોશિયાર હીરાપારખુ નહોતા. તથાપિ તેની વધારે ચકિત્સા જોવાને મેં મારી સ્ત્રીને કહ્યું કે જરાક દીવો દૂર કર તો. તેણે

તે પ્રમાણે કીધું. તો તુરજ તે કાચના કટકાનો, કહો કે તે હીરાનો એટલો મોટો પ્રકાશ પડયો કે મને ભાસ્યું કે રાત્રિના જમતી વેળાએ દીવાની હવે કંઇ જરૂર રેહેવાની નથી. મેં મારી સ્ત્રીને દીવો હોલવી નાંખવાને કહ્યું, ને તે જગ્યાએ હીરો મુકવાને સૂચવ્યું. અને પછી તેણીને કહ્યું કે, "જો, સાદે આપેલા આ એક કટકાથી એક તો મોટો ફાયદો થયો ખરો. હવે પછી આપણને દીવો કરવાને તેલ લાવવું પડશે નહિ."

છોકરાંઓએ વાળુ કીધા પછી ઓરડામાં જોયું તો જણાયું કે દીવો તો બુઝાવી નાંખ્યો છે ને તેની જગ્યાએ પેલો કાચનો કટકો અજવાળા માટે મુકયો છે! એ જોતાં તેઓને અપાર આશ્ચર્ય ઉત્પન્ન થયું, ને તેઓએ આનંદથી એટલો તો કોલાહલ કરી મુકયો ને ઓરડામાં એટલી તો દોડાદોડી કરી મુકી કે આખું ઘર ગાજી રહ્યું! તેઓએ આ પ્રમાણે કોલાહલ કરી મુકયો તેથી અમે ધણી ધણિયાણી ઘણાં રાગે ભરાયાં, ને તેઓને મારવાં લીધાં; તેથી તો વળી વધારે ગડબડાટ ઘરમાં થઇ રહ્યો. પછી એકેકને પકડીને સપાટા લાગાવ્યા એટલે સર્વે એક પછી એક પથારીપર પડયાં, તથાપિ પડયાં પડયાં પણ સખણાં રહ્યાં નહિ. કાચના કટકાનો આવડો મોટો પ્રકાશ પડે છે એમ વાત કરતાં કરતાં તેઓ અંતે ઉંઘી ગયાં, પછી અમે ધણીધણિયાણી પણ પથારીએ જઇને સુતાં. પ્રભાતમાં ઉઠતાં, પછી તે હીરા સંબંધી મેં કંઇપણ વધુ તલાસ કીધી નહિ; પણ નિયમ પ્રમાણે મારા કામપર જઇને બેઠો! એમાં કંઇ આશ્ચર્ય થવા યોગ્ય નથી; કેમકે મહારાજ, બાપ જન્મારે આપણે હીરા શાના જોયા હોય કે વળી તેના સંબંધી વિચાર કરીએ? કદીમદી હીરો જોયો હોય તે પરથી આ હીરોજ છે એમ પણ શાનો વિચાર આવે? હીરાના પારખું તો ઝવેરી હોય, પણ આપણે દોરડા વણનાર ખારવા, તેને હીરાની પારખ શી?

હવે અગાડી મારૂં વૃત્તાંત કહું તે પેહેલાં મારે જણાવવું જોઇયે કે મારા ઘરની લગોલગ એક યાહુદી વ્યાપારીનું ઘર હતું. તે મોટો શ્રીમાન્ હતો ને ઝવેરીનો ધંધો કરતો હતો. મારા ને તેના ઘરની વચ્ચે માત્ર એક નામની ભીત હતી, ને તેમાં એક બે જાળિયાંઓ હતાં. મારા ઘરમાંથી તેના ઘરમાં જોવાય ને તેના ઘરમાંથી મારા ઘરમાં જોવામાં આવે. આગલી રાત્રિના મારા છોકરાંઓએ જે કોલાહલ કરી મુકયો હતો, તે વેળાએ તે દમ્પતી નિંદ્રાવશ હતાં તેમાંથી જાગી ઉઠયાં, ને તેઓને કેટલીક વેળા લગણ નિંદ્રા આવી નહિ. તેથી તે ઝવેરીની સ્ત્રી પ્રભાતના મારે ઘેર આવી, ને

મારી સ્રીને કહ્યું, "કેમ બાઇ, ગઇ કાલ રાત્રિના તારા ઘરમાં આટલો બધો ગડબડાટ શાનો હતો ? રડયા છોકરાંઓએ એટલો ઘોંઘાટ કરી મુકયો કે અમે ઉંઘમાંથી જાગી ઉઠયાં, ને અમને કેટલીવાર સુધી તો નિંદ્રા પણ આવી નહિ." મારી સ્રીએ કહ્યું, "બેહેન રે, તમે કહોછો તેમજ છે. મુંવાં છોકરાંઓ બહુ તોફાની છે! પણ તેથી તમે ગુસ્સે થશો નહિ. પોરિયાઓ એવાં નઠોર છે કે સેહેજમાં તોફાન તોફાન કરી મુકે છે. તેઓએ કાલે રાત્રિના એવું તોફાન માંડયું હતું કે અમે બંનો તેઓથી હારી ગયાં! તેઓનું રડવા હસવાનું કંઇ મોટું કારણ નહોતું. આવોની બેહેન ઘરમાં, તેઓનું રડવા હસવાનું કારણ બતાવું. વાતમાં કંઈ દમ નહિ, પણ છોકરાંઓ કંઈ સમજાવ્યાં સમજે તેવાં છે? તેઓ તો દૈવના ઘરની વેઠ છે. કોઈને મુંવાઓ બદતાં નથી."

તુરત તે યાહુદેણને મારી સ્ત્રી ઘરમાં તેડી લાવી; ને પછી પેલો હીરો તેના હાથમાં આપ્યો ને બોલી, "જોયું બેહેન, આ કાચના કટકા માટે આ પોરિયાંઓની મારામાર હતી. તે લેવા માટે તેઓ દોડાદોડી ને કોલાહલ કરી રહ્યાં હતાં." તે યાહુદેણને હીરા, રત્ન, માણેક, પન્ના, પોખરાજની સારી પરિક્ષા હતી; એટલે તેણે તત્કાળ તે હીરો પારખ્યો, ને તે તેજપુંજ હીરાનો વિલક્ષણ પ્રભાવ નિહાળી તેને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું. એ પ્રમાણે તે ઝવેરીની સ્રી તે હીરો જોતી ને વિચાર કરતી હતી તે વેળાએ મારી સ્ત્રીએ તે યાહુદેણને આ હીરો કેવા પ્રકારે પ્રાપ્ત થયો તેનું અથેતિ વૃત્તાંત કરી સંભળાવ્યું. પછી તે યાહુદેણે તે હીરો પાછો મારી સ્ત્રીના હાથમાં મુકયો. પછી તે બોલી, "મુવાં મુર્ખ તે મુર્ખંજ તો! તમારા કેહેવા પ્રમાણે મને પણ ભાસે છે કે આ કાચનો કટકો છે, બીજું કંઇએ નથી. પણ સાધારણ કાચ કરતાં એનું તેજ અધિક છે. કાચ સારો છે. મારા ઘરમાં એક એના જેવોજ કાચનો કટકો છે, એ બેની જોડી ઘણી અચ્છી થઈ રહે ખરી. જો તું એ વેચે તો હું લઇશ."

મારા છોકરાંઓએ જોયું કે પોતાને રમવાની આ જણુસ વેચવાની ભાંજઘડ થાય છે એટલે તેઓએ તો લાંબે સાદે પોકાશ્રાદ્ધ કરવા માંડયું. એક બોલ્યો "જીજી એ તું વેચતી નહિ, હવે હું એને માટે તોફાન નહિ કરૂં!" બીજો બોલ્યો, "મા! હું તને પગે પડું છું કે તું એ અમારૂં ખેલવણુ નહિ આપતી. જો હું બાવાજીને તેડી લાવીશ જો." ત્રીજો બોલ્યો, "શું અમારી રમવાની જણુસ વેચવાનું તને ભાઇએ કહ્યું છે કે? ઠીક છે. હું હવે આજે જમ-

વાનો નથી." "જો જી, તું એ રેહેવા દે. અમને નહિ આપતી, પણ વેચતી નહિ. અમે હવે એ નહિ માગીએ!" એમ એક પછી એક પોતાની માને કાલાવાલા કરવા મંડી પડયાં; ને રડતાં રડતાં એવાં તો દયામણાં મોઢાં કીધાં કે મારી સ્ત્રીને તુરત તો તે ઝવેરણને કેહેવું પડયું કે, "હું વેચીશ નહિ."ને જ્યારે છોકરાંઓને ધૈર્ય આવ્યું ત્યારેજ પછી તેઓ મુંગાં રહ્યાં.

આ પ્રમાણે છોકરાંઓના કળકળાટથી તે યાહુદેણનો સોદો બંધ બેઠો નહિ; તેથી તે આવી તેવી ચાલી ગઇ. મારી સ્ત્રી તેને દ્વારપર્યંત મુકવા ગઈ, ત્યારે તે ઝવેરણે મારી સ્ત્રીને કહ્યું કે તારે જો એ કાચનો કટકો વેચવો હોયતો બીજા કોઇને બતાવે તે પૂર્વે મનેબતાવજે, હું તે રાખીશ. તે યાહુદેણનો ધણી પ્રભાતમાં ઉઠીને પોતાની ઝવેરાતની દુકાને ગયો હતો. તેની સ્ત્રી મારે ત્યાંથી જેવી નિકળી કે લાગલીજ તેની દુકાનપર ગઇ; ને તેણીએ એ સર્વ વૃત્તાંત પોતાના ધણીને કહ્યું. એ હીરાનો આકાર ને વજન કેટલું હશે તે પણ તેણીએ અડસટે કહ્યું; ને તેની પ્રભાનો લખલખાટ, સૌંદર્ય, પાણી અને તેજસ્વીપણું એ સઘળાંની તેણીએ બહુ બહુ તારીફ કીધી. પછી તે યાહુદેણ બોલી, "પણ રાત્રિના તેનો પ્રકાશ એટલો પડે છે કે દીવાની પણ ગરજ રહેતી નથી એ તેના અંગના અતિ ઘણો મોટો ગુણ છે, ને એ વાતની સત્યતા માટે કંઇપણ શંકા કરવાનું કારણ નથી; કેમકે હસનની સ્ત્રીને તેની પરિક્ષા છે નહિ, ને તેથી તે એ હકીકત ખોટી શું કામ કહે?'

યાહુદેણના પતિએ એ સર્વ હકીકત ધ્યાનપૂર્વક સાંભળી, ને પછી પોતાની સ્ત્રીને કહ્યું કે, "તું હમણાંને હમણાં જા, ને તે હીરો તારે હસ્તગત લેવાના ઉદ્યોગમાં મચ. પેહેલાં તો હસનની સ્ત્રીને દશ વીશ મહોર આપવાની લાલચ બતાવ, પછી જેવો તેનો રાગ રંગ જોય તે પ્રમાણે કિમ્મત વધારજે. તે અણમોલ હિરો તું જવા દેતી ના. તેની કિમ્મત જે પડે તે આપવી એમાં સંદેહ નહિ!" આ પ્રમાણે તે યાહુદીનું બોલવું સાંભળી તત્કાળ તેની સ્ત્રી મારે ઘેર આવી; ને મારી સ્ત્રીનો તે હીરો વેચવાનો નિશ્ચય થયો છે કે નહિ તે માટે પુછપડછ કીધા વગરજ એકદમ તે બોલી, "કેમ બેહેન, પેલો કાચનો કટકો મને વીશ મહોરોએ આપશો?"

મારી સ્ત્રીએ વિચાર્યું કે આવા એક કાચના કટકાની વીશ મહોર! વાહ! આપણાપર તો ઇશ્વરની અષ્ટમાસિદ્ધિ ને નવેનિદ્ધિ તુષ્ટમાન થઇ છે! વીશ મહોર! એ કીમત કોઇપણ પ્રકારે ઓછી નથી. તથાપિ તેણીએ કહ્યું, "હાલમાં હે બાઇ, હું કંઇપણ એ બાબત કહી શકતી નથી, પણ

મારા ધણીને પુછીને તુરત કહીશ. તેને પુછયા વિના મારાથી કંઇ થાય તેમ નથી." એટલામાં બપોરના ભોજનનો સમય થયો ને હું કામ બંધ કરીને જમવાને ઘેર આવ્યો. તે સમયે તે બંનો જણુ દરવાજાપરજ વાત ચીત કરતાં ઉભાં હતાં. મારી સ્ત્રીએ મને કહ્યું, "કેમ છો, પેલા માછલાંનાં પેટમાંથી જે કાચનો કટકો મળ્યોછે તે કટકા બદલ આ આપણી પડોસણ વીશ મહોરો આપેછે; તમારી તે લેવાની ખુશી છે કે નહિ ?" મેં તેનો કંઇજ ઉત્તર આપ્યો નહિ. મેં મનમાં વિચાર્યું કે બેશક કાચના કટકાની કંઇ વીશ મોહોર કોઇ આપે નહિ, એમાં કંઇ વધુ માલ છે. એ હીરો છે. કાચના કટકાની કોણ વીશ મોહોર આપે ?" સાદે એક સીસાનો કટકો આપતાં મને કહ્યું હતું કે આ કટકાથીજ તારૂં નસીબ ઉઘડશે, તે વાત તુરતજ મને યાદ આવી, ને હું સ્વતઃ બોલ્યો, "ખચીત, સાદનું બોલવું યથાર્થ કરવા માટે ઇશ્વરે મને આ હીરો આપ્યો છે." આમ વિચારમાં હું કંઇજ ઉત્તર દેતો નથી તે જોઈને તે યાહુદેણ મનમાં વિચાર કરવા લાગી કે એને કંઇ કીમ્મત કમતી પડી છે તેથી રાગે ભરાઇને ઉત્તર દેતો નથી, એમ નિશ્ચય કરીને તે તુર્તજ બોલી ઉઠી, "પચાસ મહોર આપીશ, કેમ ઇચ્છા છે ?" આ યાહુદેણે વીશની એકદમ પચાસ મહોર કીધી એમ વિચારીને મેં કહ્યું, "કેમ બાઈ, તમને કંઇ ગાંડાપણું લાગ્યુંછે કે શું ? વીશ અને પચાસ મોહોર શેની આપો છો ? કેમ મુફતમાંજ માલ પડાવી લેવાનો વિચાર છે કે શું ? લુંટી લો લુંટી ? જાણે બાપદાદાનો માલ પડયો તે ઝટપટ ઉઠાવી જાઓ. એની કિમ્મત તો ઘણી મોટી છે!" એટલે તેણીએ કહ્યું, "ઠીક, લો સો મોહોરો ! હવે કંઇ તમારે બોલવાનું રહ્યું નથી. સો મોહોરો આપવાથી મારો ધણી તો કોણ જાણે શુંએ કરશે, પણ ચાલો તમે રાજી થાઓ. વારૂ પાડપડોસમાં પૈસા છે તે કયાં જવાના છે." તેણીએ સો મોહોરોપર્યંત કિમ્મત વધારી તે જોઇને મેં કહ્યું, "અહો ? જાણે ચણાપણીના ઝાડપરથીજ કુદી પડયાં તો ! સો મહોર! બસ તમને હું હીરો આપી દઉં કેમ ! પણ રે બાઇ, તને હવે ખરેખરૂં કહું છું કે, એ હીરાની તને એક લાખ મહોર પડશે, એક લાખ મહોર ! સમજી ! વાસ્તવિક તો એની કિમ્મત અધિક છે, પરંતુ તમે જેમ ધરોબાની વાત કરો છો તેમજ હું કહુંછું. તમારા સુકનને ખાતરજ એટલું બોલું છું. હવે એ કિમ્મતમાં કંઇ પણ ઓછુંઅદકું થનાર નથી. હવે જો તમારી મરજી હોય તો જણાવો, નહિ તો આ રસ્તો. હું બીજા વેપારીને બતાવીશ, જેથી મને પુષ્કળ લાભ થશે."

આ સોદો કેવા પ્રકારે પાર ઉતરશે તેની ઉત્સુકતા તે યાહુદેણના મનમાં પુષ્કળ ઉત્પન્ન થઈ. તેણીએ હા ના હા ના કરતાં એ હીરાની કીમત પચાસ હજાર મોહોર સુધી કરી. એ સાંભળીને મારો દૃઢ વિચાર થયો કે એક લક્ષ મોહોરમાં એક અડધી પણ કમતી લેવી નહિ ને તેથી મેં તે ઝવેરણને કહ્યું, "બાઈ, હવે માથું નહિ પકાવો! બસ મારો એક નિશ્ચય છે કે એક લક્ષ મોહોરોથી કંઇ પણ કમી લેવું નહિ. હવે એ વગર વાતજ કરતાં નહિ." આ સાંભળી તે બોલી, હવે વધુ કિમ્મત મારીથી અપાય તેમ નથી. એ બાબત તો મારે મારા ધણીને પુછવું જોઈએ. તે રાત્રિના ઘેર આવશે તે વેળાએ આ બાબત પુછી જોઇશ; પણ ત્યાં સુધી કૃપા કરીને થોભો." મેં તેમ કરવું કબૂલ કીધું.

રાત્રિના તે યાહુદી વ્યાપારી ઘેર આવ્યો તે સમયે તેની સ્ત્રીએ બનેલું સર્વ વૃત્તાંત તેને કહ્યું. તે બોલી, "મેં પચાસ હજાર મહોર સુધી તે હીરાની કિમ્મત કીધી છે, પણ હસન કંઇ સાંભળતોજ નથી. તે એક લક્ષ મહોરો માંગે છે. રાત્રિપર્યંત થોભજે એમ કેહેવાથી તે થોભ્યો છે. હવે તમોનેઠીક પડે તેમ કરજો." એ પ્રમાણે વાતચીત થયા પછી તે યાહુદી મારી દુકાને આવ્યો. આ વેળાએ હું મારૂં કામ આટોપીને નચિંત થઇ બેઠો હતો. તે આવ્યા પછી બોલ્યો, "હસનભાઇ, તમારી સ્ત્રીએ મારી ધરવાળીને જે હીરો બતાવ્યો છે તે કૃપા કરીને મને બતાવો તો." હું તેને તુર્તજ મારે ઘેર તેડી લાવ્યો ને તે હીરો બતાવ્યો. તે વેળાએ મારા ધરમાં અંધારૂં થયું હતું ને દીવો કીધો નહોતો, તેથી તે વેળાએ તે હીરાનો અપ્રતિમ લખલખાટ અને તેનું વિલક્ષણ તેજ મારા હાથપર પડયું તે જોઇ તે ઝવેરીની સ્ત્રીએ જે હકીકત કહી હતી તે તુરતજ તે ઝવેરીના ધ્યાનમાં ઉતરી ગઈ. તેની ખાત્રી થઇ કે આ હીરો અણમોળ છે. પછી પુષ્કળ વખત સુધી એક સરખી નજરથી તટસ્થ થઈ તે યાહુદી હીરો જોયા કરતો હતો. કેટલોક સમય થોભ્યા પછી તે મારા પ્રત્યે બોલ્યો, "હસનભાઇ, આ હીરાની કીમત મારી ધરવાળીએ તમને પચાસ હજાર મોહોરો આપવા જણાવી છે, હું તેમાં વીશ હજાર વધારૂં છું. હવે તમે કંઇપણ તકરાર કરતા નહિ!" મેં કહ્યું, "શેઠજી, એ હીરાની કીમત હું એક લક્ષ મોહોરોથી જરાપણ કમતી લેનાર નથી એ મેં તમારી સ્ત્રીને મોઢે કહ્યું છેજ, અને તમને કહ્યું પણ હશે. એટલી રકમ આપવાનો ઈરાદો હોય તો વાત કરજો, નહિ તો રામ રામ! મારો હીરો મારે ઘેર છો પડયો છે!" હું કંઈપણ કીમત કમી કરૂં તે માટે

તેણે પુષ્કળ વાતચિત ને ચિકણાપણું કીધું, ને તે જરા પણ આગળ વધ્યો નહિ; પણ આપણે એકના બે થયા નહિ. એક લક્ષ મોહોર વગર વાત નહિ એમ આપણે હઠ પકડી બેઠા છીયે, તો રખેને આ સોદો હાથથી જાય એમ ધારીને તે ઝવેરીએ મારૂં બોલવું કબૂલ કીધું. પછી કહ્યું, "આજે એ સઘળી રકમ મારી પાસે નથી, પણ આવતી કાલે આ વખત સુધીમાં એ રકમ હું પુરી કરીશ." પછી તેણે બાના તરીકે બે હજાર મોહોરો તત્ક્ષણે મારા હાથમાં આપી. બીજે દિવસે તેણે પોતાના ઈષ્ટ મિત્રો પાસથી ઉછીના પૈસા લાવીને અથવા કોઇ ઝવેરી સાથે ભાગ કરીને, ગમે તેમ પણ નિમેલા વખત લગણમાં સઘળી રકમ મને ભરપાઇ કરી દીધી; ને તે હીરો તેણે પોતાને સ્વાધીન લીધો.

આ રીતે તે હીરો વેચી હું પુષ્કળ પૈસાવાળો થયો. મને પરમેશ્વરે આ પ્રમાણે એકાએક લક્ષાધિપતિ કરી દીધો ને આટલી બધી લક્ષ્મીની રેલછેલ કરી મુકી તે તેના ઔદાર્ય ને કૃપા માટે પૂર્ણ મનોભાવથી મેં સ્તુતિ કીધી. જો સાદભાઇનું ઘર મને માહિત હોત તો તત્ક્ષણે તેને ઘેર જાત ને તેના પાદનું ચુંબન કરત; ને તેજ પ્રમાણે સાદીભાઇને પણ પગે પડતે; કારણ કે જો કે તેના હેતુ પ્રમાણે મારૂં કાર્ય થયું નહિ, તોપણ મારૂં કલ્યાણ થવાનું મૂળ કારણ તેજ ઔદાર્યવાન્ પુરૂષ હતો. પછી આ સઘળા દ્રવ્યનો રૂડો ઉપયોગ કેમ કરવો તેને માટે મેં પુષ્કળ વિચાર કીધો. સ્ત્રી જાતીનો સ્વભાવ એવોજ છે કે દ્રવ્ય મળ્યું કે એકદમ પુષ્કળ થાટમાટ કરવાનો વિચાર કરે; તેજ પ્રમાણે મારી સ્ત્રીનો સ્વાભાવિક વિચાર થાય તેમાં કશું આશ્ચર્ય નથી. તેણે તો તુરતજ મને કહ્યું કે "હવે મારે માટે ને છોકરાંઓ માટે સારાં સારાં વસ્ત્રાલંકાર લાવો, ને એક ફક્કડ ઘર લ્યો. હવે એમ જીવ ચોળતા નહિ. ઇશ્વરે આપણને ભરીપુરી આપી છે." મેં કહ્યું, "ચલ ચલ, પહેલે પૈસા ખરચવાની વાત કરતી નહીં, સમજી? તું જે કંઇ કહે છે તે ધીરે ધીરે થશે. પૈસો મળ્યો તે ખરચ કરવાને માટે છે ખરો, પણ તે એવા પ્રકારે ખરચવો જોઇયે કે તે પૈસા અનામત રહે, ને તેનામાંથી જે ઉત્પન્ન આવે તેજ માત્ર ખરચાય. એમ કરવાથી આપણી મૂળ થાપણ અનામત રહેશે, અને આપણી સ્થિતિમાં કંઈપણ ફેરફાર થશે નહિ, ને આપણે ઠીકઠાક રહી શકીશું. અને એજ રીતનો ઉદ્યોગ કાલે મારે કરવો છે."

પછી બીજે દિવસે પ્રભાતમાં હું મારા ધંધાવાળા બીજા ખારવા-

ઓને ત્યાં ગયો. તેઓ પણ મારી પેઠેજ મહા મહા મેહેનતે પેટ ભરીને રોટલો ખાનારા હતા. તેઓને મેં અગાડીથી પૈસા આપ્યા ને જેઓ જે પ્રકારનાં દોરડાં વણતા હતા તેઓને તેવા કામપર લગાડવા કહ્યું. મેં તેઓને કહ્યું કે, "આમ કરવાથી તમારી મજુરીના પૈસા કેમ મળશે ને કેમ મેળવવા તે બાબતની જરાપણ કટકટ કરવી પડશે નહિ. તમે કામ તૈયાર કીધું કે તે હું લઇ જઈશ ને પૈસા તુરત ચુકવી આપીશ." આ પ્રમાણેનો બંદોબસ્ત કરવાથી આખા બગદાદ શેહેરનાં દોરડાં વણનારા ખારવાઓ મારા હાથમાં આવી ગયા; ને તેઓ મારી વ્યવસ્થા માટે તથા પૈસા આપવાના નિશ્ચિંતપણા માટે મારી પુષ્કળ તારીફ કરવા લાગ્યા. મારા કારખાનામાં પુષ્કળ માણસો કામે લાગેલાં તેથી બીજા બધા કરતાં મારે ત્યાં પુષ્કળ માલ તૈયાર થતો હતો. તેથી તે રાખવા માટે શેહેરમાં ઠેકઠેકાણે વખારો ભાડે લીધી. એ વખારમાં કેટલો માલ આવ્યો, કેટલો વેચાયો તેની સર્વ પાંતિની દેખરેખ રાખવા માટે પ્રત્યેક વખારપર એક એક ગુમાસ્તો રાખ્યો. આવી વ્યવસ્થાથી મને પુષ્કળ લાભ થયો ને મારી પાસે પુષ્કળ દ્રવ્ય પણ થયું. પછી મને વિચાર આવ્યો કે આ સઘળી વખારો એક સ્થળે લાવ્યા હોઇએ તો ઠીક પડે, તેથી તેને માટે એક જગ્યા લીધી. તે જગ્યાપર એક મકાન હતું, પણ તે આજે પડું કાલે પડું તેવી હાલતમાં હતું, તેથી તેને તોડાવી પાડી તે ઉપર એક ઘણી સુંદર ભવ્ય ઇમારત ઉઠાવી. તેનો બહારનો ડોળદમામ ઠીકઠાક રાખ્યો, પણ મારા રેહેવાના ઓરડાઓ શિવાય બીજી બધી જગ્યા વખારને માટેજ લાયક બનાવી. તે મકાન તૈયાર થયા પછી મેં મારી જીર્ણ થયેલી ઝુંપડીને છેલ્લા નમસ્કાર કીધા, ને આ નવી હવેલીમાં રેહેવા ગયો.

નવી હવેલીમાં રેહેવા ગયા પછી કેટલાક મહિના વિતી ગયા, ત્યારે એક દિવસે પેલા સજ્જન પુરુષ સાદ તથા સાદી મારી હવેલી નજીક ફરતાં ફરતાં આવી પહોંચ્યા. મારો ને તેમનો છેલ્લો મિલાપ થયા પછી તેઓ આજપર્યંત મને મળ્યાજ નહોતા. મારા મોહોલ્લામાં આવતાંજ તેઓને મારી સ્મૃતિ થઈ આવી; ને મારી ખબર મેળવવી એવો તેઓને વિચાર આવ્યો. પૂર્વે જ્યારે જ્યારે તેઓ આવતા ત્યારે ત્યારે હું મારા કામપર બેઠેલો તેઓની દૃષ્ટિએ પડતો હતો; પણ આ વેળાએ હું તેઓની દૃષ્ટિએ પડ્યો નહિ તેથી તેઓને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. હસનની શી ખબર છે, તે મુવો છે કે જીવતો, ક્યાં ગયો છે ઈત્યાદિ બાબતની

તેઓએ તજવીજ કીધી; ત્યારે તેઓને લોકોએ કહ્યું, "તે તો હવે મોટો વેપારી થઇ પડયો છે. હવે તેને **હસન** કેહેતા બેહેતા નહિ. હવે તેને **ખોજા હસન અલહાબલ** નહિ કેહેતાં, 'હસન શેઠ દોરડાંવાળો' એમ કેહે છે. તેણે તો આ મહોલ્લામાં એક અતિ સુંદર ભવ્ય હવેલી બાંધી છે ને ઉમરાવના ઠાઠથી રેહે છે." આ સાંભળતાં તે ઉભયને જે આશ્ચર્ય ઉત્પન્ન થયું તે કહી શકાય તેમ નથી.

લોકોએ તેઓને મારા ઘરનો રસ્તો બતાવ્યો એટલે તે બંનો મારી નવી હવેલી તરફ આવવા નિકળ્યા. તેઓ રાજમાર્ગે ચાલતા હતા તેવારે **સાદી** મનમાં વિચાર કરવા લાગ્યો કે **સાદે** આપેલા તે સીસાના કટકાથી હસન આટલો બધો શ્રીમંત્ થઇ જાય એ વાત સભવિત નથી. પછી તે ખુલ્લાપણાથી **સાદને** કહેવા લાગ્યો, "**હસનનું** મારે હાથે આ પ્રમાણે કલ્યાણ થયું તે જાણી મને અત્યાનંદ થયો છે. પણ મારી પાસથી બસોને બદલે ચારસો સુવર્ણ મુદ્રા કઢાવવા જે યુક્તિ તે રચ્યો તે મને ઠીક લાગતી નથી. તાત્પર્ય કે તમે તેને આપેલા સીસાના કટકાથી આટલો બધો તે સંપત્તિવાન્ થઇ ગયો છે એવું તમે મિથ્યા ગુમાન ધરાવતા નહિ. તેથી કંઈજ થયું નથી. આ હુંજ કહેતો નથી, પણ જેને તમો એ વર્તમાન નિવેદન કરશો તે સઘળાજ એમ કહેશે."

**સાદે** કહ્યું, "તમે એમ કહો છો તે ઠીકજ છે. પણ મારો મત તો એથી નિરાળોજ છે. તમે **હસનપર** અસત્ય બોલવાનો આરોપ કેમ મુકો છો, તે મને સમજણ પડતું નથી! મને તો સંપૂર્ણ ખાત્રી છે કે તે આપણી હજુરમાં કંઇપણ અસત્ય બોલ્યો નથી, ને તેની આ ઐશ્વર્ય સંપત્તિનું ખરૂં કારણ તે સીસાનો કટકોજ છે, બીજું કંઇજ નથી. પણ હવે એ માટે વિશેષ વાદવિવાદ કરવાનું કારણ નથી. 'ઘોડો મેદાનમાં છે, તમે તપાસી લ્યો' તેમ 'હાથ કંકણ ને આરસીની જરૂર નથી.' 'કસ્તુરી માટે સમ સગરા શા ખાવા!' **હસનના** સ્વમૂખથીજ એ બાબતનું વૃત્તાંત સાંભળીશું એટલે સર્વ પ્રસક્ષ થશે."

"આમ વાતચિત કરતા તે બંનો જણ હું રહેતો હતો તે મહોલ્લામાં આવ્યા અને મારા ઘરની શોધ કીધી. લોકોએ મારૂં ઘર બતાવ્યું તે જોઇ તેઓની ખાત્રી થઇ નહિ કે તે મારૂંજ ઘર છે. તેઓએ બારણું ઠોકયું, ને મારા દ્વારપાળે તે ઉઘાડયું. **સાદીએ** મનમાં વિચાર્યું કે ઘરમાં દાખલ થવા પેહેલાં તે ઘર **હસનનુંજ** છે એવી ખાત્રી થવા **પછીજ** દા-

ખલ થવું; કેમકે કદાચિત્ નજાણે એ કોઇ બીજા ગૃહસ્થનું ઘર હોય તો અસભ્યપણાનો આરોપ આવશે. આથી તેઓએ દેવડીવાળાને પુછયું, 'એ ઘર કોજીયા હુસન અલહાબ્બલ નામના ગૃહસ્થનું છે એમ લોકો કહે છે તે શું ખરૂં છે? તે દેવડીવાળાએ કહ્યું, 'હા હા, એ ઘર હુસન શેઠનું છે. તમે કંઈ શંકા એ બાબતમાં લાવો નહિ. હમણાં તેઓ દિવાનખાનામાં બેઠા છે. કોઇપણ ચાકર ત્યાં હશે તે તેમની હજુર આપને લઇ જશે.'

સાદ અને સાદી બંને મારી દૃષ્ટીએ પડયા કે મેં તાત્કાળ તેઓને ઓળખ્યા. હું લાગલોજ મારી બેઠક ઉપરથી ઉઠયો, એકદમ પ્રેમાવેશમાં તેઓને ભેટવા દોડયો, હું તેમના પાદનું પાન કરવા, ને તેમના ઝભ્ભાને પુષ્કળ પ્રેમથી ચુંબન કરવાને ધસ્યો, પણ તે સુજન ગૃહસ્થોએ મને તેમ કરવા નહિ દેતાં, ઘણા પ્રેમથી આલિંગન આપ્યું. મારી હવેલીના દિવાનખાનામાં એક ચવરંગ–ચાર પુરૂષ બેસી શકે તેવો હતો, ને ત્યાંથી મારો બાગ બડી ફક્કડ રીતે દેખાતો હતો ત્યાં બેસવાને મેં તેઓને વિનંતી કીધી. મેં તેઓને ત્યાં બેસવાને કહ્યું ને હું તેમનો દાસ તેમની હજુર ઉભો રેહેવાનો છું એમ ઇચ્છા દર્શાવી; પણ તેઓએ તેમ કરવા દીધું નહિ. મેં તેઓને કહ્યું, "મહારાજ! પૂર્વમાં હું કેવો રાંક દીનદાસ હતો તે મને યાદ છે. હું એક હુસન દોરડાં વણનાર હતો, ને આપ મહાત્માએ મજપર મહદુપકાર કીધો તે કંઇ હું વિસરી ગયો નથી. અને એ બાબત ઘડીભર દૂર મુકું, ને એટલુંજ યાદ કરૂં કે આપની યોગ્યતા કેટલી ને કેવી ને મારી કેવી તેનોજ વિચાર કરૂં તોપણ હું રાંક છું–તેથી આપ મહાત્માની હજુરમાં હું ઉભો રેહેવાને યોગ્ય છું. આપ એપર બિરાજો, હું નિચે બેસું છું." આ પ્રમાણે કહ્યા પછી તે બંનો ઘણીક રીતે મારા પ્રત્યે પ્રેમ દર્શાવતા તે ચોમુખા કોચપર બેઠા ને હું તેમની સમીપમાં જમીનપર બેઠો.

પછી સાદીભાઈ મને ઉદ્દેશીને બોલ્યો, "હસનભાઇ, મેં તમોને બેવાર બસો બસો સુવર્ણ મુદ્રા આપી તે વેળાએ મારા મનમાં તમારી કેવી સ્થિતિ થાય એની જે ઇચ્છા હતી તેવી સ્થિતિમાં તમને આજે નિહાળી મને પરમાનંદ થાય છે, તે એટલો છે કે તેનું વર્ણન હું કરી શકતો નથી! તે પૈસા માટે હું તમને કંઇ ઠપકો આપતો નથી કે હીણુંતો નથી; પણ મને લાગે છે કે તે ચારસો મોહોરોના યોગથી તમારી આ સ્થિતિ થઇ છે! અને તેથી મને બહુ સંતોષ થાય એમાં આશ્ચર્ય નથી! પણ ઓ હુસનભાઇ, તમોએ બેવાર મને પૈસા જવાનું બહાનું બતાવ્યું ને મને

છેતરાયો તેનું કારણ શું વારૂ ? વાસ્તવિક કહું તો તેજ વેળાએ તમારી વાર્તાપર મેં જરાપણ વિશ્વાસ મુકયો નહોતો ને હજી પણ મુકતો નથી. ખરેખર હસનભાઇ, તે તમારા વર્તન માટે મને અપાર સંતાપ પણ થાય છે. અમે બંનો મિત્રો છેલ્લી વેળાએ તમારી પાસે આવ્યા તે વેળાપર્યંત તમને ધંધા રોજગારમાં કંઇપણ ફાયદો નથી એવું જે તમે કહ્યું તે શું તમે ફોકટમાં અમને થાપ દીધી, એમજ કેની ? મને તો એજ સત્ય ભાસે છે, બીજું કંઇજ નહિ. આ જે હું કહું છું તે સત્ય છે એમ તમે પણ કબૂલ કરશો એવી મારી ખાત્રી છે !"

સાદીનું આ બોલવું થયું તેથી સાદને જરાપણ ગુસ્સો થયો હોય તેમ જણાયું નહિ; પણ આ સર્વ બોલવું અતિ ઘણી અધૈર્યતાથી તેણે સાંભળ્યું. જ્યારે આ બોલવું થતું હતું ત્યારે તેણે આંખ મિચીને કપાળપર હાથ મુકયો હતો, ને સાદીના બોલતી વખતે તે ડોકું ધુણાવતો હતો. એ રીતે તેને એ બોલવું રૂચ્યું નહિં. સાદીના બોલવાના અંત સુધી તેણે એક શબ્દ પણ મોઢા બહાર કાઢયો નહિ. તેનું બોલવું પૂર્ણ થયા પછી તે બોલ્યો, "અહો સાદીભાઈ, હસનભાઇ આનો ઉત્તર આપે તે પેહેલાં હું કંઇક બોલું છું તે માટે ક્ષમા કરશો. તમે એને અપ્રમાણિકપણાને પાત્ર ગણો છો, અને એઓએ ઇશ્વર સાનિધ્ય તમોને સર્વ વૃત્તાંત કહ્યું છે તે છતાં અપવાદ દેઇને એમના બોલવાપર વિશ્વાસ મુકતા નથી એથી મને સખેદાશ્ચર્ય પ્રાપ્ત થાય છે ! મેં તમોને પૂર્વમાં કહ્યું છે, ને પુનઃ તેનું તેજ કહું છું કે હસનભાઇએ કહેલા બંનો પ્રસંગો હું માનું છું, તે ખરા ને સત્યતાથી ભરેલા છે તેમાં તલમાત્ર પણ સંશય નથી. પણ હવે તકરાર શી ? એઓ પોતેજ પોતાનું પ્રમાણીકપણું યથાર્થ રીતે સાબીત કરશે."

આ પ્રમાણે તે ઉભયનું બોલવું પૂર્ણ થયા પછી મેં કહ્યું, "આર્યો ! મારા મનમાં હતું કે, આ બાબતમાં તમો બંનો દિલોજાન મિત્રોની મૈત્રીમાં ખલેલ નહિ પડે તેટલા માટે તદ્દન અબોલ રહું તો બહુ સારૂં ! પણ હું તેમ કરૂં તો મારા સંબંધે તમો મિત્રો વચ્ચે જે વાદ ચાલ્યો છે તે ઘણો વધી પડે, ને તમો વચ્ચે મારા સંબંધથી બિગાડ થાય. તેથી જે અર્થે તમો મને પુછો છો તેજ અર્થે જે હકીકત બની છે તે પૂર્વ પ્રમાણેજ, તદ્દન ખરી, ઇશ્વરને હાજરાહઝુર જાણીને તમોને કહીશ. હું તલ માત્ર પણ અસત્ય નહિ ઉચ્ચારીશ." એમ કહ્યા પછી તે

હીરાનું વૃત્તાંત ઇત્થંભૂત મેં તે મિત્રોને કહ્યું; જે મેં તમો મહારાજને હમણાંજ કહ્યું છે.

મારા હીરાનું વૃત્તાંત મેં યથાર્થ કહ્યા છતાં **સાદી**ના મનપર તલ માત્ર પણ અસર થઇ નહિ. તે બોલ્યો, "**હસનભાઇ**, સમડીએ તમારી પાઘડી ઉપાડી લીધી ને ખડીવાળા સાથે અદલાબદલીમાં તમારી બરણી ગઈ ને તેમાં મહોરો જતી રહી તે જેમ અસંભવિત વાર્ત્તા છે તેજ પ્રમાણે આ વાર્ત્તા પણ છે. માછલાંનાં પેટમાંથી હીરો નિકળ્યો તેની વાર્ત્તા બડી વિલક્ષણ છે. એ ગમે તેમ હોય, તોપણ મારા યોગથીજ તમે શ્રીમંત થાઓ તેજ મારો ઉદ્દેશ ફળીભૂત થયો છે એ માટે મને મોટો આનંદ થયો છે."

પછી સંઝયાકાળ થવાથી તે ઉભય ગૃહસ્થો પોતાને ઘેર જવાને તૈયાર થયા. તે વેળાએ મેં તેમને થોભાવીને કહ્યું, "સદ્‌ગૃહસ્થો, તમારા પ્રત્યે મારી એક વિનંતી છે; તેનો તમે અનાદર કરશો નહિ એવી મને આશા છે. તે વિનંતી એજ કે આજે આપ મારી ગરીબ ઝુપડીમાં રહીને જે જાડી પાતળી રોટલી મળે તે કૃપા કરીને લેશો તો હું અત્યાનંદ પામીશ; અને આજ રાત્રિના તમો અત્રેજ આરામ લ્યો. નદીને સામે પાર મેં હવા ખાવાને એક બંગલો લીધો છે તે જોવાને હોડીમાં બેસીને આપને હું કાલ પ્રભાતના તેડી જઇશ ને તેને માટે પણ તમો ના પાડશો નહિ. ત્યાં ઘોડાપર બેસીને આપણે જવાનું છે."

**સાદી**એ **સાદ** તરફ વળીને કહ્યું, "આ ભાઇને જો કંઈ હરકત કે કામકાજ નહિ હોય તો મારી તરફથી કશી હરકત નથી." **સાદે** કહ્યું, "**હસનભાઇ**ના સમાગમથી મને એવડો આનંદ થાય છે કે તેના એક શબ્દને માટે મારાં હજાર કામનો ત્યાગ કરૂં. ઠીક છે, જ્યારે તમારી ઇચ્છા છે ત્યારે, આપણે આજે ઘેર આવવાના નથી એ જણાવવા એક મનુષ્યને મોકલો." તુરતજ એક મનુષ્ય તે ગૃહસ્થોને ઘેર ગયો ને બીજો એક નાવિકને બોલાવી લાવ્યો. તેને પ્રભાતમાં હોડી લાવવાની આજ્ઞા કીધી ને મારા ઘરમાં ભોજન તૈયાર કરવાને રસોઇયાને પણ કહ્યું. રસોઈની તૈયારી થતી હતી તે વેળાએ એ બંનો મારા કલ્યાણકર્તાને સઘળો બંગલો બતાવ્યો. તેમાં સઘળા પ્રકારની સોઇ હતી, ને હવા અજવાળાની પણ સારી ગોઠવણ હતી. વળી તે ઠીકઠાક બનાવ્યો હતો, તેની તે બંનો ગૃહસ્થોએ સારી તારીફ કીધી. હું તે બંનો ગૃહસ્થોને મારા કલ્યાણકર્તા કહું છું તેનું કારણ તો એજ કે

**સાદી**ના મતનું ખંડન કરવા માટેજ **સાદ** મને સીસાનો કટકો આપ્યો ને તેથી મારો ભાગ્યોદય થયો. તેમજ **સાદી**એ પોતાનું કહેલું ખરૂં કરવા માટે મને ચારસો સુવર્ણ મુદ્રા આપી; ને તેથીજ મારા કલ્યાણનો મૂળ પાયો રોપાયો. બંગલામાં ફર્યા પછી અમે ત્રણે પાછા દિવાનખાનામાં આવ્યા. તે વેળાએ તેઓએ મારા ધંધાના સંબધમાં પુષ્કળ પ્રશ્નો કીધા. તેનો મેં જોઈતો ઉત્તર આપ્યો, ને તેથી તેઓને મોટો આનંદ થયો.

આ પ્રમાણે વાતચિત થાય છે તેટલામાં ભોજન તૈયાર થયાની ખબર આવી. એટલે જે દિવાનખાનામાં ભોજન તૈયાર થયું હતું ત્યાં હું તે બંનો ગૃહસ્થને તેડી ગયો. ત્યાં રોષનાઇ, ભોજનની વ્યવસ્થા વિગેરેનો ઠાઠમાઠ ઠીક ઝામેલો હતો, ને તેની તેઓએ પુષ્કળ તારીફ કીધી. ભોજન શરૂ થયું કે મેં ગવૈયા બજવૈયાઓને બોલાવ્યા. તેઓએ ઉત્તમ રીતે ગાવા બજાવવા માંડયું. ભોજન પ્રસંગ પૂરો થયો કે એક રંભાએ નૃત્ય કરવા માંડયું. તે પૂર્ણ થયા પછી બીજી ગમત રમત રમવામાં આવી. તાત્પર્ય કે મારાથી બન્યું તેટલી રીતે મેં મારી કૃતજ્ઞતા દર્શાવવાને સંકોચ કીધો નહિં.

બીજે દિવસે પ્રભાતના અમો ત્રણે નદી પારના તે નવા બંગલામાં ગયા. નદીપર ઉત્તમ પ્રકારની હોડી બેસવા માટે તૈયાર કીધેલી હતી; ને તેપર બેસવા માટે ઉત્તમ બગદાદી ગાલીચો પાથર્યો હતો. હોડીમાં બેઠા પછી ખારવાઓએ ચાર ઘડીમાં સામે પાર પહોંચાડી દીધા. નદીનો પ્રવાહ ને પટ, અને તેમાંની સુંદર રચના જોતાં તે બંનો ગૃહસ્થો ઘણા પ્રસન્ન થયા. **સાદ** અને **સાદી**નું લક્ષ બંગલાની ઉત્તમ બાંધણી ને તેના બહારના ઠાઠમાઠપર સારી રીતે ઠરી રહ્યું. વળી ત્યાં વનલીલા ને કુળાં કુળાં રેશમ જેવાં લીલાછમ કુદરતી ગાલીચાના બહાર ને સાથે સાથે પહાડની શોભા' એ સૌથી બહુ સુંદરતા વ્યાપી રહી હતી. અત્રેનો પ્રદેશજ અતિ રમણીય ને શોભા ને વૈભવથી ભરપૂર હતો. ફરતાં ફરતાં અમે ત્રણે જણુ થોડીકવારે બંગલામાં ગયા ને ત્યાંનો સર્વ ઠાઠ મેં આ કલ્યાણકર્તાઓને બતાવ્યો ને તે બંનો મારાપર અત્યંત પ્રસન્ન થયા.

બંગલામાંથી અમે બગીચામાં ફરવા ગયા. તે સ્થળે અનનાસ અને લીમડાઓનાં ઝાડો પુષ્કળ ઝૂંકી રહ્યાં છે. આ સઘળાં ઝાડો આંતરે આંતરે રોપેલાં છે તેથી તેનો બહાર ખૂબ આપે છે. નજીકની નદીનું પાણીજ તેમને સીંપવામાં આવે છે; ને તેથી તે ઝાડોના કીત્તાઓ ખૂબ ફક્કડ

બની રહ્યા છે. બીજાં પુષ્કળ જાતનાં સુગંધી ઝાડો પણ ત્યાં રોપેલાં છે, ને તેનો એહેકાટ પણ પુષ્કળ પસરી રહ્યો હતો. એ રીતે મેં સર્વ રીતે તે બગીચો ફક્કડ બનાવ્યો છે, ને તે ઝાડોને ફળ ફૂલ લાગ્યાં હોવાથી બગીચાનો બહાર ખૂબ ખીલી રહ્યો છે, તેથી તે બગીચો પુષ્કળ મનોહર દીસતો હતો. એ જોતાં તે બંનેને પરાકાષ્ટાનું આનંદ વ્યાપ્યું હતું. ગીચ ઉગેલાં ઝાડો ને ફૂલોનો મઘમઘાટ, મંદ મંદ વહેતા પાણીનો મનહર નાદ, ને નાના પ્રકારના પક્ષીઓનો મધુરો કલરવ, એ સઘળાના યોગથી તે ઉભયનાં મન એટલાં તો તલ્લીન થઇ ગયાં કે તેઓને બગીચો છોડવોજ ગમે નહિ. આ રમણીય સ્થળે હું તેઓને લાવ્યો તે માટે તેઓએ મારો ઘણો આભાર માન્યો, ને એ સ્થળ આવું સુશોભિત બનાવ્યું છે તે માટે મારી પુષ્કળ તારીફ કીધી. બાગની કુંજો જોયા પછી બાગના છેવટનાં કેટલાંક મોટ મોટાં ઝાડો હતાં તે મેં દેખાડયાં. પછી નદી કીનારે ઉન્હાળામાં બેસવા માટે એક ઘણી સુશોભિત જગ્યા કીધી હતી ત્યાં તેઓને લાવ્યો. આ જગ્યાની ચોબાજુએ તાડવૃક્ષ આવી રહ્યાં હતાં; ને તે રમણીય જગ્યાપર છાંયા પડવાથી ત્યાં ઠીક દેખાવ છવાઈ રહ્યો હતો. વળી તાડની છાંયા હોવાથી ચારે બાજુએ નજર કરવામાં પ્રતિબંધ પડતો નહોતો. એ જગ્યાએ તેઓને લાવ્યા પછી એક ગાલીચાવાળા કોચપર મેં તેઓને બેસાડયા.

મેં પ્રથમથીજ મારા બે છોકરાઓને હવા ખાવાને આ બગીચામાં મોકલ્યા હતા. તેઓની સાથે તેમનો શિક્ષક પણ હતો. અમે ઝાડોની ઘટા પાસે આવ્યા ત્યારે પક્ષીઓના માળા શોધવાને તેઓ બીજી બાજૂએ નિકળી ગયા હતા. તેઓ ફરતાં ફરતાં એક ઉચાં વૃક્ષ નજીક આવ્યા. તે વૃક્ષપર એક મોટો માળો હતો તે લાવવાની તેઓની ઇચ્છા હતી. પરંતુ તે ઝાડપર તેઓથી ચઢાય નહિ તેમ હતું; તેથી તેઓએ પોતા નજીકના એક નોકરને તે ઝાડપર ચઢીને તે માળો લાવવાને કહ્યું. તે નોકરે ઝાડપર ચઢીને જોયું તો જણાયું કે તે માળો પાઘડીમાં બાંધ્યો હતો. એ જોઇને તેને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું, ને તેથી તેણે તે માળો જેવોને તેવોજ આણીને મારા છોકરાઓને બતાવ્યો. તે નોકરે કહ્યું કે આ ચમત્કાર આપણા હુસન શેઠને બતાવવા જેવો છે. તેથી તેણે તે માળો મારી પાસે લાવવા માટે મારા વડા પૂત્રને આપ્યો.

તે છોકરાઓને આ માળો જોતાં પુષ્કળ આનંદ થયો ને તે દોડ્યા દોડ્યા મારી પાસે આવ્યા. વડા પુત્રે કહ્યું, "બાપાજીરે, આ પાઘડીવાળો



માજો લાવવા માટે મારો વડો પૂત્ર ગયો. (પૃષ્ટ ૬૩૨)

માળો અમને જડયો છે." આ સાંભળી મને પુષ્કળ આશ્ચર્ય ઉત્પન્ન થયું; ને તે પાઘડી મારા હાથમાં લેતાંજ મને એવું માલમ પડયું કે સમડીએ મારી જે પાઘડી લીધી હતી તેજ એ છે; તેથી મેં સાદ તથા સાદીને કહ્યું, "તમે જે વેળાએ પ્રથમ આવ્યા તે વેળાએ મારા માથાં પર આજ પાઘડી હતી તે તમોને યાદ છે?" સાદે કહ્યું, "મારા લક્ષમાં કંઇ તે બરાબર નથી; ને ભાઇનું લક્ષ પણ હશે એમ મને તો લાગતું નથી. પણ એમાંથી એકસો ને નેવું મહોરો નિકળે તો પછી અમને જરા પણ શંકા રેહે તેવું નથી." મેં કહ્યું, "ગૃહસ્થો, પાઘડી તો મારી એજ છે એ માટે શંકા ધરવા જોગ કશું નથી. મેં એ બરાબર ઓળખી છે, ને એજ પાઘડી જનાવર લઇ ગયું હતું એજ મારી સંપૂર્ણ ખાત્રીની વાત છે. તમેજ હવે હાથમાં લઇને તપાસો, ઈશ્વર ઈચ્છા હશે તો તમારી ખાત્રી થશે." પછી તે માળામાંથી મેં બચ્ચાં કાઢીને છોકરાંઓને સ્વાધીન કીધાં, ને પાઘડી સાદીના હાથમાં મુકી. તે સમયે સાદીએ કહ્યું એ તમારીજ પાઘડી છે એમ મને લાગે છે ખરૂં! પણ મારા ભાઇ કહે છે તેમજ જો એમાંથી એકસો ને નેવું મહોરો મળી આવે તો અમારી પૂર્ણ ખાત્રી થાય." પાછી મેં તે પાઘડી મારા હાથમાં લીધી અને તે બંનો ગૃહસ્થને કહ્યું, "એમાં જે માળો છે તે તમે લક્ષપૂર્વક જુઓ. તે માળો આજકાલનો નથી, પણ ઘણા સમયનો છે એમ સ્પષ્ટ જણાય છે. એમ ધારૂં છું કે તે સમડીએ આ પાઘડી લઇને તે ઝાડપર મુકી હશે, ને તેથી તેજ દિવસની તે ત્યાંની ત્યાં હશે એમ તમારા લક્ષમાં સેહેજેજ આવવું જોઇયે. હું આટલી વાત કહું છું તે માટે તમને ગુસ્સો આવશે નહિ; કેમકે મેં જે વાર્ત્તા પૂર્વમાં કહી હતી તે જુઠી નહોતી એની ખાત્રી કરવાજ આટલું કહેવું પડે છે." સાદે કહ્યું, "તમારૂં કહેવું સત્ય છે." પછી તેણે સાદીને કહ્યું, "ભાઇ સાદી, આ સઘળું તમારો સંશય મટાડવાને આ હસનભાઇ કહે છે. મારે માટે જો કંઇપણ બોલવામાં આવતું હોય તો હું ખાત્રીપૂર્વક કહું છું કે, હસનભાઇના બોલવાપર મને જરા પણ સંશય નહોતો ને હજી પણ નથી."

સાદ આ પ્રમાણે બોલે છે તે સમયે મેં પાઘડી ઉકેલી નાંખી, તો જેવીને તેવી તે મહોરોની થેલી મળી આવી. જેવી મેં તે બહાર કાઢી કે સાદીએ તે તુરતજ ઓળખી. મેં તે ઉભય સમક્ષ મુકીને કહ્યું, "હં, હવે મારી આ મહોરો બરાબર છે કે નહિ તે જુઓ!" સાદે તે ગણી જોઇ તો બરાબર એકસો

ને નેવું નિકળી. સાદીથી આ પ્રત્યક્ષપ્રમાણુસિદ્ધ વાતો ના પડાય તેમ નહોતું. ત્યારે તે મારા પ્રત્યે બોલ્યો, "હસનભાઇ, તમે સંપત્તિવાન્ થયા તેમાં આ એકસો ને નેવું મહોરો ઉપયોગી થઇ પડી નહિ એ સત્ય વાત છે, પણ બરણીમાં ગયેલી મહોરો તમોને ઉપયોગી થઈ પડી હશે." મેં કહ્યું, "ભાઇઓ, તે રકમની શી વ્યવસ્થા થઇ તે તો હું તમોને જણાવી ગયો છુંજ. પણ તમારી ખાત્રી થતી નથી ત્યાં મારો ઇલાજ શો? શા માટે ખોટું બોલી હું પાપમાં પડું!"

સાદે કહ્યું "કોજીયા હસન, મારો ભાઈ કહે છે તેમ થયું હોય તોપણ શું થયું? તમને જે સંપત્તિ મળી છે તેમાં માત્ર બસો મહોરો કંઇક અંશે ઉપયોગી થઇ પડી હોય તો તમે એક અંશે એના ઉપકારી ખરા, પણ એ એટલુંજ કબૂલ કરે કે અડધી દોલત મારા સીસાના કટકાથી પ્રાપ્ત થઇ છે, અને પેલો કીમતી હીરો માછલાના પેટમાંથી નિકળ્યો છે તો પછી મારી કંઇ તકરાર નથી. મેં અડધી દોલત માત્ર સીસાના કટકાથી આપી એટલું પણ બસ!" સાદીએ કહ્યું, "તેની ક્યાં મારે ના છે. તોપણ આટલું તો તમો સ્વીકારશો કે પૈસોજ પૈસાને ખેંચી લાવે છે."

"હં, શું કહો છો!" સાદે કહ્યું. "ક્ષણભર તમે એમ ધારો કે માર્ગમાં જતાં મને એક પચાસ હજાર રૂપિયાનો કીમતી હીરો મળ્યો, ને તેથી મને તેટલી રકમ પ્રાપ્ત થઈ તો શું તે પૈસા પૈસાને ખેંચતા આવ્યા છે એમ કહેવાશે કે?"

આ પ્રમાણેનો વાદવિવાદ તુરતને માટે બંધ પડયો. અમે ત્રણે ઉઠયા ને બપોરના ભોજનની તૈયારી થઇ હતી તેથી ભોજન કરવાને ગયા. ભોજન કાળ વિત્યા પછી મેં મારા મીજબાનોને બપોરનો વખત ગાળવા માટે એકલા રેહેવા દીધા; ને વિશેષ સગવડ સચવાય તેટલા માટે મારા માળી તથા ઘરના કારભારીને તે બાબતનો હુકમ આપતો ગયો. પાછલા પહોરના હું પાછો આવ્યો, ને જ્યાં સુધી ઠંડીની સુરખી લાગી નહિ ત્યાં સુધી અનેક પ્રકારના ગપ્પાં સપ્પાં માર્યાં કીધાં. પછી અમે બગીચામાં ગયા, ને ત્યાં હવા ફર્યા તે છેક સૂર્યાસ્ત સુધી ફર્યા કીધું. પછી સાંઝના ઘોડેસ્વાર થઇને પાછા બગદાદ આવ્યા. ચન્દ્રી ખૂબ ખીલી રહી હતી, તેથી તેમાં સેહેલ કરતાં કરતાં આવતાં અમને બહુ આનંદ થયો.

હવે એવું બન્યું કે, ને તે કીયા કારણથી બન્યું હતું તે મને કિંચિત્ પણ ખબર નથી, પણ ઘોડાને ખાવા માટે ચણા કે થુલું કંઇ નહોતું. મારા આ-

ફેરો તે લાવવાનુંજ ભુલી ગયા. રાત્રિના સર્વે દુકાનો બંધ હતી. એક નોકર દુકાને દુકાન ફરતો હતો તેવામાં તેના જોવામાં થુલાંવાળી એક બરણી આવી ને તે તે લઇ આવ્યો, એવી સરતે કે તે બરણી બીજે દિવસે પાછી આપી જઇશ. ઘોડાવાળાએ તે થુલાંના કેટલાક ભાગ કરવાને એક કઠરોટમાં ખાલી કીધું. તેટલામાં એક થેલી તેના હાથમાં આવી પહોંચી. તે નોકર તે થેલી જોવીને તેવી મારી પાસે લાવ્યો, ને મારી હજુરમાં ધરી, 'શેઠજી, આપ જે થેલીની રોજ રોજ વાત કરોછો તેજ એ છે કે નહિ તે તપાશો,' એમ તેણે કહ્યું.

અત્યંત હર્ષાવેશમાં મેં મારા બે કલ્યાણકર્તાઓને કહ્યું, "પ્રભૂનો ઉપકાર માનું છું કે તમો બંનો મિત્રો મારાથી છૂટા પડો તે પેહેલાં મારી સત્ય હકીકતની તમોને ખાત્રી કરી આપવાની ઇશ્વરેજ તક આપી છે. જુઓ વળી આ બીજા એકસો ને નેવું સુવર્ણના સીક્કા તમોએ આપેલા છે." ને પછી સાદીભાઇને ઉદ્દેશીને મેં કહ્યું, "જે કપડામાં એને મેં બાંધી હતી તે કપડાને હું સારી રીતે ઓળખું છું;" ને પછી મેં તે એકસો ને નેવું સીક્કા યથાર્થ રીતે ગણી જોયા. મેં તુરતજ તે નોકરને આજ્ઞા કીધી કે 'આ વાસણ તારી શેઠાણી પાસે લઇ જા, ને તેઓને કહે કે એ તેજ વાસણ છે કે નહિ, કે જે તમે ખડીવાળાને વેચ્યું હતું? જોજે, અત્રે બનેલો બનાવ ત્યાં કહેતોજ નહિ, હોં કે.' મારી સ્ત્રીએ તે વાસણ તુરતજ પીછાણ્યું, ને કાહાવ્યું કે એ તેજ છે કે જે તેણીએ ખડીવાળા સાથે અદલબદલમાં આપ્યું હતું. સાદીએ આ સર્વ વૃત્તાંત નજરોનજર નિહાળી પોતાની ચૂક કબૂલ કીધી; ને સાદને કહ્યું, "હું તમારા વિચારને શરણે જાઉં છું, ને સ્વીકારૂં છું કે શ્રીમાન્ થવામાં દ્રવ્યજ માત્ર એકલું સાધન નથી."

જ્યારે સાદીભાઈ આ પ્રમાણે બોલી રહ્યા ત્યારે મેં કહ્યું, "મહારાજ, આ ત્રણસો ને એંસી સુના મોહોર, જે ઈશ્વરે મારૂં પ્રમાણિકપણું સાબીત કરવાને અકસ્માત્ એક પૂરાવા તરીકે મારે સ્વાધિન કીધી છે તે તમોને પાછી આપવાની હું હિમ્મત કરી શકતો નથી. હું જાણું છું કે તે તમોએ મને નજર કીધી ત્યારે કંઇ પાછી લેવાના ઈરાદાથી કીધી નહોતી–તે ઇશ્વરપ્રિત્યર્થેજ આપી હતી. પણ હું તમો ભાઇઓને એક ભલામણ કરૂં છું ને આશા રાખું છે કે તે તમો સ્વીકારશો. ઇશ્વરકૃપાથી આ જે સુવર્ણ મહોર પાછી મળી છે, તેમાંથી આવતી કાલે ગરીબોમાં ખેરાત કરવા ઇચ્છું છું કે તમો ભાઈઓપર પ્રભૂની કૃપા ઉતરે ને આશિર્વાદ આપે."

તે બંને મિત્રો તે રાત્રિના મારા ઘરમાંજ રહ્યા. બીજે દિવસે તેઓએ ઘણા પ્રેમથી મને આલિંગન દીધું ને કહ્યું કે ઇશ્વરે જે સંપત્તિ તમોને આપી છે તેનો તમો સન્માર્ગે ઉપયોગ કરો છો એ બહુ આનંદની વાર્તા છે; ને મેં તેઓનું સન્માન કીધું તે માટે બહુ પ્રેમ દર્શાવ્યો. મેં વારંવાર તેઓનો ઉપકાર માન્યો; ને માગી લીધું કે તેઓ પોતાના સ્નેહી-માં મને ગણે. એ પછી હું તેઓના સ્નેહીમાં ગણાયો છું; અને વારંવાર તેઓને ઘેર જઇને તેઓનો ઉપકાર માનું છું, એટલુંજ નહિ પણ તે બંનો સજ્જનો પણ ઘણી વેળાએ મારે ઘેર આવીને મારૂં સારૂં સન્માન કરે છે. આ પ્રમાણે મહારાજ, મારી સ્થિતિની હકીકત છે.

**કાલિફ હરૂન અલરશીદ** આ વાર્ત્તામાં એટલો તો તલ્લીન થઈ ગયો હતો કે **કોજીયાહસન અલહાબલ** જે કંઇ કહેતો હતો તેની વચ્ચે એક પણ શબ્દ, છેક છેવટ સુધી બોલ્યો નહિ. છેલ્લે તે બોલ્યો, "**કોજીયા હસન**, તારા જેવી મનોરંજક વાર્તા મેં આજ કેટલા દિવસ થયા સાંભળી નહોતી. આ જગત્માં ઇશ્વરે તારૂં કલ્યાણ કરવાને પુષ્કળ સંપત્તિ આપી તેનું વૃત્તાંત બહુ અદ્ભુત છે. તને આપેલી આ સંપત્તિનો તું રૂડી રીતે ઉપયોગ કર; અર્થાત્ તારા પર થયેલા અણહદ ઉપકારનો બદલો કૃતજ્ઞતાપૂર્વક તું બતલાવે છે એમ તે પ્રભૂને બતાવ. જે હીરાના યોગથી તું આટલો બધો વૈભવવાન્ને દ્રવ્યવાન્ થયો તે હીરો મારા જામદારખાનામાં છે. તેની સર્વ હકીકત આજે મારા જાણવામાં આવી તેથી મને મોટો આનંદ થાય છે. મારી પાસે જે મૌ-લ્યવાન્, દુર્મીલ, શ્રેષ્ઠ, સુંદર ને અનુપમ વસ્તુઓ છે તેમાં આ હીરો શ્રેષ્ઠ ને મૌલ્યવાન છે. હવે હું તને એટલુંજ કહુંછું કે હજી પણ **સાદીના** મનમાં આ હીરાના સંબંધમાં કશો પણ સંશય રહ્યો હોય તો તે ઉભયને મારી સમક્ષ લઇ આવજે, મારા જામદારખાનામાંથી તેઓને તે હીરો બતાવીશ. એમ થવાથી **સાદીની** સંપૂર્ણ ખાત્રી થશે કે દરિદ્રી મનુષ્યને સંપતિવાન્ થવામાં સદોદિત પૈસાજ કારણભૂત હોતા નથી. અને હવે તને એટલુંજ કહુંછું કે આ સર્વ હકીકત તું મારા જામદારાધિકારીને જણાવ, તે એ સર્વ હકીકત લખી લેશે, ને તે હકીકત અને તે હીરો એકઠાં રાખશે."

આટલું બોલ્યા પછી કાલિફ મહારાજે **બાબા અબદલ્લા, શિદી નૂમ્હાન** અને **કોજીયા હસનને**, 'હવે કંઇ કામ નથી' એમ કહી રજા આપી. જતાં જતાં તેઓને કહ્યું કે તમારી હકીકતથી હું બહુ પ્રસન્ન છુ

તે સાંભળી ત્રણે જણે સાષ્ટાંગ દંડવત્પ્રણામ કીધા ને પછી વિલાસભોવનમાંથી વિદાય થયા.

સુલતાન **શેહેરીયાર** પણ આ વાર્ત્તા સાંભળીને અત્યંત આનંદ પામ્યો. તેણે સુલતાનાને કહ્યું, "પ્રીય રમણી! તારા સુંદર લવઝોમાં હું એટલો તો તલ્લીન થઈ ગયો છું કે તું જાણે મીનોહીઝહાનવાસી હુરી હોય તેવી જણાયછે. પ્રિયા! બહુ આશ્ચર્ય છે કે તારા મોઢાના સુંદર વેણો ખુટતાંજ નથી, ને તેનું પાન કરતાં હું પણ ધરાતોએ નથી." **શેહેરાજાદીએ** કહ્યું, "પ્રાણનાથ, તમારી કૃપા છે એટલે બહુ. હું એક બીજી વાર્ત્તા કહુંછું તે લક્ષપૂર્વક સાંભળો." એમ કહીને **શેહેરાજાદીએ** નિચેની વાર્ત્તા આગળ ચલાવી.

---

# અલીબાબા અને એક દાસીએ નાશ કીધો હતો તે ચાલીશ ચોરોની વાર્ત્તા.

---

"પ્રાણનાથ," **શેહરાજાદીએ** કહ્યું, ઇરાન દેશના એક **શેહેરમાં** કોઈ બે ભાઇ રહેતા હતા. તે માહેલા એકનું નામ **કાસિમ** અને બીજાનું નામ **અલીબાબા** હતું. તેમને પોતીકા પિતા તરફથી સેહેજ સાજ કાંઇ વારસા દાખલ મળ્યું હતું, જેની તેમણે સરખે હીસ્સે વેહેંચણી કીધી હતી. આ ઉપરથી સ્વાભાવિક રીતે તો એમજ લાગે કે એથી ઉભયની એક સરખી સ્થિતિ હોવી જોઇએ. પણ ઇશ્વરની ગતી ગહન છે! વાસ્તવિક રીતે તેમ ન હોતું.

**કાસિમે** લગન કીધું અને થોડા દહાડામાં એક ધનાઢ્ય પુરુષ થઇ ગયો. તેનો પોતાનો સસરો તુરતજ મરણ પામ્યો અને સઘળો વારસો તેને મળ્યો. તેથી તેણે ઘરમાં ભારે ભારે સામાન તથા રાચ રચીલું વસાવી દીધું અને એકાએક તે વખતના વેપારીઓમાં નામાંકિત પણ ગણાવા લાગ્યો; તેમજ સુખ ચેહેનમાં કાળ ગાળવા લાગો.

**કાસિમથી** ઉલટી **અલીબાબાની** સ્થિતિ હતી. તે પોતાના જેવીજ એક ગરીબ સ્ત્રી સાથે પરણ્યો હતો અને ઘણી કંગાળ હાલતમાં દહાડા કહાડતો હતો. એક ઝુપડામાં તે રહેતો હતો. સંપત્તિમાં એની પાસે ત્રણ ગધેડાં

શિવાય બીજી કંઇ દોલત હતી નહિ. એ ગધેડા ઉપર તે રોજ નજીકના જંગલમાંથી લાકડાં કાપીને ભરી લાવતો હતો અને શેહેરમાં તે વેચી તે ઉપર પોતાની સ્ત્રી તથા બાલબચ્ચાંનું ગુજરાન કરતો હતો.

એક દહાડો **અલીબાબા** નજીકનાં જંગલમાં પોતાના ખપ જોગાં લાકડાં કાપી ગધેડા ઉપર લાધતો હતો એટલામાં દૂર ધુળનું વાદળું ચઢેલું પોતાની તરફ આવતું દીઠું. તેણે લક્ષપૂર્વક થોડીવાર સુધી જોયા કીધું, તો તત્ક્ષણે એની ખાત્રી થઇ કે તે વાદળું એક ઘોડેસ્વારની ટુકડી છે–અગરજો એ દેશમાં ચોરચખાર વાટપાડા સંબંધી કાંઇ બુમ ચાલતી ન્હોતી, તોપણ **અલીબાબાને** તો ચોરની સ્હેજમાં ભ્રાંતી પડી. તેણે પોતાના ગધેડાની તો કાંઇ ચિંતા કીધી નહીં; તેનું ગમે તે થાઓ એમ વિચાર્યું, પણ પોતે પોતાનો પ્રાણ બચાવવાની તદબીર કરવા લાગ્યો. તુરતજ નજીકના તે એક મોટાં ઝાડપર ચઢી ગયો. તે વૃક્ષની ડાળો પુષ્કળ ઘટાવાળી હતી તેમાં તે સંતાઇ બેઠો; અને એને કોઇ દેખી શકે નહીં એવી રીતે માંહે બેઠાં બેઠાં જે કંઇ બનાવ બન્યો તે જોયા કીધું. તે ઝાડ પણ એક ખડક ઉપર એવી રીતે આવી રહ્યું હતું કે કોઇથી તે ઉપર ચઢી શકાય તેવું ન્હોતું. તે ખડક ધારદાર હતો છતાં **અલીબાબા** ઘણી ખબરદારીથી તેપર ચઢી ગયો.

પેલી ઘોડેસ્વાર ટુકડી આ ખડક આગળ આવી પહોંચી અને સઘળાં માણુસોએ ઘોડાપરથી ઉતરી પડી પોતાનાં હથીઆરો ઝપાઝપ ઉતારી મુક્યાં. એ સઘળા તરુણ, બળવાન્, ને ધાગડધીંગા મસ્તાના હતા. **અલીબાબાએ** ગણી જોયા તો તેઓ ચાલીશ થયા; અને તેઓના દોળ દમામથી એની ખાત્રી થઇ કે તેઓ ચોર શિવાય બીજા કોઈજ નથી. તેમ એ એનું ધારવું ખોટું પણ નહોતું. કેમકે એ એક ટોળી એવીજ હતી. એ લુંટારાઓ આસપાસના લોકને ઉપદ્રવ કરતા ન્હોતા, પણ દૂર દેશમાં જઇ ચોરી કરી લાવતા અને અહીં સર્વેનો સંકેત હતો કે આવીને ભેળા થવું! વળી એ ચોર હતા એની ખાત્રી પાછી એ ઉપરથી થઈ કે દરેક જણે પોતાના ઘોડા છોડી, આસપાસનાં વૃક્ષ સાથે બાંધ્યા અને સાથે ચંદી લાવ્યા હતા તે કહાડીને ઘોડાને મોહોંડે તોબરા ચઢાવી દીધા. પછી જીન ઉતારી નીચેથી ધાબળીઓ કહાડી, જેના વજનપરથી **અલીબાબાને** લાગ્યું કે તે સોના રૂપાથી ભરચક હતી. એ ચોરો માંહેલો એક, જે તેના મોભાપરથી તેમનો નાયક હોય એમ **અલીબાબાને** લાગ્યું તે પોતાની ખાંધપર, ઉપર કહ્યા સરખી ધાબળી લઇ, જે ઝાડપર **અલીબાબા** સંતાયો હતો

ત્યાં આગળ આવી થોડાક છોડવા ખુંદી આગળ વધ્યો અને અલીબાબા સાંભળી શકે એમ સ્પષ્ટ રીતે મોટેથી બોલ્યો, "ખુલ જા સીસમ!" ચોરોના નાયકે એ પ્રમાણે કહ્યું કે તુરત ખડકમાંથી એક બારણું ઝટ દેતું કે ઉઘડયું. નાયકે પોતાનાં સર્વે માણુસોને પોતાની આગમજ અંદર મોકલી દીધાં; ને છેલ્લે પોતે પણ દાખલ થયો ને તુરત તે ગુપ્ત દ્વાર આપોઆપ દેવાઇ ગયું.

ચોરો કેટલીકવાર સુધી ગુફામાં ભરાઈ રહ્યા. અલીબાબાને નાશી જવાનું મન થતું હતું પણ તેમ કરવા જતાં કદાચ તે માંહેલો કોઈ તેને પકડે એવી ધાસ્તી લાગતી હતી તેથી ધીરજ રાખી બહુ વાર સુધી તેને ઝાડપર બેશી રહેવું પડયું. એક બે વાર મનમાં એમ આવ્યું ખરૂં કે ચાલની, એનાં એક ઘોડાપર બેશી એક બીજો વળી જોડે લઇ મારાં ગધેડા ઘેર હાંકી લઈ જાઉં. પણ એમાં ફાવ્યા ન ફાવ્યાના સંદેહથી ગૂપચૂપ બેશી રહેવાનું વધારે ઉચિત તેને લાગ્યું; કેમકે કદાચિત્ પકડાયા તો માર ખાતાં ખાતાં આટો નિકળી જાય તેવો તેને ભય હતો. અને તેથી નિર્ભયપણે ઝાડપર સ્વસ્થ રીતે બેશી રહ્યો.

છેવટે બારણું પાછું ઉઘડયું, અને ચાલીશે ચોરો બહાર નિકળ્યા. આગળ પેલો નાયક જેમ સૌથી પાછળ અંદર દાખલ થયો હતો તે મુજબ આ ફેરા સૌથી પ્રથમ બહાર આવીને બારણાના મોં આગળ ઉભો રહ્યો અને બધાને પોતાની નજર આગળ બહાર કાઢયા; અને બારણું બંધ કરતી વખતે તે નાયક બોલ્યો તે અલીબાબાએ ખુલ્લી રીતે સાંભળી લીધું કે "બંધ હોજા સીસમ!" તુરતજ દરેક જણે પોત પોતાના ઘોડાને લગામો ઘાલી ધાબળીઓ બાંધી દીધી અને ચપોચપ સ્વાર થઇ ગયા. પછી તે નાયકે જોયું કે બધા સજ થઈ ચૂકયા છે એટલે પોતે તુરત મોખરે આવ્યો અને જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તે પાછા અલોપ થઇ ગયા.

તે ચોરો વિદાય થયા તોપણ અલીબાબા તો ઝાડપરથી તુરત ઉતર્યો નહિં, કારણ એણે ધાર્યું કે કદાચ માઠે ભાગ્યે એ માહેલું કોઇ કંઈ ભુલી ગયું હોય ને તે પાછો ફરે તોએ પકડાઈ જવાય. તેથી જ્યાં સુધી પોતાની નજર પહોંચી ત્યાં સુધી બેઠાં બેઠાં જોયા કીધું. પછી પણ ઘણીકવાર સુધી રાહ જોઇ ને જાણ્યું કે હવે કોઇ પાછું ફરે તેમ નથી ત્યારે તે નિચે ઉતર્યો. ચોરોના નાયકે બારણું ઉઘાડતી વખતે જે મંત્ર ઉચ્ચારણ કીધું હતું તે તેને યાદ રહી ગયું હતું તેથી એને સહજ જીજ્ઞાસા

પ્રાપ્ત થઇ આવી કે જોઇએ વારૂ, હું એ પ્રમાણે બોલું ને બારણું ઉઘડે છે કે નથી ઉઘડતું? એવા વિચારથી તે પેલા છોડવાઓમાં પેઠો. ત્યાં તેને પેલું ગુપ્ત દ્વાર છુપાયલું જણાયું. **અલીબાબા** તે બારણાની સામું ઉભો રહી બોલ્યો. **"ખુલ જાસીસમ,"** એટલે ફડાક કરતું બારણું ઉઘડી ગયું.

**અલીબાબા** તો ધારતો હતો કે તે અંધારી ને ભયંકર ગુફા હશે. પણ એ તો ઝલાંઝલાં કરતો ઘુમટદાર રંગમંડપ હતો. તેમાં ખડકની ટોંચપરથી એક જાળિયાનું અજવાળું પડતું હતું. એણે દીઠું કે એમાં બધીજ જાતની માલમતા ભરેલી છે. તેમાં રેશમી કાપડના પુષ્કળ તાકાઓ, કીનખાબ ને ગાલીચાઓ તો ઢગલે ઢોલ સીંચી મુકયા હતા. સોના રૂપાના ઢાળકા ને લગડીઓ તો ખડકી મુકીઓ હતી અને ચલણી નાણાની થેલીઓની થપ્પી હારદોર મારી મુકી હતી. આ બધું જોઇ એણે નિશ્ચય કીધો કે એ ગુફા કંઇક કાળની ચોરોના ઉપયોગમાં હોવી જોઇએ અને ચોરોને પણ એક પછી એક વારસામાં ઉતરતી આવી મળી હોવી જોઈયે. વળી આ ગુફા મનુષ્યકૃત કરતાં કુદરતકૃત હશે એમ તેને વધારે ભાસ્યું.

હવે શું કરવું એ સંબંધી **અલીબાબાને** કાંઇ લાંબીવાર સુધી વિચાર કરવો પડયો નહિ. તે લાગલો ગુફામાં પેઠો, અને અંદર ગયો કે લાગલાં બારણાં દેવાઇ ગયાં, પણ તેથી તે લેશ પણ ગભરાયો નહિ, કારણ ઉઘાડવાનો મંત્ર તેણે યાદ રાખી મુકયો હતો. રૂપાની તો સામુંએ તેણે જોયું નહિ, પણ સોના મોહોરની થેલી પોતાના ત્રણ ગધેડાં ઉપાડી શકે તેટલી ઉપાડી ઉપાડીને બહાર લાવ્યો. પછી પોતાના ગધેડાં વાળી લાવ્યો અને તેનાપર પેલી થેલીઓ લાધી અને વળી તે દેખાય નહિ એવી રીતે ઉપર લાકડાં સીંચ્યાં. આટલું કરીને તે બારણા આગળ ઉભો રહી બોલ્યો, **"બંધ હોજા સીસમ."** કારણ જયારે તે અંદર જતો ત્યારે તો બારણું કુદરતી રીતેજ દેવાઇ જતું, પણ જયારે બહાર આવતો ત્યારે તે ઉઘાડુંજ રહેતું હતું. તે ગુહ્ય દ્વાર બંધ થયા પછી આ દ્રવ્ય લઇ ઝડપબંધ તે શેહેર તરફ ચાલ્યો આવ્યો.

ઘેર પહોંચ્યો ત્યારે **અલીબાબા** પોતાનાં ગધેડાંને પોતાના વાડામાં હાંકી લઈ ગયો. પછી છાનામાનો ઝાંપો દઇ દીધો ને ધીમે ધીમે ઉપરનાં લાકડાં ઉતારી પાડયાં. પછી ગધેડાંપર લાધેલી સુવર્ણની થેલીઓની થપ્પી પોતાની સ્ત્રી જે બાજટ ઉપર બેઠી હતી તેની આગળ મારી.

તેની સ્ત્રીએ તે થેલીઓને હાથ લગાડી તપાસી તો સોના મોહોરની



અલીબાબા ગુફામાં જાય છે. (પૃષ્ઠ ૬૪૦)

બચકી તે દીઠી, તેથી વેહેમ આવ્યો કે કદાચ પોતાનો ધણી ચોરી કરી લાવ્યો હશે. આ ભયને લીધે તેનાથી અકસ્માત્ બોલી દેવાયું કે, "શું ભોગ લાગ્યા અલીબાબા કે"–વચોવચજ ઝટદેતો કે અલીબાબા બોલ્યો, "મુંગી મર! છાની રહે છાની! ચિંતા ના કર! હું કાંઈ ચોર નથી! પણ ચોરનું દ્રવ્ય લાવ્યો છું ખરો. કેવી રીતે મારૂં ભાગ્ય ખુલ્યું તે તું સાંભળશે તો મારે માટે તને ખરાબ વિચાર નહીં આવશે." પછી એણે થેલીઓ પોતાની સ્ત્રીની સામા ઠાલવી ને મોહોરનો મોટો ઢગલો કીધો. તે જોઇને તેની સ્ત્રી તો દીગ્મૂઢ થઈ ગઇ. આટલું કીધા પછી અથથી તે ઇતિ સુધી બધું માંડીને પોતાનું ભાગવત કહી સંભળાવ્યું. છેલ્લે પોતાની સ્ત્રીને તેણે કહ્યું, "તારે આ વાત બીલકુલ છુપી રાખવી, નહિ તો ભોગ ફરી વળશે."

અલીબાબાની સ્ત્રી એ વાત સાંભળી સંદેહ રહિત થઇ ગઇ, અને પોતાનું નસીબ એકાએક આમ ઉદે થયલું જોઇ સાનંદાશ્ચર્યતાને પામી. પેહેલે તો તેણીએ એકેક મોહોરો ગણવા માંડી. તેપરથી અલીબાબા બોલ્યો, "ગાંડી રે ગાંડી! બીબી સાહેબ, એમ તે કાંઇ ગણતાં પાર આવવાનો છે! આપણે વખત નકામો ગુમાવવાનો નથી. ચાલ હું એક ખાડો ખોદી એ સુવર્ણ મુદ્રા દાટી દઉં તેમાં મને મદદ કર." તેની સ્ત્રીએ કહ્યું, "એ તો ખરૂં, પણ જોઇએ તો ખરા કે અડસટે કેટલી હશે? તમો ખોદો છો એટલામાં હું પાડોશીને ત્યાંથી પાલી લાવું છું." અલીબાબાએ વળી કહ્યું, "એ માથાંફોડ કરવાની કાંઇ જરૂર નથી, મારૂં કહ્યું માનતી હો તો પડી રહેવા દે જેમ છે તેમનું તેમજ. જાય તો જોજે, કાંઇ અડદ મગ ભરડી દેતી નહીં ને પછી બીજું તો તારા ધ્યાનમાં આવે તેમ કરજે."

પેલી બાઇ તુરત પોતાના દીયર કાસિમનું ઘર નજીકજ હતું ત્યાં ગઈ. તે વખતે કાસિમ ઘેર નહોતો, એટલે તેની સ્ત્રીને બોલાવી કહ્યું, "ભાભીજી, જરા તમારી પાલી તો આપો." તેની દેરાણીએ પુછ્યું કે, નાહાની જોઇએ છિયે કે મોહોટી?" દેરાણી બોલી, "મોટીજ આપોની." તેને જરા ઉભી રાખી કાસિમની સ્ત્રી પાલી લેવા ઘરમાં ગઇ.

પેલી જેઠાણી પાલી તો લેવા ગઇ, પણ મનમાં સંદેહ થયો કે અલીબાબા તો આટલો ગરીબ છે ને વળી એ તે એટલું બધું શું લાવ્યો હશે કે બાઇ વળી માપી જોવા આવ્યાં છે? તુરતજ એણે એક કળા કીધી. પાલીની અંદર જરા મીણ લગાડયું અને આપતાં આપતાં

કહેવા લાગી, "બેહેન, જરા જડતી નહોતી તેથી ખોટી કરવાં પડયાં તેથી માફ કરજો."

એ પાલી લઇ **અલીબાબાની** સ્ત્રી હર્ષભેર ઘેર આવી, અને પેલી સોના મોહોરનો ઢગલો માપી કહાડયો. પછી પોતાના ધણીને કહેવા ગઇ કે આટલી પાલી મોહોરો થઇ. એટલામાં **અલીબાબાનો** ખાડો પણ ખોદાઇ રહ્યો હતો. હવે **અલીબાબા** સઘળું સોનું દાટતો હતો એટલામાંજ પોતાનું વચન સાચું પાડવાની ઉત્કંઠાથી એની સ્ત્રી પેલી પાલી ઝટ પાછી આપવા ગઇ, પણ અંદર એક સોના મોહોર મીણુને વળગી રહી હતી તે ઉતાવળમાં તેણીએ જોઈ નહીં. પેલી પાલી પાછી સોંપીને કહેવા લાગી, "જો જો બેહેન, ઝાઝીવાર રાખી નથી હોં! વારૂ તમે એટલી વાપરવા આપી તેને માટે આભારી થઇ છું અને ઉપકાર સાથે પાછી સ્વાધીન કરૂં છું."

**અલીબાબાની** વહુ ઘેર પાછી વળી કે તુરત **કાસિમની** સ્ત્રીએ પાલીને તળીએ હાથ ફેરવી જોયો તો એક સોના મોહોર વળગેલી જોઈ. તેણી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. એ તો અદેખાઇથી લાગલી બળી ઉઠી કે, "શું **અલીબાબા** પાસે એટલું બધું ધન છે કે પાલીથી સોના મોહોરો માપે છે! એ પીટયા ભીખારડા પાસે એટલી બધી દોલત કયાંથી?" **કાસિમ** એ સમયે ઘરમાં નહોતો, પણ દુકાને ગયો હતો. ત્યાંથી તે હમેશાં સાંજ પછીજ પાછો ફરતો હતો. એની સ્ત્રી તો એની પાણીની પેરે રાહ જોતીજ બેઠી કે એ કયારે આવે ને આ હકીકત નિવેદન કરૂં. વખત તો એક કલાક એક જુગ જેવડો લાંબો લાગવા લાગ્યો, કેમકે ઉપરની ખબર તેને કેહેવા માટે એ ઇર્ષાળુ બાઇ એટલી બધી આતુર થઇ રહી હતી કે ન પૂછો વાત! તે એમજ માનતી હતી કે જેટલી નવાઇ મને લાગી છે તેટલીજ તેના ધણીને પણ લાગશે.

**કાસિમ** ઘેર આવ્યો કે તુરત તેની સ્ત્રીએ કહેવા માંડયું, "**કાસિમ**, હું તો જાણું છું ને તમો પણ એમજ ધારો છો કે તમે ઘણા પૈસાદાર છો. પણ એમ માનવામાં ભૂલ ખાઓ છો! તમારા કરતાં **અલીબાબા** ઘણોજ પૈસાદાર છે! તે પોતાના પૈસા ગણતો નથી પણ પાલીએ પાલીએ માપે છે." **કાસિમે** આતુરતાથી પુછયું, "એ તું શું બકે છે? મને ઝટ ખુલ્લું પાડીને સમજાવ તો ખરી કે તું શા પરથી એમ કહે છે." પેલી સ્ત્રીએ તુરતજ પોતે કીધેલી તદબીર કહી સંભળાવી અને પાલીને તળીએ

વળગી આવેલી સોના મોહોર દેખાડી તો તે એટલી જુના જમાનાની હતી કે તે કીયા રાજાના વખતમાં પાડી હશે તે પણ કહી શકાતું નહોતું.

એ જોઈ કાસિમ ખુશી થવાને બદલે ઉલટો પોતાના ભાઇપર અદેખાઈથી બળવા લાગ્યો. તેને તે દહાડે આખી રાત નિદ્રા પણ ન આવી. બીજે દહાડે સૂર્યોદય થયા પેહેલાં કાસિમ અલીબાબાને ઘેર ગયો. હવે કાસિમ જ્યારથી આ ધનાઢ્ય સ્ત્રી સાથે લગ્ન કીધાં હતાં ત્યારથી પોતાના ભાંઇ અલીબાબાનો ભાવ પણ પુછ્યો નહોતો; તોપણ આ ક્ષણે તો તે પુછવા લાગ્યો. પછી કહ્યું, "વાહ અલીબાબા, તું તો ખૂબ ગુપચુપ તારૂં કામ ચલાવતો દેખું? તું દંભ તો એવો કરે છે કે જાણે ભુખડીબારસ હોય, પણ સોનું તો તું પાલીથી ભરેછે?" અલીબાબા, પુછવા લાગ્યો, "કેમ વારૂ ભાઇ, એમ કેમ બોલોછો? તમારૂં કહેવું હું તો કાંઇ સમજતો નથી. જરા ખુલ્લું પાડી કહો તો સમજાય." કાસિમ બોલ્યો, "ચાલ ચાલ, ઢોંગ શું કરે છે!" એમ કહી પોતાની સ્ત્રીએ આપેલી સોના મોહોર તેને દેખાડી ને પુછવા લાગ્યો, "આ માહેલી તારી પાસે કેટલી છે? એ મોહોર મારે ઘેરથી તેં કાલે પાલી મંગાવી હતી તેમાં ચોંટીને આવી હતી તે મારી વહુના હાથમાં આવીછે."

આ વાતચિતપરથી અલીબાબાએ જોયું કે મારી ને મારી સ્ત્રીની બેવકુફીથી જે વાત છુપી રાખવી જોઇએ તે કાસિમ અને તેની સ્ત્રીને છતી થઈ ગઇ. પણ થયું તે થયું, તે કોઇપણ ઉપાએ ના થયું ન થાય. તેથી જરાપણ સંકોચ પામ્યા વગર, એ મોહોરો કેવી રીતે, કયાંથી મળી આવી તે જણાવ્યું. તે સાથે તે ચોરોનું સંકેતસ્થાન તેના જાણવામાં કેમ આવ્યું તે પણ કહી દીધું, અને પોતે લાવ્યો હતો તે માહેથી થોડો ભાગ, એ વાત છુપી રાખવા માટે આપવાને કહ્યું. પણ કાસિમ તો ઉલટો મીજાજ કરી કહેવા લાગ્યો, "મારે પણ એટલું ધન જોઇશે. માટે કહે કે એ ખજાનો બરાબર કયાં આગળ છે કે જ્યાં મારી મરજીમાં આવે ત્યારે હું જાઉં! નહીં તો આ ચાલ્યો જંગલમાં તે લુંટારાને મળી બધું તારૂં પોકળ ફોડી દઈશ; ને તેમ કરીશ તો તારૂં બધુંએ જુટવી લેશે ને મને ખબર આપવા બદલ અડધો અડધ ઈનામ દાખલ મળશે."

અલીબાબાએ પોતાના કઠોર હૃદયના ભાઇની ધમકીથી ડરી જઇને તો નહિજ, પણ પોતાના સ્વાભાવિક સરલ સ્વભાવ અને પ્રેમથી જે જે વાતની બાતમી જોઇતી હતી તે બધી વિગતવાર તેને કહી. તેની સાથે ગુફામાં દાખલ થવા સારૂ ભણવાનો મંત્ર પણ બતાવ્યો.

તત્ક્ષણે **કાસિમે** પોતાના ભાઇથી સર્વ પ્રકારે ચઢીયાતા થવાનો અને સઘળો ખજાનો પોતાનો કરી લેવાનો દૃઢ ઠરાવ મનમાં કીધો; અને પોતાને ઘેર ગયો. આખી રાત તેણે અનેક પ્રકારના તરંગમાં ને આનંદની લેહેરોમાં ડોલ્લા ખાતી કાઢી. સૂર્યોદય પેહેલાં તે વેહેલો ઉઠયો, અને મોટી મોટી ખજાનો ભરવા માટે દશ પેટીઓ ખચ્ચર ઉપર ચઢાવી. તુરતજ **અલીબાબાએ** બતાવેલો અરણ્યનો રસ્તો પકડયો. ઝાઝીવાર ન લાગી એટલામાં પેલા ખડક આગળ તે આવ્યો અને તેના ભાઇએ જે જે નિશાની બતાવી હતી તે પરથી ત્યાં આગળનું ઝાડ અને ગુફાનું સ્થળ શોધી કાઢયું. ગુફાના બારણા આગળ આવી તે બોલ્યો, "**ખુલ જા સીસમ**" એટલે લાગલું બારણું ઉઘડયું. તે વગર વિચારે એકદમ અંદર પેઠો કે લાગલું પેલું સાંકેતિક દ્વાર બંધ થઇ ગયું. ગુફામાં સઘળું તપાસીને જોતાં **અલીબાબાએ** કીધેલાં બ્યાનથી પણ બેહદ ભંડાર દીઠો. **કાસિમ** ધનનો એવો તો લાલચુ હતો કે તે ખજાનો જોવામાં ને જોવામાંજ આખો દહાડો ગાળી નાખ્યો હોત; પણ એટલામાં સ્મરણ થઇ આવ્યું કે હું તો એ લેવા આવ્યો છું ! તુરતજ પોતાથી લઇ જવાય તેટલી સોના મોહોરની કોથળીઓ દરવાજા આગળ આણીને થોકડી મારી. એ સર્વ દોલત જોઇને તે એવો તો ઘેલો ગાંડો બની ગયો હતો કે ગુપ્ત દ્વાર ઉઘાડવાનો મંત્ર તદ્દન વિસરી ગયો. તેણે "**ખુલ જા સીસમ**" ને બદલે "**ખુલ જા બારલી**" કહ્યું. તેથી બારણું તો કંઈ ઉઘડયું નહિ. પુષ્કળ વેળા એ બારણું ઉઘાડવાને હેરફેર શબ્દો કહ્યા, પણ તે દ્વાર ઉંઘડયું નહિ, ત્યારે તે તો ખૂબ ગભરાયો પછી બીજાં અનેક અનેક અનાજનાં નામો લઇ લઇને તે ગુપ્ત દ્વાર ઉઘડવા કહ્યું, પણ બારણું તો દેવાયું તે દેવાયુંજ.

આવી વિટંબણા આવી પડશે એવો **કાસિમને** જરા પણ ખ્યાલ ન્હોતો. તેથી તે એવો તો ભયભીત ને બેબાકળો થઇ ગયો કે "**સીસમ**" શબ્દ જેમ જેમ યાદ કરવા જાય તેમ તેમ એનું મન વિશેષ ગુંચવાતું જાય. પછી જાણે જન્મારામાં એક ફેરા પણ એ નામ સાંભળ્યુંજ ન હોય એવુંજ થઇ ગયું. તુરતજ તેણે ખાંધે ચઢાવેલી કોથળીઓ જમીનપર નાંખી દીધી, પોતાની આસપાસ ભારે ખજાનો છે તેની સર્વ લેહજત પળવારમાં જતી રહી. તે પોતે ગભરાયલો ગભરાયલો ગુફામાં આમતેમ ફાંફાં મારતો ઉપર જાય ને નિચે આવે એમ અથડાવા માંડયો, ને યા અલ્લાહ, તું બચાવ, તું ઉગાર, એમ પોકાર કરવા લાગ્યો.

બપોરનો સમય થયો એટલે એવું બન્યું કે પેલા ચોરો પોતાની ગુફા નજીક કાંઇ અચાનક આવી પડયા, તેઓએ દૂરથી કાસિમના પેટી લાધેલાં. ખચ્ચરો ખડકની આજુબાજુ ફરતાં દીઠાં. પ્રથમ દૃષ્ટિએજ આ તેમને નવાઇ જેવું લાગ્યું તેથી તેઓ રપાટી મારતા દોડી આવ્યા. તેમને જોઈ ખચ્ચર ભડકીને નાઠાં, કેમકે કાસિમ તેમને બાંધવાનું ભુલી ગયો હતો. આ ભડકેલાં ખચ્ચરો જંગલમાં એટલે દૂર જતાં રહ્યાં કે દેખાયાં પણ નહીં. ચોરોએ તેમને પકડવા જવાની દરકાર પણ કીધી નહિ, કારણ કે એ કોનાં હતાં તે ધણીને પકડવાની તેમને વધારે કાળજી હતી. કેટલાકે ખડકની આજુબાજુ તપાસ કરવા માંડી. એટલામાં તેમનો નાયક અને બીજા ચોરો નાગી તરવાર સહીત ગુફાના દરવાજા આગળ આવી ઉભા, અને ગુપ્ત દ્વાર ઉઘાડવાના ખરા મંત્રનો ઉચ્ચાર કીધો કે તુર્તજ બારણું ઉઘડયું.

**કાસિમે** ગુફામાંથી ઘોડાની ખરીઓનો અવાજ સાંભળ્યો. પણ એને એમ પણ ભાન ન આવ્યું કે ચોરો તો કદાચ નહિ આવી લાગ્યા હોય? તથા તેમ થશે તો એનું શીર કેમ સલામત રહેશે? તે વિચારસૂન્ય થઇ ગયો, તેથી નાસવાનો પ્રયત્ન કરવા બારણા આગળ આવી પોહોંચ્યો. એટલામાં 'સીસમ,' જે શબ્દ એ ભુલી ગયો હતો તેજ સાંભળ્યો, અને તુરત બારણું ઉઘડયું. **કાસિમ** ચોરોના નાયકને ઠોંસો મારી બહાર નિકળી આવ્યો, પણ તેનાથી છટકાયું નહિ. બીજા ચોરોએ તત્ક્ષણે પોતાની તરવારે એને ઠાર કરી દીધો.

પછી પેહેલાં તો ચોરોએ ગુફા તપાસી જોઈ. **કાસિમે** પોતાના ખચરોપર ભરી લઇ જવા તૈયાર કરી આણી મુકેલી થેલીઓ તો પાછી જ્યાંની ત્યાં સીંચી દીધી. પૂર્વમાં **અલીબાબા** જે સોનું લઇ ગયો હતો તે કાંઇ તેમના લક્ષમાં ન આવ્યું. ત્યાં આગળ હજારો ને લાખો થેલીઓ પડેલી હતી, તેમાંથી દશ વિશ ગઇ તેનો ક્યાં હીસાબ ને ક્યાં દાદ? તુરતજ નાયકે ચોરોની સભા ભરી દીધી ને ભેગા થઇ વિચાર કરવા માંડયો. તેઓએ ધારણા બાંધી કે **કાસિમ** એકવાર અંદર પેઠા પછી બહાર નિકળી શકેલો નહી, પણ અંદર શી રીતે પેઠો તે એ સર્વે ચોરો કળી શકયા નહી. તેઓના મનમાં આવ્યું કે કદાચ ખડકના શિખરપરના જાળિયામાંથી તો ઉતર્યો નહીં હોય! પણ એ જાળિયું, જ્યાંથી અજવાળું આવતું હતું તે એટલું ઉંચું હતું, અને બહારથી ખડકનું શિખર પણ ચઢવાને માટે એટલું વિકટ હતું કે સામાન્ય મનુષ્યથી તેમ થઇ શકે એમ નહોતું. અને વળી તેમ કાંઇ કીધેલુ પણ જણાતું નહોતું. સર્વ ચોરોએ એ વિચાર તેજ પળે પડતો મેલ્યો.

તેમ **કાસિમ** બારણામાંથીજ પેઠો એવું તો માની શકતાજ નહોતા. કેમકે મંત્ર જાણ્યા વગર તે બારણું ખુલે તેવું નહોતું. અર્થાત્ કોઇની કલ્પનામાં આવી શકયું નહીં કે એ કયાંથી અંદર પેઠો. તે સઘળા એમજ માનતા હતા કે તેમનો મંત્ર બહાર કોઇના જાણવામાં આવ્યોજ નથી, પણ **અલીબાબા**એ એકવાર તેમને ગુપ્ત રીતે દીઠા હતા એવી તો શંકા આવેજ શાની? તે ચોરોને પોતાનો ખજાનો ઘણા જાપતાથી સહીસલામત રાખવો એ વાત કાંઈ નાની સુની નહોતીજ. આટલા માટે તેઓએ એવો ઠરાવ કીધો કે **કાસિમ**ના ચાર કકડા કરવા અને બબે કકડા અવાર નવાર કરી ગુફાની અંદર ટાંગી જવા કે જે કોઇ બીજું એમાં પેસવા જાય તે જોઇનેજ ત્રાસ પામી જાય. તે સાથે તેઓ એવો પણ ઠરાવ કરતા ગયા કે જયાં સુધી એ મુડદું લઇ જાય નહીં ત્યાં સુધી પાછા એ ગુફામાં કોઇએ આવવું નહીં. આ ઠરાવ થતાની વારમાં તેનો અમલ બજાવી દીધો. **કાસિમ**ના સબનાં ચાર તુકડા કરી ટાંગી દીધા. પછી ઝાઝીવાર થોભવાને તેઓને કાંઈ કારણ નહોતું તેથી ખજાનો બંધ કરી ચાલતા થયા. તુરતજ સર્વે જણે પોતપોતાના ઘોડાપર સ્વાર થઇ ઘોડા કુદાવતા કોઇ વણજાર આદીક હાથ આવતા લુટી લાવવા જતા રહ્યા.

આણીગમ **કાસિમ**ની સ્ત્રી પોતાનો ધણી પાછો ઘેર ન આવ્યો તેથી જેમ જેમ રાત ગઇ તેમ તેમ ઘણી વલોપાત કરવા લાગી. તે હાંફલી ફાંફલી **અલીબાબા**ને ઘેર દોડી આવી અને કહેવા લાગી, "દીયરજી, હું ધારૂંછ કે **કાસિમ** આજ જંગલમાં કેમ ગયા છે તે તમો જાણતા હશો. રાત પડી ગઇ ને હજી આવ્યા નથી તેથી મને તો ધાસ્તી લાગે છે કે કાંઇ વિટંબણાએ તો નહિ ઘેર્યા હોય?" **અલીબાબા**ને ભરોસોજ હતો કે એણે પોતાના ભાઇને જે વાત કીધી હતી તેપરથી તે જરૂર એ દહાડે ત્યાં જશે; અને તેથી તેણે પોતે તે ગુસ્સે થાય એવી બ્હીકથી તે દહાડે જવાનું માંડી વાળ્યું હતું. પોતાના ભાઇના અઘટીતપણાનો કાંઈ પણ વિચાર ન કરતાં તેણે ભાભીને કહ્યું, "ચિંતા શિદ કરે છે, કદાચ સારી પેઠે રાત પડયા વગર પાછા શેહેરમાં ન આવવું એવા વિચારથી તે મોડા આવશે."

**કાસિમ**ની સ્ત્રીએ વિચાર કીધો કે પોતાના ધણીએ જે કામ માથે લીધું છે તે કેટલું છુપું રાખવાનું છે તેથી કંઇપણ બોલ્યા વગર **અલીબા-બા**એ જે કહ્યું તે ઝટ માની દીધું. તે ઘેર પાછી વળી અને મધ્યરાત્રી સુધી

રાહ જોતી બેઠી. જેમ જેમ રાત વિતતી ગઈ તેમ તેમ એની બ્હીકે બમણું જોર કરવા માડયું. વળી એને તો બમણી પીડા થઇ. મનમાં ને મનમાં પસ્તાવો કરવા લાગી. ચોરની માનું કોઠીમાં મોઢું, તેમ એને થયું. તેને ભારે દિલગીરી વ્યાપી ગઇ. તે મન સાથે કહેવા લાગી, "અરેરે! મારા જેવી કોઇ મુરખ નહિ. મારે શિદ મારા દીયર દેરાણીની ગુહ્ય વાત જાણવા આવી તદબીર કરવી પડી." આમ આખી રાત રૂદન કર્યા કીધું. પછી અરૂણોદય થતાંજ તે લાગલી દીયર દેરાણી પાસે ગઈ અને પોતે શું કામ ત્યાં આવી છે તે કહેવા લાગી.

**કાસિમ**ની ધણિયાણીને શોધવા જાઓ એવું કહેવાની રાહ જોયા વગર **અલીબાબા**એ પોતાના ત્રણ ગધેડાં તૈયાર કીધાં ને ભોજાઇને ધીરજ આપી ઝટ ઘરમાંથી નિકળી પડયો. પછી રસ્તામાં જતાં પોતાનો ભાઇ યા તેમનાં ખચ્ચર કોઇજ દીઠું નહિ તથા ગુફાના બારણા આગળ રૂધિર પડેલું જોઇ માઠાં સુકન થયાં તેણે માન્યાં. તેણે સાવચેતીથી આસપાસ જોયું અને કોઈને ત્યાં જોયું નહિ ત્યારે તે ગુપ્ત દ્વાર ઉઘાડવાનો મંત્ર ભણ્યો કે ઝટ બારણાં ઉઘડ્યાં. ગુફાના મુખપરજ પોતાના ભાઇના ચાર કકડા દેખી કમકમાટ છુટયો. હવે એની ઉત્તર ક્રિયા શી રીતે કરવી તે સંબંધી; તથા એ જ્યારે જીવતો હતો ત્યારે કોઈ દહાડો ભાવ નહોતો પુછયો તેનો ઝાઝીવાર વિચાર ન કરતાં તે તુર્તજ ગુફામાં પેઠો. પછી પ્રેતને બાંધવાનું કાંઇક અંદરથી શોધી લાવી એક ગધેડા ઉપર તે બાંધ્યું અને તેને છુપાવવા ઉપર લાકડાં સીંચ્યાં અને બીજાં બે ગધેડાં ઉપર સોના મોહોરની થેલીઓ ભરી તે ઉપર પણ લાકડાં ઢાંકયાં. તુરતજ બારણું બંધ કરી સાવચેતીથી તે પાછો ફર્યો. અને રાત સારી પેઠે પડયા વગર શેહેરમાં ન પેસવાની સાવચેતી રાખી જંગલને સીમાડે તે થોભી રહ્યો. ઘેર પહોંચ્યા પછી જે બે ગધેડાંપર સોના મોહોર લાધી હતી તેને પોતાના વાડામાં વાળ્યાં અને તે ઉપરથી અવેજ ઉતારી લેવાનું પોતાની સ્ત્રીને ભાલવી ત્રીજું ગધેડું પોતાની ભાભી ને ત્યાં લઇ ગયો.

બારણું ઠોકવા સાથે **મોરજીઆના** નામની એક ચંચળ અને ભારે મુશીબતમાં પણ સહાયભૂત થાય એવી ચતુર દાસી બહાર આવી. **અલીબાબા** પણ સારી પેઠે જાણતો હતો કે તે મહા ચતુર છે. પછી પડસાળમાં આવી ગધેડાપરનો ખજાનો ઉતાર્યો અને **મોરજીઆના**નો હાથ પકડી બાજુએ લઇ જઈ ધીરે ધીરે કહેવા લાગ્યો, "બાઇ, જોજે, મારી અને

તારી શેઠાણીની ખાતર તારે આ વાત ઘણી ગુપ્ત રાખવાની છે. આ બે ગાંસડીમાં તારા શેઠનું સબ બાંધેલું છે. હવે આપણે કરવાનું જે કાર્ય છે તે એજ કે જાણે એનું સ્વાભાવિક મરણ વિપજ્યું હોય તેવી રીતે એની ઉત્તર ક્રીયા કરવી. માટે જા, તારી શેઠાણીને જાણ કર કે મારે એની સાથે કાંઇક વાત કરવાની છે. પણ મેં જે તને કહ્યું છે તે ભુલતી ના."

**મોરજીઆના** પોતાની શેઠાણી પાસે ગઇ. ત્યાં **અલીબાબા** પણ તેની પાછળ પાછળ ગયો. તેને જોઇ તેની ભોજાઇ પુછવા લાગી, "કેમ દિયરજી, તમારા ભાઇના શા સમાચાર લાવ્યા? તમારૂં મુખ જોતાં તો મને કાંઇ ચેહેન પડે તેવું લાગતું નથી." **અલીબાબા** ગદગદીત કંઠે કહેવા લાગ્યો, "ભાભી, મારાથી તમને ઝટ કહી શકાય તેવું નથી પણ મારી વાત તમારે અથથી તે ઇતિ સુધી ધ્યાન દઇ સાંભળવી જોઈશે. હવે ભાભી, જે કાંઇ બન્યું છે તે ઘણુંજ ગુપ્ત રાખવામાં મારૂં તેમજ તમારૂં ભલું છે. તમે શ્હોર બકોર કરતાં નહિ." "અરે રે," **કાસિમ**ની સ્ત્રી બોલી, "તમારા બોલવાપરથી મને લાગે છે કે એ મરણ પામ્યા છે. એ વાત છાની રાખવી અવશ્ય છે એમ હું સમજું છું તેથી મનની દાઝ મનમાં સમાવવી પડશે. તમો જે કહેશો તે હું સાંભળું છું."

પછી **અલીબાબા**એ પોતાનું જંગલમાં ગયાનું વર્ણન કરવા માંડયું અને છેવટે **કાસિમ**નું મુડદું કેવી રીતે દીઠું તે સઘળું જણાવ્યું. અને છેલ્લે કહ્યું, "પણ ભાભી, હજી મારે કાંઈક કહેવાનું છે તે સાંભળી તમોને માઠું તો લાગશે, કેમકે એ જે હું કહું છું તે તમે કદી ધાર્યું પણ હશે નહીં. પણ જે કાંઇ થયું તે ન થયું થનાર નથી. જો મારો દીલાસો તમને સુખી કરી શકે તો ઈશ્વરે જે કાંઈ મને અચણુચ મોકલી દીધું છે તે તમારો પાણીગ્રહણ કરી તમારી પાસે જે કાંઈ છે તેમાં ઉમેરવા ધારૂં છું, અને ખાત્રી આપું છું કે એમ કીધાથી તમારી દેરાણી કદી અદેખાઇ કરનાર નથી, અને આપણે સુખ ચેહેનથી ભેળાં રહીશું. જો આ વાત તમારા ધ્યાનમાં ઉતરતી હોય તો હવે આપણ બંને જણે એવી રીતે વર્ત્તવાનું છે કે જાણે મારા ભાઇ કુદરતી મરણને આધીન થયા હોય. હું ધારૂં છું કે એ કામ સઘળું **મોરજીઆના**ને હાથે થવા દેવું સારૂં છે; અને મારાથી જે બનશે તે હું પણ કરીશ."

એના દીયરે કહ્યું તે કબુલ ન કરે તો **કાસિમ**ની સ્ત્રી એથીવધારે પોતાનું ભલું પણ શું કરી શકે? કેમકે અગરજો એનો પેહેલો ધણી



ચોરોની સભા. (પૃષ્ઠ ૬૪૫)

સારી પેઠે પાછળ દોલત મુકી ગયો હતો, તોપણ પોતાનો દીયર એથી પણ ઘણો ધનાઢય હતો અને વળી જે અખૂટ ભંડાર દીઠો હતો તેવડે હજી વધારે થાય તેવું હતું. આ સર્વનો વિચાર કરી પોતાના દીયરની માંગણીનો અનાદર કરવા કરતાં, તે માંગણીથી તે પરમ સંતોષને પામી. ધણીના મુવાથી સ્ત્રીઓ જે રડારોળ ને હાયપીટ કરી મુકે છે તે કરવું મુકી દઈ આંસુ લુછી નાંખ્યાં અને અલીબાબાને કહ્યું કે, “ઘણું સારૂં. તમે જેમ કહેશો તેમ કરીશ.” પછી પોતાની વિધવા ભોજાઇને મુકી પોતાનું ગધેડું લઇ અલીબાબા ઘેર આવ્યો અને મોરજીઆનાને જે કરવાનું હતું તે કરવા કહ્યું.

મોરજીઆના તુરત પડોસના એક ગાંધીને ઘેર ગઇ અને કાંઇક ચુરણ, જે તે લોકો ઘણાજ ભારે દરદોનો નાશ કરવાને પણ ઘણું અસરકારક બનાવે છે તે વેચાતી માંગ્યું, ગાંધીએ પુછ્યું, “તારા શેઠના ઘરમાં કોણ માંદું છે?” નિશ્વાસ મુકી તે દાસી બોલી, “મારા કાસિમ શેઠ પોતે.” એને શું થયું છે એ પ્રશ્ન પુછયો, તેના ઉત્તરમાં કહ્યું, “તે તો હું કાંઇ જાણતી નથી, પણ બેભાન થઇ પડયા છે ને ખાતાએ નથી ને બોલતાએ નથી.” એટલું કહી મોરજીઆના ચુરણ લઈ ઘેર આવી, અને બીજે દહાડે પાછી તેજ ગાંધીને ત્યાં જઇ આંખમાં આંસુ લાવી પુછવા લાગી, “ભાઇ, દમ આખર આવે છે ત્યારે માંદા માણસને જે અર્ક આપવામાં આવે છે તે તારી પાસે છે?” પછી તે હકીમ ગાંધીએ જે અર્ક આપ્યો તે લઇ કહેવા લાગી, “ભાઇ, તમારા ચુરણે કાંઇ અસર ન કીધી તો વળી અર્ક શું કરશે? એ તો ફાંફાં મારવાનાં નસીબમાં લખ્યાં હોય તે મારવાં; બાકી સારૂં થવાની તો કાંઇ દીશાએ સુઝતી નથી,—અરે રે, મારો શેઠ બીચારો ભાગ્યે બચશે.”

આણીગમ અલીબાબા અને તેની સ્ત્રી પોતાને ઘેરથી ભાઇને ઘેર ને ભાઇને ઘેરથી પોતાને ઘેર આખો દહાડો ધક્કા મુકી કર્યા કીધી. તેઓ ઘણાં ખીન્નવદનનાં લોકોની નજરે પડયાં ને જે કોઇ પુછતાં તેઓને જવાબ દેતાં ‘કે ભાઇ ઘણા માંદા છે, આશા જરાએ નથી.’ અને તેથી જ્યારે સાંજ સમે કાસિમની વહુ અને મોરજીઆનાએ પ્રાણપોક મુકી તે સાંભળી કોઇને આશ્ચર્ય લાગ્યું નહીં.

બીજે દહાડે બેએક ઘડી દહાડો ચઢતાં જે ચમાર પોતાની દુકાન સર્વેથી પેહેલી ઉઘાડતો હતો ને જે મોરજીઆના સારી પેઠે જાણતી તેને ત્યાં તે દાસી ગઈ. સલામ કરીને તેના હાથમાં એક સોનાની મોહોર મુકી દીધી. તે જોઇ પેલો ખાલપો જેનું નામ બાબા મુસ્તફા હતું અને જે ઘણો

રમુજી બુઢો હતો. તેને કહ્યું, "કાકાજી કેમ છો? સારા તો ખરા કે?" અગરજો અજવાળું તો બરાબર પડયું નહોતું તોપણ પોતાના હાથમાં શું મુકયું હતું તે તે બુઢો બરાબર દેખી શકયો ખરો કે એ સોના મોહોર છે. તે હાથમાં લઈ કહેવા લાગ્યો, "વાહ! ખુબ કીધી! આજે પ્રભાતમાં તો અચ્છી બોણી થઈ! એનું મારે શું બનાવી આપવાનું છે? જે કરવું હોય તે કહે આ બંદો તૈયાર છે."

**મોરજીઆના**એ કહ્યું, "**બાબા મુસ્તફા**, તમારી સીવવાની આર લઈ મારી જોડે ચાલો. પણ અમુક મોહોલ્લાને નાકે ગયા પછી હું તમારી આંખે પાટા બાંધીને લઈ જઈશ, એ તમને આગળથી કહું છું. એ સરત કબૂલ છે કે નહિ?"

આ સાંભળી **બાબા મુસ્તફા**એ પેહેલાં તો જરા આનાકાની કરવા માંડી, અને કહ્યું, "કેમરે લોંડી? તું શું મારે હાથે કાંઇ ખોટું અથવા તો મારી આબરૂને ધોકો લાગવા સરખું કામ કરાવવા ધારે છે કે? ખબરદાર એવી વાત કીધી તો!" **મોરજીઆના**એ લાગલી બીજી મોહોર હાથમાં મુકી દીધી અને પછી કહેવા લાગી, "યા અલ્લાહ! તમારી આબરૂને હીણપત લાગે તેવું કામ મારી પાસે તે ખુદા ન કરાવે. ફકત મારી સાથે ચાલો, નકામી ચિંતા શીદ કરો છો?"

એ સાંભળી **બાબા મુસ્તફા મોરજીઆના**ની સાથે સાથે ગયો, અને તેણે સંકેત કરેલે સ્થળેથી આંખે રૂમાલનો પાટો બાંધ્યો. પછી હાથ પકડી પોતાના મરણ પામેલા શેઠને ઘેર તે ડોસાને તે દાસી દોરવી લાવી. પછી જે ઓરડામાં ખોળીઆના કકડા જોડીને મુકયા હતા ત્યાં તેને આણ્યો. એક સ્થળે તેને બેસાડયા પછી આંખનો પાટો છોડયો. પછી **મોરજીઆના**એ કહ્યું **બાબા મુસ્તફા** આ ચીરાડીઆં તમારે સાંધવાનાં છે. તે જલદી સાંધી દેશો તો હું તમને બીજી એક સોના મોહોર આપીશ"

**બાબા મુસ્તફા**એ તે મુડદું જોડી દીધું એટલે તેની આંખે પાછો તેણે પાટો બાંધ્યો અને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ત્રીજી મોહોર આપી વાત ગુપ્ત રાખવાને સખ્ત ભલામણ કીધી. પછી પૂર્વેની જગ્યાએ જે આંખે પાટો બાંધ્યો હતો ત્યાં સુધી દોરવી લાવી. મુકરર સ્થળે આવ્યા પછી પાટો છોડી નાંખ્યો. **બાબા મુસ્તફા** પોતાની દુકાને જઇ બેઠો ત્યાં સુધી તેણીએ તેને જોયા કીધો; કારણ વખતે કાંઇક જાણવાની જીજ્ઞાસાથી તે છાનોમાનો તેની

પાછળ પાછળ ઘર સુધી આવીને જોઇ જાય તો સઘળું પોકળ ફુટી જાય. જ્યારે સર્વ ચોકસ છે એમ તેણે જોયું એટલે તે લાગલીજ ઘેર ચાલી આવી.

**મોરજીઆનાએ** પ્રેતને સ્નાન કરાવવા સારૂ પાણી ઉનું કરી રાખ્યું હતું. અને **અલીબાબાએ કાસિમને** શરીરે ચોળવા સારૂ સુગંધી ફુલેલ તેલ અત્તર વિગેરે ઘટીત ક્રિયાથી ભૂમિદાહ કરવાની સામગ્રી તૈયાર હતી તેનો ઉપયોગ કીધો. તેટલામાં થોડી વારે **અલીબાબાના** કહેણથી સુથાર નનામી તૈયાર કરી લાવ્યો. તેને કાંઇ ખબર ન પડે માટે **મોરજીઆનાએ** બાહારથીજ તે તેની પાસેથી લઈ લીધી અને **અલીબાબા** સાથે પોતેજ મુડદાને અંદર સુવાડવા લાગી. પછી મસીદમાં જઇ ઇમામને ખબર કીધી કે સરવે સાહીત્ય તૈયાર થઈ રહ્યું છે. મસીદના માણસોએ પ્રેતને નવાડવા કહ્યું એટલે તેણે કહ્યું, અમે નવાડી ધોવાડી સુવાડયા છે એટલે હવે કંઇ કરવાનું બાકી રહ્યું નથી.

**મોરજીઆના** ઘેર ન પહોંચી એટલામાં ઇમામ અને બીજા ફકીરો ઘેર આવી પહોંચ્યા. ચાર પાડોશીઓએ નનામી ઉપાડી અને ઇમામ સ્તોત્ર પઢતો પઢતો આગળ થયો. **મોરજીઆના** મરનારની દાસી હતી તેથી રડતી પીટતી ને લટીયાં પીંખતી મુડદાંની પાછળ ગઇ; અને **અલીબાબા** અને બીજા આડોશી પાડોશીઓ એક પછી એક મુડદાને ખાંધ મારતા કબરસ્તાન સુધી આવ્યા. **કાસિમની** સ્ત્રી શોક કરતી ઘરમાંજ બેસી રહી, અને મરણ સમેના રીવાજ મુજબ આજુબાજુની સ્ત્રીઓએ આવી કુટવા માડયું તેઓમાં સામેલ થઇ. તેમના કલ્પાંત અને પીટણીથી તે આખા લત્તામાં ભારે દિલગીરી અને ગમગીની બાપી રહી હતી. આવી રીતે **કાસિમનું** દુખદાયક મરણ **અલીબાબા**, તેની સ્ત્રી, **કાસિમની** સ્ત્રી અને **મોરજીઆનાએ** મળી એવું તો છુપું રાખ્યું કે કોઈને યત્કિંચિત્ પણ સંદેહ આવ્યો નહિ.

ડેપલા સંસ્કાર કીધા પછી ત્રણ ચાર દહાડે પોતાનો સેહેજ સાજ સરસામાન હતો તે પ્રસિદ્ધપણે પોતાની વિધવા ભોજાઇને ઘેર આણી મુકયો. પરંતુ ચોરની ગુફામાંથી જે નાણું લાવ્યો હતો તે તો રાત્રેજ આણ્યું. ત્યાર પછી થોડે દહાડે પોતાની ભોજાઇ સાથે નેકા પઢી લીધા; અને એવી રીતે મુસલમાન લોકમાં લગ્ન કરવાની રૂઢી અનાદીથીજ ચાલી આવે છે તેથી કોઇને કશી નવાઇ પણ લાગી નહીં.

**કાસિમની** દુકાન હતી તે તેના મોટા છોકરાંને સોંપી અને કહ્યું કે જો તું એ સારી રીતે ચલાવશે તો તને સારે ઠેકાણે પરણાવિશ અને

ઘણું ધન આપીશ. હવે અલીબાબાનો દહાડો ફર્યો અને સુખચેહેનમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. પણ આણીગમ પેલા ચાલીસ ચોરોને ત્યાં શું થયું છે તે હવે આપ પ્રાણનાથને નિવેદન કરૂં છું તે સાંભળો.

પોત પોતામાં નક્કી કીધેલે વખતે ચોરોની તે મંડળી ગુપ્ત સ્થાનકે જંગલમાં ભેગી થઇ. ગુફામાં આવતાં કાસિમનું મુડદું કહાડી લઇ ગયલું તથા કેટલીક સોના મોહોરની થેલી ગયલી દીઠી ત્યારે તેઓ સખેદાશ્ચર્યતાને પામ્યા. તેઓનો નાયક કહેવા લાગ્યો; "રાંડનાઓ, ખરેખર આપણી ભાળ કોઇને પડી છે ખરી. પણ જો આપણે ચાંપતા ઉપાય સત્વરે નહિ લઇશું તો આપણા વડીલો અને આપણે કાંઇ વરસસુધી વેળા, વિપત્તિ અને વિટંબણાથી ભેળું કીધેલું ધન ધીરે ધીરે સઘળું ગુમાવી બેસીશું. આપણે તો એમજ ધારતા હતા કે જે ચોરને આપણે નાશી જતાં ઓચિંતો પકડયો હતો તેજ ખજાનો ઉઘાડી જાણતો હશે; ને તેથી જે ગયું તે ગયું તેની દરકાર કીધી નહિ. પણ તમે જુઓ, વળી બીજી સોના મોહોરોની થેલીઓ ગઇ છે. અને ચોરનું મુડદું કોઇ કહાડી લઇ ગયું છે. જરૂર એનો કોઈ સાથી હોવો જોઇએ. આપણો ગુપ્ત ભેદ જ્યારે બે જણાને જણાયો છે અને તે માહેલો એક માર્યો ગયો છે તો બીજાને કોઇપણ તદબીરથી પકડવો જોઇએ. બોલો બચ્ચાંઓ, તમો બધાની શી મરજી છે!"

સઘળા ચોરોને પોતાના નાયકનું કહેવું વાસ્તવિક લાગ્યું; અને એક અવાજે સર્વે કહેવા લાગ્યા કે, "જ્યાં સુધી એ માણુસ પકડાયો નથી ત્યાં સુધી લુટફાટ કરવી માંડી વાળી ઘણી બારીકીથી શોધ કરવી. એ આપણા શત્રુને જતો કરવો નહીં. તેને પકડી લાવી તેની શાંતિપુષ્ટી રૂષ્ટી કરવી જોઇયે!"

ચોરોના નાયકે કહ્યું, "સાબાશ, શૂરાઓ સાબાશ! હવે તમારે ભરોસે સઘળી વાત છે. તે ચોરને જતો કરવો નજ જોઇએ. પણ પેહેલાં તો તમારા માહેલો જે ઘણો હીમતવાન, ધીર, ચતૂર અને સહાસીક જુસ્સાનો હોય તેણે કોઇ પરદેશી મુસાફરનો વેશ લઇ શેહેરમાં ચરચા જોવા જવું જોઈએ. તેણે સાંભળી આવવું જોઇએ કે જે માણુસને આપણે મારી નાંખ્યો છે તેના વિચિત્ર મરણ સંબંધી ગામમાં કંઈ ગપસપ ચાલે છે કે નહિ. તે જાણવામાં આવે તો તે કોણ છે, ને કયાં રહે છે તે શોધી કહાડવું સેહેલ પડશે. પણ આટલી વાત ધ્યાનમાં લક્ષપૂર્વક રેહેવી જોઈયે કે આપણાથી એવું કાંઇ કર્તવ્ય નજ થવું જોઇએ કે જે કીધાથી પાછો આપણને તે માટે પસ્તાવો કરવો પડે અને જે દેશમાં આપણે આજ સુધી છુપા રહ્યા હતા તેમાં છતા થઈ જઇએ.

કેમકે પાછા દહાડા તો અહીંને અહીંજ પુરા કરવા પડશે. માટે જે માણુસ એ કામ કરવાની હામ ભીડે તેની સાથે સરત એટલી કે જુઠી બાતમી મેળવી ફસાઇ પડીએ નહીં; કેમકે તેમ થયાથી આપણા બધાનું સત્યાનાશ સેહેજમાં જશે એ ખચીત માનવું. માટેજ તમને બધાને હું પુછું છું કે કાંઈ દગો થાય યા સમજ ફેર પડી જાય તો તેનું માથું ઉડાવી દેવું કે નહીં ?"

પોતાનો કોઇ સાથી મદદ કરે તેની પણ વાટ જોયા વગર તે ચોરો પૈકી એક ચોર ઝટ ઉભો થઈ બોલ્યો, "એ કરાર મારે કબુલ છે, અને એ કામ માથે લેવામાં હું પોતાને ઘણું મોટું માન મેળવ્યું ગણું છું. પણ યાદ રાખજો કે જો કદાચ હું ફતેહ પામ્યો નહિ તો તેથી એમ નહિ માનતા કે મેં તમારૂં કામ કરવામાં ગફલતી કીધી છે."

અને તેને પછી તેમના નાયકે ધન્યવાદ દીધો. અને સર્વ સાથીઓએ તેની પ્રસંશા કીધી. તે ચોરે એવો વેષ ધારણ કીધો કે કોઈના કળ્યામાં જરાપણ ન આવે કે એ કોણ છે. પોતાના સાથીઓની તે રાત્રિયે રજા લઇ બીજે દહાડે સૂર્યોદય થતાંજ તે શેહેરમાં દાખલ થયો. આમતેમ તેણે થોડા ઘણા આંટા માર્યા તેટલામાં કર્મધર્મસંજોગે તે **બાબા મુસ્તફા**, જેની દુકાન સર્વેથી પેહેલી ઉઘડતી હતી ત્યાં આગળ આવી ઉભો રહ્યો.

**બાબા મુસ્તફા** એ વેળાએ હાથમાં આર લઇ શીવવાનું શરૂ કરતો હતો; તેને પેલા ચોરે સલામ કીધી. એ ખાલપાને ઘણો ઘરડો જોઈને તે કહેવા લાગ્યો, "ભલા માણસ, આટલા બધા વેહેલા કામ પર કેમ બેસો છો ? શું તમારા જેવા ઘરડાની આંખે આટલું જલદી દેખાય છે ખરૂં ? આથી જરા વધારે અજવાળું હોય તોપણ મને તો લાગે છે કે તમારાથી બખીઆ તો મરાતા નહિજ હોય એમ મને તો ભાસે છે."

**બાબા મુસ્તફાએ** જવાબ દીધો, "ખરેજ, તમો અજાણ્યા છો, અને મને ઓળખતા નથી તેથી એમ કહો છો. જોકે હું આટલો ઘરડો છું તોપણ મારી આંખો તો દીવાની જોત જેવી ઝગઝગે છે. હું તમને કહું છું કે આથી પણ થોડાં અજવાળામાં મેં થોડા દહાડાપર એક લાસના કકડા જોડયા હતા એ વાત કહું તો તે તમારા માન્યામાં પણ નહીં આવશે."

શેહેરમાં આવતાંની વાર જે માણસની સાથે પેહેલ વેહેલી વાતચિત કીધી તે પેહેલુંજ માણસ એવું મળી આવ્યું કે જેનાથી બધી બાતમી મળી શકશે એમ તે ચોરને લાગ્યું તેથી તેને અત્યાનંદ વ્યાપ્યો. પછી જરા આશ્ચર્યતાથી તે પુછવા લાગ્યો, "શું સબને શીવ્યું હતું ? એ વાત શી છે તે કહો તો

ખરા! મુડદું તે તમારે શા માટે શીવવું પડયું હશે!! હું ધારૂંછું કે ઉપર નાખવાનું કફન શીવ્યું હશે કફન! તમો ભૂલો છો." "ના, ના," **બાબા મુસ્તફા** બોલ્યો "હાં, હાં, તારી વાત હું સમજી ગયો છું. ચાલ ચાલ્યો જા તારે રસ્તે. તારે મારી પાસે બધું કહેવાડવું છે, પણ હું કંઇ કહું નહીં તો. મને કાચો ન સમજતો!"

તે ચોરને જરા પણ શક ન રહ્યો, ને તેની ખાત્રી થઇ કે જે શોધ માટે તે આવ્યો હતો તેની બાતમી એનાથી સંપૂર્ણ મળશે, તુરતજ તેણે એક સોના મોહોર કહાડીને **બાબા મુસ્તફા**ના હાથમાં મુકી દીધી અને કહ્યું, "તારી છાની વાત જાણવાની મને કશી ગરજ નથી. તોપણ જો તું મને યથાર્થ જણાવશે તો હું તને ખાત્રી કરી આપું છું કે હું કોઇને કહીશ નહીં. મારે ફકત એટલુંજ જાણવું છે કે જે ઘરમાં તેં તે મુડદું જોયું તે ઘર કીયું. તે ઘર મુને બતાવશે તો તારો બહુ ઊપકાર થશે."

સોના મોહોર પાછી આપવાને આગળ ધરી **બાબા મુસ્તફા** કહેવા લાગ્યો, "ભાઇ, એ ઉપકાર કદાચ કરવાને ધારૂં તોપણ મારાથી બને તેમ નથી. ખુદાના કસમ લઇ હું કહું છું તે ખરૂંજ માનજે કે જે મનુષ્ય મને તે પ્રેત શીવવા તેડી ગયું હતું તેણે એક સરત કીધી હતી. તે એક ઠેકાણે લઇ ગઇ, પછી મારી આંખે પાટો બાંધીને એક ઘરમાં લઇ ગઇ હતી, અને પાછો પણ એવીજ રીતે મુકી ગઇ હતી. એ ઉપરથી તમો ધારી શકો તેવું છે કે તમો જે કહો છો તે મારાથી બને તેવું નથી."

ચોર ઘણી યુક્તિથી બોલ્યો, "ચિંતા નહિ. પણ વારૂ તને આંખે પાટો બાંધી લઈ ગયો હોઉં તોપણ થોડો ઘણોએ રસ્તો યાદ રહ્યોછે કે નથી રહ્યો? ચાલ તેજ જગાએ હું તારી આંખને પાટો બાંધું, પછી આપણે જોડે જોડે આગળ ચાલીશું. એમ કરતાં કદાચ તે જગ્યા તને જડે પણ ખરી. તું જાણે છે કેની કે કોઇ કોઇને ફોકટ મેહેનત આપે નહિ. લે આ બીજી સોના મોહોર. પણ હું જે પુછું છું તેનો ખુલાસો કર." એમ કહી તત્કાળ બીજી મોહોર તેના હાથમાં મુકી દીધી.

પૈસો સર્વ સ્થળે સર્વ કામ કરે છે. ધોળાભાઈનો ખણખણાટ થયો કે ન પુછો વાત. બે સોના મોહોરો મળી તેથી **બાબા મુસ્તફા** લલચાયો. તેણે ઘણીકવાર સુધી ચુપચુપ ટગર ટગર જોયા કીધું ને વિચાર કરવા લાગ્યો કે કેમ કરવું? છેવટે પોતાની કોથળી કહાડી મોહોર ઉંચી મુકી દીધી. પછી

ચોરને કહેવા લાગ્યો, "મારાથી ખાત્રીથી કહેવાતું નથી કે મને રસ્તો બરાબર યાદ છે. પણ તારી મરજી હોય તો હું મારાથી બનતો પ્રયત્ન કરીશ." એટલું કહી **બાબા મુસ્તફા** ઉભો થયો. એ જોઇ ચોર મનમાં ઘણો મગ્ન થવા લાગ્યો. તે ખાલપાએ પોતાની દુકાન વધાવ્યા વગર (કારણ માહેથી કોઇ ચોરી જાય તેવું કીમતી કંઇ હતુંજ નહિ.) જે જગાએ **મોરજીઆનાએ** તેની આંખે પાટો બાંધ્યો હતો ત્યાં ચોરને તેડી લાવ્યો, અને કહેવા લાગ્યો, આ જગ્યાએ મારી આંખે પાટો બાંધ્યો હતો અને આ બીજી દીશા તરફ હું વળ્યો. પછી ચોર પાસે રૂમાલ પણ હાજર હતો તે **મુસ્તફાની** આંખોએ બાંધ્યો અને તેની સાથે તે અટકળે અટકળે માર્ગમાં પડયો ને તે ઉભો રહ્યો નહીં ત્યાં સુધી કાંઈક દોરતો ને કાંઈક દોરાતો ચાલ્યો. આગળ જઇ **બાબા મુસ્તફા** અટકીને ઉભો રહ્યો અને કહેવા લાગ્યો, "આથી આગળ હું ધારૂં છું કે હું ગયો નથી." **બાબા મુસ્તફા** બરાબર **કાસિમના** ઘર આગળજ આવીને ઉભો હતો કે જેમાં હાલમાં **અલીબાબા** રહેતો હતો. પાટો છોડયા અવ્વલ ચોર પોતાની સાથે ચાક લાવ્યો હતો તે વતી તે ઘરને નિશાનિ કીધી. પછી પાટો છોડી ચોરે પુછ્યું, "તું જાણે છે કે એ કોનું ઘર છે!" **બાબા મુસ્તફા** બોલ્યો, "હું ઘણો દૂર રહું છું તેથી એ કોનું ઘર છે તે કહી શકું તેવું નથી."

ચોરે વિચાર્યું કે **બાબા મુસ્તફા** કનેથી વિશેષ કાંઇ જાણી શકું તેવું નથી, એટલે તેની સાથે આવવાની જે તસ્દી લીધી હતી તે માટે ઉપકાર માની તેને તેની દુકાને વિદાય કીધો અને પોતે મનમાં ઉમેદ રાખતો જંગલમાં ગયો કે હવે આપણાં માન ઘણાં વધશે.

ચોર અને **બાબા મુસ્તફા** એક બીજાથી છૂટા પડ્યા બાદ થોડી વારે **મોરજીઆના** કાંઇક પોતાના શેઠના કામસર બહાર ગઇ હતી તે ઘેર પાછી ફરી. ઘરમાં પેસતાંજ ચોરે જે નિશાનિ કીધી હતી તેપર નજર પડી ને ધ્યાન દઈ થોડીવાર જોઇ લીધું. પછી પોતે પોતાના મનમાં વિચાર કરવા લાગી, "આ નિશાનિ શાને માટે હશે? કદાચ કોઇ મારા ધણીના બુર્રામાં તો નહીં હોય? તેમ છતાં ગમે તેવા ઇરાદાથી કોઇએ કીધી હો, પણ આપણે તો સાવચેત રહેવુંજ જોઇએ." એ ઉપરથી એક ચાકનો કકડો લાવી આસપાસના બે ત્રણ ઘર પર તેના ધણી ધણિયાણીને કહ્યા કહાવ્યા વગર એજ મુજબ બારણાપર નિશાનિઓ કરી દીધી.

આણી તરફ પેલા ચોરે પોતાની ટોળીની જંગલમાં સભા કીધી અને

તેમની આગળ પોતાની જે ફત્તેહ થઇ હતી તે વિગતવાર કહી સંભળાવી. તેમાં પણ જે બાતમી મેળવવી હતી તે શેહેરમાં પેસતાં જે માણસની સાથે પેહેલીજ વાત થઈ તેનાથી મળી તે ઉપર તે વધારે લંબાણથી બોલ્યો. સઘળા ચોરોએ ઘણાજ સંતોષ સાથે એણે જે કહ્યું તે સાંભળી લીધું. પછી તેમના નાયકે તેની ત્વરા માટે ઘણી પ્રસંશા કીધી અને પોતાના બીજા બધા સાથીને કહ્યું, "ભાઇઓ, હવે આપણે વિલંબ કરવો ઘટે નહીં. સર્વે હથીઆરબંધ સજ થઇ એવી રીતે ચાલો કે કોઇ જાણે નહીં કે આપણે કોણ છિયે. કોઇને વેહેમ ન પડે માટે એમ કરો કે શેહેરમાં તો એકેક બબે જણાએ છુટા છુટા પેસવું ને પછી એક મેદાનમાં આપણે બધાએ ભેગા થવું એટલામાં હું અને આપણો આ સાથી, જે બાતમી લાવ્યો છે તે બંને શેહેરમાં જઇ તે આપણા મોટા શત્રુનું ઘર નજરો નજર જોઇ આવીએ છિયે. પછી એક મુકરર સ્થળે ભેળા થઈશું, એ પછી કેમ ઘાટ ઘડવો તે નક્કી કરીશું."

આ સુભાષણ તથા યોજના સર્વેને ઠીક લાગી, અને સઘળા ચોરો તૈયાર થયા. તેઓ બબે ત્રણ ત્રણની ટોળીમાં વેહેંચાઇ ગયા અને ચોરોનો નાયક જરા પણ કોઇની આંખે ચઢયા વગર શેહેરમાં દાખલ થયો. અને જે માણસ અનુચર તરીકે શેહેરમાં સહવારમાં ફરી ગયો હતો તે સૌથી છેલ્લો આવ્યો. પેલો અનુચર **અલીબાબા**ના ઘરપર નિશાનિ કીધી હતી તે મોહોલામાં પોતાના નાયકને લઇ આવ્યો, અને **મોરજીઆના**એ જે પેહેલા ઘરપર નિશાનિ કીધી હતી તે ઘર બતાવ્યું. એટલામાં સરદારની નીઘા દોડી કે બીજા ઘરપર પણ એવુંજ અને એજ જગાએ નિશાન છે. તુર્તજ તે પોતાના સાથીને બતાવી પુછવા લાગ્યો કે, 'એ ઘર કે એ?' એ જોઇ અનુચરના આંઝા ગગડયા ને કશો જવાબ દેવાયો નહીં; અને વધારે તપાસ કરતાં બીજાં પણ ચાર પાંચ ઘરને એવીજ નિશાનિઓ દીઠી ત્યારે તો અતિઘણો ગભરાયો. તે જાસુસ ચોરે પોતાના નાયકને કહ્યું, "હું શું કહુ? મેં તો એકજ ઘર પર નિશાનિ કીધી હતી; અને કોણ જાણે કોણે બીજે બધે ઘેર નિશાનિઓ કરી દીધીછે-જે મને માલમ નથી. હવે તો મારાથી કહેવાતું નથી કે તે ખાલપો જે ઘર આગળ અટકીને ઉભેલો તે ઘર કીયું?"

નાયકે જોયું કે તેમની યોજના નિશ્ફળ ગઇ છે એટલે તુરત જ્યાં ભેળા થવાનો સંકેત કીધો હતો ત્યાં ગયો અને જે કોઇ તેમના સાથી

માહેલો પેહેલા મળ્યો તેને કહ્યું કે તેમની મેહેનત વ્યર્થ ગઇ છે, અને પાછા આપણને આપણી ગુફામાં જવું પડશે. પોતેજ સૌથી આગળ થયો એટલે બીજા પણ એની પાછળ પાછળ ચાલ્યા ગયા.

જ્યારે આખી ટોળી ભેળી થઇ ત્યારે પોતે પાછા કેમ ફર્યાં હતા તેનું કારણ તેમના નાયકે તે સર્વ મંડળીને સવિસ્તર કહી સંભળાવ્યું; અને તુરત તેમને નકામા દોરવી લઇ જનારને એકેમતે ગરદન મારવાને પાત્ર ઠરાવ્યો. 'હું પોતે પણ અપરાધી છું' એમ કબુલ કરવાને તે ચોર ડર્યો નહિ. પછી જે માણસને મુકરર કીધો હતો કે જે એનો શિરચ્છેદ કરે તેની આગળ ઘુંટણીએ પડી તે બાપડાએ પોતાનું માથું ધર્યું ને તે ચોરો પૈકી એકે તેનો વધ કીધો.

આખી ટોળીના એક શત્રુને શિક્ષા કર્યા વગર આમને આમ જવા દેવાને કોઇનું મન માન્યું નહિ. તેથી તે ચોરો પૈકી એક બીજો બહાર આવી કહેવા લાગ્યો, "જુઓ તો ખરા, હું વધારે સાવચેતીથી કામ કરીશ." ટોળીવાળાએ એની માંગણી કબુલ રાખી અને તેણે આગલાની માફક જઇ **બાબા-મુસ્તફાને** પુષ્કળ લાંચ આપી ઘર બતાવવા તેડી લાવ્યો અને તે ઘરથી ઘણે દૂર લાલ ચાકથી નિશાનિ એવી રીતે કીધી કે કોઈની નજર ન પડે. પછી તે પોતાની ગુફામાં મોટા ઉમંગથી આવ્યો.

થોડીવારે **મોર્જીયાના**, જે બડી ચકોર હતી, ને જેની દીર્ઘદૃષ્ટિ ચોગરદમ ફરતી રહેતી હતી, તે બહાર નિકળીને લાલ ચાકની નિશાનિ જોઈ પૂર્વની માફક ખૂબ વિચાર કરવા લાગી અને એજ જગાએ ને એવીજ રીતે પોતાના પાડોશીના ઘરોપર પૂર્વવેરે નિશાનિ કરી વળી.

પેલો ચોર પોતાની ટોળીવાળામાં પાછો ગયો, અને પોતે જે સૂક્ષ્મબુદ્ધિ વાપરી હતી તેપર વધારે રીઝા થવા લાગ્યો ને એમજ માન્યું કે બીજા ઘરોમાંથી **અલીબાબાનું** ઘર તે બેશક પળવારમાં શોધી કહાડશે. આ તેના બોલવાથી તેમના નાયક અને બીજા બધા સાથીઓને પણ એમજ લાગ્યું કે જરૂર જય થશેજ. તેઓ આગળની માફક શેહેરમાં ગયા, અને પેલો ચોર અને એનો નાયક પેલા મોહોલ્લામાં આવ્યા. ત્યારે આગળના જેવીજ પીડા આવી પડી. એ જોઇ ચોરોનો નાયક ઘણો ગુસ્સે થયો અને ચોર પણ આગલા કરતાં ઘણું ગભરાયો.

આવી રીતે એ ટોળી અને તેના સરદારને પાછા વીલે મોહોડે પાછું ફરવું પડયું, અને પેલો ચોર ખુશીથી આગલાને જે શિક્ષા થઇ હતી તેને આધિન થયો.

તે નાયકે જોયું કે પોતાને લુંટનારના ઘરની ખોળ કરવામાં તો પોતાના બે બહાદુર વીરોનો ભોગ થયો છે ને હજી કદાચ કોણ જાણે કેટલાએ ખપી જશે ! એવી ધાસ્તીથી એ રસ્તો મુકી દેવાનું ઉચિત લાગ્યું. તેણે જોયું કે એવી વખતે જેવું તેવું બાહુબળ ઉપયોગનું હતું તેવી તેમની વિચાર શક્તિ નહોતી. તેથી એ ખોળ કરવાનું પોતેજ બીડું ઝડપ્યું.

પછી પોતેજ **બાબા મુસ્તફા** પાસે આવ્યો અને **બાબા મુસ્તફાએ** આગળની માફક તેની સેવા યથાસ્થિત બજાવી. તેણે ઘરપર કાંઇ નિશાનિ કીધી નહિ, પણ વારંવાર આજુબાજુ ધારી ધારીને જોઇ લીધું–એવી રીતે કે એ ઘર કદી ભુલાય નહીં.

નાયક પોતાની આ શોધથી સારી રીતે સંતુષ્ટ થઇ જોઇતી બાતમી મેળવી પાછો જંગલમાં ગયો; અને ગુફામાં જ્યાં બીજા ચોરો રાહ જોતા બેઠા હતા તેમને કહ્યું, "ભાઇઓ, પુરું વેર લેવામાં કાંઇ આડે આવી શકે તેવું નથી. તમારા શત્રુનાં સોએ વર્ષ હવે પૂરાં થયાં સમજવાં! હું ઘર ધારી ધારીને જોઇ આવ્યો છું; અને રસ્તે આવતાં વિચાર કીધોછે કે આપણે કેવી રીતે વેર વાળવું. એ મારી યોજના હું તમને કહી સંભળાવું છું, પછી એ કરતાં વધારે સારી હીકમત તમારા પૈકી કોઇ બતાવી શકશે તો વધારે સારી વાત છે." એમ કહી પોતાની યુક્તિ કહી સંભળાવી. તે યુક્તિ સઘળાના ધ્યાનમાં ઉતરી. ત્યારે તેણે તે ચોરોને કહ્યું કે, "આજુ બાજુના ગામમાં જઇ ઓગણીશ ખચ્ચર ખરીદ કરી લાવો; અને એક ભરેલું અને સાડત્રીશ ખાલી તેલના ચામડાંના કુંડાં પણ લાવો."

ત્રણ ચાર દહાડામાં ચોરો ખચ્ચર અને કુંડાં ખરીદી લાવ્યા અને કુંડાંના મોં ઘણાં સાંકડાં હતાં તેથી તેને પોહોળાં પણ કરાવતા આવ્યા. તે એકેક કુંડાંમાં એકેક ચોરને જોઇએ તેવા હથિયાર સહિત ઉતાર્યા. તે કુંડાંની કોરો એવા પ્રકારે ઉઘાડી રાખી કે દમ લેતાં અડચણ ન પડે; અને ભરેલાં કુંડાંમાંથી બીજા કુંડાંઓપર તેલ ચોપડી તેલીયા બનાવ્યા.

આવી રીતની તૈયારી કરી ઓગણીશ ખચ્ચરોપર સાડત્રીશ ચોરનાં કુંડાં ને એક તેલનું કુંડું લાધી, પેલો નાયક વ્યાપારી બની અને પોતાની યોજના પ્રમાણે સમીસાંજની વખતે શેહેરમાં આવી પહોંચ્યો. પછી ઘણાક મોહોલ્લામાં થઇ **અલીબાબા**ના મોહોલ્લામાં પેઠો. ત્યાં જઇને એનુંજ બારણું ઠોકવાનો તેનો ઇરાદો હતો; પણ કર્મધર્મજોગે બારણું ઠોકવું પડયું નહિ. **અલીબાબા** વાળુ કરી જરા હવા ખાતો બારીએજ બેઠો હતો. સરદારે પોતાનાં

ખચ્ચરો ઉભાં રાખ્યાં અને કહેવા લાગ્યો, "શેઠજી, મેં દૂર દેશાવરથી તેલ વેચવા સારૂં આણ્યું છે, તે હું કાલ બજારમાં વેચી નાખીશ. પણ હમણા ઘણું અસુરૂં થઇ ગયું છે તેથી હું પરદેશી માણસ કયાં જાઉં ને કયાં મુકામ કરૂં એનો વિચાર થઇ આવ્યો છે. જો આપને મારા આવવાથી કાંઇ હરકત ન પડતી હોય તો આજ રાતની રાત તમારે ત્યાં પડી રેહેવા દેશો તો ઘણી મેહેરબાની થશે ને તમારી પરોણાગતથી હું ઘણો આભારી થઇશ."

હવે **અલીબાબાએ** આ ચોરોના સરદારને જંગલમાં દીઠો હતો ખરો, અને બોલતાં પણ સાંભળ્યો હતો ખરો; તોપણ આ વેળા તે તેલીના વેષમાં આવીને ઉભો હતો તેથી તેને પીછાણી શકયો નહીં. પોતાના હંમેશના સરલ સ્વભાવ પ્રમાણે તેણે ઘણી નમ્રતાથી કહ્યું કે "શેઠજી ભલે આવો." એમ કહી બારણું ઉઘાડયું અને ખચ્ચરો પોતાના વાડામાં વાળ્યાં. વળી પોતાના **અબદલ્લા** નામના ગુલામને હુકમ કીધો કે એ શેઠજી ખચ્ચરોપરથી માલ ઉતારે કે તુરત તેમને આપણા તબેલામાં લઇ જઇ ઘાસ નાંખજે. પછી **મોર્જીયાનાને** કહ્યું કે આપણે ત્યાં એક પરોણો આવ્યો છે તેને માટે વાળુ વેળાએ ગરમાગરમ ભોજનની તૈયારી કરજે.

એથી આગળ સન્માન માટે બીજી ઘણી ખટપટ તેણે કીધી. પોતાના પરોણાની સારી રીતે બરદાસ્ત લેવા ખાતર તેણે સઘળાં કુંડાં ઉતારી ખચ્ચરોને પોતાની આજ્ઞા પ્રમાણે પોતાના તબેલામાં બંધાયાં જાણીને ખુશ થયો. પછી જે દીવાનખાનામાં તે સ્નેહિ મિત્રોની મુલાકાત લેતો હતો ત્યાં તેને તેડી લાવી કહેવા લાગ્યો, "વાહ શેઠજી, એમ પડશાળમાં શું કરવા પડી રહો છો? છીઃ એમ નહિ બને. આ દિવાનખાનું તમારૂંજ છે. વાળુ પછી ત્યાંજ શયન કરજો. મારી દાસી તમારી પથારી પાથરી આપશે."

તે નાયકે કહ્યું, "ના, ના શેઠજી, માફ કરો. હું આપને ઘણી તસ્દી આપવા માંગતો નથી." પરંતુ ખરૂં પુછાવો તો પોતાની દુષ્ટ ધારણા સારી રીતે પાર પાડવાનો હેતુ ગર્ભિત સમાયલો હતો તેથી ઘણા આગ્રહથી તેનાથી ના પડાઈ નહીં. થોડી રકજક પછી દિવાનખાનામાં સુવાનું કબુલ રાખ્યું. દિવાનખાનામાં પુષ્કળ ગામનાં ગપાં સપાં માર્યાં. **અલીબાબા** એવો ભલો હતો કે જે માણસ તેનો જાન લેવા આવ્યો હતો તેજ માણસને વાળુ થતાં સુધી સંગતીમાં રાખીને પણ સંતુષ્ટ ન થયો; પણ જ્યાં સુધી તેણે વાળુ કીધું ત્યાં સુધી તેણે વાતોપર વાતો ચલાવ્યા કીધી. અર્થાત્ કંઈ કંઇ રીતે તેની પરોણાગત યોગ્ય રીતે કર્યા કીધી. વાળુ

કીધા પછી "હવે તમો થાકી ગયા હશો તેથી નિદ્રા લેવા જાઓ" એમ કહી **અલીબાબા** ઉઠયો. તે પોતાની દાસીને સ્વયંપાક ગૃહમાં કેહેવા ગયો કે "કાલે પ્રભાતમાં મારે સ્નાન કરવું છે, તેથી તેની સર્વ સામગ્રી તૈયાર કરવાનું **અબદલ્લાને** કેહેજે. મારે માટે દૂધ પણ તૈયાર રાખજે." બીજી બાજુએ, જે વેળાએ **અલીબાબા મોર્જીયાનાને** કહેવા ગયો એટલામાં પોતાના ખચ્ચરોની ખબર લેવાને બહાને તે નાયક વાડામાં ઘુસ્યો.

તે ચોરોનો નાયક તબેલામાંથી પોતાના સાથીઓને શું કરવું છે તે સંબંધી સૂચના આપવા ગયો હતો. તે પેહેલા કુંડાંથી છેક છેલ્લા સુધી સર્વેને કહી વળ્યો કે, "હું જ્યાં સુતો છું ત્યાંની બારીએથી જેવો હું કાંકરા મારૂં કે તુરત તમો સર્વે એકદમ તમારી પાસે છરી છે તે વતી કુંડાં ફાડતાં કે બહાર નિકળી આવજો, હું તમને સહાય થઇશ." એટલું કહી તે પાછો ઘરમાં ગયો. ત્યાં **મોર્જીયાના** દીવો ધરી તેને તેના ઓરડામાં તેડી ગઇ. પેલા ચોરે કાંઇ વેહેમ ન પડે માટે દીવો વડો કીધો, અને લુગડાં સાથેજ સુઇ ગયો કે ઉઠીને કાંઇ ખટપટ કરવી ન પડે.

**અલીબાબાનો** હુકમ યાદ રાખી **મોર્જીયાનાએ** કપડાં તૈયાર કીધાં અને **અબદલ્લાને** ખાના સારૂ વાસણ ચઢાવી મુકવા કહ્યું. આ સઘળું કરતી હતી તેવામાં દીવો રાણો થયો. ભોગજોગેથી એ વખતે ઘરમાં બીજું તેલ પણ નહોતું તેમ મીણબતી પણ નહોતી.

દીવો ઘેર જવાથી **મોર્જીયાના** ચીડિયાં દાંતિયાં કરવા લાગી. તેને **અબદલ્લાએ** કહ્યું કે, "દાંતિયાં શું કરવા કરે છે? જાની વાડામાં! તેલના કુંડાં પડ્યાં છે તેમાંથી એકને બદલે જોઇએ તેટલાં પુરી લાવ."

**અબદલ્લાએ** જે સલાહ આપી તેને માટે તેનો ઉપકાર માની **મોર્જીયાના** કોડીયું લઇ વાડામાં ગઈ અને **અબદલ્લો** પોતાનો શેઠ જે ઓરડામાં સુતો હતો તેની થડમાં જઇ સુતો કે શેઠ ઉઠે કે તરત તેનાથી તૈયાર રહેવાય. આમ **મોર્જીયાના** જેવી પેહેલાં કુંડાં નજીક આવી કે તે માંહેલો ચોર ધીરેસથી બોલ્યો, "વખત થયો કે?"

અગર જો ચોર ઘણો આસ્તેથી બોલ્યો હતો, તોપણ **મોર્જીયાના** તેના અવાજથી ઘણી વિસ્મિત થઇ. એ સમયે પેલા નાયકે પોતાના માણસો અંદર ગુંગળાઇ જતા હતા તેથી ખચ્ચરોપરથી ઉતારી દાટા ઉઘાડી મેલ્યા હતા.

આ વખતે **મોર્જીયાનાને** ઠેકાણે કોઇ બીજીજ દાસી હોત તો કુંડાંમાં તેલને બદલે માણસ જોઇને બુમરાણ કરી મુકયું હોત ને તેથી બધી

ખાનાખરાબી થઇ જાત. પણ **મોર્જીયાના** તુરત ચેતી ગઇ અને ચુપકીદી અખત્યાર કીધી-એવું વિચારીને કે **અલીબાબા,** એનું કુટુંબ અને પોતે ઘણા ભયમાં પડેલાં છે. તુરતજ તેણે વિચારી લીધું કે આનો ચાંપતો ઇલાજ કરી દેવો જોઈએ-અને તે મુજબ ગુપચુપ તદબીર શોધી કહાડી. એ દાસી ચતુર, ધીરી ને પ્રસંગાવધાની હતી ને તેથી **અલીબાબાની** ઘાટ ટળી, નહિ તો એ દિવસે કોઇપણ જીવતું રેહેતે નહિ. પોતે સ્વસ્થ થઈ જઇ જરાપણ ગભરાટ બતાવ્યા વિના ચોરને જવાબ દીધો, "જરા વાર છે વાર." અને એવીજ રીતે સઘળા કુંડાં જોતી અને એજ પ્રમાણે જવાબ દેતી કુંડે કુંડે ફરી વળી. છેવટે તેલનું કુંડું હાથ લાગ્યું.

આથી **મોર્જીયાના** સમજી ગઇ કે **અલીબાબાએ** એક તેલના વેપારીને નહીં, પણ ચોરની ટોળીને પોતાના ઘરમાં મીજબાન કીધી છે-કે જે ટોળીનો વડો વેશધારી તેલનો વેપારી હોવો જોઇએ. પછી બનતી ઉતાવળે પોતાનું તેલનું વાસણ ભરી લીધું અને રસોડાંમાં ગઇ. ત્યાં જઈ પોતે દીવો સળગાવ્યો અને એક મોટી તેલની કહડા લઇ પાછી પેલા કુંડાંમાંથી ભરી લઇ જઈ ચુલાપર કકડાવવા મુકી. જોઇએ તેવું તાતું તેલ કરી પછી દરેક કુંડાંમાં ચોર ગુંગળાઈને બળી મરે તેટલું તેટલું તેલ તે ઘણી સાવચેતીથી રેડી વળી.

આવું અતિ ઘણું વિકટ કામ યત્કિંચિત્ પણ ગોંધાટ ન કરતાં ગુપચુપ એકલે હાથે પાર મુકી **મોર્જીયાના** ખાલી કહડા લઇ પાછી રસોડામાં આવી, અને તેલ કકડાવવા ચુલો સળગાવ્યો હતો તે હોલવી નાંખ્યો. ચુલામાં ફકત પકવાન ધીરૂં ધીરૂં થયા કરે તેટલો તાપ રાખી દીવો પણ હોલવી નાંખ્યો હતો. તે ચુપકીથી બેસી રહી, એવો વિચાર કરીને કે આજે નિરાંતે સુવું નહીં, પણ રસોડાની જે બારી વાડામાં પડતી હતી ત્યાં રહ્યા રહ્યા શું બને છે તે જોયા કરવું.

ઝાઝીવાર ન લાગી એટલામાં ચોરનો નાયક ઉઠયો ને બારી ઉઘાડી નજર કીધી તો કોઇ દીસાએ દીવો સરખોએ દીઠો નહીં; તેમ કોઇ સસળતું વસળતું પણ લાગ્યું નહીં. એટલે નિર્માણ કીધા પ્રમાણે કાંકરા તેલના કુંડાઓપર માર્યા. એ કાંકરા કુંડાંને આબાદ વાગ્યા પણ ખરા; કેમકે કુંડાં સાથે અઠડાયાનો અવાજ, જે કાને પડતો હતો તેનાથી માનવાને કારણ મળતું હતું. કાંકરા માર્યાં પછી તેણે કાન માંડીને સાંભળવા માંડયું, પણ પોતાના સાથી માહેલો કોઇ હાલતો કે ચાલતો સાંભળ્યો કે નજર આવ્યો નહિ ત્યારે

તેને ઘણી ચટપટી થવા માંડી. વળી પાછા બીજીવાર, વળી ત્રીજીવાર એમ કાંકરા માર્યા, પણ પોતાના સાથી માહેલા એકેએ પણ પ્રત્યુત્તર વાળ્યો નહીં, ત્યારે તો તે ભયભીત થકો ધીરે ધીરે વાડામાં આવ્યો. પેહેલા કુંડાં આગળ જઇ પેહેલાજ ચોરને જીવતો માની પુછવા લાગ્યો, "અલ્યા ઉંઘેછ કે શું ?" એટલામાં તો કકડતા તેલનો વાસ આવ્યો, કેમકે હજી કુંડાંમાંથી ધુમાડો નિકળતો હતો. આ ઉપરથી એને વેહેમ ગયો કે અલીબાબાને મારી એનું ઘર લુટી લેવાની તેમની યોજના છતી થઈ ગઈ હોવી જોઇએ. પછી એક પછી એક બધાંજ કુંડાં તપાસી જોયાં તો પોતાની આખી ટોળી રામશરણ થયલી દીઠી, અને છેલ્લા કુપ્પામાંથી તેલ પણ ઘટેલું જણાયું- એટલે પૂર ખાત્રી થઈ કે કેવી રીતે તેઓને પુરા કરી દીધા છે. પોતાની યોજના નિશ્ફળ ગયાથી નાયક ઘણોજ ખીજવાઇ ગયો અને તેણે વાડીમાં જે બારણું પડતું હતું તેનું તાળું તોડવા માંડયું. તે તુટયું નહિ ત્યારે ભીત ઉપરથી ચઢી ઉતરી તે તુરતજ નાશી ગયો.

મોર્જીયાનાએ થોડીવાર સુધી રાહ જોયા કીધી, પણ ચોરનો નાયક પાછો આવ્યો નહીં અને કંઇ અવાજ પણ સંભળાયો નહીં ત્યારે કયાસ કીધો કે સરીયામ રસ્તાને બારણે એ પડતું તાળું છે તેથી એને વાડીને રસ્તે નાશી જવું વધારે સારૂં લાગેલું હશે. હવે પોતાનો શેઠ અને તેનું કુટુંબ કેવી અચ્છી રીતે બચાવવામાં તે ફત્તેહ પામી હતી તેના આનંદ અને સંતોષમાંજ તે સુઈ ગઇ.

અલીબાબા વેહેલો ઉઠયો, ને શૌચમાર્જન કરી પોતાના ગુલામને લઈ નાહાવા ગયો, પણ પોતાના ઘરમાં કેટલો જાણવા જોગ બનાવ બની રહ્યો હતો તેની તેને યત્કિંચિત્ પણ ખબર હતી નહીં; કેમકે મોર્જીયાનાએ વિચાર્યું કે આગળથી એને ઉઠાડવો એ ઠીક નથી કેમકે તેમ કરે તો પોતે હાથ આવેલી સોના જેવી તક ગુમાવે. જ્યારે પોતે પોતાની યોજનામાં પાર પડી ચુકી ત્યારે અલીબાબાને નકામો ઉંઘમાંથી ઊઠાડી હેરાન કરવાની કાંઈ આવશ્યક્તા લાગી નહીં.

અલીબાબા સ્નાન કરી પાછો આવ્યો ત્યારે સારી પેઠે દિવસ ચઢયો હતો. અદ્યાપિપર્યંત પેલા તેલના કુંપ્પા પડી રહેલાં છે અને વેપારી પોતાનાં ખચ્ચર પણ ઉઠાવી લઇ ગયો નથી તે જોઇ તે ઘણો વિસ્મય પામ્યો. મોર્જીયાનાએ આવીને બારણું ઉઘાડયું તો સઘળું જેમનું તેમ પડી રહેલું તેણે દીઠું. તે પરથી અલીબાબાએ પુછ્યું કે, 'આમ કેમ !' મોરજીયાનાએ કહ્યું, "મેહે-

રખાન સાહેબ, પરમેશ્વર તમને અને તમારા કુટુંબને લાંબુ આવરદા આપો; પણ જરા તસ્દી લઇ મારી સાથે સાથે ચાલો અને હું તમને કેવું સંકટ આવેલું હતું તે બતાવું છું. આ વૃત્તાંતની કહેવા કરતાં દીઠાથી તમારી વધારે સારી ખાત્રી થશે."

જેવું **મોર્જીયાનાએ** બારણું દીધું કે **અલીબાબા** તેની પાછળ પાછળ ગયો. પછી વાડામાં આવી **મોર્જીયાનાએ** પેહેલું કુંડું બતાવી કહ્યું, "આમાં જુઓ તેલ છે કે?" **અલીબાબાએ** નિચા વળી જોયું તો એક માણસ દીઠું, એટલે તો તેનાથી ચમકીને બુમ પાડી દેવાઇ; તેને **મોર્જીયાના** કેહેવા લાગી. "હવે શીદ ડરો છો. એ તમને કે કોઇને પણ કાંઇ કરી શકે તેવું નથી. એ મરી ગયલો છે." **અલીબાબા** પુછવા લાગ્યો, "અરે! તું મને શું બતાવે છે? મને એનું કારણ તો કહે એ છે શું?" **મોર્જીયાનાએ** કહ્યું, "ધીરજ રાખો,હું સર્વે કહું છું. જરા શાંત થાઓ અને નકામી હો હા કરી આડોશી પાડોશીને જાણ ન પડે તેમ કરો! આ વાત બીલકુલ ગુપ્ત રાખવી ઘણી અવશ્યની છે. બીજા બધા કુંપ્પા હજી જોઇતો લો."

**અલીબાબાએ** એક પછી એક બધાં કુંડાં તપાસી જોયા, અને છેલ્લાં કુંપ્પા આગળ આવ્યો ત્યારે તે છેક ઉણું થઈ ગયલું જોઇ સ્તબ્ધ થઇ ઘડીકમાં **મોર્જીયાના** તરફ અને ઘડીકમાં કુંડાં તરફ ટગર ટગર જોતો ઉભો રહ્યો. એ એટલો તો આશ્ચર્ય ચકિત થયો હતો કે મોહોડેથી એક શબ્દ પણ બોલી શકયો નહીં. છેવટે જરા સ્વસ્થ થઇને પુછવા લાગ્યો, "ત્યારે પેલા વેપારીનું શું થયું?"

**મોર્જીયાનાએ** કહ્યું, "શું વેપારી? તે તો જેવી હું છું તેવો તે છે. તે કોણ હતો અને શું થયું તે સઘળું સાંભળો, હું કહું છું. પણ ચાલો આપણે તમારા ઓરડામાં જઇનેજ વાત કરીશું; કેમકે તમે નાહીને આવ્યા છો તેથી ત્યાં જઈ જરા ખાણું લેશો તો આરોગ્યતા ઠીક રહેશે."

પછી **અલીબાબા** પોતાના ઓરડામાં ગયો અને **મોર્જીયાના** ખાણું લાવી. પણ તે એણે ખાવા માડયું નહીં અને અધીરતાથી **મોર્જીયાનાને** જે જે વાત બની હતી તે બધી માડીને કહેવા કહ્યું. એ આજ્ઞા તેણે માથે ચઢાવી સર્વે વૃત્તાંત ઇત્થંભૂત કહેવા માડયું.

તે બોલી, "શેઠજી, ગઈ રાત્રે જ્યારે તમો સુઇ ગયા ત્યારે મેં તમારાં કપડાં તૈયાર કરી **અબ્દલ્લાને** આપ્યાં,પછી ખાણું તૈયાર કરવા કઢાઈ ચઢાવી. ચુલે મુકવા ગઈ; એટલે તેલ વિના દીવો વડો થઇ ગયો. ઘરમાં એક છાંટો

પણ તેલ હતું નહીં તેથી મીણબત્તી ઢુંઢવા માંડી. સારે નસીબે તે પણ જડી નહીં. એટલામાં અબદલ્લાએ મને ખીજવાતી જોઇ યાદ દેવડાવ્યું કે વાડામાં ઘણાંએ તેલનાં કુંડાં પડયાં છે, તેમાંથી થોડું લઇ આવની ? મેં તેલની વાઢી લીધી અને જે પેહેલું કુંડું હાથમાં આવ્યું ત્યાં આગળ આવી ઉભી. તત્ક્ષણે માંહેથી કોઈને બોલતાં સાંભળ્યું કે "શું વખત થયો?" આ ક્ષણે હું જરા પણ ગભરાઇ નહીં, અને તરત પાઈ ગઇ કે આ વેષધારી તેલનો વેપારી કાંઈક દગો કરવા ભરાયો છે. મેં તેથી સમયસૂચકતા વાપરી જવાબ દીધો કે, "હજી વાર છે." પછી બીજા કુંડાં આગળ ગઇ તો તેમાંથી પણ એજ સવાલ નિકળ્યો ને મેં જવાબ પણ એજ વાળ્યો. એવી રીતે બધાં કુંડાં ખંખોલી ચુકી ત્યારે છેલ્લું કુંડું તેલથી ભરેલું દીઠું. તેમાંથી મેં મારી વાઢી ભરી લીધી.

"જ્યારે મેં જોયું કે આપણા વાડામાં સાડત્રીશ ચોરો છે ને જેની આપ શેઠજીએ તેલનો વેપારી ધારી આવી સારી આગતાસ્વાગતા કીધીછે તે હરામખોર ચોરનો નાયક છે; ત્યારે તો હવે વિલંબ કરવાનું કામ નથી એમ વિચારી હું મારી તેલની વાઢી રસોડામાં લઇ ગઇ.પછી દીવો સળગાવી મોટી કઢાઇ લીધી અને તેલથી ભરી લાવી, પછી તેને ચુલાપર ગરમ કરવા મુકી. તેલ ખૂબ કકડયું ત્યારે દરેક કુંડામાં એ ચંડાલો પોતાનું દુષ્ટ કાર્ય કરી ન શકે ને માંહેના માંહે સીઝાઇ મરે તે મુજબ બધામાં તે કકડીયું રેડી વળી. એટલું કરીને રસોડામાં જઇ દીવો ઘેર કીધો. તોપણ સૂઇ ગઇ નહિ, પણ બારીએ બેઠાં બેઠાં જોયા કીધું કે એનો નાયક જોઇએ શું કરેછે?"

"તેની તપાસ સારૂ ધ્યાન દઈ થોડીવાર જોયા કીધું. એટલામાં નાયકે બારીએથી કુંડાંઓપર કાંકરા માર્યા. પણ કોઇ ચવલ્યું કે વવલ્યું નહિ, ત્યારે ફરીથી બીજીવાર અને ત્રીજીવાર મારી પોતે જાતે નિચે આવ્યો અને દરેક કુંડું તપાસી વળ્યો. પછી તો અંધારાને લીધે મારી નજર ચુકી ગઇ ને એ કયાં જતો રહ્યો તે મારા જાણવામાં આવ્યું નહિ.થોડીવાર પાછી રાહ જોઇ, મેં દીઠું કે તે ફરી ન આવ્યો ત્યારે તો મને જરાએ શક ન રહ્યો કે પોતાની ધારણામાં નિશ્ફળ નિવડયાથી તે ભયનો માર્યો વટાણા વાવી ગયો હોવો જોઈએ અને તે પણ વાડીની વાડ કુદી જતો રહેલો હોવો જોઇયે. પછી ખાત્રી થઇ કે હવે કાંઇ ધાસ્તી જેવું નથી તેથી હું તો સૂઇ ગઇ.

"તમે જે વાત પુછી તે સઘળી એ પ્રમાણે છે; અને મારી ખાત્રી થઇ છે કે એ ત્રણ દહાડા થયા હું જે જોતી હતી, પણ તે નજીવું જેવું ગણી કાઢી તમને જણાવ્યું નહીં તેનાં એ ફળ છે. એક દહાડે સવારે હું જેવી

બજાર લઇ આવી તેવારે આપણા રસ્તાપરના બારણાપર સફેત ચાકની કોઇએ નિશાનિ કીધી હતી. વળી બીજે દહાડે ગેરૂની કીધી હતી. તે જોઇ બંને વખત એ શું કરવા કીધી હશે તેની દરકાર કીધા વગર મેં તો સેહેજેજ આજુબાજુના બબે ત્રણ ત્રણ ઘરપર તેવી નિશાનિ કરી વળી. આ હું જે કહું છું તે તથા પછીથી જે કાંઇ બન્યું તે ઉપર વિચાર કરી જોશો તો હું ધારૂં છું કે જંગલ માંહેલા ચોરોની કાંઇ યોજના હોય એમ મને તો લાગે છે. આ બધા ઉપરથી એવું જણાય છે કે એ સર્વે તમારો ને તમારા કુટુંબનો કાટ કાઢવાની યુક્તિ હતી, તેથી હવે ઘણા સાવધ રેહેવાનું છે. એ ચોરો પૈકી બે જણ ઓછા જણાય છે. હવે તે માંહેલો એક પણ જીવતો રહે ત્યાં સુધી તમારે સાવચેત રહેવું જોઇએ; કેમકે હજી ત્રણ બચી ગયા છે. હું મારી પોતાની તરફથી તો મારૂં કર્તવ્ય સમજી તમારી સલામતી માટે જે બનશે તે કર્યા કરીશ."

**મોર્જીયાના** સઘળું કહી રહી તે સાંભળી **અલીબાબાને** તેનાપર એટલો બધો ઉમળકો આવી ગયો કે તેણે તેને કહ્યું કે, "**મોર્જીયાના,** તને પુરતો બદલો વાળ્યા વગર હું કદી રહેનાર નથી. મારો પ્રાણ તારે લીધે બચ્યો છે તેથી પેહેલાં તો તને જા આજથી સ્વતંત્ર કરૂં છું. અને વહાલી **મોર્જીયાના,** હવે પછી મારા ધાર્યા પ્રમાણે તને યથોચિત ફળ આપીશ. તારૂં કહ્યું હું બરાબર માનું છું કે ચાલીશ ચોરોએ મને મારવાનો સંકેત કીધો હશેજ; પણ પરમેશ્વરે હજી સુધી તો તારે લીધે મારો પ્રાણ બચાવ્યો છે અને આશા રાખું છું કે તેમની દુષ્ટ યોજનામાંથી મારૂં રક્ષણ તે પરમ કૃપાળુ સદોદિત કર્યા કરશે. તે દયાનિધિ મારી આફતનું નિવારણ સદા કરતો રહેશે. તે ચોરોના સપડાયાથી દુનિયાની પણ કાસળ જશે અને બધી બલા બહારો બહાર પતી જશે. હવે આપણે જે કાંઇ કરવું જોઇએ તે એજ છે કે આ મનુષ્ય પ્રાણીની પીડાને દાટી દેવી જોઇએ. પણ તેમાં ઘણી સાવચેતી રાખવાની છે. એ કામ કરતાં કોઇના જાણવામાં ન આવવું જોઇએ. યત્કિંચિત્ પણ શક ઉત્પન્ન થવો ન જોઇએ. પણ તે કામ હું, તું અને **અબ્દલ્લા** મળી કરીશું."

**અલીબાબાની** વાડી ઘણી મોટી હતી અને વળી એક છેડે મોટાં મોટાં ઝાડોની ઘટા થઇ રહી હતી. એ ઝાડ નિચે તેણે તથા તેના ચાકરે અથાક શ્રમ વેઠી બધા ચોરો દટાઇ રહે તેવડી એક ઉંડી ખાઇ ખોદી. વળી જમીન પણ પોચી હતી તેથી ઝાઝી વાર ન લાગી. પછી તે પ્રેતોને

કુંડાંમાંથી કાઢયા. તેમના હથિયારો કહાડી લીધા ને વાડીને છેવાડે લઇ જઇ ખાઇમાં દફનાવી દીધા. આટલું કરી રહ્યા પછી અલીબાબાએ તેના હથિયાર તથા કુંડાંઓ સંતાડી દીધાં; અને ખચ્ચરોનું કાંઇ કામ નહોતું તેથી પોતાના ગુલામને બજારમાં જુદી જુદી વખતે મોકલી વેચી નંખાવ્યાં. એ રીતે સર્વ વ્યવસ્થા મન માનતી કરી દીધી. અલીબાબા આમ એકાએક કેવી રીતે ધનવાન્ થઇ ગયો તે સંબંધી લોકમાં યત્કિંચિત્ શક સરખો ઉત્પન્ન થવા ન દીધો.

પેલી બાજુએ ચાલીશ ચોરોનો નાયક તો પરાકાષ્ઠાથી ખિન્ન વદનનો થઇ જંગલમાં આવ્યો, અને અચાનક મળેલી સેહથી આકુળવ્યાકુળ થકો ગભરાતો ગભરાતો પોતાની ગુફામાં પેઠો. આખે રસ્તે અલીબાબા ઉપર વેર લેવાનું વિચારતો વિચારતો તે આવ્યો હતો, પણ કાંઇ પાકો ઈલાજ મનમાં ઠસ્યો નહીં કે કયો રસ્તો અખત્યાર કરી વેરીને પૂરો કરવો.

હવે તો આ એકાંત ગુફા એને ઘણી ડરામણી લાગવા માંડી. પોતાના સાથીઓનું આ પ્રમાણે નિકંદન થયું તેથી ગભરાઇ લાંબે સાદે પોક મુકી તે કહેવા લાગ્યો, "અરેરે! મારા બહાદુર વીરો! મારા સમય સમયના સાથીઓ, ધાડ પાડવામાં સોબતીઓ, મારી મેહેનતમાં મદદગારો, તમે ક્યાં છો? તમારા વિના હવે હું શું કરૂં? શું આમ કુત્રાંને મોતે મરવા સારૂ મેં તમને ભેળા કીધા હતા? અરેરે! શું આમ નામર્દાઇ સરખાં મરણને આધીન થવું તમારે સર્જીત હતું? જો તરવાર હાથમાં લઇ યુદ્ધમાં મુવા હોત તો મને આટલું લાગત નહીં. તમારા જેવા બહાદુર નરો હું કયાંથી ભેળા કરી શકીશ? અને કદાચ ભેળા પણ કરી શકું, તોપણ જે સોના રૂપાના ખજાના વડે જે માણસ આટલો શ્રીમંત થઇ બેઠો છે, તેનાથી તો કાંઇ તે છુપો રહેવાનો નથી, માટે જ્યાં સુધી તેનો પ્રાણ લીધો નથી ત્યાં સુધી મારે નવી ટુકડી જમા કરવાનો વિચાર તો માંડીજ વાળવો જોઇયે. ઓ મિત્રો, તમારી સમર્થ જુંદ તો આજ નથી, તોપણ મારે એકલાએ વેર તો જરૂર વાળવુંજ. હું આ ખજાનો લુંટાતો નિર્ભય થવાના ઉપાય કરી પછી તેના નવા ભોક્તા તૈયાર કરીશ, જે તેને જાળવી રાખશે અને પોતાના વંશવારસોને માટે વધારીને મુકી જશે." આવો પાકો ઠરાવ મનમાં કીધા પછી તે કામ કેમ પાર પાડવું તેને માટે એને વિલંબ નહોતો. પછી તે જયની આશામાં ને આશામાં સ્વસ્થપણે આખી રાત ઘસઘસાટ ઉંઘ્યો.

બીજે દહાડે સવારમાં વેહેલાં ઉઠી પોતે ધારેલી યોજનાને અનુસરતાં

કપડાં પેહેરી લઇ શેહેરમાં આવી એક ધર્મશાળામાં ઉતર્યો. એણે તો ધાર્યું હતું કે રાત્રે જે બનાવ બન્યો છે તેની ભારે હોહા થઇ રહી હશે અને તેથી પોતાના ધર્મશાળાવાળાને પુછવા લાગ્યો કે શેહેરની કાંઈ જાણવા લાયક ખબર અંતર છે? તેપરથી ધર્મશાળાવાળાએ ઘણી ઘણી વાતો કહી, પણ તે સાથે એને કાંઇ નિસ્બત હતી નહીં. અલીબાબાએ ચોરોના મરવાની બીના સઘળી છુપી રાખી હતી તેનું કારણ એ તુરત સમજી ગયો કે લોકમાં પછી પેલો ખજાનો છતો થઇ જાય, અને કદાચ તે પરથી કોઇ એને મારી નાંખે. એવા ચાલાક હાડ વૈરીનો નાશ કીધા વગર તો રહેવુંજ નહીં એમ તે નાયકે દૃઢ ઠરાવ કીધો. નિર્વૈરી ન થાઉં ત્યાંસુધી મારૂં જીવવું વ્યર્થ છે એમ મનમાં બોલ્યો.

એ ચોરોના નાયકે આ ફેરા વેપારીનો લેબાસ લીધો હતો; અને ગુફામાંથી ઉમદા રેશમી તાકાઓ અને બનાતોનાં થાનો વગેરે પોતાના મુકામપર આણી મુકયાં હતાં. પણ એ સઘળું કયાંથી લાવ્યો હતો તે વાત ઘણી સાવચેતીથી છુપી રાખી હતી. પછી જે માલ તે લાવ્યો હતો તે વેચી નાખવાને બહાને તેણે એક દુકાન ભાડે રાખી. એ વખાર એને કરમ સંયોગે **કાસિમ**ની વખારની સામાજ આવી રહી હતી, જેમાં **અલીબાબા**નો છોકરો પોતાના કાકાના મરણ પછી બેસતો હતો.

ચોરોના નાયકે **કોજીયા હુસેન** એવું નામ ધારણ કીધું હતું. અને જેમ નવો વેપારી પોતાના આડોશપાડોશના દુકાનદારો સાથે ઘણી મિત્રાચારી અને મીલનસારપણું રાખેછે તેમ એ ઘણોજ મળતાવડો થઇ વર્તવા લાગ્યો. સૌથી પેહેલી તો **અલીબાબા**નાજ છોકરા સાથે એને વાતચિત શરૂ થઇ;કારણ કે ઉમરા સામો ઉમરો હતો. **કોજીયા હુસેન**ને પણ વધારે મમતાથી મિત્રાચારી કરવાનું કારણ હતું. એણે દુકાન માંડી ને ત્રણ ચારેક દિવસે **અલીબાબા** પોતાના પુત્રને મળવા આવ્યો ત્યારે નાયકે તેને બરાબર ઓળખ્યો. વેશ પાળટેલો ચોરોનો નાયક **અલીબાબા**થી ઓળખાયો નહિ. તે નાયકે સલામ અલેકુમ પણ કીધી. **અલીબાબા** ગયા પછી પેલા નાયકે તેના છોકરાને પુછી લીધું કે એ કોણ આવ્યું હતું? તે છોકરે કહ્યું કે એતો અમારા વડીલ પિતાજી છે, એટલે તો **અલીબાબા**ના છોકરાપર ઘણો પ્રેમ ભાવ બતાવવા માંડયો. તેને વારે ઘડીએ કાંઇ કાંઇ ભેટ મોકલ્યા કરે, જમવા ખાવા બોલાવે, અને ઘણીજ ઉલટથી સ્વાગતા કરે.

તેમ **અલીબાબા**ના પુત્ર પણ તેનો તેવોજ બદલો વાળવા માટે

દરકાર ન રાખી તેમ નહોતું. તેણે પણ જેવી જોઇએ તેવી પરોણાગત કરવા માંડી. એનું પોતાનું ઘર જોઇએ તેવું મોટું નહોતું તેથી મનમાં કચવાયા કરતો હતો કે તેને કીયા પ્રકારે જમવા તેડવો. છેવટે તેણે પોતાના બાપને પોતાનો ઇરાદો જણાવી કહ્યું કે, "**કોઝીયા હુસેન** વારે ઘડીએ મારા પર ઉપકાર કરે છે ને મારાથી એકવાર પણ તેડાય નહીં તે સારૂં દેખાય નહીં, આપની ઇચ્છા હોય તો એને જમવા તેડું."

**અલીબાબાએ** ઘણી ખુશીથી તેને નોતરવાનું પોતાને માથે લીધું. તેણે પોતાના દીકરાને કહ્યું, "ભાઈ, કાલે શુક્રવાર છે અને શુક્રવારે એવા મોટા વેપારીની, તેમજ તારી પણ દુકાન બંધ રહે છે. હું ધારૂં છું કે એને ફરવાને મીશે આપણી તરફ લાવજે ને પછી મારે ઘેર આવી એને ઉપર બોલાવજે. બામુખાં નોતરવા કરતાં જાણે અચાનક જોગાનજોગ થઈ ગયા જેવું થાય તે વધારે સારૂં લાગશે. હું **મોર્જીયાનાને** જઇને કહીશ એટલે તે ભોજનની સઘળી જોગવાઈ કરી રાખશે."

બીજે દિવસે જમીખાઇને **અલીબાબાનો** છોકરો અને **કોઝીયા-હુસેન** સંતલસ પ્રમાણે ભેગા થયા. તેઓ નગરમાં ફરવા નિકળ્યા. પાછાં ફરતી વખતે **અલીબાબાનો** છોકરો તેને પોતાના બાપના મોહોલ્લામાં ખેંચી લાવ્યો, અને **અલીબાબાનું** બારણું ઠોક્યું. તે પોતાના સાથીને કહેવા લાગ્યો, "શેઠજી, આ મારા પિતાજીનું ઘર છે, અને એમણે મને ખસુસ કરી આપનું ઓળખાણ કરાવવા કહ્યું છે. વળી આપ મારાપર ઘણીક વાર મેહેરબાન થયા છો તે મુજબ આપને અત્રે જમવાનું પણ છે."

અગરજો **અલીબાબાના** ઘરમાં પગ પેસારો કરવાની તથા પોતાની જીંદગી કાંઇ જોખમમાં ન આવે તેવી રીતે **અલીબાબાને** મારી નાંખવાની **કોઝીયા હુસેનની** પુરેપુરી ઇચ્છા હતી; તોપણ ઉપર ઉપરથી તેણે નાના કરવા માડી ને મોંઘો સોંઘો થયો. એટલામાં એક ગુલામે આવીને બારણું ઉઘાડયું, ત્યાં **અલીબાબાના** છોકરાએ હાથ પકડીને મમતાથી તેને અંદર ખેંચી લીધો ને કહ્યું કે "શેઠજી એમ નહિ થાય."

ઘરમાં ગયા પછી **અલીબાબાએ** હસતે મોહોડે **કોઝીયા હુસેનને** ઘણીજ મમતા સાથે આદરમાન આપ્યું. પોતાના પુત્રનાપર જે મમતા તેણે બતાવી હતી તે માટે તેનો ઘણો આભાર માન્યો અને વળી વધારે આભાર એટલા માટે માન્યો કે પોતાનો પુત્ર તો હજી નાદાન છે અને દુનિયાદારીની ઝાઝી સમજ નથી. વિશેષ તમારા અનુભવી જ્ઞાનથી એને ઘણો શ્હાણો ને પાવરધો કરશો એમ પણ જણાવ્યું.

**કોજીયા હુસેને** ઘટીત સભ્યતાથી ઉત્તર આપતાં કહ્યું કે, "ભાઇ નાનો છે તેથી કદાપી દુનિયાદારીનો અનુભવ થોડો હશે ખરો, પણ બીજા અનુભવીઓ જેવોજ એ તો ચતુર, સમયસૂચક ને આર્જવશક્તિ-વાળો છે. તે પોતાના ઉત્તમ ગુણોનો બહુ રૂડો ઉપયોગ કરે છે." પછી જુદી જુદી બાબતોપર વાતચિત કરી ચોરોના નાયકે ઉઠવા માંડયું ત્યારે **અ-લીબાબાએ** હાથ પકડી કહ્યું, 'વાહ! શેઠજી જાઓ છો કયાં? એવડી ઉતાવળ કેમ કરો છો? આપની પાસે માંગી લઉં છું કે આજે આપે અહીંજ વાળું કરવું. અગરજો મારા ત્યાંનું ભોજન તમારે લાયક તો નહીંજ હોય, પણ જે યત્કિંચિત્ સેવા કરીશ તેનો અનાદર કરશો નહિ. **કોજીઆ હુસેને** કહ્યું, "શેઠજી, આપની લાયકાતની શી વાત કહું? આપની બડાઈ મારાથી કેહેવાય તેમ નથી. પણ આપ મેહેરબાની કરી માઠું લગાડશો નહીં. આપ જ્યારે જાણુશો કે આપને જરાપણ નારાજ કરવાના હેતુથી હું ના કેહેતો નથી, પણ બીજુંજ કારણ છે, ત્યારે મારા ના કેહેવાથી અજબ થશો નહિ."

પછી **અલીબાબાએ** પુછયું, "શેઠજી, બેઅદબી માફ કરજો. એવું તે શું કારણ છે તે કહો તો ખરા." **કોજીયા હુસેને** કહ્યું કે, "એનું કારણ એજ કે મારાથી મીઠાની કોઇ જણુશ ખવાશે નહીં. તેથી તમેજ કહો કે મને જમતાં શું લેહેજત પડશે?" **અલીબાબાએ** કહ્યુ, "ઓહો! એજ કારણ કેની? એટલા માટે કાંઇ વાળુ કીધા વગર જાઓ તે ઠીક નહીં. તેમાં પણ વળી અમારી પુરીમાં તો કોઇ દહાડો મીઠું નાંખતાજ નથી, અને સાક તરકારીમાં મીઠું નહિ નાંખીશું. ભજીયા સેવમાં પણ ના કહીશ. પકવાન્ન-માં કોણ મીઠું નાંખે છે? માટે કૃપા કરી રહો, ના પાડશો નહિ. હું હમણાં એ બાબતની વરદી આપી પાછો આવું છું."

**અલીબાબા** તુરતજ સ્વયંપાક ઘરમાં ગયો, અને **મોર્જીયાનાને** કહ્યું કે, "આજે જે રસોઇ કરે તેમાં મીઠું ન નાખતી." પછી પોતે કહ્યાં હતાં તે ઉપરાંત બીજા બે ત્રણ શાક ભજીયાં કરવાની ભલામણ પણ કરતો આવ્યો અને કશામાં મીઠું ન નાખવાની ખાશ ભલામણ કીધી.

અગરજો **મોર્જીયાના** પોતાના શેઠની આજ્ઞા પડતી ઝીલી લે એવી હતી, તોપણ આ વખતે આવો વિચિત્ર હુકમ સાંભળી તે બહુજ નારાજ થયા સરખી દીસી. તેણે પુછયું, "ભોજનમાં મીઠું નથી ખાતો એવો તે કોણ રાણી જાયો આવ્યો છે? મીઠું નાંખીશ નહીં તો ફીકું છાંણ જેવું લાગશે, ને તે કેમ ભાવશે?" **અલીબાબાએ** કહ્યું, "એમાં ઘુસ્સે શું

થાય છે? વળી એક ભલો આદમી છે તેને મીઠાની જણુસ ખાવાની બાધા છે. તું તારે હું કહું છું તેમજ કરની એટલે બસ છે."

**મોર્જીયાના**એ તે પ્રમાણે કીધું તો ખરૂં, પણ ઘણી મરજી મરોડીને કીધું. તેને જે માણુસ મીઠું નથી ખાતો તેને જોવાની ઘણી જીજ્ઞાસા થઇ આવી. એટલાજ ખાતર રસોડામાંનું કામ કરીને પરવાર્યા પછી પીરસેલી રકાબીઓ લાવવા લઇ જવામાં **અબ્દલ્લા**ને મદદ કરવાને તે તત્પર થઇ. તેણે **કોજીયા હુસૈન**ને દીઠો. અને પેહેલી દૃષ્ટી પડતાંજ તુરત વર્તી કાઢયો કે, 'એ તો રડયો ચોરોનો નાયક છે.' અગરજો કે તેણે પોતાનો વેશ નવોજ ધારણ કીધો હતો ને કદી પણુ પકડી શકાય તેવો ન હતો, તોપણુ તે ચતુર દાસીએ તેને પારખી કાઢયો. પછી ખૂબ ધારી ધારીને તપાસતાં માલમ પડયું કે એણે પોતાના પોશાકમાં એક કાતિલ ખંજર સંતાડેલું છે. તે જોઇ પોતે પોતાના મન સાથે કહેવા લાગી કે, "એ ચંડાળ દુષ્ટ તો મારા શેઠનો કટ્ટો વેરીછે, ને તેને મારી નાંખવાની બુરી નેમથી આવ્યો છે તે એ મીઠું કેમ ખાય? પણ હું તેમ નહિ થવા દઉં. એ રાજેશ્રીની પક્કી તપાસ લઇશ તારે મારૂં નામ **મોર્જીયાના**!'

ચોરોના નાયક સાથે **અલીબાબા** જમતા હતા એટલામાં **મોર્જીયાના**એ એક અત્યંત બાહાદુરીનું કાર્ય કરવા તાલસંચો રચી દીધો. એ બાબત કોઇના કળવામાં યત્કિંચિત્ પણુ આવી નહિ. **અબ્દલ્લો** સ્વયંપાક ગૃહમાં મેવાની તાસકો લેવાને આવ્યો હતો,તેને તે આપ્યા પછી પોતે નાની રકાબીઓ ઉપાડી લીધી. **અબ્દલ્લા**એ મિજબાનની ટેબલપર મેવો ગોઠવી દીધો. અને દાસીએ **અલીબાબા**ની પાસે મદ્યના ત્રણુ પ્યાલાં ગોઠવી દીધાં. પછી પોતે તુર્તજ **અબ્દલ્લા**ને તેડીને વાળુ કરવા નિમિત્તે હેઠળ ગઇ. એ સમયે **અલીબાબા** પોતાના પરોણા સાથે સ્વછંદે વાતચિત કરવા લાગ્યો.

**કોજીયા હુસૈન**, જેને હવે આપણે ચોરોનો નાયક કહેવો જોઇએ—તેણે વિચાર્યું કે **અલીબાબા**પર વૈર લેવાની હવે સારી તક હાથ આવીછે. પોતે પોતાના મનસાથે નક્કી કીધું કે, "બાપ દીકરા બંનેને મદ્ય પાઇને ચકચૂર કરીશ. પછી દીકરાને તો જવા દેઈશ, અને તે મદ્યને વશ થયલો હોવાથી પોતાના બાપના હૃદયમાં ખંજર મારતાં મને અટકાવી શકશે નહીં. પેલી કોરે ગુલામો ખાવાપીવામાં ગુંથાયલા રહેશે અથવા રસોડામાં ઘોરવા પડશે એટલામાં આગળની માફક વાડીને રસ્તે હું ઝટપટ નાશી જઇ શકીશ."

હવે **મોજીયાનાએ** તો જાણે એ ચોરના નાયકના સઘળા વિચાર વાંચી લીધા હોયની તેમ સાવચેત રહી વાળુ કરવા ગઇ નહિ અને તેનું દુષ્ટ કર્મ સિદ્ધ કરવાને તક આપી નહીં. તેણે તુરતજ કળાવંતણીના જેવો સુંદર વેષ ધારણ કીધો. કમરે રૂપેરી કમરપટો બાંધી તેમાં એક તરવાર લટકાવી દીધી. મોંપર સુંદર બુરખો પેહેર્યો. આવી રીતનો વેષ લઇ તેણે **અબ્દલ્લાને** કહ્યું, "ચાલ તારી ખંજરી લે ને આપણે આપણા શેઠ તથા તેના છોકરા અને પરોણાને જઇને ખુશ કરીએ. આજે એવી રીતે ગમ્મત કરવી કે જાણે શેઠ શેઠાણી એકલાં હોય છે ને આપણે કરીએ છીએ તેમજ આનંદ ઉપજે."

**અબ્દલ્લાએ** ખંજરી લીધી અને દિવાનખાનામાં **મોજીયાના** નાચી તેટલી વાર એની પાછળ વગાડયા કીધી. દિવાનખાનામાં પેસતાંજ **મોજીયાનાએ** ભારે છટાથી સલામ કરી પોતાની તરફ સર્વેનું ધ્યાન ખેંચી ખેલ કરવાની રજા લીધી. **અબ્દલ્લાએ** જોયું કે પોતાનો શેઠ કાંઇ કહેવા જાય છે એટલે ખંજરી વગાડવી ક્ષણભર રહેવા દીધી. તત્ક્ષણે **અલીબાબાએ** કહ્યું, "આવ **મોજીયાના**, આ આપણા શેઠજીને તારી નૃત્યકળા દાખવ. જોઇએ, એ શેઠજી તારી કળા જોઇને શું કહે છે?" પછી પોતાના પરોણા તરફ ફરીને કહેવા લાગ્યો, "શેઠજી, તમારે કાંઇ ખરચ કરવો પડે તેવું નથી-કારણ એતો મારા ઘરનાંજ ચાકર નફર ને ગુલામો છે. હું ધારૂં છું કે એ લોકોનું નૃત્ય તમને બહુ પસંદ આવશે."

વાળુ કીધા પછી આવી ગમ્મત કરવામાં આવશે એવું **કોજીયા-હુસેને** ધાર્યું નહોતું. એણે ધાર્યું હતું જે ઘાટ ઘડવાનો લાગ મળ્યો છે તેનો સારો ઉપયોગ થશે, તે ધારણા વ્યર્થ ગઈ, અને તેથી ખિન્ન વદનનો થયો. પણ આગળ વળી આશા બાંધી કે આજે નહિ તો વળી કોઇ દિન ફરીથી એમ મન વાળી તેણે હા કહી. બાપ દીકરા સાથે આવો વ્યવહાર ચલાવ્યા કરશું તો લાગ મળશેજ મળશે, એમ એ તો નિશ્ચય કરી બેઠો હતો. નૃત્યારંભ થયું અને સર્વની સાથે સભ્યતા ખાતર ઉપર ઉપરથી તે વખાણ કરવા લાગ્યો ને વખતો વખત થાપ પણ દેવા લાગ્યો.

- **અલીબાબા** અને **કોજીયા હુસેન** વાત કરી રહ્યા એટલે **અબ્દલ્લાએ** ખંજરી વગાડવા માંડી અને પછી રાગ અલાપ્યો. તે મુજબ **મોજીયાનાએ** નૃત્ય કરવા માડયું અને તેણીએ એટલી કુશળતા જણાવી કે જો બીજીજ મડળી જોનારી હોત તો ખુશ ખુશ થઇ જાત. પણ આ મંડળીમાં **કોજીયા હુસેન** તો ધ્યાન પણ આપતો નહોતો. અને પેલા બાપ દીકરાએ તો

તેણીનું નૃત્ય ઘણી વાર દીઠું હતું તેથી તેઓને એટલી નવાઇ નહિ લાગી.

પછી સુંદર ઢબથી પૂર્ણ તલ્લીન કરનારા હાવભાવથી જુદી જુદી રીતનો નાચ કીધો. છેલ્લે **મોર્જીયાના**એ પોતાની તરવાર ખેંચી કહાડી તે હાથમાં રાખી નાચવા માડયું. તેણે ઘણીક રીતની હાથ ચાતુરીથી પટા ખેલ્યા ને એમ બતાવ્યું કે હવે તો તે થાકીને લોથ થઇ ગઇ છે. કોઇવાર એક તો કોઇ વાર બીજા તમાસગીરની છાતી સામું પણ તે નિડરતાથી તરવાર ધરતી હતી. ઘણી ખરી વારતો જાણે પોતાની છાતીમાં ભોંકી દેશે એવા ચાળા પણ કરતી હતી. છેવટે જાણે થાકી ગઇ હોય તેવી રીતે **અબદલ્લા**ના હાથમાંથી ખંજરી ઝુંટવી લીધી, અને ખંજર જમણે હાથે પકડી, જાણે નાચનારાઓ જેમ ભિક્ષાર્થે તે ખંજરી ચત્તિ ધરે છે તેમ ખંજરી ધરી.

**અલીબાબા**એ ખંજરીમાં એક સોના મોહોર મુકી અને તેના પુત્રે પણ પિતાનું જોઈને તેમજ કીધું. **કોજીયા હુસેને** તુરતજ જોયું કે હવે તે કળાવંતણી મારી આગળ આવશે, એટલે મોટા આદરપૂર્વક પોતાના અંગરખાના આગળના ખીસ્સામાંથી એક નાણાની થેલી કહાડી; અને જેવો તે મોહોર ખંજરીમાં મુકવા જાય છે કે તુરત **મોર્જીયાના**એ અતિ ઘણા ધૈર્યથી પોતાને જેબ આપે એવી હીમત અને પક્કા દ્રઢાવથી પોતાના હાથમાનું ખંજર તેની છાતીમાં ખોસી ઘાલ્યું કે તુરતજ તે ચોરોનો નાયક ગતઃપ્રાણ થઇ પડયો.

આ કૃત્ય જોઇ **અલીબાબા** અને તેનો પુત્ર તો થરથરી ગયા. તેઓ તે દાસીને કહેવા લાગ્યા, "મેર રાંડ ચંડાળણી! તેં આ શું કીધું? શું મારૂં અને મારા કુટુંબનું સત્યાનાશ વાળવું છે કે?", તત્ક્ષણે **મોર્જીયાના**એ જવાબ દીધો, "સત્યાનાશ વાળવા નહીં પણ રક્ષણ કરવા જાણો. શેઠજી! જુઓ આ ખંજર!" એમ કહી તે નાયકના લુગડામાં સંતાડેલું ખંજર કાઢીને બતાવ્યું ને પછી તે મોટા ધૈર્યથી બોલી, "કીયા દુશ્મનને મીજબાન કીધો હતો? જરા એની સામું નજર માડી જુઓ તો ખરા કે પેલો વેષધારી તેલનો વેપારી-ચોરોનો નાયક એ છે કે નહીં? એણે તમારૂં મીઠું ખાવા ના પાડી તેપણ લક્ષમાં લઇ જુઓ! નિમક હરામ નહિ કરવું, એજ એનો હેતુ હતો. એની દુષ્ટ મતલબની સાબીતી માટે હજુ બીજું શું બાકી છે? તમે મને જ્યારથી કહ્યું કે મીઠું નથી ખાવાનો એવો એક પરોણો આવ્યો છે, ત્યારથીજ મને તો સંદેહ પડયો હતો. હવે તમો જુઓ કે મારો વેહેમ ખોટો નહિ હતો!"

બીજીવાર પોતાની જીંદગી બચાવી તેથી **અલીબાબા મોર્જીયાના**પર એટલો કુરબાન થઇ ગયો કે લાગલો ઉઠીને તેને ભેટી પડયો, અને કહેવા લાગ્યો, "**મોર્જીયાના**! તને હું સ્વતંત્ર કરી ચુકયો છું, એટલુંજ નહીં, પણ મારી કૃતજ્ઞતાની સંગીન સાબીતી આપવા તને આજથી મારા પુત્રની ધણિયાણી કરૂં છું." પછી પોતાના પુત્રના તરફ વળીને તે કહેવા લાગ્યો, "દીકરા, મને પૂર ભરોસો છે કે આજ્ઞાંકિત પુત્ર માફક **મોર્જીયાના**ને તારી પત્નિ કરવા તું ના પાડશે નહીં. તું જુએ છે કે **કોજીયા હુસને** દગાથી મને મારી નાખવાના ઇરાદાથી તારી સાથે મિત્રાચારી કીધી હતી. અને જો એ ફાવ્યો હોત તો બેશક એ તારાપર પણ વૈર લીધા વિના તને છોડત નહીં. તેથી વિચારી જો કે **મોર્જીયાના**, કે જેણે મને, તને ને આપણા કુટુંબને જીવતદાન આપ્યું છે તેની સાથે તારે પરણવું ઘટે છે." પુત્રે પણ આનાકાની કીધા વિના ઝટ પાણીગ્રહણ કરવા હા પાડી, તે તેણે એમ જે કીધું તે કાંઇ પુત્રભક્તિ દેખાડવા નહિ, પણ તે પૂર્ણ પ્રેમથી **મોર્જીયાના**ને ચાહતો હતો.

એ વાત થઇ રહ્યા પછી તેમણે ચોરોના નાયકને તેમના સોબતીઓ સાથે ડફણાવી દેવાનો ઠરાવ કીધો. તેને એવો ગુપચુપ ડફ્ણાવી દીધો કે ઘણા વર્ષ સુધી તે સંબંધી કાંઇ ગંધ પણ માલમ ન પડી. બાદ જ્યારે કોઇને લાગતું વળગતું ન રહ્યું ત્યારે ઇતિહાસરૂપે એ વૃત્તાંત લખવામાં આવ્યું હતું.

થોડા દહાડા વિત્યા પછી **અલીબાબા**એ ઘણી ધામધુમથી પોતાના પુત્રનાં લગ્ન **મોર્જીયાના** સાથે કીધાં અને ભારે નાચરંગ, તમાશા અને વરાઓની ધમાલ ચલાવી. તોપણ ઘણું સંતોષકારક એ હતું કે પોતાના આડોશીપાડોશી અને મિત્રો, જે સર્વને જમવા તેડ્યા હતા તેમને કોઇને આવા (ગુલામ સાથે પોતાના પુત્રનાં) લગ્ન થવાનો મૂળ હેતુ યત્કિંચિત્ પણ માલમ પડયો નહીં. જેઓને **મોર્જીયાના**ના વખાણવા લાયક ગુણ માલમ ન હોતા તે તો એમજ ધારતા કે ફકત દાઝ દયાના કારણથી આ લગ્ન થયું હશે.

આ લગન કીધા પછી **અલીબાબા**એ કસમ લીધા કે હવે પેલી ગુફામાં કદી જવું નહીં; કેમકે કદાચ કોઈના હાથમાં સપડાઇ જવાય. તે પોતાના ભાઇના રેંહેંસાયલા પ્રેતને લાવ્યો ત્યારથી કોઇ દહાડો તે ગુફામાં ગયો પણ નહોતો. સાડત્રીશ ચોરો અને તેના સરદારના મરણ પછી તે દૂરનો દૂર રહેવા લાગ્યો. એવું ધારીને કે બીજા બે, જેના સંબંધી તેને કાંઇ ખબર પડી નહોતી તે કદાચ જીવતા હોય તો પલવારમાં તેનો જીવ લે.

વાત કરતાં એક વર્ષ વિતિ ગયું. તેણે જોયું કે કોઈએ હવે કંઇ હરકત હેલો કીધો નથી; ત્યારે એને જીજ્ઞાસા થઈ આવી કે એક વખત તે ગુફા ફરીથી જઇને જોવી. પોતાના રક્ષણુ માટે જોઇતી સાવચેતી રાખી તે આ ગુપ્ત ગુફા તરફ ગયો. તેણે પોતાના ઘોડાપર સ્વારી કીધી અને ગુફા આગળ આવી આજુબાજુ નીંધા ફેરવી તો કોઇનું પગલું દીઠું નહિ, તેને એક સારાં સુકન ગણ્યાં. પછી ઘોડેથી ઉતરી પોતાના ઘોડાને એક ઝાડ સાથે બાંધ્યો અને બારણા આગળ આવી પેલા ગુપ્ત મંત્રનું સ્મરણ કીધું: **ખુલજા સીસમ**, એટલે બારણું ઉઘડયું. પછી તેણે અંદર જઇ જોયું તો જેવી હાલતમાં પૂર્વમાં બધું ત્યાં પડયું હતું તેમનું તેમજ સર્વ અનામત છે. એ પર ખાત્રી થઇ કે પેલા વેષધારી **કોજીયા હુસેને** પોતાની દુકાન સારૂ માલ મતા એ ગુફામાંથી આણી હતી, ત્યારબાદ કોઇ અંદર ગયુંજ નથી; અને ચાલીશે ચોરની ટોળીનો ઘાણ વળી ગયો છે. હવે આ ગુફાનો ગુપ્ત મંત્રનો એના શિવાય કોઇ જાણનાર દુનિયામાં હૈયાત રહ્યો નથી, તેથી સઘળા ખજાનાનો પોતેજ ધણી થયો. તે વેળાએ તેણે જીનની નિચે નાંખવાની કાંબલીનાં ખડીઆમાં ઘોડાથી ઉપડે એટલી સોના મોહોર ભરી લીધી તે પછી તે શેહેરમાં આવ્યો.

કેટલાંક વર્ષ વિત્યા બાદ **અલીબાબાએ** વિચાર કીધો કે આ ગુફા ઉઘાડવાને મંત્ર પોતાના પુત્રને શિખવવો અગત્યનો છે. તેથી પોતાના પુત્રને તેડી જઇ તેને પેલો ગુપ્ત મંત્ર શિખવ્યો. એવી રીતે વંશપરંપરા એ ખજાનો એજ કુટુંબના ઉપયોગમાં રહ્યો. તેઓએ પોતાનો ધણા વિવેકથી ખરચ ખુટણ કરી એશઆરામમાં કાળક્રમણ કીધો અને દ્રવ્યના યોગે તેઓની પ્રતિષ્ટા શેહેરમાં પુષ્કળ વધી ગઇ હતી.

**શેહેરીયાર** સુલતાન આ વાર્ત્તા સાંભળી ઘણો મનમોજી બની ગયો, ને **શેહરાજાદીને** કહ્યું, "પ્રાણવલ્લભે! તારા મીઠા લવઝોમાંથી ઉતરોત્તર જે મનમોહક વાણી નિકળે છે તેની તો હવે હદ થઇ ગઇ છે. એક દાસીની યુક્તિએ ચાલીશ ચંડાળોનો નાશ થયો એ વાર્ત્તા માત્ર કૌતુકજ છે." "હા વલ્લભ! હા નેત્ર મણી! એમ પણ હોય. પણ આ એક બીજી વાર્ત્તા તમને હમણાં સંભળાવું છું તેની મઝા વળી ન્યારીજ છે. તમો સાંભળો!" "ચલાવ પ્રિયા, તારે ખાતર વખતની કિંમત નથી." તુરતજ સુલતાનાએ આગળ વાર્ત્તા લંબાવી તે આ પ્રમાણે હતી:—

# ત્રણ બેહેનોની વાર્તા.

"પ્રાણ વલ્લભ," **શેહરાજાદી**, પોતાના પતિ **શેહેરીયારને** અતિ પ્રેમ ભરેલાં મધુર વચનોથી કહેવા લાગી,–પૂર્વે ઈરાનમાં **ખુશરૂશાહ** એ નામનો એક મહા વિખ્યાત અને યશસ્વી બાદશાહ થઇ ગયો. તે સૌંદર્ય, લાવણ્ય, બુદ્ધિ તથા બાહુબળે સંપૂર્ણ હતો. એટલું છતાં તે મોટો ચેષ્ટાખોર અને હસમુખો હતો. તેને શેહેરમાં શું શું ચાલે છે, કેવાં કેવાં કૃત્યો થાય છે, કોણ દુઃખી છે, અને કોણ મહા ભાગ્યવાન્ હોઇને સુખ ભોગવે છે, વગેરે ગુપ્તપણે જોવાને માટે રાત્રીએ નગર ચર્ચા નિહાળવાનો મોટો શોખ હતો. તે પોતાની પેઠે પોતાના કેટલાક વિશ્વાસુ અને નજરબાદ કામદારોને પણ સાથે રાખી શેહેરના જુદા જુદા ભાગોમાં ગુપ્તપણે ફરતો હતો. અને તેથી કરીને તે વેળા અનેક વિલક્ષણ, ચમત્કારિક પ્રકારો તેના જોવા સાંભળવામાં આવતા હતા. તેમાં મુખ્યત્વે કરીને રાજ્યાસને બેઠા પછી પ્રથમજ નગરચર્ચા જોવા તે ગયો તે વખતે જે વાત બની તેની હકીકત ઘણીજ ચમત્કારિક છે.

તે દિવસે દોહોડ પોહોર રાત્રિને સુમારે બાદશાહ ઉપર કહ્યા પ્રમાણે પોતાના મુખ્ય વજીરને સાથે લઇને ફરતાં ફરતાં, જ્યાં ઘણું કરીને સાધારણ પ્રતિનાજ લોકો રહેતા હતા એવા એક મોહોલ્લામાં આવ્યો. તે રસ્તે ચાલ્યો જતો હતો તેવામાં બાજુના એક ઘરમાં મોટેથી કોઇ મનુષ્ય બોલતું સાંભળી તે ઘરની નજીક જઇને તે ઊભો. બારણાની ફાટોમાંથી અંદર નજર કરતાં તેને દીવાના પ્રકાશથી ત્રણ બેહેનો પલંગપર બેસી એકેક પ્રત્યે વિનોદ કરતી જોવામાં આવી. તે ત્રણેમાં જે મોટી હતી તેના બોલવા ઉપરથી તેમના ભાષણનો વિષય બાદશાહના જાણવામાં આવ્યો. તે બેહેનો પૈકી મોટી બેહેન બોલી, "બાદશાહનો જે ખવાસ છે તે મારો ભર્તાર થાય એવી મારી ઇચ્છા થાય છે, કારણ કે રાજવાડામાંની ગમે તે જણસ તેથી સહજ પ્રાપ્ત થવાનો સંભવ રહેછે." એમ કહી તે પોતાની નાહાની બેહેનોને કહેવા લાગી, "કેમ તમારી શી ઇચ્છા છે વારૂં?" ત્યારે વચલી બેહેને કહ્યું, "મારી ઇચ્છા એવી છે કે બાદશાહની પાકશાળાનો મુખ્ય રસોઇયો મારો પ્રાણાધાર થાય તો ઘણું ઉત્તમ. કારણ એમ થવાથી

બાદશાહની ખાસ પંક્તિનું ઉત્તમ ભોજન મને હંમેશ મળે." એ પ્રમાણે બોલી મોટી બેહેન સામી ફરી તેણીએ કહ્યું, "કેમ મોટી બેહેન, એકંદર રીતે જોતાં તમારી અને મારી ઇચ્છા ઘણું કરીને સરખીજ છે, નહીં બલા ?"

આ ત્રણે બેહેનો પૈકી સૌથી નાની જે હતી તે ઘણીજ રૂપવાન્ છતાં તેનામાં મોહિની અને ચાતુર્ય એ બે ગુણ તેની મોટી બેહેનો કરતાં અધિક હતા. તેણીની બોલવાની વારી જ્યારે આવી ત્યારે તે બોલી, "વાહ, જ્યારે ઈચ્છાજ કરવી ત્યારે જેવી તેવી અને તુચ્છ વાતની શા માટે કરવી જોઇએ ? મારી ઇચ્છા તો જો પુછશો તો ખુદ બાદશાહની પટરાણી થવાની છે. એટલુંજ નહીં પણ તેનાથી મને એક એવો પુત્ર થવો જોઇએ કે તેના માથાંની એક બાજુના કેશ સોનેરી અને બીજી બાજુના રૂપેરી હોય; વળી તે જ્યારે રડે ત્યારે તેનાં વિશાળ ચક્ષુઓમાંથી જે અશ્રુ બિંદુ પડે તે પ્રત્યક્ષ મોતીજ હોય, અને તે હસે ત્યારે તેના અધરોષ્ટ નવી ખિલેલી ગુલાબની કળીઓના જેવાજ દીસે." આ ત્રણે ભગિનીઓનો વિલક્ષણ સંવાદ સાંભળીને ખુશરૂશાહને મોટો ચમત્કાર લાગ્યો. અને મુખ્યત્વે કરીને તેઓમાંથી જે છેલ્લીએ કહ્યું તેના બોલવાથી તો બાદશાહને ઘણીજ ચમત્કારિક અસર થઇ રહી. તેણે તે પ્રત્યેકની ઈચ્છા પરિપૂર્ણ કરવાનો પોતાના મન સાથે નિશ્ચયજ કર્યો. ઉપર બનેલી સઘળી વાત તેણે વજીરને ન કહી સંભળાવતાં, માત્ર એટલુંજ કહ્યું કે, "આ ઘરની નિશાની બરોબર લક્ષમાં રાખો અને સવારે એ ઘરમાં વસતી ત્રણે બેહેનોને હજુરમાં લઇ આવજો."

એ પ્રમાણે બીજે દિવસે સવારે વજીર, બાદશાહના હુકમ પ્રમાણે તે ઘર આગળ ગયો, અને તે ત્રણે બેહેનોને બાદશાહનો હુકમ જણાવી લાગલો દરબારમાં લઇ આવ્યો. તેઓને બાદશાહની સમક્ષ ઉભી કરવામાં આવી, અને ખુશરૂશાહે પોતાનું બોલવું શરૂ કર્યું. તે બોલ્યો, "તમે કાલે રાત્રે આનંદમાં વાતો કરતાં હતાં તે વખતે પોતપોતાની અમુક અમુક ઇચ્છા છે એવું પ્રત્યેકે જણાવ્યું હતું, તે તો તમને યાદ હશેજ. માટે તે સઘળું મને ફરીને કહો. એટલું માત્ર ધ્યાનમાં રાખજો કે તમારે મારાથી કંઇ પણ વાત છાની રાખવી નહીં કારણ કે તમારા અંતઃકરણની ખરી વાત હું સાંભળ્યા સિવાય રહેવો નથી."

બાદશાહનું આવું બોલવું સાંભળી આ ત્રણ બેહેનોના હોંશકોશ ઉડી

ગયા. તેઓ બહુ ભય પામી અને વિસ્મિત થઇ ગઇ, કારણ કે પોતાનું બોલવું બાદશાહે જાણ્યું હશે એવું તેઓના સ્વપ્નામાં પણ લાગ્યું નહોતું! લજ્જિત થઇને તેઓએ પોતાનું મુખારવિંદ નિચું ઘાલ્યું, ને શરીર સંકોચિત થઇ ગયું. તેઓના મોંપર લાલી આવી ગઇ; અને તેથી કરીને તેઓના ચેહેરાપર એક પ્રકારની વિશેષ ખુમારી દીસવા લાગી. તેઓમાં ઘણું કરીને જે સૌથી નાહાની હતી, તે અત્યંતજ મનોહર સૌંદર્યવાન્ હોવાને લીધે બાદશાહનું મન તેણીના ઉપર તલ્લીનજ થઇ ગયું. સ્ત્રીઓનો સ્વભાવ મૂળેજ લજ્જાવાન્, અને વળી આપણા બોલવાથી બાદશાહને જરૂર ગુસ્સો લાગ્યો હશે કે શું, એવી તેમના મનમાં ભીતિ, એ બે વાતને લીધે તેઓ મનમાં કેમે કરી ધીરજ ધારણ કરી શકી નહીં. ત્રણે બેહેનો જડની પેઠે સ્તબ્ધ થઇ રહી. આ પ્રમાણે જોઇ બાદશાહ બોલ્યો, "તમારે ભીતિ રાખવાનું બિલકુલ કારણ નથી. તમોને અહીં કોઇ પણ પ્રકારની તસ્દી–પીડા કરવામાં આવશે એવી વાતની શંકા સુદ્ધાં તમારે મનમાં આણવી નહીં. તમને મેં જે સવાલ પૂછ્યો તે પૂછવાથી તમને આટલો બધો ડર લાગશે એવું મને બીલકુલજ લાગ્યું નહોતું. પણ હવે બસ થયું; તમારી સઘળી ભીતિ છોડી ઘો. તમારી પ્રત્યેકની ઇચ્છા શી શી છે તે સર્વ યથાર્થ મને ખબરજ છે. અને તે હું હમણાં ને હમણાં પૂર્ણ કરવાને આતુર બની રહ્યો છું." પછી સૌથી નહાની બેહેનની તરફ ફરીને બોલ્યો, "મારી પટરાણી થવાની તારી ઇચ્છા છે તે પ્રમાણે હું તારી સાથે વિવાહ કરૂં છું." પછી બીજી બેહેનોને તેણે કહ્યું, "તમારી બન્નેની ઇચ્છા પ્રમાણે તમારાં પણ લગ્ન અમારા ખવાસ તથા રસોઈયાની સાથે અનુક્રમે હવે જરૂર કરવામાં આવશે."

આ બાદશાહનું બોલવું સાંભળીને સૌથી નહાની બેહેનને અત્યંત આનંદ થયો. અને પોતાની કૃતજ્ઞતા દર્શાવવાને માટે તેણીએ બાદશાહના ચરણ આગળ પોતાનું મસ્તક નમન કીધું. તે જોઇને બાકીની બેએ પણ તેમજ કર્યું. પછી નહાનીએ બાદશાહને અતિ નમ્ર વિનંતિ સાથે કહ્યું, "રાજાધિરાજ, મારી ઇચ્છા ફલાણી છે એ જે મેં કહ્યું હતું તે ફક્ત વિનોદ માટેજ હતું; અને આપ જે મારા ઉપર એવડી મોટી કૃપા કરો છો તેને હું તુચ્છ દાસી બીલકુલ યોગ્ય નથી. તે મારા અવિચારીપણાના બોલવા બદલ આપ નામદારની હજુર ક્ષમા માગું છું." બાકીની બે બેહેનો પણ એજ પ્રકારનું બોલવા જતી હતી, એટલામાં બાદશાહે તેઓને અટકાવીને તે

બોલ્યો, "તમારૂં આ બોલવું હું કંઈ પણ સાંભળનાર નથી. અને તમારી પ્રત્યેકની અંતરેચ્છા પ્રમાણે સઘળી વાત જરૂર બનવીજ જોઈએ."

બાદશાહના કહેવા પ્રમાણે ત્રણે બેહેનોનો વિવાહનો તેજ દિવસે સમારંભ કરવામાં આવ્યો. પરંતુ આમ થવાથી આ ત્રણેમાં જમીન આસમાનનો તફાવત પડી ગયો; કારણ કે નહાનીનાં લગ્ન તો બાદશાહી ઠાઠ સાથે ખૂબ ધામધુમથી કરવામાં આવ્યાં, કેમકે તેણી તો ખુદ બાદશાહનીજ સાથે લગ્નથી જોડાઇ હતી. પણ પેલી બંને તો અનુક્રમે ખવાસ અને રસોઇયાને છાજતી યોગ્યતાથીજ વિવાહિત થઇ હતી.

આ લગ્નના યોગથી તે બે મોટી બેહેનો તથા નહાની બેહેન, એઓની પદવીની અંદર મહદંતર પડી ગયું. એથી તે બંને મોટીને અતિશયજ ખોટું લાગ્યું. કંઇ પણ સંભવ ન છતાં તેઓની ઇચ્છા મુજબ સઘળી વાત બની આવવાથી જે તેઓને આનંદ થવો જોઇતો હતો તે તો ન થયો, પણ એથી ઉલટું તેઓના મનમાં તે નહાની બેહેન ઉપર બહુ ઇર્ષા અને મત્સર ઉત્પન્ન થવા લાગ્યો. તેઓ તેણીનું સુખ, વૈભવ તથા પદવી જોઇ શકી નહીં, અને તેને મળતું માનપાન તે પાપીણીઓથી બીલકુલ ખમી શકાયું નહીં. આથી આગળ જતાં પરિણામ એ આવ્યું કે તે પોતાના દૈવયોગથી બાદશાહની પટરાણી થનાર નહાની ભગિનીને તેઓનાં કાળાં કાવતરાંથી અત્યંત દુઃખ સહન કરવું પડયું. બાદશાહે મોટી બન્નેને છોડી કનિષ્ટનેજ પસંદ કરી તે વિષે તે બંનેના મનના વિચારો એકમેકને કહેવાને લગ્ન થતાં અગાઉ કિંચિત્માત્ર પણ અવકાશ મળ્યો નહીં; કારણ કે લગ્નનો નિશ્ચય થયા પછી તેની તૈયારી વગેરે એટલી ત્વરાથી કરવામાં આવી કે તેણીઓ લગ્નને માટે તૈયાર થતાં થતાંમાંજ વખત સમાપ્ત થઈ ગયો. પણ કેટલાક દિવસ વિત્યા પછી એક વખતે તે ઇર્ષાળુ બે બેહેનો સરોવરપર સ્નાન કરવા ગઇ હતી, ત્યાં તેમનો મેળાપ થતાંજ લગ્ન વિષેની વાતની પ્રથમ સરૂવાત થઈ. આ પ્રસંગે મોટીએ વચલીને કહ્યું, "કેમ અલી, આપણી નહાની બેહેન બાદશાહની પટ્ટરાણી થઈ તે વિષે તને કેમ લાગે છે? શું તને તે વાત પસંદ પડી? તે પદવી તેને પ્રાપ્ત થવા જેટલી તેણીની યોગ્યતા છે શું?" વચલીએ ઉત્તર આપ્યો, "વડીલ બેહેન, જો ખરૂંજ પુછો તો મને બિલકુલ સમજ પડતી નથી કે બાદશાહ તેણીનામાં શું જોઇને મોહિત થઇ ગયો હશે? તે બહુજ ભૂલ્યો છે! આહા! શું પણ તેણીનું મુડદાં જેવું મોં! અને ન-

બીયા જેવું નાક! શા તેણીના મોટા હાથી જેવા દાંત! તેણીના શરીરમાં બાદશાહનું મન આકર્ષણ કરે એવી કંઇ પણ વસ્તુ હતી શું? તેણી તારા કરતાં જરા તરુણ છે એટલુંજ જોઇને બાદશાહે તેને વરી હોય તો તે યોગ્ય વિચાર કર્યો એવું તને લાગે છે કે? મને તો લાગે છે કે તેણે તનેજ પસંદ કરવી જોઇતી હતી, કારણ કે તેને પાણીગ્રહણ કરવાને સર્વ વાતે, મને તો તું યોગ્ય દીસે છે–"

મોટી બેહેને તેને કહ્યું, "મારી એકલીની વાત રહેવા દે; પણ બાદશાહ જો કદાપિ તને વર્યો હોત તોપણ મને કંઇ તેમાં ખોટું લાગત નહીં, પણ આ ઢીચણ જેવી માંકડી–ફુવડને તેણે વરી એ મને અતિશય માઠું લાગે છે. હશે, કંઇ ચિંતા નહીં, હું એ બદલ એનું મૂળ કાઢયા શિવાય રહીશ નહીં; અને મારા પ્રમાણેજ તારો પણ એ વાતમાં સંબંધ હોવાને લીધે તું મને એ કામમાં જરૂર સહાય થઇશ એવી મારી સંપૂર્ણ ખાત્રી છે. આપણે કંઇ એવી યુક્તિ કરીએ કે જેથી કરીને તેણીની તદ્દન ફજેતી થઇ જાય, અને તેણી જે એકાએક એવડી ઉંચી પદવીએ ચઢી છે ત્યાંથી એકદમજ નિચે નાંખીએ–અર્થાત્ આપણા કરતાં પણ તેણીને તદ્દન હલકી બનાવી દઈએ ત્યારેજ મને સંતોષ મળે."

એ પ્રમાણે તે બંને દુષ્ટ ઇર્ષાખોર બેહેનોએ સંકેત કીધા પછી તેઓ વારંવાર એકઠી થઇને નહાની બેહેનનું અનિષ્ટ કરવા માટે શી યુક્તિ કરવી અને તેણીને શા પ્રમાણે હરકત પહોંચાડવી તેનો પ્રતિદિન વિચાર કરવા લાગી. તેઓએ પુષ્કળ યુક્તિઓ યોજી, પણ તે કામે લગાડવાને વચ્ચે અનેક અડચણો નડવાનો સંભવ હોવાથી તે નિરર્થક સરખી થઈ પડી, એટલે છોડી દીધી. તેઓએ બાદશાહની રાણીની પાસે હંમેશાં જઇને બહારના ખોટા આનંદ સહિત મળવું અને તેણીનો આ અણચિંતવ્યો મહદ્ ભાગ્યોદય થયો તેથી પોતાને ઘણો આનંદ થયો છે એવું ઉપર ઉપરથી જણાવવું જારી કર્યું. નહાની બેહેન ઘણાજ સાદા સ્વભાવની, નિષ્કપટી અને માયાળુ સ્ત્રી હતી, એટલે આ છક્કાપંજાની તેણીને બીલકુલ ખબરજ પડી નહિ. તેટલા માટે તેઓનું આ મહા અનર્થકારક કપટ તેણીના લક્ષમાં ન આવવાથી તેણી ઘણી માયા મમતા સાથે અને તદ્દન બરોબરીયાપણાથી તેઓ સાથે વર્તવા લાગી.

આગળ કેટલાક મહિના વિત્યા પછી નહાની બેહેન–બાદશાહની પટરાણી સગર્ભા થઇ. જેથી તેણીના સ્વરૂપમાં તથા તેજમાં ઘણોજ વધારો થયો

જે જોનારને અત્યંત ચમત્કાર દીસવા લાગ્યો. રાણી–પટરાણી ગર્ભવતી થવાથી બાદશાહને તથા કારભારી, અમીર, ઉમરાવ, સર્વેને મોટો આનંદ થયો; અને તે પ્રસંગે આખા શેહેરમાં પણ કેટલાક દિવસ સુધી ઉત્સવ જારી થયો. સર્વ સ્થળે જયજયકારનો હર્ષ વ્યાપી રહ્યો. આ પ્રસંગે તેણીની બન્ને બેહેનોએ પણ આવીને બાહ્યોપચારથી ખૂબ આનંદ પ્રદર્શિત કર્યો. અને તેણીને ફસાવવાને માટે એવી માયાળુપણાથી કહેવા લાગી કે, "તું પ્રસવકાળે સુવાવડમાં હોય તે સમયે અમારા શિવાય બીજા કોઈને પણ તારી શુશ્રૂષાને માટે બોલાવતી નહીં. કારણ એવે વખતે પોતાનુંજ માણસ પાસે હોય–તે વધુ સારૂં! અર્થાત્ અમે હોઇએ તો તને કોઇ વાતની ઇજા આવે નહીં, અને તારી સુવાવડ સુખાકારી ભરેલી થઇ પડશે. તેણીએ પ્રત્યુત્તરમાં કહ્યું, "તમારા સરખી નિકટ સંબંધ ધરાવનારી, સગ્ગી માની જણી બેહેનો મને એવા જોખમ ભરેલા સમયમાં મળે એથી મારે બીજું વધારે શું જોઇએ? પણ તે વાત કેવળ મારીજ મરજી ઉપર આધાર રાખતી ન હોવાથી હું તમોને હા કહી શકતી નથી. પણ તમે મારી ઉપર એટલી બધી મમતાને લીધે જે મને કહોછો તેથી હું તમારી જન્મપર્યંતની ઓશીંગણ થઇ ચૂકી છું; પણ મારા પ્રાણનાથ જે આજ્ઞા કરશે તે માટે મારે અવશ્ય માન્ય કરવીજ જોઇએ. એટલામાટે તમારા બન્નેના ભર્તારો તરફથી કોઇ દરબારી માણુસ મારફત એ વાતની ખટપટ તમો કરાવો, અને મહારાજા તરફથી મને જો પૂછવામાં આવશે તો તમોને તે કામ માટે મારી શુશ્રૂષામાં રાખવાનું કહીશ એટલુંજ નહીં, પણ આ ગોઠવણ બહુજ ઉત્તમ ને મને ફાયદાકારક કરવામાં આવી છે, તેને માટે ઉપકાર માન્યા વગર પણ હું કદાપિ રહીશ નહીં."

તે બંને બેહેનોના ધણીઓએ પોતાની સ્ત્રીઓના કહેવા પ્રમાણે બાદશાહની દરબારમાં, ત્યાંના ખૂબ જાણીતા અને વધારે લાગવગ ધરાવતા માણસો મારફત ખુદ બાદશાહ સુધી એ સંબંધે વગ ચલાવી. તે લોકોએ મોટી ખટપટ કરીને તે વાત એટલા સુધી લાવી મુકી કે, 'હું આ વાતનો વિચાર કરીશ' એમ બાદશાહે તે લોકોને કેહેવું પડયું. પછી એક દિવસે બાદશાહે રાણીની સાથે વાત કરતાં કરતાં તે વાત યાદ આવવાથી તે બોલ્યો, "પ્રિયે, તારી સુવાવડ વખતે તારી ચાકરી કરવા સારૂ બાહેરનાં અને અવિશ્વાસુ માણુસો રાખવાં પડશે, તે કરતાં તારી બેહેનોનેજ રાખવી એ મને ઘણું ઉત્તમ લાગે છે. પણ તે વાતનો સઘળો આધાર તારી સ્વેચ્છા ઉપરજ છે; જો તું હા

બણીશ તો હું તેમનેજ રાખીશ." નિખાલસ અંતરની નહાની ધણીજ હર્ષિત થઈને બોલી, "મહારાજ, મારે કંઇજ બોલવું નહીં જોઇએ; કારણ આપ જે મનુષ્યો રાખશો તે મારે કબુલજ છે. પરંતુ આપે કૃપા કરીને મારી બેહેનોનેજ રાખવાનો વિચાર મનમાં આણ્યો છે તે મારાપર આપનો અત્યંત ઉપકાર છે; કેમકે મારે માટે તેઓને આપે આ મોટું માનજ આપ્યું એમ હું સમજું છું. અને મારાથી આપ પ્રાણનાથની આગળ એ પણ કહ્યા શિવાય રેહેવાતું નથી કે પારકા માણસો કરતાં તેઓ મારી પાસે રહેશે તો મને વધારે આનંદ અને સુખ થવાનો વિશેષ સંભવ છે."

એ ઉપરથી બાદશાહે તે બંનેબેહેનોનેજ પોતાની રાણીના દાઇપણા માટે મુકરર કરી. આટલું થતાંજ તેઓને તો મોટો હર્ષ પ્રાપ્ત થયો. કારણ કે તેઓએ મનમાં જે મોટો દુષ્ટ હાનિકારક પ્રયોગ યોજેલો હતો તે આથી જરૂર સિદ્ધ કરી શકાશે એવું તે બંને દુષ્ટાઓના મનમાં નક્કી થયું. ત્યારપછી તેઓ પ્રતિદિન રણવાસમાં જઇ રાણી સાથે પુષ્કળ વખત સુધી ગોળથી વિંટાળેલા વિષના જેવી મીઠી મીઠી વાતો કરવા માંડી, અને તેણીને માટે પોતાને બહુજ કાળજી છે એવું બહુ પ્રકારે તે ભોળી રાણીને દર્શાવવા લાગી.

રાણીને હવે નવ મહિના પુરા થવાથી પ્રસવકાળ ઘણોજ પાસે આવ્યો, અને એટલા માટે તેણીને પ્રસવસ્થાનમાં લઇ જઇ તેણીની બેહેનોની સારવાર હેઠલ રાખવામાં આવી. ત્યાં તેણીએ સુરક્ષિતપણે અત્યંત સુંદર અને સૂર્ય સરખા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. આહા ! શું તે બાળકનું મનોહર સ્વરૂપ ! શું તેનું ચંદ્ર સરખું વદન ! શું તેના પરવાળા જેવા અધરોષ્ઠ ! કે જેને ઉપમા આપવાને માટે ઉપમેયજ મળવું કઠણ થઇ પડે. તે બાળકનું જન્મતી વખતનું રડવું પણ એવું આકર્ષક હતું કે ગમે તેવા શૂન્ય હૃદયવાન્‌ને પણ હર્ષથી જાગૃત કરી દેવાને તે પુરતું હતું. પણ તેનું એવું અપ્રતિમ સૌંદર્ય અને નાજુકપણું દેખીને પેલી પાપણી પાષાણ હૃદય બેહેનોને તેની દયા આવી નહીં. તેઓએ લાગલુંજ તે કોમળ બાળકને એક પટકામાં વીંટાળી લીધું, અને એક ટોપલીમાં મુકીને, રાણી જે ઓરડામાં પ્રસવ થઇ હતી તેની તદ્દન પાસે થઇને વેહેતા એક ઘણા નહાના અને ગંદા વેહેળામાં તેને મુકી દીધું. આહા! કેવી ઘાતકી હૃદયની આ રંડાઓ! પણ એટલુંજ કરીને તેઓ રહી નહીં. તેઓએ મુદ્દામ એક કુતરાનું તુરતનુંજ જન્મેલું બચ્ચું આણી

રાખેલું હતું, તે તે પુત્રની જગ્યાએ ઓઠવી દીધું; અને તેજ કુરકુરીયું રાણીએ પ્રસવ્યું છે એવું પ્રસિદ્ધ કર્યું. આ મહા ખેદકારક વાર્ત્તા સાંભળીને બાદશાહને અતિશયજ ખોટું લાગ્યું, ને આ અસંભવિત કાર્ય બનવાથી સખેદાશ્ચર્યતાથી તે અતિ સંતપ્ત થઇ રહ્યો. રાજાના આવા સંતાપને લીધે તેણે રાણીનું શું નું શું કરી નાખ્યું હોત, પણ તેના મુખ્ય વજીરે તેને અનેક તરેહથી સમજાવી કહ્યું કે, "એ વાત એક ઇશ્વરાધીનજ છે. એમાં રાણી સાહેબનો કે બીજા કોઈનો કંઇ પણ અપરાધ નથી. તેટલા માટે આપે તેણીના ઉપર વિના કારણ ક્રોધ કરવો ઉચિત નથી." આ સાંભળી બાદશાહનો કોપ કંઇક શાંત થયો, અને તેણે એ વાતનો વધારે વિચાર કર્યો નહીં.

ઉપર કહેલો વેહેળો, ત્યાંથી થોડેક દૂર બાદશાહી બગીચો આવેલો હતો તેની પાસે થઇને વેહેતો હતો. પેલી દુષ્ટાઓએ મુકેલી ટોપલી, તે બાળક સહિત વેહેતી વેહેતી ત્યાં થઇને જતી હતી. તે કર્મધર્મસંયોગથી તે બાગમાં એક બાદશાહી અમલદાર હવા ખાવાને ફરતો હતો તેની દૃષ્ટિએ તે ટોપલી પડી. તેને તેમાં કંઇ નવાઇ જેવું લાગવાથી તરતજ તેણે તે બાગના માળીને હાક મારી બોલાવ્યો; અને કહ્યું કેઃ—"તું જલદીથી દોડ, અને આ પાસેના વેહેળામાં જે ટોપલી તણાતી જાય છે તે ઉંચકી અહીં લઇ આવ. કેમકે તેની અંદર શું છે તે મારે જોવું જોઇએ." તે માળીએ તરતજ વેહેળાની પાળથી નિચે વેહેળામાં ઉતરીને પેલી વેહેતી ટોપલીને સંભાળથી ધીરે રહીને પોતાની કોદાળી વડે વેહેતી અટકાવી. પછી તે પોતાની તરફ ખેંચી લઈ માથે ઉંચકી તે સરદારની પાસે લઇ આવ્યો.

એ ટોપલીમાં એક બાળકને જોતાં તે અમલદારને મોટો અચંબો લાગ્યો. એટલુંજ નહીં પણ તે તુરતનુંજ જન્મેલું છતાં તેના શરીરપર આટલી તેજસ્વીતા નિહાળતાં તે તદ્દન આશ્ચર્ય ચકિત થઇ રહ્યો. તેનાં લગ્ન થયાંને ઘણાં વર્ષ વિતિ ગયાં હતાં, પરંતુ હજુ સુધી તેને પોતાની પત્નીને પેટે જન્મેલી કંઇ પણ સંતતિ—પુત્ર કે પુત્રીને—રમાડવાનો લાભ ઇશ્વરે આપ્યો નહોતો. તેથી તે ઘણોજ દુઃખી અને પ્રતિદિન પ્રજાકાંક્ષી હતો. સ્વપ્નામાં તે હમેશાં સંતતિની ઝંખના કર્યા કરતો હતો. પારકાં બાળકોને જોઇને તે નિશ્વાસ નાંખતો અને મનમાં કહેતો કે "હે ઇશ્વર, મને સંતતિનું સુખ નહીંજ દેખાડે? મેં શું એવો અપરાધ કીધો છે કે આ રીતે મને નિર્વંશ કરવા ધારે છે?" આમ હોવાથી આ બાળકને જોઇને તેને એમ લાગ્યું કે એને મારે ઘેર લઈ જઇશ, અને ઇશ્વરેજ આ અલભ્ય લાભ

અને સંતતિના બદલામાં આપ્યો છે એમ માની અમો દંપતિ આનંદમાં દિવસ નિર્ગમીશું. એમ ધારી તે બાળકવાળી ટોપલી માળીને માથે ઉંચકાવી પોતાને ઘેર લઇ ગયો. તેનું ઘર આ બાદશાહી બાગના ફટકા-દરવાજા નજદીકજ હતું, એટલે પહોંચવાને કંઇ વાર લાગી નહીં. ઘેર પહોંચતાંજ હર્ષભેર તે પોતાની પત્નીને બોલાવી કહેવા લાગ્યો, "પ્રિયા, આપણે સંતતિ ન હોવાથી ઘણા દિવસ થયા આપણે વાંઝીયાપણું વેઠતાં હતાં, તેથી ઇશ્વરને આપણી દયા આવવાથી તેણે આ અનુપમ સુકોમળ બાળક આપણે ઘેર મોકલ્યું છે. માટે એ બાળકનું આપણે સારી રીતે પ્રતિપાલન કરીને આપણે પોતાનોજ પુત્ર ગણી આપણે ઘેર રાખીશું. કેમ ઠીક કે ? જા, તું સત્વરજ એક નિરોગી, હુષ્ટપુષ્ટ, આનંદી, અને સારા ધાવણ વાળી દાઇની શોધ કરી તેને અહીં લઇ આવ." આ સ્ત્રીને એ બાળક જોતાંજ બહુ સાનંદાશ્ચર્ય લાગ્યું, અને તેના મનમાં સપ્રેમ દયા ઉત્પન્ન થઇ. તેણીની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં, અને આતુરતાથી તે બાળકને તેણીએ પોતાની ગોદમાં લઈ લીધું, તથા પોતાના ખરાજ પુત્રની પેઠે ખૂબ પ્રેમથી તેને ચુંબનં લીધું. પછી તેણે પોતાના પતિની આજ્ઞા પ્રમાણે તે મોહ ભરપૂર શિશુની વ્યવસ્થા માટે એક તરુણ ને તાજા દૂધવાળી દાઇને શોધી મંગાવીને સેવામાં રાખી, અને તેને સુવાડવા ઝુલાવવાને એક સુંદર પારણું પણ તેજ વેળાએ બનાવી મંગાવ્યું. તે કામદારે આ બાળક કયાંથી આવ્યું, કેમ આવ્યું, વગેરેની કંઇપણ પૂછપડછ કરી નહીં. પરંતુ તેને જરૂર લાગ્યું કે એ રણવાસ તરફથી આવ્યું છે; પણ તેણે વિચાર કર્યો કે આ બાબતની શોધખોળમાં ન પડવું એ ઠીક, કારણ આ વાત ફુટવાથી કોના ઉપર શો અનર્થ ગુજરશે એનો નિશ્ચય નથી !

પછી બીજે વર્ષે રાણીને પેટે એવોજ બીજો પુત્ર જન્મ્યો. પણ તેની કઠોર-નિર્દય બેહેનોએ જરા પણ મનમાં દયા ન લાવતાં આની પણ પેહેલા પુત્રની પેઠેજ વ્યવસ્થા કરી-ટોપલીમાં નાંખી તે વેહેળામાં વેહેતું મૂકી દીધું. અને રાણીને એક બિલાડું જન્મ્યું છે એવી ખોટી વાત ઉડાવી. એ જન્મનાર બાળકના સુદૈવથી આગળની પેઠેજ તે બગીચા આગળ થઇને ટોપલી વેહેતી બાગમાં ફરતાં તેજ કામદારે ભાળી અને પૂર્વની માફક તરતજ તે ટોપલી સુદ્ધાં બાળકને પોતાને ઘેર લઇ ગયો. અસલ પ્રમાણેજ તેની રૂડી વ્યવસ્થા કરી ખૂબ યત્નથી જાળવવાને પોતાની સ્ત્રીને તેણે ભલામણ કરી, અને આપણાપર કૃપા કરી પ્રભુએ આ

બીજો પણ નૌતમ પુત્ર આપ્યો એમ માની તે સ્ત્રી પણ મોટા આનંદ સાથ તેને ઉછેરવા લાગી.

આ વખતની રાણીના પ્રસવની વાત સાંભળીને બાદશાહને આગળના કરતાં ઘણો સંતાપ થયો. ને રાતો ને પીળો થઇ ગયો, ને રાણીનો શિરચ્છેદ કરવાને તૈયાર થયો, ને તેનું પરિણામ રાણીપર ભયંકરરૂપે આવ્યું હોત, પણ તેના મુખ્ય વજીરે મોટી યુક્તિએ કરી, બહુ મુશ્કેલીથી બાદશાહનો કોપ શાંત કર્યો, ને આ કપરી વેળા જેમ તેમ કરીને વટાવી દીધી.

રાણી ફરીને ત્રીજી વાર ગર્ભવતી થઇ, અને પ્રસવ કાળે કન્યાનો જન્મ આપ્યો. પેલી રાક્ષસણીઓએ તે નિરપરાધી બાલિકાની પણ તેના બે ભાઈઓ પ્રમાણેજ દશા કરી નાંખી. આહા ! કેવું નિર્દયપણું ! કેવો ક્રૂર સ્વભાવ ! કેવી દ્વેષી લાગણી ! ધિક્કાર છે એમના એકજ માના ઉદરમાંથી ઉત્પન્ન થવાને ! ધિક્કાર છે એ રંડાઓના ભગિનીપણાને ! કે જેઓનુ વજ્રમય કઠોર હૃદય આવા ઘોર કૃત્યથી જરા પણ પાછું હઠતું નથી ! તે દુષ્ટાઓના મનમાં તો એવોજ નિશ્ચય હતો કે રાણીની સંપૂર્ણ દુર્દશા કરીને તેણીને તદ્દન અધમ સ્થિતિએ પહોંચાડ્યા શિવાય રહેવુંજ નહિ. આ પુત્રીના સંબંધમાં પણ એવોજ ચમત્કારિક યોગ બની આવ્યો કે તેજ વેહેળામાં વહીને જતાં તેજ બાગમાં ફરતા પેલા આગળના સરદારેજ તેને જોઇ અને આગળના બે છોકરાની માફકજ તેને પણ તે પોતાને ઘેર સુરક્ષિતપણે લઇ ગયો. તે પુત્રીની પણ પેલા બંને ભાઈઓની પેઠેજ પાલન પોષણની સુવ્યવસ્થા કરવામાં આવી.

રાણીની બેહેનોએ આ વખતે એક જૂદીજ વાત બહાર પ્રકાશ કરી. રાણીએ એક લાકડાના કટકાનો જન્મ આપ્યો છે એવું જણાવ્યું ! આવો અસંભવિત વિલક્ષણ બનાવ સાંભળીને બાદશાહ અત્યંત ક્રોધાવિષ્ટ થયો. આ વર્તમાન સાંભળતાંજ રાજસભામાં તેના ડોળા આકળ વિકળ થઇ ગયા. તે ક્રોધથી થરથર કાંપી ઉઠયો અને બોલ્યો, “આ સ્ત્રી નથી, પણ મારા ઘરમાં એ કંઈ અવચિન્હ પેઠું છે ! એ તો ડાકીણી છે ! સાકીણી છે ! હવે જો હું એને જીવતી મુકીશ તો આવા આવા વિચિત્ર પ્રકારો મારા ઘરમાં વારંવાર કેટલા થશે એ કહી શકાતું નથી. છટ, એ કંઈજ કામનું નહીં. એણીને દુનિયામાંથી નહિ સરખી કરી નાંખવી જોઈએ.” એ પ્રમાણે બોલી તુરતજ તેણે પોતાના મુખ્ય વજીરને ક્રોધથી ભરપૂર ભયંકર આજ્ઞા કીધી કે રાણીનો સત્વર શિરચ્છેદ કરવો.

આ દેહાંત દંડનો હુકમ સાંભળી વજીરને મોટી કંપારી છુટી, અને એ પ્રાણઘાતક હુકમ ફેરવવાને માટે મુખ્ય વજીર, તથા દરબારના બીજા અમીર ને ઉમરાવોએ બાદશાહની ઘણી આજીજી અને આર્જવ કર્યો. વજીર નમન કરીને બોલ્યો, "મહારાજ, હું આપના ચરણનો દાસ-થોડુંક આપ નામદારને વિનંતિપૂર્વક કહેવા માગું છું તે કૃપા કરીને સાંભળવા તસદી લેશો-આપણા રાજ્યમાં દેહાંત દંડની શિક્ષા જે કાયદાથી ઠરાવવામાં આવેલી છે તે ફકત અપરાધ કરનારનેજ કરવાને માટે ઠરાવેલી છે; દુર્દૈવ યોગથી આજપર્યંત જે ત્રણ વિલક્ષણ પ્રકાર નિવડયા, તેમાં રાણીએ કોઇપણ જાતનો અપરાધ કર્યો એમ ઠરતું નથી. આવી વાતો હજારો સ્રિયોના સંબંધમાં થયેલી વારંવાર આપણા સાંભળવામાં આવે છે. એ સ્રિયો માટે સઘળાને દુઃખ લાગે છે. પરંતુ આવી શિક્ષા તેઓપર કોઈપણ ગુજારતું નથી; કેમકે તેઓ શિક્ષાને પાત્ર ન હોતાં કેવળ નિરપરાધી છે. એટલા માટે રાજાધિરાજ, આપના ચર્ણ આગળ અમારી એટલીજ વિનંતિ છે કે રાણીને આપ મરણની શિક્ષા નહિ આપશો. બહુ ત્યારે આપે એનો ત્યાગ કરવો, આપ ખુદાવિંદે એને તજવાથી જે જે દુઃસહ દુઃખમાં તેણીને દિવસ કાઢવા પડશે, એ તેણીને મોટી શિક્ષાજ છે."

આ વજીરનું બોલવું સાંભળી બાદશાહના મનમાંના ક્રોધાગ્નિપર શાંતિનું શિતળ વારી રેડાયું અને રાણીને દેહાંત શિક્ષા દેવામાં આવ્યાથી મોટો અન્યાય થશે એવું તેને તરત લાગ્યું. પછી તે વજીરને કહેવા લાગ્યો, "ઠીક છે. હું તેણીને મરણની શિક્ષા કરવાનું માંડી વાળું છું. પણ બીજી એવી શિક્ષા કરૂં છું કે જે સજાના કરતાં તેણીને મરણજ સારૂં લાગશે! તમે શેહેરની મુખ્ય મસીદના દરવાજા આગળજ એક તુરંગના જેવી નાની સરખી ઝુંપડી તૈયાર કરાવો. તે ઝુંપડીની બારીયોનાં કમાડને ઠેકાણે લોખંડી ગજ મરાવી દો, અને તે ઝુંપડીમાં તે અભાગિણીને પેહેરવાને માટે જાડાં ખાસડીયાં કપડાં મુકાવી રાખો. મારો વિચાર એવો છે કે તે અપચિન્હવાન્ રાણીને તેમાં પુરવી. એટલુંજ નહીં, પણ શેહેરમાં સઘળે તમારે ડુંડી ફેરવવી અને જણાવવું કે 'મસીદમાં નિમાજ પઢવા જનારા દરેક મુસલમાને તેણીના મોંપર થુંકવું; અને જો કોઇ એ પ્રમાણે કરશે નહિ, તેને પણ તેણીના જેવીજ શિક્ષા કરવામાં આવશે!' અને આ હુકમ બરોબર અમલમાં લાવવામાં આવે છે કે નહીં તેની સંભાળને માટે તે ઠેકાણે મુદ્દામ સિપાઇઓ રાખવા."

બાદશાહ છેલ્લા શબ્દો એવા જોસ્સાના આવેશમાં બોલ્યો કે તે આગળ વજીરનાથી એક શબ્દ પણ બોલાઈ શકાયો નહીં. આખર બાદશાહની આજ્ઞા પ્રમાણે મસીદ આગળ ઝુંપડી બાંધવામાં આવી, અને રાણી, સુવાવડમાં એક માસપર્યંત રહી, શરીરે સ્વસ્થ થઈ ઉઠયા બાદ તેણીને તે ઝુંપડીમાં લઇ જવામાં આવી. તે બાપડીના ભાગ્યમાં જે કંઇ અનિષ્ટ હતું તે તેણીને સંતોષથી માન્ય કરી ભોગવવું પડયું. તેણી મનમાં પકકું સમજતી હતી કે મારાથી કંઇ પણ અપરાધ થયો નથી; અને એટલા માટે દુર્દૈવે કરીને આવી પડેલો પ્રસંગ મોટી ધૈર્યતાથી સહન કરવાને તેણી સાદર થઇ. તેનું આવું ધૈર્ય જોઈને કેટલાક સદ્ગુણી સદ્‌વિચારી લોકોને માટું આશ્ચર્ય લાગવા લાગ્યું અને તેની બારે દયા તેમના મનમાં ઉત્પન્ન થવા લાગી. પણ માત્ર તેણીની બેહેનોનો મહા દુષ્ટ હેતુ પૂર્ણપણે પાર પડવાથી તેઓને તો અત્યાનંદ પ્રાપ્ત થયો. પણ ધિક્કાર છે તે પાપિણીઓના જીવતરને કે જેમના દુષ્ટ કૃત્યથી આવી સદ્ગુણી અને સહનશીળ સુંદરીને, પોતે નિરપરાધી છતાં આવું અસહ્ય કષ્ટ ભોગવવું પડે છે!

રાણીના બંને પુત્ર અને કન્યા એ ત્રણે બાળકને બાગપરના કામદારે તથા તેની સ્ત્રીએ પોતાના પેટનાંજ બાળકોની પેઠે ઉછેરવાં માંડયાં હતાં. તેઓ જેમ જેમ વૃદ્ધિંગત થતાં ગયાં તેમ તેમ તેઓના સુંદર શરીરપર અને તેમની કાંતિ તથા ગુણોપર ઉંચ્ચ કુળનો અંકૂર પડવા લાગ્યો. રસ્તામાંનાં હલકી જાતનાં છોકરાંઓની રમત ગમત તરફ તેઓનું બીલકુલ ચિત્ત ખેંચાય નહીં; તેમજ તેમની વર્તણુકમાં એવાં કંઇ વિલક્ષણ ચિન્હ દિસવા લાગ્યાં કે તેવાં ચિન્હો રાજ્યકુલનાં બાળકો સિવાય ઇતર ઠેકાણે કદીજ દીસવામાં આવે નહિ. આ કારણથી તે કામદાર તથા તેની સ્ત્રીને મોટું કૌતક લાગવા માંડયું, અને તેઓ તેમને પોતાના આત્માથી પણ વધારે વહાલાં લાગવા માંડયાં. તેમણે સૌથી મોટા પુત્રનું નામ **બહામન**, નાનાનું **પર્વિજ**, અને પુત્રીનું નામ **પરીજાદી** એવું પાડયું. આમાં પેહેલાં બે નામ, પ્રાચીન કાળના ઇરાન દેશના થઇ ગયેલા કેટલાક પ્રતાપી બાદશાહોનાં હતાં; અને **પરીજાદી**, એ નામ એજ દેશની આગળ થઇ ગયેલી કેટલીક રાણીઓ અને રાજ્ય કન્યાઓનું હતું.

આ રાજપુત્રો જરાક મોટા થયા પછી તેઓના રક્ષણિક પિતા–બાગપરના કામદારે તેમને લેખન વાંચનાદિ ઉંચા પ્રકારનું શિક્ષણ આપવા માટે એક વિદ્વાન્ શિક્ષકને પોતાને ઘેર રાખ્યો. આ કુંવરો પોતાના

શિક્ષકની પાસે ભણુતી વખતે તેમની બેહેન **પરીજાદી** પણ ત્યાં જઇ મોટી ઉત્સુકતાથી હમેશ બેસવા લાગી. અને તેને કોઈ શિખવતું હતું નહિ, તોપણ તેણી પોતાના ભાઈઓને ભણતાં સાંભળીનેજ થોડું થોડું શિખી ગઇ. તેણીની શિખવા વિષેની આવી ઉત્સુકતા જોઇને તે અમીરે તેને શિખવવાને શિક્ષકને ભલામણ કરી. તેણી ઘણીજ મોડી શિખવા માંડી હતી, પરંતુ તેણીની બુદ્ધિ મોટી વિલક્ષણ હોવાથી થોડાજ દિવસ થતામાં પોતાના ભાઇઓની બરોબરી કરી દીધી.

આગળ તે બંને રાજપુત્ર તથા તેમની બેહેન એ ત્રણે, ભૂગોળ, ઇતિહાસ, કાવ્ય, અને ગહન—કુદરતી વિદ્યા વિષેનાં શાસ્ત્રો સુદ્ધાં એકજ ગુરુની પાસે શિખતાં હતાં. એ ત્રણેની બુદ્ધિ ઘણી ચાલાક હોવાથી થોડાક કાળમાં તેઓ તે સર્વ વિદ્યામાં એટલાં પ્રવીણ થયાં કે તે જોઇને તેમના શિક્ષકને બહુજ આશ્ચર્ય લાગ્યું. તેણે સ્પષ્ટ કહી દેખાડયું કે, "આજ પ્રમાણે કેટલાક દિવસ વધારે જો આ બાળકો અભ્યાસ કરતાંજ રહેશે તો મારી પાસે તેઓને શિખવવાને નવું કંઇ રહેશે નહીં, અર્થાત્ તેઓ એટલાં વિદ્વાન થશે કે અમારામાં તેઓને શિખવવાની શક્તિ રહેશે નહીં." અભ્યાસ કરવાના વખતની બહાર તે રાજકન્યા ગાયન તથા વાજીંત્ર વિદ્યા શિખતી હતી, અને તેણીના ભાઇઓ ઘોડા ઉપર સ્વારી કરવાની અને અસ્ત્ર શસ્ત્ર વાપરવાની વિદ્યા શિખતા હતા. પોતાના ભાઇઓની સાથે રાજકન્યા પણ ઘોડાપર બેસી તેમની સાથે દોડમાં બરોબર ઉતરવા લાગી, અને તિરંદાજી વગેરે કરવાની કળા પણ તેણી શિખી ગઇ.

એ પ્રમાણે એ બાળકો સર્વ પ્રકારની વિદ્યાકળામાં સર્વ વાતે નિપુણ થવાંથી તેમના પાલનકર્ત્તા—બાગપરના કામદારને પરમાનંદ થયો; તે એટલે સુધી કે તેઓને માટે હજુ જે કંઇ ખરચ કરવો પડે તે મોટી ખુશીની સાથે કરવો. તેનું હાલનું રહેવાનું ઘર બહુ નાહનું અને સોઇ વગરનું હોવાને લીધે તેણે શેહેરની પાસેજ એક ઉત્તમ અને મંદમંદ આવતી હવાવાળી જગ્યા વેચાતી લીધી, અને ત્યાં સુંદર વિશાળ એક વાડો બાંધ્યો. તેમાં એક સુશોભિત બંગલો, દિવાનખાનાં, અને સુવા બેસવાનાં તથા રસોઇ વગેરે ગૃહકાર્ય કરવાના ઓરડા તૈયાર કરાવ્યા. ઉપર પ્રમાણે આ સુંદર જગ્યાની યોગ્યતા પ્રમાણે તેમાં જોઇતી સર્વ વસ્તુ—સરસામાન પણ શ્રીમંતી ઠાઠનોજ ભર્યો. આ સઘળું તૈયાર થવા પછી તે

કામદાર પોતાની નોકરીને હરકત ન પહોંચાડતાં કદી કદી સહકુટુંબ સહ-પરિવાર ત્યાં જઇને રેહેવા લાગ્યો. પછી તેને તે જગ્યા તથા ત્યાંની હવા બરોબર પસંદ પડવાથી તેણે, ઇરાન દેશના મોટા અમીરોના બાગો પ્રમાણે કેટલાએક રમણીય નાજુક બગીચાઓ પણ પોતાના વાડામાં બ-નાવ્યા; અને તેજ પ્રમાણે તે રાજપુત્રો અને રાજકન્યા એઓને શિકાર કરવાને માટે એક મોટું શિકારખાનું પણ તૈયાર કરાવ્યું.

પછી કેટલેક દિવસે તે કામદાર બાદશાહ હજુર ગયો. ત્યાં કેટલીક આડી અવળી રાજ કાજ વિષેની વાતો થવા બાદ તેણે **ખુશરૂશાહને** અરજ કરી કે, "મહારાજ, સદ્ધર્મ પ્રતિપાળક, હું આપના ચર્ણનો દાસ આપને એક વિનયપૂર્વક અરજ કરવા માગું છું, જે કૃપા કરી આપ ના-મદાર ધ્યાનમાં લેવા કૃપાળુ થશો. ખુદાવંદ, મેં આપની ઘણા દિવસ પર્યંત ચાકરી કરી છે. હવે મને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી મારી આપ પ્રત્યે એવી વિનંતી છે કે હું મારી ચાકરીનું રાજીનામું આપીને મારા બાકી રહેલા આયુષ્યનો કાળ સ્વસ્થ—નિશ્ચિંતપણે નિર્ગમન કરૂં એવી કૃપા કરી પરવાનગી આપશો; જેથી હું આપનો અતિ ઉપકૃત થઇશ." બાદશાહે પૂર્ણ સંતોષથી તેની અરજ માન્ય કરી. કારણ તેણે પુષ્કળ વર્ષોપર્યંત, એટલે **ખુશરૂશાહના** પિતાના વખતથી તે અદ્યાપિ સુધી પૂર્ણ વિશ્વાસુપણાથી—ખરી ઇમાનદારીથી રાજસેવા કીધી હતી જે બાદશાહ સારી રીતે જાણતો હતો. બાદશાહે તેને કહ્યું, "તમને હવે પછીના તમારા આયુષ્યના દિવસો સુખમાં ગાળવાને હું મોટી રાજીથી રજા આપું છું; પરંતુ તમારી ઘણા દિવસની નિમકહલાલ ચાકરીના બદલામાં તમને કોઈપણ જાતનું ઈનામ આપવું એવી મારા મનની ઇચ્છા છે. માટે તમારે શું જોઇએ તે ખુલ્લા મનથી મારી પાસ માંગો." અમલદારે ઉત્તર આપ્યો, "મહારાજ, આપ નામદારના તથા આપના તિર્થસ્વરૂપ પિતાજીના મારા ઉપર અગણિત ઉપકાર આજ દિવસ પર્યંત થયેલા છે. એ ઉપરાંત હવે મને કાંઇ જાતની અપેક્ષા નથી; પરંતુ આપ નામદારની મારાપર જેવી કૃપા છે તેવીજ છેવટપર્યંત રહે એજ આપની પાસે મારી માગણી છે."

એ પ્રમાણે પોતાની ચાકરીનું રાજીનામું આપી બાદશાહની કૃપા સાથે તે કામદાર ઉપર કહેલી પોતાની નવી વાડીમાં જઇને રહ્યો. આગળ જતાં કેટલેક દિવસે તે કામદારની પત્નિ મરણ પામી, અને તેણીના પછી



મોરજીયાના નાચે છે. (પૃષ્ઠ ૬૭૨)

પાંચ છ મહિને પોતે પણ પરલોકમાં સિધાવ્યો. તે એટલી ચમત્કારિક રીતે એકાએક મરણ પામ્યો કે તેણે પાલન કરેલાં પેલાં ત્રણ બાળકોને પોતાના જન્મની ખરી હકીકત જાણવા માટે પણ બીલકુલ અવકાશ મળ્યો નહીં. અર્થાત્ તેઓ તેની પાસેથી પોતાનાં ખરાં માબાપ તથા પોતાનું ખરૂં કુળ એમાંનું કંઇ પણ જાણવા સમર્થ થયાં નહીં! તે રાજપુત્ર **બહામન** તથા નહાનો ભાઈ **પર્વિજ** અને તેઓની બેહેન **પરીજાદી** એમને તો એ કામદાર પોતાનો પિતા છે એવું લાગતું હતું. એથી તે મરણ પામ્યો માટે તેઓને અત્યંત દુઃખ અને ખેદ થયો એટલુંજ નહીં પણ પિતા પ્રમાણેજ તેઓએ તેની ઉત્તર ક્રિયા વગેરે કર્યું. તે કામદારે પોતાની પછવાડે તે છોકરાં માટે જે કંઇ મુકયું હતું તેટલામાંજ તેઓ સંતોષ માની ત્રણે ભાઇ બેહેન એકદિલ–ખરા હેતથી હળીમળી રહેવા માંડયાં. રાજપુત્રોએ, જો **ખુશરૂશાહ**ની દરબારમાં અગર તેના કોઈ પણ રાજકીય ખાતામાં મોટા હોદ્દાની નોકરી મેળવવા માટે ખટપટ કરી હોત તો જરૂર તે તેમને મળી પણ હોત; પરંતુ તે વાત તરફ તેઓનું બિલકુલ લક્ષજ ખેંચાયું નહીં.

એક દિવસે તે બંને રાજપુત્ર શિકાર કરવાને ગયેલા હતા અને તેમની બેહેન **પરીજાદી** એકલી ઘેરે રહી હતી. તેવામાં એક વૃદ્ધ જોગેણ તે મકાનના દરવાજા આગળ આવી, અને તે વેળા નિમાજ પઢવાનો વખત થયો હતો માટે તેણીએ તે દરવાજાપરના ચાકરને કહ્યું કે, "મને અંદર નિમાજ પઢવા માટે જરાવાર આવવા દેશે?" તે નોકરે જઇને **પરીજાદી**ને પુછયું, "બેહેન, એક જોગણ આપણે ત્યાં નિમાજ પઢવા આવવાનું પૂછે છે તો તેણીને અંદર આવવા દેવાની આપની રજા છે!" **પરીજાદી**એ કહ્યું, "તેણીને અંદર લઈ આવ, અને આપણી નિમાજ પઢવાની જગા બતાવ." પછી પોતાની બંને દાસીઓ પ્રત્યે તેણી બોલી, "તે મહાત્મા જોગેણ આપણે ત્યાં આવવાથી આપણું ઘર પવિત્ર થયું છે, અને એનો આશિર્વાદ લેવા માટે એની સ્વાગતા કરવી એ આપણા ગૃહસ્થનો ધર્મ છે. માટે તમે તેણીના નિમાજ પઢણ થયા બાદ આપણા સર્વ બાગબગીચા તે જોગેણને દેખાડો અને સઘળે સ્થળે તેની પધરામણી કરી છેવટે મારી કને તેને તેડી લાવજો." ચાકરે તે જોગેણને અંદર આવવા કહ્યું, અને નિમાજ પઢવાની દરઘા તેણીને દેખાડી. નિમાજ પઢી તેણી જેવી બહાર નિકળતી હતી તેવીજ પેલી

બંને દાસીઓ આગળ ઉભેલીજ હતી, તેઓએ તેણીને સાષ્ટાંગપ્રણામ કરીને, કુંજો, બાગબગીચા વગેરે સઘળાં સ્થળો જોવાને માટે વિનંતી કરી. તેણીએ તે માટે તેઓનો આશિર્વાદપૂર્વક આભાર માન્યો, અને દાસીઓની સાથે તે બગીચો જોવા માટે ચાલી. તેણી એ કુંજો જોતાં જોતાં ઘણી આશ્ચર્ય ચકિત થઇ અને તેમાંનું સુંદર કામ તથા ઉત્તમ વ્યવસ્થા જોઇને થયેલે મહદ્ આનંદ પ્રદર્શિત કીધો. પછી તે દાસીઓ તેને બાગમાં લઇ ગઇ. તે બાગની શોભા તથા રચના જોઇને તેણી એટલી ખુશી થઈ કે આવા પ્રકારનો અલૌકિક બાગ મેં કોઇ સ્થળે જોયો નથી એવું તેણે પ્રત્યક્ષ બોલી બતાવ્યું. આ સઘળું બતાવી રહ્યા પછી દાસીઓએ તેને રાજકન્યા પાસે જવાને વિનંતી કરતાં, તેણી તેઓની સાથે ત્યાં ગઇ. રાજકન્યા આ વખતે મેહેલના મુખ્ય દિવાનખાનામાં બેઠેલી હતી. તે દિવાનખાનામાંનું નક્ષી કામ, તથા તેમાંની અતિ સ્વચ્છતા તથા ઓપણીથી થતો પ્રકાશ, અને તે દિવાનખાના માંહેનો અનેક જાતનો ઉંચો સામાન વગેરે જોઇને તો તે જોગેણનાં ચક્ષુ એકદમ દીપી રહ્યાં!

જોગેણ દિવાનખાનામાં આવતાંજ **પરીજાદી**એ ઉભી થઇ નમન કરીને કહ્યું, "મહાત્મા બાઈ પધારો. આપના આવવાથી અમારૂં ગૃહ પવિત્ર થયું છે." અને એક સુંદર કોચ તરફ આંગળી કરીને તે બોલી, "આપ કૃપા કરી ક્ષણભર મારી પાસે વિશ્રામ લો એવી મારી ઇચ્છા છે. તમારાં જેવાં ઇશ્વર ભક્તિ પરાયણ બાઇનાં દર્શન થવાથી મને મોટો આનંદ થાય છે કે જગત્‌માં સર્વ મનુષ્યો તમારા જેવાંજ હોય તો કેવું ઉત્તમ!"

તે જોગેણ કોચપર બરોબર ન બેસતાં એક પગ ટેકીને અધુકડી બેઠી એટલે રાજકન્યાએ આગ્રહ કરી હાથ ઝાલી તેણીને મોટા હર્ષ સાથે પોતાના પડખામાંજ બેસાડી. પછી જોગેણ રાજકન્યા પ્રત્યે બોલી, "બેટા, અમને ત્યાગીને એટલું બધું સન્માન શા માટે જોઇએ? પણ તારી આટલી બધી આગ્રહપૂર્વક વિનયતા જોઇને મને તે માન્ય કરવું પડે છે." એમ બે જણ બેઠાં પછી **પરીજાદી**ની એક દાસીએ, એક સુંદર બિલોરી કાચની તબકમાં તાજાં ફળફળાદિ અને અનેક પકવાનો આણી તેમના સન્મુખ એક ચવરંગપર મૂકયાં.

રાજકન્યાએ તે જોગેણને કહ્યું, "પવિત્ર સાધવિ બાઇ, કૃપા કરી આમાંથી આપને જે રૂચે તે લો અને ખાઓ. કારણ કે તમો ઘણાં દૂરથી આવ્યાં હો તેમ લાગે છે, માટે ભૂખ્યાં થયાં હશો." જોગેણે ઉત્તર આપ્યો, "બેટી, અમો ત્યાગી વૈરાગી

લોક પડયાં, માટે અમને આવાં શ્રીમંતી પદાર્થ ખાવાની ટેવ નહીં, તેમ મારી ઇચ્છા પણ નથી. પરંતુ તારા સરખી ધાર્મિક અને ઉદાર સ્ત્રીએ ભાવ કરી મને કહ્યું ત્યારે તે ખાવા માટે હું કાંઇ આનાકાની કરતી નથી."

પછી તે જોગેણની સાથે પરીજાદીએ પણ તેમાંથી થોડોક મેવો વગેરે ખાધો. અને ખાતાં ખાતાં રાજકન્યાએ જોગેણને આડી અવળી ઘણીક વાતો પૂછી. તેમાં છેવટે અમારી આ વાડી તથા તેમાં-ના ઉદ્યાન ને કુંજો, સુંદર મેહેલ વગેરે તમને કેવાં લાગે છે તે પણ તેણીએ પૂછ્યું.

તેઓ નાસ્તો કરી રહ્યા પછી મુખમાર્જન કરી સ્વસ્થ થઇ બેઠાં એટલે જોગેણે ઉત્તર આપ્યો, "બેટા, ખરેખરજ આ બગીચો સુંદર અને રમણીય છે. તેમાંનો ઉત્તમ સર્વ સાજ તથા પ્રત્યેક મકાનપરની સુંદર કારીગીરી અને ટુંકામાં સર્વની ઉત્કૃષ્ટ વ્યવસ્થા જોઇને મને અતિશય આનંદ થયો છે. તેમજ આ મેહેલ બાંધવા માટે તેમના બંધાવનારે જગ્યા પણ બહુ ઉત્તમ અને આરોગ્ય હવાવાળી જોઇને તે બાંધ્યો છે, એમાં સંશય નથી. તે ઉપરાંત એકાંત અને શાંતપણું એ આ ઠેકાણે આનં-દમાં વધારો કરે છે. દીકરી, બગીચાઓ માંહેનાં સુંદર ફૂલ ફળવાળાં વૃક્ષો, તેઓને નિયમ અને અનુક્રમે ઉગાડવાની યુક્તિઓ, બંને તરફની સુશોભિત લતાઓની વચ્ચેના આરસના ચકચકિત રસ્તાઓ, અને ઠેક ઠેકાણે નાનાં નાનાં સુંદર સરોવરો, તથા તેમાંથી ઉડતા તરેહવાર સ્હેરોવાળા ફુવારાઓ, એ સઘળું જોઈને જે આનંદ મને થયોછે તેનું સવિસ્તર વર્ણન કરવાને પણ હું તદન અશક્ત છું! તથાપિ આ ઠેકાણે હજુ ત્રણ વસ્તુ જો હોય તો આ સ્થળ આખા જગત્માં કેવળ અપ્રતિમા કહેવાય!" રાજકન્યા આ સાંભળીને બોલી, "બાઇ, તે ત્રણ વસ્તુ કેઇ કેઇ, તે જો મને કહેશો તો મારી ઉપર આપ મહાત્માનો મોટો ઉ-પકાર થશે. તે મેળવવા માટે કેટલો પણ પ્રયાસ પડશે તેની કંઇ હરકત નહીં, પરંતુ તે મેળવ્યા વગર હું કદી પણ રહીશ નહીં."

તે જોગેણે ઉત્તર દીધો, "બાળા, તારી તે જાણવાની આટલી ઉત્કંઠા છે તો હું તને કહું છું,–તે ત્રણ વસ્તુ આ છેઃ–એક ગાનારૂં પક્ષી, જેને બુલબુલ કરીને કહે છે. તે પક્ષીને ગાતાં અને તે સાથે બોલતાં પણ આવડે છે. તેનો એવો ચમત્કાર છે કે તે બુલબુલ પક્ષી ગાવા માંડે છે

એટલે આસપાસનાં સર્વ પક્ષીઓ તેની કને આવે છે, અને તેના સુંદર ગાયનમાં સૂર દેવા લાગેછે. બીજી વસ્તુ ગીતગાનારૂં ઝાડ, તેને જેટલાં પાંદડાં છે તેઓ સઘળાંમાંથી જૂદી જૂદી પ્રકારના સુસ્વર નિકળીને સુંદર મનોહર ગાયન સદા ચાલતુંજ રહે છે, જે કદી પણ બંધ થતું નથી. ત્રીજી વસ્તુ સોનેરી રંગનું પાણી. તેનો એવો ચમત્કાર છે કે તેનું એકજ ટીપું બાગમાંહેના એકાદા હોજ અથવા તળાવમાં નાંખ્યું હોય તો તે એક ક્ષણમાં વધી જઇને એકદમ તે હોજ ભરાઇ જાય છે. અને તેના મધ્ય ભાગમાંથી કરંજાના ફુવારા સરખો પ્રવાહ ચાલવા માંડે છે, જે કદી પણ બંધ થતો નથી. તેમજ હોજ અથવા સરોવરમાંનું પાણી તેમાંથી વહીને નિકળી ન જતાં સદોદિત તેટલુંજ રહે છે!"

રાજકન્યા ઘણું આશ્ચર્ય પામીને બોલી, "માતુશ્રી, આ તમે દયાળુ થઈ મને કહ્યું એ માટે હું આપની ખરેખર ઘણીજ ઓશિંગણ થઇ છું! આ વસ્તુઓ લોકોત્તર છતાં આવી ચમત્કારિક વસ્તુઓ મારા સ્વપ્નામાં પણ મને ખબર ન હતી. વારૂ, પણ આ ચિજોની જેવી રીતે તમને ખબર છે તેમ તેઓ કયાં હોય છે તેપણ તમોને માલુમ હશેજ, તો તેમનું હોવાનું સ્થળ પણ કૃપા કરી મને કહેશોજ એમ હું ખાત્રી રાખું છું."

જોગણબાઇએ જરા મોં મલકાવી કહ્યું, "દીકરી, જો તારૂં આ કહેવું માન્ય ન કરૂં, તો તેં મારી જે આટલી આગતાસ્વાગતા કરી તેને હું અપાત્ર ઠરૂં, અને તે ઉપરાંત કૃતઘ્નીપણાનો દોષ મારે શીર આવે. માટે હું ઘણા હર્ષની સાથે તેની ચોકસ ખબર તને કહુંછું. એ ત્રણે વસ્તુ એકજ ઠેકાણે અને આ દેશની હિંદુસ્તાન તરફની સીમા ઉપર છે. તે આણવા માટે તું જે મનુષ્યને મોકલે તેણે આ તમારા મેહેલ પાસે થઈને બરોબર સામો જે રાજમાર્ગ જાય છે તેજ રસ્તે સીધા ચાલ્યા જવું. એ રસ્તો વિશ મજલ જેટલો કાપ્યા પછી વિશમે દિવસે તેને જે મનુષ્ય મળે તેની પાસે તેણે તે ત્રણે વસ્તુની માહીતી પૂછવી. તે પ્રમાણે તે મળનાર માણુસ જરૂર તેને સઘળી ખબર કહેશે." એટલું કહી તે જોગણબાઈ રાજકન્યાને આશિર્વાદ દઇને તેની રજા લઇ ત્યાંથી ચાલી નિકળી, અને ત્યાંથી બહાર નિકળી પોતાને રસ્તે પડી.

બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ, અને સોનેરી રંગનું પાણી; એના વિચારમાં ને વિચારમાં રાજકન્યા પરીજાદી એટલી મશગુલ થઇ હતી

કે તે જોગેણુ કયી વખતે ગઇ તે પણુ તેના ધ્યાનમાં રહ્યું નહિ! ઉપરની ત્રણે વસ્તુઓ વિષે એથી પણુ કાંઇ વિશેષ માહીતી તેણી તે જોગેણુને પૂછવાની હતી, પરંતુ તે વિચારમાંથી જાગૃત થઇ જૂએ છે તો જોગેણ ક્યાંઇ દીઠી નહીં. જોગેણુ ગઇ એવું એ વખતેજ તેણીના ધ્યાનમાં આવ્યું! તેણીને લાગ્યું કે જોગેણુની કહેલી માહીતી ઉપરથીજ આપણે આવડું જોખમનું કામ માથાંપર લેવું એ કંઇ ઠીક નહીં; એટલા માટે કાંઇ વધારે ખુલાસાવાર ખબર મળે તો ઘણું સારૂં. એમ વિચાર્યું તથાપિ તે જોગેણુને પાછી ન બોલાવતાં તેણે જે કંઇ કહ્યું હતું તેટલુંજ **પરીજાદીએ** ફરીને બરોબર લક્ષમાં લઈ યાદ રાખ્યું. આ વસ્તુઓ પ્રાપ્ત થવાથી આપણને અતિશય આનંદ થશે એવું તેણીને લાગ્યું, પરંતુ કદાપી યત્ન સફળ ન થવાથી આપણે બહુ નિરાશ થઈશું, એનો પણુ વિચાર તેણીના મનમાં આવ્યો અને તેટલા માટે તેનું મન અતિશય ખિન્ન થયું.

એ પ્રમાણે રાજકન્યાના મનમાં જોગેણુની વાત તદ્દન ઠસી ગઇ હતી અને એના વિચારમાંજ તેણી લુબ્ધ થઈ મૂઢની પેઠે દિવાનખાનામાં બેઠેલી હતી. એવામાં તેણીના બંને ભાઈઓ મૃગયા ખેલીને ઘેર આવ્યા. લાગલાજ તેઓ પોતાની બેહેન પાસે ગયા, અને હંમેશ પ્રમાણે આનંદમાં અને હુશિયારીમાં તેણીને તેઓ જોત હતા, તેથી ઉલટુંજ આજે તો તેણીને મહા ઉદાસીમાં ખિન્ન થયેલા મનથી ડોક નિચી નમાવી વિચાર સમુદ્રમાં ડુબેલી જોઇ. આ પ્રમાણે જોઇને તેઓને સખેદાશ્ચર્ય પ્રાપ્ત હવું.

રાજપુત્ર **બહામન** બોલ્યો, "પ્રિય ભગિની! આજે તારો હંમેશનો ઉલ્હાસ અને આનંદ કયાં અસ્ત થઇ ગયો, તને આજે કેમ છે? શું તારાપર આજે કોઇ વાતનું સંકટ આવી પડયું છે કે? રે, તારૂં કોઇએ અપમાન કરેલું છે? જે કંઇ હોય તે મને ખરા અંતઃકરણથી કહી દે, જેથી તને વ્યથા કરનાર દુષ્ટને હું સત્વરજ શિક્ષા કરીશ; અને તેમ નહીં હોય તો તારા મનનું સમાધાન કરવાને માટે તું કહીશ તે ઉપાયો કરવાને અમો બંને તૈયાર છીએ. માટે તું કંઇપણ અંદેશો નહિ લાવતાં, તારો કોઇએ અપરાધ કર્યો હોય અથવા તારા મનમાં જે કંઇ હોય તે ખુલ્લા હૃદયથી કહી દે."

તુરત તો **પરીજાદી** કંઇપણુ ન બોલતાં ડોક નિચી નમાવીને બેસીજ રહી, પણુ થોડી વારે તેણે ઉંચું મોં કરી તેના ભાઇ સામું જોતાં

"મને કંઇજ થયું નથી" એમજ કહી આગળની પેઠે ફરી નિચું મોં ઘાલ્યું. **બહામને** કહ્યું, "વાહાલી બેહેન, તું સાચું કેમ બોલતી નથી? આજ પર્યંત કોઇપણ જાતની વાત તેં અમારાથી બીલકુલ છાની રાખી નથી, છતાં આજજ તારી વૃત્તિ આમ ફરેલી દીસે છે તેનું કારણ અમોને સમજાતું નથી! અમોને અહીંથી શિકારે ગયાને કંઇ વધારે વખત તો થયો નથી, ત્યારે એટલામાંજ તારી સ્થિતિમાં જે મોટો ફેરફાર થઈ ગયો છે, તેનું અવશ્ય કંઇ કારણ તો હોવુંજ જોઇએ. 'મને કંઇ પણ થયું નથી! એવો જે તેં ઉત્તર દીધો તેથી કંઇ અમારૂં સમાધાન થયું નથી; અને તારી કનેથી ખરી વાત સમજવા વિના અમારા મનને કદી સ્વસ્થતા થનાર નથી એ નિશ્ચય છે. આપણે ત્રણે જણ, ત્રણે ભાઈ બેહેનમાં બાલ્યપણાથી જે ગાઢ ઐકય ભાવ છે તે તોડવાનો જો તારો વિચાર હોય તો તે વાત એક જૂદીજ છે; પણ તે સિવાય તો જે કંઇ બન્યું હોય તે કંઇ પણ ન છુપાવતાં જરેજર ખુલાસાવાર તારે જરૂર અમને કહેવું જોઇએ!"

પોતાના બંધુઓના મુખના આ છેલ્લા શબ્દો સાંભળીને **પરીજાદી**ને બહુ લાગી આવ્યું; કારણ કે પોતાના ભાંડુઓ વચ્ચેનો જે અગાધ પ્રેમ અને ગાઢો સંબંધ તે તોડવા વિષેની વાત તો તેણીના સ્વપ્નમાં પણ નહોતી. માટે **બહામન**ના મનમાં ભલતુંજ કંઇ પોતાની બેહેન વિષે લાગેલું હતું તે એકદમ નાબુદ કરી નાખવાના ઉદ્દેશથી તેણી પોતાના પ્રિય બંધુઓ તરફ નમ્રતા ભરેલાં વચનોથી બોલી, "વડીલ બંધુ! મને કંઇ પણ થયું નથી એવું જે મેં હમણાં કહ્યું તેમાં મારો હેતુ, તે વાત કંઇ બહુ મહત્વની નથી એજ કહેવાનો હતો. મારા મનથીજ માત્ર તે મહત્વવાળી લાગે છે, અને તે તમોને ન કહેવાથી, તમારા વિષે મારા મનમાં ભિન્નભાવ ઉત્પન્ન થયો છે એવું તમને લાગ્યું, તો તે તમને થયેલી મિથ્યા શંકા દૂર કરવા એ બીના તુચ્છ છતાં તે મારે તમને જરૂર કહેવી જોઇએ. પ્યારા બાંધવ, આપણને આજ પર્યંત એમ લાગતું હતું કે આપણો આ મેહેલ સર્વ પ્રકારે ઉત્તમ છતાં તેમાં કોઇપણ વાતની ઉણપ નથી. પણ તેમાં ત્રણ વસ્તુની મોટી ખોટ છે એવું મને આજે જણાઇ આવ્યું. તે ખોટ પૂરી પાડવાથી સર્વ જગત્‌માં આ સ્થળ કેવળ અપ્રતિમ અને ચમત્કારિક બનશે. તે ત્રણ વસ્તુ એજ કે બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ અને સોનેરી રંગનું પાણી." આ બોલવું સાભળી બન્ને ભાઇઓને મોટું આશ્ચર્ય

લાગ્યું ને તુરત આતુરતાથી નાહના ભાઇએ પૂછ્યું, "બેહેન, આવી ચમત્કારિક વાત તારા મનમાં કેમ ઉદય થઇ, તે, મને સાંભળવા માટે બહુ ઉત્સુક્તા થઇ રહી છે; માટે તે તું યથાર્થ કહે."

બેહેન **પરીજાદી** બોલી; "આજે એક મહાત્મા પવિત્ર જોગેણ આપણે ઘેર આવી હતી. તેણે આપણી દરઘામાં નિમાજ કરી, પછી ખૂબ ખુશી થઇને આપણો સઘળો મેહેલ તથા તેમાંના બાગ બગીચા ફરી ફરીને જોયા. છેવટે મારી કને બોલાવવાથી તેણી આવીને બેઠી, અને વાત કરતાં કરતાં તેણીએ આપણા મેહેલમાંની ત્રણ વસ્તુની ઉણમ મારી આગળ જાહેર કરી. એટલુંજ નહિ પણ તે વસ્તુઓ કયે સ્થળે મળશે, અને ત્યાં જવાને કયો રસ્તો સીધો અને સુતરો છે. તે સુદ્ધાં તેણીએ મને જણાવ્યું. હવે કદાચ તમને એમ લાગશે કે આ વસ્તુઓ કેવળ ક્ષુલ્લક છે, અને તેણે કરીને આપણા મેહેલને વધારે શોભા કિંવા પૂર્ણતા મળનાર નથી, તેમજ આપણા મેહેલમાં છે તે કરતાં આ વધારે ઉત્તમ અને ચમત્કારિક ચિન્હો વિના શું અડી રહ્યું છે? એવું તમને લાગે તો ભલે લાગો; પણ મારા મનમાં તો એમજ નિશ્ચય થઇ ગયો છે કે તે ત્રણ વસ્તુઓ જરૂર આપણને પ્રાપ્ત થવી જોઇએજ; અને તે પ્રાપ્ત ન થયાથી મારા મનને કદીપણ સમાધાન થનાર નથી—તેટલા માટે તમને એ વસ્તુઓ વિષે કંઈ મહત્વ લાગો અથવા ન લાગો, પરંતુ આ સંબંધે તમારે અવશ્ય મને સહાય કરવી જોઇએ અને તે વસ્તુઓ લઈ આવવા માટે કયા યોગ્ય મનુષ્યની યોજના કરવી તે મને કહો."

રાજપુત્ર **બહામન** હસીને બોલ્યો, "સુશીળ બેહેન, તારા મનમાં જે વાત કરવાનું નિશ્ચય ઠર્યું તે અમારા મનમાં જરૂર આવેલુંજ છે એવું સમજ. માત્ર આ ત્રણ વસ્તુ આપણને પ્રાપ્ત થાય એજ તારી ઈચ્છા છે ની? ઠીક છે, કંઇ હરકત નહિ, અમારી પણ એવીજ ઇચ્છા છે! આ સઘળું અમે ફક્ત તારા માટે એટલે તને સારૂં લગાડવાનેજ કહીએ છીએ એમજ નહિ; પણ ખરેખરજ તે વસ્તુઓ આણી લાવવા માટે અમારૂં મન પ્રવૃત્ત થયેલુ છે એવું ખાત્રીથી માન. હું કહું છું તેજ પ્રમાણે પર્વિજ ને પણ જરૂર લાગતું હશે એવું જાણજે. આ કામ પુરૂં પાડવું બહુ કઠીણ છે માટે તે હું મારા પોતાના શરીરપરજ વોહોરી લઊં છું. તું મને તે ઠેકાણું અને ત્યાં જવાનો રસ્તો એ સઘળું બરોબર કહી દે એટલે કાલે સવારેજ ત્યાં જવાને માટે હું તૈયાર થઇશ."

આ સાંભળી રાજપુત્ર **પર્વિજ** બોલ્યો, "વડીલ બંધુ, આપણા ઘરમાં તમો વડીલ અને મુખ્ય છો; છતાં અમે બંને નહાનાં ભાઇબેહેનને ઘેર મૂકી ઘર છોડી તમારેજ બહાર વિદેશ જવું એ કંઇ ઠીક કહેવાય નહીં; કારણ કે ઘરનો મોભો વડીલ મનુષ્ય વિના રહેતો નથી. મને લાગે છે કે તમારા જવાનો ઠરાવ તમે નાબુદ કરીને ત્યાં જવાને મનેજ પરવાનગી આપો તો સારૂં. આપણી બેહેનનો પણ મારા જેવોજ મત હશે એવું મને ખચીત લાગે છે. મારા જવાથી તે કામ યથાર્થ થશે, અને તમારા પ્રમાણેજ સંભાળ અને ત્વરાથી હું તે પાર પાડીશ એવી મારી ઉમેદ છે." રાજપુત્ર **બહામને** કહ્યું, "**પર્વિજ**, તું કહે છે, તે સઘળું ખરૂં, અને તું તે કામ જરૂર મારા જેટલી કાળજી અને ઉતાવળથી કરીશ એવી મને પૂરી ખાત્રી પણ છે; પરંતુ તે કામ કરવા માટે મેંજ નિશ્ચય કરેલો છે માટે મનેજ જવા દે. તું અને બેહેન બંને જણ ઘેર રહો, અને તે દરમ્યાન અહીંની સઘળી વ્યવસ્થા રૂડી રીતે સાચવજો." પછી **બહામને** નિકળવાને માટે સઘળી તૈયારી કરી અને પૂર્વે કહેલી જોગેણે પોતાની બેહેનને કહેલી તે ત્રણ વસ્તુ વિષેની તથા ત્યાં જવાના રસ્તા વિષેની સઘળી માહીતી પૂછીને બરોબર ધ્યાનમાં લઇ લીધું અને એ બાબત ખૂબ સ્મરણમાં રાખી.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ રાજપુત્ર **બહામને** પ્રભૂની સહાય માંગી નિકળવા માંડયું. તે વેળાએ **પર્વિજ** અને **પરીજાદી** એ બંનેએ પોતાના વડીલ બંધુને પ્રેમથી આલિંગન આપ્યું, અને તેનું સર્વ સ્થળે કુશળ ઇચ્છિ તેને વળાવ્યો.

તે ઘોડાપર સ્વાર થઇને ચાલવા લાગ્યો ત્યારે રાજકન્યાના મનમાં એકાએક કંઇ વિચાર આવવાથી તેણી બોલી, "મોટા ભાઇ, પ્રવાસમાં મનુષ્યને કેટકેટલા હાલહવાલ ભોગવવા પડે છે તેનો મેં નિર્દયણીએ અદ્યાપિપર્યંત કંઇજ વિચાર કર્યો નથી. અરે રે! પ્રવાસ એ મોટી દુઃસહ અને મહાસંકટની વાત છે, ત્યારે તમે જશો ત્યાં તમને કીયું સંકટ પ્રાપ્ત થશે ને કીયું નહીં તેનો કંઈ નિયમ નથી. માટે હું તમોને વિનયપૂર્વક કહું છું કે, તમે જવું છોડી દઈ નિશ્ચિંત આપણે ઘેર પાછા ચાલો. આપણે એવડું મોટું જીવના જોખમનું કામ માથાંપર લેવાની કંઇજ જરૂર નથી. દુર્દૈવે કરી વખતે તમારાપર એકાદો કઠીણ પ્રસંગ ગુજર્વાથી, તેથી થતા આપણા વિયોગનું મહા દુઃખ વેઠવા કરતાં, તે બોલનારૂં પક્ષી, તે ગાનારૂં



પરીજાદી ગાતું ઝાડ લે છે. (પૃષ્ઠ ૭૨૫)

ઝાડ, અને તે સોનેરી રંગનું પાણી એમાંનું કશું પણ મને નહિ મળ્યું તો તેની કંઇજ દરકાર હું કરતી નથી. પણ અરે! અંતરાત્મા કરતાં પણ વહાલા મારા વડીલ ભાઇનો વિયોગ હું કેમ સહન કરી શકીશ?"

**પરીજાદી**ના મનમાં એકાએક આવું ભય ઉત્પન્ન થયેલું જોઇ રાજપુત્ર **બહામન**ને મોટો ચમત્કાર લાગ્યો. તે તેણી પ્રત્યે બોલ્યો, "બેહેન, મારો નિશ્ચય તો હવે થયો તે થયોજ, તે હવે ફેરવવાનો નહીં. એને માટે તું મારૂં મન હવે વ્યગ્ર કરીશ નહિ. પ્રવાસમાં અનાયાસે અનેક સંકટો આવી પડે છે એવું તેં જે કહ્યું તે તો કોઇ દુર્દૈવી-દુર્ભાગ્યવાન્ હોય છે તેમનાપરજ આવી પડે છે. હવે કદાચિત્ હું તે દુર્દૈવીઓ પૈકીમાંનો એકાદો હોઇશ; પણ દુર્દૈવી મનુષ્યો કરતાં ભાગ્યવાન મનુષ્યો જગતમાં વધારે હોય છે, તે માટે હું કદાચિત્ ભાગ્યશાળી પણ હોઇશ એવું કોણ ના કહેવાને હિમ્મત ધરશે? તથાપિ કયારે શું થશે તેનો કંઇ નિયમ નથી, તો આ કામમાં વખતે મારો નાશ થવાનો પણ સંભવ છે. ત્યારે હવે હું સુરક્ષિત છુ કે નહીં તે તમારે જાણવા માટે હું તારી પાસે કંઇ સાધન આપી મુકું છું, એ કરતાં મારાથી કંઇ વધારે આ વખતે થઇ શકશે નહિ."

આમ બોલી **બહામને** પોતાના ખીસામાંથી એક ચપ્પુ કાઢયો, અને તે બેહેનના હાથમાં આપી બોલ્યો, "હું સુખરૂપ છું કે નહીં એ જાણવાની તને જયારે જયારે ઇચ્છા થાય ત્યારે ત્યારે તું આ ચપ્પુ ઉઘાડીને જોજે. આ ચપ્પુ અત્યારે છે તેવોજ સ્વચ્છ તને દેખાય તો હું તે વખતે જીવતો-નિઃસંકટ છું એમ જાણવું. પણ તેનાપર રક્ત-લોહીનાં ટીપાં જ્યારે પડેલાં તને જણાય ત્યારે મને નિશ્ચે મરણ પામેલો જાણી, મને સ્વર્ગમાં સુખ પ્રાપ્ત થવા બદલ તમારે પ્રભૂની પ્રાર્થના કરવી." આટલું કહી **બહામને** ફરી એકવાર પ્રેમથી પોતાના ભાઇ બેહેનનું દઢાલિંગન કર્યું અને પ્રભુની પાસે કુશળ માગી ભાઇ બેહેનને નિશ્ચિંત અને સાવધપણે ઘેર રહેવાની શિખામણ દઇ ઝટ લઇને પોતાનો ઘોડો રસ્તે પાડયો. ત્યારે ડાબી બાજુએ આડા અવળા ઘણા રસ્તા હતા તે સઘળા મુકી દઇ તે સીધો સીધો હિંદુસ્થાનની સીમાએજ એક સરખો ચાલ્યો. ઘોડો ઘણો સુંદર અને તેજી હોવાથી રસ્તે ચાલતાં તેને કંઇપણ હરકત નડી નહીં. એ પ્રમાણે ચાલતાં ચાલતાં ઓગણીસ મજલો કાપ્યા બાદ વિસમે દિવસે પોતાના રસ્તાની બાજુએ એક ઝાડ નિચે વૃદ્ધ અને વિરૂપ-વિલક્ષણ કદરૂપો

એવો એક માણુસ તેની દૃષ્ટિયે પડયો. ત્યાંથી થોડેક છેટે રાની લોકોનાં ઝુંપડાં દેખાતાં હતાં ત્યાં તે રહેતો હતો. તે માણુસની દાઢી તદ્દન બરફ જેવીજ ઉજળી થઇ ગયેલી હતી ને તેના માથાંના વાળ પણ તેવાજ બગલા જેવા ઉજળા થયેલા હતા. તેની મૂછો અને બે બાજુના થોભિયાથી તેનું મોં તદ્દન ઢંકાઇ ગયું હતું, અને તેની લાંબી દાઢી તેના પગ સુધી લટકતી હતી. તેના હાથ-પગના નખ ખૂબજ વધી ગયેલા હતા, તથા તેના માથાંપરની ટોપી એક છત્રીના સરખી દીસતી હતી. તેણે પોતાના શરીરની આસપાસ એક ચટાઇ વિંટાળી લીધેલી હતી, તે શિવાય તેના અંગપર બીજું કંઈપણ વસ્ત્ર નહોતું. આ ડોસો ફકીર હતો. અને ઘણા વખતથી તેણે આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કર્યો હતો. એટલુંજ નહીં પણ નિરંતર તે ઇશ્વર ભજનમાંજ પોતાનો કાળ નિર્ગમન કરતો હતો. વળી તે પોતાના શરીરની તો બિલકુલ કાળજીજ કરતો ન હોતો, ને તેથીજ ઉપર કહેલી વિરૂપ આકૃતિ તેના વૃદ્ધ શરીરની થઇ ગઇ હતી.

રાજપુત્ર **બહામન** તે દિવસે પોતાને કોણ મળે છે તેનીજ સવા-રમાંથી વાટ જોતો ચાલ્યો જતો હતો; કેમકે તેને જે ઠેકાણે જવું હતું ત્યાંની માહીતી તે દિવસે તેને મળનાર હતી. હવે ઉપર કહેલો ફકીર દૃષ્ટિએ પડતાંજ **બહામન** ઘોડાપરથી નિચે ઉતર્યો અને ઘોડાની લગામ પકડી દોરતો દોરતો તે ફકીર પાસે ગયો. ફકીરને નમ્રતાપૂર્વક પ્રણામ કરી બોલ્યો, "મહારાજ, યોગીરાજ! પરમેશ્વર તમોને દીર્ઘાયુ રાખો! તમારી મનકામના પૂર્ણ કરો!"

યોગીરાજે આ રાજપુત્રને સામું નમન કીધું ને તે કંઈ શબ્દો બોલ્યો, પરંતુ તે રાજપુત્રને કંઈ સમજાયા નહીં. આમ થવાનું કારણ તે ફકીરની મૂછો અને થોભિયાથી તેનું મોં તદન ઢંકાઇ ગયું હતું તેજ હશે, એવું રાજપુત્રને લાગવાથી તેણે પોતાના ખીશામાંથી એક કાતર કાઢી. પછી પોતાનો ઘોડો એક ઝાડને થડે બાંધી, તે ફકીર પ્રત્યે બોલ્યો, "યોગીરાજ, મારે તમારી સાથે કંઇ વાતચિત કરવી છે, પણ તમારી મૂછો અને થોભા વડે તમારૂં મુખ તદ્દન ઢંકાઈ જવાથી તમારો શબ્દ મારાથી સ્પષ્ટ સમજાતો નથી. માટે જો આપની પરવાનગી હોય તો તમારી મૂછો અને થોભા બંને હું થોડાંક કાતરી નાંખું; તેમજ તમારી આંખની પાંપણો પણ અતિશય લાંબી વધી ગયેલી છે, ને દાઢી તો તમારા પગ સુધી લબડે છે, જેથી કરીને આપનું શરીર કેવળ

રીંછના જેવુંજ લાગે છે, તો તેપણ હું કાતરી નાંખી આપનું શરીર કોરૂં કરૂં."

ફકીરે રાજપુત્રના બોલવાને પોતાની સંમતિ આપી, પછી રાજપુત્રને જેટલા વાળ કાતરવા જેવા લાગ્યા તેટલા કાતરવાથી તે ફકીરનો ચેહેરો સાફ દીસવા લાગ્યો, ને તે ફકીર વાળથી જેટલો વયોવૃદ્ધ લાગતો હતો તેટલો વાળ કાઢી નાંખવાથી ભાસ્યો નહીં. રાજપુત્રે તેને કહ્યું, "યોગીરાજ, મારી પાસે જો આ વખતે આરસી હોય તો તમે અત્યારે કેટલા સ્વચ્છ અને તરુણ મનુષ્યના જેવા દીસો છો તે મેં તમને જરૂર દેખાડયું હોત. હવે તમોને મનુષ્યનું રૂપ પ્રાપ્ત થયું છે. પણ પૂર્વ સ્થિતિમાં તમે મનુષ્ય છો, કે કોણ છો, તે ઓળખવાની સુદ્ધાં મોટી પંચાતી હતી!"

રાજપુત્રનું આવું માયાળુ અને મમતા ભરેલું વર્ત્તણ જોઇને ફકીરને ઘણો આનંદ થયો; અને તે હાસ્યવદન કરીને તે પ્રત્યે બોલ્યો, "ભાઇ, તમે કોઇ પણ હો, પણ તમોએ જે આજ મારૂં મોટું કામ કરયું, તે બદલ મારાપર તમારો મોટો ઉપકાર થયો છે. તમોને ઉપકારનો બદલો આપવા માટે મારા હાથથી જેટલું બનશે તેટલું હું જરૂર આનંદથી કરવાને તૈયાર છું. તમે મુદ્દામ જે અહીંઆં ઉતર્યા તે કંઇપણ જરૂરના કામ માટેજ ઉતર્યા હશો એમાં કંઈ સંશય નથી. ત્યારે તે કામ કીયું તે મને ખુશીથી કહો, એટલે તે સંબંધી મારાથી જેટલી બની શકશે તેટલી સહાય હું તમને કરીશ."

રાજપુત્રે ઉત્તર દીધો, "મહારાજ, હું બહુ દૂર પ્રદેશથી ચાલ્યો આવું છું, અને બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ, અને સોનેરી રંગનુંપાણી એ ત્રણ વસ્તુની શોધ કરતો ફરૂં છું. તેઓ અહીંઆંથી પાસેજ કહીં છે એમ મને જણાયું છે, પણ તે ફલાણેજ ઠેકાણે છે એવી નક્કી ખબર મને નથી. એટલા માંટે તમોને જો તે જગ્યાની ખબર હોય તો ત્યાં જવાનો રસ્તો મને બરોબર બતાવો, એટલે તે ઠેકાણે હું અચૂક જઈ શકીશ અને મારો આટલા દિવસનો પ્રયત્ન ફોકટ જશે નહીં."

રાજપુત્રનું આવું બોલવું સાંભળી ફકીરની મુખમુદ્રા તદ્દન ઉદાસી ભરેલી દીસવા લાગી અને માથું નિચું ઘાલી કંઇપણ ઉત્તર ન દેતાં સ્તબ્ધજ રહ્યો. આમ જોઈ રાજપુત્રે ફરી તેને કહ્યું, "યોગીરાજ, મારા પ્રશ્નનો આપે કંઇપણ ઉત્તર દીધો નહિ, તેથી ફરી હું આપને વિનંતી કરૂં છું કે મેં જે આપને પૂછ્યું, તેની તમોને માહીતી છે કે નહિ એટલુંજ ફક્ત મને કહો, એટલે બસ,–કારણ જો તેની ખબર તમને

ન હોય તો હું મારો વખત ફોકટ ગુમાવી અહીંઆં બેસી રહું નહીં; કેમ જે બાજે કોઇપણ ઠેકાણે જઈને મારે તેનો અવશ્ય શોધ કરવો જોઈએ."

આ સાંભળી ફકીરે મૌન છોડયું, અને રાજપુત્ર પ્રત્યે બોલ્યો, "પ્રિય આર્ય, તમોએ મને જે પ્રશ્ન પુછયો તે સર્વથી હું વાકેફ છું; પરંતુ તમોને પ્રથમ જોવાની સાથેજ તમારાપર મારા મનમાં જે મમતા ઉત્પન્ન થઇ-ને જે તમો મને ઉપયોગી થઇ પડવાથી વિશેષ વૃદ્ધિંગત થઇ—તે માટે તે વસ્તુઓની ખબર તમોને કહેવી કે નહીં એનો મને મોટો વિચાર પડે છે?"

રાજપુત્ર બોલ્યો, "કેમ વારૂ? તે મને કહેવા માટે તમને શી અડચણ નડે છે? તેમાં તમોને શી શંકા આવી?" તે ગોગી બાવાએ કહ્યું, "ભાઇરે! તમોએ જે કામ હાથમાં લીધું છે તે તમોને લાગે છે તે કરતાં અત્યંત કઠીણ છે. તમારા સરખાજ પુષ્કળ શૂરા અને ધૈર્યવાન પુરુષો એને માટે આજપર્યંત આવી ગયેલા છે અને તેઓએ તમારી પેઠેજ તેની ખબર મને પૂછી છે. તેઓને મેં કહ્યું હતું કે આ કામમાં પડશો નહીં એવું ઘણું ઘણું મેં સમજાવ્યા અને ઘણા પ્રકારે બોધ દીધો, પરંતુ તેઓ પોતાની હઠ ન છોડતાં મને વારવાર કહેવા મંડયા, અને મારે પણ લાઇલાજથી આખરે તે ખબર કહ્યા શિવાય છૂટકો થયોજ નહીં. આટલું છતાં પણ તેમાંનો એકેનો પ્રયત્ન સિદ્ધ થયો નહીં અને તે સર્વે અનુક્રમે પ્રાણમુક્તજ થયા! એટલા માટે જો તમને તમારા આત્માની કંઇપણ કાળજી હોય તો મારી વાત સાંભળો અને અહીંથી આગળ ન જતાં આવ્યા તેજ રસ્તે સુરક્ષિતપણે પોતાને ઘેર જાઓ!"

આ ફકીરનું બોલવું રાજપુત્રને મૂળેજ રૂચ્યું નહીં. તે બોલ્યો, "તમે મને જે કહો છો તે કેવળ મારૂં હિત ઇચ્છીને કહો છો એ હું સારી રીતે સમજું છું, અને મારે માટે તમે જે શિક્ષણદાયક શબ્દો કહો છો તે માટે હું તમારો સંપૂર્ણ ઉપકૃત છું, તથાપિ મારો જે એક વખત નિશ્ચય થયો તે અનેક સંકટે પણ બદલવાનો મારો વિચાર નથી. મને કોઇપણ શું કરનાર છે? હું પક્કો શૂરવીર અને હથિયારબંધ છું, અને બીતિ તો કહેશો તો કહું છું કે મને કળિકાળની પણ લાગતી નથી! મને જો કોઈ જરાપણ ઉપદ્રવ કરે તો તેને નિર્મૂળ કરી નાંખવાની હું વાર કરૂં તેવો નથી."

ફકિર બોલ્યો, "પણ ભાઇરે, તમને ઉપદ્રવ કરનાર મનુષ્ય એક નથી,

પણ અનેક જણા છે; અને વળી તેઓ એવી ચમત્કારિક રીતે ઉપદ્રવ કરે છે કે તે કોઇના જોવામાં આવતું નથી ! ત્યારે હવે તેવા અદૃશ્ય શત્રુઓથી લઢીને તમો તમારો બચાવ કેવી રીતે કરશો એ મને કંઈ સમજાતું નથી." રાજપુત્રે કહ્યું, "તે ગમે તેમ હોય અને તે વિષે આપ મને ગમે તેટલું પણ કહેશો પરંતુ તે સંબંધી મારો નિશ્ચય કદી ફરવાનો નથી. એટલા માટે તમોને મારી એટલીજ વિનંતિ છે કે, તે રસ્તો આપને ખબર હોય તેવી રીતે મને યથાર્થ બતાવવાને જરા પણ અચકાવું નહિ."

ફકીરને જ્યારે માલમ પડયું કે, આ મનુષ્ય, આપણે તેના હિતની વાત કહેવા છતાં સાંભળતો નથી, અને તે ઉપરથી લાગે છે કે તે હઠીલાઇથી જરૂર આગળ જનારજ છે ત્યારે તેને રસ્તો વગેરે દેખાડવાનું તેણે નક્કી કર્યું. તેણે પોતાની પાસેની ઝોળીમાંથી એક કટોરો કાઢયો, અને તે રાજપુત્રના હાથમાં આપીને બોલ્યો, "હે યુવાન મનુષ્ય, મેં તમારા હિતને માટે ઘણા ઉપાય કરવા છતાં અને તમોને ઘણું ઘણું કહેવા છતાં તે તમારા માનવામાં આવતું નથી, અને મારૂં કંઈ ન સાંભળતાં ફક્ત તમો તમારી હઠનેજ વળગી રહ્યા છો, ત્યારે હવે નિરૂપાયે તમને રસ્તો દેખાડવાની તજવીજ કરવી મારે અવશ્યની છે. હવે તમે ઘોડાપર સ્વાર થાઓ, અને આ કટોરો તમારા આગળ નાંખો. તે કટોરો કુદરતી રીતથી આપો આપ આગળ ચાલ્યો જશે, અને છેવટે એક પર્વતની તળેટી આગળ જતાં અટકશે. તે કટોરો થોભ્યા પછી તુરતજ તમારે ઘોડાપરથી નિચે ઉતરવું; અને લગામ ઘોડાની ડોકપરજ નાંખવી; એટલે તમારા પાછા આવવા સુધી તે ઘોડો જરાપણ પોતાની જગ્યાએથી ન ખસતાં ત્યાંનો ત્યાંજ ઉભો રહેશે. પછી તમોએ તે પર્વત ઉપર ચઢવાનું શરૂ કરવું. તમને ચઢતી વેળાએ તમારી જમણી અને ડાબી બાજુએ કેટલાક કાળા પત્થરો દેખાશે, એટલુંજ નહીં પણ ચારે બાજુથી વિધવિધ પ્રકારના કર્ણને અત્યંત કઠોર, હૃદયને મહાભયકારી અને મનને અસહ્ય દુઃખદાયી શબ્દો તમારા સાંભળવામાં આવતા જશે. એ શબ્દો એવા તો ઉપરા ઉપરી તમને સંભળાશે કે તેથી તમારૂં ધૈર્ય હારી જશો, અને હવે આગળ ન જતાં પાછાજ ફરવું એવું તમને ખચીત લાગશે. આજ જે કંઇ ભયંકર સમય હું કહું છું તે છે. આ વખતે તમારે જરા પણ મનમાં ભય ધરવો નહીં, અને મુખ્યત્વે કરીને તો એ કે પાછું વળીને કદીજ જોવું નહીં. કારણ જો તમે પાછું વળી જરાપણ

જોયું, તો તત્ક્ષણે તમારી બંને બાજુના કાળા પથરા પ્રમાણે તમો પણ રૂપાંતર થઇ પત્થર બની જશો ! એ સઘળા પત્થરો તે, તમારા જેવા હઠીલા પુરુષો મારૂં ન માનતાં જક કરીને ત્યાં ગયેલા અને આવો પ્રાણાંત પ્રયત્ન કરેલો તેઓના દેહના બનેલા છે ! વારૂ, હવે આ સંકટમાંથી તમો ઇશ્વર કૃપાથી કદી ઉગરયા તો પછી પર્વતના શિખરપર ચઢી જજો, એટલે તે ઠેકાણે એક પાંજરૂં તમારી દૃષ્ટિયે પડશે. તે પાંજરામાંજ તમે જે બોલનારૂં પક્ષી કહોછો તે છે; અને તેનેજ તમે ગાનારૂં ઝાડ અને સોનેરી રંગનું પાણી ક્યાં છે તે વિષે પૂછજો એટલે તે તમને કહેશે. આથી વધારે મારે કંઇ પણ તમને કહેવાનું નથી. તમોને જે કંઈ મેં કહ્યું તે બરોબર ધ્યાનમાં રાખીને વચ્ચે નડવાનાં સંકટોમાંથી તમે ઉગરી ગયા, એટલે પછી તમોને કોઇ પણ વાતની ભીતિ નથી. પણ ફરીને હું તમોને કહુંછું કે આ કામ નિર્વિઘ્નપણે બનવું તદનજ અશક્ય છે. તમે વિના કારણ પોતાના જીવને નાશરૂપી સંકટમાં નાંખશો નહિ એમ પણ કહું છું, અને હજુ કંઇ સમજીને મનમાં ખૂબ વિચાર કરો. આટલું છતાં પણ તમારૂં મન ન વળ્યું તો તમોને ખરેખરજ કંઇ ગાંડું ભૂત વળગ્યું છે એમ હું તો સમજું છું !"

રાજપુત્રે પ્રત્યુત્તર દીધો કે, "યોગીરાજ, તમે પુનઃ પુનઃ અંતઃકરણના ખરા ઉદ્દેશ અને દયાની લાગણીથી મને બોધ કરો છો એ મારાપર તમારો મોટોજ ઉપકાર થયો છે. પણ શું કરૂં ? મારૂં મન તે ત્રણે વસ્તુ પ્રાપ્ત કરી લેવાપર એટલું ચોંટેલું છે કે તે ન મળી તો મારૂં જીવવુંજ વ્યર્થ છે એમ મને લાગે છે ! હશે, પણ તમોએ મને જે કંઇ કહ્યું છે તે હું પૂર્ણપણે લક્ષમાં રાખીને તે પ્રમાણે વર્ત્તિશ, એટલે તો મને ભીતિ નથીની ? મને ખચીત લાગે છે કે જે મારા સંકટનો ભયંકર વખત તમે સૂચવ્યો છે, તે હું ધૈર્ય રાખીને દૂર નસાડીશ. અને મારો મનોરથ પૂર્ણ કરીને ફરી સત્વરજ સુખરૂપ તમારા દર્શનાર્થે આવિશ." યોગીરાજ બોલ્યા, "તમે સુખરૂપ ફરીને મારી દૃષ્ટિએ પડશો ત્યારે હું તમને મોટા ભાગ્યવાન્ સમજીશ, પણ તે કેમ બનશે એ વિષેજ મને મોટી શંકા છે. અસ્તુ. પ્રભુ તમારૂં રક્ષણ કરનાર સમર્થ છે !"

આ પ્રમાણે તે બન્નેનો સંવાદ થયા પછી રાજપુત્રે તે પૂજ્ય યોગીરાજ–ફકીરને પૂર્ણ પ્રેમભાવથી દંડવત્ નમસ્કાર કરયા, ને પછી તે અશ્વારૂઢ થયો. અને ફકીરનો આપેલો કટોરો તેણે પોતાની

સામે ફેંક્યો. તત્ક્ષણે તેણે જોયું કે તે એટલો સપાટાબંધ સરકતો ગયો કે રાજપુત્રને તેની પાછળ પોતાનો ઘોડો ખૂબ જોરથી દપટાવવો પડ્યો. તે કટોરો પર્વતની તળેટી આગળ પહોંચતાંજ તુરત સ્થિર થઈ ગયો. લાગલોજ રાજપુત્ર ઘોડાપરથી ઉતરી પડ્યો અને ઘોડાની લગામ તેની ડોકપર નાંખી દીધી. ઘોડો જાણે ચારે બાજુથી બાંધી લીધા પ્રમાણે ઉભો રહ્યો. રાજપુત્ર **બહામને** પર્વતપર દૃષ્ટિ કરી તો ચઢાણના રસ્તાની બંને બાજુએ સેંકડો કાળા પત્થરો તેની નજરે પડ્યા. તે માત્ર ચાર પાંચ ડગલાં ચઢ્યો કે તરતજ તે ફકીરે કહ્યા પ્રમાણે પર્વતની ચોબાજુએથી ક્રૂર, બિભત્સ, ભયંકર શબ્દો તેના કર્ણને ઘાતક બાણસમ સંભળાવ્યા લાગ્યા, પ્રથમમાં તેને એવો શબ્દ સંભળાયો કે "ઓ મૂર્ખ મનુષ્ય, કયાં જાય છે? આને શું જોઈએ છિયે? એને પ્રતિબંધિત કરો; જવા દેશો નહીં!" પછીથી એમ સંભળાવા માંડયું કે, "એને પકડો, ઠાર મારો!" આગળ "રે હત્ ભાગ્યવાન્, ક્યાં મરવા જાય છો" એ મેઘગર્જના પ્રમાણે મહા ભયંકર શબ્દ તેના સાંભળવામાં આવ્યો. આટલું છતાં પણ રાજપુત્ર પૂર્ણ દૃઢતાથી પાછું વળી ન જોતાં આગળ ચાલ્યોજ ગયો. છેવટે, "નહીં, નહીં; તે બિચારાને શામાટે નાહક ત્રાસ દ્યો છો? તે પીંજરૂં અને પક્ષી તેનેજ મળનારાં છે. જવાદો તેને." એવા સમાધાનના શબ્દો તેના કાનને અથડાયા, જે સાંભળી તેને ધિરજ આવી, અને પોતાની આશા સફળ થશે એમ તે મનમાં ધારવા લાગ્યો. વળી એથી આગળ ચઢતાં પણ તરેહવાર અને મહાદુઃખદ શબ્દો ફરી ફરી સંભળાવા લાગ્યા. તોપણ રાજપુત્ર ધૈર્ય ધારણ કરીને કેટલોક આગળ વધ્યો. પણ અંતે જ્યારે તે કઠોર એને ધૈર્યહારક શબ્દો તોપના પ્રાણનાશક ગોળાની માફક સતત—વારંવાર—સંખ્યા પણ ન થઇ શકે એટલા થવા માંડયા, ત્યારે તેનું ધૈર્ય તદન ખસવા માંડયું, હાથપગ થરથર કાંપવા માંડયા ને આગળ ચાલવાને તે બીલકુલ અશકત થઇ પડયો. આથી ફકીરની આપેલી રક્ષણિક ચેતવણી તેના ધ્યાનમાં ન રહેતાં, તે રાજપુત્ર અત્યંત ભયભિત થઇને ઉપર ચઢવાનું માંડી વાળી નિચે ઉતરવાને રસ્તે પાછો વળ્યો. પછી શું પૂછવું? તત્ક્ષણે તે કાળો પત્થર બની રહ્યો? પર્વતની નિચે તેના ઉભા થઈ રહેલા ઘોડાની પણ એજ ગતિ થઇ ગઇ?

**બહામન** પોતાના ઘેરથી પ્રવાસે નિકળ્યો તે દિવસથી, તેની **બેહેન પરીજાદી**, પોતાના ભાઇએ આપેલો ચપ્પુ હંમેશાં પોતાના કમર બંધમાં રાખતી હતી; ને હમેશાં દિવસમાં કેટલીકવાર પોતાનો વડીલ

બંધુ ખુશીમાં છે કે કેમ તે ધારી ધારીને જોતી હતી. આ પ્રમાણે આજ પર્યંત તેને પોતાનો બંધુ કુશલ છે એવું માલમ પડવાથી પોતે સદા નિશ્ચિંત રહેતી હતી. રાજપુત્ર પર્વિજને પણ પોતાના વડીલ બંધુની કુશળતા જાણવા માટે ઘણી ઉત્સુકતા થતી હતી, એથી તેના કેહેવાથી પણ દિવસમાં કેટલીકવેળા રાજકન્યા તે ચપ્પુ ઉઘાડીને જોતી હતી. મતલબ કે આ પ્રમાણે ઘડીએ ઘડીએ તેઓ તેના સમાચાર જાણતાં અને પોતાના મનનું સમાધાન કરતાં હતાં.

ઉપર કહ્યા પ્રમાણે હે પ્રાણનાથ? રાજપુત્ર બહામનની અતિ દુઃખકારક સ્થિતિ જે દિવસે થઇ, તેજ દિવસે પર્વિજ અને પરીજાદી બને વાતો કરતાં હતાં તેવામાં પર્વિજે બેહેનને કહ્યું, "બેહેન, તે ચપ્પુ ઉઘાડ તો વારૂ! આપણા મોટા ભાઇના શા સમાચાર છે તે આપણે જોઇએ વારૂ!" એ સાંભળતાં રાજકન્યાએ તે ઉઘાડયું, અને જૂએ છે તો તેપર રૂધિરનાં ટીપાં પડેલાં છે! આ ભયંકર અને ખેદકારક બનાવ જોઇ તેણીએ તે ચપ્પુ એકદમ ભૂમિ પર ફેંકી દીધું ને તે બોલી "હાય! હાય! જ્યેષ્ટ બંધુ, હુંજ તારા અરિષ્ટનું કારણ થઇ પડી! અરે! હું પોતેજ મહાપાપિણી મારા પ્યારા ભાઇની વેરણ થઇ! હે બાંધવ, અરે વહાલા ભાઇ! હવે તું કયાંથી મારી દૃષ્ટિએ પડીશ? કેવી હું દુષ્ટા, અને અભાગી! હાય! તે બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ, અને સોનેરી રંગનાં પાણીની વાત તને કહેવાની મારી બુદ્ધિ કેમ થઇ? અરે! અમારો મેહેલ સુંદર છે કે નહિ અને તેમાં કોઈ વાતની ખામી છે કે કેમ એ મારે તે યોગિણીને પૂછીને શું કરવું હતું? હાય! તે ચંડાળણી અહીંઆં આવીજ નહોત તો બહુ સારૂં થાત. અરે દુષ્ટા! ઓ જોગીણી! તારો જે મેં આટલો આદર કર્યો હતો તેનું ફળ તેં મને આ આપ્યું કે શું? અરે, મારૂં ઘાતકી મન હવે વિચારે છે કે તેં જે વસ્તુઓ પ્રાપ્ત કરીને મારો બાગ શોભાવવાનું કહ્યું, અને જેને માટે મેં મારા ભાઇને પ્રવાસે મોકલ્યો, તે વસ્તુઓ ખરેજ, કંઇ આ દુનિયામાં કોઇ પણ ઠેકાણે હશે એમ સંભવિત નથી. રે પાપિણી, તું નાહક અમારા મનમાં ભૂત ભરાવી ગઈ, પણ શું કરૂં? તેં મને તારી સ્થિતિથી એવી બાવરી બનાવી દીધી છે કે તે વસ્તુઓ પ્રાપ્ત કરવાની ગાંડાઇ હજી સુધી મારા મગજમાંથી ખસતી નથી!"

પોતાના વડીલ બંધુના અરિષ્ટસૂચક સમાચાર જણાયાથી રાજપુત્ર પર્વિજને પણ પોતાની બેહેનના જેટલોજ પરાકાષ્ટાનો ખેદ પ્રાપ્ત થયો.

પરંતુ ત્રણ વસ્તુ પ્રાપ્ત થવા વિષેની બેહેનની ઇચ્છા હજુ સુધી પણ કમી થઇ નથી, એ જોઇ તે બોલ્યો, "બેહેની, મોટાભાઇ માટે આપણે કેટલોએ શોક કરીશું, અને કેટલું પણ દુઃખ ધરીશું, પરંતુ તેથી કાંઇ વળવાનું નથી. આપણ કેટલાંએ રડીશું અને આક્રંદ કરીશું પણ ભાઇ ફરી મળવાનો નથી! પ્રભૂનેજ તે વાત ગમી, તો પછી તેનો ઉપાય શો ? આ જગત્‌માં સર્વ કાર્ય તેની ઇચ્છા પ્રમાણેજ થાય છે, માટે તે રાખે તેમ રેહેવું એ આપણું કર્ત્તવ્ય છે." વળી તે બોલ્યો, "તે જોગિણીને તું જુઠી શાથી ઠરાવે છે ? તેણીએ બતાવેલી ત્રણ વસ્તુ આ જગતમાં નહિ હોય એ તું શા ઉપરથી સમજી ? તેં તેનું એટલું બધું આદરાતિથ્ય કીધું, છતાં તે મહાત્મા જોગિણી તને નિઃસ્વાર્થ પોતાના મનનોજ કોઇ ગપેડો ઠોકી ફસાવે એવું બની શકે કેમ વારૂં ? મને લાગે છે કે આપણા મોટાભાઇના મૃત્યુનું કારણ, તે તેની પોતાની તરફનીજ કંઇ ભૂલ હશે, અથવા આપણે અત્યારે કંઇ કલ્પના ન કરી શકીએ એવીજ કંઇ બાબત બની હશે. એટલા માટે કંઇ આપણે આપણો આ હેતુ સિદ્ધ કરવા વિષેના વિચાર માંડી વાળવા ન જોઈએ. તે વસ્તુઓ પ્રાપ્ત કરવા જવા માટે પ્રથમતઃ જેવો હું તૈયાર હતો તેવોજ અત્યારે પણ છું. વડીલ બંધુનું અરિષ્ટ થવાથી મારૂં મન યત્કિંચિત્ પણ ત્યાં જવા માટે પાછું હઠતું નથી. હવે જરૂર કાલેજ હું ત્યાં જવા માટે વિદાય થઇશ."

એક ભાઇ ગયો તે ગયો, પણ વળી બીજો ન જાય અને પોતે ભાઇ વિનાની ન થાય માટે રાજકન્યાએ પર્વિજને ઘણુંએ સમજાવ્યો, પણ તેનો જે દૃઢ નિશ્ચય થયેલો હતો તેથી પોતે જે અનેક સમજણની વાતો કહી, અને ઘણી તરેહથી તેનું મન પાછું પાડવાને તેણે ઉપાયો યોજ્યા, પણ તેનો કંઇએ ઉપયોગ થયો નહીં. પર્વિજે પણ વિદાય થવા અગાઉ પોતાના ભાઇની પેઠે પોતાના શરીર સ્થિતિના સમાચાર જાણી લેવાને અર્થાત્ પોતે જીવતો છે કે નહીં તે પોતાની બેહેનને સમજવા માટે એક સો મોતીનો હાર પરીજાદીને આપીને બોલ્યો, "બેહેની, આ હું તને મારી ખાત્રીપૂર્વક અવસ્થા જાણવાને સાધનરૂપ આ મોતીનો હાર આપું છું. તેનો ચમત્કાર એવો છે કે, તે મોતી જ્યારે તું સરકાવિશ અને આઘાં પાછાં કરીશ તે વખતે વગર હરકતે તેના દોરાપર ખસી શકશે, ને એમ થાય ત્યારે જાણવું જે હું નિશ્ચિંત સુખી છું. પરંતુ એથી ઉલટું જો તે મોતી તારા સરકાવવા છતાં પણ જેમનાં તેમ દોરાપર ઘટ્ટ ઠસેલાં રહે અને

ખશે નહીં, તો જરૂર જાણજે કે મારૂં અરિષ્ટ-અર્થાત્ મોટા ભાઇના જેવી મારી અવસ્થા થઇ છે." આટલું કહેવા ઉપરાંત ફરીને તે બોલ્યો, "બેહેન, અને ખાત્રી છે કે તે મોતીના સેર તને સદા મારા કુશળની ખબર આપતાં રહેશે અને છેવટે નિશ્ચે આ કાર્ય સિદ્ધ કરી હું મારી વહાલી બેહેન આગળ સુખરૂપ આવીને ઉભો રહીશ."

બીજે દિવસે પોતાની બેહેનના જવા ન દેવાના અત્યાગ્રહ છતાં પણ પર્વિજ ચાલી નિકળ્યો. વિસમે દિવસે, પોતાના ભાઇને જે ફકીર મળ્યો હતો તે તેને પણ મળ્યો. પર્વિજે તેની આગળ જઇ સલામ કરી અને બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ અને સોનેરી રંગનું પાણી, એ ત્રણ વસ્તુ ક્યાં મળશે તેની હકીકત પૂછી. ફકીરે, બહામનને આ અ-લભ્ય વસ્તુઓ મેળવવા માટે કેટલાં તિવ્ર દુઃખો, અને વિટંબણાઓ સહન કરવી પડશે વગેરે જે કહ્યું હતું તે પ્રમાણે આને પણ સમજાવ્યું. અને બોલ્યો, "ભાઈ, આ સંકટમાંથી પાર પડવાની આશા તદ્દન વ્યર્થજ છે. તમારા સરખાજ મળતા ચેહેરાનો એક તરુણ પુરુષ થોડા દિવસપર અત્રે આવ્યો હતો અને મેં તેને આ કામમાં ન પડવા વિષે પુષ્કળ પ્રકારે વિનવિ વિનવિને કહ્યા છતાં તેણે મારૂં સાંભળ્યું નહીં અને આખરે ફસી પડયો! તેવીજ તમારી ગતિ પણ થશે! માટે મારૂં માનો તો આ વાતના ફંદમાં તમે કદી પડતાજ ના."

પર્વિજે જવાબ આપ્યો, "યોગીરાજ, તમે કોને વિષે આ વાત કહોછો તે હું સમજ્યો. અરેરે! તે મારોજ મોટો ભાઈ હતો. અને તે આ કાર્ય કરતાં મરણ પામ્યો તેની ખબર મને અગાઉથીજ જણાઇ છે, પરંતુ તેને શું થયું એ મને જરાએ સમજાયું નથી." એ સાંભળી ફકીર બોલ્યો, "એનું શું પૂછવું ? અરે, તેતો કાળી શિલા થઇને પડયો અને આજપર્યંત જે જે લોકોએ આ પ્રયત્ન કર્યો તે સર્વેની પણ તેવીજ ગતિ થઇ છે. માટેજ હું તમને કહું છું કે તમે ફોકટ તમારો જીવ જોખમમાં નાંખશો નહીં. પરંતુ તમારા બોલવાપરથી તો તમારો કરેલો નિશ્ચય બદલવો નહોય એમ મને ભાસે છે, તેથી તમે એટલું કરો કે મારા કહેવા પ્રમાણે વર્તજો, નહીં તો તમારા ભાઇ પ્રમાણે તમારી પણ અવસ્થા થશે એમાં કંઇ શંકા નથી !"

રાજપુત્ર બોલ્યો, "બાવાજી, મેં આપને માટે કંઈ પણ સેવા બજાવી નથી, છતાં આપ મારાપર આટલી મમતા અને કાળજી ધરાવો છો એથી

આપનો મારાપર મોટો ઉપકાર થયો છે. પણ મારૂં કહેવું એટલુંજ છે કે મેં આ કામ માથાંપર લીધા પેહેલાંજ તે કેટલું અશક્ય અને દુર્ઘટ છે તેનો વિચાર પૂર્ણ રીતે કરીને પછીથી તે કરવા માટે પ્રવૃત્ત થયો છું. એટલા માટે હવે કંઇ પણ થાય તોપણ હું તેનો ફેડો મૂકીશ નહીં! મારી હવે આપને નમ્રતાપૂર્વક એટલીજ વિનંતિ છે કે મારા વડીલ બંધુને જેમ આપે કૃપા કરીને ત્યાં જવા માટે રસ્તો બતાવ્યો તેમજ મને પણ બતાવો એટલે બસ. મને એટલો તો જરૂર ભરોંસો છે કે આપના કહેવા પ્રમાણે વર્તવામાં કંઈ પણ ફેર ન પડતાં મેં હાથ લીધેલું કામ હું સંપૂર્ણ પાર ઉતારીશ." એ સાંભળી ફકીરે કહ્યું; "શું કરૂં? હવે જ્યારે તમે મારૂં કહ્યું કંઇ માનતાજ નથી, ત્યારે મારો ઉપાય નથી-અને તેથી તમોને રસ્તો દેખાડવાની તથા ત્યાં જવાની તજવીજ કરી દેવી જરૂરની છે. મારી પાસે એક કટોરો છે, તેનો આ કામમાં તમારે ઉપયોગ કરવાનો છે. તે મેં તમોને કયારનોએ આપ્યો હોત, પણ શું કરૂં મારાથી જરાએ હલાતું ચલાતું કે ક્યાંહી જઇ અવાઇ શકાતું નથી!"

આ સાંભળતાંજ રાજપુત્ર ઘોડાપરથી નિચે ઉતર્યો, અને ફકીરની નજીક ગયો એટલે ફકીરે પોતાની ઝોળીમાંથી એક કટોરો કાઢયો, અને તે પર્વિજના હાથમાં આપીને બહામનને તેણે જે પ્રમાણે કહ્યું હતું તેમ તેને પણ કહ્યું. પછી ફરીને તે બોલ્યો, "પર્વત ઉપર જે કંઇ ભયંકર શબ્દો તમારા સાંભળવામાં આવશે તેનાથી નિડર રહેવા વિષે માત્ર ખબરદારી રાખજો. આ પ્રમાણે પર્વતના શિખરપર પાંજરૂં દૃષ્ટિએ પડે ત્યાં સુધી તમો પહોંચશો તો જરૂર તમારૂં કામ પાર પડયું તમે સમજજો." એટલું કહીને રાજકુંવરને વિદાય કીધો.

રાજપુત્રે ફકીરનો બહુ પાડ માન્યો ને સલામ અલેકુમ કરી પોતાના ઘોડાપર સ્વાર થયો. પછી લાગલોજ ફકીરે આપેલો કટોરો આગળ ફેંકયો ને જેવો તે સપાટાબંધ ચાલ્યો કે તેની પછવાડેજ પોતાનો ઘોડો તેટલાજ વેગમાં જતો મૂકયો. કટોરો નિયમપ્રમાણે પર્વતની તળેટી આગળ પહોંચતાંજ અટકયો એટલે રાજપુત્ર ઘોડાપરથી નિચે ઉતર્યો અને ફકીરના કહ્યા પ્રમાણે સઘળી બાબતપર લક્ષ દઇને તેણે સઘળી યાદ કીધી. પછી કંઇપણ થાય તોપણ ન બીહીવું એવો દૃઢ નિશ્ચય કરીને તેણે પર્વતપર ચઢવું શરૂ કર્યું; પણ તે પાંચ છ પગલાં ચાલ્યો નહીં હશે તેટલામાં તો, "ઉભો રહે દુષ્ટ, કયાં ચાલ્યો જાય છે? તને તારા આ ધીઠપણા

બદલ જરૂર શિક્ષા કરવી જોઇએ!" એ પ્રમાણેના ભયંકર શબ્દો જાણે કોઇ તેની પછવાડેથી બોલે છે, એમ તેના સાંભળવામાં આવ્યું. આ શબ્દો સાંભળતાંજ ફકીરે કહેલી વાત રાજપુત્રના ધ્યાનમાં ન રહેતાં લાગલીજ મ્યાનમાંથી પોતાની તરવાર કાઢી, અને પોતાને ત્રાસ દેનાર દુષ્ટને એકદમ પારિપત્ય કરવાના ઇરાદાથી તેણે ક્રોધથી પાછું ફરી જોયું. અને પછી પૂછવુંજ શું! તત્કાળ તે અને તેનો ઘોડો બંને કાળી શિલાઓ બની રહ્યા!

પર્વિજ ઘરથી નિકળ્યો તે દિવસથી તેની બેહેન, નિરંતર દિવસમાં કેટલીકવાર, પોતાના ભાઇએ આપેલી સેરમાંનાં મોતી સરી શકે છે કે નહીં તે તપાસતી હતી. રાત્રે સૂતી વેળા પણ તે સેર તેણી પોતાના પલંગ ઉપરજ મૂકી રાખતી હતી અને સવારે ઉઠતાંની વારજ મોતી સરકાવી જોતી હતી. જે દિવસે રાજપુત્રની અવસ્થા ઉપર કહ્યા પ્રમાણે થઇ તે દિવસે પરીજાદીએ તે સેર કાઢીને જોઇ અને મોતી ખેસડવા માંડયાં તો તે ગીચોગીચ ઠસી ગયેલાં હતાં અને જરા-પણ દોરાપર આધાં પાછાં ફરી શકતાં નહોતાં! આ જોઈને તેના આ ભાઈની અવસ્થા પણ પેહેલા પ્રમાણેજ થઇ એવું ખરેખર તેને લાગ્યું. તેને સખેદાશ્ચર્ય ઉત્પન્ન થયું અને પોતાના બન્નો ભાઇઓને ખોઇ બેસતાં પોતે એકલી નિરાધાર અને ભાઇ વિનાની થઇ તેથી તેણીને અપાર કષ્ટ પ્રાપ્ત થયું. તે ઉડાં નિશ્વાસ નાંખવા લાગી અને ઘણા પ્રકારે વિલપંતિ ને સોચન્તિ પોતાનાં બંધુના ગુણ ગાવા લાગી ને પોતાને હિણવા મંડી. આટલું છતાં તેનો નિશ્ચય તે ત્રણ વસ્તુ પ્રાપ્ત કરવાપરથી પાછો ફર્યો નહીં. આવો બારીક વખત આવ્યો તો પછી પોતે કેમ કરવું તેનો તેણે આગળથીજ વિચાર કરી રાખેલો હતો. તેથી વ્યર્થ દુઃખમાં વખત ન ગાળતાં બીજે દિવસે પ્રાતઃકાળેજ તેણે હથિઆરબંધ તરુણ પુરુષનો વેષ લીધો, અને 'હું બેચાર દિવસમાં પાછી આવીશ' એમ તેના ચાકર નફરોને કહીને જે રસ્તે તેના બંને ભાઈ ગયા હતા તેજ રસ્તે પોતે પણ પ્રયાણ કીધું.

રાજકન્યા પરીજાદી નહાનપણમાં પોતાના ભાઇની સાથે શિકાર રમવા જતી તેથી તેને ઘોડાપર બેસવાનો સારો મહાવરો પડી ગયો હતો; એટલે આ પ્રવાસ કરવામાં જેટલો શ્રમ પડવાનો તેને સંભવ લાગતો તેટલો શ્રમ થયો નહીં. તે પોતાના ભાઇઓની માફકજ નિયમિત વિશ્રામે

દિવસે પેલો ફકીર જ્યાં બેઠો હતો ત્યાં આવી પહોંચી. તેની નજીકમાં જતાં તેણી ઘોડાપરથી નિચે ઉતરી અને ઘોડાની લગામ ઝાલી ફકીર નજીક જઈ બેઠી. ફકીરને તેણે પ્રણામ કર્‌યા પછી તે બોલી, "યોગીરાજ, મને તમારી પાસે બેસીને ક્ષણભર વિસામો લેવાની આજ્ઞા આપો, અને આટલામાંજ નજીક કયાંહી બોલનારૂં પક્ષી, ગાનારૂં ઝાડ, અને સોનેરી રંગનું પાણી એ ત્રણ વસ્તુ છે એમ મેં સાંભળ્યું છે તેનું ઠેકાણું જો આપને ખબર હોય તો કૃપા કરી કહો."

તે વૃદ્ધ યોગી બોલ્યો, "અહો તરુણી, જોકે તમારા પોશાક ઉપરથી તો તમો પુરુષ દીસો છો, પણ તમારા બોલવાનો અવાજ સાંભળતાંની વારજ તમો સ્ત્રી છો, એ મેં ખચીત જાણ્યું, અને એટલા માટે તેવીજ રીતથી અર્થાત્ તમારા સ્ત્રીપણાને યોગ્ય રીતભાતથી તમારી સાથે વાત કરીશ." એટલું કહી ફરી તે બોલ્યો, "બાઈ, મુજ ગરીબપર કૃપા કરી તમે અહીં સુધી આવ્યાં અને મુને પ્રણામ કીધા એથી મને મોટું માન મળ્યું એમ હું સમજું છું. તમે કહી તે વસ્તુઓનું ઠેકાણું મને ખબર છે; પરંતુ તે પૂછીને તમારે શું કામ છે?"

**પરીજાદી** બોલી, "યોગીરાજ! તે ચમત્કારિક વસ્તુઓને અંગે ઘણોજ વિલક્ષણ ગુણ છે એવું મને એક જોગીણીએ કહ્યું હતું. તેટલા માટે તે પ્રાપ્ત કરી લેવાની મને અત્યંત ઉત્કંઠા થઇ રહી છે." ફકીરે કહ્યું, "બાઇ, તે જોગીણીએ તમોને જે કહ્યું તે તદ્દન ખરૂં છે, એટલુંજ નહિં, પણ તેણીએ તે વસ્તુઓનું જે વર્ણન તમારી આગળ કર્‌યું છે તે તે વસ્તુઓના અંગીભૂત ગુણોના પ્રમાણમાં કંઈજ નથી! પણ બાઈ, તે વસ્તુ પ્રાપ્ત થવી કેવળ અશક્ય છે; કેમકે તે કામમાં એટલાં મહાન સંકટો છે કે તેમાંથી તમારે પાર પડવાની આશાજ રાખવી ફોકટ છે. મને લાગે છે કે તમોને જો એ વાતની અગાડીથી ખબર પડી હોત તો તમો આ અપ્રાપ્ય વસ્તુ ગ્રહણ કરી લેવાનું મનમાં સુદ્ધાં આણત નહિ! હશે, હજી શું બગડી ગયું છે. હવે તમે તમારે પાછાં ચાલ્યાં જાઓ. નાહક પોતાનો નાશ થવાનો માર્ગ પૂછીને તે કહેવાની મને જરૂર પાડશો નહીં."

રાજકન્યાએ કહ્યું, "મહારાજ, હું આટલો લાંબો પ્રવાસ કરીને ને અથાક શ્રમ વેઠીને આવેલી છતાં, મારા પોતાના મનનો હેતુ પૂરો ન કરી એમની એમ પાછી જઇશ તો મને અત્યંત ખેદ પ્રાપ્ત થશે. આપ કહો છો કે તે કામમાં અતિ મહાન્ સંકટો આવે છે, તો તે ક્યાં અને

કેવાં સંકટો છે તે જરા મને કહો તો ખરા ? તે સાંભળ્યા પછી હું તેનો વિચાર કરીશ અને તેમાંથી પાર પડી શકવાનું સામર્થ્ય ને ધૈર્ય મારામાં છે એવું જો મને લાગશે તોજ તેનો ઉદ્યોગ હું કરીશ, નહિ તો મુંગી મુંગીજ આવી તેમ પાછી જઇશ."

રાજકન્યાનું એ પ્રમાણેનુ બોલવું સાંભળી ફકીરે, રાજપુત્રો બહામન અને પર્વિજ એઓને જે પ્રમાણે શિક્ષણ આપ્યું હતું તેજ પ્રમાણે સવિસ્તર તેણીને કહ્યું; અને તેનો વિચાર કોઇપણ રીતે તે અપ્રાપ્ય વસ્તુ ગ્રહણ કરવાથી મુક્ત કરવો એવા ઉદ્દેશથી તે કહેવામાં કેટલીક અતિશયોક્તિ પણ કરી. રાજપુત્રીએ ફકીરનું બોલવું બરોબર લક્ષમાં રાખીને વિચાર કરીને તેને કહ્યું, "આમાં મુખ્ય બે વાત કઠીણ છે. તેમાં એક તો એ કે પર્વતપર ચઢતાં જે ભયંકર અને ચમત્કારિક શબ્દો સાંભળવામાં આવે છે તેથી બીહીતાં પાછું વાળીને જોયા શિવાય ધીટ ધીર ને નિડર મન કરી આગળ ચાલ્યાં જવું; અને બીજું એકે તે શબ્દોને માટે કંઇ પણ મનમાં સંકલ્પ વિકલ્પ કરવોજ નહિ અને તેનો જવાબ દેવાનું અગર તે શબ્દ કરનારને શિક્ષા કરવાનું મનમાંજ લાવવું નહિ ! હવે જો પાછું વાળી જોવા વિષે કહેશો તો હું ખાત્રીથી કહું છું કે મેં મારા મનથી દ્રઢ નિશ્ચય કર્યો કે પાછું વાળીને જોવુંજ નહિ, ને ત્રિકાળે પણ તે નિશ્ચય ફરવાનો નહિ પરંતુ ભયંકર અવાજ સાંભળી તેથી ન ડરવું એ વાત કઠીણ છે ખરી, કારણ કે મોટમોટાશૂરા અને ધૈર્યવાન્ પુરુષોની પણ તે શબ્દો સાંભળીને ગતિ ભંગ થઇ જાય એમ છે ! પણ મહારાજ, તેને માટે મેં એક યુક્તિ શોધી કાઢી છે, અને તેનો ઉપયોગ આમાં થઇ શકશે કે નહિ એ માત્ર આપ મને કહેશો." ફકીરે પૂછ્યું કે, "તે યુક્તિ કઇ છે તે મને કહે." "હું મારા બંને કાનોમાં રૂનાં પુમડાં ખૂબ ઘટ્ટ કરીને ઘાલીશ એટલે મને લાગે છે કે ગમે તેવા મોટા અને ભયંકર શબ્દો થશે તે પણ ઘણું કરીને મારા સાંભળવામાં આવશે નહીં, અને તેથી કરીને મને તેની ઝાઝી ભીતિ લાગશે નહીં !" એમ રાજકન્યાએ કહ્યું.

ફકીર બોલ્યો, "બાઈ, આજ પર્યંત જે જે લોક મને તે રસ્તો પૂછવાને આવ્યા છે તેઓમાંના કોઇએ પણ તમે કહોછો તે સાધનનો ઉપાયોગ કીધો નથી; પણ તેઓ સર્વ મરણ પામ્યા એટલુંજ ફક્ત હું જાણું છું. હવે તમારે પોતાનો છંદ પુરો કરવોજ એવો નિશ્ચય હોય અને મરવાની બીહીક ન હોય તો એ યુક્તિ તમે કરી જુઓ. તેનો

ઉપયોગ થાય તો એ ઘણી ઉત્તમ છે; પરંતુ આખરે એકવાર ફરીને તમોને કહું છું કે બાઇ, મારૂં કહેવું માનો તો તમો આ નાદમાં પડવાનો વિચારજ છોડી દો."

રાજકન્યા બોલી, "મહારાજ, આપ વૃદ્ધ છો અને આપને થયેલા આજ દિવસ સુધીના પકકા અનુભવથીજ આપ મને તે ફંદમાં પડવાની મના કરોછો. વળી એજ કામમાં આપનુ ન માનીને ગયેલા મારા બન્નો ભાઇઓ પણ હમણાંજ કાળા પથ્થર બની ગયા છેઃ આટલું છતાં મારી ધિટ્ટાઇનું કારણ આપ જાણશો કેઃ મારાં માતપિતા ઘણા દિવસથી ગત થઇ ગયાં છે, અને માબાપ વિનાની હું આટલા દિવસ સુધી મારા વહાલા ભાઇઓની સાથે નિશ્ચિંતપણે અને પૂર્ણ આનંદથી દિવસ નિર્ગમન કરતી હતી. આ સંસારમાં તેઓ વિના મારૂં કોઇ નહોતું; છતાં તેઓ બંને આ કામ પાછળ પોતાનો પ્યારો આત્મા ખોઈ બેઠા અને તે ફક્ત મારેજ માટે, ત્યારે મારે અભાગિણીને જીવીને હવે શું કરવું છે? આમ પણ ભાઈઓના વિયોગે હું જરૂર ઝુરી ઝુરીને મરવાનીજ, ત્યારે આ પ્રયત્નને બહાનેજ મારૂં મોત થાય તો એક રીતની નિરાંત. આ પ્રયત્નમાં હું સફળ થઇ ત્યારે તો ઠીકજ છે, નહિ તો એકવાર મરવું તો છેજ. આમ મરવું તેમ મરવું, કાં નહિ લડતાં મરવું? માટે યોગીરાજ, હું જરૂર ત્યાં જઇશજ અને મેં કહી એ યુક્તિનો સારો ઉપયોગ એ કામમાં થશે એમ મને લાગે છે એટલા માટે મેં તે કરી જોવાનો નિશ્ચય કીધો છે. હવે ફક્ત કિયે રસ્તેથી જવું એટલુંજ માત્ર આપ મને બતાવો. એ શિવાય વધારે કંઇપણ તસદી હું આપને આપવા ઇચ્છતી નથી." પરીજાદીએ પોતાની હઠ છોડી દેવી એ મતલબની ફકીરે પુનઃ પુનઃ ઘણીએ વાતો કહી, પણ તેણે તેનું કંઈ પણ માન્યું નહીં. એથી ફકીરને તેનો પકકો નિશ્ચય માલમ પડવાથી પોતાની ઝોળીમાંથી આગળની માફક, એક કટોરો કાઢયો અને તે તેણીના હાથમાં દઇને બોલ્યો, "આ કટોરો લો. તમે ઘોડાપર બેઠાં પછી એને તમારા સામે ફેંકો અને તે જેમ જેમ આગળ ચાલ્યો જાય તેમ તમે તેની પાછળ પાછળ ચાલ્યાં જજો. તે કટોરો છેવટે પર્વતના મૂળ આગળ અટકશે, ત્યાં આગળ તમે પણ ઘોડાપરથી ઉતરજો અને લાગલાંજ ત્યાંથી પર્વતપર ચઢવા માંડજો. હવે બાકીનું તો સર્વે તમોને કહેલુંજ છે તે સર્વે યથાર્થ લક્ષમાં રાખીને ઘણી સાવધગીરીથી તેમ વર્તવા માટે કાળજી રાખજો."

રાજકન્યાએ ફકીરનો ઘણોજ ઉપકાર માન્યો, અને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તરત પોતે ઘોડાપર સ્વાર થઇ. ફકીરનો આપેલો કટોરો ઘોડા આગળ ફેંકયો અને તે પર્વતની તળેટી આગળ જઇને અટકયો ત્યાં લગણુ તેની પાછળ પાછળ **પરીજાદી** ત્વરાથી ચાલી ગઇ.

પછી તે ઘોડાપરથી ઉતરી અને પોતાના બંનો કાનમાં રૂનાં પુંમડાં ઘાલ્યાં. જે રસ્તે થઈને તે પર્વતપર ચઢવાનું હતું તે તેણીએ ખૂબ તપાસ કરીને જોયો અને પછી ઘાડા ધૈર્યથી ધીમે ધીમે તેણે ઉપર ચઢવું શરૂ કીધું. પૂર્વે કહેલા ક્રૂર શબ્દો તેના સાંભળવામાં આવ્યા, પણ તેણે જે કાનોમાં પૂમડાં ઘાલ્યાં હતાં તેનો અત્રે મોટો ઉપયોગ થયો. તેણી જેમ જેમ વધારે આગળ જતી ગઇ તેમ તેમ ખૂબજ મોટા મોટા ભયંકર શબ્દો થવા માંડયા; પરંતુ કાન બંધ કરવાને લીધે તેણીને તેનું કંઇ ભય લાગ્યું નહીં. આ સમયે **પરીજાદીને** કેટલાક મહાઉન્મત્ત અને નિર્લજ્જપણાના ભયંકર તથા ધૈર્યહારક અને વિશેષે કરીને સ્ત્રીઓના મનને ઘણુંજ માઠું લાગે તેવા ક્રૂર બિભત્સ શબ્દો સંભળાવા માંડયા. આટલું છતાં પણ તેના યોગે તેને ખરાબ ન લાગતાં, અગર તેણીનું ધૈર્ય જરાપણ ન ખસતાં ઉલટી તેણી હસીને પોતાના મન પ્રત્યે બોલી, "હરકત નહીં! બોલવા દો ! આ કરતાં પણ ઘણા ભયંકર શબ્દ મારા સાંભળવામાં આવશે તોપણ હું બીહીશ નહિ ! શું ? માત્ર શબ્દજ થાય છે કેની ? કોઇ થોડુંજ મારા શરીરને કે આત્માને કંઇપણ ઇજા કરવાને મારી દૃષ્ટિ આગળ આવી ઉભું રહે છે, અગર થોડુંજ કોઈ મને પકડે છે અગર પ્રહાર કરે છે? છી:છી ! ગમે તેવા પણ માત્ર શબ્દથીજ બીહીવું કેવું ? એથી તો ચઢવામાં ઉલટી મને વધારે સ્ફુરતા આવે છે!" આમ વિચાર કરતી તે એટલી ઉંચે સુધી ગઇ કે તેને તે પક્ષી અને પાંજરૂં દીસવાં લાગ્યાં. તે પક્ષી તદન નાનું છતાં પણ તે વખતે થતાં મોટા શબ્દોની સાથે પોતે પણ આરડવા માંડયું. તે એવા શબ્દ કરતું હતું કે "દુષ્ટા, જા અહીથી સત્વર, ખબરદાર, જો આગળ પગલું ભરીશ તો તારૂં મોતજ આવ્યું જાણજે."

આ સાંભળતાં તો તે રાજકન્યાને ઉલટું વધારે ધૈર્ય આવ્યું અને ચાલતી હતી તે કરતાં વધારે ઉતાવળે પગલે આગળ વધવા માંડી. એ પ્રમાણે તે પર્વત-ના શિખરપર પહોંચી ને ત્યાં જોયું તો જમીન તદન સપાટ હતી. તે જલદીથી પક્ષીનાં પાંજરાં નજીક ગઈ અને તેપર થાપ મારીને કહેવા લાગી,

"અરે પક્ષી, ! તું મારા હાથે ન પડે તે માટે તારાથી બન્યા તેટલા પ્રયત્નો બહુ અચ્છી રીતે કર્યા, પણ આખર મેં તને મારે હસ્તક લીધો છે ! હવે મારા હાથથી છુટવાની તારે આશાજ ન રાખવી! તારા કોટી પ્રયત્નના પાશમાં હું પડવાની નથી."

હવે **પરીજાદી**એ પોતાના કાનમાંનાં રૂનાં પુમડાં કાઢી નાંખ્યાં, એટલે તે પક્ષી તેની પ્રત્યે બોલ્યો, "બાઈ સાહેબ, મારા સ્વાતંત્ર્ય માટે જેઓ યત્ન કરતા હતા, તેઓને મેં મદદ કરી એ માટે તમો મારાપર રાગ આણશો નહીં. જુઓ કે આ ઠેકાણે જો કે હું પાંજરામાં છું છતાં હું પરતંત્ર છું એમ મને મૂળેજ લાગતું નહોતું; અને હું મારી આ સ્થિતિમાં મોટું સુખ માનતો હતો. પરંતુ આખરે પરતંત્રતા ભોગવવાનુંજ મારે કપાળે આવ્યું છે તો પછી કોઇ ગમે તેવાંના પાલવે ન પડતાં તમારા સરખી શૂર ને મોટા હૃદયની સ્ત્રીને હાથે હું સોંપડ્યો એથી મને મોટો આનંદ થાય છે. હવે હું આપના પવિત્ર હુકમને તાબે રહીને આપનાથી જરા પણ ઉલટો ચાલીશ નહીં એ વાતની તમો ખાત્રી રાખજો. હે બાઇ, તમે કોણ છો તેની તમોનેજ ખબર નથી, પરંતુ મને સારી પેઠે માહિતી છે; અને પ્રસંગ આવશે ત્યારે હું એટલો બધો તો આપને ઉપયોગી થઈ પડીશ કે તમો જન્મભર મારો ઉપકાર વિસરશો નહીં ! મારા બોલવા પ્રમાણે મારી કૃતિ છે કે નહીં એનો આપને હમણાંજ અનુભવ લેવાની મરજી હોય તો, તમારે શું જોઇએ છિયે તે કહો એટલે એક ક્ષણવાર પણ ન લગાડતાં હમણાં ને હમણાં તે તમને પ્રાપ્ત કરાવી આપીશ!"

આ સાંભળીને રાજકન્યાને જે આનંદ થયો તેનું વર્ણન થઇ શકે એવું નથી ! તેણી તે પક્ષી પ્રત્યે બોલી; "અયે પ્રિય **બુલબુલ**, આટલામાંજ ક્યાંહી સોનેરી રંગનું પાણી છે એવું મારા સાંભળવામાં છે; માટે તે કયાં છે તે પ્રથમ તું મને કહે." તે સાંભળીને તત્કાળજ પક્ષીએ તેણીને તે સોનેરી રંગવાળી જગ્યા બતાવી. રાજકન્યાએ લાગલીજ ત્યાં જઇને એક કુપ્પી, જે તેણે પોતાની સાથેજ ખસુસ કરીને રાખી હતી તે કાઢી અને સોનેરી રંગનું પાણી તેમાં ટકોટક ભરી લીધું. પછી તે ત્યાંથી પાછી ફરતાં પક્ષી આગળ આવીને બોલી, "પક્ષીરાજ, હવે અહીંઆં ગાનારૂં ઝાડ છે તે કયાં છે? કારણ કે તે પણ મારે જોઇએજ છિયે." પક્ષી બોલ્યો, "પેલી તમારી પાછળ થોડે દૂર જે ઝાડી દીસે છે તેમાં તે છે." આટલું

કહેતાંજ રાજકન્યા તરત તે ઝાડી નજીક ગઈ તો તે ગાનારાં ઝાડનાં મધુર સુસ્વરિત ગાયન ઉપરથી તેણીએ તેને ઓળખી કાઢયું. પરંતુ તે ઝાડ તો મોટું જાડું ઘટાવાળું અને બહુ ઉંચું હતું એટલે તેને કેવી રીતે લેવું એ વાતની તેને સુઝ ન પડવાથી તેણીએ પાછી ફરી તે પક્ષી કને આવીને પૂછયું, "પક્ષી, તે ઝાડ તો બહુ મોટું છે; તે કંઈ માણુસથી ઉંચકાય અથવા તેની જગ્યાપરથી ખસેડાય નહીં, માટે તેને કેવી રીતે લઇ આવવું તે કહે." પક્ષી બોલ્યો, "બાઇ, તે ઝાડને સમૂળ ઉંચકવાની કંઇજ જરૂર નથી; તેની કલમ લાગે છે, માટે તેની એકાદી ડાળી તોડી લઇ આવો એટલે બસ. કારણ કે થોડાજ દિવસમાં તે ડાળી રોપ્યા પછી મોટું ઝાડ ફાલી નિકળશે."

રાજકન્યાને તે જોગેણે કહેલી આ ત્રણ બહુ લોકોત્તર વસ્તુઓ તો હવે પ્રાપ્ત થઇ; પણ તેને માટે તેના બંને ભાઇ જે મરણ પામ્યા હતા તેઓને તેણીને ફરી જીવતા કરવાની ઇચ્છા હતી. એટલા માટે તેણી તે પક્ષીને કહેવા લાગી, "હે વિહંગમ! તેં મારે માટે આ મહાભારત બંને કામ તો સંપૂર્ણ કીધાં, પણ તે કરતાંએ ઘણા મહત્વનું એક કામ હજુ તારે કરવાનું છે. તે એ કે તારે માટે, અર્થાત્ તને પ્રાપ્ત કરવા માટે મારા પ્રાણ પ્રિય બંને ભાઇઓ મરણ પામ્યા છે; તે પુનઃ સજીવન થઇને મને હર્ષથી ભેટે એવું કર. તેમને સાથે લીધા વિના હું પાછી ઘેર જનાર નથી અને તેઓ શિવાય તું, સોનેરી રંગનું પાણી તથા આ ગાનારૂં ઝાડ અને તે ઉપરાંત બીજી ગમે તેવી દિવ્ય સમૃદ્ધિ પણ મને વહાલાં લાગવાનાં નથી; તેમ મારે તેનું કામ પણ નથી. સઘળું પ્રાપ્ત થયે છતે પણ મારા વહાલા બે ભાઇઓ શિવાય આ સંસારમાં મને જીવવું તે તદન વ્યર્થ છે."

રાજકન્યાનું આ બોલવું સાંભળીને તે માન્ય કરવા માટે પક્ષીએ નાખુશી દર્શાવી, અને પુષ્કળ પ્રકારે નાનીના કહી. એથી ક્રોધાંધ થઇને પરીજાદીએ તેને કહ્યું, "અરે, બેઇમાન પક્ષી, તું મારો આજ્ઞાકારી છે અને મારા હુકમ બાહેર જરા જેટલો પણ આડો તું ચાલશે નહિ એવું તેં મને અબઘડી કહ્યું છે તે તને યાદ છે કે નહિ? ત્યારે હવે સાંભળ, તું ગમે તેટલી ના કહીશ પણ હવે તે નકામી છે; કારણ કે તું સર્વ રીતે હવે મારા કબજામાં છે. જો આ બાબતનો ઉપાય નહિ બતાવે તો તારો નાશ ક્યાં સમાયલો છે તે તારાથી અણુજાણ્યું તો નહિ હોય. "આ સાંભળીને

પક્ષી બોલ્યો, "બાઇ સાહેબ, ક્ષમા કરો; હું તમારી વાણી ઉત્થાપન કરીશ નહિ. તમે મને જે કામ કરવાનો હુકમ ફરમાવો છો તે ઘણું અવઘડ ભરેલું છે. પણ તમારા પવિત્ર હુકમને અનુસરીને તે કામ કરવાની મારી ફરજ હું બજાવીશ." પછી તે ફરી કહેવા લાગ્યો, "બાઇ, જુઓ તો વારૂ આટલામાં કાંઇ પાણીનું વાસણ નજરે પડે છે?" રાજ-કન્યાએ અહીં તહીં આસપાસ જોયું ને પક્ષી પ્રત્યે બોલી, "હા, વાસણ છે, હવે તેનું શું કરવું છે?" પક્ષી બોલ્યો, "તેને ઉંચકી લો અને નજીકમાં એક સરોવર છે તેનું પાણી ભરી લો, ને આપે પર્વત ઉપર ચડતાં રસ્તામાં જે કાળા પત્થરો જોયા તેના ઉપર થોડું થોડું છાંટો, એટલે આપો આપ તમારા ભાઇ પુનઃ જીવતા થઈને તમોને સુખરૂપ ભેટશે!"

રાજકન્યાએ તે જળપાત્ર, પક્ષીનું પાંજરૂં, સોનેરી રંગના પાણીની કુપ્પી તથા ગાનારા ઝાડની ડાળી એ સર્વ પોતાની સાથે લીધું, ને પછી પર્વતપરથી નીચે ઉતરવા લાગી. ઉતરતાં ઉતરતાં જે જે કાળી શિલાઓ તેની દૃષ્ટિયે પડી તે સઘળીપર પેલા જળપાત્રમાંથી તેણી અંજલી ભરી ભરીને છાંટતી ચાલી. આથી તે જળના પ્રભાવે કરીને શિલાઓમાંની કોઇમાંથી પુરૂષ, કોઇમાંથી અશ્વાદિ વાહનો વગેરે દર્શિત થવા લાગ્યાં. એવી રીતે એકપણ પત્થર તેણે પાણી છાંટયા વગરનો રેહેવા દીધો નહીં. એથી કરીને તેના બંને ભાઇઓ, તેઓના બંને ઘોડાઓ અને તેજ પ્ર-માણે પૂર્વે બીજા કેટલાએક સાહસિક મનુષ્યોએ આ પ્રયત્ન કીધો હશે, તે લોકો અને તેઓનાં અશ્વાદિ વાહનો એ સર્વ પોતપોતાનું અસલ રૂપ પામ્યાં. રાજપુત્રો **બહામન** અને **પર્વિજને** **પરીજાદીએ** તુરત ઓળખી કાઢ્યા, તેવી રીતે તેઓએ પણ તેણીને ઓળખી, અને તેની પાસે જઈને એકદમ બંને તેણીને ભેટી પડયા. આ અલભ્ય લાભ થયો અને પોતાના મૃતગત બંને ભાઇઓને તે મળી એના અપૂર્વ આનંદને લીધે તેણે પણ તેઓને પોતાના આનંદાશ્રુથી ભીંજવી દીધા. "પ્રાણનાથ," **શેહરાજાદીએ** કહ્યું, "આહા! કોઇપણ દિવસે ફરી મળવાની આશાથી રહિત થયેલી તે અને તેના ભાઈઓને એકેક પ્રત્યે મળતાં આ વખતે જે અગાધ આનંદ પ્રાપ્ત થયો તે શું કંઈ આશ્ચર્યજનક છે? નહીં! ભાંડુઓનો પરસ્પર પ્રેમ તેવોજ હોવો જોઈએ. ને તેમજ હતું." **શેહેરીઆર** બોલ્યો, "હા, પ્રાણ પ્યારી! તારૂં કહેવું યથાર્થ છે. પણ હવે તે પ્રેમાળ ભાંડુઓનું શું થયું તે આગળ ચલાવ." જે સાંભળી **શેહરાજાદી** પતિ પ્રત્યે અનેક તરેહના રસોત્પાદક હાવભાવ કરતી વાર્ત્તા આગળ ચલાવવા લાગી.

**પરીજાદી** પોતાના બંને ભાઇઓને કહેવા લાગી, "પ્રિય બંધુઓ, તમે અહીંઆં આટલા દિવસ સુધી શું કરતા હતા?" તેઓએ ઉત્તર દીધો, "બેહેન, અમો મહા ઘોર નિદ્રામાં પડેલા હતા." **પરીજાદીએ** કહ્યું, "ખરે, જો હું અહીં ન આવી હોત તો આ જગતનો અંત થતાં સુધી તમે અહીં ઉંઘમાંજ રહેત એમાં કંઈ સંશય નહોતો. અરે, તમે સોનેરી રંગનું પાણી, બોલનારૂં પક્ષી અને ગાનારૂં ઝાડ એ ત્રણ ચમત્કારિક વસ્તુઓ લેવાને અહીં આવેલા હતા તે યાદ નથી? તમે અહીં આવ્યા ત્યારે આસપાસ ચારે બાજુએ કાળા પત્થરો પડેલા હતા કે નહીં? હવે કહો વારૂ તેમાંનો એક પણ અત્યારે તમારી દૃષ્ટિએ પડે છે? આજે આ સઘળાં મનુષ્યો આપણને ઘોડાઓ સુદ્ધાં અહીં દીસે છે તે અને તે પ્રમાણેજ તમે અને તમારા ઘોડાઓ કાળી શિલારૂપે પડેલાં હતાં !" પછી તેણી પોતાના હાથમાંનું જળપાત્ર દેખાડીને બોલી, "તમોને સઘળાંને તમારૂં પૂર્વ સ્વરૂપ પ્રાપ્ત કરાવનાર આ પરમ ચમત્કારિક પાણીજ છે. એ પાણી મેં પ્રત્યેક પત્થરપર અંજલી અંજલી છાંટયું અને તેમ કરતાંજ લાગલા તે પત્થર નહિ જેવા થઇ જઇ તે જગાએ માણસ અગર ઘોડા દૃષ્ટિયે પડવા માંડયા. એવો કંઇ વિલક્ષણ પ્રભાવ આ પાણીનો છે!" પછી પેલા પાંજરામાંના પક્ષી તરફ આંગળી કરી તે કહેવા લાગી, "આ પક્ષી મારે હસ્તગત થવા પછી પ્રથમતઃ મેં તેને સોનેરી રંગનું પાણી અને ગાનારા ઝાડની માહીતી પૂછી; ને મેં તેના કહેવા પ્રમાણે ઝાડની ડાળીની કલમ અને સોનેરી પાણીની કુપ્પી ભરી લીધી. પછી મેં વિચાર્યું કે મારો આ હેતુ તો સઘળો પૂર્ણ થયો ખરો, પણ ભાઇઓથી હું વિયોગ પામી માટે તેઓને જોડે લીધા વિના હું કદી જનાર નથી એવો મેં અત્યાગ્રહ કીધાથી પક્ષીએ તમોને સજીવ કરવાનું આ સાધન મને બતાવ્યું હતું."

આ વૃત્તાંત સાંભળીને રાજપુત્ર **બહામન** અને **પર્વિઝે** પોતાની બેહેનના આ અત્યંત મમતાના કાર્ય માટે તેણીનો ઘણો ઉપકાર માન્યો. અને એજ રીતે પાષાણ રૂપ પામેલા જે અન્ય લોકોને તેણે ઉઠાડ્યા હતા તેઓએ પણ તેનો ઘણો ઉપકાર માન્યો. તેઓ તેણી પ્રત્યે કહેવા લાગ્યા, "હે પરમ દયાળું અને પરોપકારી બાઇ શ્રી, જે અલૌકીક વસ્તુની પ્રાપ્તી માટે અમે પ્રયત્ન કર્યા તે વસ્તુઓ તમને પ્રાપ્ત થયા બદલ અમને કંઇ પણ ઇર્ષા ઉત્પન્ન થતી નથી, એટલુંજ નહિ, પણ તે બદલ

ઉલટો અમોને મોટો આનંદ થયો છે; અને વળી તેની તમને પ્રતીતિ થવા માટે અમે તમને કહીએ છીએ કે અમે સઘળા તમારા દાસ થઇને તમે જે હુકમ કરશો તે બજાવવા તૈયાર છીએ."

રાજપુત્રીએ વિવેકયુકત મંજુળ વાણીથી કહ્યું, "સદગૃહસ્થો, તેમ નહીં બંને. મેં પોતાના ભાઇઓને પુનઃ જીવંત કરવા માટે જે કર્યું તેમાંજ તમારૂ પણ કામ થયું છે; મેં મુદ્દામ કંઇ તમારે માટેજ યત્ન કર્યો નથી. છતાં તમોએ મારો જે આભાર માન્યો તે તમારૂં મોટાપણું બતાવી આપે છે, અને તે બદલ હું તમારો આભાર માનુ છું. સારાંશ કે તમારી જે દુર્દશા થઈ તેના પેહેલાં જેવી સ્વતંત્રતા તમારી હતી તેવીજ અત્યારે પણ છે એમ સમજજો અને વળી પરમેશ્વરે મજ રંકદ્વારા તમોને સુખી કીધા, એ જોઇ મને અત્યંત હર્ષ પ્રાપ્ત થયો છે. વારૂ હવે આપણું કંઇ પણ અત્રે બાકી નથી માટે સૌ સૌએ પોતપોતાને ઘેર જઇ પોતાનાં વ્હાલાંની ભેટ લેવી એજ ઉત્તમ રસ્તો છે." રાજકન્યાનું આ બોલવું સાંભળી સર્વ મનુષ્યો વિવેકયુક્ત તેને દંડવત્ પ્રણામ કરી સૌ સૌને રસ્તે પડવાને તૈયાર થઇ રહ્યા.

પછી **પરીજાદી** પોતાના ઘોડાપર સ્વાર થવા ગઇ એટલે રાજપુત્ર **બહામને** તેને પેલા પક્ષીનું પાંજરૂં પોતાની પાસે લઇ ચાલવા માટે કહ્યું. એટલે **પરીજાદી**એ તેને કહ્યું, "વડીલ બંધુ, આ પક્ષી મારો આજ્ઞાંકિત છે માટે તે તો મારી પાસે છો રહ્યો. તમારી ઈચ્છા હોય તો તમે તે ગાનારા ઝાડની કલમ લો; પરંતુ હું ઘોડાપર બેસું ત્યાં સુધી તો આ પાંજરૂં ઝાલી રાખો." પોતે સ્વાર થયા પછી **બહામને** તેને પાંજરૂં હાથમાં આપ્યું અને પોતે પણ ઘોડેસ્વાર થયો અને ઝાડની કલમ પોતાના હાથમાં લીધી. રાજપુત્રીએ **પર્વિજને** કહ્યું, "ભાઇ, તું પણ આ સોનેરી પાણીની કુપ્પી તારી પાસે લેઇ લે." **પર્વિજે** તે લીધા પછી તે બંને ભાઇઓ તથા બીજા સર્વે લોકો સ્વાર થયા એટલે **પરીજાદી** સર્વથી આગળ કોણ ચાલતું હતું એ જોવાને ઉભી રહી. રાજપુત્રોએ તે સર્વે લોકોમાંના પ્રત્યેકને આગળ ચાલવા વિષે કહ્યું, પણ તે સઘળાઓએ તો એમજ ઉત્તર વાળ્યો કે, "એ માનને અમો કોઈ પણ લાયક નથી, માટે તે માન આપણી સર્વની કલ્યાણકારિણીનેજ મળવું જોઇએ. અને તેણીની પાછળ પાછળ ચાલવામાંજ અમો માનપૂર્વક આનંદ માનીશું."

આ પ્રમાણે કોઈ પણ આગળ થતું નથી એમ જોઈને રાજકન્યા

બોલી, "સદ્ ગૃહસ્થો, પ્રિય બંધુજનો,તમે સઘળા કહો છો તે પ્રમાણેના માનને વાસ્તવિક જોતાં હું પાત્ર નથી, તથાપિ જ્યારે તમારી ઈચ્છા છે તો હું તેમ કરવાને ના પાડતી નથી." આમ કહીને તે આગળ થઇ, અને રાજપુત્રો સુદ્ધાં કોઇનો ભેદાભેદ કર્યા શિવાય સર્વ તેણીની પાછળ ચાલવા લાગ્યા.

આ પ્રમાણે આ સઘળી મંડળીએ ચાલતાં ચાલતાં પૂર્વે કહેલા ફકીરને ભેટવા માટે અને તેણે તેઓને કરેલા પૂર્ણ મમતાળું ઉપદેશ માટે તેનો ઉપકાર માનવા વાસ્તે ઘણો શોધ્યો, પણ તે તો મરણ પામ્યો છે એવું તેઓને ભાળ કાઢતાં માલમ પડયું. પછી તેઓ આગળ ચાલ્યા. તેઓમાંથી ઘણાખરા જૂદા જૂદા સ્થળે રહેનારા હોવાથી રસ્તે ચાલતાં જેમ જેમ તેઓને ગામ જવાના માર્ગ ફાટવા માંડયાં તેમ તેમ તેઓ રાજકન્યા અને તેના ભાઇઓનો અત્યંત ઉપકાર માની પોતપોતાને રસ્તે વળ્યા. એમ ચાલતાં ચાલતાં રાજકન્યા તથા તેમના બે ભાઇઓ પણ પોતાને મુકામે હર્ષ ભેર આવી પહોંચ્યાં.

રાજકન્યાએ ઘેર પહોંચતાંજ તેણે મોટા દિવાનખાનાની બારી આગળ, જ્યાં તે પોતે હમેશ બેસતી હતી ત્યાં તે પક્ષીનું પાંજરૂં ટાંગી દીધું. તે પક્ષીએ ગાવા માંડયું કે લાગલાંજ બીજાં આસપાસનાં પક્ષીઓ એકઠાં થઇ ગયાં ને તેના ગાયનમાં સૂર પુરવા મંડયાં. પેલાં ઝાડની કલમ હતી તે રાજપુત્રીએ દિવાનખાના વાળાજ બાગમાં રોપી દીધી. તેને તો જલદીજ મૂળ આવી ગયાં અને થોડા દિવસમાં વધીને પર્વતપરના મોટા તરૂવર જેવડું તે દીસવા લાગ્યું. તેમજ તેનાં પત્રોમાંથી પણ કાન અને હૃદયને સાનંદાશ્ચર્ય પમાડતું સુંદર ગાયન થવા લાગ્યું. હવે માત્ર સોનેરી પાણીની વ્યવસ્થા કરવાની બાકી રહી હતી. તેને માટે રાજકન્યાએ એક સુંદર સંગેમરમરનો નાનો હોજ તૈયાર કરાવ્યો અને પેલી કુપ્પીમાંનું પાણી તેની વચ્ચોવચ રેડયું કે તરત એક ક્ષણમાં તે હોજ સઘળો ભરાઇ ગયો અને તેના વચમાંથી પંદર હાથ જેટલી ઉંચી ફુવારાની પેઠે પાણીની છેડ ઉડવા લાગી. આ છેડનો પ્રવાહ પ્રમાણમાં ઘણો અને જોસબંધ નિકળતો હતો, છતાં તેમાં ખૂબી એ હતી કે તે હોજમાંનું પાણી જરા પણ બહાર વહી જતું નહોતું. તેમ તેમાંથી ઓછું પણ થતું નહોતું.

આ અપૂર્વ વસ્તુઓની ખ્યાતી થોડાજ સમયમાં સઘળે પ્રસરી ગઇ, અને તે વાડામાં તથા બાગમાં આવવા માટે કોઇને પણ મનાઇ ન હોવાથી સેંકડો લોકો તે ચમત્કાર જોવા માટે હંમેશ ત્યાં આવવા લાગ્યાં.

આગળ કેટલાક દિવસ વિત્યા પછી રાજપુત્રોને પ્રવાસનો થાક નહિ જેવો થયો અને શરીરે આરોગ્ય થયા એટલે તેઓ તો પાછા પોતાના નિત્યક્રમે લાગ્યા. એક દિવસે તેઓ પોતાના વાડાની હદમાં શિકાર રમતાં રમતાં ત્યાંથી બે ત્રણેક ગાઉને છેટે એક અંરણ્ય હતું તેમાં શિકાર રમવાને ગયા. તેઓ ત્યાં શિકાર કરતા હતા તેવામાં તે દિવસે ઇરાનનો બાદશાહ **ખુશરૂશાહ** પણ જોગાનજોગે ત્યાં શિકાર કરવાને આવી ચડેલો હતો, તેના ઘોડેસ્વાર આગળ થયેલા રાજપુત્રોની નજરે પડયા. તે બંનેને લાગ્યું કે બાદશાહની નજરે આપણે પડવું નહિ, તેથી તેઓ પોતાનો શિકાર છોડીને એક આડે રસ્તે ચાલી નિકળ્યા. પણ કર્મધર્મ સંયોગથી એમ થયું કે તેઓ જ્યાં થઇને જતા હતા તેજ વાટેથી બાદશાહ આવતો હતો તેથી છેવટે તેઓની બાદશાહ સાથે નજરોનજર થઇજ. તેઓ ખંચાઇને પાછા નિકળી ગયા હોત, પણ તે રસ્તો એટલો બધો તો સાંકડો હતો કે પાછા વળવાની જરા પણ જગ્યા તેઓને મળી શકી નહીં. બાદશાહને જોતાંજ રાજપુત્રો પેહેલાં તો બહુ ગાભરા બની ગયા; પણ તેટલામાં તેઓ સમયસૂચકતા વાપરીને ઘોડાપરથી ટપોટપ નિચે ઉતરી પડ્યા અને બાદશાહ આગળ જઇ દંડવત્ નમસ્કાર કીધા. તેઓના પોશાક અને ઘોડાઓ ઘણાજ મૂલ્યવાન્ જોઇને બાદશાહને લાગ્યું કે આ આપણા દરબારી લોકો પૈકી કોઇ હોવા જોઇએ. તેણે તેમને પછી ઉઠવાનું કહ્યું, જે સાંભળીને તેઓ અતિ આદરયુક્ત અને મર્યાદશિળતાસહ તેની આગળ ઉભા રહ્યા. બાદશાહે બહુ વાર સુધી તેઓની તરફ એકી નજરે નિહાળીને જોયા કીધું અને તેઓનું પરમ દિવ્ય સ્વરૂપ તથા તેજ જોઈ તેને બહુ આશ્ચર્ય પ્રાપ્ત થયું. એથી તેણે, તમે કોણ છો અને કયાં રહો છો એવો તેઓ પ્રત્યે પ્રશ્ન કીધો. વડીલ રાજપુત્ર **બહામન** બોલ્યો, "મહારાજાધિરાજ, અમે સરકારી બાગવાળા ઉપરી કામદારના પુત્રો છીએ. અમે સરકારી નોકરી કરવા લાયક બહાદૂર અને સમજણા થઇએ ત્યાં સુધી અમારે રહેવાને તેણે પોતાના મૃત્યુ કાળની પૂર્વે થોડાજ વખત ઉપર શેહેરની નજીક એક મેહેલ બાંધી આપેલો છે તેમાં અમો રહીએ છીએ."

બાદશાહ બોલ્યો, "તમોને શિકાર રમવાનો શોક છે એમ મને લાગે છે." **બહામને** પ્રત્યુત્તર દીધો, "દીનપ્રતિપાળ, તે તો અમારી હંમેશની પરિપાઠીજ ચાલતી આવેલી છે અને વળી પેઢી દર પેઢી જેઓ સરકારી

નોકરી કરી ગુજરાન કરવાને ઇચ્છતા હશે, તેઓને તો અવશ્ય પરાપૂર્વથી ચાલતી આવેલી રીત પ્રમાણે વર્તવું જોઇએ." આવું સમયસૂચકતાવાળું ભાષણ સાંભળીને બાદશાહને મોટો આનંદ થયો. તે બોલ્યો, "એમ જ્યારે છે ત્યારે વારૂ તમે કેવીએક મૃગયા કરી જાણો છો તે જોવાની મારી બહુ ઇચ્છા છે."

એ સાંભળી રાજપુત્રો ઘોડેસ્વાર થયા, અને બાદશાહની પછવાડે પછવાડે ચાલવા લાગ્યા. થોડેક દૂર આગળ જવા પછી તેઓને કેટલાંક વગડાઉ જનાવરો દૃષ્ટિએ પડ્યાં. રાજપુત્ર **બહામન** એક સિંહને પછવાડે દોડયો, અને **પર્વિજે** એક ચિત્તાને પોતાની દોટમાં લીધો. બંને જણાએ એટલા વિચક્ષણપણાથી પોત પોતાના શિકાર પાછળ દોડ અને દાવપેચ ચલાવ્યા કે તે જોઈને બાદશાહને અતિઘણું આશ્ચર્ય લાગ્યું. તે બંનેનો શિકાર એકે વખતે અણીપર આવ્યો અને તેઓએ પોત પોતાના શસ્ત્રોથી તે જાનવરોપર એટલા જોરથી ઘા કીધા કે એકજ ક્ષણે બંને જાનવરો ઠાર થઇ પડયાં! આ સઘળું બાદશાહ દૂરથી જોતો હતો. એટલામાં **બહામન** ફરીને એક ગેંડાની પછવાડે લાગ્યો અને **પર્વિજે** સિંહને નજરમાં લીધો; ને થોડી વારમાં તે બંનેને પણ તેઓએ ઠાર કીધાં! આટલું કીધા છતાં પણ તેઓ ત્રીજો શિકાર મેળવવાને વધારે યત્નવાન્ થયા હોત, પણ તેટલામાં બાદશાહે લાગલાજ તેઓને પાછા બોલાવી લીધા. તેઓ પાસે આવ્યા એટલે બાદશાહ તેઓ પ્રત્યે બોલ્યો, "વાહવાહ! ધન્ય છે! તમને મેં જો થોડીકવાર સુધીમાં પાછા બોલાવ્યા ન હત તો તમોએ મારે શિકાર કરવાને માટે એકે જનાવર રાનમાં રહેવા દીધું ન હોત! પણ મેં તમને જે પાછા બોલાવ્યા તે કંઇ મારે માટે પારધ રાખવાને સારૂ નહિ, પણ તમારા જીવના રક્ષણાર્થે પાછા બોલાવ્યા છે. કારણ, તમારૂં અપ્રતિમ શૌર્ય જોઈને મને ખાત્રી થાય છે કે તમે કોઇ વખત તમારા અતુલ્ય પરાક્રમના બળે કરીને મને બહુજ ઉપયોગી થઇ પડશો; એટલા માટે તમારો જીવ મુને મારા પોતાના જીવ જેટલો પ્રિય લાગે છે!"

"અહો! શો કુદરતની પ્રેમનો ઉમળકો દોડે છે? પિતાની પોતાના પુત્રો પ્રત્યે જે સ્વભાવિક પ્રીતિ ઉત્પન્ન થઇ છે તેમાં તે અલાહનો કેવો અદૃશ્ય હાથ છે. વાત્સલ્ય પ્રેમ પણ તેટલાંજ જોરથી ઉછળે છે, ને પિતૃ પ્રેમની તો હદ નથી. આ પ્રમાણે બાદશાહની તે બંને રાજપુત્રોપર સારી પેઠે પ્રીતિ

બેસી ગઇ, ને તેણે તેઓને "મારી સાથે મારે ઘેર ચાલો," એમ કહ્યું. તેને રાજપુત્ર બહામને કહ્યું, "મહારાજ, અમે એટલા બધા સન્માનને બિલકુલ પાત્ર નથી, માટે આપ અમને આગ્રહ ન કરશો એવી આપના ચરણમાં અમારી વિનંતિ છે."

પોતે તેઓને આટલો બધો આગ્રહ કરીને બોલાવવા છતાં તેઓ શા માટે ના પાડે છે એ બાદશાહને સમજાયું નહીં, તેથી તે વાતનું કારણ તેણે તેઓને પૂછ્યું. બહામને પ્રતિઉત્તર દીધો, "મહારાજ ! અમારે એક અમારા બંને કરતાં નહાની બેહેન છે. તે અને અમે એટલાં બધાં હેત અને સંપથી વર્ત્તિયે છિયે કે, અમે તેને, અને તેણી અમોને પુછ્યા શિવાય કંઇ પણ કામ કરતી નથી." બાદશાહ ખુશી થઇને બોલ્યો, "એમ કે ? અહો બહુ આનંદની વાત છે. તેને માટે તો તમારી જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડીજ છે? વારૂ ત્યારે ઠીક છે, આજ તમે તમારી બેહેનને પુછી રાખજો. અને આવતી કાલે ફરી હું શિકાર કરવા માટે અહીં આવનાર છું તે વખતે તમે આવજો અને શું કેહે છે તે મને કહેજો."

એ પ્રમાણે બાદશાહની આજ્ઞા થવાથી રાજપુત્રો ઘેર ગયા. પરંતુ શિકાર કરતી વખતે બાદશાહની અને તેમની ભેટ થઇ તે, તથા તેમને બાદશાહે પોતા સાથે જમવાને ઘેરે બોલાવ્યા છે તે વૃત્તાંત પોતાની બેહેનને કહેવાનું તેમને બિલકુલ યાદ રહ્યું નહિ. તથાપિ બાદશાહે કહ્યા પ્રમાણે બીજે દિવસે નિર્મિત સ્થળે જઈને મળવાને તેઓ વિસર્યા નહિ. સમાગમ થતાંજ બાદશાહે તેમને પુછ્યું, "કેમ, તમે તમારી બેહેનને પુછ્યું કે ?" આ સાંભળતાંજ રાજપુત્રો બંને એકમેકના મોં સામું જોવા મંડયા ને પછી બંનેએ નીચું ઘાલ્યું. પછી બહામન બોલ્યો, "મહારાજ, આપના હુકમ પ્રમાણે બેહેનને પુછવાની અમારા બંનેમાંથી એકેને પણ યાદ રહી નહિ; એટલા માટે આપે ક્ષમા કરવી એવી અમારી વિનંતી છે." બાદશાહે કહ્યું; "ચિંતા નહિ, પણ આજે ભૂલતા ના. આવતી કાલે આજ સ્થળે આવીને મને તે જણાવજો."

રાજપુત્રોને બિજે દિવસે પણ બાદશાહે કહેલી બેહેનને પુછવાની વાત યાદ રહી નહિ ! તથાપિ બાદશાહ તે ભૂલને માટે તેઓને કંઈ પણ બોલ્યો નહિ. પણ ફરીને પાછું એમ ન થાય માટે તેણે પોતાની પાસેની એક થેલીમાંથી ત્રણ નાહાની નાહાની સોનાની ચમત્કારિક ગોટીઓ કાઢી, અને તે બહામનના ખિસામાં નાંખી હાસ્યવદનથી બોલ્યો, "હવે તમે એ વાત વિસરી

જશો નહિ. કારણ તમે જ્યારે કપડાં ઉતારવા માંડશો ત્યારે એ ગોટીઓ ખણુ-ખણુશે અને તેથી કરીને તરતજ તમોને તે વાત યાદ આવશે." બાદશાહના કહેવાપ્રમાણે ખરેજ બન્યું. કારણ તે દિવસે પણ રાજપુત્રોને સુવાના વખત સુધી તેનું સ્મરણ થયું નહોતું. પણ **બહામન** પલંગપર જતાં પોતાનું અંગરખું કાઢવા લાગ્યો તે વેળાએ તે ગોટીઓ ખડખડી અને તે ઉપરથી તે બંને ભાઇઓને બાદશાહે શું કહ્યું હતું તેનું સ્મરણ થયું. આથી લાગલાજ તેઓ **પરીજાદી** કને ગયા, અને સર્વ વૃત્તાંત તેણીને કહ્યું.

આ વૃત્તાંત સાંભળતાંજ રાજકન્યા **પરીજાદી**ને થોડોક ખેદ થયો. તે ભાઇ પ્રત્યે બોલી, "બાદશાહની ને તમારી મુલાકાત થઇ એ વાત ઘણીજ ઉત્તમ થઇ, અને તેની કનેથી તમોને મોટો ફાયદો થવાનો સંભવ છે. પણ આ વાત સાંભળવાથી મારૂં મન તો દુઃખિત અને વ્યગ્ર થયું છે. તમોએ મને પૂછયા સિવાય તેની સાથે તેને ઘેર જવાને ના પાડી એ મારા ઉપરની તમારી અતિશય મમતા અને માયાળુપણું જોઇ મને બહુજ હર્ષ થાય છે. કારણ પોતાની બેહેન કરતાં બાદશાહનું વચન કંઈ અધિક નથી એવો વિચાર મનમાં લાવવો એ કંઇ સામાન્ય વાત કહેવાય નહિ! એવી ભાઈ ભાંડુઓની પ્રીતિ જવલ્લેજ હોય છે! હશે. એ તમે જે કીધું તે બરોબર છે, પરંતુ બાદશાહની ઇચ્છાનો નકાર વાળવો એ કામ કંઈ સુરક્ષિત નથી. તે મહાસમર્થ પ્રભુ, તેનો હુકમ તોડવાની કોની પ્રાજ્ઞા છે! ઠીક. પણ તેની ઇચ્છાનુસાર તમે તેને ત્યાં જશો એટલે તે તો હમેશાંજ તમોને પોતાની પાસે બોલાવશે, અને એમ કરતાં કરતાં તમારા ઉપર તેની પૂર્ણ પ્રીતિ થઇ એટલે તો પછી તે સદોદિત પોતાની પાસેજ તમોને રાખશે; અને એમ થવાથી મારો ને તમારો વિયોગ થઇને મારે જન્મભર તે દુઃખ ભોગવવું પડશે. એટલા માટે તેની ઇતરાજી ભલે આપણ સહન કરીશું, પણ તમે તેના બોલવાને કોઠુંજ આપતા નહિ એમ મને તો સારૂં લાગે છે. પરંતુ તેમ કરવામાં પણ પંચાયતજ છે; કેમકે તમારાપર તેની ઇતરાજી થવાથી તમારાં અને મારાં પણ સઘળાં સુખોપર પાણી ફરી વળવાનો સંભવ છે. આ પ્રમાણે મારા મનમાં જે વિચાર થાય છે તે સઘળો મેં તમને કહ્યો ત્યારે તે ઉપરથી હવે કેમ કરવું તે પુખ્ત વિચાર કરીનેજ કરવું જોઇએં. અરે હા, પણ આપણો કોઇ પણ વિચાર નક્કી કરવાની પેહેલાં આપણા બોલનારા પક્ષીની મસલત લઇએ; જોઈએ તે શું કહે છે વારૂ; કારણ કે

તે મોટો ચતુર અને દૂરદૃષ્ટિવાળો છે, અને ખપ પડે તે વખતે આપણુને સહાય થવાનું તેણે મને વચન આપેલું છે."

તરતજ તે બોલનારા પક્ષીનું પાંજરૂં મગાવ્યું, અને રાજપુત્રીએ પોતાના બે ભાઇઓની સમક્ષ સઘળું વૃત્તાંત તેની આગળ કહીને હવે પછી શું કરવું તે તેને પૂછ્યું. પક્ષી બોલ્યો, "તમારા બાંધવોએ બેલાશક બાદશાહ સાથે જવું, એટલુંજ નહિ પણ તેને પણ આપણે ઘેર આવવા માટે વિનંતિ કરવી."

રાજકન્યા બોલી, "પણ ભાઈ પક્ષીરાજ! અમારી ભાઇ ભાંડુની આટલા બધા દિવસની પ્રીતિમાં આ યોગે મોટો વિક્ષેપ આવે એમ મને લાગે છે." પક્ષી બોલ્યો, "છટ! તે શંકા યતિંકચિત્ પણ તમે મનમાં લાવતાં ના. આ વાતને યોગે તમારી પ્રીતિ ઉલટી વૃદ્ધિંગત થવાની છે." પરીજાદી બોલી, "પણ તું કહે છે તે પ્રમાણે થવાથી હું બાદશાહની દૃષ્ટિયે પડીશ તેનું કેમ!" પક્ષીએ ઉત્તર દીધો, "તમારે તેની દૃષ્ટિયે પડવું આવશ્યકજ છે, કેમકે તે વડે આગળ તમારો ભાગ્યોદય થનાર છે."

પછી બીજે દિવસે રાજપુત્રો નિમેલે ઠેકાણે બાદશાહને મળવા માટે ગયા. તેઓ તેની દૃષ્ટિએ પડતાં દૂરથીજ તેણે તેમને પૂછ્યું, "કેમ, આજે તો તમારી બેહેનને પૂછીને તમે આવ્યા છો કેમ?" આ સાંભળીને બહામન ઝટ લઇને આગળ પડયો, અને નમન કરી બોલ્યો, "મહારાજાધિરાજ, આપના હુકમ પ્રમાણે અમલ કરવાને અમે આજે ભાગ્યવંત બન્યા છિયે. અમારી બેહેને અમોને આપના હુકમ પ્રમાણે વર્તન કરવાને મોટી ખુશીથી પરવાનગી આપી એટલુંજ નહિ, પણ તેણી તો બોલી કે 'મને પૂછવાને માટે રાહ જોઇને શ્રીમંત મહારાજનો પવિત્ર હુકમ બજાવવામાં તમોએ આનાકાની અને વાર કરી તે બહુજ ખોટું કીધું.' એમ ઉલટી તે તો અમારાપર ગુસ્સે થઇ. અમારી તરફથી ખરેખર આપનો આ મોટો અપરાધ થયો; પરંતુ આપ નામદાર એ માટે ક્ષમા કરશો એવી અમોને આશા છે." બાદશાહ એ સાંભળીને બોલ્યો, "અઃ તમે તે માટે જરા પણ મનમાં ક્ષોભ પામતા નહિ. તમારા આવા વર્તન માટે મને ગુસ્સો તો ઉત્પન્ન થયો નથીજ, પણ ઉલટું તે મને અતિશય આનંદ આપે છે; અને મને એવી ઉમેદ થાય છે કે જેમ જેમ તમારો મારો વધારે વધારે પરિચય થતો જશે, તેમ તેમ મારાપર તમારો વધારેજ પ્રેમ જડાતો જશે." બાદશા

હતું આ અનુપમ સૌજન્ય નિહાળી રાજપુત્રોને, તેનો શું પ્રત્યુત્તર આપવો તે સૂઝયું નહિ. તેઓએ પછી પોતાની કૃતજ્ઞતા દાખવવા માટે મોટા આદરથી લળી લળીને તેને સલામ બજાવી.

પછી હંમેશ પ્રમાણે બાદશાહે આજે કંઇ ઘણો વખત શિકાર ખેલવામાં ગાળ્યો નહિ. આ બાળકો જેવા શૂરા તેવાજ ચતુર પણ છે એવું તેને લાગવાથી તેઓની સાથે શાવકાશ અને પુષ્કળપણે જુદી જુદી બાબતોપર સંભાષણ કરવાની તેની ઉત્કંઠા થઇ. પછી પોતે ઘોડેસ્વાર થયો અને બંને રાજકુંવરોને તેઓના ઘોડા પોતાના ઘોડાની બંને બાજુએ રાખી ચાલવાને કહ્યું. આ પ્રમાણે ખુદ બાદશાહની સાથે સ્વાર થઈ ચાલવાનું કામ ફક્ત મુખ્ય વજીર શિવાય બીજા કોઇને પણ હતું નહીં, તેથી સર્વ લોકોને આ ઠાઠ જોઇ બહુ નવાઇ લાગી.

આવી રીતે ચાલતાં ચાલતાં આ સ્વારી છેક શેહેરમાં પહોંચી. ત્યારે શેહેરમાં ચાલતાં સર્વ મનુષ્યોની નજર પેલા રાજપુત્રો તરફજ આકર્ષાવા લાગી. તેઓને જોવા માટે લોકોની એટલી બધી ગર્દી થઇ ગઇ કે ત્યાં પગ મૂકવાની પણ જગ્યા મળે નહિ, "આ બંને ભવ્ય પુરુષો કોણ હશે ? તેઓ અહિંના છે કે કોઇ પરદેશથી આવ્યા છે?" એ પ્રમાણે સૌ લોકો અરસ્પરસ પૂછવા લાગ્યા. તેઓમાંથી કોઈ કોઇ વળી એમ પણ કહેવા લાગ્યા કે, "બાદશાહને જો આવા બે પુત્રો હોત તો કેવું સારૂં ! ખરેખર એઓ રાજરત્નજ છે. અરેરે, પરમેશ્વરે બાદશાહની પટરાણી ઉપર અવકૃપા ન કીધી હોત તો ખચીત તેણીના પુત્રો પણ અત્યારે આવા ને આવડાજ હોત!"

બાદશાહ રાજવાડામાં આવ્યા પછી તેણે પ્રથમતઃ તે કુંવરોને પોતાની વાડીમાંના મોટા મેહેલ અને દિવાનખાનાં વગેરે બતાવ્યાં. તેઓએ તે જોઇ તેનાં ચિત્રો નક્ષીકામ તથા બાંધણી વગેરેની એવી તારીફ કરી કે તે ઉપરથી તેવો સઘળો ઠાઠ હમેશાં તેમના જોવામાં અને ભોગવવામાં આવતો હશે એમ બાદશાહને ભાસ્યું. ઘણીક વાતચિત થયા પછી જમવાની તૈયારી થઇ, ત્યારે બાદશાહે તેઓને પોતાની બન્ને બાજુએ જમવાને બેસાડ્યા. તેઓએ પ્રથમ તો જરા સંકોચ બતાવ્યો, પણ બાદશાહના અત્યાગ્રહને લીધે તેમને તેની સાથે જમવાને બેસવુંજ પડયું. "પણ આહા! જુઓ પ્રાણનાથ," **શેહરાજાદી**એ પતિને કહ્યું, "ઈશ્વરની શક્તિ કેવી ચમત્કારી અને અપાર છે! જો કે તેઓમાંથી કોઇને પણ તેઓનું પરસ્પર શું સગપણ

છે તેની ખબર નથી તેટલું છતાં સ્વભાવિક પ્રીતિના બળ વડે અને પ્રભુએ નીમેલા તેમના ગુહ્ય સંબંધ વડે તેઓ કેવા મનોમન સાક્ષી ભૂત થઈ આકર્ષાય છે! ધન્ય છે સર્વેશ્વર હરિ! તારી અકળ ગતિને!"

કોઇ પણ મનુષ્ય એકાદે મોટે ઠેકાણે પ્રથમજ જાય તો ત્યાં તેને બોલવા ચાલવાનો સંકોચ થવો એ સ્વાભાવિકજ છે. તે પ્રમાણે આ રાજપુત્રોને લાગવાથી ભોજન કરતાં કરતાં પોતે પ્રથમ કાંઇજ બોલતા નહોતા. તે વાત બાદશાહના લક્ષમાં આવવાથી તેણેજ પ્રથમ બોલવાની શરૂઆત કરી. તેણે જે જે વિષય ઉપર વાત ચલાવી તે પ્રત્યેક વિષયના સંબંધે બોલવામાં રાજપુત્રોની અક્કલ, વિવેક અને ચાંચલ્ય જોઇ તેને બહુ આશ્ચર્યયુક્ત આલ્હાદ પ્રાપ્ત થયો. તે મનમાંજ બોલ્યો, "અરે, જો પ્રભુની કૃપાથી આ બંને મારાજ પુત્ર હોત અને મેં તેમને ઉત્તમોત્તમ પ્રકારનું શિક્ષણ આપી તૈયાર કર્યા હોત તોપણ આ કરતાં વધારે નિપૂણતા તેઓનામાં આવત એમ મને લાગતું નથી!" સારાંશ કે, તેઓની સાથે સંભાષણ કરવામાં તેને એટલો આનંદ પ્રાપ્ત થયો કે હમેશ કરતાં ઘણી વાર થતાં સુધી તે ભોજનના ઠાઠપરજ બેસી તેમની સાથે સંભાષણ ચલાવતો રહ્યો. ભોજન પૂરૂં થયા બાદ તે તેમને પોતાના ખાનગી બેઠકના દિવાનખાનામાં લઇ ગયો, અને વળી ત્યાં પણ તેમની સાથે પુષ્કળ સંભાષણ કર્યું. છેવટે તેણે તેમને કહ્યું, "તરુણો, મારા રાજ્યમાં આવા ઉત્કૃષ્ટ અને સુશિક્ષિત, સમયચતુર તથા હુશિયાર તરુણ પુરુષો હશે એવું મને સ્વપ્નામાં પણ કદી લાગ્યું નહોતું! તમારી સાથે સંભાષણ કરવાથી મને આજે જે સંતોષ થયો છે, તેવો કદી પણ થયો હોય તેમ મને સ્મરણ થતું નથી. હશે, ઠીક. હવે તમોને કંઇપણ ગમ્મત થવાની તજવીજ હું કરૂં છું."

આ શબ્દ બાદશાહના મોંમાંથી નિકળતાંજ કેટલાક ગવૈયા તથા વાજિત્રીઓ, જેઓને પૂર્વેથીજ ત્યાં આગળ હાજર રહેવા વિષેની તાકીદ કરવામાં આવેલી હતી તેઓ દિવાનખાનામાં આવ્યા અને પોતાના તાલ સૂર સહિતનાં ગાનથી મોટી મઝા કરી મૂકી. પછી ઘણાક પ્રકારના ચમત્કારિક ખેલો થયા પછી છેવટે તે દેશના રિવાજ મુજબ સ્ત્રી પુરૂષોનો નાચ થવા બાદ તે ગમ્મતની સમાપ્તિ થઇ.

એટલામાં સંધ્યાકાળ પણ થવા આવ્યો. અને રાજપુત્રોએ બાદશાહને પ્રીતિપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને તેણે જે પોતાને આટલું

બધું માન દીધું તથા અનુગ્રહ કર્યો તે માટે તેનો ઘણો આભાર માનીને પોતાને ઘેર જવાનો હુકમ માંગ્યો. બાદશાહ તેઓ પ્રત્યે બોલ્યો, "ઠીક છે, હવે તમે જાઓ. પણ મારી એવી ઇચ્છા છે કે આ પ્રમાણે વારંવાર આવીને તમે મને આનંદથી તૃપ્ત કરતા જશો. તમારો સમાગમ જેટલો વધારે થશે તેટલો વધારે સંતોષ મને તેનાથી ઉત્પન્ન થશે."

પછી તે બંને ભાઇ જવાને માટે ઉઠીને ઉભા થયા એટલે તેઓમાંથી **બહામન** શાહ પ્રત્યે બોલ્યો, "મહારાજ, આપના ચરણ સમીપ અમારી એક અલ્પ વિનંતી છે તે આપ કૃપા કરી માન્ય કરશો. તે એજ કે, આપ અમારા મેહેલ તરફ થઇને જ્યારે શિકારે જાઓ, તે વેળાએ ત્યાંથી પાછા આવતાં કૃપા કરીને અમોને આપની પંક્તિનો લાભ આપવા અમારે ઘેર પધારશો. આપની ચરણરજ લાગવાને યોગ્ય તો અમારૂં ઘર નથીજ, તથાપિ એટલા માટે કંઈ આપ ના કહેશો નહિ એવી અમારી આશા છે. કારણ કે કદી કદી આપના સરખા મહાન્ પુરુષો પણ એકાદા ગરીબની ઝુંપડીમાં જઇ તેની પરોણાગત મોટા પ્રેમાનંદથી સ્વીકારે છે." બાદશાહે આ વિનંતિનો ઉત્તર આપ્યો, "મને ખાત્રી થાય છે કે તમારૂં ઘર ખરેખર જોવા લાયક હોઇને તમારી યોગ્યતાનુંજ હશે. હું મોટી ખુશીની સાથે તમારે ઘેર આવીશ; અને તમને જોઇને જેવો મને અપાર આનંદ પ્રાપ્ત થયો તેવીજ રીતે મને આશા છે કે તમારી પરમ યોગ્ય અને માયાળુ બેહેનને જોઇને પણ મારા મનનું પૂર્ણપણે સમાધાન થશે. એ વાતને કંઈ હું વધારે વખત પણ લગાડીશ નહિ. કાલેજ હું ત્યાં શિકાર કરવા આવીશ અને આગળ જ્યાં તમે મને મળ્યા હતા ત્યાંજ કાલે મને મળજો એટલે ત્યાંથી પાછા આવતાં આપણ સર્વે સાથે સાથે તમારે ઘેર જઇશું."

પછી રાજપુત્રોએ શાહને ત્યાંથી પોતાને ઘેર આવ્યા પછી તેઓએ, બાદશાહે તેમને કેટલું માન આપ્યું તથા કેટલી પ્રીતિ દેખાડી એ વગેરે પોતાની બેહેનને કહી સંભળાવ્યું. તેમજ તેઓએ બાદશાહને પોતાને ઘેર આવવા માટે વિનંતી કરતાં તેણે કાલેજ આવવાનું કબુલ કર્યું છે તે વાર્તા પણ કહી.

રાજકન્યા બોલી, "એમ છે ત્યારે તો આપણે બાદશાહની યોગ્યતાને શોભે એવી મિજબાનીની તૈયારી કરી રાખવી જોઇએ; અને એને માટે આપણા બોલનારા પક્ષીની મસલત લેવી એ મને ઠીક લાગે છે. બાદશાહ

પંડે તેવી કયી ચીજને ચાહે છે એ કદાચ તેને માલમ હશે તો તે આપણને કહેશે." રાજપુત્રોએ પોતાની બેહેનનો આ વિચાર પસંદ કર્યો. પછી બંને ભાઇ બહાર ગયા બાદ તેણીએ એકાંતમાં જઈ તે બોલનારા પક્ષીનો વિચાર પુછ્યો. તે બોલી, "પક્ષીરાજ, કાલે આપણે ત્યાં નામદાર બાદશાહ પધારવાના હોવાથી તેમને આપણે મિજબાની આપવાનો વિચાર છે, તો તેમાં કેવી વ્યવસ્થા કરવી કે જેથી બાદશાહને સંતોષ થાય તે કહે."

તે પક્ષીએ ઉત્તર દીધો, "બાઇ સાહેબ, આપણે ત્યાં સર્વ પાક બનાવવામાં નિપુણ એવા રસોઇઆ છે, તે જોઇશે તેવા ઉત્તમ પદાર્થો બનાવશે. પણ તેમાં જેમ મસાલા ભરીને વેંગણ બનાવાય છે, તેમ મસાલાને ઠેકાણે મોતીથી ભરેલી કાકડી તૈયાર કરાવા માટે તેને ફરમાવો; અને તે કાકડી બાદશાહ જમવા બેસે તે વખતે પ્રથમજ તેની દૃષ્ટિએ પડે તેવી તજવીજ કરો."

રાજકન્યા આશ્ચર્ય પામીને બોલી, " શું મોતીથી ભરેલી કાકડી ! પક્ષી, તું શું કહે છે તેનો વિચાર તેં કર્યો નથી. એવું પકવાન્ન કદીજ કોઇએ પણ સાંભળ્યું નહિ હોય ! બાદશાહ ધણું ત્યારે તે એક અતિ ચમત્કારિક વસ્તુ છે એમ જાણી તેની તારીફ કરશે. પણ આપણે તો તેને જમવા બોલાવનાર છિયે; તેને માતી જોઇને શું કરવાનું હતું ? વળી એટલાં બધાં મોતી હું લાવું પણ ક્યાંથી ! " પક્ષીએ ઉત્તર દીધો, " તમે એવી ચિંતામાં પડતા ના. હું મારે જે કહું છું તે સાંભળો. એનાથી આપણું હિતજ થનાર છે. તમને કાળજી તો માત્ર મોતીનીજ છેની ? તેને માટે તમે એટલુંજ કરો કે, સવારે મોટા બાગમાં જાઓ, અને તેમાં પેસતાંજ જમણા હાથ તરફનું પેહેલું જે ઝાડ તમને દીસે તેના મૂળ નજીક જઇ થોડુંક ખોદજો એટલે તમોને જોઈશે તેટલાં મોતી ત્યાં આગળથી મળી આવશે.'

પક્ષીના કેહેવા મુજબ પ્રભાત થતાંજ રાજકન્યા એક માળીને સાથે લઇને મોટા બાગમાં ગઇ, અને કહેલા ઝાડના થડ આગળ તેણીએ તે માળી પાસેજ થોડુંક ખોદાવ્યું. તેણે જરાક ખોધું કે લાગલું તેની કોદાળીને કંઇ કઠણ વસ્તુ લાગી એમ તેને માલમ પડ્યું. આથી તેણે ખોદાયલી માટી બાજુપર કરીને જોયું તો એક હાથ લાંબી અને તેટલીજ પોહોળી એવી એક સોનાની પેટી તેની દૃષ્ટિયે પડી, તે તેણે કાઢીને રાજકન્યા આગળ મૂકી. તે પેટીને તાળું કળ વગેરે કંઇ ન છતાં ફકત સાંકળાજ વાસેલી હતી. રાજકન્યાએ તે ઉઘાડીને જોઇ તો તેમાં પોતાને જોઇએ તેટલાં

અને જોઇએ તેવડાં મોતી ભરેલાં તેની દૃષ્ટિયે પડયાં. એ મોતી જોઈને રાજ-કન્યાને મોટો સંતોષ થયો. પછી તેણે તે પેટી બંધ કરી અને પોતાની સાથે લઇ ઘર તરફ આવવા લાગી. અહીંઆં તે માળી ખોદેલી જગ્યાપર માટી જેમની તેમ નાંખી પોતાને કામે વળગ્યો.

રાજકન્યા બાગમાં ગઇ તે વખતે રાજપુત્ર બહામન અને પર્વિઝ તરતજ ઉઠીને પોશાક પેહેરવા મંડયા હતા. તેઓ પોશાક પેહેરીને બાહેર આવ્યા તેટલામાં રાજકન્યા કાખમાં સોનાની પેટી લઇ બાગમાંથી આવતી દૃષ્ટિયે પડી. બહામન બોલ્યો, "બેહેન, તું હમણાં જ્યારે બાગમાં ગઇ તે વેળા તો તારા હાથમાં કંઈ વસ્તુ નહોતી; અને હમણાં બાગમાંથી આવતી વેળા જે આ સોનાની પેટી લાવી છે તે માળીને જડી હોય તો તેણે તે તને કેમ આપી?" "છટ તેમ છેજ નહિ!" રાજક-ન્યાએ પ્રત્યુત્તર આપ્યો; "આ પેટી બાગમાં જે ઠેકાણે દાટેલી હતી તે ઠેકાણે માળીને હું લઇ ગઇ અને તે જગ્યા તેના પાસે ખોદાવીને આ પેટી કઢાવી. પણ હવે એ પેટીમાં શું છે તે તમને જ્યારે જણાશે ત્યારે તમને મોટો આનંદ અને આશ્ચર્ય પ્રાપ્ત થશે."

રાજકન્યાએ પેટી ઉઘાડી, ત્યારે તેમાં નાના પ્રકારનાં સુંદર મોતી જોઇને તેઓએ તેણીને પૂછયું, "આ પેટી અને તે વળી મોતીથી ભરેલી છતાં ફલાણે ઠેકાણેજ છે એવી તને કયાંથી ખબર મળી બેહેન?" રાજકન્યાએ જવાબ દીધો, "ભાઇઓ, તમે ઘેર ચાલો, હું તે સઘળું તમોને કહું છું." ઘરમાં ગયા પછી બાદશાહને જમવા માટે પક્ષીને તેણીએ પૂછયું હતું અને પક્ષીએ જે પ્રત્યુત્તર દીધો હતો તે સઘળું તેણીએ તેમના આગળ કહ્યું. એ કહેવાથી જેવું પરીજાદીને આશ્ચર્ય લાગ્યું હતું તેવું અત્યારે આ બંનેને પણ લાગ્યું. પંક્ષીએ એવું શાથી કહ્યું હશે અને તેમ કરવામાં શો હેતુ સમાયલો હશે એને માટે તેઓએ ઘણા તર્ક કીધા, પરંતુ તેનો વાસ્તવિક હેતુ તેઓના લક્ષમાં જરા પણ આવ્યો નહીં, અને તે લક્ષમાં આવે તેવો પણ નહોતો. તથાપિ તે પક્ષીએ કહ્યા પ્રમાણે કરવું આવશ્યક છે એમ સમજી તે પ્રમાણે કરવાનો તેઓએ નિશ્ચય કર્યો.

પછી રાજકન્યાએ ઘરના મુખ્ય રસોઇયાને બોલાવ્યો, અને મિજબા-નીની તૈયારી કેવી રીતે કરવી તે તેને બતાવી ને પછી તે બોલી, "એ શિવાય વળી એક ચમત્કારિક પદાર્થ તારે તૈયાર કરવાની છે, તે એ કે, મસાલા ભરેલાં વેંગણ પ્રમાણે કાકડીમાં મોતી ભરીને તૈયાર કરવાની છે" એટલું કહી

પેલી મોતીની પેટી તેના આગળ મૂકીને તે બોલી, "અને તેટલા માટે આ મોતી તું તારી પાસે લે."

રસોઇયાએ આવો વિલક્ષણ પદાર્થ કદીજ સાંભળ્યો નહોતો તેથી તેને તો ઘણીજ વિસ્મયતા પ્રાપ્ત થઇ, એ તેની ઉપરની ચર્યાવડે રાજકન્યાને જણાઇ આવ્યું. આથી પરીજાદી તેના પ્રત્યે બોલી, "આવો પદાર્થ કદી કોઇએ કર્યો અથવા સાંભળ્યો નથી એમ સમજીને તું મને ગાંડું લાગ્યું છે એમ કહીશમા, પણ હું ખરેખરી શુદ્ધિમાં હોઈને તને એ પ્રમાણે કરવાને ફરમાવું છું એમ તું પકકું સમજજે, હો કે. જા હવે કંઇ પણ યુક્તિ શોધી કાઢીને મારા કહેવા પ્રમાણે કાકડીયો તૈયાર કર, અને બાકી વધે તે મોતી મારી કને પાછાં લઈ આવજે.

રસોઇયાની તો પોતાની શેઠાણી ફરમાવે તે કરવાની ફરજ હતી, તેથી તે કંઇ પણ ન બોલતાં તે પેટી લઇને ચાલ્યો ગયો. પછી રાજકન્યાએ પોતાના સઘળા દાસ દાસીઓને બાદશાહ આજ અત્રે આવનાર છે તેટલા માટે સર્વ જગ્યાએ સ્વચ્છતા રાખવાને અને સઘળી વ્યવસ્થા ઉત્તમ રાખવાનો હુકમ કીધો.

ત્યારકેડે બાદશાહના પાછળના દિવસના હુકમ પ્રમાણે રાજપુત્રો અરણ્યમાં શિકારે ગયા, અને બાદશાહની રાહ જોતા ઉભા. એટલામાં બાદશાહ પણ આવી પહોંચ્યો, અને લાગલો શિકારનો આરંભ કીધો. શિકાર છેક બપોર થવા સુધી ચાલ્યો, અને પછી તેઓ ઘેર તરફ આવવાને વળ્યા. રાજપુત્ર બહામન બાદશાહની જોડે ઘોડે બેસી ચાલવા લાગ્યો અને પર્વિજ રસ્તો દેખાડવા માટે આગળ થયો. વાડીથી થોડેક છેટે આવી પહોંચ્યા એટલે બાદશાહની સ્વારી પધારી એમ વર્દી આપવાને પર્વિજ આગળ ઘોડો દોડાવી જલદીથી ઘેર ગયો. પણ પરીજાદીએ તો સઘળી તૈયારી આગળથીજ કરી મૂકેલી હતી.

બાદશાહ વાડીના ચોકમાં આવી ઘોડાપરથી ઉતરતાંજ રાજકન્યાએ તેને દંડવત્ પ્રણામ કીધા, અને રાજપુત્રોએ "એજ અમારી બેહેન છે," એમ બાદશાહને કહ્યું. બાદશાહે તેને સ્વતઃ હાથ ધરીને ઉભી કીધી અને તેણીનું તેજ, સૌંદર્ય તથા સુકુમાર્ય નિહાળીને તે તદ્દન આશ્ચર્ય મૂઢજ થઇ પડયો. તે બોલ્યો, "વાહવાહ! બેહેન ભાંડુઓ તો આવાંજ હોવાં જોઈએ! તેઓ એકમેકનો વિચાર પૂછ્યા વિના કંઇ પણ કાર્ય કરતાં નથી એ તેમના ઉત્તમ શિક્ષણનો શણગાર રૂપ ગુણ છે." વળી તે બોલ્યો, "પુત્રી, તારો

મેહેલ સઘળો સારી રીતે જોઇ રહેવા પછી તારી સાથે ખૂબ સંભાષણ કરવું એવી મારી ઇચ્છા છે."

રાજકન્યા બોલી, "રાજાધિરાજ, આપના જેવા મહાન્ પુરુષને જોવા સરખું તે અમારા ઘરમાં શું હશે? એ તો અમારા સરખાં ગરીબોનેજ યોગ્ય છે. રાજવાડાની વાડીયોની વાત તો એક બાજુએ રહી, પણ શેહેરમાંની બીજી સાધારણ વાડિયોના જેટલી પણ યોગ્યતા આ ઝુંપડાંની નથી."

બાદશાહ યત્કિંચિત્ હસીને બોલ્યો, "પુત્રી, તું એમ કહે છે ખરી, પણ મારો સ્વભાવ એવો માની નથી. અને વળી હું તેની અંદર જઇને સઘળું જોયા શિવાય કંઇ કહી શકતો નથી." આ બાદશાહના મોંના શબ્દો સાંભળીને રાજકન્યાએ તેને અંદર તેડયો અને મુખ્ય દિવાનખાના શિવાય બાકીનો સર્વ મેહેલ દેખાડ્યો. એ જોઇને તેને બહુ સંતોષ થયો. તે બોલ્યો, "બેહેન, શેહેરમાંની વાડીયોની યોગ્યતાને પાત્ર પણ આ મેહેલ નથી એમ તું કહે છે શું? છટ્, તે વાડીયોની આના આગળ કંઈ પણ મોટાઇ થઇ શકે નહીં એમ હું ખરી ખાત્રીથી કહું છું. વારૂ, ચાલો હવે આપણે બાગોમાં જઇએ; તેઓ પણ આવીજ પ્રેક્ષણીય હશે એવી મારી ખાત્રી છે."

એટલે રાજકન્યા તેને બાગમાં લઈ ગઇ. ત્યાં પ્રથમતઃ સોનેરી પાણીનો હોજ અને તેમાંથી કારંજાના ફુવારા સરખો સતત ચાલેલો પ્રવાહ, એ જોઈ તેને મોટો ચમત્કાર લાગ્યો. એ ફુવારામાંનું પાણી કયાંથી આવતું હશે એનો તેણે પુષ્કળ વિચાર કર્યો. પણ કંઇ તે વિષે તેના લક્ષમાં આવ્યું નહિ. ત્યારે તેણે ધાર્યું કે તેની પાસે જઇને ખૂબ ધ્યાન દઈ નિહાળીને જોયું હોય તો તે લક્ષમાં આવશે.

એટલામાં જે ઠેકાણે ગાનારૂં ઝાડ રોપવામાં આવ્યું હતું ત્યાં આગળ રાજ કન્યા તેને તેડી ગઇ. બાદશાહે પૂર્વે કદીજ ન સાંભળેલું એવું અત્યુત્કૃષ્ટ ગાયન પોતાના સાંભળવામાં આવવાથી તેણે આ કોણ ગાય છે એમ બોલીને આણીગમ તેણીગમ નજર કીધી. પછી જ્યારે ગાનાર તો કોઈ પણ દૃષ્ટિએ ન પડતાં ગાણું સ્પષ્ટ સાંભળવામાં આવે છે એમ તેને જણાઇ આવ્યું, ત્યારે તે રાજકન્યા પ્રત્યે બોલ્યો, "પુત્રી, આ મધુર મંજુળ ગાયન કયાંથી સંભળાય છે? કોઇ ગાંધર્વ અદૃશ્ય રહીને તો ગાયન કરતો નથીની?" રાજકન્યાએ ઉત્તર દીધો, "મહારાજાધિરાજ, આ આપના સમક્ષ ઝાડ છે તેમાંથી આ ગાયન

ચાલેલું છે. આપ જરા નજીક જઇને જોવાની તસ્દી લેશો તો તેમાંથીજ આ સ્વર નિકળે છે એ સ્પષ્ટ રીતે આપના ધ્યાનમાં આવશે."

તે ઉપરથી બાદશાહ તે ઝાડની તદ્દન નજીક જઇ ઉભો ત્યારે રાજકન્યાએ જે કહ્યું તે બિલકુલ ખરૂં છે એમ તેને જણાઇ આવવાથી તેને અત્યંત અદ્‌ભૂત આશ્ચર્ય પ્રાપ્ત થયું. એ ગાયનના સ્વરોથી તેનું મન એટલું બધું વેધિત થઇ ગયું કે તેને ત્યાંથી જરા ખસવાનું પણ મન થયું નહિ. પછી પોતે રાજકન્યા પ્રતિ બોલ્યો, "બેટી, આ ચમત્કારિક ઝાડનું નામ શું હશે? એ તને બાગમાંથી અનાયાસેજ મળી આવ્યું કે તને કોઇએ તે ભેટ કીધું? અથવા શું તેં પોતાને માટે કંઇ દૂર દેશથી મંગાવ્યું છે? બહુધા એ કોઇ પણ દૂર દેશથીજ આણેલું હોવું જોઈએ; કારણ કે એવી ચમત્કારિક વસ્તુઓનો સંગ્રહ કરવાનો મને મોટો શોખ હોવાથી, જો તે આ દેશમાંજ હોત તો જરૂર કરીને મારા જોવામાં સહજજ આવ્યું હોત."

રાજપુત્રીએ ઉત્તર દીધો, "મહારાજ, એને ગાનારૂં ઝાડ એમ કરીનેજ કહે છે; તે શિવાય બીજું નામ એને નથી. તે આ દેશનું નછતાં અહિંયાં કેઈ રીતે આવ્યું તેનો ઇતિહાસ કહેવા બેસું તો બહુ લાંબો છે. આ ઝાડ, તથા તેવુંજ ચમત્કારિક પેલું સોનેરી રંગનું પાણી અને એક બોલનારૂં પક્ષી એ ત્રણે અલૌકિક વસ્તુ મને એકે વખતે પ્રાપ્ત થઇ છે. એ ત્રણેનો એક લાંબો ઇતિહાસ આપની મરજી હશે તો આપ થોડો વિસામો લેશો. તે પછી નિરાંતે કહીશ. આપને ગરમીને લીધે બહુ શ્રમ થયો છે એટલા માટે વધારે તસ્દી આપવી એ મને ઠીક લાગતું નથી."

બાદશાહે જવાબ દીધો, "બેટી, તેં મને જે અત્યંતજ વિલક્ષણ વસ્તુઓ દેખાડી છે તે જોઇ મને એટલો આનંદ થયો છે કે અત્યાર સુધીમાં થયેલો સર્વ શ્રમ મને કંઇજ લાગતો નથી. તને માત્ર મારે માટે તસ્દી પડે છે એટલુંજ મને ખરાબ લાગે છે. હશે; હવે ચાલો ચાલો આપણે સોનેરી રંગના પાણી પાસે જઇએ. અને પછી તે બોલનારૂં પક્ષી કેવું છે તે મને બતાવ. એને જોવાની મારી બહુજ ઉત્કંઠા થઇ છે."

એ પછી તે સોનેરી પાણીના હોજ પાસે આવ્યો, અને બહુ વખત સુધી તેના મધ્ય ભાગે ચાલેલા પ્રવાહ તરફ નજર સ્થિર કરી જોતો ઉભો રહ્યો. છેવટે તે રાજપુત્રી પ્રત્યે બોલ્યો, "પુત્રી, આ પાણી કયાંહી બાહેરથી

આવતું ન છતાં અહીંજ એનો જે આવો પ્રવાહ ચાલે છે એ ઉપરથી એ એક અજબ ચીજ છે એમાં કંઇ સંશય નથી ?"

રાજકન્યા બોલી, "મહારાજ, આપ કહો છો તેમજ છે. એ પાણી હોજમાં નિચેથી કિંવા આજુબાજુ કોઇ ઠેકાણેથી આવતું નથી. પણ એનો એક બીજો ચમત્કાર હું આપને કહું છું કે, મેં ફક્ત એક કુપ્પી ભરીનેજ આ હોજમાં પાણી નાંખ્યું હતું, પરંતુ નાંખતાંને વારજ આપો આપ વૃદ્ધિ પામીને આખો હોજ ભરાઇ ગયો; અને પછી તેમાંથી આ પ્રવાહ સ્વતઃ ઉત્પન્ન થયો !" બાદશાહ બોલ્યો, "ઓહો! એ તો મોટું આશ્ચર્ય ! એને તો બહુજ વિલક્ષણ વસ્તુ સમજવી જોઇએ. વારૂ, હવે ચાલો પેલા બોલનારા પક્ષી પાસે જઈએ."

પછી મોટા દિવાનખાનાની બારીમાં પક્ષીનું પાંજરૂં ટાંગેલું હતું ત્યાં રાજકન્યા બાદશાહને લઈ ગઈ. તે દિવાનખાનાની આસપાસનાં જે ઝાડ હતાં તેઓના ઉપર બીજાં સાધારણ ગાનારાં પક્ષીઓનાં ટોળે ટોળાં બેસીને પેલા પાંજરામાંના પક્ષીના બોલવાથી આનંદ પામી ગાતાં અને કિલકિલાટ કરતાં બાદશાહની નજરે પડયાં, તે જોઇને બાદશાહ રાજકન્યા પ્રત્યે બોલ્યો, "આ ઠેકાણેજ આટલાં બધાં પક્ષી કેમ બેઠેલાં છે વારૂ ! બાગમાં બીજે કોઇ ઠેકાણે તો આટલાં બધાં પક્ષી માલમ પડયાં ન હોતાં, ને ત્યાં કેમ ?" રાજકન્યા એ સાંભળીને બોલી, "મહારાજ, પેલું જુઓ દિવાનખાનાની બારીમાં બોલનારા પક્ષીનું પાંજરૂં ટાંગેલું છે તે. એ પક્ષીને સૂર દેવા માટે એ સર્વ પક્ષીઓ ચારે તરફથી એકઠાં થયાં છે. મહારાજાધિરાજ, આપ જરા એના ગાયન તરફ લક્ષ દઇ તે સાંભળશો તો આપને માલમ પડશે કે એ પક્ષીના જેવું ગાયન કરનારૂં બીજું પક્ષી ત્રિભુવનમાં પણ મળી આવવું મુશ્કેલ છે!"

એ પછી રાજકન્યા બાદશાહને મોટા દિવાનખાનામાં તેડી ગઈ. પક્ષીનું ગાયન તો ચાલેલુંજ હતું. રાજકન્યા પક્ષી તરફ ફરીને બોલી, "ખગરાજ, મહારાજાધિરાજ તારી સમક્ષ પધાર્યા છે માટે તેમને આનંદ આપવાને તેમના આગળ મુજરો કર." આ સાંભળી તત્ક્ષણજ બોલનારા પક્ષીએ પોતાનું ગાયન બંધ કર્યું એટલે બીજાં પક્ષીઓ પણ તરતજ સ્તબ્ધ થઈ ગયાં. પક્ષી તે પાંજરામાંથી બોલ્યો, "મહારાજાધિરાજને ઘણી ખમા; પરમેશ્વર તેમની કળા પૂર્ણ પ્રકાશિત કરો, અને તેમને દીર્ઘાયુષી કરો!" બાદશાહ બોલ્યો, "પક્ષી, મારા કલ્યાણ માટે તેં જે વાણી પ્રકટ કરી તે

માટે હું તારો આભારી છું. અને તને જોઇને મને જે આનંદ થયો છે તે મારાથી કહી શકાતો નથી !"

એટલામાં ભોજનની તૈયારી થવાથી બાદશાહ જમવા સારૂ બેઠો. તેણે પ્રથમજ દૃષ્ટિયે પડવાથી એક કાકડી ભાણામાંથી લીધી અને જૂએ છે તો તેમાં મોતી ભરેલાં છે ! તે જોઇને તેને પરાકાષ્ટાનો ચમત્કાર પ્રાપ્ત થયો. પોતાની મેળેજ મન પ્રત્યે તે બોલ્યો, "અરે ભાઈ, આ તો હું આજે કંઇ નવિન પ્રકારજ જોઉં છું. આ કાકડીની માંહે મોતી શાને માટે ભર્યાં હોવાં જોઇએ ? મોતી ખાવામાં આવતાં હશે કે શું ?" પછી તે રાજકન્યા તથા રાજકુંવરોને ઉદ્દેસીને તેઓ પ્રત્યે બોલ્યો, "આમ કરવાનો તમારો શો ઉદ્દેશ છે વારૂ !" આ સમયે બુલબુલ પક્ષીનું પેલું પાંજરૂં ભોજનગૃહવાળા દિવાનખાનામાં લાવી ટાંગ્યું હતું, તે વાચાળ પક્ષી આવું બાદશાહનું બોલવું સાંભળીને તરતજ બોલી ઉઠયું, "મહારાજ, મોતીથી ભરેલી કાકડી જોઇને આપને આટલું બધું આશ્ચર્ય લાગે છે અને તેથી કરીને એમ કરવાનો ઉદ્દેશ શો છે એમ આપે પૂછ્યું, પણ આપની પટરાણીને કુતરૂં, બીલાડું અને લાકડાનો કકડો જન્મ્યો એ સાંભળીને આપને તેનું કેમ કંઇ પણ આશ્ચર્ય લાગ્યું નહોતું વારૂ ! અને આપે તેની કેમ કંઇ તજવિજ તે વેળાએ કરી નહિ ?" બાદશાહે જવાબ દીધો, "સુયાણીએ મને ખૂબ ખાત્રીપૂર્વક કહ્યું એટલે મેં તેની કંઇ તજવિજ કરી નહીં." પક્ષી બોલ્યો, "મહારાજ, તે સુયાણીઓ કોણ હતી ?" રાણી સાહેબની બંને બેહેનોજની! તો હવે આપ સાંભળો કે, આ પ્રસૂતિકાળની વ્યવસ્થા કેમ થઇ છે. તે બંને બેહેનો સાથે આપે વિવાહ કીધો નહિ અને તેમની નહાની બેહેનની સાથે આપે લગ્ન કીધું તેટલા માટે તેઓને તેની અતિ મોટી ઇર્ષા ઉત્પન્ન થવાથી તેનો બદલો વાળવા માટે આપને પણ તેઓએ બનાવટી વાત કહી ! તમે તેઓને હવે પૂછશો તો ખરૂં શું હતું તે તેઓ કહેશે. તમારી રાણીને પેટે બે પુત્ર ને એક કન્યાનો જન્મ થયો હતો. એ ત્રણે બાળકને તાત્કાળ મારી નાંખવાના હેતુથી તમારા મેહેલની પડોસના વેહેળામાં નાંખ્યાં, પણ તેઓ બચ્યાં હતાં. આ બંને પુત્ર અને આ કન્યા એ ત્રણે આપનાંજ સંતાન છતાં તેઓને તે બંને ચંડાલણી સમાન રાણીની બેહેનોએ જન્મતાં વેંતજ વેહેળામાં નાંખી દીધાં હતાં; પરંતુ 'જેને રામ રાખે, તેને કોઇ ન ચાખે' એની પેઠે પૂર્ણ સુદૈવથી તે નિર્દોષ બાળકો આપના બાગ ઉપરના માજી કામદારને સાંપડ્યાં તેથી તેણે તેઓનું પોતાનાં બાળકો સમજીને તેવીજ સપ્રેમ દયાથી પા-

લનપોષણ કર્યું, તથા તેઓને વળી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવાને પણ તે ચૂક્યો નહીં."

આ પ્રમાણે પક્ષીનું બોલવું સાંભળીને બાદશાહના મનમાં જ્ઞાનનો પ્રકાશ પડયો. તે બોલ્યો, "પક્ષી, તું કહે છે તે વાત તદ્દન ખરી હશે એમાં કંઇ સંશય કરવા જેવું નથી. આ કુંવરો તથા કુંવરીને જોતાંને વારજ એમનાપર જે મારી અત્યંત મમતા બાઝી ગઇ હતી તે ઉપરથી એઓ મારાજ રક્ત માંસથકી ઉત્પન્ન થયલાં છે એવી મારી ખાત્રી થાય છે; કેમકે તે શિવાય એ પ્રમાણેનો કુદ્રતી પ્રેમ બાઝેજ નહિ!" સંતાનો તરફ જોઇ તે બોલ્યો, "મારાં વહાલાં છોકરાંઓ, તમે મારી પાસે આવો અને ખૂબ આનંદથી તમારી મીઠી મને લેવાદો." એમ બોલતાંજ લાગલો તે ઉઠયો અને તે ત્રણે બાળકોને પોતાની છાતી સાથે ખૂબ પ્રેમથી દાબીને ભેટયો. **શેહરાજાદી** બોલી, "પ્રાણનાથ, એ વેળાનો બાદશાહનો તેમજ તે બાળકોનો આનંદ શું કંઈ વર્ણી શકાય એવો છે? બાદશાહના ચક્ષુમાંથી તો ટપટપ્ હર્ષાશ્રુ પડવા લાગ્યાં, અને એવા અવર્ણીય આનંદથી તે સ્તબ્ધજ થઇ રહ્યો.

પછી બાદશાહે તે પોતાનાં ત્રણે બાળકોને પોતાની સાથે ભોજન સારૂ બેસાર્યાં. જમી રહ્યા પછી તે તેઓ પ્રત્યે બોલ્યો, "મારાં વહાલાં સંતાનો! હવે આ સર્વ વૃત્તાંત ઉપરથી હું તમારો પિતા છું એ તો તમારા સમજવામાં આવ્યુંજ હશે. હવે હું પટરાણી જે તમારી ખરી માતુશ્રી તેને અત્રે તેડી લાવું છું, માટે તેની સ્વાગતાની તમે સર્વ પ્રકારે તૈયારી કરજો."

એમ કહી બાદશાહ ઊઠયો અને ઘોડાપર સ્વાર થઈ જલદીથી રાજધાનીમાં આવ્યો. રાજવાડામાં પ્રવેશ કરતાંજ તેણે મુખ્ય મંત્રીને તેડાવ્યો અને રાણીની બંને દુષ્ટા બેહેનોને તેઓના પેલા અઘોર કૃત્ય માટે યોગ્ય શિક્ષા આપવાને વજીરને ખૂબ સખત હુકમ કીધો. વજીરે તત્કાળ તે રંડાઓને તેમના ઘરમાંથી હાંકી કાઢી. બંનેની જૂદી જૂદી રીતે ખૂબ તજવિજ કરી પૂછપરછ કીધી, અને આખરે તેઓ પોતાના કરેલા અપરાધને માટે કબૂલ થવાથી તાબડતોબ તેમનો શિરચ્છેદ કરાવી નાંખ્યો. એ સઘળું કરતાં કંઈ ઝાઝીવાર લાગી નહીં.

પછી લાગલોજ બાદશાહ પોતાના સર્વ અમીર ઉમરાવો સહવર્તમાન શેહેરની મુખ્ય મસજીદ પાસે, જ્યાં બહુ કાળથી પટરાણીની દુર્દશા કરીને રાખી

હતી ત્યાં પાઉપ્યાદો ગયો. તેણે તેને સ્વતઃ હાથ ઝાલીને બહાર આણી અને આંખમાં આંસુ લાવી રાણી પ્રત્યે બોલ્યો, "પ્રિયે, તારો મેં મોટો અન્યાય કર્યો અને તને અસહ્ય દુઃખ દીધું એ માટે તારી ક્ષમા યાચીને તારૂં સાંત્વન કરવા હું અહીં આવ્યો છું. તારી અત્યંત દુષ્ટ બેહેનોએ તને આટલી આટલી યાતના ને દુઃખ ભોગવાવ્યું, તેઓને મેં તેમના અપરાધ બદ્દલ યોગ્ય શિક્ષા કરી છે. અને હવે શીઘ્રજ તારા ઉદરથી ઉત્પન્ન થયલા એવા રત્નતુલ્ય બે પુત્ર અને સતિરૂપ એક કન્યાનો તારી સાથે મેળાપ કરાવું છું. પ્રિયે ! હવે તારા મનમાંના મારાપરના સર્વ વિષાદનો ત્યાગ કર અને મારી સાથે આવી ઇશ્વરકૃપાનુંરૂપ પૂર્વવત્ આપણા ઐશ્વર્યનો અંગીકાર કર!" આટલી વાત થતામાં તો ત્યાં હજારો લોકો એકઠા થઇ ગયા; અને તેઓએ આ આનંદજનક વાત ક્ષણમાં આખા શેહેરમાં પ્રસરાવી દીધી. અને રાજા પોતાની પટરાણીને લઇને મેહેલમાં આવ્યો.

બીજે દિવસે રાણીને તેની યોગ્યતા પ્રમાણેનો ઉત્તમ પોષાક સજાવી તેને તથા દરબારના સર્વ અમીર ઉમરાવોને લઇને બાદશાહ, પેલાં ત્રણે ભાઇ બેહેન જ્યાં રહેતાં હતાં તે મેહેલે ગયો. ત્યાં બાદશાહે રાણી સમક્ષ પોતાનાં ત્રણે સંતાનોને ઉભાં રાખી, રાણીને કહ્યું, "પ્રિયે! જો આ આપણાં છોકરાં; એમને તારે ખોળે લે, ને તારા અપૂર્વ દુઃખનો નાશ કર. એઓ તારી અને મારી યોગ્યતાને શોભે એવાં છે એટલુંજ કેવળ નહિ, પણ તે આપણને શોભાવનારાં ભૂષણોજ છે." આવાં રૂપવાન્ અને ગુણવાન્ બાળકો જોઇને રાણીના અંતઃકરણમાં તો આનંદોદકનો સાગરજ રેલાઇ ગયો અને તેઓને માટે તેને જે આજપર્યંત મહદ્ દુઃખ પ્રાપ્ત થયું હતું તે સર્વ તેણી વિસરી ગઇ.

રાજપુત્રો અને રાજકન્યા એઓએ બાદશાહ, રાણી, અને દરબારી અમીર ઉમરાવોની મંડળીને માટે મિજબાનીનો મોટો ઠાઠ કરી રાખ્યો હતો. સર્વે ભોજન કરી રહ્યા બાદ બાદશાહ રાણીને બાગમાં લઇ ગયો, અને ત્યાં તેને ગાનારૂં ઝાડ, અને સોનેરી રંગનું પાણી એનો ચમત્કાર બતાવ્યો. બોલનારૂં પક્ષી તો ભોજન સમયે રાણીના જોવામાં આવ્યું હતું જ.

એ બાગ તથા સમગ્ર મેહેલ જોઇ સર્વે આનંદાશ્ચર્ય વડે તૃપ્ત થવા પછી બાદશાહ અશ્વારૂઢ થઇ પોતાના કુટુંબ તથા સાથેના સર્વ જનમંડળ સહિત રાજધાનીમાં આવવા નિકળ્યો. જ્યેષ્ટ પુત્ર **બહામન** જમણે તથા **પર્વિજ** ડાબે એમ બંને બાજુએ બંને પુત્ર, તથા પછવાડે રાણી તથા

રાજકુંવરી **પરીજાદી** એ ક્રમથી પોતે ચાલવા માંડયું. તેમની પછવાડે દર-બારી અમલદારો પોતપોતાની યોગ્યતા પ્રમાણે ચાલવા લાગ્યા. શેહેરમાંથી હજારો શેઠ સાહુકારો તથા અન્ય ગૃહસ્થો અને બીજા મનુષ્યો રૂડાં વાજિત્રો સહિત સામૈયું લઈ વધાવા આવ્યા હતા તેઓએ જય જયકારનો હર્ષધ્વની કરતાં તેઓને શેહેરમાં વધાવી લીધાં. તે વેળાએ રાજપુત્રો તથા કન્યા અને રાણી, તેમજ બોલનારા પક્ષીનું પાંજરૂં એઓના તરફ તો લોકો ઘણાજ આશ્ચર્યથી એકી ટગરે જોઇ રહેતાં હતાં. પક્ષીનું પાંજરૂં ખુદ રાજકન્યાએ પોતાનાજ હાથમાં રાખ્યું હતું. તેનું જે સુંદર મનોવેધક ગાયન ચાલતું હતું તે સાંભળીને અને તેને સૂર પુરવાને આવેલાં હજારો પક્ષીઓનાં ટોળે ટોળાં જોઈને તેઓને અત્યંત ચમત્કાર અને આનંદ પ્રાપ્ત થયો. આ પ્રમાણે રાજપુત્રો **બહામન** અને **પર્વિજ** તથા રાજપુત્રી **પરીજાદી** એઓ રાજવાડામાં આવવાથી જ્યાં ત્યાં આનંદ આનંદમયજ થઇ રહ્યું, અને તે રાત્રીએ રાજ મહાલયો, તેમજ આખા શેહેરમાં રોષણી કરવાથી જ્યાં ત્યાં ગાતું વજાવવું, વાજિત્રોનો મનને ડોલાવી નાંખે એવો શબ્દ વગેરે એવા ખ્યાલી ખુશાલીના પ્રકારો શિવાય બીજું કંઇ પણ સાંભળવામાં આવતું નહોતું. આ મોટો ઉત્સવ બાદશાહના હુકમથી એક કરતાં પણ વધારે દિવસ પર્યંત ચાલુજ હતો.

અત્રે **શેહરાજાદીએ** પોતાની આ અતિ અદ્ભુત વાર્તા પુરી કરી, ને **શેહેરીયાર** સુલતાનને કહ્યું, "પ્રિયનાથ, હવે તો અરૂણોદય થયો છે, પણ એક વાર્તા એવી છે કે જેમાં **કાલિફ હરૂન**ની એક ચમત્કારીક વર્તણુકનો ભાસ થાય છે તે જો તમારી આજ્ઞા હશે તો આવતી કાલે કહીશ." "ઠીક ઠીક.-તારી જેમ ઇચ્છામાં આવશે તેમ તને કરવા દઈશ." એમ કહી સુલતાન નિમાજ પઢવાને ઉઠી ગયા."

બીજે દિવસે પ્રભાતમાં સુલતાનાએ આ પ્રમાણે વાર્તા શરૂ કીધી.



# બગદાદના વ્યાપારી અલીખોજાની વાર્તા.

**શેહરાજાદીએ** સુલતાનને પ્રેમપૂર્વક પ્રણામ કરીને કહ્યું, પ્રાણનાથ, નામાંકિત **કાલીફ હરૂન અલરશીદ**ની કારકીર્દીમાં **અલીખોજા** (કોજીયા) એ નામનો કોઇએક વ્યાપારી બગદાદમાં રહેતો હતો. તે ઘણો શ્રીમંત નહોતો તેમજ ઘણો ગરીબ પણ નહોતો. તેણે પોતાનું લગ્ન કર્યું નહોતું અને તે પોતાના વડિલોપાર્જિત ઘરમાં સ્વતંત્રપણે, વ્યાપારમાં નસીબમાં લખેલો જે કંઇ નફો મળે તેમાં સંતોષ માનીને રહેતો હતો. આવી રીતે સુખમાં તેનો આયુષ્યક્રમ ચાલી રહ્યો છે તેવામાં એવું બન્યું કે ઉપરાઉપરી ત્રણ રાત એક વૃદ્ધ અને પૂજ્ય માણસ તેના સ્વપ્નામાં આવીને તેને, મક્કાની યાત્રા નથી કીધી તે માટે ઘણો ગુસ્સો બતાવ્યો.

આ સ્વપ્નાથી **અલીખોજા**નું મન ઘણું અસ્વસ્થ થયું. તે ધર્મિષ્ઠ મુસલમાન હોવાથી 'મક્કાની યાત્રા કરવાની આપણને ઘણી જરૂર છે' એમ તે સારી રીતે સમજતો હતો. પરંતુ 'આપણે પડયા એકલા, આપણું ઘરબાર, દુકાન અને તેમાંના માલ વગેરેની વ્યવસ્થા કરનાર બીજું કોઇ નથી, આપણાથી યાત્રા કરવા જવાનું બની શકતું નથી તો તેમાં આપણો ઈલાજ શો ?' એમ તે મનમાં વારંવાર બોલતો હતો. પણ તેમ બોલી બબડીને બેસી રહ્યો નહીં. પરંતુ ગરીબ ગુરબાંને ખેરીયાત તથા બીજું કેટલુંએક ધર્મદાન કરી તે યાત્રાનું શ્રેય મેળવવાનાં પ્રયત્નો કરવા લાગ્યો. તથાપિ ઉપર કહ્યા પ્રમાણે એક સરખી રીતે ઉપરાઉપરી ત્રણ રાત્રિ ભયંકર સ્વપ્નું આવવાથી તે બાપડાને તેનું પોતાનુંજ મન કરડવા લાગ્યું. તેને લાગ્યું કે જો હવે હું સ્વસ્થ બેસી રહીશ તો મારાપર એકાદું સંકટ ગુજારી કદાચ મારો સર્વસ્વ નાશ થશે. માટે યાત્રા કરવા જવાને લંબાવવું નહિ. એવો નિશ્ચય કરીને તેણે પોતાનું ઘર તથા દુકાનમાંનો સર્વે સામાન સરંજામ વેચી નાંખ્યો. વ્યાપારનો સિલક રહેલા માલ પૈકી કેટલોક મક્કે લઇજવાથી અને ત્યાં તેનો પુષ્કળ ખપ થવાથી આપણને સારો નફો મળશે એવું તેને લાગવાથી કેટલોક સામાન રાખી, બાકી નહાની જણસોની સત્વર મરજી પ્રમાણે વ્યવસ્થા કરી નાંખી અને ઘર પણ ભાડું ઠરાવીને બીજાને આપ્યું.

આ પ્રમાણે સર્વ વ્યવસ્થા કર્યા બાદ બગદાદની બીજા યાત્રા જનારા સંઘ સાથે નિકળવાની અલીખોજાએ તૈયારી કરી, ને વાટ ખરચીને માટે જેટલા પૈસા જોઇએ તેટલા સાથે લીધા. એ શિવાય તેની પાસે એક હજાર મોહોરો સિલક રહી. તે સાથે લઇ સાચવવાનો ત્રાસ સોસવા કરતાં ગામમાંજ કોઈ સુરક્ષિત સ્થળે મુકવી એ વધારે સારૂં છે એવો વિચાર કરીને તેણે તે પ્રમાણે વ્યવસ્થા કરવા માટે એક યુક્તિ શોધી કહાડી. એક પીતળનો ઘડો લઇ તેમાં પ્રથમ પેલી હજાર મોહોરો ભરી અને તેપર ઓલિવ નામનાં એક પ્રકારનાં ફળો ભર્યાં. પછી તેણે તે ઘડાનું મોઢું બંધ કર્યું. ત્યારબાદ તે ઘડો કોઇએક સાહુકાર, જે તેનો જાની મિત્ર હતો તેને ત્યાં તે લઇ ગયો. તેણે તે સાહુકારને કહ્યું, "ભાઇ, હું થોડા દહાડામાં મક્કાની યાત્રાએ જવાનો છું એ કાંઇ તમારાથી અજાણ્યું નથી. મારી પાસે એક ઓલિવથી ભરેલો ઘડો છે, તે હું પાછો આવું ત્યાં સુધી તમારે ઘેર સંભાળો તો મારાપર તમારો મોટો ઉપકાર થશે." તે સાહુકારે ઉત્તર આપ્યો, "ઠીક છે. તે વખારના તાળાની કુંચી લ્યો અને તમેજ તમારે હાથે જોઇએ તે જગોએ મુકી દો. તમે પાછા આવો ત્યાં સુધી તે તેજ જગોએ જેમનો તેમ રહેશે, તેને કોઈ આંગળી પણ અડકાડશે નહીં."

અલીખોજાએ તે હજાર મોહોરનો ઘડો પોતાની મરજી માફક તે સાહુકારની વખારમાં મુકયા બાદ તેને પાછળની કશી ચિંતા રહી નહિ. પછી યાત્રા જનારો સંઘ નિકળ્યો તે દહાડે તેણે પ્રવાસનો સામાન સુમાન એક ઉંટપર ચઢાવ્યો અને તેપર સ્વાર થઇ તે સર્વે સાથે ચાલી નિકળ્યો. કેટલેક દહાડે તે મક્કે સુરક્ષિત પહોંચ્યો અને મહંમદી ધર્મમાં ફરમાવેલા ધર્મસંસ્કાર કરવા માટે પૃથ્વીના પ્રત્યેક ભાગમાંથી આવનારા હજારો મુસલમાન લોક જેના દર્શન માટે એકઠા થાય છે તેવા ત્યાંના "કાબા" આ નામનું મુસલમાની ધર્મનું અત્યંત પવિત્રસ્થાન તેનું દર્શન અન્ય યાત્રાળુઓ સાથે કરી અલી અત્યાનંદ પામ્યો. ત્યાર પછી યાત્રા સંબંધી જે સંસ્કાર વિધિ કરવાના હતા તે કર્યા બાદ સાથે લાવેલો માલ વેચવા માટે તે ચૌટામાં મુકયો.

અલીખોજાનો માલ ઘણોજ ઉત્તમ પ્રતિનો અને મનમોહક હોવાથી રસ્તે ચાલ્યા જતા બીજા કોઇ બે વ્યાપારીની તેનાપર સહજ નજર જતાં વાર તેઓના મનનું તેના તરફ એટલું તો આકર્ષણ થયું કે તેઓને તે જોકે ખરીદ કરવાનો નહોતો તોપણ તેઓ તે કેવળ જોવાને ખાતર ઘણો

વખત ત્યાં ઉભા રહ્યા. પછી તે બંને પોતાને રસ્તે પડતી વેળાએ તે પૈકી એકે બીજાને કહ્યું, "આ વેપારીના માલનો અહીંઆ જો કે સારો ભાવ ઉપજી શકશે, તથાપિ જો તેજ માલ કેરો શેહેરમાં લઈ જવામાં આવે તો તેનો અહિંયાના કરતાં પણ વધારે સારો ભાવ ઉપજી શકે એવું છે, ને એ જો એના જાણવામાં આવશે તો ખચીતજ તે અહીંઆં નહિ વેચતાં કેરોમાં લઇ જઇને વેચ્યા વિના કદાપિ રહેશે નહીં."

તે વ્યાપારીના મોંઢાના એવા શબ્દ **અલીખોજા**ના કર્ણપર અથડાયા, ત્યારે આપણો માલ આ ઠેકાણે નહિ વેચતાં કેરોમાંજ લઇ જઈ વેચવો એવા વિચારો તેના મનમાં સેહેજે ઉત્પન્ન થયા. વળી મિસર દેશની મોટી મોટી નામાંકિત ઇમારતો અને બીજી અપ્રતિમ ચિજોનું વર્ણન તેણે પુષ્કળવાર સાંભળ્યું હતું. વાસ્તવ્ એકવાર તે દેશ નિહાળ-વાની તેની અતિ ઉત્કંઠા હતી, માટે આ વખતે "એક પંથ ઔર દો કા-જ" એવું સમજી તેણે મિસર દેશમાં જવાનો નિશ્ચય કર્યો. પછી તેણે પોતાનો સઘળો માલ ફરીને બાંધ્યો અને બગદાદ પાછા ન જતાં કેટલાક વ્યાપારીઓ મિસર દેશમાં જતા હતા તેઓની સાથે તે પણ ચાલી નિકળ્યો. કેરોમાં પહોંચ્યા બાદ થોડાક દિવસમાં તેનો સર્વ માલ વેચાઇ ગયો. અને તેમાં તેને ધારવા કરતાં બહુ સારો નફો મળ્યો. આમ કરતાં પોતાની પાસે જે રકમ એકઠી થઇ તેનો બીજો કેટલોક સામાન ખરીદ કરી તે દમાસ્કસમાં વેચવાનો તેણે વિચાર કર્યો. દમાસ્કસમાં જનાર વ્યાપારી કાફલાને સુમારે દોઢોડ માસનો વખત હતો. તેટલા વખતમાં **અલીખોજા**એ કેરો શેહેરમાં જે જે કંઇ જોવા જેવું હતું તે તમામ જોઇ લીધું. ત્યાંના પ્રસિદ્ધ મિના-રાઓ અને નીલ નદીના બંને કાંઠાનાં કેટલાંક શેહેરો પણ તેણે સારી રીતે નિહાળ્યાં.

દમાસ્કસ તરફ જતાં વચ્ચે જરૂશલેમ શેહેર આવ્યું. ત્યાં વ્યાપારી લોકોએ મુકામ કર્યો, જેથી ત્યાંનાં પવિત્રસ્થાનનું પણ **અલીખોજા**એ દર્શન કર્યું. મક્કાના "કાબા" શિવાય મુસલમાની ધર્મનાં સર્વ પવિત્ર સ્થા-નોમાં ઉપરનું સ્થાન અત્યંત શ્રેષ્ઠ હતું અને તેથીજ જરૂશલેમ શેહેરને "પવિત્ર શેહેર" એવું ઉપનામ પ્રાપ્ત થયું હતું.

પછી એ વ્યાપારી મંડળ દમાસ્કસ જઈ પહોંચ્યું. **અલીખોજા**ને એ શેહેર કેવળ ઇંદ્રભુવન સરખું ભાસ્યું. તેની ચારે દીશાએ ફરતા લીલાં ચાર ચોગાનો અને તે વચ્ચેથી વહેતા સુંદર સ્વચ્છ પાણીના નિર્મળ ઝરાઓ

મોટા મોટા સુંદર બગીચાઓ ઈત્યાદિની અત્યંત રમણીય શોભા નિહાળી તેને એવો તો પરમાનંદ પ્રાપ્ત થયો કે આ સ્થળ વિષે ઇતિહાસમાં જે જે વર્ણન જોવામાં આવે છે તે કશી ગણત્રીમાં નથી એમ તેની તુરત ખાતરી થઇ. સારાંશ આ સ્થળે તેનું મન બહુજ આકર્ષાયું અને આનંદમય બની રહ્યું. એટલુંજ નહીં પરંતુ ઘણા દહાડા ત્યાં તેણે પોતાનો મુકામ કર્યો. પછી તે બગદાદ પાછો જવાને નિકળ્યો અને થોડાક દિવસમાં અન્ય વ્યાપારીઓની સાથે તે અલેપો શેહેરમાં જઇ પહોંચ્યો. ત્યાં પણ બીજાઓની સાથે તેણે કેટલાક દહાડા મુકામ કર્યો. ત્યાર કેડે યુફ્રેતીસ નદી ઉતરી તેણે મૌસલ શેહેરનો રસ્તો લીધો અને ત્યાંથી ટુંકે રસ્તે તૈગ્રીસ નદીને કિનારે કિનારે થઈને બગદાદ આવવાનો તેણે મનસુબો કીધો.

અલેપો શેહેરથી મૌસલ શેહેરપર્યંત જે વ્યાપારીઓની સંગતમાં **અલી** આવ્યો હતો તે વ્યાપારીઓનો અને **અલી**નો સારો સ્નેહ બંધાયો હતો. અર્થાત્ મૌસલ શેહેરમાં આવ્યા પછી તેઓએ તેને એવી રીતે શરમમાં નાંખ્યો કે તમે અહીંથી પરભાર્યા બગદાદ નહિ જતાં શિરાજ શેહેર સુધી અમારી સાથે આવો; અને ત્યાંથી સુખરૂપ બગદાદ જજો. તે વ્યાપારીઓ વર્તણુકમાં ઉત્તમ અને સભ્યગૃહસ્થો હતા અને **અલીખોજા**નું તેઓ ઉત્તમ પ્રકારનું સન્માન કરતા હતા એટલા માટે **અલીથી** તેઓનું કહેવું માન્ય રાખ્યા વિના ચાલે તેમ નહોતું. વળી શિરાજ સુધી જવાથી વ્યાપારમાં પણ તેને સારો નફો મળવાની આશા હતી. એવા બંને કારણોને લીધે તેઓની સાથે શિરાજ સુધી જવાનો તેણે નિશ્ચય કીધો. તે વ્યાપારીઓએ તેને પોતાની સાથે સુલતાનિયા, રી, કોમ, કારચન, ઇસ્પાહન અને ત્યાંથી શિરાજ એટલા શેહેરમાં ફેરવ્યો. ત્યાંથી તે તેઓનીજ સાથે ગંમ્મત મેળવતો હિંદુસ્તાનમાં પણ આવ્યો અને ત્યાર પછી તે પુનઃ શિરાજમાં ગયો અને ત્યાંથી તે જલદીથી બગદાદ નિકળી આવ્યો. આમ પ્રવાસ કરતાં બરોબર તેણે સાત વર્ષ ગુજાર્યાં.

**અલીખોજાએ** બગદાદમાં જ્યાં જે વ્યાપારીને ઘેર પોતાનો ઓલિવનો ઘડો મુકયો હતો; તે વ્યાપારીને **અલી**ની કીંવા તેના ઓલિવના ઘડાની અદ્યાપિપર્યંત બિલકુલ સ્મૃતિ પણ થઇ નહિ હતી. પરંતુ **અલીખોજો** જ્યારે શિરાજથી બગદાદ આવવાને નિકળ્યો, ત્યારે એમ થયું કે, તે સાહુકાર એક દહાડો સંધ્યાકાળે જમવાને બેઠો હતો. એ સમયે ઘેરમાં સહજ વાત કરતાં ઓલિવની વાત નિકળી. એ ઉપરથી તેની સ્ત્રીએ તેને

કહ્યું,–"અરેજ, મને આજ કેટલાક દહાડા થયાં ઓલિવ ખાવાનું મન થયું છે. માટે એકવાર થોડાંક લાવો તો વધારે સારૂં." સાહુકારે કહ્યું,–"તેં હમણા ઓલિવની વાત કહાડી તે પરથી, અલીખોજો સાત વર્ષ પેહેલાં યાત્રા કરવા ગયો ત્યારે તેણે આપણે ત્યાં ઓલિવનો એક ઘડો મુકયો છે તેની મને સ્મૃતિ આવેછે. આટલાં વર્ષ થયાં અલીખોજાના કશા સમાચાર જાણવામાં આવ્યા નથી. ફકત જે વ્યાપારીઓની સાથે તે ગયો હતો તેઓના કેહેવાથી જણાય છે કે તે મક્કેથી મિસર ગયો છે અને ત્યાર પછી તેનો કશો પત્તો લાગ્યો નથી. આ ઉપરથી અનુમાન થાય છે કે તે કદાચ મરણ પામ્યો હશે. તો તેણે તે મુકેલાં ઓલિવો અદ્યાપિ પર્યંત જો સારાં રહ્યાં હોય તો આપણને ખાવાને શી હરકત છે? મને એક સારી મિણબત્તી આપ. જોઉં, હું વખારમાં જઇ તેમાંથી થોડાંક ઓલિવ લાવું છું. અને પછી તેનો સ્વાદ કેવો લાગે છે તે જોઇશું."

તે સાહુકારની સ્ત્રીએ પોતાના ધણીને કહ્યું,–"અહો! એવું ગેર વિશ્વાસનું કામ કરવાને તમારૂં મન કેમ કહ્યું કરે છે વારૂ? છટ્! એવું જો કરશો તો તમોને પરમેશ્વરની આણ છે! વિશ્વાસથી કોઈએ એકાદી વસ્તુ આપણે સ્વાધીન કરી તો તે વસ્તુની અભિલાષા કરવી એના જેવું નીચ કામ બીજું કોઇ પણ નથી; અને તે મારે તમોને કહી સંભળાવવું જોઇએ તેમ નથી. તમે કહો છો કે આજ સાત વર્ષ વિતી ગયાં પરંતુ અલીખોજો આવ્યો નહિ તેથી તે મરણ પામ્યો હશે, એ કલ્પના મિથ્યા છે. તે મિસર દેશમાં ગયાના તમોને સમાચાર મળ્યા છે અને તેથી પણ તે કોઇ બીજા દેશમાં વધારે દૂર કેમ નહિ ગયો હોય? તે મરણ પામ્યાની ખબર જ્યાં સુધી આપણને મળી નથી ત્યાં સુધી કદાચ તે આવતી કાલેજ અહીં આવીને ઉભો રહેશે અને પોતાનો ઓલિવનો ઘડો પાછો માગશે એમ શા ઉપરથી નહિ ધારી શકાય? તેની વસ્તુ ચુંથાયલી–વીખણપીંખણ થયેલી તેના જોવામાં વા જાણવામાં આવે તો તેમાં આપણું કેટલું નિચપણું દેખાઇ આવશે? હું સાફ કહુંછું કે મને તેનાં તે ઓલિવ નજરે સુદ્ધાં દેખાડશો નહીં–હું તેને અડકીશ પણ નહીં. સેહેજ વાત નિકળી માટેજ મને ઓલિવ ખાવાનું મન થયું છે એમ મારો મનોભાવ પ્રદર્શિત કરી બતાવ્યો. વળી તે ઓલિવને સાત વર્ષ થઇ ગયેલાં તમે કહો છો તો હવે તે શું ખાવા લાયક રહ્યાં હશે કે? તેને ફુગ ચઢી જઈ તે કેવળ સડી ગયાં હશે માટે તે ઘડાને બિલકુલ હાથ લગાડશો નહીં"

તે બિચારી સ્ત્રી એટલું બધું બોલી તથાપિ તેના બોલવાનું કશું સાર્થક થયું નહિ. તેના ધણીના માથાંમાં ભરાયલો પવન તેના ડહાપણથી બિલકુલ ડગ્યો નહિ! તેણે સ્ત્રીના બોલવા તરફ જરાપણ લક્ષ આપ્યું નહિ. તે તેવોજ ઉઠયો અને હાથમાં એક થાળી તથા સળગેલી મીણબતી લઇ વખારમાં ગયો. તે જ્યારે જવા લાગ્યો ત્યારે ફરીને તેની સ્ત્રીએ તેને કહ્યું,–"તમે આ કામ કરો છો પણ સંભાળજો હો! આ કામમાં મારી મુદ્દલ સલાહ નથી અને તેમાં પાછળથી કંઇ ધોકો લાગ્યો તો તેનો દોષ મારાપર મુદ્દલ મુકતા નહિ."

સાહુકારે વખારમાં જઇ ઘડાનું મોં ખુલ્લું કર્યું તો તેમાં ઓલિવ સડી ગયેલાં તેના જોવામાં આવ્યાં. પરંતુ તે તળીઆ સુધી સઘળાંજ સડી ગયેલાં છે કે શું તે જોવા માટે તેણે થોડાં થાળીમાં કાઢી લીધાં અને બાકીનાં જલદીથી બહાર નિકળી આવે માટે ઘડો ખુબ હીલવવા લાગ્યો. આમ કરવાથી કેટલીએક મોહોરો બહાર આવી. એ જોઇ તેને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. પછી અંદર બીજી કેટલી મોહોરો છે તે તપાસવા તેણે અંદર ઠેઠ સુધી તપાસી જોયું ત્યારે તેને અનુમાન થયું કે હવે ઓલિવ વધારે નહિ છતાં બાકી રહેલી સઘળીજ મોહોરો છે! પછી તેણે થાળીમાં કહાડી લીધેલાં ઓલિવો પાછાં ઘડામાં નાંખ્યાં, ને બાકીની જગ્યાએ કેટલાંક નવાં ઓલિવ ભર્યાં. તેનું મોં પ્રથમની માફક જેમતું તેમ બંધ કરી તે જ્યાં હતો ત્યાં બરાબર ગોઠવી દીધો.

એ પ્રમાણે તે સાહુકારે તે અત્યંત નીચ કર્મ કર્યાબાદ સુમારે એક મહિનાને અંતરે **અલીખોજો** પાછો બગદાદમાં આવ્યો. તેણે પોતાનું ઘેર ભાડાથી આપેલું હોવાથી તે ભાડુત ઘર ખાલી કરે ત્યાં સુધી એક ધર્મ-શાળામાં જઇને રહ્યો. બીજે દહાડે **અલી** તે સાહુકાર પાસે ગયો. ત્યારે તેણે તેનો આદરસત્કાર કરી અત્યાનંદ પ્રદર્શિત કર્યો. તેણે તેને કહ્યું, "ભાઇ, તમારા આટલા દહાડા કશા સમાચાર નહીં મળવાથી હવે તમારો મેળાપ ઘણું કરીને દુર્લભ થઇ પડશે એવું અમોને લાગ્યું હતું, પરંતુ સારૂં થયું કે તમો અમોને સુખરૂપ આવી મળ્યા!"

એ રીતે કુશળપ્રશ્ન પુછ્યા બાદ **અલીએ** તે સાહુકાર પાસે ઓલિ-વનો ઘડો માંગ્યો અને તે આજપર્યંત સંભાળવાની તમે તસ્દી લીધી તે તમારો મારાપર ઘણો ઉપકાર થયો છે એમ તેણે કહી સંભળાવ્યું. તે સાહુકારે પ્રત્યુત્તર વાળ્યો;–"ભાઇ, તેમાં વળી ઉપકાર શાનો? તમારો ઘડો

અમારે ત્યાં રહેવાથી તેનો અમને ભાર ઉચકવો થોડો પડયો! હું તમારી જગોએ હોત તો તમે પણ મારે માટે એટલું કર્યું હતે! લ્યો, આ વખા-રના તાળાની કુંચી. તમારો ઘડો તમે જ્યાં મુકયો છે ત્યાં તે જેમને તેમ પડયો છે. હવે સંભાળીને લઇ જાઓ."

તુરેતજ **અલીખોજો** વખારમાં ગયો અને ત્યાંથી ઘડો લઇ આવ્યો. તેણે વખારની કુંચી સાહુકારને સ્વાધિન કરી અને તેને સલામ કરી પાછો ધર્મશાળામાં પોતાના મુકામે ગયો. પછી ત્યાં તેણે ઘડાનું મોં ઉઘાડયું અને જેટલી તળીએ મોહોરો મુકેલી હતી તેટલો ઉંડો હાથ તે ઘડામાં તેણે ઘાલ્યો; પરંતુ હાથમાં મોહોરો સરખું કશું જણાયું નહીં તેથી તે ચમકયો. પણ પુનઃ તેને લાગ્યું કે કદાચ મેં અજમાયશમાં ભુલ કરી હશે. પછી તાબડતોબ મનનો અંદેશો ટાળવાના હેતુથી તેણે થાળી વગેરે વાસણમાં સઘળો ઘડો ઠાલવી જોયો, તો તેમાંથી એકપણ મોહોર નિકળી નહિ. આથી તે ઘણોજ આશ્ચર્યચકિત થઇ ગયો. અને હાથ અને ચક્ષુઓ આકાશ તરફ કરીને તે બોલ્યો,-"જેને હું મારા પરમ મિત્ર પ્રમાણે સમજતો હતો તેના હાથથીજ આવું અધમ કૃત્ય બની શકશે શું ? યા અલ્લાહ!!'

**અલીને** પોતાના આવા એકાએક મોટા નુકશાનથી બહુ લાગી આ-વ્યું. તે, તે સાહુકાર પાસે તુરત પાછો ગયો અને તેણે તેને કહ્યું,-" ભાઇ, હું અહીંથી ગયો ન ગયો ને તેટલામાં પાછો આવ્યો તેટલા માટે આશ્ચર્ય પામતા નહિ. હું કબુલ કરૂં છું કે મે તમારી વખારમાંથી ઓલિવનો જે ઘડો લીધો તે મારો પોતાનો છે, પરંતુ તે ઓલિવની અંદર મેં એક હજાર મોહોરો મુકેલી હતી, તે મને સાંપડી નહિ. કદાચ તમોને ગરજ પડવાથી જો તે તમોએ ખરચી હોય તો કશી ચિંતા નહિ, કારણ તે તમારે ત્યાં હોય, ને મારે ત્યાં હોય તોય પણ શું ? સઘળું સરખુંજ છે પરંતુ તમારે કે મારે ત્યાં સુરક્ષિત રહે એટલે બસ. અને હવે મારી તમોને એટલીજ વિનંતિ છે કે જે કંઇ વાસ્તવિક ખરી હકીકત હોય તે મને સ્પષ્ટપણે જણાવી મારૂં મન તમારે સ્વસ્થ કરવું. એટલુંજ નહિ પરંતુ મારી રકમની કૃપા કરી મને પહોંચ (પાવતી) આપવી. આ રકમ પછી જોઇએ તો તમારી અનુકૂળતાએ મને પાછી આપજો. એ માટે મારૂં કશું બોલવું નથી."

**અલીખોજો** લાગલોજ પાછો આવશે તે, તે સાહુકાર સારી રીતે સમજતો હતો. તેણે **અલીખોજાને** કહ્યું,-"દોસ્ત **અલી,** તમેજ કહો વારૂ કે જે વખતે ઓલિવનો ઘડો તમો મારી પાસે લઇ આવ્યા તે વખતે

મેં તેને હાથ સરખો અડાડયો હતો શું ? અને તે તમે તમારે હાથે જ્યાં મુકયો હતો ત્યાંથીજ તમે પોતે જેમનો તેમ લઇ ગયા છો. અને તેથી તમે જો તેમાં મોહોરો મુકી હોય તો બેશક તમોને તે પાછી મળવીજ જોઇએ ! તમે મને કહ્યું કે આમાં ઓલિવો છે, અને મને પણ તે ખરૂં લાગ્યું હતુંજ. આના કરતાં તે વિષે હું વધારે કશું જાણતો નથી. તમો મારૂં બોલવું સાચું માનો કે ન માનો, પરંતુ હું તમોને ખરૂં કહું છું કે મે તમારા ઘડાને બિલકુલ હાથ લગાડયો નથી."

ભલમનસાઈથી જો કંઇ નિવેડો આવે તો ઠીક એવા હેતુથી પોતાથી બની શકે તેટલો પ્રયત્ન અલી કરવા લાગ્યો. તેણે તે શાહુકારને કહ્યું,–"ભાઇ, હું વાસ્તવિક કહું છું કે મને કજિયા ટંટાનો ઘણો કંટાળો છે. માટે આ પ્રકરણ ઇન્સાફની અદાલત સુધી ઘસડી જવાની મને તક નહીં આપશો તો વધારે સારૂં. છેવટે એમાં માત્ર તમારી અપ્રતિષ્ઠા થશે અને મને ઘણું માઠું લાગશે. શિવાય બીજું તેમાંથી કશું તાત્પર્ય નિકળશે નહિ. આપણે વ્યાપારી લોકોએ ગમે તેટલું નુકસાન થાય તોપણ આબરૂનું જેવી રીતે સંરક્ષણ થાય તેવું વર્તન રાખવું જોઇએ તે મારે તમોને શિખવવુંજ જોઇએ તેમ નથી. તમે જો તમારોજ કકો ખરો કરીને બેસશો તો નિરૂપાયે મારે તમારા પર ફરીયાદ કરવાનો વખત આવશે. પરંતુ પુનઃ તમોને હું કહી સંભળાવું છું કે હું પોતે થોડું ઘણું નુકસાન ખમી લઇશ. પરંતુ સરકાર દરબાર જતાં અટકવું એવી મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે–નહિ તો પછી જેવી તમારી ઇચ્છા."

સાહુકારે ઉત્તર આપ્યો, "અરે જુઓ–તમે મારી પાસે ઓલિવનો ઘડો લાવી રાખ્યો તે વાત નિર્વિવાદ છે, અને તમેજ તે પોતે તપાસી લઈને પાછો પોતાને મુકામે લઇ ગયા એ વાત પણ તમે કબુલ કરોછો. તથાપિ તેમ છતાં તમે જે મારી પાસે મોહોરો માગો છો, તે કેવળ અન્યાય છે એમ કોઇ પણ કેહેવાને પાછું હઠશે નહીં. તમે ઘડામાં મોહોરો નાંખેલી છે એમ શું આગળથી કહી સંભળાવ્યું હતું ? તેમાં ઓલિવો છે તે પણ તમારા કહેવાથી માત્ર હું જાણું છું ? તે તમે મને થોડાંજ બતાવેલાં હતાં ! તેમાં સાપ હતી કે ઘોર હતી તેની મને કંઇપણ ખબર ન હોતી. હવે તમે હજાર મોહોરો ગળે પડવા આવ્યા છો હેં ! વાહ સાબાશ અલીખોજા ! ઉપકારનો સારો બદલો આપો છો ? તે ઘડામાં વળી બીજા હીરા માણેકો ભરી રાખ્યા હતા એમ કહેવાને શી અડચણ છે ? ભલા ગૃહસ્થ, ખાલી



પરીજાદીની મોતીની પેટી. (પૃષ્ઠ ૭૨૮)

હુજ્જત લઇ શા માટે પાપમાં પડે છે? ફોકટ કલહ કરવાનું કશુ પ્રયોજન નથી." આ બંનેનું એ પ્રમાણે બોલવું થયું ત્યારે ઘણાં લોકો એકઠાં થયાં હતાં. જ્યારે તે સાહુકાર "હું તું" પર આવી ગયો ત્યારે તો અધિકાધિક લોકો એકઠાં થવા લાગ્યાં. તેમાં તે મ્હોલાના કેટલાક વ્યાપારીયો પણ હતા. તેઓએ આ બંનેની ભાંજગડનો નિકાલ લાવવાનો પ્રયત્ન કર્યો. તેઓએ પ્રથમ અલીખોજાની સઘળી હકીકત સાંભળી લીધા પછી તે સાહુકારની દલીલ સાંભળવાને ઇચ્છા જણાવી તેથી તેણે કહ્યું,–"અલીખોજે પોતાનો ઘડો મારે ત્યાં જાતે મુકી ગયાનું કબુલ કરૂં છું, પરંતુ હું સોગન લઇને કહું છું કે મેં તેના ઘડાને હાથ સુદ્ધાં અરાડયો નથી. માત્ર તેમાં ઓલિવો છે એવું તેણે કહ્યું હતું તેપરથી તેટલુંજ હું જાણું છું. તે શિવાય મને કશી અધિક માહિતી નથી. એમ છતાં આ માણુસ નાહક મારાપર આળ નાંખે છે અને મારા ઘરમાં આવી મારી અપ્રતિષ્ઠા કરવાને તૈયાર થયો છે તે તમે અત્યારે નજરે જુઓછો, અને તે બાબત તમારે કોર્ટમાં પ્રસંગ આવશે તો શાક્ષી પણ આપવી પડશે."

એવું તેનું બોલવું સાંભળતાં વાર અલીખોજાને અતિ ઘણો ગુસ્સો ઉપજ્યો અને તે સાહુકારની દાઢીપર હાથ લગાડી તે બોલ્યો,–"તમારી અપ્રતિષ્ઠા હું બિલકુલ કરતો નથી અને કરવા ચહાતો નથી. પણ તમેજ તમારી અપ્રતિષ્ઠા હાથે કરીને કરી લો છો, અને જે અર્થે એવું પણ તમે નિંદ્ય–નિચ કર્મ કર્યું છે તેજ અર્થે ન્યાયાસન સામે ઉભા કરી કસમ લેવરાવવાની મને જરૂર પડયા વિના રહેશે નહિ. જોઉં છું કે કાજીના સામે પણ આવું હડહડતું જુઠું બોલવાની તમે હીમત કરી શકો છો કે નહીં?"

અલીખોજાનું એ ભાષણ સાંભળી તે સાહુકાર નિરૂત્તર થઇ રહ્યો. કારણ જે ખરો મુસલમાન હોય છે તેનાપર જો કંઇ ખરાબ કામ કરવાનું તોહોમત આવે, અને તે મેં કર્યું નથી એમ જો તે બોલે તો તેણે કસમપર એમ કહેવાને કબુલ કરવું જોઈએ. તે મુજબ તે સાહુકારને માટે બીજો રસ્તો નહિ હોવાથી તેણે અલીખોજાને કહ્યું, "ઠીક છે, મારા મનમાં પણ તેજ હતું. જોઇએ છીએ કે હવે કોણ ખરો અને કોણ ખોટો ઠરે છે તે!"

અલીખોજાએ તે સાહુકારને કાજી પાસે ન્યાયાસન આગળ ઉભો

કર્યો. અને "આ મુસલમાને વિશ્વાસઘાત કરી મારી હજાર મોહોરો છીનવી લીધી" એવી તેણે તેનાપર ફરીયાદ રજુ કરી. કાજીએ તેને પુછ્યું,-"તારા કોઇ શાક્ષી છે કે ?" તેણે ઉત્તર આપ્યો,-"મેં એટલી ખબરદારી રાખી ન હોતી. કારણ મને લાગ્યું કે આ આપણો મિત્ર છે તેથી તેના હાથથી કદી નીચ કર્મ બનશે નહીં"

સાહુકારે પૂર્વે તે એકઠા થયલા વ્યાપારીઓ સમક્ષ જે કંઈ કહ્યું હતું તે પુનઃ અત્રે કાજી સમક્ષ કહી સંભળાવ્યું, અને તે બોલ્યો,-"હું કસમ લઈને કહું છું કે મેં તેની મોહોરો મુદ્દલ લીધી નથી અને તે તેણે મારે ત્યાં મુકી હોય એમ પણ હું બિલકુલ જાણતો નથી !" તે ઉપરથી રીવાજ પ્રમાણે કાજીએ તેની પાસે કસમ લેવરાવ્યા અને છેલ્લે તેને દોષ મુક્ત ઠરાવી છોડી દીધો.

કાજીએ એ પ્રમાણે ન્યાય કર્યાથી આપણને વિના કારણે એટલું મોટું નુકસાન સહન કરવું પડશે, એવું મનમાં લાવી **અલીખોજાને** બહુજ માઠું લાગ્યું. તેણે કાજીને સ્પષ્ટ કહી સંભળાવ્યું કે,-આપે આપેલો ન્યાય બરોબર નથી. હવે મારે **કાલિફ** મહારાજ પાસે અરજ કરવી પડશે અને ત્યાં મારો અદલ ન્યાય થયા વિના રેહેશે નહીં". કાજીને લાગ્યું કે "એ **કાલિફ** પાસે શાનો અરજ કરવા જવાનો હતો ? એની દલીલ ને મુદ્દા ખોટા ઠરવાથી સંતાપ ઉપજ્યો છે,તેથી એ ગમે તેમ બડબડયા કરે છે. અને કદાચ **કાલિફ** પાસે અરજ કરશે તો પણ બેલાશક કરે, તેની ભીતિ મારે શા માટે રાખવી જોઇયે ? મેં જે વાસ્તવિક જોયું તે પ્રમાણે કીધું. શાક્ષી પુરાવા વિના એકાદાને શિક્ષા આપવી એ ન્યાયથી કેવળ ઉલટું છે"

ન્યાય ઉલટો થયો અને આપણને મોટી રકમ ફોકટની પચી ગઈ ! એવું **અલીખોજાનો** પ્રતિપક્ષી સમજી અથાગ આનંદ પામી પોતાને ઘેર ગયો. **અલીખોજો** પણ પોતાને ઘેર ગયો અને ત્યાં એક અરજપત્ર તૈયાર કરી બીજે દહાડે બપોરના **કાલિફ** નિમાજ પઢી પાછો જતો હતે, ત્યારે તેણે રસ્તામાં અરજ લેનાર કારભારીને પોતાનો અરજ પત્ર આપ્યો. **કાલિફ** નિમાજ પઢી રાજવાડામાં પાછો ગયા બાદ પ્રત્યેક અરજની સુનાવણી થાય છે તે **અલીખોજો** સારી રીતે જાણતો હતો. તેથી લાગલોજ તે દરબાર ગઢમાં ગયો અને ત્યાં અરજની સુનાવણી કરનાર, **કાલિફ** પાસેથી પાછો આવે ત્યાં સુધી ખોટી રહ્યો. એ કારભારીએ કેટલેક વખતે ત્યાં

આવી બીજે દહાડે હાજર થવાને અલીને હુકમ કર્યો અને તેના પ્રતિવાદીને બોલાવવા માટે તેનું નામ ઠામ પણ લખી લીધું.

**કાલિફ હરૂન અલરસીદ** પોતાના વજીર **ગાયફર** તથા જનાનખાનાનો મુખ્ય ખોજો **મશરૂર** તેઓને સાથે લઇ વારંવાર નગર ચર્ચા જોવા જતો હતો. તે મુજબ નિયમિતપણે આજે સંધ્યાકાળે તે શેહેરમાં ફરવા નિકળ્યો. રસ્તે જતાં કંઇ ગડબડ સાંભળવામાં આવ્યાથી તે જાણવા સારૂ પોતાના વજીર તથા મુખ્ય ખોજા સાથે જે ઘર તરફથી તે સાંભળવામાં આવી તે ઘર નજીક ગયો. આ ઘરનો દરવાજો બંધ કરેલો હતો. તેની અંદરથી તેણે જોયું તો દરવાજાની માંહે દશબાર છોકરાઓ મળીને આંગણામાં કોઈ પણ રમત રમવાની તૈયારીમાં છે એવું દૃષ્ટિગોચર થયું.

તે છોકરાંઓ શાની રમત રમે છે તે જોવાની **કાલિફની** ઇચ્છા થઇ. માટે દરવાજા પાસે એક બાંક પડેલો હતો તેપર બેસી દરવાજાની ફાટમાંથી રમત જોવા લાગ્યો. તે છોકરાઓ પૈકી જે છોકરો વધારે ચાલાક અને હુશિયાર હતો, તે બોલ્યો,-"ચાલો આપણે કાજીની નકલ કરીએ. લ્યો, હું કાજી થયો. હવે **અલીખોજો** તથા તેની હજાર મોહોરો ઉચાપત કરનાર સાહુકાર તે બંનેને મારી સામે આવવા દ્યો." આવું સંભાષણ સાંભળતાંવાર **કાલિફને અલીખોજાના** અરજપત્રની સ્મૃતિ થઇ અને તેથી તે છોકરાંઓની રમત તરફ તેનું વધારે ધ્યાન ખેંચાયું.

**અલીખોજાનો** અને તે સાહુકારનો ટંટો આખા શેહેરમાં એટલો તો પ્રખ્યાત થઇ ગયો હતો કે નાહના મોટા સર્વના મુખમાં તે ટંટા શિવાય બીજી વાત ભાગ્યેજ નિકળતી હતી. છોકરાઓએ પ્રથમ કોણે કેઇ જાતનો સોંગ લેવો એ નકી કરી પછીથી **અલીખોજાનો** મુકરદમો ચલાવવાનો પ્રારંભ કર્યો. ઉપર કહેલો ચાલાક છોકરો કાજી બન્યો, અને તે માટે કોઇએ પોતાની નાખુશી બતાવી નહિ પછી કાજીના ઠાઠમાઠમાં તે પોતાની જગોએ ભભકાભેર બેઠો અને જે છોકરો ચોપદાર બન્યો હતો તેણે વાદી તથા પ્રતિવાદીને લાવી ન્યાયાસન સામે ઉભા કર્યા અને કજીઓ ચાલવાની શરૂઆત થઇ.

કાજીએ **અલીખોજાને** કહ્યું,-"આ સાહુકાર સામે તારી કેવા પ્રકારની ફરિયાદ છે?" **અલીખોજાએ** કાજીને લળીને મુજરો કર્યો અને પોતાની સઘળી હકીકત પ્રથમ નિવેદન કરી. પછી તે વિશેષમાં બોલ્યો,- "એ તમામ લક્ષમાં લઈ, મને જે વિનાહકે એટલું મોટું નુકસાન થાય

છે તેમાંથી હું બચું તેવો ઇનસાફ આપનાર આપ નામદાર સમર્થ છો." પછી કાજીએ સાહુકાર તરફ વળીને કહ્યું,-"અલીખોજાના પૈસા તું શા માટે પાછા આપતો નથી?" તે ઉપરથી સાચા સાહુકારે સાચા કાજીને જે પ્રમાણે કહી સંભળાવ્યું હતું તેજ પ્રમાણે આ બનાવટી છોટા સાહુકારે પણ છોટા કાજીની પાસે પોતાનું વૃત્તાંત બોલી બતાવ્યું! એટલુંજ નહીં પણ પોતાની સાચાઈ માટે કસમ લેવાને તે તૈયાર થયો. કાજી બોલ્યો,-"જરા દમ ખા; મારે તે ઓલિવનો ઘડો પ્રથમ તપાસવો જોઇએ." પછી તે વાદી તરફ વળીને બોલ્યો, "તું તે ઘડો અહીં લાવ્યો છે શું?" તેણે ઉત્તર આપ્યો, "નહિ." કાજીએ કહ્યું,-"જા, અને તે તાબડતોબ લઈ આવ."

**અલીખોજા**એ બહાર જઇ પાછા આવ્યા જેવો મિષ કરી એક ઘડો કાજી સામે રજુ કર્યો. અને પોતે જણાવ્યું કે પ્રતિવાદીને ઘેર મેં જે ઘડો મુકયો હતો અને પાછો લઇ આવ્યો તે આજ ઘડો છે. કાજીએ 'આજ તે ઘડો કાં?" એમ સાહુકારને પુછયું. તેણે તેનો ઈનકાર કર્યો નહિ, તેથી તેણે પણ પોતાના વાદીનું કહેવું કબુલ રાખ્યું એમ સાબિત થયું. કાજીએ લાગલોજ તે ઘડો ઉઘાડવાનો હુકમ ફરમાવ્યો અને તેથી **અલીખોજા**એ ઢાકણું કહાડયું, કાજીએ તે તપાસી કહ્યું, "આ ઓલિવ ઘણાં સરસ માલુમ પડે છે. એનો સ્વાદ કેવો છે તે બરોબર તપાસવો જોઇએ." એમ બોલી તેણે પોતાને હાથે તેમાંથી એક ઓલિવ લઇને ચાખવાનું મિષ કરીને કહ્યું, "આ ઓલિવ ઘણાંજ ઉત્કૃષ્ટ છે. વાહવાહ! સાત વર્ષનાં ઓલિવો આટલાં સારાં રહી શકે એ કેવળ વિલક્ષણ વાત છે! એક બે ઓલિવનો વ્યાપાર કરનાર વ્યાપારીઓને બોલાવો જોઉં! આ વાતમાં તેઓનું મત લેવું અવસ્યનું છે." કાજીના મોંહોમાંથી એવા શબ્દો નિકળતાં વાર બે છોકરાઓ વ્યાપારી બનીને તેની સામે ઉભા રહ્યા. તેઓને કાજીએ પ્રશ્ન પુછયો, "તમે ઓલિવનો વ્યાપાર કરો છો કે?" તેઓએ જવાબ વાળ્યો, "હા સાહેબ." કાજીએ કહ્યું, "ત્યારે ઓલિવ કેટલાં વર્ષ સુધી સારાં રહી શકે છે તે કહો જોઇએ?"

વ્યાપારીઓએ ઉત્તર આપ્યો,-"તેને ગમે તેટલાં સાચવી-સંભાળીને રાખીએ તોપણ, બે વર્ષની મુદત ઉપરાંત સારાં રહી શકતાં નથી. ત્રણ વર્ષ પછી તો તેનો સ્વાદ અને રંગ પણ જતો રહે છે." કાજીએ ફરી પ્રશ્ન પુછયો, "વારૂ ત્યારે, આ ઘડામાંનાં ઓલિવો કેટલાં વર્ષનાં હશે તે કહેશો કે?" એ ઉપરથી વ્યાપારીઓએ એક બે ઓલિવો ઘડામાંથી

કહાડી ચાખ્યાં જેવું મિષ કરી કહ્યું, "આ ઓલિવો નવાં અને ઘણાં ઉત્તમ છે." કાજીએ કહ્યું,-"તમો બરોબર પરિક્ષા કરી શકયા નહીં. અલીખોજો કહે છે કે મેં એ ઓલિવો સાત વર્ષ પેહેલાં આ ઘડામાં મુકી રાખેલાં છે. અને તમે કહો છો કે તે નવાં છે તે કેમ બને?" કૃત્રિમ વ્યાપારીઓએ કહ્યું,-"સાહેબ, અમે ખાત્રીથી કહીએ છિયે કે તે ઓલિવો કેવળ નવાં છે અને તેમાં આપ બિલકુલ શક લાવશો નહિ. એ માત્ર અમે એકલાજ કહીએ છિયે એમ નથી, પરંતુ આ બગદાદ શેહેરના જે સેંકડો વ્યાપારી છે તેઓને પુછશો તે દરેકે દરેક તે ઓલિવો નવાં છે એમ કહ્યા વિના રહેશે નહિ. એવો અમારો પક્કો ભરોંસો છે." આરોપી સાહુકાર આ વ્યાપારીઓની વિરૂદ્ધ કંઇ બોલનાર હતો, પરંતુ કાજીએ તેનું કશું બોલવું સાંભળ્યું નહિ. કાજીએ ફરમાવ્યું, "ચુપ રહે. એક શબ્દ પણ બોલતો નહિ. તેં દગલબાજી કરી છે તેમાં કશો શક નહીં, તને એ માટે ફાંસીની શિક્ષા આપવી જોઇયે." એ સાંભળી સર્વ છોકરાંઓએ આનંદધ્વની સાથે તાળીઓ પાડવા માંડી અને આરોપીને ફાંસીએ લટકાવવા માટે તેને પકડી લઇ જવા લાગ્યા અને એટલું થયા બાદ તેઓએ પોતાનું પ્રહસન કીધું.

કાજી બનેલા છોકરાનું ચાતુર્ય ભાળી કાલીફ હરૂન અલરસીદને અત્યંત આશ્ચર્ય પ્રાપ્ત થયું. તે પોતાની જગોએથી ઉઠયો અને ગાયફર વજીર પણ આટલો વખત તે રમતનું અવલોકન કરતો હતો, તેને કહ્યું,-"આ છોકરાઓની રમતને માટે તમે શું ધારી શકો છે?" ગાયફર વજીરે જવાબ વાળ્યો,-"રાજાધિરાજ, ખચિત આટલા નાહાના બાળકનું શહાણપણ નિહાળી મને અતિ અચરતી ઉપજી છે." કાલિફે કહ્યું,-"આજ કેશનો ફેસલો આવતી કાલે મારા સમક્ષ નિકળવાનો છે તે તમે જાણો છો કે નહીં? ખરા અલીખોજાએ આજજ મારી પાસે અરજી ગુજારી છે તો આ છોકરાઓએ જે ન્યાય કર્યો તેના કરતાં વિશેષ શું બની શકવાનું હતું વારૂ?" વજીરે કહ્યું,-"રાજાધિરાજ, આ છોકરાના મુખથી જેવી આપણે વાત સાંભળી તેવીજ તે જો વાસ્તવિક બની હોય તો આના કરતાં વધારે સારી રીતે બીજા પ્રકારે ન્યાય થઇ શકેજ નહીં એમ મને લાગે છે." કાલિફે કહ્યું,-"સારે આ ઘરની નિશાની ધ્યાનમાં રાખજે. કેમકે આ કેશનો ફેસલો આ છોકરા પાસેજ કરાવવાનો મારો વિચાર છે. માટે તેને દરબારગઢમાં લઇ આવવાની તજવીજ કરી રાખવી જોઇયે.

તેમજ તે ઠગલબાજ સાહુકારને જે કાજીએ દોષ મુક્ત કરીને છોડી મુકયો છે તેને પણ હાજર થવાનો હુકમ કર, એટલે આ નહાના બાળકનો ન્યાય સાંભળી તેને પોતાનું કામ યોગ્ય રીતે બજાવવાનું ભાન આવશે. વળી તે **અલીખોજાને** ઓલિવેનો ઘડો લઇ હાજર થવાને ફરમાવજે અને તે ઉપરાંત બીજા બે ઓલિવેનો ધંધો કરનાર વ્યાપારીને પણ બોલાવી મંગાવવાનો બંદોબસ્ત કરવા વિસરતો નહિ."

એ રીતે વજીરને આજ્ઞા ફરમાવી **કાલિફ** ત્યાંથી ચાલતો થયો. તેને તે દહાડે શેહેરમાં લક્ષ આપવા જોગ બીજો કશો બનાવ બન્યો હતો નહિ. બીજે દહાડે જે છોકરાના ઘરમાં છોકરાઓની રમત ચાલી રહી હતી ત્યાં **ગાયફર** વજીર ગયો અને તે ઘરનો માલેક કોણ છે, વગેરે તેણે ચોકસી કરી, પરંતુ તે ઘરમાં નહીં હોવાથી તેની સ્ત્રીને વજીરે કહ્યું,–"બાઇ, તમારે કેટલા છોકરાઓ છે?" તેણે જવાબ આપ્યો,–"ત્રણ છે" એમ બોલી ત્રણે છોકરાને ત્યાં હાક મારી બોલાવ્યા. વજીરે તેઓને પુછ્યું,–"ભાઇઓ, કાલે તમે રમત રમતા હતા તેમાં કાજી કોણ બન્યો હતો વારૂ!" ત્યારે સર્વમાં જે મોટો હતો તેણે "હું થયો હતો" એવું કહ્યું. પરંતુ એમ પુછવાનું કારણ શું હશે તેથી તે બાપડો અણવાકેફ હોવાને લીધે તે અત્યંત ભયભિત થયો. વજીરે તેને કહ્યું,–"ભાઇ, મારી સાથે ચાલ, **કાલિફ** મહારાજાએ તને બોલાવ્યો છે."

વજીર છોકરાને પોતાની સાથે લઇ જાય છે એવું જાણી તે છોકરાની માને ઘણો ભય ઉપજ્યો. અને કાલિફ મહારાજાએ એને શા માટે બોલાવ્યો છે એમ તેણે લાગલુંજ વજીરને પુછ્યું. વજીરે તેણીને પ્રત્યુત્તર આપ્યો,–"બાઇ, તમે બિકુલ ડરશો નહીં. તમારો બાળક હમણાં બે કલાકની અંદર પાછો આવશે. અને **કાલિફ** મહારાજાએ તેને શા માટે બોલાવ્યો હતો તે જાતેજ તમોને કહી સંભળાવશે. અને તે સાંભળી તમે અતિ સંતોષ અને આનંદ પામશો." છોકરાની માતાએ કહ્યું,–"એમ છે કે? ત્યારે તેને સારો પોષાક પહેરવા આપું છું કારણ **કાલિફ** મહારાજની પાસે આવો મેલો પોશાક પહેરીને જવું ઠીક દિસશે નહિ." વજીરે કહ્યું, "ઠીક ત્યારે આપો પહેરવાને તેને બીજાં કપડાં."

પછી તે બાઇએ તે છોકરાને સારો પોશાક પહેરાવ્યા પછી વજીર તેને પોતાની સાથે લઈ ગયો અને **અલીખોજાનો** કેશ નિકળતી વખતે તેણે તેને **કાલિફની** હજુર ઉભો રાખ્યો. **કાલિફની** સામે ઉભા રહેતાં

વાર છોકરો પેહેલાં જરા ગભરાયો; ત્યારે તેનામાં ધૈર્ય આવવા માટે **કાલિફે** કહ્યું,—"છોકરા, જરા અહીંયાં આવ. **અલીખોજો** અને તેને હજાર મોહોરમાં ફસાવ્યો તે સાહુકાર—તે બંનેનો કેશનો જેણે ગઇ રાત્રિના નિકાલ કર્યો તે તુંજ કે? તે વખતે તને મેં જોયો હતો અને તારૂં સર્વ સંભાષણ પણ સાંભળ્યું હતું, જે સાંભળતાં મને મહા સંતોષ પ્રાપ્ત થયો છે." તે છોકરે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો,—"રાજાધિરાજ, હા હુંજ તે છું." **કાલિફે** કહ્યું, "વારૂ ત્યારે આવ મારી પાસે બેસ. ખરો **અલીખોજો** અને સાહુકાર હમણાં અહિં તારી દૃષ્ટિયે પડશે, તેનો ન્યાય આજે તું યથાસ્થિત કરજે."

પછી **કાલિફે** તે છોકરાનો હાથ પકડી તેને પોતાની જોડમાં સિંહાસનપર બેસાડયો અને વાદી પ્રતિવાદીને પોકારવા હુકમ કર્યો. તેઓ બંને હાજર થયા અને તેઓએ **કાલિફને** સાષ્ટાંગ નમસ્કાર કર્યા. વાદી પ્રતિવાદી ઉભા રહ્યા પછી તેઓને **કાલિફે** કહ્યું,—"તમોને તમારી તરફથી જે કંઇ બોલવું હોય તે બેલાશક બોલો. આ છોકરો તમારી સર્વ હકીકત સાંભળી તમારો યથાન્યાય કરશે; અને તેના તરફથી કંઇ ભૂલ થશે તો હું સુધારી લઇશ."

**કાલિફનો** એવો હુકમ થતાંવાર વાદી પ્રતિવાદી અનુક્રમે પોતપોતાની તરફનું જે કંઇ બોલવાનું હતું તે બોલ્યા. પરંતુ તે સાહુકાર જ્યારે કસમ લેવા લાગ્યો, ત્યારે તેને કહ્યું,—"જરા થોભ, તે ઓલિવનો ઘડો પ્રથમ અમારે તપાસવો જોઇએ." તે સાંભળતાંવાર **અલીખોજાએ** ઓલિવનો ઘડો **કાલિફ** હજુર રજુ કર્યો અને તેનું ઢાંકણું ઉઘાડયું. **કાલિફે** તે ઓલિવો લક્ષપૂર્વક તપાસ્યાં, તથા તેમાંથી એક લઇ ચાખ્યું. પછી આગલે દાહાડે હાજર રહેવાને ફરમાવેલા ચાર વ્યાપારીઓને બોલાવ્યા અને તેઓને તેની પરિક્ષા કરવાને કહ્યું. તેઓએ કહ્યું કે, "આ ઓલિવો ઘણાં ઉત્તમ અને આ વર્ષનાં તાજાં છે." તે છોકરાએ તેઓને કહ્યું,—"**અલીખોજાએ** સાત વર્ષ પહેલાં તે આ ઘડામાં નાંખેલાં છે અને તમે તેને ચાલુ વર્ષનાં કેમ જણાવો છો?" ત્યારે ખેલમાં જેમ તે વ્યાપારીઓએ ઉત્તર આપ્યો હતો તે પ્રમાણે તેઓ અંહિયાં બોલ્યા. સાહુકારને જોકે સ્પષ્ટ જણાઇ આવ્યું કે, આ વ્યાપારીની સાક્ષી ઉપરથી આપણા ઉપર ગુન્હો પાકી રીતે સાબિત થયો છે, તથાપિ પોતાના તરફથી તેણે બહુ બોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે છોકરાએ તેને ફાંસીની શિક્ષા નહિ ફરમાવતાં **કાલિફ** તરફ વળીને કહ્યું, "રાજા-

ધિરાજ, મેં કાલ રાત્રિના ખેલમાં ફાંસીની શિક્ષા આપી હતી ખરી, પરંતુ અત્રે, આને જે શિક્ષા આપવી તેનો અધિકાર મને નથી."

સાહુકારના જુઠાણા માટે કાલિફની પક્કી ખાત્રી થઇ, એટલે તેણે તેનો શિરચ્છેદ કરવા સારૂ કોટવાળને હવાલે કર્યો. તેણે **અલીખોજાના** પૈસા ક્યાં રાખ્યા હતા તે કબુલ કર્યું અને ખોજાને પોતાના પૈસા પાછા મળ્યા. **કાલિફે** કાજીને 'યોગ્ય ન્યાય કેમ કરવો તે આ છોકરા પાસેથી શીખ,' એમ કહી તે છોકરાને પ્રેમથી આલિંગન આપ્યું તથા તેને સો મોહોરોની એક થેલી બક્ષીસ આપી ઘેર જવાની પરવાનગી આપી.

આ પ્રમાણે **શેહરાજાદી** બોલી રહી, એટલામાં અરુણોદય થવાથી 'બીજી એક ચમત્કારિક વાર્તા આપ ખાવિંદને કાલે કહીશ,' એમ કહ્યું. તુરતજ સુલતાન સંતોષીત હૃદયે નિમાજ પઢી કામે વળગ્યો.

## માયિક અશ્વની વાર્તા.

**શેહરાજાદીએ** સુલતાન પ્રત્યે પ્રેમપૂર્વક પ્રણામ કરીને કહ્યું, પ્રાણનાથ, **નવરોજ** * નામનો તહેવાર ઇરાન દેશમાં ઘણા પ્રાચીન કાળથી ચાલતો આવેલો હોવાથી તે દહાડે ચારે તરફ મોટો ઉત્સવ થાય છે. આ તહેવાર વાસ્તવિક જોતાં મૂર્તિપૂજક લોકોનો છે, તથાપિ તેનું તે દેશમાં એટલું મોટું પ્રાબલ્ય છે કે, જોકે ત્યાં હવે સર્વત્ર મુસલમાનોનો અમલ અને મુસલમાની ધર્મનો પ્રસાર થયેલો છે, તથાપિ આ તહેવાર

* ડી. હરબીલોટ નામનો એક વિદ્વાન્ કહે છે કે નવરોજ અથવા નવો દિવસ એવું નામ પ્રાચિનકાળના ઇરાનીઓએ પોતાના બેસતા વર્ષને આપ્યું હતું. આ દિવસ સૂર્યની ગતિને આધારે ઠરાવેલો છે. પીસચાડેડીન્સ વંશના એક રાજા નામે ગેરીસચીડે આ નવરોજનો પ્રથમ મહિમા વધાર્યો હતો, ને તે અદ્યાપિપર્યંત ઈરાનમાં પાળવામાં આવે છે, જો કે હમણાં ત્યાં મુસલમાન વંશના રાજાઓ રાજ્ય કરે છે, ને તેઓ અરબસ્તાનના વતની હોવાથી ચંદ્ર વર્ષ માનનારા છે. નવરોજની ગણત્રી વસંતકાળના પ્રારંભમાં થાય છે. વળી ગ્રિષ્મ ઋતુમાં પણ એક નવરોજ આવે છે. હાલમાં નવરોજનો દિવસ અંગ્રેજી ગણત્રી પ્રમાણે ૨૧ મી અપ્રેલે પાળવામાં આવે છે.



ફીરોજશાહ અને બેંગાલની રાજકન્યાની પેહેલી ભેટ. (પૃષ્ટ ૭૬૫)

પાળવાનો પ્રચાર—જે એક વાર પડી ગયો તે આજ સેંકડો વર્ષ સુધી એટલે અદ્યાપિપર્યંત એક ક્રમે ચાલતો આવ્યો છે. મોટું શેહેર હોય કે સાધારણ ગામડું હોય, કીંવા રાનનું ઝુંપડું હોય તોપણ તે જગોએ ઉપરના દિવસે ગાવું, વગાડવું, મીજબાની, દીપોત્સવ વગેરે સર્વોત્કર્ષ ઠાઠમાઠ બની રહે છે.

પણ બાદશાહના દરબારમાં તે દહાડે જે અપ્રતિમ ભભકો બની રહે છે તેના જેવી મઝા બીજે કોઈ પણ સ્થળે દૃષ્ટિગોચર થવાનીજ નહિ. કેમકે બાદશાહ પોતાના રાજ્યના અને બીજા દૂર દેશાવરના ઉત્તમ કારીગરોને નવીન યુક્તિ પ્રગટ કરવા સારૂ તથા પોતાનો કસબ બતાવવા માટે મુદ્દામ તે વખતે નિમંત્રણ કરે છે અને આવેલા કારીગર આદિ પરોણાઓની તેની યોગ્યતા પ્રમાણે સંભાવના કરે છે. તેથી જગતના પ્રત્યેક ભાગમાંની એકેએક અત્યંત દુર્લભ અને ચમત્કારિક વસ્તુઓ તે જગોએ આવે છે અને તે કારણથી સમારંભ વિશેષ શોભાયમાન્ થઇ રહે છે.

મહારાજ, હવે જે વાત કહેવાની છે તે, જે વેળાએ બની તે વેળાએ ઇરાનના બાદશાહની રાજધાની શિરાજ શેહેર હતું. તે શેહેરમાં એક સમયે ઉપરના તેહેવારના સમારંભ વખતે દેશ દેશના મહાન્ મહાન્ ચતુર અને કળા કૌશલ્ય નિપુણ પુરુષો આવેલા હતા. તેઓએ બાદશાહને અને તેના દરબારના અમીર ઉમરાવોને પોતાની કળા કૌશલ્ય બતાવી પુષ્કળ ખુશી કર્યા. અને બાદશાહે પોતાના હમેશના રિવાજ મુજબ તેઓને ઈનામ વગેરે આપ્યું. સર્વ સમારંભ વિત્યા પછી જ્યાં દરબાર બરખાસ્ત થવાની નેકી પુકારાય છે એટલામાં હિંદુસ્થાનનો એક હિંદુ મુસાફ્ર બાદશાહના સિંહાસન પાસે જઈને ઉભો રહ્યો. તેણે પોતાની સાથે કૃતિથી બનાવેલો એક માયિક ઘોડો આણ્યો હતો. તે ઘોડાની લગામ અને તેના અંગપરનો સામાન બહુ મુલ્યવાન્ હતો અને તે ઘોડો એટલી તો કુશળતાથી બનાવ્યો હતો કે જોઇનેજ તે ખરેખર તે જીવતો ઘોડો હશે એવો ભાસ થયા વિના કદાપિ રહેજ નહીં.

એ હિંદુ મુસાફ્રે બાદશાહને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અને ઉભા રહ્યા પછી ઘોડા તરફ્ આંગળી બતાવી ઘણીજ નમ્રતાથી તે બોલ્યો,—"મહારાજ, આજના આ સમારંભમાં આપની હજુરમાં આવનાર લોકો પૈકી હું જો કે છેલ્લો છું, તથાપિ હું ખાત્રીથી કહું છું કે આજ જે જે અપૂર્વ વસ્તુ આપની નજરે પડી હશે તે તમામમાં આ મારા ઘોડાની બરોબરી કરી શકે

એવી એક પણ નહિ હોય. એટલા માટે મહારાજ, આપે કૃપા કરીને એકવાર તેને તપાસવાની તસ્દી લેવી." બાદશાહે ઉત્તર આપ્યો,–"એ અશ્વમાં મને કશું વિશેષ જાણાતું નથી. ફકત ખરા ઘોડા જેવો ઘોડો બનાવેલો છે, અને બીજો કોઇ એકાદો ચતુર કારીગર આ કરતાં પણ વધારે સારો બનાવી શકે તેમાં કશો સંશય નથી!" હિંદુ મુસાફરે ઉત્તર આપ્યો,–"મહારાજ, આ ઘોડાના બાહ્ય સ્વરૂપથી હું તેની આટલી તારીફ કરતો નથી, પરંતુ તેના ઉપયોગ સંબંધે તેની પ્રસંશા કરૂં છું. તેનો ઉપયોગ કરવાની રીતિ મને માલુમ છે અને તે જેને બતાવી તે તેનો ઉપયોગ રૂડી રીતે કરી શકે છે. આ ઘોડામાં એવું તો કંઇ ચમત્કારીક સામર્થ્ય છે કે હું જગતના ગમે તેવા દૂરના અને વિકટ ભાગમાં હોઉં તથાપિ એકવાર તેનાપર સ્વાર થયો કે બસ–જોઇએ ત્યાં આકાશ માર્ગે થોડી મુદતમાં એ અશ્વ ગમન કરી શકે છે. સારાંશ એવા કંઇ લોકોત્તર ગુણ આ ઘોડામાં છે. આવો ચમત્કાર આજ પર્યંત આપે કદી પણ જોયેલો નહિ હશે. અને જો આપ ખુદાવિંદની ઈચ્છા હોય તો એનો પ્રયોગ કરી બતાવું."*

ઇરાનના બાદશાહને આવા ચમત્કારો નિહાળવાની ઘણી હોંશ હતી. તેણે તે મુસાફરને કહ્યું કે, "તું જે કહે છે તેનો અનુભવ મળ્યા શિવાય તે હું કદાપિ ખરૂં માનીશ નહિ; માટે જો તને તારી વાત સિદ્ધ કરી બતાવવાની ઇચ્છા હોય તો મારા તરફની સદર પરવાનગી છે." બાદશાહના એવા શબ્દો સાંભળતાંવાર મુસાફરે ઘોડાના પાવડામાં પગ મુક્યા અને સ્વાર થયો અને પછી બીજા પાવડામાં પગ મુકી તે બરોબર બેઠા બાદ બાદશાહને કહ્યું,–"ખુદાવંત, કહો હવે કેઈ જગોએ હું જંઇ આવું? મને હુકમ આપો."

* અંગ્રેજી કવિ ચોસરની સઘળી કવિતા મિલ્ટન કહે છે તેમ આ વાર્ત્તાના પ્રસંગ ઉપરથી રચવામાં આવેલી છે. આ વાર્ત્તાનો પ્રસંગ જે ગોથિક વીર વૃત્તાંતોપરથી આરેબીમાં આવેલો તેપરથી ઘડાયલો છે. વળી આ કલ્પના કેવળ આરેબી પણ નથી, પણ તેમાં ઘણું ઉમેરણ થયું છે. આરબસ્તાનમાં આવી વાર્ત્તાના ઘણા પ્રસંગો છે. હવામાં પિતળનો અશ્વ ગમન કરી શકે એવી યાંત્રિક કળાનો પ્રયોગ તે કાળમાં એ દેશમાં જાણમાંહેર હોવો જોઈએ. ઐતિહાસિક વાર્તા રચનારાઓ હીડગેઇ અને ગોથર પણ જણાવે છે કે ટ્રોજન અશ્વ પણ પિતળના હતા.

આપણી ગુજરાતી ભાષામાં કાષ્ટના ઘોડાની વાર્તા જે કવિ સામળભટે રચી છે તે પણ આ વાર્તાને કંઈક મળતી છે.

શિરાજથી સુમારે ચાર પાંચ કોશપર એક ડુંગર હતો. તે દરબારગઢમાંના ચોકમાંથી સામે દીસતો હતો. તે ચોકમાં બાદશાહ પોતાના અમીર ઉમરાવો સાથે ગયો. તે સ્થળે બીજા પણ કેટલાક લોકો એકઠા થયેલા હતા. બાદશાહે ઉપરના ડુંગરા તરફ આંગળી કરી મુસાફરને કહ્યું,–"આ ડુંગર જોયોની? ત્યાં સુધી તું જઈ આવ. તે કાંઈ ઘણો દૂર નથી. પરંતુ ત્યાં જઇ આવવાને તને જે વખત લાગશે તે ઉપરથી તારા ઘોડાના સામર્થ્યની પરીક્ષા થઇ શકશે. પરંતુ અમારી દૃષ્ટિ ત્યાં સુધી પહોંચી શકવી મુશ્કેલ છે માટે તું ત્યાં ખરેખર જઇ આવ્યો છે તે અમે શાપરથી સમજી શકીએ? માટે તું ડુંગરના મૂળમાં એક તાડનું વૃક્ષ છે, તેની એક ડાળ નિશાની માટે લઇ આવજે."

એવું બાદશાહનું બોલવું તે મુસાફરે સાંભળતાંવાર તે ઘોડાની પર સ્વાર થઇ, તેની ડોકીના પોકળ ભાગમાં એક સોંટી મુકેલી હતી તે ફેરવતાં સાથેજ ઘોડો આકાશમાં એકાએક ઉડયો અને આંખો ઉઘાડીએ એટલામાં એ એટલો તો ઉંચે ગયો કે જેઓની નજર અતિશય તીવ્ર હતી તેઓ પણ તેને જોઇ શકવાને અસમર્થ થયા. આ વિલક્ષણ પ્રકાર નિહાળી બાદશાહ તથા ત્યાં એકઠા થયેલા તમામ લોકોને પરાકાષ્ટનું આશ્ચર્ય ઉપજ્યું.

પછી સુમારે પા કલાકની અંદરજ તે મુસાફર હાથમાં તાડની ડાળ લઇને આકાશ માર્ગે ઘોડાપર બેસી આવતો સર્વની દૃષ્ટિયે પડયો. પરંતુ તે તેવોજ નિચે આવ્યો નહીં. એ ત્રણવાર આકાશમાં મંડળાકૃતિ કરી, અને પછી જમીનપર કેવળ અક્ષગ ઉતર્યો તે જોઇ સઘળાએ તેની ઘણીજ ગુણ પ્રસંશા કરી. તેણે ઘોડાપરથી ઉતરતાંજ બાદશાહને સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને તાડવૃક્ષની ડાળ તેના પગ પાસે મુકી

એ પ્રમાણે તે ઘોડાના અંગનો અલૌકિક ગુણ નિહાળી બાદશાહને તે ઘોડો પોતાની પાસે રાખવાની ઇચ્છા ઉપજી તે ખરીદવાને વધારે આગ્રહની જરૂર નથી એમ તેને લાગ્યું કારણ તેણે મનમાં કહ્યું, "વધારે થશે તો મુસાફર તેની ઘણી કીંમત માગશે. તે આપ્યા પછી શી હરકત થનાર છે? બાજુ કીમત કદાચ વધારે પડી તો તેને માટે ચિંતા કરવાનું આપણને કશું પ્રયોજન નથી, કારણ જામદારખાનામાં એ એક અલૌકિક ચીજ થશે." પછી તે મુસાફર પ્રત્યે બાદશાહે કહ્યું,–"તારો ઘોડો બહારના દેખાવપરથી એટલો તારીફ કરવા લાયક જણાતો નથી. પરંતુ તેના અંગનો લોકોત્તર ગુણ તેં જે હમણાં બતાવ્યો તે નિહાળી મને પરમ સંતોષ

પ્રાપ્ત થયો છે. માટે જો તને તે વેચવાનો હોય તો તે લેવાને હું રાજી છું.” મુસાફરે ઉત્તર આપ્યો,–“મહારાજ, આપનું ગુણગ્રાહકત્વ, સત્પરીક્ષણ, ઔદાર્ય, ઇત્યાદી ગુણોની ખ્યાતિ સાંભળી મેં મારા મનમાં દઢ નિશ્ચય કર્યો હતો કે ઘોડો આપને બતાવ્યો કે તેની ખરી કીમત આપ કર્યા વિના રહેશો નહિ. તેજ મુજબ મને એમ પણ લાગ્યું હતું કે આપ કેવળ તેની માત્ર તારીફ કરીને રહેશો નહિ. પરંતુ તે પોતાના સંગ્રહમાં રાખવાની આપની ઈચ્છા થશે. હવે મારે માટે જો બોલો તો જોકે મને તેની વાસ્તવિક યોગ્યતા માલુમ છે તથાપિ તે મારી પાસે રહેવાથી મારૂં નામ જગતમાં ચિરકાળ રહેશે તે પણ હું સારી રીતે સમજું છું; તોપણ આપ સરખા મહાન્ અને પ્રતાપી ભૂપતીની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન હું કદાપિ કરવાનો નથી. આમ છતાં એક વાત આપને કહી રાખવી જોઇએ. તે એ કે મારા મનમાં જે એક હેતુ છે તે સફળ થયા શિવાય હું આ ઘોડો આપી શકીશ નહિ. પરંતુ મારો એ હેતુ આપને રૂચશે નહિ!”

આ પ્રમાણે પ્રસ્તાવ કરી મુસાફર આગળ બોલવા લાગ્યો. તેણે કહ્યું,–“મહારાજ, આ ઘોડો મેં કાંઇ વેચાતો લીધો નથી; પરંતુ તે તૈયાર કરવા સારૂ મેં મારી એકલપુરી કન્યા આપીને તૈયાર કરાવેલો છે. અને તે તૈયાર કરનાર મનુષ્યને મેં એવું વચન આપ્યું હતું કે હું તે કદાપિ વેચીશ નહિ અને જો કોઈને તે આપીશ તો તેના મોં બદલમાં મને જે યોગ્ય લાગશે તે તેની પાસેથી લઇશ.’ મુસાફર આગળ બોલવાનો હતો, પરંતુ “તેનો મોં બદલો” આ શબ્દ સાંભળી બાદશાહે વચમાંજ તેને કહ્યું; “તેનો મોં બદલો તું જે માગીશ તે આપવાને હું તૈયાર છું. તને માલુમજ છે કે, મારૂં રાજ્ય કાંઇ નાનુસુનું નથી. તેમાં મોટી મોટી સંપત્તિયુક્ત અને ગીચ વસ્તીવાળા અસંત શહેરો છે. તે પૈકી તું જે માગીશ તે હું તને ખુશીથી આપીશ અને તેની સર્વ પ્રકારે સત્તા તથા અધિકાર તારે સ્વાધિન કરીશ.”

આ બક્ષીસ ઘોડાની યોગ્યતાને તથા પાદશાહને શોભાવનાર છે એમ તે વેળાએ સર્વ કોઇને લાગ્યું. પણ મુસાફરે પોતાના મનમાં જે કંઇ યોજી રાખ્યું હતું તેના કરતાં તે બક્ષીસ કમી યોગ્યતાની હતી. કારણ તેણે પોતાના મનમાં એકાદી મોટી વસ્તુની આશા રાખી હતી. તેણે બાદશાહને કહ્યું,–“મહારાજ, આપે કૃપા કરીને મને એવડી મોટી યોગ્યતાની

બક્ષીસ આપવાને કહ્યું તે માટે હું આપનો મોટો ઉપકાર માનું છું અને આપના એ મહાન્ ઔદાર્ય માટે આપની કેવી રીતે પ્રસંશા કરવી તે હું સમજી શકતો નથી. તથાપિ અત્યંત નમ્રતાપૂર્વક હું આપને નિવેદન કરૂં છું કે આપની કન્યા જો મને પરણાવશો તોજ હું આ ઘોડો આપને અપીશ. નહીંતર એ વાત કદાપિ બની શકશે નહીં. આપ મહાસમર્થ પ્રભુ અને હું પામર ગરીબ છું, તેમ છતાં હું આમ સ્પષ્ટ રીતે બોલ્યો તેની મને ક્ષમા કરશો એવી આશા છે.''

તે હિંદુ મુસાફરનું એવું અયોગ્ય માગવું સાંભળી દરબારગઢમાં સઘળાઓને હસવું આવ્યું. પણ બાદશાહનો પુત્ર, યુવરાજ ફીરોજશાહને તો તે માટે ઘણોજ ક્રોધ વ્યાપ્યો. બાદશાહને જો કે ગુસ્સો તો આવ્યો નહિ, પરંતુ પોતાની હોંશ પુરી કરવા સારૂ કન્યા આપવાનો તેણે નિશ્ચય કર્યો. તથાપિ મુસાફરને તે મુજબ ઉત્તર આપતાં તે તેવોજ સ્તબ્ધ બની રહ્યો.

મુસાફરને શો ઉત્તર આપવો તેને માટે બાદશાહ વિચાર કરે છે તે જોઇ ફિરોજશાહને ભય લાગ્યો કે રખેને મુસાફરનું બોલવું બાદશાહ કબુલ કરી નાંખે! કારણ તેમ થવાથી તે વાત આપણને, આપણી બેહેનને અને આપણા પિતાને યોગ્યતાથી ભ્રષ્ટ બનાવશે. માટે આ કામમાં આપણે પોતે હાથ નાંખવાની અગત્ય છે એમ સમજી તે બોલ્યો,–"પિતાજી, હું થોડું બોલવા માગું છું તે સારૂ મને ક્ષમા કરશો. આવા આ હલકટ અને લબાડ ગૌડ બંગાલી મનુષ્યનું ઉદ્ધતપણાનું માગવું એકદમ આપ સ્પષ્ટ રીતે નાકબુલ કાં કરતા નથી! આપ કશો ઉતર આપતા નથી તેથી તે મનમાં–મનોરાજ્ય કરતો હશે કે પૃથ્વી ઉપરના બલાઢ્ય રાજાના કુળમાં આજ મારો શરીર સંબંધ થવાનો છે. તો એવી તેની મિથ્યા ભ્રાંતિ એકદમ કેમ તમે દૂર કરી નાંખતા નથી? આપણી પદવી, ખાનદાન અને આપણા વડીલોની કીર્તિ–ઇત્યાદિ બાબતોનો આપે વિચાર કરવો એવી મારી વિનંતિ છે."

બાદશાહે ઉત્તર આપ્યો,–"બેટા, તારૂં બોલવું સર્વ પ્રકારે હું માન્ય રાખું છું અને આપણા પૂર્વજોની મહાન્ અને નિષ્કલંક કીર્તિ જેમની તેમ ચાલતી રહે એવી તારી ઇચ્છા ઘણી પ્રસંશનીય છે; તથાપિ બેટા, આ ઘોડાના અંગના અદ્‌ભુત ગુણનો તેં કશો વિચાર કરેલો હોય એવું જણાતું નથી. આ જો બીજા એકાદા રાજા પાસે જઇ ઘોડો વેચશે તો તે રાજાની આપણા કરતાં અધિક ખ્યાતિ થશે. આવી અજબ ચાજ

સંગ્રહસ્થાનમાં રાખવાની મોટાઇ તેણે આપણી પાસેથી ખુંચાવી લીધી શું નહીં ગણાશે કે? હું ખચીત કહું છું કે તેવો પ્રકાર ન બને—આમ બન્યું હોત તો મને મૃત્યુ કરતાં વિશેષ દુઃખ પ્રાપ્ત થયા વિના રહેજ નહીં. હવે આ મુસાફર જે કંઇ બોલ્યો છે તે તમામ હું કબુલ કરીશ એમ હું કહેતો નથી. કદાચિત્ તે પોતાનું એ માગવું અવિચારી તથા મૂર્ખાઇ ભરેલું હોવાથી તેનું પોતાને કશું ફળ મળતું નથી એવું તેના લક્ષમાં આવવાથી તે વિચારપૂર્વક કંઇ વધારે બક્ષીસ માંગશે અને તે કબુલ કરવાને આપણુને સગવડ હોવાથી બંને પક્ષે સમાધાન થયા વગર રહેશે નહીં. અને તેમ થયું એટલે આ પ્રકરણમાં કન્યાનો હાથ આપવાનો મુદ્દલ સંભવ રહેવાનું પ્રયોજન નથી. હશે. પણ આ સોદો ઠરાવ્યા પેહેલાં તું એકવાર આ ઘોડાની પરિક્ષા કરીશ તો વધારે સારૂં—આ વિષે શું શું મત છે તે મારે યથાર્થ જાણવું જોઇએ! મુસાફર પણ આ વાત નાકબુલ કરશે એમ મને લાગતું નથી.”

મનુષ્ય સ્વભાવનો એવો સાધારણ નિયમ છે કે, જે વસ્તુની તે ઇચ્છા કરે છે તે બહુધા પ્રાપ્ત થશેજ એવું તેને લાગે છે. તે મુસાફરે બાદશાહના બોલવાપરથી એવું અનુમાન કર્યું કે મારી સાથે શરીર સંબંધ કરવાને એ કેવળ પ્રતિકૂળ છે તેમ નથી. તેમજ રાજપુત્ર **ફિરોજશાહ** જોકે હાલ થોડો પ્રતિકૂળ છે તથાપિ તેનું એ મન વાળવું કંઇ અશકય નથી. માટે બાદશાહે જે પ્રમાણે જણાવ્યું તે પ્રમાણે કરવાને તે કબુલ થયો. અને હર્ષથી રાજપુત્રને ઘોડાપર બેસવાને મદદ કરવા તથા ઘોડો ચલાવવા તથા પાછો લાવવાની યુક્તિ બતાવવા તે તેની પાસે દોડતો ગયો.

રાજપુત્રે મુસાફરની મદદ નહીં લેતાં એકદમ તે ઘોડાપર બેઠો અને બનેલા પાવડામાં પગ મુકતાંવાર, મુસાફર જે કંઇ કહેવાનો હતો તે કહેવાનો તેને વખત નહીં આપતાં તેણે ઘોડાની ડોકી-પૂર્વે મુસાફરે ફેરવી હતી તે પ્રમાણે ફેરવી. ડોકીની સળી ફેરવતાં વાર એકાદ શરવિરે મુકેલા બાણ પ્રમાણે હં હં બોલતો તે ઘોડો રાજપુત્રને લઈ આકાશમાં ઉડયો અને થોડાજ વખતમાં અદૃષ્ય થઇ ગયો. આ જોઈ મુસાફરને અતિશય ભય ઉપજ્યો. તેણે બાદશાહને સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને હું કહું છું તે તરફ લક્ષ આપવું એવી મારી વિનંતિ છે, એમ બોલી તેણે કહ્યું,—“રાજાધિરાજ, આપે જોયુંજ છે કે યુવરાજે એટલી તો ઉતાવળ કરી કે મારે

જે કંઇ તેઓને કહેવાનું હતું તે કહેવાને પણ તેઓએ મને વખત આપ્યો નહિ. મેં જે કૃતિ કરી હતી તે તેના લક્ષમાં હોવાથી હવે મને કશું પુછવાનું બાકી રહ્યું નથી એમ સમજી તેઓએ પોતાની હોશીયારી બતાવવા માટે ઉતાવળ કરી. તથાપિ ઘોડો પાછો લાવવાની યુક્તિ તેઓને માલુમ નથી. અને તે હું કહી સંભળાવું ત્યાં સુધી તેઓ રોકાયા નહીં. માટે જો કંઇ તેઓને હરકત નડે તો તેનો હું જવાબ આપનાર નથી. આપ કેવળ ન્યાયવાન્ છો—માટે એમાં મારો કશો અપરાધ નથી એવું આપ માન્ય કર્યા વિના રહેશોજ નહીં."

મુસાફરનું આ ભાષણ સાંભળી બાદશાહને મહાચિંતા ઉત્પન્ન થઇ. તેને લાગ્યું કે ઘોડાને ગતિ ઉત્પન્ન કરવાની તથા તેને પાછો વાળવાની યુક્તિ મુસાફરના કહેવા પ્રમાણે જો નિરનિરાળી હશે તો મારા બાળકપર સંકટ ગુજર્યા વિના કદાપિ રહેશે નહીં. છેલ્લે, તેણે મહા ક્રોધાયમાન્ થઇ મુસાફરને કહ્યું,—"કેમ રે—જ્યારે તે જવા લાગ્યો ત્યારે તેને તેં પાછો શા માટે બોલાવ્યો નહીં ?" મુસાફરે ઉત્તર આપ્યો,—"મહારાજ! ઘોડો અને યુવરાજ કેટલી ત્વરાથી નિકળી ગયા તે આપ સારી રીતે જાણો છો. તે વેળાએ હું એટલો આશ્ચર્ય ચકિત થઇ ગયો કે મારા મોંમાંથી શબ્દ સુદ્ધાં નિકળવો મુશ્કેલ થયો; અને જો કે મારામાં બોલવાની શક્તિ હોત તોપણ તેનાથી કશો ફાયદો થાય તેમ નહોતું. કેમકે યુવરાજ ત્યારેજ ઘણો દૂર નિકળી જવાથી મારૂં બોલવું તેના સાંભળવામાં બિલકુલ આવત નહીં. અને જો સાંભળવામાં આવ્યું હોત તોપણ ઘોડાને તે પાછો લાવી શકત નહીં. તેની ઉતાવળને લીધે ઘોડાને પાછો વાળવાની યુક્તિ મારાથી બતાવી શકાઇ નથી. તથાપિ આપ વિશેષ કાળજી કરશો નહીં. કારણ યુવરાજના મનમાં ઘોડો વાળવાનું આવ્યું એટલે તે જ્યાં ત્યાં તપાસવા લાગશે અને તેમ કરતાં પાછો ફેરવવાની યુક્તિ હાથ લાગશે. હાથ લાગ્યા પછી તુરત ઘોડાનું ઉડવું બંધ થશે અને યુવરાજને લગામ ધરી જ્યાં ઉતરવું હશે ત્યાં મોટી ખુશીથી ઉતરી શકશે."

મુસાફરે એટએટલું કહ્યું અને તેમાં કેટલુંક માન્ય કરવા જોગ છે એવું જો કે બાદશાહના ધ્યાનમાં આવ્યું તથાપિ આ સંકટમાંથી આપણો પુત્ર શી રીતે બચશે વગેરે નાના પ્રકારના વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા અને તેના અંતઃકરણમાં અત્યંત ચિંતા ઉત્પન્ન થઇ. તે મોટી મુઝવણમાં ગુંચવાઇ પડયો. તે બોલ્યો,—"તે ઘોડો પાછો ફેરવવાની કળી ફેરવશેજ

તેનો શો નિયમ ? વારૂ એમ થશેજ એવું ક્ષણવાર માનીએ, તથાપિ ઘોડો સપાટ જમીનમાં સીધે સીધો નહીં ઉતરતાં એકાદા ખડકપર કીંવા સમુદ્રમાં પડયો તો પછી ઇલાજ શો ?"

મુસાફરે ઉત્તર આપ્યો,—"મહારાજ, એ વાતની આપે કસી ભીતિ રાખવાની જરૂર નથી. કારણ ગમે તેવો મહા સાગર હોય તોપણ તેમાં ડુબવાનો કશો ભય નથી. તેમજ ઘોડાપર બેસનારાના મનમાં જ્યાં ઉતરવાનું હશે ત્યાં તે તેને લઇ જશે. શિવાય યુવરાજને જો તે સળી સાંપડશે નહીં તોપણ તેઓને જે જગોએ ઉતરવાની ઇચ્છા હશે તેજ સ્થળે તે તેને લઈ જશે. અને તે મનમાનતે સ્થળે ઉતરવાનો દુરાગ્રહ કરે તેમ જણાતું નથી. જ્યાં તેને આપણે કોણ છે તે ઓળખતા હોય તથા મદદ મળવાનો સંભવ હશે ત્યાંજ તે ઉતરવાની ઇચ્છા કરશે." બાદશાહ બોલ્યો,—"ભલા ગૃહસ્થ ! તું ગમે તેટલું કહીશ તોપણ તારા બોલવાપર અત્યારે મને કશો ભરોંસો આવવાનો નથી. હવે હું તને એકજ વાત કહું છું, કે આજથી ત્રણ મહિનાની અંદર જો મારો પુત્ર પાછો આવશે નહિ અથવા તેના કોઇ જાતના કુશળ સમાચાર જાણવામાં આવશે નહીં તો તારો તાત્કાળ શિરચ્છેદ કરાવ્યા વિના રહીશ નહીં." એટલું બોલી લાગલાજ મુસાફરને કેદ કરી બંદોબસ્તમાં રાખવા માટે કારભારીને હુકમ આપી, બાદશાહ પોતાના મેહેલમાં ગયો. તેનું મન એવું તો તળવળવા લાગ્યું કે નવરોજ સરખો આનંદદાયક દિવસ છતાં આપણને અને દરબારના સર્વ લોકોને અત્યંત ચિંતા ઉત્પન્ન કરનારો આ બહુ માઠો બનાવ બન્યો એમ લાગ્યું.

હવે અત્રે રાજપુત્રની શી અવસ્થા થઇ તે સાંભળો. તે મહાન્ વેગથી આકાશમાં ઉડયો કે અદૃષ્ય થઇ ગયો. એમ હું પૂર્વેજ કહી ગઇ છું. સુમારે એક ઘટીકાની અંદરજ તે એટલો તો ઉંચો ગયો કે શેહેર, ગામડાઓ વગેરેની વાત તો એક બાજુએ રહી, પરંતુ મોટા મોટા પર્વતો, ખાઇઓ, ખીણો તે પણ દેખાતાં બંધ પડી ગયાં ! તેને પૃથ્વીપરના સર્વ પદાર્થો એકત્ર થયલા ભાસવા લાગ્યા. આ વખતે તેના મનમાં દરબારગઢમાં પાછા આવવાનો વિચાર ઉત્પન્ન થયો ત્યારે ધાર્યું કે પૂર્વની સળી ઉલટી ફેરવી લગામ ખેંચી એટલે બસ ! તેવો તેના મનમાં ભાવ આવવાથી તેણે તેમ કરી જોયું. પરંતુ તેથી કશું નહીં વળતાં ઘોડાનો વિલક્ષણ વેગ જેવો ને તેવોજ જારી રહ્યો. તે જોઈ તેને અતિશય આશ્ચર્ય ઉપજ્યું. તેણે તે

સળી એકવાર ઉલટી, બીજી વાર સુલટી એમ અનેક વાર ફેરવી તપાસી; પરંતુ જ્યારે જણાયું કે અશ્વના વેગમાં કશો ફેરફાર થતો નથી ત્યારે તે મોટા ગભરાટમાં પડયો. અને ઘોડાપર બેસતાં પહેલાં પાછા ફરવાની કળા ઘોડાવાળા પાસેથી પુછી માહિતગાર ન થયા બાબે તેને અપાર પરિતાપ થવા લાગ્યો. પોતાપર આ વેળાએ કેવડું સંકટ ગુજર્યું છે તે તાબડતોબ તેના ધ્યાનમાં આવ્યું. તથાપિ તે કેવળ દીગ્મૂઢ-ભયભિત થયો નહિ. તેણે ઘોડાની આંખો અને ડોકું ઘણી બારીક નજરે નિહાળ્યું તો તેના જમણા કાનની બાજુએ એક નાની સળી તેના જોવામાં આવી. તે તેણે ફેરવી તો લાગલોજ જેવી રીતે ઘોડો આકાશમાં ગયો હતો તેવીજ રીતે સીધો સીધો, કમી વેગે તે નીચે ઉતરવા લાગ્યો, એમ તેને જણાયું.

રાજપુત્રે બીજી સળી ફેરવી તે વખતે તેની નીચેના પૃથ્વીના પૃષ્ટપર સુમારે એક ઘટીકા રાત્રિ થઇ હતી. અને ઘોડો જેમ જેમ નીચે ઉતરવા લાગ્યો તેમ તેમ રાજપુત્રને સૂર્યાસ્ત દેખાવા માંડયો-છેલ્લે તે જ્યારે જમીનપર આવ્યો ત્યારે એટલું તો અંધારૂં થયું હતું કે ઉતરવાને સગવડની જગ્યા કેઈ તે શોધી કહાડવાનું ભાન પણ રહ્યું નહીં-આથી ઘોડાની લગામ તેની ડોકપર નાંખી તે હવે ગમે ત્યાં ઉતરો એમ બોલી તે બાપડાને સ્વસ્થ થઈ રહેવું પડયું. તેને મહા ચિંતા ઉત્પન્ન થઇ કે આ ઘોડો હવે એકાદા અરણ્યમાં ઉતરશે કે સમુદ્રમાં ઉતરશે તે કોણ જાણે!

પછી મધરાત્રિને સુમારે ઘોડો જમીનપર ઉતર્યો અને રાજપુત્રના પગ જમીનપર અથડાયા. તે કેવળ થાકી ગયલો હોવાથી અને સવારથી મોંમાં પાણી સુદ્ધાં નાંખેલું નહિ હોવાથી તે બાપડાને અત્યંત ભુખ લાગેલી હતી. કારણ નવરોજના સમારંભમાં બાપની સાથે તે આવ્યો હતો. પ્રથમ તો પોતે કયાં આવ્યો છે તેનો શોધ કરવામાં તેનું લક્ષ લાગ્યું. તપાસ કરતાં જણાયું કે એક મોટી ભવ્ય ઇમારતની અગાશી ઉપર તે હતો. અગાશીને કમરભર સંગેમરમરનો કઠોરો બાંધેલો છે એવું તેને દૃષ્ટિગોચર થયું. પછી બરોબર બારીક નજરે નિહાળતાં નિચે જવાની એક સીડી તેના જોવામાં આવી અને નિચે ઉતરવાનું સીડીપરતું બારણું ઉઘાડુંજ હતું.

સીડીપર અંધારૂં એટલું તો હતું કે રાજપુત્ર શિવાય જો બીજો માણસ હતે તો તેની ઉતરવાની કદાપિ છાતી ચાલી નહોતે. હવે તે પુરો ધૈર્યવાન હોવાથી તેને ભય ઉપજ્યું નહીં એ ખરૂં, તથાપિ પોતાને જે

મનુષ્યનો મેળાપ થશે તે પોતાપર દયા કરશે કે નાશ કરશે તેનું અનુમાન તેનાથી બિલકુલ થઇ શકયું નહિ. પ્રથમ તે મનમાં જરા ચોંકયો. પરંતુ છેલ્લે, ભલે જે ગમે તે થાવો, પણ નીચે ઉતર્યા વગર તો રહેવુંજ નહીં એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. તે મનમાં બોલ્યો,-"ડરવું કેવું, અત્રે હું કોઇને ઉપદ્રવ કરવા આવ્યો નથી. મને જે કોઇ જોશે તે, મારી પાસે હથીયાર વગેરે કશું નહીં હોવાથી મારી પુછગાછ નહીં કરતાં એકાએક મારાપર શસ્ત્ર ઉગામે તેમ બનશેજ નહિ." એવો વિચાર કરી ધિમેસથી તેણે બારણાની બીજી ફળી ઉઘાડી; અને પગલાં આસ્તે આસ્તે ઉપાડી તે નીચે ઉતર્યો. નીચે પણ એક બારણું જણાયું. તે ઉઘડતાંજ ત્યાં એક દીવો બળતો તેની દૃષ્ટિયે પડયો.

રાજપુત્ર ક્ષણભર ત્યાં ઉભો રહ્યો તો તેને ત્યાં ઉંઘાયલા મનુષ્યનો અવાજ સાંભળવામાં આવ્યો. તે જરા અંદર ગયો તો તે ઉંઘનારાં માણસો ઉઘાડી તલવારો પડખામાં લઈ ઉંઘાયલાં માલુમ પડયાં, તે સર્વ ખોજા હતાં, તે પરથી તેણે અનુમાન કર્યું કે આ સર્વ રાણીના અથવા રાજકન્યાના મેહેલના રક્ષકો હશે. તેનું તે અનુમાન ખરૂં ઠર્યું, કારણ તે એક રાજકન્યાનોજ મેહેલ હતો. તે ખોજાઓ જે જગોએ ઉંઘાયલા હતા તેની પેલી બાજુએજ ઉપર કહેલો મેહેલ હતો. તે મેહેલનું બારણું ઉઘાડું હોવાથી તેને પાતળું રેસમી કપડું લગાડેલું હતું અને તેમાંથી અંદરનો પ્રકાશ સ્પષ્ટપણે દીસતો હતો. પેલા ખોજાઓ જાગૃત ન થાય તેવી રીતે હળુંજ રાજપુત્ર તે મેહેલના દરવાજા પાસે ગયો. અને ત્યારબાદ પડદો એક બાજુએ ખસેડી તેણે અંદર પ્રવેશ કર્યો. મેહેલની શોભા નિહાળવામાં તેનું મન ગુંથાયું નહિ, કેમકે તેની સાંપ્રત સ્થિતિને તે બીલકુલ અનુકૂળ નહોતું. ત્યાં તેનું મન બીજીજ એક વસ્તુમાં ભરાયું; અને તેજ તેને મોટા મહત્વની લાગી. તે મેહેલમાં કેટલાંએક સુશોભિત બિછાનાંઓ હતાં તે પૈકી માત્ર એકજ બિછાનું પલંગપર અને બાકીના સઘળાં નિચે પડેલાં હતાં. પલંગપરનાં બિછાનાંપર રાજકન્યા સુતેલી હતી; અને નિચેના બિછાનાંઓપર તેની દાસીઓ ઉંઘાયલી જણાતી હતી.

આ દેખાવ જોઇ, તે સર્વ સ્ત્રીઓ પૈકી કયી સ્ત્રીના આત્મયનું અવલંબન કરવું તેનો વિચાર કરવાને રાજપુત્રને કશું કારણ રહ્યુંજ નહીં અને પછી તે રાજકન્યા તથા તેની દાસીઓ જાગૃત ન થાય તેવી રીતે હળવે હળવે રાજકન્યાના પલંગ પાસે ગયો. રાજકન્યા તેની દૃષ્ટિયે પડતાં વાર

તેનું તે ખીલી નિકળેલું નુતન તારુણ્ય અને અપ્રતિમ સૌંદર્ય નિહાળી તે કેવળ ચિતભ્રમ સરખો બની રહ્યો! પછી તે મનમાં બોલ્યો,–"અહો પ્રભુ, આજ પર્યંત જે પ્રકારનો પ્રેમપાશ મને લવલેશ લાગેલો નથી તે પ્રકારના જબરજસ્ત પાશમાં નાંખવા માટે તું કાં આવી ચમત્કારિક રીતિથી મને અહીંયાં લઇ આવ્યો? કેમકે આ મૃગનયની નિદ્રાવશ છતાં તેણીએ મને એટલો તો મોહિત કરી મુકયો છે કે, જો કે તે જાગૃત હતે તો પોતાના નેત્ર કટાક્ષે કરીને મારા હૃદયને એટલું વશ કરી લીધું હોત કે મારામાં હાલવા ચાલવાની શકિત પણ રુષણા લીધા વિના રહેત નહિ. હવે મારે મારી મનોધારણા ગમે તે પ્રકારે પાર પાડવીજ જોઇએ. મારી મનકામના સિદ્ધ થવીજ જોઇયે, પછી જે થવાનું હોય તે થાઓ. કારણ હવે જો અહીંથી નાસી જવાનો પ્રયત્ન કરૂં તો દરવાજાપર પ્રાણ જવાની ધાસ્તી છે. માટે આ વખતે દૈવપર વિશ્વાસ રાખી જે પ્રસંગ ગુજરે તે સાદર કરી લીધા વિના છુટકો નથી પ્રભુ, જેવી તારી લીલા!"

આ પ્રમાણે રાજપુત્રના મનમાં તેની પોતાની સ્થિતિના અનેક તર્ક વિતર્ક આવવા લાગ્યા. તે સર્વનું તેણે મનન કરી દૃઢ નિશ્ચય કર્યો. તે ઘુંટણભર થઇને નિમાજ પઢયો અને પછી રાજકન્યાના અસંત સુકુમાર ગૌર વર્ણો અને સુંવાળો રેશમ સરખો હાથ પકડી હળવેથી પોતાના તરફ ખેંચ્યો. આમ કરતાંવાર તે જાગૃત થઇ, અને આંખો ઉઘાડી જુએ છે તો ઘુંટણભર વળેલો અતિ દેદીપ્યમાન રાજવંશી તરુણ પુરુષ એકાએક દ્રષ્ટિગોચર થવાથી તેણીને અતિશય આશ્ચર્ય ઉપજ્યું; તથાપિ તેણીને ભય ઉપજવાનું લેશમાત્ર ચિન્હ જણાયું નહિ.

પોતાની કાર્યસિદ્ધિ થવાનો આ ઉત્તમ પ્રકારનો અવસર મળ્યો છે એમ સમજી રાજપુત્રે માથું નિચું નમાવી રાજકન્યાને પ્રણામ કીધા, પછી ઉભો થઇ તે બોલ્યો,–"પરમ્ કુળવાન્ રાજકન્યા, આ મધ્યરાત્રિને સમયે હું કેવળ પરાયો પુરુષ તારા સમીપ ઉભો રહ્યો છું તેથી તને વિલક્ષણ આશ્ચર્ય ઉપજ્યું હશે. અને તેમ થવું એ સ્વાભાવિકજ છે. હું કોણ, કયાંથી, શી રીતે આવ્યો તે બાબતની હકીકત ઘણીજ ચમત્કારીક છે. વળી તે પ્રથમ ખરી લાગે એવીએ નથી. હું ઇરાન દેશના બાદશાહનો વડો પુત્ર છું. આજ પ્રભાતમાં મારા બાપના દરબારમાં એક મોટા તેહેવાર નિમિત્તે સમારંભ ચાલી રહેલો હોવાથી ત્યાં હું હાજર થયેલો હતો અને આ વખતે આટલા દૂરના અને અણજાણ્યા પ્રદેશમાં હું નિરાધાર આવી પડેલો છું. હું

તારો શરણાંગત છતાં જો તેં કૃપા કરી સહાય અને આશ્રય આપીશ નહિ તો મારો પ્રાણ ઉગરવાની મને મુદ્દલ આશા રહી નથી. આટલી મારી પ્રાર્થના વ્યર્થ જશે નહિ એવો મને પક્કો ભરોંસો છે. કેમકે આટલી મોટાઇ અને સૌકુમાર્ય જે સ્થળે વાસ કરે છે તે સ્થળે આ શરણાંગતનું રક્ષણ કરવા સારૂ સદ્‌બુદ્ધિનો અભાવ થવાની કોઇને પણ મનમાં કલ્પના સુદ્ધાં આવવી મુશ્કેલ છે."

રાજપુત્ર **ફિરોજશાહે** જેની સાથે એવું નમ્રતાવાળું અને હૃદય દ્રાવક ભાષણ કર્યું તે બંગાળ દેશના રાજાની વડીલ પુત્રી હતી. હાલ જે રજવાડામાં તે સ્ત્રી હતી તે મેહેલ રાજાએ તેનેજ માટે ખાસ બંધાવેલો હોવાથી તેની પડોશમાંજ રાજાની રાજધાની હતી. તે કન્યા આ મેહેલમાં કંઇ કાયમ રહેતી નહોતી. પરંતુ હવા ફેરફાર કરવા સારૂ કદી મદી ત્યાં નિવાસ કરતી હતી. તેણે ઉપરનું રાજપુત્રનું ભાષણ ચિત રાખીને સાંભળ્યું અને તેણે તેના મનનું સમાધાન થાય તેવા પ્રકારે લાગલોજ પ્રત્યુત્તર આપ્યો. તે કોમલાંગી નવોઢા બોલી,—"યુવરાજ, તમે મનમાં લેશમાત્ર ભય રાખશો નહીં. આ બંગાળ દેશ કંઈ જંગલીઓના મુલક સરખો રાની નથી. અતિથિ સત્કાર, દયા અને સભ્યતા આદિ ગુણો ઇરાન દેશના લોકો પ્રમાણેજ બંગાળ દેશના લોકોમાં હોય છે. તમે મારી પાસે આશ્રય માગ્યો તે હું આપું તોજ અપાશે એમ નથી, પરંતુ તે લેવાનો તમારો પોતાનો હક્કજ છે. આ હું મારા મેહેલનેજ માટે બોલું છું એમ સમજતા ના, પરંતુ રાજ્યમાં તમે ગમે તે જગોએ જાઓ તો તેવો અનુભવ પ્રત્યક્ષ મળ્યા વિના રેહેશે નહિ. આ મારા બોલવાપર વિશ્વાસ રાખી તમે સ્વસ્થ રહો. હવે તમોને કશા પ્રકારની ચિંતા કરવાની જરૂર નથી."

બંગાળની રાજકન્યાની કુળમોટપ અને દયાદ્રષ્ટિ માટે રાજપુત્ર **ફિરોજશાહ** તેનો આભાર માનવા માટે તેણીને પુનઃ લગી સલામ કરી બોલવાનો આરંભ કરવાની તૈયારીમાં હતો. પરંતુ રાજકન્યાએ તેને તેમ કરવાનો અવસર નહિ આપ્યો. તે લાગલીજ વચ્ચે બોલી,—"તમે એટલામાં એકાએક કેઇ અદ્દભુત રીતિયે અહીં આવ્યા અને આ મેહેલમાં તમે કીયા મંત્રના પ્રયોગે પ્રવેશ કરી શકયા—કે જેણે કરી અહીંના અત્યંત દક્ષ અને હુશીઆર ચોકીદારોની તમે શી રીતે નજર ચુકાવી શક્યા, ઇત્યાદિ સમજવા સારૂ મને અતિશય ઉત્કંઠા પ્રાપ્ત થઇ છે. તથાપિ તમે ઘણા થાકી ગયેલા જણાઓ છો. વાસ્તવ આ વખતે હું તમોને શ્રમ આ-

મળવા ચાહાતી નથી. હાલ તો તમારી સુશ્રુષાની તજવીજ કરૂં છું. તમોને વિશ્રાંતિ મળ્યા બાદ તમે જ્યારે સાવધ ને ચિંતા રહિત થશો ત્યારે મને તમારૂં વૃત્તાંત કહી સંભળાવશો."

રાજપુત્ર **ફિરોજશાહ**, પાછળ કહ્યા પ્રમાણે રાજકન્યાના ઉદ્દેશે બોલવા લાગ્યો ત્યારથીજ તેની દાસીઓ જાગૃત થઇ હતી. તેઓને, તે અર્ધરાત્રીએ પોતાની શેઠાણી સામે આ પરાયો પુરુષ ઘુંટણભર થઇને ઉભો રહેલો જોઇ આશ્ચર્ય ઉપજ્યું. તેમાં વિશેષે કરી તે આવ્યો ત્યારે આપણે તથા ચોકીદાર ખોજાઓ કેમ જાગૃત થયા નહિ તે બાબતનો તેઓને અતિ ચમત્કાર લાગ્યો. પૂર્વે કહ્યા પ્રમાણે તેમની શેઠાણીનો ઉદ્દેશ તેઓના લક્ષમાં આવતાં વાર તેઓ ઝડપથી ઉભી થઇ અને પોષાક પેહેરી તેણીની આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરવાને તૈયાર થઈ રહી. ત્યાં પુષ્કળ મીણબતીઓ બળતી હતી. તે પૈકી અકેકીએ અકેક લીધી અને રાજપુત્ર રાજકન્યાને સલામ કરી જવા લાગ્યો કે તુરત તેની સાથે તેઓ પણ ચાલવા લાગી. તેને તેઓ એક સુશોભિત મોહોલમાં તેડી ગયાં. ત્યાં જતાંવાર કેટલીક જણીઓ તેના બિછાનાની તજવીજ કરવા લાગી અને કેટલીક જણીઓ તેને જમવા માટે રસોડામાં તેડી ગઇ. તે અર્ધરાત્રિનો વખત છતાં તેઓએ થોડાજ વખતમાં સર્વ પ્રકારના પદાર્થો ભરીને થાળી લાવી અને રાજપુત્રને યથેચ્છ ભોજન કરાવ્યું. જમી રહ્યા બાદ તેને નિદ્રા લેવાની તે દાસીઓએ તજવીજ કરી આપી અને ત્યાર બાદ તેઓ ત્યાંથી ચાલી ગઈ.

રાજપુત્ર **ફિરોજશાહ**નું બંગાળની રાજકન્યા સાથે માત્ર થોડો વખત સંભાષણ થયું હતું, તથાપિ તેટલામાં તેની સભ્યતા, ચાતુર્ય અને મોહકત્વ આદિની તે તરુણીના હૃદયપર એવી તો છાપ પડી કે તે કેવળ આશ્ચર્યચકિત થઇ રહી. તેણીને બિલકુલ નિદ્રા આવીજ નહિ. પછી રાજપુત્ર પાસેથી તેની દાસીઓ જ્યારે પાછી આવી ત્યારે તેણે તેની સર્વ વ્યવસ્થા કરી, એવું તેણીને કહ્યા ઉપરથી તેણીએ તેઓને કહ્યું,—"કેમ બેહેનો, તે રાજપુત્ર માટે તમારો મત કીયા પ્રકારનો બંધાયો છે ?" તેમાંથી એક દાસીએ પ્રત્યુત્તર આપ્યો,—"બાઇ સાહેબ, આપને જે લાગ્યું હોય તે ખરૂં, પરંતુ જો અમારૂં મત પુછતાં હો તો અમે સત્ય કહીએ છીએ કે આપના પિતા આપનું લગ્ન જો એની સાથે કરી આપે તો વધારે રૂડું. આપણા રાજ્યના કોઇ પણ ભાગમાં તેની બરોબરી કરી શકે તેવો એક પણ પુરુષ હોય એમ અમને ભાસતું નથી. અને આસપાસના રાજ્યોમાં

પણ આપને અનુરૂપ એકાદો રાજપુત્ર હોય એવું કદી કાને પણ સાંભળ્યું નથી.” તે દાસીનું એવું બોલવું રાજકન્યાને ઘણું ગમ્યું. પરંતુ તેની પાસે પોતાનો મનોદય જણાવવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી; માટેજ તેણે તે બાબે એકપણ શબ્દ નહીં બોલતાં કૃત્રિમ ગુસ્સે થયા જેવું મિષ કરી કહ્યું,–“બહુ થયું! બસ. લાંબી લવરી નકરો બેહેનો, તમારી બડબડ બંધ કરો! બોલવાનું શું તે કંઇ વિચાર કરીને બોલવું કે મરજીમાં આવે તેવો લવારોજ કર્યા કરવો? જાઓ– ઉંઘી જાઓ હવે! મને પણ ઉંઘ આવે છે!” આમ તેણીએ લોંડીઓને ધમકાવી કાઢી ને પોતે વિચારમાં ગુંચવાઇ ગઇ.

બીજે દહાડે પ્રભાતમાં ઉઠયા પછી રાજકન્યાએ પ્રથમ સ્નાન કરી પોતાનો અંબોડો વાળ્યો. પછી તેણે અત્યંત સુંદર અને અમુલ્ય પોષાક પહેરી અણુમોલ ને સુશોભિત દાગીના લટકાવ્યા. તેણે કેટલીક વખત પોતાનું મુખકમળ આરસામાં નિહાળ્યું અને પોતાની દાસીઓને ‘મારામાં હવે કશી કમી રહી નથીને?’ એમ પુનઃ પુનઃ પુછયું. સારાંશ તે દહાડે તેણે શૃંગાર સજવામાં એટલો તો શ્રમ લીધો કે તેવો તેણે તે પૂર્વે કદીજ લીધો નહોતો. તેમજ તેણે ‘વેણી બરોબર નથી, નથની ઠીક કરો!’ એમ ઉપરાઉપર ખોડખાંપણ કાઢી બાપડી દાસીઓની પણ હુંસ કહાડી નાંખી! તે જાતેજ અતિશય સુંદર હતી અને તેમાં વસ્ત્રાલંકારનું તેજ! પછી સ્વરૂપને માટે પુછવું શું? તેની પાસે અપ્સરા પણ લજ્જા પામે એવી તે મનોહર દીસવા લાગી તે મનમાં બોલી,–“મેં પોષાક વગેરે પહેર્યો નહોતો ત્યારે પણ રાજપુત્રનું ચિતડું મારાપર ચોટેલું મને માલમ પડયું હતું તો હવે તો મેં પૂર્ણ શૃંગાર સજેલો છે તેથી તે મારામાં કેવળ ગુંમ થઇ જશે તેમાં કશો સંશય નથી.” પછી તે જાગૃત થયો છે કે નહીં તેની શોધ કરવા માટે તેણીએ દાસીને મોકલાવી. એટલુંજ નહીં પરંતુ, “હું પોતેજ તમોને મળવા આવું છું અને તેમ કરવાનું કંઇ મહત્વનું કારણ છે” એમ દાસી સાથે કહેવડાવી મોકલાવ્યું.

રાજપુત્રને રાત્રીએ સ્વસ્થ નિદ્રા આવવાને લીધે આગલા દિવસનો થાક ઉતરી જઈ તે હોશીયાર થઈ રહ્યો હતો અને પૂર્વે કહ્યા પ્રમાણે જયારે દાસી તેની પાસે ગઇ ત્યારે તે પોષાક પેહેરી તૈયાર થઇ રહ્યો હતો. દાસીએ તેને મુજરો કરતાંવાર પ્રથમ તેજ બોલી ઉઠયો,–“તમારી બાઈ સાહેબની મુલાકાતે આવું તો કંઇ હરકત નથીને?” તેણે ઉત્તર આપ્યો,–

"તેઓજ તમારી મુલાકાતે આવવાને તૈયાર થઇ રહ્યાં છે. આપ નિદ્રા લઇ ઉઠયા કે નહીં તેની તપાસ કરવા માટે તેઓએ મને અત્રે મોકલાવેલી છે." રાજપુત્ર મુલાકાત લેવાને તૈયાર છે એવું દાસી તરફથી સાંભળતાંવાર રાજકન્યા તેની મુલાકાતે ચાલી નિકળી. રાજપુત્ર પાસે જઇ પહોંચ્યા બાદ શરૂઆતના સંભાષણમાં પરસ્પર કુશળ પ્રશ્નો નિકળ્યાં. રાજપુત્રે રાત્રિયે મેં તમારો નિદ્રાભંગ કર્યો તેને માટે મને ક્ષમા કરવી તથા હું તેને માટે તમારો ઘણો આભારી છું, ઇત્યાદિ વિનય વચનો કહ્યાં, અને રાજકન્યાએ તમારી તબીયત કેમ છે, તમોને યથાસ્થિત નિદ્રા આવી હતી કે કેમ ઇત્યાદિ પ્રશ્નો પુછ્યાં. આ પ્રમાણે પરસ્પર બંને આદરોપચાર ભાષણો બોલી રહ્યા બાદ રાજકન્યા એક પલંગપર બેઠી અને તેજ પલંગપર, વિનય મર્યાદાને માટે જરા રાજપુત્ર પણ બેઠો.

ક્ષણભર થોભ્યા પછી રાજકન્યાએ બોલવાની શરૂઆત કરી. તે બોલી,– "મેં તમોને મારા મેહેલમાંજ બોલાવ્યા હતે, પરંતુ મારા ખોજાઓના મુખ્ય મશરૂરને ત્યાં આવવાની પરવાનગી હોવાથી તે જો આવે તો આપણા સંભાષણમાં ભંગ પડે એટલા માટે મેંજ અત્રે આવવાનો વિચાર રાખ્યો. અત્રે પરવાનગી શિવાય આવવાની તેને મનાઇ છે. હવે જે અદ્ભુત પ્રકારે તમારા દર્શનનો મને લાભ થયો તે હકીકત સાંભળવાને મને અતિશય ઉત્કંઠા પ્રાપ્ત થઇ છે, માટે કૃપા કરી મને તે વૃત્તાંત ઇત્થંભૂત કહી સંભળાવવા તસ્દી લેશો એવી આશા છે."

રાજપુત્ર ફિરોજશાહે રાજકન્યાની ઇચ્છા તૃપ્ત કરવા માટે પોતાની ઇત્થંભૂત હકીકત તેને નિવેદન કરી. તેણે પ્રથમ નવરોજના તહેવારની હકીકત કહી સંભળાવી–તે માયિક અશ્વપર પોતે બેસી આ રજવાડાની અગાશીપર પોતે આવ્યો અને વચ્ચે શા શા બનાવ બન્યા તે તમામ કહી સંભળાવી પોતે બોલ્યો,–"રાજકન્યા, હવે પછીની હકીકત તને કહી સંભળાવવાનું કશું પ્રયોજન રહ્યું નથી. કારણ તે તમામ તારા જાણવામાંજ છે. તેં મારા દુઃખમાં દિલાસારૂપ આશ્રય–સહાય આપી તે તારો આજે મારાપર મહદુપકાર થયો છે. તેના બદલામાં મજની કૃતજ્ઞતા બતાવી હું તારી કયા પ્રકારે સેવા બજાવું તે મને ફરમાવવા દેશના રીવાજ પ્રમાણે જો કહે તો હું પ્રથમથીજ તારો બંદો કહેવાઉં–અને એટલા માટે હું મારો દેહ તને અર્પણ કરવાનું કહું તો તેનાપર મારો કશો હક રહ્યો નથી. તે હિસાબે હવે માત્ર મારી પાસે મારૂં અંતઃકરણ રહ્યું છે–પરંતુ

નહીં–તેનો પણ હવે હું કયાં મુખત્યાર રહ્યો છું? તારા નેત્ર કટાક્ષથી તેં તે મારી પાસેથી કયારનુંએ હરણ કરી લીધું છે! અને હવે તારી પાસેથી તે પાછું લેવાની મારી ઈચ્છા નથી અને તેથી તે સર્વસ્વ હું તનેજ અર્પણ કરૂં છું–સારાંશ આ મારા દેહની, મારા અંતઃકરણની અને મારા વિચારોની સર્વ પ્રકારે તું મુખત્યાર માલેક થઇ બેઠી છે.”

રાજપુત્ર ફિરોજશાહ આ છેવટનો શબ્દ બોલ્યો તે વખતે તેની મુદ્રા અને આવેશ નિહાળી રાજકન્યાની ખાત્રી થઈ કે આપણે તેનું મન વશ કરવાનો જે પ્રયત્ન કર્યો છે તે કેવળ પાર પડયો છે. રાજપુત્રે આવી રીતે એકાએક પોતાનો મનોદય ખુલ્લી રીતે પ્રગટ કરી દીધો તેથી તેને ગુસ્સો તો આવ્યોજ નહિ, પરંતુ તેના મુખના એવા શબ્દો સાંભળી તેની મુખપ્રભા ઉલટી વધારે પ્રફુલિતપણે ચમકવા લાગી. અને તેથી તેના સ્વરૂપમાં એવી કંઇ વિલક્ષણ શોભાની વૃદ્ધિ થઇ કે જાણે તે તેના હૃદય સરોવરમાં તરવા લાગી હોયની શું તેમ દિસવા લાગી!

રાજપુત્રનું બોલવું પુરૂં થયા બાદ રાજકન્યા બોલવા માંડી. તેણે કહ્યું,–“યુવરાજ, પૂર્ણ ઐશ્વર્યયુક્ત ઇરાનના પાટવી, શોભાના સાગર ને સૌંદર્યના શિરોમણી, તમે તે અશ્વની જે અતિ ચમત્કારીક વાત કહી તે સાંભળી મને અત્યાનંદ પ્રાપ્ત થયો છે. પરંતુ વાસ્તવિક કહીએ તો તે ઘોડાથી આપને જે સંકટ ભોગવવું પડયું તેનો વિચાર કરતાં મારાં રોમાંચ ખડાં થાય છે! આપ ઇશ્વર કૃપાથી અહીંયાં સુખરૂપ આવ્યા એ જો કે હું પ્રત્યક્ષ નિહાળું છું તથાપિ એ અશ્વ અગાશીપર આવ્યો ત્યાં સુધીનું વૃત્તાંત આવ્યું તે પર્યંત મારો જીવ ઉડી ગયો હતો. આપ અગાશીપર ઉતર્યા ત્યારેજ મને શાંતિ થઇ–મારો જીવ નિચે બેઠો. કેટલે ઉંચે આકાશમાં તે અશ્વ આપને લઇ ગયો હતો તેની હકીકત જાણતાંજ કંપારો છૂટે છે. હવે તે સુરક્ષિત સ્થળે તમોને લઇ ઉતર્યો તે વાત નિરાળી છે, પરંતુ કદાચિત્ તેમ નહીં થતાં અવઘડવાળે સ્થળે એકાદી ખીણમાં, ડુંગરના શિખરપર કીંવા નદી કે સમુદ્રમાં ઉતર્યો હતે તો કેટલો અનર્થ થતે? પણ સુદૈવે કરી આપ આ સ્થળે આવ્યા તે વધારે સારૂં થયું. કારણ હું ખરૂં કહું છું કે અહીં શિવાય બિજે કોઇ સ્થળે અહીંના કરતાં વધારે આદરપૂર્વક આપની આગતાસ્વાગતા થઇ ન હોત. પણ યુવરાજ, ‘હું તમારો બંદો છુ” એવું જે આપ પ્રથમ મારી પાસે બોલ્યા તે માત્ર કુલીનપણાનું અને સભ્યતા ખાતરનું આપનું

બોલવું સમજવું જોઇએ કીંવા તેમ બોલવાનો તમારો હેતુ વાસ્તવિકરીતે કંઇ બીજોજ મારા લક્ષમાં આવવો જોઇએ? કારણ તેવોજ હેતુ હોય તો તે આપનું બોલવું મને રૂચ્યું નથી એમ મને બોલ્યા વિના છુટકો નથી. કાલરાત્રિના આપની સાથે મેં સંભાષણ કર્યું અને જે પ્રકારે આપનું સ્વાગત કર્યું તે ઉપરથી આપની ખાત્રીજ થઇ હશે કે ઇરાનના રાજમાં આપને જેટલી સ્વતંત્રતા છે તેટલીજ અહીં ભોગવવાને શક્તિવાન્ થયા છો કે કંઇ કમી જાસ્તી છે તે યથાર્થ કહો!

વળી તમારા અંતઃકરણ માટે બોલું તો તે તમે કોઇને પણ અર્પણ કર્યા વિના રહ્યા હશો તેમ મને લાગતું નથી. આપને અનુરૂપ અને પ્રીતિને પાત્ર એવી એકાદી રાજકન્યા સાથે ખચીત આપનો હસ્ત-મેલાપ થઇ ચુકયો હશે. અને એટલા માટે આપ મારે માટે તેણી પ્રત્યે બેઇમાન બનો એ કોઈ પ્રકારે મને યોગ્ય લાગતું નથી.”

રાજકન્યાના બોલવાપરથી અદ્યાપિ પોતે કોઇ પણ સ્ત્રીનો પાણીગ્રહણ કર્યો નથી એમ બોલવાના વિચારમાં ફીરોજશાહ હતો, પરંતુ તે બોલવા જાય છે એટલામાં ભોજનની તૈયારી માટે વરદી આપવા એક દાસી આવી પ-હોંચી એટલે તેઓના સંભાષણમાં અટકાવ થયો; ને બંનેના ઉભરા બહાર નિકળવા પામ્યા નહિ. તથાપિ રાજપુત્રના બોલવામાં કપટનો લવલેશ નથી એવી લાગલીજ રાજકન્યાની ખાત્રી થઇ ચુકી; તેમજ તેણીએ જો કે પોતાનો હેતુ સ્પષ્ટ જણાવ્યો નહોતો તોપણ તેણી રાજપુત્રના સંભાષણમાં પૂર્ણ તલ્લીન થઇ રહી હતી તે પરથી તથા તેણીએ જે પ્રત્યુત્તર વાળ્યો તેના મર્મપરથી પોતાનો હેતુ પાર પડવાની આશા રાજપુત્રના મનમાં મજબુત થતી ગઇ.

જે દાસી ભોજનની તૈયારીની વરદી આપવા આવી હતી તેણીએ મેહે-લનું બારણું ઉઘાડું મુકવાને લીધે રાજકન્યા લાગલીજ ઉઠીઅને તે જોઈ રાજપુત્ર પણ ઉઠયો. રાજકન્યા ઉઠતાં ઉઠતાં બોલી,-“આટલી જલદીથી જમવાની મને ટેવ નથી, પરંતુ રાત્રીએ તમોને ભોજન બરાબર ભાવ્યું નહિ હશે તેથીજ આજે મેં હમેશ કરતાં રસોઈ જલદીથી કરાવી છે.” પછી તેણી તેને એક મોટા ભવ્ય અને સુશોભિત દિવાનખાનામાં તેડી ગઇ. તે સ્થળે ભોજનનો અત્યુત્તમ ઠાઠ ઝામી રહ્યો હતો. તે બંને પોતપોતાની જગ્યા પર બેસી ભોજન આરોગવાની શરૂઆત થતાંવાર રાજકન્યાની કેટલીક ગાનારી દાસીઓ અત્યુત્તમ પોષાક સજી હાથમાં વીણા લઇ ગાવા માટે હાજર થઇ.

તેઓએ ભોજન થતાં સુધી તાલસુરમાં અનેક પ્રકારે ગાઇ વજાડી આ-નંદાલ્હાદ આપ્યો. તે સ્ત્રીઓનું ગાયન ઘણુંજ મધુર અને ધીરૂં પણ મનોહર હોવાથી રાજપુત્ર તથા રાજકન્યાના સંભાષણમાં કશી અડચણ થઇ નહિ. ભોજન ચાલતી વખતે સંપ્રદાયના રીવાજ પ્રમાણે પરસ્પર જે આદર સત્કાર કરવાનો, તેમાં ઉત્તરોત્તર ચઢ ઉત્તર થવાથી બંનેનો પ્રેમ જે માત્ર ફુટેલા ફણગા માફક હતો તેને ડાળી પાંદડાં ફુટી તુરત તે નવપલ્લવ વૃક્ષના આકારમાં છવાઈ રહ્યો. અર્થાત્ તેઓનું પ્રેમબીજ વૃક્ષસ્વરૂપે શોભી નિકળ્યું.

ભોજન થઇ રહ્યા બાદ રાજકન્યા બીજા એક મેહેલમાં રાજપુત્રને લઇ ગઈ. ત્યાં મહાલયનું નક્ષીકામ ઘણુંજ મનોહર હતું. આસ્માની અને સોનેરી રંગ ભીંતોપર ઉત્તમ પ્રકારે લગાડેલો હતો; તે શિવાય ત્યાં હાંડી, ઝુમ્મર, આરસા અને નાના પ્રકારની સુંદર તસવીરો ટાંગેલી હોવાથી અપૂર્વ શોભાથી દીવાનખાનું કેવળ દેદીપ્યમાન થઇ રહ્યું હતું. ત્યાં રાજપુત્ર તથા રાજકન્યા એક પલંગપર બીરાજ્યાં. તે મેહેલની નજદીકમાંજ એક બાગ હતો અને તે ત્યાંથી પૂર્ણ દૃષ્ટિગોચર થતો હતો. તેમાં નાના પ્રકારનાં ફળ વૃક્ષ અને પુષ્પ વૃક્ષ શોભી રહ્યાં હતાં. તે ઇરાન દેશના વૃક્ષો કરતાં નિરાળી જાતનાં અને અતિ સુશોભિત હતાં. આ બાગની અતિ મનોહર શોભા નિહાળી રાજપુત્રને અત્યાનંદ પ્રાપ્ત થયો. તેણે રાજકન્યાને કહ્યું,–"મને આજ સુધી એમ લા-ગતું હતું કે રાજાઓના વૈભવને શોભાવનાર સુંદર અને ભવ્ય ઇમારત અને બાગબગીચાઓ ઇરાન દેશના જેવા બીજે કોઈ સ્થલે નહિ હશે. પરંતુ મને હમણાં ખાત્રી થઇ કે બીજા રાજાઓના રાજ્યમાં પણ ઇરા-નના વૈભવ જેવો દમામ પણ છે. હવે જો કે ત્યાંની અને અહીંની ઇમા-રતોની બાંધણી વગેરેમાં મોટો ફેર છે તથાપિ શોભા અને ભવ્યપણું સ-રખીજ રીતે મળતું આવે છે."

તેના પ્રત્યુત્તરમાં રાજકન્યા બોલી,–"યુવરાજ, ઈરાન દેશની ઈમારતો અને ઘરો કેવી બાંધણીનાં હોય છે તેની કલ્પનાથી પણ હું બીન વાકેફગાર છું. તેથી તમો જે ત્યાંની અને અહીંની તુલના કરી તેમાં હું મારૂં કશું અનુમોદન આપી શકતી નથી. અને એ તમારૂં બોલવું ગમે તેટલું નિષ્પ્રાંજલ હોય તોપણ તે પ્રમાણે વાસ્તવિક હોય તેમ મને ભાસતું નથી. પરંતુ મને મો-ટાઇ આપવાને ખાતરજ આપ એવું બોલ્યા એમ મને ભાસે છે! અને તે ઉપરથી હું મારા મેહેલને નઠારો કહેવા માંગતી નથી. તમે તેની જે

સ્તુતી કરી તે તેની પરિક્ષા લઇનેજ કરી હશે અને તે તેને પાત્ર પણ હશેજ; પરંતુ હું ખાત્રીથી કહું છું કે મારા બાપના મેહેલની પાસે મારો મેહેલ કશી બિસાદમાં નથી. તેની અપૂર્વ શોભા, દીવ્યપણું અને ત્યાંની સંપત્તિ તથા ઠાઠમાઠ તેની કોઇ પ્રકારે કોઇથી પણ કલ્પના થઇ શકે તેમ છેજ નહિ; અને એ તમારા જોવામાં આવે તો તે વિષે તમારી તુરત ખાત્રી થયા વિના રહે તેમ પણ નથી. દૈવયોગે તમે મારા પિતાની રાજધાની નજીક આવ્યા છો માટે એકવાર ત્યાં જઇ તે મેહેલ નિહાળવો એવી મારી ઇચ્છા છે; કારણ કે તેમાં બીજું એમ પણ થશે કે તમારા સરખા કુલીન અને સદ્ગુણ સંપન્ન રાજપુત્રનો માન મરતબો તેનાથી જાળવી શકાશે તેટલો જાળવવાને કીંવા આદરસત્કાર કરવાને તે તિલમાત્ર વિસરશે નહિ."

રાજકન્યાને લાગ્યું કે રાજપુત્ર મારા પિતાનો મેહેલ જોવા જશે તો અતિશય લાભ થયા વિના રહેશે નહિ, કારણ આવો કુલીન અને ગુણસંપન્ન તરુણ પુરુષ નિહાળી તેના મનમાં તેનીજ સાથે મારાં લગ્ન કરવાનો વિચાર આવશે અને મારાપર રાજપુત્ર મોહીત થયેલો હોવાથી મારા પિતાની માંગણીનો તુરત સ્વીકાર કરશે; અને તેમાં વળી કુલીન તથા રાજપુત્રની સાથે મારો શરીર સંબંધ થવાથી પિતાનું પણ મન ધાર્યું થયું ગણાશે. સારાંશ, આવા યોગથી ઇચ્છા પ્રમાણે કાર્ય સિદ્ધ થશે ઇત્યાદિ વિચારોથી રાજકન્યા મગ્ન થવા લાગી. પરંતુ રાજપુત્ર તરફથી જેવા જવાબની તેણી આશા રાખતી હતી તેવો જવાબ મળ્યો નહિ.

રાજપુત્ર બોલ્યો,—"પ્રતાપી દિવ્ય દેવી, તું તારા બાપના મેહેલને માટે જે બોલી તે ઉપરથી તે ઘણોજ ઉત્તમ અને જોવા લાયક હશે એ નિસંશય છે, અને તે એકવાર નિહાળવાની મારી ઇચ્છા છે. તેમજ તારા પિતાનો મેળાપ થવાથી મને અત્યાનંદ પ્રાપ્ત થશે એટલુંજ નહિ પણ તેના તરફથી મને અપૂર્વ સન્માન મળવાનો સંભવ છે, તથાપિ તુંજ વિચાર કર કે એવા કુલીન અને બલાઢ્ય મહારાજાની મુલાકાત લેવાને એકાદા મુસાફરના વેશમાં જવું શોભશે કેમ? મને યોગ્ય, તેવો સરંજામ નહિ જોઇએ શું?"

રાજકન્યાએ ઉત્તર આપ્યો,—"તેની ચિંતા તમારે મુદ્દલ કરવી નહીં. તમારા મુખમાંથી શબ્દો નિકળવાનીજ માત્ર ખોટી છે. તમે જે કહેશો તે તાત્કાળ તમારા સન્મુખ આવી હાજર થશે. જોઇએ તેટલું દ્રવ્ય હુ તમોને આપવાને સમર્થ છું. તમારા દેશના પુષ્કળ વ્યાપારીઓ અહીંયાં

છે, અને તે તમારા દરજ્જાને યોગ્ય તથા છાજે તેવો સામાન જોત જોતામાં લાવી આપશે."

રાજપુત્ર ફિરોજશાહ રાજકન્યાના મનનો હેતુ સમજી ગયો. તેણીનો પ્રેમ પોતાપર પૂર્ણ બેઠેલો છે એવું તેણે બોલી બતાવવાથી તેના મનમાં જે અપૂર્વવૃત્તિ ઉત્પન્ન થઈ હતી તેમાં એકાએક વૃદ્ધિ થઇ, એટલુંજ નહિ પરંતુ તેને તે સમાવી શકયો નહિ. તોપણ એ અપૂર્વવૃત્તિથી તે પોતાનું કર્તવ્ય કર્મ તથા યોગ્યતા વિસરી ગયો નહીં. તેણે જરા પણ ઘોંટાળામાં નહીં પડતાં લાગલોજ જવાબ વાળ્યો,–"રાજકન્યા, તું મારી યોગ્યતા મુજબ મને દ્રવ્ય વગેરે આપવાનું કહે છે તેને માટે હું તારો કેટલો આભારી છું તે બોલી બતાવવાને ખચીતજ મારી પાસે પુરતા શબ્દો નથી. પણ તારા પિતાની રાજધાનીમાં જવાનું કબુલ કરવામાં મને મોટી અડચણ છે. મારા વિયોગથી મારો પિતા દુઃખ સમુદ્રમાં કેવળ ડુબી મુઓ હશે, માટે બને તેટલી ઉતાવળથી મારે ઇરાનમાં જઇ પહોંચવું જોઇએ. મારી શી હાલત છે અને શી નહિ તેની ચિંતામાંજ મારો પિતા બળીને ભસ્મ થવા લાગ્યો હશે. અને એટલા માટે ત્વરાથી જઇ તેની ચિંતા દૂર કરવી એ મારૂ કર્તવ્ય છે, તેમ જો હું ન કરૂં તો તેણે આજ સુધી મને પાળીપોષી મોટો કર્યો તથા આજ સુધી મારાપર અપૂર્વ પ્રેમયુકત મમતા બતાવી તેનો અપાત્ર ઠરી પુત્ર ધર્મથી વિમૂખ થયાનો મારાપર આરોપ આવશે. મારા પિતાનું હૃદય કેટલું કોમળ છે તેનાથી હું અજાણ નથી. હું અહીં તારા સરખી પરમ્ કુલીન રાજકન્યાના સમાગમમાં સુખેથી વખત નિર્ગમન કરૂંછું, પણ ત્યાં મારે માટે નિરાશ થઇ અતિ દુઃખમાં ડુબી મરતા પિતાને માટે શું કશી લાગણી નહિ રાખવી ? અને જો હું જલદીથી પિતાને મળી તેના મનનું સાંત્વન ન કરૂં તો પછી મારા સરખો અધમ પુરુષ આ પૃથ્વીપર કોઇજ નહીં એવું તારે કબુલ કર્યા વિના શું છુટકો છે ? હવે જો કે તારો પાણીગૃહણ કરવાને હું યોગ્ય છું એવું જો તને લાગતું હોય તો પુનઃ અત્રે આવવાને મને મારા પિતા તરફથી કશી અડચણ થવાની નથી. કારણ મારા પિતાએ મને કબુલાત આપી છે કે જે સ્ત્રીનો તારાપર પ્રેમ ચોંટે અને જેને તું પસંદ કરે તેની સાથે લગ્ન કરી આપવા હું તને અનુમોદન આપીશ. તેં મને અથાક સંકટમાં અને નિરાશ્રિત હાલતમાં સહાય કરી છે, ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય કર્યું છે એ તારા ઔદાર્યનું વૃત્તાંત સાંભળી તારી સાથે લગ્ન કરી આપવાને

મારો પિતા કદી પણ ઉત્સૂક થયાવિના રહેશે નહિ; અને તેમ થયા પછી એક મુસાફરના આકારમાં નહિ પરંતુ મહા ઠાઠમાઠથી મારા દરજ્જાને યોગ્ય અહીં આવી તારા પિતાના રાજની શોભામાં વૃદ્ધિ કરીશ."

રાજપુત્રના એવા બોલવાનો રાજકન્યા કશો ઉત્તર આપી શકી નહિ. તેના લક્ષમાં આવ્યું કે રાજપુત્રનું બોલવું સત્ય છે; અને તેને હવે નહિ જવાનો આગ્રહ કરવો એ ગેરવાજબી છે. તથાપિ તેણીને એવો ભય ઉપજ્યો કે આટલા થોડા સહવાસમાંજ જો રાજપુત્ર અહીંથી ચાલતો થશે તો મને કદાચ જલદીથી વિસરી જશે. માટે વધારે દિવસ રોકી રાખવા માટે તેણીએ નિચે પ્રમાણે યુક્તિ લડાવી.

તેણે રાજપુત્રને કહ્યુ,-"તમે મારા પિતાની મુલાકાત લ્યો એમ કહેવામાં તમારા પિતા તરફ જલદી જવાની તમારી ઉત્કંઠાને ભંગ કરવાનો મારો બિલકુલ હેતુ નહોતો. વાસ્તવિક કહું તો તમારા પિતાના વિયોગની વાત મારા લક્ષમાં પણ આવી નહોતી. ખરેખર જો આવા કાર્યમાં હુ તમોને અડચણ કરૂં તો મહાપાપની અધિકારિણી થયા વિના રહુંજ નહીં, તથાપિ આટલા થોડા દહાડામાંજ તમે જવાનો વિચાર રાખો છો તે મને ઠીક લાગતું નથી. ગમે તેમ કરીને વળી બીજા થોડા દહાડા તમે અત્રે રહો એવી મારી ઇચ્છા છે. તમે એકાદા અરણ્યમાં કે પર્વતના શિખરપર નહિ ઉતરતાં સુદૈવથી અત્રે આવી પહોંચ્યા તો અત્રે ચાર દહાડા વધારે રહી આ દેશની રીતભાતની માહિતી મેળવી જવી તેમાં પુષ્કળ લાભ સમાયલો છે અને તેમ કરશો તો ઇરાનમાં તમે આ દેશનું વર્ણન ઉત્તમ રીતે કહી સંભળાવશો."

રાજકન્યાને લાગ્યું કે આમ કહેવાથી રાજપુત્ર અત્રે થોડા દહાડા વધારે રહેશે અને તેમ થવાથી મારા પ્રત્યેનો તેનો પ્રેમ વૃદ્ધિંગત થઇ સ્વદેશમાં જવાની તેની લલુતા શિથિલ પડી જશે. તે તેણીનો હેતુ પાર પડયો. રાજપુત્રને તેણીનું બોલવું માન્ય રાખવું પડયું. કારણ તેણીનો તેના પર મોટો આભાર ચડેલો હોવાથી તેણીના બોલવાનો અનાદર કરવો તેને ઉચિત લાગ્યો નહિ. અને તે પ્રમાણે હાલ તુરત જવાનો વિચાર રાજપુત્રે માંડી વાળ્યો. રાજપુત્રનું મનરંજન કરવા તથા પોતાના હૃદયરાજમાં સદાને, તેને નિવાસિક બનાવવાનાં પ્રયત્નો રાજકન્યા કરવા લાગી તો પછી પુછવું શું ? ગાવું બજાવવું, મિજબાની કરવી, મિષ્ટાન્નો ઉડાવવાં, સુંદર રમણીય બાગમાં ફરવું હરવું, શિકાર કરવો, મૃગયા રમવા આદિ ધામધુમ એક

સરખી તે મેહેલમાં ચાલી રહી. રાજકન્યાના મેહેલની પડોસમાંજ એક શિકાર-ખાનું હતું અને તેમાં અનેક પ્રકારનાં શિકારી જનાવરો હતાં. એ જનાવરો ઘણાં ક્રૂર નહિ હોવાથી રાજકન્યા પણ સેહેલથી શિકાર કરી શકતી હતી. બંને જણાઓ સાથે શિકાર કરવા જતાં અને પાછાં આવતી વખતે વૃક્ષોની શિતળ ઘટ છાયામાં વિશ્રાંતિ લેતાં હતાં. કારણ ત્યાં રાજકન્યાની આજ્ઞાથી ગાદી તકીયા ગાલિચા વગેરેની બેઠક કરી રાખેલી હતી. બેઠકપર જ્યારે તેઓ બેસતાં હતાં ત્યારે પરસ્પર અનેક પ્રકારે વાતચિતો ચાલતી હતી. ઇરાન દેશનો વૈભવ, બલ, સંપત્તિ, રાજ્યરીતિ ઇત્યાદિ વિષયોપર રાજકન્યા બોલવા લાગતી હતી. તેમ કરવાનો તેણીનો ઉદ્દેશ એટલોજ હતો કે રાજ-પુત્રના બોલવાથી પોતાને બંગાલની મહત્તા વર્ણવવાનો પ્રસંગ મળે. અને તેથી કદાચ બંગાળ નિહાળવાને હમણાં નહિ તો ઇરાન ગયા બાદ રાજપુત્રને ઈચ્છા પ્રાપ્ત થાય. પરંતુ તે તેણીનો ઉદ્દેશ પાર નહિ પડતાં ઉલટુંજ પરિણામ બની આવ્યું.

રાજપુત્રે ઇરાનના રાજ્યની શકિત, વૈભવ, સંપત્તિ, સામર્થ્ય, ફોજ વગેરેનું, તેમજ સમુદ્ર તથા ખુશકી માર્ગે ચાલનાર વ્યાપાર રોજગારનું વિસ્તાર પૂર્વક વર્ણન કરી સંભળાવ્યું. તેમજ તે દેશમાં રાજધાનીનીબરોબરી કરનારાં બીજાં ભરપુર વસ્તીવાળાં શેહેરો હતાં તેનું પણ તેણે અત્યુત્તમ વર્ણન કર્યું. તે બોલ્યો,–"આ પ્રત્યેક શેહેરોમાં બાદશાહને માટે મેહેલો બંધાવેલા હોવાથી ત્યાં જ્યારે જવું પડે ત્યારે પોતાની રાજધાનીના જેટલોજ વૈભવ ભોગવવાનું સહેજ બની આવે છે; અને તે દેશ ઘણોજ વિસ્તીર્ણ હોવાથી સર્વ ઠેકાણે હવા પાણી એક સરખાંજ હોતાં નથી અને તેથી સદા વસંત-ઋતુનોજ ઉપભોગ કરવાનું બાદશાહના મનમાં આવે તો તેમ કરવામાં કશી હરકત આવે તેમ નથી!" એવા પ્રકારે જે જે વર્ણન રાજપુત્ર કરતો ગયો તે તે વર્ણનની પાસે આપણો આ બંગાલ દેશ તો કશી બિસાદમાં નથી એવી રાજકન્યાની પક્કી ખાત્રી થતી ગઇ. અને તેથી રાજપુત્રનું બોલવું પુરૂં થયા બાદ જ્યારે બંગાલ દેશની હકીકત કહી સં-ભળાવવાનો વખત આવ્યો ત્યારે તેણીને આપોઆપજ અભાવ ઉપજ્યા વિના રહ્યો નહિ! તથાપિ રાજપુત્રના અત્યાગ્રહથી બંગાલની હકીકત કહ્યા વિના છુટકોજ નહોતો; તથાપિ ઇરાન અને બંગાલનો મુકાબલો કરવા જોગ તથા જે જે બાબતમાં બંગાલ ઇરાનથી ઉતરતું હતું તેવી સર્વ બાબતો મુકી દીધી. તેમાં તેણીએ એવું દર્શાવ્યું કે ઇરાન દેશ વિષે મારા મનમાં જે રૂચિ ઉ-

ત્પન્ન થઇ છે તેને માટે જો રાજપુત્ર મને ઇરાનમાં લઇ જાય તો હું આ
વવાને ખુશી છું. રાજપુત્ર તુરત તેના મનનો ભાવ સમજી ગયો અને આપણે
કહીશું કે તુરત આપણી સાથે તે ચાલી નિકળશે તેવી તેની ખાત્રી થઇ
પરંતુ તે મનમાં બોલ્યો,-"મારે એટલામાંજ ઇરાન દેશમાં જવાની વાત
કહાડવી તે ઠીક નહિ; કારણ આટલામાં કદાચ તે મારા બોલવાનો સ્વિકાર
કરશે નહીં. હું તેના કહેવા પ્રમાણે હજી થોડા દહાડા અત્રે રહીશ અને
તેથી તેણીને વધારે દહાડા રહેવા માટે આગ્રહ કરવાની કશી જરૂર રહેશે
નહિ. તેમ કરવાથી મારા કર્ત્તવ્ય કર્મમાં પાછળથી હરકત આવવાનો
સંભવ નથી અને જો તેણી કંઇ હરકત લાવશે તો તેનો દોષ તેનાપરજ
આવશે."

એ પ્રમાણે બરોબર બે મહિના રાજપુત્ર બંગાળની રાજકન્યાના
સમાગમમાં રહ્યો. તેણીએ તેનું મનહરણ કરવાને નાના પ્રકારના ઉપાયો
યોજવામાં મણા રાખી નહિ અને તેથી રાજપુત્રને પણ પોતા પ્રત્યેનો
તેણીનો પ્રેમ નિહાળી પરમ સંતોષ ઉપજ્યો. અર્થાત્ આ બંનેનું મન એટલું
તો મળી ગયું કે તેઓની જન્મની પવિત્ર ગાંઠ બાંધવાનો જાણે વિધાતાએજ
નિશ્ચય કર્યો હોયની શું તેમ લાગ્યું. એમ કહેવામાં કશું અતિશયોક્તિ જેવું
ગણાશે નહીં. બે માસ થયા કેડે રાજપુત્રે સ્વદેશમાં જવા માટે
પોતાનો મનોરથ રાજકન્યાને જણાવ્યો. તેણે તેણીને કહ્યું,-"રાજકન્યા,
હવે કૃપા કરીને અત્રે રહેવાનો મને વધારે આગ્રહ કરીશ નહીં. હવે પિતાને
મળવામાં વિલંબ કરવો યોગ્ય નથી. મેં તને પૂર્વે વચન આપ્યા પ્રમાણે
પિતાની આજ્ઞા લઇ તારી માગણી કરવા સારૂ હું જલદીજ પાછો ફરીશ."
રાજકન્યાને પોતાના બોલવાની ખાત્રી થવા સારૂ વળી તે આગળ વધીને
બોલ્યો,-"પોતાના પ્રીતિરૂપ વિષયથી દૂર ગયા પછી કેટલાક તે વિષય-તે
વાત-તે મમતા-તે પ્રેમ-તે મુર્તિ આદિને કેવળ વિસરી જાયછે, પરંતુ હે સિંહ-
કટિલંકી! તારે ખાત્રી રાખવી કે તેવા પ્રકારનો હું કૃતઘ્ની માણસ નથી.
તારાપર જે મારો પ્રેમ છે તે કેવળ અકૃત્રિમ સમજવો. વધારે શા માટે કહું?
જો તારી ઇચ્છા હોય તો હું તને અત્યારેજ મારી સાથે લઇ જવાને ખુશી
છું અને તેના કરતાં તો મારા પ્રેમ માટે તને વધારે ખાત્રીની જરૂર રહી
નથીને? હું સાચું કહું છું કે તારો વિયોગ મને કેવળ અસહ્ય-દુઃસહ
થઇ પડશે અને તેજ પ્રમાણે તારી સ્થિતિ થશે તેમાં કશો સંશય નથી."

એ છેવટના શબ્દો સાંભળી રાજકન્યાની મુદ્રા સેહેજ લજ્જાયમાન્

પણ આનંદયુકત દીસી, એટલુંજ નહીં પરંતુ તેનો શો જવાબ આપવો તેનો તે વિચાર કરવા લાગી. તે જોઈ રાજપુત્રે તેણીને કહ્યું,–"આપણા બંનેના લગ્ન માટે મારા પિતાનું અનુમોદન મળશે કે નહીં તે બાબતની તું મુલદ્દ ચિંતા કરતી નહીં. તે વાત તે મહા આનંદ સાથે માન્ય રાખશે તેમાં મને કશો સંશય રહ્યો નથી. માત્ર હવે તારા પિતા તરફની પરવાનગી રહી છે અને તેમના તરફથી પણ અડચણ થાય એવું કશું જણાતું નથી. કેમકે તે જે અર્થે તને પ્રાણાધિક સમજે છે તે અર્થે લગ્નની બાબતમાં અનુમોદન આપી તને સુખી કરવાને રાજી હોય તેમાં નવાઈ નથી. અને કદાચ જો તે તારી મરજીનો અનાદર કરશે તો પછી તે મારી પાસે તેનું જે વર્ણન કર્યુંછે તે વ્યર્થ જશે! અને પ્રિયે, તારા સુખનો અને હિતનો તે શત્રુ છે એમ પછી મારે માનવું પડશે!"

રાજપુત્રના બોલવાનો રાજકન્યાએ કસો જવાબ આપ્યો નહીં તથાપિ તેના મુખકમળપરથી તે તેની સાથે ઇરાનમાં આવવાને ઘણી ખુશી છે એમ સ્પષ્ટ જણાયું. તેણીને એક વાતની માત્ર પંચાત પડી. રાજપુત્ર કાષ્ટના ઘોડાને થોભાવવાના કામમાં હજુ નવો સવો હોવાથી કદાચિત્ તેનાપર પૂર્વે જે સંકટ ગુજર્યું હતું તે પ્રમાણે જો પુનઃ અવસર આવી અડે તો કરવું શું? આ ઉપજેલી ધાસ્તી તેણીએ રાજપુત્ર આગળ પ્રદર્શિત કરી. રાજપુત્રે તેણીને કહ્યું કે,–"તું તે વાતનો ભય બિલકુલ તજી દે. હવે હું ઘોડાને થોભાવવા કુશળ બન્યો છું. તું મારાપર વિશ્વાસ રાખી નચિંત રહે." રાજપુત્રનું એવા પ્રકારનું ભાષણ સાંભળી રાજકન્યાને હવે કશી ફીકર રહી નહીં. પછી તેણે કોઇને માલુમ પડે નહીં તેવી રીતે ગુપચુપ રાજપુત્રની સાથે જવાની તૈયારી કરી.

બીજે દહાડે જ્યારે મળસકામાં સઘળાં માણસો ઘોર નિદ્રામાં પડેલાં હતાં ત્યારે બંને જણ ઉઠયાં અને લાગલાજ અગાસીપર ગયાં. રાજકન્યા ઘોડાપર ચઢી શકે તેવી જગાએ ઘોડો ઉભો રાખીને તેનું મોઢું ઇરાન દેશની દીશાભણી કર્યું. અને પછી તેપર સ્વાર થયો. અને રાજકન્યાને પોતાની પાછળ બેસાડી. બંનો સાવચેતીથી સારી રીતે બેઠા બાદ રાજપુત્રે ઘોડાની ડોકમાંના પોકળ ભાગમાં જે સળી હતી તે ફેરવી કે ઘોડો આકાશમાં પૂર્વવત્ પવન વેગે ચાલવા માંડયો. તેની દોડ એવી તો વિલક્ષણ હતી કે સુમારે પાંચ છ ઘડીમાંજ તેઓ ઇરાન દેશમાં જઇ પહોંચ્યાં!

રાજપુત્ર દરબારગઢમાં ફીંવા તે પ્રથમ જે ચોકમાંથી ઘોડા પર બેઠો હતો તે ચોકમાં ઉતર્યો નહીં, પરંતુ શેહેરની નજીક એક બાગ આવેલો હતો તેના બંગલામાં ઉતર્યો. તે સ્થળે એક ઉતમ પ્રકારે શણગારેલા દીવાનખાનામાં તે રાજકન્યાને લઇ ગયો. ત્યાં તેડી જઇ તેણે તેણીને કહ્યું,-"હું હવે આપણા આવ્યાની ખબર મારા પિતાને આપું છું. અને તારી યોગ્યતા મુજબ પૂર્ણ સમારંભથી વાજતે ગાજતે તને દરબારગઢમાં લઇ જવાની તજવીજ કરી અત્રે થોડા વખતમાં પાછો આવું છું." એટલું બોલીને બંગલા ઉપરના મુખ્ય કામદારને રાજકન્યાની સુશ્રુષા રાખવાનો હુકમ આપી તે ત્યાંના એક ઘોડાપર સ્વાર થઇ દરબારગઢ તરફ ચાલી નિકળ્યો. શેહેરના લોકોએ તે સુરક્ષિતપણે પાછો આવ્યો જાણી આનંદ પ્રદર્શિત કરવા સારૂ જે જયઘોષ કીધો તેથી ચારે દીશા ગાજી ઉઠી. તે દરબારગઢમાં ગયો તે વેળા મુખ્ય વજીર અરજી વગેરેની સુનાવણી કરતો હતો. અને સર્વે અમીર ઉમરાવો પોત પોતાની જગા પર બેઠા હતા. આવે વખતે એકાએક રાજપુત્ર દૃષ્ટિયે પડતાં વાર તે જગોએ આનંદોત્સવ થઈ રહ્યો તે વર્ણાય તેવો નથી. બાદશાહે પુત્રને પ્રેમાલિંગન આપ્યું અને આનંદાશ્રુ ટપકાવ્યાં. પછી મુસાફરનો ઘોડો કયાં છે તે વગેરે સર્વ હકીકત પુછી.

બાદશાહે ઘોડાની હકીકત પુછવાથી બંગાળની રાજકન્યાનું વૃત્તાંત આપો આપ કહી સંભળાવવાનો રાજપુત્રને પ્રસંગ આવ્યો. તેણે તે માયિક ઘોડાપર બેઠા પછી પોતાપર કેવું સંકટ ગુજર્યું અને તેમાંથી પાર પડી બંગાલની રાજકન્યાના મેહેલમાં શી રીતે ગયો, તથા ત્યાં તેણીએ પોતાનો કેવા પ્રકારે આદર સત્કાર કર્યો ઇત્યાદી હકીકત અથથી તે ઇતિ સુધી કહી સંભાળાવી. છેલ્લે તેણે પિતાજીને લળી મુજરો કરી કહ્યું,-"મને અત્રે આવવાને વધારે દહાડા લાગ્યા તેનું કારણ એજ કે રાજકન્યાએ મને ત્યાં રહેવાને ઘણો આગ્રહ કર્યો. તેણીએ મને સંકટ સમયે સહાય આપી હતી તેથી હું તેના આગ્રહનો અનાદર કરી શકયો નહીં. છેલ્લે તેણીને પાણીગ્રહણ કરવાનું વચન આપી તેણીને અત્રે હું મારી સાથે લઈ આવ્યો છું અને તેણીને શેહેર બહાર બાગના બંગલામાં રાખી છે. માટે આપને મારી હવે એટલીજ વિનંતિ છે કે આપે અમારા લગ્ન માટે અનુમોદન આપવું." એમ બોલી તેણે પિતાજીને પુનઃ સાષ્ટાંગ નમસ્કાર કર્યાં. પાદશાહે તેને બેઠો કરી છાતી સરસો ચાંપ્યો અને પછી કહ્યું,-"બેટા, તારાં લગ્ન માટે મારૂં પૂર્ણ અનુમોદન છે એટલુંજ નહીં પરંતુ રાજકન્યાની પાસે હું પોતે

જઇ તેણીની ઔદાર્યતા તથા મોટાઈ માટે તેનો આભાર માનીશ. અને તેણીને સન્માનપૂર્વક અહીંયાં લઇ આવી આજને આજ બંનેનાં લગ્નનો સમારંભ કરવાની ગોઠવણ કરીશ."

રાજપુત્ર ગયો ત્યારથી બાદશાહે તથા દરબારના સઘળા અમીર ઉમરાવોએ દુઃખ નિમિત્ત શોકસૂચક પોષાક ધારણ કર્યો હતો. હવે રાજપુત્ર આવવાથી બાદશાહે તે પોષાક બદલી બીજો ખુશાલીનો પોષાક ધારણ કર્યો. અને તે મુજબ અમીર ઉમરાવે પણ આનંદથી નવીન પોષાક પેહેર્યા. પછી બંગાલની રાજકન્યાને મોટા ઠાઠમાઠથી શેહેરમાં લાવવાની તજવીજ કરવા સારૂ અને પેલા મુસાફરને કેદખાનામાંથી મુકત કરી પોતા પાસે લાવવાનો તેણે લાગલોજ હુકમ કર્યો. મુસાફરને બાદશાહ સામે ઉભો કર્યા બાદ તેને તેણે કહ્યું,–"મારા પુત્રનું જો કંઇ માઠું થયું હતે તો તેનો જવાબદાર તનેજ ગણવા માટે મેં તને કેદી બનાવ્યો હતો; પરંતુ ઇશ્વર કૃપાથી તેવો બનાવ નહીં બનતાં મારો પુત્ર સુરક્ષિતપણે આવી પહોંચ્યો છે માટે હવે તારા શીરપર કશા પ્રકારનું જોખમ રહ્યું નથી અને હવે મેં તને કેવળ મુકત કર્યો છે. હવે તું ખુશીથી તારો ઘોડો તારા સ્વાધિનમાં લે અને મરજીમાં આવે ત્યાં જા. પણ ખબરદાર મને પુનઃ મોઢું બતાવતો નહીં !"

મુસાફરને બંધીખાનામાંથી લઇ આવવા માટે જે નોકરો ગયા હતા તેણે તેને કહ્યું હતું કે રાજપુત્ર પાછો આવ્યો છે અને તે પોતાની સાથે એક રાજકન્યા લઇ આવી તેણીને બાગમાં ઉતારો આપેલો હોવાથી તેણીને વાજતે ગાજતે બાદશાહ લેવા જશે. આ વર્તમાન સાંભળતાંવાર મુસાફરને બહુ માઠું લાગ્યું. તે મનમાં બોલ્યો,–"રાજપુત્રને આટલો જે લાભ થયો તેનું મુખ્ય કારણ મારો ઘોડો છે; માટે વાસ્તવિક જોતાં તે રાજકન્યા મને મળવી જોઇએ. શિવાય રાજપુત્રના પિતાએ નાહક મને બંધીવાન્ કરી ત્રાસ આપ્યો છે માટે તે બંનેને પરિતાપમાં ડુબાડી તેઓની સમક્ષ તે રાજકન્યાનું હરણ કરી જાઉં તોજ મારા મનને શાંતિ થશે." પછી બાદશાહે તેને છોડી દેતાંની વાર તે જલદીથી જે બાગમાં રાજકન્યા હતી તે બાગમાં ઘણી ત્વરાથી ગયો; અને ત્યાં કામદાર હતો તેને કહ્યું કે "બાદશાહ તથા રાજપુત્રની પરવાનગીથી ઘોડાપર બેસાડી રાજકન્યાને શેહેમાં લઇ જવા માટે હું આવ્યો છું. અને તેઓ બંને દરબારગઢના ચોકમાં એ અલૌકિક દેખાવ નિહાળવા ઉભા રહ્યા છે." મુસાફર જુઠું

બોલતો હશે એવો તે કામદારને શક આવ્યો નહીં. ઉલટો તેને બંધી-ખાનામાંથી મુકત કર્યો છે માટે બાદશાહે સુપ્રસન્ન થઇ સન્માનાર્થે તેમ કરવાનું તેને ફરમાવ્યું હશે એમ તેણે અનુમાન કર્યું. કામદાર તેને લાગલોજ રાજકન્યા પાસે લઇ ગયો અને ત્યારે તેને પણ તે મુસાફર વિષે કશો સંશય આવ્યો નહિ. તેણીને લાગ્યું કે આ ખરેખર બાદશાહ તથા રાજપુત્રના હુકમથીજ મને લેવા માટે આવ્યો હશે, ને તેથી તે ઘણી ઉતાવળી થઇ; અને તેથી તેણીએ તાત્કાળ તેના બોલવાનો સ્વીકાર કર્યો.

કંઇ ખટપટ વગર પોતાના દાવપેચમાં પાર પડવાથી મુસાફરને અત્યાનંદ ઉપજ્યો અને તે તાત્કાળ પોતાના ઘોડાપર સ્વાર થયો. પછી કામ-દારની મદદથી રાજકન્યાને તેણે પોતાની પાછળ બેસાડી લીધી. પછી તેણે ઘોડાની ડોકીપરની સળી ફેરવતાંવાર તે બંને સહીત ઘોડો આકાશમાં પવનવેગે વિચર્યો. અત્રે બાદશાહ બંગાળાની રાજકન્યાને લેવા માટે ઠાઠ-માઠથી ચાલી નિકળ્યો. તે આવે છે એવા સમાચાર રાજકન્યાને જણાવવા માટે રાજપુત્ર **ફિરેજશાહ** થોડો આગળ થયો હતો. એટલામાં સામેથી તે ઘોડાપર બેસી એ હિંદુ મુસાફર રાજપુત્ર તથા બાદશાહપરનું પોતાનું વૈર વાળવાના હેતુથી અકડબાજ બની ચાલ્યો આવતો હતો. મુસાફરનું એ દુષ્ટ કૃત્ય નિહાળી બાદશાહના કાળજામાં મોટો ધાસ્કો પડયો. અને અતિ સાનંદાશ્ચર્ય પામી તે કેવળ જયાંનો ત્યાં સ્તબ્ધ થઇ રહ્યો. મુસાફરને હવે પ્રતિબંધ કરી તેને શિક્ષા કરવાનું સામર્થ્ય તેના હાથમાં રહ્યું નથી એવું જાણી તેનામાં ઉત્પન્ન થયેલો ક્રોધાગ્નિ એવો તો સડસડાટ પ્રદીપ્ત થયો કે બાદશાહને પોતાનું દેહભાન પણ રહ્યું નહીં! મુસાફરના આ અત્યંત નીચ કાર્ય માટે બાદશાહે તથા બીજા સર્વ લોકોએ તેને અત્યંત ગાળોનો વર-સાદ વરસાવ્યો તથા નાના પ્રકારના શાપો આપ્યા.

તે મુસાફરે તેની ગાળો તથા શાપો તરફ મુદ્દલ લક્ષ આપ્યું નહીં. હવે કોઈનો પણ આપણા પ્રત્યે કશો ઇલાજ રહ્યો નથી એવું જાણી તે પોતાના મનમાં અધિક મગ્ન થવા લાગ્યો અને બાદશાહ નિરૂપાય બનીને મહા શોક કરતો કરતો દરબારગઢમાં પાછો ગયો. પરંતુ પોતાની હૃદયાધિશણીને મુસાફર લઈ જતો જાણી રાજપુત્રને જે દુઃખ ઉપજ્યું તે કેવળ અપરિમિત હતું. મુસાફરે એવો એકાએક ઘાત કરેલો જાણી તેના અંગપરનાં રોમાંચ ખડાં થયાં! તે કેવળ દીગ્મૂઢ સરખો બની ગયો. તેની બાહુઓ ફરકવા લાગી, તેના અંગમાં ધ્રુજારી વછુટી અને શું કરવું તેમાંનું કશું

તેને સુજ્યું નહીં. એટલામાં અગાઉ કહ્યા પ્રમાણે મુસાફરે ઘોડો ફેંકવાથી જોત જોતામાં તે કેવળ અદૃશ્ય થઇ રહ્યો. રાજકન્યાને માટે જીંદગી પર્યંત શોક ધારણ કરવો કીવાં મુસાફરને શોધી કહાડી રાજકન્યાને તેની પાસેથી મુક્ત કરાવવાના ઉપાયો યોજવા તે માટે રાજપુત્ર વિચાર કરવા લાગ્યો. તે કેવળ ચિતભ્રમ સરખો બની રહેવાથી કેટલોક વખત સુધી તેના મનનો એકે પ્રકારે નિશ્ચય થઇ શકયો નહીં. છેલ્લે મુસાફરને શોધી કહાડવાના પ્રયત્ને લાગવાનુંજ તેને પસંદ પડયું.

પછી જે બંગલામાં રાજકન્યાને રાખી હતી ત્યાં રાજપુત્ર ગયો. ત્યાંનો કામદાર તેને નિહાળતાંવાર એવો કાળોમેશ સરખો બની રહ્યો કે હવે આપણે તેની આગળ કયા પ્રકારે મોં બતાવવું તે બાપડો બિલકુલ સમજી શકયો નહીં! તેણે રાજપુત્રના પગ પાસે શીર નમાવ્યું અને રાજપુત્રના પાદકમળો તેના અશ્રુથી કેવળ ભીંજાઇ ગયાં. તે-રાજપુત્ર પ્રત્યે નમ્રતાથી કરગરી બોલ્યો,–"મહારાજ, હું મહા અપરાધી દેહાંત શિક્ષાને પાત્ર છું. આપ બેલાશક આપના હસ્તે મારો શિરચ્છેદ કરો" રાજપુત્રે કહ્યું,–"તારો કશો અપરાધ નથી. મેં મારી ભોળાઇથી અને અવિચારીપણાથીજ રાજકન્યાને ગુમાવી છે. માત્ર હવે મને તું એક ફકીરનો પોષાક લાવી આપ. પરંતુ સાંભળ, એ પોષાક મારે માટે જોઇએ છિયે અથવા મેં મંગાવ્યો છે એવું કોઇને પણ જણાવતો ના"

તે બંગલાની જોડમાંજ એક મસીદ હતી, અને ત્યાં પુષ્કળ ફકીર લોકો રહેતા હતા. તેઓનો સેખ એટલે મુખ્ય ફકીર તે કામદારનો ઓળખીતો સ્નેહી હતો; તેની પાસે જઇને તે બોલ્યો, "સેખ સાહેબ, બાદશાહની કચેરીમાંનો એક નોકર છે તેનાપર બાદશાહની ઇતરાજી થવાથી ડરનો માર્યો તે વેષ બદલી ગુપ્ત રીતે નાસી જવાના પ્રયત્નમાં છે. અને તેનો પૂર્વે મારાપર ઘણો ઉપકાર થયલો હોવાથી આવા પ્રસંગે મારાથી બને તેટલી તેને મારે મદદ કરવી જોઇયે એ મારો ધર્મ છે. તે બાપડાને બીજું કશુંજ નહીં, ફકત એક ફકીરનો પોષાક જોઇયે છિયે. તે જો આપવાની આપ મેહેરબાની કરશો તો આપનો મારા પર અપાર આભાર થયેલો માનીશ." એ સાંભળી લાગલોજ તે સેખે તેને એક પોષાક આપ્યો; અને તે લઇ તે કામદાર રાજપુત્ર પાસે આવ્યો. રાજપુત્રે પોતાનો પોષાક કહાડી ફકીરનો વેષ ધારણ કર્યો. ફકીર બન્યા બાદ રાજકન્યાએ નજરાણા માટે જે પેટી પોતાની સાથે આણી હતી તે સાથે લઇ સંધ્યાકાળને

સમયે નગર છોડી તે ચાલી નિકળ્યો; એટલુંજ નહીં પરંતુ રાજકન્યાનો શોધ કરી તેને લઇ આવ્યા વિના રાજધાનીમાં પાછા આવવા માટે તેણે આકરા કસમ લીધા.

અહીં તે મુસાફરે પોતાના ઘોડાની સહાયતાથી એટલી તો મજલ કરી કે ત્રીજા પ્રહરને સુમારે તે કાશ્મીરના રાજ્યમાં જઇ પહોંચ્યો. આ વખતે તેને કડકડીને ભુખ લાગવાને લીધે તે એક ઝાડીની શીતળ છાંયા તળે ઉતર્યો. તેણે રાજકન્યાને ઘોડાપરથી ઉતારી નિચે ઘાસપર બેસાડી અને પોતે ગામમાંથી ખાવાનું લેવા માટે ચાલી નિકળ્યો.

મુસાફર આ વખતે ખાવાનું લેવા ગયો છે માટે અહીંથી નાસીને એકાદે સ્થળે જઈ કોઇની સહાય માગવી એવો વિચાર રાજકન્યાના મનમાં ઉત્પન્ન થયો. કારણ તેણીને માલુમ હતું કે તે નિષ્ઠુર મદોન્મત તેણીને યોગ્ય રીતે વર્તવા દેશે નહીં; અને મહા જુલમ, ગુજારવાને તત્પર થશે, અતિ દુર્દશા કરશે. તથાપિ સવારથી તે બાપડીએ મોંમાં પાણીનું ટીપું પણ નાંખ્યું ન હોતું તેથી તે બિચારીને ક્ષુધા એવી તો લાગી હતી કે તેથી કેવળ વ્યાકુળ બની ગઇ હતી. તેનામાં ચાલવાની મુદ્દલ શક્તિ રહી ન હોતી. એટલા સારૂ આ વખતે પોતાનો પ્રયત્ન પાર પાડવો મહા મુશ્કેલ છે એમ સમજીને તે સ્તબ્ધ બેસી રહી. તોપણ તેણીએ પોતાના મનમાં નિશ્ચય કર્યો કે ઇરાનના રાજપુત્ર સાથે બેઇમાનથી વર્તવાનો દોષ આવે એવું કૃત્ય જીવ જતાંસુધી પણ કરવું નહીં. કદાચ પ્રાણાંત આવે તો પણ શું થયું ?

મુસાફર ખાવાનું લઇ આવ્યો અને તુરત તેણે રાજકન્યાને જમવા માટે બોલાવી. તેણે કશી રકજક નહીં કરતાં જે ભાવ્યું તે થોડું ખાઇ લીધું; અને પાણી પી થોડી હુશીયારી આવ્યા બાદ તે ભવિષ્યના સંકટપર વિચાર કરવા તૈયાર થઇ, અને એટલામાં તો તે સંકટ તુર્ત દુર્દૈવે કરી દૃષ્ટિ ગોચર થયું. 'તું મને વશ થા નહીંતર તારૂં માઠું થશે' એવી તે મુસાફરે તેણીને લાગલીજ ધમકી આપી. તેણે જાણ્યું કે આવી ધમકીને તેણી ગણકારતી નથી ત્યારે તો તે બળાત્કાર કરવાના હેતુથી તેણીની નજીક જવા લાગ્યો. તે જોઇ તેણી પાછી હઠી અને ગભરાઇને મોટેથી બુમ પાડી ઉઠી. એટલામાં સુદૈવે કરી એવું બન્યું કે તેજ રાનમાંથી કાશ્મીરનો સુલતાન તથા તેની સાથના બીજા લોકો શીકાર કરીને આવતા હતા તેઓના કર્ણપર રાજકન્યાની બુમ અઠડાઇ. તેઓ પોતાના ઘોડા દોડાવતા તે સ્થળે

થોડાજ વખતમાં આવી પહોંચ્યા, કાશ્મીરના સુલતાને મુસાફરને પુછ્યું, "તું કોણ છે રે? અને આ બાઇને શામાટે દુ:ખ દે છે!" મુસાફરે ઉદ્ધતાઈથી જવાબ વાળ્યો,-"આ મારી સ્ત્રી છે અને અમારા સ્ત્રી પુરુષના ટંટા વચ્ચે આવવાનું તમોને કશું પ્રયોજન નથી."

આમ કટાકટીને ટાંણે એક અકલ્પ્ય સહાયક, રાજકન્યાના સંરક્ષણાર્થે એકાએક આવી પહોંચ્યો, તે કોણ છે તે બંગાલની રાજકન્યાને બિલકુલ માલુમ નહોતું છતાં તેની છાતીને મોટું ધૈર્ય મળ્યું. તેણીએ ઘાડા ધૈર્યથી પ્રણામ કરી કાશ્મીરના સુલતાનને કહ્યું,-"મહારાજ, તમે ગમે તે હો, પરંતુ તમોને આવે સમે પરમેશ્વરે મોકલાવ્યા તે માત્ર એક અનાથ અબલાનું સંરક્ષણ કરવા માટે મોકલાવ્યા છે એમ માનવામાં બિલકુલ ભ્રાંતી રાખશો નહીં. હું તમોને ખાત્રીપૂર્વક કહું છું કે આ દુષ્ટ માણસનાપર બિલકુલ વિશ્વાસ રાખવો યોગ્ય નથી. આવા દુષ્ટ મનના માણસની સ્ત્રી થવા કરતાં મને મૃત્યુ આવવાથી હું વધારે આનંદ પામીશ! હું બંગાળના સુલતાનની કન્યા છું. ઇરાનના રાજપુત્ર સાથે મારૂં લગ્ન થવાનું હતું. એટલામાં આ લુચ્ચો, જુઠો, કાવત્રાંખોર, દગાબાજ અને ઘાતકી જાદુગર મને આ ઘોડાપર બેસાડી અહીં લાવ્યો છે." બંગાળની રાજકન્યાને પોતાના બોલવાની સત્યતા માટે કાશ્મીરના સુલતાનની ખાત્રી કરવા માટે આના કરતાં અધિક બોલવું પડયું નહીં. તેના નેત્રમાંથી ટપોટપ ચાલી નિકળેલાં અશ્રુ, તેનું સૌંદર્ય અને તેના સકુમાર શરીરની તેજ પ્રભા જોઇનેજ તેના બોલવામાં અસત્યનો લેશ પણ નથી એવી તુર્ત કાશ્મીરના રાજાની ખાત્રી થઈ. મુસાફરનું નિર્લજપણું તથા દુષ્ટ વર્તન માટે સુલતાનને અતિશય ક્રોધ ઉપજ્યો અને તેણે પોતાના માણસોને તેનો એકદમ શિરચ્છેદ કરી નાંખવાનો હુકમ ફરમાવ્યો. તે લોકોએ તે હુકમ તુરત અમલમાં આણ્યો.

આ પ્રમાણે બંગાલની રાજકન્યા એક સંકટમાંથી પાર પડી તથા બીજું સંકટ તેની દૃષ્ટિ સામે તૈયારજ હતું. કાશ્મીરનો સુલતાન તેણીને અશ્વપર બેસાડી પોતાની રાજધાનીમાં લઇ ગયો અને ત્યાં પોતાના મેહેલની જોડના એક સુશોભિત મેહેલમાં તેણીને રાખી. તેણે તેની સેવામાં પુષ્કળ દાસી તથા ખોજાઓ મુકયા. અને સર્વ રીતે તેની બરદાસ્ત ઉત્તમ પ્રકારે રહે તેવો બંદોબસ્ત કરી દીધો. આ મેહેલમાં તેણીને તે પોતેજ લઇ ગયો; અને રાજકન્યાને તેનો આભાર માનવાનો અવકાશ ન આપતાં લાગલોજ તે બોલ્યો,-"અહો કોમલાંગી, મદન સુંદરી, મુગ્ધે, તું આજ ઘણી થાકી

ગઈ હોઈશ, માટે તારે વિશ્રાંતિ લેવી જોઈએ. હાલ તુરત હવે હું તારી રજા લઉ છું. આવતી કાલે તું હોશીયાર થયા પછી તારૂં ચમત્કારિક વૃત્તાંત સાંભળીશ.” એટલું બોલી તે ત્યાંથી ચાલ્યો ગયો.

આ પ્રમાણે આ મહા ચંડાળના હાથમાંથી છુટી એમ જાણી તે રાજકન્યાને પરમાનંદ પ્રાપ્ત થયો. તેણીને લાગ્યું કે સુલતાને જેને માટે મારાપર આટલી દયા, સૌજન્ય અને ઉદારતા બતાવી છે તેનેજ ખાતર હું હવે તેને મારી હકીકત નિવેદન કરી ઇરાનના રાજાને ત્યાં મને મોકલાવી આપવાની વિનંતિ કરીશ. પરંતુ તેવી તેની ભ્રાંતિનો તુરત વિનાશ થયો. સુલતાને તો તેણીની સાથે બીજે દહાડેજ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો અને તેજ નિમિત્તે સૂર્યોદય થતાં વાર, દુંદુભી, પખાજ તથા બીજાં નાના પ્રકારનાં વાદ્યો બજાવવાનો હુકમ કરી ઉત્સવનો આરંભ કરવા ફરમાશ કરી. તે વાદ્યોનો અવાજ એક ક્ષણમાં સર્વ સ્થળે પસરી રહ્યો.

તે ધ્વની સાંભળી બંગાળની રાજકન્યા જાગૃત થઇ. પરંતુ એ વાદ્યો શા માટે વાગે છે તે તેણીના લક્ષમાં આવ્યું નહીં. પછી થોડા વખત બાદ સુલતાનની આજ્ઞાથી તેણી કને એક દાસી આવી. અને તમારી મુલાકાતે મહારાજા આવે છે એટલું કહી તે ચાલતી થઇ. સુલતાન તેણીની પાસે આવ્યો અને રીવાજ પ્રમાણે તેણીને કુશળ વર્ત્તમાન પુછ્યા બાદ પોતાના મનનો હેતુ તેણીને નિવેદન કર્યો.

રાજાને લાગ્યું હતું કે મારૂં બોલવું સાંભળી રાજકન્યાને અતિ હર્ષ પ્રાપ્ત થશે અને મારી કૃપાને માટે મારા આભાર માનશે. પરંતુ તેની ઇચ્છાનો અને માંગણીનો મુખમુદ્રાપરથી કેવળ અનાદર થયો. સુલતાનનું ઉપર પ્રમાણે બોલવું સાંભળતાંવાર રાજકન્યાને બેહદ સંતાપ ઉપજ્યો, અને તે મુર્છાગત થઇ પડી. તે જોઈ ત્યાં જે દાસીઓ હતી તે તેણીની કને દોડતી આવી અને તેણીના ચક્ષુપર પાણી વગેરે છાંટી તેણીને શુદ્ધિ પર લાવવાનો પ્રયત્ન કરવા મંડી પડી. સુલતાને પણ ઘણી ખટપટ કરી તથાપિ પુષ્કળ વખત સુધી રાજકન્યા શુદ્ધિપર આવીજ નહીં.

શુદ્ધિમાં આવ્યા બાદ તેણીએ કિંચિત્ વિચાર કરી એવો નિશ્ચય કર્યો કે મારા સર્વ સુખપર કીંવા જીવપર પાણી ફરી વળે તોપણ કશી ચિંતા નહિ. પરંતુ ઇરાનના રાજપુત્રને આપેલાં વચનનો કદાપિ ભંગ કરવો નહિ. આવો પોતાનો નિશ્ચય પાર પાડવા માટે તેણે પોતાને ઘેલછા લાગેલી છે એવો સોંગ ધારણ કરવાની યુક્તિ રચી. કારણ પોતાને મૂર્છા આવવાથી

અત્યંત ક્રોધથી ઘેલી બની જવાનું પરિણામ આવે તેમાં કશું નવાઈ જેવું નથી. પછી લાગલી તે પ્રમાણે કરવાનો તેણીએ પ્રારંભ કર્યો. તે મોટે મોટેથી રડવા, કુટવા, પોકારવા લાગી, અને જમીનપર આળોટવા લાગી. જોઇએ તેવા આંખ, હાથ અને પગના ચેહેન ચાળા-ચેષ્ટા કરવા લાગી. એ છેવટે સુલતાનના શરીરપર પણ દોડી ગઇ! આથી સુલતાનને બહુ આશ્ચર્ય ઉપજ્યું; અને તેણી પાસે લગ્નની વાત કહાડવામાં ઉતાવળ કરવાથી તેને પરાકાષ્ટાનો પરિતાપ થયો. તે પોતાના દુર્ભાગ્યને દોષ દેવા મંડી પડયો ને રાજકન્યા સાથે તે પણ અડધો ગાંડા જેવો થઇ ગયો.

રાજકન્યાને પ્રાપ્ત થયેલું ગાંડાંપણ કમી નહીં થતાં તેણીની પ્રકૃતિ અધિકજ અસ્વસ્થ થતી ચાલી એવું જોઇ સુલતાન ત્યાંથી ચાલતો થયો. જતાં જતાં તેણે દાસીને તાકીદ કરી કે "તેણીને કેવળ બેસી રહેવા દેશો નહીં પણ તેની માવજત ઉત્તમ પ્રકારે કરજો." તેજ દહાડે સુલતાને પુષ્કળ વખત તેણીની પ્રકૃતિ કેમ છે ઇત્યાદી સમાચાર પુછવા માણસો મોકલાવ્યાં, પરંતુ જે કોઈ તેણીના ખબર આપતું તે તેણીની પ્રકૃતિ અધિકજ બગડયાની હોવાથી સુલતાનને તેનાથી સુખ પ્રાપ્ત થવાની આશા કેવળ વ્યર્થ છે એમ ભાસ્યું.

દિનપ્રતિદિન તેણીની પ્રકૃતિ વધારે વધારે બગડેલી માલુમ પડવાથી સુલતાને દરબારી વૈદ્યોને બોલાવી તેઓને પુછ્યું કે સારી થવાના ઈલાજો છે કે નહિ? વૈદ્યોએ વિચાર કરી જવાબ વાળ્યો, "આ રોગના અનેક પ્રકારો છે અને તેમાંના કેટલાક સાધ્ય અને કેટલાક કેવળ અસાધ્ય છે. હવે તે પૈકી રાજકન્યાને કીયા પ્રકારનો રોગ લાગુ થયો છે તે તેણીને પ્રત્યક્ષ નિહાળ્યા વિના, એટલે તેણીની નાડી તપાસ્યા શિવાય અમે કશું સમજી શકતા નથી." તે ઉપરથી તે દરેક વૈદ્યને એક પછી એક એ મુજબ રાજકન્યા પાસે મોકલવાનો સુલતાને હુકમ કીધો. રાજકન્યા એવા ભવિષ્યથી કંઇ અણજાણી નહોતી. જો હકીમ મારી નાડ તપાસશે તો તો કોઇ નિપૂણ વૈદ્યને કદાપિ મારો ઢોંગ જણાઇ આવશે અને ફજેતી થશે; માટે કોઇપણ વૈદ્યને પોતાંની પાસેજ આવવા દેવો નહીં એવો વિચાર કરી રાજકન્યાએ વૈદ્ય દષ્ટિએ પડતાંવાર મોટેથી આરડવા માંડયું. તેણી કોઇ વૈદ્ય આવે કે તુરત લાલ ચોળ ડોળા ઘુરકાવી, ભવાં ચઢાવી એવું તો ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગી કે વૈદ્યો ભયભિત થઇને પાછા જતા હતા! આવા પ્રકારથી કેટલાક વૈદ્યોએ પોતા તરફની સારા કરવાની

આશાનો તુરત નાશ કર્યો. તથાપિ જેઓ કેટલાક અભિમાની હતા તેઓ તો પોતાનો મોભો જળવાઇ રહે માટે માત્ર તેણીને દૂરથીજ નિહાળી 'અમે તેણીને નિહાળી અને તેણીને સારી કરવા માટે અમે મોટી ખુશીથી ઔષધોપચાર કરીશું' એમ કહેવા લાગ્યા. તેઓએ જે જે ઔષધો તેણીને આપ્યાં તે તે તેણીએ કશી ગડબડ કર્યા વિનાજ ખાધાં. કારણ તે મનમાં બોલી, 'મારો રોગ મારી ખુશીપર છે, તો પછી ભલેને અમૃત લાવી આપે તોપણ તેનાથી ફાયદો થવાની લેશમાત્ર આશા રાખવીજ શી ?"

એ પ્રમાણે દરબારગઢના સર્વ વૈદ્યો જ્યારે નિરુપાય થઈ બેઠા ત્યારે સુલતાને શેહેરના કેટલાક પ્રસિદ્ધ વૈદ્યોને બોલાવી રાજકન્યાના ઉપાયો કરવાને ફરમાવ્યું; પરંતુ તેઓના નસીબમાં પણ કશો જશ નોંધાયલો નહોતો. પછી સુલતાને પોતાના રાજમાંના પ્રખ્યાત વૈદ્યોને બોલાવી મંગાવ્યા પરંતુ તેઓની વ્યવસ્થા ઉપરના વૈદ્યો પ્રમાણે થઈ. છેલ્લે તેણે પરમુલકમાંથી વૈદ્યોને બોલાવ્યા અને જે કોઇ રાજકન્યાને સારી કરશે તેને મોટું ઇનામ આપવામાં આવશે એવું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. તે ઉપરથી ઠામ ઠામથી નામાંકિત વૈદ્યો આવ્યા અને તેઓએ પણ રાજકન્યાના ઉપચારો કરવાને મણા રાખી નહીં. પરંતુ રાજકન્યા સારી થવાનો આધાર તેના પોતા વિના બીજા કોઇપર નહીં હોવાથી સઘળાઓ નિરુપાય થાય તેમાં સંશય શો? એ પ્રમાણે દેશના વૈદ્યો આવતા જતા હતા તેથી તેજ રસ્તે રાજકન્યાની તમામ હકીકત ચમત્કારિક રીતે રાજપુત્ર **ફિરોજશાહ**ના જાણવામાં આવી. તે ઈરાનની રાજધાનીમાંથી ફકીરનો વેષ લઇ નિકળ્યો ત્યારથી અત્યાર સુધી રાજકન્યાના શોધાર્થે અનેક કષ્ટ ભોગવતો ભોગવતો મુલકે મુલક ફરતો હતો. આ વેળાએ તે હિંદુસ્તાનના એક મોટા શેહેરમાં આવેલો હોવાથી બંગાળની રાજકન્યાનો વિવાહ કાશ્મીરના સુલતાનની સાથે થવાનું ઠર્યું હતું તથાપિ તેણીને એકાએક ઘેલછા લાગવાથી તે વાત બંધ રહી એવી હકીકત તેના સાંભળવામાં આવી. બંગાળની રાજકન્યાનું નામ સાંભળતાંવાર તેણે તર્ક બાંધ્યો કે જેનો હું શોધ કરૂં છું તેજ તે રાજકન્યા હોવી જોઇયે. પછી તે તેરોજ કાશ્મીર આવવાને નિકળી પડયો. કાશ્મીર આવી પહોંચ્યા બાદ તે ત્યાં એક ભઠિયારાની વિશીમાં ઉતર્યો. બંગાળાની રાજકન્યાનો અત્રે શોધ કરતાં એને એવું માલુમ પડયું કે કોઇ એક મુસાફરના હાથમાં તે સપડાયલી હોવાથી તે મુસાફર તેણીપર અરણ્યમાં બળાત્કાર ગુજારતો હતો એટલામાં સુલાતાન

શિકારપરથી પાછો ફરતો હતો તેણે તેણીના ભય સંકટની બૂમો સાંભળી અને તે સ્થળે પછી દોડતા જઇ તે મુસાફરનો શિરચ્છેદ કરવા સુલતાને લાગલોજ હુકમ કર્યો. પછી તે સ્ત્રીને તે પોતાને ત્યાં લઇ આવ્યો ને લગ્ન કરવાનો હેતુ જણાવ્યો. આ સમાચાર મળ્યા પછી તો તે રાજ્યકન્યા પોતાની હૃદયહારિણીજ છે એવી રાજપુત્ર ફિરોજશાહની તેથી પક્કી ખાત્રી થઈ.

રાજપુત્ર ફિરોજશાહને ઉપર પ્રમાણે હકીકત મળ્યા બાદ બીજે દહાડે તેણે પોતાનો ફકીરનો વેષ બદલી વૈધરાજનો પોષાક ધારણ કર્યો. પ્રવાસ કરવાની શરૂવાતથી તેણે ડાઢી વધારેલી હોવાથી તે વૈદ્યરૂપે અધિક શોભી નિકળ્યો. પછી તે દરબારગઢમાં ગયો અને ત્યાં મુખ્ય કામદારને મળી તે બોલ્યો, "રાજકન્યાને સારી કરવા માટે મહાન્ મહાન્ વૈદ્યરાજો નિરુપાય થઇ બેઠાછે તેથી હું જો તે માટે ઉપાયો અજમાવું તો તે કેવળ જો કે હાસ્યસ્પદ લાગવા સરખા છે તથાપિ હું એવો તો અદ્ભુત ઇલમ જાણું છું કે તેનો તત્કાળજ ગુણ લાગ્યા વિના રહેશે નહીં, માટે જો સરકારનો હુકમ થાય તો રાજકન્યાની પ્રકૃતિ સારી કરવાને યોજના યોજવાની મારી ઇચ્છા છે. મારા ઉપચારથી તુરત રાજકન્યાની પ્રકૃતિ સુધર્યા વિના રહેશે નહિ એવી મારી પક્કી ખાત્રી છે." તે કામદારે ઉત્તર આપ્યો, "એ તો ઘણું ઉત્તમ! સરકાર ઘણી ખુશીથી તમોને પરવાનગી આપશે અને જો તમારા સારા ભાગ્યે તેણીને ફાયદો થશે તો તમોને સરકાર ઉત્તમ બક્ષીસ આપશે. તમે જરા અહીં ઉભા રહો. હું હમણાંજ જરા અંદર જઈ પાછો આવુંછું." એમ બોલી સુલતાન પાસે તે આ વેષધારી હકીમની વરદી આપવા ગયો.

સુલતાન પાસે ઘણા દહાડા થયા કોઇ વૈદ્યો આવેલા નહોતા, તેથી રાજકન્યાનો રોગ અસાધ્ય છે એવું સુલતાનના મનમાં ઠસી ગયું હતું; એટલુંજ નહીં પણ તેણીની સાથે વિવાહ કરી સુખી થવાની આશાનો સમૂળો નાશ થવાને લીધે તે અત્યંત ખિન્ન વદનનો થઇ બેઠો હતો. એટલામાં કામદારે આ હકીમ આવ્યાના સમાચાર આપવાને લીધે તેને આનંદ પ્રાપ્ત થયો. તેણે તાબડતોબ તે વૈદ્યને બોલાવી લાવવા આજ્ઞા આપી, તે પરથી એ કામદારે તે વેષધારી વૈદ્યને સુલતાન હજૂર રજુ કીધો. સુલતાને ખાલી ગપ્પાં સપ્પાંમાં તેની સાથે માથાફોડ નહિ કરતાં સ્પષ્ટપણે એટલુંજ કહ્યું કે, "રાજકન્યાને કોઇ પણ વૈદ્ય દૃષ્ટિગોચર થયેલો સહન થઇ શકતો નથી. વૈદ્ય નજરે પડયો કે તેનું પિત્ત ઉકળી તેણી તેના સામી આરડવા લાગે છે

અને તેથી તેની પ્રકૃતિ વધારે બગડી આવે છે. માટે હું તેણીના મેહેલની પડોસની કોટડીમાં તમોને લઇ જાઉંછું, એટલે તમે તેણીની દૃષ્ટિએ નહિ પડતાં ત્યાંથી તેણીને જાળીને રસ્તે સારી રીતે નિહાળી શકશો."

એમ કહી સુલતાન તે વેષધારી વૈદ્યને, એટલે રાજપુત્રને પૂર્વે સંકેત કરેલી કોટડીમાં લઇ ગયો. તેણે ત્યાંથી તેણીને નિહાળી તો તેણી દુઃખથી કેવળ ઉદાસીન-અશક્ત બનેલી હતી અને તેણીના નેત્રમાંથી એક સરખી અશ્રુ-ધારા ચાલી રહી હતી. તેવી સ્થિતિમાં તેણીએ પોતાના પ્રિયકરના વિરહ દુઃખસૂચક એક ગાયન લલકાર્યું તે રાજપુત્રના સાંભળવામાં આવ્યું. પોતા-ની પ્રિયતમાની એવી સ્થિતિ જોઇ રાજપુત્રને જે દુઃખ ઉપજ્યું તેનું વર્ણન થઇ શકે તેવું નહોતું! તેણે સહજ અનુમાન કર્યું કે તેણીએ કેવળ મારે માટે ઘેલછાનું નિમિત્ત કરેલું છે. પછી રાજપુત્ર કોટડીમાંથી બહાર આવ્યો અને સુલતાનને કહેવા લાગ્યો, "રાજકન્યાના રોગની મેં પૂર્ણ પરીક્ષા કરી અને તે મુદ્દલ અસાધ્ય નથી એવી મારી ખાત્રી થઇ છે. હવે માત્ર એકાંતમાં તેની સાથે મને બોલવાની પરવાનગી મળવી જોઇએ. કેમકે તેમ કર્યા વિના કીયા પ્રકારે કીયા ઔષધથી તેણીને સત્વર ફાયદો થશે તેનો નિશ્ચય મારાથી થઇ શકે તેમ નથી. મને નિહાળતાંવાર બીજા વૈદ્યોની પેઠે તે મારા શરીર ઉપર દોડતી આવશે, પરંતુ પાછળથી લાગલીજ શાણી બની જાય એવી ચમત્કારિક સુયુક્તિ મારી પાસે મોજુદ છે."

આ પરથી **સુલતાને** રાજકન્યાના મેહેલનાં બારણાં તેના ખોજા પાસે ઉઘડાવ્યાં; અને તુરત રાજપુત્ર **ફિરોજશાહ** મેહેલમાં ગયો. રાજ-કન્યાની તે દૃષ્ટિયે પડતાંજ આ કોઇ વૈદ્યજ છે એમ સમજીને એકદમ ચમકી બુમ મારી ઉઠી; એટલુંજ નહીં પરંતુ તેણી એક સરખી ગાળોનો વરસાદ વરસાવવા લાગી. તથાપિ રાજપુત્ર તેથી બિલકુલ નહીં ડરતાં આગળ ચાલ્યો અને તેણીની પાસે જઇ હળુજ અને આદરપૂર્વક કહ્યું,-"કુલિન રાજકન્યા, તું મને ઓળખી શકી નહિ? હું હકીમ નથી, પરંતુ ઇરાનનો રાજપુત્ર છું અને અહીંથી તને મુક્ત કરવા આવ્યો છું" એ શબ્દ જાણીતા લાગ્યાથી રાજકન્યાએ રાજપુત્ર તરફ ધારી ધારીને નિહાળ્યું અને જો કે તેણે ડાઢી વધારેલી હતી, તથાપિ તેણે તેનો ચેહેરો ઓળખી કહાડયો. પછી તે શાન્ત થઇ રહી અને તેણીનું મુખકમળ પ્રફુલ્લિત દેખાવા માંડયું. રાજપુત્ર એકાએક અત્રે શી રીતે આવ્યો તેનો તેણીને બહુ ચમત્કાર લાગ્યો. આ સ્વપ્ન છે કે શું એવો તેણીને ભાસ થયો. તેણી

આશ્ચર્યમાં અતિ નિમગ્ન થઇ હોવાથી તેના મુખમાંથી એક શબ્દ પણ નિકળી શકયો નહીં. ત્યારે રાજપુત્રે, તેને મુસાફર લઇ ગયો ત્યારથી પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું અને ત્યારથી તેણીનું વૃત્તાંત પણ તેણે પુછયું. રાજકન્યાએ પોતાની તમામ હકીકત રાજપુત્રને નિવેદન કર્યા બાદ રાજપુત્રે તેણીને કહ્યું,–"મુસાફરને માર્યા બાદ સુલતાને તે ઘોડાનું શું કર્યું ?" તે બોલી,–"તેની શી વ્યવસ્થા થઇ તે બરોબર હું જાણતી નથી. પરંતુ તેના અશ્વમાં ચમત્કારિક ગુણ છે તે મેં સુલતાનને કહી સંભળાવેલું છે. તેથી કદાચ તે ઘોડો તેણે બંદોબસ્તમાં રાખ્યો હશે."

એ સાંભળી રાજપુત્રે અનુમાન કર્યું કે સુલતાને ઘોડો પોતાના કબજામાંજ રાખ્યો હશે. પછી રાજકન્યાને લઈ ઇરાન દેશમાં જવાનું એજ સાધન યોગ્ય છે એવો તેણે વિચાર કરી પોતાનો વિચાર તેણીને પ્રદર્શિત કર્યો. અને તે નિર્વિઘ્નપણે પાર પાડવા શી તજવીજ કરવી તેનો પણ સંકેત બંનેએ ઠરાવી રાખ્યો. તુરત તો રાજપુત્ર કન્યાના મેહેલમાંથી નિકળી ગયો, ને સુલતાનને મળીને કહ્યું "મહારાજ, મને પૂર્ણપણે ખાત્રી છે કે રાજકન્યાપર મારો યાંત્રિક પ્રયોગ સફળ થશે પણ હજી એકાદા દિવસની વાર છે. આજે મેં જે મંત્ર પ્રયોગ કીધો છે તેની ધારી અસર થઇ છે." સુલતાન થોડો ઘણો આનંદી થયો, ને તે વેષધારી વૈદ્યરાજને મેહેલમાં ઉતાર્યો.

બીજે દહાડે પ્રભાતમાં રાજકન્યા ઉઠી અને સંકેત પ્રમાણે ઉત્તમ પ્રકારનો પોષાક કરી બણીઠણીને તૈયાર થઇ રહી. પછી રાજપુત્ર સુલતાનને તેણી પાસે લઈ આવ્યો. તે આવીને જુએ છે તો તેની હમેશની ઉદાસીનો નાશ થઈ તે મોટા આનંદમાં દીસવા લાગી. તેણે તેનો આદરસત્કાર કર્યો અને તેપરથી તેણીની પ્રકૃતિ સુધરેલી સમજી સુલતાને રાજપુત્રની એટલે, વેષધારી વૈદ્યની ઘણીજ પ્રસંશા કરી. તેણે સ્પષ્ટ રીતે રાજસભામાં કહ્યું કે, "પૃથ્વીના સર્વ હકીમોએ તમોને ગુરૂરાજ બનાવવા જોઇએ, એવી તમારી યોગ્યતા છે. રાજકન્યા તેની સાથે કશું બોલી નહીં. અને તેથી તે પણ તેણીની સાથે કશું બોલ્યો નહીં. ફક્ત તેણે એટલુંજ કહ્યું કે, "રાજકન્યા, તું સારી થવાની મને મુદ્દલ આશા નહીં છતાં એટલી જલદીથી તારી પ્રકૃતિની સુધારણા થઈ તેથી મને અત્યાનંદ પ્રાપ્ત થયો છે. આ વૈદ્યરાજ પરમ કુલિન સદ્‌ગૃહસ્થ છે માટે તેઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે વરતી એમને જશ મળે તેમ કરવું." એટલું બોલી તેણીના ઉત્તરની રાહ ન જોતાં તે ત્યાંથી ઉઠીને ચાલતો થયો.

સુલતાનની સાથે રાજપુત્ર પણ તુરત મેહેલમાંથી ચાલી નિ-

કર્યો. તેણે સુલતાનને કહ્યું,-"સરકાર, એ રાજકન્યા પોતાના દેશમાંથી આટલે સુધી શી રીતે આવી તે જાણવાની સેવકની ઘણી ઇચ્છા છે." એમ કહેવાનો તેનો હેતુ એજ કે માયિક અશ્વ સુલતાને કયાં રાખ્યો છે ઇત્યાદિ હકીકત આપોઆપજ જણાઇ આવે. આ તેનો હેતુ સુલતાનના લક્ષમાં નહિ આવવાથી તેણે રાજકન્યાના કહ્યા પ્રમાણે અથથી ઇતિ સુધી સર્વ હકીકત કહી સંભળાવી. છેલ્લે તે બોલ્યો,-"તે ઘોડો એક અજબ ચીજ છે અને તેટલા માટે તે મેં મારા જામદારખાનાંમાં રાખ્યો છે. પરંતુ તેનો ઉપયોગ શી રીતે કરવો તે હું મુદ્દલ જાણતો નથી." વેષધારી વૈદ્યે કહ્યું,-"મહારાજ! એ હકીકત આપે મને કહી સંભળાવી તેથી ઘણું સારૂં થયું, કારણ તે જાણવાથી રાજકન્યાની પ્રકૃતિ બરોબર સારી કરવાને મને સપ્રમાણ યુક્તિ મળી આવી છે. રાજકન્યા જે અર્થે ઘોડાપર અહીં સુધી આવી અને તે માયિક અશ્વ છે એમ આપ કહો છો તો તે પરથી તેનાપર મંત્રનો કંઇ આવિર્ભાવ થયો છે તેમાં કશો સંશય નથી, માટે તે કાઢી નાંખવા સારૂ પ્રયત્ન કર્યા વિના તે પરિપૂર્ણ સાજી થઇ શકશે નહીં. મંત્રનો પ્રકાર જડ મૂળમાંથી કાઢી નાંખવાનો મારી પાસે અપૂર્વ ઈલાજ છે અને તે તમારી તથા શેહેરના સઘળા લોકોની દૃષ્ટિયે પડે તેવી મારી ઈચ્છા છે. માટે કૃપા કરી આપે સામેના ચોકમાં રાજકન્યાને તથા ઘોડાને બેસાડવાં કે જેથી સર્વ કોઇને હું મારી કુશળતા બતાવી શકું. આ સમારંભ મહા પ્રેક્ષણીય થવાનો છે, માટે રાજકન્યાને ઉત્તમ વસ્ત્ર અલંકાર અને જવાહીર જેટલાં આપની પાસે હોય તેટલાં પેહેરાવી સુશોભિત બનાવવી." સુલતાને તે તમામ સત્વર કબુલ કર્યું. આ વખતે વધારે તો શું, પરંતુ વેષધારી વૈદ્યના મુખમાંથી જે શબ્દ નિકળે તે ઉઠાવવાને તે તત્પર થઇ રહ્યો હતો. પછી બીજે દહાડે પ્રભાતમાં સુલતાનના હુકમપરથી દરબારગઢના ચોકમાં તે માયિક અશ્વ ઉભો રાખ્યો. દરબારગઢના ચોકમાં કંઇ વિલક્ષણ પ્રકાર બનવાનો છે એવી હકીકત નગરમાં પ્રસિદ્ધ થવાથી તે વખતે ત્યાં માણસોની બે હદ ગિરદી થઇ રહી અને તેમના બંદોબસ્ત માટે પોલીસના સિપાઇઓ રાખવાની જરૂર પડી.

એટલામાં સુલતાન તથા તેના દરબારના તમામ અમીર ઉમરાવો ત્યાં હાજર થયા. ત્યારબાદ રાજકન્યા તેની તેનાતમાં આવેલી દાસીઓ સહીત બીરાજી. તુરતજ તે માયિક અશ્વપર સ્વાર થઇ. આ પ્રમાણે સર્વ

તૈયારી થઇ રેહેતાં વાર વૈદ્યરાજે પોતાની સાથે અગ્નીના ઇંગારાના કેટલાંક પાત્રો ભરી આણ્યાં હતાં તે ઘોડાની ચારે બાજુએ મુકયાં અને તેનાપર, ચંદન, લોબાન વગરે પુષ્કળ સુગંધી પદાર્થ ભભરાવ્યો. પછી મહાવિચાર યુક્ત તથા ગંભીર મુદ્રા કરી તેણે પોતાના હાથ પોતાની છાતીપર મુકયા, અને કંઇ મંત્રોચ્ચાર કરે છે એવું બતાવી ઘોડાની ચારે તરફ તે ત્રણ પ્રદક્ષિણા ફરી વળ્યો. એટલું થાય છે તેવામાં ઈંગારાપરનો ધૂપ બળીને ચારે તરફ સુવાસિક મઘમઘાટ ધુમાડાના આકારમાં એટલો તો પ્રસરી રહ્યો કે રાજકન્યા અને અશ્વ બરોબર જોઇ શકાય તેવું રહ્યું નહીં. આવો લાગ જોઇ રાજપુત્ર ધીમેશથી રાજકન્યાની પાછળ અશ્વપર સ્વાર થયો અને અશ્વની ડોક પાસેની સળી ફેરવી અને તેથી તે અશ્વ પવન વેગે આકાશમાં વિચર્યો. રાજપુત્રે મોટેથી કહ્યું,–"**સુલતાન** સાહેબ, કોઈપણ નિરાધાર રાજકન્યા તમારા આશરા તળે આવી રહે અને તેણીને પરણવાની ઇચ્છા પ્રાપ્ત થાય તો હવેથી તેની સંમતિ લેતા પેહેલાં વિચાર કરશો." સુલતાન અને તેના દરબારીઓ આ ચમત્કાર નિહાળી દિગ્મૂઢ થઇ રહ્યા, ને સુલતાન પોતાના ભાગ્ય માટે રડવા લાગ્યો.

એ પ્રમાણે રાજપુત્ર **ફિરોજશાહે** બંગાળની રાજકન્યાનો શોધ કર્યા બાદ તેજ દહાડે તેણીને ઇરાનની રાજધાનીમાં લઇ ગયો. તે પ્રથમ મુજબ શેહેર બાહાર નહીં ઉતરતાં એકદમ દરબારગઢમાં પોતાના પિતાના મેહેલમાંજ જઇ ઉતર્યો. તેને આવેલો જાણી જ્યાં ત્યાં આનંદે આનંદ અને લીલા લહેર થઇ રહી. પછી બાદશાહે વિલંબ નહીં કરતાં તે બંનેનાં લગ્ન સમારંભની તૈયારી કરી. તે લગ્ન સમારંભ કેવળ અપ્રતિમ હતો. તે પૂર્ણ થયા બાદ ઇરાનના બાદશાહે બંગાળના સુલતાનના દરબારમાં એ વાત જણાવવા સારૂ તથા વિવાહમાં અનુમોદન આપવા પોતાના ખાસ વકીલો મોકલાવ્યા અને તેથી ઇરાનના રાજાએ પોતાને અતિ માન આપેલું સમજી બંગાળના સુલતાનના આનંદનો પાર રહ્યો નહીં.

અહિંયાં આવતાં **શેહરાજાદીએ** પોતાના પતિ પ્રત્યે કહ્યું, "મહારાજ! આ માયિક અશ્વ હજુ પણ કોઇ સ્થળે છે." સુલતાને કહ્યું, "તે હો કે નહિ, પણ તારી જુબનમાં તો તે છે ખરો, કેમકે તેં મારો ટેક મુકાવી દીધો છે. પ્રિયે, હવે તું શુ બોલે છે તે મને કહે." "તો નાથ, હવે તમે સાંભળો. આ વળી નવીનજ ચમત્કારીક વાર્તા છે." એમ કહી **શેહરાજાદીએ** નવી વાર્તા આગળ ચલાવી.



# રાજપુત્ર અહંમદ અને પરીબાનુની વાર્ત્તા.

પૂર્વે હિંદુસ્તાનમાં એક ઘણોજ નામાંકિત બાદશાહ થઈ ગયોછે. તેણે ઘણા વર્ષ સુધી તે દેશનું રૂડી રીતે રાજ્ય ચલાવ્યું હતુ. તેની કારકીર્દીમાં જ્યાં ત્યાં સ્વસ્થતા અને આબાદી હોવાથી પ્રજા તેના કારોબારથી ઘણી સંતુષ્ટ રહેતી હતી. તેને ત્રણ પુત્રો હતા. તેઓ પણ પોતાના પિતા પ્રમાણે ગુણવાન્ હતા. તે ત્રણે તથા બાદશાહની ભત્રીજી એ ચાર માણસો ખરેખર તેના કુળમાં ભૂષણરૂપ રત્નો હતાં. બાદશાહના વડીલ પુત્રનું નામ **હુસન**, વચલાનું નામ **અલી** અને સર્વથી નાહાનાનું નામ **અહંમદ** હતું અને ભત્રિજીનું નામ **નુરનિહાર*** હતું.

**નુરનિહાર** બાદશાહના નાહાના ભાઈની કન્યા હતી. તેણીનો બાપ તેણીને બાલ્યાવસ્થામાં મુકી મરણ પામ્યો હતો અને તેથી બાદશાહની તેનાપર ઘણી મમતા હોવાથી તે તેણીને સદા પ્રેમની નજરે નિહાળતો હતો અને પુત્ર પ્રમાણે તેણીનાં લાડકોડ પુરા પાડતો હતો. **નુરનિહાર** પરમ્ રૂપવતિ, સદ્ગુણી, ચતુર અને આનંદવૃત્તિવાળી હતી. તેની બરોબરી કરી શકનાર આખા હિંદુસ્તાનમાં એકપણ કન્યા તે કાળમાં સાંપડવી મુશ્કેલ કહીએ તો તેમાં કશી અતિશયોક્તિ ગણાશે નહીં.

**નુરનિહાર** યોગ્ય વયે આવ્યા બાદ તેણીનાં લગ્ન પડોસના એકાદા યોગ્ય રાજપુત્ર સાથે કરવાનો નિશ્ચય સુલતાને કર્યો. પરંતુ તે ઉદ્યોગે લાગ્યા પહેલાંજ બાદશાહને એક ખબરથી બહુ માઠું લાગ્યું, કારણ પોતાના ત્રણે પુત્રોનો પ્રેમ તેણીપર ચોંટેલો હતો. ત્રણમાંના એકની સાથેજ તેણીનો વિવાહ થવો શક્ય હતો; અને તેથી બાકીના બંને તેમ કરવાને શી રીતે કબુલ થાય વગેરે મોટી ચિંતામાં બાદશાહ ગુંથાઈ ગયો હતો. તેણે તે ત્રણે પુત્રોને નિરનિરાળા બોલાવી સમજાવીને કહ્યું કે,–"બેટાઓ, એક સ્ત્રી ત્રણેની થવી એ ઘણું અશક્ય છે. માટે **નુરનિહારે** તમો ત્રણે પૈકી કોને વરમાળ પેહેરાવવી તેનો વિચાર તમો પોતેજ કરો અથવા તો ત્રણે જનો તેણીનો છંદ તજી દ્યો; અને બીજા એકાદા રાજપુત્ર સાથે તેણીનાં લગ્ન કરી આપવાનું અનુમોદન મને આપો. તમે જાણે છો કે તમો પ્રત્યેક પોત-

---

* **નુરનિહાર** એ અરબ્બી ભાષાનો શબ્દ છે, ને એનો અર્થ સૂર્યપ્રભા થાય છે.

પોતાનુંજ ગાયું ગાશો તો તેથી નાહક ટંટા રિસાદ ઉત્પન્ન થઇ તમારા સર્વે સુખનું સત્યાનાશ વળશે.” બાદશાહે એટલું કહ્યું તથાપિ તે રાજપુત્રોએ પોતાનો દુરાગ્રહ કેમે કરતાં તજ્યો નહીં. ત્યાર બાદ ત્રણેને તેણે એકત્ર બોલાવી કહ્યું,–“બેટાઓ! તમારી કાકાની કન્યાનાં લગ્ન સંબંધે મારે તમો પ્રત્યેકને જે કંઈ કહેવાનું હતું તે હું કહી ચુકયો છું. પરંતુ મારૂં બોલવું તમારામાંના કોઇને પસંદ પડયું નહિ. હવે તમો ત્રણે પૈકી મારા ધ્યાનમાં જે યોગ્ય આવશો તેને તેણીએ વરમાળા પહેરાવવી એવો બંદોબસ્ત હું મારા અધિકારના અમલથી કરવા માગું તો કરી શકું તેમ છે. પરંતુ તેમાંથી કશો ફાંદો નિકળશે નહીં. તેમ થવાથી તમારામાં વૈરભાવ ઉત્પન્ન થઇ મહા સંકટો ભોગવવાં પડશે. અને તેટલા માટે તમારામાં કશો કલેશ ઉત્પન્ન ન થાય એવા હેતુથી મેં એક યુક્તિ યોજી છે, તે તમોને કહી સંભળાવું છું અને તે તમો સર્વેને પસંદ પડશે એમ મારી પકકી ખાત્રી છે.

“તમોને માલુમ છે કે કોઇ પણ ચમત્કારીક વસ્તુ મારા જોવામાં આવે તો તુરત અત્યાનંદ પ્રાપ્ત થયા વિના રહેતો નથી. માટે મારી એવી ઈચ્છા છે કે તમો ત્રણેએ નિરનિરાળા દેશાવરોમાં મુસાફરી કરવા જવુ અને પ્રત્યેકને જે કંઇ અપૂર્વ દુર્મિળ વસ્તુ મળી આવે તે લઇ આવી પાછા અહીં હાજર થવું. પછી તમો ત્રણેમાં જે વિશેષ ચમત્કારિક અને અપૂર્વ વસ્તુ લાવશે તેની સાથે હું નુરનિહારનાં લગ્ન કરી શકીશ. તમારી દૃષ્ટિએ હજારો ચમત્કારીક વસ્તુઓનું અવલોકન થશે અને તેમાં તમોને જેના તેના નસીબે જે જે વસ્તુ લાવવાનું મન થાય તે તમામની એકેક સાથે તૂલના કર્યા બાદ તે લાવેલી વસ્તુમાં તમારી મનકામના પૂર્ણ કરી શકીશ. વિશેષ અપૂર્વ અને ચમત્કારીક કેઇ વસ્તુ છે તે તમો પણ સહજ સહજ ઓળખી શકશો; અને તેવી દિવ્ય–દુર્મિળ વસ્તુ લાવવાથી તમોને જે ફળ પ્રાપ્ત થવાનું છે તેની સ્પર્ધા, મારી ખાત્રી છે કે તમો કરી શકશો નહિ. તમોને મુસાફરી માટે જેટલા પૈસા જોઇએ તેટલા તમોને હું તમારી પ્રત્યેકની યોગ્યતા પ્રમાણે આપીશ. પરતુ તમોને લવાજમ મળશે નહિ. જર જવાહિર કશું સાથે લઇ જવા દઇશ નહીં. કેમકે તેમ કરવાથી તમે કયાંના, કયાંથી આવ્યા તે લોકોના જાણવામાં આવશે અને તેથી તમે જે ઉદ્યોગ કરવા માટે જાઓ છે તે ઉદ્યોગ ફળીભૂત થઇ શકશે નહીં.”

આ ત્રણે રાજપુત્રોએ અદ્યાપિપર્યંત બાપની આજ્ઞાનું કદીપણ ઉલ્લંઘન કર્યું નહોતું. તેમજ તેઓના મનમાં પણ મુસાફરી કરી પોતાની



બેંગાલની રાજકન્યા. (પૃષ્ઠ ૭૮૪)

હોશીયારી જણાવવાની ઇચ્છા આપોઆપ ઉત્પન્ન થઇ આવી, એટલે પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવાને તેઓ તત્કાળ કબુલ થયા. બાદશાહે તેઓને તુરતજ મુસાફરીનો ખરચ આપ્યો. અને ત્રણેએ તેજ દહાડે ચાલી નિકળવાની સર્વ તૈયારી કરી રાખી. બીજે દહાડે પ્રભાતમાં પોતાનો પંથ પકડવાના હેતુથી તેઓએ બાદશાહની પરવાનગી પણ લઇ લીધી. તે ત્રણેએ વ્યાપારીનો વેષ ધારણ કર્યો; અને પ્રત્યેકે પોતાનો એકેક ગુલામ ગુમાસ્તા તરીકે સાથે લીધો. તે દહાડે તે ત્રણે ઘેરથી સાથેજ બહાર નિકળ્યા અને થોડે ચાલ્યા બાદ જે સ્થળેથી ત્રણ દિશાએ ત્રણ રસ્તા ફંટાતા હતા તે સ્થળે તેઓ ઉતરી પડયા. વિશ્રાંતિ લીધા બાદ ત્યાં ત્રણેએ એકત્ર બેસી ભોજન કીધું અને એક વર્ષ સુધી પ્રવાસ કરી પાછા ત્રણેએ આ સ્થળે આવવાની પરસ્પર કબુલત આપી લઇ તેઓએ એકેક રસ્તો પકડી લેવાનો નિશ્ચય કર્યો. એટલુંજ નહીં, પરંતુ કદાચ અત્રે આવવાને કોઇને મુદ્દત કરતાં વધારે દિવસ લાગે તો તેની રાહ જોઇ ખોટી રહેવું એવો પણ તેઓએ ઠરાવ કર્યો હતો; કારણ તેઓએ એવો વિચાર કર્યો કે જે અર્થે આપણે બાદશાહની આજ્ઞા લઇ પ્રવાસે નિકળી ચાલ્યા છિયે તેજ અર્થે શેહેરમાં જતાં પહેલા અત્રે એકત્ર થવું એ વધારે સારૂં છે. પછી સૂર્યોદય થતાં પેહેલાં તેઓએ અન્યોઅન્ય આલિંગન આપ્યાં તથા પરસ્પર કલ્યાણસૂચક આશિર્વાદો આપી પોતપોતાના ઘોડાપર સ્વાર થઇ તેઓએ પોતપોતાનો રસ્તો લીધો.

સર્વમાં મોટા ભાઇ **હુસેન** તેણે વિસનગરના* રાજ્યનો વિસ્તાર, બળ, સંપત્તિ ઈત્યાદિની ઘણી ગુણ પ્રશંસા સાંભળી હતી તેથી તે તરફ તેણે ચાલવા માંડયું. તે વ્યાપારી લોકોની સોબતમાં કયારેક અરણ્યમાં અને કયારેક ડુંગરમાં અસહ્ય પ્રકારે સંકટ સહન કરતો કરતો, તથા વસ્તીવાળા પ્રદેશમાં રમત ગમત મેળવતો વિસનગરમાં જઇ પહોંચ્યો. ત્યાં પરદેશી વ્યાપારીઓને ઉતરવા માટે જે એક ધર્મશાળા હતી તેમાં તેણે ઉતારો લીધો. તે શેહેર અતિશય મોટું અને તેની રચના અતિશય મોહક તથા ઉત્કૃષ્ટ પ્રકારની હતી. નગરના મુખ્ય ચાર ભાગ હતા. મધ્ય ભાગમાં દરબારગઢ હતો. તે

* વિસનગર એ શેહેર ગુજરાતમાં આવેલું છે—ને કદાચિત્ જે કાળમાં અરેબિયન નાઈટ્સની રચના થઈ તે કાળમાં વ્યાપાર ધંધામાં તે જગત્ પ્રસિદ્ધ હશે. આજે તો ત્યાં ઘણું જાણવા જોવાજોગ નથી. ગાયકવાડ સરકારની ત્યાં સત્તા ચાલે છે.

દરબારગઢને મોટા મોટા ત્રણ ચોક હતા. તે પ્રત્યેક ચોકની વચેનું અંતર ત્રણ કોશથી થોડું નહોતું. શેહેરના મુખ્ય જે ચાર ભાગો કહી સંભળાવ્યા તે પ્રત્યેક ભાગમાં હરેક પ્રકારનો વ્યાપાર કરનારા વ્યાપારીઓની દુકાનો હતી.

ઉપરના એક ભાગમાં રાજપુત્ર હુસેન એક દહાડો ફરવા નિકળ્યો. શેહેરના બાકીના ત્રણ ભાગો પ્રમાણે આ ભાગ પણ મોટો વિસ્તિર્ણું હતો. તેમાં મોટાં મોટાં ચોગાનો ને સુંદર મકાનો હતાં. આ રસ્તેથી ચાલનારા લોકોને તાપનો ત્રાસ ન ઉપજે એટલા માટે તેનાપર મઝાનું કમાનદાર છાંયાવાળું છાપરૂં આચ્છાદન કરી લીધેલું હતું. તથાપિ તેમાં અજવાળું અચ્છી રીતે પડે તેવી તજવીજ કરવામાં આવી હતી. સર્વ દુકાનો એકજ ઘાટની અને તેની વ્યવસ્થા પણ એકજ સરખી હતી. દુકાનોની વ્યવસ્થામાં વિશેષ શોભા આવવાનું મુખ્ય કારણ એજ હતું કે નિરનિરાળી વસ્તુઓના વ્યાપારી લોકોની દુકાનો તથા નિરનિરાળી કારીગરીનો વ્યાપાર કરનારા વ્યાપારીઓની દુ-કાનો જુદાં જુદાં ચોગાનોમાં એકજ સાથે પ્રકાશી નિકળી હતી. આ પ્રકારે ત્યાંની ઘણી ખુબીદાર રચના નિહાળી રાજપુત્ર હુસેન કેવળ હર્ષચકિત થઇ રહ્યો.

કાપડની જે દુકાનો હતી તેમાં હિંદુસ્થાન, ઇરાન, ચીન વગેરે દેશનું નિરનિરાળી તરેહનું અમૂલ્ય કાપડ હતું. તે પૈકી કેટલાક કાપડપર માણુસની, સૃષ્ટિસૌંદર્યની, વૃક્ષ વાટીકાની અને કુદરતી પુષ્પોની આબેહૂબ ચિત્ર રચના કરેલી જણાતી હતી. એ પ્રમાણે તે અમૂલ્ય કાપડ તથા તેની અવર્ણનીય કારીગરી ને શોભા નિહાળી રાજપુત્ર હુસેન કેવળ દીંગ થઇ ગયો. પરંતુ આગળ જતાં જ્યારે તે ઝવેરીવાડમાં આવ્યો ત્યારે તે ઠેકાણે પ્રત્યક્ષ લક્ષ્મીએજ અવતાર ધારણ કર્યો છે કે શું એવો તેને ભાસ થયો ! સોના રૂપાનાં નકસીદાર વાસણો અને અમૂલ્ય દાગીનાઓ, હીરા, માણેકો, પન્ના અને એવાં બીજાં અણુમોલ રત્નો-કરોડો રૂપિયાની કી મતનાં વેચવા મુકેલાં નિહાળી રાજપુત્ર હુસેનના ડોળાઓ તે તરફ એક સરખા ઠરી રહ્યા ! તે બોલ્યો, "આ એક સ્થળેજ આટલી સંપત્તિ જોવામાં આવે છે તો તેના સઘળા રાજ્યની મળીને કેટલી હશે ! " તેને જે જે માણસ માર્ગમાં મળતો હતો તે તે માણસના ગળામાં, હાથમાં અને પગમાં મોતી તથા રાળના અલંકારો દૃષ્ટિગોચર થયા વિના રેહેતા નહોતા. તે લોકોના શરીરનો રંગ કાળો હોવાથી તે અલંકારો તેમના શરીરપર ઘણાજ દીપી નિકળતા હતા. ફક્ત બ્રાહ્મણ લોકોના અંગપર ક ર

અલંકાર જોવામાં આવના નહોતા; કેમકે તે વખતના બ્રાહ્મણો પોતાના નિત્ય કર્મમાં એટલે સ્નાન સંધ્યાદિ કર્મમાં અને દેવસેવામાં સદા નિમગ્ન થઇ રહેતા હતા. એટલુંજ નહીં પરંતુ આ લોકનો ક્ષણિક વૈભવ કેવળ તુચ્છ સમજી તેનાથી તેઓ અલિપ્ત રહેતા હતા.

ફરતાં ફરતાં હુસેનને બીજો ચમત્કાર માળીઓના ટોળામાં જોવામાં આવ્યો. ત્યાંના લોકોને ગુલાબના ફૂલોનો ઘણો અજબ જેવો શોખ જણાતો હતો. કોઇપણ માણુસ ગળામાં ગુલાબના ફૂલના હાર વિના કે હાથમાં તોરા વિનાનો દૃષ્ટિગોચર થવાજ પામતો નહોતો. અને તેથી એવા હાર તોરાના સેંકડો વેચનારાઓ રાજપુત્ર હુસેનની દૃષ્ટિએ પડયા. તેમજ કેટલીક દુકાનમાં ગુલાબના ફૂલોની ટોપલીઓને ટોપલીઓ ભરી રાખેલી હોવાથી આખે રસ્તે સુગંધીનો મઘમઘાટ પ્રસરી રહ્યો હતો; અને તેથી રાજપુત્ર હુસેનને વિશેષ આશ્ચર્ય ઉપજ્યું. એ મુજબ તે સઘળા ચોગાનોમાં ફરી વળવાથી કેવળ થાકી ગયો અને તેથી થોડીવારે એક દુકાનદાર પાસે જઇ બોલ્યો,–"ભાઇસાહેબ, મને ક્ષણભર વિશ્રાંતિ લેવા સારૂ જો તમારી દુકાનમાં બેસવા દેશો તો હું અત્યંત તમારો આભારી થઇશ." તે દુકાનદાર અતિ સભ્ય અને ભલો માણુસ હતો. તેણે રાજપુત્રને સત્કારપૂર્વક અંદર બોલાવ્યો અને 'દુકાન તમારી છે, ખુશીથી બેસો' એવાં વિનય વચન કહ્યાં. તેને બેઠાને વધારે વખત થયો નહિ એટલામાં કોઇ એક માણુસ પાંચ હાથ પોહોળો અને પાંચ હાથ લાંબો એવો એક ગાલીચો ખભાપર નાંખી 'કોઇને ગાલિચો જોઇએ છિયે, ગાલીચો' એમ બૂમ મારતો તેના જોવામાં આવ્યો. તે ગાલીચાની તે માણુસ ચાળીશ હજાર મ્હોર કીમત માંગતો હતો. તેની એટલી મોટી કિંમત જાણી રાજપુત્રે તેને હાંક મારી પોતાની પાસે બોલાવ્યો, અને તે ગાલીચો ઘણોજ નાહાનો અને દેખાવમાં સાધારણ છતાં તેની કીમત વધારે હોવાથી રાજપુત્રે તેને કહ્યું,–"ભાઈ, આટલા ગાલીચાની તું આટલી મ્હોટી કીમત માંગે છે તેથી હું બહુ આશ્ચર્ય પામ્યો છું." તે ગાલીચાવાળાએ કહ્યું, "શેઠજી, તમો આશ્ચર્ય પામો છો એ વાત ખરી છે, પણ વાસ્તવિક કહું તો તેના કરતાં પણ તેની વધારે યોગ્યતા છે!" રાજપુત્ર બોલ્યો,–"ત્યારે શું તેમાં હું જેનાથી અજાણ્યો હોઉં એવો કંઇ વિલક્ષણ ગુણ છે કે?" તે માણુસે ઉત્તર વાળ્યો,–"તમોએ બરોબર કલ્પના કરી છે. આ ગાલીચામાં એવો તો કંઇ અદ્ભુત ગુણ છે કે જો કોઈ માણુસ તેના પર બેસી 'મારે અમુક

જગોએ જવું છે' એવો સંકલ્પ કરે તો તે ધારેલે સ્થળે નિર્વિઘ્ને શીઘ્રજ જઈ શકે છે."*

એવું તે માણસનું બોલવું સાંભળી રાજપુત્રે વિચાર કર્યો કે આપણો મુસાફરી કરવાનો ઉદ્દેષ માત્ર એટલોજ કે કંઇ ચમત્કારિક વસ્તુ પિતાને બતાવવી. માટે આ ચમત્કારિક ગાલીચો હાથમાં આવેલો જવા દેવો નહિ. કેમકે હું જોઇએ ત્યાં જઇશ, પરંતુ આના કરતાં વિશેષ ચમત્કારિક વસ્તુ મળી શકશે નહિ. એવો વિચાર કરી તેણે ગાલીચો વેચનારને કહ્યું,–"તારા કહેવા પ્રમાણે જો આ ગાલીચામાં ખરેખરો ચમત્કારિક ગુણ હોય તો તેની ચાળીશ હજાર મોહોરો આપવાને હું મોટી ખુશીથી કબુલ થાઉંછું." તેણે ઉત્તર આપ્યો,–"સાહેબ, મેં જે કંઈ કહ્યું છે તેની સત્યતા વિષે લેશ માત્ર પણ અંદેશો આણુતા નહીં–કસ્તુરીની સુગંધ માટે સમ સગરા વ્યર્થ છે. હું મારા બોલવાની પ્રતીતિ પ્રથમથી બતાવું ત્યારેજ તમે તે ખરીદ કરજો. આ ગાલીચાની કીમત હાલ કંઇ તમારી પાસે નહિજ હોય અને તેને માટે તમારી સાથે મારે તમારે ઉતારે આવવુંજ જોઇશે. તો આ દુકાનદારની પરવાનગીથી આપણે દુકાનને પાછલે બારણે જઇએ અને ત્યાં હું આ ગાલીચો પાથરીશ, પછી તેના ઉપર આપણે બંને બેસીશું. ત્યાર બાદ તમારે જ્યાં જવું હોય તે ઠેકાણું તમે મનમાં લાવજો એટલે ત્યાં તત્કાળ

---

*આ ગાલીચાનો વિલક્ષણ પ્રસંગ યુરોપમાં પ્રસરેલો જણાય છે. નોરમન લોકોનો એક રાજા ડયુક રિચર્ડ, ઉર્ફે રિચર્ડ સન પ્યુર એક દિને સંધ્યાકાળે મોલિનેક્ષના અરણ્યમાં ફરતો હતો. આ અરણ્ય તેના ગઢની પડોસમાં આવેલું હતું. ફરતાં ફરતાં તેના સાંભળવામાં આવ્યું કે એક દિશા તરફથી કંઈ ગડબડ સંભળાય છે. તે બાજુએ પોતાના એક દરબારીને તપાસ કરવાને મોકલ્યો. તેણે આવીને કહ્યું કે કેટલાક માણસો પોતાના એક નાયકની સરદારી નીચે ત્યાં ઉભા છે. રિચર્ડ પોતાના ૫૦૦ શૂરવીર નાઇટો સાથે તેઓને જોવાને ગયો. આ યોદ્ધાઓને આવતા જોઇને એક ગાલીચો બિછાવવામાં આવ્યો ને તે લોકો તેપર બેસી ઉડી ગયા. આ પ્રમાણે આ ટાળું વખતોવખત જણાતું હતું. એક સમયે રિચર્ડે તેઓને પૂછયું તો એમ જણાવ્યું કે તેઓ ફ્રાન્સના પાંચમા ચાર્લ્સના આત્મા છે; અને બીજાઓ તેના ચાકર નફરો છે. રિચર્ડે તેઓની ટાળીમાં સામેલ થવાની ઈચ્છા બતાવી, પણ તે ભૂતોએ કહ્યું કે આ ગાલીચાની ખૂબી તેણે પૂછવી નહિ. તે પછી તેઓ તેને સેની પર્વતપર લઈ ગયા. ત્યાં તે જાતે રહ્યો હતો. ત્યાંથી તેઓએ સેંટ કેથેરાઈન એબીનાં દેવળમાં પ્રાર્થના કીધી હતી. રિચર્ડ પાછો આવ્યો ત્યારે એક લગ્નવીંટી નિશાની તરીકે પોતા સાથે લઈ આવ્યો હતો. જે વીંટી એક નાઈટની હતી, જેને મરણ પામ્યાને છ વર્ષ વિતી ગયાં હતાં, ને તેની સ્ત્રીએ ગગરણું કીધું હતું.

આપણે જઇ પહોંચીશું. તમારી ખાત્રી થવા પછી તમે તેના રૂપિયા આપજો, હાલ તરત તેનો ઠરાવ કરવાની કશી જરૂર નથી. હવે તમે બક્ષીસ આપવાને કહોછો, પરંતુ વાસ્તવિક રીતે તે આપવાનું કશું પ્રયોજન નથી. કારણ મારા શેઠના તરફથી મારી મેહેનતના પૈસા મને મળેછે, તથાપિ જો તમે ખુશીથી આપશો તો મારા સરખા ગરીબ માણસપર તમારો ઉપકાર થયલો માનીશ."

રાજપુત્રે તે માણસના કહેવા પ્રમાણે સઘળી વાત કબુલ કરી અને દુકાનદારની પરવાનગી લઇ તે બંને જણા દુકાનને પાછલે બારણે ગયા. ત્યાં ગયા પછી તે ગાલીચો પાથરી તેનાપર બેઠા. પછી રાજપુત્રે મનમાં ઇચ્છા કીધી કે ધર્મશાળામાં જવું છે એટલે તત્ક્ષણે તેઓ બંને ત્યાં જઈ પહોંચ્યા. આથી રાજપુત્રને તેની અધિક પરીક્ષા કરવાનું કંઇજ જણાયું નહીં અને તુરત આનંદથી તેની ચાળીશ હજાર મોહોરો આપ્યા ઉપરાંત તે માણસને વીશ મ્હોરો બક્ષીસ આપી.

એ પ્રમાણે રાજપુત્ર હુસેનને એવી અજબ વસ્તુ પ્રાપ્ત થયાથી અતિ આનંદ પ્રાપ્ત થયો. તેને હવે નુરન્નિહાર પ્રાપ્ત થવા માટેનો કશો સંશય રહ્યોજ નહીં; કારણ તે મનમાં બોલ્યો,-"આ ગાલીચાની સ્પર્ધા કરી શકે તેવી વસ્તુ મારા ભાઇઓને પણ મળવી મહા મુશ્કેલ છે. તે તેજ દહાડે ગાલીચાની સહાયતાથી પેલે ઠરાવેલે સ્થળે જઇ શકયો હોત, પરંતુ ત્યાં ગયા પછી પણ કરાર પ્રમાણે ભાઇઓની રાહ વરસ પુરૂં થાય ત્યાં સુધી જોવી પડે, એટલા માટે ફોકટ વખત ગુમાવવા કરતાં વિસનગરના રાજાને તથા તેની દરબારને નિહાળવી, તથા ઐશ્વર્ય, બળ, સંપત્તિ, રીતભાત વગેરેથી માહિતગાર થવું એવો વિચાર મનમાં લાવી તે ત્યાં કેટલાક મહિના વધુ રહ્યો.

પોતાના શેહેરમાં કોઈ પરદેશી વ્યાપારી આવે તેની અઠવાડીઆમાં એકવાર મુલાકાત લઇ સંભાષણ કરવાનો વિસનગરના રાજાનો નિયમ હતો. રાજપુત્ર હુસેન વ્યાપારીનોજ વેષ લઇ ગયો હતો તેથી રાજા તથા દરબારગઢ નિહાળવાનો તેને આપોઆપ વખત મળ્યો. રાજપુત્ર ઘણોજ સ્વરૂપવાન અને સભ્ય હોવાથી દરબારગઢમાં તેનું ઘણું તેજ પડતું હતું, અર્થાત્ તે દિવ્ય પુરુષ જણાતો હતો. રાજાનું તેની સાથે એકવાર સંભાષણ થયું. તેણે તેને હિંદુસ્થાનનો બાદશાહ કેવા પ્રકારનો માણસ છે, તેની રીતભાત કેવા પ્રકારની છે, તેના રાજ્યમાં સંપત્તિ કેટલી છે ઈત્યાદિ પુષ્કળ હકીકત પૂછી. તેનો રાજપુત્રે યથાર્થ ઉત્તર આપી તેને સંતોષિત કર્યો.

મુલાકાતના નિયમિત દહાડા શિવાય બાકીના દિવસો રાજપુત્ર શેહેર તથા શેહેર બહારનાં જોવા લાયક સ્થળો નિહાળવામાં ગાળતો હતો. આ સર્વ પૈકી ત્યાં જે બે વિખ્યાત દેવાલયો હતાં તે જોઇને તે ઘણોજ આનંદ પામ્યો. તે પૈકી એક દેવાલય શેહેરમાં હતું. તે પંચધાતુનું તથા તેના ઘુમટનો ઘેર ચાળીશ હાથનો અને ઉંચાઇ પંદર હાથની હતી. તેમાંની મૂર્ત્તિ ઉંચા પ્રકારના સોનાની મોટા માણુસ જેટલી કદમાં હતી. તે મૂર્ત્તિની આંખોમાં બે માણેક બેસાડેલાં હતાં. તે એવી ખૂબીથી જડેલાં હતાં કે જે કોઇ તેના સામું જુએ ને ગમે તે બાજુએ ફરે તથાપિ તેની દૃષ્ટિ તેનાજ તરફ હોય એમ માલુમ પડતું હતું. બીજું જે દેવાલય હતું તે શેહેર નજીકના એક બાગમાં હતું. તે બાગમાં ગુલાબ અને તે શિવાયનાં ફૂલ ઝાડના ક્યારા એવા તો સરસ રીતે રચી મુકેલા હતા કે જોનારને તાજુબી ઉત્પન્ન થતી હતી. તેમાં જનાવરો વગેરે પ્રવેશ ન કરી શકે એટલા માટે ચારે બાજૂએ ઉંચી ભીંત કરી રાખવામાં આવી હતી. બાગના મધ્ય ભાગમાં પુરુષની ઉંચાઈ જેટલો એક ચોતરો હતો, તેની ફરસબંધીની શિલા એવા ઉત્તમ પ્રકારે ગોઠવેલી હતી કે જાણે એકજ હોય તેવો ભાસ થતો હતો. ઉપર કહેલું દેવાલય, આ ચોતરાના મધ્ય ભાગમાં હતું. તેનો આકાર ઘુમટ સરખો હતો. તેની ઉંચાઇ પચાસ પુરુષના જેટલી હોવાને લીધે તે કેટલાક કોશ ઉપરથી દ્રષ્ટિગોચર થતું હતું. તેની લંબાઇ પોણોસો હાથ અને પહોળાઇ સાઠ હાથની હતી. અને તે સંગેમરમર પથ્થરનું બાંધેલું હતું. તે સંગેમરમર પથ્થરો એવા તો ઉત્તમ નાંખેલા હતા કે તેમાં આરસા પ્રમાણે સ્વચ્છ મ્હોડું દેખાતું હતું. તેમજ દેવળના પ્રત્યેક ભાગોપર જ્યાં ત્યાં નાહાના પ્રકારનાં ચિત્રો ઘણીજ કુશળતાથી ચિતરેલાં હોવાથી તે ઘણું શોભાયમાન જણાતું હતું.

હમેશ પ્રભાતમાં અને સંધ્યાકાળે તે બંને દેવાલયોમાં હિંદુ લોકોના રિવાજ પ્રમાણે પૂજા અર્ચા વગેરેનો મોટો ઠાઠમાઠ થતો હતો અને ત્યાર પછી ગાવું વગાડવું અને આરાધના કરવામાં આવતી હતી. આ બંને દેવાલયમાં દર્શન કરવા હજારો ભાવિક ભક્તો આવતા હતા અને તેઓ દેવળમાં પુષ્કળ દ્રવ્ય ભેટ ધરતા હતા; અને તેથી ત્યાંના પૂજારીઓ તથા બીજા લોકોનો નિર્વાહ ઉત્તમ રીતે ચાલતો હતો એટલુંજ નહીં પણ તેઓ શ્રીમંત બન્યા હતા.

વિસનગરના રાજાનો દર વર્ષે એકવાર ત્યાં સમારંભ થતો હતો.

તે પણ રાજપુત્ર હુસેનના જોવામાં આવ્યો. તે સમારંભમાં સર્વ માંડલિક રાજાઓ, સુબેદારો, સેનાપતિયો અને રાજ્યના મોટા મોટા કામદારો અને ઘણા વિદ્વાન્ બ્રાહ્મણો આવતા હતા. તેમાંના કેટલાક તો એટલા દૂર દૂરના મુલકમાંથી આવતા હતા કે તેઓના પ્રવાસનેજ માત્ર ચાર મહિના થતા હતા. આ સમારંભ એક વિશાળ મેદાનમાં થતો હતો. ત્યાં લોકોની એટલી મોટી ગિરદી થતી હતી કે તે બરાબર દૃષ્ટિએ પણ પડતો નહોતો. મેદાનના મધ્ય ભાગમાં મોટો લંબ ચોરસ ચોતરો કરવામાં આવેલો હતો. તે ચોતરાની એક બાજુએ રાજા અને તેના દરબારના અમીર ઉમરાવ વગેરે લોકોને બેસવા માટે એક નવ માળની ઇમારત ચણાવી રાખેલી હતી. તે અંદરથી ઘણીજ સુશોભિત કરેલી હતી, તેમજ તેમાંથી બાહારનો અતિ મનોહર સૃષ્ટિસૌંદર્યનો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. ઇમારતની બાહેરની બાજુએ ભીત ઉપર નાહાના પ્રકારનાં ચિત્રો ચિતરેલાં હતાં. ચોતરાની બાકીની ત્રણ બાજુએ એ ઇમારત સરખીજ બીજી ત્રણ ઇમારતો ચણાવી રાખેલી હતી અને તે પણ તેનાજ પ્રમાણે સુશોભિત કરી રાખવામાં મણા રાખી નહોતી. પરંતુ તે ફક્ત પાંચ મજલાની હતી. આ સર્વ ઇમારતોમાં આશ્ચર્ય પામવા જેવું હતું તે એજ કે ઘડી ઘડીમાં તે અહીંથી તહીં ફેરવી શકાતી હતી.

ઉપર કહેલા ચોતરાની પ્રત્યેક બાજુએ હજાર હજાર હાથી ઉભા રાખેલા હતા અને તેઓને અમૂલ્ય વસ્ત્રાલંકાર પહેરાવી ઉત્તમ પ્રકારે શૃંગારવામાં આવેલા હતા. તે પ્રત્યેકનાપર સોનાની અંબાડી હતી. પ્રત્યેક અંબાડીમાં વાદ્ય વગાડનારા અને ખેલ ખેલનારા લોકો બેઠેલા હતા. આ હાથીઓની સુંઢ, કાન તથા તેના બીજા અવયવોને રંગ લગાડેલો હોવાથી તેનો દેખાવ ઘણોજ ચમત્કારિક માલુમ પડતો હતો.

વિસનગરના લોકોનો વિલક્ષણ ઉદ્યોગ, અત્યુત્તમ કળા કૌશલ્ય એ વગેરેની અસર હવે પછી જે હકીકત કહીશ તેથી વધારે થશે. ત્યાં એક મોટો થાંભલો જમીનમાં ઉંડો દાટેલો હતો અને તે જમીનથી આસરે બે હાથ ઉપર હતો. તેની ઉપર આગળ કહેલા હાથીમાંનો એક હાથી ચારે પગે ઉભો રહેતે હતો તેની એક બાજુએ એક મોટો પથરો બાંધેલો હતો. અને બીજી બાજુએ એક બીજો જબરદસ્ત હાથી ઉભો રહી વિલક્ષણ રીતે તાલ મૃદંગ બજાવતો હતો. ઇત્યાદિ બનાવ જોઈ રાજપુત્ર હુસેન આશ્ચર્યમાં કેવળ ગરકાવ થઇ ગયો.

રાજપુત્ર જો આખું વર્ષ વિસનગરમાં રહ્યો હોત તો હજારો નવિન નવિન વિલક્ષણ અને ચમત્કારિક પ્રકારો તેના જોવામાં આવ્યા કરત, પરંતુ પોતે આજ સુધી જે કંઇ નિહાળ્યું તે બસ છે એમ તેને લાગ્યું. શિવાય તેને તે ગાલીચો મળેલો હતો ત્યારથી દિનપ્રતિદિન નુરનિહાર પ્રત્યેનો આશક વૃદ્ધિંગત થતો જવાથી તેની કલ્પિત મુર્ત્તિ તેની દ્રષ્ટિ સામે રમણ કરવા લાગી. તેથી જેમ જલદીથી તેણીની પાસે જવાય તેમ વધારે સારૂં એમ તેને લાગવા માંડયું. સમય થવાથી ધર્મશાળાના માલેકને ભાડા વગેરેના પૈસા ચુકાવી પોતાના કામદાર માણુસોની સાથે પોતે ગાલિચાપર બેઠો. અને પૂર્વે જે ઠેકાણેથી તે ત્રણે ભાઇઓ નિરનિરાળા પંથે વિચર્યા હતા ત્યાં જવાની વાત તેણે મનમાં આણતાંવાર તે ત્યાં સુખરૂપ જઈ પહોંચ્યો. અને ત્યાં પોતાના બીજા ભાઇઓ આવતાં સુધી વ્યાપારીના વેષમાંજ પડી રહ્યો.

મહારાજ, હવે હું રાજપુત્ર હુસેનનાભાઇ અલ્લીની હકીકત કહું છું. તેનો ઉદ્દેશ ઇરાન દેશમાં જવાનો હતો. તે પોતાના ભાઇની રજા લઇ નિકળ્યા પછી ત્રણ દહાડે તે દેશમાં જનારી વ્યાપારી મંડળી સાથે જોડાયો અને સરાસરી ચાર મહિના પ્રવાસ કરી આખરે ઇરાનની રાજધાની શિરાજ શેહેરમાં જઇ પહોંચ્યો. માર્ગમાં કેટલાક વ્યાપારીઓનો અને તેનો ઘણો ઘાડો સ્નેહ બંધાયો હતો, તેથી તે જે ધર્મશાળામાં ઉતર્યો ત્યાંજ તેઓએ પણ પોતાનો મુકામ રાખ્યો.

બીજે દહાડે પ્રભાતમાં રાજપુત્ર અલ્લીના સોબતી વ્યાપારી લોકો પોતપોતાના માલ ઉતારવાના કામમાં રોકાયા, અને અલ્લી પોષાક પેહેરી શેહેરમાં ફરવા નિકળ્યો. શેહેરના જે ભાગમાં સોનું, રૂપું, જવાહિર, રેશમ, કિનખાબ, મલમલ વગેરે મૌલ્યવાન પદાર્થોની દુકાનો હતી ત્યાં તે ગયો. તે શેહેરનો આ ભાગ ઘણોજ સુશોભિત અને ત્યાંની ઇમારતો પણ ઘણીજ મનોહર હતી. રસ્તાની બંને બાજુએ થાંભલા બેસાડી તેને ઉપરથી કમાનો જડેલી હતી. રાજપુત્ર અલ્લી તે સર્વ મોહોલ્લામાં ફર્યો. અને ત્યાં વેચવા રાખેલી દુકાનદારોની અમૂલ્ય વસ્તુઓ નિહાળી ઘણોજ આશ્ચર્યચકિત થઈ રહ્યો. એટલુંજ નહીં પરંતુ તે શેહેરના ઐશ્વર્યનું તે સહજેજ અનુમાન કરી શકયો.

રસ્તામાં પણ અનેક પ્રકારની વેચવાની વસ્તુઓ લઇ અનેક માણસો તેની દ્રષ્ટિયે પડયા. તે પૈકી એક માણુસ સુમારે હાથ જેટલી લાંબી અને તસુ જેટલી જાડી એવી હાથી દાંતની નળી વેચવાની લઇ ચાલ્યો જતો હતો.

તે નળીની કિંમત તે ચાળીશ હજાર મ્હોરો કહેતો હતો. તે સાંભળી રાજપુત્ર અલ્લીને બહુ આશ્ચર્ય ઉપજ્યું અને એક દુકાનદારની પાસે જઇ તેણે કહ્યું,—"અહો શેઠજી, તે માણુસ આટલી નહાનકડી નળીની કિંમત ચાળીશ હજાર મોહોરો કહે છે તો તે ઘેલો તો નહીં થયો હોય ?" દુકાનદારે જવાબ વાળ્યો,—"તે ઘેલો મુદ્દલ નથી. એ તો ઘણોજ ઇમાની માણુસ છે. અમે ગમે તે વસ્તુ તેની પાસેથી વેચાતી લઈએ છિયે. આ નળીની કીમત તે ચાળીશ હજાર મ્હોરો કહે છે તે કંઇ ખોટી કહેતો નહીં હોય. તે નળીમાંજ તેવો કંઇ વિલક્ષણ ગુણ હશે અને તે ફરીને અહીંથી જશે ત્યારે આપણે અહીં બોલાવી તમારી ખુશી હશે તો બેલાશક તે નળીના ગુણની ચોકસી કરજો અને તેટલો વખત દુકાનની અંદર કોચપર બેલાશક તમે વિશ્રાંતિ લો."

રાજપુત્ર અલ્લીએ તે દુકાનદારનો આભાર માન્યો અને તે દુકાનની અંદર કોચપર જઇ બેઠો. પછી થોડાજ વખતમાં તે હાથીદાંતની નળી વેચનાર વ્યાપારી પુનઃ તેજ રસ્તેથી પોકારતો જતો જણાયો. ત્યારે તે દુકાનદારે તેને હાક મારીને રાજપુત્ર તરફ આંગળી બતાવી, તે માણુસને કહ્યું, "અલ્યા ભાઈ, તું તારી એવડી નાનકડી નળીની કિંમત ચાળીશ હજાર મ્હોરો કહે છે તે ઉપરથી તને કંઇ ઘેલછા તો લાગી નથી ને, એમ આ ગૃહસ્થ પૂછેછે માટે તારે તેના સંબંધમાં કંઇ કહેવું હોય તો તે કહી તેમના મનનું સમાધાન કર." તે માણુસ રાજપુત્રને ઉદ્દેશી બોલ્યો,—"સાહેબ, તમે એકલાએ નહિ પરંતુ એ નળી માટે ઘણા લોકોએ મને ઘેલો કહેલો છે. તદપિ મારી તમોને એટલી વિનંતિ છે કે તેનામાં શો ગુણ છે તે તમોએ તપાસી જોવો અને પછી મને જોઈએ તો ઘેલો કહો કે ડાહ્યો કહો ! મારી એવી ખાત્રી છે કે તે ગુણની તમોને પ્રતીતિ આવ્યાબાદ તુરતજ તમારો મનોનિગ્રહ બહુ રીતિએ બદલાશે અને હું સારી રીતે શુદ્ધિમાં છું એવું તત્કાળ તમે કબુલ કર્યા વિના રહેશો નહીં !"

પછી તે નળી રાજપુત્રના મ્હોં આગળ ધરી ને તે માણુસે તેને કહ્યું,—"આ નળીની બંન્ને બાજુએ છિદ્રો છે. તેમાંના ગમે તે છિદ્રમાંથી જોતાં જે જે વસ્તુ નિહાળવાની આપણી ઇચ્છા હોય તે તે વસ્તુ આપણને દૃષ્ટિગોચર થશે." રાજપુત્ર બોલ્યો,—"જો તારા કહેવા પ્રમાણે મને અનુભવ મળે તો મારૂં પ્રથમનું બોલવું ભૂલ ભરેલું હતું એમ હું લાગલુંજ કબુલ કરીશ."

એ ઉપરથી તે માણસે તે નળી રાજપુત્રના હાથમાં આપી કહ્યું,–"જુઓ ત્યારે આ છિદ્રમાંથી અને તમોએ ઇચ્છેલી વસ્તુ તમારા જોવામાં આવે છે કે નહિ તે કહો." રાજપુત્રે તે નળી આંખે અરાડતાંની વારજ પોતાનો બાપ દૃષ્ટિએ પડવાની તેની ઈચ્છા હોવાથી તે હિંદુસ્તાનનો બાદશાહ પોતાના અમીર ઉમરાવો સહિત સિંહાસનપર બિરાજમાન થયેલો તુરત તેનાં ચક્ષુ સામે ખડો થયો. ત્યારબાદ પોતાની અતિ પ્રિય **નુરનિહાર** દૃષ્ટિએ પડવાની ઇચ્છા કરવાથી તે પણ મહા આનંદમાં પલંગપર બેઠેલી, કિંચિત્ હાસ્ય કરતી જણાઈ, અને તેની આસપાસ તેની દાસીઓ વિંટળાઇ વળેલી છે એવું ચિત્ર આબેહુબ તેના જોવામાં આવ્યું!

એપરથી રાજપુત્ર **અહ્લીની** ખાત્રી થઇ કે આ નળી સરખી વસ્તુ આ શિરાજ શેહેરમાં તો શું, પરંતુ આખા જગતમાં મળવી મુશ્કેલ છે. માટે તે વેચાતી લેવામાં વખત ગુમાવવો નહીં એવો તેણે નિશ્ચય કર્યો. પછી તેણે તે નળીવાળાને કહ્યું,–"આ નળીની યોગ્યતાથી હું અણુવાકેફગાર હોવાથી મેં તારૂં ઉપહાસ કર્યું હતું માટે તે વિષે તું કશું માઠું લગાડતો નહીં. હવે હું તે વેચાતી લેવાનો ઇરાદો રાખું છું અને તારો ભટકતા ભમવાનો શ્રમ સાર્થક કરૂં છું. માટે ખરેખરી જે લેવાની કિંમત હોય તે કહી દે એટલે તને મારે ઉતારે લઈ જઇ તારો હિસાબ લાગલોજ ચુકતો કરી આપીશ." તે માણસે ઉત્તર આપ્યો,–"હું કસમ ઉપર તમોને કહું છું કે આ નળીની કિંમત ચાળીશ હજાર મોહોરોની અંદર એક પૈ કમી પડશે નહીં, કારણ એવો મારા શેઠનો મને સખ્ત હુકમ થયેલો છે. તમોને જો તે માટે સંશય હોય તો બેલાશક મારા શેઠ પાસે આવી તેને પૂછીને ખાત્રી કરો." રાજપુત્રે કહ્યું,–"એટલું કરવાની કશી જરૂર નથી. તારા બોલવાપર મારો પૂર્ણ ભરોસો છે." એમ બોલી તે તેને પોતાને ઉતારે લઈ ગયો અને તેને ચાળીશ હજાર મ્હોરો આપી નળી લઇ વિદાય કર્યો.

રાજપુત્ર **અહ્લીને** તે નળી મળવાથી અત્યાનંદ પ્રાપ્ત થયો. તેને એમ લાગ્યું કે મારા ભાઇઓમાં કોઇને પણ આવી અત્યુત્તમ વસ્તુ પ્રાપ્ત થવી કેવળ અશકય છે અને તેથી **નુરનિહાર** મને પોતાનેજ નિઃસંદેહ પ્રાપ્ત થશેજ એમ તે ગુમાન ધરી રહ્યો. તેનો પ્રવાસ કરવાનો હેતુ એ પ્રમાણે પાર પડવાથી હવે પાછા ફર્યા વિના તેને બીજું કશું કામ રહ્યું નહોતું. પણ જે વ્યાપારી મંડળી સાથે તે આવ્યો હતો તેઓને નિકળવાને હજૂ ઘણો વખત હતો તેથી

તેટલા વખતમાં તેણે ઇરાનનો બાદશાહ તથા તેનો દરબારગઢ નિહાળી લીધો અને શિરાજ શેહેરમાં તથા તેની આસપાસ જે કંઈ અવલોકન કરવા જેવું હતું તે જોઇ લીધું. પછી વ્યાપારી મંડળીની નિકળવાની તૈયારી થતાં વાર તે તેની સાથે નિકળી પડયો; અને માર્ગમાં કોઇપણ પ્રકારે સંકટ નહિ વેઠતાં તે ત્રણે ભાઈઓ જે સ્થળેથી નિરનિરાળે રસ્તે પડયા હતા તે સ્થળે તે સુરક્ષિતપણે આવી પહોંચ્યો.

એ ત્રણે ભાઇઓ પૈકી સર્વથી જે નહાનો ભાઈ રાજપુત્ર અહ્‌મદ હતો તે સમરકંદ શેહેરમાં ગયો હતો. તે નગરમાં પહોંચ્યા બાદ પોતાના બંને ભાઇઓ પ્રમાણેજ તે શેહેરના જે ભાગમાં હરેક પ્રકારની જણસનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો તેવા એક બજારમાં ગયો. એટલામાં એક માણસ એક કૃત્રિમ સીતાફળ લઇ વેચવાની બૂમો મારતો તેની દૃષ્ટિયે પડયો. તેની કીમત પણ તે ચાળીશ હજાર મ્હોરો કહેતો હતો. તેપરથી રાજપુત્રે તેને હાંક મારી કહ્યું,–"અરે આ સીતાફળની તું એવડી મોટી કિંમત કહે છે તે પ્રમાણે તેમાં કયો લોકોત્તર ગુણ છે તે મને કહી સંભળાવશે વારૂ?" તે માણસે તે સીતાફળ તેના હાથમાં આપી કહ્યું,–"સાહેબ, આ સીતાફળના ઉપરના દેખાવપર તમે મોહશો નહીં. તેનામાં એક ઘણો અલૌકિક ગુણ છે અને તે માણસને ઘણો ઉપયોગી છે. તે જો તમારા જાણવામાં આવે તો તમોને મહા દ્રવ્યનો ભંડારજ પ્રાપ્ત થયો એવું તમો કદાપિ કબુલ કર્યા વિના રહેશો નહીં. હવે વધારે પ્રસ્તાવના કરી નકામો વખત નહિ ગુમાવતાં છેલ્લે માત્ર એટલુંજ કહું છું કે કોઇપણ માણસને ગમે તે પ્રકારનો દુર્ઘટ રોગ લાગુ થયો હોય અને આ સીતાફળ સુંઘે એટલે તે એક ક્ષણવારમાં સાજો થઇ શકે છે. વધારે શું કહું? મનુષ્ય કેવળ મરવા પડયો હોય તોપણ આ સીતાફળ સુંઘવાથી તે આળસ મરડી બેઠો થાય છે. જાણે તેને કશો આજાર થયોજ નથી એમ જણાય છે."

રાજપુત્ર બોલ્યો,–"તારા કહેવા પ્રમાણે જો ખરેખર આ સીતાફળમાં તેવો વિલક્ષણ ગુણ હશે તો તે કેવળ અમૂલ્ય વસ્તુ છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ ગણાશે નહીં. પરંતુ મારા જેવો એકાદો સાદો માણસ જો આ સીતાફળ વેચાતું લેવાનો ઇરાદો રાખે તો તું જે કહે છે તે કશું જૂઠું નથી કિંવા તારૂં બોલવું અતિશયોક્તિ રહિત છે તેની ખાત્રી શી રીતે થાય ભાઇ?" તેણે ઉત્તર આપ્યો,–"આ સમરકંદ શેહેરમાં એ વાત સર્વે કોઇના જાણવામાં હોવાથી પુષ્કળ લોકોને તેના ગુણનો સારી રીતે અ-

નુભવ મળેલો છે. આ વિષે જો ખાત્રી કરવી હોય તો તમારે દૂર જવું પડે તેમ નથી. અહિંના કોઈ વ્યાપારીનેજ જો તમે પૂછી જોશો તો તે તમોને તુરત કહેશે કે, 'અમે આજ જીવતા છીએ તે આ સીતાફળનોજ પ્રતાપ છે. જો તે નહોત તો અમોને જીવવાની મુદ્દલ આશા નહોતી.' આની હકીકત હું તમોને કહી સંભળાવું છું એ પરથી પણ તમારી વધારે ખાત્રી થશે. આ શેહેરમાં એક મહા વિખ્યાત તત્વજ્ઞાની માણુસ થઇ ગયોછે. તેણે અનેક પ્રકારની ઉત્તમોત્તમ વનસ્પતિ અને ખનીજ પદાર્થોનો શોધ કરવામાં જ પોતાની આખી જીંદગી ખતમ કરેલી છે. અને તેના મિશ્રણુથીજ આ અજબ વસ્તુ બનેલી છે. તેને લીધે તેણે જે અદ્ભુત કૃત્યો કર્યાંછે તે લોકોમાં પ્રસિદ્ધ છે. ઘણા લોકોના સ્મરણમાં છે કે થોડા દહાડા ઉપર તે માણુસ મરણ પામ્યો છે. તે એટલો ચમત્કારિક રીતે અને એકાએક મરણ પામ્યો કે તેના પોતાના ફળનો ઉપયોગ તે પોતે કરી શકયો નહીં. તેણે દ્રવ્યનો મુદ્દલ સંચય કરી રાખેલો નહિં હોવાથી તેની સ્ત્રી અને બાળકો ઘણી માઠી હાલત ભોગવે છે અને તેથી નિરુપાયે તેની સ્ત્રીએ આ ફળ વેચવા માટે મને મોકલાવેલું છે."

રાજપુત્ર અહંમદ તથા તે માણુસ વચ્ચે સીતાફળ વિષે સંભાષણ ચાલી રહેવાથી રસ્તે જતા આવતા લોકો એકઠા થઇ ગયા, તેઓએ પણ તે સીતાફળના ગુણ વિષે રાજપુત્રની ખાત્રી કરી આપી. એકઠા લોકો થયેલા પૈકી એક માણુસે તેને કહ્યું,–"મારો એક મિત્ર ઘણોજ આજારી હોવાથી તેને જીવવાની મુદ્દલ આશા રહી નથી, માટે જો તમારે તે સીતાફળનો ગુણ અજમાવવો હોય તો આ તક ઘણી મઝાની છે." તે પરથી રાજપુત્રે તે સીતાફળવાળાને કહ્યું,–"હવે કશી હરકત નથી. તું જો આ ગૃહસ્થ કહેછે તે પ્રમાણે તેના મિત્રને આ સીતાફળ સુંઘાડી સારો કરશે તો તુરત હું તને ચાળીશ હજાર મ્હોરો આપી તે સીતાફળ ખરીદ કરીશ."

તે માણુસે ઉત્તર આપ્યો,–"ચાલો ત્યારે શેઠજી, તમે પ્રત્યક્ષ તેની ખાત્રી કરી લ્યો અને પછીથી ખરીદો. એમાં શી વાત છે, કારણ તેથી આપણ બંનેને લાભ છે." પછી તેઓ બંને તે આજારી માણુસને ઘેર ગયા અને તેને સીતાફળ સુંઘાડતાં વાર તે સારો થયો! ત્યારે રાજપુત્રે લાગલીજ તેને ચાળીશ હજાર મ્હોરો ગણી આપી ને તે ફળ ખરીદ કરી લીધું. તુરત હિંદુસ્તાનમાં પાછી આવનાર વ્યાપારી મંડળીને ચાલી નિકળવાને વિલંબ હતો માટે તેટલા વખતમાં તેણે સમરકંદ શેહેરમાં તથા શેહેરની બાહાર

જે કંઇ જોવા લાયક હતું તે જોઇ અતિ ઘણી મઝા મારી લીધી. તેના જોવામાં આવેલા એક પ્રદેશમાં સાગદ નામની નદી જેમાંથી વહેતી હતી તે પ્રદેશ નિહાળી તેના આનંદનો કશો પાર રહ્યોજ નહીં. આ પ્રદેશ સમરકંદ શેહેરની નજીકજ ઉપર કહેલી નદી ઉપરથીંજ સાગદીયાના નામથી ઓળખાતો હતો. તે પ્રદેશનું રસાળપણું, ત્યાંના સુંદર બાગ બગીચા, હવા ખાવાને લાયક એવા બંગલાઓ વગેરે નિહાળી સાક્ષાત્ નંદનવનજ છે કે શું એવો ભાસ રાજપુત્રને થયો.

પછી રાજપુત્ર **અહ઼ંમદ**ને વ્યાપારી મંડળીની સોબત મળતાંવાર તે હિંદુસ્થાન આવવાને નિકળી પડયો અને નિમેલે સ્થળે-એટલે જ્યાંથી તેઓ ત્રણે ભાઇઓ છૂટા પડયા હતા ત્યાં તે સુરક્ષિતપણે જઇ પહોંચ્યો. ત્યાં **હુસેન** અને **અલ્લી** એ બંને ભાઇઓ તેની રાહ જોઇ રહ્યા હતા.

રાજપુત્ર **અલ્લી અહ઼ંમદ**ના પેહેલાં થોડા દિવસપર આવ્યો હતો. તેણે **હુસેન**ને પૂછ્યું,-"તને અહીંયા આવે કેટલા દહાડા થયા?" **હુસેને** જવાબ વાળ્યો,-"ત્રણ મહિના." ત્યારે **અલ્લી**એ કહ્યું,-"ત્યારે તું વધારે દૂર ગયો હોય એવું લાગતું નથી." **હુસેન** બોલ્યો,-"હું કયી જગોએ ગયો હતો તે હું વિસ્તારપૂર્વક તને કહીશ નહીં. પરંતુ એટલુંજ કહું છું કે તે જગોએ જવાના મને ત્રણ મહિના લાગ્યા હતા." **અલ્લી**એ કહ્યું, "ત્યારે તેં તે સ્થળે ઘણા થોડા દહાડા મુકામ કીધો હશે." **હુસેન** બોલ્યો,-"તેવું કશું નથી. હું તે જગોએ સુમારે પાંચ મહિના રહ્યો હતો. અને હું ધારતો હતો તેના કરતાં પણ હું ત્યાં વધારે દહાડા રહી શકયો હતો." **અલ્લી** હસીને બોલ્યો,-"તું કહે છે તે ખરૂં, પરંતુ એમ કેમ બને તે હું સમજી શકતો નથી. તું કહે છે કે ત્યાં પહોંચવાને મને ત્રણ મહિના લાગ્યા, પાંચ મહિના તુ ત્યાં રહ્યો અને અહીં આવ્યાને ત્રણ મહિના થયા; ત્યારે પાછા આવતી વખતે તું ઊડીને આવ્યો કે શું? કારણ તે વિના એમ બનવુંજ કેવળ અસંભવિત છે."

**હુસેને** ઉત્તર આપ્યો,-"મેં તને જે કહ્યું તેમાં અસત્ય તો લેશમાત્ર પણ નથી. હવે એટલું ખરૂં છે કે આ વાત અસંભવિત છે એમ તને લાગવું સ્વાભાવિકજ છે. પરંતુ અંદરનો મર્મ **અહ઼ંમદ** આવ્યા વિના હું તને કહી સંભળાવીશ નહીં. મેં કેઈ ચમત્કારિક વસ્તુ આણેલી છે તે પણ **અહ઼ંમદ** આવ્યા પછી કહી સંભળાવીશ. તેં કેઇ વસ્તુ આણી છે તે હું મુદ્દલ જાણતો નથી; પરંતુ મને લાગે છે કે તે કેવળ ક્ષુલ્લક હોવી જોઇયે.

કેમકે તારી પાસે જે વજન હતું તેમાં કશો વધારો થયેલો જણાતો નથી." **અલી** બોલ્યો,–"તેં ત્યારે વજનમાં વધારો થાય એવું શું આણ્યું છે? તારી પાસે આ જે ગાલીચો પાથરેલો છે તેના વિના બીજું કશું નવું જણાતું નથી! તથાપિ તું કેઇ વસ્તુ લાવ્યો છે એ જો કે સ્પષ્ટપણે તારાથી કહી શકાતું નથી, તો હું શી વસ્તુ લાવ્યો છું તે પણ હું કહી સંભળાવતો નથી, તેટલા સારૂ ગુસ્સે થવું નહીં."

**હુસેને** જવાબ વાળ્યો,–"હું જે ચીજ લાવ્યો છું તેવા પ્રકારની વસ્તુ જગતમાં કોઇપણ સ્થળે મળી શકશે નહીં. તે તને બતાવવાને મને કશી અડચણ નથી. અને તે તું નિહાળીશ એટલે તેં આણેલી વસ્તુ કરતાં પણ મારી આણેલી વસ્તુ હજારગણી શ્રેષ્ઠ છે એવી તારી પક્કી ખાત્રી થયા વિના રહેશે નહિ. પરંતુ આપણો ભાઇ **અહંમદ** આવ્યા પછી પરસ્પરે તે સર્વથી માહિતગાર થવું એ મને યોગ્ય લાગે છે."

**હુસેને** પોતે આણેલી વસ્તુની જે અતિઘણી મહત્તા બતાવી તેના સંબંધમાં **અલી**એ તેની સાથે વધારે વિવાદ કર્યો નહીં. તે મનમાં બોલ્યો, "આપણી હાથીદાંતની નળી કદાચ તેણે આણેલી વસ્તુ કરતાં શ્રેષ્ઠ નહિ હોય, તોપણ તે યોગ્યતાવાળી ગણાયા વિના રહે તેમ નથી." માટે **અહંમદ** આવે ત્યાં સુધી કોઇએ કોઇને પોત પોતાની વસ્તુ બતાવવી નહીં એમ **હુસેને** કહેલું તેના ધ્યાનમાં બરાબર ઉતર્યું.

પછી **અહંમદ** આવ્યા બાદ તે ત્રણે ભાઈઓએ પરસ્પર પ્રેમ ભર્યું આલિંગન લીધું અને પરમેશ્વરની કૃપાથી પોતપોતાના ઉદ્દેષ પ્રમાણે કામ કરી સુખરૂપ આવ્યા માટે અત્યાનંદ પામ્યા. જોકે એક સ્ત્રી માટે ત્રણે એકસરખા ઉમેદવાર હતા, તથાપિ ત્રણે ભાઇઓ વચ્ચે પ્રેમ અગાધ હતો. પછી **હુસેન** સર્વમાં વડીલ હોવાથી તેણે પ્રથમ બોલવાનો આરંભ કર્યો. તેણે પોતાના ભાઇઓને કહ્યું, "આપણે ત્રણે પોતપોતાના પ્રવાસની વાત વિસ્તારથી નિરાંતે કહી સંભળાવીશું. પ્રથમ તો આપણે માટે જે અત્યંત મહત્વની વાત છે તેનોજ વિચાર કરીએ. આપણે કીયા હેતુથી આ પ્રવાસ કરવાનો પ્રારંભ કર્યો હતો. તે તો આપણે સારી રીતે જાણીએ છીએ. માટે હવે આપણે જે જે ચમત્કારિક વસ્તુઓ લાવ્યા છીએ તે પરસ્પર બતાવીએ–કારણ કે **નુરનિહાર**નું પાણીગ્રહણ કરી સુખી થવાનું કોના નસીબમાં છે તેવું આપણે તેપરથી રૂડી રીતે અનુમાન કરી શકીશું. પ્રથમ મેં જે વસ્તુ આણેલી છે તે તમોને બતાવું છું." એટલું બોલી તેણે પેલો ગાલીચો પોતાના ભાઇઓને બતાવી વિશેષમાં કહ્યું;

"જે અમૂલ્ય વસ્તુ હું લાવ્યો છું તે આ ગાલીચો છે. એ હું વિસનગરમાંથી લાવેલો છું. જોકે દેખાવમાં એ કેવળ સાદો છે, પરંતુ તેનો ગુણ હું કહી બતાવું તો તમે કેવળ આશ્ચર્ય પામ્યા વિના રહેશો નહીં. તેમાં એવો અલૌકિક ગુણ છે કે તેનાપર જે કોઇ બેસે તે ધારેલી જગોએ આપોઆપ પહોંચી શકે છે. આ ગાલીચાની ચાળીશ હજાર મ્હોરો મને પડેલી છે અને તે મેં તેનો ગુણ તપાસીને આપેલી છે. ગાલીચો ખરીધા પછી વિસનગરનો દરબારગઢ વગેરે જે જોવાનું હતું તે જોઈ હું અને મારો કામદાર ગાલીચાપર બેસી એક ક્ષણમાં અત્રે આવી પહોંચ્યા છિયે. અને તેની સત્યતા હું જોઇએ ત્યારે કરી બતાવીશ. હવે તમે બંને શી શી વસ્તુ લાવ્યા છો તે કહી સંભળાવો એટલે તે મારી આણેલી વસ્તુની બરાબરી કરી શકે છે કે નહિ તેની તૂલના આપણે સહેજજ કરી શકીશું."

આ પ્રમાણે હુસેનનું બોલવું પુરૂં થયા બાદ અલ્લી બોલ્યો,-"તારો આ ગાલીચો દુનિયા વિરામ અજબ ચીજ છે તે હું કબુલ કરૂં છું. પરંતુ તેના કરતાં અધિક મહત્વવાળી નહિ તો તેની બરોબરી કરનારી-પછી ભલેને નિરાળા ગુણવાળી હોય તોએ શું થયું, પણ તારાજ જેવી ચીજ જગતમાં કોઇ જગોએ નહીં જહોય, એમ તારૂં બોલવું હું ખોટું પાડી શકવાને સામર્થ્યવાન થયો છું. જે વસ્તુ હું લાવ્યો છું તે અતિ અદ્ભુત ને સર્વોપરી ચમત્કારવાળી છે." એટલું બોલી હાથીદાંતની નળી બતાવી તે બોલ્યો,- "આ નળી તારા ગાલીચા પ્રમાણેજ કેવળ સાધારણ માલુમ પડે છે. તથાપિ તેની કીમત તારા ગાલીચા જેટલીજ મારે આપવી પડી છે. અને તેનામાં તેનાજ જેવો ચમત્કારિક ગુણ હોવાથી તે પ્રાપ્ત થયાને લીધે મને પરમાનંદ પ્રાપ્ત થયો છે. તેનામાં એવો ગુણ છે કે એની બંને બાજુ જે બંને છિદ્રો છે તેમાંથી જોઇએ તે વસ્તુ-માત્ર ખરીજ નહિ પણ કલ્પિત વસ્તુ પણ-દૃષ્ટિગોચર થાય છે અને તેની ખાત્રી હું મ્હોંથી તમોને કહી સંભળાવતો નથી. તમે બંનો જણ એ નળી હાથમાં લઇ ચોકસી કરી લ્યો."

તેપરથી હુસેને તે નળી અલ્લી પાસેથી લીધી અને નુરનિહાર નિહાળવાની ઇચ્છા મનમાં લાવી તે નળી આંખે અરાડી તો તેણી એકાએક તેની નજર સામે આબેહુબ પ્રત્યક્ષ પેરે દીઠામાં આવી. તેણીને નિહાળતાંવાર હુસેનનું મ્હોંડું ઉતરી ગયું; અને જાણે મહા દુઃખ સમુદ્રમાં ડૂબી મરતો હોય તેવી રીતે તેનાં ચક્ષુમાંથી અશ્રુપાત થવા લાગ્યો. અને તેમ થવાનું કારણ અલ્લીએ પુછતાં હુસેને ગળગળા બનીને કહ્યું,-"હાય હાય! જેની

પ્રાપ્તીને માટે આપણે આખું વર્ષ મહા મહા શ્રમ વેઠયો તે પરમ્ રૂપવતી મનોહારિણી **નુરનિહાર** કેવળ મૃત્યુની પથારીપર સૂતેલી છે, હવે તે થોડાજ વખતમાં આલોક છોડીને ચાલતી થશે! તે બિછાનાપર કેવળ નિચેષ્ટિત પડેલી છે અને તેની દાસીઓ તથા તેના ખોજાઓએ મહા રુદન કરી મુકયું છે. આ નળી લઈ તું તારી ખાત્રી કર.”

એ સાંભળી **હુસેન**ના હાથમાંથી **અલ્લી**એ તે નળી પોતાના હાથમાં લીધી અને તેમાંથી જોયું તો તેણે કહ્યા પ્રમાણેજ તેણીની દુ:ખદાયક સ્થિતિ દૃષ્ટિગોચર થઇ. એ જોતાં તેને પણ મહા દુ:ખ પ્રાપ્ત થયું. પછી તેણે તે નળી **અહ્‌મદ**ના હાથમાં આપી.

**અહ્‌મદ** **અલ્લી**ના હાથમાંથી નળી લઈ જોયું તો **નુરનિહાર**ની સ્થિતિ ઉપર કહ્યા પ્રમાણે માલુમ પડી. તે પરથી તેણે પોતાના ભાઇઓને કહ્યું,–“**નુરનિહાર**નો અંતકાળ પાસે આવ્યો છે તે કેવળ સ્પષ્ટ જણાઈ આવે છે; પરંતુ જો આપણે જલદીથી તેની પાસે જઇ પહોંચીએ તો તેનો જીવ આપણે બચાવી શકીએ. પછી તેણે પોતાની પાસેનું સીતાફળ ખીસામાંથી કહાડી પોતાના ભાઇઓને બતાવ્યું અને પછી તે બોલ્યો,–“ગાલીચા તથા નળી જેટલીજ આ સીતાફળની કિંમત પડેલી છે; પરંતુ હવે તેનો જે ઉપયોગ થવાનો છે તેની યોગ્યતા મનમાં લાવતાં તેની તે બહુ કિંમત માટે મને કશું માઠું લાગતું નથી. હવે હું તમોને વધારે વખત સંશયમાં રાખતો નથી. તેનામાં એવો વિલક્ષણ ગુણ છે કે મનુષ્ય ગમે તેવું આજારી–મરણ પથારીએ પડયું હોય, તેનો રોગ ગમે તેવો અસાધ્ય હોય તો પણ તેને આ સીતાફળ સુંધાડતાની સાથે માત્ર એક ક્ષણમાં નિરોગી બનાવે છે. માટે ચાલો હવે જલદી, હું **નુરનિહાર**ને આ સીતાફળ સુંઘવા આપી તેણીને વિલક્ષણ રીતે ક્ષણવારમાં સારી બનાવીશ.”

તે સાંભળી **હુસેન** બોલ્યો,–“તો પછી આપણાથી બને તેટલી ઉતાવળ કરી જવું જોઇએ. તે ત્રણેએ **નુરનિહાર**ના મેહેલમાં જવાનો વિચાર મનમાં લાવતાંવાર ક્ષણમાં ત્યાં જઇ પહોંચ્યા. આ પ્રમાણે તે ત્રણે રાજપુત્રને એકાએક મેહેલમાં આવેલા નિહાળી **નુરનિહાર**, તેની દાસીઓ, ખોજાઓ વગેરે ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયાં. તેઓએ તેઓને પ્રથમ ઓળખ્યા નહીં અને તે સ્થળે પુરુષોને આવવાનો બિલકુલ પ્રચાર નહિ હોવાથી ખોજાઓએ તેમનાપર નાગી તલવારો ઉગામી, પરંતુ જલદીથી તેઓએ તેમને ઓળખી કહાડયા અને અવિનયને માટે ક્ષમા માગી.

એ ત્રણ જણાએ **નૂરનિહારના** મેહેલમાં પહોંચનાંવાર ગાલિચા પરથી ઊઠયા અને જુએ છે તો તેઓને હાથીદાંતની નળીમાંથી **નૂરનિહાર** જે સ્થિતિમાં દેખાતી હતી તેના કરતાં તે બાપડી હમણાં વધુ ભયંકર સ્થિતિમાં ઝૂરી મરતી હતી. પછી **અહંમદે** લાગલુંજ પોતાની પાસેનું સીતાફળ કહાડી તેણીના નાક પાસે ધર્યું. તેના અદ્વિતીય પ્રભાવથી એવો તો ચમત્કાર થયો કે થોડીજવારમાં તેણીએ આંખો ઉઘાડી અને તેનામાં થોડું થોડું ચૈતન્ય આવવા લાગ્યું. પછી પોતાની આસપાસ એકઠા થયેલા માણસો તરફ તેણીએ નિહાળ્યું અને ત્યાર બાદ તે ઊઠીને બેઠી થઇ, અને 'મને પોષાક પહેરાવો' એવો દાસીને તાત્કાળ હુકમ આપ્યો. તે વેળાએ તેણીને સ્વસ્થ નિદ્રા લઇ ઉઠેલા માણસ પ્રમાણે હુશિયારી આવવા લાગી. તેની દાસીએ તેણીને આનંદથી કહ્યું,–"બેહેન સાહેબ, તમારી પ્રકૃતિ કેવળ અંત્યાવસ્થ થયેલી છતાં તમે આમ એકાએક સાજાં થયાં તેનું મુખ્ય કારણ આ ત્રણે ભાઇઓ છે (અને **અહંમદ** તરફ આંગળી કરી) અને વિશેષમાં આ છોટા રાજપુત્ર છે." તેણીએ તેઓના મેળાપથી અત્યાનંદ પ્રદર્શિત કર્યો અને તે સર્વેનો–વિશેષે કરી **અહમંદનો** તેણે ઘણા પ્રેમથી આભાર માન્યો. તેણીએ પોષાક પેહેરવાની ઇચ્છા દર્શાવ્યા પછી ત્રણે ભાઈઓ તેની પાસે ઘણો વખત બેઠા નહીં. તેઓએ તેણીને એટલુંજ કહ્યું કે,–"તું કેવળ મરણ પથારીએ પડેલી છતાં તને મૃત્યુના પંજામાંથી મુક્ત કરવાની પ્રભુએ અમોને શક્તિ આપી તેને માટે અમોને અત્યાનંદ પ્રાપ્ત થાયછે અને તેનું વર્ણન કરવાને અમારી પાસે પુરતો શબ્દ સંગ્રહ નથી !" પછી ત્રણેએ તેણીને દીર્ઘાયુષ ઇચ્છી રજા લીધી.

**નૂરનિહાર** અત્રે પોષાક પહેરવા વગેરેની બ્યવસ્થાએ લાગી અને ત્રણે રાજપુત્રો પાદશાહને સાષ્ટાંગ નમસ્કાર કરવા ચાલી નિકળ્યા; તેટલામાંજ રાજકન્યાના આરોગ્ય થવાના વર્તમાન નગરમાં ફરી વળ્યા. અને રાજપુત્રો બાદશાહ પાસે ગયા પહેલાં **નૂરનિહારના** ખોજા **મશરૂરે** તેઓ શી રીતે આવ્યા તથા કેવી અદ્ભુત રીતે તેઓએ તેણીને સાજી કરી ઇત્યાદિ હકીકત તેને નિવેદન કરી હતી, એટલે બાદશાહે પુત્રોને જોતાં મોટા પ્રેમપૂર્વક આલિંગન આપ્યું; અને પોતાની કન્યા પ્રમાણે માનેલી જે **નૂરનિહાર** તેના જીવવાની આશા તજેલી છતાં તેણીને અદ્ભુત રીતે સારી કીધી તે જોઈ બાદશાહને અત્યાનંદ પ્રાપ્ત થયો. પછી ત્રણે રાજપુત્રોએ પોતપોતાની સાથે આણેલી વસ્તુઓ બાદશાહ સન્મુખ ધરી અને પ્રત્યેકે પોતપોતાની

વસ્તુનો ચમત્કારિક પ્રભાવ યથાર્થ રીતે કહી સંભળાવ્યો. પોતાની વસ્તુની ગુણ પ્રશંસા થઇ રહ્યા કેડે પાદશાહને કહ્યું,–"હવે આ ત્રણે વસ્તુમાં કેઇ સર્વથી શ્રેષ્ટ તથા અમારા ત્રણમાં **નૂરનિહાર**નું પાણીગ્રહણ કરવા કોણ યોગ્ય છે તે જણાવવા આપ કૃપાળુ થશો."

બાદશાહે ત્રણેનું બોલવું લક્ષપૂર્વક સાંભળી લીધું; પરંતુ તેઓને શો ઉત્તર આપવો તે તેને સૂઝયું નહિ. પછી ઘણો વખત સુધી વિચાર કરી તેણે તેઓને કહ્યું,–"ભાઇઓ, પ્રિય પુત્રો, તમારા પૈકી એકની તારીફ કરી નિકાલ લાવવો એ ખરી વાત છે, પરંતુ તેમાં ન્યાય શી રીતે થશે તે હું પોતે બિલકુલ સમજી શકતો નથી. કારણ જુઓ કે, **અહુંમદ**ના સીતાફળથી **નૂરનિહાર** સારી થઇ એ વાત ખરી છે, પરંતુ **અલ્લી**ની હાથીદાંતની નળીથી જો તમોને તેની સ્થિતિ માલુમ પડી ન હોત તો તે સીતાફળનો શો ઉપયોગ હતો? તેમજ **હુસેન**ના ગાલિચાથી જો તમો જલદીથી આવી શકયા નહોત તો તમારી નળી તથા સીતાફળ એ બંને નિરર્થક ગયા વિના રહેત નહિ. સારાંશ એટલુંજ કે આ ત્રણે વસ્તુની યોગ્યતા સરખીજ છે, તેથી નિવેડો લાવવાને મેં જે યોજના યોજી હતી તેનો કશો લાભ હાંસલ થયો નથી. માટે મારે બીજી કંઇ નવીયુક્તિ યોજવી જોઇયે. ઉઠો ત્યારે, આજને આજજ આપણે આ વાતનો નિવેડો લાવીએ. તમે તમારી સાથે એકેક ધનુષ્ય બાણ લઈ શેહેર બહાર મેદાનમાં જાઓ. હું તમારી પાછળ સત્વર ત્યાં આવું છું. તે સ્થળેથી તમે ત્રણે એકદમ બાણ છોડો અને તેમાં જેનું બાણ સર્વથી દૂર જાય તેનું પાણીગ્રહણ હું **નૂરનિહાર** સાથે કરી આપીશ."

પછી બાદશાહે તે ગાલિચો, તે હાથીદાંતની નળી, અને તે કૃત્રિમ સીતાફળ ખાસ પોતાના મેહેલમાં રાખવા માટે હજૂરીને હુકમ ફરમાવ્યો અને તે ત્રણે વસ્તુના યોગથી પોતાને અતિ સંતોષ પ્રાપ્ત થયો છે એમ ત્રણે પુત્રને કહી બતાવ્યું.

એ ત્રણે રાજપુત્રોએ બાદશાહનો હુકમ શિરપર ચડાવ્યો. ત્યારબાદ તે ત્રણે જણાઓ ધનુષ્ય બાણ ધારણ કરી બાદશાહે ફરમાવ્યા પ્રમાણે મેદાનમાં ગયા. તેઓની સાથે તેઓના ચાકર નોકર વગેરે પુષ્કળ માણસો ગયાં હતાં. બાદશાહ પણ જલદીથી ત્યાં હાજર થયો. અને તેના આવતાંની સાથે **હુસેન** જે ત્રણે ભાઇઓમાં મોટેરો હતો તેણે પ્રથમ બાણ છોડયું. તેની પાછળ **અલ્લી**એ છોડયું અને તેનું બાણ **હુસેન**ના કરતાં વધારે દૂર ગયું. છેલ્લે

**અહુંમદે** પોતાનું બાણુ છોડયું; પણ તે બાણુ કયાં પડયું તે કોઇની દૃષ્ટિએ પણુ પડયું નહિ. તેણે પોતે તથા બીજા ઘણા લોકોએ તેની શોધ કીધી, પરંતુ તે કેમે કરતાં હાથ લાગ્યું નહિ. તેનું બાણુ **હુસેન** અને **અલ્લી**ના બાણુ કરતાં પણુ દૂર ગયેલું છે એમ સઘળાઓએ અનુમાન કર્યું; તથાપિ તેના તરફનો ન્યાય કરવા માટે તેનું બાણુ શોધી કહાડવાની ઘણી આવશ્યકતા હતી. તે બાણુ નહિ હાથ લાગવાને લીધે બાદશાહે તેના બોલવા તરફ કશું લક્ષ નહિ દેતાં **નૂરનિહાર**ને **અલ્લી** સાથે પરણાવી દેવાનો નિશ્ચય કરી તે બંનેને વિવાહની તૈયારી કરવાની આજ્ઞા આપી. અને ત્યાર બાદ થોડાજ દહાડાની અંદર મોટા ઠાઠમાઠથી તેઓનાં લગ્ન થયાં.

રાજપુત્ર **હુસેન** આ લગ્ન સમારંભમાં મુદ્દલ સામેલ થયોજ નહિ. **નૂરનિહાર**નાપર તેનો એવો તો સચોટ પ્રેમ બંધાયલો હતો કે તે **અલ્લી**ને પ્રાપ્ત થયેલી સમજીને તેનો આશક ભાઇ નિરાશાના વેરાન અરણ્યમાં નિરાધાર વૃક્ષ હોય તેના જેવો બની ગયો. તેને પરમ દુઃખ પ્રાપ્ત થયું. તે મનમાં બોલ્યો—"મારા કરતાં **અલ્લી**નો અને **નૂરનિહાર**નો પરસ્પર વધારે પ્રેમ હતો તેવું કશું નથી અને તેથી તેણીનું પાણીગૃહણુ કરવામાં તે મારા કરતાં વધારે યોગ્ય છે એવું માનવું નહિ જોઇયે." તે ક્ષણુભર થોભીને પછી રડવા ને કરુણાળ સ્વરે વિલાપ કરવા લાગ્યોઃ—"ઓ પ્રિય મનોહારિણી! **નૂરનિહાર**, તું મને પ્રાપ્ત થઇ નહિ! અહા મોહિણી! તું **અલ્લી**ને મળી! મેં શું અલ્લાહના ગુન્હા કીધા કે તું મને પ્રાપ્ત નહિ થઇ? ઓ દૈવડા, મારી માશુક મને મેળવી આપ." સારાંશ તેને આ બાબતમાં એટલું તો પરાકાષ્ટાનું દુઃખ પ્રાપ્ત થયું કે તેને સર્વ પ્રકારનાં સુખો ક્ષણુભંગુર સરખાં જણાયાં. લાગલોજ તેણે રાજ્યપરનો પોતાનો હક તજી દઇ ફકિર બનવાને નિશ્ચય કર્યો અને શેહેરથી થોડેક અંતરે એક શેખ, એટલે મુસલમાન લોકોનો એક ગુરુ રહેતો હતો તેની સેવામાં જઇ રહ્યો.

રાજપુત્ર **અહુંમદ** પણુ **હુસેન**ની પેઠેજ **અલ્લી** અને **નૂરનિહાર**ના વિવાહ સમારંભમાં દાખલ થયો નહિ. પરંતુ તેણે **હુસેન** પ્રમાણે રાજ્યનો ત્યાગ નહિ કરતાં પોતાનું બાણુ શોધી કહાડવાનો નિશ્ચય કર્યો. મેદાનમાં મળેલાં પોતાની સાથેના લોકોની નજર ચુકવી તે જે જગોએથી **હુસેન** અને **અલ્લી**નાં બાણો સાંપડયાં ત્યાં પુનઃ ગયો. તે સ્થળે તેણે અહીં તહીં તપાસી જોયું પણુ કોઇ સ્થળેથી તે બાણુ ન મળ્યું; તેવોજ તે વધારે શોધ કરવા માટે આગળ આગળ વધ્યો ગયો, ઘણોજ દૂર ગયલો છતાં

પણ પોતાના બાણુનો કશો પત્તો લાગ્યો નહિ તેથી પોતાનો તમામ શ્રમ ફોકટ ગયો એમ તેને લાગવા માંડયું. તથાપિ ધૈર્ય ધરીને તે વધારે ને વધારે આગળ ગયો. જતાં જતાં તે એક ડુંગર નજીક ગયો. તે ડુંગર જ્યાંથી તે ચાલી નિકળ્યો હતો તે જગ્યાથી સુમારે પાંચ કોશ દૂર હતો.

રાજપુત્ર **અહુંમદ** ઉપરના ડુંગર નજીક આવતાંવાર તેની દૃષ્ટિએ એક બાણુ પડયું. તે તેણે હાથમાં લીધું અને તેના તરફ જુએ છે તો તે પોતાનુંજ બાણુ છે એવી તેની ખાત્રી થઇ. એટલે દૂર આ બાણુને જોઇને તેને ઘણી અચરતી ઉપજી! તે મનમાં બોલ્યો— "હું તો શું, પરંતુ જગતમાંનો કોઇપણ માણુસ આટલું દૂર બાણુ છોડી શકશે એમ મને લાગતું નથી!" બાણુ જમીનમાં ઘુસેલું નહિ પણ આડું પડેલું હતું અને તેથી ખડકમાં પછડાઇ તેના વેગનો અટકાવ થઇ તે જમીનપર પડયું હશે એવી તેણે કલ્પના કરી. તે પુનઃ બોલ્યો; "આ વાતમાં કંઇ પણ મર્મ સમાયલો છે તેમાં કશો સંશય નથી. તથાપિ તેનાથી મને કદાચ ફાયદો થાય એવું મને લાગે છે. કારણુ ન જાણે, મને અત્યંત જે પ્રિય, તે વસ્તુ પ્રાપ્ત નહિ થવાને લીધે અને તેથી મને જે. દુઃખ ઉપજ્યું છે તેથીજ મને સુખી બનાવવાને માટે પરમેશ્વરે આવી યોજના કરી હોય તેમ પણ કેમ નહિ માનવું?"

એ પ્રમાણેના વિચારો રાજપુત્રના મનમાં એક સરખા ઘોળાયા કરવાથી તે ડુંગરમાં એક ખીણુ હતી તેમાં તે આખરે વગર વિચારે દાખલ થયો. અને તેમાં ચારે તરફ બરોબર લક્ષ રાખીને નિહાળવા લાગ્યો તો એક લોખંડનો દરવાજો તેના જોવામાં આવ્યો. તેને તાળું લગાડેલું નહોતું તેથી તે કદાચ અંદરથી બંધ કરેલો હશે એમ લાગ્યું; પરંતુ તેને હાથ લગાડતાંવાર તે ઉઘડી પડયો અને અંદર ઉંડોને ઉંડો એવો એક લાંબો ગયલો રસ્તો તેના જોવામાં આવ્યો. તે ક્ષણુભર ત્યાં સ્થંભ્યો. તે માર્ગને પગથી નહોતી તથાપિ તેમાં ઉતરવાને બહુ વિકટ નહોતું. તુરતજ રાજપુત્ર પોતાના ધનુષ્ય બાણ્ સહિત તે રસ્તેથી નીચે ઉતરવા માંડયો. પ્રથમ તેને લાગ્યું કે આ રસ્તો એકાદા પાતાળમાં જતો હશે. કેટલેક દૂર તે ચાલ્યા પછી એવો ચમત્કાર થયો કે એકાએક ત્યાં દિવ્ય પ્રકાશ પડયો. તે પ્રકાશ સાધારણુ અજવાળા સરખો નહિ છતાં કેવળ નિરાળા પ્રકારનો હતો. પછી પચાસ સાઠ પગલાં તે નિચે ઉતર્યો નહિઉતર્યો એટલામાં ત્યાં એક વિશાળ મેદાન તેના જોવામાં આવ્યું. તે મેદાનના મધ્ય ભાગમાં એક અતિ સુશોભિત મેહેલ હતો. તેનું

અતિ સુશોભિત કળા કૌશલ્યવાળું નક્ષીકામ નિહાળવાનો રાજપુત્રને અવકાશ મળ્યો નહિ; કેમકે તેટલામાં એક અત્યંત તેજ:પુંજ અને કેવળ લાવણ્યની ખાણ અને ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાલંકારો ધારણ કરેલી એક દિવ્ય તરુણ સ્ત્રી મેહેલના દરવાજાપરથી આવતી તેની દૃષ્ટિયે પડી, તેથી તેનું લક્ષ કોઈપણ વસ્તુતરફ નહિ ખેંચાતાં તે આશ્ચર્યચકિત બની ટગરટગર તેનાજ તરફ જોવા લાગ્યો. તે સ્ત્રીને જોઈનેજ રાજપુત્ર અહ્મંદ તેણીને સલામ કરવા માટે આગળ ગયો. પરંતુ તેણીએ તેને એમ કરવાનો વખત નહિ આપતાં પોતે એકદમજ બોલી ઉઠી,—"રાજપુત્ર, પધારો, હું તમારા આદર સત્કાર માટે તૈયાર થઈ રાહ જોઉં છું."

એ ઠેકાણું પોતે કદીજ જોયેલું નહિ હોવાથી ત્યાંની પોતાને કશી માહિતી નથી તથાપિ ઓળખીતા માણસ પ્રમાણે આ દિવ્ય કાંતિમાન્ તરુણીએ તેને હાક મારી, તેથી રાજપુત્રને અતિ આશ્ચર્ય ઉપજ્યું. તેણે તેણીની પ્રત્યે સાષ્ટાંગ નમસ્કાર કર્યા; અને પછી ઉઠી. તે પ્રેમથી બોલ્યો,—"બાઇસાહેબ, જે સ્થળે પરવાનગી વગર આવી શકાય નહિ તેવી જગોએ હું વગર વિચારે એકાએક દાખલ થયો છું; તથાપિ તમે મારાપર ગુસ્સે નહિ થતાં ઉલટો મારો સત્કાર કરવાને તૈયાર થયાં છો તેથી હું તમારો અત્યંત ઉપકાર માનવાનું વિસરી જતો નથી. પરંતુ બાઇ સાહેબ, હું અગાઉથી તમોને એક વાત પુછવાની વિનંતિ કરૂં છું અને તેને માટે તમે બિલકુલ ગુસ્સે થશો નહિ એવી આશા રાખું છું. પૂછવાની વાત એજ કે તમે જો કે અમારા શેહેરની કેવળ પડોશમાં રહો છો, તથાપિ મેં તમોને કદી જોયેલાં નથી અને તમારા વિષે હું કોઇ પણ પ્રકારની માહિતી ધરાવતો નથી; છતાં તમારા બોલવાપરથી જણાય છે કે હું તમારો ઓળખીતો છું, તો તેનું પ્રયોજન શું ?" તે સ્ત્રીએ ઉત્તર આપ્યો, "રાજપુત્ર! તમે પ્રથમ મારા મેહેલમાં ચાલો એટલે તે સ્થળે તમારા પ્રશ્નનો પ્રત્યુત્તર સારી રીતે મળશે."

એવું બોલી તેણીએ પોતાના મેહેલ તરફ મંદ મંદ પગલે, લટકાળી ચાલથી ચાલવા માંડયું. રાજપુત્ર પણ તેની પાછળ પાછળ ગયો. તે મેહેલની બાંધણીનું કામ ઘણુંજ નક્ષીદાર હતું; અને તેને સોનેરી તથા આસ્માની રંગનું છજ્જું છાયેલું હતું. ત્યાં નાના પ્રકારના ચમત્કારિક અને સુશોભિત આરસા, તસવીરો, હાંડીઓ, ઝુંમરો વગેરે લટકાવી તે મેહેલની અપ્રતિમ શોભા બનાવવામાં કશી મણા રાખી નહોતી. એ શોભા નિહાળી રાજપુત્ર કેવળ જડ-

ભરત જેવો થઇ ગયો, એટલુંજ નહીં પણ તેણે ચમત્કારના આવેશમાં કહ્યું કે,– "બાઇસાહેબ, આવું ઉત્તમ રમણીય અને સુશોભિત વિલાસભુવન આ જગતમાં બીજે કોઇ સ્થળે નહિ હશે એમ મને લાગે છે!" તે સ્ત્રીએ જવાબ વાળ્યો, "તમે આટલેથી આશ્ચર્ય પામતા નહિ. તમે આ સર્વ મેહેલ નિહાળશો એટલે તમારી ખાત્રી થશે કે મેહેલની અંદર આ જગો કશી બિસાતમાં નથી. આ મેહેલ દિવ્ય કારિગિરીનો નમૂનોછે અને એમાં જે જાતનું સુવર્ણનું નક્ષીકામ કરેલું છે તે સાક્ષાત્ **વિશ્વકર્મા**એ કરેલું છે." આટલું બોલીને તે સ્ત્રી એક સૂવર્ણના પલંગપર બેઠી; અને અતિઘણા મોહક પ્રેમપાસથી બંધનમાં લઇને રાજપુત્ર **અહંમદ**ને પોતાની પડોસમાં બેસવાને વિનંતિ કીધી; એટલે રાજપુત્ર પણ તેની પડોસમાંજ બેઠો. પછી તે સ્ત્રી બોલી, "પ્રિય રાજપુત્ર! તમે હમણાં મને કહ્યું કે તમો મને ઓળખતા નથી, તે છતાં હું તમને શી રીતે ઓળખી શકું છું? ત્યારે હું કોણ છું તેનું સવિસ્તર વર્ણન તમોને જણાવવાની ઘણી અગત્યતા છે, કેમકે તેથી તમારા મનમાં જે વિચિત્ર તર્કવિતર્કનું હમણાં મનન કરો છો તેનો અટકાવ થાય. આ પૃથ્વીપર મનુષ્ય પ્રમાણે યક્ષ ગાંધર્વ કિન્નર આદિ એક જાતની વસ્તી છે એવું જેઓએ ધર્મશાસ્ત્ર સાંભળ્યું હશે તેઓને ખબર હશે. આ યક્ષ લોકોમાં જે અત્યંત પરાક્રમી, વિખ્યાત, સુજશવાન્ એવો જે યક્ષ છે તેની હું એકની એક લાડકી પુત્રી છું. મારૂં નામ **પરીબાનુ** છે. અમે યક્ષ લોકોને સર્વ પ્રકારનું જ્ઞાન હોયછે, ને તેથી તમારા પોતાના અંગનું તો શું, પરંતુ તમારા મહારાજા પિતા, તમારા બંધુઓ **અટલી** અને **હુસેન** તથા તમારી ભગિની **નૂરનિહાર** સંબંધી સર્વ વૃતાંત હું યથાર્થ રીતે જાણું છું. **નૂરનિહાર** પ્રત્યે તમારો અત્યંત પ્રેમભાવ છે, અને તેની પ્રાપ્તિ અર્થે તમે જે મોટા કષ્ટનો પ્રવાસ કીધો હતો તે સર્વ હકીકતથી હું માહિતગાર છું; ને જો ઇચ્છા હોય તો તેનું ઇત્યંભૂત વૃત્તાંત હું તમોને કહી સંભળાવું. સમરકંદથી તમે આણેલું સીતાફળ, **અલીએ** શિરાજ નગરથી આણેલી હસ્તિદંતની નળી અને **હુસેને** વિશનગરથી આણેલો ગાલિચો, એ ત્રણે વસ્તુ મેંજ બજારમાં વેચવા મોકલી હતી. હવે એ સંબંધી કંઈ પણ જાસ્તી તમોને જાણવાનું કારણ નથી, કેમકે તે વસ્તુઓ યક્ષકિન્નર વગર કોઇ બનાવી શકે એવો આ ભૂમંડળમાં નથી. **નૂરનિહાર** તમને પ્રાપ્ત થાય ને તેથી તમે જે અલૌકીક સુખ ભોગવવાને ભાગ્યશાળી થાઓ તેનાથી વિશેષ સુખ ભોગવવાને તમો યોગ્ય છો એમ મેં ધાર્યું ને

તેથીજ હું તમને અત્રે તેડી લાવી છું. તમો ત્રણે બંધુઓએ તે મેદાન-માંથી બાણુ છોડયાં તે વેળાએ હું ત્યાં હાજર હતી. મને તે વેળાએ એમજ લાગ્યું કે હુસેન કરતાં તમારૂં બાણુ અગાડી જશે નહિ, તેથી મેં તે બાણુ જમીનપર પડયા પૂર્વેજ પકડી લીધું; અને તે ડુંગર પાસે, જ્યાંથી તમને પાસ થયું ત્યાં આવી પહોંચે એવી મેં તેમાં ગતિ મુકી દીધી. આ પ્રમાણે સર્વ વૃત્તાંત છે. તમારા સુદૈવે કરીને તમોએ જે સુખ સંપાદન કરવાને ઇચ્છા રાખી છે તેનાથી હજાર દરજ્જે વધારે શ્રેષ્ઠ સુખ મેળવવાને તમોને એક અમૂલ્ય તક હાથમાં આવી છે—તે તક હાથમાં લેવી કે નહિ એ તમારા હાથમાં છે. હવે એ સંબંધી વધારે તમોને કેહેવું અવશ્યનું નથી."

**પરીબાનુ** યક્ષણીએ જે છેવટના શબ્દો કહ્યા તે એવા પ્રકારે કહ્યા કે તેથી રાજપુત્ર **અહુંમદ**નું મન તેણે જોતજોતામાં આકર્ષણ કરી લીધું. તે યક્ષણીએ રાજપુત્ર સામું એવી તો પ્રીતિયુક્ત મુદ્રાથી નિહાળ્યું કે તેથી તેનેજ લજ્જા ઉત્પન્ન થઇ; ને તેના અતિ સકુમાર ગાલપર લાલી ઝામી રહી. 'સુખ' મેળવવું ? એ કેવા પ્રકારે મેળવવું તેની વિમાસણમાં રાજપુત્ર બહુ બહુ રીતે પડી ગયો; ને તે આ વિચારસાગરના ઓઘમાં પુષ્કળ તણાયો. તેણે મનમાં વિચાર કીધો કે, "હવે **નૂરનિહાર** મને પ્રાપ્ત થવાની યત્કિંચિત્ પણ આશા નથી; ને તે મને ગમે તેટલા પ્રયત્ન છતાં પણ મારા પિતાજી પરણાવશે નહિ એ નિર્વિવાદિત વાર્ત્તા છે. આ **પરીબાનુ** એક દૈવી સુંદરી છે. એનું લાવણ્ય, સૌંદર્ય, મોહકપણું, મધુર મંજુલ ભાષણ અને ચાતુર્ય એ બધા ગુણો **નૂરનિહાર**થી બહુ દરજ્જે શ્રેષ્ઠછે. વળી તે સાથે એની પાસે અપાર સંપત્તિછે એમ જણાય છે; તેથી હવે એના હેતુ પ્રમાણે વર્તીને એનાજ થઇ રેહેવું તેમાં આપણું પોતાનુંજ હીત સમાયલું છે." આ પ્રમા-ણે એના મનમાં વિચાર આવ્યા પછી તેના મનમાં વિચાર થયોકે, "મારૂં બાણુ શોધી કાઢવાની મને ઈશ્વરે બુદ્ધિ આપી તે અત્યંત લાભકારકછે એમાં તો સંશય નથી !" પછી તેણે તે અતિમોહક કામકટાક્ષ ધારિણી **પરીબાનુ**ને અતિઘણા પ્રેમવચનથી કહ્યું, "પ્રિયે, નિખાલસહૃદયવાન્ નવયૌવના, હે મધુરે, હું તને ખાત્રીપૂર્વક કહું છું કે તારો જન્મભર દાસાનુદાસ થઇ રેહે-વાને માટે તેં મારી જે પ્રાર્થના કીધી, ને તારૂં સમાગમ સુખ અનુભવવાને માટે મને પાત્ર ઠરાવ્યો તે માટે હું મને પોતાને અહોભાગ્ય માનું છું. છબીલી, હું આટલા ધીટપણાથી બોલું છું તેથી તું સંદેહ ના કરતી, પણ હું તને સ્પષ્ટતાથી જણાવું છું કે મેં મારૂં તન મન અને

ધન એ સર્વસ્વ તને અર્પણ કીધું છે; ને તારી છાયા નિચે સુખરૂપ રેહેવાને માટે હું સદોદિત ઉમંગી રહીશ."

રાજપુત્રનું એ મુજબનું બોલવું સાંભળીને તે યક્ષિણીએ કહ્યું, "પ્રાણવલ્લભ! મુજના હૃદયમાં વસેલા રાજપુત્ર! મારી ઈચ્છા પ્રમાણે વર્તવાની અને મને ગમે ત્યાં લગ્ન કરવાની મારા માતપિતાએ આજ બહુ દિવસ થયા સ્વસંતોષથી પરવાનગી આપી છે; એટલે હું જે કંઇ કાર્ય કરીશ તેને માટે તેઓ સંમતિ આપશે કે નહિ એ માટે મને જરાપણ ભીતિ કે શંકા જેવું નથી. તેથી હવે પછીથી મારો ને તમારો સંબંધ શેઠ ચાકર પ્રમાણે થાય તેમ મારી જરાપણ ઇચ્છા નથી. મારી ઇચ્છા એવી છેકે મારૂં પાણીગૃહણ કરી, આ મારા તન મન-અને ધન એ સર્વના આપ માલિક થાઓ, અને મને તમારૂં સમાગમ સુખ આપો. આપણે બંનો નિરંતર આનંદમાં દિવસ નિર્ગમન કરીએ તેવું હું ઇચ્છું છું. સ્ત્રી પુરુષ પ્રમાણે પૂર્ણ પ્રેમભાવથી આપણે રહીએ એમ હું ધારૂં છું. આ પ્રમાણે આપણે રહીએ તેથી તમને કંઇ નવલ જેવું લાગશે, પણ અમારા યક્ષ લોકમાં તો આ પ્રમાણે સ્વેચ્છાનુસાર પતિ શોધી લેવો એવો પરાપૂર્વનો રીવાજજ છે. અમે એમાં અવિવેક, અસભ્યપણું કે અમર્યાદિતપણું કશું સમજતાં નથી. એક સ્ત્રી પોતાની મરજી માફક એક પુરુષ સાથે એ સંબંધમાં વાતચિત કરે એવો અમો યક્ષ લોકોમાં રીવાજ છે. એ સ્વયંવરવિધિ અમે બહુ કાળ થયા ભોગવવે ભાગ્યવાન્ થયાં છિયે."

પરીબાનુએ રાજપુત્ર અહુંમદપર આ કૃપા બતાવી તેનો બદલો કેવા પ્રકારે રાજપુત્રે આપવો તે સંબંધી તે ઘણા વિચારમાં પડયો. ક્ષણભર થોભી, પછી રાજપુત્ર ઉઠયો, અને તે યક્ષિણીનું વસ્ત્ર પકડી તેને પ્રેમથી ચુંબન કરી પોતાની કૃતજ્ઞતા દર્શાવવા ધસ્યો; પણ તે યક્ષિણીએ તાલકાળ તેને તેમ કરતાં અટકાવ્યો; અને પોતાની સમીપ બેસાડી, તેના અધરનું પાન કરવાની ઈચ્છા દર્શાવી, અને પોતાનો સકુમાર હાથ તેના મસ્તકપર મુકયો. આ હાથને પકડીને રાજપુત્રે તેનાપર પુષ્કળ પ્રેમચુંબન કીધાં. તે યક્ષિણીએ તે હાથ સુદ્રઢપણાથી ધરી રાખ્યો, અને પછી તે બોલી; "રાજપુત્ર, તમે મારા બોલવાનો કંઇ પણ ઉત્તર આપ્યો નહિ! પણ મારા પંચપ્રાણ તો તમારા માટે આકુળવ્યાકુળ થઇ રહ્યા છે! મારા હૈયાના હાર તે તમો છો, ને મારા નેત્રમણી તે પણ તમો છો. હવે મારાથી તમારા વગર એક પળ પણ વિખૂટા રેહેવાય તેમ નથી, ને તમારો વિયોગ ક્ષણભર પણ હું હવે ખમી

શકું તેમ નથી. હવે આપણાં લગ્ન માટે યત્કિંચિત્ પણ વિલંબ કરવો જોઇએ નહિ. મેં મારૂં સર્વસ્વ તમોને અર્પણ કીધું છે, તેજ પ્રમાણે તમે પણ તમારૂં સર્વસ્વ મને અર્પણ કરવા ઈચ્છો છો કે નહિ તે સત્વરે જણાવો, અને મારા મનમાં જે આકુળવ્યાકુળતા વ્યાપી રહી છે તેનો અંત લાવો. પ્રિય રાજપુત્ર, મારા હૃદયમાં તમે એવું તો સજ્જડ ઘર કીધું છે કે જો તમે મને પ્રાપ્ત થશો નહિ તો મારો પ્રાણ સત્વરે આ દેહનો ત્યાગ કરી ચાલ્યો જશે!" આ પ્રમાણેનાં **પરીબાનુ**નાં વાક્ય સાંભળી રાજપુત્રે હાસ્ય સહિત ઉત્તર આપ્યો, "હે કટાક્ષ કામિણી, મોહિણી, મૃગનયણી, છેલછબિલી, કામણગારી, હવે તને મારે શું ઉત્તર આપવો છે? તારા પ્રેમયુક્ત કટાક્ષે, ક્યારનુંજ મારૂં સર્વસ્વ હરણ કરી લીધું છે, હવે શું તારે જોઈયે છિયે? મારૂં મન? અહા! તે ક્યાં હવે મારૂં રહ્યું છે? તેણે તો ક્યારનોએ તમારા હૃદયમાં વાસ કીધો છે ને મારો ત્યાગ કીધો છે! મારૂં તન? વાહ તેને હું મારૂં કેમ કહી શકું? તે તો તમારૂં તાબેદાર છે, જ્યારથી તમોએ મારી સ્વાગતા કીધી ત્યારથીજ! હવે મારી પાસે વધુ બોલવાને માટે શબ્દો નથી! પણ હે કામણગારી, હે મજહૃદયવાસિણી, હું તારો બંદો છું, તું ચાહે તેમ કર!" તે યક્ષણી તુર્તજ બોલી, "બસ, બહુ થયું, પ્રાણનાથ, છેલછબીલા, પ્રાણવલ્લભ! હવે હું તમારી પત્નિ ને તમો મારા પતિ થયા! જો કે તમારા મનુષ્ય લોકની રીતિ પ્રમાણે કંઇ પણ લગ્ન વિવાહનો ઠાઠમાઠ થયો નથી; તથાપિ અમારા યક્ષ લોકની વિધિ પ્રમાણે આ લગ્ન પાકું થયું છે. હવે આપણા વચ્ચેની પ્રીતિ ઉત્તરોતર અધિકાધિક વૃદ્ધિંગત થવી જોઈયે. હે પ્રાણનાથ, હે પ્રિય મદનમૂર્ત્તિ! આજ પ્રભાતથી તે અત્યાર પર્યંત તમે કંઈ ખાધું નથી તે હું જાણું છું, તેથી તમને મોટી ક્ષુધા લાગી હશે, તેની ત્રેવડ હવે હું કરૂં છું. આ ભોજન આવે છે તેમાંથી ઇચ્છામાં આવે તે આરોગો, પછી હું તમને મારો મેહેલ બતાવું છું તે જોયા પછી આપણાં આ લગ્ન નિમિત્ત ઉત્સવ-મીજબાની કરવાની વિધિ જારી કરીશું." તુરતજ **પરીબાનુ**ની આજ્ઞા પ્રમાણે કેટલાક દાસદાસીઓ મેહેલના રસોડામાં દોડી ગયા, ને તે યક્ષિણીની આજ્ઞા પ્રમાણે ભાત ભાતનાં પકવાન્ન પુરીને કેટલીક થાળીઓ આણી. એક સ્ફાટીકના ઉત્તમ પ્રતિના ચવરંગપર તે બંનો દમ્પતિ બેઠાં, ને અત્યંત પ્રફુલ્લિતવદનથી ભોજન આરોગવા લાગ્યાં. આ વેળાનું **પરીબાનુ**નું અતિ આનંદી વદન, જાણે ચંદ્રના ઉદયથી પોયણીઓ અર્ધી ખીલી રહીને શોભતી હોય નહિ શું તેથી પણ વધારે સુંદર દીસતું હતું.

તે બંનેએ ભોજન કીધા પછી ઉત્તમ પ્રતિનું મદ્ય આણ્યું, તે અન્યોઅન્ય અધરોષ્ટનું પાન કરતાં પી ગયાં. પછી રાજપુત્રને સાથે તેડીને પરીબાનુ યક્ષિણી મહેલના જુદા જુદા ભાગમાં ગઇ, ને ત્યાંના પ્રત્યેક ઠેકાણાં ઘણા આનંદથી બતાવ્યાં, ને ઘણા ચમત્કારની સાથે તે ઠેકાણાં રાજપુત્રે નિહાળ્યાં. જ્યાં જ્યાં રાજપુત્ર જતો હતો ત્યાં ત્યાં પ્રત્યેક સ્થળે હીરા, મોતી, માણેક, પન્ના, ગોમેદ, લીલમ ને પોખરાજ સાથે અતિ ઉત્કૃષ્ટ સંગેમરમરી પત્થરો જણાતા હતા. તે પ્રત્યેક સ્થળે નાના પ્રકારના ઉત્તમોત્તમ પદાર્થો તેની દૃષ્ટિએ પડયા ને તેથી તેને પરાકાષ્ટાનો આનંદ પ્રાપ્ત હવો; ને તેના આશ્ચર્યમાં તે ઝોકલા ખાવા લાગ્યો. તે સર્વે નિહાળી રાજપુત્ર યક્ષિણી પ્રત્યે બોલ્યો, "નાજુકડી! આની બરાબરી કરી શકે તેવું સ્થળ ને આટલી સંપત્તિ મેં કોઇપણ સ્થળે જોઈ નથી; ને આવું રમણિય સ્થળ આ ભૂમંડળમાં કોઇ પણ સ્થાનકે હશે એમ હું માનતો નથી." તે યક્ષિણી બોલી, "પ્રાણપ્રિય! મારા આ મહેલનાં જે તમો વખાણ કરો છો તે પ્રમાણે તે અતિ સુરસ છે એમાં સંદેહ નથી, પણ અમારા મહારાજાનો મહેલ તો આથી હજારગણો વિશેષ સુંદર, ભવ્ય ને શોભાયમાન છે; અને તે જ્યારે તમો જોશો ત્યારે તો તમો ગાંડા ઘેલાજ થઇ જશો! હું મારો બગીચો પણ તમોને આજેજ બતાવવાની હતી, પણ હવે વખત ઘણો વિતિ ગયો તેથી કોઇ બીજે પ્રસંગે બતાવીશ. હવે સંઝયાકાળ થઇ છે, ને વાળુની તૈયારી થઇ છે માટે ચાલો આપણે ત્યાં જઇએ."

એક મોટા દિવાનખાનામાં ભોજન કરવાની તૈયારી કીધી હતી તે સ્થળે તે બંનો પધાર્યાં. માત્ર તેજ દિવાનખાનું રાજપુત્રને જોવાને બાકી રહ્યું હતું. તે દિવાનખાનામાં અતિ ઘણી મોહક રોષનાઈ કીધી હતી. ત્યાં નાહ્‌ના પ્રકારના સુગંધી તેલના દિવા કીધા હતા તેનો મઘમઘાટ ચોમેર વ્યાપી રહ્યો હતો, અને તેથી રાજપુત્રનું મગજ તર થઇ ગયું! આ દીવા પ્રકટ કરવામાં એવી એક જાતની યુક્તિ કીધી હતી કે જેથી તે જરાક વધારતાં આખા મેહેલમાં સૂર્ય સમાન પ્રકાશ થતો ને અત્યંત મઘમઘાટ ખીલી નિકળતો હતો; ને તેથી તેની ખૂબી કંઇ અલૌકીક દિસતી હતી. ત્યાં એક કબાટ હતું તેમાં ભાતભાતનાં સુવર્ણનાં વાસણો ગોઠવેલાં હતાં. તે વાસણો ઉપરનું નક્ષીકામ એટલું શ્રેષ્ઠ હતું કે જેટલી તે સુવર્ણપાત્રોની કીંમત નહોતી તેથી વધારે તે નક્ષીકામની કીંમત હતી.

રાજપુત્ર ને તે યક્ષિણી ભોજનને બિરાજ્યાં કે કેટલીક અતિ ઘણી લાવણ્યયુક્ત સુંદરીઓ હાથમાં સીતાર, દિલરૂબા, મોરચંગ આદિ વાજીંત્રો લઇ, અતિ ઘણા મૌલ્યવાન પોશાકો પેહેરીને ત્યાં આવી. તેઓએ એકેકથી સરસ રાગ આલાપી, વાજીંત્ર સહિત પુષ્કળ ગમ્મત ઉડાવી, ને તેથી આ દમ્પતિ બહુ રંજનને પામ્યાં. **પરીબાનુએ** રાજપુત્રના મુખમાં ઘણા સુસ્વાદિષ્ટ પકવાન્નો મૂક્યાં. એ સઘળાં પકવાન્નોનાં નામ પણ રાજપુત્રને ખબર નહોતાં, પણ તે તેને ઘણાં સ્વાદિષ્ટ ને મધુરાં લાગ્યાં. આ પકવાન્ન ખાતાં ખાતાં રાજપુત્રે તે યક્ષિણીને કહ્યું કે અમારા દેશનાં પકવાનો કરતાં આ પકવાન્ન અતિ ઘણાં શ્રેષ્ઠ છે. ભોજનકાળ વિત્યા પછી અન્યોઅન્યે મદ્ય પ્રાસન કીધું ને પછી કેટલીક યક્ષિણીઓ સુંદર મેવા લાવી તે ખાધો. આ મદ્ય તથા ફળની રાજપુત્રે પુષ્કળ તારીફ કીધી.

પછી રાજપુત્ર તથા તે યક્ષિણી ભોજનવાળું દિવાનખાનું છોડીને નિકળ્યાં, ને બીજા દિવાનખાનામાં ગયાં. ત્યાં જઈને બંનો સાથે પલંગપર બેઠાં. તે પલંગપર હાથ ટેકવવાને રેશમી ગાદિ તકિયા પડેલા હતા, ને તેનાપર અનેક પ્રકારનાં નિરનિરાળા રંગનાં ફૂલફળ કાઢયાં હતાં. આ સ્થળે કેટલાંક યક્ષયક્ષિણી આવીને નૃત્ય કરવા મંડી પડયાં. આ નૃત્ય, જ્યાં સુધી રાજપુત્ર ને **પરીબાનુ** વિલાસભોવનમાં ગયાં નહિ ત્યાં સુધી ચાલુ રહ્યું. તેઓનું વિલાસભોવન આ આનંદભોવનની પડોસમાંજ હતું. બંનો વિલાસભોવનમાં જવાને ઉઠયાં એટલે યક્ષયક્ષિણી હારેદોર નમન કરતાં બંને બાજુએ ઉભાં રહ્યાં, ને આ દમ્પતિ વિલાસ ભોવનમાં પહોંચ્યાં એટલે તે સર્વે ત્યાંથી વિદાય થયાં. આ પ્રમાણે કેટલાક દિવસપર્યંત **પરીબાનુએ** પોતાના લગ્ન નિમિત્ત આ પ્રમાણેની ગમ્મત રમ્મત ચલાવી ને આખા મેહેલમાં આનંદ વ્યાપી રહ્યો. આ ઠાઠમાઠ ને વિલાસવૈભવની ગમ્મત એટલી તો લોકોત્તર હતી કે રાજપુત્ર **અહંમદ** એક હજાર વર્ષ જીવ્યો હોત તોપણ તેની કલ્પના સુદ્ધાં આવતે નહિ.

**પરીબાનુ** યક્ષિણીનો ઉદ્દેશ, રાજપુત્રપર પોતાનો અકૃત્રિમ નહિ પણ સ્વાભાવિક પ્રેમ છે એટલુંજ જણાવવાનો નહોતો, પણ આ ભોવનમાં તે જે સુખ, આનંદ અને વિલાસ ભોગવે છે તેવો તેના બાપના મેહેલમાં તો શું, પણ કોઇ પણ સ્થળે ભોગવી શકશે નહિ તેવું ઠસાવવનો હતો. કેમકે તેને એવી ભીતિ હતી કે રખેને તે તેણીનો ત્યાગ કરીને જાય; ને તેથી એ પ્રકારનું અપ્રતિમ સુખ તે આપવાને તૈયાર થઈ હતી.

કે તેવું આ ભૂમંડળમાં કોઈપણ સ્ત્રી પોતાના પતિને આપી શકેજ નહિ. યક્ષિણીનો આ ઉદ્દેશ એટલે દરજ્જે પાર પડ્યો કે દિવસે દિવસે રાજપુત્રને **પરીબાનુનું** સમાગમસુખ અધિકાધિક પ્રિયકર ને આનંદદાયી થતું ગયું: ને તેના પ્રેમપાસમાં તે એવો તો જકડબંધ થઇ ગયો કે તેનો ત્યાગ કરી પોતાના પિતાની રાજધાનીમાં જવાનો વિચાર ક્ષણભર આવવો તો રહ્યો, પણ તેવો વિચાર આણવો એ તો સ્વપ્નવત્ વાત થઇ પડી. આ પ્રમાણે પ્રેમપાસમાં જકડબંધ થઇ ગયેલો નાવલો ત્યાં છ મહિના સુધી રહ્યો. એવામાં એક દિવસે રાજપુત્ર **અહુંમદને** પોતાના પ્રિય પિતાની ખબર જાણવાની ઇચ્છા થઇ, કેમકે તેના પિતા તરફ તેની પરાકાષ્ટાની ભક્તિ ને સન્માન બુદ્ધિ હતી. પણ **અહુંમદ** પાસે તેના વર્તમાન જાણવાને કોઇ પણ રસ્તો નહોતો. માત્ર તે જાતે જઈનેજ લાવે તે. આથી તેણે **પરીબાનુની** પરવાનગી માંગી, અને કહ્યું, "પ્રિયે! એક વાર્તા તને નિવેદન કરવાની રજા લઉં છું. મારા પિતાનો દિદાર મેં આજ છ માસ થયા દિઠો નથી, ને તે મારા વગર ટળવળતા હશે, તેથી જો તું કૃપા કરીને મને રજા આપે તો એક દિવસ હું જઇ આવું!" રાજપુત્રે આ પ્રમાણે પરવાનગી માંગી તેથી તે યક્ષિણીને ભય વ્યાપ્યો કે રખેને એ નાવલો પોતાના પિતાની ભેટ લેવા જવાને નિમિત્તે મને સદાનો છોડીને ચાલ્યો જાય. તેથી તે બોલી, "હે પ્રાણનાથ, તમારા મનમાં એકાએક જવાનો વિચાર કયમ આવ્યો તેનું કારણ મને સમજાતું નથી. શું આપને મારો કંટાળો અને તિરસ્કાર આવ્યો છે કે મજ રંક દાસીથી કંઇ અપરાધ થયો છે? અથવા મેં તમારી જે સેવા ચાકરી કીધી તે યથાર્થ થઈ નહિ ને તેથી મારો ત્યાગ કરી જાઓછો? મારો તમારાપર અથાક પ્રેમ છે, ને તે પ્રેમની સરિતા એવી તો ધોધબંધ વહે છે કે તેનો વોહ ખાળ્યો ખળતો નથી. હે પ્રિય **અહુંમદ**! તું વિચાર કર કે આજ છ માસ થયા તારી પછાડી હું ઘેલી ગાંડી થઇ ગઇ છું, ને જો તું મારો ત્યાગ કરી જશે તો બેશક મારો પ્રાણ આ સ્થૂળદેહનો ત્યાગ કરીને ચાલ્યો જશે. તમારા પિતાજીની ભેટ લેવા જવા દેવાને મારી તરફથી કંઇ પણ ના નથી, પણ આજેજ આપે નિષ્ઠુર મન કરી મને છોડી જવાનો વિચાર કયમ કર્યો તે મને મોટું આશ્ચર્ય લાગે છે."

**પરીબાનુના** આ બોલવાનો રાજપુત્રે પ્રતિઉત્તર આપ્યો:–"પ્રિયે, મનમોહિણી સુંદરી! તારો મારાપર કેવો અગાધ પ્રેમ છે તે હું પૂર્ણપણે

જાણું છું; ને જો આ તારા અગાધ પ્રેમનો યથાર્થ રીતે બદલો ન આપું તો મારા સરખો અધમ પ્રાણી આ ભૂમંડળમાં કોઇજ નથી એમ સમજવું. મેં જે તારી પાસથી આજ્ઞા માંગી તેથી જો તું તલમાત્ર પણ નારાજી થઇ હોય તો તેને માટે હું મોટી ક્ષમા માંગું છું પણ પ્રાણપ્રિયા, તારૂં મન દુઃખાવવાના હેતુથી મેં આ વાર્ત્તા જરા પણ કહી નથી; પણ મારા પિતાજીનો મજ પ્રત્યે અગાધ પ્રેમ, ને મજનું તેના પ્રત્યેનું કર્તવ્ય કર્મ તે કરવા માટેજ મેં આ વાર્તા બહાર કાઢી છે. તે મારા વિના ઘણા ઝુરી મરતા હશે. મારી કેવી સ્થિતિ છે, હું જીવતો છું કે મરણ પામ્યો છું, દેશમાં છું કે વિદેશમાં ગયો છું ઇત્યાદિ સંકલ્પવિકલ્પ તેમના મનમાં થતા હશે તે એકદમ જઇને તેમના ચર્ણમાં પગ મૂકીને દૂર કરવાના હેતુથીજ આ વાર્ત્તા મેં તને કહી છે. મેં નહિ ધાર્યું હતું કે આ પરથી તું ભિન્ન ભિન્ન નવનવા સંકલ્પ દોડાવી તારા નિર્દોષ હૃદયને ત્રાસ આપશે. આ બાબતમાં જો તારી ઇચ્છા નહિ હોય, અને મારા પિતાના પ્રેમદર્શને જવા દેવાને તું ના પાડતી હો તો મારો એ બાબતમાં જરા પણ આગ્રહ નથી. હે મધુર ભાષિણી, હે મુગ્ધે! તારી ઇચ્છા વિરૂદ્ધ કોઈ પણ કર્મ કરવાને હું તૈયાર નથી. અરે એટલુંજ નહિ પણ તારી ઈચ્છા પૂર્ણ કરવા માટે તું જે કંઇ કહેશે તે કરવાને હું તત્પર છું. પ્રિયા! **પરીબાનુ**! મનમોહિણી! તું તારા મનમાંથી ખેદને દૂર કર અને તારૂં પ્રફુલ્લિત હાસ્ય વદન મને પાછું બતાવ.”

રાજપુત્ર **અહંમદે** ને યક્ષિણી **પરીબાનુ** પ્રત્યે આ જે જે શબ્દો કહ્યા તે ખરેખરા તેના અતિ મોટા પ્રેમની નિશાનીના હતા. રાજપુત્ર તો **પરીબાનુને** જોઇને એટલો પ્રેમલુબ્ધ થઇ રહ્યો હતો કે ન પૂછો વાત. તેના લટકામાં તે લેવાઇ ગયો હતો, તેના મટકામાં તે મોહ પામ્યો હતો, તેના મૃગનયણમાં તે મૃત્યુ જેવો થયો હતો, તેના કામ કટાક્ષમાં તે કરમાયલો હતો, તેની સાક્ષાત મૂર્તિ નિર્ખિ તેણે અલ્લાહને પણ વિસાર્યો હતો. સદોદિત તે તેની પૂઠળ પૂઠળ દોડતો ફરતો હતો, અને જો એક ક્ષણભર પણ **પરીબાનુ** તેનાથી દૂર જતી તો એને તે મેહેલ નિસ્તેજ દિસતો હતો. આવી સ્થિતિમાં તલ્લીન થયેલો રાજપુત્ર **પરીબાનુનો** ત્યાગ કરીને જાય એ ન બને તેવું હતું. તેથી એ પ્રમાણેનું ભાષણ સાંભળ્યાં છતાં પણ **પરીબાનુએ અહંમદને** જવાની પરવાનગી આપી નહિ; પણ રાજપુત્રની પ્રેમ વાણી સાંભળીને તેને અત્યંત આનંદ થયો. પછી રાજપુત્રે પોતાના પિતાના અતિ ઉત્તમ ગુણો કહી સંભળાવ્યા, ને તે સાથે

તેના પ્રત્યે પોતાનો કેવો પ્રેમ છે તે પણ વર્ણવ્યો. આ પ્રમાણે કરવાનો હેતુ બીજો કાંઇજ નહિ, પણ જ્યારે જ્યારે રાજપુત્ર તે યક્ષિણી પાસથી પોતાના પિતાને મળવાની પરવાનગી માંગે ત્યારે ત્યારે તે ના પાડે નહિ એજ હતો.

રાજપુત્રે તે યક્ષિણી પાસે પોતાના પિતાના અતિ ઉત્તમ ગુણોનું જે જે વર્ણન કીધું ને તેનો તેના પ્રત્યે જે મોટો પ્રેમ હતો તે સંબંધી જે જે કંઈ કહ્યું તે અતિશયોક્તિવાળું ન હોતું. સુલતાનનો પોતાના ત્રણે પુત્રો પર અગાધ પ્રેમ હતો, ને તેથી **અલ્લી** અને **નૂરનિહાર**ની લગ્ન વિધિ થઇ તે ટાંકણે **હુસેન** તથા **અહમદ** તેમાં આવ્યા નહિ તેથી અપાર ખેદ પ્રાપ્ત થયો. **હુસેન**ને **નૂરનિહાર** પ્રાપ્ત થઈ નહિ તેથી તેણે તો સાધુ થવાનો જે નિશ્ચય કીધો હતો તે વર્તમાન તેના જાણવામાં તુર્તજ આવ્યા, અને આવો ગુણજ્ઞ, ચતુર, ધારિષ્ટ, વીરલો પુત્ર, આ રાજવૈભવ અને અતિ મોટું સુખ તેનો ત્યાગ કરે છે એ હકીકતથી તેને સ્વાભાવિક મોટું દુઃખ થયું પણ હશે, એમાં શું સંદેહ? પણ વૈરાગી થવાથી એ એના જન્મનું સાર્થક કરે છે એવો વિચાર કરીને તેણે પોતાનું મન વાળ્યું;ને આ મોટું દુઃખ મોટા ધારિષ્ટપણાથી પરિમાર્જન કીધું. પણ નાનો પુત્ર **અહમદ** ક્યાં? એ સંબંધમાં તેને પરમ દુસ્તર દુઃખ પ્રાપ્ત થયું; કેમકે તેના કંઈ પણ વર્તમાન તેને મળ્યા નહોતા. કેટલોક વખત સુધી તે ધૈર્ય ધારણ કરી રહ્યો, પણ જ્યારે કંઇજ ખરખબર નહિ મળી ત્યારે તેની શોધ કરવાને ચોબાજૂએ જાસુસો રવાને કીધા; ને રાજ્યના સર્વે સરસુબાઓને હુકમ મોકલ્યો કે **અહમદ**ની કંઇ પણ શોધ લાગે તો તેને બીજે કોઇ પણ સ્થળે નહિ જવા દેતાં લાગલોજ રાજધાનીમાં માનમર્તબાસર મોકલાવવો. આ પ્રમાણે ઘણી શોધ કીધી પણ કંઇ પત્તો લાગ્યો નહિ, ને તેથી બાદશાહનું દુઃખ અધિકાધિક વધવા માંડયું. એ સંબંધમાં તેણે ઘણા કરુણાળ સ્વરે પોતાના મુખ્ય મંત્રીને કહ્યું કે, "હે મંત્રિ, તને માલમ તો છે કે મને મારા ત્રણે પુત્રોમાંથી **અહમદ** સર્વથી વધારે પ્રિય છે તે મને અત્યંત વહાલો છે, ને મારાથી તેનો વિયોગ ખમાય તેમ નથી. તું જાણે છે કે તેની શોધ કરવા માટે મેં અનેક પ્રકારના ઉપાયો લીધા છે, તોપણ આજપર્યંત તેની કશી ખરખબર આવી નથી! રે મંત્રિ, હું તને ખાત્રીપૂર્વક કહુંછું કે તેના વિયોગ દુઃખથી પીડાઇ ઝુરાઇ રીબાઇને હું થોડા દિવસમાં મૃત્યુને પામીશ. હવે જો મારા જીવનની તને કંઇ દરકાર હોય તો મારા તે કાળજગરા પુત્રની કંઇ પણ શોધ કર, નહિ તો નિદાન હું નથી એમજ સમજજે."

બાદશાહનું આ પ્રમાણેનું બોલવું સાંભળી મંત્રિ અતિઘણો વિચારમાં પડી ગયો. એ મંત્રિ પોતાના કાર્યમાં કુશળ, બુદ્ધિમંત ને સૌમ્યવૃત્તિવાળો, સાથે રાજસેવામાં અત્યંત શ્રદ્ધાવાન્ હતો. એથી બાદશાહના દુઃખનું નિવારણ કેવા પ્રકારે થાય તે સંબંધે બહુ દિવસ સુધી વિચાર કીધો. છેવટે શેહેરમાં એક પ્રસિદ્ધ જાદુગરણ હતી તેની આ કામમાં સહાય લેવી એવો વિચાર તેના મનમાં આવ્યો. આ વિચાર પોતાના મનમાં આવ્યા પછી તે બાઇને બોલાવવાને બાદશાહને કહ્યું ને બાદશાહે તેને બોલાવી મંગાવવા હુકમ કીધો તુરતજ મંત્રિએ તેને તેડાવી મંગાવી; ને પોતેજ તેને બાદશાહ સમીપ તેડી ગયો.

તે જાદુગરે પ્રત્યે બાદશાહે કહ્યું, "રે બાઇ! જે દિવસે મારા પુત્ર **અલ્લી** તથા પુત્રી **નૂરનિહાર**નાં લગ્ન થયાં તે દિવસથી મારો નાનો પુત્ર **અહમદ** કોણ જાણે કેવાએ કારણસર મારો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે તે મને માલમ નથી. આ પુત્ર વિયોગથી મને મોટું દુઃખ પ્રાપ્ત થયું છે તે સર્વ કોઇને માલમ છે એટલે તે સંબંધે હવે તને કંઈ વિશેષ જણાવવા યોગ્ય નથી. હવે તું મંત્રવિદ્યામા અત્યંત કુશળ છે તો તારી મંત્ર વિદ્યાનો પ્રયોગ અજમાવ અને તેથી તું મને કહેશે કે મારા પુત્ર **અહમદ**ના શા સમાચાર છે? તે જીવતો છે? જીવતો છે તો કયાં છે? તેની સ્થિતિ કેવી છે? ફરીથી તે મારી દૃષ્ટિએ પડશે કે નહિ?" આ પ્રમાણેનું બાદશાહનું બોલવું સાંભળીને તે જાદુગરેણ બોલી, "મહારાજ, આપ જે વિદ્યા સંબંધી મને પ્રશ્ન પૂછો છો તે વિદ્યાથી હું માહિત છું. હું મંત્ર તંત્ર વિદ્યા જાણું છું. મને ભૂત ભૈરવના જપતપની ખબર છે. મેલી વિદ્યા ને નિર્મળી વિદ્યા બંનો મને ખબર છે. ગુરૂના પ્રસાદથી મારાથી કોઇ પણ વિદ્યા અણજાણી નથી. પણ મહારાજ, આપના પ્રશ્નનો પ્રતિઉત્તર હું હમણાં ને હમણાં આપી શકીશ નહિ. આવતી કાલના પ્રભાત સુધીની આપ મને મહેતલ આપો તો હું આપનું કાર્ય યથાશક્તિ બજાવીશ." બાદશાહે કહ્યું, "ઠીક છે. કાલે ઉત્તર આપજે. તારી વિદ્યાના પ્રભાવથી મારી ઇચ્છાનુસાર પ્રશ્નનો ઉત્તર મળશે તો તને યોગ્ય બક્ષીસ આપીશ." આટલું બોલી તેણીને વિદાય કીધી.

તે જાદુગરેણ પોતાને ઘેર ગઇ ને કેટલાક દીવા સળગાવી, ભૈરવ

ભૂતના મંત્ર પ્રયોગ કીધા, તો તેને એટલુંજ માલમ પડયું કે રાજપુત્ર **અહુંમદ** જીવતો છે, પણ તે કયાં છે તેની જરા પણ ખબર પડી નહિ. તેણી બીજે દિવસે પ્રભાતમાં બાદશાહ સમીપ ગઇ, અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને બોલી, "મહારાજ, રાજપુત્ર કુશળક્ષેમ છે, તથાપિ તે કયાં છે તે કંઇ પણ જણાતું નથી." તે જાદુગરેણનું આટલુંજ બોલવું સાંભળીને બાદશાહને જરા પણ સંતોષ થયો નહિ. તેના મનમાં પુત્રના સંબંધમાં જે પ્રેમ વિરહરોગ હતો તે તો જેવોને તેવોજ જારી રહ્યો.

હવે મહારાજ, **શેહરજાદી**એ સુલતાન **શેહેરીયાર**ને કહ્યું, હું તમોને રાજપુત્ર **અહુંમદ**ની વાર્ત્તા તરફ પાછા ખેંચી લઇ જાઉં છું. **પરીબાનુ** યક્ષિણી પ્રત્યે **અહુંમદે** પોતાના પિતાના અનેક ગુણો વર્ણવ્યા. આ પ્રમાણે તેણે કેટલાક દિવસ ચાલુ રાખ્યું, ને તે યક્ષિણીનો પ્રેમ પૂર્ણપણે ખેંચી લીધો. ઘણા દિવસ વિતિ ગયા, તોપણ રાજપુત્રે તેની પાસથી સ્પષ્ટપણાથી જવાની પરવાનગી માંગી નહિ; ને તેથી તે યક્ષિણીના મનમાં પૂર્ણપણે ઠસ્યું કે રાજપુત્ર તેને પૂર્ણપણે ચાહે છે. તેના મનમાં આવ્યું કે **અહુંમદે** પોતાનાં પિતાને મળવા જવાનો વિચાર છોડી દીધો તે પોતાના અટકાવવાથીજ છે, ને તેમ હોય તો રખેને તે પોતાના મનમાંથી મારા પ્રત્યેની પ્રીતિ કમતી કરે—એવી ભીતિ તેના મનમાં પેઠી—પણ વળી તેણીએ ધાર્યું કે પોતાના પ્રેમમાં તે કેટલો આશકતછે કે મને છોડવાને પણ તે તત્પર થતો નથી. પણ વળી તેણીએ વિચાર્યું કે પિતાપુત્રના પ્રેમ વચ્ચે અટકાવ કીધો એ ઉત્તમ કાર્ય કીધું નથી. આમ વિચારીને તેણીએ એક નિશ્ચય કીધો કે રાજપુત્રને તેના પિતાનાં રાજધાનીમાં જવા દેવો. એમ દૃઢ ઠરાવ કરી એક દિવસ રાજપુત્ર વિલાસભોવનમાં વિરાજયો હતો, ને **પરીબાનુ** તેના ખભાપર હાથ મૂકીને બેઠી હતી ત્યારે બોલી! "પ્રાણપ્રિય **અહુંમદ!** તારી ઇચ્છા તારા પરમ્ પૂજ્ય પ્રતાપી પિતાને મળવા જવાની છે એમ જાણતાં મને પ્રથમ જે ખેદ થયો હતો તે ખેદ હવે મટયો છે. તે ટાંણે મને એમ લાગ્યું કે કોઇ પણ નિમિત્તે તું મારો ત્યાગ કરવા ઇચ્છેછે. એવી મને શંકા ઉત્પન્ન થઇ ખરી, પણ હવે મારી ખાત્રી થાય છે કે તે મારી શંકા વ્યર્થ હતી; કેમકે આજ દિન પર્યંતની તારી વર્તણૂક અતિશય ધાડ પ્રીતિવાળી જણાઇ છે. મારી ખાત્રી થઈ છે કે તું છળભેદ કરીને મારો ત્યાગ કરશે નહિ અને એમજ મારો મનદેવતા સાક્ષી આપેછે. હું તમોને વિનંતિ કરૂંછું કે તમે તમારા પિતાને સુખરૂપ મળવા સિધાવો; મારી સરત એટલીજ

છે કે ત્યાં આપે વધારે દિવસ રહેવું નહિ, ને એ બાબતની પ્રતિજ્ઞા કરીને જવું. હે પ્રાણેશ, તમારા પ્રત્યે મને વિશ્વાસ નથી તે માટે આ પ્રતિજ્ઞા લેવડાવું છું એમ મા જાણો; પણ તમો સત્વરે પાછા પધારો તેટલાજ માટે આ પ્રમાણે કરવા ઇચ્છું છું."

અત્યંત હર્ષમાં આવી રાજપુત્રે કહ્યું, "અહો! અહો! અનૂપમ દિવ્ય તરૂણી! ઓ મિનોહિજહાનવાસી હૂરી! મનમોહીણી! રમણી! તારી આ અપૂર્વ કૃપા માટે તારો કેવા પ્રકારે ઉપકાર માનું તે મને સમજાતું નથી. મારી પાસથી તું પ્રતિજ્ઞા લેવડાવવા ઇચ્છે છે તેથી મને જરા પણ ભુંડું લાગતું નથી. એ પ્રમાણે હું મોટી ખુશી સાથે કરીશ; કેમકે તારો વિયોગ મને જેટલો વધારે થશે તેટલું મનેજ અધિક દુ:ખ થશે. ત્યારે હવે પ્રિયા! હું સત્વરે જાઉં છું, ને ઘણો ઉતાવળે પાછો આવીશ. મેં પ્રતિજ્ઞા કીધી છે તેથીજ સત્વરે આવીશ એમ સમજતી ના! પણ તારા સમાગમ સુખથી મને થોડો વખત પણ દૂર રેહેવું પડે તે મારાથી નહિજ ખમાય, તેથીજ પાછો ફરીશ. જ્યારે જ્યારે તારાથી છુટો પડીને હું જઇશ ત્યારે ત્યારે પ્રત્યેક વેળાએ હું એજ પ્રમાણે કરીશ."

રાજપુત્ર **અહંમદ**નું આ પ્રમાણેનું બોલવું સાંભળીને **પરીબાનુ**ને અત્યંત આનંદ થયો, કેમકે એ સંભાષણ સાંભળી તેના પ્રત્યેની તેની એક પ્રેમનિષ્ઠા માટે તેને જરા જેટલો પણ સંશય રહ્યો નહિ. તે પછી પ્રેમના ઉદ્ગાર બતાવતી તે યક્ષિણી બોલી, "પ્રાણેશ, તારી ઇચ્છામાં આવે ત્યારે જજે તારા પિતાને મળવાને, મારી તરફની કંઇ હરકત નથી. પણ ત્યાં ગયા પછી કેવી વર્તણુકે વર્તવું તે માટે તારા પોતાનાજ હિત માટે બે શબ્દ કહું છું તે લક્ષમાં રાખજે. તારા પિતાજી તને કંઇ પણ પૂછે તો મારા સંબંધે જરા પણ કેહેતો નહિ. હું અમુક જાતિની છું ને તે સાથે તારે લગ્ન સંબંધ થયો છે તે માટે કંઇ પણ બોલતો નહિ. તેમજ મારી સાથે તું સમાગમ સુખ ભોગવે છે ને મારાજ મહેલમાં તું નિવાસ કરેછે તે માટે પણ કંઇ બોલતો નહિ. તેઓ તને વિનવિ વિનવિને પૂછે તોપણ કંઇ પણ બોલતો નહિ. માત્ર એટલુંજ બોલજે કે હું આનંદમાં છું, ને તે શિવાય વિશેષ જાણવાની તમારે ઇચ્છા કરવી નહિ. અત્રે આવવાનું કારણ તમારાં ભેટ લેવી એજ છે; જેથી તમારી મારા તરફની ચિંતા દૂર થાય. આ શિવાય કોઈ પણ જાતનો ઉત્તર આપતો નહિ."

પછી તે યક્ષિણીએ રાજપુત્ર સાથે હૃષ્ટપુષ્ટ વીશ શસ્ત્રબંધ સ્વાર

મોકલવાનો હુકમ કીધો. સર્વ સાજ તૈયાર થયો એટલે રાજપુત્રે તેણીના અધરોષ્ટનું પાન કીધું ને ઘણો જલદીથી પાછો ફરીશ એમ જણાવ્યું. રાજપુત્રને સ્વારી કરવાને જે અશ્વ તે યક્ષિણીએ આણ્યો હતો તે અતિ ઉત્તમ વસ્ત્રાલંકારથી ભરપૂર હતો, જેના જેવો કોઇ પણ અશ્વ બાદશાહની અશ્વશાળામાં પણ નહિ હોય. આ અશ્વપર **અહુંમદ** સ્વાર થયો, **પરીબાનુ** તેની સમીપજ હતી, તેણે સ્મિતહાસ્ય કીધું. **અહુંમદે** પ્રેમભરિત નમન કીધું, અને પછી ભરજોસમાં તે ઘોડો દોડાવી ગયો.

**પરીબાનુ**ના પર્વતની ખીણવાળા એકાંતવાસથી રાજધાની ઘણી દૂર નહોતી તેથી રાજપુત્ર ઘણો જલદી ત્યાં આવી પહોંચ્યો. રાજપુત્રને લોકોએ સુરક્ષિત પણે પુનઃ નગરમાં આવેલો નિહાળી જય જયકારનો આકાશ ગજાવી મૂકે તેવો ઘોષ કીધો. તેને જોતાંજ લોકોની પુષ્કળ મેદની ભેળી થઇ. સર્વને સલામ કરતો રાજકુંવર રાજમહેલ આગળ જઇ પહોંચ્યો; અને પછી અશ્વપરથી ઉતરી જ્યાં બાદશાહ સિંહાસનારૂઢ થઈ બેઠો હતો ત્યાં રાજપુત્ર ગયો. તેણે પોતાના પુત્રને જોતાંજ અત્યંત ઉમળકો આવ્યો. તે સિંહાસનપરથી ઉઠયો, પુત્રને પોતાના પાસામાં લીધો, પુષ્કળ ચીઠીઓ કીધી, તેનું મસ્તક સુંઘ્યું, ને પછી પ્રેમાનંદાશ્રુથી તેને ભીંજવી નાંખ્યો. થોડીક વેળા વિત્યા પછી તે ગદગદીત કંઠે બોલ્યો, "ભાઇ **અહુંમદ**, તારી આટલા દિવસ સુધી કંઇ પણ શોધ લાગી નહિ તેથી મને જે દુઃખ થયું છે તે કહેતાં કેહેવાય તેવું નથી. તેની તો માત્ર તારે કલ્પના કરવી એટલે બસ! તારા બંધુ **અલ્લી**ને તેના નસીબના યોગે **નૂરનિહાર** પ્રાપ્ત થઇ ને તું નિરાશ થયો તેના આવેશમાં તેં આત્મહત્યા કીધી કે શું એવો મને તર્ક આવ્યો, ને તેથી મારા દુઃખનો પાર રહ્યો નહિ. એ વિચારથી તો મારી છાતી ફાટ ફાટ થતી હતી! પણ ભાઇ તું આવ્યો! આવ્યો તે, ભલે આવ્યો!"

પોતાના પિતાને પ્રેમપૂર્વક પ્રણામ કરી આજ્ઞાંકિત પુત્રપેરે રાજપુત્ર બોલ્યો, "પિતાજી! વહાલા પિતાજી! મારા પ્રાણ કરતાં પણ અધિક વાહાલી **નૂરનિહાર** મને નહિ પ્રાપ્ત થતાં **અલ્લી**ને પ્રાપ્ત થઇ એ દુઃખ કંઇ મને થોડું હતું? તેના પ્રેમમાં હું લદબદ થયેલો હતો, તેથી તેના વિના એક પળ પણ હું જીવી શકીશ નહિ એમ મને લાગ્યું હતું. મારા માનની હાનિ થવા પછી રખેને મને લોકો આંગળી દેખાડામણી કરે એવો પણ મને ભય વ્યાપ્યો હતો. પ્રિતમને કેવાં કેવાં દુઃખો થાયછે તે સંબંધે આપને કંઇ પણ કહું તો હે પિતાજી, તે મજનું નિર્લજપણું ગણાશે. જે આશક થયો તેને નેત્ર નથી હોતાં, તેને મૂખ

નથી હોતું, તેને હૃદય નથી હોતું, તેને અંતઃકર્ણ નથી હોતું ને તેને સારાસાર વિચાર પણ નથી હોતો. તે પોતાના મૂખ સમીપ એકલી તેજ પ્રતિમાનાં દર્શન કરેછે, ને નેત્ર નિમેષ પણ મારતું નથી. ક્ષણભર પણ તેનાં દિવ્યચક્ષુ સમિપમાંથી તે મૂર્તિ ખસતી નથી. તે પ્રતિમા હજારો કોશ દૂર હોય છે તોપણ નજીક ને નજીક રમણ કરતી જણાય છે. આવી સ્થિતિમાં આવી પડેલો હું, તેને સારા નરતાનો વિચારજ કયાંથી ? મેં મારૂં બાણ છોડયું ને તે પાછું જડયું નહિ તે આપ જાણો છો. સપાટ જમીનપરથી આ બાણ ન જડયું તે મને આશ્ચર્ય પ્રાપ્ત થવા જેવું લાગ્યું. દુર્દૈવે આ પ્રમાણે મારી આશાનો ભંગ કીધો, અને આપની પ્રીતિને ને તુષ્ટિદાનને પાત્ર હું ન થયો ત્યારે મેં વ્યર્થ વેળા ન ગાળતાં, ચિતશૂન્ય ન થતાં તે બાણ શોધવાનો ઉદ્યોગ આરંભ્યો. કોઈને કહ્યા કહાવ્યા વગર પાધરોજ હું સિધો ચાલ્યો ને જે સ્થળેથી **હુસેન** અને **અલ્લીનાં** બાણો જડયાં હતાં ત્યાં શોધવા મંડી પડયો. મારૂં બાણ ન જડયું તેમ તેમ હું અગાડી વધ્યો. આ પ્રમાણે દોઢ કોશ આગળ ગયો પણ બાણ જડયું નહિ, ત્યારે મને વિચાર આવ્યો કે આજ દિનપર્યંતમાં બહુ મોટા મોટા નિપૂણ ને ઉસ્તાદ તિરંજદાજ થઈ ગયા છે, તેમાંથી કોઇનું પણ બાણ આટલે લાંબે સ્થળે આવ્યું નહિ હોય તો હું આટલે લાંબે શોધતો આવ્યો એ સર્વે મારૂ ગાંડાપણુંજ છે! આમ વિચાર કરતાં હું પાછો ફરવાની ઇચ્છા કરૂં છું, પણ તેટલામાં કર્મધર્મને યોગે હું આગળજ વધ્યો. છેવટે પાંચ ગાઉ ગયો ત્યારે એક ડુંગરાની પડોસમાંથી મને મારૂં બાણ પ્રાપ્ત થયું. તે મેં ઉચકી લીધું ને તપાસ્યું તો તે બાણ મારૂંજ છે એવી મારી સંપૂર્ણ ખાત્રી થઇ. પણ આપે **અલ્લી** તથા **નુરનિહાર**ની તરફેણમાં પોતાનો ચુકાદો આપ્યો છે તેમાં જરા પણ અન્યાય થયો છે એમ મને લાગ્યું નહિ; કેમકે જ્યાં આ બાણ પડવું શકય હતું ત્યાંથી તે તપાસ કીધા છતાં મળ્યું નહિ તેમાં આપ શું કરો? હશે, મારૂં દૈવ! એવો મેં વિચાર કરીને મન વાળ્યું. પણ આ બાણ આટલું બધું દૂર પડયું એમાં કંઇ ગૂઢપણું છે એમ મારા મનમાં વિચાર આવ્યો, ને તેથી તેની શોધ્ય કરવાને હું આગળ વધ્યો. આ ગૂઢ બાબતનો મને તુરતજ પત્તો મળ્યો. પણ પિતાજી, હવે મારી આપને એટલીજ વિનંતિ છે કે આ ગૂઢ વાર્ત્તા શી છે તે સંબંધે એક પણ પ્રશ્ન આપે મને કરવો નહિ. પણ દૈવયોગે મને જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેમાં હું અમનચમન કરૂં છું, આનંદી ને સુખી છું એટલુંજ આપ જાણીને સંતોષ ધરજો.”

પછી રાજપુત્ર થોડી પળ વિશ્રાંતિ લઇને બોલ્યો, "પિતાજી, આટલા દિવસપર્યંત મારી કંઇ શોધ ખોળ મળી નહિ, હું કયાં ગયો છું તે સંબંધી આપે કંઇ પણ જાણ્યું નહિ અને તેથી આપને અત્યંત દુઃખ પ્રાપ્ત થયું એ હકીકત જાણતાં મને ઘણો શોક થાય છે. પણ પિતાજી, હું નાચાર હતો એથી આપની પાસે આવી શકયો નથી. પણ મારા હાથમાં તેનો ઇલાજ આવ્યો ત્યારે તમારા ચરણકમળનાં દર્શન માટે ઝટપટ દોડી આવ્યો છું. અને હવે પછી વારંવાર એજ પ્રમાણે આપના ચરણકમળનાં દર્શન માટે પધારવાની આજ્ઞા આપવી એવી હું આજ્ઞાનુસારી પુત્રની પ્રાર્થના છે."

મોટા ઉત્સુકતપણાથી બાદશાહ બોલ્યો,–"બેટા રે, તું જે આજ્ઞા માંગે છે તે તને મોટા આનંદ સાથે હું આપું છું. ખરૂં કહું તો તું સદાકાળ મારી સમીપ આવીને રહે ત્યારેજ મને પૂર્ણ આનંદ પ્રાપ્ત થાય. પણ હશે, એ વાત પછી થઇ રેહેશે. પણ ભાઈ, તું કહે છે તે પ્રમાણે તું મને નિયમિત સમયે આવીને મળ્યો નહિ, તો પછી મારે તારી શોધ કયાં કરવી તે મને જણાવ." રાજપુત્રે કહ્યું,–"પિતાજી, આ બાબતનો હું તમને કંઈપણ ઉત્તર દેતો નથી તેથી ગુસ્સે થશો નહિ. પણ જે ગૂઢ બાબત મેં તમોને જણાવવાને ના પાડી છે તેનાજ સંબંધનો એ પ્રશ્ન છે તેથી આપ હવે એ સંબંધી પણ મને કંઇ પૂછતા નહિ. પણ હું આપને એટલો જલદી આવીને મળીશ કે જેથી કદાચિત્ આપને મારી જરૂર નહિ પડે એટલુંજ નહિ, પણ ઉલટો તમોને તેથી કંટાળો પણ આવશે."

બાદશાહે આ બોલવું સાંભળીને વધારે પડપુછ કીધી નહિ. તે બોલ્યો, "ભાઇ, મને તારી ગુપ્ત વાર્ત્તા જાણવાની યત્કિંચિત્ પણ ઇચ્છા નથી. તારી તે વાર્ત્તા તું તારી પાસેજ રેહેવા દેજે. મારે તને એટલુંજ કેહેવાનું છે કે તું મારી સમીપ હોય છે ત્યારે મને અત્યંત આનંદ થાય છે, ને તું નહોતો તેટલા વખતમાં, તું જો કે હું સુકાઈને કેવો કૃશ થઇ ગયો છું ? મારૂં વદન કેટલુંક મ્લાન થઇ ગયું છે. મારા વાળ કેવા બગલા જેવા થયા છે ? જો જો મારા પગ કેવા લઠડે છે. રે પ્રિય પુત્ર, એટલુંજ હું તને કહું છું કે હવે તારૂં સમાગમ સુખ વધારે વખત મને આપતો જજે; ને તારા કર્તવ્યકર્મમાં ને તારા સુખમાં કંઈ પણ વિક્ષેપ ન પડે તેવી રીતે મને મળતો જજે. જ્યારે જ્યારે તું મારી પાસે આવશે ત્યારે ત્યારે મને બહુ આનંદ છુટશે."

એમ વાતચિત થયા પછી પ્રફુલ્લિત વદને પિતા પુત્ર છુટા પડયા. રાજપુત્ર

**અહ્ંમદ** પોતાના પિતાના ઘરમાં ત્રણ દિવસ અત્યંત ઉલ્લાસ સહિત રહ્યો, અને પછી ચોથે દિવસે પોતાના પિતાની આજ્ઞા લઇને તે યક્ષિણીને મહેલે આવ્યો. તેને જોતાંજ **પરીબાનુ**ને અત્યંત પ્રેમ વછુટયો ને પુષ્કળ આનંદ વ્યાપ્યો. રાજપુત્ર આટલો સત્વરે પાછો ફરશે એવી તેને જરા પણ ખાત્રી નહોતી. આ પ્રમાણે રાજપુત્રની પ્રેમનિષ્ઠા ને તત્પરતા નિહાળીને, પોતે પૂર્વાપર સંશય કીધો હતો તે માટે બહુ ખેદને પામી. આ બાબતમાં તેણીએ રાજપુત્રને સ્પષ્ટપણાથી કહ્યું; અને પછી ઘણી લળી લળીને તેને પાયે પડી ને તેની પાસથી ક્ષમા માંગી. આ પ્રમાણે તે પ્રિયાપ્રિતમનો અન્યોન્ય એટલો તો દૃઢ પ્રેમ ચોંટી ગયો કે તેઓનાં માત્ર શરીરજ જુદાં હતાં, પણ તેઓનાં મન તો એકજ હતાં. તે દ્વિમૂર્ત્તિ છતાં એકજ મૂર્ત્તિ જણાતી હતી.

રાજપુત્ર **અહ્ંમદ પરીબાનુ** પાસે આવ્યા પછી પોતાના પિત સમીપ જે કંઇ ભાષણ થયું હતું તે સંક્ષિપ્તમાં કહ્યા શિવાય બીજું કંઇ બોલ્યો ન હતો. વિશેષમાં એટલુંજ જણાવ્યું હતું કે મારા પિતાએ મને આદરપૂર્વક પાછો તેડયો છે. એક માસ વિતિ ગયો તોપણ રાજપુત્રે યક્ષિણીની પાછી પરવાનગી પણ માંગી નહિ, તેમ પોતાના પ્રેમની વાર્ત્તા પણ પાછી ઉકેલી નહિ. તે યક્ષિણીને તેથી અદ્ભુત આશ્ચર્ય પ્રાપ્ત હવું. તે મનમાં વિચારવાલાગી કે, 'પૂર્વમાં હરકે ને તરકે પ્રિય પોતાના પિતા સંબંધી વાતો બોલતા હતા, હવે તો તેમને સદંતર વિસરી ગયા છે તેનું કંઇ કારણ? શું ત્યાં કંઇ નવું જુનું થયું હશે?' આમ વિચારતાં તેને મોટો સંદેહ ઉત્પન્ન થયો. એક દિવસે પ્રિયાપ્રિતમ વિલાસભુવનમાં વિનોદ વાર્ત્તા કરતાં બેઠાં હતાં તે સમયે **પરીબાનુ** ગદગદીત કંઠે બોલી, "પ્રિય! શું તમો તમારા તિર્થસ્વરૂપ પિતાને પાછા વિસરી ગયા કે? તમો તેને વારંવાર મળશો એવું વચન આપ્યા છતાં હજી કેમ જતા નથી? તમો અત્રે આવ્યા તે ક્ષણે જે કંઇ મને કહ્યું હતું તે હું કંઇ વિશરી ગઇ નથી, હવે મારી એજ વિનંતિ છે કે તમો તમારા પિતાને મળવાને સત્વર પધારો."

**પરીબાનુ**એ આ વિનોદ વાર્ત્તા ઘણી મોજીલી રીતે કીધી, તેથી રાજપુત્રે પણ તેને તેવોજ ઉત્તર દીધો. તે બોલ્યો, "પ્રિયા! વલ્લભા! હું મારા પિતાને તદ્દન વિસરી ગયો ને તેમને મળવાને માટે કંઇ પણ ઇચ્છા બતાવતો નથી, અર્થાત્ હું બેદરકાર થયો છું એવાં તમારાં દોષયુકત

આરોપને, જાણે પ્યારી, હું લેશ માત્ર પણ પાત્ર નથી; પણ જે પ્રસંગથી, તમો ખિન્ન વદનનાં થાઓ છો એમ મેં જાણ્યું ત્યારથી એવી કોઇ પણ વાર્ત્તા તમારી સમીપ નહિ બોલવી એવાજ કંઇક ઠરાવથી એ વાતો મેં પાછી કાઢી નથી."

"રાજન્," તે યક્ષિણિએ કહ્યું "આ કાર્યમાં તમો આટલો બધો સંકોચ ધરો છો તે મને જરા પણ પસંદ નથી. તમારા પિતાજીને મળ્યાને આજે એક માસ વિતિ ગયો છે, તેથી આવતી કાલે પ્રભાતમાં તેમને મળવાને સત્વર પધારો તે પછી દર પ્રતિમાસે તમારે તેમની મુલાકાતે વિના સંકોચે, ને મારી પરવાનગી વિના પણ મળવાને સિધારવું. એ બાબતમાં મારી વળી પરવાનગી કેવી? હું સ્ત્રી, તમારી તાબેદાર લોંડી, તેને એટલું માન આપો એ તે કેવી યોગ્યતા, કેવો વિવેક, કેવો પ્રેમ! તમો પ્રેમ વિવેક આમ વાપરો, તો તેથી આપણાં મન નિરાળાં છે એમ હું તો સમજું. મજ રંક દાસીને આજે જે માન તમો આપો છો, તે માનને હું કદી પાત્ર પણ હોઉં, તદ્દપિ હવે હું તમારી આજ્ઞા ઉઠાવવાને, તમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને સ્ત્રી ધર્મથી બંધાયલી છું; તો હવે તમારે મારાપર આજ્ઞાકારી થવું, અને હું આજ્ઞાધારી છુંજ! ફરીથી તમો મને ન ઘટતું માન આપશો તો હું એમજ સમજીશ કે મારાપરથી આ પ્રમાણેનો પ્રેમ ઘટયો છે! આજે હું, કાલે પ્રભાતમાં જવાની સર્વ ગોઠવણ કરૂં છું; આપ તૈયારી કરો."

બીજે દિવસે પ્રભાતના રાજપુત્ર અહ્મંદ પૂર્વનાજ રસાલા સાથે સુલતાનને દરબારે સિધાવ્યો. એ વેળાનો એનો પોતાનો ઠાઠ માઠ અપ્રતિમ હતો. એના પોષાકનો લખલખાટ એટલો તો તેજ મારતો હતો કે નાગરીકોનું ધ્યાન તેના પરજ ચોંટી બેઠું. અશ્વનો ઠાઠ પણ જબરો હતો. સુલતાને પૂર્વવત્ પોતાના પ્રિયપુત્રને આનંદથી પાસામાં લીધો; ને મીઠડી પણ પુષ્કળ લીધી. આ પ્રમાણે કેટલાક માસ પર્યંત રાજપુત્રની અને સુલતાનની મુલાકાતો થતી રહી. એ પ્રત્યેક વેળાએ અહુંમદ પોતે નવિન નવિન ઠાઠ માઠથી જતો હતો. કોઇ વેળાએ સુવર્ણથી મઢેલા સાજ સાથે, તો કોઇ વેળાએ રત્ન જડીત સાજ સાથે તે જતો હતો. પણ આ પ્રમાણે પિતા પુત્ર વચ્ચે સુદ્ધ પ્રેમ જારી રેહે તેવું જોવાને સુલતાનના કેટલાક ખાસ મેહેરબાનગીના મંત્રિ હતા તેમને ગમ્યું નહિ. અહુંમદના વૈભવની તેઓ વિના કારણે ઇર્ષા કરવા લાગ્યા; અને તેથી સુલતાનના મનમાં પોતાના પુત્રપર ઝેર ઉત્પન્ન થાય તેવા પ્રકારનો મંત્રોપદેશ કરવા લાગ્યા.

સઘળાંઓએ **અહુંમદ**ને હાંકી કાઢવાનો બેત રચ્યો ને તે કામ પાર પાડવાને તેઓમાંથી એક આગળ પડયો ને સુલતાનને કહ્યું કે, "મહારાજ! રાજપુત્ર **અહુંમદ** આટલા ઠાઠમાઠથી આવે છે કયાંથી? તે કયાં રેહે છે અને કેવા પ્રકારે રેહે છે એ જાણવાની આપણને મોટી જરૂર છે. તે હંમેશા અત્રે આવે છે ને તે એવી મતલબ દાખવે છે કે આપ મહારાજની ભેટ માટે આવે છે, પણ તેની મતલબ તો અમને નિરાળીજ જણાય છે. તે પોતાનો ઠાઠમાઠ ને દમદમાટ બતાવવાનેજ માટે અત્રે આવે છે. આપણે જો તેને આમ ને આમજ વર્તવા દઇશું તો એકાદ દિવસે તે આપણને ભારી થઇ પડશે. તે કદાચિત્ બંડ કરીને આપ નામદારને પદચ્યુત કરશે; તેથી એ બાબતમાં સત્વરે બંદોબસ્ત થવો જોઇયે."

આ પ્રમાણે તે મંત્રીએ **સુલતાન**ના કાન ફુંકયા. પણ સુલતાનને તિલમાત્ર પણ સંશય આવ્યો નહિ. તે ઘણીજ ધારજથી બોલ્યા, "અરે મંત્રિ! એ શી વાત બોલે છે! છટ્ છટ્! તને રાજપુત્રની સ્થિતિ સંબંધી કંઇ માહિતગારી નથી. આ બોલવામાં તારી બુદ્ધિ બિલકુલ નાદાનિયત ભરેલી છે. મારા પુત્રની મારા પ્રત્યે એકપ્રેમનિષ્ઠા છે, એમ મારૂં મનોમન સર્વ રીતે સાક્ષિ પૂરે છે, તેથી મારા સંબંધમાં તેના મનમાં યત્કિંચિત્ પણ કુવિચાર આવે, ને મને તે દુ:ખ દે એ ન ભૂતો ન ભવિષ્યતિ જેવું છે."

સુલતાનના આ છેલ્લા શબ્દો સાંભળી તે મંત્રિયો પૈકી એક જે જરાક લપન્ન છપન્નિયો હતો તે બોલ્યો, "મહારાજ, આપ ખુદાવંદનું બોલવું યથાર્થ છે. આપ ખાવિંદે તો રાજકુમારનું જરા જેટલું પણ મન દુખવ્યું નથી, પણ તેના મનમાં પણ તેમજ છે એમ કેમ ધારો છો? **નૂરનિહાર**ના સંબંધમાં એ ત્રણે બંધુઓના ઝગડાનો આપે યથાન્યાય કીધો છે એવું જગત્ જાણે છે, પણ **હુસેન** પેઠેજ **અહુંમદ** કેમ અસંતોષી નહિ થયો હોય? તે કહેતો હતો કે તેનું દૈવ પ્રતિકૂલ હોવાથી તેને **નૂરનિહાર**ની પ્રાપ્તિ થઇ નહિ; બાકી તેનાપર તેનોજ હક હતો, અને તેથી તેના મનમાં અત્યંત દુ:ખ પ્રાપ્ત થયું છે, એનું કેમ? **નૂરનિહાર**ના સંબંધમાં આપે યથાયોગ્ય ન્યાય કીધો નથી એમ તે કેમ નહિ સમજે? આપ ખાવિંદે હમણાં કહ્યું કે **અહુંમદ**ના મનમાં અસંતોષ હોય એવું તિલમાત્ર પણ જણાતું નથી, અને અમને તેના સંબંધમાં જે ભય થયો છે તે વ્યર્થ છે; અને આવા ઉત્તમ, કુળવાન, મહાચતુર, પ્રવિણ અને અભિનંદનિય રાજકુમારને માટે એવો અંદેશો આણવો એ દુષ્ટબુદ્ધિનું પરિણામ

છે એ સત્ય; પણ આપ દુનિયા દૃષ્ટિથી જોશો તો તુરતજ જણાશે કે તેના પ્રત્યે અમો જે સંશય આણ્યો છે તે કેવળ બિનપાયાદાર નથી. સારાંશ એટલોજ કે આવી અતિ ગહન, સાથે નાજુક બાબતમાં સાવધાન રેહેવું જોઇયે. આપજ વિચારો કે રાજપુત્ર રાજધાનીની પડોસમાં રેહેતો હોય ને પછી અનુકૂલ સમયે તેને તમારા ઉપર કંઇ તકાદો કીધો તો પછી શું? તે ઝટ ચઢી આવેજ! રાજપુત્ર જ્યારે જ્યારે અત્રે આવે છે ત્યારે તે કે તેના પાસબાનો કોઇ પણ થાકેલા જણાતા નથી, પણ બહુ સાવધ તથા ચંચળ જણાય છે. વળી તેમનો પોષાક પણ નવો ને નવો હોય છે. તેમજ તેઓના ઘોડા પણ જરા થાકેલા જણાતા નથી. તેથી એમ સંભવે છે કે તેઓ પાસેની જગ્યામાંથીજ વેષ બદલીને ઝટપટ દોડયા આવે છે. એ જો આપ લક્ષપૂર્વક વિચારશો તો ઝટ જણાશે. તપાસવાનું માત્ર એટલુંજ છે કે રાજપુત્ર કયાં રેહે છે! અમે આ બાબત પુષ્કળ વિચાર કીધો ને તે પછીજ આપના ચરણ સમીપ નમ્રતાપૂર્વક, એ સર્વે અમારૂં કર્તવ્યકર્મ સમજી વિદિત કરીએ છીયે. હવે આપને યોગ્ય લાગે તેમ વર્તો."

આ પ્રમાણે તે દુષ્ટ બુદ્ધિવાળા મંત્રિએ પોતાનું લપન્ન છપન્નિયું ભાષણ કરી સુલતાનને ખૂબ તરેહથી સીસામાં ઉતાર્યો. તે પછી સ્હજપણાના ડોળથી સુલતાન બોલ્યો, "તમો ગમે તેટલું કહો, પણ મારો પ્રિય પુત્ર આવા પ્રકારના અધમપણાને પામ્યો હોય તેમ મારૂં મન કેહેતું નથી. હું તમોને કહું છું કે એ બધા તમારા મિથ્યા તર્કો છે, તથાપિ તમોએ આ જે હકીકત મને કહી તેમાં તમારો કોઇ દુષ્ટ હેતુ છે એમ હું ધારતો નથી; પણ તમો મારે માટે આટલી બધી કાળજી ધરો છો તે માટે તમારો ઉપકાર થયો." આ પ્રમાણે સુલતાને પ્રતિઉત્તર આપ્યો; પણ તે માત્ર બહારનોજ હતો. આમ બોલવાનો હેતુ એટલોજ કે પોતાનું નબળાપણું જણાય નહિ. બાકી ખરી રીતે તો મંત્રિઓના આવા અનર્થકારક બોલવાથી તેના મનમાં ખળભળાટ થઇ રહ્યો હતો. તેનું મન મ્લાન થયું એટલુંજ નહિ, પણ રાજપુત્ર તેને હવે કાળ સ્વરૂપ જણાયો; ને તેના સંબંધી ખરેખરી ભીતિ તેને લાગી. હવે તેણે તપાસ કરવા માંડી. તે કયાં રહે છે, કયાં જાય છે, કેવો વૈભવ ભોગવે છે તે બાબતમાં પોતાના મુખ્ય મંત્રિને પણ જણાવ્યા વિના તલ્લાસ કરવા માંડી. આ કાર્ય સિદ્ધિ માટે તેણે પૂર્વની જાદુગરણને બોલાવી—ને તેને પોતાના એકાંતભુવનમાં તેડી ગયો; ને પછી કહ્યું, "બાઇર, મારો પુત્ર અહમદ જીવે છે એવું જે તેં પૂર્વે કહ્યું હ-

હું તે સત્ય ઠર્યું છે ને તેથી તારાપર મારો પૂર્ણ વિશ્વાસ બેઠો છે. મારે માટે તેં જે આટલી બધી ખટપટ ઉઠાવી તે માટે તારો આભાર માનું છું. હવે આવુંજ મારૂં એક બીજું કામ તારે કરવાનું છે; ને તે કાર્ય એજ કે અહ‘મદ કયાં રહે છે તેની ખબર લાવ. તે મહિનામાં એકવાર મને મળવાને આવે છે, પણ તેણે મને પોતાને રહેવાનું સ્થળ બતાવ્યું નથી; ને તેનો નિશ્ચય જણાય છે કે એ વાત કદી કહેવી નહિ. એમ જાણી મેં તે બાબતનો આગ્રહ પણ ધર્યો નથી. પરંતુ તે જાણવાની મને બહુ જીજ્ઞાસા છે; ને મારી સંપૂર્ણ ખાત્રી છે કે તું આ બાબતમાં કંઇપણ શ્રમ લેશે તો તે પાર પડશે. પણ યાદ રાખજે કે આ બાબતની જરા જેટલી પણ ખબર કોઇને પણ, ખુદ અહ‘મદને પણ, નહિ પડવી જોઇએ. તે હમણાં અત્રેજ છે એ તને માલમ છે. આવતી કાલે પ્રભાતમાં તે જશે. તે જ્યારે અત્રેથી જાય છે ત્યારે કોઇને પણ જરાએ જણાવતો નથી. હવે તું આજેજ જઇને તેનો રસ્તો રોકી બેસ; ને તે જાય ત્યારે તેની પૂઠે પૂઠે જઈને તેના માર્ગની શોધ કર.” આ હકીકત સાંભળીને તે યોગિણી બોલી, “મહારાજ, એ કાર્ય સત્વરે સિદ્ધ કરીશ,” એમ કહેતી કે તુરતજ ત્યાંથી તે પોતાને ઘેર ગઇ; અને રાજપુત્ર અહ‘મદનું બાણ જે ડુંગર પાસથી જડયું તે તેને ખબર હતી તેથી તે, ડુંગરની નજીક જઇને કોઇની પણ દૃષ્ટિ પડે નહિ તેમ છુપાઈને તલ્લાસ કરવા બેઠી.

બીજે દિવસે પહોપાટતાંજ રાજપુત્ર પોતાના હંમેશના નિયમ પ્રમાણે સુલતાન અથવા બીજા કોઇને પણ જણાવ્યા વગર પોતાના રસાલા સહિત તે યક્ષિણીભુવન તરફ જવાને નિકળ્યો. તે ડુંગર નજીક આવ્યો એટલે તે યોગિણીની દૃષ્ટિએ પડયો, તે કયાં જાય છે તે અત્યંત લક્ષપૂર્વક તેણી જોતી રહી. રાજપુત્ર ને તેના પરિજનો ડુંગર નજીક ગયા એટલે દૃષ્ટિથી અલોપ થઇ ગયા, એટલે તે યોગિણીએ તર્ક કીધો કે આ ડુંગરમાં કોઇ સ્થળે યક્ષ યક્ષિણીનો વાસ હશે, ને તેથી તેના કોઇક વિવરમાં તે ઉતરી પડયો હશે. તે કોઈ બીજે સ્થળે તો ગયો નથી એમ તો તેણીએ ખાત્રીપૂર્વક માન્યું; કેમકે ડુંગરમાંથી બીજેપાર જવાનો કોઇ માર્ગ તેને જણાયો નહિ, ને ડુંગરના ખાંચાખુંચી ને ખડકો ઓલંગીને પેલે પાર જવું તો અસકય ભાસ્યું. બીજો માર્ગ ડુંગરની પડોસમાં હતો, પણ તે રસ્તેથી તે ગયો નથીજ તે માટે તે નિઃભ્રાંત હતી. આ પ્રમાણે બહુ વાર સુધી વિચાર કરી, પછી તે પોતાની છુપાઈ બેસવાની જગ્યાથી બહાર નિ-

ફળી; ને પછી રાજપુત્ર જે ખીણમાં થઇને અલોપ થઇ ગયો હતો ત્યાં આવી, આમ તેમ પુષ્કળ ફાંફાં માર્યાં. પણ કોઈપણ સ્થળેથી તેને પત્તો ખાધો નહિ. નહિ દેખાયું બારણું કે ન જડયા પગલાં. ત્યાં પેલો વજ્રમય લોઢાનો દરવાજો હતો ખરો, પણ તેમાં એવો કંઇ દિવ્ય ગુણ હતો કે તે યક્ષિણી જેની દૃષ્ટિએ પાડવા ધારે તેનેજ તે જણાય; ને તેથી તે પણ આ યોગિણીને જણાયો નહિ.

બહુ વાર સુધી શોધખોળ કીધી, પણ કંઇ જડયું નહિ એટલે તે યોગિણી પાછી નગરમાં આવી. તુરતજ તે રાજભોવનમાં જઇ પહોચી, ને સુલતાનને મલી ત્યાં જઇને સર્વ વર્તમાન નિવેદન કર્યું, ને પોતે કેટલી ફતેહ પામી આવી છે તે જણાવ્યું. પછી તે બોલી, "ખુદાવિંદ, હું જે કંઇ આપને હમણાં કહું છું તેપરથી આપ માનજો કે આપના પુત્ર સંબંધી જેટલી હકીકત આપને જોઇએ છે તેટલી હું આપી શકીશ. એ હકીકત મેળવવા માટે હું શી યુક્તિ રચવા માંગું છું તે હમણા હું કહેતી નથી, કેમકે 'મોઢે બકેથી શું થયું, બોલ્યું બજાવ્યું તે ખરૂં,' તેમ કરી બતાવું ત્યારે ઠીક. હવે મારી એટલીજ વિનતિ છે કે મને થોડો વખત આપવો, ને મને જે ઠીક લાગે તે કરવાની કુળ મુખત્યારી આપવી એટલે બસ!" આ સાંભળતા સુલતાનને પરમ સંતોષ પ્રાપ્ત થયો, ને તે બોલ્યો, "તને જેમ ઠીક પડે તેમ કરજે; મારી તરફથી કોઇપણ પ્રકારની અડચણ નથી. અને તારે જેટલો સમય જોઇએ તેનાથી મારી તરફના બે દિવસ વધારે, પછી તો હરકત નથીને?" આટલું બોલીને તેને તે કામમાં ઉત્તેજન મળે તેટલા માટે એક અણમોલ પાણીદાર હીરાનો હાર બક્ષીસ આપ્યો, ને કહ્યું કે આ કામ કરવા પછી તને મોટું સન્માન તથા ઇનામ આપીશ.

હું પૂર્વેજ કહી ગઈ છું કે, **શેહરાજાદી** એ હિંદના સુલતાનના ચરણકમળ વંદીને કહ્યું, **અહંમદ** રાજપુત્ર તે યક્ષિણીની પરવાનગીથી નિયમિત રીતે પ્રત્યેક મહિને પોતાના પિતાને મળવાને આવ્યો જતો હતો. પૂર્વે કહેલો બનાવ બન્યા પછી તેના આવવાના એક દિવસ પૂર્વે, તે યોગિણી, રાજપુત્ર પોતાના પરિજન સહિત જે સ્થળેથી અલોપ થઇ ગયો હતો, ત્યાં આગળ જઇને નિર્ભય રીતે બેઠી. બીજે દિવસે પ્રભાતમાંજ રાજપુત્ર પોતાના પરિજન સહિત પેલા વજ્રમય લોઢાના દ્વારથી બહાર નિકળ્યો, તે પેલી યોગિણીએ આબેહૂબ જોયો. આ વખતે તે બાઇ, ઘણી માંદી હોય તેમ એક પથરાપર માથું ટેકવીને પડી હતી, તે રાજપુત્રની દૃષ્ટિએ પડી. તે બાઇએ

આ સઘળો પ્રપંચ કીધો છે એવી ખબર રાજપુત્રને તો હોયજ ક્યાંથી ? એ બાઇ કોઇ નિરાશ્રીત, વિપત્તિમાં આવી પડેલી, ને મહાદુઃખીયણ છે એમ ધારીને રાજપુત્રે દયા લાવીને કહ્યું, "બાઇ, તું અત્રે ક્યાંથી ને કેમ પડી છે ? તને શું થાય છે ? તને કંઇ મદદ જોઇયે છે ? તેમ હોય તો કહે હું તેમ કરૂં." ઉસ્તાદ યોગિણી પ્રથમ કંઇ બોલી નહિ, પણ દીન મુદ્રા–અતિ કરૂણા ઉત્પન્ન કરે તેવી મુદ્રાથી રાજપુત્ર તરફ એકી ટગરે જોવા મંડી પડી. આથી રાજપુત્રના મનદેવતાને અધિક દયા ઉત્પન્ન થઇ. પછી તે બાઈએ કંપતા કંપતા, તુટક તુટક શબ્દથી, મોટો નિશ્વાસ ખેંચીને જાણે તેનાથી બોલાતું નથી, પણ મહાકથાવટિયે બોલે છે એવો આબાદ વેશ ધારણ કરીને બોલી કે, "ઑઁ ઑઁ, ઑઁ ભાઇ ! આરે હું મરી જાઉ, છું ! મારૂં કોઇ નથી, મને બચાવો ! મારૂં રક્ષણ કરો ! ઓરે, અરરે !" એમ અનેક પ્રકારના ધૂર્તતાના ઢોંગ કીધા, ને પાછી ધબ દેતીકે બેભાન થતી પાસેની શીળાપર પડી. પછી થોડીક ક્ષણ તે અબોલજ રહી. રાજપુત્રે પાસેના ઝરામાંથી પાણી લાવી તેના મોઢાપર છાટયું ત્યારે તે બોલી, "ભાઇ, બેટા, આ નજીકના નગરમાં મારૂં ઘર છે; ત્યાં મારે જવું છે. ઓ ઓ ઓરે–ઓ ભાઈ, બાપુ, મને કંઇ થાય છેરે." એમ બોલતી તે યોગિણીએ તુરત પાછો અચેત થવાનો ઢોંગ કીધો ને લાંબીપાટ થઇ પડી. પછી થોડીક ક્ષણ પછી તે પાછી સજાગૃત થઇ ને બોલી: "ભાઇ, હું અહિયા આવી તેટલામાં મને એકાએક તાવનું લખલખુ ભરાઇ આવ્યું, ને મારા હાથપગ થરથર કંપવા લાગ્યા. હમણા મારા હાથ પગમાં એટલી તો ખેંચતાણ થાય છે કે મારાથી એક ડગળું પણ ભરાઈ શકાય તેમ નથી. એથી કરીને હું આ સ્થળે આવી પડી છું. ઓરે, ઓ ભાઇરે, હવે મારી દશા કોણ જાણે કેવી થશે તે અલ્લાહ માલુમ ! મને અહિંયાથી નગરમાં કોણ લઇ જાય ? હું અહિંયાજ આમને આમ મરી જઇશ. હાય હાય ! યા ખુદા, મારાપર આવી અવકૃપા કેમ ?" એમ કેહેતા તે યોગિણી કરૂણાળ સ્વરે રૂદન કરવા લાગી.

રાજપુત્રે તેને કહ્યું, "બાઇરે, તમે કંઇ ભય ધરો ના. ઘણા પ્રેમ સહિત તમને જોઇશે તેટલી મદદ હું કરીશ. હું હમણા તમને એવે સ્થળે લઇ જાઉ છું કે જ્યાં તમારી સર્વ પ્રકારની બરદાસ્ત યથાવિધિ થશે; ને તમને તુરતજ આરામીયત મળશે. તમો ઉઠો, અને આ મારા અંગરક્ષક સેવકોમાંથી એકજણ તમને તેડી જાય ત્યાં જાઓ. અને હ-

મણા અમે સર્વે જણ અમારા કામપર જઇએ છિયે." આ પ્રમાણેનું તે રાજપુત્રનું મનોવેધક ને આનંદદાયી ભાષણ સાંભળી તે યોગિણીને મહા આનંદ થયો. કેમકે તે જે હેતુ પાર પાડવાને ત્યાં આવી હતી, તે હેતુ સત્વરે પાર પાડવાનો સમય નજીક આવેલો તેને જણાયો, અને તે ઉત્કૃષ્ટ હેતુ પાર પાડવાને આટલી જલદીથી તક મલી તે માટે તે ઘણી મનમોજી બની ગઇ! રાજપુત્રના કહેવા પ્રમાણે તે એકપગે તેના સ્વાર સાથે જવાને તૈયાર થઇ. તે મોંઢેથી કંઇપણ બોલી નહિ, પણ ઉઠવાને માટે ધીમે ધીમે હાથ પગ હલાવ્યા, ને અરે, હાય, યા અલ્લાહ! એમ બોલતી તે ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી, પણ તેણીએ ઢોંગ એવો આબાદ ચલાવ્યો કે બીલકુળ ઉઠાતું નથી એમ રાજપુત્રને જણાયું. ઉઠતાં ઉઠતાં તે બે ત્રણ વખત પડી ગઇ, પછી રડી પડી, ને "ઓ બાપ મારાથી નથી ઉઠાતું" એમ બોલી આબાદ વેશ ભજવ્યો.

પછી રાજપુત્રના સાથના બે અશ્વારો અશ્વપરથી ઉતર્યા; ને તે બંનેએ મળીને એક ત્રીજા અશ્વારની ખાંધપર તે ડોસીને બેસાડી. પછી તે બંનો અશ્વારૂઢ થયા. મેદાનમાં આ પ્રમાણે કાર્ય થાય છે તેટલામાં રાજપુત્ર પોતાના વજામથી દ્વાર સમીપ ગયો. એક સ્વારે તે દરવાજો તુરત ઉઘાડયો. રાજપુત્ર તે યક્ષિણીના રાજભોવન નજીક ગયો, ને ઘોડાપર બેઠાં બેઠાંજ એક દાસીને કહ્યું કે, "તારી શેઠાણીને જઈને કહે કે રાજપુત્ર કંઇ કહેવાને બોલાવે છે." તુરતજ યક્ષિણી પોતાના પ્રાણેશ સમીપ આવી પહોંચી. તેટલામાં આ દુષ્ટ યોગિણી તે સ્વાર સાથે ત્યાં આવી પહોંચી. રાજપુત્ર આટલો ત્વરાથી પાછો કેમ ફર્યો તેને માટે મોટી ચિંતાતૂર હાલતમાં તે યક્ષિણી ત્યાં આવી હતી; પણ તેટલામાં આ યોગિણીને નિહાળીને યક્ષિણીએ કંઇક વિચાર કીધો. યક્ષિણી કંઇ બોલે તેટલામાં તો રાજપુત્રજ બોલ્યો, "પ્રિયે, રમણી, પ્યારી, વિચાર શો કરો છો? આ અનાથ સ્ત્રી, અતિ દુર્બળ, નિરાધાર છે, ને એ એવી દયામણી સ્થિતિમાં મને મળી કે મેં એનું રક્ષણ કરવાનું વચન આપ્યું છે. મને પૂર્ણ આશા છે કે તું પણ મારી પેઠેજ એનાપર દયા કરશે; અને એની માવજત સારી રીતે કરશે."

રાજપુત્ર આ પ્રમાણે તે પ્રપંચી યોગિણી માટે બોલતો હતો, તે વેળાએ તે યક્ષિણી ઘણા લક્ષપૂર્વક તેના તરફ તીકી તીકીને જોતી હતી. તે અતિ શ્રૂણી દિર્ઘદૃષ્ટિવાન્ રમણીએ તેનામાં કંઇ ચમત્કાર જોયો ખરો,

પણ તે સમયે કંઇપણ બોલી નહિ. પણ તત્સમે પોતાની બે અનુચરીને બોલાવીને કહ્યું, "આ બાઇને તમારી સાથે તેડી જાઓ; અને એની સર્વ પ્રકારે સારી રીતે માવજત કરો."

તે બે અનુચરીને આ પ્રમાણે તે યોગિણીની માવજતની સપુરદ કરીને તે યક્ષિણી રાજપુત્રના કાનપર પડી. પ્રથમ એક પ્રેમચુંબન કીધું, જેના પ્રતિઉત્તરમાં રાજપુત્રે તેના અધરોષ્ઠનું પાન કીધું—પછી પરીબાનુ બોલી, "પ્રાણપ્રિય નાથ, હૃદયના સ્વામિ, આ સ્ત્રી તરફ તમારી દયાનો ઝરો વહ્યો, એ તમારી સ્વતઃ સરળ, દયાળુ તથા પરોપકાર બુદ્ધિની નિશાનિ છે,ને શ્રેષ્ટકુળોત્પન્ન મહાત્માનું એજ દેવતાઈ લક્ષણ છે. અને પ્રાણનાથ, તમારા હેતુ પ્રમાણે વર્તવાને હું આજ્ઞાધારિણીને ના નથી; પણ આટલું લક્ષમાં રાખજો કે એ કોઇ મહા પક્કી ઠગારી ને અતિ દુષ્ટ અધમ છે, ને એની માવજત કરવી એ સર્પને દુધ પાઈ ઝેર વધારવા યોગ્ય છે! એનો અનુભવ થોડે સમયે તમોને મળ્યા વગર રહેશે નહિ. જેમ આપ જુઓ છો તેમ એ સ્ત્રી ખરેખરી આજારી નથી. મારી સંપૂર્ણ ખાત્રી છે કે તમારા કોઇક શત્રુએ, તમારો નાશ કરવાના હેતુથી આ દુષ્ટ દૈવદમનક દયાહિન ડોસીને અત્રે પ્રેરેલી છે. પણ પ્રાણવલ્લભ, તે માટે આપે લેશ પણ ચિંતા કરવી નહિ. તમારા પ્રત્યે અપાય કરવાનો જે જે 'દુષ્ટબુદ્ધિઓ પ્રયત્ન કરશે, તેઓનું છેદન ભેદન કરવાની શક્તિ મારા અંગમાં છે. તમો હવે બિનદેહેસત તમારા કામ પર સીધારો."

તે યક્ષિણીનું એ ભાષણ સાંભળી રાજપુત્રના મનમાં યત્કિંચિત્ પણ ભય ઉત્પન્ન થયો નહિ. તે પોતાની પ્રિયા પ્રત્યે પ્રેમ વચન બોલ્યો કે, "પ્રિયે, મેં અદ્યાપિપર્યંત કોઇનું પણ અણહિત કીધું નથી, રે એટલુંજ નહિ, પણ તે કરવાને માટે મનમાં સંકલ્પ સરખો પણ કીધો નથી. અર્થાત્ મારૂં અણહીત કે ભુંડું કરવાની ઇચ્છા કોઇના પણ મનમા આવે એ મને સત્ય વાર્તા દીસતી નથી. અને કદાપિ મારાપર સંકટ આવ્યું તોપણ મારામાં જે ઉંચી બુદ્ધિ છે તે પ્રમાણે મારા શત્રુનું પણ હું હિત ઇચ્છીશ." આમ બોલી તે, પોતાની હૃદયરમણીને પાછું એક પ્રેમ ચુંબન કરીને પોતાના પિતાના રાજમાં જવા માટે નિકળી પડયો. તે ઝટપટ ત્યાં આવી પહોચ્યો. ત્યાં આવતાં તેણે કાંઇ વિલક્ષણતા પોતાના પિતાના મૂખપર છવાયલી જોઇ; કેમકે દુષ્ટબુદ્ધિ મંત્રીઓએ સુલતાનના મન-

માં રાજપુત્ર માટે જે શંકા ઉત્પન્ન કીધી હતી તેથી, તેની મુખમુદ્રા જે સદા હસ્તી ને પ્રફુલીત પ્રકાશવંતિ પ્રકટપણે પ્રેમવાળી પ્રદર્શિત થતી હતી તે આ વેળાએ જોવામાં આવી નહિ; છતાં સુલતાને બાહ્યસત્કાર યથવિધિએ કીધો. પુત્રને પ્રપંચપ્રેમથી પાસામાં લીધો, કે જેથી તેને કંઇ પણ સંશય ઉત્પન્ન થાય નહિ.

હવે મહારાજ, સુલતાના **શેહેરાજાદી** સુલતાન પ્રત્યે બોલવા લાગી; તે યક્ષિણીના રાજભુવનમાં, તેની બે ખવાસેણ તે જોગટી યોગિણીને એક અતિઉત્તમ સુશોભિત ભુવનમાં લઇ ગઇ. ત્યાં એક અતિઉત્તમ પલંગ પડયો હતો. તેનાપર કીનખાપના તકીયા મુકયા હતા; તેપર તે કોકટ દુષ્ટાને માથું ટેકવીને બેસાડી, પણ મારાથી તો જરા પણ બેસાતું નથી, એવો ઢોંગ તેણીએ સજ્જડ ભજવી બતાવ્યો, એટલે પલંગપર ઝટપટ તેને સુવાડી દીધી. બીછાણાપર રંગ બેરંગી ભાતભાતની વેલબુટ્ટી પાડેલી હતી; ને તેમાં ખાંચે ખાંચે ઝલેહ મારતા સુવર્ણના બુટ્ટા ભરેલા હતા. તેનાપરની ચાદર ઉંચી મલમલની હતી. ઓઢવાની રજાઇપર અતિ ઘણી સુંદર વેલ અને ચિત્ર વીચિત્રની બુટ્ટીઓ હતી. તે યોગિણીને સુવાડયા પછી તે બંનો દાસી પૈકી એક મેહલના બીજા ભુવનમાં ગઇ ને ત્યાંથી એક સુંદર ચીનાઈ વાસણમાં એક જાતનું અમૃત જેવું પાણી લાવી. પછી બીજી ખવાસણે એ યોગિણીને બેઠી કીધી, પુઠેથા તકીઓ ટેકવી મુકયો, ને તેના કાનમાં પડીને કહ્યું, "બાઈરે, આ તમારે માટે ઔષધ લાવી છું તે લ્યો. એને મનુષ્યને આરોગ્ય કરનાર સિંહના ઝરાનું અમૃત જળ કહે છે." એ જળમાં એવો ઉત્તમ ગૂણ કેહેવાય છે કે કોઇ પણ મનુષ્યને ગમે તેવો જવરાગ્નિ વ્યાપ્યો હોય તો એ અમૃત જળથી તે તાત્કાળ નાશને પામે છે. તમો હમણા એનું પાન કરશો કે બે ઘડીમાં એના અલૌકીક ગુણની તમને પ્રતિતિ થશે." તે યોગિણીએ પોતાનો ઢોંગ પૂરેપૂરો દર્શાવવા માટે પ્રથમ પુષ્કળ અકળાટ ગભરાટ બતાવ્યો, પુષ્કળ ઠાંસીયા લીધા, બહુ કરાંઝ કરાંઝ કીધું, ને ઘણીવાર પેટ પકડીને આમ તેમ ગબડયા કીધું. જેમ જેમ આ પ્રમાણે તે કરતી હતી તેમ તેમ તે ખવાસણો તેના પ્રત્યે પુષ્કળ આર્જવ કરતી ગઈ અને જેમ જેમ ખવાસણો કાલાવાલા કરતી હતી તેમ તેમ તે બાઇ તે જળ પ્રાશન કરવાને તિરસ્કારે છે એમ બતાવવા લાગી. પછી તે અમૃત જળનું પ્યાલું તેણીએ એકદમ હાથમાં લીધું, વાંકુ તીકું મોઢું કીધું ને સિહાવહા થતી હોય તેમ કરીને તે જળ પીધું, પણ

તુરતજ પાછું તે જળ તે ખવાસેણ પૈકી એકના ઉપર પાછું ઓકી કાઢવા જેવું કરીને એકદમ ધબદેતી કે તે પંલગપર પડી. પછી જે ખવાસેણ અમૃત જળ લાવી હતી તે બોલી, "હવે તમે બે ઘડી સ્વસ્થ ચીતે આરામ લો. હવે અમે જઇયે છીયે, થોડી વેળા પછી પાછાં આવી શું ત્યારે આપને તદ્દન આરામીયતમાં, અતિ ઘણી ઉત્કૃષ્ટ સ્થિતિમાં જોઇશું એવી અમને પૂર્ણ ખાત્રી છે."

એ યોગિણીનો આ રાજભુવનમાં આવવાનો મુખ્ય ઉદ્દેશ તો એજ હતો કે રાજકુમાર કયાં રહે છે, શું કરે છે તે જાણવું; તે શિવાય બીજી કંઇ તેના મનથી ઇચ્છા નહોતી. તે હેતુ પૂર્ણપણે પાર પડયો તેથી હવે જ્યાદા ઢોંગ કરીને વિના પ્રયોજને દુઃખ હોરવું ને હવે વિના પ્રયોજને કાળ ગાળવો એનું કંઇ કારણ નહોતું. આ સર્વ વૃત્તાંત સુલતાન સમીપ જઇ તેને કેહેવાને તે એટલી બધી તો તલપાપડ થઇ રહી હતી કે તેનાથી જો આ રાજભુવનમાંથી પક્ષિણીનો વેશ ધારણ કરીને ઉડી જવાતું હોત તો તેમ પણ કરત. અને તેથી કદાચિત જે વેળાએ સિંહામૃતજળ તેને પાયું તેજ ઘડીએ તે એમ પણ જણાવત કે હવે તે ખબરદાર થઇ છે, પણ તેમ કરતાં રખેને ઢોંગ જણાઇ આવે તેથી તે અબોલ પડી રહી. વળી ખવાસેણે કહ્યું હતું કે આ સિંહામૃતજળની અસર બે ઘડી પછી થાય છે, તે ખવાસેણ પાછી ફરે તેટલો કાળ તે તેજ સ્થળે ગુપચુપ પડી રહી.

પૂર્વે કહ્યા પ્રમાણે તે ખવાસેણ પોતાનો સમય થયો તે વેળાએ ત્યાં પાછી આવી. એ સમે તે યોગિણી ઉઠીને બેઠી થઈ હતી. પોતાનો પોષાક જે જથરપથર વિખરાયલો હતો તે ઠીકઠાક કરીને તે બાઈ પલંગપર બેઠેલી તેની દૃષ્ટિગોચર થઇ. તે ખવાસેણ ત્યાં આવતાં વેતજ એ યોગિણી બોલી, "મ્હારાં વહાલાં! બેહેનરે! તમારા ઔષધમાં તે કેવો અલૌકીક દિવ્ય ગુણ છે તે હું કહી શકતી નથી. સાક્ષાત્ અમૃતજ એ છેરે મા, એમાં શક નથી! તમોએ કહ્યું હતું તેજ પ્રમાણે એ અતિ ઉત્તમ ઔષધનો ગુણ મને પૂર્ણ રીતે માલમ પડયો છે. એવું ઔષધ તો ઇંદ્રને ત્યાં પણ નહિ હોય! તે બિનોહી જહાનવાસી હુરિઓને પરિઓ પણ એવાં ઔષધની જીજ્ઞાસા રાખે! પુષ્કળ વખત થયા હું હોશિયાર ખબરદાર થઈને તમારી વાટ જોઇ રહી છું. હવે તમારી દયાવંત, પરોપકારી, પરદુઃખભંજક ને અતિ ઉદાર વૃતિવાળી શેહાણી પાસે જઇને તેની પૂર્ણ કૃપા બદલ તેનો પ્રેમપૂર્વક આભાર માનવાને મને અતિ ઘણી ઉતાવળ થઇ છે; તો ચાલો

બેહેન, હવે તમો મને તમારી શેઠાણી પાસે સત્વરે તેડી જાઓ; કેમકે હવે હું પૂર્ણ આરોગ્ય થઇ છું; ને હવે મારામાં ચાલવા હાલવાની સર્વે શક્તિ આવી છે. હવે હું મારે ઘેર જઇને પડું તો ઠીક. ત્યાં મારા છોકરાં છૈયાંઓ મને નહિ આવેલી જોઇને રાહ જોતાં હશે."

તે બંનો ખવાસણે તે યોગિણી આટલી સત્વરે આરોગ્ય થઇ તે માટે મોટા મનથી અત્યાનંદ પ્રદર્શીત કીધો; ને તેથી પોતાની શેઠાણી પાસે તેણીને તેડી ચાલી. **પરીબાનુ** પાસે જતાં વાટમાં પુષ્કળ બીજાં ભુવનો આવ્યાં, જે જોતાં તે યોગિણીને ઘણું આશ્ચર્ય પ્રાપ્ત થયું. તે પ્રત્યેક મેહેલો એકેકથી ઉત્તમ હતા. સર્વમાં કનકમય વેલ બુટાદાર નક્ષી કામ કીધું હતું. અને સઘળા ઓરડાઓનો ભવ્ય શોભિત ને રમણીય ભભકાવાળા હતા. સર્વ મેહેલોમાં થઇને, બાગ બગીચા નિહાલીને, જ્યાં **પરીબાનુ** બિરાજમાન થઇ હતી, ત્યાં તે ખવાસેણ તે **અહમદ** પ્રતિ દ્વેષ ધરનારી યોગિણીને લઇ આવી. આ વિલાસભુવન બીજા બધા ભુવન કરતાં કંઇ અદ્ભુત હતું. ત્યાંની કારીગરી એટલી તો અનુપમ હતી કે તેનું વર્ણન પણ ન થાય. આ ભુવન નિહાલી તે યોગિણી તો આશ્ચર્યચકિત થઇ ગઇ. આ ભુવનમાં તે યક્ષિણી **પરીબાનુ** એક સિંહાસનપર બિરાજમાન્ થઇ હતી; અને તેની બંને બાજુએ અનેક પ્રકારના અતિ ઉત્તમ ને સુંદર બહુ મુલવાળાં વસ્ત્રાભુષણ સજીને કેટલીક, રૂપવતિ યક્ષિણીઓ ખડી હતી. **પરીબાનુ**નું સિંહાસન સર્વે સોનાનું હતું ને તેમાં હિરા મોતી માણેક પન્ના વિગેરે ઝવાહીર જુદી જુદી રીતે ખૂબીદાર જડયું હતું. આ પ્રકારનો **પરીબાનુ**નો વૈભવ તથા ઠઠારો જોઇને તે યોગિણીના ડોળા તો ચકળ વકળ ફરવા લાગ્યા. તે એટલી તો આશ્ચર્યચકિત થઈ ગઇ હતી કે **પરીબાનુ** સમીપ ગઇ તોપણ તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાની તેને શુદ્ધિ રહી નહિ, તેમજ તેનો આભાર માનવા માટે એક શબ્દ પણ તેના મોઢામાંથી બોલતાં પણ બોલાયો નહિ. આ યોગિણીના મનનો ગભરાટ **પરીબાનુ**એ જોઇ લીધો, એટલે તેજ તેને શાંત કરવાને માટે બોલી; "બાઈ, તને સારૂં કરવાનો સુદૈવે કરીને મને પ્રસંગ આવ્યો, ને તું આરોગ્ય થઇને તારે ઘેર જવાને શક્તિમાન થઇ તે માટે મને મોટા આનંદ પ્રાપ્ત થયો છે. હવે હું તમોને વિશેષ રોકી શકવાને ઇચ્છતી નથી. પણ મારો મેહેલ સઘળો જો તમારી જોવાની ઈચ્છા હોય તો તે સુખેથી જુઓ, આ ખવાસેણ તે બતાવશે; તે જોઇને સુખરૂપ સીધાવો."

તે જોગણુને એક પણ શબ્દ બોલવાનું ધૈર્ય આવ્યું નહિ, તેથી માત્ર સાષ્ટાંગ પ્રણામ કરીને તે બે ખવાસણુ સાથે તે વિશાળ દિવ્યભુવન જોવાને ચાલી નિકળી. રાજપુત્ર અહુંમદ જ્યારે તે મેહેલમાં આવ્યો ને તે વેળાએ પરીબાનુએ તેને જે જે સ્થળો બતાવ્યા હતા તે સર્વ સ્થળો તે ખવાસણોએ તેને બતાવ્યાં. તે પ્રત્યેક સ્થળની સૌંદર્યતા, ભવ્યપણું, ને ત્યાં જે અપાર સંપતિ પડેલી હતી તે નિહાળી તે જોગણુને પરાકાષ્ટાનું સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું. તે ખવાસણે તેને કહ્યું કે, "બાઇ, આ જે સઘળું તું જોય છે તે અમારી શેઠાણીના વૈભવ તથા સંપત્તિનો એક નાહનો સરખો ભાગ છે. એના રાજયમાં આવાતો અનેક ભવ્યભુવનો છે, અને તેની બાંધણી તથા કારીગરીનું કામ તો એવું સુંદર તથા નૂતન નૂતન પ્રકારનું છે કે તેની વાત શી કહું? એવું તો કોઈપણ પૃથ્વીના રાવણુ-રાણાને ત્યાં પણ નહિ હોય." આ શબ્દો સાંભળતા તે જોગણુને જે આશ્ચર્ય થયું તે વર્ણાય તેમ નથી. આ પ્રમાણે વાતચીત કરતા બે ખવાસણુ તે જાદૂગરેણુને પૂર્વના વજ્રમયી દરવાજા પાસે તેડી લાવી. અત્રે તે જોગણે તે બંને ખવાસણુનો, પોતાના પ્રત્યે આટલી બધી પ્રેમ મમતા બતાવી તે માટે પ્રેમપૂર્વક આભાર માન્યો; ને પછી રજા લીધી. તે વખતે તે લોઢાનો દરવાજો ધરરરર કરતોકે ઉઘાડયો, તે જોગણુ બહાર નિકલી ને પછી અરસપરસ કહ્યુ કે "બેહેન મલજો, હેત પ્રીત રાખજો," એમ કરતા તેણીને વિદાય આપી.

એ જોગણુ–જાદૂગરેણુ થોડાંક પગલાં દરવાજો છોડીને આગળ ગઈ, ને પછી તે દરવાજો જોવાની ઇચ્છાથી પાછું ફરી નજર કીધી, પણ તે દરવાજો કયાં હતો તેનું કંઇપણ ચિન્હ તેને દૃષ્ટિગોચર થયુ નહિ. હું પૂર્વાપર કહી ગઇ છું કે સ્ત્રી જાતિને અથવા જેઓની નજરે તે દરવાજો પાડવો નહિ હોય તેને તે જણાતો નહિ હતો. આ એકજ બાબતના સંબંધમાં તે જોગણુને બહુ ચટપટી થઇ, બાકી સર્વ કાર્ય સિદ્ધ થયું છે તેથી તેને મહાનંદ વ્યાપ્યો હતો.ઉતાવળે પગલે તે રાજધાનીમાં ગઇ,ને ત્યાં ગયા પછી તે સિધ્ધે રસ્તેથી રાજમહેલમાં ચાલી ગઇ નહિ, પણ કેટલીક આડીટેડી ગલીકુંચીઓ વટાવી એક છુપા દ્વારથી સુલતાન સમીપ ગઇ. સુલતાનને તેના આવવાની ખબર પડતાંની સાથેજ પોતાના એકાંતભુવનમાં તેને બોલાવી. આ સમયે તે જોગણની મુખમુદ્રા મ્લાન હતી, તેથી તેણે ધાર્યું કે એ જોગણુ પોતાનું કાર્ય પાર પાડી આવી નથી. એ વિચારથી સુલતાન

બોલ્યો, "કેમરે ડોકરી, તારી મુખમુદ્રાપરથી મને ભાસે છે કે તારૂં કાર્ય સફળ થયું નથી." તે જોગણ બોલી, "મહારાજ, આપે મારી મુખ મુદ્રાપર લક્ષ નહિ આપવું. આપની આજ્ઞા પ્રમાણે મેં કાર્ય પાર પાડ્યું છે કે નહિ તે જે હકીકત હું આપને હમણાં નિવેદન કરૂં તે પરથી સહજ લક્ષમાં આવશે. મારી સંપૂર્ણ ખાત્રી છે કે મારી સર્વ હકીકત આપ જાણ્યા પછી મેં આપના કામમાં યત્કિંચિત્ પણ બેદરકારી કીધી નથી એમ સંપૂર્ણ આપની ખાત્રી થશે; ને તેમ થશે તો આપ ઘણા સુપ્રસન્ન થશો ને મારી મેહેનતની યથાર્થ કદર બુઝશો. મારી મુખમુદ્રા ક્ષિણ જણાય છે, ને તે પ્રફુલ્લીત નથી તેનું કારણ તદ્દન નિરાળું છે, તે હું આપને હમણાં જણાવતી નથી, કેમકે જે વાત હમણાં હું આપને જણાવનાર છું તે સુણતાંજ આપના મનમાં મારી માયીક મોહમયી મહાન મનન કરવા યોગ્ય ચમત્કારીક શક્તિ સેહજમાં સમજાશે."

પછી તે જોગણે જે પ્રકારે દુઃખ કરવાનો ઢોંગ કીધો હતો અને રાજપુત્ર સમીપ પછી તે કેવા પ્રકારે રાજપુત્રની દૃષ્ટિએ પડી, ને તે દયાદ્રવચિતવાળા દીનદુઃખની વાત કરતાં, પોતાનું હિત દિલમાં જરાપણ દરિયાફ્ કર્યા વગર કેવા પ્રકારે તેની માવજત કીધી, અને પછી ત્યાં અત્યંત પરમ રૂપવતિ પરમ પ્રેમવતી પૂર્ણ પ્રફુલ્લીત મને વરેલી પ્રિયતમા યક્ષિણી પરિબાનુ વદનવારિજ નમાવતી, દિલનો સોચ સમાવતિ, પ્રીતિ બતાવતી, મંદ મંદ પગલાં ભરતી, મોહીણી અતિ, જાણે જેવી રતિ, મતિ ભુલાવી, મોટા મહા સમર્થ મહાત્માના મનનો મોદ વધારી મોહ પમાડયો તેનું વર્ણન વર્ણવી, તેના આનંદ રવિલોચનથી વિવિધ વિકારે વ્યાકુળ થઇ પોતે કેવી સ્થતિમાં આવી પડી હતી તે કહી બતાવ્યું. પછી એ યક્ષિણીની એ અતિ લાવણ્યમયી લલીત લોચનવતિ, લોલક લોલ કરનારી, જેના સૌંદર્યની વાર્તાજ થઇ શકે નહિ તેવી એ ખવાસેણ સોંપી, અને તેણીએ જે રીતે સેવા ચાકરી કીધી તે કહ્યા પછી જ્વર સંહારક સિંહામૃત પાયાથી પોતે કેવા પ્રકારે સાવધ થઇ, ને કેવી થાપ મારીને ત્યાંથી પલાયણ થઇ આવી તે કહી બતાવ્યું. પછી તે જોગણ બોલી, "મહારાજ! રાજપુત્રે સોપેલું કામ કેવા પ્રણામપૂર્વક તે યક્ષિણી ઉઠાવવાને તત્પર છે તે હું કહી શકતી નથી. એવી તત્પરતા મેં કોઇ પણ સ્થળે પળવાર પણ નિહાલી નથી. પરીબાનુ પુતલી તે જાણે સંગેમરમરની ઘડેલી છે. તેના અવયવનો રંગ તો જાણે શુદ્ધ આરસનોજ હોય. જાણે કામદેવે પોતાનું સંમોહન શસ્ત્રજ તેના કટાક્ષમાં મુકયું હોય, કે

ચંચળ ચક્ષુરૂપી ચકોરને જોઇને ચંદ્રનેજ મોહ થયો હોય, કે સાક્ષાત્ મદનેજ આ તેજ પૂર્ણ પુતળું પ્રકટ કીધું હોય, કે બ્રહ્માના તેજમાંથી આ પ્રતિમા ઘડાઇ હોય. હું શું વર્ણન કરૂં ! તેનો વૈભવ વિવિધ વિલાસ વસ્તુથી વિમોહ કરી વિસ્મયતા ઉતપન્ન કરે તેવો હતો; તેની સંપતિ સદા સર્વદા સતેજ શોભતી હતી, તેનો મેહેલ મહા મનોહર મહિમંડળના મહિમાવંત મનુષ્યના મૌલ્યવાન મકાનથી મોટો છે, તે યક્ષિણીની આકૃતિ અતિ અદ્ભુત અલૌકીક ઉપમાયુકત હતી. મહારાજ હું શું કહું ? તેને ચક્રાકાર ચક્ષુ ચાપ ચઢાવી, જે ચઢાવી ચંચળચિતથી ચોરટા મને આબાદ મને જોઇ, તે પળ હું કોઇપણ સ્થળ, તળભાર પણ વિસરી જવાની નથી."

આ પ્રમાણે તે જોગણ પોતાનું સર્વ વૃત્તાંત વર્ણવી ગઇ, ને તે એકી ટસે, નિમેષ માત્ર પણ ધ્યાન બીજે સ્થળે નહિ ફેરવી, સુલતાન સુણ્યો ગયો. પછી તે જોગણ બોલી, "રાજન્, તે યક્ષિણીના આ અલૌકીક અદ્ભુત ઉપમા નહિ અપાય તેવા અપાર સંપત્તિવાળા શોભાસહિત શણગારેલા વૈભવ માટે આપને શું ભાસે છે? તે રૂપવતિ મહામતિ, સંપત્તિવાન રતિના સમાગમથી આપના રાજપુત્ર અહમદને જે સમાગમ સુખ ને અપાર વૈભવ સુખ પ્રાપ્ત થયું છે તેથી આપને અતિઘણો હર્ષ વ્યાપ્યા વિના રહેશે નહિ ! પણ મારા મનમાં તો એથી ઉલટો વિચાર થાય છે ! આપે એ પુત્રથી સાવધ રહેવું એ ઉચિત છે. આ બોલવા માટે મનમાં ક્રોધ નહિ ધર્તા મને દુઃખની હર્તા ધારી ક્ષમા દેશો મહારાજ, બેશક, રાજપુત્રને આટલું મોટું મહત્વ પ્રાપ્ત થયું છે તેથી આપણને મોટો ધક્કો છે, એવો વિચાર જે પળે મારા મનમાં આવ્યો તેજ પળથી મારા રોમેરોમ ખડા થઇ ગયા છે ! અને મારી મુખમુદ્રા મ્લાનમય દેખાઈ તેનું પણ કારણ એજ છે. હું સ્વીકારૂં છું કે, રાજપુત્રનો સ્વતઃ સ્વભાવ સરળ ને સજ્જન સભા શોભિત છે, તેથી આપણને કંઇપણ અડચણ કરવાનુ તે મનમાં ધારશે નહિ; પણ તે સદા સર્વદા, સર્વથા સૌંદર્યની સુરતિના સુશોભિત સુખની સંભાળ નિચે ઉછરે છે, તેથી તેની દુષ્ટ બુદ્ધિના પ્રભાવે તે પોતાની સરળતા ભૂલિ જાય તો માંડમાંડ પોતાની ઉંચી વૃતિ સાચવી રાખે, ને તે વેળાએ આપના રાજપદને હય મચાવવા તથા આપને દુઃખ દેવાને તે કેમ તત્પર નહિ થાય તે હું કેમ કહી શકું ! કહ્યું છે કે સ્ત્રી જાતેજઃ—

**ઇર્ષા લોભ ને છળકપટ, અધિરી દુઃખની ખાણ;**
**પ્રપંચ રમવે પૂરી એ, નિશ્ચે સાધુ જન માણ.**

તથી મહારાજ, મારી પુનઃ પુનઃ આપને એટલીજ વિનતિ છે કે આ બાબતમાં આપે બહુ સાવધ રહીને કામ કરવું. પ્રથમ વિચાર કરીને પછી વર્તવું એ ઉચિત્ત રાજનૈતિક પુરૂષને છે. આપ જરા પણ અસાવધગીરી રાખશો તો આપનો ઘણો મોટો નાશ થશે."

રાજપુત્ર **અહુંમદ**ની ઉદારવૃતિ, ઉંચ સદ્‌ગુણ, કુળિનપણું અને બીજા ગુણોને માટે સુલતાનને બહુ ઉંચો વિચાર હતો, તોપણ આ કુટિળ કટાક્ષ વાળી, જેની જીભમાં ઝેરજ જામેલું છે એવી જીવહારક, અધમ નારીના વેણ સાંભલીને કોપવશ થયેલો સુલતાન સમય ન વિચારતા, અનાચારનાં વાકયો યદવા તદવા વદવા લાગ્યોઃ—"રે ડોકરી, તેં મારે માટે આ જે મોટી ખટપટ ઉઠાવી મને સાવધ કરવા, જે જે વહરવા વચનો કહ્યા, તે મેં મારા મનથી સહેજે લહ્યા છે; ને તે માટે તારો આભાર, વિસ્તારપૂર્વક માનવાનો મને સમય નથી, તોપણ તારૂં સારી રીતે, પ્રીતે પારિતોષીક કરીશ, ને તારી દીનદશાની પીડા શિઘ્રે હરિશ. આ વાર્તા અતિ ઘણી ગહન, ગૂઢ, અને મોટો વિચાર કરવા યોગ્ય છે તે બાબતમાં મારા આપ્તમંડળની સાથે હમણાં વિચાર કરૂં છું."

તે જોગણુ રાજમહેલમાં આવી તે વેલાએ, જે મંત્રીઓએ સુલતાનના સદ્‌ભાવીક સરળ હૃદયમાં સેહેજમાં સમયોચિત સોમળતું ટીપું નાખ્યું હતું તેને ત્યાં બોલાવવામાં આવ્યા હતા. તે સર્વેને એકાંતભુવનમાં બોલાવી તે જોગણે કહેલી સર્વે વાર્તા ઇત્થંભૂત તેને કહી સંભલાવી. પછી કહ્યું કે—"એ નાદાન પુત્ર કદિ તે રંડાના ઉશ્કેરવાથી આપણાપર કોઇ જાતનું સંકટ આણે તેમાં કાંઈ ફેર નથી, ને તેથી આપણે પેહેલ પ્રથમથીજ તેનો ઉપાય યોજવો," એવું કહ્યું ત્યારે બીજા મંત્રીઓ તો અબોલ રહ્યા, પણ પેલો પૂર્ણ પાપી પ્રપંચક પ્રપંચી પૂતળાપેરે પ્રથમ વિરાજેલો મંત્રિ બોલ્યો, "મહારાજ, આપણાપર સંકટ લાવનાર કોઇ પણ હોય તો તે રાજપુત્ર **અહુમંદ** છે એ આપણે સારી રીતે જાણીએ છીયે; તો આ સંકટનો પ્રથમથીજ ઉપાય કીધો હોય તો ઠીક પડે. રાજપુત્રને જન્મભર એક અંધારા કળિકાળ જેવા કરાળ વિકરાળ ભયંકર કિલ્લામાં કેદ કીધો હોય તો એ પીડા સદાની ટળે. તેનો જીવ લેવો એ મને યોગ્ય દિસતું નથી, કેમકે તેમ

કીધાથી લોકના થોક શોકયુક્ત વદનથી આપણી કીર્તિને કાલપ ચોટાડશે. હમણાંજ તે અત્રે છે, તો પછી આ કાર્ય નિર્વિઘ્ને પાર પડશે." આ યુક્તિ તે પ્રપંચી મંત્રી કંઇ બોલ્યો તે સર્વે મંત્રિઓએ માન્ય રાખી.

આ સમયે પેલી પાપની પ્રતિમા પીડાકારક અપયશવધારક, પણ જેને હમણા સર્વે દુઃખહારક, યશવધારક ને તારક નાર ગણે છે તે બોલી; "મહારાજ, મને મન મુકીને મારા મનોદ્દગાર કેહેવાની પરવાનગી છે?"

**સુલતાન**–ભલે બોલ, તને કોઇ રીતની હરકત નથી.

**જોગણ**–મહારાજ, આપના મંત્રિઓની આપના પ્રત્યે અતિ અદ્દ્ભુત એકરાજભક્તિ છે, ને તે ભક્તિના પૂર્ણ આવેશમાં, લેશ પણ વિચાર કીધા વિના, રાજપુત્રને કેદ કરવાની યુક્તિ સૂચવી; પણ તેઓએ એવો વિચાર કીધો નહિ કે તેની સાથના સ્વારોનું કેમ? જો રાજપુત્રને કેદ કરવામાં આવે તો તેની સાથના અશ્વારોને પણ કેદ કરવા જોઇએ; પણ રાજન્, તેઓને કેદ કરવા તદ્દન અશક્ય છે; કારણ કે તે આપણા જેવા મનુષ્ય નથી, પરંતુ આપણાથી શ્રેષ્ટ યક્ષ વર્ગના છે. તેઓની પાસે ક્ષણમાં અદૃશ્ય થવાની શક્તિ છે, તેથી તેઓ જોત જોતામાં, આપણા કેદખાનામાંથી નાશી જઇને પોતાની શેઠાણી યક્ષિણી પાસે જઈને તેના લોચનાનંદક સદન શોભાવનાર મદનરાજના કેદ પડવાના અપમાનકારક સંકટવધારક હૃદયદાહક વર્તમાન નિવેદન કરશે, ને પછી આપણી અવદશા શી? તેમ થતાંજ તે યક્ષિણી તરફથી આપણાપર પુષ્કળ મોટું સંકટ આવ્યા વિના રહેશે નહિ. એના કરતા તો કોઇ એવી રીતનો ઉપાય કરવો કે અહંમદ આપણા પ્રત્યે અપાય કરતો અટકે, તેનું કાશળ આપોઆપ જાય, ને લોકોમાં અપકીર્ત્તિ થાય નહિ–ને તેની ભીતિ ટળે, તેવી નીતિ રીતિ બહુ રૂડી છે. મારો ઉપાય જો આપને રૂચે તો આપને નિવેદન કરૂં. આપણે તે યક્ષિણીની પાસથી કોઇ એકાદિ અદ્દ્ભુત વસ્તુ મંગાવવી, જે આપણને બહુ ઉપયોગી થઇ પડે. જો તે અતિ મોટી મોલ્યવાન્, વિલક્ષણ, અદ્દ્ભુત વસ્તુ આણશે તો આપણને લાભ છે, જો નહિ આણશે તો લજાવંતો, નમનકરંતો એ પોતાનાજ વિલાસમાં નિમગ્ન થતો ત્યાંજ રહેશે, તે અત્રે આવશે નહિ; આવશે તો ઈચ્છેલી વિલક્ષણ વસ્તુ પ્રાપ્ત થશે. હું ધારૂં છું કે કોઇ એકાદા સંગ્રામ વખતે આપણા સૈન્યને રહેવા માટે ઘણા તંબૂઓ બાંધવા પડે છે, ને તેનો ખરચ તથા મેહેનત અતિઘણી હોય છે. તેથી રાજપુત્રને એમ જણાવો કે એક તંબૂ એવો આણી આપ કે

જે એક મનુષ્યના હાથમાં સહેજમાં રહી શકે, ને જરૂર પડે ત્યારે તેમાં લાખો મનુષ્યનું સૈન્ય સમાઇ શકે. એ શિવાય આપણને તેને કંઇપણ વિશેષ કેહેવાનું કારણ નથી. જો આ વિલક્ષણ તંબૂ રાજપુત્રે આણ્યો તો વળી કોઇ બીજી વિલક્ષણ વસ્તુ માંગવી, અને જ્યારે યક્ષિણીમાં અમાનુષિક કર્તવ્ય કરવાની શક્તિ છે ત્યારે તેનાથી તે વસ્તુઓ મળશે; ને નહિ મળી તો અહમદ લજ્જાવંત થકો તમારી પાસે આવશે નહિ. તેની પ્રિયાંગના પરિબાનુ પૂર્ણ પ્રેમવતિ પ્રકાશિતપણે તેને કહેશે કે એ વસ્તુ તો નહિ મળે ત્યારે તે ઘણી લજ્જા પામશે અને પછી રાજપુત્ર આપને પોતાનું મુખકમળ બતાવશે નહિ, ને તે પોતાનું આયુષ્ય તેજ અંગનાના નિર્જન સ્થળમાં ગાળશે. પછી આપને કોઇપણ પ્રકારની ભીતિ રહેશે નહિ, પ્રીતિ પુત્ર પ્રત્યે સ્થિર રહેશે, ને થોડીક રાજનીતિના ઉપયોગથી કાર્ય સિદ્ધિ થશે, પુત્રવધનો દોષ લાગશે નહિ, ને જન્મ સુધી પુત્રને કેદમાં મોકલવાથી જે સંતાપ ને કાલીટીલી કપાળે ચોંટે તેમાંથી મોકળા થશો.”

સુલતાને તે જોગણનું બોલવું લક્ષપૂર્વ સાંભળ્યા પછી પોતાના મંત્રી મંડળને પુછ્યું:-“આનાથી વધારે શ્રેષ્ટ કોઇ ઉપાય તમોને જણાતો હોય તો સૂચવો.” પણ સર્વેજન અબોલ રહ્યા. સર્વને તે જોગણનું બોલવું હૃદયમાં રૂચ્યું. જોગણની સૂચના ઠીક છે એમ સુલતાનને પણ ભાસ્યુ ને તે પ્રમાણે વર્તવાનો ઠરાવ કરી. આ પ્રધાન મંડળ વિસર્જન થયું.

બીજે દિવસે સૂર્ય કીર્ણ પૂર્ણપણે પ્રભાતના પ્રકાશતા ચોફેર ફેલાણાં હતાં, તે સમયે પરિબાનુ લોચનાનંદક, સૌંદર્યનો શિરોમણિ, રતિને રમાડનાર કામદેવનો અવતાર એવો અહમદ રાજસભામાં પધાર્યો. ત્યાં માંડલીક રાજાઓ, પટાવટો, સામંતો ને મંત્રિસહવર્તમાન માણેક મુકટ ધરી, ચોફેર વિકળ દૃષ્ટિ કરી સુલતાન નજર ફેરવતો વિરાજીત થયો હતો. ગામ-ગપાટા માર્યા પછી સુલતાન પોતાના સરળ હૃદયવાન સુસ્વભાવવંતા સજ્જન સ્નેહાર્ણવ સૂર્યપેરે શોભતા સુપુત્ર પ્રત્યે એકીટસે જોઇ રહ્યો. જો કે સુલતા-નના હૃદયમાં તો શિવકંઠમાં વસેલું કાળું કરાલ જેવું વિકરાલ વિષ વસેલું હતું, તે છતાં સ્નેહાળમૂખ કરીને સ્મિતહાસ્યનું ડોળ ઘાલી તે બોલ્યો:-“ભાઈ દિકરા અહમદ, તારા વિયોગથી ઘણા દિવસ સુધી મને અપાર સંતાપ થતો હતો, તે સમાવી તેં તારૂં સમાગમ સુખ મને આપ્યું તેથી અહા! હું શું કહું-ભાઈ, મને અતિ અવર્ણનીય આનંદ વ્યાપ્યો છે.

પણ તેં તારૂં નિવાસસ્થાન અદ્યાપિપર્યંત મને નિવેદન કીધું નહિ, ને મેં તને આગ્રહપૂર્વક પુછ્યું પણ નથી; કેમકે તે હકીકત ઘણી ગુપ્ત છે એમ તેં જણાવ્યું હતું, તો તે જાણવાથી વિશેષ લાભ શો ? એવો મેં મારા મનથી વિચાર કીધો હતો. પણ તારા નિવાસસ્થાનની હકીકત મને બીજે રસ્તેથી મલી છે. તે પરથી મને લાગ્યું કે એ વાર્તા ગુપ્ત રાખવાનું તને જરાપણ પ્રયોજન હતું નહિ ! તેમ હોવા છતાં તેં તે બિના ગુપ્ત રાખી એથી મને અપરંપાર ખેદ થાય છે–કેમકે મારો તારાપર એટલો તો અપૂર્વ પ્રેમ છે કે તેનું તોલ હું કે તું કરી શકવે અસક્ય છીએ–અને ત્યારે તું આવી નિર્જીવ વાત તારા પિતાથી ગુપ્ત રાખે છે એ બહુ શોચનીય છે. હશે, બેટા, એ બાબત હું કંઇ મનમાં લાવતો નથી. પણ અલ્લાહના હુકમથી હું સર્વે જાણી શક્યો છું કે માણેકમય કંકણવાળી કોમળ કમળ કરયુક્ત સૌંદર્યની સરિતા, પ્રેમની પૂર્ણ વેગવંત પ્રવાહવાળી, બળમા અનઉપમેય, વિલાસમાં મહાચકોર, સંપત્તિમાં સર્વથી શ્રેષ્ટ, રતિ જેવી જે મતિ ધરાવતિ, તુજની આરતિ કરતી, સરળ હૃદયા, તુજ સમાગમ સુખે સોહંતી, પણ નહિ ઓસરતી એવી યક્ષિણી–દેવ કન્યા સાથે તારૂં પાણિ-ગ્રહણ થયું છે એથી મને અપાર આનંદ અંગમાં અદ્ભુત રીતે થાય છે. મારો વૈભવ આટલો મોટો છે, તોપણ તારી તુલના કો નહિ–બેશક કો નહિ. તારાં વૈભવ શોભા સંપત્તિ બળનો કશો પાર નથી. મારી હવે એટલીજ ઇચ્છા છે કે પૂર્વવત્ મારા તું નિત્ય હૃદયને ભેટતો જજે; ને કંઇ કારણ પડે તો તે યક્ષરાજપુત્રીની સહાયતા અપાવજે. આ પ્રમાણે તું કરશે કે નહિ તેની પરીક્ષા કરવાનો આજેજ એક પ્રસંગ મને આવ્યો છે. તને ખબર છે કે જ્યારે જ્યારે હું સંગ્રામમાં કે શિકારે કે મોજ માટે ફરવા નિકળું છું ત્યારે ત્યારે સૈન્યને રાખવા માટે તંબૂ ઠોકવા વિગેરેનો મોટો ખર્ચ કરવો પડે છે; એટલુંજ નહિ પણ તેની મેહેનત ઘણી પડે છે. પણ તું તે યક્ષિણી પાસથી એવો એક તંબુ લાવી આપ કે જેમાં મારા સર્વ સૈન્યનો સમાસ સેહેજમાં થાય ને તે એક મનુષ્ય મેહેનત વગર ઉંચકી લઇ જાય. એવા તંબૂની મને મોટી ગરજ છે એમ જો તું તારી પ્રિયાંગનાને જણાવશે તો તે કદિપણ ના પાડશે નહિ. યક્ષ યક્ષિણી એ દેવતાઇજન છે, તેથી તેઓ-નામાં દેવતાઇ કૃત્ય કરવાની શક્તિ હોય છે, કે જે શક્તિ મનુષ્યમાં નથી હોતી; તેથી તારી પ્રિયાને આવો તંબૂ મેળવતા કંઇ કઠિણ કામ થઇ પડશે નહિ."

'મારો પિતા આવી અકલ્પ્ય વસ્તુ મને આણવાની વાર્ત્તા કહેશે, એવું રાજપુત્રના સ્વપ્નામાં પણ હતું નહિ, ને તેથી તે આ સાંભળતા ઘણો વિસ્મય થયો. તેને લાગ્યું કે આવો તંબૂ મેળવવો એ અતિ કઠિણ છે એટલુંજ નહિ, પરંતુ દુર્લભ પણ છે. યક્ષ યક્ષિણીની ગતિ મનુષ્ય મતિમાં આવે તેથી વિશેષ બળવાન છે અને પ્રિયાની શકિતની તેને પૂર્ણપણે ખબર હતી, તથાપિ એક મનુષ્યના હાથમાં રેહે એવો નાહનો, અને હજારો મનુષ્યનું સૈન્ય સર્વ સરંજામ સાથે સમાય એવો મોટો તંબૂ તેઓ આણી શકે એ માટે તેનું મન ડગમગવા લાગ્યું. અરે એટલેથીજ પીડા પતી જશે એમ તે ધારતો નહોતો. વળી તેણે આજદિનપર્યંતમાં કોઇપણ સમયે તે સત્કાર કરવા યોગ્ય યક્ષરાજકન્યા **પરિબાનુ** પાસથી કંઇ વસ્તુ માંગી પણ નહોતી; પરંતુ પરમ પ્રતાપિ પ્રકાશવંતિ પ્રેમદાના પ્રફુલ્લીત આનંદ સરોજનું દર્શન કરયા કીધું હતું. **પરિબાનુ** **અહર્નિશ** અકૃત્રિમ પ્રેમ, પ્રમાદ વગર બતાવતી તેથીજ તે સંતુષ્ટ રેહેતો હતો. પોતે પોતાની પદ્મની પરમવલ્લભ પ્રાણપ્રિયા પ્રત્યે પૂર્ણ પરાગનો પ્યાર પ્રદર્શિત કરતો તેનું કારણ બીજું કંઇજ નહિ, પણ અન્યોઅન્ય આદર આતિથ્ય વગરનો પ્યાર સદોદિત કાયમ રહે.—અને તેથી સુલતાને આ અકલ્પ્ય—અલભ્ય વસ્તૂની માંગણી કીધી ત્યારે તેનો શો પ્રતિઉત્તર દેવો તે સબંધી બહુ ગુંચવાડામાં પડી ગયો. પછી પોતે થોડો વખત કંઇપણ નહિ બોલતા મૌન્ય ધરી રહ્યો. પછી થોડીક ક્ષણ મનન કરી રાજપુત્ર બોલ્યો, "પિતાજી, મારી પ્રિયા, કમળલોચની, કોમળતનુવાળી! દિવ્ય દેવી પાસથી જે માંગવાને, મને, મન મુકીને મૌજ માનતા આપે કહ્યું છે તેથી મજના મનમાં મહાઘોર અંધકાર વ્યાપ્યો છે. મારૂં બાણ ક્યાં પડયું, કેમ જડયું, એ વૃત્તાંત મેં તમોને નિવેદન નહિ કર્યું તેમાં કંઇ વિશેષ મહત્વ સમાયલું હતું તેથી નહિ, પરંતુ એ વાર્ત્તા જેમ ગુપ્ત રહે તેમ ઠીક, એવો મેં નિશ્ચય કીધો હતો તેથી મેં મારી પ્રિયા સબંધી કંઈપણ વાર્ત્તા કરી નહિ. મેં એ વાર્તાને મહત્વવાળી ગણીજ નથી. જો કે મારી કમળ લોચની, આનંદદાયી પ્રિયાનું વૃત્તાંત આપે કેમ જાણ્યું તે જો કે મને ખબર નથી, તથાપિ તમો પિતાજીને નિશ્ચય નિઃસંદેહ નિવેદન કરૂં છું કે તે કોમળ કોકિળી કામિનીના કંઠમાંથી નિકળતા કૂહૂ કૂહૂ શબ્દમાં હું ચકચૂર થઈ રહ્યો છું એ સત્ય વૃત્તાંત છે. મેં તે યક્ષિણી સાથે લગ્ન કીધું છે, ને મારી તેનાપર અપાર મમતા છે, ને તે સત્કુળોત્પન્ન પ્રિયા આ સમે

વિરહખિન્ન થઇ મારોજ વિચાર કરતી, શય્યાપર માથું ટેકવી શોકાશ્રુ ઢાળતી પડેલી હશે, એવો તેનો મારાપર પ્રેમ છે; તથાપિ પિતાજી, હું તેને કંઇ પણ કહીશ, ને તે તાત્કાળ બજાવશેજ એવો મને જરાપણ વિશ્વાસ નથી; કારણ તે સંબંધમાં મેં કોઇપણ સમયે અનુભવ લીધો નથી; તેમ તેવો અનુભવ લેવાનો મેં સ્વપ્ને પણ વિચાર કીધો નહોતો. અર્થાત્ પિતાજી મને આવા કામમાં પડવાનો પ્રસંગ પાસે આણ્યો નહિ હોત તો બહુ રૂડું થાત. આપના લક્ષમાં ઉતર્યું નહિ હોય કે આપે સોંપેલું કામ મને શિરચ્છેદ કરતાં પણ વિશેષ દુઃખકરતા છે. હવે હું તમોને જણાવું છું કે હું મારી પ્રિયાને આવો તંબૂ આણવાને કહીશ, તે માનશે તો ઠીક, નહિ તો હે પિતાજી, મારા હવે છેલ્લા રામ રામ સમજવા—હું હવે પછી કદી પણ મારૂં મુખ દેખાડીશ નહિ. પરંતુ પિતાજી, હજી પણ તમારા વાહાલા પુત્રના સુખ માટે આ બાબતમાં વિચાર કરો તો ઘણું રૂડું !"

બાદશાહે પ્રત્યુત્તર કર્યો, "બેટા, મેં જે કંઈ તારી પાસે માગ્યું તે તારા તથા મારા જન્મ વિયોગનું કારણ થઇ પડે એવું હોય તો પછી મારા જેવો હતભાગ્ય મનુષ્ય આ જગત્માં બીજો કોઈ ગણાશે નહિ ! પણ એવો પ્રસંગ આવશે એની મને મનમાં યત્કિંચિત્ પણ શંકા ઉત્પન્ન થતી નથી !" વળી તેણે વિશેષમાં કહ્યું, "પુત્ર, પતિનું પત્ની પ્રત્યે કેટલું મોટું માન હોય છે તેનો તુંને અનુભવ નથી ! અને તારી સ્ત્રી યક્ષિણી એટલી બધી સામર્થ્યવતી છતાં તું મારે માટે જે યત્કિંચિત્ વાત તેની પાસે કાઢીશ, તે જો તેણી માન્ય નહિ કરશે તો તેના ઉપર તારો કંઇપણ અમલ નથી એમ કેહેવું જોઇએ. પણ એમ હોવાનો મને બિલકુળ સંભવ નથી. ફક્ત તારા શરમાળ સ્વભાવને લીધેજ તુંને આ વાતની એટલી બધી અગમ્યતા લાગે છે. પણ તું તારા મનની સાથેજ વિચાર કરી જો કે તારો આટલો બધો પ્રેમ તેનાપર છે તેથી તેણીને, જે કંઇ તારી પાસે માગે તે આપવાને તું કદીપણ ના કેહેનાર નહીં; તેવીજ રીતે તેનો પણ તારાપર અતિશય પ્રેમ છે તો પછી તેણી તારા કોઇપણ શબ્દને માન ન આપે એવું કદી બનનાર નથી."

બાદશાહના આટલું બોલવા છતાં રાજકુંવરના મનની દિલગીરી કંઇ કમી થઈ નહીં. તે પોતાના મન પ્રત્યે બોલ્યો." "અરેરે ! પિતાજીએ મને બીજી જોઇએ તે વાત કરવા વિષે ફરમાવ્યુ હોત તો કંઇ હરકત

નહોતી; પણ આ તો મારી હૃદયહારિણી **પરીબાનૂ** અને હું બંનેની વચેના અતિ સુદૃઢ સુઘટ સુઘડ પ્રેમમાં ભંગ પાડે એવો પ્રસંગ મારી આગળ લાવી મૂકયો એ ઘણું હાનિકારક થયું છે. એ દિલગીરીને લીધે આ વખતે **અહ્‌મદ** હંમેશનાં પોતાના નિયમને ન અનુસરતાં બે દિવસ અગાઉજ પિતાને ત્યાંથી નીસરી પોતાની પ્રેમિલા તરફ આવતો રહ્યો.

હંમેશાં મનુષ્યના મનના ઉત્સાહ, આનંદ, ચિંતા તથા વ્યગ્રતાના ઉદ્‌ગારો જેવા હૃદયમાં ઉદિત થયેલા હોય તેજ પ્રમાણેના ચિહ્ન તેના મૂખ ઉપર પોતાની મેળેજ પ્રકાશિત થઇ રહે છે. કેટલેક પ્રસંગે મૂખ છે તેજ દર્પણનું કામ સારે છે. હૃદયનો સર્વ ભાવ મૂખજ કહી આપે છે. તેમ **અહ્‌મદ** પોતાની પ્રિયા યક્ષિણી પાસે ગયો તે વખતની તેની મૂખચર્યા હંમેશ મુજબ ખુશમિજાજી ન હોવાથી તે બહુજ ઉદાસીન થયેલો છે એવું **પરીબાનુને** લાગવાથી તેણી તેનું ખરૂં કારણ **અહ્‌મદને** ઘણા આગ્રહથી પૂછવા લાગી. હવે પોતાના મનની વ્યગ્રતા માટે પ્રિયાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર ઉડાવી દેવા સારૂ વચ્ચેજ તે બોલી ઉઠયો, "દેવી, પ્રિયે, હે મનોહારિણી, તારી પ્રકૃતિ સારી રીતે છેની?" આ જોઇ પોતે પૂછેલી વાતની તાલતલાવટ કરે છે એવું **પરીબાનૂના** લક્ષમાં આવવાથી તેણીએ તેને કહ્યું, "હે નાથ, હે પ્રાણેશ, હે દેવેશ, મને મારા પ્રશ્નનો ઉત્તર આપ પાસેથી મળ્યા શિવાય હું તમારા પ્રશ્નનો ઉત્તર આપવાની નથી." રાજપુત્રે પોતાની વાત છુપાવવાને ઘણોએ યત્ન કીધો પરંતુ કંઇ વળ્યું નહિ. વળી યક્ષકન્યા બોલી, "આર્ય! હંમેશ પ્રમાણે તમારી આનંદવૃત્તિ આજે દેખાતી નથી એ સ્પષ્ટ છે, અને તેને માટે કંઇપણ કારણ હોવું જોઈએ. કારણ કે, સ્ત્રીનો ધર્મ છે કે પતિના સુખ દુઃખમાં સામેલ રેહેવું; અને તેટલાજ માટે આપના મનનું કિંવા તનનું દુઃખ નિર્મૂળ કર્યા શિવાય મારૂં ચિત્ત કદી સ્થિર થનાર નથી. જો કે તે સંકટ ગમે તેવું બળવાન હશે તોપણ તેનો નાશ કરવા જેટલું મારામાં સામર્થ્ય છે. એમ છતાં કદાપિ તે અપરિહાર્ય—અર્થાત્ દૂર નહિ થઇ શકે એવું એટલે તમારા પ્યારા જનકનું મૃત્યુ, કિંવા એવુંજ બીજું કંઈ હશે તોજ માત્ર કંઈ ઉપાય ચાલે તેમ નથી; તેનાથકી ઉત્પન્ન થયેલી ઉદાસીનતા કમી કરવાને કેટલોએ યત્ન કરીએ તોપણ તે વ્યર્થ છે. તે તો માત્ર કાલક્ષેપ—ઘણા દિવસો વહી જવાથીજ મટે છે. પરંતુ બીજું કંઈ હશે તો તે હું દૂર કરી શકીશ."

**આ પ્રમાણેનો તે યક્ષિણીનો આગ્રહ જોઈને રાજપુત્રથી તેણીની જિજ્ઞાસા તૃપ્ત કર્યા** શિવાય રેહેવાયું નહી. તે બોલ્યો, "પ્રિયે, પરમેશ્વરની કૃપાથી મારો પિતા દીર્ઘાયુષી થઈ પોતાના અંતઃકાળપર્યંત અત્યંત સુખ ભોગવો! દેવી! તે સુખરૂપ તથા પરમ આનંદમાં છે, અને મારામાં જે કંઇ ઉદાસીનતા તારા જોવામાં આવે તેનાં કારણરૂપ તેજ છે. એમાં વળી મને વિશેષ ઉદાસ થવાનું કારણ એ કે મને અંતઃકરણપૂર્વક જે વસ્તુ કરવાનો તિરસ્કાર તે કરવાની તેણે મને ફરજ પાડી છે. એક અતિ વિલક્ષણ વાત બની છે કે તે હું તને વિદિત કરૂં છુંઃ—તારી સાથે મારો મિળાપ થઈને આપણો બંનેનો પરસ્પર વિવાહ થયો છે એ વાત મારા પિતાને ન જણાવવા વિષે મેં કેટલી કાળજી રાખી હતી તે તું જાણે છે! તેટલું છતાં એ વાતો તેને માલમ પડી છે, અને વળી તે કયા પ્રકારે માલમ પડી છે એની કશી કલ્પના મારાથી થઇ શકતી નથી!"

વળી આગળ રાજપુત્ર બોલવા જતો હતો તેટલામાં વચ્ચેજ **પરીબાનુ** બોલી ઉઠી, "પણ પ્રાણપ્રિય, તે સર્વ વાત મારા લક્ષમાં કયારનીએ આવી ગઇ છે! આજારી છે એમ જાણી જે દુષ્ટ સ્ત્રીને આપ અહીં તમારી સાથે લાવ્યા હતા તેના સંબંધમાં હું તમારી પ્રત્યે શું બોલી હતી તે યાદ હશેજ. તેજ શંખિણીનાં આ સર્વ કૃત્ય છે એમાં કંઇ સંશય નથી. તે જરા પણ માંદી નથી, પણ તેણે આ માત્ર ઢોંગજ કરેલો છે એ સ્પષ્ટપણે મેં તમને તેજ સમયે કહ્યું નહોતું. શું? તેણે અહીંયાં આવી માંદગીનો કેવો ઢોંગ રચ્યો હતો અને અહીંની સર્વ હકીકત લઇ પાછી જવા માટે તે કેટલી ઉતાવળી થઇ હતી તેજ માત્ર તેના કપટને ખુલ્લું પાડી આપતું હતું. મેં તેની શુશ્રૂષાને માટે બે દાસીઓ આપી હતી, તેઓએ તેને કોઇપણ જાતના સખત તાવને દૂર કરનારૂં ઘણું ઉત્તમ ઔષધ આપ્યું—જે તેને લેવાની જરૂર નહોતી છતાં ઘણો આગ્રહ કરવાથી લીધું; વળી તેનાથી પોતાને ગુણ ઘણો થયોછે એવું બતાવી, સારા થવાનો ઢોંગ કરી લાગલીજ અહીંથી જવાની રજા લેવા માટે મારી પાસે આવી; તે વેળાએ તેની વૃત્તિ મને એટલી ચંચળ લાગી કે જો તેને મેહેલ અને તેના બીજા ભાગો જોવાને કહ્યું નહોત તો પોતે જે મહાભારત ખબર મેળવી છે તે જાણ્યાથી બાદશાહ તરફની બક્ષિસ મળવાની આશાએ તરતજ અહીંથી પોતાનો રસ્તો પકડત! હશે! ખેર! થયું તે થયું. પણ હવે તમારા પિતાએ, તમને અંતઃકરણપૂર્વક જેનો કંટાળો છે એવું

કયું કામ કરવાને ફરજ પાડી છે એટલુંજ માત્ર મને કૃપા કરી કહો."

એ સાંભળી રાજપુત્ર અહંમદ બોલ્યો, "દેવી, તારો મારો સમાગમ થયા પછીથી તારા ધ્યાનમાં આવ્યુંજ હશે કે તું ગાઢ પ્રેમ મારી પ્રત્યે દર્શાવે છે. તેટલાથીજ હું સદા સંતુષ્ટ રહીને તે સિવાય મારે તારી કનેથી કંઈ પણ જોઇએ છે એવું કદી મેં તને કહ્યું નથી. કારણ કે તારા જેવી સર્વગુણસંપન્ન પરમ પૂજ્ય પવિત્ર પ્રાર્થવા યોગ્ય પત્નિ–પ્રિયા પ્રેમદા પ્રાપ્ત થયા ઉપરાંત મારે બીજા શાની અપેક્ષા હોય વારૂં? તારૂં સામર્થ્ય કેટલું મોટું છે તે સારી રીતે હું જાણું છું અને તેની પરીક્ષા જોવી નહીંજ એવો મેં મન સાથે એકનિશ્ચય કર્યો હતો. પણ હવે તેજ પ્રસંગ મારા પિતાજીએ મારાપર આણી મુકેલો છે તો તેથી મને દુઃખ લાગે તેમાં શી નવાઇ હોય? મારા પિતાએ તારી પાસેથી શું માગવા કહ્યું છે તે હવે ચિત્ત દઇને સાંભળ. તેણે કહ્યું કે 'મારે રાજ્યમાં ખંડણી ઉઘરાવવાને, તેમજ બીજા કોઈ કામકાજે સેના સહવર્તમાન સમયે સમયે સહેજેજ જવું પડે છે, ત્યારે તેને માટે તંબૂઓ સાથે રાખતાં ખર્ચ અને ત્રાસ બહુ વેઠવો પડે છે; માટે તું તારી પ્રિયા-મનોહારીણી પાસેથી એવો એક અલૌકિક તંબૂ આણી આપ કે જે મારા આખા સૈન્યને રહેવાને પુરતો હોય અને વળી તે એકજ માણસથી સહજમાં ઉચકી મુસાફરીમાં ચાલી શકાય.' સાંભળ્યું પ્યારી. હે દેવી, આવા પ્રકારની વિલક્ષણ માંગણી તેણે કરી છે! પણ ફરીને હું તને કહું છું કે આ વાતમાં મારી કંઇ પણ ઇચ્છા ન છતાં મારા બાપના કહેવાથીજ મેં તારી આગળ કાહાડી છે, તેથી જો કોઇપણ રીતે આ અલ્પમતિનો અચાનકથી અણધાર્યો અપરાધ થતો હોય તો તે ક્ષમા કરજે."

યક્ષિણીએ હસીને ઉત્તર દીધો, "હે પ્રાણ સખા! આવી તુચ્છ વાતના યોગથીજ તમારૂં મન આટલું બધું અસ્વસ્થ થયું હોય તો તેથી મને મોટું અદ્‌ભૂતાશ્ચર્ય લાગે છે. મને લાગે છે કે એ પ્રમાણે થવાના બે કારણ હોવાં જોઇએ. એક તો એ કે, મારો જે તમારા પ્રત્યે સંપૂર્ણ પ્રેમ છે તેમાંજ તમે સંતુષ્ઠ હોઇને જેણે કરીને મારી સામર્થ્યની પરીક્ષા જોવાનો પ્રસંગ આવે એવું કંઇપણ મારી પાસેથી માંગવું નહીં એવો તમોએ જે દૃઢ નિશ્ચય કર્યો છે તે હોવું જોઇએ. બીજું કારણ, તમારા તીર્થરૂપે જે મારી પાસે માંગવાને તમને ફરમાવ્યું તે આપવા જેટલું મારામાં સામર્થ્ય છે કે નહિ એની તમને શંકા આવી હોય! હવે પેહેલાં

કારણુનો વિચાર કરતાં તે સંબંધે તમારી જેટલી પ્રશંસા કરવી તેટલી થોડીજ, તથા તમારાપર કેટલોએ પ્રેમ રાખું તે પણુ થોડોજ એમ મને ખચ્ચિત લાગે છે. પ્રિય આર્ય !" એટલું બોલી, એક મધુરૂં પ્રેમચુંબન **પરીબાનુએ અહ્ંમદનું** લઈ, તેને ગળે લપટાઇને, પ્રેમ ઘેલી ગજગામની, શોહીણી, મન મોહીણી, ચીત ચોરટી, મદ મોડતી, દઢ પ્રેમ જોડતી બોલી, "હવે બીજાં કારણુ સંબંધી હું કહું છું કે, તમારા પિતાએ જે કંઇ મારી પાસે માગ્યું તે તો તદ્દન તુચ્છ છે. પણુ પ્રસંગ વિશેષે તે કરતાંએ અતિ મહત્વનું અને અવધડવાળું કામ પણુ કદી તેઓએ મને સોંપ્યું હોત તો તે પણુ કરવા વિષે મને કંઇ કઠિણુતા જણુાત નહિ. એટલા માટે હે નાથ ! હે પ્રિય આર્ય! તમે હવે પોતાના મનની અસ્વસ્થતા અને ઉદાસીનતા બીલકુલ કાઢી નાખો; અને હવે પછી તમે જે જે કંઇ મારી કનેથી માગશો કિંવા મને કરવાને કેહેશો તે માટે મને મૂળેજ કંટાળો, અપ્રીતિ કે અવિનય જેવું લાગવાનું નથી, તેમજ તે સર્વે કાર્ય હું તમારા માટે પરમાનંદ પ્રેમથી કરી જઇશ." તત્ક્ષણે તેણીએ પોતાની એક દાસી જેનું નામ **નૂરજહાન** હતું અને જે કોશાધિકારીનું કામ કરતી હતી તેને બોલાવીને કહ્યું, "અયે **નૂરજહાન,** આપણા જામદારખાનામાં જે સૌથી મોટો તંબૂ છે તે અહીં લઇ આવ." એ સાંભળતાંજ **નૂરજહાન** ગઇ, અને તાબડતોબ તંબૂ લઇને ત્યાં આવી ઉભી રહી. તે તંબૂ જોવામાં એટલો નહાનો હતો કે જો દાસીએ તેને મૂઠીમાં રાખ્યો હોત તો ખબર સુદ્ધાં પડત નહિ કે તેની પાસે તંબૂ છે। તે તંબૂ લાવીને તેણે યક્ષિણીને આપ્યો, અને **પરીબાનુ** તેને **અહ્ંમદના** હાથમાં મૂકીને બોલી, "પ્રાણુનાથ, આ જુઓ અલૌકીક તમો કહેતા હતા તેવોજ વિલક્ષણુ-વિચિત્ર તંબૂ!"

એ તંબૂ જોઈને રાજપુત્રને મોટું મહા અદ્ભૂત સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું. તે મનમાં બોલ્યો, 'યક્ષિણીએ પોતાના જામદારખાનામાંથી સૌ કરતાં મોટો તંબૂ કહીને જે મંગાવ્યો તે તંબૂ શું આવડોજ હોવો જોઇએ? રખેને તે મારી મશ્કરી કરતી હોય,' એમ તેના મનમાં લાગ્યું. આ સઘળું **પરીબાનુના** તો લક્ષમાંજ સહજ હતું, તેથી તેણી ખૂબ ખડખડાટ હસીને બોલી, "મહારાજ, શું હું આપનું હાસ્ય કરૂં છું એમ આપને લાગે છે? વારૂ, એ હાસ્ય છે કે શું તે હમણાંજ આપને માલમ પડશે." એમ કહી **નૂરજહાન** તરફ ફરીને તે બોલી, "દાસી, એ

તંબૂ લઇને બાહાર મેદાનમાં જા અને ત્યાં તેને ખડો કર; એટલે સસરાજીને જોઇએ તેવડો તે મોટો છે કે નહિ તે પ્રાણનાથની નજરે પડશે."

પછી **નૂરજહાને** રાજપુત્રના હાથમાંથી તંબૂ લીધો. અને મહોલ બહારના મોટા ખુલ્લા મેદાનમાં જઇ તે ખડો કીધો; તે વખતે તે એટલો બધો વિસ્તીર્ણ થયો કે તેની એક પાંખ છેક યક્ષમહોલની નજીક જઇ પહોંચી. આ જોઇ રાજપુત્રની ખાત્રી થઇ કે તે બાદશાહના સર્વ સૈન્યને પુરતો છે એટલુંજ નહીં, પણ તેવડાં બે સૈન્ય હશે તોપણ તેમાં સુખેથી સમાઇ જશે. પછી તે પોતાની પ્રિયા **પરીબાનુ** પ્રત્યે બોલ્યો, "દેવી, પ્રિયે, ધન્ય છે તુંને. તારા ચાતુર્ય સામર્થ્ય વિષે મને જે શંકા ઉત્પન્ન થઇ તે માટે હું તારી ક્ષમા માગું છું અને આ વાતપરથી મારી પૂર્ણ ખાત્રી થઇ કે તુંને કોઇ પણ કાર્ય કરવું અશક્ય નથી."

**યક્ષિણી** બોલી, "તમારા પિતાને જોઇએ તે કરતાં પણ આ તંબૂ મોટો છે એ તો તમે હમણાં જોયુંજ, પણ એ કરતાં વળી વધારે વિલક્ષણ ગુણ તેનામાં એ છે કે તે જેટલો મોટો અગર નહાનો આપણને જોઇએ તેટલોજ ઉભો કરવાથી થઇ જાય છે, અને વળી તે પોતાની મેળેજ થાય છે, તે માટે આપણે કંઇ પણ ખટપટ કરવી પડતી નથી!"

પછી **નૂરજહાને** તે તંબૂ ત્યાંથી ઉપાડયો અને આગળ પ્રમાણે વાળીને પાછો રાજપુત્ર **અહુંમદના** હાથમાં નમન કરતા આપ્યો. પછી તેને બીજેજ દિવસે રાજપુત્ર તે તંબૂ પોતાની સાથે લઇ અશ્વારૂઢ થઇ પોતાના હમેશના સાથીઓ સહવર્તમાન બાદશાહની મુલાકાતે ગયો.

બાદશાહને તો એમજ લાગતું હતું કે એવા પ્રકારનો તંબૂ **અહુંમદને** મળવો એ બિલકુલ અશક્ય છે, કારણ કે એવો તંબૂ અકલ્પ્ય–મનુષ્યની શક્તિ બહારનો છે. પરંતુ તેણે તેવો–મનમાં ધારેલો તંબૂ આણેલો જોઈ તેને અપાર અદ્ભૂતાશ્ચર્ય પ્રાપ્ત હવું. પછી પોતાના દરબારી લોકોસહિત બાદશાહ શેહેરના મેદાનમાં ગયો અને ત્યાં આગળ તંબૂ ઉભો કર્યાથી તેને જ્યારે દેખાઇ આવ્યું કે આ માત્ર આપણા પોતાના સૈન્યને માટેજ બસ છે એટલુંજ નહીં, પણ તેવડાં બે સૈન્ય હશે તોપણ તેમાં સમાઇ શકશે, ત્યારે તો તેને એટલું પરાકાષ્ટાનું આશ્ચર્ય લાગ્યું કે પોતાનું દેહભાન પણ તે ક્ષણભર ભૂલી ગયો! તંબૂ જોઇએ તે કરતાં વધારે મોટો છે એ એક તેનામાં અગવડ છે એવું કદાચિત્ બાદશાહના મનમાં આવશે એવું ધારી રાજપુત્રે તેને કહ્યું કે,

" પિતાજી, તે આપણને જે વખતે જેવડો મોટો જોઇએ તેવડોજ મોટો થાય છે અને નાહાનો જોઈએ તેવડો નાહનો થાય છે."

આવા પ્રકારની અત્યંત ઉપયોગી ને અપૂર્વ વસ્તુ પોતાને આણી આપ્યા બદ્દલ બાદશાહે **અહ઼ંમદ** પ્રત્યે બાહેરથી મોટો આનંદ પ્રદર્શિત કર્યો; અને **પરીબાનુ** પ્રત્યે પોતાનો આભાર માનવાને તેને કહ્યું. તેમજ તે તંબૂને પોતે કેટલો અમૂલ્ય ગણે છે એ દેખાડવા સારૂ તેણે તે પોતાના જામદારખાનામાં બહુ સુરક્ષિતપણે મૂકવાને ખોજાઓને હુકમ કીધો. પરંતુ વાસ્તવિક જોતાં આ વાત તેના મનમાં કાંટાની પેરે ખટકવા લાગી! અને તેની આપ્તમંડળીના મંત્રિઓએ તથા તે જોગણે તેના મનમાં રાજપુત્ર વિષે જે વિષ ઉત્પન્ન કીધું હતું તે કરતાં પણ **અહ઼ંમદ** ઉપર તેનું મન વધારે દૂષિત થયું. તેને લાગ્યું કે, મારી શક્તિ તેમજ સંપત્તિ જો કે બહુજ મોટી છે, છતાં મારો પુત્ર તેની સ્ત્રી યક્ષિણીની સહાયતાથી એવાં બળિષ્ટ કાર્યો કરી શકશે કે તેના દશાંશ જેટલું પણ મારાથી થઇ શકશે નહિ. આ પ્રમાણે પોતાના પુત્રના સંબંધમાં તેને દુષ્ટ ભાવ ઉત્પન્ન થવાથી તેનો નાશ કેમે કરીને થાય એ વિષે બાદશાહ એકસરખો પ્રતિક્ષણે વિચાર કરવા લાગ્યો.

"આહા! પ્રાણનાથ!" **શેહેરાજાદીએ શેહેરીયાર** સૂલતાનને પ્રેમ ચુંબન કરીને કહ્યું, "જુઓ કેવો અનર્થ! સ્વાર્થ કેવો છે? સ્વાર્થને અંગે પિતા પુત્રનો નહિ ને પુત્ર પિતાનો નહિ; પત્નિ પતિની નહિ, ને પતિ પત્નિનો નહિ; ગુરૂ ચેલાનો નહિ ને ચેલો ગુરૂનો નહિ! આ જગતજ સ્વાર્થમય છે. જગતની સર્વે રગોમાં સ્વાર્થ છે-તે સ્થળે સ્થળે રમણ કરી રહ્યો છે. દેવદાનવો પણ સ્વાર્થને સેવનારા છે. એ સ્વાર્થદેવનો પ્રતાપ ત્રિકાળે પણ વર્ણાય તેવો નથી. પોતાના સ્વાર્થને માટે બાદશાહ જેવો મોટો પુરૂષ અને તે વળી પોતાના પુત્રની સાથેજ આવા છળભેદ રમે છે!

**અર્થી અર્થ સમાન, જગમાં કંઈ દેખે નહીં,**
**માત તાત સંતાન, ભલે દુ:ખી બહુ થઈ મરે.**
**સ્વારથ આગળ તુચ્છ, અર્થી સૌને તો ગણે;**
**દયા લાજ ને શોચ, વિવેક સહ નહિ કામના.**

આ સાંભળી **શેહરીયારે** કહ્યું-"હે રમણી, તું કહે છે તે યથાર્થ છે. સ્વાર્થી પુરૂષ પોતાના સ્વાર્થ આગળ અંધ થઈ જાય છે, તેને

વિવેક સૂઝતો નથી. વારૂ હવે રાજપુત્રનું કેમ થયું તે પાછું આગળ ચલાવ પ્રિયે ! " એ સાંભળી સુલતાનાએ વાત આગળ શરૂ કીધી.

પછી બાદશાહ વગેરે સૌ મંત્રીમંડળ મેદાનમાંથી રાજવાડામાં આવ્યાં. બાદશાહે પેલી દુષ્ટા ધંતરમંતરવાળી જોગણને બોલાવી અને અહુંમદના નાશરૂપ પ્રબળ વિચારો યોજવા માટે તેની સલાહ પૂછવા માંડી. તે જોગણીએ તેને રાજપુત્ર પાસે 'સિંહામૃત' મંગાવવાની મસલત આપી.

હવે સંધ્યાકાળને સમયે નિયમ પ્રમાણે બાદશાહ પોતાના અમીર ઉમરાવો સહીત દરબારમાં બેઠો હતો તે વખતે અહુંમદ તેની મુલાકાતે આવ્યો. તુરતજ બાદશાહ તે પ્રત્યે બોલ્યો, "બેટા, તેં તારી સ્ત્રી કનેથી મારે માટે જે અમૂલ્ય તંબૂ આણી આપ્યો તે માટે મને કેટલો પ્રેમાનંદ વ્યાપ્યો છે; તેમજ તારી સ્ત્રીનો મારાપર કેટલો બધો ઉપકાર થયો એ મેં તને કહેલુંજ છે. હવે ફરી એક વસ્તૂની હું તારી પાસે માંગણી કરૂં છું, કે જે તું મને કોઇ પણ પ્રકારે લાવી આપશે એવી મારી ખાત્રી છે. મને એ પ્રમાણેની ખબર મળી છે કે તારી સ્ત્રી પાસે એક પ્રકારનું પાણી છે જેને 'સિંહામૃત' કહે છે. તે કોઇ પણ પ્રકારના તાવ ઉપર ઘણોજ સચોટ–રામબાણ ઔષધ છે. ત્યારે, મારા આરોગ્યપણા વિષે તને જેટલી કાળજી છે તે જોતાં તે પાણી એક શીશી ભરીને મને આણી આપવા માટે તું ના નહિ કહે એવી મારી ખાત્રી છે. હવે મારી વૃદ્ધાવસ્થા થઇ છે, એટલા માટે મારી પ્રકૃતિ કોણ જાણે કયારે બગડી આવશે એનો નિયમ નથી, તેથી કરીને એવું ચમત્કારિક અને તાત્કાલિક ગુણદાયક અમૃત પાસે હોય તો ઘણું ઉપયોગી થઇ પડશે. આવડું અત્યંત મહત્વમયનું કાર્ય તું મારે માટે કર, એટલે તારા સરખા આજ્ઞાધારી પુત્રનું પિત્યાપ્રત્યેનું કર્તવ્યકર્મ પૂર્ણપણે તેં બજાવ્યું એમ જગતમાં તારી વાખવાખી થશે."

રાજપુત્રને એમ લાગતું હતું કે પિતાજીને માગ્યા પ્રમાણે આપણે તેને અતિશય ઉપયોગી ને ચમત્કારિક તંબૂ આણી આપ્યો છે, તેટલાપરજ તે સંતુષ્ટ થઇને હવે પછી એવી બીજી કોઇ ચીજ મારી પાસે માગનાર નથી. પરંતુ અત્યારે ફરી સિંહામૃત તેણે માગવાથી તેને મોટું સખેદાશ્ચર્ય પ્રાપ્ત થયું. યક્ષિણીએ જો કે તેને કહેલું હતું કે, તમારે જે જોઇએ તે આપવાને કિંવા તમારે માટે જોઇએ તે કરવા માટે હું કદી પણ વિચાર કરનાર નથી, છતાં આ અમૃતની વાત તેણીના આ-

ગળ કાઢવાથી તેણીને કેવો વિચાર થશે, અથવા કોણ જાણે એથી તેણીના મનમાં શું આવશે એ વિષે તેને મોટી ચિંતા ઉત્પન્ન થઇ. હવે પોતાના પિતાને શો ઉત્તર દેવો એ તેને સુઝયું નહિ. પછી ઘણી વાર સુધી વિચાર કરીને તે તેના પ્રત્યે બોલ્યો:–"પિતાજી, તમારા આરોગ્ય રક્ષણને માટે જેનો ઉપયોગ થાય એવી કોઇ પણ વસ્તૂ પેદા કરવા માટે મને પોતાને જેટલોએ શ્રમ પડે તે લેવાને હું જરાપણ આનાકાની કરનાર નથી, એમ આપે પૂર્ણપણે ધારવું જોઈએ. માત્ર તે વસ્તૂ મારી સ્ત્રી તરફથી મળવાની ન હોવી જોઇએ. તેથી આ સિંહામૃતના સંબંધે હું તમોને એટલુંજ કહું છું કે તે હું લાવીશજ એમ મારાથી નિશ્ચિતપણે કહી શકાતું નથી. મારી પરમ પ્રેમમય પ્રતાપી પ્રતિમાને પિતાજીના પ્રાણુસંરક્ષણ માટે પ્રેમથી પાર્થીશ, કે 'અયે દેવી, હે પ્રેમની પૂતલી, દિલનો દ્વેષ દાખવ્યા વગર મને સિંહામૃત આપ,' એ કરતાં મારાથી કાંઇ વધારે બની શકશે નહીં. પરંતુ આપને આપેલા તંબૂની વાત તેની પાસે કાઢવાનું જેમ મારા જીવ ઉપરાંત હતું તેમજ આ વખતે પણ છે એ હું ખરૂં કહું છું પિતાજી."

બીજે દિવસે રાજપુત્ર અહ્'મદ પોતાની ગૃહિણી પાસે ગયો. તે વખતે તેણે બાદશાહને તંબૂ આપ્યો ત્યાંથી માંડીને બાદશાહે તેની પાસે 'સિંહામૃત' માંગ્યું ત્યાં સુધીની સઘળી હકીકત તેણીને કહી. પછી તે તેણીના પ્રત્યે બોલ્યો, "પ્યારી, આ સર્વ વૃત્તાંત જેવું બન્યું તેવુંજ સર્વ અથેતિ મેં તુને કહી દીધું છે; હવે એ સિંહામૃત આપવાની કર્મકથા કબૂલ કરવી કિંવા નહિ એ તો તારા હાથમાં છે. મારે એ સંબંધે કંઇ પણ બોલવા જેવું નથી, એ હું તને અંતઃકરણપૂર્વક કહું છું."

પરીબાનુએ પ્રત્યુત્તર દિધો, "પ્રિયે, એ શું બોલો છો? તમારી મરજી ઉપરાંત હું મારી મરજીને રાખું એ શું યોગ્ય કેહેવાય? અરેરે! તમારો અને મારો અન્યોઅન્ય આટલો બધો સુઘડ સુદ્દઢ સુંદર સુપ્રેમ છે એમ તમારા પિતાના જાણવામાં છે એથી મને જે અપાર આનંદ પ્રાપ્ત થાય છે તે સંબંધે હું શું કહું? તેઓ તે જોગણના કેહેવાથી જે જે વસ્તૂ તમારી પાસે માંગશે તે સર્વ પુરી પાડવાને હું તૈયાર છું. પણ હાલની તેમની માગણી કેટલી બધી ભયંકર છે. એ હું હમણાં તમને કંઈ કેહેવાની છું તે પરથી તમારા ધ્યાનમાં આવશે. સાંભળો નાથ! એ સિંહનો ઝરો એક મોટા કિલ્લાના મધ્ય ભાગમાં છે. તે કિલ્લામાં

જવાને જે દરવાજો છે, તેનાપર ચોકીપેહેરો ભરવા માટે ચાર મહા વિકરાલ સિંહ ત્યાં રહે છે. તે ચારે પૈકી બબે જણ પોત પોતાની વારીએ જઇને કિલ્લાનું સંરક્ષણ કરે છે, અને બે જણ નિદ્રા લે છે. એ સિંહો તે ઝરામાંથી પાણી લાવવા નહિ દેવાને પૂરતી ચોંપ રાખે છે, ને ત્યાં ગયેલો કોઈ પણ મનુષ્ય સલામત આવે તેમ નથી. પણ આ વાતનું તમો જરા પણ ભય ધરતા નહિ. તે સિંહો તરફથી તમોને કોઇ પણ પ્રકારનો અપાય ન થતાં તે ઝરાનું પાણી લઇ આવવાની યુક્તિ કેવી સુગમ છે તે હું તમોને હવણાંજ બતાવું છું."

રાજપુત્ર અને યક્ષિણી વચ્ચે ઉપરનું ભાષણ ચાલતી વેલાએ તેણી બેઠી બેઠી સુંદર ભરતકામ કરતી હતી. તેણીની પાસે પુષ્કળ સુતરની દડીઓ પડેલી હતી, તેમાંથી એક લઇ રાજપુત્રના હાથમાં આપીને તે બોલી, "આ દોરાની દડી લ્યો, અને તેનો શો ઉપયોગ કરવો તે હું હમણાંજ તમને કહું છું તે લક્ષમાં ધરો. પેહેલાં તમે બે તેજી ઘોડા તૈયાર કરાવો. તેમાનો એક તો તમારે સ્વારી કરવા માટે અને બીજો આજેજ હું એક બકરો વધ કરાવીને રાખું છું તે ઉપાડવા માટે જોઇશે. બીજા ઘોડાની લગામ ઝાલીને તમારી પાછળ પાછળ તેને લઇ જજો. વળી પાણી ભરીને લાવવા માટે એક શીશી પણ તમારી સાથે કમ્મરપર રાખવી જોઈશે તે હું તમને આપી મુકું છું. આવતી કાળે પ્રભાત થતાંજ તમે ઘોડેસ્વાર થઇને અહિંથી નિકળો. પેલા સામેના લોખંડી દરવાજા આગળ પોહોચ્યા પછી હમણાં આપેલી દોરાની દડી તમારી આગલ ફેંકજો એટલે તે આપોઆપ તમારી આગળ આગળ દોડી જશે અને તે સિંહગર્જીત કિલ્લાના દરવાજા આગળ જઇને ઉભી રહેશે. તમે તેની પાછળ પાછળ છેવટ સુધી ચાલ્યા જજો. એટલે કિલ્લો તત્ક્ષણે આપોઆપ દરવાજો ઉઘાડશે અને પેલા ચાર સિંહ તમારી નજરે પડશે. એ ચારમાંના બે જાગતા હશે તે પોતાની ઘોરગર્જનાથી નિદ્રાવશ થયેલાઓને ઉઠાડશે. પણ તેઓથી તમે ન બીહીતાં તે દરવાજો વટાવી દો તે પળે તે પ્રત્યેકને આ બકરાના માસનો એક એક ટુકડો નાખજો અને કંઇ પણ વિલંબ ન કરતાં લાગલીજ ઘોડાને એવી તો જોરમાં એડ મારી દોડાવજો કે ક્ષણમાં કિલ્લા માહેના ઝરા આગળ પહોંચી જવાય. ઝરા આગળ ગયા પછી ઘોડાપરથી ન ઉતરતાં, વાંકાવલીનેજ ઝરામાંના પાણીથી શીશી ભરજો અને આગળ પ્રમાણેજ અતિઘણી ત્વરા કરીને પાછા દમ ન લેતા

દોડયા આવજો. તે સિંહો તમે પાછા આવશો ત્યાં સુધી માંસ ખાતાજ હશે તેથી તેઓ તમને બહાર આવવા દેવાને જરાપણ અડચણ કરનાર નથી. પણ હે નાથ! આ કામ કરવામાં કેટલી બધી હુંશિયારી, ચોંપ, ચતુરાઇ ને ચચંળતા રાખવાની છે તે તમોને વધારે નથી કેહેતી, તમારે ભયમાં સાવચેત રેહેવાનું છે."

યક્ષિણીના કેહેવા પ્રમાણે રાજપુત્ર બીજેજે દિવસે સવારે ઘોડાપર બેસી નીકળ્યો, અને તેણીના કેહેવા મુજબ તેણે વર્તણુક કીધી. કિલ્લાના દરવાજા આગલ પહોંચ્યો કે તુરતજ ચારે સિંહે અતિ મોટી ઘોર ગર્જના કીધી ને વિકરાળ દાંત કકડાવતા રાજપુત્ર સામા ધસ્યા. રાજપુત્રે સાવધ થઇ યક્ષરાજ કન્યાના સૂચવ્યા પ્રમાણે માંસના ચાર ભાગ ચારે સિંહોને નાંખી દીધા અને કંઇ પણ ડરયા કે ગડબડ કીધા વગર તે સીધોજ ઝરા નજીક દોડી પહોંચ્યો. પછી સાથે લીધેલી શીશી ઝરાના પાણીથી ભરી, ને લાગલોજ પછો વળ્યો. તે દરવાજાની બાહેર નીકળી થોડેક દૂર સુરક્ષિતપણે આવ્યો એટલામાં તેણે પાછળ વળીને જોયું તો તે ચારમાંથી બે સિંહો તેની પાછળ પાછળ ચાલ્યા આવતા તેની દૃષ્ટિએ પડયા, એટલે તેણે સ્વરક્ષણાર્થે પોતાનું ખડ્ગ કહાડી ઉગામ્યું, પણ તે થોડોક આગળ આવ્યાથી માલમ પડયું કે તે બે સિંહોમાંનો એક સિંહ રસ્તામાંથી એક બાજુએ થયેલો છતાં તેના મનમાં તેને કંઇ ઇજા કરવાનો આવેશ નથી, પરંતુ તેના રક્ષણ માટે આગળ આગળ ચાલવાનો અને બીજાનો તેની પછવાડે રહી ચાલવાનો વિચાર છે એમ તેના લક્ષમાં આવ્યું. આ જોઇ તેણે પોતાનું ખડ્ગ મ્યાનમાં ઘાલ્યું. આ પ્રમાણે એક સિંહ આગળ અને એક પાછળ એવા ઠાઠમાઠથી દડમજળ તે બાદશાહની રાજધાની આગળ આવી પહોંચ્યો. તે નગરમાં પેઠા પછી સિધોજ રાજમેહેલ તરફ વળ્યો. દરવાજા આગળથીજ તે બંને સિંહ મુંગા મુંગાજ પાછા વળી ગયા, તથાપિ તેઓ જે જે લોકોની દૃષ્ટિએ પડયા તે સર્વે મનુષ્ય તદન નિષ્પ્રાણ જેવા થઇ જ્યાં વાટ મળી ત્યાં નાશી ગયાં અથવા સંતાઈ બેઠા.

રાજપુત્ર આવ્યાની ખબર બાદશાહના દરબારમાં લાગલીજ જણાઇ, તે ઉપરથી તેને દરબારમાં લાવવાને કેટલાક દરબારી લોક સામા ગયા. તેઓ તેને દરબારમાં લઇ ગયા તે વખતે બાદશાહ પોતાના મંત્રીઓ સાથે કંઇ રાજપ્રકરણની વાત કરી રહ્યો હતો. રાજપુત્રે સિંહાસન નજીક જઈ બાદશાહના ચરણ કમળ આગળ પોતે લાવેલી પાણીની શીશી

મૂકી અને સિંહાસન ઉપર બિછાવેલો મૌલ્યવાન્ કાચબ્બી ગલિચો હતો તેને ચુંબન કરી પિતા પ્રત્યે બોલ્યો, "પિતાજી આપે આજ્ઞા કરયા પ્રમાણે આ સિંહામૃત લાવ્યો છું તેનો સ્વીકાર કરો. જો કે આ મે આપના ઉપયોગ માટે અતિ મોટું પરાક્રમ કરીને આણ્યું છે, તોપણ તેનો ઉપયોગ કરવાનું આપને કારણુજ ન પડે એવી હું અલ્લાહતાલાની પ્રાર્થના કરૂં છું."

બાદશાહે પુત્રને પોતાની જમણી બાજુએ સિંહાસનપર બેસાડયો અને પછી કહ્યું, "બેટા, તેં જે અણમોલ વસ્તૂ મને આણી આપી છે તે માટે મને એટલો બધો આનંદ પ્રાપ્ત થયો છે કે જે હું આ મોઢેથી કહી શકતો નથી." બાદશાહને તે જોગણે, તે પાણી લાવવું એ કેવળ પ્રાણઘાતક કાર્ય છે એમ કહેલું હોવાથી તે રાજપુત્ર પ્રત્યે બોલ્યો, "પણ પુત્ર, મારા માટે તેં જે એવડું મોટું સંકટ વોહોર્યું હતુ તેમાંથી કેવી રીતે સુરક્ષિતપણે તું નીકળી આવ્યો એ સાંભળવાની મારી મોટી ઈચ્છા છે."

રાજપુત્રે પ્રત્યુત્તર દીધો, "પિતાજી! વાસ્તવિક જોતાં આ વાતના સંબંધમાં હું યત્કિચિત્ પણ આપની સ્તુતિને પાત્ર નથી. આ સર્વ બની આવવાનું કારણ મારી સ્ત્રી યક્ષિણી છે—અર્થાત્ તે માટેનું માન તેણીનેજ આપવું એ યોગ્ય છે. મેં તો માત્ર તેણે કહ્યા પ્રમાણે વર્ત્તન કીધું એ શિવાય કાંઈ પરાક્રમ કીધું નથી." એમ કહીને યક્ષિણીએ પોતાને શું શું કહ્યું હતું અને શી શી સામગ્રી આપી હતી તે સર્વ વૃત્તાંત બાદશાહને તેણે કહી સંભળાવ્યું. તેનું બોલવું પુરૂં થવા પછી બાદશાહે પોતાને અત્યાનંદ પ્રાપ્ત થયો એવું બાહ્યદૃષ્ટિએ પ્રદર્શિત કીધું, પણ અંદરથી તે તેને આ સર્વ કેવળ વિષતુલ્ય લાગતુ હતું. પછી લાગલોજ તે ત્યાંથી ઉઠીનો પોતાના એકાંતભૂવનમાં ગયો અને પેલી દુષ્ટ જોગણને બોલાવી. તે આવ્યા પછી તેણીને ઉપરનું સર્વ વૃત્તાંત કેહેવાની બાદશાહને જરૂર પડી નહીં; કારણુ કે તેણીને તે આગળથીજ સઘળું માલમ પડેલું હતું; તેમજ તેટલા માટે છેવટનો ઉપાય પણુ તે દુષ્ટાએ યોજી મૂકયો હતો. તેની સાથે કીધેલી મસલત બાદશાહને પસંદ પડી. તે દુષ્ટાનો, તેમજ આ કાર્યમાં સહાયભૂત એવા પેલા પ્રપંચી મંત્રિનો બાદશાહે આભાર માન્યો. પછી બીજે દિવસે તેણે અહમંદને દરબારભૂવનમાં બિરાજતાં પોતાના મંત્રિ તથા અમીર ઉમરાવોની સમક્ષ કહ્યું કે, "બેટા, હવે તારી પાસે મારી ફકત એકજ

વારની માગણી છે; તે તેં પૂરી કરી એટલે પછી તારી અગર તારી સ્ત્રીની પાસેથી મારે કંઇ પણ માંગવાનું રહ્યું નથી. મારે એક હાથ ઉંચાઇનું માણુસ જોઇએ છે–તેની દાઢી પચીસ હાથ લાંબી હોય અને તેને બોલતાં આવડતું હોવું જોઇએ. વળી તેણે પોતાની ખાંધપર પચાસ મણુ વજનની લોહગદા ધારણ કરેલી હોય ને જાતે ધીમે ધીમે વિલક્ષણ રીતે ચાલતો હોય."

બાદશાહે વર્ણન કરયા મુજબનું અદ્‌ભૂત અલૌકીક મનુષ્ય કદી પણ ત્રિભૂવનમાં મલી શકશે નહિ એવું રાજપુત્રને લાગવાથી તેણે બાદશાહ પ્રત્યે કહ્યું, "મહારાજ, આપે કહ્યું તે પ્રમાણેનું મનુષ્ય આપને આણી આપવું એ મારાથી કેમ કરીને બનશે એ મને સમજ પડતી નથી ! ત્યારે આપ મારાપર કૃપા કરીને એવડી સંકટરૂપ સાંકળ મારા ગળામાં નાંખશો નહીં એવી મારી પ્રાર્થના છે." પરંતુ દુષ્ટ બાદશાહ–પિતાએ પુત્રના તે વિનય વચનપર લેશપણુ લક્ષ ન આપતા કહ્યું:–"એમ કંઈ નહિ બને. એ કામ તો જરૂર થવુંજ જોઇએ. તારી સ્ત્રી યક્ષિણીમાં આ કરતાં પણ અસંભાવ્ય અતર્કય કૃત્ય કરી શકવાનું સામર્થ્ય છે. માત્ર તારાજ મનમાં મારી ઇચ્છા પૂર્ણ કરવાનું ન હોય તો તે મને કહે કે હું ચૂપ રહું." બાદશાહનો આ દુરાગ્રહ જોઇને તો રાજપુત્ર અહંમદ તદ્દન નિરૂત્તર થઇ ગયો.

દરબાર વિસર્જન થયા પછી બાદશાહ અચકાતો અચકાતો પોતાના વિલાસભૂવનમાં ગયો ને ધાર્યું કે આવું અમાનુષ્ય ત્રણ બ્રહ્માંડ ખોળે તોપણુ મળવાનું નથી. જોગણ પણ મગ્ન મસ્ત થઈ કે મેં યક્ષિણીપર જય મેળવ્યો. અને અહંમદ પણુ નરમઘેસ થઇને અતિ ઘણા ઉંડા વિચારમાં પડયો. તે સ્વતઃ મનમાં કરુણાળ સ્વરે આક્રંદ કરતો બોલ્યો:–"રે રે, મારો પિતા અતિઘણો દુષ્ટ ને ઘાતકી છે. તે પોતાના સંતાનનું સુખ જોવાને અદેખો છે. મારા સુખનો નાશ કરનાર એ છે." પછી થોડી પળ વિચાર કરતા બોલ્યો, "હવેથી એના દરબારનો ત્યાગ કરીશ," એમ બોલતા તે નિદ્રાવશ થઇ ગયો. બીજે દિવસે તે પોતાની પ્રિયા પાસે કોઇને કશું કહાવ્યા વિના એકદમ ચાલ્યો ગયો. યક્ષભૂવનમાં ગયા પછી, પોતાની પ્યારીને આ સર્વ હકીકત કહીસંભળાવી. અને વળી બોલ્યો, "હે નિપૂણીકે ! સત્કુળોત્પન્ન કમળલોચનિ ! મારા પિતાએ આગળ જે બે વસ્તૂ માંગી હતી તે કરતાં પણુ હાલની તેની માંગણી ઘણીજ વિલક્ષણ અને કઠિણુ છે. તેણે કહ્યું તે પ્રમાણેનું મનુષ્ય જગત્‌માં કોઇપણુ ઠેકાણે હશે એવી કલ્પના સુધ્ધાં હું

કરી શકતો નથી ! મને લાગે છે કે આવા પ્રકારનું મનુષ્ય હશે એમ માની તે શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ એટલો બધો હું મૂર્ખ છું કે કેમ એ જોવા માટેજ તેણે મને આવું કહેલું હોવું જોઇએ, અથવા તેવું મનુષ્ય કદાચ કોઇ ઠેકાણે હશેજ ત્યારે તો તે આણી આપવાને મને ફરમાવવાનો તેનો હેતુ મારો નાશ કરવાના કારણરૂપજ છે એમ સમજવું જોઈએ. કારણ કે તેણે કહ્યા પ્રમાણે જો તે મનુષ્ય એટલું ઠીંગણું છતાં જેની પાસે એવડી મોટી વજ્રમયી ગદા હોય તે મારાથી પકડી પણ કેમ શકાશે? તેને સ્વાધીન કરી લેવા માટે મને કિયાં શસ્ત્રઅસ્ત્રનો ઉપયોગ કરતાં આવડે છે? માટે હે પ્રિયા! આનંદલોચનિ! મારી તુને એટલીજ પ્રાર્થના છે કે આ વેળાએ મારી આબરૂનું રક્ષણ કરનારો કોઈપણ ઉપાય હોય તો તે મને બતાવ. મને તો આ સંબધે કંઇજ સૂઝતું નથી.”

તે યક્ષિણીએ પ્રત્યુત્તર વાળ્યો, “પ્રાણપ્રિય આર્ય, તમે કંઇપણ ચિંતા કરશો નહિ. આ કાર્ય જેટલુ અસાધ્ય તમને લાગે છે તેટલું મને બીલકુલ લાગતું નથી. સિંહામૃત લાવવા માટે જેટલો તમારો જીવ સંકટમાં નાંખવો પડયો હતો તેવું આ મનુષ્ય આણવાના સંબંધમાં કંઇપણ સંકટ નથી. તે ઠીંગણું મનુષ્ય એ મારો સગ્ગો ભાઇજ છે, જેનું નામ શૈબર છે. જો કે અમો બને એકજ પિતાથકી ઉત્પન્ન થયાં છતાં અમારામાં કોઇપણ વાતનું સામ્ય (સમાનપણું) નથી. તેનો સ્વભાવ અતિશય ક્રોધી છે, અને તેથી જો તેનો કોઇએ જરાપણ અપરાધ કીધો તો તેટલામાં તે મહાઘોર અનર્થ કરી નાંખે છે. બાકી બીજી સૌ વાતે જોતાં તે ઘણોજ ઉત્તમ પ્રકારનો યક્ષરાજ છે. તમારા તીર્થરૂપના કહ્યા મુજબજ આબેહૂબ તે છે. તેની પાસે જે પચાસ મણ વજનની લોહગદા છે, તે શિવાય બીજા કોઇ પણ પ્રકારનું શસ્ત્રાસ્ત્ર તે પોતાપાસે રાખતો નથી. તે કોઇ પણ જગાએ જાય તો પોતાની સાથે ગદા વગર જતો નથી, અને તેટલા માટે તેનુ સર્વ સ્થળે બહુ માન છે. હું હાલજ તેને બોલાવી મંગાવું છું, પછી તે તમારી દૃષ્ટિએ પડવાથી હું કહું છું તે ખરૂં છે કે ખોટું એ સર્વ તમારા ધ્યાનમાં આવશે. પણ એટલું ધ્યાનમાં રાખજો કે તેના આવ્યાથી તેના શરીરનો તેવો વિલક્ષણ દેખાવ જોઇને જરાપણ તમો ભીતિ પામતા નહીં !”

રાજપુત્ર—“તે મનુષ્ય તારો ભાઇજ છેની? ત્યારે કંઇ ચિંતા નહીં. તે કેટલોએ કુરૂપ અને ભયંકર હશે તોપણ તેનાથી હું બીહીનાર નથી, એટલુંજ નહીં પણ તેને માન દઈશ, તેમજ પ્રીતિ કરીશ; અને તે

મારો અતિ નિકટનો સગોસબંધી છે એમ હું માની તેનો સ્નેહ સંપાદન કરીશ."

પછી **પરીબાનુ** રાજપુત્ર સહીત તેના ભૂવનની દેવડીપર ગઇ. અને તે ઠેકાણે પોતાની દાસી પાસે એક સોનાની સગડી અંગારા ભરીને મંગાવી; તે સાથે ધૂપ, ચંદન વગેરે સુગંધી પદાર્થોથી ભરેલી એક પેટી પણ મંગાવી. તે પેટીમાંથી થોડાક સુગંધી પદાર્થો કાઢીને પેલી સગડીમાં નાંખ્યા—એટલે લાગલાજ સગડીમાંથી ધમધમાટ ધુમ્રના ગોટે ગોટા નીકળવા માંડયા.

પછી ક્ષણભરમાં **પરીબાનુ** રાજપુત્ર પ્રત્ય બોલી, "પ્રાણનાથ, આ મારો બાંધવ આવ્યો, જોયો કે?" રાજપુત્રે દરવાજામાંથી જોયું તો **શૈબર** પોતાની તે જંગી લોહમય વજ્રગદા ખાંધપર ધરી ગંભીર મુદ્રા ધારણ કરેલો ધીમે ધીમે ચાલ્યો આવે છે, એવું તેની દૃષ્ટિએ પડયું. તે એક હાથભર ઉચો હતો, છતાં તેની પચીસ હાથ લાંબી દાઢી જમીનપર ન ઘસડાતાં મૂખ આગળજ અકડની અકડ રેહેતી હતી. તેની મૂછો પણ તે પ્રમાણમાંજ લાંબી હતી, તથા તેના આંકડા છેક કાન સુધી લાગ્યા હતા, એટલે તે મૂછોના યોગે તેનું મુખ કેવળ આચ્છાદિત થઇ ગયું હતું. તેનાં નેત્ર ભૂંડની માફક ઘણાંજ નાનાં હતાં ને તે બહુ ઉંડાં ગયાં હતાં. તેનું શિર બહુ મોટું હતું, જેનાપર એક ઉંચી ટોપી પેહેરેલી હતી. આ શિવાય તેના પેટપર તેમજ પીઠપર મોટા ઢેકા નીકળી આવેલા હતા. "અહો, કેવું વિલક્ષણ રૂપ, પ્રાણેશ?" **શેહેરાજાદીએ** પણ આશ્ચર્ય બતાવતા કહ્યું.

**શૈબર** એ યક્ષકન્યાનો ભાઇજ છે એવું રાજપુત્રને જો માલમ ન પડયું હોત તો તેને જોતાંજ તેનાં હાંજાં ગગડી જાત, પણ તે કોણ છે એ વિષે પેહેલાંથી પોતાને ખબર હતી તેથી તે જરાપણ ન બીહીતાં **પરીબાનુની** સાથે સાથે તેની સમીપ ગયો; અને પતિપત્નિ બંને સ્વાગતાપૂર્વક તેને વિલાસવૈભવભૂવનમાં લઇ આવ્યાં.

**શૈબરે** રાજપુત્રને જોતાંજ એવી કંઇ ભયંકર કઠોર, ત્રાસદાયી મુદ્રા દેખાડી કે તેને લીધે, **પરીબાનુ** જો ત્યાં ન હોતતો **અહંમદ** તદન ગર્ભિગલિત થઇ ગયો હોત. પછી **શૈબરે પરિબાનુને** પૂછ્યું, "બેહેન! આ મનુષ્ય જાતિ અહિંયાં કયાંથી? તે કોણ છે?" તેણીએ જવાબ દીધો કે, "વાહાલા ભાઇ, એ મારો ભર્ત્તા છે. એમનું નામ **અહંમદ સાહેબ** છે, અને એઓ હિંદુસ્થાનના બાદશાહના ચિરંજીવ છે. જે

વખતે અમારા બંનેનો વિવાહ થયો તે સમયે તમે યુધ્ધ પ્રકરણમાં ગુંચવાયલો હોવાથી મેં તમને નિમંત્રણ કહાવ્યું નહીં. હવે તેમાંથી તમે જય પ્રાપ્ત કરી યશસ્વી થઇ આવ્યા એ મને માલમ પડયાથી બહુ આનંદ પ્રાપ્ત થયો છે. મેં તમને આજે અહીં બોલાવ્યા તે મારા પ્રાણપતિને અર્થેજ છે."

**પરીબાનુનું** એ મૂજબનું બોલવું સાંભળી **શૈબરે** રાજપુત્ર પ્રત્યે પ્રસન્ન મુદ્રાથી જોયું, ને તમે પૂર્જનિક છો એમ ગણી નમન કીધું. પછી **પરીબાનુ** તરફ ફરી બોલ્યો, "પ્યારી બેહેન, **અહુંમદ સાહેબને** મારૂં શું કામ છે? તે જે કહેશે તે કરવાને હું તૈયાર છું. ફકત તેઓ મને કહે તેટલીજ વાર. તેઓ તારા ભર્ત્તા છે એટલા માટે તેમણે કોઈપણ પ્રકારનું કાર્ય મને સોંપ્યું તો તે હું સદોદિત મોટી તત્પરતા સાથે બજાવીશ."

**પરીબાનુ**–ભાઇ, એમના તીર્થરૂપને તમારી સાથે કંઇ કામ છે, માટે તેમની સાથે રાજધાનીપર્યંત જવાની તું તસદી લે.

**શૈબર**–(રાજપુત્ર પ્રત્યે) બહુ સારૂં. ચાલો **અહુંમદસાહેબ**, હું તમારી સાથે આવવાને અને તમારી આજ્ઞા મસ્તકે ધરવાને તૈયાર થઇ રહ્યો છું.

**પરીબાનુ**–ભાઇ, આજે હવે બહુ મોડું થઇ ગયું છે, નહિ તો એમનો અને મારો વિવાહ કર્યો ત્યારથી આજપર્યંત જે જે અવનવા બનાવો બન્યા છે તે આજ ક્ષણે કહી બતાવતે. એમના પિતાજી અને એમની વચ્ચે કેવાં કેવાં નવનવા પરાક્રમો–કામકાજો થયાં છે તે સર્વ તુંને જણાવવું અવશ્યનું છે, એટલા માટે આજનો દિવસ તુ અહીં રે. રાત્રિના તે સર્વ પ્રકાર તુંને ઇત્થંભૂત હું કહી સંભળાવીશ. પછી કાલે સવારે ઉઠીને તમો બંને જણ રાજનગરે જવા વિદાય થજો.

**શૈબરને પરીબાનુએ** રાત્રે જે કંઈ હકીકત કહેવાની હતી તે કહી સંભળાવી. પછી બીજે દિવસે પ્રાતઃકાળે તે અને રાજપુત્ર **અહુંમદ** એ બંને બાદશાહને ત્યાં જવા સારૂ નિકળ્યા. બંનો જન શેહેરમાં આવવા લાગ્યા તે વખતે **શૈબરને** જોઈને સૌ લોકો અંત્યત સભયાશ્ચર્ય પામ્યા; અને માંહે માંહે વાતો કરવા લાગ્યા કે "આ વળી રાજપુત્ર પોતાની સાથે કોને લાવ્યો હશે!" **શૈબરને** જોઇને લોકોએ નાસાનાસ કરી મુકવાથી દરવાજાથી માંડી રાજમહોળપર્યંત સર્વ રસ્તા અને ચોક–હાટઘાટ ને વાટ તદ્દન ઉજડ જેવા દીસવા લાગ્યા. સાલા બનેવી રાજમહોલના દરવાજા નજીક ગયા એટલે દરવાનો પણ ભયભીત થઇ પેહેરો મૂકીને નાસી ગયા. એ પ્રમાણે તેઓને રસ્તામાં

કોઇ પ્રકારની અડચણ ન નડતાં, બંને, દરબારમાં બાદશાહ જ્યાં લોકોની અરજીઓ સાંભળતો હતો ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં બાદશાહના અંગરક્ષક સેવકો પણ પેલા પહેરેગીરોની માફકજ ભયને લીધે એક બાજુએ થઇ ગયા. કોઇ ભયના માર્યા પડી ગયા, કોઇના વસ્ત્ર ખસી ગયા, કોઇએ આંખો મીચી દીધી; કોઇ બાદશાહની પુઠે ભરાઈ ગયા, કોઈ કોચ નીચે છુપાઈ બેઠા, એમ વેશ થઈ ગયો. પછી શૈબર, અહંમદની વાટ ન જોતાં એકદમ સિંહાસન પાસે ગયો અને અતિ ઘણી ક્રોધિત ક્રૂર મુદ્રા ધારણ કરીને બાદશાહ પ્રત્યે મોટેથી ગર્જના કરી બોલ્યો, "રે મૂર્ખ વેહેવાઇ! તેં મને બોલાવ્યા પ્રમાણે હું આવ્યો છું; તારે મારી સાથે શું કામ છે તે કહે?"

બાદશાહે તે શબ્દોનો ઉત્તર ન આપતાં, એવા કુરુપ અને ભયંકર મનુષ્યનું દર્શનજ મને જોઇએ નહીં એમ દેખાડવા સારૂ તેણે બે હાથવડે પોતાની આંખો મીંચી દીધી, અને મ્હોં બાજુએ ફેરવ્યું. એ જોઇને, પોતાને બાદશાહે અહીં સુધી આવવાનો વિનાકારણે શ્રમ આપી, છેવટે મારૂં આવું અપમાન કર્યું એમ જોઇને શૈબર ઘણોજ ક્રોધાયમાન્ થયો, અને ઘરઘરા સાદથી બોલ્યો "કેમરે દુષ્ટ, તું હવે બોલતો નથી કે! હવે તારૂં આવી બન્યું એમજ સમજજે!" એ પ્રમાણે બાદશાહ પ્રત્યે કહ્યા પછી, અને તે માટે અહંમદ પિતાનીમાફ માગ્યા પૂર્વેજ, શૈબરે બાદશાહના મસ્તકપર પોતાની લોહગદાનો જબરો પ્રહાર કર્યો, અને તે સાથેજ તેના ઇર્ષાવાન્ પ્રાણનું હરણ કીધું.

અહીં આગળ શેહેરાજાદીએ પોતાના પતિને વિનય સાથે કહ્યું, "સ્વામિનાથ જોયું? કુદરતની શું ખુબી છે! જેણે નિરપરાધી અને પોતાના સંતાનપર ક્રૂર ઇર્ષા ચલાવીને અતિ ઘણું ભૂંડું ઈચ્છયું તેને આખરે આપોઆપ આવા પરિણામની પ્રાપ્તી થઇ. નીતિવાકય છે કેઃ–

**જગતમાં એવી રીત, બુરૂં થવાનું થાય જ્યાં;**
**અતિ સૂજે વિપરીત, ખોદે તે નિશ્ચે પડે."**

પછી વાર્તા આગળ ચલાવીને તે બોલીઃ–પછી તુરત બાદશાહની જમણી બાજુએ મુખ્ય પ્રધાન બેઠેલો હતો તે તરફ શૈબર વળ્યો. પરંતુ અહંમદે કાલાવાલા કરી કહ્યું કે, "એ વજીરે મારા પિતાને કદીપણ ભુંડી સલાહ આપી નથી એટલા માટે તેનો જીવ આપ લેશો નહીં." એ ઉપરથી તેણે તેને માત્ર જીવતો મૂકી પછી દરબારના સર્વ બીજા મંત્રિઓ, કામદારો અને અમીર ઉલ ઉમરાવો વગેરે બેઠા હતા તેમની તરફ ફરીને

અહુંમદને પૂછયું, "ત્યારે શું આ લોકોએ તમારા પિતા સાથે દુષ્ટ મસલત કીધી નહોતી શું?" એટલું બોલતાંજ ઘણાકોને ગદા પ્રહારથી પ્રાણ મુક્ત કીધા. માત્ર જેઓ નાસી જવા પામ્યા તેટલાજ જીવતા રહી ગયા.

આ પ્રમાણે અહુમંદના સર્વ શત્રુઓનો વિનાશ કીધા પછી શૈબર પોતાની ગદાલઇ રાજમેહેલના ચોકમાં આવ્યો. તેની સાથે તે વખતે મુખ્ય વજીર હતો તેને તેણે પૂછયું, "અહીંઆં કોઇ એક રંડા છે, જે યંતર મંતરમાં પ્રવિણ એવી જોગણનું કામ કરે છે. તે મોટી દુષ્ટા છે અને મારા બનેવીની વિરૂદ્ધ કાવતરાં કરનારમાં શિરોમણી છે, એટલા માટે તેને હમણાંની હમણાં અહીં પકડી મંગાવ." મુખ્ય વજીરે તેને તાબડતોબ બોલાવી શૈબરની નજર આગળ ઉભી કીધી. તેને જોઇને શૈબર બોલ્યો, "ઓ બાદશાહની પ્રેરેલી દુષ્ટ દૂતી!! આજારીપણાનો ઢોંગ કરી સર્વ બાતમી કાઢી લાવનારી અને બાદશાહને દુષ્ટ સલાહ આપનારી તે તુંજ છે કેની? ઓ પાપણી! ભોગવ ત્યારે હવે તારા પોતાની દુષ્ટતાના ફળ!" એટલું કહી તત્કાળ તેણે પોતાની ગદા વડે તેણીને મારીને ચુર્ણ કરી નાંખી યમાલયમાં મોકલી દીધી. પછી શૈબર બોલ્યો, "આટલેજ બસ થયું એમ સમજવું નહીં, પણ મારા બનેવી અહુંમદ સાહેબને, તે બાદશાહ છે એમ જે કબુલ કરશે નહીં તે સર્વેને હું આ પ્રમાણેજ દેહાંત શિક્ષા કરીશ." ત્યારે ત્યાં ઉભેલા સર્વ મનુષ્યોએ "અહુંમદ બાદશાહ ચિરાયુ રહો! તેમનો જયજય હો!" એમ પોકાર કીધો. પછી ફરી સર્વે કહ્યું, "અહુમંદ બાદશાહનું રાજ અમર તપો!" એ પ્રમાણેનો મહાન હર્ષ ઘોષ કર્યો કે જેનો પ્રતિધ્વનિ સર્વત્ર પ્રસરી રહ્યો. અને લાગલીજ મુખ્ય વજીરે અહુંમદના નામની આખા રાજ્યમાં દુવાઇ ફે-રવી. શૈબરે પોતે સ્વહસ્તે અહુંમદને બાદશાહી પોશાક પેહેરાવ્યો, અને સિંહાસનારૂઢ કીધો; અને સર્વ લોકોએ અમે એને રાજપિતા માની એની સાથે પ્રજા ધર્મથી વર્ત્તીશું એવી પ્રતિજ્ઞા લીધા પછી શૈબર પોતાની બેહેન પરીબાનુને મોટા સંભારંભથી રાજધાનીમાં લઇ આવ્યો, અને અહુંમદ પાદશાહની આ પટ્ટરાણી છે એટલા માટે બાદશાહ પ્રમાણેજ સર્વેએ એનું માન રાખવું અને આજ્ઞા પાળવી જોઇએ એવી ચારે તરફ સખત તાકીદ કીધી. તે યક્ષિણીનું અતિ દિવ્યરૂપ જોઇને સર્વે ચિતભ્રમ ને મોહ વશ થઇ ગયા. તેનામાં નમ્રતા, વિનય, વિવેક, વિદ્યા, વિલાસ સાહિત્ય, વૈભવવિચાર, વસુધાની વનિતા કરતા વિશેષ હતા, ને તે સાક્ષાત્ દેવાંશી હોવાથી સર્વે તેને મોટું માન આપવા લાગ્યા.

**અહંમદ**ના આ પ્રકરણમાં રાજપુત્ર **અલ્લી** અને તેની સ્ત્રી **નૂરનિહાર** કોઇ પ્રકારે ભાગીદાર નહોતાં; એટલુંજ નહીં પણ તેમને આ વાર્ત્તાની ખબર સુદ્ધાં પણ નહોતી. એથી કરીને **અહંમદે** તેમનાપર રાજી થઇને પોતાના રાજ્યમાંથી એક મોટી જાગીર કાઢી આપી અને ત્યાં જઈને ખુશી આનંદમાં દિવસ નિર્ગમન કરો એ પ્રમાણે કહ્યું. તે પ્રમાણે તેઓએ ત્યાં જઇ પોતાના દિવસો સુખચેહેનમાં ગુજારયા. પછી **અહંમદે** રાજપુત્ર **હુસેન** જે દુનિયા ત્યાગીને બેઠો હતો તેની તરફ પોતાના રાજ્યનો એક નોકર મોકલીને અહિં બનેલા સર્વ પ્રકારથી જાણીતો કરયો અને કહાવ્યું કે, "તારે મારા રાજ્યમાંથી જોઇએ તે પ્રાંત અથવા જાગીર માંગી લેવી, તે આપવાને હું તૈયાર છું. માટે તું પોતાની વૈરાગ્ય વૃત્તિ છોડીને અહીં આવજે." આ પ્રમાણેની વિનંતી સાંભળી તે કામદારની સાથે **હુસેને અહંમદ**ને કહાવ્યું કે, "તેં પોતાનો બંધુધર્મ બરોબર બજાવ્યો છે, અને મને જે જે આપવા ઇચ્છયું છે તે સર્વને માટે હું તારો ખરેખર મોટો આભાર માનું છું, પણ હું જે પવિત્ર અને નિવૃત્તસ્થિતિમાં છું, તે મને ઘણીજ ઉત્તમ લાગે છે અને મારી ઇચ્છા એવી છે કે હું આ સ્થળે આજપર્યંત જેવો નિરૂપદ્રવપણે અને સુખ ચેહેનથી રહ્યો છું તેજ પ્રમાણે હવે પછી પણ નિવૃત્ત રહું ને વચ્ચે કોઇની અડચણ મને ન આવે તો પ્રભુનો મોટો આભારી થાઉં! મારી વૈરાગ્યવૃતિમાં મને જે આનંદ પ્રાપ્ત થાય છે તેવો અલૌકીક અમાયીક ને અશારીરીક આનંદ, મને બીજા કોઇથી લાગતો નથી. કદાચિત તને તારી સ્થિતિ બહારથી અતિ ઉત્તમ, વૈભવવાળી ને શ્રેષ્ટ જણાતી હશે, અને મારી અલ્પ જણાતી હશે; પણ તેમાં તું ખરો નથી. બહારના દેખાવપરથી અનુમાન બાંધવું વ્યર્થ છે. એકદમ અનુમાન બાંધતા વિચાર કરવો જોઇએ. જુદી સ્થિતિમાં આવેલો મનુષ્ય જુદી સ્થિતિવાળાને હતભાગ્ય, આધાર રહિત, ને જાણે ઇશ્વરે પણ તેનો ત્યાગ કીધો હોય તેમ ગણે છે, ને પોતાને માટે એમ અનુમાન બાંધે છે કે આવી સ્થિતિ સદાકાળ રહેશે. પણ તે એમ વિચારતો નથી કે ચિરંજીવ કંઇ અને કોઇ નથી. કાળનું ચક્ર એક ફેરો મારશે તેટલામાં આ જીંદગીના અનેક અવનવા ફેરફારો જણાશે. કુરૂપું સુરૂપું થશે, સુરૂપું કુરૂપું થશે. વૃધ્ધ યૌવનને પામશે, ને યૌવન વૃદ્ધાવસ્થાને પામી કાળના મોંમાં જવા જેવો થશે. તને તારૂં રાજ સુખ ચિરાયુ જણાય છે, પણ તેમ નથી. એમાં સતત સત્ય શ્રેષ્ટ

સ્થિતિવંત કંઇજ નથી. મારા અલ્લાહતાલાનું નામજ શ્રેષ્ટ ને હંમેશનું છે. ફકીરી એ અલ્લાહદ્વારે જવાનો મુખ્ય માર્ગ છે.

**વૈરાગે સુખ ઉપજે, તજે શોક સંતાપ;**
**પ્રભુ પામે તે સત્વરે, આત્મા છે નિષ્પાપ.**

એ ભલા કામદાર, જા જઇને આ સંદેસો **અહુંમદ** બાદશાહને મારા આશિર્વાદ સાથે કહે."

તુરત તે નોકરે સર્વ વર્તમાન નવા બાદશાહને નિવેદન કીધા. તે ક્ષણભર સ્થંભ્યો, વિરંભ્યો, ને સત્ય માર્ગને જાણ્યો. બહુ કાળ સુધી રાજ રિધિ સિદ્ધિ વૈભવ **અહુંમદે**, પોતાની યક્ષરાજ કન્યા સાથે ભોગવ્યો, ને અંતે ફકીરી ધારણ કરીને અલ્લાહતાલાની દરબારમાં ગયો.

---

## ઉપસંહાર.

આ પ્રમાણે એક હજાર ને એક રાત્રિ સુધી લલિત લલના લક્ષણવંતિ **શેહરાજાદીએ શેહેરીયાર** સુલતાનને નિત્ય નિત્ય નવિન નવિન મનોરંજક, મનમોહક, ચિતચોરક વાર્તાઓ, નાટક રીતે, ગાયન રીતે, કવિતા રીતે કહી બતાવી, ને તે સુણતાં સુલતાન એટલો બધો તો સંતોષને પામ્યો કે નિત્ય નિત્ય તેણે વાર્તા સાંભલવાની ખંતે પોતાની પટ્ટરાણીને પ્રેમચુંબન કરતાં જીવતી રાખી મુકી. સર્વ વાર્તામાં પટ્ટરાણીએ સ્ત્રી જાતિના પાતિવ્રત્ય માટે, તેના અલૌકીક ગૂણ માટે, તેના નિમકહલાલપણા માટે દ્દઢ મત ઠસાવ્યો. તેણે મરણનો ભય નહિ ધરતા પોતાના જીવપર મોટો જોખમ વેઠી જે પરોપકારનું કાર્ય કીધું તેથી સુલતાન વિસ્મિત થયો. તેનું લોકોત્તર ધૈર્ય, દિલ રીઝવવાની અપૂર્વ શક્તિ, અદ્દભૂત સ્મરણ શક્તિ, ચાતૂર્યકૌશલ્ય, પ્રેમ, હાવભાવ ને મનમોહન લટાછટા નિહાલી સુલતાને આ વાર્તાને અંતે તેને અનેક પ્રેમચુંબન કરી ગભરાવી મુકી અને પોતાનો પરમાનંદ પ્રદર્શિત કીધો.

**શેહેરાજાદી**—એ આપણી પટ્ટરાણી થવાને યોગ્ય છે એમ સુલતાનના મનમાં ઠસવાથી તે ઘણો મૌજમાં આવી ગયો. તેના મનમાં પ્રેમાર્ણવ ઉભરાયો, ને તે લલીત મૂર્તિને પાસામાં લઇને, દૃઢાલીંગન કરતો બોલ્યો, 'ચિત્તચોરટી મધુરી પ્રિયા, તારી પાસે જે ચમત્કારી વાર્તાનો ખજાણો ભરેલો છે તે સમુદ્રના પાણી ખુટે નહિ ત્યાં સુધી કદીપણ ખુટનાર નથી, એવી મારી

સંપૂર્ણ ખાત્રી થઇ છે. તેં આજ દિન્ન સુધીમાં જે જે અત્યંત ચમત્કારીક અને અદ્ભુત મનોરંજક વાર્તા કીધી છે તે એવી તો સુરસ, આનંદદાયી, મનમોહક છે કે તેથી મારો અસમ્ય પ્રચંડ ઉગ્ર કોપ શાંત પડયો છે. નિત્ય નિત્ય નવિ નવિ સ્ત્રી સાથે લગ્ન કરવાં, તેને એક રાત્રી ભોગવવી, ને બીજે દિવસે તેનો શિરચ્છેદ કરી કાગડા કુત્રાને સ્વાધિન કરવી એ જે મારો નિયમ તેનો તેં ભંગ કરાવ્યો છે. તું મારે યોગ્ય ગૃહીણી છે, ને તું મને સર્વ રીતે સુખ આપશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. મારે હાથે મારા નિયમને યોગે અનેક નિરપરાધી સ્ત્રીઓનો નાશ થયો હોત, પણ તારી પરોપકારી બુદ્ધિને ને તારા ચાતૂર્યને યોગે અનેક સ્ત્રીના પ્રાણ બચ્યા છે એ મહા પૂણ્યનું જે કામ તેં કીધું છે, તેનો બદલો તો તને અલ્લાહતાલા આપશે; પણ હું તને કહું છું કે જા આજથી તું મારી પટ્ટરાણી થઇ છે."
સુલતાનની આ અતિ અલૌકીક, અગાધ, અકલ્ય કૃપા બદલ **શેહેરાજાદી**, સુલતાનને પગે તત્ક્ષણે પડી, તેના પાદનું પ્રેમપૂર્વક પાન કીધું, ને કહ્યું, "નેત્રમણી નાથ, તમારી આ અતિ સુમનની વિશાળબુદ્ધિની નિરભિમાની ગુણગ્રાહી કૃપા માટે કેમ આભાર માનું તે મને સમજાતું નથી! અહો કરુણાસાગર નાથ! આ લોંડીથી સહજ પણ આપ પ્રાણનાથની આજ્ઞા લોપાઇ હોય તો તે મનમાં ન લાવતા, રીશ ન ચઢાવતા, મૌજી બનીને આ વાર્તાઓ સાંભલી એજ મજપર મોટી કૃપા થઇ છે, અને તેમાં આ વર્તમાન—!" આટલું બોલતા તે ગદગદીત થઇ આનંદાશ્રુ વરસાવતી પ્રિતમ—કંથને કંઠે કંપતા કંપતા કોટી કરી કરુણાગ સ્વર બોલતી લપટાઇ ગઇ!

મુખ્ય મંત્રી—**શેહેરાજાદી**ના પિતા આગળ દરબારભુવનમાં સુલતાને આ વાર્તા કહી, ને તે વાર્તા આખા નગરમાં ક્ષણમાં પસરી ગઈ. લોકોએ સુલતાનની મોટી સ્તુતિ કીધી. પછી વિવાહ સમારંભ મંડાયો. રાગ તાન ને નાચ મુજરા, ગવૈયા બજવૈયા ને ભવૈયાએ જારી કીધા. શેહેરમાં રંગઆમણાઇનો પાર નહોતો. જ્યાં ત્યાં થૈથૈકારનો પોકાર થવા માંડયો. સુલતાને કાજીને બોલાવીને ફરીથી લગ્ન કીધાં; ને સકળ પ્રજાએ ઇચ્છયું કે સુલતાન સુલતાનાનું પ્રેમ જોડું દીર્ઘાયુષ્ય રહો.



**દયારામકૃત કાવ્યસંગ્રહ**—કવિ નર્મદાશંકરે રૂ ૧૦ વાળું જે દયારામ કૃત છપાવ્યું હતું તેની આ ત્રીજી આવૃત્તિ છે. ગિલીટના નામ સાથનાં પાકાં પુઠાં છે. **વધારામાં** સતસૈયા, જે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને ઘણા ઉપયોગી છે, તેની સંપૂર્ણ ટીકા આપી છે. કિમ્મત ઘણી સસ્તી, રૂ ૨-૮-૦. ટપાલ ૪ આના.

**રાજતેજોમયી મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર**—જ્યુબીલી પ્રસંગ માટેજ નહિ, પણ સદાકાળ યાદ રાખવા યોગ્ય એક ઉચ્ચ સદ્‌ગુણોથી ભરેલું સંસારી જીવનચરિત્ર, લાયબ્રેરીઓમાં રાખવા લાયક, છ સુંદર ચિત્રો સાથે. મુખપૃષ્ઠનું ચિત્ર કોઈપણ ગુજરાતી ગ્રંથમાં આપવામાં આવ્યું હોય તેથી ઘણું સરસ. સઘળા વર્તમાનપત્રોએ ભલામણ કીધી છે કે કન્યાઓને માટે તે ઘણું ઉપયોગી છે. કિમ્મત રૂ ૪) ટપાલ ૪, આના. આ પુસ્તક સરકારે લાયબ્રેરી તથા ઇનામમાં આપવા માટે ખાસ પસંદ કીધું છે. એમ કેહેવામાં આવ્યું છે કે એના જેવું ચરિત્ર બીજું લખાયલું નથી.

**ધીરાવતી**—શેહેનશાહ અકબર, પ્રતાપિ મોગલ મહારાજાની જીંદગીનું, રાજકાજનું અત્યુત્તમ ચરિત્ર. સાથે એક સદ્‌ગુણ સંપન્ન સ્ત્રીના પતિવ્રતપણાની વાર્ત્તા છે. ગુજરાતી ભાષામાં ઘણી વાર્ત્તાઓ નિકળી છે, પરંતુ આ એક એવી વાર્ત્તા છે કે તેમાંથી ધર્મ જ્ઞાન, ઇતિહાસ, આનંદ ને સંતોષ એકે સામટા મળે છે. શેહેનશાહ અકબરે કેવા પ્રકારે પોતાનું આયુષ્ય ગાળ્યું છે તેની આના કરતાં કોઈ રીતે વધારે હકીકત મળી શકે તેમ નથી. વાર્ત્તાનો મુખ્ય પાયો ખરી હકીકતપર રચાયો છે. પૃષ્ઠ ૩૦૦, કિમ્મત રૂ ૧-૧૨-૦. ટપાળ ૨ આના.

**નર્મ કવિતા**—કવિ નર્મદાશંકરની રચેલી સઘળી કવિતાનો મોટો સંગ્રહ કવિતાનાં સઘળાં ટિપ્પણો સાથે ને કવિના જીવનચરિત્ર સાથે. આ જીવનચરિત્ર મરહુમ સ્વર્ગવાસી મી. નવલરામ લક્ષ્મીરામે લખેલું છે. તેમજ ગ્રંથની પ્રસ્તાવના પણ તેમનીજ છે. અગાઉ તેની કીમત રૂ ૧૫ હતી. હાલ, કવિએ નહિ છપાવેલી એવી પણ સર્વ કવિતાઓ તેમાં ઉમેરી છે છતાં કીમત રૂ ૭. ટપાલ આઠ આના. પૃષ્ઠ ૧૨૦૦.

**ગંગા**—એક ગુર્જર વાર્ત્તા. જે આધુનિક હિંદુ કુટુંબના ચિત્રનો નમુનો છે. એના જેવી સરસ વાર્તા થોડીજ બહાર પડી હશે. એની ઘણી થોડી નકલો બાકી રહી છે. કિમ્મત રૂ ૧-૮-૦. ટપાલ ૨ આના.

**રાસેલાસની કથા**—ડા. જૉનસનના એક સરસમાં સરસ નિબંધ-કહો કે વાર્ત્તાનું ભાષાંતર, ચિત્રો તથા સુધારા સાથે. એ ગ્રંથ સુખમાં છકી જતા તરૂણને બોધ દેનારો, ને દુઃખમાં ધીરજ આપનારો છે. ઈહલોક ને પરલોક એ શું છે તેનું ઉત્તમ શિક્ષણ એ આપે છે. કિમ્મત રૂ ૧). ટપાલ એક આનો.

**ધર્મવિચાર**—કવિ નર્મદાશંકરના છેલ્લા નિબંધોનો સંગ્રહ કિમ્મત રૂ ૦-૧૦-૦, ટપાલ એક આનો. [ઘણી થોડી નકલ બાકી છે.

**હાજીબાબાનાં સાહસકર્મો**–એક ઘણી સરસ રમુજી વાર્તા જેમાં મુસલમાન કોમની સ્થિતિનું યથાસ્થિત ચિત્ર આપવામાં આવ્યું છે. વાર્તા ગમ્મત આપે તેવી. કીંમત રૂ ૧–૪–૦. ટપાલ એક આનો.

**પંડિત ભગવાનલાલ ઈંદ્રજીનું જીવનચરિત્ર**–લખનાર મી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક. કીંમત છઆના. ટપાલ છપૈ.

**ગંગા ગોવિંદસિંહ**–અંગ્રેજોના પ્રારંભકાળના જુલમાતની એક કરૂણાજનક વાર્તા. વોરન હેસ્ટીંગ્સના વખતમાં બંગાલામાં કેવા કેવા ત્રાસદાયક કર્મો થયાં હતાં. કેવા કેવા પ્રકારે લોકોના જાનમાલની ધાસ્તી હતી તેનું યથાર્થ વર્ણન, એક વાર્તારૂપે લખાયલું છે. એ એક બીજી રાજકીય કાદંબરી છે. કીંમત રૂ ૦–૧૨–૦. ટપાલ એક આનો. પાકાં પુઠાનો રૂ ૧).

**બહારવટિયાની સ્ત્રી**–એક સરસ વાર્તા. કિમ્મત આના ચાર. ટપાલ છ પૈ.

**યમસ્મૃતિ**–મૂળ સંસ્કૃત તથા ભાષાંતર સહિત. કિમ્મત આના બે. ટપાલ છ પૈ.

**શ્રીમદ્ભાગવત**–પ્રસિદ્ધ કવિ વિપ્રવલ્લભકૃત ૧૧ સ્કંધ–તથા કવિશિરોમણી **પ્રેમાનંદકૃત દસમસ્કંધ** સહિત. મુખપૃષ્ટનુ ચિત્ર ૧૨ રંગથી છાપેલું તથા બીજાં ૧૨ સુંદર ચિત્રો છે. પુઠાંપર કૃષ્ણ પરમાત્માનું ગીલ્ટનું ચિત્ર મુકેલું છે. પાકાં પુઠાં. ચાર જાતની ભગવદ્ગીતા પણ એમાં સમાવેલી છે. ડેમી કવોરટો સાઈઝના પૃષ્ટ ૭૦૦ રૂ ૭–૦–૦ અગાડીથી. પાછળથી રૂ૧૦). ટપાળ રૂ ૧).

☞ આના જેવો સસ્તો ગ્રંથ ગુજરાતીમાં એક પણ પ્રસિદ્ધ થયો નથી. સર્વે ધાર્મિક વૈષ્ણવોને માટે આના જેવો સુંદર સારો ગ્રંથ કદી પણ મળનાર નથી.

**દશકુમારચરિત્ર**—કાલિદાસ કવિના સમકાલીન કવિ દંડીકૃતનું આ સરસ–સરળ ભાષાંતર છે. આ એક ઘણી સરસ વાર્તા છે, જે મનને ખુશ કરે તેવી કિમ્મત રૂ ૧-૦–૦. ટપાળ રૂ ૦–૨–૦.

**અધ્યાત્મરામાયણ**–વેદાંતના જ્ઞાનવાળો, શ્રીરામચંદ્રના ચરિત્રવાળો આ એક સરસ ગ્રંથ છે. પૃષ્ટ મોટા રાયલ સાઇઝના ૩૮૩ છે. કિમ્મત રૂ.૨–૮–૦ ટપાળ આના ચાર.